રજી. નં. જી/૩૭૪






મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ ] તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૦મું ] સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ માગશર વદ ૦))ને શનિવાર તારીખ ૨—૧—૧૯૬૫ [ અંક ૪૦મો

# શિક્ષણ અને ચારિત્ર્ય

લેખક : શ્રી સ્નાતક સત્યવ્રતજી કામદાર, માતૃ ગ...

અત્યારના શિક્ષણમાં ચારિત્ર્યને કંઈ સ્થાન છે કે નહિ, અને જો હોય તો કેટલે અંશે એનો જવાબ દેવાનું તો હું આધુનિક શિક્ષાગુરુઓ ઉપર છોડું એ જ સમયોચિત ગણાશે. પણ સંસારની શિક્ષણ પદ્ધતિની જનની પ્રાચીન ભારતની ગુરુકુલ પ્રણાલિ છે એમ વિચારકો માનવા લાગ્યા છે. ઈટન કે હેરો હોય કે કેમ્બ્રિજના જગવિખ્યાત વિશ્વ વિદ્યાલયો કેવળ તેના શિક્ષણાલયોને લીધે જ જગ વિદિત નથી થયાં. એ થયાં છે તેમના શિક્ષણાલયો સાથે રહેલા આશ્રમાલયોને લીધે, જ્યાં વિદ્યાર્થીઓ સાથે નિવાસ કરી અભ્યાસમાં પારંગત બને છે. એ આશ્રમ વિદ્યાલયો Residential Universitiesના ઉગમ તરફ જઈશું તો પ્રાચીન યુનાનના પાઈથાગોરસ અને સોક્રેટીસ યા કોઈ મહાત્મા કન્ફ્યુશીયસ કે કોઈ ઈબ્નબતુતાના ગૃહવિદ્યાલયો Residential Schools જડશે. જ્યાં ગુરુઓને ઘેર શિષ્યો ઘડાતા. એ જ પ્રણાલિકા બૌદ્ધ કાળમાં નાલંદા અને તક્ષશિલાના વિશ્વ વિદ્યાલયોમાં ચરણ સીમાએ વિકસેલી હતી, જેમાં એક સાથે દસ દસ હજાર શિષ્યાનું લાલન પાલન, શિક્ષા-દિક્ષા અને સંસ્કાર-ચારિત્ર્ય ઘડાતાં, ભારતની સંસ્કૃતિએ દસ હજાર વિદ્યાર્થીઓના એવા ગુરુ-પિતાને 'कुलपति' એવું ગૌરવશાલિ બિરુદ સમર્પ્યું, જ્યાં રાત અને દહાડો ગુરુઓના સતત સંપર્કમાં રહી, જગતની જંજાળોને દૂર કરી બાલ્યકાળથી આયૌવન છાત્રો સ્વાધ્યાય અને જીવન ઘડતરના મહાન કાર્યમાં રચ્યાપચ્યા રહેતા. એ સમયમાં ભારતે જગતને ચરણે ધર્મપાલ અને અશ્વઘોષ, દિપંકર અને શ્રીજ્ઞાન, કુમારિલ અને જગદ્ગુર જેવા સમર્થ પ્રચારકો અને વિદ્વાનો ભેટ ધર્યા. એ વિશ્વવિદ્યાલયોના પણ મૂળને જો શોધવા જઈશું તો ગંગા અને યમુના ગોદાવરી અને સિંધુ કાવેરી અને નર્મદા દશયુતી કે સરયુના સુરમ્ય તટે નાના મોટા અનેક આશ્રમો પરાપૂર્વકાળથી વિકસી-વિલસી રહેલા જણાશે. આર્ય સંસ્કૃતિના પ્રતીકશા એ ગુરુકુલો હતાં. ભગવતી શ્રુતિએ તેનું વિધાન કરેલું કે

उपव्हरे च गिरीणां, संगमे च नदीनां
धियो विप्रा अजायत !

નદીઓના સંગમ ઉપર કે ગિરિમાળાની ઉપત્યકા પર આશ્રમો રહેતા. એ વન કાંતારોમાં વસીને ભારતના વિપ્રોએ ધી :- બુદ્ધિની ઉપાસના આદરેલી અને પ્રભુ ચિંતનમાં નિર્મળ બુદ્ધિની તેમની પ્રાર્થના, રોજની પ્રાતઃ-સાયં સન્ધ્યોપાસનામાં અગ્રસ્થાન પામી ! ચારેય વેદોના સાર સમાન ગાયત્રી મંત્ર તેની સાક્ષી પૂરશે કે :

तत्सवितु र्वरेण्यं भर्गो देवस्य धी महि !
धियो योनः प्रचोदयात् !!

તે સકલ જગદુત્પાદક દિવ્ય ગુણાગાર પરમ પ્રભુના વરણ યોગ્ય તેજનું ધ્યાન ધરીએ, જે આપણી બુદ્ધિને શુભ કાર્યોમાં પ્રેરણા આપે !

જેની બુદ્ધિ નિર્મલ હોય તેના સર્વશુભંકર યત્નોમાં શી ખામી હોય ? આજે જગત મૃત્યુને આરે ઊભું છે. અણુયુગનો જમાનો, મિથ્યાબલપ્રદર્શન અહંપોષક સ્વાર્થ સાધનતત્પર, બિભીષિકોત્પાદક બની જઈ આજે સમગ્ર જગતની શાંતિ હરી લઈ સૌને ડારી રહ્યો છે. ભય અને અવિશ્વાસ, છળ પ્રપંચ અને જૂઠનું વાતાવરણ ચોપાસ ફેલાઈ રહ્યું છે. એક બાજુ થોડાકની અઢળક સંપત્તિ અને બીજી બાજુ મોટા ભાગની ભૂખ અને મહામારી વચ્ચે ગડમથેલાં ખાતી માનવ જાત त्राहिमाम् પોકારી રહી છે, અને સાચે જ ભવ્ય ભૂતકાળવાળા વિશ્વજનીન ભારત તરફ આશાની મીટ માંડી રહ્યાં છે ! ભારત સૃજન જુના સંદેશ સાથે જગતને બોધે છે કે

धियो योन : प्रचोदयात् ।

પ્રભુ કૃપા કરે અને અમ જગતના માનવીઓની બુદ્ધિને શુભ કાર્યોમાં-જગતના કલ્યાણમાં પ્રેરે !

અગર આજના વિજ્ઞાનશાસ્ત્રીઓને ભારતની સંસ્કૃતિનો એ અજર-અમર સંદેશ-धियो योन : प्रचोदयात् સંભળાય અને તેમની બુદ્ધિનો ઉપયોગ જગતના કલ્યાણ માટે કરે તો માનવી માટે આ નાનકડી પૃથ્વીજ નહિ સમગ્ર બ્રહ્માંડ ખુલ્લું થઈ જાય ! પ્રભુની નિર્મર્યાદ સૃષ્ટિમાં માનવને પછી શાની ખોટ રહે ? અનંત લોક લોકાંતરો અને ગ્રહ ઉપગ્રહોની એ વિશાવંતામાં તે ક્યાંનો ક્યાં સમાઈ જાય ! એ ચમત્કાર હવે કાલ્પનિક નથી. કૂતરાં-બિલાડાં, માખી અને વાંદરા પણ એ અનંત અવકાશની સહેલ કરી આવ્યાના વૃત્તાંતની શાહી હજી સૂકાઈ નથી. એ બધું માનવબુદ્ધિને માટે તદ્દન શક્ય છે. મૂર્ખાઓના શબ્દકોષમાં 'અશક્ય' શબ્દ રહી જાય એવી ભવ્ય સંભવિતતા રહેલી છે, પણ તે ક્યારે, ક્યારે ? માત્ર એક જ પ્રાર્થના કે

धियो योन : प्रचोदयात्

બુદ્ધિ જગતના કલ્યાણપંથે વિચારતી થાય ત્યારે ! પણ એ 'ત્યારે, જ મોટી વાત છે !' આજ ભલે નહિ તો આવતી કાલે પણ જગતના માનવીને એ વેદ-સંદેશ અપનાવ્યા વિના ગત્યંતર નથી, છૂટકો નથી. સિવાય કે તેને 'विनाश'-

( જુઓ પાન ૭ )



# ઇશાવાસ્યોપનિષદ્

લેખક : શ્રી પં. મયાશંકરજી શર્મા

શિષ્ય. ગુરુજી, ઇશ એટલે ઇશ્વર. અમરકોષ આદિકોષ-ગ્રંથોમાં ઇશ્વર શબ્દ શિવ આદિ નામોમાં ગણાવેલ છે. પૌરાણિક વિદ્વાનોની કલ્પના પ્રમાણે ઇશ એક વિશિષ્ટ આકૃતિ-વાળા દેવનું નામ છે. આ દેવનું વાહન બળદ છે, તેમનાં પત્નીનું નામ પાર્વતી છે. તેને બે પુત્રો છે. એકનું નામ કાર્તિકેય સ્વામી છે અને બીજાનું નામ ગણપતિ છે. કાલિદાસ આદિ કવિકુલગુરુઓ जगतः पितरौ वन्दे पार्वतीपरमेश्वरौ આદિ વાકયોથી તેમનું સ્તવન કરે છે. આ કારણથી ઇશ્, ઇશ્વર અને વિષ્ણુ દેવો જુદા જુદા હોઇ ઈશ્ શબ્દથી વિષ્ણુનું ગ્રહણ થઇ શકે નહિ. આ ઠેકાણે પણ એજ ઇશ્વર અર્થાત્ શંકરનું ગ્રહણ થાય છે એમ કેટલાક વિદ્વાનો માને છે. શું એ વાત સાચી છે ?

ગુરુ : આ મંત્ર વેદનો છે અમર કોષ આદિ ગ્રંથોને આધારે વેદના મંત્રોનો અર્થ થઇ શકે નહિ. વેદના મંત્રનો અર્થ સમજવા માટે તો નિઘંટુ, નિરુક્ત આદિ વૈદિક આર્ષ ગ્રંથોનો આધાર લેવો જોઇએ. વિવિધ દેવ વ્યક્તિઓની પૌરાણિક કલ્પના પણ વેદના અર્થો સમજવા માટે નકામી છે. વેદમાં એકજ નિરંજન, નિરાકાર, સચ્ચિદાનન્દસ્વરૂપ પરમાત્માનું નિરૂપણ છે. એક જ ઇશ્વરને બદલે જુદી જુદી ઇશ્વર વ્યક્તિઓ સ્વીકારવી એ માનવ જાતને ભૂલાવામાં નાંખે છે. પરમાત્મામાં ભેદ માનનારને સત્ય કદિ પણ મળતું નથી અને એથી એ દુઃખોથી મુક્ત પણ થઇ શકતા નથી. પરમાત્મા એક જ છે અને એનાં વિષ્ણુ આદિ અનેક નામો માનવામાં કશોજ દોષ નથી. પરમાત્મા સર્વકલ્યાણગુણોનું ધામ છે અને સર્વશક્તિમાન્ પણ છે, એટલે એ બહુ નામી હોઇ શકે છે, एकं सद् विप्रा बहुधा वदन्ति આ ઋગ્વેદના મંત્રનું વાકય છે. તેમાં સ્પષ્ટ જણાવ્યું છે કે સત્ એક છે, વિદ્વાન્ લોકો એ સત્ પરમાત્માને અનેક નામોથી સંબોધે છે અને ઉપાસે છે, માટે વિષ્ણુ આદિ નામો પણ પ્રકરણાનુસાર એક જ ઇશ્વરનાં વાચક છે. જેઓ ઋષિ નથી એવા બહુશ્રુત લોકોથી પણ વેદોને ભય છે. કારણ કે એ લોકો વેદોનો અનર્થ કરી નાખે છે.

कस्य स्विद् धनम् ધન કોનું છે ? ધન એટલે જડ અને ચેતન સંપત્તિ કે જેને થોડા વખત સુધી માનવ જાત ભોગવે છે, द्वये हि प्राजापत्या: પ્રજાપતિ એટલે પ્રજાના સ્વામી પરમાત્મા તેના બે માનવ પુત્રો છે. એક સુર અને બીજા અસુર. ગીતામાં આને દૈવી સંપત્તિવાળા અને આસુરી સંપત્તિવાળા કહેવામાં આવ્યા છે. આસુરી સંપત્તિવાળાને અસુર કહે છે, આ વર્ગમાં મોટે ભાગે નાસ્તિક લોકો હોય છે. નાસ્તિક લોકોને પુનર્જન્મ અને ઇશ્વરમાં વિશ્વાસ હોતો નથી. તેઓ ઉપરના પ્રશ્નનો ઉત્તર આપે છે કે ધન અમારું છે. 'જેની લાઠી એની ભેંસ એ' કહેવત પણ આ બાબતનું સમર્થન કરે છે. જે બળવાન હોય છે તેનું જ ધન હોય છે. શરીર મન અને આત્મા આ ત્રણેથી જે બળવાન હોય તેજ ધનનો ઉપભોગ કરી શકે છે. ઉપનિષત્કારને આ પ્રશ્ન મહત્વનો કેમ લાગ્યો તે સમજાતું નથી. અમેરિકા બળવાન દેશ છે. શું એના ધનનો એ સ્વામી નથી ? કોઇ એને પૂછયા વગર અથવા એની સંમતિ વગર એના ધન ઉપર નજર તો કરી જુએ. એને ય ખબર પડે કે બળવાનનું ધન નિર્બળ કેવી રીતે લે છે ? બીજી તરફ જુઓ નિર્બળ ભારતનું કેટલુંક ધન બળવાન્ ચીન હડપ કરી ગયું. ગીતામાં પણ શ્રીકૃષ્ણ કહે છે કે બળવાન અસુરો એમ માને છે કે ईश्वरोहमहं भोगी सिद्धोऽहं बलवान सुखी ! आढयोऽभि जनवांनस्मि कोऽन्योऽस्ति सदृशो मया ! यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिता:।।

હું ઇશ્વર છું, હું ભોગી છું, હું સિદ્ધ છું, બળવાન છું સુખી છું, કુળવાન છું, મારા જેવો બીજો છે કોણ ? હું દાન આપીશ, યજ્ઞ

( જુઓ પાન ૬ )




તંત્રીસ્થાનેથી

## રાષ્ટ્રીય એકતા તોડતા બળોનો અસ્ત કરો

અમાસની અંધારી રાતે શિયાળીયા બરાડી ઉઠી સ્મશાનની ભયાનકતાની છડી પોકારે અગર સૂર્યપ્રકાશ થતાં ચામાચિડિયા ઈધર ઉધર ફફડાટ કરી ચીં ચીં ચીં કરવા મચી ઊંધે મસ્તકે લટકવા મંડી પડે અને જગત્ આખાને ઊંધી ખોપરીથી માર્ગ-દર્શન આપતા હોય તેવી અદાકારી દાખવી રહે તેવું આજે આધુનિકતાવાદના હિમાયતી મેકોલેના માનસ પુત્રો જેવા સાહિત્યકારો ખાસ કરીને ગુજરાતમાં તો જરૂર આચરી રહ્યા છે. એથી શરમ અને દુઃખ બન્ને ઉપજે છે.

વિદેશી પંડિતોના પડછાયા જેવા આપણા સંસ્કૃતજ્ઞ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ગણાતા પ્રોફેસરો પણ નથી વેદના અભ્યાસ કરતા કે નથી એના અંતઃપ્રકાશને ઝીલવા મથતા. નથી વેદમહર્ષિ દયાનંદની રાષ્ટ્રીયતાની આધારશીલા સમી વેદભક્તિ કે વેદ ગંગાના શુદ્ધ પ્રવાહને પહેરાવવા મથતી ભગીરથશક્તિને વંદના ઝીલતા કે વિચારતા, નથી દયાનંદીય વેદપ્રકાશને, ધન્ય ધન્ય ઉચ્ચારી ઝીલવા મથતા યોગીવર અરવિંદની વેદરહસ્ય ગાથાને વાંચતા, વિચારતા કે અનુભવતા. પણ આ અહંમન્ય સંસ્કૃતજ્ઞ અને વેદજ્ઞો સાયણ–માધવ–મહિધર–ઉવ્વટ અને ભારતીય સંસ્કૃતિને બહારથી વખાણતા અંતરથી વામણી કરવા મથતા પરદેશી ખ્રિસ્તી સંસ્કૃતજ્ઞ પંડિતોને અનુસરે છે. ડોલરરાય માંકડ અને રસિકલાલ પરીખ જેવા પીઢ અને પ્રૌઢ પંડિતપ્રવર સાહિત્યકારોને પણ આ મંડળીમાં જ સમાતા જોઈ કયા રાષ્ટ્ર ભક્તને દુઃખ અને શરમ ન ઉપજે? આર્ય વેદજ્ઞોનું કર્તવ્ય છે કે આ બન્ને મહાનુભાવો અને તેમના જેવા પરપ્રકાશી સાહિત્યકારોને વેદભાસ્કરના સ્વંતઃપ્રકાશથી ઉજવળ કરે અને તેમની રાષ્ટ્રનિષ્ઠાને પ્રગટાવવામાં તેમને પૂર્ણ સહાયતા કરે. રાષ્ટ્રીય એકતા અને ભારતીય સંસ્કૃતિના પૂર્ણ સ્વરાજ્યની આધારશીલા વેદની સાચી, પૂર્ણ અને યોગાર્થ સમજ છે. રાષ્ટ્રની એકતાને સર્વોચ્ચ સ્થાન આપનારની એ પવિત્ર ફરજ આપણા પંડિતો અને સાહિત્યકારો જલદી સમજે એ જરૂરનું છે. રાષ્ટ્રની એકતા સાચવનાર ધર્મ અને સંસ્કૃતિના શુદ્ધ વૈદિક, આર્યાવર્તીય, સત્ય અને પ્રેમપ્રકાશિત મૂળ સ્વરૂપને છાવરી દેવા સંસ્કાર સંકરના આધુનિકતાવાદી અહંમન્યો મથી રાષ્ટ્રીય શક્તિને તોડી રહ્યા છે.

ભાષા અને જાતિ રાષ્ટ્રીય એકતાના અનિવાર્ય સાધારસ્થંભો હોય છે. ઈઝરાઈલ જેવો નાનકડો નવસર્જિત દેશ હિબ્રુભાષા અને યાહુદી જાતિની એકતા વંદનીય, અનુકરણીય ભક્તિ અને શક્તિથી સ્થાપી રહ્યો છે અને જગતસમસ્તની શાબાશી મેળવી રહ્યો છે. સમૃદ્ધ, સુસંપન્ન, સુસંસ્કૃત, શક્તિકેંદ્ર બની રહ્યો છે ત્યારે ચૌદ પ્રાદેશિક ભાષાના હિમાયતીઓની ભયંકર રાષ્ટ્રદ્રોહી, બુદ્ધિભેદ કરવાની અવળી નીતિથી આપણી રાષ્ટ્રીય એકતા તૂટી રહી છે અને ફરી ગુલામી નોતરી રહી છે. કોમીવાદ, સામ્યવાદ અને આધુનિકતાવાદના રાહુ જેવા રાક્ષસો ભારતીય સ્વાતંત્ર્યને ગળી જવા તત્પર ખડા છે ત્યારે આપણા ઉમાશંકરો, ઝીણાભાઈઓ અને ઠાકોરભાઈઓ રાષ્ટ્રભાષા હિન્દીને ઋષિ, મુનિઓ, સૂર, કબીર, તુલસી, નાનક, દાદુ, રહીમ, ખાનખાનાહે આપેલા દયાનંદ, ગાંધી, રવીન્દ્ર, અરવિંદે સ્વીકારેલા રાષ્ટ્રીય એકતાના અનિવાર્ય બળ તરીકેના સ્થાનેથી છિન્નભિન્ન કરી દેવા મથી રહ્યા છે. ભેંસ ભડકે તેમ "હિન્દીના સામ્રાજ્યવાદ"ની મનઘડન્ત ગૂલબાંગ ઉરાડી ભારતીય સંસ્કૃતિને સ્થાને સંસ્કારસંકર સ્થાપવા મથતા આ ભારતીય નરપૂંગવોની અકાંડતાંડવ લીલા જોઈ રાષ્ટ્રીય એકતાના કયા ભક્તને દુઃખ અને શરમ નહિ ઉપજે? અમર શહીદ શ્રદ્ધાનંદજી અને રાષ્ટ્ર સેનાની સરદારની રાષ્ટ્રનિષ્ઠા એમને સદબુદ્ધિ આપે એવી અમારી પ્રભુચરણે પ્રભુ પ્રાર્થના.

સિનેમાના નટનટીઓની લીલાના છાપાંમાં નિંદનીય વર્ણનો છાપી રાષ્ટ્રના બાળકો અને નવજુવાન ભાઈબહેનોને જ્ઞાન, દર્શન, ચારિત્ર્યવિહિનતાના પંથે હાંકી રાષ્ટ્રશક્તિને તોડવા મથનાર [illegible]મફેરી, ચિત્રલોકી, સિનેલોકી, સાહિત્યકારો અને રેડિયો ઉ[illegible]ત ગાનતાન પ્રસારનાર રાષ્ટ્રશત્રુ રેડિયો [illegible] કલેજે નૈતિક અને આધ્યાત્મિક ખૂન કરી રહ્યા છે. દેશ, ભાષા, જાતિ, ધર્મ અને સંસ્કૃતિની વૈદિક એકતા અને પરંપરા જાગૃત કરવા મથતા [illegible] બળોને આ અનાર્ય બળો પરાસ્ત કરવા મથે છે. આર્યતાના પૂજક રાષ્ટ્ર ભક્તોનું કર્તવ્ય છે કે રાષ્ટ્રની એકતા અને શક્તિને તોડવા મથતા બળોનો હર જગાએ હર પળે તમામ શક્તિથી સામનો કરે. પ્રભુ આ આસુરિક બળોને અસ્ત કરવાની શક્તિ રાષ્ટ્રમાં પ્રગટાવે એ જ પ્રભુચરણે પ્રભુ પ્રાર્થના.

---

## ખાંભી

સંપાદકઃ—શ્રી કૃષ્ણદેવ બળદેવભાઈ આર્ય

સંસ્કારભૂષણ; વિનીત

પડયાં દિલે તૂટેલ હૃદયનાં અહીં આંસુડાં,<br>
અને અહીં હશે સમાધિ કો વીરની— ધ્રુવ૦ ૧<br>
મચ્યાં હશે તુમુલ યુદ્ધ સમરાંગણે,<br>
ઘૂમ્યો સપૂત રક્ષવા ટેક નીજ દેશની— ૨<br>
મર્યો છતાં બચાવી લાજ ભગિની તણી,<br>
શહીદ દેવડી બની સપૂતની— ૩<br>
કુંજે મધુર ગીતડાં શહીદ શૌર્યનાં<br>
ભર્યા ઉદર ભાવ ઠાલવ જ કોકિલા— ૪<br>
મયુર નૃત્ય તે સમીપ આદરે,<br>
વદે ખરે જ ધન્ય જીવન છે શહીદનાં— ૫<br>
**પડયું શરીર તોય તે અમર આજ છે,**<br>
જીવ્યો કપૂત તોય મૃતવત ખરે— ૬<br>
ફૂલેજ છાતી દેશની આજ દેવડી,<br>
નિહાળીને સપૂત ગાથા ઉચ્ચારતાં. ૭<br>
**મળે ન સર્વને શહીદ માર્ગ તે**<br>
**મળે મહાન પૂણ્ય પુંજ હોય તો—** ૮

(નોંધઃ—સ્વ. શ્રી બળદેવભાઈ આર્યના પ્રગટ થનાર કાવ્ય-સંગ્રહ (સંપાદિત: કૃષ્ણદેવ આર્ય)નુ એક પાનું)

# એ રાધા હતી કોણ? રાધા હતી કૃષ્ણની મામી!

રાધેકૃષ્ણ! રાધાવલ્લભ, રાધામોહન, રાધારમણ, રાધાસ્વામીને રાધેશ્યામ!! કેવી મહાભાગ્યશાળી છે આ રાધા? કેવું તપ કર્યું હશે એણે કે ત્રણ લોકનો સ્વામી એને આધીન! કોણ હતી આ રાધા? કૃષ્ણની સાથે એનો સંબંધ કેવો? હાં, જાણનારા જાણે છે કે રાધા કૃષ્ણની પત્ની નહિ પ્રેયસી હતી. પ્રેયસી ખરી, પણ રાધાને કૃષ્ણનો સંબંધ શુદ્ધ સાત્વિક હતો. કહે છે કે રાધા કૃષ્ણ કરતાં પાંચ વરસ મોટી હતી! અરે કોક કહે છે કે બે વરસના કૃષ્ણની સાથે જ રાધા પ્રેમમાં પડેલી! બાર વરસનો કૃષ્ણ થતાં તો રાધાથી દૂર થઈ ગયા કૃષ્ણ. પાછા મળ્યા ૮૦ વરસની ઉમરે. આવું નાટક લખ્યું ચતુરસેન શાસ્ત્રીએ.

રાધાએ કામણ માત્ર કૃષ્ણ પર જ નહિ પણ સાહિત્યકારો પણ કામણ કર્યાં હતાં. સાહિત્યકારોએ રાધાની કલ્પનાનો જેટલો આદર કર્યો છે તેટલો કઇ બાના કર્યો છે? આનું કારણ શું? વિયોગ વિના વિપ્રલંબ શૃંગારની મઝા નહિ, મસ્તી નહિ, મનોવેદના નહિ! રામની કથામાં તો સીતાત્યાગે વિયોગની પરિસ્થિતિ પેદા થઇ ગઇ હતી જ. કૃષ્ણની કથામાં વિયોગ શૃંગારની સરિતા રાધાના સર્જન વિના કયાંથી વહેત? બીજી વાત એ ખરી કે સંયોગ શૃંગારનો પ્રભાવનો પરિપાક પરકિયા સાથે જેટલો હોય તેટલો કાંઈ સ્વકિયા સાથે થોડો જ હોય! રામ જેવા પાત્ર સાથે પરકિયા પ્રેમની કલ્પના યે કેવી રીતે થઇ શકે? હાથમાં આવ્યા નટખટ નંદકુંવર ને રમતિયાળ રાધા. કૃષ્ણની સાથે રાધાની કલ્પનાએ કવિઓ માટે છૂટો દોર મૂકી દીધો! કવિઓ રાધાને લઇને કલ્પનાગગનમાં ઊડયા ને રાધાની મદદથી કૃષ્ણસાહિત્યને મેઘધનુષી રંગોથી રંગી દીધું. પણ વાસ્તવમાં રાધાની કલ્પના કવિઓની નહિ પણ ધાર્મિક આચાર્યોની હતી. ધાર્મિક આચાર્યોએ રાધાની કલ્પના કરી કેમ? શા માટે કરવી પડી? સંશોધનનો સવાલ છે. ધાર્મિક સાહિત્યમાં રાધાનો પરિચય મળે છે ખરો? મળતો હો તો કયાં ને કેવો?

મહા[...] પરિચય મ[...] પણ રાધાના નામનો તો કયાં યે ઉલ્લેખ નથી. શ્રીમદ્ ભાગવતમાં યે રાધાનો ઉલ્લેખ કયાંયે નહિ મળતાં આશ્ચર્ય થાય છે?! ભાગવતમાં છે કૃષ્ણની બાળલીલા! પણ આ બાળલીલામાં યે રાધા દેખાતી નથી! રાસલીલામાં યે રાધા દેખાતી નથી! રાસલીલામાં રાધા જ પણ ભાગવતમાં રાધા કયાં છે? 'વિષ્ણુપુરાણ' ને હરિવંશ પુરાણમાં યે કૃષ્ણની કથા છે પણ રાધા તો ગાયબ જ છે! જે રાધાને ત્રણલોકનો નાથ આધીન હતો તે રાધાના નામનો ઉલ્લેખ માત્ર મળે છે "બ્રહ્મવૈવર્ત પુરાણ" માં મહાભારતનો કૃષ્ણ તો આદર્શ મહાપુરુષ. એવા આદર્શ મહાપુરુષના ચરિત્રમાં રાધાકૃષ્ણની લીલા શેં આલેખાય? આમ રાધાના વર્ણનનો વિસ્તાર પાત્ર પ્રથમવાર મળે છે બ્રહ્મવૈવર્ત પુરાણમાં. આ વર્ણન પ્રમાણે રાધા કૃષ્ણની મામી થતી હતી.

રાધા કૃષ્ણની મામી! બ્રહ્મવૈવર્ત પુરાણના પ્રકૃતિખંડના ૪૮ અધ્યાયમા રાધાનો પરિચય આપતા જણાવ્યું છે કે, "રાધા વૃષભાનુ વૈશ્યની કન્યા હતી. વૃષભાનુએ રાધાનું લગ્ન રાયણ વૈશ્ય સાથે કર્યું હતું. યશોદા કૃષ્ણની માતા, અને રાયણ આ યશોદાનો સગો ભાઇ. આ સગાભાઇની પત્ની રાધા કૃષ્ણની મામીજ થાય, જેને રાયણ મામો ને રાધા મામી!! મામાની પત્ની મામી માતૃકુળમાં આવે. આવા નાનાની સાથે [...] લીલા કરવી, એ ધર્મ અને સમાજની દૃષ્ટિથી કેટલી હદ તક ઉચિત લખાય? હાં, સગી વયનાનો સહવાસ,–લાંબો સહવાસ–સ્નેહ વિકસાવે છે, અને એવો સ્નેહ પ્રેમનું એ રૂપ લે છે. પણ આ પુરાણ પ્રમાણે તો રાધા જ્યારે પૂર યૌવનમાં હતી ત્યારે કૃષ્ણ તો પારણામાં ઝૂલતા હતા! આમ છતાં આજ પુરાણમાં રાધાકૃષ્ણનાં મિલનનું, સમાગમનું જે વર્ણન કર્યું છે તેમાં અશ્લીલતાનો રંગ એવો ઘેરો છે કે 'લેડીજ ચેસ્ટરફીલ્ડ'ને એ પરાસ્ત કરે! મિલન, સમાગમ, સંજોગ આદનું નિર્લજ્જતાપૂર્ણ વર્ણન, કામશાસ્ત્ર ને કોકશાસ્ત્રને એ ભૂલાવે તેવું હોવાની ટીકા કરાઈ છે. કહેવાયું છે કે બાળકૃષ્ણ રાધાને મળતો–એકાંતમાં મળતો–ત્યારે નવયુવકનું રૂપ ધારણ કરી લેતો!! ખેર. ભક્તિના નશામાં ડૂબ્યા વિના રાધાકૃષ્ણની કથાના પ્રસંગો માણવામાં જોખમ છે! કૃષ્ણની સાથે રાધાની કથા જોડી ભક્તિનાં ઓઠાં હેઠળ મુક્ત સહવાસ સહચાર ને વ્યભિચારનાં પ્રતિમૂલ્યો સ્થાપવાના બ્રહ્મવૈવર્ત પુરાણના પુરાણકારનો શો હેતુ હશે! રામ જાણે! જાણ્યું કે રાધા એ કૃષ્ણની મામી હતી, અને મામી ભાણેજની મસ્તીએ ભારતીય સાહિત્યની પ્રણય કવિતાને પાંખો આપી અને એ પાંખો પર હજીયે ભારતના કવિઓ ઊડયા કરે છે!!*

— [...]

* સૂચિત

## આર્યસમાજ જામનગરમાં શોકસભા

આર્યસમાજ જામનગરના સદસ્યોની આજની આ સભાને ટંકારા આર્યસમાજના પ્રાણ શ્રી ચંચળબહેન પાઠક તથા આર્યસમાજના વિદ્વાન પંડિત શ્રી બ્રહ્મદત્તજી જિજ્ઞાસુના અકાળ અવસાનના સમાચાર સાંભળતાં ઘણોજ આઘાત થએલ છે.

સ્વર્ગસ્થના આત્માને પરમકૃપાળુ પરમાત્મા શાન્તિ અર્પે તેવી આ સભા પ્રાર્થના કરે છે.



## स्व. श्री. चुनीलालजी गुप्ता

सागर विहार लोजके मालिक श्री. चुनीलालजी गुप्ताका ता. १४-१२-६४ को हृदयरोगसे अचानक दुःखद अवसान हुआ था समस्त परिवारमें तथा मित्रमंडळ और आर्यजगत्में शोककी गहरी छाया फैल जाना स्वाभाविक थी।

स्वर्गस्थके छोटे भाई श्री. कमंठ आर्य कार्यकर्ता श्री. भगवती प्रसादजीने शोक निवारणार्थ ता. २५-१२-६४ को एक विशाल यज्ञका अपने निवास स्थान पर आयोजन किया था। यज्ञकी सकलताके लिये स्थानिक तथा बाहरसे भी विद्वानोंको बुलाया गया था।

यज्ञ मुंबई प्रदेश आर्यप्रतिनिधि सभाके उपमंत्री श्री. पं. दयाशंकरजी शर्माके तत्वावधानमें प्रारंभ हुआ। ब्रह्माके स्थानपर आदरणीय स्वामी विशुद्धानन्दजी महाराज, तथा यजमानके आसनपर श्री. भगवतीप्रसादजी गुप्ता धर्मपत्नीके साथ विराजमान थे। अतिरिक्त लगभग पंद्रह बीस वेदज्ञ विद्वान् वेदमंत्रोंसे वातावरण गुंजायमान कर रहे थे। वातावरण गंभीर होता हुआ भी विशेषताका प्रदर्शक था।

इस यज्ञमें निम्न लिखित महानुभाव पधारे थे। स्वामी श्री. बिशुद्धानन्दजी महाराज, स्वामी श्री. ओमानन्दजी महाराज, श्री. पं. दयाशंकरजी शर्मा, श्री. पं. रविशंकरजी द्विवेदी, श्री. पं. ऋषिमित्रजी, श्री. पं. रुद्रमित्रजी, श्री. प. रविन्द्रजी, श्री. पं. कृष्णशर्मा; श्री. पं. ओधलेजी, श्री. पं. माधवेन्द्र शास्त्री, श्री. पं. वेदमित्रजी ठाकोर, श्री. सरस्वती बहीन स्नातिका, श्री. पं. विभुदेवजी शास्त्री, श्री. पं. रामचन्द्रजी, श्री. हंसजी, श्री. पं. महेशचन्द्रजी, श्री. पं. देवेन्द्रजी, इन विद्वानोंकें अतिरिक्त मुंबई प्रदेश आर्यप्रतिनिधिसभाके प्रधान कान्तिलाल मोहनलालजी शर्मा, मुंबई आर्य समाजके मंत्री श्री. सभाजितजी मिश्र, श्री. ओमकारनाथजी मानकताला श्री. गुलजारीलालजी आर्य, श्री. जयदेवजी आर्य, श्री. पी. डी. सिंहजी, दयानन्द विद्यालय माटुंगाके आचार्य श्री. काशीप्रसादजी, श्री. धर्मप्रकाशजी बंगा, श्री. हरिश्चन्द्रजी गोयल, श्री. शुक्लाजी आदि महानुभाव भी पधारे थे।

इस अवसर श्री. भगवतीप्रसादजीने निम्न लिखित संस्थाओंको यथायोग्य दान दिया हैं।

- १०१ वेदप्रचार श्री. मु. प्र. आ. प्र. सभा,
- १०१ श्री. फतेसिंह आर्य अनाथाश्रम, बडोदा.
- १०१ श्री. श्रद्धानन्द महिलाश्रम, बंबई.
- ५१ बालाश्रम, बम्बई.
- ५१ गुरुकुल आश्रम, घाटकोपर.
- १०१ गुरुकुल अयोध्या.
- ५१ सार्वदेशिक आर्यवीरदल, बम्बई.

तथा मुंबईकी प्रत्येक समाजोंको एकावन एकावन रुपये प्रदान किये हैं।

अतिरिक्त यज्ञमें आये हुवे प्रत्येक विद्वानको एक खादीकी धोती, पेहरणका कपडा, तथा एक अंगोछा और समुचित दक्षिणा देकर थथायोग्य सत्कार किया गया।

यज्ञके पश्चात् प्रीतिभोज हुआ और तदनन्तर मेहमानोंको भावभीनी बिदाय दी गई।

## સ્વામી શ્રદ્ધાનન્દ બલિદાન દિવસ ઉત્સવ

શ્રી વેદમંદિર સાયલા (સૌરાષ્ટ્ર) માં નિત્ય શુદ્ધ ગૌઘૃતથી વિધિપૂર્વક દૈનિક યજ્ઞ થાય છે ને નાના બાળકો આ યજ્ઞમાં સમ્મિલીત થાય છે ને પ્રેમપૂર્વક કાર્ય પણ કરે છે. સારાં સમોધ વાણી લાવે છે. પુસ્તકાલય–વાચનાલય ચાલે છે.

તા. ૨૩ ડિસેમ્બરે સ્વામી શ્રદ્ધાનન્દ બલિદાન દિવસ વેદમંદિર તરફથી ઉજવવાનો નિર્ણય કરીને તેની કાળા પાટિયા પર જુદા–જુદા લખાણ દ્વારા જાહેરાત કરી, મૌલિક પ્રચાર કર્યો ને ઢોલ પીટાવીને જાહેરાત કરી. આમંત્રણ પત્રિકા ફેરવી.

આ કાર્યક્રમ અંગે શ્રી કમલાપ્રસાદજી આર્ય સુરેન્દ્રનગરથી પધાર્યા હતા.

વિધિપૂર્વક બૃહદ્ યજ્ઞ થયો. જેમાં નામદાર ઠાકોર સાહેબના કુમારશ્રી તથા કાકાસાહેબ પધાર્યા હતા. પ્રસાદ વહેંચ્યો. રાત્રે ૮ વાગે વેદમંદિર ચોકમા જાહેરસભા રાખવામાં આવેલી.

સભામાં ઇન્દુલાલ મોતીલાલ પટેલે વેદમંદિર–સ્વામી દયાનંદ–આર્યસમાજ બાબત લોકોની ગેરસમજ અને ભડક ઉડાડવા ટૂંકમાં ખૂબ હકીકતો સમજાવીને પ્રવૃત્તિઓમાં સામેલ થવા અપીલ કરી, અને બાદમાં સ્વામી શ્રદ્ધાનન્દજીના જીવન ઉપર પ્રકાશ પાડ્યો. ત્યારબાદ ડો. સા. શ્રી રાઓલ કે જે રાષ્ટ્રીય સ્વયંસેવકસંઘના કાર્યકર્તા છે. તેઓએ ટૂંકમાં પ્રવચન કરી તેમના જીવનથી બોધ લઇ આપણે જીવનને ઉત્થાનને માર્ગે લઇ જઇએ એમ સુંદર ઉદ્‌બોધન કર્યું. ત્યારબાદ શ્રી કમલાપ્રસાદજીએ સ્વામી શ્રદ્ધાનન્દજીનું ધ્યેય ને કાર્ય તથા વર્તમાન સમસ્યાઓને રજૂ કરી બહુ સુંદર ઉદ્‌બોધન કરી તેમના માર્ગે ચાલવા અપીલ કરી અને સ્વામી દયાનંદ ને આર્યસમાજ વિષે સાચી સમજ આપી.

બાદમાં [illegible] સંચાલક ઇન્દુલાલ મોતીલાલ ફ[illegible] આર્યસમાજ બાબત સ્પષ્ટતા કરી અને આભારવિધિ કર્યો. શાન્તિપાઠ બાદ સભા વિસર્જન થઇ.

## આર્યસમાજ વલસાડ બળદેવભાઈને અંજલિ

બળદેવભાઇના અવસાનના સમાચાર મળતાં ઘણોજ આઘાત થયો. વિધિની કેવી ગતિ છે કે જેની અહીં વધુ જરૂર હોય છે તેની ત્યાં જરૂર પડે છે. એમના અવસાનથી આપણે એક સાચો આર્ય–સાચો સેવાભાવી અમૂલ હીરો ગુમાવ્યો છે, તેમની છેલી મુલાકાત સૂરત આર્યસમાજમાં થયેલી. એમનો મિલનસાર સ્વભાવ અને કાર્ય પ્રત્યેની નિષ્ઠા તથા પ્રમાણિકતા સદાય સ્મરણમાં રહે. પરમાત્મા એમના આત્માને શાંતિ આપો.

## શોક પ્રસ્તાવ

તા. ૨૧–૧૨–૬૪ના રોજ આર્યપ્રકાશ મલ્યું. જેમાં ગુજરાતી આર્યનેતા બળદેવભાઇના દુઃખદ અવસાનથી મહેસાણા આર્યસમાજ તા. ૨૨–૧૨–૬૪ના રોજ રાત્રે ૮ વાગે સમાજના મકાનમાં શોક સભા ભરી હતી ને સભામાં ત્રણ મિનિટનું મૌન રાખવામાં આવ્યું હતું.

માનનીય બળદેવભાઇના અવસાનથી આર્યસમાજને એક ઘણી મોટી ખોટ પડી ગઇ છે.

ઇશ્વર એમના આત્માને શાંતિ આપે.

**આર્ય સમાજ–મહેસાણા**

## આર્યસમાજ મુંબઇ (કાકડવાડી) શોકપ્રસ્તાવ

૧ મુંબઇની ઉપનગર આર્યસમાજના પ્રમુખ કાર્યકર્તા શ્રી ભગવતીપ્રસાદ ગુપ્તના મોટાભાઇ શ્રી ચૂનીલાલજી ગુપ્તના નિધન ઉપર આર્યસમાજ મુંબઇની સાવજનિક સભા શોક પ્રગટ કરે છે.

સ્વર્ગસ્થ શ્રી ગુપ્તજી આયુર્વેદનું સારા પ્રમાણમાં જ્ઞાન ધરાવતા હતા, તેમજ આસપાસના પડોશીઓને તેમની ચિકિત્સાનો લાભ મળતો હતો. સ્વર્ગસ્થના અવસાનથી ભાઇ શ્રી ભગવતીપ્રસાદજી તથા તેમના કુટુમ્બીજનો અને મિત્રમંડળને મોટી ખોટ પડી છે.

આ સભા દિવંગત આત્માને ચિરશાંતિ તથા શોકસંતપ્ત પરિવારને ધૈર્ય પ્રદાન કરવા પ્રભુને પ્રાર્થે છે.

*

૨ સ્વર્ગસ્થ આર્યજગતના મહાન વિદ્વાન આચાર્ય શ્રી પં. મેધાવ્રતજીના નિધનથી દુઃખ અનુભવ કરે છે. સ્વર્ગસ્થ સ્વભાવે મિલનસાર, મધુરભાષી તથા અજાતશત્રુ હતા. તેમના નિધનથી આર્યસમાજને મહાન ન પૂરાય તેવી ખોટ પડી છે. પરમાત્મા સ્વર્ગસ્થને સદ્‌ગતિ તથા પરિવારને ધૈર્ય આ[illegible] પ્રાર્થના

*

૩ આર્યસમાજ મુંબઇની આ સાર્વજનિક સભા આર્યજગતના મૂર્ધન્ય વિદ્વાન શ્રી બ્રહ્મદત્તજી જીજ્ઞાસુના અવસાનથી દુઃખ અનુભવે છે.

શ્રી માનનીય પંડિતજીએ આર્ય સાહિત્યના નિર્માણ દ્વારા આર્યજાતિની મહાન સેવા કરી છે. તેઓશ્રી આર્ષ પ્રણાલીના મહાન પ્રચારક હતા. વર્ષોથી તેઓશ્રી રામલાલ કપુર ટ્રસ્ટના સહયોગથી "વેદવાણી" માસિક પત્રિકાનું સંપાદન કરી રહ્યા હતા. બનારસનો પંડિત સમુદાય શ્રી પં. બ્રહ્મદત્તજી જિજ્ઞાસુને આદરની દૃષ્ટિથી જોતો હતો. આવા મહાન વિદ્વાનના નિધનથી આર્ય જગતને મહાન ખોટ પડી છે. પ્રભુ દિવંગત મહાન આત્માને સદ્‌ગતિ પ્રદાન કરે તથા સહુને તેમના પ્રશસ્ત માર્ગ ઉપર ચાલવાની શક્તિ પ્રદાન કરે એ જ પ્રાર્થના.

## શોક પ્રસ્તાવ

શ્રી સ્વ. બળદેવભાઇ આર્યના અવસાન નિમિત્તે નીચેની આર્ય સમાજોએ શોક પ્રસ્તાવો કર્યા છે તથા સમવેદના પ્રગટ કરી સ્વર્ગસ્થને ચિરશાંતિ તથા શોક સંતત પરિવારને ધૈર્ય પ્રદાન કરવા પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરી છે.

આર્ય સમાજ વિસનગર, આર્ય સમાજ લુણસાવાડા, આર્ય સમાજ વલસાડ, આર્ય સમાજ ગાધી ધામ, આર્ય સમાજ કઠોલી, આર્ય સમાજ કેલોદ, આર્ય સમાજ ભરૂચ, આર્ય સમાજ ડીસા, આર્ય સમાજ ભાભર.

(પાન ૨નું ચાલુ)

કરીશ. અને મોજ ઉડાવીશ અર્થાત્ ધન મારું છે આ અસુર લોકોની માન્યતા છે. અને તેથી કોનું ધન છે? એ પ્રશ્નનું સમાધાન થઇ જાય છે.

સુર લોકો આસ્તિક હોય છે. દૈવી સંપત્તિવાળા કહેવાય છે. તેઓ કહે છે કે ધન તો કનું છે क એટલે પરમાત્મા. कस्मै देवाय हविषा विधेम આ વેદવાક્ય પણ 'क'નો અર્થ પરબ્રહ્મ છે એમ કહે છે. कं ब्रह्म છાં. ૪-૧૦-૫માં क નો અર્થ બ્રહ્મ કર્યો છે. માટે અમે તો માનીએ છીએ આ બધું ધન પરમાત્માનું છે. એ સર્વશક્તિમાન છે એના કરતાં બીજો કોઇ વધારે બળવાન નથી. એ નિત્ય છે, માણસ માત્ર અનિત્ય છે, ક્ષણજીવી છે. હિરણ્ય-કશ્યપુ અને રાવણ જેવા બળવાન અસુરો આજે ક્યાં છે? એનો પત્તો પણ નથી, જ્યારે પરમાત્મા તો તે વખતે પણ હતા, અત્યારે પણ છે અને ભવિષ્યમાં પણ રહેશે. આથી જગતરૂપ સર્વ ધન પરબ્રહ્મ પરમાત્માનું છે. અસુરોની માન્યતા ખોટી છે. દૈવી સંપત્વાળા આસ્તિ-કોની માન્યતા સાચી છે માટે આ इशा वास्यमिदं सर्वम् આ બધું પ્રભુનું છે એ જ આનો સાચો સ્વામી છે એમ સમજી ત્યાગ બુદ્ધિથી, આસક્તિ નહીં રાખી તટસ્થ તરીકે મળેલી સંપત્તિનો ઉપભોગ કરવો.

શિષ્ય : ગુરુજી, પહેલા મંત્ર સાથે બીજા મંત્રનો સંબંધ શો છે? તે સમજાવવા કૃપા કરો.

ગુરુજી, સાંભળ. પ્રથમ મંત્રમાં 'भुञ्जीथाः' અર્થાત્ ભોગ ભોગવવાની આજ્ઞા આપી છે. ભોગ એ કર્મનું ફળ છે. કર્મ મોક્ષના પ્રતિબંધક છે, કર્મનાં કારણ અશુદ્ધ હોવાથી કર્મ પૂર્ણ અશુદ્ધ છે. અવિદ્યા (વિપરીત જ્ઞાન) અસ્મિતા, રાગ દ્વેષ અને અભિનિવેશ આ કર્મ કરવાનાં કારણ છે. મહામુનિ પતંજલિએ યોગદર્શનમાં આ કારણોને 'કલેશ' જેવું કડવું નામ આપ્યું છે, ત્યારે હવે શંકા એ થાય છે કે મોક્ષને ઇચ્છનારે તથા આત્મા અને પરમાત્માના ચાહનારે કર્મ કરવાં કે નહીં? આનું સમાધાન કરવા માટે ઉપનિષત્કાર બીજો મંત્ર ઉતારે છે.

(ક્રમશઃ)

## શોક પ્રસ્તાવ

મોરબી આર્ય સમાજની આજની સભા શ્રી બલદેવભાઇ આર્યના અવસાનના સમાચાર પત્રો દ્વારા જાણી મહાન દુઃખની લાગણી અનુભવે છે દિવંગત આર્ય સમાજના કર્તવ્યનિષ્ઠ સરલ સ્વભાવના તેજસ્વી કાર્યકર્તા હતા. તેમના આ અકાળ અવસાનથી આર્ય સમાજને ભારે ખોટ પડી છે. તેઓશ્રી મરણાંત સુધી આર્ય સમાજના કાર્યમાંજ રત રહ્યા તે સર્વ આર્યોને પ્રેરણા-દાયી બનો. પરમપિતા પરમેશ્વર તેમના આત્માને પરમશાન્તિ અર્પો. અને તેમના કુટુંબ પરિવાર પર આવી પડેલ આ મહાન દુઃખમાં ધૈર્ય અર્પે. એજ પ્રાર્થના.

**આર્ય સમાજ મોરબી**

## શોકપ્રસ્તાવ

શ્રી બળદેવભાઈ આર્યના અવસાનના સમાચાર જાણી દુઃખ થયું. શ્રી આર્ય સેવા સંઘના સ્થાપના કાળથી તેમની [illegible] અને સહકાર સંઘને [illegible] સંઘના વિ[illegible] તેમનો ઉદાર ફાળો રહ્યો છે. વૈદિક સંસ્કાર શિબિર, મુકુંદજી સ્મારક, યુજુર્વેદ પારાયણ યજ્ઞ, જિલ્લામાં વૈદિક ધર્મના પ્રચાર કાર્યમાં તેમનું માર્ગદર્શન સંઘને મળતું હતું. એમના અવસાનથી આર્યસમાજ મુંબઇ સભા, આર્યજગતને ન પુરાય તેવી ખોટ પડી છે. એમના જેવા મિલનસાર, સરળ, ખડતલ કાર્યકર્તા ગુજરાતને મળવા દુર્લભ છે. સૌ સાથે હળી મળી પોતાની સંસ્કાર ચારિત્રની સુવાસ મુકી ગયા છે તેમ આજીવન ધારેલા વેદધર્મના પ્રચારના ભેખને તેમણે પોતાના મન-દેહથી અળગો થવા દીધો નથી. જીવનની અંતિમ પળ સુધી એ કાર્યકરતા રહ્યા અને શહિદીને વર્યા. એમનું જીવન તો ધન્ય હતું જ મૃત્યુ પણ ધન્ય હતું. પ્રભુ એમના આત્માને ચિરશાંતિ આપે એવી પ્રાર્થના કરીને જ બેસી રહેવાથી એમના પ્રત્યેની ફરજ અદા થતી નથી. આર્યસમાજી-ઓએ અને આર્યસમાજની સેવા કરનારા સૌએ તેમના જીવનમાંથી અનેક બોધપાઠ લેવાના છે. એમની સ્મૃતિ સદાય જળવાઇ રહે એવી કોઇ યોજના તૈયાર કરવી ઘટે. પોતાનું સમગ્ર જીવન જેમણે નિસ્વાર્થભાવે અર્પણ કર્યું તે મુંબઇ પ્રદેશ સભા, આર્યપ્રકાશ અને ચરોતર પ્રદેશ સમાજ, એમની સેવાની કદર કરવામાં ઊણા, નહિ ઊતરે એવી શ્રદ્ધા છે.

**આર્યસેવાસંઘ, સુરત**

આર્ય પુત્રના અંગમહીં તો શક્તિ અજબ બિરાજે,
ભૂત ભુવાને પાખંડ પુરાણો થરથર ધ્રૂજે કાય.

**સાખી**

આર્યપુત્રમાં બળદેવભાઈ કર્યાં પ્રકાશિત કામ,
આર્યભૂમિના ખોળલે અમર બન્યા છો આજ.
યાદ રહી ઇજ ભારત ભોમિમાં અફસોસ થયો છે અપાર–
આર્ય પુત્રના૦

**સાખી**

મહર્ષિ દયાનંદના સિદ્ધાંતને સમજે જગત અપાર,
આર્ય વીર કોઇ વીરલા પાકે સુણાવે કોક નવ ઝંકાર.
ભ્રાતા બળદેવ આર્ય માભોમમાં અમર બન્યા છો આજ–
આર્ય પુત્રના૦

**સાખી**

અધમ કાર્ય ઉખેડી ફગાવવા ઊભા થાઓ નરનાર,
અમુલ અવસર આવ્યો છે હાથમાં, વિલંબ કરો ના લગાર.

વિદ્યાગુરૂ

## આર્યસમાજ ઝગડિયા
## શોક પ્રસ્તાવ

ગુજરાત મિત્ર [illegible] પેપરોમાં વાંચીને અમોને અનહદ દુઃખ સાથે જાણવા મળ્યું છે કે ઘણા વખતથી અનુભવ અને સાથે સાથે ઘણાજ નીકટના પરમમિત્ર ભાઇશ્રી બળદેવભાઇનું દુખદ અવસાન મુંબઇ મુકામે થયું છે. એ જાણીને અહીંના આર્યસમાજમાં સભાસદો તેમજ બીજા મિત્રોએ ગઇ રાતના એક શોકસભા રાખવામાં આવી હતી. તેમાં ભાઇશ્રી બળદેવભાઇ રાજપીપળા સ્ટેટના ગામડે ગામડે ફરીને મહર્ષિ દયાનંદજીના સિદ્ધાંતનો સંદેશો પહોચાડતા હતા. તેમજ આદીવાસીભાઇઓને પરધર્મી થતા અટકાવીને તેમને હિંદુ ધર્મનું ભાન કરાવતા હતા. તેઓ સ્વભાવે ઘણાજ મિલનસાર તેમજ તદ્દન સાદા અને સરળ, એક પરમ જીવંત શહિદ, ગુજરાતની રાજકીય, સામાજિક, આર્થિક કાર્યકરોમાંના એક પરમ-ભક્ત ભારતમાતાના હતા તેઓ આપણી વચ્ચેથી ચાલ્યા ગયા છે તે જાણીને ઝગડિયાની આ સભા દુઃખ સાથે નીચેનો ઠરાવ કરે છે અને પરમાત્માને સ્વર્ગસ્થને ચિરશાંતિ તથા શોકગ્રસ્ત પરીવારને તેમ જ એમના ગામના મિત્રમંડળને ધૈર્ય પ્રદાન કરે એવી પ્રભુને પ્રાર્થના કરીએ છીએ.

## શ્રી આર્યસમાજ મંદિર જામનગરમાં કબીરાશ્રમના મહંત શ્રી શાન્તિદાસજીના વરદ હસ્તે નવનિર્મિત યજ્ઞશાળાનું ઉદ્ઘાટન

દિનાંક ૨૭-૧૨-૬૪ના રોજ આર્યસમાજ મંદિર જામનગરમા નવનિર્મિત યજ્ઞશાળાનું ઉદ્ઘાટન જામનગરના કબીર આશ્રમના મહંત શ્રી શાન્તિદાસજી મહારાજના વરદ હસ્તે જામનગર આર્યસમાજના આગેવાન કાર્યકર્તાઓ તેમજ જામ-નગરના આણદાબાવા આશ્રમના મહંત શ્રી શાન્તપ્રસાદજી મહારાજ, જાણીતા ઉદ્યોગપતિ શ્રી આર. પી માલુજી, આયુર્વેદ સંસ્થાના ડેપ્યુટી ડાયરેકટર પંડિત બ્રહ્મદત્તજી, સંસ્કૃત પાઠશાળાના આચાર્ય શ્રી કૌંડીલ્યજી વગેરેની ઉપસ્થિતિમા થએલ હતું.

આ પ્રસંગે યોજવામાં આવેલ ઋગ્વેદ પારાયણ યજ્ઞમાં પૂ. શાન્ત-દાસજી મહારાજે યજ્ઞવેદીમાં અગ્ન્યા-ધાન કરાવ્યું હતું પારાયણ યજ્ઞમાં યજમાનપદે જામનગરના આગેવાન ઉદ્યોગપતિ, શ્રી આર. કે માલુજી હતા. યજ્ઞના બ્રહ્માપદે પૂજ્ય સ્વામી શ્રા મેધારથીજી હતા.

સાંજના ૪-૦૦ થી ૬-૦૦ બન્ને પારાયણ યજ્ઞના યજમાન શ્રી ભાણુજીભાઇ સંઘરાજના સુપુત્ર શ્રી અમૃતલાલ હતા.

યજ્ઞશાળાના ઉદ્ઘાટન પ્રસંગે રૂ. ૧૫૧-૦૦ શ્રી પ્રેમજીભાઇ પુરુષોત્તમ તરફથી રૂ. ૧૫૧-૦૦ શ્રી આર. પી માલુજી તથા રૂ. ૧૦૧-૦૦ શ્રી ભાણુજી સંઘરાજ પટેલ તરફથી દાનમાં મલ્યા હતા.

**( પાન ૧નું ચાલુ )**

નો સંભ્રમ ન સતાવે ! ના, પણ માનવી એથી પણ આજે સફાળો સતર્ક બન્યો છે અને " આવી જા, આવી જા "ના રણ આહ્વાન છતાં પણ આજ તે ફૂંકીને ડગ ભરતાં શિખ્યો છે. એ ' बिनाश 'ની કારમી કલ્પનાથીએ તે કંપી ઊઠે છે અને તેનાં અણુશસ્ત્રો મ્યાનમાં રાખી આજ નિઃશસ્ત્રીકરણ માટે આતુર બની દોડધામ કરી રહ્યો છે. વર્તમાન ઇતિહાસ તેનો સાક્ષી છે. આ धियो योनःप्रचोदयात्‌ના સંદેશને એજ હૃદયંગમ કરી શકે જેણે यम-नियम દ્વારા પ્રભુના भर्गને પ્રવેશવા યોગ્ય તૈયારી કરી હોય અને પછી પ્રત્યાહાર, ધારણા ધ્યાન અને અંતે સમાધિદ્વારા જેણે તેનો સાક્ષાત્કાર કર્યો હોય તેની ધોઃની પવિત્રતા, સર્વોદયતા અને સર્વશં-કરતા કોણ માપી શકે ? એ બુદ્ધિની કલ્યાણકર સફલતા માટે જ ભારતે આશ્રમ ચતુષ્ટયની રચના કરેલી જેનો પ્રથમ આશ્રમ [illegible] ब्रह्मचर्याश्रम [illegible] કંદરાઓ કે પર્વતોની ઉપત્યકાઓ પર યા નદી નદોના સંગમ પર એ આશ્રમો રચાતા, તેને ' ગુરુકુલ ' કહેવામાં આવતા, જ્યાં ગુરુગૃહોમાં શિષ્યો બાલ્યકાળથી દીક્ષા લઈ અધ્યયન કરતા. કમમાંકમ પચ્ચીસ વર્ષની અવસ્થા સુધી ગુરુઓની છત્ર છાયામાં સદા રહેનાર વિદ્યાર્થીના ઓજ અને તેજનું શું પૂછવું ? તેના જ્ઞાનની ગરીમા અને વાણીની વિશુદ્ધતા કે ઉન્નત ચારિત્ર્યનું શું પૂછવું ? વસિષ્ઠ અને વિશ્વામિત્રના ગુરુકૂળોમાં રામ અને લક્ષ્મણે જીવનની દીક્ષા મેળવી હતા. એટલે જ સીતાના પડેલા કુંડલને ઓળખાવા રામે લક્ષ્મણને કહેતાં, ભ્રાતૃજાયા ( ભાભી )ની પવિત્રતા અને સન્માનનો પાઠ જગતને ભેટ કરતાં લક્ષ્મણે રામને કહ્યું કે :

कुंडले नैव जानामि, नैव जानामि केयूरे,
नुपूरे त्वभिजामि, नित्यं पादाभिवंदनात्‌ ॥

ભગવતી સીતાના કાનના કુંડળ કે હાથના બાજુબંધોને હું નથી ઓળખી શકતો, પણ હા, તેના પગના નુપૂરદ્વયને હું જરૂર જાણું છું. કેમ કે તેને પ્રાતદિન પાદાભિવંદન કરતાં એ નજર ચડતા. અર્થાત્‌ જેણે ભાભી અને ભાઇ સાથે ચૌદ ચૌદ વર્ષો સુધી વન–ઉપવનમાં રહ્યા છતાં, જેણે સીતાનું મુખ પણ નથી જોયું કે તેના શરીરનો ( પગો સિવાય ) અન્ય ભાગ નથી જોયો ! એ ભારતીય સંસ્કૃતિનો આદર્શ છે. એ આર્યશિક્ષાનો મૂલમંત્ર છે. એ તેના ચારિત્ર્યનું જ્વલંત દૃષ્ટાંત છે ! ભારતની સભ્યતા, એ શિક્ષણ એ વિદ્યાને અપનાવતી ત્યારે या विद्या सा विमुक्तये ॥ સિદ્ધ થતી; પણ તેના માટે કરેલી તપશ્ચર્યા, કેટલી નિર્વ્યાજ સેવા, કેવી તન્મયતા કેળવવી પડતી, તેની કલ્પના આજના સિનેમાના ' मैं छोरी तू छोरा ' ના છાત્રને ક્યાંથી આવે ? તેની ભવ્યતાની કલ્પના આજના સાંસ્કૃતિક ( ! ) કાર્યક્રમોમાં રાચતા નામધારી ગુરુઓના નિર્માલ્ય શિષ્યોને ક્યાંથી હોય ?

ઉન્નાયક શિક્ષાના અદ્ભૂત ચારિત્ર્યની સુગંધ આજના વિષયી વાતાવરણથી ગંધાતા મગજમાં કયાંથી પેસ ? કેમ પેસે ? આજના શિક્ષાગુરુઓને માટે આ મોટો પ્રશ્નાર્થક પ્રસ્તુત છે ! એ ચારિત્ર્ય દેવવ્રતને આજીવન વ્રતપાલન માટે કુંવારા રાખી શકે [illegible] ચારિત્ર્ય તેમને શું આપે છે ? અમોઘ વીર્ય અને અદ્ભૂત બળ ! ઇંદ્રજિત જેવો અપરાજય યોદ્ધો લક્ષ્મણના બાણોથી વીંધાઇ ધરાશાયી થાય છે અને મહાભારતના યુદ્ધમાં શ્રીકૃષ્ણની શસ્ત્રો ધારણ ન કરવાની પ્રતિજ્ઞાને, પોતા તરફ સુદર્શન લઇ દોડતા શ્રીકૃષ્ણની પ્રતિજ્ઞાનો ભંગ કરે એવો હાહાકાર યુગમાં મચાવનાર પિતામહ ભીષ્મ, બાણશય્યા પર પડ્યા છતાંય ઇચ્છામૃત્યુ પામે છે ! એ વીર્ય, એ ચારિત્ર્ય સમગ્ર કાળના સમગ્ર દેશોના આબાલવૃદ્ધ માનવો–અને ખાસ કરીને વિદ્યાર્થી આલમને માટે અદ્વિતીય આદર્શ પૂરો પાડે છે. શ્રીકૃષ્ણે અને ભીષ્મે પણ ગુરુકુળનાં પયઃપાન કર્યાં હતા ! ચારિત્ર્ય વિનાની વિદ્યા તો

यथा खरश्चंदनभारवाहीं
भारस्य वेत्ता, न तु चंदनस्य ।

ગધેડા ઉપર ચંદન રાખ્યું હોય, પણ તેને તો તે ભારરૂપ લાગે છે. ચંદનની સુવાસની તેને ગમ નથી, તે પ્રમાણે ચારિત્ર્ય વિનાની વિદ્યા, કેવળ પુસ્તકોનો ભાર છે, જેમાં ચારિત્ર્યની ખુશબો નથા એ વિદ્યા કદી ફલવતી ન બને એમ પ્રાચીન શિક્ષાવિદો જણાવી ગયા છે.

વર્તમાનકાળમાં વિદ્યાર્થીઓનો સારો એવો ભાગ જાણ્યેઅજાણ્યે એમ જ માનતો હોમ તેમ લાગે છે કે–

Eat, Drink–and be merry !

—ખાઓ, પીઓ અને મોજ કરો ! એ મોજમાં વિદ્યાભ્યાસ પણ નેવે મૂકાય તેની કાળજી ઓછી રખાય છે. અમારાં આજનાં વિદ્યાલયો અને વિદ્યાપીઠોમાં પણ મોટે ભાગે અમારો શિક્ષકવર્ગ અને અમારા પ્રાધ્યાપકો પોતાના વિદ્યાર્થીના અભ્યાસની ચિંતા કરવા કરતાં પોતાનો સમય પૂરો થતી ઘંટી સાંભળવામાં વિશેષ ચિંતાતૂર રહેતા હોઇ, પ્રવચન ( લેક્ચર ) એક યંત્રની માફક કરી જતા હોય છે. પરિણામે વિદ્યાર્થીને તેમાં રસ Interest ઉત્પન્ન થવો જોઇએ તે થતો નથી. એમાં શિષ્યોનો કેટલો વાંક ! અને જે વિષયમાં તેને ' રસ ' ન ઉપજાવી શકે તે ગુરુ પ્રત્યે તેને સન્માન કેટલું ઉપજે ? સન્માન કંઇ વેચાતું કે ફરજીયાત મેળવાતું નથી. એને આમ નિરસ અધ્યાયન–અધ્યાપનમાં વિદ્યાર્થીનું ચારિત્ર્ય કેમ ઘડાય ? વિદ્યાર્થીના જીવનમાં સદાચારનું ચ[illegible]ર કેમ થાય તેના માર્ગો અમાર[illegible] વિક્રેતાઓએ [illegible] વિદ્યા[illegible]

વિદ્યાનું ધ્યેય કે બળ તે भोगकरी કે अर्थकरी થવામાં નથી. વિદ્યા તો વાસ્તવિક सुखकरी હોવી જોઇએ. સુખ એટલે ' ચાર્વાક પંથી સુખ 'ની અહિં મતલબ નથા ! અહીં તો જે જીવનને સામર્થ્ય અને દીર્ઘતા આપે; તેજ અને બુદ્ધિ આપે; પરોપકાર અને સેવાનું પાથેય આપે એવા વિદ્યાના સુખનો નિર્દેશ છે. વિદ્યા તો परा देवता છે ! તે દિવ્યગુણયુક્ત દૈવતની જનની છે. એ વિદ્યા અને ચારિત્ર્યનો સમવાય સંબંધી જ શોભે. તેનો તો આધારાધેય ભાવજ નિષ્પન્ન બને ! કેવળ વિદ્યાના અર્થીઓ સાક્ષર બની શકે, પણ ચારિત્ર્ય વિનાના સાક્ષર વિપરીત ભાવ જાગતાં राक्षस સહજ બને છે એ રાવણનું દૃષ્ટાંત સમજવું કઠિન નથી ! રાવણ સમસ્ત શાસ્ત્રોનો વેત્તા હતો, નવે ગ્રહો તેની નિકટમા રહેતા. પણ ચારિત્રભ્રષ્ટ બની પરસ્ત્રી–સીતા પર કુદૃષ્ટિ કરી, પરિણામે તે રામનો દંડભાગી બન્યો. રામ અને રાવણ; કૃષ્ણ અને કંસ એને બધા આજે પણ યાદ કરે છે. પણ તે યાદ યાદમાં ,અંતર છે–સૌ રામ અને કૃષ્ણને ભક્તિભાવથી યાદ કરે છે જ્યારે રાવણ અને કંસને તેની દુષ્ટતા માટે તિરસ્કારથી યાદ કરે છે ! સમજે તેને માટે એ ભેદ અતિ મહાન્‌ છે. भोगकरी અને सुखकरी વિદ્યાનું એ તારતમ્ય છે ! આજે સદીઓની પરાધીનતા બાદ દેશે સ્વાતંત્ર્યનું સોનેરી પ્રભાત જોયું. આરંભ તો અત્યંત સુંદર થયો, પણ તેના અભીષ્ટ રામરાજ્યની નિરંતર ઉન્નતિ નથી થતી, કારણ હજી દેશના નાગરિકોમાં સફળ થવા માટે ચારિત્ર્ય અને કર્તવ્ય–પાલનની આવશ્યક તત્પરતા જણાતી નથી એમ મહાઅમાત્યથી માંડી અદના સ્વયંસેવક સુધી અને બિરાદર ' લાલ–ભાઇ ' સુધી બધાને કહેતાં સાંભળીએ છીએ ! ત્યારે પ્રશ્ન એ થાય છે કે એ અપેક્ષિત સફળતા માટે જે ગુણોની આવશ્યકતા છે એ ગુણો સ્વયં–વગર પ્રયત્ને–આવી જાય છે કે કોઇ જાદુથી મળી જાય છે ? આ લેખકની તુચ્છ દૃષ્ટિમાં તો રાષ્ટ્રમાં એ ગુણોનું ઉત્પાદક સાધન એક માત્ર **સાચી શિક્ષા** છે. એ સાચી શિક્ષા કેવળ પુસ્તકોના જ્ઞાનથી નથી મળતી. ગ્રન્થોના વાચનથા ચારિત્ર્ય નથી સર્જાતું. શિક્ષા–કાળમા દેશના ભાવિ નાગરિકોને એવી શિક્ષા આપવી જોઇએ, જે તેને ચારિત્ર્યશાળી બનાવે અર્થાત્‌ તેનું શરીર દૃઢ થાય, મન સુસંસ્કૃત બને, અને આત્મા નિર્ભીક બને. ગુરુકુલ પ્રણાલિ[illegible] તેનો ઉકેલ છે ! એ ચારિત્ર્ય માટે શિક્ષાના મૂલમાં ઇશ્વર વિશ્વાસ અને વ્યાવહારિક ધર્મ આવશ્યક છે. કેમકે માનવીને સન્માર્ગ પર રાખવા માટે બે વસ્તુઓ જરુરી છે. એક સુખની કામના અને બીજો દંડનો ભય, ઇશ્વર વિશ્વાસથી માનવ હૃદયમાં સત્કર્મ–સદાચારથી કલ્યાણની આશા અને દુષ્કર્મ–દુરાચારના દંડનો ભય રહે છે, જે તેને ઠીક રસ્તે ચાલવામાં સહાયક બને છે. શિક્ષા કાળમાં સરવાળા–બાદબાકી કે ઇતિહાસ–ભૂગોળ માટે યત્નની આવશ્યકતા છે, અને ઊંચા જીવનવાળા કે સદાચારી બનવા માટે યત્નની જરૂર નથી એ ઊલટી સમજ છે. ભારતના ભાગ્ય-વિધાતા શિક્ષા–ગુરુઓ માટે એ સમજવાનો સમય હવે પાકી ગયો છે કે માનવનું ચારિત્ર્ય એ તેની શક્તિ અને વિદ્યાની પૃષ્ઠભૂમિ છે ! येनेष्टं तेन गम्यताम ।

# "બાળકોના બળદેવભાઇ"

( શ્રી જયરામદાસ ભ. નાગર—વડોદરા )

સ્વર્ગસ્થ શ્રી બળદેવભાઈ આર્યનો પરિચય મને જે મહર્ષિ દયાનન્દ ભવન, વડોદરામાં થયો હતો, તે જિંદગી પર્યંત યાદગાર રહેશે.

**દયાનન્દના સેવક :—**જ્યારે જ્યારે ભવનમાં પધારતા ત્યારે ત્યારે બાળકો તેમને પ્રેમથી વિંટળાઇ વળતાં, ત્યારે ત્યારે તેઓશ્રી તેમની ઝોળીમાંથી ખાટી મીઠી ગોળીઓ આપી બાળકોના પ્રેમને પ્રોત્સાહન આપતા હતાં, બાળકો પ્રેમપૂર્વક ગોળીઓનો સત્કાર કરી, હાસ્યરસથી તે મીઠી ગોળીઓનું પાન કરતાં અને નમસ્તે બોલી આનંદ લેતાં આ રીતે બાળકોથી લઇ વૃદ્ધો સુધીનો તેમનો આદર્શ પ્રેમ પ્રસરેલો હતો.

મારો પરિચય કરાવનાર શ્રી નગીનભાઇ પંચાલ એક સમયે તેઓશ્રીની સાથે બેઠા હતા, ત્યારે તેમની લોકવાણી સાંભળી અને શ્રી રવિશંકર મહારાજ–સર્વોદય નેતા–ની યાદ આવી હતી, ત્યારે મને મનોમન વિચાર થયો કે મારે આ શંકાનું સમાધાન કરવું જોઇએ અને હું તેઓની વાતચીત દરમ્યાન જ બોલી ઉઠયો કે "બળદેવભાઇ તમો તો શ્રી રવિશંકર મહારાજ જેવાજ લાગો છો ? કારણ કે તમારી કાયાનું બંધારણ, ઉંચાઇ તેમજ ગામઠી બોલી પણ તેમના જેવીજ છે. જવાબમાં તેમણે કહ્યું કે, "એ વાત ખરી છે, હું–બળદેવભાઇ–એક સમયે પ્રવાસમાં જતો હતો ત્યારે એક ભાઇએ મને પ્રશ્ન કરેલો કે શ્રી રવિશંકર મહારાજ તમારા શું થાય ? ત્યારે મેં જવાબ આપ્યો કે હું એમનો મોટો પુત્ર છું," ત્યારે તે સમયે આ વાત સાંભળનાર–અમો બધા-ઉપસ્થિત સજ્જનો હાસ્ય વેરતા રહી ગયા.

આટલા પરિચય બાદ તેઓશ્રી મારી દુકાને આવતા થયા અને આર્ય સમાજનાં પુસ્તકો ખરીદી જતા, ત્યારબાદ અવાર નવાર મળતા, એક સમયે અમારે ઘેર પધાર્યા હતા, તે સમયે પણ [illegible]ાનુસાર મીઠી ગોળીઓ [illegible]કોને આપી હતી [illegible] નમસ્ત કરાવ્યા હતા, અને દરેક બાળકોને તેમના અભ્યાસ વિષે પ્રશ્નો કર્યા હતા, અમારી બાળિકાઓ દર રવિવારે દયાનન્દ ભવન ખાતે થતા સાપ્તાહિક સત્સંગમાં આવે ત્યારે તેમને ખૂબજ યાદ કરતી.

ચિખોદરા આર્ય સમાજમાં પં. રવિશંકર દ્વિવેદીએ યજ્ઞ–પારાયણ કરેલ તે સમયે હું પણ ત્યાં હાજર હતો, ત્યારે ભોજન સમયે પણ તેઓશ્રી રમુજી વાતો કરી જમાડતા હતા.

મુંબઇના શુદ્ધિકાર્ય સમયે તેઓશ્રી અમારે ઘેર રાત્રે નવ વાગે તા. ૧૦–૧૨–'૬૪ના રોજ આવી દરવાજો ખખડાવ્યો હતો, બાળકો સૌ ઊંઘતા હતા, હું ઊંઘવાની તૈયારીમાં હતો, તેવામાં ખખડાટ સંભળાયો, અને મારા મોટા પુત્રે દરવાજો ઉઘાડયો, તેઓશ્રી ઉપર આવ્યા. તેમની સાથે એક ભાઇ હતા, નમસ્તે, નમસ્તે કરી બેઠા, સ્વાગત માટે ચા, પાણીનું પૂછ્યું. તેમણે ના કહી, અને બોલ્યા કે અમો મુંબઇ જઇ રહ્યા છીએ, અમારી સાથે આવનાર ઘણાં માણસોને સ્ટેશન પર બેસાડીને તમારે ત્યાં આવ્યા છીએ, માટે તમો અમારી સાથે સ્ટેશને ચાલો અને જુઓ કે કેવા કેવા માણસોની શુદ્ધિ થાય છે. મેં કહ્યું ભાઇશ્રી આ[illegible] તબિયત નાદુરસ્ત હોવાથી અત્યારે તો હું આવવામા અશક્તમાન છું, તો તેમણે તૂરતજ ઘણાં વર્ષો પહેલાં કરેલ શુદ્ધિ પ્રચારનો ફોટોગ્રાફ બતાવ્યો. અને મુંબાઇમાં શુદ્ધિ કાર્ય કેવી રીતે ગોઠવ્યું છે તે વિષેનો આછો ખ્યાલ આપ્યો હતો, ત્યારબાદ પાણી પીવા માટે માંગ્યું હતું, થેલીમાંથી હિંગાષ્ટકની બાટલી કાઢી તેમાંથી ફાકો મારીને પાણી પીધું અને કહ્યું કે કયારેક દિવસે જશું ત્યારે તમોને જોવા લઇ જશું, ઇસાઇઓનાં પુસ્તકો લઇ જવાં છે ? ફરી કયારેક આવીશું ત્યારે લઇ જશું, એવી ભાવના સાથે તેઓશ્રીએ અમારે ત્યાંથી પોણાદશ વાગે વિદાય લીધી હતી, અરસપરસ નમસ્તે કર્યા, તેઓ ગયા તે ગયા.

સ્મૃતિ અંકમાં શ્રીકાન્ત ભગતજી લખે છે તેવાજ કાર્યકર્તા શ્રી બળદેવભાઇ ચારિત્ર્યવાન પુરૂષ હતા, તેઓશ્રીના દુઃખદ સમાચાર રવિવારના અધિવેશનમાં શ્રી નગીનભાઇ પંચાલે આપ્યા હતા. તે સાંભળી હૃદય દ્રવી ઊઠયું હતું. સદ્ગ[illegible] આત્માને પરમાત્મા ફરી ગુજરાતની ભૂમિ ઉપર જન્મ આપી, સ્વામી દયાનન્દનું કાર્ય કરવાની પ્રેરણા આપે એવી પ્રભુ પાસે પ્રાર્થના કરી વિરમું છું, ઓમ્ શાંતિ.

## આર્યસમાજ નડિયાદ
## શોકાંજલિ ઠરાવ

તારીખ ૨૦–૧૨–૬૪ના રોજ આર્યસમાજ નડિયાદનું સાપ્તાહિક અધિવેશન ભરાયું હતુ. અને તે દરમ્યાન ચરોતર પ્રદેશ આર્યસમાજ આણંદના મંત્રી શ્રી બલદેવભાઈ એમ. આર્યના દુઃખદ અવસાન નિમિત્તે નીચે મુજબ શોકઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો. અને ઉપસ્થિત દરેક સભ્યોએ બે મિનિટ મૌન પાળી સ્વર્ગસ્થના આત્માની શાન્તિ માટે પ્રભુ પ્રાર્થના કરી હતી.

"શ્રી બલદેવભાઈ એક સેવાભાવી એકનિષ્ઠ મુક કાર્યકર હતા. તેમના અવસાનથી આણંદ આર્યસમાજને ન પૂરી શકાય તેવી ખોટ પડી છે. તેમનો મિલનસાર અને માયાળુ સ્વભાવ તેમના પછી આવનાર નવા આગંતુકને સદાય પ્રેરણાદાયી રહેશે. પ્રભુ તેમના આત્માને શાન્તિ અર્પો."

## આર્યસમાજ આણંદ
## શોકપ્રસ્તાવ

ચ. પ્ર. આર્યસમાજ આણંદના માનદ્ મંત્રીશ્રી બળદેવભાઈ મોતીભાઈ આર્યના ગોરેગાવમાં શુદ્ધિનું કામ કરાવતાં આકસ્મિક હૃદયબંધ થવાથી તા. ૧૨–૧૨–૬૪ના રોજ દુઃખદ અવસાન થયું તેથી સમાજો, કુટુંબ, તથા મિત્ર મંડળમાં ઘણો જ શોક ફેલાયો છે. એમના અવસાનથી આ સમાજે એક કુશળ રાષ્ટ્રભાવી, સેવાભાવી, નિઃસ્વાર્થ કર્મવીર ગુમાવ્યો છે. એમના અવસાનથી તેમના કુટુંબને અસહ્ય દુઃખ આવી પડયું છે. આ સમાજને પણ એમની ખોટ પૂરી શકાય એવી નથી, એમની નિઃસ્વાર્થ લાંબા સમયની સેવાથી આ સમાજ ઉપર એમનું ન ઉતરી શકે એવું ઋણ છે. અને આ સભા આ બનાવથી બહુ દુઃખ અનુભવે છે. એમના કુટુંબ પ્રત્યે આ સભા પૂર્ણ દિલસોજી પ્રદર્શિત કરે છે. પરમાત્મા સદ્ગત આત્માને ચિરશાંતિ આપે.

## આભાર

અમારા પૂજ્ય પિતાશ્રી બળદેવભાઈ આર્યના મુંબઇમાં તા. ૧૨–૧૨–૬૪ના રોજ થયેલા અવસાન નિમિત્તે અનેક હિતેચ્છુઓ, પ્રશંસકો, સગાસંબંધીઓ તથા મિત્રો તરફથી સમવેદનાના પત્રો તથા સંદેશાઓ મળ્યા છે. મુરબ્બીઓના આશ્વાસનથી દુઃખ હળવું કરવામાં અમને ઘણી જ મદદ મળી છે. વ્યક્તિગત જવાબ આપવામાં અસમર્થ હોવાથી આ પત્રદ્વારા અમે તે સહુનો આભાર માનીએ છીએ.

**કૃષ્ણદેવ બળદેવભાઇ આર્ય**
**સુરેશચંદ્ર બળદેવભાઇ આર્ય**
**પ્રવિણાબહેન બળદેવભાઈ આર્ય**

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા–૬ માલીકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.

श्री आचार्य जी, गुरुकुल कांगडी
जि. सहारनपुर, (उ. प्र.)

રજી. નં. બી/૩૭૪




મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ | તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ | [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૦મું ] | સૃષ્ટિ સંવત ૧૯૬,૨૯,૪૯,૦૬૪ | વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ | પોષ સુદ ૧૫ને શનિવાર તારીખ ૧૬—૧—૧૯૬૫ | [ અંક ૪૨મો

# આનું નામ શુદ્ધિ

આર્ય પ્રતિનિધિસભા, પૂર્વ આફ્રિકાના આશ્રયે નૈરોબીમાં તા. ૧૬-૧૨-૬૪ના રોજ એક સુશિક્ષિત સામાજિક કાર્યકર્તા કુટુમ્બ શ્રી પં. ઓમપ્રકાશજી ત્યાગીના પ્રભાવશાલી વ્યાખ્યાનોથી પ્રભાવિત થઇ વૈદિક ધર્મના રંગથી રંગાયું છે, અને લગાતાર છ માસ સુધી વૈદિક ધર્મના વિશાળ સિદ્ધાન્તોની છાનબિન કર્યા પછી શહેરના પ્રતિષ્ઠિત ગ્રહસ્થોની હાજરીમાં શુદ્ધ થયું છે. તે સંબંધીનો અંગ્રેજીમાં આવેલો પત્ર નીચે પ્રમાણે છે.

P. O. Box 11552,
**NAIROBI.**
17th December, 1964.

Dear brother,
Namaste.

It is with the greatest pleasure that I have to inform you that on Wednesday, 16th December, 1964, at 4-30 p. m. a shudhi samskar was performed at the Arya Stri Samaj Hall, Ngara, Nairobi where by an African family of two adults and three children accepted the Vedic Dharma. This samskar was a culmination of our efforts over the past few months. The man concerned is a well known African social worker and will be available to the Arya Samaj as its missionary from now onwards. It was Shri Tyagiji's lecture sometime early this year which attracted this gentleman towards Arya Samaj. From that date onwards he was regularly sitting with Shri Om Prakash Tyagi for four hours weekly to discuss the Vedic Dharma in its various aspects. This practice went on for nearly six months and finally he expressed his desire to be formally accepted into the fold of Arya Samaj. The gentleman concerned is now very well informed of the philosophy of the Vedic Dharma as it affects day to day human life. I pray to Almighty God that this solitary instance should prove to be a forerunner of many more to come in its wake. Of course this is the first African family that has accepted formally Vedic Dharma, renouncing their formarfaith Christianity.

Arya Samaj efforts in the shudhi of Africans go back to nearly 20-25 years when our missionary Shri Pt. Satya Palji opened schools for Africans and went to live with them in their reserves. These efforts could not however bear fruits because of political interference by the then Government. Our next efforts took the shape of printing Vedic literature into Swahili, the lingua franca of Africans in East and Central Africa. These efforts were originiated by thelate Shri Devi Dassji Puri, who unfortunately is no more with us. Shri Puriji was one of the founders of the Arya Pratinidhi Sabha, Eastern Africa and remained an active member of the Sarvadeshik Sabha, Delhi until the last day of his life. His far sight and vision inspired the workers of Arya Samaj and renewed efforts were made in this direction. By God's grace and with the good wishes of all Aryan brothers we hope that we will continue successfully on this path.

Efforts are afoot to found DAYANAND CHILDREN'S HOME in Nairobi and this institution will no doubt be a source of bringing Africans closer to Arya Samaj. It is also proposed to send three African boys and three African girls to Gurukula University, Kangri and Kanya Gurukul, Dehra Dun. We pray that our efforts in this direction may bear fruits quickly and proved a source of inspiration to all Arya Samaj workers in East Africa.

Yours brotherly,
**Chandra Prakash Gupta,**
HON. GENERAL SECRETARY,
**ARYA PRATINIDHI SABHA, E. A.**

# ઇશાવાસ્યોપનિષદ્

લેખક : શ્રી પં. મયાશંકરજી શર્મા

## મંત્ર બીજા

શિષ્ય:—ગુરુજી, આ મંત્રમાં કામ કરતાં કરતાં જ સો વરસ સુધી જીવન જીવવાની માણસે ઇચ્છા કરવી એવું જણાવ્યું છે, પણ માણસ સો વરસ સુધી ક્યાં જીવે છે? હજારે કોઇ એકાદ માણસ સો વરસ જીવતો હશે. બાકી કેટલાયે બાલ્ય-અવસ્થામાં મરે છે, કોઇ જુવાનીમાં મરે છે. તો કોઇ ૭૦-૮૦ વરસે મરે છે. કામ તો બધા કરે જ છે. કદાચ ઉત્તમ કર્મ નહીં કરતા હોય તો પણ જીવનને જરૂર પૂરતાં તો કામ કરે જ છે. વળી આ મંત્ર તો વેદનો છે, તો આવી સત્યથી વેગળી વાત મંત્રમાં કેમ છે? કોઇક માણસ તો સો વરસ કરતાં વધારે જીવતા જોવામાં આવે છે. આનો સ્પષ્ટ અર્થ તો એ જ થાય છે કે આયુષ્યના સંબંધમાં વેદ અને ઉપનિષદ પણ કોઇ ખરો ખુલાસો કરી શકતાં નથી. વેદ સત્યવિદ્યાનું પુસ્તક છે એમ જ્ઞાની પુરુષો કહે છે તો આયુષ્યના સંબંધમાં આવો અનિશ્ચય કેમ છે? 'शतं जीवेम शरदः' અમે સો વરસ સુધી જીવીએ. 'शतायुर्वै पुरुषः' માણસ સો વરસ સુધી જીવનાર છે. 'आपूर्वर्षशतं नृणां परिमितम्' માણસોના આયુષ્યનું પરિમાણ સો વરસ સુધીનું છે. શું આ વાક્યો વગર વિચારે લખાયેલાં છે?

ગુરુજી! વેદ અને તેને અનુસરીને જે જે શાસ્ત્રો લખાયાં છે તેમાં ખોટું શા માટે લખવામાં આવે? વેદ તો ઇશ્વરીય વચન છે એ તો અસત્ય હોય જ નહિ. સત્ય શાસ્ત્રોના રચનારા તો ઋષિઓ હતા એમને માણસોને જૂઠું સંભળાવવાનું કોઇ પણ કારણ ન હોય. માત્ર સમજવામાં આપણી ભૂલ હોય છે, ઘણા માણસો સો વરસ સુધી જીવવાની ઇચ્છા જ કરતા હોતા નથી. વળી જીવન જીવવામાં એમની ઘણી ભુલો થતી હોય છે. સદાચાર વગર પૂરું આયુષ્ય ભોગવી શકાતું નથી. રાગ, દ્વેષ, અસત્ય બોલવું, પ્રમાદ સેવવો વગેરે માણસોમાં સાધારણ હોય છે અને આ બધાં આયુષ્યના ઉપર પ્રહાર કરતાં રહે છે, તેથી આયુષ્યની મર્યાદા હણાય છે. સામાજિક અત્યાચારોથી પણ વ્યક્તિનું જીવન હણાય છે.

જન્મથી મરણ સુધીમાં જેવાં અને જેટલાં કર્મ થયાં હોય છે તે બધાંનું એક એકમ થાય છે અને તેનાથી માણસે ક્યાં જન્મવું, કેવો ભોગ ભોગવો અને કેટલું જીવવું એનો નિર્ણય પરમ ન્યાયકારી ઈશ્વર દ્વારા થયેલો હોય છે. સો વરસ જીવવાની ઇચ્છા કરવી આ તો ... ઉત્સાહવર્ધક વાક્ય છે અને તેથી જો માણસ સદાચાર પાળવામાં તત્પર રહે, રાગ, દ્વેષ, પ્રમાદ વગેરે ન સેવે તો આયુષ્યમાં કંઇક વધારો પણ થાય. જેમ નવું વસ્ત્ર ખૂબ સંભાળપૂર્વક પહેરવામાં આવે તો તે ધાર્યા કરતાં વધારે પહોંચે છે. નવીન તૈયાર થયેલા ઘરને પણ દર વરસે સમારકામ થાય તો તે પણ ધાર્યા કરતાં વધારે વરસ ટકે છે. તેમ આયુષ્યનું પણ છે. ભૌતિક અને આધ્યાત્મિક બંને ઉપાયો જો આયુષ્યને વગર અંતરાયે મળે તો સો વરસ જીવવાની આશા નિરર્થક થતી નથી અને સો વરસ કરતાં વધારે પણ જીવી શકાય. કોડિયામાં તેલ અને વાટ પૂરતાં હોય છતાં તે જો પવનના તોફાન વચ્ચે મૂક્યું હોય તો દીવો જરૂર ઓલાઇ જાય. માટે મંત્રમાં 'जिजीविषेत् शतं समाः' સો વરસ સુધી જીવવાની ઇચ્છા કરવી એમા કશું પણ અયોગ્ય નથી. ઈશ્વરીય નિર્માણમાં પણ ઇશ્વરે સુધારા વધારાનો અવકાશ રાખ્યો છે અને જીવાત્માને પણ થોડું ઘણું સ્વાતંત્ર્ય છે જ. એનો ઉપયોગ યોગ્ય રીતે નથી કરતો.

શિષ્ય! ગુરુજી શાસ્ત્ર કહે છે કે જીવાત્મા 'ભોક્તા' છે અને ભોક્તા છે તેથી તે કર્તા પણ છે જ. ભોક્તા અને કર્તા એ બંનેનો કાર્ય-કારણ ભાવ સંબંધ છે. જેમાં ભોક્તાપણું છે અને કર્તાપણું

( જુઓ પાન ૭ )






તંત્રીસ્થાનેથી

## દુર્ગાપુર અધિવેશન અને પં. જવાહરલાલજી

ધરતીની માટીમાંથી જ ધરતીના તારણહાર પાકે એ જ સાચા મોતી. બાકી બધાં ફટકીયા. દયાનંદ એથી જ ભારતના રાષ્ટ્રીય માર્ગ બનાવનાર સાચા રાષ્ટ્ર વિધાતા હતા. એમના "સામાજીક–રાજકીય" સ્વાતંત્ર્યની જ્યોત ગાંધીજીએ પોતાની વાણીયાશાહી રીતે ધારણ કરી. જ્યોત ઝંખવાણી છતાં એ જ્યોતમાં પરાધીનતા ખાખ થઈ ગઈ. સળગી ગઈ. શ્રદ્ધાનંદ અને સરદાર, દયાનંદ–ગાંધીના સાચા વારસદારોએ રાષ્ટ્ર-જ્યોતને વિશ્વવિજયી કરી ભારતને સત્ય અને અહિંસાના સ્વાતંત્ર્ય સંગ્રામમાં સર્વોપરિ બનાવવામાં જાતને હોમી દીધી.

એ જ્યોતને ગાંધીજીના કહેવાતા વા[illegible] જવાહરલાલે અરાષ્ટ્રીય પાશ્ચાત્ય ખ્યાલના આવરણમાં માર્કસવાદના ખાબો-ચીયામાં ઝબકોળી બૂઝાવી નાંખી. **છેલ્લા સત્તર વર્ષના જવાહર–અમલે ભારતીય સંસ્કૃતિના અમર, સંજીવક શાશ્વત મૂલ્યોથી સ્વરાજ્યને દૃઢમૂલ કરવાને બદલે પાશ્ચાત્ય તરંગી ખ્યાલોમાં રગદોળી ઓખળું કરી નાખ્યું.** રાષ્ટ્રીય શિક્ષણથી રાષ્ટ્રપ્રકાશ ઝળહળાવવાને બદલે અનુકરણઅંધ પાશ્ચાત્ય શિક્ષણના પડછાયા પાછળ દોડીને ભારતની ભાવિપ્રજાને વાસનાના જ્વાળામુખીમાં હોમાઈ જતી જોવા છતાં દયાનંદ–ગાંધીની રાષ્ટ્રીય શિક્ષણની તત્વનિષ્ઠાને જડમૂળમાંથી ઉખેડી નાંખી. દયાનંદના વિશ્વવિજયી ધર્મચક્રમાં કોમીવાદનું દોષારોપણ જોયું અને ગાંધીજીના સ્વાયત્ત અર્થ-તંત્રના ખ્યાલમાં ગાડાનો જમાનો જોઈ માર્કસવાદના અંધારા કૂવામાં ભૂંસકો મારવાને સમાજવાદી થોથાપંડિતોને હાથે આયોજન–નિયોજનની ભૂલભૂલામણી રચાવરાવી ભારતની ગરીબ પ્રજાનો ઘાણ કઢાવી નાંખ્યો.

જર્મનો સામે મરણિયો જંગ ખેલનાર જગતના શ્રેષ્ઠ ભારતીય લશ્કરનો વિશ્વાસઘાતી ચીની આક્રમણમાં મેનન–જવાહરની અવળી નીતિને પરિણામે સોથ વળી ગયો ત્યારે બ્રિટિશ જનરલ સેલા તો છૂટે મ્હોંયે રડી ઉઠ્યો. જીવતાં જવાહરલાલની જયમાં ઢંકાઈ ગયેલી નિષ્ફળતા તેમના મૃત્યુ બાદ છતી થતી જાય છે તે છતાં ગાંધીજી અને ગાંધીમાર્ગનો દ્રોહ કરી દુર્ગાપુર અધિવેશનમાં પણ જવાહરનીતિ પાછળ કોંગ્રેસ, કોંગ્રેસીનેતાઓ અને કોંગ્રેસી સરકારે "જવાહરલાલના ભૂતથી ડરીને આંધળી દોટ મૂકી એથી દેશની વિચારક જનતાને ભારે ખેદ થાય એ સ્વાભાવિક છે બચપણથી ક્રાંતિકારી આચાર્યશ્રેષ્ઠ કૃપાલાનીજીને "આર્યપ્રકાશ"ના તંત્રીએ પૂછ્યું કે "ગાંધીજીએ સરદારને વારસદાર કરાવ્યા હોત તો દેશની દુર્દશા થાત નહિ અને દેશ દુનીયામાં અજોડ બની ગયો હોત. તો ગાંધીજીએ જવાહરને વારસદાર બનાવવાની ભૂલ કેમ કરી ?" **ત્યારે એ માજી કોંગ્રેસ પ્રમુખ અને વર્ષોના મહામંત્રીએ સાફ કહ્યું. "મહાત્માજીએ જવાહરલાલને પોતાના વારસદાર નીમ્યા હતા તે વાત સરાસર જૂઠી છે અને કદાચ જો ગાંધીજીએ જવાહરલાલને વારસદાર નીમ્યા તો શા માટે? તેમની (ગાંધીજીની) નીતિ આગળ ધપાવવા માટે ને? શું જવાહરલાલે એમ કર્યું છે? મને તો કાંઇ દેખાતું નથી." ગાંધી તત્વજ્ઞાનના પયગંબર મનાતા આચાર્યશ્રી કૃપલાનીના આ અમર શબ્દો તમામ રાષ્ટ્રભક્તોના હૃદયની દર્દભરી આહના પ્રતીક છે.**

છતાં ખેદ છે દેશના સરકારી બિનસરકારી કોંગ્રેસી નેતાઓ વધતી જતી ભીષણ રાષ્ટ્રિય કટોકટીનાં ભયંકર સમયે પણ જવાહરનીતિના ભૂતનો દુર્ગાપુર અધિવેશનમાં સંપૂર્ણ ભોગ થઇ પડયા છે. બંગાળના દીર્ઘદૃષ્ટિ નેતા અતુલ્યઘોષે જવાહરલાલની સોશીયલ ફોરમની ભૂતાવળને એકઠીજ થવા દીધી નહિ અને માલવીયાને હરાવી દરબારસિંગને કારોબારીમાં લેવરાવ્યા છતાં **અધિવેશનમાં લાંચરૂશ્વત મોંઘવારી સંઘરાખોરી, કાળાં નાણા, ઝોનબંધી, સંરક્ષણ, અન્ન-નીતિ દુર્દશાનો સાર્વત્રિક ઉકેલ લાવવાનો રાષ્ટ્રિય કૃતનિશ્ચય નેતાઓએ કર્યો હોય તેમ લાગતું નથી. શબ્દોની ભૂલભૂલામણીમાં આર્થિક ક્ષતિઓ ઢાંકી દેવાઇ છે.** અણુસંરક્ષણના ઠરાવ ઉપર શાસ્ત્રીજી અને મેનનની રાષ્ટ્રદૃષ્ટિનો ભેદ સ્પષ્ટ વરતાઇ આવવા છતાં ઇંગ્લેન્ડ, અમેરિકા, રશિયા જેવી તકેદાર રાજનીતિ ઘડાઇ નથી. ઘડી શકાઇ નથી. **આંતરરાષ્ટ્રિય વાહવાહના તાનમાં રાષ્ટ્રિય હિતને વિસરી જતા જવાહરલાલની આબાદ નકલ થઇ છતાં જવાહરલાલ જેવા કુશળ નરશ્રેષ્ઠની અદાકારી એક પણ નેતા બતાવી શકયા નથી.** દુનિયા આખી દુર્ગાપુરમાં થયેલી જવાહરની બુતપરસ્તી થયેલી જોઇ આપણી રાષ્ટ્રિય નિર્માલ્યતાનો લાભ લેશે. તેથી પાકિસ્તાન-ચીન-ઇન્ડોનેશિયાના ત્રિપુરાસુરો વધુ છકી જશે અને સમય આવે અમેરિકા-રશિયાની સહિયારી અણુરક્ષણની બાંહેધરી ન મળે તો અલગ અલગ અણુરક્ષણની બાંહેધરી ખોળવા આપણે દોટ મૂકવી પડે તો નવાઇ નહિ. **આવા કપરા સમયે "એક છત્ર-હિંદુ રાષ્ટ્ર બોલો જય જય ભારતમાત"ની નેપાળ નરેશ મહેન્દ્રની ભારતભક્તિનો અસ્વીકાર કરવામાં પણ આપણે અવળી બુદ્ધિ દાખવી રહ્યા છીએ.** બૌદ્ધ-ધર્મીઓ, ભારતના સંસ્કારબાળ છે. જરૂર પડે સીલોન, બ્રહ્મદેશ સિયામને આપણે આકર્ષવા જોઇએ, હવે જવાહરનીતિના ઘેનમાં બેભાન કે બેફામ રહેવાથી આપણે સ્વરાજ્યનો દયાનંદ ગાંધીનો શક્તિનો-વિકાસનો-વિજયનો કલ્યાણનો શ્રેયસપંથ ગુમાવી બેસીશું. પ્રભુ દુર્ગાપુરની અનુકરણઅંધનીતિનો ત્યાગ કરવાની રાષ્ટ્રને શક્તિ આપે એજ પ્રાર્થના.

# ગુજરાતનો એક વધુ તારલો ખર્યો

## વયોવૃદ્ધ આર્યનેતા શ્રી ચતુરભાઇના અવસાનથી ગુજરાતના આર્યોને પડેલી ભારે ખોટ

હજી તો મુંબઇ પ્રદેશ આર્ય-પ્રતિનિધિ સભા તેમજ ચરોતર પ્રદેશ આર્યસમાજના કર્મઠ કાર્યકર્તા શ્રી બળદેવભાઇ આર્યના દુઃખદ સમાચારોની શાહી સુકાઇ નથી ત્યાં તો ગુરુકુલ સૂપા, આર્યકુમારસભા, તથા ગુરુકુલ હાઇસ્કુલ સોનગઢના શિલ્પી મુરબ્બી શ્રી ચતુરભાઇના અવસાનના સમાચારોએ ગુજરાતના આર્ય-જગતના અનભ્રવજ્રપાતનો એક જબરો કડાકો બોલાવ્યો છે. પાછલો આખો મહિનો જ આર્યજગત માટે અપશકુનિયાળ નિવડયો છે. એક જ માસમાં આચાર્ય શ્રી કવિરત્ન મેધાવ્રતજી, શ્રી બળદેવભાઇ વેદોના પ્રકાંડ વિદ્વાન શ્રી પં. બ્રહ્મદત્તજી જીજ્ઞાસુ, ટંકારા આર્ય-સમાજમાં પ્રાણુ ચંચળબહેન પાઠક, અને છેલ્લે છેલ્લે શ્રી ચતુરભાઇનું અવસાન આર્યસમાજ માટે ભયંકર ઉલ્કાપાત સમાન નિવડયાં છે.

શ્રી ચતુરભાઇ બાબરભાઇ પટેલ ચરોતરના કુંજરાવ ગામના વતની હોવા છતાં તેમને કોઇ દિવસ ગામનો મોહ ન હતો. મુંબઇ યુનિવર્સિટીના બી કોમ. ના પ્રથમ બેચના તેઓ યશસ્વી સ્નાતક હતા. સરકારી નોકરીમાં જોડાયા હોત તો ઊંચામાં ઊંચું સ્થાન મેળવી શકત. સરકારી નોકરી તેમના સ્વભાવમાં જ ન હતી. થોડાક દિવસ વેપાર કરી જોયો તેમાં પણ તેમને ન ફાવ્યું. સ્વામી શ્રદ્ધાનંદના પરિચયમાં આવ્યા પછી આર્ય સમાજના રંગથી રંગાયલા અને વ્યાપાર વગેરે ધંધાને લાત મારી સમાજ-લેવાનું વ્રત લીધું, અને તે અનેક ઝંઝાવાતોમાં જીવનના અંતિમ પળ સુધી નભાવ્યું.

ગુરુકુલ સૂપાના અધિકારીઓ શ્રી ચતુરભાઇની કાર્યશક્તિથી પ્રભાવિત થયા, અને તેમના હાથમાં સંસ્થાનું સુકાન સોંપ્યું. થોડા જ વખતમાં સંસ્થાને બધી જ રીતે વ્યવસ્થિત કરી ગુરુકુલ તરીકે સંસ્થા-ની ખ્યાતી ફેલાવા માંડી, ત્યાં તો આર્યકુમાર સભાના મંત્રી શ્રી પંડિત આનંદપ્રિયજી અને પ્રમુખ શ્રી રાજા નારાયણલાલની નજર તેમના ઉપર પડી. ધીમેથી તેમને આર્યકુમાર સભામાં ખેંચવામાં સફળ થયા. તે જ અરસામાં હિન્દુત્વના પરમ હિમાયતી મુંબઇના સ્વ. શેઠ શ્રી મનસુખલાલ છગનલાલ દેસાઇએ ભાવનગર પાસેના સોનગઢના રેસી-ડેન્સીના વિશાલ મકાનો તથા જમીન ખરીદીને વૈદિક આદર્શાનુસાર ગુરુ-કુલ ચલાવવા માટે આર્યકુમાર સભાને સોંપી.

આ કપરું કાર્ય આર્યકુમાર સભાએ સ્વ. શ્રી મનુભા ચેર તથા શ્રી ચતુરભાઇના કુશળ હાથોમાં સોંપ્યું. સોનગઢના જંગલને મંગળ બનાવવાનો દૃઢ ઇરાદો કરી શ્રી ચતુરભાઇએ ગુરુકુળના મુખ્યાધિષ્ઠા-તાનું કપરું કાર્ય પોતાના હાથમાં લઇ સંસ્થાને વ્યવસ્થિત કરવાનું શરૂ કર્યું, અને ધીમે ધીમે સંસ્થાએ આખા સૌરાષ્ટ્રમાં શિક્ષણ ક્ષેત્રમાં સુંદર છાપ પાડવા માંડી. એટલામાં શ્રી ચતુરભાઇને શ્રી જીવાભાઇ તથા શ્રી વેણીભાઇ અને ગુરુકુલ કાંગડીના સ્નાતક શ્રી પં. ચન્દ્રકાન્તજીનો સાથ સાંપડયો. પરિણામે સંસ્થા કૂદંકે ને ભૂસકે આગળ વધતી જતી હતી. પ્રતિ વર્ષે ઉત્સવો થતા આખા ગુજરાતમાંથી યાત્રીઓ ગુરુકુલના દર્શને આવતા અને [illegible] કાર્ય શક્તિનાં વખાણ કરતાં.

સમય જતાં પરિસ્થિતિ બદલાઇ અને પ્રાચીન પદ્ધતિએ ચાલતું અને શિક્ષણ આપતું ગુરુકુલ હાઇસ્કુલના રૂપમાં બદલાયું. છતાં જનતાનો સંસ્થા પ્રત્યેનો પ્રેમ તો કાયમ જ રહ્યો. આજે પણ સંસ્થા ગુરુકુલ હાઇસ્કૂલના રૂપમાં જ ચાલે છે અને દેશ વિદેશના સેંકડો બાળકો લાભ રહ્યા છે.

વચમાં શ્રી ચતુરભાઇની સેવાઓ થી આકર્ષાઇ પોરબંદરના શેઠ શ્રી નાનજીભાઇ કાળીદાસ મહેતાએ પોરબંદરમાં કન્યા ગુરુકુલ સ્થાપવાનો નિશ્ચય કર્યો. તેમાં પણ શ્રી ચતુર-ભાઇની અમૂલ્ય સેવાઓ અને અનુભવનો લાભ લેવામાં આવ્યો. પોરબંદર કન્યા વિદ્યાલયની આજની વિશાળ પ્રવૃતિઓમાં સ્વ. શ્રી ચતુર-ભાઇનો ઘણો મોટો હિસ્સો છે, તે ઇન્કાર કરી શકાય એમ નથી.

ઘણા લાંબા વખતથી તેમને અસ્થમાનો વ્યાધિ સતાવતો હતો, છતાં આ સેવાના ભેખધારીએ તેની પરવા કર્યા શિવાય પોતાની આખી જિંદગી મહર્ષિ દયાનંદના આદર્શને યથાશક્તિ મૂર્ત સ્વરૂપ આપવાનો જીવનના અંતિમ પળ સુધી પ્રયત્ન કર્યો છે. શ્રી ચતુરભાઇ [illegible]નું બોલતા પણ તેમની નજર હંમેશાં કાર્ય તરફ જ રહેતી.

શ્રી ચતુરભાઇના અવસાનથી ગુરુકુલ સોનગઢ, અને આર્યકુમાર સભાને જ ખોટ નથી પડી પણ ગુજરાતના સમસ્ત આર્ય જગતને ન પૂરી શકાય તેવી ખોટ પડી છે. પરમાત્મા સ્વર્ગસ્થના આત્માને ચિર-શાંતિ તથા સહકાર્ય કર્તાઓને ધૈર્ય પ્રદાન કરે એ જ પ્રાર્થના.

માધવેન્દ્ર શાસ્ત્રી

# વેદ વાણી

લેખક : શ્રી. પં. ગંગાપ્રસાદજી ઉપાધ્યાય એમ. એ.

( ગયા અંકથી ચાલુ )

મહર્ષિ દયાનંદ મહારાજે આર્યસમાજનો એક નિયમ બનાવ્યો છે કે આર્યોએ "સત્ય ગ્રહણ કરવામાં અને અસત્યનો ત્યાગ કરવામાં સદા ઉદ્યત રહેવું જોઇએ 'ઉદ્યત'નો અર્થ એજ થાય છે કે 'સત્ય અને અસત્ય'નો વિવેક સમજી સત્ય પર પદાર્પણ કરવાથી અસત્ય પરથી શ્રદ્ધા ઊઠી જશે. આજકાલ મનુષ્યો શ્રદ્ધાનો પ્રચાલત અર્થ એ કહે છે કે જેના પ્રત્યે તેની ધારણા મજબૂત બંધાઇ હોય તેને જ 'સત્ય' માનવું. એમ શ્રદ્ધા અને અશ્રદ્ધાનો ભેદ સાચી રીતે સમજવો કઠિણ થઇ પડે છે. અશ્રદ્ધામાં ધારણા અર્થાત વિશ્વાસ રાખવો એને શ્રદ્ધા કદાપિ કહી શકાય નહીં. શ્રદ્ધા અને અશ્રદ્ધાનો અર્થ તો 'व्याकरण' અનુસાર થાય. यौगिक રીતે થાય। શ્રદ્ધાનો રૂઢી કે પ્રચાલેત અર્થ તો એવોજ થાય છે કે 'વગરવિચાર્યે કોઇ વસ્તુ [illegible] બેસવું'. મને એમ જ્યારે ચોક્કસ લાગે કે 'ગંગા એ કેવળ નદી છે. ઉપાસ્ય પ્રભુ નથી. તો શા માટે ગંગા ઉપર શિર ઝુકાવું. અને જ્યારે હું આમ ફક્ત ઊભોજ રહું તો પાસે ઊભેલા લોકો મને 'અશ્રદ્ધાળુ' હોવાનો દોષ જરૂર લગાવવાના. 'વેદમંત્ર' તો એમ નથી કહેતો કે દરેક વાત પર શ્રદ્ધા રાખો પરંતુ એ વાત પર ભાર મુકે છે કે 'સત્ય–અસત્ય'ના વિવેક પછી કેવળ 'સત્ય' જે હોય તેના પ્રત્યેજ શ્રદ્ધા રાખો. અસત્ય હોય તો તુરતજ તેના પરથી મનને હટાવી દો.

પરંતુ એક વાત ખૂબ વિચારણીય છે કે સંસારમાં સત્ય અને અસત્ય બન્ને દૂધ પાણી કે અંધકાર–પ્રકાશની માફક મળેલાં છે. આથી ઘણીવાર મનુષ્ય સત્ય અને અસત્યના ભેદને જુદો તારવી શકતો નથી. દૂધમાં કેટલું પ્રમાણ પાણીનું ભેળવ્યું છે કે કેટલું અંધારું પ્રકાશ સાથે ભળેલું છે! એનું પ્રમાણ જાણવું અઘરું લાગે છે. આથી સંસ્કારગત જીવનમાં પરંપરાથી કેટલી ધારણાઓ જ્ઞાનાભાવને કારણે સત્ય અને અસત્યના માટે દઢ થયેલી હોય છે. બજારમાં દૂધ વેચાય છે પરંતુ તેમાં દૂધની માત્રા વધારે અને મેળવેલા પાણીની માત્રા જુજ હોય છે. જ્યારે નદીમાં યાત્રી દૂધ રેડે છે ત્યારે દૂધની સફેદી જ દેખાય છે અને જળની માત્રા અધિક હોય છે. આવી રીતેજ આપણા સામાન્ય ધાર્મિક વિચારોનું છે.

કોઇપણ બાબતમાં થોડું સત્ય તો અવશ્ય હોય છેજ પરંતુ ઘણીવાર સત્યની સાથે અસત્યની માત્રા એટલી બધી મળેલી હોય [illegible] કે સત્યનુ દર્શન લુપ્ત થઇ જાય છે. કોણ નથી જાણતું કે ગણિત જ્યોતિષના વિદ્વાનોની ભવિષ્યવાણી ચંદ્રગ્રહણ કે સૂર્યગ્રહણ માટેની સત્ય નથી હોતી? આ તો પ્રત્યક્ષ છે. 'સત્ય' છે આનુંજ નામ 'दर्शन' અને व्याकरण કહેવાય છે. પરંતુ એ વાતની સાથે શો સંબંધ છે કે ગ્રહણ આપણા કર્મો કે કર્મફળો પર પ્રભાવ પાડે છે? ત્યારે શું ચંદ્ર કે સૂર્યની સાથે કોઇ રાક્ષસનું યુદ્ધ થાય છે! કેવી ભ્રામક ધારણાઓ મનુષ્યોએ બાંધેલી છે! ભલે થોડાએક લોકોને ગ્રહણના નામથી કંઇક દાન મળી જાય છે પરંતુ આથી તથા કથિક સમાજમાં આવી માન્યતાઓથી નથી તો તેમને સત્યાસત્યનું દર્શન થતું કે નથી તેનું વ્યાકરણ સમજાતું. આનું પરિણામ તો એ આવે છે કે અસત્ય પર શ્રદ્ધા અને સત્ય પર અશ્રદ્ધા.

દરેક ધર્મોમાં કે જેમાં સામ્પ્રદાયિકતા અધિક છે તેમાં આવી પરંપરાઓ અધિક પ્રમાણમા ચાલી આવ્યા કરે છે.

આપને એ જણાશે કે હજરત ઈસા મસિહ ભલે ત્યાગી પુરુષ હતા પરંતુ તેની સાથે એક એવી પણ ધારણા બાંધેલી છે કે તેઓ 'ઈશ્વરના પુત્ર' ફક્ત આ સંસારમાં એકલા જ છે. ખરેખર ન તો કોઈએ આ વાત ભૂતકાળમાં દેખી કે ન તો આ બાબત જાણવાની કોઈએ કસોટી કરી. ફક્ત કોઈએ કલ્પના તરંગો દોડાવ્યા અને સંસારના મોટાભાગના મનુષ્યોએ આંખો બંધ રાખીને આ વાતને માની લીધી. હજરત મહમંદ સાહેબ, બુદ્ધિમાન, વીર, અને નીતિજ્ઞ પુરુષ હતા અરબ નિવાસી મનુષ્યોની ઘણી બૂરાઈઓ દૂર કરી હતી આટલી વાત તો સાચી છે પરંતુ શું મહંમદ સાહેબની કરામતથી તેમને ચાંદના બે ટુકડા પણ કરી નાંખ્યા? કેવી અસંભવ વાત છે.

જ્યાં લોકો થોડું એક સત્ય માને છે ત્યાં કેટલુંએક અસત્યને પણ શ્રદ્ધાયુક્ત માને છે. મનુષ્યો સત્ય અને અસત્યના તાણા–વાણાને જુદા પાડવા કરે છે. કોઈ ખગોળ શાસ્ત્રનો મુસલમાન વિદ્યાર્થી વિચાર કરવા લાગે કે ચંદ્રના બે ટુકડા કેવી રીતે થઇ શકે? તો સમસ્ત મુસ્લિમ–જગત તેના ઉપર તૂટી પડશે કે તું ઇસ્લામ પર શ્રદ્ધા નથી રાખતો. આ જ પ્રમાણે સંસારભરમાં પંથવાદી ગુરુઓ સાથે સંકળાયેલ ઘટનાઓ પર લાગુ થાય છે. મહર્ષિ દયાનંદ મહારાજના વિષયમાં પણ કેટલીએક જગોએ મિથ્યા કલ્પનાઓ કરવાનો પ્રારંભ થવા માંડયો છે.

આર્યસમાજે પણ ઉપરોક્ત યજુર્વેદના મંત્રને દષ્ટિમાં રાખી 'સાવધાન' થવાની જરૂર છે. કોઇ અંધવિશ્વાસી 'અનૃત' પર શ્રદ્ધા કરવાનું ન શીખવી દે, વેદ તો સાફ–સાફ કહે છે કે અશ્રદ્ધા ખરાબ દુષણ નથી અગર જો અસત્ય ઉપર રાખવામાં આવે તો. પરંતુ 'અનૃત' અસત્ય કદાપિ શ્રદ્ધાને યોગ્ય તો ન જ બની શકે, અસત્ય તો 'અશ્રદ્ધા'ને જ યોગ્ય હોઇ શકે છે.

જે વ્યક્તિ અથવા જાતિ કે સમાજ દરેક વાતો પર હર વખતે વગર વિચાર્યે શ્રદ્ધા રાખે છે તેને 'અસત્ય' વાતો પર અશ્રદ્ધા કરવાનું સાહસ ઉદ્ભવી શકતું નથી અને તેથી બને છે એવું કે ધૂર્ત અને સ્વાર્થી લોકો પોતાની સ્વાર્થ સિદ્ધિ માટે હંમેશાં દૂધમાં પાણી મેળવ્યે રાખે છે. કદાચ આપને કોઇ એમ પણ કહેશે કે તમે શ્રદ્ધાહીન છો, નાસ્તિક છો, અધર્મી છો આવા નિર્લજ્જ શબ્દોનો વ્યવહાર પણ કરે તો જરાપણ ગભરાયા વગર તેમનો પ્રતિકાર કરજો, એવા લોકોને ખુલ્લે ખુલ્લું કહેજો કે સંસારમાં ખોટા-નકલી સિક્કાઓ પર શ્રદ્ધા રાખવાની મૂર્ખતા અમે કરી શકીયે તેમ નથી કોઇ પણ મનુષ્ય જાણીબૂઝીને ખોટા સિક્કાનો સ્વીકાર કરતો નથી.

'અનૃત' પર અશ્રદ્ધા કરવી એ 'વેદ'નો ઉપદેશ છે. અસત્ય ફેલાવવા વાળાઓ ઉપર પૂજ્યભાવ રાખવો એ વેદોથી વિરોધ કરવા બરાબર છે.

શ્રદ્ધા અને અશ્રદ્ધા એ બન્ને ધર્મનાં તો અંગો છે પરંતુ ધર્માત્મા તો એનેજ કહેવામાં આવશે કે જે સત્ય અને અનૃતનું અન્વેષણ કરી સત્ય પર શ્રદ્ધા અને અસત્ય પર અશ્રદ્ધા રાખે.




## શોક પ્રસ્તાવ

( ૧ ) આર્ય સમાજ સાયલાના આર્ય ભાઇઓએ સ્વ. શ્રી બળદેવભાઇ આર્ય, તથા શ્રી ચંચળબહેન પાઠક અને શ્રી પં. બ્રહ્મદત્તજી જીજ્ઞાસુના અવસાન નિમિત્તે શોક પ્રસ્તાવ કરી સમવેદના પ્રગટ કરી છે.

( ૨ ) આર્ય સમાજ કમાઠીપુરાના આર્યોએ, શ્રી ચુનીલાલજી ગુપ્તા, શ્રી આચાર્ય મેધાવ્રતજી, શ્રી પં. બ્રહ્મદત્તજી જિજ્ઞાસ, તથા આર્ય સમાજ શાંતાક્રુઝના મંત્રી શ્રી નવીનચંદ્ર પાલના માતુશ્રી રુક્ષ્મણીબેનના દુઃખદ અવસાન પ્રત્યે સમવેદના પ્રગટ કરી સ્વર્ગસ્થ આત્માઓને ચિરશાંતિ તથા પારિવારિક જનોને ધૈર્ય પ્રદાન કરવા પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરી છે.

## નિવાપાંજલી

શ્રી બળદેવભાઇ અને આચાર્ય શ્રી. મેધાવ્રતજીના દુઃખદ અવસાનના સમાચાર જાણી દુઃખ થયું. આર્યકન્યા મહાવિદ્યાલયની તેજસ્વી સ્નાતિકાઓ અને આર્યકન્યા વિદ્યાલય આ ધરતી પર હશે ત્યાંસુધી મેધાવ્રતજી યાદ રહેવાના છે. સૌમ્યવદન અને નામ પ્રમાણે તેમની મેધા કોઇને પણ યાદ રહેવાની છે.

શ્રી બળદેવભાઇની ધગશ પ્રશંસનીય હતી, બન્ને સ્વર્ગસ્થ આત્માઓને પરમાત્મા અખંડ શાંતિ આપે એજ પ્રભુ પ્રાર્થના.

ધનજીભાઇ આર્ય
પી. ટી. ટી. કોલેજ, મુન્દ્રા

# श्रीमद्भागवत महापुराण में 'गोखर' शब्द और पौराणिक

[ लेखक—शिवपूजनसिंह कुशवाहा "पथिक" बी० ए०, साहित्यालङ्कार कानपुर। ]

पौराणिक मासिक पत्र "लोकालोक" दिल्ली वर्ष २ अगस्त १९६२ ई. अङ्क ७, पृष्ठ ४१, ४२ में कासगंज श्रीयुत डा. श्रीराम, को 'संसार के पौराणिकों से ३१ प्रश्न "पुस्तिका की उच्छृङ्खलतापूर्ण आलोचना करते हुए' श्री माधवाचार्य शास्त्री ने 'गोखर' का अर्थ 'नीलगाय' नामक हरिण किया था।

मैंने उनके उक्त अनर्थ की आलोचना तत्काल ही मासिक पत्र 'वेद प्रकाश' दिल्ली वर्ष ११, सितम्बर १९६२ ई., अङ्क ९, पृष्ठ २१-२२ में की थी। मैंने वह लेख अपनी पुस्तक "वदिक सिद्धान्त मार्तण्ड" में (प्रथम संस्करण, पृष्ठ २२१ से २२४ तक) में दे दिया है।

श्री माधवाचार्य शास्त्री तो २ वर्ष तक चुप रहे उनकी लेखनी टूट गई, पर उनके किसी निरक्षर भट्टाचार्य शिष्य श्री रामचन्द्र वर्मा, दकौना (बहराइच) ने मासिक "लोकालोक" वर्ष ४, अक्टूबर १९६४ ई. अङ्क ९, पृष्ठ ३९, ४० में "गोखर या गो और खर" शीर्षक लेख में श्री माधवाचार्य शास्त्री के लेख का समर्थन करते हुए श्रीयुत डा. श्रीराम, श्रीयुत ब्रह्मचारी जगदीशजी विद्यार्थी तथा मेरे ऊपर व्यक्तिगत आक्षेप किया है।

लेखक को शिष्टतापूर्ण ढङ्ग से मेरे लेख को आलोचना करनी चाहिए थी, परन्तु अपनी अशिष्टता प्रदर्शित करके सनातनधर्मी होने का प्रमाण दिया है।

भागवत का वह श्लोक यह है जिस पर श्री माधवाचार्य एक और समस्त पौराणिक टीकाकार एक ओर हैं—

"यस्यात्म बुद्धिः कुणपे त्रिधातुके, स्वधीः कलत्रादिषु भौम इज्यधीः। यत्तीर्थबुद्धिः सलिलेन कर्हिचित्, जनेष्वभिज्ञेषु स एव गोखरः॥" [भागवत, स्कन्ध १०, अ. ८४, श्लोक, १३]

**श्री रामचन्द्र वर्मा की आलेखन— पृष्ठ ३९**

"लोकालोक' में प्रकाशित उक्त आशय को पढ़ कर म. कुशवाहा नामक आर्यसमाजी को महारथी के अर्थ से सन्तोष न हुआ उन्होंने 'वेदप्रकाश' पत्र में एक लम्बा लेख लिखकर अनेक प्रमाणों से 'गोखर' शब्द का अर्थ गाय बैल और गधा बतलाते हुए भी 'गधा' अर्थ के ठीक होने की ही मिथ्या वकालत की। डा. श्री राम आर्य तो संस्कृत-ज्ञानशून्य हैं ही। वे अपनी इस अयोग्यता को स्वय स्वीकार करते हैं, अतः संस्कृतज्ञ होने की कमी झूठी डींग नही मारते, परंतु श्री कुशवाहाजी संस्कृत ज्ञान में उनसे भी गए बीते हैं यह बात उनके लेखों और टैक्टों से पदे २ व्यक्त होती है तथापि वे अपना अयोग्यता को धृष्टतापूर्वक बोगसटाइटिलों के बुर्के में ढाँपकर तीसमार खाँ बनने का भी दंभ करते हैं।"

**समीक्षा**—मैंने "वेद प्रकाश" में 'गोखर' का जो अर्थ किया है उसका समर्थन अनेक पौराणिक टीकाकारों की टीकाओं से भी होता है। मैंने अपने पक्ष में 'चूर्णिका टीका', पं. श्रीधरस्वामी, श्रीकालूराम शास्त्री, पं. दौलतरामजी गौड़ वेदाचार्य, प. रामस्वरूपजो, पं. रामतेज पण्डेय 'साहित्य-शास्त्री' प्रभृति पौराणिक टीकाकारों की प्रसिद्ध टीकाओं को उद्धृत करते हुए प्रदर्शित कर दिया था कि 'गोखर' का अर्थ 'नीलगाय' कालत्रय में भी नहीं हो सकता है, परन्तु 'आप बछिया के ताऊ के समान अपने पाण्डित्यबल पर श्री माधवाचार्य शास्त्री की मिथ्या वकालत करते हैं।

'चूर्णिका टीका' और पं. श्रीधर स्वामी की टीका को छोड़ कर कुतर्काचार्य श्री माधवाचार्य के कृत्रिम अर्थ को नहीं मान सकता हूँ जिसको एक अक्षर भी संस्कृत नहीं आती है।

श्रीधरी टीका को समझने में बड़े २ पण्डितों के भी छक्के छूट जाते हैं तब आप और आपके गुरु श्री माधवजी किस खेत की मूली हैं?

पं. श्रीधर स्वामी ने 'गोखर' का अर्थ स्पष्ट लिखा है—

"गद्धा गवां तृणादिभारवाहखरो गर्दभ इति"१

"गौओं के तृणादि के भार को ढोने वाला गधा"

क्या व्यक्तिगत आक्षेप करने से मेरे लेख की समुचित आलोचना हो गई? डा. श्रीराम, आप से संस्कृत अच्छी जानते हैं यह तो उनकी पुस्तकों व लेखों से ही ज्ञात हो जाता है। उनके लेख से तो आपके गुरुजी तथा पं. दीनानाथ शास्त्री को भी कपकपी आने लगती है। सब से हारते हैं तो संस्कृत योग्यता का राग अलाप कर अपने २ कलुषित हृदयों का उद्गार प्रकट करने लगते हैं।

मेरी संस्कृत योग्यता के सम्बन्ध में आपने जो कुछ लिखा है उसके लिए आप धन्यवाद के पात्र हैं। आप मेरे नाम के आगे लगी उपाधियों को 'बोगस' लिखने का दुःसाहस करते हैं। क्या मैं आप से पूछ सकता हूँ कि मेरी बी. ए., साहित्यालंकार विशारद में कौन सी उपाधि 'बोगस' प्रतीत होती है? मैंने १९५५ ई. में आगरा विश्वविद्यालय, आगरा से 'बी. ए.' की उपाधि ग्रहण की। उसमें, हिन्दी, संस्कृत, इतिहास, जनरल इंगलिश ये विषय थे।

'साहित्यलंङ्कार' और 'विशारद' क्रमशः हिन्दी विद्यापीठ देवघर और हिन्दीसाहित्य सम्मेलन प्रयाग की परीक्षाएं देने से उपाधि मिली हैं जिनकी मान्यता सरकार द्वारा भी है।

आपने परिश्रम व स्वाध्याय नहीं किया अन्यथा आपको भी उपाधि प्राप्त हो जाती। दूसरे की उपाधियों को देखकर आपको ईर्ष्या, द्वेष हो रहा है और 'खट्टे अंगूर कौन खाय' कहावत को चरितार्थ कर रहे हैं।

अतः 'धृष्टतापूर्वक बोगस टाइटिल' लिखना आपका अनर्गल व प्रमत्त-प्रलाप नहीं तो और क्या है? अपने मस्तिष्क की औषधि किसी अच्छे भिषक से कराकर तब फिर युद्ध क्षेत्र में उतरिए।

आपके गुरु श्री माधवाचार्य जिनके लेख का आप झूठी वकालत कर रहे हैं उनकी पुस्तक "पुराण दिग्दर्शन" पर उनके नाम के पूर्व "कथा-भास्कर, साहित्य-मार्तण्ड, शास्त्रार्थ महारथीः पुराण-विद्या-निधि, वेद-वाचस्पति प्रभृति उपाधियाँ लगी हुई हैं। क्या आप बता सकते हैं कि वे कृत्रिम उपाधियाँ किस मान्यताप्राप्त विश्वविद्यालयों से उन्होंने प्राप्त की है। अथवा आपके शब्दों में "धृष्टता-पूर्वक बोगस टाइटिलों के बुर्के में ढाँप कर तीसमारखाँ बनने का भी दंभ करते हैं।"

आप भी अपने नाम के अन्त में 'वर्मा' लिखते हैं। 'वर्मा' का अर्थ 'कवच धारण करने वाला' होता है। आप कौनसा कवच धारण करके युद्ध करने जाते हैं कि यह कृत्रिम उपाधि लगा ली है? नहीं तो बतलाइए, वर्मा, रुखानी, बसीला, आरा, अपने नाम के अन्त में लगाने का क्या तात्पर्य है?

पृष्ठ ३९-४० "... गोखर शब्द का एक वचनान्त होना इस बात का सूचन है कि यहाँ द्वन्द्व समास अभिप्रेत नहीं [illegible] कर्मधारय समास [illegible] अभिप्रेत है।......

**समीक्षा**—यह कर्मधारय समास पं. श्रीधर स्वामी व चूर्णिका टीकाकार प्रभृति को नहीं सूझा यह तो केवल आपके व आपके गुरुजी का महान् अन्वेषण है। अब आप भी महावैयाकरण बनने चले। परन्तु कहाँ पं. श्रीधरस्वामी और कहाँ आप! कहाँ राजा भोज और कहाँ भोजवा तेली!!

पृष्ठ ४०—ऐसी स्थिति में श्री कुशवाहाजी और श्री विद्यार्थीजी दोनों मिल कर बताएँ कि (क्षणमात्र के लिए 'नीलगाय' न भी सही तो) बैल और गधा कौन ठहरा?......

**समीक्षा**—क्षणमात्र के लिए नहीं वरन् सर्वदा के लिए 'गोखर' का अर्थ 'नीलगाय' नहीं है। आप मुझ से और श्री विद्यार्थीजी से क्यों पूछते हैं? आप स्वय निर्णय करलें कि जो भी मूर्तिपूजा करता है वह 'गोखर' है। यह आप और श्री माधवाचार्य शास्त्री दोनों ही समझ लें कि कौन बैल है और कौन गधा है? अथवा विज्ञ पाठक निर्णय कर लें।

(વધુ આવતે અંકે)

( પાન ૨નું ચાલુ )

છે તેમાં ક્રિયા તો જરૂર હોવી જોઇએ. જુઓ આ ઝાડ. આ ઝાડ પોતાનાં મૂળ મારફત ખોરાક લે છે માટે ભોક્તા છે અને તેમાં તેથી ક્રિયા પણ છે. જો એમાં ક્રિયા ન હોય તો વધે નહિ. કલમ પણ કેટલાક છોડોની કરવામાં આવે છે તે પણ ક્રિયા હોવાની સાબિતી છે. તો જીવાત્મામાં પણ ક્રિયા જરૂર હોવી જોઇએ. જો ક્રિયા જીવાત્મામાં માનવામાં આવે તો જીવાત્મા સ્વરૂપે વિકારી છે એમ પણ માનવું જ પડે. અને વિકારી કોઇ પણ વસ્તુ નિત્ય હોઇ શકે નહીં તો શું જીવાત્મા ક્રિયાને લીધે અનિત્ય છે? જો અનિત્ય માનીએ તો એનો પુનર્જન્મ પણ ન જ હોય. ક્રિયાવાળો ઘડો જેમ નિત્ય નથી એનો પુનર્જન્મ નથી તેમ ક્રિયાવાળો જીવાત્મા પણ નિત્ય નથી એમ માનવું જ પડે. જો જીવાત્માને પુનર્જન્મ ન હોય તો કર્મનાં ફળ પણ તેને ન મળે એટલે કર્મ પણ [illegible] આમ જોતાં હિંદુ અને આર્યનાં બધાં જ શાસ્ત્રો રેતી ઉપર બંગલા બંધાયાનો ન્યાય અનુસરે છે. આનો ઉત્તર આપવા કૃપા કરશોજી.

જો જીવાત્મામાં ક્રિયા ન માનવામાં આવે તો મર્યા પછી જીવાત્મા બીજા શરીરમાં શી રીતે જાય? અમુક ઠેકાણે સંયોગ કરવો અમુક ઠેકાણેથી વિભાગ કરવો એ તો ક્રિયાનું (કર્મનું) કામ છે. આથી જીવાત્મામાં ક્રિયા છે એ ચોક્કસ માનવું પડે છે અને ક્રિયાવાળા બધા પદાર્થો અનિત્ય છે એ પણ સ્પષ્ટ છે. તો શું જીવાત્માને અનિત્ય માનવો?

ગુરુજી! આત્માને અનિત્ય ન માની શકાય अत-सातत्यगमने અત્ 'એટલે નિત્ય ગમન કરવું.' આ ધાતુ ઉપરથી આત્મા શબ્દ બને છે. સાતત્ય ગમન ત્યારે જ થઇ શકે જો આત્મા નિત્ય છે એમ માનીએ તો હવે તેં જે ઉપર શંકાઓ કરી છે તેનો ઉત્તર સાંભળ

જેમાં ક્રિયા એટલે કર્મ હોય તે અનિત્ય હોય છે એમ માનવું બરાબર નથી. ક્રિયાવાળો ઘડો ભલે અનિત્ય હો. પૃથ્વી, પાણી, પર્વત વગેરે ક્રિયાવાળા પદાર્થો ભલે અનિત્ય હો છતાં ક્રિયાવાળો આત્મા અનિત્ય નથી. જે ક્રિયાવાળું હોય તે અનિત્ય જ હોય એવી વ્યાપ્તિ બાંધી શકાતી નથી. જગતનાં મૂળ કારણો પરમાણુઓ છે, તેમાં પણ ક્રિયા છે, છતાં પરમાણુઓ નિત્ય એમ મહામુનિ કણાદ સ્વીકારે છે. ત્રિગુણાત્મક પ્રકૃતિમાં પણ ક્રિયા છે છતાં તે પણ નિત્ય છે એવું મહામુનિ કપિલ પણ માને છે જો આ વાત સત્ય છે તો જીવાત્મામાં ક્રિયા માનવા છતાં તેને નિત્ય શા માટે ન માનવો?

પરમાત્મામાં ક્રિયા નથી કારણ કે તે સર્વત્ર વ્યાપક છે. વ્યાપક વસ્તુ કોનાથી અલગ થાય અને કોની સાથે નવો સંબંધ બાંધે? જો સંયોગ અને વિભાગ કર્મના ફળ ન માનવામાં આવે તો ક્રિયા (કર્મ) નું કોઇ સ્વરૂપ જ રહેતું નથી.

જીવાત્મા અણુ છે માટે તેમાં ક્રિયા માની શકાય છે આને લીધે જ જીવાત્મા બીજા દ્રવ્યો સાથે સંયોગ અને વિભાગ કર્યા કરે છે. એક શરીર છોડે છે અને બીજા શરીરમાં જાય છે. આ વિભાગ અને સંયોગને લીધે જ છે. જીવાત્મામાં ક્રિયા [illegible] કર્તા અને ભોક્તા પણ છે, છતાં આટલું તો સત્ય છે કે ઇંદ્રિયો અને મનની મદદ વગર તેમાં ક્રિયા થતી નથી. હવે તને સ્પષ્ટ થયું હશે કે આ મંત્રમાં જીવાત્માને કર્મ કરવાની ઇચ્છા કરવી એવું જે કહ્યું છે તે અયોગ્ય નથી.

શિષ્ય: આપ કહો છે કે ઇશ્વરમાં ક્રિયા વ્યાપક હોવાથી નથી, તો તેમાં (ઇશ્વરમાં) સ્વભાવિક જ્ઞાન બળ અને ક્રિયા છે स्वाभाविकी ज्ञान-बलक्रिया च। શ્વેતાશ્વતર–૩૪ ૬–૮ એનો શો ભાવ છે?

ગુરુ: આ ઠેકાણે ક્રિયાનો અર્થ કૃતિ છે. કૃતિ એ ગુણ છે. સંયોગ વિભાગ કરનારી ક્રિયા કૃતિથી જુદી હોય છે. જીવાત્મામાં પણ આ કૃતિ નામનો ગુણ છે, તેને પ્રયત્ન પણ કહે છે. આ કૃતિને લીધે જ ચેતન કર્તા તરીકે માનવામાં આવે છે. કહેવાનું તાત્પર્ય એ છે કે જીવાત્મામાં ક્રિયા છે, કૃતિ છે તેથી તે સૂક્ષ્મ હોવા છતાં કર્તા અને ભોક્તા છે તથા એક શરીર છોડી બીજા શરીરમાં જાય છે આમાં એની નિત્યતાને કશો બાધ આવતો નથી એટલે આ મંત્રમાં કર્મ કરવાનો જે ઉપદેશ આપ્યો છે તે સર્વથા બુદ્ધિ ગમ્ય છે.

(ક્રમશઃ)

# અખીલ ભારતીય આર્ય સંન્યાસી મંડળની રજીસ્ટ્રી

સમસ્ત આર્ય જગતને એ જાણીને આનંદ થશે કે વયોવૃદ્ધ સ્વામી વ્રતાનન્દજી મહારાજ અખિલ ભારતીય આર્યસંન્યાસી મંડળના પ્રમુખ છે. તેમણે મને આદેશ આપ્યો છે કે હું આ મંડળની રીતસરની રજીસ્ટ્રી કરાવી દઉં માટે આર્યસંન્યાસીઓને નમ્ર નિવેદન છે કે તેઓ રૂ. ૧) વાર્ષિક સદસ્યશુલ્ક મોકલી આપે, તેની અહીંથી રીતસરની પાવતી મોકલી આપવામાં આવશે. આગામી શિવરાત્રી ઉપર ટંકારામાં અ. ભા. આર્યસંન્યાસી મંડળનું અધિવેશન થશે. તેજ વખતે પદાધિકારીઓનું નિર્વાચન પણ થશે. નિર્વાચનમાં સદસ્યો જ ભાગ લઈ શકશે. [illegible]માનો સંગઠનનો છે માટે સમયની માંગ છે કે આર્યસંન્યાસીઓએ પણ સંગઠિત થઇ આર્યસમાજની સાચી સેવા કરવાનો નિશ્ચય કરે.

ટંકારા મહર્ષિનું જન્મસ્થાન છે તેને સાચા અર્થમાં આર્યધામ બનાવવાનો આર્યસંન્યાસીઓએ નિશ્ચય કરવો જ જોઇએ. મંડળના ધારાધોરણ તથા વિશેષ જાણકારી માટે નીચેના સરનામે પત્રવ્યવહાર કરવા વિનંતિ છે.

પરિવ્રાજકાચાર્ય મેધારથી સ્વામી
એમ. એ.
દ્વારા: આર્યસમાજ જામનગર
(સૌરાષ્ટ્ર)

# આર્ય પ્રતિનિધિ સભા રાજસ્થાનનો હીરક જયંતિ સમારોહ

આર્ય પ્રતિનિધિ સભા રાજસ્થાનનો હીરક જયંતિ સમારોહ તા. ૨૯, ૩૦, ૩૧ મે ૧૯૬૫ ના દિવસોમાં ઋષિ નિર્વાણ સ્થલ અજમેરમાં ઉજવવામાં આવશે તે પ્રસંગે વેદ સંમેલન, આર્યસમ્મેલન, સંસ્કૃતિરક્ષણ સમ્મેલન, મહિલા સંમેલન, રાષ્ટ્ર રક્ષા સંમેલન, તથા રાષ્ટ્રભાષા સંમેલન વિગેરે સંમેલનો પણ યોજવામાં આવ્યા છે.

## आर्यसमाज अमरावतोका शोक प्रस्ताव

आर्य गृहस्थी होते हुये आजीवन आर्यसमाज की निष्ठापूर्वक सेवा करने वाले श्री. बलदेवभाई आर्य सेनानी के निधन से मुंबई सभा को भारी क्षति पहुंची है। उनके रिक्तस्थान की पूर्ति होना कठीन है।

परमात्मा दिवंगत आत्माको सद्‌गति शांति तथा शोकाकुल परिवारीक जनोंको धैर्य प्रदान करें यही हम समस्त आर्यसदस्योंकी प्रार्थना है।

# રૂક્ષ્મણીબહેનનું શોકજનક અવસાન

ગોરેગાંવ, મુંબઇમાં આવેલી પ્રસિદ્ધ "પાલ" ડેરીના માલિક શ્રી નવીનચન્દ્ર પાલ તથા શ્રી ચન્દ્રકાન્ત પાલનાં માતુશ્રી રૂક્ષ્મણીબહેનના અચાનક અવસાનથી મુંબઇના આર્યજગતમાં શોકની લાગણી ફેલાઇ ગઇ હતી.

સ્વર્ગસ્થ સ્વભાવે મિલનસાર, સેવાભાવી તથા ખૂબ જ મધુરભાષી હતાં. [illegible] સુધી સુરતમાં જીવન ગુજાર્યા પછી પોતાના પુત્રોએ મુંબઇમાં દૂધની ડેરી શરૂ કર્યા પછી શ્રી જગદીશચન્દ્રજી તથા રૂક્ષ્મણીબહેન પણ ત્યાંજ જઇ બાળકો સાથે રહેતાં હતા.

શ્રી રૂક્ષ્મણીબહેન તથા શ્રી જગદીશચન્દ્રજીએ વર્ષોસુધી કન્યા ગુરુકુલ ધટોલામાં ખંતપૂર્વક બાલિકાઓની સેવા કરી હતી.

સ્વર્ગસ્થના બન્ને પુત્રો નવીનચંદ્ર તથા શ્રી ચંદ્રકાન્ત ગુરુકુલ હાઇસ્કૂલ, સોનગઢના સ્નાતકો છે, એટલું જ નહીં ખૂબ જ ઉત્સાહી તથા માતાપિતાએ વારસામાં આપેલા આર્યત્વના રંગથી રંગાએલા છે. સાથે સાથે સ્વર્ગસ્થનાં મોટાં પુત્રી શ્રી સુભદ્રાબહેન પાલ કન્યા વિદ્યાલય વડોદરાની પ્રથમ બેચનાં સ્નાતિકા તો છે જ પણ ત્યાર પછી પોતાની સ્વતંત્ર મહેનતથી તેમણે એમ. એ.-ની ડીગ્રી પણ મેળવી લીધી છે, અને માટુંગામાં પ્રિમિયર હાઇસ્કૂલમાં પ્રતિષ્ઠિત સ્થાન ઉપર સેવા આપી રહ્યાં છે. શિક્ષણ અને વ્યાયામમાં શ્રી સુભદ્રાબહેન નિષ્ણાત છે.

સ્વર્ગસ્થના પતિ શ્રી જગદીશચંદ્રજી સ્વભાવે ઘણા જ સરળ અને માયાળુ છે.

પરમાત્મા સ્વર્ગસ્થને સદ્‌ગતિ તથા શોકસંતપ્ત પરિવારને આવી પડેલી આ અણધારી આપત્તિમાં ધૈર્ય પ્રદાન કરે એ જ પ્રાર્થના.

Regd. No. G/374
તા. ૧૬-૧-૬૫



# હિન્દુ ધર્મરક્ષક ગુરુ ગોવિંદસિંહ

વિદેશીઓના અત્યાચારોથી કટકથી અટક સુધીની સમસ્ત ભારતની વસુંધરા કાંપી ઊઠી હતી. પંજાબની જે પાવન ભૂમિમાં વેદમંત્રોની ધ્વની ગુંજતી હતી ત્યાં હવે અબોધ હિન્દુ બાળકોની ચીસોથી આકાશ ગુંજી રહ્યું હતું. વિદેશી સત્તાના દમન ચક્રમાં આખું રાષ્ટ્ર પીસાઇ રહ્યું હતું. નિરાશાના ઘોર અંધારામાં એક ઝળહળતો દીપક પ્રગટ થયો પાટલીપુત્રની પુનિત નગરીમાં ચક્રવર્તી હિન્દુ સામ્રાજ્યના સંસ્થાપક ચન્દ્રગુપ્ત અને રાષ્ટ્ર નિર્માણ માટે તેમના પથપ્રદર્શક મહાન રાજનીતિજ્ઞ આર્ય ચાણક્યનાં શૌર્ય અને નીત જેમને વારસામાં મળ્યા હતાં તે હતા ગુરુ ગોવિંદસિંહ.

શિખ પંથના દસમા ગુરુ દશમેશ બાદશાહ ગુરુગોવિંદસિંહના તેમના પોતાના શબ્દોમાંજ તેમને પરમાત્માએ એજ ઉદ્દેશની પૂર્તિ માટે મોકલ્યા હતા.

जहां तहां तुम धर्म बिसारो।
दुष्ट देखियन पकर पछारो॥

ગુરુ ગોવિંદસિંહ ફક્ત મહાન યોદ્ધાજ ન હતા, પ્રાકૃતિક સૌંદર્યના પ્રેમી અને મહાન કવિ પણ હતા. તેમને કાવ્ય, ચિત્રકલા અને સંગીતમાં પણ ખૂબ રૂચી હતી. તેઓ કલાનો ઉપયોગ પણ માનવતાના વિકાસ માટે કરવાના હિમાયતી હતા.

ગુરુ ગોવિંદસિંહે જનસાધારણમાં દમન અને આતંકને લીધે ફેલાએલી નિરાશાને દૂર કરવાનું જ પોતાનું સર્વપ્રથમ કર્તવ્ય માન્યું હતું. તેમણે જનસાધારણમાં આત્મવિશ્વાસની ભાવના પેદા કરવા સારૂં એક આવાજ ઉઠાવ્યો :—

सवा लाखसे एक लडाऊं,
तवहि गोविंदसिंह नाम कहाऊं।
चिड़ियन ते मैं बाज लडाऊं,
तवहि गोविंदसिंह नाम कहाऊं॥

તેમણે પોતાની આ ઘોષણાનો એકે એક શબ્દ સફળ કરી બતાવ્યો. વર્ષોથી વિદેશીઓના આક્રમણોથી પીડિત, પદદલિત તથા મરણાસન્ન હિન્દુ જાતિમાં નવજીવનનો સંચાર કર્યો. હિન્દુ જનતા પણ આ મહાન નેતાના સહારે ખડી થઇ ગઇ. તરત જ શૂરવીરોની એક પ્રબલ અને શક્તિશાળી મહાન જાતિ 'ખાલસા' તૈયાર થઇ જે નિર્ભિકતાપૂર્વક ઘોષણા કરતી હતી કે :

जिस मरने ते जग डरे,
मेरे मन आनंद।
मरने ही ते पाइए,
पूरण परमानन्द॥

હિન્દુ જાતિમાં વ્યાપેલ નીચી ભાવનાઓને સમૂળગી નષ્ટ કરી સમસ્ત દેશને એક મહાન રાષ્ટ્રના રૂપમાં ખડો કરવાની દ્રષ્ટિથી તેમણે પાંચ મિત્રોને અમૃત છકાવ્યું, અને કહ્યું :—

मानुख की जात सभी,
एक ही पहचान यो।

ગુરુ ગોવિંદસિંહ એક મહાન યોદ્ધાજ નહિં પરમ ભક્ત પણ હતા. તેમની ભક્તિનો માર્ગ પાખંડની પગદંડીઓથી નહિં પણ નિશાની ગલીઓમા થઇ ભગવાનના દરવાજા સુધી પહોંચવાનો હતો. તે માર્ગનું વર્ણન તેમણે નાચેના શબ્દોમાં કર્યું છે :—

सांच कहूँ सुन लिया सबै,
जिन प्रेम कियो तिन ही प्रभु पायो।

ઇતિહાસના પાને તેમના ત્યાગ અને બલિદાનની ગાથા સ્વર્ણાક્ષરોમાં અંકિત છે. ઔરંગઝેબની ધર્માન્ધતા અને અત્યાચારોથી જ્યારે સંપૂર્ણ નંદનવન કાશ્મીર, પંજાબ, અને રામકૃષ્ણની પવિત્ર ભૂમિ ત્રાહી ત્રાહી પોકારી ઉઠી ત્યારે તેમણે હિંદુ ધર્મરક્ષક, અને ગૌ-બ્રાહ્મણ પ્રતિપાલકના રૂપમાં ધર્મરક્ષાર્થ બલિદાન આપવા માટે પોતાના પિતા ગુરુ તેગબહાદુરને દિલ્હી મોકલ્યા. એટલું જ નહિં તેમણે પોતાનાં પારિવારિક સમસ્ત સુખોને ઠોકર મારી રાષ્ટ્રને અમરત્વ પ્રાપ્ત કરાવવા પોતાના ચારે પુત્રોને પણ ધર્મ-રક્ષાર્થ રાષ્ટ્રના ચરણે ધરી દિધા. તેમનું આજીવન એકજ લક્ષ્ય રહ્યું હિંદુસ્તાનના શત્રુઓનું દલન અને દમન.

કહેવા માટે તો આ માર્ગ ઘણો જ સરળ અને સીધો લાગે છે, પણ વ્યાવહારિક દ્રષ્ટિથી છે ઘણોજ કપરો. તેમણે સમગ્ર જીવનમાં અસિ-ધારા વ્રત ગ્રહણ કરી નિર્જીવ જાતિમાં નવજીવનનો સંચાર કરાવવાનો પ્રણ કર્યો. પોતાના ચારે પુત્રોને બલિદાનની ભાવનાથી રંગતા તેમની આંખો કોઇ દિવસ આંસુઓથી ભીની નહતી થઇ. નિરાશાના તો તેઓ કોઇ દિવસ શિકાર બન્યાજ ન હતા.

પોતાની લક્ષ્ય-પૂર્તિમાં ગુરુ ગોવિંદસિંહને [illegible] કેટલાક વિરોધીઓ સાથે પણ ટક્કર લેવી પડેલી. 'जयतु तेगम्' ની ઘોષણા સાથે પોતાની તલવારને જ માતા ભવાનીના રૂપમાં જોઇ તેમણે ચમકોર, મુક્તસર, ભગોની, તદોણ, હુસેની, તથા આનન્દપૂર વગેરેમાં વિદેશી શાસકોની સેનાઓનો સામનો કર્યો અને તેમને છઠ્ઠીના દૂધની યાદ અપાવી.

આ યુદ્ધોમાં દશમેશ પાદશાહ ગુરુ ગોવિંદસિંહના પ્રચંડ શૌર્યના અતિરિક્ત તેમનાં યુદ્ધ ચાતુર્યનાં પણ ઉદાહરણો મળે છે. આ યુદ્ધોમાં પણ તેમણે કેટલાક સિધ્ધાન્તોનું ચુસ્ત પણે પાલન કર્યું હતું.

ગુરુ ગોવિંદસિંહે કોઇ પણ લડાઇમાં શત્રુપક્ષ ઉપર પ્રથમ વાર નથી કર્યો. તેઓ હંમેશાં વિરોધીને જ પ્રથમ વાર કરવાનો અવસર આપતા.

શત્રુસેના નાસીપાસ થઇ નાસી છૂટતી ત્યારે નાસતી સેના ઉપર પીઠ પાછળ ઘા કરવાની તેમણે પોતાની સેનાને કોઇ દિવસ અનુમતિ નહતી આપી. ભાગેડુ યુદ્ધનું વર્ણન કરતાં તેમણે પોતાના "विचित्र नाटक" માં લખ્યું છે :-

भजयो शाह पहाड ताजी त्रपायं,
चलयो, वीरीया, तीरया न चलायं॥
जसो यउडकालं मधककरा सुहासं,
भजे संग लैके लुभारा सियाहं॥

આનંદપૂર દુર્ગના ઘેરાના સમયની ભાઇ કન્હૈયાની કથા ફક્ત રોચક જ નહીં સમસ્ત માનવ જાતિની માનવતાનો સાચો રંગ બતાવવા માટે પણ અનન્તકાલ સુધી એક પ્રકાશસ્તંભનું કામ આપતી રહેશે.

ગુરુ ગોવિંદસિંહે મરણાસન્ન હિંદુ જાતિને નવજીવન આપ્યું. રાષ્ટ્રમાં સ્વાભિમાનની પુનિત જ્વાળા પ્રજ્વલિત કરી. ચાંદની ચોક, શહીદગંજના પુનિત સ્થાન ઉપર પોતાના પિતાને હસતાં હસતાં પોતાનું શીર આપવાની પ્રેરણા આપી જાતિમાં ધર્મયુદ્ધની ભાવના જાગૃત કરી. રાષ્ટ્રરક્ષામાં પોતાના બે પુત્રો અજિત અને જુઝારસિંહને ચમકોર દુર્ગમાં બલિવેદી ઉપર ચઢાવી દીધા.

હિંદુસ્તાન અને હિંદુજાતિ રાષ્ટ્રને નવી ચેતના આપવા તથા રાષ્ટ્રભાષા હિંદીને પોતાના સાહિત્યમાં સમાવી લેવા માટે ગુરુ ગોવિંદસિંહની હંમેશાં ઋણી રહેશે.

આજે ફરીથી વિદેશીઓએ રાષ્ટ્રને પડકાર ફેંક્યો છે. માતૃભુમિની સીમાઓ શત્રુઓના અપવિત્ર પગલાંથી ખુંદાઇ રહી છે. આ સંક્રાન્તિના સમયે તે મહામાનવનું જીવન સંપૂર્ણ રાષ્ટ્રને ત્યાગ, બલિદાન અને રાષ્ટ્રનિષ્ઠાની પ્રેરણા આપે છે.

## આર્યસમાજ પિંપરીની સન ૧૯૬૫ માટેની ચુંટણી

પ્રધાન—શ્રી વેદરામજી
ઉપપ્રધાન—શ્રી ધનરાજ શેઠી
મંત્રી—શ્રી શ્યામલાલજી આર્ય
ઉપમંત્રી—શ્રી જેષ્ઠાનંદજી
કોષાધ્યક્ષ—શ્રી હરિગુનલાલજી
પુસ્તકાધ્યક્ષ—ગોદૂમલજી
સભા માટે પ્રતિનિધિ—(૧) શ્રી ચમનપ્રકાશજી, (૨) શ્રી શ્યામલાલજી આર્ય

અધિકારીઓ સિવાય બીજા ૬ સભાસદો અંતરંગ સભાના સદસ્ય ચુંટવામાં આવ્યા છે.

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૧
માલીકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.

॥ ओ३म् ॥




મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ | તંત્રી : વિષ્ણુભાઈ સાંકુલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ | [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૦મું ] | સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ | ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ | પોષ વદ ૧૩ને શનિવાર તારીખ ૩૦—૧—૧૯૬૫ | [ અંક ૪૪મો

# आर्यसमाजें और आर्य जनता कुत्सित प्रचार से सावधान रहें !

आर्य प्रतिनिधि सभा पंजाब के प्रवक्ता श्री रघुवीरसिंह शास्त्री के कई लेखों से जो उक्त सभा के मुख पत्र आर्योदय में प्रकाशित हुए हैं सार्वदेशिक आर्य प्रतिनिधि सभा के सम्बन्ध में आर्य जनता में भ्रान्ति फैलने की आशंका है। अतः उनके सम्बन्ध में सार्वदेशिक सभा की स्थिति का स्पष्ट किया जाना आवश्यक हो गया है।

श्री रघुवीरसिंह शास्त्री के आरोप मुख्यत: इस प्रकार हैं :—

आक्षेप

(१) सार्वदेशिक सभा की नियमावली की धारा २१ के अनुसार उसके अधिवेशनों का दिल्ली से बाहर किया जाना अवैधानिक है और सार्वदेशिक न्याय सभा के निर्णय के विरुद्ध है।

(२) यदि ये अधिवेशन पहले कभी दिल्ली से बाहर हुए हों तो ऐसा करना अवैधानिक था और यह गलती थी।

(३) सार्वदेशिक सभा का १९६४ का अधिवेशन बम्बई में इसलिए किया गया कि जिससे पंजाब के प्रतिनिधि उसमें भाग न ले सकें और विरोधियों के हाथ में खुला मैदान आ जाय।

(४) १९६३ के पंजाब सभा के वार्षिक अधिवेशन में स्वीकृत पंजाब सभा के ४२ प्रतिनिधियों की नई सूची सार्वदेशिक सभा में भेजी गई। उसे सार्वदेशिक सभा ने स्वीकार नहीं किया और पुराने ३८ सदस्यों की ही, अवैध रूप में मान्यता बनाए रखी और इन्हें ही १९६४ के बम्बई अधिवेशन के लिए विज्ञापन भेजा गया।

(५) बम्बई के अधिवेशन में सार्वदेशिक सभा के नियमों में संशोधन किये गए। वे संशोधन पंजाब सभा को अमान्य हैं क्योंकि इस अधिवेशन में पंजाब सभा का प्रतिनिधित्व न था अतः कोरम ठीक बनता था। शास्त्री जी का यह भी आक्षेप है कि सार्वदेशिक सभा में प्रतिनिधियों की अधिक से अधिक संख्या १५ नियत किया जाना अधियमित है, इससे छोटी और बड़ी सभाओं को एक स्तर पर रखा जाना बड़ी सभाओं के प्रति अन्याय भी है। शास्त्रीजी की यह भी शिकायत है कि संशोधन १९६३ को सार्वदेशिक सभा के अधिवेशन में अस्वीकृत हो चुका था फिर मनमाने ढंग से इस नियम को पारित करा लिया गया।

४—सार्वदेशिक सभा ने आर्य प्रतिनिधि सभा पंजाब के १९६३ के पाकसभा ( रोहतक ) में हुए चुनाव और वार्षिक अधिवेशन को अवैध घोषित किया है जब कि पंजाब सभा की मांग यह थी कि पंजाब सभा के सदस्यों के पारस्परिक विवाद का निर्णय पंजाब सभा की न्याय सभा कर सकती है। सार्वदेशिक सभा की अन्तरंग को इस विवाद का निर्णय करने का वैधानिक अधिकार नहीं है।

इतना होने पर भी बाद में स्वयं पंजाब सभाने यह मांग की थी कि यह विवाद निर्णयार्थ सार्वदेशिक की न्याय सभा को भेज दिया जाय। उन्होंने यह भी लिखा है कि जब कि आपत्तिकर्ताओं ने अपनी आपत्तियों सार्वदेशिक सभा को अन्तरंग में वापस ले ली थीं तब पंजाब सभा के १९६३ के अधिवेशन को अवैध घोषित करने का प्रश्न ही नहीं उठता।

५—यतः सार्वदेशिक सभा के बम्बई अधिवेशन में आर्य प्रतिनिधि सभा पंजाब का प्रतिनिधित्व न था अतः वह अवैध है।

## ( १ ) क्रमिक उत्तर

सार्वदेशिक आर्य प्रतिनिधि सभा की नियमावली की धारा २१ इस प्रकार है:—

सभा के कार्यालय का मुख्य स्थान देहली होगा और सभा के अधिवेशन इसी स्थान पर होंगे परन्तु विशेष हेतुओं से अन्य स्थान पर भी अधिवेशन हो सकते हैं ( नियमावली की धारा २१ )।

आर्य प्रतिनिधि सभा बम्बई ने १९६१ में सार्वदेशिक सभा का अधिवेशन बम्बई में बुलाए जाने का निमन्त्रण दिया। उक्त सभा ने १९६२ में पुनः अपने निमन्त्रण को दुहराया। जो सदस्य सार्वदेशिक सभा का अधिवेशन बाहर बुलाए जाने के पक्ष में न थे उनका मत था कि नियम धारा २१ के अनुसार सभा के अधिवेशन बाहर न होने चाहिए। उनके समक्ष उदाहरण प्रस्तुत किये गये कि इससे पूर्व सार्वदेशिक सभा के अनेक अधिवेशन दिल्ली से बाहर हो चुके हैं। अतः यह नियम दिल्ली से बाहर अधिवेशन बुलाए जाने के मार्ग में बाधक नहीं है। बाहर हुए अधिवेशनों की तालिका इस प्रकार है:—

( १ ) प्रयाग

२७-१२-१९१० वार्षिक साधारण अधिवेशन।

( २ ) गुरुकुल कांगड़ी

७-४-१२, ३-४-१५, ७-४-१७ वार्षिक साधारण अधिवेशन।

१२-३-२२ नैमित्तिक अधिवेशन।

२३-७-२२ वार्षिक साधारण अधिवेशन।

५-४-२६, २-३-२७, ६-८-२८ वार्षिक साधारण अधिवेशन।

( ३ ) मथुरा

१८-२-२५ वार्षिक साधारण अधिवेशन।

( જુઓ પાન ૨ )

( પાન ૧નું ચાલુ )

( ४ ) कानपुर
२७-१२-२५ नैमित्तिक अधिवेशन।

( ५ ) गुरुकुल वृन्दावन
२६-१२-२७ नैमित्तिक अधिवेशन।

( ६ ) अजमेर
१३-१०-३३ नैमित्तिक अधिवेशन।

अधिवेशन के बाहर बुलाये जाने के विरोधी सदस्यों ने नियम में आए विशेष हेतु के अन्तर्गत किसी प्रान्तीय सभा के निमन्त्रण की प्राप्ति स्वीकार न की। फलतः विशेष हेतु के स्पष्टीकरण का विषय ९-६-६२ की अन्तरंग में विचारार्थ रखा गया।

### अन्तरंग का निश्चय

परिशिष्ट विज्ञापन का विषय सं. १ नियमावली की धारा सं. २१ का स्पष्टीकरण करना कि सार्वदेशिक सभा के अधिवेशन दिल्ली से बाहर हो सकते हैं या नहीं प्रस्तुत होकर विशेष हेतु का निश्चय इस प्रकार हुआ :—

"किसी सम्बद्ध आर्य प्रतिनिधि सभा का सार्वदेशिक सभा के वार्षिक वा नैमित्तिक अधिवेशन का निमन्त्रण देना भी विशेष हेतु है।"

सार्वदेशिक सभा के १०-६-६२ के नैमित्तिक अधिवेशन ने अन्तरंग के इस स्पष्टीकरण को बहुमत से स्वीकार कर लिया। इस अधिवेशन में पंजाब सभा का भी प्रतिनिधित्व था।

श्री रामनाथ भल्ला ने जो उस समय सार्वदेशिक सभा के आर्य प्रतिनिधि सभा पंजाब के प्रतिनिधि सदस्य थे सार्वदेशिक न्याय सभा में नैमित्तिक अधिवेशन के उपर्युक्त स्पष्टीकरण के विरुद्ध अपील भेजी और निम्नलिखित आधार पर इसे अस्वीकृत घोषित करने की मांग की :—

१—विशेष हेतु का स्पष्टीकरण, नहीं अपितु नियम का संशोधन था।

२—सभा प्रधान ने अपनी व्यवस्था द्वारा स्पष्टीकरण उद्घोषित किया।

३—सभा की नियमावली की धारा ७९ के अनुसार स्पष्टीकरण वा नियम का संशोधन तभी स्वीकृत समझा जा सकता है जबकि उसके पक्ष में ⅔ उपस्थित सदस्य राय दें। अन्तरंग का स्पष्टीकरण ७२ विरुद्ध ४६ के मत से पारित हुआ है। यह ७२ की संख्या उपस्थित सदस्यों की संख्या का ⅔ न थी अतः साधारण सभा द्वारा पारित नहीं माना जा सकता।

४—इस स्पष्टीकरण के लिए १ मास पूर्व का विज्ञापन होना चाहिए था। यह विज्ञापन केवल १० दिन का था अतः इस अधिवेशन में इस स्पष्टीकरण पर विचार भी नहीं हो सकता था। परन्तु प्रधान जी की इस व्यवस्था के आधार पर कि यह नियमों का संशोधन नहीं अपितु स्पष्टीकरण था, इसके लिए १ मास पूर्व के विज्ञापन की आवश्यकता नहीं थी, इस पर साधारण सभा में विचार हुआ और सं. ३ के अन्तर्गत इसे स्वीकार कर लेना अवैधानिक था।

इन आपत्तियों के सम्बन्ध में सभा का पक्ष यह था कि यतः यह नियम का संशोधन नहीं अपितु स्पष्टीकरण था यह सभा के नियम सं. ७९ की परिधि में नहीं आता अतः १ मास के विज्ञापन और ⅔ मत की बात इस पर लागू नहीं होती।

सार्वदेशिक न्याय सभा के मान्य प्रधान श्री रतनलालजी ने २०-११-६२ को अपील स्वीकार करके १०-६-६२ के नैमित्तिक अधिवेशन के उपर्युक्त निश्चय को रद्द कर दिया परन्तु लिखा कि सार्वदेशिक आर्य प्रतिनिधि सभा की अन्तरंग को (नैमित्तिक अधिवेशन को नहीं) यह अधिकार है कि वह सार्वदेशिक सभा की नियमावली की धारा २१ के अन्तर्गत अपनी सुविधानुसार जिस ढंग से चाहे कोई स्पष्टीकरण वा कार्यवाही करे।

२१-४-६३ की अन्तरंग में आर्य प्रतिनिधि सभा बम्बई का निमंत्रण स्वीकृत्यर्थ प्रस्तुत हुआ। श्री रघुवीरसिंह शास्त्री ने आपत्ति की कि न्याय सभा के निर्णय के अनुसार दिल्ली के बाहर अधिवेशन नहीं हो सकता, न्याय सभाने ९-६-६२ की अन्तरंग के निश्चय को अपील में खारिज कर दिया था। इस पर अन्तरंग सभा ने सभा प्रधान को अधिकार दिया कि न्याय सभा के प्रधानजी से पूछा जाय कि किसी प्रांतीय सभा के निमंत्रण पर देहली से बाहर अधिवेशन हो सकता है या नहीं?

### ।। राष्ट्रभाषा ।।

गा रे गायक गान हिन्दी

आज छब्बीस जनवरी ईस्वी सन् पैंसठ से प्रतिष्ठित
हो रही है राष्ट्रभाषा पुण्य पद प्रांगण में प्रचलित
प्रण निभाया विगत वर्षों का अभी संविधान हिन्दी।
गा रे गायक गान हिन्दी ।।

भारती जनता जनार्दन में जगादे प्रेम नूतन
एकता के सुत्र में फिर बान्धदे भारत पुरातन
पूर्व पश्चिम उत्तर दक्षिण को मिला यह ज्ञान हिन्दी।
गा रे गायक गान हिन्दी ।।

यूं महासागर सु संस्कृत से है विकली पूर्ण हिन्दी
चन्द्रमा से स्वर मिलानो जिस की छोटी चन्द्रबिन्दी
पूर्ण लीपि सु देवनागरी शुद्ध ध्वनि का प्राण हिन्दी।
गा रे गायक गान हिन्दी ।।

सुर कबिर तुलसी दयानन्द ने तो जिस में नाम पाए
सिक्ख गुरु, मीरा ने जिस में अपने ईश्वर को रिझाए
और रस घोला 'प्रवासी' मधुर कवि रसखान हिन्दी।
गा रे गायक गान हिन्दी

जगदीशचन्द्र 'प्रवासी'
सभा भजनोपदेशक

सार्वदेशिक न्याय सभा के प्रधानजी से पूछा गया और उन्होंने २७-४-६३ के पत्र द्वारा लिखा कि अन्तरंग सभा को दिल्ली के बाहर अधिवेशन बुलाने का पूर्ण अधिकार है।

इस स्पष्टीकरण के प्रकाश में सार्वदेशिक सभा की अन्तरंग ने आर्य प्रतिनिधि सभा बम्बई के निमन्त्रण को अपनी २९-३-६४ की बैठक में स्वीकृत कर सन् १९६४ का अधिवेशन बम्बई में करने का निर्णय किया।

स्पष्ट है कि बम्बई में अधिवेशन किया जाना न तो अवैधानिक था और न सभा की पुरानी परम्परा के विरुद्ध था।

### दूसरा आक्षेप

२—श्री रघुवीरसिंह शास्त्री का दूसरा आक्षेप यह है कि बम्बई का अधिवेशन अवैध था क्योंकि इसमें पंजाब सभा का प्रतिनिधित्व सहीं था अतः चुनाव एवं नियमों में संशोधन आदि की कार्यवाही अवैध थी।

आर्य प्रतिनिधि सभा पंजाबने नवम्बर १९६३ में पाकसभा रोहतकी में हुए अपने वार्षिक अधिवेशन में जो स्वयं ही अवैध था, अपने समस्त ३८ प्रतिनिधि सदस्यों को बदलकर ४२ सदस्यों की नई सूची भेज दी। सार्वदेशिक सभा के लिए प्रान्तीय सभाओं के सदस्य ३ वर्ष के लिए चुने जाते हैं। नए सदस्य १९६३ में चुने गए थे और ये सदस्य सार्वदेशिक सभा के ६३-६४ और ६५ के अधिवेशन में बैठने के अधिकारी थे। प्रान्तीय सभा सार्वदेशिक सभा की नियमावली की धारा ८ के अनुसार मृत्यु, पागलपन, पद त्याग आदि की अवस्था में किसी सदस्य के स्थान की पूर्ति तो कर सकती है परन्तु सदस्यों को नहीं बदल सकती और यदि नियम भंग वा किन्हीं घोर अपराधों के कारण सभी प्रतिनिधियों पर अनुशासन की कार्यवाही कर उन्हें हटाती है तो फिर उन अपराधी हटाए गए प्रतिनिधियों को वा कुछ को छोड़ कर पुनः सभी को नए प्रतिनिधि के रूप में नहीं ले सकती है। यह बात पंजाब सभा के ध्यान में लाई गई। इस की पुष्टि में सार्वदेशिक सभा का श्रीनारायण स्वामीजी के समय का रिकार्ड और उनकी व्यवस्था भी प्रस्तुत किए गए। परन्तु चूंकि पंजाब सभा के अधिकारी उन सदस्यों को निकालने पर तुले प्रतीत होते थे जो उनकी अनियमित कार्यवाहियों में भागीदार बनना पसन्द नहीं करते थे अतः उन्होंने सार्वदेशिक सभा को इस बात को स्वीकार न किया और अपनी नई सूची को स्वीकार करने का आग्रह किया। सार्वदेशिक सभा उस सूची को स्वीकार करके न तो अनियमित कार्यवाही कर सकती थी और न गलत परम्परा डाल सकती थी। फलतः सार्वदेशिक सभा ने पुराने ३८ सदस्यों की मान्यता रखी और उन्हें ही बम्बई में होने वाले अधिवेशन का विज्ञापन भेजा गया।

आर्य प्रतिनिधि सभा पंजाबने अपने ३८ सदस्यों को लिखित रूप में सूचना दे दी कि उनकी सदस्यता

( જુઓ પાન ૪ )




તંત્રીસ્થાનેથી

# "રક્ષો આપણું રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય"

અઢારસો સત્તાવનના સ્વાતંત્ર્ય યુદ્ધની ભસ્મ લલાટે લગાવીને સ્વાતંત્ર્ય સૂર્ય દયાનંદે રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની યજ્ઞવેદીનું પુનઃ નિર્માણ કરી "આર્ય વૈશ્વાનર" પ્રજ્વલિત કર્યો. અમાવાસ્યાની અઘોર કાજળઘેરી પરતંત્રતાની રાત્રી રાક્ષસી મહર્ષિ દયાનંદે પ્રગટાવેલી વેદ-ઉષાના પ્રકાશમાં નિશ્ચેત બની મૃત્યુ તરફ ધસવા લાગી. એ રીતે સ્વાતંત્ર્યસૂર્ય દયાનંદ સાચા રાષ્ટ્રવિધાતા સામાજીક-રાજકિય ઉત્થાનના આદ્ય પ્રણેતા બની રહ્યા.

મહર્ષિએ પ્રગટાવેલ સ્વાતંત્ર્ય યજ્ઞમાંથી પ્રગટેલા અસંખ્ય સામાજીક, રાજકિય દેશોદ્ધારક વીરો અને વિદ્વાનો હિંસક-અહિંસક ક્રાંતિના જ્યોતિર્ધરો બની રહ્યા, બ્રહ્મબળના ઉપાસક અરવિંદ, ક્ષાત્રબળના [illegible] બાલ, પાલ ને લાલ; શ્રદ્ધાનંદ ને સરદાર; આ વૈશ્ય યુગમાં સ્વાયત્ત અર્થતંત્રના પ્રવર્તક સ્વરાજ્ય-વીર ગાંધીજી તથા લોકતંત્રવાદી જવાહર-સુભાષની સ્વરાજ્ય સિદ્ધિની સમિધાઓરૂપી આ મહાવીરોના ત્યાગ, તપશ્ચર્યા, બલિદાનથી સ્વાતંત્ર્યસિદ્ધિ ભારતને પ્રાપ્ત થઈ.

આઘાત એ જ આવી પડ્યો કે આવી પડેલ સ્વાતંત્ર્યની યજ્ઞવેદી ખંડિત થઈ ગઈ અને મા ભારતીના દેહનું વિચ્છેદન થયું. એક અને અખંડ હિન્દુસ્થાનના ભારત-પાકિસ્તાન ટૂકડા થયા. **"એકછત્ર ભારત રાષ્ટ્ર-બોલો જય જય ભારતમાતની સિંહગર્જના કરનાર અમર શહીદોની શહાદતમાં શાહીવાદી-કોમવાદી રાષ્ટ્રશત્રુ કુટિલ નીતિ. એ જીવલેણ ઘા કર્યો. પરિણામે આપણી અખંડ માતૃભૂમિના બન્ને વિભાગની આમ જનતા કોમવાદ, સામ્યવાદ અને આધુનિકતાવાદના રાક્ષસોના હાથે ચુંથાઈ રહી છે.** મહર્ષિ દયાનંદના ધર્મપ્રકાશ અને મહાત્મા ગાંધીજીના અર્થ-સ્વાવલંબન પ્રકાશને આ રાક્ષસો બૂઝાવવા મથી રહ્યા છે. **ધર્મમય જીવનમાર્ગ દ્વારા ભારતનું નવ-નિર્વાણ કરવાના દયાનંદ-ગાંધી-અરવિંદના મનોરથ તેમના જ અનુયાયીઓ દ્વારા ભસ્મિભૂત થઈ રહ્યા છે.** સાચું સ્વરાજ્ય આવ્યું નથી-આવી શકે તેમ નથી. સાચું સ્વરાજ્ય આવ્યું આયોજન-નિયોજનની ખાઉધરાઓએ સર્જેલી ભૂલભૂલામણીમાં સ્વાહા થઈ રહ્યું છે. સત્તર વર્ષના સ્વરાજ્યને અંતે પ્રજા ત્રાસી જઈ ત્રાહિ મામ્-ત્રાહિ મામ્ શરણાગતમ્ પોકારી પ્રભુની પાસે દુઃખમૂક્તિ-સંકટનાશ યાચી રહી છે. જ્ઞાન-દર્શન-ચારિત્ર્ય ખોતી જતી પ્રજા અર્થસંકટમાં સપડાઈ જઈ બેબાકળી બની પ્રભુકૃપાનું શરણ શોધી રહી છે. આ બેબાકળી ભારતીય પ્રજાને તારણહારો બક્ષનાર માતાઓ કયાં છે?

પોતાના લોહીથી ધાવણથી-સંસ્કારથી સિંહ સંતાનો જન્માવનાર-સંરક્ષનાર-ઉછેરનાર ભવાની પાર્વતી સમી પતિવ્રતા કન્યાઓને ભારતમાતા ઝંખે છે. આશા નિરાશાની અગ્નિપરીક્ષામાં અતૂટ રહેનાર-જય પરાજયને ઠોકરે મારનાર પુરુષાર્થના વીર્યથી વિશ્વવિજયની મહત્વાકાંક્ષા સિદ્ધ કરનાર વીર પ્રસવી, થનગનતા શિવ-શંકર જેવા યૌવનમસ્ત પિતૃદેવ બનનાર નરશ્રેષ્ઠોને ભારતમાતા ઝંખે છે.

**અવનીને આર્યાવર્તનની સીમાઓને એક કરી નાંખવાની અદમ્ય સંકલ્પશક્તિની અગ્નિમાં ભારત પાકિસ્તાનની સીમાઓને ઓગાળી નાંખી સત્યદ્વિપ-નવખંડ પૃથ્વીમાંથી આર્યાવર્ત પ્રગટાવનાર વીર અને વિદ્વાન નેતાવરોને-આચાર્ય દેવોને ભારતમાતા ઝંખે છે.** આ રીતે માતૃવાન, પિતૃવાન આચાર્યવાન ભારત સંતાનો જ સાચું સ્વરાજ્ય પ્રગટાવી શકશે-દયાનંદ ગાંધીના જ્યોતિર્મય સ્વાતંત્ર્ય-પ્રકાશથી ભારતને પુનઃ જગદ્‌ગુરુ બનાવી શકશે,

આજે તો વેદ, ખાદી, ગાય અને (ભગવદ્ પ્રાપ્તિની ક્રિયાશીલ) સાધના જેવા રાષ્ટ્રીય શાશ્વત મૂલ્યોને કટાક્ષોથી અવળા દર્શાવી, નૂતન પ્રજાના દિલમાં કુશંકાઓ જન્માવનાર દેશદ્રોહી બગલાઓની જમાત હંસોના રૂપમાં ક્ષીરનીર વિવેક કરી ન શકવાની પોતાની અશક્તિ ઢાંકવાને રાષ્ટ્રીય સ્વાતંત્ર્યના સ્વતઃપ્રકાશ સ્વાવલંબન-સાધનોને વગોવી રહી છે. પ્રજાના દુષ્ટતત્વો કે પેટવાદીઓને પરસ્પર છેદનના ઇરાદાથી કરતાં આ વિધાનો જરાય આંચ પહોંચાડી શકતાં નથી. ઉલટું રાષ્ટ્રીય માનસ ડહોળાઇ પ્રજા અવળા પંથે વળે છે. કોમીવાદ; સામ્યવાદ અને આધુનિકતાવાદી રાક્ષસોના અનુયાયીઓની આ અવળચંડી નીતિમાં કહેવાતા દેશભક્તો સૂર પૂરાવી રાષ્ટ્રવિધ્વંસ કરનાર ક્ષુદ્રતાનો ભોગ બને છે ત્યારે રાષ્ટ્રીય સ્વરાજ્યને સંરક્ષનાર વેદાધ્યયન; સ્વાયત્ત અર્થતંત્રની પ્રતીક ખાદી પ્રવૃત્તિ; ગૌરક્ષાદ્વારા કૃષિતંત્રની સ્વાયત્ત સુરક્ષા પ્રવૃત્તિ; પ્રભુસંકિર્તન-સાધનાદ્વારા પ્રજાની આત્મજાગૃતિની પ્રવૃત્તિ શિથિલ બની જાય છે અને આર્યતાની સાધનાનો અંત આવે છે. આપણું રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય આર્યતા જીવનમાં સિદ્ધ કરનાર આર્યવીરોજ સિદ્ધ કરી શકશે. આર્યસમાજી કહેવડાવનાર આર્યબંધુઓએ રાગ, દ્વેષ અને ઇર્ષાનો ભોગ બની પરસ્પર છેદનની યાદવાસ્થળીમાંથી નિવૃત્ત થઇ રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય સિદ્ધ કરવામાં એકાગ્ર, એકદિલ, તન્મય બની જવાની ઇતિહાસની કટોકટી ભરી ક્રાંતિની પળ ઉપસ્થિત થઇ છે અને મહર્ષિ દયાનંદના સંસ્કાર-સંતાનોને શુદ્રતા છોડી વિશાળ દિલ-વિશાળ ધ્યેય, વિશાળ ફાળ-પૃથ્વી વિશાળ આર્યાવર્તના સર્જનની ધ્યેયનિષ્ઠા અને સંકલ્પસિદ્ધિ કાજે આમંત્રી રહી છે. આ ધર્મયુદ્ધની વેળાએ રખે આપણે વ્હેંતીયા બનીએ, રખે આપણે વામમાર્ગી બનીએ, રખે આપણે આંતરવિગ્રહની આગ ચાંપનાર બનીએ. રખે રાઈ જેટલા પરદોષોને પહાડ જેવડા બનાવનાર અને આપણા પહાડ જેવડા દોષોને રાઈ જેવડા સમજનાર આત્મશત્રુ, રાષ્ટ્રશત્રુ, સંસ્કાર શત્રુની ગરજ સારી અનાર્ય બળોને વિજય અપાવનાર-સ્વ પરાજય નોતરનાર બનીએ, પ્રભુ આર્યસમાજી સ્વાતંત્ર્યવીરોમાં "આર્યતા" પ્રગટાવી દયાનંદે કલ્પેલું આર્ય-સ્વાતંત્ર્ય સિદ્ધ કરાવે એજ પ્રભુ ચરણે પ્રાર્થના.

( પાન ૨નું ચાલુ )

समाप्त करके ४२ सदस्यों की नई सूची सार्वदेशिक सभा को भेजी गई है। यह कार्यवाही इसलिए की गई कि जिससे ३८ सदस्यों में से उनके गलत कार्यों का विरोध करने वाले सदस्य सार्वदेशिक सभा के अधिवेशन में भाग न ले सकें। इतना ही नहीं बार-बार लिखे जाने और मौखिक कहने पर भी उक्त सभाने अपना पंचमांश न भेजा।

इस प्रकार सार्वदेशिक सभा के बम्बई अधिवेशन में आर्य प्रतिनिधि सभा पंजाब का प्रतिनिधित्व न होने का दायित्व स्वयं आर्य प्रतिनिधि सभा पंजाब पर है। ऐसा स्थिति और किन्हीं अन्य परिस्थितियों में भी किसी सभा के सार्वदेशिक सभा के वार्षिक अधिवेशन में प्रतिनिधित्व न होने मात्र से अधिवेशन की कार्यवाही अवैध नहीं हो सकती है और न सार्वदेशिक सभा के संविधान में ऐसी कोई व्यवस्था है।

**तीसरा आक्षेप**

३—श्री रघुवीर सिंह शास्त्री का तीसरा आक्षेप यह है कि सार्वदेशिक सभा के बम्बई अधिवेशन में प्रान्तीय सभाओं के सदस्यों की अधिक १५ की संख्या नियत करना बड़ी सभाओं के साथ अन्याय है और ऐसा सार्वदेशिक सभाके इतिहास में कभी नहीं हुआ। यह भी अवास्तविक है।

सार्वदेशिक सभा की स्थापना १९०८ में हुई थी। १९०८ से लेकर १९५५ तक प्रतिनिधियों की संख्या पर प्रतिबन्ध लगा रहा और यह व्यवस्था सार्वदेशिक सभा के लिए उपयोगी सिद्ध हुई।

पहले अनेक वर्षों तक बड़ी सभाओं को अधिक से अधिक ७ सदस्यों का प्रतिनिधित्व प्राप्त रहा। १९३०-३१ तक नियम इस प्रकार रहा:—

"प्रत्येक प्रतिनिधि सभा को अधिकार होगा कि प्रतिनिधियों में से ५ प्रतिशत प्रतिनिधियों को सार्वदेशिक सभा में भेजे परन्तु उनकी संख्या ७ से अधिक और २ से न्यून न होगी।" पंचमांश की राशि प्राप्त दशांश का पंचमांश रहा जो किसी भी अवस्था में १००) से कम न हो सकता था।

१९४६ में पंचमांश वाले नियम का संशोधन करके इस प्रकार रखा गया:—

| | |
|---|---|
| ३ से ५ तक प्रतिनिधियों की संख्या के लिए | कम से कम १००) |
| ६ प्रतिनिधियों के लिए | कम से कम १५०) |
| ७ „ | „ २००) |
| ८ „ | „ २५०) |
| ९ „ | „ ३००) |
| १० „ | „ ३५०) |

परन्तु यदि वार्षिक दशांश का पंचमांश इन राशियों से अधिक होतो पूरा पंचमांश देना होगा। इसके साथ ही सदस्यों की ७ के स्थान में अधिक से अधिक संख्या १० नियत की गई। १९५४-५५ में इस नियम में संशोधन करके यह इस प्रकार रखा गया:—

"प्रत्येक प्रतिनिधि सभा को अधिकार होगा कि अपने प्रतिनिधियों में से ५ प्रतिशत सार्वदेशिक सभा में भेजे।"

पंचमांश के लिए व्यवस्था की गई कि प्रत्येक प्रतिनिधि सभा प्रति प्रतिनिधि १००) सार्वदेशिक सभा को देगी।

प्रति प्रतिनिधि १००) की व्यवस्था कठोर जानकर संशोधन कराने की ठानी गई और सदस्यों की संख्या को परिमित करने के प्रतिबन्ध के हटने पर प्रतिनिधियों की संख्या में बेतहाशा वृद्धि का अभियान प्रारम्भ हो गया जिसके फलस्वरूप पंजाब सभा ने अपने बहुमत के बल पर पचमांश की राशि १००) प्रति प्रतिनिधि से हटाकर प्राप्त दशांश का दशांश करा दी जिसके कारण सार्वदेशिक सभा की आय बहुत घट गई।

कार्यालय के सुझाव पर पंचमांश की धारा में १९६१ की वार्षिक साधारण सभा ने संशोधन कर दिया और प्राप्त दशांश का पचमांश वाली पुरानी धारा रहने दी गई जिसका परिमाण पूर्ववत् कम से कम १००) नियत किया गया। कार्यालय ने यह भी सुझाव दिया कि सार्वदेशिक सभा के हित की रक्षा के लिए सदस्यों की संख्या पर पूर्ववत् प्रतिबन्ध का रखा जाना आवश्यक है।

सार्वदेशिक सभा के नियमों के संशोधन की आवश्यकता देर से अनुभव की जा रही थी और संशोधन का विषय अन्तरग सभा के निश्चयानुसार विधान समिति के सुपुर्द किया गया गया। विधान समिति ने जिसके अध्यक्ष श्री घनश्यामसिंह जी गुप्त थे, समिति की प्रेरणा पर संशोधन का ड्राफ्ट बनाया।

इसी ड्राफ्ट में १५ सदस्यों वाली धारा सम्मिलित थी। ड्राफ्ट अन्तरंग ने स्वीकारकर नैमित्तिक साधारण सभा को भेजा जिसे अन्तिम रूप से १९६४ के बम्बई के अधिवेशन ने स्वीकार किया, अतः १५ की संख्या का नियत किया जाना नई बात नहीं है।

श्री रघुबीर सिंह शास्त्री ने यह भी लिखा है कि १९६३ के सार्वदेशिक सभा के वार्षिक अधिवेशन में जो दिल्ली में हुआ था, जब यह नियम स्वीकृत्यर्थ प्रस्तुत किया गया था तब कई सदस्यों ने इसे अनावश्यक और अन्यायपूर्ण बताकर इसका घोर विरोध किया था। इस विरोध के फलस्वरूप यह नियम पारित न हो सका था। पुनः इस नियम को पारित कराने के लिए क्यों पेश किया गया? बात यह न थी। अवश्य कुछ सदस्यों ने इसका विरोध किया था। उनकी मान्यता थी कि सार्वदेशिक सभा को सदस्य संख्या घटाने के बजाय बढ़ानी चाहिए। दूसरा पक्ष यह था कि यदि सार्वदेशिक की प्रतिष्ठा बनाए रखनी अभीष्ट हो और आर्य जगत् का समुचित मार्ग-प्रदर्शन करने में इसे समर्थ बनाए रखना हो तो इसकी संख्या पर प्रतिबन्ध लगाया जाना आवश्यक है जैसा कि पूज्य स्वामी श्रद्धानन्द जी महाराज, महात्मा नारायण स्वामी जी प्रभृति सभा के जन्मदाताओं और पृष्ठपोषकों ने आवश्यक समझा था परन्तु बहस चल ही रही थी कि उस समय कोरम की ओर ध्यानाकृष्ट किये जाने पर आगे के लिए स्थगित कर दिया गया था।

**आर्य प्रतिनिधि सभा पंजाब का १९६३ का चुनाव**

आर्य प्रतिनिधि सभा पंजाब के सदस्य श्री वीरेन्द्र जी तथा अन्य कुछ प्रतिनिधि सदस्यों के संयुक्त हस्ताक्षरों से युक्त सार्वदेशिक सभा में दिसम्बर ६३ में कई आवेदन पत्र प्राप्त हुए जिनमें मांग की गई थी कि उक्त सभा का १९६४ का चुनाव जो नवम्बर १९६३ में पाकसभा (रोहतक) में हुआ था अवैध घोषित किया जाय क्योंकि चुनाव के आरम्भ में प्रधान द्वारा ६१५ प्रतिनिधियों की उपस्थिति की घोषणा की गई थी परन्तु मतगणना होने पर मतदान करने वाले सदस्यों की संख्या ६३१ निकली। जब कुछ सदस्यों ने इस अनियमितता की ओर प्रधान का ध्यान आकर्षित करके इस चुनाव की वैधता को चुनौती दी तो प्रधान ने कोई कार्यवाही न की और चुनाव को ठीक उद्घोषित कर दिया। इस पर आपत्तिकर्ता सभा से उठकर चले गए।

यह विषय सार्वदेशिक सभा की २९-१२-६३ की अन्तरंग बैठक में रखा गया। अन्तरंग ने आपत्तियों का उत्तर पंजाब सभा से मांगने का निश्चय किया। आर्य प्रतिनिधि सभा पंजाब को अन्तरंग के निश्चय की सूचना दी गई और आपत्तिकर्ताओं के आवेदन पत्रों की प्रतिलिपि उत्तर के लिए भेज दी गई।

आर्य प्रतिनिधि सभा पंजाब के तत्कालीन अधिकारियों ने अपने १६-१-६४ के पत्र द्वारा उत्तर दिया कि यह विषय प्रांतीय न्याय सभा में जाना चाहिए, सार्वदेशिक सभा की अन्तरंग को इस पर विचार करने का अधिकार नहीं। यदि सार्वदेशिक सभा की अन्तरंग का यह अधिकार माना जाय तो पंजाब सभा के अन्तरंग सदस्यों को पंजाब सभा का पक्ष रखने का पूरा अवसर दिया जाय।

पंजाब सभा की इस वैधानिक आपति का समाधान किया गया कि चूंकि आर्य प्रतिनिधि सभा पंजाब में सार्वदेशिक सभा द्वारा निर्मित न्याय सभाओं के नियमों के अनुसार प्रान्तीय न्याय सभा बनी हुई नहीं है और पंजाब सभा में उनके नियमों के अनुसार भी कोई न्याय सभा बना हुई नहीं है, अतः यह विषय सार्वदेशिक सभा की अन्तरंग सभा मेंही निर्णित होगा और पंजाब सभा का अपना पक्ष रखने का पूरा-पूरा अवसर दिया जायगा।

इस सम्बन्ध में यह लिख देना भी आवश्यक है कि १९६१ में जब आर्य प्रतिनिधि सभा पंजाब को सार्वदेशिक सभा द्वारा निर्मित न्याय सभाओं के नियमों के अनुसार प्रान्तीय न्याय सभा बनाने के लिए सार्वदेशिक सभा से लिखा गया तो उक्त सभा के तत्कालीन मन्त्री श्री जगदेवसिंह सिद्धान्तीजी इसके लिए तैयार नहीं हुए।

सार्वदेशिक सभा की अन्तरंग सभा में जब २९-३-६४ को यह विषय आया तो पंजाब सभा के प्रतिनिधि सदस्यों ने पैंतरा बदलकर

( જુઓ પાન ૫ )

( પાન ૪નું ચાલુ )

आग्रह किया कि यह विषय सार्वदेशिक न्याय सभा को भेज दिया जाय और कहा कि अन्तरंग सभा को इसका अधिकार नहीं है। सार्वदेशिक सभा की ओर से सभा के उद्देश्य ३और ६* की ओर ध्यान आकर्षित करके सभाके अधिकारकी पुष्टी की गई, और अन्तरंग सभा ने इस विवाद के निर्णय का अधिकार सभा प्रधान को दे दिया।

सभा प्रधानने अपना निर्णय देने से पूर्व दोनों पक्षों में सद्भावना का वातावरण उत्पन्न करने के लिए यत्न किया। २८-६-६४ की अन्तरंग बैठक में पंजाब सभा के प्रतिनिधि सदस्यों के साथ हुए परामर्श और उनकी सहमति से निश्चय हुआ कि आर्योदय में सार्वदेशिक सभा के सम्बन्ध में अपमानजनक और भ्रांतिपूर्ण जो लेख लिखा गया है पंजाब सभा उसका समाधान कर देगी। आर्य प्रतिनिधि सभा पंजाब के द्वारा ३८ प्रतिनिधि सदस्यों को लिखित रूप में सूचित कर दिया जायगा कि वे सार्वदेशिक सभा के बम्बई अधिवेशन में भाग ले सकते हैं। इसके साथ ही आर्योदय में ३८ प्रतिनिधि सदस्यों की सूची छाप दी जायगी।

श्री वीरन्द्रजीने जो आपत्तिकर्ताओं में से थे आर्य समाज के गौरव की रक्षा और सद्भावना के वातावरण में वृद्धि करने के लिए सार्वदेशिक सभा की अन्तरंग को आश्वासन दे दिया कि यदि इस निश्चय का पंजाब सभाने पालन किया और उन लोगों को बम्बई अधिवेशन में भाग लेने की लिखित अनुमति पंजाब सभा से प्राप्त हो गई तो वे अपनी आपत्तियों को वापस ले लेंगे।

खेद है कि पंजाब सभाने इनमें से कोई कार्य न किया। आर्योदय में जो वक्तव्य निकाला वह अधूरा था और पूर्णतः समाधानकारक न था।

३८ प्रतिनिधि सदस्यों को बम्बई अधिवेशन में भाग लेने के लिए न तो पंजाब सभाने लिखित रूप में अनुमति ही दी और न ही आर्योदय में उनकी सूची प्रकाशित की। न पंचमांश ही भेजा। सार्वदेशिक सभा की अन्तरंग सभाने विवश होकर अपनी ९-८-६४ की बम्बई की बैठक में सभा प्रधान को निर्णय देने का अधिकार देकर घोषणा कर देने की प्रेरणा की।

९-८-६४ की अन्तरंग का निश्चय पंजाब सभा को भेजकर आपत्तियों का उत्तर भेजने की प्रेरणा की गई। २१-१०-६४ को एक स्मरण पत्र भी भेजा गया। किसी भी प्रकार का उत्तर न आने पर सभा प्रधानने अपना निर्णय देकर १९६३ के पंजाब सभा के चुनाव को अवैध करार दिया।

सार्वदेशिक सभा को ८-११-६४ की अन्तरंगने इस निर्णय की सम्पुष्टि करके उसे आर्य प्रतिनिधि सभा पंजाब तथा आपत्ति कर्त्ताओं के पास भेजने का आदेश दिया जिसकी पूर्ति हो गई है।

श्री रघुवीरसिंह शास्त्रीने सार्वदेशिक सभा और उसके अधिकारियों की स्थिति को गलत रूप में पेश करके जनता को पथ-भ्रष्ट करने का जो असफल यत्न किया है आशा है वह इस स्पष्टीकरण से सर्वथा ही विफल होगा और वास्तविकता सामने आ जावेगी।

आर्य समाजों और आर्य जनों को उनके कुत्सित प्रचार से सावधान रहना चाहिए। इसी में सार्वदेशिक सभा, आर्य समाजों और आर्यों का हित है।

रामगोपाल
मन्त्री

* उद्देश्य ३—प्रदेशीय आर्य प्रतिनिधि सभाओं के कार्यों को संगठित एवं नियंत्रित करना और उनका निरीक्षण करना।

उद्देश्य ६—प्रदेशीय आर्य प्रतिनिधि सभाओं और आर्य समाजों के पारस्परिक वाद विवादों और झगड़ों का निर्णय करना तथा न्याय सभाओं का संगठन करना।

# 'ગોખર' શબ્દના અર્થની ચર્ચા

લેખક :-
પંડિત વસિષ્ઠજી યાજ્ઞિક, હલવદકર

તા. ૧૬-૧-૬૫ ના "આર્ય પ્રકાશ" અંકમાં શ્રીમદ્ ભાગવત પુરાણના દશમસ્કંધ-ઉત્તરાર્ધના ૮૪ માં અધ્યાયમાં શ્લોક ૧૩ માં આવેલ गोखर: શબ્દ વિષે શાસ્ત્રીય ચર્ચાત્મક લેખ પ્રકટ થયો છે. તે વાંચીને એક આશ્ચર્ય થાય છે કે સનાતની પંડિત હોય કે આર્યસમાજી પંડિત હોય તેમણે શબ્દની યોજના કયા સ્થલે કરી છે તેમજ ગ્રંથકાર એ શબ્દ પ્રયોગ વડે શું કહેવા માગે છે, આ તમામ વાતનો વિચાર કરીને गोखर શબ્દનો વિચાર અને અર્થ કરવો જોઈએ અને તેમાંજ ગ્રંથ અને ગ્રંથકારની પ્રતિષ્ઠા છે. "લોકાલોક' માસિકમાં જો गोखर શબ્દનો અર્થ-" **નીલગાય નામક હરિણ**" કર્યો હોય તો વ્યાસની સમાધિભાષા (શ્રીમદ્ ભાગવતનું) અપમાન કર્યું છે. આજે વિદ્વાનો 'વાકય પ્રદીપ" ગ્રંથના અભ્યાસ વિહૂણા બન્યા છે संयोगो विप्रयोगश्च ... વગેરે સાધનોના સહકારથી નિષ્પક્ષતાથી અર્થ કરવાની જરૂર છે.

આજે પ્રાપ્ત શ્રીમદ્ ભાગવતની ઘણી ટીકાઓ પ્રાપ્ત થઈ છે. તેમાં "નીલગાય નામક હરિણ' એવો અર્થ ગોખર-શબ્દનો કર્યો નથી પણ "ભાર ઉપડનાર પશુ" એવો અર્થ કર્યો છે. એટલે લોકાલોક 'માં જે અર્થ આપે છે. તે અર્થ માત્ર આર્ય સમાજના વિદ્વાનોને જ નહી પણ ભાગવત સમ્પ્રદાયના વિદ્વાનોને પણ માન્ય નથી આ ફલિત થાય છે. હું આ સ્થળે તે શ્લોક માટે અન્વય-અર્થ આપું છું-તે પૂર્વે વિષયની પૂર્વ ભૂમિકા આપું છું. આ શ્લોક શ્રી કૃષ્ણચંદ્રના મુખમાંથી નિકળે છે. આ સ્થળે સાધુ પુરૂષના (મુનિઓના) દર્શનથી પોતાના જન્મનું સાફલ્ય માને છે. ત્યાં શ્લોક ૧૧ માં કહે છે કે "ગંગાજલમય તીર્થના દર્શનથી પવિત્ર થવાનું નથી. मृच्छिलामयाः देवाः न पुनन्ति– માટીના કે પાષાણનાં દેવના દર્શનથી પવિત્ર કરી શકતા નથી. साधवः दर्शनात् अेव पुनन्ति–સાધુપુરૂષો (વિદ્વાન મુનિઓના દર્શન તત્કાલ પવિત્ર કરે છે. વિષય સંગતિ માટે તે પછીનો શ્લોક ૧૨ नाग्निर्सूर्यो–આ શ્લોકમાં विपश्चितो घ्नन्ति मुहूर्त सेवया વિપશ્ચિત એટલે જ્ઞાની સાધુ (વિદ્વાનમુનિ) ની થોડી સેવાથી પણ પાપ દૂર થાય છે. તે પછીજ આપણી ચર્ચાનો જે વિષય છે તે શ્લોક ૧૩ મો છે. यस्यात्म बुद्धिः कुणपेत्रिधातुके स्वधीः कलत्रादिषु भोम इज्यधीः। यत्तीर्थं बुद्धि सलिले न कर्हिचिज्जनेष्वभिज्ञेषु स अेव गोखरः (૧૩)

यस्य જેની त्रिधातुके कुणपे–વાત-પિત્ત અને કફ આ ત્રણ ધાતુ નિર્માણ શરીરમાં आत्मबुद्धिः (भवति) આ શરીર તે જ આત્મા છે આ પ્રકારની બુદ્ધિ થાય છે. कलित्रादिषुस्वधीः સ્ત્રી પુત્રાદિકમાં આ સર્વ મારાં જ છે એવી બુદ્ધિ થાય છે. भौमे–કાષ્ટ–પાષાણ ઈત્યાદિ પદાર્થોમાં इज्यधीः આ દેવ છે. (કાષ્ટ-પાષાણની મૂર્તિઓમાં દેવ-બુદ્ધિ) આ પ્રમાણે બુદ્ધિ થાય છે. यत–જેની सललेतार्थ बुद्धिः પાણીમાં જેની બુદ્ધિ તીર્થપણાની થાય છે. (किंतु) अभिज्ञेषजनेषु (तीर्थ बुद्धिः) कर्हिचित् न પણ જ્ઞાની મુનિઓ (સાધુઓ) તીર્થ ભાવનાની બુદ્ધિ થતી નથી. सः गोखरः अेव – તે પશુઓમાં ભારવાહક "ગાઢવ" ગર્દભ જેવા છે. (ગાઢવ શબ્દ મરાઠી છે મરાઠીમાં ગાઢવ એટલે ગર્દભ અર્થ છે દામોદર સાવળારામ આણિ મંડળી સંપાદક-મરાઠી ભાગવત વાસ્તવિક નૈતિક દ્રષ્ટિથી શ્રી કૃષ્ણ-ચંદ્રના મુખથી ઉચ્ચારેલ ગોખર શબ્દનો વિચાર કરીએ તો ગોખરનો અર્થ "ગધેડો" જ થાય છે. કારણ કે સત્યનાં એક પણ અંશને નહી સમજનાર પશુ યોનિમાં "ગર્દભ" છે. આ સ્થળે શ્રી કૃષ્ણચંદ્ર અજ્ઞાનથી ઘેરાએલી બુદ્ધિની પરાકાષ્ટાને ઉપમાલંકારથી ગર્દભ: તુલ્ય ગણાવે છે. ગોખર શબ્દનો અર્થ ગર્દભ કરવાથી સનાતન સંપ્રદાય માન્ય ભાગવતનું મહત્વ રક્ષાય છે. અને જો "નીલગાય નામ હરિણ' અર્થથી આજ સુધીના ટીકાકારોનું અપમાન છે.

**શબ્દાર્થ ચિંતામણિ નામના કોશમાં** 'ગોખર' શબ્દનો અર્થ, આપે છે. "**ગાયોના ટોળામાં ઉછરેલો ગધેડો**" આ અર્થ બુદ્ધિગ્રાહ્ય છે. પશુપાલક ગોપ-લોકો (ભરવાડ-રબારી) પોતાના પશુઓને લઈને ઉનાળામાં જ્યાં પાણી અને પશુઓને ચરવાની ઘાસ-ચારાની અનુકૂળતા હોય છે ત્યાં જાય છે. ત્યારે પોતાના સર-સામાનનો ભાર ઉપાડવા "ગર્દભ" સાથે રાખે છે. આવા ગર્દભ-ગાયોના ટોળા સાથે જ વસીને મોટા થયા હોય છે.

સનાતન સંપ્રદાયના વિદ્વાનોએ મિથ્યાપૂર્વગ્રહનો ત્યાગ કરવો જોઇએ, આર્ય સમાજી વિદ્વાન અર્થ કરે છે તે અર્થ મિથ્યા છે આવી મિથ્યા બુદ્ધિ રાખવાથી સદ્ગ્રંથોનો એક પ્રકારે દ્રોહ ગણાશે. પં. શ્રી શિવપૂજન સિંહજી કુશાવહા વિદ્વાન છે. તેમના અર્થમાં મિથ્યા શંકા કરવામાં સનાતન સંપ્રદાયના વિદ્વાનોનું ભૂષણ નથી. હંસ બુદ્ધિ-ભાવનાથી નિરખવા માટે વિદ્વાનોએ પોતાની બુદ્ધિને પક્ષપાતથી અને હઠાગ્રહથી દૂર કરવાની જરૂર છે.

निष्कर्ष–गोखर નો શાસ્ત્રીય અને પુરાણ માન્ય અર્થ "ગધેડો" છે. પંડિત શ્રી શિવપૂજન સિંહ કુશાવાહા પ્રકાંડ પંડિત છે, સત્ય શોધક છે. પંડિતોએ દુરાગ્રહ ત્યજી સત્યનો સ્વીકાર કરવો તેમાં જ શોભા છે.



## ભરૂચ આર્યસમાજની અંજલિ

ચાલુ માસમાં આર્યસમાજના મહાનુભાવો શ્રી ચતુરભાઇ પટેલ (સોનગઢ ગુરૂકુલના આદ્યસ્થાપક), શ્રીમતી ચંચળબહેન પાઠક (મસ્તિષ્ક-શાસ્ત્ર વિશેષજ્ઞા અને ટંકારા આર્ય સમાજના પ્રમુખ) તથા શ્રી બ્રહ્મદત્ત જીજ્ઞાસુજી જેમનું ભારતના રાષ્ટ્રપતિ રાધાકૃષ્ણ દ્વારા તા. ૧૭-૪-૬૩ના રોજ સંસ્કૃતના પ્રચાર બદલ સન્માન થયું હતું આવા ઉચ્ચકોટીના આર્ય આ[illegible]કાએક [illegible] જવાથી દેશ, જાતિ અને ધર્મને ન પૂરાય એવી ખોટ પડી છે આર્યસમાજ દુઃખદ હૃદયે તેની નોંધ લે છે અને તેમના પરિવારના આપ્તજનોને આ અણધાર્યું દુઃખ અને વિયોગ સહન કરવાની શક્તિ પ્રભુ આપે તથા સદ્ગત આત્માઓને શાંતિ મળે તેવી પ્રાર્થના કરીએ છીએ.

*

નવસારીના કાંતાબહેનનાં લગ્ન વૈદિક વિધિથી ભરૂચ આર્યસમાજમાં શ્રી કાંતિલાલ સાથે થયાં હતાં. નર, નારી સમુદાય સારા પ્રમાણમાં હતો મંત્રીશ્રી ત્રિભોવનદાસ, આણંદ આર્ય સમાજના સાહિત્યાચાર્ય શ્રી સુબોધચંદ્રે વિધિ કરાવી આશિર્વાદ આપ્યા હતા. જનતા પ્રભાવિત થઈ હતી.

## આર્યસમાજ મહેસાણાની ચુંટણી.

સન ૧૯૬૫ માટે નિચેના અધિકારીઓ ચુંટાયા છે.

પ્રધાન-શ્રી. છગનલાલ ગુરૂબક્ષક-લાલ, ઉપપ્રધાન-શ્રી. માણેકલાલ રણછોડ શુકલ, મંત્રી-શ્રી. રાસિકલાલ બી. ભોજક, ઉપમંત્રી-શ્રી. રામપ્રસાદ હીરાલાલ ઓઝા, કોષાધ્યક્ષ-શ્રી. પેલાદભાઈ અમથાલાલ ઓઝા, પુસ્તકાધ્યક્ષ-શ્રી. ડો. ગજાનન્દ જી. પાંચોરિયા, પુરોહિત-શ્રી. નાનુભાઈ રાવળ, તથા શ્રી. ઉમિયાશંકર શ્રીમાળી તે સિવાય બે પ્રચારક તથા સહાયકો નિમવામાં આવ્યા છે.

# મહર્ષિસ્વામી દયાનન્દ સરસ્વતી

લેખક : શ્રી નાગજીભાઈ આર્ય M. L. A. વડોદરા

( તા. ૧૭-૧-૬૫ના રોજ અમદાવાદ રેડિયો સ્ટેશન ઉપર કરેલું વાયુ પ્રવચન )

( ગયા અંકથી ચાલુ )

તેમના આ આંદોલનથી દેશભરમાં જાગૃતિનો જુવાળ આવી લાગ્યો. દેશના સમજદાર રાષ્ટ્રપ્રેમી લોકોમાં નવજીવનનો સંચાર થઇ ગયો. પરંતુ તે વેળાના બ્રિટિશ શાસનમાં મહર્ષિ દયાનન્દના આ આંદોલનથી ભારે ફફડાટ પેસી ગયો. જ્યાં જ્યાં મહર્ષિને અંગ્રેજ હાકેમોનો ભેટો થતો, ત્યાં સ્પષ્ટ રીતે તેઓ ભારતીય સ્વાતંત્ર્યની નિર્ભયતાપૂર્વક તરફેણ કરતા. 'આર્યાભિનિવય' નામના પોતાના પુસ્તકમાં તેમણે સ્પષ્ટ લખ્યું કે, અમારા દેશમાં અન્ય દેશવાસી રાજા ન જોઇએ; અને અમે કદિયે પરાધીન ન રહીએ."

પોતાના અમરગ્રંથ સત્યાર્થ પ્રકાશમાં ૧૮૭૩ની સાલમાં મહર્ષિજીએ સ્પષ્ટ જાહેર કર્યું હતું કે, "પરદેશી રાજ્ય ગમે તેટલું સુરાજ્ય હોય, પોતાનાં માતાપિતા જેટલું વાત્સલ્ય બતાવતું હોય તો પણ તે આપણા ખરાબમાં ખરાબ સ્વરાજ્યની તોલે પણ આવી શકે નહીં."

મહર્ષિની આ હાકલથી દેશભરમાં રાષ્ટ્રીય ચેતનાની ચિનગારીઓ સળગી ઊઠી. અસંખ્ય ક્રાંતિકારીઓ પેદા થઈ ગયા અને સશસ્ત્રવિપ્લવો થવા લાગ્યા. માતૃભૂમિની ગુલામીની બેડીઓ તોડી નાખવાના આશયથી ઠેકઠેકાણે સશસ્ત્ર ક્રાંતિકારી જૂથો દેખાવા લાગ્યાં. મહર્ષિ દયાનન્દના અનુયાયી મશહૂર આંતરરાષ્ટ્રીય ક્રાંતિકારી નેતા બેરિસ્ટર શ્યામજી કૃષ્ણવર્માને મહર્ષિએ પરદેશોમાં ભારતીય સ્વાતંત્ર્ય અને સંસ્કૃતિનો પ્રચાર કરવા મોકલ્યા હતા. પરદેશોમાં જઇને તેમણે ભારતીય ક્રાંતિકારીઓને લંડનમાં ભેગા કરીને યૂરોપ, અમેરિકા, મધ્યપૂર્વ અને એશિયાના દેશોમાં ગોઠવી દીધા હતા અને આમ કરીને ક્રાંતિકારી ચળવળની આંતરરાષ્ટ્રીય જાળ બીછાવી દીધી હતી. પોતાની માતૃભૂમિની સ્વાધીનતાની ઝંખનામાં જીવનભર વિદેશોમાં નિર્વાસિત જિંદગી જીવનારા આ શહીદોને ઇતિહાસ કદિયે ભૂલી શકે નહીં. દેશમાં પણ અસંખ્ય ક્રાંતિકારી શહીદો રામપ્રસાદ બીસ્મીલ, ચંદ્રશેખર આઝાદ, ભગવતીચરણ, ખુદીરામ બોઝ, ભગતસિંહ વગેરેની આગેવાનીમાં માદરેવતનને ખાતર જાનફેસાની કરી જનારા જવાંમર્દોની જીંદાદિલીને પણ દેશ ભૂલી શકશે નહીં. આ શહીદો મહર્ષિ દયાનન્દના અનુયાયીઓ હતા.

એ વાત પણ હવે સ્પષ્ટ થઈ ગઈ છે કે અંગ્રેજો સામેના ૧૮૫૭ના પ્રથમ સ્વાતંત્ર્ય સંગ્રામ પાછળ ગુપ્ત રીતે મહર્ષિ દયાનન્દ હતા. આ સ્વાતંત્ર્ય સંગ્રામ નિષ્ફળ જવાથી મહર્ષિ દયાનન્દ હિમાલયમાં ચાલ્યા ગયા હતા અને ત્યાં ગુપ્તવાસ કર્યો હતો. આ બળવાની નિષ્ફળતાનાં કારણોમાં દેશના લોકોમાં નાતજાત અને સંપ્રદાયના વાડાઓને કારણે રાષ્ટ્રીય એકતા અને રાષ્ટ્રીય જાગૃતિનો અભાવ હતો. પાછળથી મહર્ષિજીએ આ પરિસ્થિતિના નિવારણ માટે તા. ૧૦ એપ્રિલ ૧૮૭૫ના દિવસે આર્ય સમાજની સ્થાપના કરી હતી. આર્ય સમાજ દ્વારા દેશભરમાં આંદોલન કરી જનતામાંથી યુગયુગ વ્યાપિની શિથિલતા, નિષ્ક્રિયતા અને કાયરતાને ખંખેરી નાખવા, નાતજાતની શૃંખલાઓને તોડી નાખવા અને રાષ્ટ્રીય અને સાંસ્કૃતિક પુનરુત્થાન માટે પ્રચંડ આંદોલન ઉપાડયું હતું. રાષ્ટ્રના પ્રજાકીય જીવનમાં જીવનનાં લક્ષણો પેદા કરી દીધાં.

આર્યસમાજની સ્થાપના પછી માત્ર ૮ા વર્ષ મહર્ષિ દયાનન્દ જીવતા રહી શકયા. જો તેમની જિંદગી લંબાઇ હોત તો દેશની એકતા અખંડ બની હોત અને વર્તમાનમાં જે રાજકીય આઝાદી આવેલી છે, તેની સાથે જ સામાજિક અને સાંસ્કૃતિક આઝાદી અને એકતા પણ આવી શકી હોત. રાષ્ટ્રની સ્વાધીનતા અર્થે આર્યસમાજ અને તેની સંસ્થાઓએ અંગ્રેજ શાસકોના મનમાં એટલી બધી ચિંતા પેદા કરી દીધી હતી કે એક વખત તેની સંસ્થાઓમાં જપ્તીઓ બેસાડીને તાળાં લગાવી દીધાં હતાં અને તેના મહાન નેતાઓ લાલા લજપતરાય, સ્વામી શ્રદ્ધાનંદજી અને અન્ય નેતાઓને જેલના સળીઆ પાછળ પૂરી દીધા હતા અને તપાસ માટે શ્રી રામ્સે મેકડોનલ્ડના પ્રમુખસ્થાને બ્રિટિશ આમસભાએ એક કમિશન નિમ્યું હતું.

દેશમાં આવેલાં દેશીરાજ્યોના રાજા-મહારાજાઓમાં રાષ્ટ્રીય જાગૃતિ લાવવા મહર્ષિ દયાનન્દે અનુપમ પુરુષાર્થ કર્યો હતો. તેમની સહાયતાથી દેશની સ્વાધીનતા અને સામાજિક નિર્માતાનું કાર્ય કરવાની તેમની ઇચ્છા હતી. કેટલાક રાજાઓએ આ કારણે બ્રિટિશ તંત્રની ખફગી પણ વહોરી હતી.

જોધપુરની મુલાકાતે મહર્ષિજી પધાર્યા, ત્યારે ત્યાં અરાષ્ટ્રીય, અસામાજિક તત્વોમાં હલચલ મચી ગઇ હતી. પાખંડ, અનાચાર, અસત્યનું ખંડન તો મહર્ષિજી કરતાજ હતા. આ આંદોલનથી નારાજ તત્વો દ્વારા મહર્ષિજીને કાતીલ વિષ અપાયું અને મહર્ષિજી તા. ૩૦ ઓકટોબર ૧૮૮૩ના રોજ અજમેર મુકામે નિર્વાણ પામ્યા.

આમ આ પ્રકાંડ દેશોદ્ધારક, અતૂટ રાષ્ટ્રીય એકતા અને રાષ્ટ્રભાષા હિન્દીના પ્રચંડ પુરસ્કર્તા, સ્ત્રી-શૂદ્રોના તારણહાર, નાતજાત અને મતપંથ સંપ્રદાયોના સંહારક, વિશુદ્ધ રાષ્ટ્રીય શિક્ષા દીક્ષાના પ્રવર્તક, માતૃભૂમિ તથા રાજનૈતિક અને રાષ્ટ્રીય સ્વાધીનતાના આંદોલનના આદ્ય પ્રવર્તક રાષ્ટ્રીનિર્માતા મહર્ષિ દયાનન્દને સમગ્ર દેશ આજે અપૂર્વ શ્રદ્ધા ભક્તિથી યાદ કરી રહ્યો છે.

## આર્ય સમાજ, રાજકોટ પ્રજાસત્તાક દિનની ઉજવણી

રાજકોટ આર્ય સમાજે તા. ૨૬ જાન્યુઆરીના પ્રજાસત્તાક દિન નિમિત્તે મહર્ષિ દયાનંદ વિદ્યાલય, મહર્ષિ દયાનંદ ઉદ્યોગમંદિર, શ્રી શંકરાનંદ શિશુવિહારના ઉપક્રમે ધ્વજવંદન તથા મનોરંજન કાર્યક્રમ આર્ય સમાજ મંદિરમાં પ્રાતઃકાળ ૮-૦૦ વાગે રાખવામાં આવેલો હતો.

ધ્વજવંદન રાજકોટ મ્યુ.ના ભુતપૂર્વ ઉપપ્રમુખ શ્રી ભગવાનજીભાઈ કોટકે કરાવેલ હતું. અને તેમના પ્રમુખ સ્થાને મનોરંજન કાર્યક્રમ રાખવામાં આવેલો હતો.

પ્રમુખસ્થાનેથી બોલતાં શ્રી કોટકે રાજકોટ આર્ય સમાજે રાષ્ટ્રનિર્માણના તથા કેળવણીક્ષેત્રે કરેલી સુંદર પ્રગતિનો નિર્દેશ કર્યો હતો.

પંડિત શ્રી કૃષ્ણશર્માએ દેશની આઝાદી માટે આપેલા આર્ય સમાજોના ભોગોનું સાવસ્તર વર્ણન કર્યું હતું. મંત્રીશ્રી કનૈયાલાલ જોશીએ પ્રાસંગિક પ્રવચન આપ્યું હતું. દરેક સંસ્થાઓ વતી શ્રીમતી મનોરમા શેઠે આભારદર્શન કર્યું હતું.

# અખિલ ભારતીય અરાષ્ટ્રીય-મત-નિરોધ સમિતિ

## મમ્મી-ડેડી જેવા શબ્દોનો પ્રયોગ બંધ કરો

અખિલ ભારતિય અરાષ્ટ્રીય મત નિરોધ સમિતિના પ્રધાન શ્રી મહાત્મા આનન્દભિક્ષુજીએ દેશની સમસ્ત જનતાને નામે અપીલ કરતાં જણાવ્યું છે કે આપણા રાષ્ટ્રમાં સ્વતંત્રતા મળ્યા પછી વિદેશી વિચાર-ધારાઓ ગ્રહણ કરવાની મનોવૃત્તિ તેજીથી વધી રહી છે. વિદેશી ભાષા, વિદેશી ભૂષા અને વિદેશી આચાર અમારા જીવનનાં અંગ બનતા જાય છે. આ પ્રવૃત્તિઓ આપણા નવોદિત દેશ માટે અત્યન્ત હાનિકારક છે.

સ્વતંત્રતાના ૧૮ વર્ષ પછી પણ અંગ્રેજી ભાષાનું આધિપત્ય અમારા જીવન ઉપર છવાઈ ગયું છે. તે સમ્પૂર્ણ રાષ્ટ્ર માટે કલંકરૂપ છે. ઘરોમાં અમે માતા-પિતા જેવા પવિત્ર સંબંધોને પણ ડેડી-મમ્મી જેવા વિદેશી નામોથી પુકારવામાં ગૌરવ અનુભવીએ છીએ. બધા રાષ્ટ્રપ્રેમી માતા-પિતાની ફરજ છે કે તેઓ પોતાના બાળકોને ડેડી-મમ્મી શબ્દ બોલવાથી રોકે. સાથે સાથે પોતાનાં બાળકોની શિક્ષા-દિક્ષા તે વિદ્યાલયોમાં ન અપાવવી જોઇએ જ્યાં તેમનામાં વિદેશી વિચારધારાઓ ભરતા હોય. ભારતમાં પથરાએલા ખ્રિસ્તીઓની નિશાળો આપણા જ પૈસાથી ચાલે છે. અને ત્યાં બાળકોને રાષ્ટ્રભાષા હિન્દી અને દેશની સંસ્કૃતિ પ્રત્યે પ્રેમના બદલે ઘૃણા કરવાનું શિખવવામાં આવે છે. આ બાળકો પાસેથી રાષ્ટ્ર-સેવાની આશા રાખવી નિરર્થક બની જાય છે. માટે બધા જ રાષ્ટ્ર-ભક્ત માતા-પિતાઓને પ્રાર્થના છે કે તેઓ પોતાના બાળકોને ખ્રિસ્તી નિશાળોમાં ભણાવવાનું બંધ કરે. ધનવાનો અને સરકારની ફરજ છે કે તેઓ વર્તમાન શિક્ષા પ્રણુાલીનો ગંભીરતાપૂર્વક વિચાર કરે. ગરીબ અને અમીર બન્નેના બાળકોને સમાનરૂપથી ઉન્નતિનો અવકાશ મળવો જોઈએ.

અમારી ભુલોના પરિણામે આજે દેશમાં નાગાલેંડ જેવી ભયંકર સમસ્યાઓ ખડી થઇ છે. વિદેશી મિશનોની યોજનાઓ શીઘ્રાતિશીઘ્ર કેરલ, ગોવા, છોટાનાગપૂર વગેરે ક્ષેત્રોને ઇસાલેંડ બનાવવા મથી રહી છે. જો સમયસર આખો દેશ ખભેખભા મેળવી આ ષડયંત્રોનો સામનો નહીં કરે તો સ્વતંત્રતા, સુરક્ષા અને એક્તા માટે મુસીબતના દિવસો અવશ્ય જોવા પડશે. આશા છે કે [illegible] જ રાષ્ટ્ર[illegible]ઓ આ ભયંકર યાતનાઓથી બચવા માટે આર્યસમાજને યથાશક્તિ સાથ આપવાનો નિશ્ચય કરે.

## આર્યસમાજોના નામે પરિપત્ર

સાર્વદશિક આર્યપ્રતિનિધિ સભા
દયાનન્દ ભવન, નઇ દિલ્હી.

શ્રીયુત મંત્રીજી, આર્યસમાજ

શ્રીમન્નમસ્તે.

સ્વર્ગસ્થ પંડિત ઇન્દ્રજી વાચસ્પતિ કૃત આર્યસમાજના ઇતિહાસના ૨ ભાગ સાર્વદેશિક આર્યપ્રતિનિધિ સભા દ્વારા પ્રકાશિત થઇ ચૂકયા છે. શ્રી. પંડિતજીએ ત્રીજા ભાગની હસ્તલિખિત પ્રતિલિપિ પણ સોંપા છે, છતાં તે લેખ અધૂરો હતો. તેને પૂરો કરવાનો સાર્વદેશક સભાએ નિશ્ચય કર્યો છે. તે માટે આર્યસમાજો તેમજ આર્યસંસ્થાઓ અને સમાજને મજબૂત બનાવનાર કાર્યકર્તાઓના જીવનઝરમરની આવશ્યકતા છે.

માટે આવશ્યકીય વિવરણુ શીઘ્ર તૈયાર કરી સભા કાર્યાલયમાં મોકલી આપવા વિનંતિ છે. વિવરણુમાં નિચેની વિગત અવશ્ય હોવી જોઇએ :

૧ આર્યસમાજનું નામ

૨ સ્થાપના સ્થાન.

૩ પોસ્ટ-જિલ્લો-પ્રાન્ત.

૪ કયા પ્રાન્તની સભા સાથે સંબંધ છે તથા જોડાવાની તારીખ.

૫ આર્યસમાજની સ્થાપના તારીખ :-

૬ આર્યસભાસદોની સંખ્યા સ્થાપના સમયે તથા હમણુાં.

૭ વર્તમાન અધિકારીઓની સૂચી.

૮ સમાજને આધીન કોઇ સંસ્થા હોય તો તેનું નામ તથા તેનું સંક્ષિપ્ત વિવરણુ

૯ સમાજ દ્વારા થએલી શુદ્ધિઓ અને મહત્વપૂર્ણ શુદ્ધિઓનું વર્ણન

૧૦ સમાજ દ્વારા અન્ય થએલ કાર્યોનું સંક્ષિપ્ત વિવરણુ.

૧૧ સમાજની સંપત્તિનું વર્ણન.

૧૨ પાકિસ્તાનમાં રહી ગએલી સંપતિનું વિવરણુ. કલેમ મળ્યો કે નહીં ? નહીં તો કેમ ?

૧૩ સમાજ મંદિર પોતાનું છે કે ભાડાનું ? જો ભાડાનું હોય તો માસિક કેટલું ભાડું આપો છો ?

૧૪ આજ સુધીના આય-વ્યયનો હિસાબ.

૧૫. ૧૯૬૪ સુધીનું બેલેંસ શીટ.

૧૬. આર્યસામાજિક અથવા અન્ય મતમતાંતરો સંબંધી વિતરણુ કરેલી પત્રિકાઓની સૂચિ.

સમાજના પ્રસિદ્ધ વ્યક્તિઓના જીવન પરિચયમાં તેમની મહત્વપૂર્ણ સેવાઓનું વર્ણન અવશ્ય હોવું જોઇએ. તેમના તથા સમાજના ભવનના ફોટાઓ પણ મળશે તો પ્રસિદ્ધ કરવામાં આવશે.

સમસ્ત વિવરણુ કાગળના એક બાજુએ સુંદર અક્ષરોમાં હિંદીમાં હોવું જોઇએ..

આ કાર્યને આવશ્યક લાગતી તત્કાળ હકીકત મોકલવા વિનંતી છે.

**રામગોપાલ શાલવાલે**
મંત્રી
સાર્વદેશિક સભા

## આફ્રિકાથી પં. શ્રી. ઓમ-પ્રકાશજી ત્યાગીનો મુંબઈ પ્રદેશ આર્યપ્રતિનિધિ સભાના મંત્રી

### શ્રી. વેણીભાઈને મળેલો પત્ર

આપે મોકલાવેલું સાહિત્ય મળ્યું. તે માટે હાર્દિક ધન્યવાદ. સાહિત્ય સાચે જ ખૂબજ સુન્દર અને ઉપયોગી છે. વાસ્તવમાં આવું સાહિત્ય સાર્વદેશિક સભાએ પ્રકાશિત કરવું જોઈતું હતું. હવે આ સાહિત્ય સાર્વદેશક સભા દ્વારા સમસ્ત આર્યસમાજો અને સ્કુલ, કોલેજોમાં પહોંચાડવાનો પ્રયત્ન કરવો જોઈએ. એમ ન બને તો દેશના સમસ્ત સમાચાર પત્રોમાં તેની સૂચના આપવી જોઈએ તેથી તેઓ મંગાવી શકે. નૈરોબીની પ્રતિનિધિસભા તે સાહિત્ય હજારોની તાદાદમાં મંગાવવાનો વિચાર કરી રહી છે. આ પ્રશંસનીય કાર્ય માટે કાર્યકર્તાઓને ધન્યવાદ.

આપને એ જાણી ખુશી થશે કે મેં એક આફ્રિકન પરિવારને હિન્દુ બનાવ્યું છે. અને આફ્રિકન બાળકો માટે "દયાનન્દ ચિલ્ડરન્સ હોમ" ખોલ્યું છે. તેમાં અત્યારે તો આઠ બાળકો દાખલ થયા છે. બધાને જ સન્ધ્યા, હવન તથા વૈદિક ધર્મનું શિક્ષણુ આપવામાં આવે છે. આ કાર્ય આફ્રિકાના ઇતિહાસમાં સર્વ પ્રથમ છે.

—ઓમપ્રકાશ ત્યાગી

## આર્યસમાજ બાપુનગર, અમદાવાદ.

તા. ૨૪-૧-૬૫ના રોજ પંજાબ કેસરી લાલા લજપતરાયની જન્મ શતાબ્દિ ધૂમધામથી ઊજવવામાં આવેલી. તે પ્રસંગે શ્રી. સ્વામી શંકરાનન્દજીએ લાલાજીના જીવનની વિવિધતા ઉપર પ્રકાશ નાખતાં જણાવેલું કે લાલાજીએ મહર્ષિ દયાનન્દના સિદ્ધાતોનું ચુસ્તપણે પાલન કર્યું અને અંગ્રેજોની સામે સ્વતંત્રતા સંગ્રામમાં ટક્કર આપી તે વખતની અંગ્રેજી સલ્તનતના પાયા હચમચાવી મુકયા હતા.



મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૬ માલીકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.

आचार्य जी, गुरुकुल कांगड़ी
जि. सहारनपुर, (उ. प्र.)

૨-૩-૬૫

રજી. નં. જી/૩૭૧




મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬—૦૦ | તંત્રી : વિષ્ણુભાઈ મોણુલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ | [ પરદેશ શિલિંગ ૧૦

વર્ષ ૬૦મું ] | સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ | વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ | મહા વદ ૧૧ને શનિવાર તારીખ ૨૭—૨—૧૯૬૫ | [ અંક ૮૮મો

# ભારતીય એકતાનો પ્રચારક દયાનંદ

મહારાજા શુદ્ધોદન કુલોત્પન્ન ભગવાન બુદ્ધે જીવનના દુઃખોનો સમૂળ નાશ આણવાના વિચારથી ગૃહ ત્યાગ કરી ફલ્ગુ નદીનાં કાંઠે તપ આદર્યું અને નિર્વાણ તત્વનો પ્રચાર કર્યો.

નમ્બૂદ્રી બ્રાહ્મણના કુલમાં જન્મ લઈ જગદ્‌ગુરુ શંકરાચાર્ય ન્હાની ઉંમરમાં જ સંન્યાસ ગ્રહણ કરી અલૌકિક પ્રતિભાથી અગાધ વિદ્યા પ્રાપ્ત કરી વેદાન્ત સૂત્રનું ભાષ્ય કરી વેદાન્તનો પ્રચાર કરી ગયા.

બંગાળના ગૌરાંગ પ્રભુ બંગાળમાં ભક્તિરસનો જબરજસ્ત પ્રવાહ વહેવડાવી બંગાળની જનતા માટે સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં મુકતા ગયા છે. એવી જ રીતે ભારતના હજારો સાધુ સંતોએ ભક્તિરસના વહેણુ તો વહેવડાવ્યા પરંતુ સમસ્ત ભારતને એકતાના સૂત્રમાં બાંધવાનો અલખ જગાડનારાઓમાં મહર્ષિ દયાનંદનું નામ સહુથી મોખરે આવ્યા શિવાય રહેતું નથી.

જે દેશમાં એકતા નથી, પરસ્પર પ્રેમ નથી, સદ્‌ભાવ અને સમવેદના નથી તે દેશમાં જીવન-નિર્વાહ અશક્ય છે જે જાતિમાં જાતીયતા નથી. જે જાતી. ભાષા, સમ્પ્રદાય, રીતિ-નીતિ, આદર્શ અને ધર્મથી વિભિન્ન થઈ રહી




રાષ્ટ્રના પિતામહ મહર્ષિ દયાનન્દ

હોય તે જાતિનું અસ્તિત્વ ભયમુક્ત નથી એ માન્યા સિવાય છુટકો જ નથી.

ભારતીય એકતાના સંબંધમાં આર્યજાતિના આજ સુધીના ઇતિહાસમાં કોઈ પણ આચાર્યે કે સન્તે એક પણ શબ્દ કહ્યો હોય એમ દેખાતું નથી આ નિતાંત આવશ્યક વિષયમાં ન તો બુદ્ધ ચૈતન્ય; નાનક વિગેરે સન્તોએ એક પણ શબ્દ ન કહ્યો. સ્મૃતિઓની પણ એજ દશા છે. મધ્યવર્તિકાળના પૌરાણિકોએ પણ ન તો આખ્યાનરૂપે કે ઉપદેશ રૂપે સમગ્રરૂપે એકતાનો ઉલ્લેખ કર્યો છે. જાત જાતના શ્રાદ્ધોનુ વર્ણન તો મળે છે. છીંક અને ગરોળીના શુભાશુભ પરિણામોની વ્યાખ્યા તો મળે છે પણ એકતાના સંબંધમાં તદ્દન અભાવજ દેખાય છે. વાસ્તવમાં સંપ્રદાયવાદના કીચડમાં ડુબેલા આચાર્યોએ આજ સુધી ભારતીય અખંડ એકતાભણી ઉપેક્ષા જ સેવી છે.

દેશના સદ્‌ભાગ્યે વર્તમાન્ યુગના મહાન આચાર્ય મહર્ષિ દયાનંન્દે સદિયોથી વ્યાપેલી અમારી સ્મશાન-શાંતિની ઘેરી છાયાને છિન્ન-ભિન્ન કરી, લાંબા સમયની ઉદાસીનતાને મટાડી શાસ્ત્ર અને ધર્મના સાથે રાષ્ટ્રીય એકતાનો પણ અવાજ બુલંદ કર્યો. કોપીનધારી સંન્યાસી હોવા છતાં "સહુની ઉન્નતિમાં જ પોતાની ઊંન્નતિ સમજવી એઈએ" સૂત્રને અપનાવી તેઓ સારી રીતે સમજી ગયા હતા કે જ્યાં સુધી ભારતીય જનતામાં શક્તિ નહીં વધે સ્વદેશમાં જાતીયતાની ભાવના જાગૃત નહીં થાય, જાતિમાં એકતાનું બંન્ધન સુદૃઢ નહીં બને ત્યાં સુધી દેશોન્નતિ કે સામાજીકોન્નતિ કોઇ રીતે થઇ શકશે નહીં.

( જુઓ પાન ૭ )

# शिवरात्र्युत्सवः

( स्नातक सत्यव्रतः माटुंगा १९ )

[ स्थल, टंकाराशिवालयः, समयः शिवरात्र्याः ]

[ ततः प्रविशति पथिकः सर्वत्रावलोकयन् ]

पथिकः-[ सर्वतो विलोक्य ] अहो ! समीचीनं व्यवसितं मूलशङ्करेण शिवालये वासं मम कल्पयता, भवतु, इतो बहिर्गत्वा मण्डपं श्रये चत्वरम्, नोचेत् नागरिकाणां भविता संबाधः [बहिर्गत्वा ] अहो ! भीषणं निशाकृतं तमः प्रसारितः स्वकरोऽपि न दृश्यते ।

[ निर्वर्ण्य ] अहो !

खद्योतालिरिह प्रकाशमयते नश्यत्तमः किं तया
नक्षत्राणि न सन्ति केवलमलं छेत्तुं तमोवल्लरीम् ।
चञ्चद्रश्मि खराङ्कुशेन परितो नीचीकृतोर्वीधरं,
यावन्मोदयते विकासितजगन्मार्तण्डबिम्बं क्षणात् ॥ १ ॥

[ भवतु इत एव आसनपरिग्रहं करोमि ]

[ ततः प्रविशति जनसंदोहेन समं सजनकः मूलशंकरः ]

[ प्रविश्य ]

सर्वे:-हर हर महादेव ! हर, शम्भो ! हर ! कैलासपते ! शिव, शङ्कर ! हर !

[ ततः सर्वे प्रणमन्ति ]

करशनजीः-मूलशङ्कर ! वत्स, प्रणम भगवन्तं भवभयहारिणं, मङ्गलकारिणं भवानीरमणम् ।

यः सृष्टिं न ससर्ज वर्जितविधिर्ब्रह्माण्डभाण्डोदरीं
बीजं किन्तु तदादिकारणकलावल्ल्याः श्रुतिर्यं जगौ ।
यः सम्बन्धमवापितोऽपि करणैर्भिन्नोऽतिमात्रप्रभ
स्तोयेबिम्बमिवारुणस्य हृदये तं शङ्करं धीमहि ॥ २ ॥

[ मूलशङ्करः प्रणमति ]

मूलशङ्करः-तात ! अद्य कृतेन विधिनोपवासेन किं मे साध्यं भविष्यति ?

करशनजीः-वत्स ! किं वर्णयामि ? शृणु !

अनेनैकोपवासेन मानवो भक्तिसंयुतः ।
भक्तिं मुक्तिं सदा शम्भोरुपवासमुपार्जति ॥ ३ ॥

[ मूलशङ्करः सकौतुकं वीक्षते ]

पथिकः-[ स्वगतं ] अहो ! बालकौतुकम् ! जनकेन निवेदितोऽपि नमनाय न मनाङ्मनो दर्शयति । तथा हि-

समर्चाविद्धाशः सुभगहृदयः शङ्करमनाः,
करे मालां मुक्तेः सरणिमिव भक्तिप्रणयिनीम् ।
दधानो ध्यानेन स्तिमितनयनः शैशववशा
दयं साक्षाच्छान्तिस्तनपित इव माङ्गल्यमहिमा ॥ ४ ॥

अहो, निरतिशयं सौहार्दं कुतूहलं च-

ज्ञानाज्ञानविवेकवृत्तिरहिता प्राप्तेऽप्यपर्यावृता,
शुद्धा चन्द्रकलेव शैशववशाद् संविन्मनोनन्दिनी ।
बालानां प्रतिबिम्बितेषु सहसा तस्यां पुराकर्मणां
संस्कारेषु यतः पुरातनपरिष्कारान् समुज्जृंभते ॥ ५ ॥

भवतु संपादिता समस्तैः सपर्या भगवतः सदाशिवस्य । अहो ! स्थानमपि निखिलैः परिष्कृतम् । भवतु अहमपि तावदिहैव तिष्ठामि ।

[ पूजाविसर्जनान्ते एकाकी ]

मूलशङ्करः-( सर्वतो विलोक्य )

अहो ! किमिदं, सर्वेऽपि निद्राविघूर्णितनयनाः, सत्यं शिवसामीप्यमुपागताः, ननु तातेन प्रतिपादितं तावत् भविता भवसन्निधिः तत्कथं स्वयमपि निद्राति ? अहो, एष पूजकोऽपि कुक्षिंभरिः मोदकसोदरोदरः प्रसार्य हस्तपादं प्रसरति । भीषणं तमः, एते प्रदीपा अपि निःस्नेहा पूजकनासामुखश्वासानिलप्रेङ्खिताः कम्पन्ते, कथं पथिकेनापि निद्रावशभूयं प्राप्तम् ननु कथमीदृशी भक्तिः श्रेयः साधयति ? अहो, एतत् किं ? केन खटखटाय्यते ? अहो, मूषकसमूहः किमेष पूजकस्योदरकुहरे पतित्वा निजमाहारान्वेषणं कुरुते, निद्रां ( नाटयन् ) अहो एषा मामपि बाधते निद्रा, किं करोमि शयनम् ? न हि उपर्वासभङ्गः स्यात [ शिवलिङ्गं पश्यति ] भगवन् ! चन्द्रशेखर ! देहि दर्शनम्, विधेहि करुणाम् ! वितर सायुज्यं ! प्रसीद परमेशान ! पाहि प्रभो ! मां शिशुं मा निजकरुणया वञ्चितं कुरुष्व ।

बालो वा यदि वा युवा गुरुतरः पूज्योऽथवा सज्जनो
वर्षीयानपि मुग्धमञ्जुलमतिर्वामाथवा वञ्चकः ।
किंवा पङ्कजबान्धवस्य भुवनाभासाय भानोरिव,
सर्वं ते जगदीश ! तुल्यमथवा सर्वेशता ते कुतः ॥ ६ ॥

प्रभो ! जगत्पते ! शङ्कर ! प्रसीद, [ इति ध्यानं करोति, ततः कश्चिन्मूषकः शिवलिङ्गोपरिस्थितान् तण्डुलान् खादति, तस्य ध्वनिं श्रुत्वा साश्चर्यं दृष्ट्वा ] हन्त, भो ! एतत्, किं ? चराचररक्षणक्षमस्य शिवस्योपरि मूषकपादाहतिः ?

किं यः सर्वं पाति, नाशयति स स्वमपि न रक्षति ? किमिदं तत्त्वम् ? तात, तात ! पश्य, पश्य ! किमिदम् ? कोऽपि न जागर्ति ? अहो ! एषोऽपि पुनः पुनरारोहति शिवस्योपरि मूषकः ! ! न किमपि भणति शिवः ? किमेष एव स्वरक्षणाक्षमः प्रकटीभूय दर्शनं दत्त्वाऽस्मान् पास्यति ? न श्रद्धेयमिदं न श्रद्धेयम् ! आः वञ्चितोऽस्मि सर्वथा तातेन. नायं प्रभुः, नायं जगदेकबान्धवः शिवः, नायं सकलदुरितनिराकरणपरायणः परमात्मा, व्यामोहः खल्वेष ।

[ इति ध्यानं नाटयति ]

हन्त, अवगतं तत्त्वम् । प्रतीतं रहस्यम् । नास्ति सर्वथाऽयं परमात्मा, किन्तु मूढमनसां व्यामोहविजृम्भणम् । यः स्वशक्त्या जगदुत्पादयति पालयति, नाशयति, सर्वदाऽनुग्रहनिग्रहे निवेशयति जनान, न यं कोऽपि वशीकर्तुं शक्तः, यस्य भासा विभाति जगदखिलं, यः सर्वव्यापकः परमेश्वरः, सर्वेश्वरः-हन्त नायं पाषाणपिण्डाकृतिः स चैतन्यसिन्धुश्चराचरबन्धुः—

अस्मान्पास्यति रक्षणाक्षम इति श्रद्धेयमित्थं कथं
वेदेऽचक्षुरपाणिरप्रतिकृतिर्मिथ्यैव किं गीयते ? ।
आश्चैतन्यमहोदधिः स भगवानन्यः स्वयंभूः प्रभुः
पाषाणे प्रभुरस्ति हन्त जगतां व्यामोहकोऽज्जृम्भणम् ॥ ७ ॥

कृतो मया निश्चयः, स एव भगवान् भवरक्षणक्षमः, कृतमस्य पूजया, तमेव गवेषयिष्यामि ( तातं प्रति ) तात, तात ! उत्थीयताम्, पश्यन्तु भवतां भगवतः पराभवं शिवापमानम् !

[ पिता उत्तिष्ठति ]

पिताः-[ नेत्रे प्रमृज्य ] किमस्ति ? मा भयं कुरु, मा भयं कुरु, अहमस्मि तव समीपे ।

मूलशङ्करः-[ हास्यं विधाय ] तात ! न भीतोऽस्मि । गतं मे भयं, किन्तु भयात्त्रायस्व शिवं, शिवम् !

पिताः-[ बोधं प्राप्य ] किं भणसि वत्स ! त्वां भयं बाधते ?

मूलशङ्करः-तात ! न मां, शिवमेव, पश्यन्तु भवन्तः, एष मूषकः शिवस्य शिरसि पादप्रहारं करोति, न किमपि तथापि भणति शिवः, किमयमेव रक्षति सर्वं स्वरक्षाव्याकुलः ?

पिताः-वत्स ! मुग्धोऽसि, प्रलपसि कथम् ?

एष मूषकस्य स्वभावः, यः सर्वदा मूषकः शिवस्य शिरसि तण्डूलान् भक्षयति, तत् किं प्रलपसि ?

मूलशङ्करः-किं सर्वदा, तथापि नैष निवारयति ?

पिताः-वत्स ! एष जडा प्रकृतिप्रतिमा न किमपि करोति, तदलं विचारितेन विकल्पेन ।

मूलशङ्करः-पूज्य ! साम्प्रतं मानसं मम विकल्पनाकलति शेमुषीम् । आकर्णन्तु भवन्तः । नायं भगवान् परमेश्वरः, सर्वथा वयं वञ्चिताः, यः स्वमपि न रक्षति । अस्ति कोऽपि परः परमात्मा, स एष सेव्यः । कृतं प्रापाणपिण्डमर्दनेन ।

पिताः-ननु प्रिय वत्स ! नास्माभिरियमेव प्रतिमा सेव्यते, किन्तु भवानीरमणः स्मरदहनकरः त्रिपुरासुरविमर्दनपिनाकपरिशोभमानः कैलासवासी शङ्करः सेव्यते । यः श्रूयते पुराणेषु जेता यमस्य; नेता भुवनस्य, विनेता रक्षसाम्; प्रणेता श्रेयसाम्; भर्ता भवस्य; कर्ता जगताम्; हर्ता दुरितानाम् स एष सेव्यते वत्स !

मूलशङ्करः-पूज्यतात ! ततः कथं न स आविर्भवति गृहीत्वा भयंकरं त्रिशूलम् ?

पिताः-ननु आविर्भवति भगवान् भक्त्या ।

मूलशङ्करः-( विहस्य ) एवं, तथा युष्माभिः कृता भक्तिरद्य ?

पिताः-[ लज्जामभिनीय ] वत्स ! दुर्लभो महिमा भवस्य; न जानाति कोऽपि

( जुओ पान ५ )

( પાન ૨નું ચાલુ )

तस्य महात्म्यम्, इति कृत्वा जनैरुपास्यते पाषाणखण्डे प्रभुः मा विकल्पं विधेहि ।

मूलशङ्करः–तात ! किमिदं तत्त्वं नावधारयामि ?

[ इति विचिन्तयति ]

पिता–[ स्वगतम् ] किमिदं शृणोमि ? अहो, एतादृशं वाक्यं पुरा न निःसृतं वत्सस्य मुखात् । वचोऽपि विशदं सर्वथा सत्यमिव प्रतिभाति ।

मूलशङ्करः–[ तात प्रति ] पूज्य ! किमस्यैव पाषाणस्य विहितं पूजने प्रसीदति परेशः, नान्यस्य ?

पिता–अथ किम् एतल्लिङ्गं माहात्म्यमाविर्भावयति भगवतः, पुनरपि कथं शङ्काकुलः ?

मूलशङ्करः–आर्य ! न मे मानसशुद्धिः, न केवलं महिमानं द्योतयति पिष्ट-पाषाणखण्डः–शृण्वन्तु भवन्तः—

" सूर्याचन्द्रमसाविमौ भगवती विश्वम्भरा भारती
स्वःपीयूषकराणि कालकलनज्योतींषि दिङ्मण्डलम् ।
शैलाः किञ्च निकुञ्जपुञ्जमधुरा नद्यस्तथा केतवः,
सर्वं न प्रथयत्यहो भगवतो माहात्म्यमीशस्य किम् ॥ ८ ॥

पिता–बाल ! सत्यं, तथापि न जानासि शास्त्ररहस्यं, खलु खलत्वं शिवविडम्बना । ( स्वगतं ) अहो ! नूतनं तेजः, अस्य नयनयोः शैशवादज्ञातशास्त्ररहस्योऽपि बिमलां प्रतिभां विस्तारयति । ( प्रकाशं ) वत्स ! सत्यमिद तथापि लोककथेयं यद् भगवान् पाषाणप्रतिमापूजनेन प्रसीदति ।

मूलशङ्करः–भवन्तोऽपि तथा कुर्वन्ति ? न मेऽन्तरात्मा प्रसीदति ।
यतः—

येयं लोककथ[illegible]मपथग्रासाय पापप्रथा-
न्यासाय श्रितसत्यदैवतपरीहासाय संजृम्भते ।
या वेदाशयवेद्यसद्भुतगुणं तत्त्वं परं वैभवं
निःशङ्कं ग्रसते घनाघनघटा बिम्बं सुधांशोर्यथा ॥ ९ ॥

तातः–[ सक्रोधं ] वाचाल ! न श्रृणोषि किमपि ? प्रलापं करोषि ? न जानासि मूढ ! तत्त्वम् !

[ इति ताडयितुं त्वरते, तदा स पथिकः कोलाहलं श्रुत्वा सहसा आगच्छति ]

पथिकः–अहो ! कथं जायते कोलाहलः ? [ विलोक्य ] हन्त ! मूलशंकरः तातेन सह विवदते । हन्त ! किमेतत् ताडयति तं तातः, कथम् ? [ गत्वा ] मर्षय ! भगवन् ! कोऽयं प्रमादः शिशौ ?

तातः–[ विलोक्य ] ननु, महाभाग ! एष मूढः कथयति, न प्रभुः शिवःशंकरः प्रतिमायाम् ।

पथिकः–आर्य ! बाल एष यथास्थितं वदति तत्कोऽयं विधिः ? [ मूलशंकरं प्रति ] ब्रह्मचारिन् ! क एष विवादः ?

मूलशङ्करः–[ पथिकं ] महोदय ! नास्ति विवादः किन्तु तातात् जानामि सत्यस्य शिवस्य स्वरूपम् !

पथिकः–[ स्वगतं ] अहो ! ताडयमानोऽपि बालः नैसर्गिकीं स्वभावशुद्धिं न जहाति, सर्वथा महापुरुषोचितं कर्म शैशवेऽपि ।

तातः–[ मूलशंकर प्रति ] किं निश्चितं त्वया ?

मूलशङ्करः–आर्य, तात ! तदेव, अन्यः परमात्मा इति ।

तातः–आः अद्यापि न जहासि दुराग्रहम् ? पुराणगीतः स शिवः स्पर्ध्यते त्वया, मूढ ! शृणु—

" शुद्धे जगत्साक्षिणि देवदेवे
संविन्मनोऽगम्यनिसर्गतत्त्वे ।
केषां प्रमाणं विमते परस्मिन्—
स्वभावभूयानबोधमास्ते ॥ १० ॥

पथिकः–ननु उन्मदायितमनेन । सर्वथा क्रोधेन परित्यक्तं सामञ्जस्यम् [ प्रकाशं ] महाराज, भूदेव ! किमेवं प्रतिपाद्यते भवता ?

" देवे जगत्कर्मकलापसूत्र
विशिष्य संशासितरि प्रसिद्धे ।
अशेषमाङ्गल्यमहर्षिगीता
श्रुतिः प्रमाणं परमेकमास्ते ॥ ११ ॥

अथवा श्रुतिप्रमाणमन्तरेण क्वावकाशः पुराणस्य ? [ मूलशंकरं प्रति ] बाल ! त्वमपि निजाग्रहं विहाय स्वस्थीभूयाः ।

मूलशङ्करः–महाभाग ! नास्ति दुराग्रहः किन्तु सत्यं ब्रवीमि यतः–।

तातः–मूढ ! पुनरपि वाचालतां वहसि ? गच्छ गृहं, मा कलुषीकुरु मन्दिरमेतद्भवस्य ।

" गुरोरनुज्ञाऽनवधानमंहः
प्रधाननिन्दाश्रवणं पुरारेः ।
दुरात्मनां संगतिरात्मवादः ।
सतां हि चेतः कलुषीकरोति ॥ १२ ॥

पथिकः–महाराज ! क्षमा विधीयताम्, एवं प्रभातप्राया विभावरी, । पश्य—

" भूते प्रभातेऽथ निसर्गशुद्धे
तमिस्रलेखा न जहाति वृत्तिम् ।
जाते प्रबोधे विशदे विकारं
सीमेव नैसर्गदुराग्रहस्य ॥ १३ ॥

मूलशङ्करः–[ स्वगतं ] कथमाक्षेपपरं वचः ?

तातः–एवं, साम्प्रतं पूजावसरः मूलशंकर ! गच्छ गृहं, अथवा तिष्ठ, समं गमिष्यामः, उत्दापय सर्वान् पूजां निर्वर्तयामः ।

( सर्वे उत्तिष्ठन्ति यथाविधं पूजां कुर्वन्ति )

( एकान्ते पथिकेन सह मूलशंकरस्य विवादः )

मूलशङ्करः–महाभाग ! अस्मिन् दिनेऽपि भवता स्थातव्यम् ।

पथिकः–वत्स ! नहि, अहं गमिष्यामि, पुनरपि भगवत्प्रसादेन भविष्यति संगतिः, किन्तु अहं तव प्रतिभां स्वभावशुद्धिं विलोक्य संतुष्टोऽस्मि । अहं, सिद्धपुरे वसामि, यदि विद्याध्ययनार्थं भवेदागमनं, तदा पवित्रीकरणीयं मे गृहम् । तत्र सिद्धपुरे भविष्यति भवतो मनोरथसंसिद्धिः । किं कथयामि ब्रह्मचारिन् ! भवेद् भाग्यं भारतस्य तदा, ज्योतिर्भगवत आविर्भवेत् । अतीव समुत्कण्ठितं चेतः–शृणु भूतार्थम् ।

" पाषाणी प्रतिमा प्रयास्यति लयं संविन्मयी भास्यति
भस्मस्मेरललाटपुंड्रकपदे ज्योतिस्त्रयी स्थास्यति
मालाकाष्ठमयी गमिष्यति कथां, कण्ठे च वेदध्वनि
चित्ते ते भवानुदेष्यति विभुः सौभाग्यभाग्योदयः ॥ १४ ॥

नमस्ते ब्रह्मचारिन् ! गच्छामि, दूरे गन्तव्यं मया, नमस्ते ।

[ इति निष्कान्तः ]

[ सर्वे पूजां कुर्वन्ति [

मूलशङ्करः–भवतु, कुर्वन्तु सर्वे पाषाणपूजाम् । अहो ! कीदृशो मतिमतामपि मोहः ! जानन्तोऽपि रहस्यं न त्यजन्ति स्वाभिमतं लोकाचारम् । हन्त ! सर्वत्र अव्यवस्था खलु, कः श्रद्धास्यति भूतार्थम् ? अस्तु । गतः पथिकमहाशयः । अहो ! सिद्धपुरमिति नाम हृदयानन्दं वितरति, अपि नाम भाग्यं फलिष्यति । ( विलोक्य ) अहो ! घण्टारवः कर्णशूलं करोति । हन्त–

" दाता लोकसृजननियमैः कर्मणां यः फलानां
पारे वाचां निखिलजगतामप्रमेयस्वरूपः ।
सोऽयं देवस्त्रिभुवनगुरुर्ज्ञानगम्यः परेशो
मूढैर्न्यस्तः सकलनिलयः पिण्डपाषाणखंडे ॥ १५ ॥

आः सिद्धपुरम् : किं नाम भविष्यति गमनम् ? ( विचिन्त्य ) अहो ! को मां प्रेरयति मनोरथाय ? अहो ! सिद्ध नःसमीहितम्–

" कामं हि मे कुप्यतु पूज्यतातः
तिरस्करोतु क्षणमत्र माता ।
विगर्हितां वाचमुपैतु लोकः
सत्याच्चलिष्यामि पथः परं न " ॥ १६ ॥

( इति सर्वैः साकं निर्गच्छति )

इति शिवरात्र्युत्सवो नाम
प्रथमोऽङ्कः समाप्तः ।

( अप्रकाशित ' महर्षिचरितामृतं ' नाटकनो अंश )

( પાન ૮નું ચાલુ )

ઓરાંવ જાતિના ૭૩ ગોત્ર વિભાગ છે. તેમાં તિરકી ( ઉંદર ) એક્કા ( કાચબો ) વાઘ, ગેંડા, ખોયેપા ( જંગલી કુતરો ) મિનકી ( માછલી ) ચિરા ( ગરોડી ) આદિ અવટંકના નામો મળે છે સંથાલ નામની પ્રજામાં એર્ગો ( ઉંદર ), હંસ, મારડી ( જંગલી ઘાસ ) બેસરા ( બાજ ) આપણા ગુજરાતમાં પણ ખેડાવાલ, બાજ બ્રાહ્મણની જ્ઞાતિ છે. શંખ, કારા ( ભેંસ ) ગોત્રની પ્રજા વિષે તે ગ્રંથમાં વર્ણન છે. માહિલી પ્રજામાં કુંરી ( ગુલર ) પાર્સિવક ( બગલા ). હંસ, વટ્ટુ ( સુવર ) સાંયૂ ( સાંડ ) મહારાષ્ટ્રમાં સાંડે અવટંક છે— જગન્નાથનાં કુંભારોમાં. વાઘ, સૂર્ય, નેવલા, ગરૂ ( બળદ ) મુદિર ( મેઢક ) અવટંક છે. ગોરખપુર જિલ્લામાં નાગવંશી ક્ષત્રિય લોક 'નાગ'ને પોતાના પૂર્વ પુરુષ માને છે. મૈસુર રાજ્યમાં હાથી, કેસર, અરસુ ( વટ ) બેડુ ( નિમ-લીમડો ) આવું નામ સોરાષ્ટ્રમાં કારડીયા રજપુતમાં લીંબોલા શાખામાં છે. Mysore Tribes and castes તેમજ ઇ. થર્સ્ટનની Castes and Tribes of Southern India ગ્રંથના સાત ભાગ છે જેમાં જીવ-જંતુ અને વૃક્ષોનાં નામની •અવટંક ( સરનેઈમ ) વાલી જાતિઓનો ઉલ્લેખ છે. ( Mt on-ભેદ )

આજની વિધ-વિધ જાતિઓ વિષે જોઈએ તો મધ્યકાલમાં ભારત અને ભારતેતર સંસ્કૃતિમાં આદાન-પ્રદાન થયેલ છે. તેથી મૂલ વસ્તુ શોધવી કઠિન છે.

## સાર્વદેશિક સભા તરફથી નિર્વાસિતોની સહાયતા

સાર્વદેશિક સભા દિલ્લીએ પૂર્વ બંગાળના નિર્વાસિતોની સહાયતાર્થે ૧૫૦ કાંબળાં વેચાતા લઇ શ્રી સ્વામી બ્રહ્માનન્દજીને વાનપ્રોષ આશ્રમ ઓરીસા મોકલી આપ્યાં છે. નાગાર્જુન સાગર (આંધ્ર) માં સાર્વદેશિક સભા તરફથી આર્ય પ્રતિનિધિ સભા હૈદ્રાબાદની દેખરેખ નીચે સહાયતા કેન્દ્રો ચાલી રહ્યા છે. તે સિવાય નિર્વાસિતોના બાળકોના શિક્ષણ માટે પણ સભા તરફથી એક વિદ્યાલય પ્રારંભ કરવામાં આવ્યું છે. તે માટે હાલમાં રૂ. ૬૦૦૦ આર્ય પ્રતિનિધિ સભા હૈદ્રાબાદને મોકલવામાં આવ્યા છે.

## આર્યસમાજ ભરૂચ

આર્યસમાજ ભરૂચના આશ્રયે શ્રી. દિલીપકુમારના શ્રી મુદ્રિકાબહેન સાથે તથા શ્રી ધનવંતલાલના લગ્ન શ્રી લતાબહેન સાથે વૈદિક વિધિથી થયાં. હતાં. વિધિ શ્રી ત્રિભોવનદાસભાઇએ કરાવી હતી.

શ્રી ગુલાબદાસભાઈના સુપુત્ર શ્રી પ્રમોદભાઇની પુત્રીના લગ્ન વસંતપંચમીના દિવસે વૈદિક વિધિથી પું. પ્ર. આ. પ્ર. સભાના ઉપમંત્રી શ્રી પં. રવિશંકરજી દ્વિવેદીના હસ્તે થયાં હતાં. તે પ્રસંગે પ્રશંસિત પંડિતજીના ઉપદેશથી ઉપસ્થિત જનતા ઉપર સારી છાપ પડી હતી.

## કલ્યાણકારી મહાપર્વ શિવરાત્રી

મહાશિવરાત્રીનું આ પર્વ આવ્યું,
મહર્ષિ દયાનંદની યાદ લાવ્યું;
બધે દેશમાં કંઇ ટંકાર લાવ્યું,
અને ધર્મમાં કંઇ ઝંકાર લાવ્યું........૧

બધી જાગતી મૂર્તિ છે દેવ જાણ્યું,
બધા જીવમાં શિવ એ જ્ઞાન લાવ્યું;
અરે ઉતરી ઈશની મ્હેર એવું,
બની રહ્યું આ પર્વ સંકેત જેવું........૨

અરે દેહમાં દેવ, સંદેશ લાવ્યું,
કરો દેશ સેવા નવી વાત લાવ્યું;
નવી વાત આ ધર્મમાં રંગ લાવી,
કરો ક્રાન્તિ આઝાદનો જંગ લાવી........૩

દયાનંદ એ વેદ ડંકા બજાવ્યા,
સુતેલા જવાનો ઘણાને જગાડ્યા;
સહુ રાષ્ટ્રના રંગથી એ રંગાયા,
અને દેશનેતા મહીં એ ગવાયા........૪

ખુદીરામ બીસ્મીલ જેવા શહીદો,
જવાંમર્દ સર્દારસિંહ બંદો;
થયાં કંઇ આઝાદ છે ચંદ્રશેખરો,
કરી જાન ફેસાની ઇતિહાસ દેખો........૫

શ્રદ્ધાનંદ સ્વામી અને કૃષ્ણવર્મા
થયા લાલ છે બાલ ને પાલ કર્મા;
અરે દેશના લાલનો રંગ જામ્યો,
અને દેશ આઝાદ બિરૂદ પામ્યો........૬

મહર્ષિ દયાનંદ એ દેશ દેવા,
કર્યાં અન્ય કામો ઘણા દેવ જેવા;
અરે ધન્ય આ રાત્રિને ધન્ય દેવા,
બધા લોકમાં વંદવા યોગ્ય જેવા........૭

—સુદર્શન ભરૂચ




તંત્રીસ્થાનેથી

# ભારત રાષ્ટ્ર છે કે પ્રાંતસમૂહ?

## ( અરાષ્ટ્રીય પ્રાંતવાદીઓનો રાષ્ટ્રદ્રોહ )

**ભારત રાષ્ટ્ર છે. રાષ્ટ્ર સાચા અર્થમાં બને તેમાં જ તેનું જીવંતપણુ શકય છે. અન્યથા ભારત એક મૃતદેહનું પ્રદર્શન "મમીજ" બની રહેશે. ભારત હરગીઝ પ્રાંતસમૂહ નથી. રાષ્ટ્ર છે. હિન્દીના વિરોધના મૂળમાં દક્ષિણ ભારતને આર્યત્વવિરોધી મોરચાનું ઉંટ રાષ્ટ્રદ્રોહીઓ બનાવવા ચાહે છે. ભારતને ખંડિત કરી તેને સરળતાથી હડપ કરી શકાય માટે જ સામ્યવાદી દેશદ્રોહીઓએ ભાષાના તોફાનો કરાવ્યાં ને નિર્દોષ પ્રજાના જાનમાલના ભોગે રાષ્ટ્રવિધ્વંસની પ્રચંડ હોળી શાસ્ત્રીસરકારને હોમી દેવા સળગાવી.** પરંતુ સદ્‌ભાગ્યે દેશભક્તોએ શાસ્ત્રી સરકારને રક્ષી દેશદ્રોહીઓને ખુલ્લા પાડી ભારત રાષ્ટ્ર છે અને તેની રાષ્ટ્રભાષા હિન્દી જ હોઈ શકે તેની પકડ મજબૂત હાથોએ પકડી રાખવાથી 'રાજાજી'ની નનામી બળવા લાગી. પરંતુ આર્ય-દ્રવિડ સંઘર્ષ દ્વારા રાષ્ટ્ર ભંગ કરવા ઈચ્છતા રાષ્ટ્રદ્રોહીઓ શાંત રહેશે નહિ.

**ભવિષ્યમાં રાષ્ટ્રના ટુકડા કરનારા ફાવી ન જાય તે માટે સંસ્કૃતિરક્ષક આર્ય દેશભક્તોએ દક્ષિણ ભારતમાં વિજયવાડા જનસંઘ અધિવેશનદ્વારા રાષ્ટ્ર-શક્તિ જાગૃત કરવા મથનાર 'જનસંઘ' સાથે સહકારી શક્તિ યોજી ભાવિ ભયને પ્રગટતાં પહેલાં જ નિર્મૂળ કરી નાંખવા સચેત, જાગૃત, સબળ, પ્રચારકોને દાક્ષિણમાં જ આસનસ્થ, ધ્યેયનિષ્ઠ, તન્મય, કાર્યરત કરવા ઘટે.**

અધૂરામાં પૂરું દોઢચતૂર પ્રાંતવાદીઓ-ભારતને રાષ્ટ્ર નહિ પણ પ્રાંતસમૂહ માનનાર પ્રત્યાઘાતી રાષ્ટ્રશત્રુઓ ચૌદ પ્રાદેશિક ભાષામાં જ પ્રાંતોમાં વહીવટ, ન્યાય અને શિક્ષણ થાય અને હિન્દી ભાષા રાષ્ટ્રના આત્માની ભાષા ન બનતાં માત્ર ઉપર છલ્લી જ બની રહે તેવી બેશરમ યોજના સાથે બહાર આવ્યા છે.

**અમને ઘણું જ દુઃખ થાય છે કે ગુજરાતના ચાર કહેવાતા પ્રાંતીય કેળવણીકારો શ્રી. મનુભાઈ પંચોલી, શ્રી. ઝીણાભાઈ દેસાઈ, શ્રી. રામલાલ પરીખ અને શ્રી. ઉમાશંકર જોષી આંતરપ્રાંતીય એકતા એકાત્મતા સર્જતી હિન્દી સાચા અર્થમાં રાષ્ટ્રભાષા ન બને પરભાષા અંગ્રેજીને પદભ્રષ્ટ કરી રાષ્ટ્રના હૃદયસિંહાસને ન વિરાજે પણ દેશનાં ચૌદ પ્રાંતસમૂહની ભેદરેખાઓને દ્રઢીભૂત કરતી પ્રદેશિ-ભાષાઓમાંની એક બની રહે તેમ કરવાને બહાર પડયા છે. આધુનિક કાળમાં રાષ્ટ્રભાષા હિન્દીના આદ્ય પુરસ્કર્તા રાષ્ટ્રવિધાતા મહર્ષિ દયાનંદની રાષ્ટ્ર નિર્માણની દુરંદેશી દષ્ટિનો આ મહાનુભાવો ગંભીરતાથી અભ્યાસ કરશે તો પોતાની ટુંક દષ્ટિનો તેમને જરૂર ખ્યાલ આવશે. અને સત્યમાર્ગ તેમને સ્ફુરશે.**

સ્વતંત્ર થયા પછી ભારત દેશ, ભાષા, જાતિ, ધર્મ અને સંસ્કૃતિના એકતા એકાત્મતા સર્જતું રાષ્ટ્ર ન બને પણ સદા સર્વદા વિભકત રહી છિન્નભિન્ન થતું રહી પોતાનું ભક્ષ્ય બની શકે તેમ કરવાને અંદર અને બહારથી રાષ્ટ્રશત્રુઓ છૂપી અને જાહેર રીતે-સીધી અને આડકતરી રીતે મથી રહ્યા છે તેને કોમવાદીઓ, સામ્યવાદીઓ અને આધુનિકતાવાદીઓ સાથ આપી રહ્યા હતા તેમાં હવે પ્રાંતવાદીઓનો પણ ઉમેરો થયો છે. **આ તમામ દુશ્મનોના છક્કા છુડાવી દેનાર "એક છત્ર ભારત રાષ્ટ્ર બોલો જય જય ભારત માત"ની** ગગન ભેદી ગર્જના ગજાવનાર દેશભક્તોએ સક્રિય બનવાની ઐતિહાસિક રાષ્ટ્રીય કટોકટીની પળ આવી ચૂકી છે. સૌ દેશ-ભક્તો સાવધ થઈ જાય. આ સિંધુ સિંધુ પર્યન્ત ભારત જેની માભોમ અને ધર્મભોમ છે તેવા એક અને અખંડ ભારત વર્ષના સપૂતો વિશ્વ કલ્યાણના ધ્યેયને વરેલી ભારતીય આર્ય સંસ્કૃતિની વિજય પતાકાને સપ્તદ્વીપ નવખંડ પૃથ્વી ઉપર ફરકાવવાને ભારત રાષ્ટ્રની સ્થાપના, સ્થિરતા અને સબળતાને તોડનાર બળોને પરાસ્ત કરવાને વેગવંત પ્રવૃત્તિ નહિ કરે તો દેશભક્તોનો અંચળો ઓઢી રાષ્ટ્રીય ઇતિહાસની વિભાજન વૃત્તિની રાષ્ટ્ર વિધાતક દુષ્ટતા આચરવા મથનાર દેશદ્રોહીઓ ભારતના નવનિર્માણને ઝેર દઈ દેશે અને રાષ્ટ્ર મૃત્યુ શય્યા ઉપરથી કોઈ દૈવી મહાપુરુષને ઝંખી રહેશે. અગર પુનઃ ગુલામ બની પારાવાર યાતના ભોગવતું ફરી થઈ જશે.

ઇઝરાયેલ જેવો નાનકડો દેશ ક્રાંતિકારી સામ્યવાદી પક્ષના આગેવાન સૌમ્યેન્દ્રનાથ ટાગોર જેવાને મતે ભાષા અને ભાવ-નાની એકતા સર્જી શૂન્યમાંથી સર્જન પામી વિશ્વભરમાં સમૃદ્ધ અને સબળ બની શકે છે ત્યારે ભારત વર્ષ ભારત-પાકીસ્તાન બન્યું હવે ચૌદ પ્રાંતીય વિભક્તતા સર્જતા ચૌદ મમતા અહંકારયુક્ત ધન-સત્તા લાલચુઓની સ્વાર્થ કુસ્તીનો અખાડો બનવા લાગ્યું છે. **ભારતીય રાષ્ટ્રીયતાના મુળને છેદનાર ચૌદ પરસ્પર વિરોધી હરિફ છાવણીઓ પ્રાંતો બની રહે તો આ સાહિત્યકારો અને કેળવણીકારો રાષ્ટ્રની મૃત્યુ શય્યાને કિનારે મરશિયા લલકારનાર તાબુતિયા બની રહેશે તેમાં અમને લવલેશ શંકા નથી. પ્રભુ આ નવા નવા તુક્કા ફેલાવનાર વિભાજકોને રાષ્ટ્રીય એકતા એકાત્મતા સર્જાવવાની અનિવાર્ય આવશ્યકતા સમજ-વાની રાષ્ટ્રભક્તિ આપે એ જ પ્રભુ ચરણે અમારી પ્રભુ પ્રાર્થના.**

# આર્ય સમાજ અબ ક્યા કરે ?

**શિક્ષા કા આધાર હૈ 'રાષ્ટ્ર કે ભવિષ્ય કા નિર્માણ !' ક્યા આર્ય સમાજ ઇસ ક્ષેત્ર મેં આજ ભી ક્રાંતિકારી પગ નહી ઉઠા સકતા ?**

**પ્રિંસીપલ રામચંદ્ર જાવેદ**

ધાર્મિક ક્ષેત્ર કે પશ્ચાત્ આર્ય સમાજને સબસે અધિક પ્રશંસનીય કાર્ય શિક્ષા-ક્ષેત્રમેં કિયા હૈ. સન ૧૮૮૩મેં ઋષિ દયાનન્દ પરલોક સિધારે. સન ૧૮૮૬ મેં ઉનકી સ્મૃતિમેં લાહોરમેં પહલા દયાનંદ સ્કૂલ ખુલા. એક પ્રકારસે ઉસ યુગમેં વહ પહલી રાષ્ટ્રીય સંસ્થા થી. ઉસસે પૂર્વ સરકારી સ્કૂલ-કાલેજ થે અથવા મિશનકી ઇસાઇ સંસ્થાયેં થી. ઉનકા વાતાવરણ ઔર શિક્ષા વિદેશી હોનેકે સાથ ઇસ દેશ કે લોગોંકે ધર્મ ઔર સંસ્કૃતિકે લિયે ભી બહુત બડે સંકટકા કારણ થી. માનના ચાહિયે કી જીસ કાલકે આર્ય ભાઇયોંને દયાનંદ સ્કૂલ ખોલ કર સમયકી એક બહુત બડી આવશ્યકતાકો પૂરા કિયા. યહી કારણ હૈ કી લાહોરકે દયાનંદ સ્કૂલકી દેખા-દેખી કુછ વર્ષોમેં પંજાબ ભરમેં દયાનંદ સ્કૂલોં ઔર કાલિજોં કા જાલ બિછ ગયા. કહને કી આવશ્યતા નહીં કિ આર્ય સમાજ કી ઇન શિક્ષા સંસ્થાઓંને જહાં શિક્ષા-ક્ષેત્રમેં અપને ઉત્તમ પરિણામો કે કારણ અપના એક વિશેષ સ્થાન બનાલિયા, વહાં ઇન સંસ્થાઓંને હિન્દી, સંસ્કૃત ઔર હિન્દૂ સંસ્કૃતિકી રક્ષા કે સાથ દેશ-ભક્તિ ઔર રાષ્ટ્રિયતાકી જો લહર ચલાઇ ઉસને દેશકી સ્વતન્ત્રતાકે લિયે એક ઐસા અવિસ્મરણીય ઔર સ્થાપી પ્રભાવ પૈદા કિયા જિસે ભારતકી સ્વતન્ત્રતાકા ઇતિહાસ લિખનેવાલે કભી ભૂલ નહી સકતે. આર્ય સમાજ કે નેતાઓને અનુભવ કિયાકિ હમારે દેશ કો પરતન્ત્રતાકા એક બહુત બડા કારણ દેશકો જનતાકા અશિક્ષિત હોના હૈ. ઇસલિયે ઉસને અપને પહલે યુગમેં અપની પૂરી શક્તિકે સાથ શિક્ષા કે પ્રસારકા મહત્વ પૂર્ણ કાર્ય કિયા. આર્ય સમાજકી દેખાદેખી દૂસરી સંસ્થાઓને ઇસ ક્ષેત્રમેં આના આરમ્ભ કિયા. પરિણામસ્વરૂપ મિશન સ્કૂલ લગભગ બન્દ હો ગએ ઔર સરકારી સ્કૂલોંસે ભી ઇસાઇયત કા રંગ હટને લગા.

ઇસ ક્ષેત્રમેં આર્યસમાજકે કુછ દુસરે મનાષી ઔર આગે બઢે. ઉન્હોને વિદેશી શિક્ષા પ્રણાલીકા ભી બહિષ્કાર કિયા ઔર પ્રાચીન શિક્ષા-પ્રણાલીકે અનુસાર ગુરુકુલોંકો જન્મ દિયા. ઇન ગુરુગુલોંકી શિક્ષા-પ્રણાલી જહાં આર્ષથી, વહાં ઉનકા સબ કુછ રાષ્ટ્રીયથા. યહાં તકકી પ્રારંભમેં અંગ્રેજ સરકારને ઇન્હેં 'વિદ્રોકે કેન્દ્ર' સમઝા. ઉન્હોને ન તો સરકારી સહાયતા સ્વીકારકી ઔર ન હી અપની ઉપાધિયોંકો સરકારસે સ્વીકાર કરાના આવશ્યક સમઝા. પરિણામ સ્વરૂપ એક દીર્ઘ કાલ તક યહ સંસ્થાયેં વિદેશી પ્રભાવસે બચી રહી. માનના ચાહિયેકી ઇન સંસ્થાઓને સંસ્કૃત ઔર વેદોકી શિક્ષા કે પ્રચારકે લિયે અત્યંત પ્રશંસનીય કાર્ય કીયા

શિક્ષા-ક્ષેત્રમેં આર્ય સમાજકા તીસરા ચમત્કાર સ્ત્રી શિક્ષા હૈ. આર્ય સમાજસે પૂર્વ સ્ત્રિયોંકો શિક્ષા દેના પાપ સમઝા જાતાથા. ઉન્હેં પુસ્તક પકડને તકકા અધિકાર ન થા. પ્રારમ્ભ મેં ઇસ સમ્બન્ધમેં આર્ય સમાજકો જિન કઠિનાઇયોંકા સામના કરના પડા, ઉનકા અનુમાન આજકે હમલોગ નહી કર સકતે. શિક્ષિત કન્યાઓકે વિવાહ તક રૂક જાયા કરતેથે. આર્ય સમાજને ઇસ ક્ષેત્રમેં બડે ઉત્સાહ ઔર સાહસસે કામ લિયા. દૂસરી સંસ્થાયેં ભી કાલાન્તરમેં ઉસકા અનુકરણ કરને લગી. પરિણામ સ્વરૂપ કન્યાયેં ભી શિક્ષા-ક્ષેત્રમેં કુમારોકે મુકાબલેમેં આ ગઇ. ઔર આજ યહ સ્થિત હૈ કિ કોઇ નગર યા ગ્રામ ઐસા નહીં જહાં કન્યાઓંકી કોઈ ન કોઇ શિક્ષા સંસ્થા ન હો.

અબ ઇન સબ ક્ષેત્રોમેં આર્ય સમાજકે શિક્ષાકાર્ય કી વર્તમાન સ્થિતિકા નિરીક્ષણ કરને ઔર પરિવર્તિત પરિસ્થિતીયોં કે અનુસાર અપને કાર્યક્રમમેં વિશેષ પરીવર્તન પૈદા કરનેકી આવશ્યકતા હૈ.

(વધુ આવતા અંકે)



## સાર્વદેશિક વિદ્યાર્થી સભાની પરિક્ષાઓ

ચાલુ વર્ષે સાર્વદેશિક વિદ્યાર્થી સભાની માર્ચ, એપ્રિલમાં થનારી પરીક્ષાઓ ૧૭, ૧૮ એપ્રિલ, શનિ, રવિના દિવસોમાં થશે. બધા જ પરીક્ષાર્થી તેમ જ કેન્દ્રોને સૂચિત કરવામાં આવે છે કે તેઓ કાર્યાલયથી પ્રાર્થના પત્ર મંગાવી શીઘ્ર ભરીને તા. ૧૫ માર્ચ સુધી મોકલી આપે. આશા છે સમસ્ત આર્ય સમાજો તથા કેંદ્રો વધારેમાં વધારે વિદ્યાર્થીઓને પરીક્ષાઓ માટે ઉત્સાહિત કરશે.

**દેવરાજ ચઢ્ઢા**
પરીક્ષા મંત્રી

## જીવાપુરમાં આર્યસમાજની સ્થાપના

સ્વામી શ્રી મેધારથીજી એમ. એ.ના પ્રયાસથી તા. ૧૬-૨-૬૫ના રોજ ટંકારાથી ચાર માઈલ ઉપર આવેલા જીવાપૂર ગામમાં આર્યસમાજની સ્થાપના કરવામાં આવી છે. નિમ્ન લિખિત પદાધિકારીઓ ચુંટવામાં આવ્યા.

પ્રધાન : દરબાર શ્રી મંગલસિંહજી કેપ્ટન.
ઉપપ્રધાન : શ્રી ભાઇશંકરજી
મંત્રી : શ્રી પ્રેમજીભાઇ આર્ય
ઉપમંત્રી : શ્રી વિશ્વનાથ આર્ય
કોષાધ્યક્ષ : શ્રી ભીખૂભાઈ

સ્વામીજીના જન્મસ્થાન ઉપર દયાનન્દ યજ્ઞશાલા બનાવવાનું નક્કી કરવામાં આવ્યુ છે અને શિલાન્યાસ સ્વામી શ્રી મેધારથીજીના વરદહસ્તે તા. ૨૮ ફેબ્રુવારીએ થશે.

( મંત્ર ચોથો ચાલુ )

नैवद् देवा आप्नुवन पूर्वं मर्मत

ઇંદ્રિયો રૂપી દેવો આગળને આગળ દોડતા બ્રહ્મને આંબી શકતી નથી. જે પ્રકાશ આપે તે દેવ કહેવાય છે. ઇંદ્રિયો જીવાત્માને જ્ઞાન મેળવવા પ્રકાશ આપ્યા જ કરે છે, જો જીવાત્માને આંખ જોવાની મદદ ન આપે તો જીવાત્મા કોઈ પણ રૂપવાળા પદાર્થનું જ્ઞાન મેળવી શકે નહિ. તે જ પ્રમાણે બીજી ઇંદ્રિયો છે. આ કારણથી ઇંદ્રિયો 'દેવો' કહેવાય છે.

અહીં બ્રહ્મનું આગળ અને આગળ 'દોડવું' કહેવું અને બ્રહ્મને સર્વવ્યાપક કહેવું. એમાં ચોકખો વિરોધ જણાય છે. પણ ખરી રીતે બ્રહ્મ સર્વવ્યાપકતાને લીધે જ ઇંદ્રિયોની આગળ રહે છે આથી બ્રહ્મમાં ગતિ માનવાની કશી જરૂર રહેતી નથી, આ કારણથી અહીં પણ વિરોધ દૂર થઇ વિરોધાભાસ અલંકાર બની જાય છે. આવા અલંકારો વાણીની શોભા છે.

( પાન ૧નું ચાલુ )

મહર્ષિ દયાનંદની પ્રબળ ઇચ્છા હતી કે સમસ્ત ભારત વર્ષમાં એક જ ધર્મગ્રંથ એક જ દેવતાની પૂજા, એક જાતિ અને એક જ ભાષા હોવી જોઇએ. અને તેના માટેજ તેઓ સમસ્ત પ્રયત્ન કરતા રહ્યા.

વાસ્તવમાં મહર્ષિ દયાનંદ કેવળ સંન્યાસી ન હતા, ફકત વેદ-વ્યાખ્યાતા જ ન હતા, ફકત શાસ્ત્રોના મર્મજ્ઞ જ ન હતા, કેવળ તાર્કિક અને દિગ્વિજયી પંડિત જ ન હતા પણ તેઓ ભારતીય એકતાના પુરસ્કર્તા તેમ જ ભારતીય જાતિયતાના પ્રબળ સમર્થક પણ હતા. એટલા માટે જ ભારતના આચાર્યોમાં દયાનંદનું સ્થાન વિશિષ્ટ અને અદ્વિતીય છે અને રહેશે.

સર્વતોમુખી પ્રતિભાસમ્પન્ન મહર્ષિ દયાનંદને નમ્ર ભાવે શ્રદ્ધાંજલી આપતા આજે ભારતનો એક એક સુપઠિત નાગરિક ગૌરવ અનુભવે છે.

**માધવેન્દ્ર શાસ્ત્રી**

# ઇશાવાસ્યોપનિષદ્

લે. : પં. મયાશંકર શર્મા ( આચાર્ય )

यद् धावतः अन्यान् अत्येति तिष्ठत्

તે બ્રહ્મ અતિવેગથી દોડતા બીજા દેવોને ઓળંગી જાય છે. દોડવાની રેસમાં સદા બ્રહ્મનો જ વિજય હોય છે, છતાં બ્રહ્મ તો તિષ્ઠત્ છે. એટલે કે ગતિ વગરનું છે. ગતિનિવૃત્તી આ ધાતુ ઉપરથી તિષ્ઠત રૂપ બને છે. તિષ્ઠત એટલે ગતિના અભાવવાળું. જે બીજાઓને દોડવાની શરતમાં હરાવે, બીજા કરતાં આગળ દોડી જાય એમાં ગતિ નથી એ કહેવું વાકયમાં વિરોધ જણાવે છે. પણ ખરી રીતે બ્રહ્મ વ્યાપકતાને લીધે જ બધાથી આગળ ને આગળ હોય છે. આ કારણથી જણાતો વિરોધ મટી જઈ વિરોધાભાસ અલંકાર બની જાય છે. બ્રહ્મની આગળ વાયુ, અગ્નિ વગેરે દેવોને હારવું પડે છે. આ વાતની વધારે સારી સમજ પડે તેને માટે જિજ્ઞાસુએ કેન ઉપનિષદનો ત્રીજો ખંડ જરૂર વાંચી જવો.

- तस्मिन् अपो मानरिश्वा दधाति

એ નિષ્કંપ અને ગતિ વગરના વ્યાપક બ્રહ્મમાં રહી માતરિશ્વા= વાયુ 'अपः' પાણીને ધારણ કરે છે. પાણી વાયુમાં ભરાઈ રહે છે તેથી વાયુ ઠંડો થાય છે, વાયુ વાદળાંને પણ દોડાવે છે. જેમ વાયુ બ્રહ્મમાં રહી પોતાનું કામ કરે છે. તેમ પૃથ્વી, પાણી, અગ્નિ સૂર્ય વગેરે પણ સર્વવ્યાપી બ્રહ્મના એક દેશમાં રહી પોતપોતાનું કામ કર્યે જાય છે અહિ બ્રહ્મને સર્વથી મહાન્=મોટું બનાવ્યું છે વેદમાં તો જણાવ્યું છે છે કે લાખો બ્રહ્માંડો બ્રહ્મના ચોથા ભાગમાં જ ઘૂમ્યા કરે છે બાકી રહેલા ત્રણ ભાગમાં તો કોઈ જડ કે ચેતન પદાર્થોનો સ્પર્શ જ નથી. જુઓ મંત્ર पादोऽस्य विश्वा भूतानि બધા ભૂત ભૌતિક અર્થો બ્રહ્મના ચોથા ભાગમાં છે. પાદશબ્દનો અર્થ ચોથો ભાગ થાય છે, જેમકે રૂપિયાની ચાર પાવલીઓ. ભાવાર્થ: આ મંત્રમાં વિરોધાભાસ અલંકારો દ્વારા પરમાત્માની સર્વત્ર વ્યાપ્તિ બતાવી છે. ત્રણે લિંગના શબ્દોથી ઈશ્વરને વ્યવહારમાં બોલી શકાય છે ઈશ્વરનું સ્વરૂપ કદિ પણ બદલાતું નથી અને વાયુ અગ્નિ વગેરે જડ દેવો કરતાં ઈશ્વરમાં શક્તિ વધારે છે. એવો ઉપદેશ આપ્યો છે તેને આપણે સમજી લેવો ઘટે.

શિષ્ય: ઈશ્વરના વાચક શબ્દો ઘણા છે અને એ બધામાં પ્રણવ મુખ્ય છે એવું વેદ અને શાસ્ત્રમાં જણાવ્યું છે. જેમકે एकं सद् विप्रा बहुधा वदन्ति। એક 'સત્' રૂપ બ્રહ્મને વિદ્વાનો અનેકવિધ શબ્દોથી આહૂત કરે છે આથી અગ્નિ વગેરે શબ્દો પણ પ્રકરણાનુસાર ઇશ્વર વાચક સંભવી શકે છે. આવું વિદ્વાનો કહી ગયા છે જ્યારે આ વાત સત્ય છે તો પછી ઇશ્વરના અનેક સ્વરૂપ પણ શા માટે ન હોય ? કૃપા કરી આ શંકાનું સમાધાન કરો. જો ઈશ્વરનાં અનેક સ્વરૂપ બનતાં હોય તો હિંદુ ધર્મમાં જે અનેક દેવોની વિવિધ મૂર્તિઓ જોવામાં આવે છે તેને મિથ્યા કહેવી ન ઘટે.

ગુરુજી-શિષ્ય તું ભણ્યો પણ ગણ્યો નહિ. વસ્તુ હમેશાં જે સ્વરૂપમાં હોય છે, તેજ સ્વરૂપમાં તેની હયાતીમાં રહે છે. જો :આ ઘડો છે, તેનું જે સ્વરૂપ છે તેને તેની હયાતીમાં કોઇ બીજું સ્વરૂપ આપી શકે નહિ. ઘડો કાયમ રહે અને ઘડાનું સ્વરૂપ તાવડી બની જાય એ કોઇ પણ રીતે શકય નથી એક ત્રિકોણ કાયમ રહે અને તેનું બીજું સ્વરૂપ ચતુષ્કોણ કદિ પણ બને નહિ. આકાશ નિરાકાર અને વ્યાપક છે. આ આકાશ કોઇ બીજા સ્વરૂપમાં કદિ પણ આવતું નથી. એક સ્વરૂપ નાશ પામે તોજ તેમાંથી બીજું સ્વરૂપ બને. વીંટી નાશ પામે તોજ તેમાંથી બીજો દાગીનો બને. જ્યારે જડ વસ્તુની આ સ્થિતિ છે તો પછી ચેતન આત્મા પરમાત્માની તો વાત જ શી કરવી ? વસ્તુનાં સ્વરૂપ અનેક હોતાં નથી. થઇ શકતાં નથી. માટે જ વેદોમાં એક ઇશ્વરનાં એક બ્રહ્મનાં અનેક વિવિધ સ્વરૂપો કહ્યાં નથી. અને જે સ્વરૂપો પૌરાણિક પંડિતોએ કલ્પી કાઢ્યા છે, તે મિથ્યા છે ખોટાં છે. તે બ્રહ્મ નથી, ઇશ્વર નથી, આ વાત હું કહું છું એમ તારે ન માનવું. કેન ઉપનિષત્કાર પોતે સ્પષ્ટ કહે છે કે આંખ જેને જોઇ શકતી નથી પણ જેની શક્તિથી આંખ જોઇ શકે છે તે જ બ્રહ્મ છે એમ તું જાણ. લોકો જે મૂર્તિ ઉપર નજરને સ્થિર કરી ઉપાસે છે, તે બ્રહ્મ નથી. ઋષિ આમ શાંથી કહે છે ? તે તારે સમજવું ઘટે. વસ્તુ માત્રનાં સ્વરૂપ નક્કી હોય છે, જ્યાં સુધી તેની હયાતી હોય ત્યાં સુધી એક જ સ્વરૂપે રહે છે. જેમ આકાશને કપડાની પેઠે વીંટી શકાતું નથી તેમ નિરાકાર પરમાત્માને હાથ પગવાળો ન બનાવી શકાય ન કલ્પી શકાય. છતાં હિંદુ વિદ્વાનો આ વાતને માનતા નથી, તે વેદને, શ્રુતિને કેટલો બધો અન્યાય કરે છે તે તેઓ સમજી શકતા નથી. આ જ વાતને દીર્ઘદર્શી અને સત્યથી વિચલિત નહિં થનારા વિદ્વાનોએ કહ્યું છે કે विभेत्यल्पश्रुताद् वेदो मामयं प्रहरिष्यति। જેઓએ યોગાભ્યાસ કરી ઋતંભરા પ્રજ્ઞા મેળવી નથી અને જેમ ફાવે તેમ લખવા મંડી પડયા છે એવા કાચા અને થોડું જાણનારથી વેદ ડર્યા કરે છે કે આ લોકો પ્રહાર કરી મારી કાયા તોડી નાખશે. અને બને છે પણ એમ જ. માટે હે શિષ્ય, ઇશ્વરના અનેક સ્વરૂપ બની શકતાં નથી એ તું સમજી લે. ઇશ્વરના વાચક અનેક શબ્દો હોવામાં તો કોઇ આપત્તિ આવતી નથી. આ વૈદિક સિદ્ધાંત છે.

( ક્રમશઃ )

Regd. No. G/374
તા. ૨૭–૨–૬૫



# જાતિભેદ મીમાંસા

લેખક : પંડિત વાસિષ્ઠજી યાજ્ઞિક, હલવદકર
(આયુર્વેદાલંકાર) રાજકોટ

(ગયા અંકથી ચાલુ)

દસમા અ.માં બીજી વધારે જાતિઓનો ઉલ્લેખ છે. એટલે કુલ ૬૨ બાસઠ જાતિયો વિષે મનુસ્મૃતિમાં પ્રમાણ મળે છે, કેટલીક માનવ જાતિ કે જેને માનવ સમાજશાસ્ત્રી Ethnic Group કહે છે. જેને બીજી રીતે Race અને Tribe કહે છે, જેમ કે માગધ, વૈદેહ, આભીર, આવન્ત્ય ઝલ્લ, લિચ્છવી, ખસ, દ્રવિડ, આન્ધ્ર આદિ જાતિ અને તે વિના બીજી ક્રિયાલોપથી વ્રાત્યપણાને પામેલી પૌંડ્રક, ઔડ્ર, કમ્બોજ, યવન, શક, પહ્લવ, ચીન, કિરાત, દરદ, ખસ આદિ જાતિઓની ઉત્પત્તિ છે. બીજી પણ કેટલીક માનવજાતિ. કેટલાક સંયોગોનાં કારણે ભારતીય જાતિયોમાં સમાઇ ગઈ છે, કલકત્તામાં છપાએલા મહાભારતના નવમા (૯) અધ્યાયમાં ઘણી નદીઓ અને જનપદોના નામ છે. તેમજ તેમાં શદ્રોના નામનો પણ ઉલ્લેખ છે. शूद्राभीराश्च दरदाः काश्मीराः पशुभिः सह (ભિષ્મપર્વ–૯–૨૭) દ્રોણ પર્વમાં શિવયો અને શુરસેનોના સાથે શદ્રોનાં ઉલ્લેખ પણ મળે છે शिवयः शूरसेनाश्च शूद्राश्च मलयः सह આ પ્રમાણે પુરાણોમાં પણ અનેક સ્થળે આભીર સાથે શદ્રોનો ઉલ્લેખ છે. ગ્રીકોએ કહેલ oxydrace લગભગ તેજ છે. કેટલીક એવી જાતિયો પણ છે કે જેનાં નામ સ્મૃતિમાં મળે છે પણ વેદમાં તે નામ મળતાં નથી જેવાં કે માગધ, વૈદેહ, આદિ વિભિન્ન પ્રદેશોના નિવાસી છે. ચાંડાલ અસલમાં એકજ જાતિ નથી; પશ્ચાત ગણાતી જાતિઓમાં આવૃત, આભીર, વટધાન, પુક્કસ, શૈવ્ય, ઝલ્લ, મલ્લ, લિચ્છવિ, નટ, કરણ ખસ, દ્રવિડ, કારૂષ, વિજન્મ, મૈત્ર વગેરે જાતિ ઉપરાંત આજે (૩૫૦૦) સાડાત્રણ હજાર જાતિયો છે. તેમાંની થોડી જ જાતિયોનાં નામ પુરાણો અને સ્મૃતિમાં મળે છે.

### અનુલોમ પ્રતિલોમ વિવાહ (અસવર્ણ વિવાહ)

ભારતીય, આર્ય જનતામાં જાતિભેદની વધી ગયેલી સંખ્યામાં અનુલોમ–પ્રતિલોમ વિવાહ એક પ્રકારનું કારણ છે, વૈદિક યુગમાં અસવર્ણ અનુલોમ વિવાહ થતા હતા. મહાભારતમાંથી પ્રમાણ મલે છે કે મહર્ષિ ભૃગુના પુત્ર ઋચિક ઋષિએ ગાંધી રાજાની પુત્રી સત્યવતી સાથે વિવાહ કર્યા છે (વનપર્વ.) ઋચિકના પુત્ર જમદગ્નિએ પ્રસેનાજિતની પુત્રી રેણુકા સાથે પાણિગ્રહણ કરેલું છે. દશરથરાજાની પુત્રી શાન્તાનાં વિવાહ ઋષ્યશૃંગ સાથે થયા છે, પારસ્કર ગૃહ્યસૂત્રમાં અનુલોમ વિવાહ કરવાનાં પ્રમાણ મળે છે અનુલોમ વિવાહ એટલે ઉંચ વર્ણના પુરૂષ સાથે તેનાથી નિચા કુલની કન્યાનાં લગ્ન તે અનુલોમ વિવાહ છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય–ત્રણેય જાતિ શદ્રોની કન્યા સાથે લગ્ન કરી શકતા હતા, ગૌતમ ધર્મસૂત્ર તથા બોધાયન ધર્મસૂત્રમાં અનુલોમ વિવાહ કરવાની હકીકત છે પણ તેને હિન માનેલ છે.

અનુલોમ વિવાહનાં પ્રમાણો પુરાણ, ધર્મસૂત્રો અને સ્મૃતિઓમાં મલી આવે છે તેવીજ રીતે પ્રતિલોમ વિવાહ અર્થાત્ ઉંચ કુલની કન્યા અને કન્યાથી નિચા કુલના પુરૂષ સાથેનાં વિવાહ પ્રતિલોમ ગણાય છે અને તેવા વિવાહનાં પ્રમાણો પણ મલે છે. દૈત્યાચાર્ય શુક્રની પુત્રી દેવયાનીનો વિવાહ ક્ષત્રીય રાજા યયાતિ સાથે થયો છે. શૌનકાદિ ઋષિગણને કથા શ્રવણ કરાવનાર સૂત "પુરાણો પણ પ્રતિલોમ જ સંતાન છે. सूत प्रतिलोमजं કહેલ છે. જાતિભેદનો પ્રથમ વિચાર મનુસ્મૃતિમાં જોવામાં આવે છે. આચાર્ય કેલકર મનુને મગધવાસી સમજે છે. (History of castes in India) પંડિત શ્રી અનન્ત કૃષ્ણ આયાર લખે છે કે વૈદિક યુગમાં જાતિભેદ ભ્રૂણાવસ્થામાં હતા. બ્રાહ્મણ અને પુરાણ યુગમાં જાતિભેદની ઉત્પત્તિ થઇ છે અને ધીરેધીરે જાતિભેદનો પ્રચાર વધતો ગયો અને તે દ્રઢ થયો. (Mysore Tribes and castes)

### પશુ–પક્ષી અને વૃક્ષલતાની અવટંકો (Sar Naim)

આર્યોમાં નગર ગૃહસ્થ નામથી પ્રસિદ્ધ અને બુદ્ધિમાન ગણાતા સમાજમાં ઘોડા, હાથી, કીડી, મંકોડી, નામની અવટંકો (Sar Naim) છે. લુહાણા સમાજમાં "પોપટ" અવટંક છે. ઋગ્વેદમાં (૭–૧૮) એક અજ જાતિનો ઉલ્લેખ છે. अजासश्च शिग्रवो यक्षवश्चश्च અજ એટલે બકરો અને શિગ્રુ એટલે સરગવા આ બન્ને એક પશુ અને બીજી વનસ્પતિ વાચક જાતિના નામ છે. અનેક આર્ય અને અનાર્ય જાતિનો આદિ પુરૂષ કશ્યપ છે તેથી જેના ગોત્રની માહિતી મળતા ન હોય તે સૌ માટે કશ્યપ ગોત્ર છે કશ્યપ એટલે કાચબો. પોરબંદરના મહારાણા મૂળપુરૂષ હનુમાન છે સભાપર્વ–૨૭–૫ ઉલૂક નામની જાતિનો ઉલ્લેખ કરેલો છે. ઉલૂકને કાકવૈરી નામથી પણ સંબોધ્યા છે. આ કથા ભિષ્મપર્વમાં આપી છે. નાગનું વિશેષ નામ કર્કોટ છે કર્ણપર્વમાં કર્કોટનો પ્રસંગ આવે છે હરિવંશમાં "કુકુરવંશ"નું વર્ણન છે. શ્રૃગાલ નામના રાજાની સાથે શ્રીકૃષ્ણને યુદ્ધ થયું હતું. એટલે "શ્રૃગાલ" નામ પશુ વાચક છે. ભીષ્મપર્વમાં સંજય ધૃતરાષ્ટ્રને અનેક નદ નદીઓ અને જનપદો (ગામડીઆ)નું વર્ણન સંભળાવે છે. પરિચય–આપે છે ત્યાં માણસોના નામમાં મત્સ્ય, ગોધા, કુકુર, મહીષક, મૂષક, પ્રોષ્ટ (બળદ) ઇત્યાદિ નામો આપે છે, મહાભારતમાં માતંગ–ચાંડાલોની કથા છે. માતંગનું નામ હાથી છે. રોમશ નામની વ્યક્તિ યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં ઉપહાર લાવેલ ભેડા–અને સૂઅરને રોમશ કહે છે (સભાપર્વ.) દુર્યોધનની સેનામાં વૃક (ભેડિયા) જાતિના યોદ્ધાઓ હતા. મહાભારતમાં બક, કોક, સુમલ્લિકા આદિ પક્ષીઓ નામથી પરિચિત મનુષ્યો છે. મિ. રિઝલીએ People India નામના ગ્રંથમાં ભારતનાં આદિ નિવાસીઓની એક તાલિકા બનાવી છે. તેમાં આ પરિચય વિશેષ આવ્યો છે. તેમાં ઓરાંવ જાતિનાં ૭૩ ગોત્રનો પરિચય આપ્યો છે તેમાં તિરકી ચુહા) એક્કા (કાચબો) લાકડા (લકડબગ્ઘા) વાઘ, ગેંડા, (હંસ)ના બોયેલા (જંગલી કૂતરા) મિનકી (મછલી). સંથાલોમાં ચૂહા, (એગો) મુર્મુ (નીલગાય)

(જુઓ પાન ૬)



શ્રી કાન્તિલાલ પટેલ (બી. ઇ. સિવિલ) અને શ્રી ઇન્દુબહેન પટેલ (બી. એ.)

તા. ૬–૨–૬૫ના રોજ વસંતપંચમીના દિવસે ગાંધી ગ્રામ કોલોની કારેલીબાગ વડોદરામાં શ્રી લલ્લુભાઇ પટેલના સુપુત્રી શ્રી ઇન્દુબહેન બી. એ.ના લગ્ન ઉમલ્લાના શ્રી કાંતિલાલ પટેલ (બી. ઇ. સિવલ) સાથે ખૂબ સાદાઈથી થયાં હતાં.

પાણીગ્રહણ સંસ્કાર વૈદિક વિધિથી શહેરના તેમજ બહારના પ્રતિષ્ઠિત સદ્ગૃહસ્થોની હાજરીમાં મુંબઈ પ્રદેશ આર્યપ્રતિનિધિ સભાના ઉપમંત્રી શ્રી પં. દયાશંકરજી શર્માએ કરાવ્યો હતો.

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા–૧ માલીકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.

६१०
श्री आचार्य जी, गुरुकुल कांगड़ी
जि. सहारानपुर, (उ. प्र.)

રજી. નં. જી/૩૭૪

॥ ओ३म् ॥




મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ | તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ | [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૦મું ] | સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ | વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ | મહા વદ ૫ને શનિવાર તારીખ ૨૦—૨—૧૯૬૫ | [ અંક ૪૭મો

# આર્યોનું મહાન પર્વ શિવરાત્રી

શિવરાત્રી પ્રતિ વર્ષ આવે છે અને જાય છે. પૌરાણિક બંધુઓ પૌરાણિક પદ્ધતિથી શિવરાત્રી ઊજવે છે અને આર્ય બંધુઓ એક વિશેષ દૃષ્ટિથી પ્રેરાઈને શિવરાત્રી ઊજવે છે.

પૌરાણિકો અને આર્યોની આ પર્વની ઉજવણીમાં કંઈ વિશેષતા છે તેનો આપણે હવે વિચાર કરીએ.

આર્યો શિવરાત્રીને જ્ઞાન રાત્રી તરીકે ઊજવે છે એજ એની વિશેષતા છે. આજના દિવસે મહર્ષિ દયાનંદને સાચું જ્ઞાન થયું. સાચા જ્ઞાનને પ્રાપ્ત કરવા માટે જીજ્ઞાસાવૃત્તિ જાગૃત થઈ.

**સર્વ વેદોનો સાર, સર્વ શાસ્ત્રનો નિચોડ – સર્વ ઉપનિષદોનું મંતવ્ય સમસ્ત બ્રાહ્મણ ગ્રંથોનું હાર્દ આજે પરિવ્રાટ સમ્રાટ દયાનંદ મહારાજને મળ્યું કે "મૂર્તિ પૂજા એ ઇશ્વર પૂજા નથી".** સાચા ઈશ્વરની શોધનું કાર્ય શિવરાત્રીની રાત્રીથી પ્રારંભ થયું. સાચા શિવની ઉપાસનાની સાચી પદ્ધતિનો પ્રારંભ આ શિવરાત્રીના દિવસે થયો.

જો શિવરાત્રીની રાત્રી ન હોત તો આર્ય સમાજ પણ ન હોત અને આર્ય સમાજીઓ પણ ન હોત.

જે ક્રાન્તિકારી વિચાર ધારા ધાર્મિક જગતમાં આજે દૃષ્ટિ ગત થઈ રહી છે તે ક્રાન્તિનાં દર્શન પણ માનવ જાતને ન થાત.

શ્રી મહારાજ દયાનંદનું વૈજ્ઞાનિક શૈલીનું વેદ ભાષ્ય વાંચી પૌરાણિક જગતમાં ભારે ખળભળાટ પેદા થયો. બાહ્ય વિરોધ સાથે આંતરિક સંશોધન અને આત્મ નિરિક્ષણની ભાવના જાગૃત થઈ. પૌરાણિક મિત્રો પણ સ્વગ્રંથોમાંથી કચરો દૂર કરવાના કાર્યમાં લાગી ગયા. જ્યાં પૌરાણિક લોકોને લાગ્યું કે અમુક કચરો દૂર કરવામાં એમનો આધાર નષ્ટ થાય છે ત્યાં ત્યાં એ લોકોએ નવી દૃષ્ટિ કેળવી અને **આધ્યાત્મક અર્થો ઘટાવવા લાગ્યા.** આમ વિચારોએ ક્રાન્તિની જ્વાળા સર્ઈટ પ્રગટી ઊઠી. જે પૌરાણિક વિદ્વાનો વેદ સંમેલન અને સર્વ વેદ શાખા સંમેલનનું નામ પણ લેતા ન હતા તે લોકોએ વેદ સંમેલન અને સર્વ વેદ શાખા સંમેલનોની યોજના કરી અને વેદને સર્વ પ્રથમ સ્થાન આપવા માટે પ્રયાસ કર્યો.

આથી વિપરીત આજે ૮૦ વર્ષ પહેલાં અમારા પૌરાણિક વિદ્વાનોની એ દશા હતી કે વેદનું નામ પણ ઉચ્ચારવાની તેમની શક્તિ ન હતી. સ્વામી દર્શનાનંદ મહારાજ (પૂર્વાશ્રમના પં. મુક્તિરામ ) જ્યારે કાશી-પડાવ નાંખી પૌરાણિક વિદ્વાનોને પડકારતાં ત્યારે એમણે લખેલું કે તે વખતે એટલે લગભગ ૮૦ વર્ષ પહેલાં કાશી જેવી વિદ્વષી નગરીમાં એક પણ વેદનો વિદ્વાન ન હતો,

વેદ તો ભૂલાઈ ગયા હતા. વેદને સ્થાને સર્વત્ર પ્રસ્થાન-ત્રયીની બોલબાલા હતી. ગીતા, રામાયણ અને ભાગવત સિવાય અન્ય ધર્મ ગ્રંથોનું લોકો નામ નિશાન પણ લેતા ન હતા. સર્વત્ર પૌરાણિક માન્યતા અને અંધ-શ્રદ્ધાનું સામ્રાજ્ય પ્રચલિત હતું. લોકો સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ ખોઈ બેઠા હતા. **જ્ઞાનના નામે ગાંડપણનો પ્રચાર થતો હતો. ધર્મના નામે અધર્મનો પ્રચાર પ્રવાહિત થઇ રહ્યો હતો. શાસ્ત્રના નામે વ્યક્તિગત વિચારધારાનો જોરશોરથી પ્રચાર થતો હતો અને તેજ ધર્મનું સાચું સ્વરૂપ છે એવું લોકોને ઠસાવવામાં આવતું હતું.**

આવા ભયંકર અને ભયાવહ સમયમાં પરંપરાથી ચાલતું આવેલું શિવરાત્રીનું પર્વ આવ્યું. દયાનંદની દૃષ્ટિએ એ પર્વને જ્ઞાનરાત્રીમાં ફેરવી નાખ્યું. **જગતને નવો વિચાર અને નવો સંદેશ મળ્યો કે માનવ માત્રનો મૂળ ધર્મ વેદ છે.** "Back to the glorious Vedas"નો નારો ગુંજાય-

( જુઓ પાન ૭ )

# ઇશાવાસ્યોપનિષદ્

લે. : પં. મયાશંકર શર્મા ( આચાર્ય )

### ચોથા મંત્રની અવતરણિકા અને ચોથો મંત્ર

પહેલા મંત્રમાં કહેલા સર્વના આવાસરૂપે સદા વિદ્યમાન પ્રસ્તુત પરમેશ્વરમાં અનંત શક્તિઓ છે તથા એ મહાન્ આત્મા જાતીય ત્રણે લિંગોથી રહિત છે, છતાં, એ કોઇક ઠેકાણે નરજાતિના, કોઇક ઠેકાણે નારીજાતિના અને કોઇક ઠેકાણે નાન્યતરજાતિના શબ્દના વાચ્ય તરીકે વેદોમાં, ઉપનિષદોમાં તથા બીજાં શાસ્ત્રોમાં વર્ણવવામાં આવ્યા છે. જેમકે ઇશ્વર ( નરજાતિ ) ચિતિ ( નારીજાતિ ) બ્રહ્મ ( નાન્યતર જાતિ )ના શબ્દના વાચ્ય તરીકે છે. ભાષામાં લિંગ વગર વ્યવહાર થઇ શકતો નથી. આ વાત સમજાવવા વૈદિક મહામુનિ દધ્યઙ્ ઋષિ યોગી થવા ઇચ્છનાર પોતાના શિષ્યને સુંદર વિરોધાભાસ અલંકારો આપી સમજાવે છે.

ઇશ્વર વ્યાપક છે, આ વાતને ઋષિ મુનિઓ અનેકરૂપે સમજાવતા આવ્યા છે. વેદોમાં પણ ઇશ્વરીય-વ્યાપકતાનું વર્ણન વિવિધરૂપે કર્યું છે. કેટલાકે ઋષિકલ્પ વિદ્વાનોએ ઇશ્વરીય વ્યાપકતાનું લક્ષણ આ પ્રમાણે કર્યું છે. ‘ सर्वमूर्तद्रव्य-संयोगित्वम् व्यापकत्वम् ’ જેટલાં સૂક્ષ્મ, સ્થૂલ તથા ઘણાં મોટાં દ્રવ્યો છે તે બધાની સાથે જેનો સંયોગ હોય તે ‘ સર્વ વ્યાપક ’ કહેવાય છે. હરેક પરમાણુ સાથે તથા બ્રહ્માંડનાં નાના મોટા સર્વ ગોળાઓ સાથે ઇશ્વરનો સંબંધ છે. નિત્ય દ્રવ્યો સાથે આ સંયોગ અનાદિ છે. વ્યાપકતાની આ વ્યાખ્યા નિર્દોષ છે.

દર્શનકારોની રજૂઆત બહુ જ ચોક્કસ અને સત્ય હેતુઓથી મપાયેલી હોય છે, છતાં એ રજૂઆત જરા નિરસ અને કઠણુ લાગે છે. તેથી ઘણા ખરા વાચકો તેનાથી કંટાળી જાય છે.

ઉપનિષદના ઋષિઓની તો જુદી જ વાત છે. ઝીણામાં ઝીણી વાતને સમજાવવામાં તેઓ રસ, અલંકારો અને વિવિધ રીતિઓનો આશ્રય લે છે. ઉપનિષદોમાં ઇશ્વરનું વર્ણન વાંચતાં કંટાળો આવતો નથી. એના વર્ણનમાં રસની છોળો ઊડતી જણાય છે. અલંકારો પણ ચમત્કાર જનક હોય છે. બધાય ઋષિઓની વસ્તુ વર્ણન રીતિ જુદી જુદી હોય છે.

અનુભવી અને દૂરદર્શી મહાવિદ્વાન કવિઓએ જણાવ્યું છે કે :

गुरोरेव हि तज्जाड्यं यत्र
शिष्यो नावबुध्यते ।

સામાન્ય બુદ્ધિનો શિષ્ય પણ જો વિષયને બરાબર ન સમજી શકે તો તેમાં શિષ્યનો દોષ નથી પણ તેને ભણાવનાર તેના ગુરુ અથવા આચાર્યની જડતા છે. હરેક ચેતન જીવાત્મામાં જ્ઞાનનો ભારેલો અગ્નિ છે. એ અગ્નિને પ્રકટ કરવો એમાં જ શિક્ષક, ગુરુ અથવા આચાર્યનું કૌશલ છે. આજ કાલના ભણાવનાર અધ્યાપકોને આનું ભાન નથી. એ તો માત્ર ધન અને સત્તામાં પોતાની કૃતાર્થતા સમજે છે. ઋષિ મુનિઓની રીત કર્તવ્યપરાયણ કામ, ક્રોધ અને લોભથી મુક્ત હતી. આ જ કારણથી ઉપનિષદોનું સ્થાન ગ્રંથ પ્રણયનમાં બહુ ઊંચું છે. ચાલો ત્યારે હવે મંત્રને યાદ કરીએ અને તેના મર્મને સમજવા યત્ન કરીએ.

अनेजदेकं मनसो जवीयो
नैनद् देवा आप्नुवन् पूर्वमर्षत ।
तद् धावतोऽन्यानत्येति तिष्ठत्
तस्मिन्नपो मातरिश्वा दधाति ॥४॥

આ મંત્રમાં છ વિશેષણો છે અને તેનો પ્રયોગ નપુંસક લિંગમાં કર્યો છે. એટલે એ વિશેષણોનું વિશેષ્ય બ્રહ્મ જ લેવું ઘટે, કારણુ કે બ્રહ્મ શબ્દ નપુંસક લિંગ છે. ભાવ એ થયો કે પહેલા મંત્રમાં પુલિંગમાં જે ઇશ શબ્દ વાપર્યો છે તેનો અર્થ બ્રહ્મ પણ છે. બ્રહ્મ અને ઇશના અર્થ જુદા નથી. જે ઇશ છે તે જ બ્રહ્મ છે અને જે બ્રહ્મ છે તે જ ઇશ છે પ્રથમ દરેક પદ દ્વારા મંત્રનો અર્થ સમજીએ અને પછી એનો ભાવાર્થ શું છે તે સમજવા પ્રયત્ન કરીશું.

( જુઓ પાન ૬ )




તંત્રીસ્થાનેથી

## "ભારતના જીવન મરણનો પ્રાણ પ્રશ્ન"

ભારત રાષ્ટ્રના દેહ ઉપર કેન્સર કરતાં વધુ ભયાનક રોગનો હૂમલો થઈ રહ્યાની કરુણ ઘટના બની રહી છે. ભારત રાષ્ટ્રના આત્માને ભોગે રાષ્ટ્રશરીરના વિધવિધ અંગો સ્વતંત્રપણે પોતાનો જ વિકાસ સાધવાની ઈર્ષ્યાપૂર્ણ આંધળી હરિફાઈના ખોટા ખ્યાલથી રાષ્ટ્રસમસ્તના દેહ અને આત્માનું વિદ્રોહપૂર્ણ વિચ્છેદન, વિઘટન અને વિનાશપૂર્ણ આત્મહનન સર્જાવી રહ્યાં છે.

ભારત દેશ કટોકટીભરી સ્થિતિમાંથી પસાર થઈ રહ્યો છે. સાચે જ દેશને માટે આ જીવનમરણનો પ્રાણ પ્રશ્ન છે. આ પ્રાચીન રાષ્ટ્રનો આત્મા પોતાનું આધિપત્ય વિશ્વસમસ્તમાં સ્થાપન કરે; ગમે તેવા સંજોગોમાં મૂકાવું પડે તો પણ તે પોતાની સ્વસ્થતા અને સુસંવાદિતા પાછી મેળવે અને તે જે અર્થે નિર્માણ થયો છે તે હેતુ પરિપૂર્ણ અર્થમાં સિદ્ધ કરે તે યજ્ઞકાર્યમાં સૌ ભારતપ્રેમીઓએ એકચિત્તે બલિદાન આપવાની વેળા ઉપસ્થિત થઈ છે.

**ઇતિહાસ ભારતજનના - ભારતીયતાના મૂળ અસ્તિત્વને પડકારી રહ્યો છે. તે કાળે સૌ દેશભક્તોને માટે આચારવિચારની શુદ્ધિ અને સિદ્ધાંત ચૂસ્તતાના પરિપાલનની અનિવાર્ય આવશ્યક્તા ખડી થઈ છે. આંતરરાષ્ટ્રીયતાના ખ્વાબમાં જવાહરવાદે ભારતીયતાને ઉપેક્ષાપાત્ર, ઉપહસનીય, અનાદરણીય, અનુકરણ માટે અયોગ્ય ઠરાવ્યા કરી તેન પરિણામે પાશ્ચાત્ય ભૌતિક વાસનાવાદે અંગ્રેજીયતના આક્રમણનું સ્વરૂપ ધારણ કરી અદ્યતનતા અને વૈજ્ઞાનિકતાના નામે રાષ્ટ્રના શાશ્વત મૂલ્યોની હત્યા કરવાને હુલ્લડખોરી આરંભી છે. લોકશાહીના ભયસ્થાન સમી ટોળાંશાહીએ વિનાશક તાંડવ ખેલવા માંડયું છે. સમસ્ત શક્તિથી તેને રોકવું ઘટે.**

આ વિષમ પરિસ્થિતિમાં કહેવાતા દેશનેતાઓના સત્તા-લાલચુ હૃદયોમાંથી દેશદ્રોહનો લાવારસ પ્રવાહિત થઈ રહ્યો છે. એમના જાહેર વિધાનો રાષ્ટ્રના કર્ણધારોને ગૂંગળાવી રહ્યા છે. ત્યારે સંસ્કૃતિપ્રેમી રાજકિયપક્ષો અને નેતાઓ જ રાષ્ટ્રની ચેતનાને રક્ષી રહ્યા છે, પ્રજ્વલિત કરી રહ્યા છે. આર્યસમાજ તથા જનસંઘના નેતાઓ અને વર્તમાનપત્રો વફાદાર સામંત-ચક્રની વ્યૂહરચનાથી નામદાર વડાપ્રધાન શાસ્ત્રીજીની રાષ્ટ્ર-સ્થાપનાની ક્રિયાશીલતાને સુરક્ષી રહ્યા છે. **ભારત સરકાર ભારતીયતાને સચેતન બનાવવા સ્થપાઈ છે. સ્વરાજ્યનો આત્મા પ્રકાશશે નહિ તો સ્વરાજ્યના મૃતદેહનો આપો. આપ પરદેશીઓના હાથે અગ્નિસંસ્કાર થઈ જશે અને ભારત દેશના નિવાસિયો પુનઃ પરાધીન, પરાશ્રયી, પર-સંસ્કારવાદી, પરપ્રકાશી ભગ્ન દર્પણના ટૂકડાઓની માફક ઇતિહાસની કચરા પેટીમાં ફેંકાઇ જશે.**

આજે દેશમાં વૈજ્ઞાનિક શાકાહારને પછાડી અમર્યાદિત માંસાહાર જૈન, બ્રાહ્મણ અને વૈષ્ણવ નવજાત શિશુઓના તથા નવજુવાન વિદ્યાર્થીઓના પવિત્ર તન, મનને વટાવી રહ્યો છે. શિક્ષણશાસ્ત્રીઓ અને ધર્માચાર્યો કર્તવ્ય શૂન્ય બની જોઈ રહ્યા છે.

આજે દેશમાં આર્યસંસ્કૃતિને સજીવન કરનાર, સ્વાયત્ત ગાંધીવાદી અર્થતંત્રના પ્રતીક સમી ખાદી અને ગ્રામોદ્યોગ તથા હસ્ત કૌશલ્યની વપરાશને યોગ્ય શોભાપૂર્ણ ગરીબ પોષક શોષણહીન વસ્તુઓને પછાડી નાંખનાર ફેશનેબલ અવૈજ્ઞાનિક નાયલોન-ટેરેલિન અને પરદેશી ચાજો ભારતીય અર્થતંત્રને પાશ્ચાત્ય વૈજ્ઞાનિક અદ્યતન સુખસગવડોના-મોહરાક્ષસીના બુભૂક્ષિત જડબામાં સ્વાહા કરી હોમી રહી છે. આ રીતે ભારતીય પ્રજા આર્થિક બરબાદી નોતરી રહી છે.

આજે રાષ્ટ્રભાષા હિન્દીના ભોગે નૂતન ભદ્રંભદ્રો અંગ્રેજીને પાંચમાથી-પહેલાથી-ગર્ભ-સમયથી તો શું-કાયમને માટે સ્થાપવા તથા હિન્દીને યાવચ્ચંદ્ર દિવાકરૌ પદભ્રષ્ટ કરવા ઘૂરકા ઘૂરકી માત્ર કરી સંતોષ પામ્યા નથી-આખા દેશને આગ લગાડી રહ્યા છે. પરિણામે રાષ્ટ્રવાદની ઘોર ખોદાઈ રહી છે.

**જાતિય નરપિશાચ નૂતનતાવાદીઓ આજ્ઞાંકિતપણાને સ્થાને ઉચ્છૃંખલતાનો ભડકો કરી સતીત્વને સ્થાને સ્વચ્છંદતાનો ચેપી રોગ ફેલાવી રહ્યા છે. પરિણામ "સંયમ ત્યાં શક્તિ અને શક્તિ ત્યાં વિજય"નો સોનેરી રાષ્ટ્રમુદ્રાલેખ વિસારે પાડી ભાવિ ભારત આત્મનિષ્ઠા ખોઈ બેસે તેવી ભયજનક પરિસ્થિતિ નિર્માણ થઈ રહી છે.**

મહર્ષિ દયાનંદ અને મહાત્મા ગાંધીજી અને તેમના પૂર્વાચાર્યોએ તથા રાષ્ટ્રીય મહાપુરુષોએ જીવન તથા કવનથી રચી દીધેલા વિકાસમાર્ગેથી રાષ્ટ્ર પતનમાર્ગે લપસી રહ્યું છે. મહાપુરુષોએ "રાષ્ટ્રીય પુનરુત્થાન" કરી વિદાય લીધા બાદ આસુરિક અનાર્ય બળો અનેક ઝંઝાવાતો ખડા કરી ભારતરાષ્ટ્રને સમૂલ ઉખેડી નાંખવા મથે છે. અંદરથી કોમીવાદ અને આધુનિકતાવાદ અને બહારથી અને અંદરથી પણ સામ્યવાદરૂપી રાક્ષસી અજગરો નવજાત ભારતીય સ્વાતંત્ર્ય-શિશુને ભરડો લઈ રહ્યા છે.

**આવી વિષમ વેળાએ રખે આર્યશક્તિ પરસ્પર વિચ્છેદન અને વિભાજનની જન્મજાત કુટેવમાં જ મસ્ત રહી સ્વકર્તવ્ય તરફ બેધ્યાન બેદરકાર રહે. નાના વહેંતીયા ખ્યાલોમાં વિરાટ પ્રાણપ્રશ્નો ઉપેક્ષિત ન રહે તે આર્યનેતાઓએ જોવું ખૂબ જરૂરનું છે. ભારતીય સ્વાતંત્ર્યના પિતામહ સ્વાતંત્ર્યસૂર્ય દયાનંદ અને સ્વાતંત્ર્યચંદ્ર ગાંધીજીના તથા ભારતમાતાના સપૂત જનતાના આર્યતાપ્રેમી નેતાઓ જ રાષ્ટ્રના સંરક્ષકો બની શકે એમ છે. પ્રભુ સરકાર તથા પ્રજામાં રાષ્ટ્રપ્રેમ પ્રગટાવે એ જ પ્રભુચરણે પ્રભુ પ્રાર્થના.**

# ઘંટી: આર્થિક તેમજ શરીર અને મનના સ્વાસ્થ્યની દૃષ્ટિએ

મહાત્મા ગાંધીજી : તેઓશ્રીનાં આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન નામના પુસ્તકમાં ખોરાક સંબંધી પુસ્તકમાં નીચે મુજબ લખે છે. સરસમાં સરસ આટો તો એ કે જે બરાબર સાફ કરેલા ઘઉંને ઘેર દળ્યા હોય; તેમાં પણ આટો પથ્થરની ઘંટીથા હાથે દળાયો હોય તેજ સર્વોત્તમ ગણાય છે. બહારની રોટી તદ્દન નકામી છે, તે રોટી સફેદ અથવા બ્રાઉન હોય તો પણ તેમાં ભેગ આવે છે. વળી ખમીર નાખી આટાને સોડવીને તે રોટી બનાવવામાં આવે છે. આ મોટો દોષ છે. સડાવેલ આટાની રોટી નુકશાન કરે છે. ઘેર પકવેલી રોટી મૂકીને બહારની રોટીથી પેટ ભરવું એ તો આળસની નિશાની ગણાય

"ગાંધીજી"

આ વસ્તુ પ્રાપ્ત કરવા માટે પત્થરની ઘંટીની જરૂર પડે છે. લગભગ ૩૦ વર્ષથી ઘંટીનો પ્રચાર કરવા મેં મહેનત કરી છે. તે સંબંધી ખૂબ અખતરા કર્યા છે છેવટે હાલની દેશી પત્થરની ઘંટી મને પસંદ પડી છે. લાકડાના ખીલડાની ટોચ પર કુંડલી બેસારી તેમાં પાતળી ગોળ ગજવેલની ખીલી બેસારવી. એને અનુરૂપ ઉપરની માંકડીમાં ગજવેલની અડી હોવી જોઇએ. તેને ઉંજવા માટે ઉપલા પડને ખેડવી ખિલડાની ટોચ ઉપર ગ્રીસ ઉંજવું. તેલ વાપરવું નહિ, કારણ કે એ તૂર્ત ઊડી જાય છે. આ પ્રમાણે ઘંટીનો ઉપયોગ કરવાથી ફક્ત લોટ જ મળશે. પણ જો ઘંટી પાસેથી બીજી કેટલીક બાબતો લેવી હોય તો નીચે પ્રમાણે ઉપયોગ કરવો.

**ચહેરાનું સૌંદર્ય :** દળતા પહેલાં ગોઠણ નીચેનો પગનો બધો ભાગ ઘીથી અને તેના અભાવે કોપરેલથી સારી રીતે માલિશ કરી ચંપલ અને ઠંડીમાં બૂટ પહેરી દળવાનું રાખો. આ ચંપલ અથવા બૂટ દિવસે ધોઇ તડકે સૂકવી દેવા તે જરૂર સુંદર થશે. સ્નાન કરતી વખતે પગને સાબુથી સાફ કરવા, શરીરના બીજા કોઇ ભાગને સાબુની જરૂર પડતી નથી. કારણ કે પસીનામાં ક્ષાર રહેલો હોય છે; તે સાફસુફીનું કામ કરે છે. ત્યાર પછી આંખ, બન્ને લમણાં, બન્ને નસકોરાં. હોઠ, બન્ને જડબાંનો પ્રદેશ, કાનની બન્ને બાજુનો પ્રદેશ, ગળાની ફરતી આવેલી નસો ખાસ કરીને બરડાની ટોચ પર આવેલો પ્રદેશ (બ્રોજ-પુલ) આ બધાંને સહેજ ગરમ કરેલ ઘીથા માલીશ કરો. વાળ માટે શુદ્ધ કોપરેલ, એરંડિયું કે બીજું કોઇ સારું તેલ ચાલશે. તેમાં વ્હાઇટ ઓઇલ હોવું જોઇએ નહિ. વધારે પડતું સેંટ પણ નુકશાન કરે છે. આપણું અસલ મોથિયું તેલ સારું છે. ઘંટીની કસરત સુર્યોદય પહેલાં થવી જોઇએ. માલીશ કરતી વખતે નિર્ધુમ અગ્નિ પાસે રાખવો ઇષ્ટ છે. આથી તેલ જલદી ચૂસાય છે. સૂર્યોદય થયા પછી આવા અગ્નિની જરૂર નથી. માલીશ કરતી વખતે શરીરના જે તે ભાગને યાદ કરી સાથે મનમાં ૐકારનો ઉચ્ચાર કરવાથી ખૂબ લાભ થશે દા. ત. ૐ કંઠમ્, ૐ મસ્તિષ્કમ્ વગેરે. મારા જે તે સ્થાનો મજબુત બને છે, શુદ્ધ અને સાત્વિક બને છે, આ ભાવના રાખવાથી ખૂબ લાભ થશે. ગીતાજીમાં ભગવાન શ્રીકૃષ્ણ ૐકારનું જપ માટે પ્રતિપાદન કરે છે. ઘંટીના ઉપલા પડમાં ૐકારની ભાવના થઇ શકે છે. તેના અવાજ સાથે ૐકારના મેળ પડી શકે છે, આ બાબત જેમની તેમની શ્રદ્ધાની છે. આ પ્રયોગથી નુકશાન તો નથી જ. ફાયદો જ છે, કારણ કે જપ સાથે દળવાથી અનાજ ૩૩% ઓછું વપરાય છે, જ્યારે તે સિવાય ૨૦% અનાજમાં ચોક્કસ ફાયદો થાય છે. આ બદલની ચોક્કસ ઘણાં કુટુંબો પર અખતરો કરી ખાત્રી કરવામાં આવી છે.

કચ્છ; પેટ, પેડુ, કેડ, સાથળ, મળમૂત્રના સ્થાનો: મંત્ર: ૐ પાતુ મસકિયનીમ् हनुमत् प्रभु। અથવા ૐ सकियनीम्।

પથારીનો ત્યાગ કરતા પહેલાં તમારા હાથની બન્ને હથેલી વતી સુતા સુતા તમારા પગ ગોઠણથી વાળી, પેતનો ભાગ પોચો રાખી ઉપર જણાવેલ બધા ભાગને કુંપન આપવું. પેટના આંતરડાને ડાબાથી જમણા અને જમણાથી ડાબા માલીશ કરવાં. પેડુની સૌથી નીચલી લીટીનો પ્રદેશ સારી રીતે બન્ને હાથથી ઘસવો. આ પ્રમાણે થોડો વખત કર્યા પછી ભગવદ્ સ્મરણ કરતાં કરતાં પથારીનો ત્યાગ કરી પહેલું જ, મૂત્ર વિસર્જન કરી ખૂલ્લા આકાશ નીચે ભગવદ્ નામનો જયઘોષ ખૂબ આનંદથા બોલવો. ત્યારપછી પોતાના આંગણામાં આવેલ કોઇ વૃક્ષ, તુલસી વગેરેના ક્યારા પાસે આવેલ પત્થર યા તો પાટલા પર ઉભડક બેસી લવણવાળું ઠીકરાનું ચૂર્ણ બન્ને હાથની આંગળી અંગૂઠા વતી દાંતની અંદર બહાર સારી રીતે ઘસી સારા પ્રમાણમાં પાણીથા કોગળા કરવા. જીભ પણ સાફ કરવી. એકાદ ઉબંકો કરી ગળું સાફ કરવું. આટલી સાફસુફી કર્યા પછી જમણા હાથની આંગળી અંગૂઠા વડે ડાબા બાજુના અને ડાબા હાથની આંગળી અંગૂઠા વડે જમણી બાજુના પેઢાં અંદર તથા બહાર ઠીક ઠીક જોરથી માલીશ કરવાં (ઘસવાં). આ વખતે થુંક બધું ગળી જવાનું છે. લોહી નીકળે તો જ થૂંકવું. ત્યાર પછી એકાદ કોગળો કરી તાંબાના વાસણમાં રાખેલું પાણી એકાદ શેર પીવું. લીંબુની સવડ હોય તો તે પાણીમાં નીચોવીને પીવું. શોખ હોય તો પાણી પીવા પહેલાં શિર્ષાસન થોડો વખત કરી લેવું. ત્યાર પછી સુતા સુતા પાતળા દાતણની અણી વતી બે દાંત વચ્ચેનો પ્રદેશ તેમજ દાંત અને પેઢાંની વચ્ચેની લાઇન કે જેની ઉપર જ ખેરી જામે છે તે ભાગને ઘસવો; આ વખતે થૂકવાની ખાસ જરૂર નથી. આ ક્રિયા અંદર બહાર બન્ને બાજુએ થવી જોઇએ. આ બધું કરતાં શૌચ જવું પડશે. નહિતર પછી દળવાની ક્રિયા કરતાં શૌચ જવું પડશે. અને કદાચ થોડું મોડું પણ થાય. પેડુ વગેરે ને માલીશનું કામ કોપરેલથી પસીનો લૂછ્યા પછો કરવું.

કંઠ: દળવાનું શરૂ કરતી વખતે ૦। તોલો ઘી મુખમાં થોડો વખત રાખી દળવાનું શરૂ રાખવું. ખૂબ થૂંક ભેગું થાય ત્યારે જ બધું ગળી જવું. આ ક્રિયાથી કંઠ અવશ્ય સુધરે છે. રાગમાં મીઠાશ આવે છે. શરીર પર સારી અસર થાય છે.

જાજરૂ : ૬" પહોળો, ૨।।' લાંબો, આશરે ૧।।' ઉંડો ખાડો ખોદી, તેની બન્ને બાજુ ૬" પહોળો, ૪" જાડો, અને ૧' ફૂટ લાંબો, એવા બે પત્થર ખાડાની બન્ને બાજુ અકેક, મેલી તે પર શૌચ બેસવાનું રાખવું. શૌચ ક્રિયા

( જુઓ પાન ૫ )

## ॥ ऋषि-बोध ॥

भुलाई जायगी हर्गिज नही शिवरात की रात।
हुआ था बोध दयानन्द को जिस रात की बात॥

खुल गया राज कि शिवलींग है कोरा पत्थर।
देखकर रात को शिव-पिण्ड पर चूहे तैनात॥

क्या यही शिव है जो चूहे को न मार सके।
क्या वही शिव है यह सब वेद में जो है विख्यात॥

उस के इस प्रश्न का उत्तर न दे सका कोई।
डांट कर चूप कर दिये उसे पिता और मात॥

कुछ समय बाद प्रिय चाचा, बहन की मृत्यु।
मूलशंकर के दिल में कर दिया ऐसा आघात॥

वो चले ढूंढने जीवन औ सच्चे शिवजी को।
काशी, मथुरा और कैलाश को, तज कर गुजरात॥

उसने देखा कि हर कण कण है व्यापक ईश्वर।
वेद-मन्त्रों से और समाधि से करके साक्षात॥

तप से ब्रह्मचर्य के ब्रह्म के प्रबल 'प्रवासी' बन।
मुसकुराते चले जब मौत की आई बारात॥

ले. जगदीशचन्द्र 'प्रवासी'
सभा भजनोपदेशक ( बम्बई )

( પાન ૪નું ચાલુ )

પુરી થયે બે ખોબા ધૂળ નાખવી. મેલું દટાઈ જશે. કોઈપણ વૃક્ષ નાનું કે મોટું, તેના થડથી એકાદ ફુટ છેટે આવા ખાડા પર શૌચ બેસવાથી તે વૃક્ષ પર ઇન્જેકશન જેટલી ચમત્કારીક અસર થાય છે. મર્યાદા માટે ૯ ફુટ લાંબા ચાર આની બે સળિયા લેવા. ઘોડાની નાળની માફક વાળવા. બન્ને વચ્ચે ચાર ફુટ લાંબા વાંસના કટકા બે છેડે અને વચમાં એક ગોઠવી અંદરના ભાગે કંતાન બાંધવું. સાઠેક વર્ષ પહેલાં જામનગરના એક વૈદરાજ ગુલાબ મોગરા વચ્ચે આવી જાતના જાજરૂનો ઉપયોગ કરતા. શૌચ બેસતી વખતે બરડો સીધો રહેવો જોઇએ. મળ વિસર્જન થયા પછી તે ભાગ પાણીથી સાફ કરી અંદર ડાબા હાથની આંગળી ભીની કરી, તે અંદર વારંવાર નાખી ને ભાગ ખૂબ સાફ કરવો. આ ક્રિયાને લઘુ ગણેશ ક્રિયા કહેવામાં આવે છે. આ ક્રિયા કરનારને હરસ કદી થતા નથી; થયા હોય તો કદી દુઃખ આપતા નથી. આર્ય સંસ્કૃતિમાં આવી આવી તો ઘણી બાબતો છે. વૃક્ષો, વેલા, રોપા પાસે જાજરૂના ખાડા વપરાશના પ્રમાણમાં હોવા જોઇએ. આ કારણે સંસ્કૃત સાહિત્યમાં ભંગી માટે શબ્દ નથી.

**દળતી વખતે ધ્યાનમાં રાખવાની બાબતો:** (૧) બેસવાનો પાટલો એટલો ઉંચો રાખવો કે જેથી નીચલા પડની, ઉપલી સપાટી, બેસવાના પાટલાની સપાટી બરાબર થાય. (૨) દળતી વખતે જમણા હાથના કાંડાથી હાથાને એવી રીતે ધક્કો મારવો કે ઉપલું પડ ફરીને આવે. એટલે તે જ હાથના આંગળાથી પડ સહેલાઇથી ખેંચાય. હાથાને કદિ પકડી રાખવો નહિ. (૩) દળવાનું અનાજ ડાબી બાજુએ રાખવું. થોડો વખત જમણા હાથથી અને થોડો વખત ડાબા હાથથી ઘંટી ફેરવ્યા પછી જ બીજું ઓરણું નાખવું, આથી થાક ઓછો લાગશે. (૪) ઘંટીનું નીચલું પડ ઢલોપવાળું હોવું જોઇએ, અને ઉપલું પડ તેને અનુરુપ હોવું જોઇએ. (૫) ઘંટી, છીણી હથોડીથી ટંકાવવી. (૬) ઘંટીના પત્થર પર ટાંકણું મારતાં અગ્નિ ઝરવો જોઇએ; આ પ્રકારની ઘંટી વાપરવાથી લોટમાં કાકરી આવશે નહિ.

છેલ્લાં આઠ વર્ષથી હંમેશાં નિયમિત ૩ શેર એટલે ૧૫૦૦ ગ્રામ અનાજ દળતાં ૪૫ મિનિટ લાગે છે. સહેજ કરકરો લોટ જોઇતો હોય તો ફક્ત ૩૫ મિનિટ લાગે. ઘરમાં કે સંસ્થામાં સર્વ કોઇ ફક્ત ૧૦ મિનિટ દળે તો પણ લોટ વધી પડવા સંભવ છે. આશા છે કે આવી ઉત્તમ કોટિની વસ્તુનો બરાબર ઉપયોગ કરીએ તો હાલની ભયંકર મોંઘવારીમાં પણ ઘણી રાહત રહે.

ચહેરાની ખાસ કસરત: દળવાનું સારી રીતે ફાવી ગયા પછી દાંતને થોડો થોડો વખત ભીંસી રાખવાથી દાંત મજબૂત થાય છે, ફ્રેંટગ્રિન એટલે બિલાડીની માફક વારંવાર મુખ પહોળું કરવું અને આંખો ખૂબ ઉઘાડવી અને મીંચવી. આ ઉપરાંત મેંકફેડનની બતાવેલ આંખની કસરત તથા ચહેરાને વારંવાર બેડોળ કરી, અપાતી કસરત પણ કરી શકાય. આ બધું કરતી વખતે આનંદમય સ્મિતવદન તો રહેવું જોઇએ. આ વખતે ઘંટી સામે દર્પણ હોય તો વધારે સારું. સભર્ગાવસ્થામાં તો ભગવાનની સુંદર છબી યા તો ચિત્ર યોગ્ય ભાવનાથી રાખવામાં આવે તો પરિણામ સારું જ આવે, એમાં શંકા નથી.

પોષાક: દળતી વખતે શરીર પર ચડ્ડી સિવાય કશું હોવું જોઇએ નહિ. તો જ ચામડી ખૂબ હવા ચૂસી શકે. બહેનોએ ચડ્ડી ઉપરાંત બોડિસ પહેરવું.

લોલસ્તનો માટેનો ઉપાય: દાડમની છાલ, પાનને અધકચરાં ખાંડી રાત્રે પાણીમાં પલાળી, સવારે પાણીમાં વાટી, તેને ગાળી, રસ તૈયાર કરવો. આ રસમાં તેનાથી અડધું સરશીયું તેલ નાંખવું. પછી ચૂલાપર આ તેલને કકડાવવું. પાણી બળી જાય, એટલે તે ગાળી શીશી ભરી મેલવી. પછી ડાબા હાથથી જમણી છાતી અને જમણા હાથથી ડાબી છાતીનો ભાગ માલીશ કરી, પોતાના કાંડા વતી વાંસાનો ભાગ પણ માલીશ કરવો. આ વખતે બન્ને હાથને પણ અરસપરસ માલીશ કરી લેવા. પછી તસતસતી બોડીસ પહેરીને દળવા બેસવું. છાતી માટે પુરૂષવર્ગે તો સાદું સરશીયું તેલ ઉપર પ્રમાણે વાપરવાનું છે; બીજું તેલ પણ ચાલશે.

પસીનો: આયુર્વેદ પ્રમાણે પંચશુદ્ધિ પૈકી સ્વેદન પણ શુદ્ધિનો પ્રકાર છે. સ્વેદન બે પ્રકારનાં (૧) કૃત્રિમ (૨) કુદરતી. ફક્ત કુદરતી સ્વેદનમાં જ રોગનાં ખૂબ જંતુ બહાર નીકળી આવે છે. ૨૦ મિનિટ દળવાથી સાધારણ પસીનો થાય છે. જ્યારે ગરમીની મોસમમાં ૪૫થી ૫૦ મિનિટ દળવાથી ૧૦ તોલા પસીનો નીકળે છે. આખું શરીર પસીનાથી નવાય જાય છે. આ વખતે બાથરૂમમાં જઇ કોરા સ્વચ્છ ટુવાલથી આખું શરીર ખૂબ જોરથી ઘસીને કોરું કરવું. પછી કચ્છ સંબંધીમાં લખ્યા પ્રમાણે પેટ વગેરે ભાગને કોપરેલથી માલીશ કરી, હુંફાળા ગરમ પાણીથી સ્નાન કરવું. આ વખતે જમીન પર બેસી પેટ પર ત્રિવલી પાડી ધીમે ધીમે લોટાથી પાણી રેડી ત્રીવલીને વારંવાર ડાબા જમણા હાથથી ઘસવી. વખત હોય તો આ પ્રમાણે દસથી પંદર મિનિટ સુધી પાણી લોટા વતી રેડયા કરવું. ઘેરણ્ડ ઋષિ આ જાતના સ્નાનને ત્રિવલી સ્નાન કહે છે. વાચક પોતાના દીલને પૂછે: કયો શબ્દ સાચો? હિપ બાથ કે ત્રિવલીસ્નાન? મારા અનુભવ પ્રમાણે ત્રિવલી સ્નાન વધારે ફાયદાકારક છે; કારણ કે ટબમાં પાણી ગંદુ જ રહે છે. આ પ્રશ્ન સૌ કોઇની રુચી પર છોડું છું.

શવાસન: રિલેકસેશન, શરીરનું શિથિલીકરણ: વિશ્રાંતિ: તથા ભોજન—હવે તો લશ્કરમાં પણ દર કલાકે દસ મિનિટ આ ક્રિયા માટે અપાય છે. સ્નાનગૃહમાંથી નીકળ્યા પછી માખણ વગરની થોડી તાજી છાશ પીવી. આથી પેટની અંદરના રોગી જંતુઓને છાશના લેકટસ્સ નામના જંતુ મારી નાંખશે. ત્યાર પછી અડધા કલાકે એક કપ દૂધ પીવું, પછી બપોરે જમવું. સાંજે સુતા પહેલાં સ્નાન-કરવું. રાત્રીનું ભોજન હલકું હોવું જોઇએ. શાકભાજી બાફેલાં હોવાં જોઇએ. તળેલું ખાવું નહિ. સવારે છાશ પીવી, બપોરના ભોજનના અંતે છાશ પીવી; તથા રાત્રીના ભોજનના અંતે છાશ તો જરૂર પીવી જ જોઇએ. તેજ દૂધનું તથા બીજા ભારે પદાર્થનું પાચન થઇ શકે. હવે પ્રશ્ન રહ્યો, શિથિલીકરણનો-વામકુક્ષીનો સવારના સ્નાન પછી એકાદ કલાકે ૧૦થી ૧૫ મિનિટ આખું શરીર શિથિલ કરી પડયા રહેવું. આ વખતે શરીરમાં ૐકારનો નાદ થાય છે, તેવી કલ્પના કરવી; આથી ઘણાને બરાબર ૧૫ મિનિટ સુધી બહુ જ સુંદર ઉંઘ આવી જાય છે. આથી શરીરમાં ખૂબ તાજગી આવી જાય છે. ઘણાયે યુવાન વિદ્યાર્થીઓને શાળા કોલેજમાં પહેલા પિરિયડમાં ઉંઘ આવે છે; અને ખૂબ ઠબકા ખાવા પડે છે. આવા વિદ્યાર્થીઓએ શાળામાં દાખલ થતા પહેલાં શાળા બહાર કોઇ જગોએ આંખ પર રૂમાલ નાંખી પંદર મિનિટ સુધી શરીરને શિથિલ કરી ઉંઘવાનો પ્રયત્ન કરવો. મોટે ભાગે ઉંઘ આવી જશે; પણ વર્ગમાં ઉંઘ નહિજ આવે. આ પ્રયોગ જેના પર કરવામાં આવ્યો છે, તે બધામાં વિજય પ્રાપ્ત થયેલ છે.

છેવટના દિવસ સુધી હંમેશ દળનાર બહેનોને પ્રસવ વેદના થતી નથી. પ્રસુતી વખતે ડોકટરની ખાસ જરૂર પડતી નથી, તેમ અનેક બહેનોના અનુભવ પરથી લખું છું.

આ પ્રમાણે કરવાથી ઘંટી ઉત્તમ કોટીનો લોટ, તંદુરસ્તી તથા સદાચાર આપે છે. ઘરમાં કંકાસનો નાશ કરે છે. કેટલાક વૃદ્ધજનો ઇર્ષાળુ જીવન ગુજારે છે; તેના માટે ઘંટી અને રેંટિયો અકસીર ઉપાય છે. મહાત્મા ગાંધીજી હિન્દસ્વરાજના સુધારાના પ્રકરણમાં લખે છે કે ગૃહઉદ્યોગનો નાશ થતાં ઇંગ્લેન્ડમાં હાલના સુધારાના કારણે "૪૦ લાખ રંક અબળાઓ પેટના કારણે ઘર બહાર ગદ્ધા મજૂરી કરે છે." વૃદ્ધ માણસોને, તેમને માટે બનેલા વૃદ્ધાશ્રમમાં ધકેલવાની જરૂર પડશે નહિ.

**હરિભાઈ ના. પટેલ**

## ખ્રિસ્તી વિશ્વ-પરિષદના સમયે મુંબઈમાં

# સાર્વદેશિક આર્ય પ્રતિનિધિ સભાનો ભવ્ય કાર્યક્રમ

( પાન ૨નું ચાલુ )

અનેજદ. ( તુ ) એજનનો અર્થ કંપન થાય છે તેથી અહીં આ પદનો અર્થ એ છે કે બ્રહ્મમાં એજન નથી અર્થાત્ કંપન નથી, સર્વવ્યાપક વસ્તુમાં કંપન સંભવી શકતું નથી. માટે બ્રહ્મ ' અને જગત્ 'છે. એટલે બ્રહ્મમાં કંપન નથી.

એકં-બ્રહ્મ એક જ છે. એક કરતાં વધારે બ્રહ્મ હોઇ શકે નહિ. ઇશ્વર પણ એક જ છે. કાલિદાસ આદિ કવિઓ પણ ખરા હૃદયથી કહી ગયા છે કે वेदान्तेषु यमाहुरेकपुरुषं વેદાન્તોમાં અર્થાત્ ઉપનિષદોમાં ચેતન સર્વવ્યાપક પુરુષ એક જ છે. આવો સ્વષ્ટ ઉપદેશ હોવા છતાં શંકરનું સ્વરૂપ જુદું, વિષ્ણુનું સ્વરૂપ અને બ્રહ્મનું સ્વરૂપ પણ જુદું આ કલ્પના પૌરાણિકોને અને ભકતોને કયાંથી સુઝી ? એ સમજાતું નથી. આથી સ્પષ્ટ થાય છે કે એક કરતાં વધારે ઇશ્વરો જુદા જુદા નામે અને જુદા જુદા સ્વરૂપે માનવા અથવા કલ્પી કાઢવા એમાં વેદોનું અને વેદાન્તોનું અપમાન છે.

મનસ: જવીય : ઇશ્વર અથવા બ્રહ્મ મન કરતાં પણ વધારે વેગ પોતામાં રાખે છે. આ ઠેકાણે વિરોધાભાસ અલંકાર છે. જો બ્રહ્મ વ્યાપક છે, અરે સર્વવ્યાપક છે તો તેમાં વેગ હોઇ શકે જ નહિ. જો વેગ માનવામાં આવે તો વેગનું ફળ પરિણામ ક્રિયા જરૂર માનવી પડે. જો વેગનું કાર્ય ક્રિયા ન માનવામાં આવે તો વેગ વાંઝીયો બની રહે અને તેનો કશો જ અર્થ નથી.

જો ઇશ્વરમાં ક્રિયા માનીએ તો ક્રિયાના મૂળ તરીકે સંયોગ અને વિભાગો પણ ઇશ્વરમાં માનવા જ પડે. સર્વવ્યાપક પદાર્થ કોઇની સાથે જોડાય નહિ અને કોઇથી જુદો પણ ન પડે. ઇશ્વર અનાદિ અને નિત્ય સર્વવ્યાપક છે. વિરોધનું સમાધાન આ પ્રમાણે છે. ઇશ્વર સદા સર્વવ્યાપક હોવાથી મન ગમે તેટલું દોડે તો પણ મન જ્યાં જ્યાં પહોંચે છે તેની પહેલાં જ ત્યાં બ્રહ્મ વિદ્યમાન હોય છે આ પ્રમાણે આ વાકયમાં વિરોધ નથી પણ વિરોધાભાસ અલંકાર છે.

ક્રમશ

સાર્વદેશિક આર્યપ્રતિનિધિ સભાના પ્રધાન મંત્રી શ્રી. માનનીય લાલા રામગોપાલજી શાલવાલેની આજ્ઞાનુસાર વિશ્વ ઇસાઇ પરિષદ્ મુંબઇમાં સાર્વદેશિક આર્યપ્રતિનિધિ સભા દ્વારા નિર્મિત સાહિત્ય તથા અખિલ ભારતીય આર્ય ધર્મ સેવા-સંઘ દિલ્લી દ્વારા પ્રકાશિત ચોપડીઓ વહેંચવા માટે અને પ્રચારાર્થ આર્યસમાજ કાકડવાડી મુંબઇમાં તા. ૨૧-૧૧-૬૪ની સાંજે પહોંચી ગયો હતો. તે વખતે ત્યાં મુંબઇના આર્યો તેમજ હિંદુઓના પ્રત્યેક સંપ્રદાયના મોટા મોટા નેતાઓની મિટિંગ ચાલતી હતી. તેમની બધાનીજ પ્રબળ ઇચ્છા હતી કે ઇસાઇ વિશ્વ સમ્મેલનના વિરોધમાં આર્યસમાજ જે કોઇ પ્રચાર કાર્ય કરે તેમાં બીજાઓનો પણ સહયોગ મેળવે, અને એ રીતે એક મોરચો ગોઠવવો જોઇએ. મુંબઇના માનનીય શ્રી. ગોસ્વામી દિક્ષિતજી મહારાજ જેઓ દેશ, ધર્મ, અને જાતિના રક્ષક છે. તેઓશ્રી તથા બીજાઓ પણ કેટલાક પ્રતિષ્ઠિત મહાનુભાવ તે સભામાં હાજર હતા. ત્યાં નિશ્ચય થયો કે બધી સંસ્થાઓ દ્વારા નિર્મિત સાહિત્ય **ભારતીય સંરક્ષણ સમિતિ, આર્યસમાજ, કાકડવાડી, મુંબઇ** દ્વારા ખ્રિસ્તિઓમાં વહેંચવામા આવે. તે અરસામાં મને માનનીય રાજા નારાયણલાલજી પિત્તિનાં પણ દર્શન કરવાનો મોકો મળ્યો હતો. તેમણે આજ સુધી આર્ય સંસ્થાઓને લાખો રૂપિયાનું દાન આપ્યું છે, અને આજે પણ તેમનો દાનનો પ્રવાહ તો ચાલુ જ છે. વાતચીતમાં તેમણે જણાવ્યું કે " **હું વૈદિક ધર્મના પ્રચાર માટે સન્યાસ લેવા તૈયાર છું. લોકોમાં વૈદિક ધર્મના પ્રચાર માટે ખૂબ ભૂખ છે.** " મેં ભારતીય સંસ્કૃતિ સંરક્ષણ સમિતિના કાર્યકર્તાઓ દ્વારા નિચે જણાવેલા સ્થાનો ઉપર જ્યાં તેમના ઉત્સવો થતા હતા ત્યાં સાહિત્ય વહેંચ્યું. ઓવલના મેદાન ઉપર તો પ્રતિદિન ફકત સાંજે ૫ વાગે ઇસાઇઓનો ઉત્સવ થતો હતો. તે સિવાય આખો દિવસ શહેરના જુદા જુદા ભાગોમાં નાના મોટા ઉત્સવો ચાલતાજ હતા, એટલે ત્યાંની જનતામાં અમે અમારું સાહિત્ય વહેંચતાજ હતા. તે સિવાય પાદરીઓ તથા ઇસાઇઓના ઉતારા ઉપર જઇ જઇને સાહિત્ય વહેંચ્યું છે. ત્રણ જહાજો સમુદ્રમાં ઊભાં હતાં. તેમને પણ સાહિત્ય પહોંચાડવામાં આવેલું. નિમ્ન લિખિત સ્થાનો ઉપર તેમના ઉત્સવો થતા : ( ૧ ) ફોર્ટ કન્વેન્ટ સ્કૂલ ( ૨ ) હોલી નેમ કેથેડ્રિયલ ( ૩ ) તાજમહાલ હોટેલ ( ૪ ) કોંગ્રેસ સાઇટ કો-ઓપરેશન ( ૫ ) કાવસજી જહાંગીર હોલ ( ૬ ) જહાંગીર આર્ટ ગેલેરી ( ૭ ) કામા હોલ ( ૮ ) બ્રોબર્ન સ્ટેડિયમ ( ૯ ) ક્રોસ મેદાન ( ૧૦ ) ઇન્સ્ટિટ્યુટ ઓફ એડન ( ૧૧ ) સિડનહામ કોલેજ ( ૧૨ ) યુનિવર્સિટી સ્પોર્ટ્સ ગ્રાઉંડ ( ૧૩ ) સેંટ ઝેવિયર કોલેજ ( ૧૪ ) સેંટ ઝેવિયર હાઇસ્કૂલ ( ૧૫ ) ઝેવિયર્સ નેશનલ સ્કૂલ ( ૧૬ ) થેરેજા કંબાલા ( ૧૭ ) મેરીજ હાઇસ્કૂલ ( ૧૮ ) પાઉલ હાઇસ્કૂલ ( ૧૯ ) સેંટ ઝેવિયર્સ કોલેજ ગ્રાઉંડ. ( ૨૦ ) ડીસોઝા હાઇસ્કૂલ. ( ૨૧ ) પેટર્સ ચર્ચ, બાંદરા. ( ૨૨ ) એંડ્રયુજ હાઇસ્કૂલ બાંદરા. ( ૨૩ ) પાયસ કોલેજ. ( ૨૪ ) બોરીવલી.

ઉપર જણાવેલાં સ્થળોએ ઉત્સવના સમયે ભેગા થતા ખ્રિસ્તી તેમજ પાદરીઓને ભારતીય સંસ્કૃતિ સંરક્ષણ સમિતિએ સુંદર કવરોમાં ગોઠવેલું સાહિત્ય આપતા હતા. સાર્વદેશિક સભા તરફથી પ્રકાશિત આદરણીય પં; રામચંદ્રજી દેહલવી દ્વારા લિખિત ચોપડી **' સમ કવેશ્ચન્સ ઓન બાઇબલ, ( ૨ ) આર્યસમાજ એટ એ ગ્લાન્સ. ( ૩ ) ક્રિશ્ચિયાનિટી ઇન દી આઇઝ ઓફ. પં. જવાહરલાલ નેહરુ** આવતા તો તેથી એ લોકો ખૂબજ પ્રભાવિત થતા આ સાહિત્ય સાર્વદેશિક સભા તરફથી એક વેગન ભરી તે માકલવામાં આવ્યું હતું. તે સિવાય ભારતીય સંસ્કૃતિ સંરક્ષણ સમિતિ તરફથી નીચની ચોપડીઓ પ્રસિદ્ધ કરવામાં આવી હતી. ( ૧ ) મેસેજ ઓફ દી વેદાઝ. ( ૨ ) એન એસેસમેંટ આફ ઇંડિયા. ( ૩ ) ઇંડિયા એંડ હર ગ્લોરિયસ પાસ્ટ ( ૪ ) ઇંડિયા એંડ પિપલ, ( ૫ ) વૈદિક ધર્મ યુનિવર્સલ, ( ૬ ) ટીચિંગ્સ ઓફ ઉપનિષદાઝ, ( ૭ ) ઇંડિયા એ વર્લ્ડ પાવર, ( ૮ ) ગ્લોરી ઓફ ઇંડિયન લેંગવેજ એંડ લિટરેચર, ( ૯ ) સાયન્ટિફિક કન્ટ્રિબ્યૂશનસ ઓફ એન સી અન્ટ ઇંડિયા, ( ૧૦ ) ડિવાઇન લાઇટ ગાઇડ્સ પક્ષ. ( ૧૧ ) કન્વર્ઝન ડો. રાધાકૃષ્ણન સ્પીકસ આઉટ. આ ચોપડીઓ પણ લાખોની સંખ્યામાં છાપવામાં આવેલી. જ્યારે અમારું સાહિત્ય વહેંચવામાં આવ્યું તો દેશ-વિદેશોના પાદરીઓમાં ગભરાટ ફેલાઇ ગયો હતો. તેઓ કોઇ રીતે **'સમ કવેશ્ચન્સ ઓન બાઇબલ '** નો જવાબ આપી શકતા ન હતા. સાર્વદેશિક આર્યપ્રતિનિધિ સભાના કાર્યથી સારી જેવી ધાક જામી ગઇ હતી. ભારતીય સંસ્કૃતિ સંરક્ષણ સમિતિ તરફથી ટેકસીઓનો પ્રબંધ કરવામા આવ્યો હતો. તે દિવસોમા આર્યસમાજ કાકડવાડી પ્રવૃત્તિઓનું ધામ બની ગયું હતું. સમિતિ કાર્યકર્તાઓ પણ સાહિત્ય વહેંચવા મંડી પડેલા. તેમાં પણ શ્રી. વિશ્વબંધુજી, શ્રી. નવિનચન્દ્રજી. શ્રી. ગુલજારીલાલજી આર્ય.

## આર્યપ્રતિનિધિ સભા પંજાબના સંબંધમાં સાર્વ દેશિકનો

### પ્રસ્તાવ

આર્યપ્રતિનિધિ સભા પંજાબનાં વિવાદના સંબંધમાં નિમ્ન લિખિત પ્રસ્તાવ પસાર કદવામાં આવ્યો :-

પ્રસ્તાવ સં. ૩-વિજ્ઞાપનનો વિષય સંખ્યા ૩- આર્યપ્રતિનિધિ સભા પંજાબ સંબંધી પ્રમુખશ્રીના નિર્ણયની અવહેલના પૂર્વક પંજાબ સભાની અવૈધાનિક કાર્યવાહી ઉપર વિચાર તથા ભાવી કાર્યવાહીના નિશ્ચયનો વિષય પ્રસ્તુત થતાં ગંભીર વિચાર વિમર્ષ પછો નિશ્ચય કરવામાં આવ્યો કે સાર્વદેશિક આર્યપ્રતિનિધિ સભાના પ્રમુખશ્રીના આદેશથી વિરૂદ્ધ પંજાબ સભાનું સાધારણ અધિવેશન એવં નિર્વાચન દાદરીમાં થતું. સાર્વદેશિક સભાએ પાકસભા (રોહતક)માં ૨૪-૧૧-૬૩ ના રોજ થયેલ અધિવેશનને અવૈધ માને છે. પાકસભા અધિવેશનમાં નિર્વાચિત અવૈધ અધિકારીઓ દ્વારા મખીંદાદરીનું અધિવેશન ૨૮-૧૧-૬૪ ના રોજ થયું. માટે મખીં દાદરીમાં થએલ નિર્વાચન પોતે જ અવૈધ છે. તેના પરિણામે પાકસભા અધિવેશનથી પહેલાના અધિકારીઓને જ પંજાબ સભાના વિધિવત સંચાલનનો અધિકાર પ્રાપ્ત છે. માટે સભા તેમને આદેશ આપે છે કે તેઓ યથાશીઘ્ર પંજાબ સભાના સંચાલનની વ્યવસ્થા કરે,

## જાતિભેદ મીમાંસા

લેખક : પંડિત વસિષ્ઠજી યાજ્ઞક, હલવદકર (આયુર્વેદાલંકાર) રાજકોટ

ભારત વર્ષમાં જાતિભેદ પ્રચલિત છે અને તેનું સ્વરૂપ પણ વિચિત્ર છે. ભારતીય જાતિભેદની વ્યાખ્યા સમય-સમય પર બદલાતી રહી છે. આજે તો જાતિભેદ જન્મથી જ માનવામાં આવે છે. આ માન્યતાને શાસ્ત્રનું અનુમોદન પણ મળે છે. અને ગીતાના એક શ્લોકમાં ગુણ-કર્મ વિભાગ પ્રમાણે ચાર વર્ણની હકીકત આપી છે. ભારતની બહાર પણ આર્ય જાતિ અનેક દેશોમાં વસી છે. અને ત્યાં જાતભેદ નથી રહ્યો. એક પ્રશ્ન થાય છે કે ભારત વર્ષમાં જાતિભેદ કયાંથી આવ્યો છે? આ સંબંધી વિચાર કરીએ તો જાતિભેદનું મૂળ પુરાણો અને સ્મૃતિઓ છે. જાતિભેદ માટે ભૂતપૂર્વે અનેક વિદ્વાનોએ પરિશ્રમ કર્યો છ તેમા મુખ્ય કેતકર, મી. વિલ્સન, રાજેન્દ્રલાલ મિત્ર, રિજલી, ફૂક વગેરેના રિપોર્ટ તથા તેના પછી "કેમ્પવેલ, ડો. જી. એસ. ધુરેની" કાસ્ટ એન્ડ રેસ ઇન ઇંડિયા" નામની બુક આ વિષય પર વિશેષ પ્રકાશ પાડે છે.

સાધારણ માણસો ઋગ્વેદનાં પુરુષસૂક્ત (૧૦-મંડલ સૂક્ત ૯૦) જાતિભેદ (વર્ણ ભેદ) નું મૂલ સમજે છે. ब्राह्मणोऽस्य मुखमासीद् बाहू राजन्यः कृतः ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रो अजायत -- આ ચાર જાતિના ઠેકાણે આજે તો આપણા દેશમાં અસંખ્ય જાતિઓ છે. મર્દુમશુમારીના રિપોર્ટમાં ચાર હજાર જાતિઓની ચર્ચા છે તેમાં પણ ભેદ-પ્રભેદ એટલા વધી ગયા છે કે તેની ગણત્રી કરવી કઠિન છે.

ચાર વર્ણોની ઉત્પત્તિ સંબંધમાં પણ શસ્ત્રો એકમત નથી. જુદા જુદા દેશોના પુરાણોમાં જાતિભેદ વિષે જુદી જુદી વાર્તા જોવામાં આવે છે. મૈસૂર પ્રદેશની એક પૌરાણિક કથામા એવું વિધાન છે કે બ્રહ્માના શાપથી વૈશ્યવંશનો સમૂલનાશ થયો હતો પણ પછોથી વલ્કલ ઋષિએ કુશ નિર્મિત સહસ્ત્ર પુરૂષોને જીવનદાન આપીને સહસ્ત્ર-ગોત્રનાં વૈશ્યો ઉત્પન્ન કર્યા ( Mysore tribes and Castes VOL VI ) પુરાણો અને વેદના ઉપરના મંત્ર પ્રમાણે ચાર વર્ણ છે પરન્તુ આજે તો અસંખ્ય જાતિ થઇ ગઇ છે. ભારત વર્ષની વસતી ગણત્રીના રિપોર્ટ ઉપરથી જાણવા મલે છે કે આજે ભારતમાં ત્રણ હજારથી વિશેષ જાતિઓ નોંધવામાં આવી છે. બ્રાહ્મણોના મુખ્ય વિભાગમાં જ આઠસો જાતિના બ્રાહ્મણો છે જેઓ પરસ્પર લગ્ન કરતા નથી. મી. બ્લૂમફીલ્ડ કહે છે કે બ્રાહ્મણોમાં જ બે હજાર (૨૦૦૦) ભેદ છે. ( Religion of the Vedas ) એક સારસ્વત બ્રાહ્મણોમાંજ ૪૬૯ ચારસો ઓગણોસીત્તેર શાખાઓ છે. ક્ષત્રિયોની પાંચસો ત્રીસ (૫૩૦) શાખાઓ છે. અને વૈશ્ય તથા શદ્રોની શાખાઓ છસો (૬૦૦) ( Hinduism aneient and modern Lala paijnath ) અઢારમી શતાબ્દીમાં: એક સૂરત શહેરમાં જ વાણિયાની ૬૫ પાંસઠ શાખાઓ હતી. ( A New Account of the East Indiaes, Hamillton ) મનુ-સ્મૃતિમાં લખે છે કે વર્ણચાર જ છે, પાંચમો કોઇ વર્ણ જ નથી (૧૦/૪) પરન્તુ તેમના જ સમયમાં ઘણીજ જાતિ એક થઇ ગઇ હતી. જો ચાર જ વર્ણ છે તો પછી આટલી વધારે જાતિયો કયાંથી થઇ આ સંબંધે વિચાર કરતાં મનુ મહારાજે જણાવ્યું કે આ પ્રમાણે જાતિની સંખ્યા વધવાનું કારણ ચાર વર્ણોમાં અનુલોમ પ્રતિલોમ વિવાહ થતાં આટલી જાતિઓ વધી છે. આગળ ચાલતાં મનુ. અ. ૮માં ૫૦ પચાસ જાતિનો ઉલ્લેખ મળે છે.

(વધુ આવતા અંકે)

(પાન ૧નું ચાલુ)

માન થયો. દયાનંદ મહારાજની એ દિવ્ય દૃષ્ટિથી કેવળ ભારતમાં જ ધાર્મિક ક્રાન્તિના યુગનો આરંભ થયો એટલું જ નહી પરંતુ જગતભરમાં એ નાદ ફેલાઈ ગયો અને યુરોપિયન વિદ્વાનો પણ એ ક્રાન્તિકારી ઘોષણાના પ્રવાહમાં પ્રવાહિત થયા, અને રિસર્ચનું કાર્ય શરૂ થયું. આવી ઘણી વાતો લખી શકાય છે પરંતુ વાતો કરવાથી આપણે પ્રગતિ કરી શકીશું નહિ.

આપણે શું કરવું જોઇએ તેનો વિચાર કરવો જોઇએ અને તે વિચાર પ્રમાણે આચરણ કરવું જોઇએ. આપણે કેવળ ભૂતકાળની ભવ્યતાનો વિચાર કરી જીવી શકીએ નહિ. ભૂતકાળની ભવ્યતા અને દિવ્યતા આપણા રોમેરોમમાં હોવી જોઇએ. જે શિવરાત્રીએ મૂળશંકરને મહર્ષિ બનાવ્યો એ શિવરાત્રીએ આર્યોને શું બનાવ્યા તેનો વિચાર કોઇએ કર્યો છે?

આર્યોનું ફક્ત એક જ કર્તવ્ય છે કે શિવરાત્રીના દિવસે વેદ પ્રચારના કાર્યને વધુ વેગવંત બનાવે અને વેદ પ્રચારની યોજના સિવાય બીજી કોઈ પણ યોજના ન બનાવે. વેદ પ્રચારના નામે સ્વાર્થ સિદ્ધિની ભાવના છોડી મહર્ષિના પ્રાણસમા વેદ પ્રચારના કાર્યમાં પ્રત્યેક આર્ય તન-મન અને ધનથી લાગી જાય એ જ પ્રાર્થના.

વેદમિત્ર ઠાકોર

Regd. No. G/374



# સાર્વદેશિક આર્ય પ્રતિનિધિ સભાની અંતરંગ સભાના મહત્ત્વપુર્ણ પ્રસ્તાવ

## સ્વાસ્થ્ય સુધાર

આર્ય સમાજ માટે ગૌરવરૂપ પૂજ્ય તપસ્વી સ્વામી શ્રી ધ્રુવાનન્દજી મહારાજનું સ્વાસ્થ્ય કેટલાક વખતથી કથળી રહ્યું હતું. થોડા સમયપૂર્વે તો વધારે ચિંતાજનક અવસ્થા બની ગઇ હતી, અને સમસ્ત આર્ય જગત ચિંતાતૂર બની ગયું હતું. સમાચાર મળ્યા છે કે હવે ભગવાનની અસીમ કૃપાથી સ્વાસ્થ્યમાં ઘણોજ સુધારો થયો છે, અને દિનપ્રતિદિન તેમાં ઉન્નતિ થઇ રહી છે. શ્રી. સ્વામીજીના સુસ્વાસ્થ્ય માટે ભગવાનનો ધન્યવાદ અને મંગલ કામના કરીએ છીએ.

## શ્રી દયાનન્દ પુરસ્કાર

સાર્વદેશિક આર્યપ્રતિનિધિ સભા તરફથી સૂચિત કરવામાં આવે છે કે દયાનંદ પુરસ્કાર માટે નિમ્ન લિખિત વિષયો ઉપર ચોપડીઓ મંગાવવાનું નક્કી કરવામાં આવ્યું છે.

૧. ક વેદ વિષય ઉપર અનુસંધાનપૂર્ણ રચના

૨ મહર્ષિના સિદ્ધાન્તો અને તેના ઉપર કરેલા આક્ષેપોના સમાધાન ઉપર ઉત્તમ રચના

૩ આર્યસમાજના દાર્શનિક અથવા અન્ય કોઇ સિદ્ધાન્તો ઉપર મૌલિક રચના

૪ રાજનીતિ અથવા આચાર શાસ્ત્ર ઉપર આર્યસામાજિક દૃષ્ટિકોણથી લખાયેલી મૌલિક રચના

શ્રેષ્ઠતમ રચનાઓ ઉપર ક્રમશઃ રૂા. ૫૦૦) ૩૦૦) અને ૨૦૦)ના ત્રણ પુરસ્કાર આપવામાં આવશે. ૧૯૬૦ જાનેવારીથી ડિસેંબર ૬૪ની રચનાઓ ઉપર વિચાર થઇ શકશે. પુરસ્કાર માટે પ્રકાશિત પુસ્તકોની પાંચ પાંચ નકલો સભા કાર્યાલયમાં ૧ માર્ચ ૧૯૬૫ સુધીમાં મળી જવી જોઇએ.

**રામગોપાલ શાલવાલે**
મંત્રી
સાર્વદેશિક આર્યપ્રતિનિધિ સભા
દયાનન્દભવન નઇ દિલ્હી

## ઇસાઈ પ્રચાર નિરોધ કાર્ય

ઇસાઇ પ્રચાર નિરોધ કાર્યની સ્વતંત્ર રૂપે વિશાલ પાયા ઉપર યોજના કરવામાં આવી. સભાએ આ કાર્ય માટે એક ઉપસમિતિ બનાવી છે. તેના સંયોજક સભા મંત્રી શ્રી. રામગોપાલજી શાલવાલે છે.

આસામ, રાજસ્થાન, ત્રિપૂરા, છોટાનાગપૂર, મહુવાડાંડ, પલામુ, હજારીબાગ, રાઊરકેલા, સુન્દરગઢ વગેરે પ્રદેશોમાં દયાનન્દ સેવાશ્રમોના નામથી પ્રચાર કેંદ્રોની જાળ બિછાવી ચાલુ કામને ગતિ આપવાની યોજના બનાવવામાં આવી છે.

### પાખંડ ખંડિની શતાબ્દી

સંવત ૨૦૨૪માં હરિદ્વારમાં અખિલ ભારતીય પાખંડ ખંડિની પતાકાની શતાબ્દી મનાવવાનો નિશ્ચય કરવામાં આવ્યો. એ મહોત્સવનો કાર્યક્રમ બનાવવા સારું એક સમિતિ બનાવવામાં આવી છે.

### વિશ્વધર્મ સમ્મેલન દિલ્લી

૨૬, ૨૭, અને ૨૮ ફેબ્રુવારીના દિવસોમાં દિલ્લીમાં થનાર વિશ્વધર્મ સમ્મેલનમાં આર્યસમાજ તરફથી શ્રી. આચાર્ય વૈખનાથજી શાસ્ત્રી સમ્મિલિત થઇ નિબંધ વાંચશે તથા વાદવિવાદમાં ભાગ લેશે.

### ભારત સરકારને અભિનન્દન

એક વિશેષ પ્રસ્તાવ દ્વારા ભારત સરકારને ૨૬ જાનેવારી ૬૫થી રાજ્ય તેમજ સમ્પર્ક ભાષાના રૂપમાં હિન્દીના વપરાશની ઘોષણા કરવા પર બધાઇ આપી છે અને દક્ષિણ ભારતમાં દ્રવિડ મુન્નેત્ર કજગમ અને હિન્દી-વિરોધી તત્વોએ ભેગા થઇ-જે અશાંતિ ઊભી કરી છે તે માટે ખેદ અને ચિંતા વ્યક્ત કરી ભારત સરકારને અનુરોધ કર્યો છે કે ભારત સરકાર આ વિષયમાં મજબૂત નીતિ અપનાવી ઉપદ્રવી તત્વોને કડાઇથી દબાવી દે.

### ભારત સરકારથી માંગ

સભાએ ભારત સરકાર પાસે માંગ કરી છે કે પંજાબને પણ હિન્દી ભાષા-ભાષી પ્રાન્ત જાહેર કરે, કારણ કે ત્યાં ૭૦ પ્રતિશત પ્રજાની માતૃભાષા હિન્દી છે. પ્રશાસનમાં હિન્દીને યોગ્ય સ્થાન આપવાની પણ માંગ કરવામાં આવી છે.

સભાએ કોંગ્રેસના પ્રધાન શ્રી. કામરાજના તે વક્તવ્યને દુર્ભાગ્યપૂર્ણ બતાવ્યું જેમાં તેમણે કેરલની જનતાને એ પરામર્ષ આપ્યો છે કે સરકારથી તેમને મળેલા હિન્દી પત્રને ફેંકી દે.

### વનવાસી જાતિઓ અને પાદરીઓ

આ પ્રસ્તાવમાં કહેવામાં આવ્યું છે કે ભારતની તથા કથિત પછાત જાતિઓ પોતાની પરંપરાઓમાં હિન્દુજ છે. માટે જે સુવિધાઓ ભારત સરકારે એ જાતિઓને આપેલી છે. તે તેમને ધર્મપરિવર્તન પછી મેળવવાનો કોઇ અધિકાર નથી રહેતો. ભારત સરકારને પ્રેરણા આપવામાં આવી છે કે એ જાતિઓના નામે પાદરીઓને જે સહાયતા આપવામાં આવે છે તે તુરંત બંધ કરવામાં આવે.

### નાગાલેંડમાં શાંતિવાર્તા સરકાર પોતેજ કરે

ભારત સરકાર પાસે માંગ કરવામાં આવી છે કે નાગાલેંડમાં પાદરી માઇકલ સ્કાટ અને શ્રી. જયપ્રકાશ નારાયણ દ્વારા જે શાંતિ વાર્તા ચાલી રહી છે તેનાથી દેશને ભયંકર નુકસાન થયું છે, અને વિઘટનકારી પ્રવૃત્તિઓને પ્રોત્સાહન મળ્યું છે. ભારત સરકારને અનુરોધ કરવામાં આવ્યો છે કે એ બન્નેને હટાવી શાંતિ વાર્તા પોતેજ આગળ ધપાવે.

## જીવન માંગલ્ય

એક જુઠાણાનો આસરો લીધો ત્યારથી વાત ઘણીવાર વણસતી જાય છે. જુઠાણું એક પાપ છે, અને શબ્દોમાં કહીએ તો એક પાપની પાછળ પાપની હારમાળા લાગે છે.

ભલે એમ કહેવાય કે કોઈનું ભલું કરવા જુઠાણું ચલાવીએ તો પ્રભુ માફ કરે છે, પણ જો આપણું મન આ જુઠાણાથી છળી પડતું હોય તો માણસને આવા જુઠાણાની ભારે કિંમત ચુકવવી પડે છે.

**સૌથી સારો માર્ગ એ છે કે સચ્ચાઇ એજ સીધો રાહ છે. એ સદાએ ખ્યાલમાં રાખવું જોઇએ. અને તેનું સતત પાલન થવું જોઇએ.**

---

**આર્યપ્રકાશનું આપનું લવાજમ બાકી હોય તે મોકલી આપશો તથા ઓછામાં ઓછા નવ દશ ગ્રાહક બનાવી વૈદિક સિદ્ધાન્તોના પ્રચારમાં સાથ આપવા વિનંતિ છે.**

વ્યવસ્થાપક

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૬ માલીકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.

રજી. નં. જી/૩૭૪

॥ ओ३म् ॥




મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ | તંત્રી : વિષ્ણુભાઈ આણુલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ | [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૦મું ] | સૃષ્ટિ સંવત ૧૯૬,૦૮,૫૩,૦૬૪ | વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ | મહા સુદ ૧૨ને શનિવાર તારીખ ૧૩—૨—૧૯૬૫ | [ અંક ૪૬મો

# વ્યક્તિ સુધરે તો જ સમષ્ટિ સુધરે

## પવિત્રતા, નીતિ, સદાચાર ઓસરતાં જાય છે
## ભૌતિક મૂલ્યાંકનોએ દૃષ્ટિ ફેરવી નાખી છે

આજે વાતવાતમાં લોકોને બોલતા સાંભળીએ છીએ, જમાનો બગડી ગયો છે. બદલાઇ ગયો છે; આ જમાનામાં બધું આવું જ થવાનું; શું કરીએ ભાઇ. જમાનો જ ખરાબ આવ્યો છે.'

એટલે બધો દોષનો ટોપલો જમાના પર નંખાય છે. પરંતુ 'જમાનો' શબ્દ ખરેખર તો આ કાળે જીવોની મનોવૃત્તિઓ, સદાચાર કે દુરાચાર અને પલટાતી જતી મનોદશાનો નિર્દેશ કરવા વપરાતો એકાર્થ વાચી શબ્દ છે. આ યુગમાં જીવોના આચાર વિચાર, અને શ્રદ્ધા વિવેક, ધર્મકર્મ કેવાં છે, એ બતાવવા માટે 'જમાના'ની હીનતા બતાવવા થતો આ રૂઢ શબ્દ પ્રયોગ છે. પૂર્વકાલીન જીવોના આચાર વિચાર, રીતરિવાજ; શ્રદ્ધા, ભક્તિઆદિ વ્યવહારો સાથે આ યુગના જીવોના આચાર વિચાર, રીતરિવાજ, શ્રદ્ધા વ.ની તુલના કરતાં 'જમાના' પર સુધાર કે બગાડનો આરોપ કરવામાં આવે છે; યથાર્થમાં તો માનવીની મનોવૃત્તિઓ અને એનાં બદલાએલાં મૂલ્યાંકનોનો એ નિર્દેશ માત્ર કરે છે.

એટલે એ દૃષ્ટિએ 'જમાના' શબ્દનો રૂઢ પ્રયોગ કંઈ સર્વથા ખોટોય નથી: અને લોકો એમ કહે એમાં અયથાર્થ પણ શું છે?

આજે ભેળસેળિયો જમાનો છે. શુભ અલ્પ અને અશુભ વિશેષ; સદાચારી અલ્પ સંખ્યક અને દુરાચારી કે અનાચારીની સંખ્યા અધિક; શુદ્ધ કવચિત મળે શુદ્ધાશુદ્ધ કે અશુદ્ધ વિશેષ જોવા મળે; સાચા ઘાનાં દર્શન થવાં દુર્લભ; ભેળસેળવાળા શુદ્ધ શુદ્ધ કે અશુદ્ધનો વપરાશ વિશેષ. ચીજ વસ્તુઓમાં ભેળસેળ, ખાનપાનમાં ભેળસેળ; ખાદ્ય-અખાદ્યની ભેળસેળ, ભક્ષ્ય અભક્ષ્યની ભેળસેળ, પેયઅપેયની ભેળસેળ, સજ્જન દુર્જનની ભેળસેળ; સંત અસંતની ભેળસેળ, ચોકખી વસ્તુ જ મેળવવી દુર્લભ. એટલે કયાંક કયાંક કવચિત સારૂં હોય છતાં એ ખરાબમાં ખપે. અને કાગડા 'બધે કાળાજ' એવું માનસ થઈ જાય એવો આ જમાનો છે.

વાતો પવિત્રતા, નીતિ અને સદાચારની અને કરણી એથી સાવ ઊલટી. જાહેર જીવનમાં કંઇ બોલવાનું અને ખાનગી જીવનમાં કંઇક આચરવાનું. ભાષણો અને પ્રવચનો સાંભળીએ ત્યારે ભાષણ કરનારા દેવના દૂત જેવા લાગે; પરંતુ એમના નૈતિક અને વ્યવહારિક આચારો જોઇએ. સાંભળીએ ત્યારે નાકનું ટેરવું ચઢી જાય. એટલે કે બોલવાના જુદા અને ચાવવાના જુદા. આવું ઘણું બધું થાય અને દેખાય એટલે ચારેકોર બૂમરાણ ઊઠે કે સમાજ સડી ગયો છે; સમાજને સુધારો. હવે સમાજ નામની કોઇ એક વસ્તુ તો છે નહિ જેને ચાવી આપીને કે વાળી ઝુડીને સાફ કરી નાખી શકાય. સમાજ તો બહુવિધ જનસમુદાયનું સામુદાયિક નામ માત્ર છે; એમાં પ્રત્યેક વ્યક્તિ જુદી છે. ભિન્ન ભિન્ન સ્વભાવની; ભિન્ન ભિન્ન રુચિવાળી છે; ભિન્ન ભિન્ન આદતો અને ભિન્ન ભિન્ન ગમાઅણગમા ધરાવતી વ્યક્તિઓનો ચિત્રવિચિત્ર શંભુમેળો એનું નામ સમાજ છે. જેવી વ્યક્તિઓ તેવો સમાજ. વ્યક્તિઓ તો અહીં એકની એક રહેતી નથી; જૂની જાય છે અને નવી આવે છે. નવી વ્યક્તિઓ જન્મે છે તે સાથે કયા સંસ્કારો લઈને જન્મે છે અને કેવું ભાથુ બાંધીને અહીં આવે છે, તેના પર અને પાછળથી કયા વાતાવરણમાં કઇ રીતે ઉછરે છે, તેના પર તેનો આધાર રહે છે.

એટલે વ્યક્તિ સમાજનું અને દેશનું એકમ છે. વ્યક્તિઓ સદચરિત્ર અને સદવિચારી હોય તો એ સમાજ અને દેશનું નાગરિક અને રાષ્ટ્રીય ચારિત્ર્ય ઉત્તમ અને ઉજ્જવળ બને. એટલે વ્યક્તિના જન્મજાત સંસ્કારો અને પાછળથી થતો ઉછેર, મળતી કેળવણી, સમાજનું વાતાવરણ વ. પર વ્યક્તિના નાગરિકત્વની ઇમારત ચણાય છે. એ ઇમારત બરાબર ચણાઈ ન હોય તો સમાજ અને રાષ્ટ્રનું પતન થાય છે.

એને જ જમાનો બદલાઇ ગયાની 'લોકસંજ્ઞા' મળેલી છે. એ રીતે આધુનિક સમાજનું સમાજ-દર્શન કરીએ તો શું જોઇએ છીએ?

પવિત્રતા, નીતિ અને સદાચાર એ ઉન્નત સમાજની પારાશીશી છે. આજે સમાજમાં ભાગ્યે જ એના દર્શન થાય છે. આજે જાણે કે સમાજ સદંતર સડી ગયો હોય અને ન્યાય નીતિ નેવે મુકાઇ ગયાં હોય એવો બહુધા અનુભવ થાય છે. કવચિત રણમાં કોઈ મીઠી વીરડી મળી પણ જાય એથી રણ થોડું લીલીવાડી કહેવાય? માનવીના વિચાર અને આચારમાં આસમાન જમીન જેટલું અંતર જોવા મળે છે. મનમાં કંઇ, વચનમાં કંઇ અને કરણી કંઇક જુદી જ-એવું

(જુઓ પાન ૬)

# ઇશાવાસ્યોપનિષદ્

લે. : પં. મયાશંકર શર્મા ( આચાર્ય )

### મંત્ર ત્રીજો

આ મંત્રના બે અર્થ થઈ શકે છે તેમાં પહેલો અર્થ આ પ્રમાણે છે. ( ૧ ) જે માણસો આત્મહત્યા કરે છે, તે .. અંધકારથી ભરેલા લોકમાં દુઃખ ભોગવવા જાય છે. એ લોકનું નામ 'અસુર્યા' છે. જે જગતમાં અત્યારે આપણે જીવી રહ્યા છીએ તે 'મૃત્યુલોક' કહેવાય છે. આવું જ કોઇ બીજું જગત હોવું જોઇએ કે જેને કેટલાક વિદ્વાનો 'અસુર્યા' લોક સમજે છે. આત્મ-હત્યારૂપ પાપકર્મ કરનાર માણસ 'અસુર્યા' નામના નરકમાં જાય છે.

પૃથ્વી સિવાય બીજા અસંખ્ય પ્રાકૃતિક ગોળાઓમાંથી કોઇ પણ ગોળામાં જીવ-સૃષ્ટિ નથી જ, અથવા છે જ, એવું હજી સુધી કોઈ પણ વૈજ્ઞાનિકે જણાવ્યું હોય એવું જાણવામાં આવ્યું નથી તેથી આ વૈદિક મંત્રના બતાવ્યા પ્રમાણે કેવળ શ્રદ્ધાથી કોઇ ઉક્ત અર્થ માને તો તે ભૂલને પાત્ર છે એને માટે પ્રમાણ-શોધતો પ્રયત્ન અપેક્ષિત છે.

પાપ કરનારને નરક ભોગવ્યા વગર છૂટકો નથી. નરકનો અર્થ દુઃખ થાય છે. 'અસુર્યા' લોક ગાઢ અંધકારથી ભરેલો છે. સ્વર્ગ અથવા નરકમાં મોકલનાર કર્મસાપેક્ષ સર્વજ્ઞ પરમાત્મા જ છે. જીવાત્માઓ-ને તેમના કર્મનાં ફળ આપવાં એ ઈશ્વરનો સ્વભાવ છે અને આવો સ્વભાવ કેમ છે ? એ પ્રશ્ન ઉદ્ભવવો ન જોઇએ. સુરજ કેમ પ્રકાશે છે ? આવો પ્રશ્ન કોઇના પણ મનમાં જન્મતો નથી.

જે લોકો પોતાની બુદ્ધિના બળે અથવા શરીરના બળે અજ્ઞાની માણસને છેતરે છે, પીડા આપે છે અથવા ખોટી રીતે હેરાન-પરેશાન કરે છે, જેઓ દુરાચાર સેવે છે, અપ્રમાણિકતાથી રાજસત્તા ભોગવે છે, વેપાર કરે છે, લાંબા દુઃખજનક રોગ અદિથી જેઓ કંટાળી ગયા હોય છે અથવા પ્રજામાં કોઈ ને કોઈ બહાને અશાંતિ જન્માવે છે, તેને આત્મહત્યા કરવાની ઘડી આવી પડે છે, આત્મહત્યા કરનારને મર્યા પછી દુઃખ ભોગવવું પડે છે. આત્મહત્યા એ ઈશ્વરીય નિયમનો ભંગ હોવાથી પાપકર્મ છે.

ધર્મનું પહેલું પગથિયું 'ધૃતિ' છે અર્થાત્ ધીરજ રાખવી એ છે. આ પગથિયું અધાર્મિક માણસમાં હોતું નથી. સુખ-દુઃખના સંબંધો જતા આવતા હોય છે. ગીતામાં એને માત્રાસ્પર્શો તરીકે જણાવ્યા છે. માત્રાસ્પર્શોઓને સહન કરવા એ તિતિક્ષા કહેવાય છે, આને સેવવા શ્રીકૃષ્ણ ભગવાને ઉપદેશ આપ્યો છે પણ જે ઉગ્ર અધાર્મિક હોય છે તેઓ તિતિક્ષાને સેવી શકતા નથી, તેથી તેઓ મુંઝાઈ ને આત્મહત્યા કરે છે. આવા આત્મઘાતીઓને અસુર્યા નામના નરકમાં જવું પડે છે. કોઈ પણ અવસ્થામાં આત્મહત્યા કરવી એ પાપકર્મ જ છે, એ વૈદિક સિદ્ધાંત છે.

હવે બીજા અર્થને સમજવા પ્રયત્ન કરીએ.

(૨) સૌથી પ્રથમ 'असुर्या' શબ્દ ઉપર વિચાર કરીએ. न सुराः 'असुराः' જે સુરથી ઇતર લોકો હોય તે असुर કહેવાય અને અસુરોનું જે કંઇ હોય તે બધું 'અસુર્ય' કહેવાય છે. જે લોકો સારી રીતે સમજપૂર્વક રમણ કરે છે. ઈશ્વર અને આત્મામાં અડગ શ્રદ્ધા ધરાવે છે અને જે પરમ આસ્તિક હોય છે તે 'સુર' કહેવાય છે અને તેનાથી વિપરીત લોકો અસુર છે. અસુર લોકો જે વસ્તુ ઉપર સ્વામિત્વ ધરાવતા હોય તે 'અસુર્ય' તરીકે ગણાય છે, એટલે કે અસુરોની સ્થાવર અને જંગમ સંપત્તિ તથા તેનાં શરીરો 'અસુર્યા' કહેવાય છે. અસુરોની તૃષ્ણાનો અંત હોતો નથી. પરમ શાંતિ અને આનંદનું ધામ આત્મા છે. यस्य सर्वाणि भूतानि आत्मैवाभूद्विजानतः । तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः । જેને એ પ્રત્યક્ષ થઇ ગયું છે કે, આત્મા સર્વત્ર છે અને તે એક જ પરમાત્મા

( જુઓ પાન ૬ )

## પ્રચાર વૃત્તાન્ત

સભાના ભજનોપદેશક શ્રી હરિસિંહજીએ જાનેવારી માસમાં અમદાવાદની આર્યસમાજ દયાનન્દ માર્ગ, આર્યસમાજ સઈજપૂર બોઘા આર્યસમાજ લુણસાવાડા, આર્યસમાજ સાબરમતી, પાલડી, ચમનપુરા, અસારવા, અને આર્યસમાજ કુબેરનગર વગેરેમાં પ્રચાર કરી સૂરત આર્યસમાજના ઉત્સવમાં પધાર્યા હતા. ત્યાર પછી સૂરત જિલ્લાના પરબ ગામના વતની ઉત્સાહી કાર્યકર્તા શ્રી રામચન્દ્રજી વૈદ્ય અને મોતીભાઇના નિમંત્રણથી પરબ, વલણ, મોરથાણા વિગેરે ગામોમાં પ્રચાર કર્યો હતો. ગામડાઓમાં પ્રચારની ખૂબ જ ભૂખ હોવાથી જાગૃતિના સારા પ્રમાણમાં ચિહ્નો દેખાય છે. પ્રતિદિન યજ્ઞાદિ પછી ઉપદેશ તથા શંકા સમાધાનનો કાર્યક્રમ રાખવામાં આવતો હતો. પરબના શ્રી રામચન્દ્ર વૈદ્ય, તથા મોરથાણાના શ્રી મોતીભાઈ અને શ્રી બેચરભાઇ ખૂબ જ ઉત્સાહી કાર્યકર્તા હોઇ જૂના આર્યસમાજીઓ છે. આ ત્રણે કાર્યકર્તાઓએ ઠેક ઠેકાણે સ્કુલો વગેરેમાં પણ પ્રચારની સુંદર વ્યવસ્થા કરી આપી હતી. આ પ્રચાર યાત્રામાં સભાના વેદ પ્રચાર ફંડમાં રૂ. ૧૪૭) દાનમાં મળ્યા હતા.

*

સભાના ઉપમંત્રી શ્રી પં. રવિશંકરજી સઇજપૂર બોઘાના ઉત્સવમાં ભાગ લઈને આર્યસમાજ પાટણ વગેરેમાં પ્રચાર કરી ભરૂચ શ્રી ગુલાબદાસ કાળીદાસની પુત્રીનાં લગ્નમાં પધાર્યા હતા. ખેડા જિલ્લાના થોડાક ગામોમાં પ્રચાર કરી હવે તા. ૧૮થી ૨૦ સુધી આર્યસમાજ માટુંગાના ઉત્સવમાં જવાના છે.

*

શ્રી પં. જગદીશચન્દ્રજી સંગીત સાથે સુંદર પ્રચાર કરે છે. તેઓ હાલ મુંબઇની તેમ જ આસપાસની આર્યસમાજોમાં પ્રચાર કરી રહ્યા છે. તા. ૧૮થી ૨૦ આર્યસમાજ માટુંગાના ઉત્સવમાં ભાગ લીધા પછી મહારાષ્ટ્રની સમાજોમાં જશે.

*

સભાના ભજનોપદેશ શ્રી બલદેવ પ્રવાસી ખેડા જિલ્લાના તેમજ ભરૂચ જિલ્લાના પછાત વર્ગમાં નિયમિત રીતે પ્રચાર કરી ખ્રિસ્તીઓના કુચક્રનો ભંડાફોડ કરી રહ્યા છે.

*

સભાના ઉપમંત્રી શ્રી દયાશંકરજી મુંબઇની આર્યસમાજોમાં વ્યવસ્થિત રીતે પ્રચાર કરી રહ્યા છે. હમણાં જ તા. ૬-૨-૬૫ના રોજ સભાના ઉપપ્રધાન શ્રી એલ. કે. નંદવાણાના સુપુત્ર શ્રી પ્રતાપભાઇના વિવાહ પ્રસંગે વડોદરા પધાર્યા હતા. હવે તેઓ માટુંગાના ઉત્સવમાં ભાગ લેવા જવાના છે.

## શહીદને વંદના

સંપાદક :- શ્રી કૃષ્ણદેવ બળદેવભાઈ આર્ય
સંસ્કાર ભૂષણ; વિનીત

એણે મોહ ત્યજ્યો નીજ પ્રેમી તણો,
નીજ માત પિતાને કુટુંબ તણો;
એને વહાલો છે દેશ અનેક ઘણો.
એણે દેશને કાજ ત્યજ્યાં ઘરબાર, લડાયક
સાજ સજ્યો તનમાં,
માત મૂક્તિનાં કાજ કરે, દુઃખ આવે તથાપિ
ગણે નવ અંતરમાં -૧

એના હાથમાં ચક્ર સુદર્શન છે,
ઉર ભાવ અહિંસા સત્ય જ છે;
દિલમાં અરિનું હિત ચિંતન છે,
એને છે ન તમા નિજ દેહતણી, પણ દેશની
હૈયામાં વાત જ છે;
દિન રાત ફરે, નિજ કાર્ય કરે, પણ દૃષ્ટિમાં
ભારત માત જ છે, -૨

સમરાંગણમાં ધસતાં ધસતાં,
જેણે ઘાવ સહ્યા હસતાં હસતાં,
જયહિંદ જપ્યો મરતાં મરતાં,
એના દિલમાં માત આઝાદીને કાજ ફના
થવું : એક જ ગુંજન છે,
એવા વીર શહીદની ખાંભી પરે પુષ્પવૃષ્ટિ
હજારોનાં વંદન છે.
આજ ભારત વીરનાં વંદન છે.

( નોંધ :- સ્વ. શ્રી બળદેવભાઈ આર્યના પ્રગટ થનાર કાવ્યસંગ્રહ ( સંપાદિત : કૃષ્ણદેવ આર્ય ) નું એક પાનું )

## ભૂત સવાર

આર્ય પ્રકાશના ગત અંકમાં ભૂલથી સરસપુર આર્ય સમાજનો ઉત્સવ ઉજવાયો એમ લખેલું પણ વાસ્તવમાં તે દિવસોમાં સઈજપૂર બોઘા તથા કુબેરનગરમાં પ્રચાર માત્ર કરવામાં આવ્યો હતો, તેની નોંધ લેવા વિનંતિ છે.

## ઉત્સવ

આર્ય સમાજ માટુંગાનો ઉત્સવ તા. ૧૮, ૧૯, ૨૦ ફેબ્રુવારી ૬૫ના દિવસોમાં ઉજવાશે. તે પ્રસંગે શ્રી. પં. દયાશંકરજી શર્મા, શ્રી. પં. રવિશંકરજી દ્વિવેદી, તથા શ્રી. જગદીશચંદ્રજી પ્રવાસી ભજનોપદેશક પધારશે.

* * *

આર્ય સમાજ સઈજપુર બોઘાનો ઉત્સવ તા. ૧૫ થી ૨૦ ફેબ્રુવારી સુધી ઉજવાશે. તે પ્રસંગે શ્રી. આનંદસ્વામીજી મહારાજ તથા શ્રી. હરિસિંહજી ઠાકોર ભજનોપદેશક પધારશે.

* * *

આર્ય સમાજ સરસપુરનો ઉત્સવ તા. ૮ થી ૧૩ એપ્રિલના દિવસોમાં ઉજવાશે.

## રાષ્ટ્રભાષા હિન્દીનો દ્રોહ કરશો નહીં.

આર્યસમાજ બાપુનગર અમદાવાદે તા. ૭-૨-૬૫ના સાપ્તાહિક અધિવેશનમાં નિમ્ન લિખિત પ્રતાવ પસાર કર્યો કે તા. ૨૬મી જાનેવારીના પ્રજાસત્તાક દિને ૧૭ વર્ષ પછી મહામુશીબતે રાષ્ટ્રભાષા હિન્દીને સમગ્ર રાષ્ટ્રની થોડાઘણે અંશે રાષ્ટ્રની સર્વોપરી ભાષા સ્વીકારે છે તેને અર્ધમિશ્રિત આવકાર આપે છે. પરંતુ દક્ષિણ ભારતના કજગમના નેતા અન્ના દુરાઇ, રાજગોપાલાચાર્ય કોંગ્રેસના પ્રધાન કામરાજ તથા શિક્ષણ પ્રધાન શ્રી. છાગલાની દુષિત મનોવૃત્તિ પૂર્ણ કુટિલ નીતિ પ્રત્યે ક્ષોભ પ્રગટ કરે છે. ભારત સરકારને અનુરોધ કરે છે. કે ભારતીય સંગઠનની દ્રષ્ટિથી ભાષાના પ્રશ્ન ઉપર વિરોધી પક્ષોને કોઇ રીતે મચક ન આપે.

## શોક પ્રસ્તાવ

આર્યસમાજ બાપુનગર, અમદાવાદે તા. ૭-૨-૬૫ના સાપ્તાહિક અધિવેશનમાં આર્યસમાજ ટંકારાના પ્રદાન શ્રી ચંચળબહેન પાઠકના નિધન ઉપર શોક પ્રગટ કરે છે તથા દિવંગત આત્માને શોકાંજલી આપી ભગવાનને પ્રાર્થના કરે છે કે સ્વર્ગસ્થને શાંતિ તથા સહકાર્યકર્તાઓને ધૈર્ય પ્રદાન કરે.

( પાન ૧૯નું ચાલુ )

વિચિત્ર વિસંવાદી આજનું માનસ દેખાય છે. દેખાવ સજ્જનતાનો આચાર દુર્જનના, વાણી સંત અને સજ્જનની અને કરણી શયતાનની.

પરિણામે સમાજમાં દિનોદિન નૈતિક અધોગતિનાં દર્શન થતાં જાય છે. કોઈને સુધરવું ગમતું ન હોય પરંતુ બગાડ તરફ જ અભિરુચિ વધતી જતી હોય, એવો ભાસ થાય છે; એવી વિષમ પરિસ્થિતિ સર્જાતી જાય છે. આજ દિન સુધી જે વસ્તુ તરફ અણગમો પ્રદર્શિત થતો તેને આજે નવાજવામાં આવે છે; એનાં ગુણગાન ગવાય છે; એને અનેક દિશાઓમાંથી પ્રોત્સાહન અપાય છે.

એક દિવસ જેને ખાવાનાં ફાંફાં હોય તેવો આદમી લાંચરૂશ્વત કે કાળાં બજાર કરી અનીતિને માર્ગે બંગલાનો માલિક બની બેસે કે મોટર-ગાડી ફેરવતો થઈ જાય તો તેની પ્રતિષ્ઠા આપોઆપ વધી જાય સમાજમાં એનાં માનપાન થાય! આમ આજદિન સુધી જે ઘૃણા દર્શાવાતી હતી; જે સૂગ હતી તેને બદલે અનીતિ આચરીને ધનાઢ્ય બનેલાઓને નવાજવામાં આવે છે. એમની મુક્ત કંઠે જાહેરમાં પ્રશંસા થાય છે. ધનના જોરે એ સાતે વ્યસનો સેવતા હોય, ખાનગી દુરાચારો સેવતા હોય છતાં જાહેરપંચો પર એ આગવું સ્થાન જમાવતા હોય છે.

આમ નૈતિક મૂલ્યો સાવ બદલાઇ ગયાં લાગે છે. માનવ ગુણોનું મૂલ્ય હવે માનવીની સંપત્તિએ લઇ લીધું છે. ગુણની કિંમત નથી; ધન દોલત અને ઐશ્વર્યની આજે કિંમત છે. નજર એ ભૌતિક સિદ્ધિઓ તરફ મંડાઈ છે, એટલે મૂલ્યાંકનો પલટાઇ ગયાં છે અને મૂલ્યાંકનો પલટાતાં બધાંની દોડ પણ એ દિશા તરફ વળી છે.

દાણચોરીનો માલ સસ્તામાં લઇ લેવો, કરચોરી સિફતપૂર્વક કરવી, અધિકારી વર્ગને પ્રલોભનો આપી રૂશ્વતખોરી માટે લલચાવી રાતોરાત પાટીયાં ફેરવી નાખવાં. આ બધું જાણે આજે ગૌરવ ગાથારૂપ બની ગયું છે.

શું રાજકીય ક્ષેત્રે, શું સામાજિક કે ઔદ્યોગિક ક્ષેત્રે જ્યાં જૂઓ ત્યાં આ દશા વરતાય છે. ભિન્ન વિચાર ધરાવનારાઓને પ્રેમથી કે શાંતિથી સમજાવવાને બદલે ધાક-ધમકી, આંદોલનો, હડતાળો, તોફાનો ભાંગફોડ વ. થી વશ કરવાની કે નમાવવાની નીતિ આચરાય છે. ભાષાના પ્રશ્ને મદ્રાસમાં કેવી સ્થિતિ સર્જી છે? છાશવારે આવી સ્થિતિ દેશના કોઇને કોઇ ભાગમાં સર્જાતી જ રહેતી હોય છે. આમને આમ ચાલ્યા કરે તો દેશની આઝાદી ભયમાં ન આવી પડે? તો લોકશાહીનું શું થાય? સમજુ માનવીને હચમચાવી મૂકે એવી આ વાતો છે.

સામાન્ય માનવીમાંય આજે ઓછી મહેનતે વધુ મેળવવાની દુવૃત્તિ જાગી છે. પ્રમાણિકતા ઓસરતી જાય છે. કામચોરીમાં ગૌરવ મનાવા લાગ્યું છે. વેપારમાં ભેળસેળ અને કાળા બજારની પરંપરા વધી છે. વિદ્યાર્થી વર્ગ બેજવાબદાર અને ગેરશિસ્તમાં મહાલે છે.

નારી નગ્નતાની પુતળી બની જાય છે અને ફેશન પરસ્તીમાં ફસી પડી છે. એક બાજુ મોંઘવારી ભરડો લઇ રહી છે; બીજી બાજુ દેખાદેખીથી મોજશોખ વધતા જાય છે.

સમાજસેવાના ક્ષેત્રે કે બીજા ક્ષેત્રે એકે એવું ક્ષેત્ર નથી જ્યાં નીતિ, પવિત્રતા કે પ્રમાણિકતા દેખાતી હોય.

ચિંતાજનક એવી આજની આ સ્થિતિ છે. સીધા સાદા, સરળ અને પ્રમાણિક માનવીને આ બધું જોઈ દુઃખ થાય, એ સ્વાભાવિક છે.

આનો ઇલાજ શો? ઇલાજ એક જ છે કે વ્યકિત સુધરે તો સમાજ સુધરે વ્યકિતને એની આધ્યાત્મિક સંપત્તિનો ખ્યાલ અપાય અને એ આધ્યાત્મિક માર્ગે વળે તો જ એના પાપાચારના ફંદ અને ઠંદ છૂટે. વ્યકિતના સુધારવિના સમષ્ટિનો સુધાર કદિ શકય નથી. જાતે સુધરવું અને બીજાને સુધારવા પ્રેરક બનવું જોઇએ.

( લોકસત્તાના સૌજન્યથી )

( પાન ૨નું ચાલુ )

છે તેને મોહ અને શોક હોતા નથી. આ વાત અસુરોને કબુલ નથી હોતી. આવા લોકોને આ મંત્રમાં આત્મહન કહ્યા છે. આત્મહન એટલે આત્મઘાતી.

વેદ, શાસ્ત્રો અને અનુભવી સંત મહાપુરુષો કહે છે કે આત્મા અમર છે, તે વિકાર પામતો નથી, તે કદિ જન્મ્યો નથી, તે અનાદિ છે એને અગ્નિ બાળી શકતો નથી, પાણી પલાળી શકતું નથી અને વાયુ ઉડાડી શકતો નથી. કોઈ શસ્ત્ર અસ્ત્ર તેને અડી પણ શકતું નથી. તો હવે સમજો કે તેનો ઘાત = નાશ શી રીતે થાય? જો આત્મા નાશ ન પામે તો કોઈ પણ આત્મઘાતી થઇ શકે નહિ.

આ કારણને લીધે મહર્ષિ યાજ્ઞવલ્કયે ગાર્ગિને ઉત્તર આપતાં આત્મઘાતીનો અર્થ આ પ્રમાણે કર્યો છે.

एतदक्षरं गार्गि, अविदित्वाऽस्माल्लोकात्प्रैति
स कृपणः बृ. ३५-३-८-१२

હે ગાર્ગિ, આ અક્ષર-અવિનાશી આત્માને જાણ્યા વગર શરીરને છોડીને જાય છે તે 'કૃપણ' છે. કૃપણ શબ્દનો અર્થ જેને આત્માનું જ્ઞાન થયું નથી તે. અનાત્મજ્ઞ આત્મઘાતી છે. જે આત્મવિત્ નથા તે જ આત્મઘાતી છે.

न चेदवेदीत् महती विनष्टिः કેનોપનિષદ્. જો આ જન્મમાં આત્માને ન ઓળખ્યો તો મહાવિનાશ થયો છે એમ સમજવું. એટલે કે આત્માને જે નથી જાણી શકયો, તે આત્મઘાતી છે. ગીતામાં ભગવાન્ શ્રીકૃષ્ણે પણ કહ્યું છે કે આત્માએ જ આત્માનો ઉદ્ધાર કરવો જોઇએ. આત્માની અધોગતિ થવા ન દેવી જોઇએ. આત્મજ્ઞાન એ જ સૌથી પવિત્રમાં પવિત્ર અગ્નિ છે. ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुतेऽर्जुन। આત્મજ્ઞાનરૂપ અગ્નિ પુણ્ય અને પાપકર્મોને બાળી નાખે છે અને પરમાત્માની પ્રાપ્તરૂપ મોક્ષ અપાવે છે. આટલા માટે જ મહર્ષિ દધ્યંડે પોતાના શિષ્યને આત્માને ઓળખવા માટે યોગ શીખવ્યો હતો અને આત્મઘાતી થતો બચાવી લીધો હતો. આપણે પણ મરણ પામ્યા પહેલાં આત્માને જાણી લેવા પૂરેપૂરો પ્રયત્ન કરવો જ રહ્યો.

ક્રમશઃ

## આર્ય સભ્યતાએ કુરબાની, સત્ય ધર્મ અને સમગ્ર દેશની સેવા માટે પ્રાણ ફુંકયા છે

સને ૧૮૮૨માં મેં આર્ય સમાજની નાવમાં પગ મૂકયો. તે વખતે એ ફકત નાની સરખી નાવડી હતી. આ બત્રીસ વર્ષના ગાળામાં તો એ નાવડીમાથી મોટું જહાજ બની ગયું છે.

પાછલા બત્રીસ વર્ષોમાં મને કોઇ પણ દિવસ આ વાતનો અફસોસ થયો નથી તે હું શા માટે આર્ય સમાજમાં દાખલ થયો? હું હંમેશા આ બનાવને મારી જિંદગીની એક મહત્વપૂર્ણ પરિવર્તનકારી મોટી વાત ( Luring Point ) માનું છું.

સન ૧૯૦૯માં દેશ નિકાલથી પાછા ફર્યા બાદ લાહોર ખાતે મળેલ આર્ય સમાજના અધિવેશનને સંબોધનકરતાં મેં એ કહ્યું હતું કે જીવનનો જે કંઈ ખરાબ ભાગ છે, એમાં મારો પોતાનો જ છે. કાં તો તે મને વારસામાં મળ્યો છે. અથવા તો મારા પૂર્વજન્મોના સંસ્કારોનું ફળ છે-પરંતુ મારા જીવનનો મોટો ભાગ સારો છે. અને લોકોમાં પ્રશંસાપાત્ર છે. તે તમામ આર્ય સમાજનું જ પરિણામ છે.

### આર્ય સભ્યતાના દેણગા

આર્ય સમાજે મને વૈદિક ધર્મથી પ્રેમ કરતાં, પ્રાચીન આર્ય સભ્યતા પ્રત્યે માન કરતાં, કુરબાનીનો માર્ગ બતાવ્યો. મારા અંદર સત્ય ધર્મ અને સ્વતંત્રતાનો પ્રાણ ફુંકયો, સૌને સંગઠિત કરવાના પાઠ ભણાવ્યાં, સમાજ ધર્મ અને દેશની પૂજા અને સેવા કરવાની પ્રેરણા આપી અને શિખવ્યું કે દેશની સેવામાં જે મનુષ્યો બલિદાન આપે છે અને દુઃખ ઉઠાવે છે તેમને સ્વર્ગનું રાજ્ય પ્રાપ્ત થાય છે.

—લાલા લજપતરાય

( લોકસત્તાના સૌજન્યથી )




તંત્રીસ્થાનેથી

## આર્ય વૈશ્વાનર પ્રજ્વલિત કરો

**"રાજકીય સ્વતંત્રતાને આપણે ક્ષાત્ર-વીર્ય વિના, ક્ષત્રિની અગ્નિ-શક્તિ વિના ટકાવી શકીએ તેમ નથી."**

આ સત્યની યથાર્થતા ભારતના વર્તમાન ઇતિહાસમાં સૌ કોઇને થઈ રહી છે. બાયલાની અહિંસા કદી કારગત થઈ નથી, થવાની નથી, સ્વરાજ્ય રક્ષી શકવાની નથી.

આપણા દેશમાં આજકાલ રાષ્ટ્રિય એકતા તોડવા મથતા અનાર્ય ઝંઝાવાતો ચારે તરફ ખડા થઈ રહ્યા છે.

કોંગ્રેસ પ્રમુખ કામરાજ નાદર અંગ્રેજી જાણતા નથી. ખપપૂરતું કદાચ સંસર્ગ અને સ્થાનને અંગે જાણતા થયા હશે. છતાં તેમનું અંગ્રેજીનું તો શું, હિંદીનું અજ્ઞાન પણ તેમને ભારતના સૌથી મોટા એકમાત્ર સત્તાધારી પક્ષના સર્વોચ્ચ વડા થતાં અટકાવી શક્યું નથી. અંગ્રેજી ભાષાએ નહિ પણ ભારતની વેદ પ્રાચીન સાંસ્કૃતિક ભાવાત્મક એકતાના પ્રતીકો શંકર, વલ્લભ, રામાનુજ, મધ્વ, નિંબાર્ક, રામાનંદ, સૂર. તુલસી, કબીર, દાદૂ, રસખાન, તિરુવલ્લુર, રામદાસ, શિવાજી, પ્રતાપ, લક્ષ્મીબાઈ, કિતૂરની મહારાણી ચેનમ્મા, રામરાવ, સૌમાં શિરોમણિ વર્તમાન યુગપુરુષ રાષ્ટ્રવિધાતા દયાનંદે પ્રગટાવેલ અને ગાંધીજીએ આગળ વધારેલી. તળપદી સ્વાતંત્ર્યક્રાંતિનું કામરાજ શુદ્ધ ભારતીય સ્વરૂપ છે. છતાં સતાની લાલસામા ફસાઈ કામરાજ-ભક્તવત્સલમ-ભક્તદર્શન-કૃષ્ણમાચારી, સુબ્રહ્મણ્યમ, રાજાજી અને કઝગમ મુનેત્રાના નેતા અન્નાદુરાઈ પરદેશી અગ્રેજી ભાષાને નામે મદ્રાસી નોકરીયાતોનો વર્ચસ્વ-વગ વસીલો જાળવવાના રાજસિક મોહવમળમાં ફસાઈ જઈ ભારતની રાષ્ટ્રભાષાનું નિકંદન કાઢવા તૈયાર થઈ રહ્યા છે એ આ દેશની અનાર્યવૃત્તિની વિજયપરાકાષ્ઠા હોવા સાથે રાષ્ટ્રવિદ્ધંસક પ્રવૃત્તિની પણ પરાકાષ્ઠા છે.

શું ભારત એક દેશ નથી ? અમારે મન ભારત-પાકિસ્થાનને સમાવતો ભારત વર્ષ આપણી એક અને અખંડ માતૃભૂમિનો પ્રદેશ આપણો સ્વદેશ છે. એ આખા ભારતીય ઉપખંડને 'આર્ય' બનાવવાનો આપણો જન્મસિદ્ધ અધિકાર છે. આર્ય એટલે શ્રેષ્ઠ આચારવિચારનો પ્રતીક. એ સમગ્રની ભાવાત્મક એકતાનું વાહન રાષ્ટ્રભાષા હિન્દી સિવાય બીજી કયી ભાષા બની શકે તેમ છે ? ધારો કે દક્ષિણ ભારત અલગ પ્રદેશ છે તો તેની રાષ્ટ્ર ભાષા કયી ભાષા થશે ? કન્નડ, તેલુગુ, મલયાલમ, તામિલ ને સિંહાલી ભાષાઓમાંથી કયી ભાષા સમગ્ર દક્ષિણની એક માત્ર ભાષા બનશે ? પાંચ ટકાથી પંદર ટકા શોષકોની ગુલામીના પ્રતીક જેવી પરદેશી અંગ્રેજી ભાષા કામરાજ જેવા તળપદા સરેરાશ બહુમત ભારતજનના ઉપર લદાશે કે સૌની સમાન ધર્મભાષા સંસ્કૃતની સર્વ પ્રથમ જ્યેષ્ઠ પુત્રી રાષ્ટ્રભાષા હિન્દી જ ભણેલા અભણ સૌની ભાવાત્મક એકતા સરજશે તેનો સૌએ શાણપણથી વિચાર કરવો ઘટે. કાશ્મીરથી કન્યાકુમારી અને દ્વારિકાથી જગન્નાથ સુધીના ધર્માર્થ દેશ ભારતની સર્વજનસુલભ ભાષા તો "સબકી બોલી હિન્દી" દેવનાગરિમાં લખાતી જ બની શકે તેમ છે. એ સ્વાતંત્ર્યસૂર્ય દયાનંદનો યુગપ્રવર્તક રાષ્ટ્રીય વિચાર આર્યસમાજ અને જનસંઘ જેવા પ્રચંડ રાષ્ટ્રાધાર પક્ષોએ આગળ ધપાવવા માંડયો છે તેને અમારા અભિનંદન છે. ભારત સરકારે તે મુજબ રાષ્ટ્ર નીતિ ગઈ તા, ૨૬ મી જાન્યુઆરીના સ્વાતંત્ર્યદિને જાહેર કર્યા છતાં ક્ષાત્રવૃત્તિના અભાવવાળી બાંધ છોડની નબળી નીતિ સરકાર સ્વીકારવા તૈયાર થશે તો ભારત સરકાર રાજ્ય કરી શકશે નહિ અને "ન દૈન્યં-ન પલાયનમ્" ને સ્થાને તેને દૈન્યયુક્ત પલાયન સ્વીકારવું પડશે.

પ્રતાપસિંહ કેરોનની તેમના સાથીઓ સહિતની કરપીણ રાજકિય હત્યાઓ કે ચીન-પાકિસ્થાનની ભારતના સીમાડા લોપતા રહેવાની દાંડાઈ શઠનીતિ એ પણ ક્ષાત્રવૃત્તિની સબળતા બતાવવાની અનિવાર્ય આવશ્યક્તા સૂચવે છે. ભારત સરકારે અને ભારતીય પ્રજા અનાર્ય બળોને ભસ્મ કરનાર આર્યવૈશ્વાનર પ્રજવાળતા ક્ષાત્રવૃત્તિના યજ્ઞકુંડની સવેળા સ્થાપના કરશે નહિ-આસુરિક બળોના હૈયાને થરથરાવનાર યજ્ઞશિખાઓને ગગનગામી બનાવનાર જ્ઞાન, દર્શન ને ચારિત્ર્યની જ્યોતથી ઝળહળાવશે નહિ તો આપણી એકતા-એકાત્મતા છિન્નભિન્ન થઈ જશે. આપણું સ્વરાજ્ય નામશેષ થઈ જશે. **એકબીજાના ટાંટિયા ખેંચવામાં જગમશહુર આપણે ફરી માતૃભૂમિને ગુલામ બનાવી દઈશું અને રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, દયાનંદ, ગાંધી, અરવિંદ, શ્રદ્ધાનંદ, સરદાર, સુભાષ-જવાહરનો દ્રોહ કરનાર આપણે રૌરવ પરાધીનતાની નરકમાં આપણી ભાવી પ્રજાને ધક્કેલી દેનાર ઘોર પાતકી તરીકે ઇતિહાસના પાને કાળા અક્ષરોમાં લખાઇશું. ક્ષાત્રવૃત્તિના સામર્થ્યને પ્રગટાવનાર આર્ય વૈશ્વાનરથી રાષ્ટ્રને પ્રકાશિત કરવાની પ્રભુ ભારત સરકાર-પ્રજાને સદબુદ્ધિ આપે એ જ પ્રભુ ચરણે પ્રભુ પ્રાર્થના.**

# महर्षि का बोध-रात्रि

[ श्रीयुत आचार्य वैद्यनाथजी शास्त्री ]

हर वर्षो की भांति इस वर्ष भी शिवरात्रि १ मार्च सन् ६५ को आ रही है। वस्तुतः यह वह रात्रि है जिसमें बालक मूलशंकर ने सच्चे शिव की खोज का व्रत लिया था। इसी प्रसंग में घटी घटनाओं ने आगे चलकर बालक मूलशंकर को महर्षि दयानन्द सरस्वती बना दिया। इस रात्रि का जागरण क्या था मानो भारत के सोये भाग्य का, नहीं नहीं, समस्त विश्व की सुप्त मानवता का, जागरण था।

संसार में ऐसी अनेक घटनायें प्रतिदिन घटती हैं जो बालक मूलशंकर के सामने घटी थीं। परन्तु ये सभी अपना पाठ नहीं पढ़ा पातीं। सब इन पर वास्तविक दृष्टिसे विचार नहीं कर पाते। परन्तु महापुरुषों के लिए इतिहास साक्षी है कि ये घटनायें ही उन्हें महापुरुषत्व की प्राप्ति की साधन बनी हैं।

कभी कभी लोग पूछ बैठते हैं कि आचार्यप्रवर ऋषि दयानन्द सरस्वती ऋषि कब से बने? लोगों के मस्तिष्क में यह प्रश्न कुतूहल के साथ उठता है। ऋषि का अर्थ साक्षात्कृद्धर्मा है। गुरवर स्वामी विरजानन्द सरस्वती से शिक्षा प्राप्त कर वेदादि सत्यविद्या-सम्पन्न आचार्य ने वेदप्रचार का व्रत लिया। तपःपूत उस महान् आत्मा ने वेद के ज्ञान को संसार में फ़ैलाने का घोर प्रयत्न किया। वेद भाष्य किये, अनेकों ग्रन्थ लिखे जो आज अमर हैं। ऋग्वेद भाष्य करने से पूर्व महर्षि ने नमूने के रूप में ऋग्वेद के प्रथम सूक्त का भाष्य किया और उसे प्रचारित किया। इस सूक्त के 'अग्नि' पद के जहां अनेक अर्थ उन्होंनें किये वहां 'परमात्मा' अर्थ करके लोगों को वेदविद्या का मार्ग-दर्शन किया। ब्रह्मा से लेकर जैमिनि इस प्रकार के वेदार्थ करने की परम्परा अक्षुण्ण रही। परन्तु बाद को इस परम्परा का लोप होने लगा था। यास्क जो महाभारत कालिक हैं निरुक्त में लिखते हैं-अथैतं महान्तमात्मानमेषऋग्गणः प्रवदति 'इन्द्रं मित्रं वरुणमग्निम्' अथैष महान् आत्मा आत्मजिज्ञासयात्मातं प्रोवाच 'अग्निरस्मि जन्मना जातवेदाः' अर्थात् इस महान् आत्मा परमेश्वर का ये ऋग्गण वर्णन करते हैं—इन्द्रं मित्रम् आदि। उस महान् आत्मा ने अपने को जताने की इच्छा से स्वयं कहा कि मैं "अग्निरस्मि जन्मना जातवेदा" अर्थात् मैं अग्नि और जातवेदा हूँ।

इसी प्रकार पुनः निरुक्त ७।१७ पर यास्क कहते हैं—इममेवाग्नि महान्तमात्मानमेकमात्मनं बहुधा मेधावितो वदन्ति इन्द्रं मित्रम्—अर्थात् इस अग्नि-एक महान् आत्मा परमेश्वर को मेधावी जन इन्द्र, मित्र आदि नामों से कहते हैं। इस मन्त्र में जहां इन्द्र, वरुण, आदि पद एक ही वार हैं वहां 'अग्नि' पद का दो बार आना बतलाता है कि प्रत्येक पद को विशेष और विशेष्य बना कर अर्थ किया जा सकता है। यह बात किसी अनृषि भाष्यकार को सूझी ही नहीं।

दूसरी बात यह है के इस ऋग्वेद के प्रथम सूक्त के दूसरे मन्त्र मे 'ऋषिभिः' पद पड़ा है। जिसका अर्थ आज तक महर्षि के अतिरिक्त किसी ने 'तर्क' नहीं किया है। परन्तु यदि 'तर्क' अर्थ न किया जावे तो जैमिनि और यास्क पर्यन्त चली आई वेदार्थ प्रक्रिया सुलझ नहीं तकती है। यास्क स्वयं ही ऋषि का अर्थ तर्क-मानता है। वस्तुतः साक्षाद् द्रष्टा ऋषि की बात को ऋषि ही पूर्णतः समझ सकता है। यह साक्षाद्धर्मता इस सूक्त का अर्थ करते समय स्पष्ट महर्षि में प्रकट हो रही है अतः उस समय वे ऋषि हो चुके थे। यही उनके ऋषित्व का समय और उसकी पहिचान है।

आर्यजन जहां महर्षि की बोध रात्रि मनावें यहां इस तथ्य का ध्यान रखें, महर्षि का बोध संसारको बोधदेनेवाला था। अतःअब हम उनके अनुयायी प्रयत्न शील रहें कि इस महान् बोध के भागी बनकर संसार को उनके बोध का भाग प्रदान कर सकें। ऐसे पवित्र अवसर पर हमें महर्षि के जीवन और कार्यो से विशेष शिक्षा लेनी चाहिए और वेद के रहस्य को जानने और दूसरों तक पहुंचाने के लिए व्रत लेना चाहिए।

भगवान् हम सबका मार्ग प्रशस्त करें।

# आर्यसमाज सोलापूर

पदाधिकारोओंका चुनाव महत्वपूर्ण तथा प्रस्ताव

(१) नये वर्ष के लिये सर्व सन्मति से निम्न निर्वाचन किया गया :-प्रधान प्रिं. भगवानदासजी, अुप प्रधान श्री हीरालालजी अेवं श्री अशोककुमारजी आर्य, मन्त्री श्री चन्द्रभानुजी, अुपमन्त्री श्री अंबादासजी व प्रा. राजेन्द्र जिज्ञासु, कोषाध्यक्ष श्री शेठ वंसीलालजी। अन्तरंग के सेष सभासद चूनने का अधिकार प्रधानजी को दिया गया।

(२) समाज का अन्तरंग ने सर्वसन्मति से प्रस्ताव स्वीकार किया कि दयानन्द प्रबंध कर्ती सभा से प्रार्थना की जाय कि प्रिं. भगवानदासजी को सोलापुर में ही रहने के लिये प्रेरित किया जाय अन्यथा दक्षिण भारत में आर्य समाज के संगठन को भारी हानि होगी।

(३) निश्चय हुआ कि कालेज कमेटी को अेक हजार रुपया भेज कर अेक प्रतिनिधि भेजने का अधिकार मांगने की प्रार्थना की जाव।

(४) श्री शेठ बलदवाजी, श्री अशोककुमारजी, स्री अंबादासजा, श्री शेठ संभाजी, श्री गुणवन्तजी पाटील आदि दानदाताओं का धन्यवाद किया गया।

(५) सीढियों के निर्माण के शेठ बलदवाजी व शेठ वंसीलालजीने क्रमशः १,००१ व २,००० रुपये का दान दिया।

(६) आर्य समाज के वार्षिक अधिवेशन के अवसर पर शेठ बलदवाजी के ७४ वें जन्म दिवस पर अुन का अभिनन्दन किया गया।

(७) पाप के आगमन पर आर्यसमाजी कार्यकर्ताओं को स्थानबद्ध करने पर सरकारी निती का निन्दा की गअी। स्थानबद्ध किये गये आर्य वीरों को बधाअी दी गअी।

(८) देश में बढ रहे नैतिक पतन व भ्रष्टाचार पर चिन्ता की गअी। सरकार से मांग की गअी भ्रष्टाचार को रोकने के लिये अपराधियों को घोर दण्ड दे।

(९) बम्बअी प्रतिनिधि सभा के लिये प्रतिनिधि भेजने का अधिकार प्रधानजी को दिया गया।

---

# આર્યસમાજ કમાઠી-પુરા મુંબઈ, ચૂંટણી

પ્રમુખ :-શ્રી. નરેન્દ્ર શિવલાલ ગુપ્તા
ઉપ પ્રમુખ :- શ્રીયેલપ્પા યલમલજી
મંત્રી :- શ્રી ધર્મપ્રકાશજી વંગા.
ઉપ મંત્રી :- શ્રી ઓમપ્રકાશજી
કોષાધ્યક્ષ :- શ્રી. એસ. બી. કૃષ્ણાજી
પુસ્તકાધ્યક્ષ :-શ્રી કિશનરાવજી

**અંતરંગ સદસ્ય**

શ્રી વેન્ટપ્પા, શ્રી બાસમ સત્યપ્પા શ્રી આર. ગંગારામજી, શ્રી બાલ મલપ્પા, શ્રી મલપ્પા રાજપ્પા. શ્રી વિઠ્ઠલરાવ

**પ્રતિનિધિ**

શ્રી પેન્ટપ્પા ભુ. યલમલજી

---

( પાન ૮નું ચાલુ )

થાય છે.अत सातत्यगमने ' અર્થાત્ अत ધાતુનો અર્થ સતત ગમન ' છે જે સતત ગમન કરે છે અર્થાત્ ગતિમાં કાલ બાધક નથી તે आत्मा કહેવાય છે. જેના સ્વરુપનો નાશ થતો નથી તે આત્મા છે. વૈદિક સાહિત્યમાં આત્માનો અર્થ પોતાની સત્તા અથવા પોતાનું રૂપ છે ' હું છું ' એ માટે મારૂં નામ આત્મા છે, હું શરીરથી પૃથક્ છું અથવા શરીર જ છું આ ભાંજગડથી દૂર રહીને જે અવસ્થામાં વ્યવહાર કરે છે તે શરીરેન્દ્રિયમન આત્માનો સમુદાય છે પુનઃ આત્માનો અર્થ ' પોતાનું રૂપ ' કરે તો જડ અને ચેતનનો ભેદજ નહી રહે, કારણ કે અચેતન પદાર્થોમાં પણ પોતાનું રૂપ તો છે જ. અત્ર વેદ-વાકય જોઇએ.

**જીવાત્મા વિષે વેદનું મંતવ્ય**

न सजीयते मरुतो न हन्यते
नत्रे धति न व्यथं तेन रिष्यति ।
नास्य रायजीव दस्यन्ति नोतयऋषि
वायं राजानं वासुषूदथ (ऋ. ५-४४-१०)

હે મરૂત ? હે દૈવીજીવો જે ચેતનાથી પ્રકાશમાન દેહોમાં ગમન કરનારા જીવાત્માને શુભ કર્મોમાં પ્રેરિત કરો, તે જીવાત્મા વાયુ, અગ્નિ, જલાદિ પદાર્થોદ્વારા જીતી શકાતો નથી. તે આત્મા અસ્ત્ર-શાસ્ત્રોથી મારી શકાતો નથી. આત્માને કોઈ સુકાવી શકતું નથી. ને આત્માનો નાશ થતો નથી. મનઃ આત્મા નિત્ય છે અને દેહાદિ સંઘાત અનિત્ય છે.

अयं होता प्रथम :... ( यजु- ૬-૯-૪ ) આ આત્મા અનાદિ અર્થાત્ નિત્ય છે. આત્મા મરણ ધર્માત્મક દેહમાં જ્યોતિરૂપ આ તત્ત્વ મરણ ધર્મથી રહિત છે. આત્મા નિત્ય છે. અથર્વવેદમાં પણ એવોજ મંત્ર છે. અર્થાત્ વેદમાં આત્માને નિત્ય માન્યો છે. સામવેદનાં પણ આત્માને નિત્ય માન્યો છે. હવે જોઈએ-ઉપનિષદો તો કઠોપનિષદમાં પણ આત્માને અજ, નિત્ય, અમર માનેલ છે.

आत्मानं रथिनं विद्धि शरीरं रथ मेवतु।
बुद्धि तु सार्रथि विद्धिमनः प्रग्रहमेवच।
इन्द्रियाणि हमानाहुर्विषयांस्तेष गाचरान।
आत्मेन्द्रिय मनो युक्तं भोक्तेत्याहु-
र्मनीषिणः

( કઠો-અ-૧. વલ્લી-૩ ) જીવાત્માને રથનો સ્વામી જાણો અને શરીરને જ રજ જાણો બુધ્ધિને સારથી જાણો અને મનને લગામ જાણો-અર્થાત દેહ-ઇંદ્રિય અને મનથી મુક્ત અર્થાત આ તમામની સાથે રહેનારો આત્માજ ( ભોક્તા ) છે. આ વિષયને પુષ્ટ કરતો મંત્ર કઠો. માં બીજો છે.

इंद्रियेभ्यः पराहार्था अर्थेभ्यश्च परं मनः
मनसस्तु परा बुद्धि बुद्धेरात्मा महान्
परः । महतः परमव्यक्तम व्यक्तात्पुरुषः
परः : पुरुषात् न परं किंचित् साकाष्टा
सा परागतिः

( કઠો. ઈંદ્રિયોથી શબ્દાદિવિષયો પર છે. સૂક્ષ્મ છે અથવા બલવાન છે. અને રૂપાદિ વિષયોથી મન પ્રબળ છે. અને મનથી પણ બુધ્ધિ પ્રબલ છે અને બુધ્ધિથી મહાન આત્મા ( જીવાત્મા ) અત્યન્ત શ્રેષ્ઠ અને બલવાન છે. તે જીવાત્માથી ( અવ્યક્ત ) ભગવાનની માયાશક્તિ પ્રબલ છે. અને માયા શક્તિના સ્વામી પરમપુરૂષ શ્રેષ્ઠ છે તેનાથી શ્રેષ્ઠ કોઈ નથી. સ્વામી શ્રી શંકરાચાર્યજી મહારાજ બ્ર સૂ. અ. ૧. પા. ૪. સૂ. ૧ માં મહાન્ આત્માને જીવાત્મા લખેલ છે પછી એજ સિધ્ધાન્તને દ્રઢ કરવા કઠો. અ. ૨. વલ્લી-૩ નો પાઠ આપી જણાવે છે કે,

इन्द्रियेभ्यः परंमनो मनसः सत्यमुत्तम।
सत्यादपि महानात्मा महतोऽव्यक्त
मुत्तमम्। अव्यक्तात्तु परः पुरुषो
व्यापकोऽलिंग अेव च । य ज्ञात्वा मुच्यते
जंतुः अमृतत्वं च गच्छतिः

ઈંદ્રિયોથી શ્રેષ્ઠ મન છે, મનથી શ્રેષ્ઠ સત્ત્વ ( બુધ્ધિ ), બુધ્ધિથી શ્રેષ્ઠ જીવાત્મા અને જીવાત્માથી શ્રેષ્ઠ માયા શક્તિ ( ભગવચ્છક્તિ ). ભગવચ્છક્તિથી શ્રેષ્ઠ પરમ પુરૂષ પરમાત્મા છે કે વ્યાપક, અલિંગ છે. મનુષ્ય તે પરમાત્માને જાણીને અમરપદમાં પહોંચે છે.

વેદ અને ઉપનિષદ્માં જીવાત્માને નિત્ય-અમર માનેલ છે. પણ બ્રહ્મ-સાક્ષરી એકતા સૂચનનો કોઈપણ મંત્ર નથી તેમજ ઉપનિષદમાં પણ એવો પાઠ મળતો નથી.

૧ अथातो ब्रह्म जिज्ञासा ( અ. ૧. પાન-૧ ) નવીન વેદાંતીયોના માનવા પ્રમાણે આ સૂત્રનો અર્થ કરાય તો-બ્રહ્મને બ્રહ્મજ્ઞાનની જીજ્ઞાસા થાય તે હાસ્ય જનક જ. છે બ્રહ્મ વિના અન્ય કોઈ વસ્તુ જ નથી પછી જિજ્ઞાસા કોની ? જો બ્રહ્મની જિજ્ઞાસા થાય છે તો પછી બ્રહ્મવિના ભિન્ન કોઈ સત-ચિત વસ્તુ હોવી જોઈ એ.

૨ इक्षते : ૧-૫ બ્રહ્મમાં ઇચ્છા હોવાનું બતાવે છે. ૩ इतर-૧-૧૬ જીવ આનંદ સ્વરૂપ નથી, ( ૪ ) मेद व्यवदेशाच्च : ( ૧-૧૭ ) બ્રહ્મ-ઈશ્વરનો ભેદ બોધક છે. ( ૫ ) कर्मकर्तु-( ૧-૨-૪ ) જીવકર્મકર્તા છે. બ્રહ્મકર્તા નથી. ( ૬ ) संभोग :- नविशेष्यान-૧-૨-૮ બ્રહ્મભોક્તા નથી કેમકે જીવથી વિશેષ છે. ( ૭ ) भेद व्यवदेशात्-૧-૩-૪ પ્રકૃતિ અને જીવનો ઈશ્વરથી ભેદ છે. ( ૯ ) अत ऐवचनित्यत्वम्-૨-૩-૨૮ ભેદ નિત્ય છે. નિત્યને ભ્રમ અથવા અધ્યાસ કહેવાય નહીં.

( ૧૦ ) उद्गीथ=तस्मिस्त्रयं-अत्रा-न्तरं ब्रह्म विदो-लीना ब्रह्मणि तत्परा योनिमुक्ताः

( શ્વે. એ. ૧. મં-૭ ) પૂર્વોક્ત ઉદ્ગીથમાં ત્રણનો સમુદાય ૧ પરબ્રહ્મ ૨ પ્રકૃતિ, અને ૩ અક્ષર અથાત્ જીવ, આ ત્રણ ભેદને જ્ઞાની જાણીને બ્રહ્મમાં લીન થઇ જન્મ મરણથી છૂટે છે. જીવ, બ્રહ્મ અને પ્રકૃતિનો અનાદિ ભેદ છે. આજના નવીન વેદાંતનાં ગ્રંથોને બ્રહ્મસૂત્ર અને ઉપાનિષદોનો સહકાર નથી પરંતુ દરેક આચાર્યોએ પોતાના મન્તવ્યનાં સ્થાપન માટે કારિકા ગ્રંથો બનાવ્યા છે. તે કારિકાઓ દ્વારા બ્રહ્મસૂત્રના કે ઉપનિષદના એકાદ પાઠની સાથે બંધ બેસતા કરીને પક્ષ સિધ્ધ કર્યો છે. ગમે તેમ હોય પરંતુ અત્રે એક જરૂરી વાત કહેવી જોઈએ કે સ્વામિનારાયણ સંપ્રદાયના વચનામૃતમા મહારાજે ખાસ આજ્ઞા કરી છે કે ' હું બ્રહ્મ છું ' હું ભગવાન છું એવી કથા અમારા સત્સંગીઓએ સાંભળવી નહીં આ પ્રકારનાં વેદાંતનો સ્વામિનારાયણ સમ્પ્રદાયમા વિરોધ કર્યો છે. હું ઈશ્વર છું. એવું મંતવ્ય ધરાવવામાં મોટા ભાગના વિચારકો સહમત થતા નથી.

Regd. No. G/374



# નવીન અદ્વૈતવાદ - આધુનિક વેદાંત

ભારતમાં વૈદિક સ્વાધ્યાય પ્રથા લોપ પામી અને માત્ર પુરાણોની સ્વાધ્યાય રુચી વધી તે સમયથી વૈદિક પરંપરા જ્ઞાનને ઠેકાણે ઉપનિષદો અને પુરાણો આવ્યાં. સમય જતાં સમ્પ્રદાયો અને તેના આચાર્યો થયા તેમણે પોતાના મન્તવ્યના પ્રતિપાદન માટે બ્રહ્મસૂત્ર, ઉપનિષદો અને ગીતા ( ભગવદ્ગીતા ) આ ત્રણ ગ્રંથોનો આશ્રય લઇને પોતાના પક્ષનું પ્રતિપાદન કર્યું. આ ત્રણ ગ્રંથોને પ્રસ્થાનત્રયી નામ આપ્યું છે. સમય જતાં પ્રસ્થાનત્રયી પર ભાષ્ય કરનારા આચાર્યોમાં મુખ્ય શ્રી. શંકરાચાર્યજી, શ્રી રામાનુજાચાર્યજી, શ્રી. વલ્લભાચાર્યજી અને શ્રી. માધવાચાર્યજી છે તેમાં માધવાચાર્યજીનો દ્વૈત સિદ્ધાન્ત છે. બ્રહ્મસૂત્ર ૩-૪-૪૪માં જોવા મળે છે કે ( ૧ ) આશ્મરથ્ય, ( ૨ ) આંડુલોમિ, ( ૩ ) કાર્ષ્ણાજિનિ, ( ૪ ) કાશકૃત, ( ૫ ) જૈમિનિ, ( ૬ ) બાદરિ, ( ૭ ) આચાર્ય કાશ્યપ. આજે વેદાંતિ કહેવનારાઓ પાસે શ્રી શંકરાચાર્યજીનું પ્રાચીન સાહિત્ય નથી પરંતુ શ્રી ગૌડપાદાચાર્યજીનું સાહિત્ય છે તેને "અદ્વૈત વેદાન્ત" નામ આપ્યું છે. "માયાવાદ"નો આરંભ શ્રી ગૌડપાદાચાર્યજીથી છે. તેમનો માંડૂકપકારિકા ગ્રંથને તે અદ્વૈત વેદાંતનો ગૌરવમય ગ્રંથ ગણાય છે. અદ્વૈતવાદનું બીજુ નામ "अजातिवाद" પણ કહેવાય છે. શ્રી ગૌડપાદાચાર્યે બુદ્ધધર્મના તત્ત્વોનું પ્રતિપાદન વેદાન્ત રૂપમાં કર્યું છે, એવી માન્યતા પણ ધરાનારો એક વર્ગ છે. પણ હું તે માન્યતાને સ્વીકારતો નથી સમય જતાં નૈષ્કર્મ્ય સિદ્ધિ અને પંચદશી નવીન વેદાંતના ગ્રંથો પ્રકટ કર્યા, અને તે ગ્રંથના આધારે વિચારસાગર, વૃત્તિપ્રભાકર, પક્ષપાત રહિત અનુભવ પ્રકાશ જેવા હિંદી ભાષામાં ગ્રંથો તૈયાર થયા તેનો પ્રચાર વ્યાપક બન્યો છે કે આજે શાંકર વેદાંતીઓમાં-હિંદી ભાષામાં લખાએલા ઉપરના ગ્રંથો જ પ્રધાન સ્થાને છે. અને ચાર મહા વાકયોને વેદના વાકયો કહે છે. તે મહાવાકયો प्रज्ञानब्रह्म ( ઐત. ઉ. ૫-૩૧ ) ( ૨) तत्त्वमसि ( છાં. ઉ. ૬-૮-૧૦ ) अहंब्रह्मास्मि ( બૃહ. ૧-૪-૧૦ ) अयेमात्माब्रह्म (માંડૂ. ૨) આ ચાર મહાવાકયોઉપનિદ્દના છે. વેદના વાકયો નથી. વેદ સ્વતઃ પ્રમાણ છે. ઉપનિષદો પરતઃ પ્રમાણ છે. વેદના સ્વાધ્યાયના અભાવે સમાજની વિદ્વાન ગણાતી પ્રજા પણ આ ચાર મહાવાકયોને વેદના ત્રણ વાકયોને માને છે. હવે ઉપનિષદ વિષે ઐતિહાસિક દૃષ્ટિથી જોઇએ.

### ઉપનિષદો વિષે ઐતિહાસિક દૃષ્ટિ

છાંદોગ્ય, બૃહદારણ્યાદિ ઉપનિષદોમાં ( જેમાં મહાવાકયો છે તે માન્યતા છે ) ગાર્ગી, જનક, ઉદાલક, શ્વેતકેતુ, મૈત્રેયી, નારદ, સનતકુમારાદિ અને દેવકીપુત્ર કૃષ્ણ અને બીજા અનેક ઋષિઓ તથા રાજાઓના સંવાદરૂપ ઇતિહાસ છે. અને બ્રહ્મવેત્તાઓની વંશાવલીઓ છે. જેમકે બ્રહ્માથી માંડૂકય ઋષિ સુધીમાં ૧૨ ( બાર ) પેઢીમાં થયેલા ઋષિઓનાં નામો છે. આ નામો જોતાં આ ગ્રંથો જે જે નામો આપેલા છે તેઓના સમય પછી રચાએલા હોવા જોઇએ. ઐતિહાસિક વિચારકોને તે ગ્રંથોનો સમય નકી કરવાનું છે. જ્ઞાન કેવું છે તે. વિદ્વાનોમાં જોવાનું છે માંડુકય પુત્ર સાંજવથી લઈને પૈતમાશી ઋષિ સુધી ૩૭ નામ લખેલ છે. તાત્પર્ય એજ કે બ્રહ્માથી લઈને બૃહદારભ્ય બન્યું ત્યાં સુધીનાં સમય પચાસ પેઢી બતાવી છે. બીજા વંશમાં હિરણ્ય ગર્ભાદિથી પૈતમાસી સુધીમાં ૬૬ નામ આપેલ છે. તેમજ ઉપનિષદો ભૂત અથવા ભવિષ્યકાલના પ્રત્યય વાળું કોઈપણ વાકય નથી જેમકે-"तत्त्वमसि" વાકયમાં જોઈએ તો ઉદાલક ઋષિ પોતાના પુત્ર શ્વેતકેતુને વર્તમાન પ્રત્યયથી ઉપદેશ કરે છે. એવું નથી લખેલ કે-ઉદાલક અને શ્વેતકેતુ થયા અથવા થશે. તેનો ઉપદેશ છે. તેમજ વંશાવલીમાં પણ નથી લખ્યું કે અમુક પાસેથી અમુકને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થઈ છે.

ઐતિહાસિક દ્રષ્ટિથી જોઈએ તો કહી શકાય કે ઉપનિષદ ગ્રંથો સૃષ્ટિના આરંભ પછી ઘણાજ કાળ બાદ બનાવેલા છે. કેમકે ગાર્ગી આદિ સૃષ્ટિ ઉત્પત્તિ પછી થયેલ છે. એટલે ઉપનિષદ ગ્રંથ વેદ જેટલા પ્રમાણભૂત ગણાય નહીં-મુંડક ઉપનિષદમાં तत्रापरा ઇત્યાદિ વાકયોથી વેદોને અપરાવિદ્યા કહેલ છે ( પરાવિદ્યા-બ્રહ્મવિદ્યા નથા કહી ) કઠવલીમાં મૃત્ય નચિકેતાને ઉપદેશ કરે છે" મૃત્યુ ધાવતિ પંચમ' મૃત્યુ પોતેજ જો ઉપદેષ્ટા હોય તો હું પદ કહે, તે આ ઉપરથી જાણી શકાય છે કે આ આખ્યાયિકા કોઈ અન્યત્ર બનાવેલી આ ગ્રંથમાં આવી હશે. પ્રશ્નોપનિષદમાં પ્રારંભમાં ભાષ્યકાર કહે છે કે અથર્વવેદના મંત્રોમાં જે કહેલ છે તેનો વિસ્તારથી અનુવાદ કરવા માટે આ બ્રાહ્મણ ગ્રંથનો આરંભ છે. ભૃગુ વરુણનો સંવાદ, મૃત્યુ નચિકેતાનો સંવાદ, વાયુદેવનો અનુભવ, સનત્કુમાર નારદનો સંવાદ, જનક યાજ્ઞવલ્કય સંવાદ, ઇત્યાદિ પ્રમાણોથી સિદ્ધ થાય છે કે તે ગ્રંથો તે નામની વ્યક્તિના સમયમાં બનેલા છે. માત્ર ઇશોપનિષદ

લેખક :
પંડિત વસિષ્ટજી યાજ્ઞિક હલવદકર
( આયુર્વેદાલંકાર ) રાજકોટ

યજુર્વેદનો ચાલીસમો અધ્યાય છે જેનું નામ વાજસનેયસંહિતો, પાનષદ છે. આ વિના અન્ય ઉપનિષદ પરતઃપ્રમાણરૂપ છે. ઉપનિષદ કરતાં પણ આજના નવીન વેદાંતીયો પાસે સંક્ષેપ શારીરિક, ૨ ખ્યાતિવાદ, વિચારમાલા, વેદાંતાદર્શન, પદાર્થ મંજુપા, એકાદશસ્કંધ, ઉપદેશ સાહસી, અદ્વૈતકૌસ્તુભ, તત્વાનુસંધાન, યોગવાશિષ્ટ, આષ્ટાવક્રગીતા, આત્મપુરાણ, અનુભૂતિપ્રકાશ; અદ્વૈત સિદ્ધિ, વેદાંતસાર, વેદાંતમુક્તાવલી, સ્વારાજ્યસિદ્ધિ, વિવેકચૂડામણિ, અપરોક્ષાનુભૂતિ-આ ગ્રંથોજ પોતાના પક્ષની સિધ્ધિ માટે છે. "ब्रह्मसत्यं जगत् मिथ्या जीवो ब्रह्मेव नापरः" આ પ્રકારના વેદાંતના સિધ્ધાન્તને વેદમાં સ્થાન નથી તેથા તેમજ ષડ્ દર્શનથી પણ પુષ્ટિ મળતી નથી, તેથા હવે ક્રમશઃ શાસ્ત્રીય દ્રષ્ટિથી પ્રથમ પ્રમાણોદ્વારા નવીન વેદાંતનો વિચાર કરશું. ઉપનિષદો વિષે ઐતિહાસિક સંશોધકોનું મન્તવ્ય છે કે તત્ત્વમસિ બોધક છાંદોગ્ય અને અહંબ્રહ્મ. બોધક બૃહદારણ્ય ગ્રંથો સૃષ્ટિ આરંભ પછી ૬૬મી પેઢી પછી બનેલા છે. અનેક ઋષિઓએ કાલાંતરમાં બનાવેલા ઉપનિષદોની સંખ્યા ૧૧૨૭ છે તેમાં ૧૦૮ ગ્રંથ ભાગમાં છે. તેમાં પણ (૫૨) બાવન ઉપનિષદ પ્રસિદ્ધિમાં છે. તેમાંથી ઇશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, માંડુકય, તૈત્તિરીય, ઐતરેય છાંદોગ્ય, બૃહદારણ્ય, આ દસ ઉપનિષદો વેદાંતીયો પ્રમાણરૂપ માને છે. માત્ર ઇશોપનિષદ યજુર્વેદનો ચાલીસમો અધ્યાય છે. બાકીનાં નવ ઉપનિષદો ઋષિ કૃત અને બ્રાહ્મણ ગ્રંથોના ભાગરૂપ છે. વેદને અનુકૂળ હોય તેવાં પ્રમાણો ગમે તે ગ્રંથનાં હોય તો પણ પ્રમાણ રૂપ માની શકાય છે. પણ એક વાત સ્પષ્ટપણે કહેવી જોઇએ કે વૈદિક સંસ્કૃતિની ઉપેક્ષા કરવી એટલે એક પ્રકારનો સંસ્કૃતિ દ્રોહ ગણાય છે. નવીન કેવલાદ્વૈતનાં સિદ્ધાન્ત સામે વિસિષ્ઠાદ્વૈત અને શુદ્ધાદ્વૈત વાદો પડકાર રૂપ છે અને સોના સામે શ્રી માધવાચાર્યનો દ્વૈત વાદ પડકાર રૂપ છે. આજે સમ્પ્રદાય વાદનાં વિચારોથી માનસ પોષાયું છે તેથી દરેક વ્યક્તિને પોતાના આચાર્યોના વિચારો તે બ્રહ્મવાકય છે આવી માન્યતા દઢ થઇ છે. આ સ્થળે એક વાતની સ્પષ્ટતા કરવી ઘટે છે ઉપનિષદના એકજ પદની વ્યાખ્યા દ્વારા શંકરાચાર્યજી-જીવ-બ્રહ્મની ઐકયતા સિદ્ધ કરી શકાય તેવો અર્થ કરતા હોય છે ત્યારે વિશિષ્ઠા દ્વૈતાચાર્ય અને શુદ્ધાદ્વૈતાચાર્ય જુદોજ અર્થ કરતા હોય છે. એટલે જે આચાર્યનાં અર્થ સાથે વેદમંત્ર ( સંહિતા ) વ્યાકરણ, નિરુક્ત આદિ પૂર્વાચાર્યો સહમત થતા હોય તેજ અર્થ સાચો કહી શકાય છે. હવે આપણે જોઇએ आत्मन् શબ્દની વૈદિક પરંપરા માન્યતા અને શ્રી શંકરાચાર્યજીની માન્યતા. બન્ને મન્તવ્ય પાઠકો સમક્ષ રજુ કરું છું.

વેદમાં આત્માનું વર્ણન કયા અર્થમાં કરેલું છે તે જોઇએ, 'सातिभ्यांमनिन् मतिणौ' ઉણાદિ આ સૂત્રથી 'अत' ધાતુથી मनिण् પ્રત્યય લાગતાં आत्मन् ' શબ્દ સિદ્ધ

( જુઓ પાન ૭ )

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૬
માલીકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.

રજી. નં. જી/૩૭૪

॥ ओ३म् ॥

# आर्यप्रकाश



ऋग. यजु. साम. अथर्व.

મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ | તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ | [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૦મું ] | સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ મહા સુદ ૫ને શનિવાર તારીખ ૬—૨—૧૯૬૫ | [ અંક ૪૫મો

# સ્વામીશ્રી વિશુદ્ધાનંદજી મહારાજના કથળેલા
## સ્વાસ્થ્યથી આર્ય જગતમાં ઘેરાએલાં ચિંતાનાં વાદળ

સ્વામીશ્રી વિશુદ્ધાનંદજી મહારાજ મહારાષ્ટ્ર, મુંબઈ, ગુજરાત તથા સૌરાષ્ટ્રનું મહામોલું ધન છે. એમ તો ભારતવર્ષનો ભાગ્યે જ કોઈ ખૂણો હશે જ્યાં સ્વામીજી મહારાજની કથાઓ અને વ્યાખ્યાનોનો અવિરત પ્રવાહ ન વહેતો રહ્યો હોય.

મહર્ષિ દયાનન્દના ઋણથી ઉઋણ થવાનો નિર્ણય કરી સ્વામીજી મહારાજે પોતાનું પ્રાયઃસમસ્ત સંન્યસ્ત જીવન મહારાષ્ટ્ર અને ગુજરાતને જગાડવામાં જ વિતાવ્યું છે. મુંબઈને મુખ્ય કેન્દ્ર બનાવી મહારાષ્ટ્ર તથા ગુજરાતના શહેરો તેમજ ગામડાઓમાં મહર્ષિ દયાનન્દ પ્રતિપાદિત વૈદિક સિદ્ધાન્તોના પ્રચારમાં જ સમસ્ત જીવન ખર્ચી નાંખ્યું છે. લગભગ ૭૦ વર્ષની ઉમ્મર હોવા છતાં સ્વામીજી મહારાજનું ખડતલપણું તથા પ્રભાવશાળી શૈલીની અસર સાધારણમાં સાધારણ શ્રોતા ઉપર પણ થયા સિવાય રહેતી નથી.

શ્રી સ્વામીજી મહારાજની કથાઓ તથા વ્યાખ્યાનો ખૂબ જ માર્મિક, સરળ, પ્રભાવશાલી તથા લોકભોગ્ય ભાષામાં થતાં હોવાથી ખુબ જ આકર્ષક બની રહે છે. તેમને એક વખત સાંભળ્યા પછી ફરી ફરીથી સાંભળવાની ઉત્કટ અભિલાષા જાગ્યા સિવાય રહેતી નથી.

હમણાં એકાદ વર્ષ પહેલાં જ સ્વામીજી મહારાજની કથા પંદર દિવસ માટે વડોદરા શહેર આર્યસમાજ તરફથી વડોદરામાં ગોઠવવામાં આવેલી. ફક્ત ગાયત્રી મંત્ર ઉપર જ સતત ૧૫ દિવસ સુધી ધારાપ્રવાહી ભાષામાં કથા સાંભળી વડોદરાની જનતા સ્વામીજીની વિદ્વતા ઉપર મંત્રમુગ્ધ બની ગયેલી. અને આજે પણ સ્વામીજીને યાદ કરી ફરીથી સાંભળવાની અપેક્ષા રાખે છે.



પૂ. સ્વામીશ્રી વિશુદ્ધાનંદજી મહારાજ

સ્વામીજી મહારાજ સ્વભાવે સરળ, નિરપેક્ષ હોવાથી ઠેકઠેકાણે તેમના ભક્તોનો વિશાળ સમુદાય છે, છતાં તેઓ હંમેશાં બનતાં સુધી આર્યસમાજ મંદિરોમાં જ ઉતરવાનું પસંદ કરે છે અને તેના પરિણામે સ્વામીજી મહારાજ જ્યાં જ્યાં જાય છે ત્યાં કેટલાક અંશે ઉત્સાહ તથા નવચેતનનું વાતાવરણ ઊભું થતાં વાર નથી લાગતી.

સ્વામીજી મહારાજ હમણાં થોડા દિવસ પૂર્વે જ નૈનીતાલ, દાર્જીલિંગ, ગૌહત્તી, બરેલી વિગેરેનો લાંબો પ્રવાસ કરી મુંબઈ પાછા ફરેલા. તે પ્રવાસની સ્વામીજીના શરીર ઉપર માઠી અસર થઈ. પ્રથમ તો શ્વાસનો ઉપદ્રવ શરૂ થયો. સાધારણ ઇલાજ તો ચાલતો જ હતો. તેટલામાં હમણાં જ સમાચાર મળ્યા છે કે શ્વાસની અસર સ્વામીજીના હૃદય ઉપર પણ થવા લાગી છે, અને હવે રોગે હૃદયરોગનું રૂપ ધારણ કર્યું છે. કમજોરી ખૂબ જ વધી પડી છે. હરવા ફરવામાં પણ તકલીફ પડે છે. સારા સારા ડૉકટરો તેમજ વૈદ્યોનો ઇલાજ તો ચાલે છે, છતાં આ સમાચારોથી સ્વામીજી મહારાજના ભક્તોમાં તેમજ આર્યજગતમાં ચિંતાનાં ઘેરા વાદળ છવાયાં છે.

સ્વામીજી મહારાજના સ્થાનીય ભક્તો તેમજ આર્યસમાજ કાકડવાડી, મુંબઈના સેવાભાવી સમસ્ત કાર્યકર્તાઓ સ્વામીજીની સેવામાં તલ્લીન છે તે માટે તેમનો જેટલો ધન્યવાદ માનીએ તેટલો ઓછો છે.

પરમ કૃપાળુ ભગવાન સ્વામીજી મહારાજને સત્વરે સુસ્વાસ્થ્ય તથા દીર્ઘાયુષ્ય પ્રદાન કરે એ જ નમ્ર પ્રાર્થના.

માધવેન્દ્ર શાસ્ત્રી

# ઇશાવાસ્યોપનિષદ્

લે. : પં. મયાશંકર શર્મા ( આચાર્ય )

( બીજો મંત્ર ચાલુ )

(શિષ્ય :—ગુરુજી, મહર્ષિ કણાદે સામાન્ય ક્રિયા (ગતિ)ને પાંચ વિભાગમાં વહેંચી છે. સામાન્ય ક્રિયાનું બીજું નામ ગમન પણ છે. આ પાંચ ક્રિયાઓ (કર્મો)નાં નામ આ પ્રમાણે છે. ઉત્ક્ષેપણ, અવક્ષેપણ, આકુંચન, પ્રસારણ અને ગમન. ઉત્ક્ષેપણ અગ્નિની જવાળામાં આદિમાં હોય છે, ઉત્ક્ષેપણનો અર્થ ઊંચે જવું થાય છે. અવક્ષેપણ નીચાણ તરફ વહનશીલ જળ આદિમાં હોય છે. આકુંચન ક્રિયા જેમાં હોય તે વસ્તુ સંકોચાય છે. પ્રસારણ-કર્મ-જેમાં હોય તે વસ્તુને ફુલાવે છે ગમનરૂપ ક્રિયા સંયોગો અને વિભાગોની પરંપરા સર્જે છે, આમ તો સાધારણ બધી જ ક્રિયા સંયોગ અને વિભાગોને ઉત્પન્ન કરે છે.

જે વસ્તુમાં આકુંચન અને પ્રસારણ ક્રિયાઓ હોય છે, તે વસ્તુ વિકારી હોય છે. શરીર આદિમાં આ ક્રિયાઓને લીધે વિકાર થાય છે અને તેથી વસ્તુ અનિત્ય બને છે.

આ ઉપરથી મારું એવું માનવું છે કે ચેતન જીવાત્મામાં ઉત્ક્ષેપણ અવક્ષેપણ, ઉત્ક્રાંતિ ( શરીરમાંથી જીવાત્માનું નીકળવું ) આ ત્રણ ક્રિયાઓ થાય છે છતાં જીવાત્મા વિકારી થતો નથી અને વિકાર ન થવાને લીધે તે નિત્ય પણ રહી શકે છે. નિત્ય હોવાથી તે પોતાનાં કર્મનાં ફળ ભોગવવા શરીર સાથે જોડાય છે અથવા કહો કે તેનો પુનર્જન્મ થાય છે. ઉપનિષત્કારે જીવાત્મામાં ઉત્ક્રાંતિ, ગતિ અને આગતિરૂપ કર્મ માન્યાં છે, તે પણ ઉપર કહેલા સિદ્ધાંતને આધારે છે એવું મારું માનવું છે. શું આપ આને યોગ્ય માનો છો ?

ગુરુજી :—જીવાત્મામાં ગતિ, આગતિ અને ઉત્ક્રાંતિ રૂપ કર્મો જ્યારે ઉપનિષત્કારે સ્વીકાર્યાં છે તો ઉપર જણાવેલી તારી માન્યતા મને સાચી લાગે છે.

આ મંત્રમાં આસક્તિ અને ફળનું અનુસંધાન રાખ્યા વગર કર્મ કરનારને કર્મનો લેપ થતો નથી, સકામકર્મ કરનારને કર્મનો લેપ થાય છે એ જે કહ્યું છે તે જીવાત્માના પુનર્જન્મને સૂચવે છે.

કોઈ પણ અણુદ્રવ્યમાં ક્રિયા હોવી એ યુક્તિયુક્ત છે. મન ભૌતિક નથી પણ મૂર્ત અણુદ્રવ્ય છે તેમાં પણ શાસ્રકાર મહર્ષિ કણાદે ગતિ માની છે.

જે લોકો ઈશ્વર સાથે જીવાત્માનો અભેદ સંબંધ માની તેને (જીવાત્માને) વ્યાપક ગણી નિષ્ક્રિય અર્થાત ક્રિયાથી રહિત માને છે તે સત્ય નથી. એટલે કે જીવાત્મા વ્યાપક નથી.

શિષ્ય :—शान्त्यादिः परिचीयतां दृढतरं कर्माशु संत्यज्यताम् ॥ શમ, દમ તિતિક્ષા આદિનો ખૂબ અભ્યાસ કરો, પણ કર્મને જલદી છોડો આમ કેટલાક વિદ્વાનો કહે છે શું તે સાચું છે ?

ગુરુ :—તું જ આ મંત્રને ફરીથી ધ્યાન દઈ વાંચી જા અને તેના ઉપર મનન કર. આ મંત્ર કર્મને છોડવાનું નથી કહેતો પણ કર્મ કરવાનું કહે છે માટે કર્મનો ત્યાગ કરવાનો આગ્રહ રાખવો એ ખોટું છે. કેટલાક જ્ઞાન કરતાં કર્મનું મૂલ્યાંકન ઓછું ગણે છે તે પણ પ્રકૃત મંત્રના ઉપદેશથી વિરૂદ્ધ છે, પાટા ઉપર ગાડી દોડતી જાય છે, તે તેના બેઉ બાજુનાં ચક્રોની સકર્મકતા ( સગતિકતા )ને લીધે છે. આ જ રીતે જ્ઞાન અને કર્મ બંને સરખી કોટિનાં છે.

આ જ ઉપનિષદનાં અગ્યારમા મંત્રમાં જણાવ્યું છે કે, કર્મ કરવાથી મૃત્યુની પરંપરા જીતી શકાય છે અને જ્ઞાનના બળે મોક્ષ મેળવાય છે. જો મૃત્યુને ન ટાળી શકાય તો મોક્ષ મળે જ શી રીતે ? આથી સમજવું જોઈએ કે, કોઈ પણ અવસ્થામાં કર્મનો ત્યાગ કરવો ન જોઈએ, કામ્ય કર્મો છૂટી જતાં હોય તો તે ઠીક છે પણ પરોપકાર આદિ યજ્ઞસ્વરૂપ કર્મો તો જીવન-પર્યન્ત કરવાનાં હોય છે. ભગવદ્‌ગીતામાં પણ આ બાબતને વિશદ્‌તાથી સમજાવી છે. વળી સંસારનું સૌથી પહેલું પુસ્તક તો ( અનાદિજ્ઞાનાત્મક ઋગ્વેદ આદિ વેદો, તો ) કર્મનું વિધાન કરવામાં સૌથી આગળ ગયું છે, જુઓ, મીમાંસા દર્શન. મહર્ષિ જૈમિનિ તેમાં સૂત્રરૂપે આ પ્રમાણે લખે છે.

आम्नायस्य क्रियार्थत्वादानर्थक्यमतदर्थानां तस्मादनित्यमुच्यते અર્થ ૨-૧

બધો જ આમ્નાય ( વેદ ) કર્મને સમજાવવા માટે છે માટે કર્મને સમજાવનાર લેખ પ્રતિપત્તિ-જનક નથી અર્થાત્ જ્ઞાનને ઉત્પન્ન કરનાર નથી. અર્થાત્ કર્મને હીન કોટિનું ગણનાર લખાણ ધર્મ સમજાવવા માટે અયોગ્ય છે. આ જ ઈશોપનિષદનો પ્રકૃત બીજો મંત્ર પણ એ જ વાત ઉપર અર્થાત્ કર્મ કરવા ઉપર ભાર આપે છે.

અત્યારની ભણેલી પણ બહુધા આળસુ બનતી અને કામ કર્યા વગર કામના ફળને ચાહનારી પ્રજાએ આ મંત્ર ઉપર ખૂબ વિચાર કરવો ઘટે.

પહેલા અને બીજા મંત્રમાં આત્માનું સામાન્ય જ્ઞાન, તથા કર્તા અને ભોક્તા કોણ છે ? તે બતાવ્યું છે. કર્તાએ જીવનપર્યન્ત કર્મ કરવાનાં છે એ પણ સ્પષ્ટ સમજાવ્યું છે. હવે ત્રીજા મંત્રનું ઉત્થાન-બીજ શું છે તે આપણે સમજવા પ્રયત્ન કરીએ.

માણસનું અર્ધું આયુષ્ય તો ઊંઘમાં વ્યતીત થાય છે. બાકીનું ધન અને કીર્તિ કમાવામાં તથા ગુજરાન કેમ કરવું એની ચિંતામાં જ પસાર થતું હોય છે. વળી પરમાત્માએ ઇંદ્રિયોનો વળાંક વિષય તરફ દોર્યો છે એટલે આત્મા તરફનો પ્રકાશ માણસને જરાય પણ મળતો નથી. સારા શિક્ષિત માણસો પણ માનતા હોય છે કે શરીરમાં આત્મા જેવી કોઇ અલગ વસ્તુ નથી. જેને આસ્તિક લોકો ચેતન કહે છે તે પણ પાંચ મહાભૂતોનું જ પરિણામ છે. દ્રાક્ષ મીઠી છે. માદક નથી પણ જ્યારે તેનો દારૂ બને છે ત્યારે માદક બને છે આ માદક શક્તિ કોઇ અલગ નથી પણ એજ દ્રાક્ષનું પરિણામ છે. શરીરમાં જીવાત્મા પણ શરીરનું જ પરિણામ છે. વસ્તુના ઘણા ગુણો અનિત્ય હોય છે, તે વસ્તુની હયાતીમાં ઉત્પન્ન થાય છે અને નાશ પણ પામે છે કેરીની હયાતીમાં જ તેનો લીલો ગુણ ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે એટલે કે કેરી પાકે ત્યારે લીલી મટે છે અને પીળી થાય છે. જડ વસ્તુમાં આવા ફેરફારો થતા જ રહે છે. તેમ શરીરમાં જીવન અને મરણરૂપ ફેરફારો થયા કરે છે. આમાં જીવાત્મા રૂપ કોઇ નિત્ય દ્રવ્ય શરીર સાથે જોડાયું છે એમ માનવાની કશી જરૂર નથી. મર્યા પછી કર્મના ફળને ભોગવનાર પણ કોઇ રહેતો નથી. જડ અને ચેતનનું અનાદિ પાર્થક્ય માનવું એ ખોટું છે. આવી માન્યતા ધરાવનારાને આસ્તિક લોકો ભલે નાસ્તિક કહે. ધનની કમાણી રૂપ સ્વાર્થ સાધી લેવા એમાં જ સાચી નિપુણતા છે.

વેદ અને ઉપનિષદોનો અભ્યાસ લોકોએ છોડ્યો, નાસ્તિકતા વધી પડી. સાધુ, સંતો અને ભજન કરનારાઓનો તેમને સમજાવવાનો પ્રયત્ન પણ મિથ્યા થાય છે, ભજનો ખૂબ ગવાય છે, મંદિરો પણ ખૂબ નવાં નવાં બનતાં જાય છે પણ ધાર્મિકતા, સદાચારિતા અને નૈતિકતા વધતાં નથી પણ ઘટતાં જાય છે. લોકોને સંયમ ગમતો નથી ત્યાં યોગની તો વાત જ કેમ કરાય ? ભજનો, ઉપદેશો, દેવનાં દર્શનો વગેરે એક પ્રકારનું મનોરંજન બની ગયું છે. આવી પરિસ્થિતિમાં ઉપનિષત્કારે લાલબત્તી ધરી છે. અધ્યાત્મવિદ્યાનો અભ્યાસ કર્યા વગર નાસ્તિકતામાં ઊતરવું એ આત્મઘાત છે. એ વાત આ ત્રીજા મંત્રમાં ટૂંકમાં બહુ સારી રીતે સમજાવી છે.

असुर्या नाम ते लोका अन्धेन

तमसावृताः ।

तांस्ते प्रेत्यापि गच्छन्ति ये के

चात्महनो जनाः ॥ ३ ॥

અર્થ 'અસુર્ય' નામના લોકો છે તે ગાઢ અંધકારોથી ઢંકાયેલા છે. મર્યા પછી માનવના આત્માઓ ત્યાં જાય છે કે જેઓ આત્મઘાત કરી રહ્યા છે.

ભાવાર્થ : જેમાં રહી લોકો ભૌતિક સુખનો અને દુઃખનો અનુભવ કરે છે તેને શાસ્ત્રકારો 'લોક' કહે છે. જે લોકમાં ખૂબ અંધકાર હોય છે, જરાય પણ પ્રકાશ હોતો નથી. તે લોક 'અસુર્યલોક' કહેવાય છે. જે લોકો આત્મઘાત કરી રહ્યા છે તે મર્યા પછી જરૂર અસુર્યલોકમાં જાય છે.

( ક્રમશઃ )






તંત્રીસ્થાનેથી

## " રાષ્ટ્રભક્તિ દાખવો—આંતરકલહની આગ બૂઝાવો "

વિદેશી રાજનીતિજ્ઞો અને કૂટનીતિજ્ઞોની કુટિલ નીતિએ ભારતીય ઇતિહાસમાં દાખલ કરી દીધેલા **" આર્ય-દ્રવિડ "** સંઘર્ષના ઐતિહાસિક જૂઠાણાએ આજે આપણને આંતર-વિગ્રહની યાદવાસ્થળીમાં મૂકી દીધા છે.

આજથી પંદર વર્ષ પહેલાં દેશરત્ન રાજેન્દ્રબાબુ, લોહપુરુષ સરદાર પટેલ અને ખૂદ જવાહરલાલે, સમસ્ત લોકસભાના સભ્યોની સંમતિથી પૂર્ણ પ્રભુત્વ સંપન્ન હિન્દીને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારેલા ખતપત્ર ઉપર હસ્તાક્ષર કર્યા હતા. લાલબહાદુર શાસ્ત્રીજીએ " રાષ્ટ્રભાષા "ની રાષ્ટ્રભક્તોએ કરેલી પ્રતિજ્ઞા, ન્યાય, નીતિ અને પ્રમાણિકતાપૂર્વક પૂર્ણ કરવાના નિર્ધારને ૧૯૬૫ની તા. ૨૬મી જાન્યુઆરીના રોજ અમલમાં મૂકતાં જ રાષ્ટ્રશત્રુ કૂટનીતિજ્ઞોના મૂર્ખ અનુયાયીઓએ દેશભરમાં—ખાસ કરીને દક્ષિણ ભારતમાં તિરસ્કારપૂર્ણ દેશદ્રોહ અને સંસ્કૃતિદ્રોહનો ઉલ્કાપાત મચાવી મૂકયો છે. આર્ય-દ્રવિડ સંઘર્ષના વિષમય વાતાવરણની અસર નીચે દ્રવિડ-મુનેત્રા-કઝગમના નેતા અન્નાદુરાઇ અને રાજાજી જેવા દાક્ષિણાત્યના મિથ્યાભિમાનીઓએ સળગાવેલી હિન્દી-તામિલ ઝગડાની આગમાં કેટલાકોએ અગ્નિસ્નાન કર્યું છે. વિદ્યાર્થીઓએ ભારે તોફાન-બખેડા કરી ગોળીબાર ને ખૂનામરકી નોતરી છે.

**" ભારતીય રાષ્ટ્રીયતા " ભયંકર અગ્નિપરીક્ષામાંથી પસાર થઇ રહી છે અને અસ્તિત્વમાં આવવાનો પ્રયત્ન કરતાં જ તેના ઉપર ઝંઝાવાતપૂર્ણ ઝનૂની આક્રમણ કરી તેને જન્મતાં જ મારી નાખવાના રાષ્ટવિઘાતક પ્રયાસે સ્વાતંત્ર્યસૂર્ય દયાનંદે વર્ષો પહેલાં અખત્યાર કરેલી દૂરદર્શી આર્યનીતિની સત્યતાની આજે સૌને ખાત્રી કરાવી દીધી છે. એક રાષ્ટ્રભાષાનો રાષ્ટ્રવ્યાપી સ્વીકાર મહર્ષિ દયાનંદે અમલમાં મૂકી બતાવ્યો છતાં મેકોલેના માનસપુત્રો જેવા જવાહરવાદના અંધભક્તોએ વિદેશી ભાષા અને સંસ્કારના મોહમાં ભારતીયતાનો દ્રોહ કરવાનું ચાલુ રાખવાથી જ આ ઝેરી પરિણામ આવ્યું છે અને આંતરવિગ્રહની આગ સળગવાની શરૂઆત થઈ છે. ગાંધીજીને બાળકોએ પૂછેલી વર્ષો પહેલાંની પ્રશ્નાવલીમાં સાફ કહ્યું હતું કે, " મારી અને જવાહર વચ્ચે એક જ ફરક છે. હું ઇચ્છું છું આ દેશમાંથી અંગ્રેજિયત જાય-અંગ્રેજો ભલે રહે ( ભારતીય બનીને ) " જવાહર ઇચ્છે છે " આ દેશમાંથી અંગ્રેજો જાય-પણ અંગ્રેજિયત ભલે રહે " ( ભારતીયતાના ભોગે ) ગાંધીજી ભારતીયતાના ભક્ત હતાં જવાહરલાલ ભારતીયતાને પાયામાંથી ઉખેડી મનઘડન્ત આંતરરાષ્ટ્રીય સંસ્કાર સંકરતાની સ્થાપના કરવા ઇચ્છતા હતા.** ભારતશત્રુ સામ્યવાદીઓ અને ' બ્લીટઝ 'ના તંત્રી કરંજિયા ભારતીયતાનો નાશ કરવાને જવાહરની ડુગડુગી વગાડી રહ્યા છે. વામમાર્ગે ભારતને પહોંચાડેલા રાક્ષસી નૂકશાનમાંથી ભારતમાતાના સાચા સપૂત દયાનંદે " સત્યપ્રકાશ " પ્રગટાવી જાગૃત કરેલી રાષ્ટ્રશક્તિને જવાહરવાદનો આધુનિક વામમાર્ગ ફરી ભરખી જવા મથી રહ્યો છે, તેને ખતમ કરેજ છૂટકો. અધૂરામાં પૂરું દાક્ષિણાત્ય અને પશ્ચિમ બંગાળના કહેવાતા આગેવાનો " રાષ્ટ્રભાષા-સ્વીકાર "ના સરકારી કૃતનિશ્ચયને શક્તિહીન-દેખાવ માત્રનો બનાવી દેવા સંમિલિત થઇ રહ્યા છે. ઉર્દૂ-તામિલ અને અંગ્રેજીના મોહમાં અક્કલશૂન્યોએ જગાવેલા આંદોલનોમાં આપણો દેશ ચૂંથાઇ રહ્યો છે. ચૌદ પ્રાદેશિક ભાષાના હિમાયતી ઉમાશંકર જેવા વ્હેંતીયાઓ તેના હૃદયમાં ખંજર હૂલાવી રહ્યા છે. આવા દુષ્ટ વાતાવરણમાં પણ વિજયવાડામાં શ્રી બચ્છરાજ વ્યાસના પ્રમુખપદે મળેલા જનસંઘ-સંમેલને રાષ્ટ્રશક્તિ જાગૃત કરવાનો સ્તુત્ય પ્રયાસ તેના વ્યાખ્યાનો, લખાણો અને ઠરાવોદ્વારા કર્યો છે. તેને અમે અભિનંદન આપ્યા વિના રહી શકતા નથી. જનસંઘી વર્તમાનપત્રો અંગ્રેજી, હિન્દી અને પ્રાંતિક ભાષાઓદ્વારા " આર્ય-દ્રવિડ " સંઘર્ષના ઐતિહાસિક જૂઠાણાને અને આર્યોના આ મૂળ નિવાસસ્થાન ભારતવર્ષમાં ખડી કરેલ મૂર્ખતાપૂર્ણ " આદિવાસીઓ "ની જૂઠી માન્યતાએ નીપજાવેલ નેફા જેવા સરહદી પ્રાંતોમાં આત્મનિર્ણયના બહાને પરદેશીઓને દેશને ફરી ગુલામ બનાવવાને દેશમાં આડકતરી રીતે ઘૂસાડી દેવાની તરકીબોનો મક્કમ સામનો કરી રહ્યાછે. **આર્યસમાજના આગેવાનો અને વર્તમાનપત્રો હરહંમેશ આ બાબતમાં પ્રથપ્રદર્શક રહ્યા છે.** ભારત સરહદો ઉપર મિત્ર-મંડળ રાજ્યોથી રક્ષાવાને બદલે શત્રુ-મંડળ રાજ્યોથી ઘેરાઇ રહ્યું છે ત્યારે " વિશ્વ-હિન્દુ-પરિષદ " જેવા પ્રગટતા સંરક્ષક બળોને આર્યનેતાઓએ યોગ્ય દિશામાં વાળવાનો પ્રચંડ પ્રયાસ કરવાની- " આર્યાવર્ત " પ્રગટાવવાની ઐતિહાસિક વેળા ઉપસ્થિત થઇ છે. એક બાજુ રૂઢિચૂસ્તતાનો કરપાત્રીજી-માધવાચાર્ય જેવા રાષ્ટ્રશત્રુઓનો મમત અને બીજી બાજુ જવાહરવાદના રાષ્ટ્રશત્રુ ખેરખાંઓનો " આધુનિક્તાવાદ "નો દુષ્ટ પવન હિન્દુ રાષ્ટ્રના આર્યાવર્તના સ્વપ્નનો પાયો ઉખેડી નાંખવા મથી રહ્યા છે ત્યારે **આર્યનેતાઓએ અંદર અંદરના જુથવાદ કે મનભેદનો ઉકેલ સમજુતિથી-પરસ્પર મળીઝૂલી સત્વર લાવી દેવો જરૂરી છે. ન્હાની સરખાં આંતરવિગ્રહનાં આગ ક્યારે દેશવ્યાપી સ્વરૂપ લેશે તે કહેવાય નહિ. જાગતા અને તૈયાર થતા જતા શત્રુ ચીન-પાકિસ્થાન ક્યારે હલ્લો કરશે તે કહેવાય નહિ. હિન્દી-તામિલ હિન્દી-અંગ્રેજીના તાંડવે આપણને દર્શાવી આપ્યું છે કે, " જલદી જાગો-ઊંઘો નહિ. દેશ, ભાષા, જાતિ, ધર્મ, સંસ્કાર ભરખાઇ જવા બેઠા છે ત્યારે ન્હાની ન્હાની બાબતો માટે અંદર અંદર લઢો નહિ. તમારાં હૃદયોમાંથી બહાર નીકળી એક બીજાને ખતમ કરવા મથતી વિભાજનવૃત્તિની રાષ્ટ્રદ્રોહી રાક્ષસી વલણનો ભોગ બનતા અટકો. સંયમી બની, વિશાળધ્યેયનિષ્ઠ બની રાષ્ટ્ર રક્ષો. ભારતમાતાનો પોકાર સાંભળી સૌ સુસજ્જ બને અને સંગઠિત બને એજ પ્રભુચરણે પ્રાર્થના.**

# આપણી સંસ્કૃતિના આપણે વારસદારો!

શ્રી સ્નાતક સત્યવ્રતજી, માટુંગા

દેશની ભાવિ પેઢીના નિર્માણને નામે થતા સાંસ્કૃતિક કાર્યક્રમો સત્યાનાશને પંથે ઘસડી જતા હોય તો તેને ઉત્તેજન શા માટે આપવામાં આવે છે? સૌ વિચારકો આનો વિચાર કરે એ આ જમાનાની સૌથી પ્રથમ આવશ્યકતા છે. દેહને અન્નની, તેમ આત્માને સ્વસ્થ સંયમિત મનની તેટલી જ આવશ્યકતા છે એ આપણા શિક્ષણશાસ્ત્રીઓએ વિચારવાનો સમય કયારનોય પાકી ગયો છે.

કવિ કુલગુરુ કાલિદાસે ગાયું છે કે:

पुराणमित्येव न साधु सर्वं
न चापि नूनं नव मित्यवद्यम् ।
सत : परीक्ष्यान्यतरम्दजन्ते
मूढ : परप्रत्ययनेय बुद्धि : ।
( માલવિકાગ્નિમિત્ર )

જૂનું એટલું બધું જ સારું અને નવું એટલું બધું જ ખરાબ એમ નથી હોતું. સત્પુરુષો સારાસારનો વિવેક કરી જે ઠીક હોય તેને અપનાવે છે અને મૂઢો માત્ર બીજાની આપેલી બુદ્ધિથી દોરવાયા કરે છે!

મહાકવિએ સંત અને મૂઢનાં આમાં સ્પષ્ટ લક્ષણ બતાવ્યાં છે. અને કસોટી મૂકી છે કે સારાસારનો વિવેક (પરીક્ષા) કરી જે હિતકર હોય તે ગ્રહણ કરવું અને તેથી વિપરીતનો ત્યાગ કરવો.

એ દૃષ્ટિથી આપણે વિચાર કરીશું તો संस्कृति શબ્દનો આજે થતો પ્રયોગ કેટલો ભાવનાહીન થતો જાય છે તેનો ખ્યાલ આવશે. આ દેશની માટીએ જ રામ અને કૃષ્ણ પેદા કર્યા; ભરત અને લક્ષ્મણ સર્જ્યા. ભીષ્મ અને વિદુર અહીં નીપજ્યા; અહીં જ બુદ્ધ અને મહાવીર પ્રગટ્યા, અહીં દયાનંદ અને વિવેકાનંદે જન્મ લીધા; તિળક અને ગાંધી–રવિશંકર મહારાજ અને વિનોબા અહીં પેદા થયા. જેની પાછળ લાખો કરોડોની જનતાના ડગમગતા પગો ઉપડતા રહ્યા છે. ભારતની એવી કર્મવીર સર્વોત્તમ વિભૂતિઓનાં જીવન ચરિત્રો એ જ સંસ્કૃતિના સ્વરૂપને પ્રસ્ફુટિત કરવા બસ છે.

સમય સમય પર પ્રકટ થતા મહાપુરુષો જ સંસ્કૃતિના સાચા પ્રતિનિધિઓ છે.

એ ખરું છે કે આજના વિજ્ઞાને જગતના સીમાડાઓ ભૂંસી નાખ્યા છે, અને માનવ માનવને પાસે લાવી મૂકયા છે. અત: ભૌગોલિક સીમાથી સંસ્કૃતિને આપણે બાંધી નહિ શકીએ. છતાં પણ એ વાત નક્કી છે કે સંસ્કૃતિ જો સારી અને હિતકર વાતનું પ્રતિક છે તો તેનું સર્વત્ર સામંજસ્ય હોવું અનિવાર્ય છે. પરસ્પર "ભેદ" જણાય છે તે કાલિદાસે કહ્યું તેમ સારાસાર વિવેકની પરીક્ષાની ખામીમાં રહેલો છે. કોઈ ચારિત્ર્ય એ સંસ્કૃતિનું મૂલ માને, અને કોઈ ફ્રોઈડનો અનુયાયી કામને જ તમામ વાતની જડ માને. આવા વિચાર દોષ વખતે વિદ્વાનોનું કર્તવ્ય છે કે ચારિત્ર્ય અને કામમાં વધુ હિતકર શું છે તે નક્કી કરી તે રસ્તે જવું. જો જનસમાજનો મોટો ભાગ કામ કરતાં સંયમને પ્રાધાન્ય આપે તો કામજનિત મનોવૈજ્ઞાનિક (!) વિચારધારાને માનવ કલ્યાણ માટે છોડવી રહી. અલબત્ત ભારતીય સંસ્કૃતિમાં કામને છેક હેય નથી જ માન્યો. તેણે તો પુરૂષાર્થ ચતુષ્ટયમાં તેને મોક્ષ પૂર્વેનું સ્થાન આપ્યું છે. પણ તેના પહેલાં બે સ્થાનોમાં **ધર્મ** અને **અર્થ** કહ્યા છે. જીવનના પ્રથમ ચરણમાં ધર્મનું આચરણ કરી અર્થોપાર્જન પછી સંયમિત કામનું સ્થાન આવે છે. એ રીતે પુરુષાર્થત્રયીથી અંતિમ ધ્યેય મોક્ષ પ્રાપ્તિ માન્યું છે. પણ કાલિદાસના એ પરીક્ષકો આજે કયાં છે! એ સંતો, એ શિક્ષાગુરુઓ, એ વિવેકીજનો કયાં છે?

માટે જ આજે વિચારોના સંક્રાતિકાળમાં આપણે સંભાળવું જોઈએ. દેશને સ્વતંત્ર થયે હજી તો દશકો વીત્યો છે ત્યાં જ સંસ્કૃતિને નામે સ્વચ્છંદતા ઘૂસી જઈ, પૂર્વજોની તપશ્ચર્યાને અભડાવી ન મારે એ જોવાનો આજના શિક્ષાશાસ્ત્રીઓનો પરમ ધર્મ છે; દેશના કર્ણધારોનું એ પવિત્ર કર્તવ્ય છે; ઊગતી પ્રજાના છોડોને સીંચતા માળીઓની એ પ્રથમ ફરજ છે. આપણો ભવ્ય ભુતકાળ આપણને ઢંઢોળી રહ્યો છે. જેટલું જૂનું તેટલું ત્યાજ્ય એવી પણ મનોવૃત્તિ આજે ફેલાઈ રહી છે. વર્તમાન પાશ્ચાત્ય ભોગવાદના ઝળકાટમાં વગર વિચાર્યે ઝંપલાવી ભવિષ્યનો નાશ નોતરાઈ રહ્યા છે. આપણી સામે વિસ્તૃત વર્તમાન ફેલાયેલો છે તે તરફ આપણી સંસ્કૃતિની દૃષ્ટિ જવી જોઈએ એ ખરું, પણ સંસ્કૃતિની આગળ ખોટા આડંબરોના પરદાઓ રચવામાં આવે ત્યાં સંસ્કૃતિ પણ બાપડી શું કરે? અને એ આડંબરો આપણા સમાજ અને આપણા શિક્ષણાલયોમાં થતા સાંસ્કૃતિક કાર્યક્રમો છે! સંસ્કૃતિના પ્રતિનિધિઓ બની સિનેમાનાં નટ–નટીઓ વિદેશમાં જઈ ભારતીય સંસ્કૃતિનાં પ્રદર્શન કરે છે! અને આ દેશની–અમારી સરકાર પોતાને ખર્ચે એવા આડંબરો રચી દેશનું ગૌરવ વધારે છે! આપણી સંસ્કૃતિની રખેવાળ ગણાતી સરકારને ભારતીય સંસ્કૃતિના દિગ્દર્શન માટે કોઈ સત્યદેવ પરિવ્રાજક કે વિનોબા ભાવે મળતા

( જુઓ પાન ૫ )

( પાન ૪નું ચાલુ )

નથી ! તેને રાજકપૂર અને નરગિસ મળે છે !! આપણા વિદ્યાલયોમાં આજે અભ્યાસના ભોગે સાંસ્કૃતિક કાર્યક્રમો ઉભરાતા જ રહે છે ! કોઈ ઉદ્દઘાટન હોય તો સાંસ્કૃતિક કાર્યક્રમ, કોઈ ફંડફાળા હોય તો સાંસ્કૃતિક કાર્યક્રમ, કોઈ વિદ્યાલયનું નિરીક્ષણ હોય તો સાંસ્કૃતિક કાર્યક્રમ અને એ સાંસ્કૃતિક કાર્યક્રમો હોય છે નાચ, ગરબા અને નૃત્ય ! અંગમળના પ્રયોગ, માનસિક અવધાનની રીતો કે નૈતિક ઉપદેશોને તો જાણે બહિષ્કાર રહે છે. એ સાંસ્કૃતિક કાર્યક્રમોમાં ખાસ માનવંતા પરોણા તરીકે કોઈ માલદાર કે કોઈ મિનિસ્ટરને નિમંત્રવામાં આવે છે અને તેની પાસે ઊગતા કુમાર અને કુમારીઓનાં હાવભાવ મિશ્રિત નાચ-ગાન કરાવાય છે ! રાજ સભાઓમાં અગાઉ વારાંગનાઓ જ નાચતી, હવે બહેન અને દીકરીઓને ખુલ્લે આમ નચવાય છે !! ક્યાં સંસારના આદિ માનસશાસ્ત્રી, સમાજશાસ્ત્રી અને વિધાનશાસ્ત્રી મહર્ષિ મનુમહારાજનો दर्शनं स्पर्शनं केलां : प्रेक्षण गुह्यभाषणम्

આદિ અષ્ટવિધ કામ પ્રકારનો વિદ્યાભ્યાસ અવસ્થામાં ત્યાગનો આદેશ અને ક્યાં આજે મનોવિજ્ઞાનની છાપ મારેલા ફ્રોઈડના અનુયાયી એવા અમારા વિદ્યાગુરુઓની આવા સાંસ્કૃતિક કાર્યક્રમો રચી કુમળા દિમાગોમાં અને પ્રેક્ષકોનાં ઉદ્દેલિત મસ્તિષ્કોમાં કામભાવની ભરતી ચડાવાના પ્રયોગો ! માનસશાસ્ત્રીમાં ખપતા અને બાળકોના ભાવિના રખેવાળોને વિદ્યાગુરુઓને હું માનસશાસ્ત્રને નામે પૂછું છું કે આ રીતના કાર્યક્રમો દ્વારા કુમળાં જુવાન બાલક-બાલિકાઓને નચાવતાં તેમના મનમાં કયા ઉન્નત (!) ભાવો સંગૃહિત કરાવો છો ? નયન તૃપ્તિની આ રીતથી તેમના માનસસાગરમાં શાની ભરતી કરાવો છો ? સ્પર્શસુખની સુંવાળી લાગણીઓને ઉશ્કેરી તેમને કયા ગર્તમાં પાડો છો ?

મનોવિજ્ઞાનની પવિત્ર દષ્ટિના નામે જનસમાજની એ સેવા થાય છે કે કુસેવા તેનો શાંત ચિત્તે વિચાર કરવાનું આપણા શિક્ષક વર્ગને મારું આહ્વાન છે ! અને આવા નાચ-ગરબાના સાંસ્કૃતિક કાર્યક્રમો કરાવીને આપણે એ કુમળા છોડમાંથી વિદ્યા અને વિનય; સન્માન અને ચારિત્ર્ય; ભક્તિ અને શૌર્યનાં મધુર પુષ્પો ખીલવવા માગીએ છીએ, એ આકાશકુસુમવત્ છે. એમાંથી તો ભ્રષ્ટાચાર અને નિર્વીર્યતા; સ્વચ્છંદ અને ઉદ્દંડતાને પરિણામે પેદા થતી શિસ્તહીનતા અને સમય અને ધનની બરબાદી જ સંભવી શકે. મોટા પ્રધાનોથી માંડી સામાન્ય માણસને પણ છાત્ર જગતની આ હુબડાઈનો અનુભવ થાય છે-ગુરુઓનાં ખૂન થયાનું પણ છાપાં જણાવે છે ! આ આપણો વર્તમાન ! આપણી વર્તમાન પેઢીનું આ વાવેતર ! વિદ્યાના નામે, દેશની સંસ્કૃતિને નામે થતા આપણા સાંસ્કૃતિક કાર્યક્રમોનું આ સરવૈયું ! આને દેશનું સાંસ્કૃતિક ઉત્થાન ગણવું કે પતન તે અમારા શિક્ષાગુરુઓ વિચારે. માનવજાતનો ઉદ્ધાર ચારિત્ર્ય ઉપર અવલંબે છે. અને તે માટે તો ભારતીય સંસ્કૃતિના જ્યોતિર્ધરોએ જીવનને ચાર આશ્રમોમાં વિભિન્ન કરી જીવનના પાયારૂપ પ્રથમાશ્રમ બ્રહ્મચર્યને પ્રાધાન્ય આપ્યું ! ઋષિ

## अन्तरंग सभाके सदस्योंको निवेदन

सभाकी अन्तरंग सभाका अधिवेशन आगामी दि. १४-२-६५ रविवार दोपहर दो बजे से आर्यसमाज काकडवाडी वो. पी. रोड बम्बई नं. ४में होगा अन्तरंग सभाके सदस्यों को निवेदन है कि वे समयसर उपस्थित रहनेको कृपा करें।

निवेदक
**वेणीभाई आर्य**
मंत्री–सभा

ધ્યાન દે તો બ્રહ્મચર્યની મહત્તા ત્યાં સુધી જણાવી કે બાળકોના વિદ્યાલયથી બાલિકાએ અને બાલિકાના વિદ્યાલયથી બાળકે દૂર રહેવું. બાળકો માટે તેમણે પુરુષ શિક્ષક અને બાલિકાઓ માટે સ્ત્રી શિક્ષકની વરણી કરી. એ રીતે તેમણે બાલ્યાવસ્થામાં માનસિક વિકૃતિ આડે પાળ બાંધી. તે અમસ્થી ન હતી. મહાભારતના અદ્વિતીય બ્રહ્મચારી ભીષ્મ પિતામહે જીવનના નિચોડ સમો ઉપદેશ આપતાં જણાવ્યું છે.

**प्रथमे वयसि यः शान्तः**
**सशान्त इति मे मतिः ।**

પ્રથમાવસ્થા-વિદ્યાભ્યાસના સમય (કમમાં કમ પચીસ વર્ષ) દરમ્યાન જે વિદ્યાર્થી શાંત ઇન્દ્રિયોની ઉત્તેજનાથી રહિત-રહ્યો તેનું જીવન શાંત, સુખી અને આનંદમાં જશે !

વર્તમાન ઓસ્ટ્રિયન છાપના પ્રાધ્યાપકો ભીષ્મ પિત્તામહના ઉપદેશની એ ગંભીરતા સમજી શકશે ખરા ? આજના સુંવાળા સહચાર માટે વલખાં મારતા લેભાગુ વિચારકો અને શિક્ષાવિદો, સહશિક્ષણ- Co-education ને જમાનાની આવશ્યકતા જણાવી સહશિક્ષણમાં સાગરીતો ઉપરોક્ત સાંસ્કૃતિક કાર્યક્રમોના પુરસ્કર્તાઓ હોય છે. આપણે જાણતા રહીએ છીએ કે ફલાણો શિક્ષક, ફલાણી શિક્ષિકાને ઉપાડી ગયો ! પોતાની શિષ્યાને ભણાવતાં ભણાવતાં ઘેલી કરી પરણી બેઠો ! દિન બ દિન વધતા જતા એ કિસ્સાઓ અજાણ્યા નથી. વિચારકો દેશના અભ્યાસક્રમનું આમૂલ પરિવર્તન માગે છે તે અમસ્તુ નથી. આજના સાંસ્કૃતિક કાર્યક્રમોએ ભણતા ફિશીયારીખોર યુવાનો-Snobsમાં જીવનનાં ખોટાં મૂલ્યો પેદા કર્યાં છે. વિદ્યાલયોમાં છાશવારે થતાં આવા કાર્યક્રમોને લઈને ભણતર બાજુએ રહી જાય છે તેનુ ઉત્તરદાયિત્વ કોનું ? વિદ્યાર્થીઆલમને અવળા શિક્ષણનું આપણે ગ્રહણ લગાડી રહ્યા છીએ. તેમના વિકાસના મૂળમાં જ આપણે કઠોર આઘાત કરી રહ્યા છીએ. ચારિત્ર્યને જીવનનો આધાર માનવાનો ખુલ્લો ઇન્કાર કરવા કોઈ વિદ્યાગુરુની હિંમત નથી. પુસ્તકીયા પોપટમાંથી જ્ઞાનના ઉતારા તે જ આપે છે ને કે :

If wealth is lost,
nothing is lost
If health is lost,
something is lost
But if Character is lost
everything islost !

-છતાં આપણે આવા સાંસ્કૃતિક કાર્યક્રમો રચતા ખંચકાતા નથી ! આપણે જાણીએ છીએ કે એ કાર્યક્રમો ચારિત્ર્યના પાયામાં જ સુરંગ ચાંપે છે. વિદ્યાર્થી જીવનના પાયામાં તો પરિશ્રમ, સન્નિષ્ઠા અને ગુરુભક્તિની ત્રિવેણી વહાવી ભાવિનું નિર્માણ કરવાનું હોય છે. વિદ્યાનો અર્થી જો યોગ્ય રીતે વિદ્યાનું સર્જન કરે તો તેનામાં અવશ્ય विद्या ददाति विनयं - વિદ્યાનુગત વિનય આવવો જ જોઈએ. અને विनयाद्याति पात्रताम् - યોગ્યતા એ વિનયનું ઉપલક્ષણ બની રહે છે અને તે યોગ્યતા અને સમૃદ્ધિની જનની છે. શ્લોક જણાવે છે કે धनाद्धर्मं ततः सुखम् - ધનથી ધર્મપાલન અને તે દ્વારા સુખ પ્રાપ્ત કરી શકાય છે. પણ દેશના દુર્ભાગ્યે આપણી secular નિર્ધર્મી સરકારે વિદ્યાભ્યાસમાંથી ધર્મને દેશવટો આપી દીધો છે ! જે શાળાઓ ધાર્મિક શિક્ષણ આપે તેની આર્થિક સહાય-ગ્રાન્ટ બંધ કરાય છે. ધાર્મિક કે નીતિ શિક્ષણને બદલે અભ્યાસમાં સાંસ્કૃતિક Cultural periods વિષયો દાખલ કરાય છે ! આવી સર્વશક્તિમાન સરકારના શિક્ષા વિભાગોને વાસ્તવિક ધર્મ શોધી કાઢતાં જો મુશ્કેલી લાગતી હોય તો સર્વ સામાન્ય ધર્મ પણ તેને નથી સૂઝતો ?

ભૂતકાળના મહર્ષિ મનુને શરણે જઈએ તો એ સીધો રસ્તો બતાવે છે કે :

धृति : क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रिय-
१ २ ३ ४ ५
निग्रहः धी विद्या सत्यमक्रोधो दशकं
६ ७ ८ ९ १०
धर्म लक्षणम् ॥

–એ જગતભરના માનવીઓ માટે **સર્વ સામાન્ય ધર્મલક્ષણો છે.** ધૈર્ય, ક્ષમા, તિતિક્ષા, ચોરી-ત્યાગ, પવિત્રતા, ઇન્દ્રિયનિગ્રહ, બુદ્ધિ વિદ્યા, સત્ય અને અક્રોધ એ દશ સામાન્ય ધર્મમાં કોઈ હિન્દુ, કોઈ મુસ્લિમ, કોઈ ઈસાઈ, કોઈ નાસ્તિક કે કોઈ બુદ્ધિમાનને વાંધો ન હોઈ શકે. તેનું યે શિક્ષણ ન આપી શકાય ? પણ જયાં સુધી દેશના ભાગ્યવિધાતાઓને સાંસ્કૃતિક કાર્યક્રમોના વાસ્તવિક અર્થની ગમ ન પડે અને સાંસ્કૃતિક કાર્યક્રમોના નામે ગાન-તાન જેવા અને ફૂલમાળાઓ તથા ખાણાપીણામાંથી ફુરસદ ન મળે ત્યાં સુધી દેશની સંસ્કૃતિએ મોં છૂપાવ્યા વિના બીજો આરો નથી ! સંસ્કૃતિ પોકાર પાડશે કે ભગવાન ! મારા સંરક્ષક ભક્તોથી મને બચાવો ! !

સંસ્કૃતિના નામે યોજાતા વિવિધ નાટક-ગાન નૃત્યાદિના કાર્યક્રમો તો સંસ્કૃતિના નામને લજાવે છે, એમ આપણા વિચક્ષણ રાજનીતિજ્ઞ અને સાહિત્ય સર્જક તથા કલામર્મજ્ઞ શ્રી કનૈયાલાલ મુનશી પણ 'ભારતી'માં જણાવે છે. યથા :- "આજકાલ 'સંસ્કૃતિ' શબ્દ બહુજ છીછરા રૂપમાં ઉપયોગમાં આવે છે. નમ્રવાણી, વિનીતવ્યવહાર નિયન્ત્રિત ચિત્તવૃત્તિ તથા ઉત્તમ

( જુઓ પાન ૭ )

# પાદરીઓનાં આવાં કુચક્રોથી સાવધાન

( કેથોલિક ખ્રિસ્તીઓના ધર્મગુરુ પોપ પાલે મુંબઈમાં ભાષણ આપતાં જણાવેલું કે 'હિન્દુ ધર્મ એક સહિષ્ણુ ધર્મ છે.' અને સંભવતઃ તેના અનુયાયીઓ હિન્દુ ધર્મના આ સહિષ્ણુતાને કમજોરી માની હિન્દુઓને બળજબરીથી પણ ખ્રિસ્તી બનાવવા, ષડયંત્રો રચી રહ્યા છે.)

મંગલોરના સમાચાર છે કે મૈસૂર રાજ્યમાં બંગલોરથી ૨૩ માઈલ દૂર કેથોલિક ખ્રિસ્તીઓ દ્વારા એક ક્ષયરોગનું દવાખાનું ચલાવવામાં આવે છે. અને તેની દેખરેખ એક બિશપ કરે છે.

સંભળાય છે કે તે દવાખાનામાં માસિક રૂ. ૩૦) દવા તથા ભોજન ખર્ચના લઈ દરદીને દાખલ કરવાનો નિયમ છે. પરંતુ આશ્ચર્ય તો એ છે કે જ્યારે કોઈ દરદીનો વાલી દરદીને લેવા આવે છે તો તેની સામે લાંબુ મોટું બિલ મૂકવામાં આવે છે, અને કહેવામાં આવે છે કે બિલની પૂરી રકમ ભરપાઈ ન થાય ત્યાં સુધી દરદી સાથે વાતચિત પણ કરવાની પરવાનગી નથી આપવામાં આવતી. એટલું જ નહીં કેટલીક વખતે તો જો દરદી વાલી સાથે વાત કરવાનો પ્રયત્ન કરે તો તેને મારપીટ કરવામાં આવે છે, અને આ લાંબા ચોડા બિલનાં નાણાં ન ચૂકવી શકનાર વાલિઓ તો દરદીને ભગવાનના ભરોસે છોડી રડ કકળ કરતા પાછા ચાલ્યા જાય છે. અને કોઈ નથી જાણતું કે તે અભાગી દરદીઓની પાછળ શું દશા થાય છે.

### કૃષ્ણાબાઈ કાંડ

લગભગ ૧ વર્ષ પહેલાં કૃષ્ણાબાઈ નામની એક ૧૬ વર્ષીય છોકરીના રહસ્યમય સમાચાર પ્રકાશમાં આવ્યા છે. કૃષ્ણાબાઇનો ભાઈ ડ્રાઇવર હતો તે બિચારો મહામહેનતે પેટ ઉપર પાટા બાંધી બહેનની મુક્તિ માટે બિલના પૈસા ચૂકવવા થોડી ઘણી રકમ લઇને દવાખાને પહોંચ્યો તો ત્યા તેને ડાયરેકટરે જણાવ્યું કે રૂપિયા ૧૨૦૦)નું બિલ છે અને તે ચૂકવ્યા સિવાય તને તારી બહેન મળશે નહીં. એટલું જ નહીં અધિકારીઓ દ્વારા તેને સારી રીતે ધમકાવવામાં પણ આવેલો.

રડતા કકળતા તે ગરીબ ભાઇએ પોતાની કરૂણ કથની કેટલાક સમાજ સેવકોને જણાવી. તો તે બધા જ પોલીસને સાથે લઇને પહોંચી ગયા.

ડાયરેકટરે મામલો બગડતો જોઈ રૂ. ૨૬૮) માત્ર લઇ મામલો શાંત કર્યો. અને કૃષ્ણાને મહામુસીબતે તેના ભાઇને સોંપી દીધી. સંભળાય છે કે કૃષ્ણાબાઈ પાસેથી તેના ભાઈ ઉપર એવી જાતના પત્રો લખાવવામાં આવતા કે તેના ઉપર હવે ભાઈનો કોઈ અધિકાર નથી, અને હવે તે પોતાની ઈચ્છાનુસાર સ્વતંત્રરીતે જીવન વિતાવવા માગે છે વાસ્તવમાં કૃષ્ણાબાઈને ખ્રિસ્તી બનાવવાની બધીજ તૈયારીઓ પૂરી થઈ ચૂકી હતી. પરંતુ અંતિમ સમયે હિન્દુઓમાં વ્યાપેલા ઉત્તેજનાત્મક રોષથી ગભરાઈને ડાયરેકટરને છોકરી તેના ભાઈને સોંપવી પડેલી.

સંભળાય છે કે એજ સેનોટોરીયમ સાથે સંબદ્ધિત એક 'નિર્મલ નિલય' નામનું બીજું પણ એક કેન્દ્ર ચાલે છે, અને તે કેન્દ્રમા મોટે ભાગે સામાજિક દુર્ભાગ્યની શિકાર બનેલી મહિલાઓને જ દાખલ કરવામાં આવે છે. બાળકના જન્મ પછી તે મહિલા પાસે એટલી મોટી રકમની માગણી કરવામાં આવે છે કે તે આપી શકે નહીં. એવી દશામાં તેના ઉપર કડક નજર રાખી તેને કોઈ રીતે છટકવા દેવામાં નથી આવતી. અને થોડા સમય પછી તેનું ધર્મપરિવર્તન કરી નાખવામાં આવે છે.

ઉપરોક્ત કૃષ્ણાબાઈ કાંડ પછી સમ્પૂર્ણ જિલ્લામા ખ્રિસ્તીઓના આ દુષ્કૃત્યો પ્રત્યે રોષની લાગણી ફેલાતી જાય છે છતાં આવા બળજબરીથી ધર્મપરિવર્તન પ્રત્યે સરકારનું મૌન આશ્ચર્યજનક છે.

પાંચ જન્યના સૌજન્યથી.

# આર્યસમાજ અમદાવાદ

આર્યસમાજ, મહર્ષિ દયાનન્દ માર્ગ, અમદાવાદના પદાધિકારી તથા અંતરંગ સદસ્યોની તા. ૨૪-૧-૬૫ ના રોજ નીચે પ્રમાણે ચૂંટણી થઈ છે.

પ્રમુખઃ શ્રી એલ. કે. નંદવાણા, ઉપપ્રમુખ : શ્રી માણેકલાલ પુ. પંચાલ, શ્રી અંગનલાલ પી. ગુપ્તા, શ્રી લક્ષ્મીચંદ ધમનદાસ, મંત્રીઃ શ્રી અંબાલાલ હરિલાલ આર્ય, ઉપમંત્રી : શ્રી પં. ધર્મેન્દ્રજી વેદાલંકાર, શ્રી જેઠાલાલ માલાભાઈ, કોષાધ્યક્ષ : શ્રી ઈશ્વરભાઈ ઝવેરભાઈ પટેલ, પુસ્તકાધ્યક્ષ : શ્રી માધવલાલ ત્રિકમલાલ જાની, શ્રી મિસ્ત્રી જેસિંગભાઈ ભગવાનજી. ઓડીટર : શ્રી મધુસૂદન સી. મશરૂવાળા. પ્રતિષ્ઠિત સદસ્ય : શ્રી નટવરલાલ શંકરલાલ પરીખ, શ્રી સ્વામી ભૈરોગિરીજી.

### કાર્યકારિણીના સદસ્ય

શ્રી હીરજીભાઈ મદનજી આર્ય, શ્રી દેવજીભાઈ ધનજીભાઈ આર્ય, શ્રી બાલકૃષ્ણજી, શ્રી શિવચરણુલાલજી, શ્રી ઉમાકાન્તભાઈ આર્ય, શ્રી જગન્નાથજી, શ્રી બાબુલાલજી આર્ય, શ્રી પ્રેમજીભાઈ કાનજીભાઈ આર્ય, શ્રી કાન્તિલાલ ચિમનલાલ આર્ય. શ્રી વિષ્ણુભાઈ મ. ભટ્ટ, શ્રી શ્રીચંદ સદોરોમલ, શ્રી રામદયાલજી તિવારી, શ્રી નટવરલાલ દવે.

### પ્રતિનિધિ

શ્રી એલ. કે. નંદવાણા, શ્રી શ્રી માણેકલાલ પુ. પંચાલ, શ્રી અંબાલાલ હ. આર્ય, શ્રી અંગનલાલ પી. ગુપ્તા, શ્રી વિષ્ણુભાઈ મ. ભટ્ટ.

---

( પાન ૫નું ચાલુ )

સાહિત્યનો પરિચય એ સંસ્કૃતિના દ્યોતક મનાય છે. પણ એ તો તેના બાહ્ય અલંકાર છે-વાસ્તવિક રૂપ નહિ. નૃત્ય, સંગીત અને નાટકોને સાંસ્કૃતિક કાર્યક્રમની સંજ્ઞા આપી આપણે સંસ્કૃતિને વધુ નીચે ઘસડી લાવ્યા છીએ. "

નમ્રવાણી, વિનીત વ્યવહાર અને નિયન્ત્રિત ચિત્તવૃત્તિ એ આપણા છાત્રોમાં જ્યાં સુધી ધર્મ કે નીતિના ઉન્નત વિચારો સીંચવામાં ન આવે ત્યાં સુધી દુરાશા માત્ર છે. રાષ્ટ્રપતિ, ઉપરાષ્ટ્રપતિ અને ડો. શ્રીમાળીથી માંડી અનેક નાના મોટા નેતાઓ તેમના વ્યાખ્યાનોમાં અવારનવાર જાહેર કરે છે કે આપણા શિક્ષણમાં ધર્મ તથા નીતિને સ્થાન હોવું જોઇએ. આપણા મોરારજીભાઇ દેસાઇએ પણ હમણાં કાંગડી ગુરુકુળમાં દીક્ષાંત ભાષણ આપતાં જણાવેલું કે ધાર્મિક શિક્ષણની આવશ્યકતા કેવળ ભારતમાં જ નહિ પણ સમગ્ર વિશ્વમાં છે.। રાષ્ટ્રપતિ અને પ્રધાનો મળીને જો સરકાર મનાતી હોય તો હજી દેશના શિક્ષણમાં ધાર્મિક શિક્ષણનો પંદર પંદર વરસના વહાણા વાયા છતાં પ્રબંધ કાં નથી થતો ? સત્યાનાશને પંથે ઘસડી જતાં આવા સાંસ્કૃતિક કાર્યક્રમોને ઉત્તેજન શા માટે આપવામાં આવે છે? દેશની ભાવિ પેઢીના નિર્માણને નામે, સૌ વિચારકો આનો વિચાર કરે એ આ જમાનાની સૌથી પ્રથમ આવશ્યક્તા છે. દેશને અન્નની તેમ આત્માને સ્વસ્થ અને સંયમિત મનની તેટલીજ આવશ્યક્તા છે એ આપણા શિક્ષણ શાસ્ત્રીઓએ વિચારવાનો સમય ક્યારનોય પાકી ગયો છે.

---

( પાન ૮નું ચાલુ )

ભાષાઓ અંગ્રેજીના પુરસ્કર્તાઓ કહે છે એટલી હદે દૂબળીપાતળી-અણુવિકસિત નથી જ નથી. છે એના કરતાં યે વધારે આ ભાષાઓને વિકસાવી હોય તો સરકારી વહીવટમાં અને કેળવણી-શિક્ષણમાં એનો ઉપયોગ અનિવાર્ય છે. માતૃભાષામાં તાલિમ આપ્યા વિના તો જગતમાં માગ મૂકાવે એવા વૈજ્ઞાનિકો કે તત્ત્વવિશારદો આપણે કદીયે પેદા નહિ કરી શકીએ. કોઈ પણ ખરા કેળવણીકારને જઈ આ વાત પૂછી જુઓ; આથી જુદું એ નહિં કહે.

# આર્યસમાજ સરસપુર

પદાધિકારી તથા અંતરંગ સભાના સદસ્યોની ચૂંટણી નીચે પ્રમાણે થઇ છે :-

પ્રમુખ :- શ્રી નારાયણદાસ ધમનદાસ.

ઉપપ્રમુખ :- શ્રી ગોરાજી પ્રભુજી.

મંત્રી :- શ્રી મોતીસિંહ વિજયસિંહ.

ઉપમંત્રી :- મહાદેવપ્રસાદ જવાહરલાલજી

કોષાધ્યક્ષ :- શ્રી રામસ્વરૂપજી કાનજી.

પુરોહિત :- શ્રી સ્વામી ચેતનાનન્દજી મહારાજ.

નિરિક્ષક :- શ્રી. રાયસિંહજી વિજયસિંહજી.

### અંતરંગ સહસ્ય

શ્રી છોટાલાલ હરદેવજી, શ્રી પૃથ્વીસિંહ ગોપાલસિંહ, શ્રી સૂરજસિંહ પૂનમસિંહ શ્રી કુન્દનસિંહ ભૂરસિંહ, શ્રી સીતારામ ઘાસીરામ. શ્રી ગોરધનજી ભૂરજી,

### પ્રતિષ્ઠિત સહસ્ય

શ્રી સ્વામી શંકરાનન્દજી મહારાજ

શ્રી ડૉ. મગનલાલ ઓધવજી

શ્રી ડૉ. પ્રેમચંદ મગનલાલ

## શોકાંજલિ

### આર્યસમાજ સાયલા.

સંસ્કૃતના આર્ય વિદ્વાન કવિરત્ન આચાર્ય મેધાવ્રતજી, ગુજરાતની આર્યસમાજોના માર્ગદર્શક, શિરછત્ર, અને મુરબ્બી શ્રી. ચતુરભાઈ પટેલના અણુકલપ્યા દુઃખદ અવસાનથી આર્યજગતને મહાન ફટકો પડયો છે. દયાનન્દ મહાકાવ્ય અને દયાનન્દ લહરી આદિ કાવ્યગ્રન્થો રચી અમરત્વને પ્રાપ્ત કરનાર આચાર્ય મેધાવ્રતજીના સ્વર્ગવાસથી ન પૂરાય તેવી ખોટ પડી છે.

## પત્રવ્યવહારનું સ્થળ

આર્યપ્રકાશ સંબન્ધી સમસ્ત પત્રવ્યવહાર 'વ્યવસ્થાપક આર્યપ્રકાશ, મુંબંઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા કારેલીબાગ, વડોદરાના સિરનામે કરશે.

# પ્રચાર

સભાના ઉપમંત્રી શ્રી. પં. રવિશંકરજી દ્વિવેદી આર્યસમાજ સરસપૂરના ઉત્સવમાં ભાગ લીધા પછી ઉત્તર ગુજરાતની આર્યસમાજ પાટણ વગેરે સ્થળોએ પ્રચાર કરી બાજવા તથા ભરૂચ વગેરે સ્થળોએ પ્રચારાર્થે ગયા છે.

શ્રી પં. જગદીશચન્દ્રજી પ્રવાસી મુંબઈ થઈ ખાનદેશની સમાજોને ફરીથી જાગૃત કરવા તે તરફ પ્રચારાર્થે ફરી રહ્યા છે.

શ્રી ભજનોપદેશક શ્રી હરિસિંહજી ઠાકોર અમદાવાદ સરસપૂરમાં પ્રચાર કરી હવે સુરત જિલ્લાના ગામડાઓમાં પ્રચાર કરી રહ્યા છે.

સભાના ઉપમંત્રી શ્રી પં. દયાશંકરજી શર્મા મુંબઈની આર્યસમાજોમાં પ્રચાર કરી તા. ૬-૨-૬૫ના રોજ સભાના ઉપપ્રધાન શ્રી એલ. કે. નંદવાણાના સુપુત્ર શ્રી પ્રતાપભાઈના વિવાહ સંસ્કારમાં ભાગ લેવા માટે વડોદરા પધારશે.

# આર્યસમાજ સાયલા

બ્લેક બોર્ડ ઉપર મહર્ષિ દયાનન્દના સુવાકયો તથા સમાચારો નિયમિત લખવામાં આવે છે, તથા પ્રતિદિન સત્સંગ લાગે છે.

મકર સંક્રાન્તિનો તથા લાલા લજપતરાય શતાબ્દી ઉત્સવ ધૂમધામથી ઉજવવામાં આવેલાં તે પ્રસંગે સાયલાના શ્રી મહારાજસિંહજી ખાસ પધાર્યા હતા. તે પ્રસંગે આર્યપ્રકાશમાં આવેલો લાલાજીના જીવન પ્રસંગનો લેખ પણ વાંચવામાં આવ્યો હતો.

## લેખકોને વિનંતિ

આર્ય પ્રકાશમાં પ્રસિદ્ધી ખર્થે મોકલાતાં લેખકોને નમ્ર વિનંતિ છે કે તે કાગળના એકજ બાજુ તથા સુવાકય અક્ષરોમાં હોવા જરૂરી છે. તેમજ લેખો વૈદિક સંસ્કૃતિને અનુલક્ષીને હોવા જોઈએ.

Regd. No. G/374
તા. ૬-૨-૬૫

# હિંદી દ્વારા રાષ્ટ્રીય એકતા કેળવીએ

## હિંદી ભાષાને સમૃદ્ધ બનાવવાની સૌ પ્રથમ ફરજ હિંદી ભાષીઓની રહે છે

લેખક :

**શ્રી મોરારજી દેસાઈ**

પ્રવર્તમાન તબક્કે ભારતમાં એક અંગ્રેજી અને બીજી હિંદી એવી ભાષા છે કે જે દ્વારા જુદાં જુદાં રાજ્યોમાં વસતા લોકો પોતાના વિચારોની પરસ્પર આપ લે કરી શકે. અંગ્રેજી તો ખાસી એવી સમૃદ્ધ ભાષા છે ને દુનિયામાં એને જાણી સમજી શકનારા પણ કેંક લોકો છે. ને છતાંયે એ આપણી પોતીકી ભાષા નથી એ તો ખરૂં જ.

હિંદી બહુજન સમાજની ભાષા છે. એને નહિ જાણતા લોકો પણ સહેલાઈથી ચપોચપ એને સમજી શકે એવી સરલ છે. જુદી જુદી કેટલીક પ્રાંતિક ભાષાઓની જેમ એ પણ સંસ્કૃતમાંથી ઉતરી આવી છે ને તેથી એને સમજવાનું સરળ રહે એ સ્વાભાવિક છે. વળી અન્ય ભાષાઓ કરતાં હિંદી માટે વિશિષ્ટ કહી શકાય એવી એક વાત તે છે કે ઉર્દૂની અસર એણે સારા એવા પ્રમાણમાં ઝીલી છે ને પરિણામે ઉર્દૂ ભાષી લોકોને હિંદી સમજવામાં એક મોટી સુવિધા રહે છે. હિંદી તો આ ધરતીની ભાષા છે. ને એને શીખવા-ભણવા આડ પણ એવી તો કોઈ મોટી બધી મુશ્કેલીઓ નથી. ને એથી તો જેઓ અંગ્રેજી જો શીખી શકે છે તેઓ હિંદી તો વળી સાવ સહેલાઈથી શીખી જવાના. એટલું જ નહિ એમાં સારી એવી પારંગતતા પણ ધારે તો તેઓ પ્રાપ્ત કરી શકે છે.

દેશમાં સર્વ સાધારણ એવી એક ભાષા તો હોવી જ જોઈએ ને એ બાબતે આપણી આ કે તે ભાષાને સ્થાન આપવામાં આવે એમાં વાંધો વચકો ન હોવો જોઈએ. પણ જે ન થવું જોઈએ એ આ દેશમાં થયું છે. કમનસીબી કહો તો એ વાતની છે કે બીજી ભાષાઓના પ્રમાણમાં અંગ્રેજી પર સારો એવો રૂઆબ ધરાવતો નાનો એવો વર્ગ આ બાબતે ચર્ચા ચૂંથણાં કરવા મેદાને પડ્યો છે. આ લોકો તો આજેય અંગ્રેજીના મોહપાશમાં જકડાઈ રહેવા માગે છે. દેશની કુલ વસ્તીના દોઢ ટકા જેટલા અલ્પ સંખ્ય લોકો જ અંગ્રેજી સમજીબૂઝી શકે છે. એ નક્કર હકીકતને પણ એઓ પોતાની ધૂનમાં ઠેબે ચડાવે છે. અંગ્રેજી કેમ કરીને લોકભાષા બની શકવાની છે એનો એમણે કદી વિચાર સરખોય કર્યો છે ખરો ? ને દેશની સર્વસ્વીકૃત ભાષા પણ સામાન્ય માનવીની સમજ બહારની હોય તો પછી લોકશાહીનો કયો અર્થ વારુ ? ગણ્યા ગાંઠ્યા અંગ્રેજી ભણેલાઓ રાષ્ટ્ર પર ચડી નહીં વાગે એની શી ખાત્રી ? કારણ પાછલાં વર્ષોમાં એમણે એવું તો કર્યું જ છે.

### ગાંધીજીના વિચારો

અંગ્રેજીની ચુડમાંથી દેશને મુકત કરી રાષ્ટ્રભાષા તરીકે હિંદીને લોકપ્રિય બનાવવાની જરૂર બાબતે ગાંધીજી સજાગ નહોતા એમ નહિ. ૧૯૪૨માં પોતાને પૂછાયેલા એક પ્રશ્નના જવાબમાં એમણે કહેલું કે "અંગ્રેજી આંતરરાષ્ટ્રીય ભાષા છે એમ કહેતાં જરા પણ ના નહિ પરંતુ કેમે કરી એ આપણી રાષ્ટ્રભાષા બની શકવાની ખરી ? રાષ્ટ્રભાષા તો આપણે સૌ કરોડો દેશવાસીઓની પોતાની જ હોઇ શકે ને ? એક રાષ્ટ્રલેખે ભારતને એની રાષ્ટ્રભાષા તો હોવી જ રહી.

### હિંદીભાષીઓની ફરજ

કમનસીબી કહો તો તે એ છે કે હિંદી સામે યુધ્ધે ચડેલાઓ હિંદીના સ્વીકારથી રાષ્ટ્રીય બાબતોમાં બિન-હિન્દી ભાષીઓ પર હિન્દી બોલનારાઓ ચડી વાગશે એવો એક હાઉ ઊભો કરી રહ્યા છે. હકીકતે આવા કોઇ કહેતાં કોઈ ભયને સ્થાન જ નથી. અંગ્રેજીને કેળવણી ક્ષેત્રમાંથી દેશવટો દેવાશે તો આપણી પ્રગતિના પાટિયાં બેસી જશે ને દુનિયાના બનાવોની જાણ લેવા પુરતું પણ આપણી પાસે એકાદું બારુ નહિ રહે એવી એવી વાતો કરનારાઓ મને તો પાકો ડર છે કે ગાડી ઊંધે પાટે ચડાવી રહ્યા છે.

નવા લોકો અંગ્રેજીનું સ્થાન લેવા હિંદી રાતોરાત અંગ્રેજી જેટલી સમૃદ્ધ બની જાય એવી ઇચ્છાના છે. પ્રારંભકાળમાં આ માટે લડી લેવા જેવી મુશ્કેલીઓ સામે થવાનો ઉચાટ વહોરવાનું, આ સુખિયાઓને જરાકે પસંદ નથી. અંગ્રેજીમા ચાલે છે એમ ચાલતું રહે એમાં એમને ચેન છે, નિરાંત છે. અંગ્રેજીના વહીવટી વ્યવહારે દેશની લોકશાહી પર ઉતરનારી અસરનો વલોપાત એમને નથી.

વહીવટી કે કેળવણી ક્ષેત્રે અંગ્રેજીનો ઉપયોગ નહિ કરનારા દેશોએ પણ એમ તો પ્રગતિ કયાં નથી કરી ? પણ એ હકીકતનો કદી એમણે વિચાર સરખો પણ કર્યો છે ખરો ?

આપણો દેશ લોકશાહી રસમોને વરેલો છે ને સૌને પોત પોતાના મત-માન્યતા પ્રગટ કરવાનો અધિકાર છે. પણ બેચાર જણના મનમાં હિંદી સામેનું ભૂત ભરાયું એટલા માત્રથી આપણે આપણા નિશ્ચિત ભવ્ય આદર્શમાંથી ચલિત થવું જરાયે ઘટતું નથી. અલબત્ત લોકશાહી પ્રણાલીઓની લક્ષ્મણ રેખામાં રહીને આપણે આપણા ખ્વાબ પાર પાડવાના છે. કોઇના પર બળજબરી કે જોર-જુલ્મ કરવામાં આપણે ના હોઇએ. આપણે તો પ્રેમપૂર્વક હિન્દી વિરોધીઓના હૈયામાં આપણી વાત ઉતારીશું એમને જીતી લઇશું.

બાકી હિંદીનો હાઉ ઊભો થવામાં હિન્દી પ્રચારકો એક બાજુથી ઊંધું ઘાલીને જે જોરશોર ને બૂમ બરાડા પાડવાની હદ સુધી ઉછળ્યા છે એ પણ કંઇ ઓછા મહત્ત્વની હકીકત નથી. એઓ જે હિન્દી લાવવા માગે છે એ આ કે તે બીજી ભાષાનો એક પણ શબ્દ ઉછીનો ન લેવાયો હોય એવી ખાસ અસલી હિન્દી જ એવા સત્યાગ્રહોની ગાઈ બજાડીને કરાતી વાતો લોકો પર વિપરીત અસર કેમ ના કરે ? ને એથી તો હિન્દી પ્રચારકોએ ઉછાછળાં કે ઉધમાતિયાંથી દૂર રહેવાની ખાસ જરૂર છે. ને હિન્દી રાષ્ટ્ર ભાષા હોવાની આવશ્યકતા અંગે બિનહિન્દી-ભાષાઓને કંઈ કહેવા જેવું નથી જે વાતની એમને પાકી સમજ છે એનો તમે એકડો ઘુંટવા નીકળો એ એમને કેમ કરીને ગમે ?

હિંદીને સમૃદ્ધ બનાવવા સંકુચિત મનોવૃત્તિનો ત્યાગ કરી ઉદાર હૈયે અન્ય ભાષાઓના શબ્દો અપનાવવા રહ્યા. અભિવ્યક્તિના સચોટ ને સંપૂર્ણ માધ્યમ તરીકે હિંદીને સ્થાપવા ઊછીના શબ્દો લેવામાં જરા કે ખચકારો ન હોવો જોઈએ. એવો એ ખચકારો અંગ્રેજીએ રાખ્યો હોત તો આજે એ છે એવી ને એટલી સમૃદ્ધ કદાચ ન હોત. ઓકક્ષફોર્ડ ડિક્ષનેરીનાં થોડાંક પાનાં ઉથલાવો ને પછી જુઓ કે તમારી પોતાની ભારતીય ભાષાઓના કેટ-કેટલા શબ્દો એમાં સ્વીકાર્ય પડ્યા છે!

બાકી, હિંદી કે અન્ય પ્રાદેશિક ભાષાઓ આપણા સરકારી કે કેળવણી વિષયક વપરાશ માટે પૂરતી વિકસિત નથી. એમાં વજૂદ તો નથી એ નથી પણ એક જાતની અવળચંડાઈ છે. અંગ્રેજી આપણી પ્રાદેશિક ભાષાઓ કરતાં બહેતર સમૃદ્ધ છે ને એ હોય એ સ્વાભાવિક પણ છે. કારણ અંગ્રેજીનો તો અનેકવિધ રીતે વર્ષોના વર્ષોથી ઉપયોગ થતો આવ્યો છે. જ્યારે હિંદી તો પહેલાં પર્શિયન ને એ પછી અંગ્રેજી દ્વારા રાજ્યકર્તા વર્ગના પીઠબળે એક બાજૂ હડસેલાતી જ રહી છે. ને છતાંય આપણી

( જુઓ પાન ૫ )

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૬
માલીકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.

श्री आचार्य जी, गुरुकुल कांगडी
जि. सहारनपुर, (उ. प्र.)



॥ ओ३म् ॥

# आर्यप्रकाश

ऋग्. साम.
यजु. अथर्व.



મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬–૦૦ | તંત્રી : વિષ્ણુભાઈ આણુલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ | [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૦મું ] | સૃષ્ટિ સંવત ૧૯૬,૦૮,૫૩,૦૬૪ ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ ફાગણ વદ ૧૦ને શનિવાર તારીખ ૨૭—૩—૧૯૬૫ | [ અંક ૫૨મો

# શ્રી. પં. અયોધ્યાપ્રસાદનું શોકજનક અવસાન

## આર્યસમાજે એક વધુ રત્ન ખોયું

આર્યજગત્ માટે ચાલુ વર્ષ અત્યંત અપશકુનિયાળ નિવડયું છે. એક પછી એક એવા ચાર વિદ્વાનો એક જ વર્ષમાં આર્યસમાજની ગોદમાંથી ઝુંટવાઈ ગયા. રાધાસ્વામી મતના પ્રબલ સમાલોચક અને સુંદર કાવ્યમય કથાદાર શ્રી. પં. બુદ્ધદેવ મીરપુરીનું દિલ્હીના દવાખાનામાં થયેલા અવસાનની લીધેલી નોંધની શાહી સુકાઈ ન હતી ત્યાં તો સમાચાર મળ્યા કે નૈસર્ગિક કાવ્ય શક્તિના ઉપાસક કવિરત્ન શ્રી. પં. મેધાવ્રતજી ગુરુકુલ ચિત્તોડમાં અવસાન પામ્યા. ત્યાર પછી થોડા જ સમય પછી આર્ય પ્રણાલીના–પરમ પોષક અને પુરસ્કર્તા વ્યાકરણના સૂર્યસમા શ્રી. પં. બ્રહ્મદત્તજી જિજ્ઞાસુ ભગવાનની ગોદમાં જઈ વસ્યા. આ વિદ્વાનોના જવાથી આર્યજગત્‌ને ન પુરાય તેવી ખોટ પડી છે તેનાથી ઇન્કાર થઈ શકે એમ નથી.

હમણાં જ તા. ૧૧–૩–૬૫ ના રોજ હૃદયને હચમચાવી મુકે તેવા સમાચારોથી આર્ય-જગતને એક વધુ આચકો લાગ્યો છે. સંસ્કૃત, અંગ્રેજી, તેમજ એરેબિકના મહાન્ વિદ્વાન્ તેમજ આખું જીવન વૈદિક સાહિત્યની ઉપાસનામાં વિતાવનાર શ્રી. પં. અયોધ્યાપ્રસાદજીના દુઃખદ અવસાનના સમાચારોથી આર્યજગત ખૂબ જ શોકાતૂર બન્યું છે.

શ્રી. પં. અયોધ્યાપ્રસાદજી આર્યસમાજના માનીતા વિદ્વાનોમાંના એક હતા. તેમનું આખું જીવન વિદ્યાની ઉપાસના તેમજ વૈદિક સિદ્ધાન્તોના પ્રચારમાં જ વીત્યું છે. તેઓ ફક્ત સંસ્કૃતના જ વિદ્વાન્ માત્ર ન હતા, પણ સાથે સાથે વેદોના પણ પ્રકાંડ વિદ્વાન્ હતા. વૈદિક સાહિત્યના અન્વેષણમાં તેમનું આખું જીવન વીત્યું છે. તેમને જે કાંઈ દક્ષિણા મળી તે તેમણે સાહિત્ય ખરીદવામાં જ ખર્ચી કાઢયું. લગભગ લાખ દોઢ લાખ રૂપિયાથી વસાવેલું આખું પુસ્તકાલય તેમણે હમણાં લગભગ એક વર્ષ પહેલાં જ મહર્ષિ દયાનન્દ ટ્રસ્ટ, ટંકારાને સોંપ્યું છે, તેમાં કેટલાંય પુસ્તકો આજે તો અલભ્ય છે. તેથી કોઈ પણ અનુમાન કરી શકે છે કે તેઓ ફક્ત વિદ્યાના જ ધની ન હતા પણ સાહિત્યના પણ પરમ ઉપાસક હતા.

જગત્‌ને વેદોમાંથી કાંઈક નવીન જ્ઞાન આપવાની તેમની તત્પરતા મહાન્ હતી. વેદ મંત્રોના આધારે તેમણે ગણિતના કેટલાક મૂળભૂત તત્ત્વોની ખોજ કરી હતી. કરોડોની સંખ્યાનો સરવાળો તેઓ એક મિનિટમાં જ કરી શકતા. એવું તો તેમણે ઘણુંએ શોધી કાઢયું હતું. ગણિત શાસ્ત્ર ઉપર તેમણે લખેલો ગ્રન્થ હજી અપ્રસિદ્ધ જ રહ્યો છે. તે સિવાય પણ તેમણે ઘણું સાહિત્ય તૈયાર કર્યું છે.

સન ૧૯૩૪માં અમેરિકામાં ભરાયેલી વિશ્વધર્મ પરિષદમાં આર્યસમાજ તરફથી શ્રી. પં. અયોધ્યાપ્રસાદને મોકલવામાં આવ્યા હતા. ત્યાં તેમણે વૈદિક સિદ્ધાંતોનો સર્વ વ્યાપક પ્રચાર તો કર્યો જ હતો પણ ઠેક ઠેકાણે સમાજોની સ્થાપના પણ કરેલી. 'નમસ્તે'નો અમેરિકામાં પ્રચાર કરવામાં તેમનો મોટો ફાળો છે.

શ્રી. પં. અયોધ્યાપ્રસાદજી પ્રારંભથી જ ખૂબ તેજસ્વી, તથા મહર્ષિ દયાનન્દના અનન્ય ભક્ત હતા. તેમણે મહર્ષિના વિચારોનો પ્રચાર કરવામાં જ જીવન અને સમજ શક્તિ ખર્ચી નાંખી હતી.

આર્યસમાજ કલકત્તાના આચાર્યપદે રહી આખું જીવન વિતાવેલું. પાછલા સાત આઠ વર્ષથી અસ્વસ્થ તો હતા જ છતાં અનવરત સેવાકાર્ય તથા સાહિત્ય નિર્માણમાં સમય વિતાવી રહ્યા હતા.

શ્રી. પં. અયોધ્યાપ્રસાદને ગુમાવીઆર્યજગતે એક મહાન રત્ન ખોયું છે.

પરમાત્મા સ્વર્ગસ્થને ચિરશાંતિ તથા શોકસંતપ્ત પરિવારને ધૈર્ય પ્રદાન કરે એ જ પ્રાર્થના.

માધવેન્દ્ર શાસ્ત્રી

# ઇશાવાસ્યોપનિષદ્

લે. : પં. મયાશંકર શર્મા આચાર્ય

આ આઠમા મંત્રમાં ઈશ-આત્માનું સગુણ તથા નિર્ગુણ સ્વરૂપનું વર્ણન તથા વિદ્વાન ઉપાસક યોગીને યોગના ફળની પ્રાપ્તિ જણાવે છે.

**स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरं शुद्धमपापविद्धम् कविर्मनीषी परिभूः स्वयंभूर्याथातथ्यतोऽर्थान् व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥ ८ ॥**

આ મંત્રમાં ( ૧ ) **अकायम्** ( ૨ ) **अव्रणम्** ( ૩ ) **अस्नाविरम्** અને ( ૪ ) **अपापविद्धम्** વિશેષણો પરમાત્મામાં જે ગુણ નથી તેનું વર્ણન કરે છે. પરમાત્માને શરીર નથી જો કે ઇશ સર્વવ્યાપક હોવાથી પૃથ્વી આદિ બધાં ભગવાનનાં અંતર્યામી બ્રાહ્મણમાં શરીર તરીકે વર્ણવ્યાં છે જેમકે **यस्य पृथिवी-शरीरं य : पृथिवी मन्तरो यमयति...।** પૃથ્વી જેનું શરીર છે અને અંદર રહી પૃથ્વીનું જે નિયમન કરે છે ઇત્યાદિ છતાં પરમાત્માને કર્મજન્ય કોઈ પણ શરીર નથી, પરમાત્મા શરીર દ્વારા વિષયોનો ઉપભોગ કરતો નથી આત્માને કોઈ વ્રણ નથી, આત્માના સ્વરૂપમાં કોઈ છિદ્ર નથી આત્માને નાડી નથી, નસ નથી. નાડી નસ વગેરે તો શરીરના અવયવો તરીકે હોય છે. પરમાત્માને પાપ કે પુણ્ય-રૂપ કર્મ નથી આ ગુણો પરમાત્મામાં નથી માટે પરમાત્મા નિર્ગુણ કહેવાય છે.

( ૧ ) **शुक्र**, ( ૨ ) **शुद्धम्** ( ૩ ) **कवि :** ( ૪ ) **मनषी** ( ૫ ) **परिभू :** ( ૬ ) **स्वयंभू :** આ બધાં વિશેષણો અર્થાત્ ગુણો પરમાત્મામાં છે માટે તે ' સગુણ ' કહેવાય છે.

પરમાત્મામા ' શુક્ર ' છે એટલે કે તે જ્ઞાનમય પ્રકાશ સ્વરૂપ છે, શુદ્ધ છે એટલે કે અવિદ્યા અદિ દોષોથી રહિત હોઈ પરમ પવિત્ર છે. ' કવિ ' છે અર્થાત્ વેદરૂપ મહાન કાવ્યને પ્રગટ કરનાર છે. અથર્વ વેદમાં જણાવ્યું છે કે આ કાવ્ય એટલું બધું આશ્ચર્યજનક છે કે તે કદિ સરતું નથી. તેમ જીર્ણ પણ થતું નથી. નિત્ય અને અનિત્ય વસ્તુઓનું એમાં વર્ણન છે. એ અનેક પ્રકારની વિદ્યાના ઉપદેશાનો અવિચ્છિન્ન સ્રોત છે. એ ભૂત, ભવિષ્ય અને વર્તમાનનો જણાવનાર છે.

મન કરતાં શ્રેષ્ઠ, મનના સંકલ્પ અને વિકલ્પોને જાણનારી બુદ્ધિનો સ્વામી છે. માટે તે ' મનીષી ' કહેવાય છે.

પરમાત્મા ' પરિભૂ : ' છે અર્થાત્ સર્વ ઉપર વિજય મેળવનાર છે. સર્વ કોઇ દૈત્ય, દાનવ આદિ અધર્માચારીઓને હરાવનાર છે. એના કરતાં કોઇ વધારે બળવાન નથી.

પરમાત્મા ' સ્વયમ્ ' છે, નિત્ય સત્તાથી-યુક્ત છે, એ કદિ જન્મ્યો નથી એ અખંડ અનાદિ અને અવિનાશી છે.

આવા ગુણોને લીધે પરમાત્મા સગુણ કહેવાય છે.

જે યોગીએ યોગનું પૂરેપૂરું અનુષ્ઠાન કર્યું છે, જેની અવિદ્યા સર્વથા નાશ પામી છે, તે આ પરમાત્માને પામે છે. **स पर्यगात्**, તે ઉપાસક સિદ્ધ થયેલો યોગી ઉપાસ્ય સ્વરૂપ પરમાત્માને પામ્યો. આવો પણ અર્થ થઇ શકે છે. બીજા એ પદનો અર્થ એ છે કે, પરમાત્મા બધે ઠેકાણે પ્રાપ્ત છે, તે સર્વ વ્યાપક છે. જે ગુણો સાથે રહે તે સગુણ અને જે ગુણો સાથે ન રહે તે નિર્ગુણ કહેવાય છે. કોઇ પણ દ્રવ્ય ગુણ વગરનું હોતું નથી. મહર્ષિ કણાદે આત્મા પરમાત્માને દ્રવ્ય તરીકે માન્યા છે માટે આત્મા ગુણ વગર ન હોઈ શકે. છતાં પણ પરમાત્માને નિર્ગુણ અને સગુણ માને છે તે આ રીતે. સારા નરસા સર્વ ગુણો એકત્રિત થઇ કોઈ પણ એક દ્રવ્યમાં હોતા નથી. પરમાત્મામાં જ્ઞાન ગુણ છે પણ રૂપ, રસ વગેરે ગુણ નથી. માટે પરમાત્મા સગુણ અને નિર્ગુણ છે.

અત્યારના ભકત લોકો પરમાત્મા શરીર ધારણ કરી રામ, કૃષ્ણ વગેરે ભકતો સમક્ષ ઉપસ્થિત થાય ત્યારે તે સગુણ કહેવાય છે અને શરીર ધારણ ન કરે તો તે નિર્ગુણ કહેવાય છે, એમ માને છે. આવી વ્યાખ્યાને ઉપનિષત્કાર માનતા નથી. વેદમાં પણ આવી વ્યાખ્યા કયાંય પણ જણાતી નથી.

શરીરધારી પરમાત્મા પ્રગટ કહેવાય છે. આધુનિક ભકતલોકો પ્રગટના પ્રેમી હોય છે. આ દૃષ્ટિએ તેઓ રામ અને કૃષ્ણને માને છે, પણ આવું સત્ય કોઇ પણ વેદાનુસારી શાસ્ત્રમાં જણાતું નથી. માત્ર એ તો ભકતોનો કેવળ આત્મ સંતોષ છે.

**स याथातथ्यत: अर्थान् व्यदधात् शाश्वतीभ्यः समाभ्यः** તે પરમાત્માએ સર્વ કાર્યો સત્યસ્વરૂપે બનાવ્યાં છે, કોઈ પણ કાર્ય મિથ્યા બનાવ્યું નથી અનાદિકાળથી આ રચના ચાલતી આવી છે અને સદા ચાલતી રહેશે. જે લોકો જગતની રચનાને મિથ્યા માને છે તે આ શ્રુતિસ્વરૂપ મંત્ર ઉપર જરૂર ધ્યાન આપે, એવી અમારી નમ્ર પ્રાર્થના છે.

કાર્યને નિત્ય ન માની શકાય, પણ તે અસત્ય છે એમ પણ ન માની શકાય. વ્યવહારદશામાં ઈશ્વરકૃત સર્વ કાર્યોને સત્ય માનવાં જ જોઈએ. જ્યાં સુધી વ્યવહાર છે ત્યાં સુધી સૂર્યાદિને સત્ય માનવા જ જોઈએ. કાર્ય નાશ પામ્યા પછી એને માટે સત્ય કે અસત્યનો કોઈ સવાલ જ રહેતો નથી. મહાત્મા ગાંધી જ્યાં સુધી જીવતા હતા અને કાર્ય કરતા હતા ત્યા સુધી તે સત્ય જ હતા. અત્યારે અર્થાત્ આ દિવસોમાં ગાંધીજી સત્ય છે કે અસત્ય ? આવો વિચાર કરનારા પાગલની કોટિમાં જ ગણાય.

વસ્તુ નિત્વ હોય કે અનિત્ય, પણ તેનું લક્ષણ આ પ્રમાણે જ કરવું ઘટે. જેમાં અર્થક્રિયાકારિત્વ છે, તે વસ્તુ છે. ઘડાથી જો પાણી ભરાતું હોય તો ઘડો સત્ય છે. સોનાના ઘરેણાં પણ જો કોઈ આર્થિક કિંમત ધરાવતાં હોય, બજારમાં વેચી તેનાં નાણાં મેળવી શકતાં હોય તો તે સત્ય છે એમ માનવું જ પડે.

જગતની રચનાને માયાવીની મિથ્યા રચના માનવી એ તો પરમેશ્વરનો ઉપહાસ કર્યા જેવું છે. જે કારીગરે રહેવા યોગ્ય સર્વ જાતની સગવડવાળો બંગલો બાંધી આપ્યો છે અને જેમાં રહી માણસો અને ઘર ધણી સુખ મેળવે છે તે બંગલાને મિથ્યા માનવો એમાં શું કારીગરનું અપમાન નથી ? વસ્તુ સર્વકાળમાં હોવી એ તો નિત્ય વસ્તુની વાત થઈ પણ અનિત્ય વસ્તુઓ કે જેનાથી પ્રાણી માત્ર સુખ દુઃખ ભોગવે છે એનું શું ? શું એને મિથ્યા માનવી? વિચારકો આ મંત્ર ઉપર ખૂબ ધ્યાન આપે એવી અમારી પ્રાર્થના છે. આ આઠ મંત્રમાં ઇશ્વરનું જ્ઞાન થોડા શબ્દોમાં ઘણું કહેવાયું છે.

( જુઓ પાન ૭ )




તંત્રાસ્થાનેથી

# ભારતીય લોકશાહી ધર્મ કે વિજ્ઞાનના "ઝૂલા" ઉપર અસ્થિર ?

સ્વાતંત્ર્ય સૂર્ય દયાનંદ અને સ્વાતંત્ર્ય ચંદ્ર ગાંધીજી "આર્ય જીવન" સ્વરાજ્યદ્વારા ચરિતાર્થ કરી રાષ્ટ્રીયતાને શાશ્વત પાયા ઉપર સ્થિર કરવા ઈચ્છતા હતા. ધર્મપ્રાણ ભારતની લોકશાહીનું ધ્યેય ધર્મજ હોય એ કુદરતી છે. તેથી તેના બીજા રાષ્ટ્રપુરુષો પોતપોતાની આગવી પદ્ધતિથી ભારતીય સ્વરાજ્યને ધર્મપ્રકાશના પંથેજ સાક્ષાત કરવાના અલૌકિક પ્રયાસ કરી વર્તમાન ઇતિહાસમાં ભારતને કેન્દ્રસ્થાને રાખી વિશ્વમાંગલ્ય સ્થાપવા હૃદયપૂર્વક ઝઝૂમી વિશ્વસ્વરાજ્યના ખપ્પરમાં શહીદ થયા. ધર્મનીજ દૃષ્ટિ સર્વતોમુખી અને સર્વતોભદ્ર હોય છે. વિજ્ઞાનની દૃષ્ટિ ભૌતિક સુખવાસના સંપાદન કરી આપવાની હોય છે. સામાન્ય અર્થમાં ન લઈએ અને આધ્યાત્મિક દૃષ્ટીએ વિજ્ઞાનને મૂલવીએ તો ધર્મદૃષ્ટિ વિનાનું વિજ્ઞાન આંધળુ હોઈ વિકાસને બદલે વિનાશ પણ સર્જે છે. તેવીજ રીતે વૈજ્ઞાનિક સત્યશોધન વૃતિના અભાવે અંધશ્રદ્ધા ધર્મને ઘેરી વળી મિથ્યાચાર, દંભ અને પાખંડને જન્મ આપે છે. મહર્ષિ દયાનંદે તેથી ભારતીય સ્વરાજ્યને વૈજ્ઞાનિક સત્ય સનાતન વૈદિક પરંપરા ઉપર સ્થાપન કરવા સત્ય અર્થનો પ્રકાશ કર્યો, મહાત્મા ગાંધીજીએ ભારતીય સ્વરાજ્યને રચનાત્મક કાર્યક્રમદ્વારા સ્વાયત્ત અર્થતંત્ર ઉપર સુસ્થિર દૃઢમૂલ કરવા પ્રયાસ કર્યો. ભારતીય લોકશાહીના આ શાશ્વત તત્વને જવાહર કરતાં સરદાર વધુ સમજતા હતા તેથી સરદાર કદી પાશ્ચાત્ય પર પ્રકાશથી ઝંખવાતા નહોતા જ્યારે જવાહર ભારતીયતાને જૂનવાણી સમજી ક્રાંતિકારી નવજીવન નિર્માણ કરવા ચાહતા હતા. જવાહરલાલે કહ્યું છે, જેમ જ્ઞાનમાં વધારો થાય છે તેમ ધર્મનું સામ્રાજ્ય નાનું થતું જાય છે છતાં હજુ ઘણા અને મહત્વના ક્ષેત્રોમાં ધર્મ તથા તેની સાથે કાયમ રહેતા વહેમનું રાજ્ય ચાલુ છે. તત્વજ્ઞાન હજારો વર્ષ જૂનો વિષય હોવા છતાં તેમાં હજુ ભારે અરાજકતા ચાલે છે જ્યારે વિજ્ઞાનનો ઉદય ઘણો મોડો થયો હોવા છતાં તેણે જબ્બર પ્રગતિ કરી છે. આનું કારણ વિજ્ઞાને રોજિંદા જીવનનાં નાના ગણાતા પ્રશ્નો ઉપાડી લઈ તેમનું નિરાકરણ કરવા માડયું જ્યારે તત્વજ્ઞાને શરૂઆતથીજ આખા બ્રહ્માંડનો કોયડો ઉકેલવા બાથ ભીડી. તત્વજ્ઞાન કંઈ કરે તે પહેલાં વિજ્ઞાને બ્રહ્માંડના ઘણાં પાસાનું આપણને દર્શન કરાવ્યું........જીવન પ્રકૃતિના સૌંદર્યનો અને અખૂટ રહસ્યનો ખજાનો છે. તેમાં જેમ જેમ ઊંડા ઉતરીએ તેમ તેમ નવું જાણુવા સમજવા મળે છે અને જિંદગી વધારે ને વધારે જીવવા યોગ્ય લાગે છે. "આપણે આ યુગના આદર્શ જીવનધોરણને લક્ષમાં રાખીને આગળ વધવાનું છે. આપણા રાષ્ટ્રની જરૂર પ્રમાણે તેમાં સુધારાવધારા કરી શકાય." સંકુચિત રાષ્ટ્રવાદ જે આપણને એમ ભણાવે છે કે આપણે ડહાપણનાં શિખરો સર કરી લીધાં છે અને હવે કશું જાણવાનું રહેતું નથી તેના પ્રત્યે મને જેવો અણગમો છે તેવો બીજા કશા પ્રત્યે નથી. પ્રગતિને રૂંધનારી આ માન્યતા ઘાતક છે. મારે અવરોધો જોઈતા નથી. પ્રાચીન સંસ્કૃતિનો પ્રેમ આપણા મન સાંકડા કરે છે. સંસ્કૃતિ જીવંત અને સદા ગતિશીલ વસ્તુ છે. માનવીના મન સાંકડા બને ત્યારે દેશની સંસ્કૃતિ મરી પરવારે છે. વિજ્ઞાનની પ્રયોગશાળાઓ "જીવન-સુધાર સંશોધન" સંસ્થાઓ કરતાં વધારે છે વિજ્ઞાનની શોધો કરતાં કંઈક વધુ એટલે સાહસપૂર્ણ છતાં સાવચેત વૈજ્ઞાનિક રાહ–વૈજ્ઞાનિક મિજાજની ખાસ જરૂર છે. જીવન એટલે સમસ્યાઓનો ઢગલો. એના નિકાલ માટે આવશ્યક વૈજ્ઞાનિક વલણુજ જીવનનો રાહ. વિચારવાની પ્રક્રિયા, વર્તનની પદ્ધતિ હોઈ શકે. આપણા જાતભાઈઓ સાથેના વ્યવહારનો આધાર એનેજ બનાવાય એ અતિ આવશ્યક છે. આ વિચારોના પ્રતીક જવાહરલાલ ભારતીય લોકશાહીને આધુનિક માન્યતા અનુસારના વૈજ્ઞાનિક વલણના ઢાંચામાં ઢાળવા માંગતા હતા. બની શકે તેટલી જૂની માન્યતાઓને તોડી ફોડી ફેંકી દેવાના જીવનભરના અખતરાઓમાંથી જીવનના અંતે જવાહરલાલ ગુજરાત વિદ્યાપીઠના ચિરસ્મરણીય ઐતિહાસિક વ્યાખ્યાનમાં બોલ્યા," "અપને દેશમેં પુરાને સમયસે આદમીકો ઢાંચેમેં ઢાલનેકી પ્રક્રિયા હો રહી હૈ. ઈસમેં સબસે પહલે તો વેદ આતે હૈં. વેદમેં ઈતના જ્ઞાન–ઈતના પ્રકાશ હૈ કિ ઈસકી તુલના નહિ હો સકતી." હવે આની તુલનામાં યુરોપ–અમેરિકા–રશિયાની શોધોએ તાજેતરમાં વોસ્ખોદ-૨નું અવકાશયાન કમાન્ડર કર્નલ પાવેલ બેલિએવ અને લેફ. કર્નલ સેલેક્ષી લિઓનોવે અવકાશમાં અવકાશયાન બહાર નીકળી જાતે સફળ ઉડ્ડયન કરી, દુનિયાને ચકિત કરી નાંખનાર ચંદ્ર અને મંગળ ઉપર ઉતરવાના પગરણ માંડી નાંખવા સુધી પ્રગતિ કરી. વિજ્ઞાનની કરામત દેખાડી આગેકૂચ જારી રાખી છે, પરંતુ પ્રશ્ન એ છે કે માનવના અંતરમાં કે જગતભરના તમામ પ્રકારના વ્યવહારોમાં શાંતિ અને પ્રેમ 'માનવતા' પ્રગટાવી રહ્યાં છે ખરાં ? વિજ્ઞાનના વિકાસે આજસુધી તો શાંતિ કે સુખ પ્રગટાવ્યાં નથી. જગતે દયાનંદ–ગાંધી–ખ્રુશ્ચોવ–કેનેડી કે જવાહરની વિશ્વપ્રેમની અભિલાષાને ઠુકરાવી છે. ચીન–પાકીસ્થાન પ્રપંચજાળને પશ્ચિમની વિજ્ઞાનભક્ત મહાપ્રજાઓનો સથવારો સાંપડી રહે છે તેમજ આફ્રો–એશિયન નવપ્રજાઓને રાજકારણીય બૂરખો તે ઓરાઢી શકે છ એ શું બતાવે છે? જગત વિજ્ઞાનયુગમાં પણ સાચી ધર્મદૃષ્ટિવિના સુખ કે શાંતિ પામી શકશે નહિ. ખરૂં જોતાં ધર્મ વિશાળ–વિરાટદૃષ્ટિ હોય છે. વિજ્ઞાનતો ધર્મનું એક પાસું બની શકે છે. વિજ્ઞાન ધર્મનો વિભાગ માત્ર છે, વેદધર્મ વૈજ્ઞાનિક માન્યતાઓને જ માન્ય કરે છે. કહેવાતા ધર્મને નામે ચાલતા વહમ પાખંડનું ખંડન કરે છે. પરંતુ વિજ્ઞાનના નામે વિસ્તરતા પરસ્પર વિરોધ–વિચ્છેદન, ઈર્ષ્યાને ઉત્તેજતા ભૌતિક સુખવાદ ભયંકર વિનાશક સ્વરૂપને ધર્મજ પ્રત્યક્ષ બતાવે છે. તેથી અમારા મતે ભારતીય લોકશાહીને વિજ્ઞાન અને ધર્મના ઝૂલામાં ઝૂલાવ્યા રાખ્યા

( જુઓ પાન ૫ )

# શ્રી હીરાચંદભાઇ માસ્તરનું દુઃખદ અવસાન

વડોદરામાં વર્ષોથી રહેતા શ્રી હીરાચંદભાઇ માસ્તર તા. ૨૦-૩-૬૫ ના રોજ વડોદરા મુકામે મામાની પોળમાં તેમના નિવાસસ્થાને ૯૫ વર્ષની ઉમરે ગુજરી ગયા છે.

શ્રી હીરાચંદભાઇ માસ્તર એક જુના આર્ય સમાજી હતા. શિક્ષક હોવાથી બાળકોમાં તેમણે આખી જિંદગી આર્યસંસ્કૃતિના બીજ રોપવાનો પ્રયત્ન કરેલો. વૃદ્ધાવસ્થામાં પણ જીવનની અંતિમ પળ સુધી પોતાની પાસે બાળકોને બોલાવી આર્યસાહિત્યને વાંચવાની પ્રેરણા આપતા રહ્યા.

આર્યસમાજના આવા અનન્ય-ભક્ત તેમજ આર્યશિક્ષકના નિધનથી વડોદરાના આર્યોને એક સહૃદયી, માયાળુ તથા આર્યત્વાભિમાની શિક્ષકની ખોટ પડી છે. પરમાત્મા સ્વર્ગસ્થના આત્માને ચીરશાંતિ તથા પરિવારને ધૈર્યપ્રદાન કરે એ જ પ્રાર્થના.

# ભરૂચના સમાચાર

૧. શ્રી ચંદુભાઇ છોટાલાલની સુપુત્રી દેવયાનીનાં લગ્ન શ્રી મધુસુદન કેશવલાલ હાંસોટવાળા સાથે થયાં હતાં. વૈદિક વિધિ શ્રી સુદર્શન અને પ્રમુખ શ્રી નાગજીભાઇએ કરાવી હતી.

શ્રી છોટાલાલ મનસુખરામ મહેતાની ભત્રીજી પદ્મા (પદ્મા) બહેનનાં લગ્ન હાંસોટવાળા શ્રી જયોતિભાઇ કેશવલાલ સાથે થયાં હતાં વૈદિક વિધિ શ્રી સુદર્શને કરાવી હતી.

૩ ભગુપુર સોસાયટીમાં બંગલા નં. ૬૩ વાળી જગ્યા પર શિવરાત્રી નો ઉત્સવ શ્રી ગુલાબદાસભાઇ ભાવસારના આમંત્રણથી ધામધૂમ-પૂર્વક ઉજવાયો હતો. આર્યસમાજ અને વૈદિક સત્સંગ મંડળનાં નર-નારીઓની હાજરીમાં ભજન–યજ્ઞ પણ થયાં હતાં. અત્રેના વાંચનાલયોમાં શ્રી સુદર્શન રચિત 'શિવરાત્રી' પુસ્તકો વહેંચવામાં આવ્યાં હતાં.

૪. વૈદિક સત્સંગ મંડળનું સાતમું પ્રકાશન 'દેવદર્શન' લે. સુદર્શન, શિવરાત્રી ઉપર તૈયાર થવા આવ્યું છે. કિંમત ૧-૨૫ છે. પરંતુ શિવરાત્રીના શુભપ્રસંગને લઇને ચૈત્ર સુદ-૧ આર્યસમાજ સ્થાપના દિન સુધીમાં રોકડેથી મંગાવનારને અડધી કિંમતે મોકલવામાં આવશે.

ઠે. શ્રી સુદર્શન આચાર્ય મંદિર
ભરૂચ.

# આર્યસમાજ મુંબઈ શોક પ્રસ્તાવ

આર્યસમાજ કાકડવાડી તથા મુંબઈના સમસ્ત ઉપનગરોની આર્ય-સમાજો તરફથી તા. ૨૧-૩-૬૫ના રોજ આર્યસમાજ હોલમાં શેઠ શ્રી. હરગોવિંદ ધરમસી કાચવાલાના પ્રમુખપદે યોજાયેલી વિશાળ સભામાં આર્યજગતના પ્રસિદ્ધ વિદ્વાન્ શ્રી. પં. અયોધ્યાપ્રસાદજીના શોકજનક નિધન નિમિત્તે નિમ્ન લિખિત શોક પ્રસ્તાવ પ્રસાર કરવામાં આવ્યો હતો.

## શોક પ્રસ્તાવ

પ્રખ્યાત વૈદિક મનષી શ્રી. પં. અયોધ્યાપ્રસાદજી બી. એ. વૈદિક રિસર્ચ સ્કોલરનો આર્યસમાજની ગણનાપાત્ર અમર વિભૂતિયોમાંના એક છે. તેમણે ઘણા લાંબા સમય–સુધી હજારો ગ્રન્થોનું પરિશિલન કરી પ્રતિભા સમ્પન્ન કરેલી. વેદ, દર્શન, પુરાણ–તેમજ પાશ્ચાત્ય સાહિત્યના તેઓ પ્રકાંડ વિદ્વાન્ હતા. તેઓ સ્વભાવે સરળ તથા રહેન-સહનમાં ઘણા જ સાદા, નિરભિમાની તેમજ ગુણ ગ્રાહી હતા. સ્વર્ગસ્થે ગણિત વિષયમાં વેદમંત્રોના આધારે ઘણું મહત્ત્વપૂર્ણ તથ્યો પ્રકાશિત કર્યા હતાં.

શ્રી. પં. અયોધ્યાપ્રસાદજી આર્યસમાજ કલકત્તાના આજીવન આચાર્ય રહ્યા છે. મુંબઈના આર્ય-જગત ઉપર તેમની હંમેશ કૃપા બની રહેતી.

સને ૧૯૩૪માં અમેરિકાની વિશ્વધર્મ પરિષદમાં આર્યસમાજ મુંબઈ તરફથી તેમને વૈદિક ધર્મના સમ્બન્ધમાં આર્યસમાજનો દૃષ્ટિકોણ પ્રસ્તુત કરવા માટે મોકલવામાં આવ્યા હતા. ત્યાં તેમણે આર્યસમાજની તો સ્થાપના કરી જ હતી. નમસ્તેનો પણ–વ્યાપક પ્રચાર કરેલો. તે વખતે તેમના પ્રચારથી અમેરિકાની જનતા ખૂબજ પ્રભાવિત થઈ હતી.

પાછલા ૮ વર્ષથી તેમનું સ્વાસ્થ્ય બગડયું હતું. તે નજ સુધર્યું અને અન્તે તા. ૧૧-૩-૬૫ના રોજ કલકત્તા મુકામે તેમનું દુઃખદ અવસાન થયું.

પરમાત્મા સ્વર્ગસ્થને ચિરશાંતિ તથા તેમના શોકસંતપ્ત પરિવારને ધૈર્યપ્રદાન કરે.

તે પ્રસંગે સાર્વદેશિક આર્ય-પ્રતિનિધિ સભાના પ્રધાન શેઠ શ્રી. પ્રતાપસિંહ શૂરજીવલ્લભદાસ, મું. પ્ર. આર્યપ્રતિનિધિ સભાના પ્રધાન શ્રી. કાંતિલાલ મોહનલાલ શર્મા, શ્રી. સ્નાતક સત્યવ્રતજી બી. કામદાર, શ્રી. પં. કૃષ્ણશર્માજી વૈદિક મિશનરી, શ્રી. શુકલાજી મંત્રી આર્યસમાજ શિવાજી પાર્ક, શ્રી. વિશ્વબંધુજી શ્રી. પં. રામચંદ્રજી સ્નાતક, શ્રી. પં. ઋષિમિત્રજી શાસ્ત્રી શ્રી. ઇશ્વરી દેવીજી, શ્રી. લીલાવતીજી મલ, તેમજ આજની શોક સભાના પ્રધાન શ્રી. શેઠ હરગોવિંદ ધરમસી કાચવાલા-એ સ્વર્ગસ્થને ભાવભરી અંજલિ આપી હતી.

( પાન ૬નું ચાલુ )

ધર્મ છે. ભારતવર્ષિય પ્રાચીન ઋષિ-મુનિઓએ રાષ્ટ્રસેવા ભાવના સાથે સ્વાર્પણ ભાવનાને માનવપ્રાણીમાં ઓત પ્રોત કરવા માટે આ તમામ સંસ્કારોની આયોજના કરી છે યજ્ઞોપવીત સંસ્કાર પણ રાષ્ટ્રસમુત્કર્ષ માટે જે સંઘ શક્તિની આવશ્યકતા છે, તેમ જ જે ત્યાગ ભાવનાની જરૂર છે તે મેળવવા માટે સંસ્કારોનો આવિષ્કાર કરેલો છે.

વિશેષ વિચાર પૂર્વક જોઇએ તો યજ્ઞોપવીત અર્થાત્ વ્રતબંધ નામથી જે સંસ્કાર કરવામાં આવે છે. તેમાં ચાર સંસ્કાર એક સાથે સમાએલા છે. યજ્ઞોપવીત ધારણ કરનાર બાળકને (૧) કટિમેખલા, (૨) દંડધારણ, (૩) કૃષ્ણમૃગનું ચામડું (૪) યજ્ઞોપવીત જનોઇ છે.

ઉપર જણાવેલી ચાર વસ્તુઓ ધારણ કરવામાં આવે છે અહિં પુરાતત્ત્વની દૃષ્ટિએ જોઈએ તો - પૂર્વે આ ચારેય વસ્તુ એકજ સમયે ધારણ કરવામાં આવતી નહિ, પણ જુદા–જુદા સમયે સમાજની આવશ્યકતા પ્રમાણે એક–એક વસ્તુ અસ્તિત્વમાં આવી છે. સૌથી પ્રથમ ( ૧ ) મેખલા સંસ્કાર, ( ૨ ) દંડધારણ ( ૩ ) કૃષ્ણાજીન અને ( ૪ ) યજ્ઞોપવીત આ રીતે ક્રમશઃ દાખલ થયા છે. જે આજે આ ચારેય સંસ્કાર યજ્ઞોપવીત સંસ્કાર સમયે જ થાય છે. તે વિષે વેદની સંહિતાઓ તરફ દૃષ્ટિ કરતાં તો જણાય છે કે:—

( ૧ ) પ્રથમનાં મેખલા સંસ્કાર એટલે કે મેખલા પહેરવા વિષે બોલવામાં આવતો વેદમંત્ર તે માત્ર અથર્વવેદમાં સ્પષ્ટ મળે છે. બાકી બીજા કોઈ વેદમાં તે મંત્ર નથી. પણ બ્રાહ્મણ ગ્રંથો અને પાર. ગૃ. સૂ.માં આ વિધિનાં મંત્રો મળી આવે છે.

( ૨ ) દંડધારણ કરવાની આવશ્યકતા વિષે ઋગ્વેદમાં ઉલ્લેખ છે અને પાર. ગૃ. સૂ.માં પણ મંત્રો છે

( ૩ ) કૃષ્ણાજીન વિષે ઋગ્વેદના છેલ્લા ભાગમાં વર્ણન મળી આવે છે. તેમજ પા. ગૃ. સૂત્રમાં પણ ઉલ્લેખ છે. આ ત્રણ વસ્તુ ધારણ કરવા માટે વેદમાં ઉલ્લેખ ( મંત્રો મળી આવે છે

આ સ્થળે યજ્ઞોપવીત ( જનોઈ વિષે વિચાર કરતાં જણાય છે કે ઉપર ગણાવેલા ત્રણ સંસ્કારોના ભિન્ન – ભિન્ન ઉદ્દેશ્યોને એકત્ર કરી સૌથી છેલ્લો આ સંસ્કાર ( જનોઈ ઉત્પન્ન કર્યો હોય, હવે ગૃહ્ય સૂત્રો જોઈએ તો " કૌશિક સૂત્રમાં સ્થળે યજ્ઞોપવીત શબ્દ આવ્યો ત્યાં તેનો અર્થ જ્યાં પ્રથમનાં ત્રણ સંસ્કાર ( મેખલા, દંડધારણ, કૃષ્ણાજીન ) થઈ ગયેલા છે અથવા જે મેખલા ધારણ કરી છે. આવો અર્થ આવ્યો છે.

( ૨ ) મૂળ પારસ્કર ગૃહ્ય સૂત્ર જનોઈ સંસ્કારનાં મંત્રો નથી. પા. ગૃ. સૂત્રનો જે સંગ્રહ સં. ૧૯ માં છપાયો છે તેમાં દંડધારણ સંબંધી સૂત્ર પછી યજ્ઞો. ( જનોઈ વિષે મંત્રો લખી લીધા છે.

( ૩ ) જૈમિનિ – ગૃ. સૂ. યજ્ઞો. ( જનોઈ ) વિષે ઉલ્લેખ નથી તેમાં પરિશિષ્ટમાં જ્યાં જનોઈનો ઉલ્લેખ છે તે અંશ સૂત્રબદ્ધ નથી એટલે કે પછીથી ઉમેરવામાં આવે હોય તેમ કહી શકાય મૂળમાં જ્યાં યજ્ઞોપવીત શબ્દ આવેલો છે ત્યાં પ્રથમનાં ત્રણ સંસ્કારો ( કટિમેખલા દંડધારણ કૃષ્ણાજીન ) ધારણ એવો અર્થ થાય છે.

( ૪ ) આપસ્તંબ ગૃ. સૂત્ર ડો. બુહલરના મત પ્રમાણે ઈ. સ. ૫૦૦ વર્ષ – પહેલાનો ગ્રંથ છે એટલે કે આજથી ૨૫૦૦ વર્ષ પૂર્વેનો ગ્રંથ ગણાય છે તેમાં યજ્ઞોપવીત સંસ્કાર વિષેનો ઉલ્લેખ નથી.

( ૫ ) ગોપથ બ્રાહ્મણમાં જનોઈ વિષે ઉલ્લેખ નથી.

( ૬ ) ગોભીલ ગૃ. સૂ. માં પણ જનોઈ વિષે ઉલ્લેખ નથી. જો કે યજ્ઞોપવીત શબ્દ આવેલો છે તેનો સંબંધ પ્રથમનાં ત્રણ સંસ્કાર કટિમેખલાદિ સાથે માન્યો છે.

( વધુ આવતા અંકે )

( પાન ૩નું ચાલુ )

કરતાં ભારતીય લોકશાહીના મસ્તકે સત્વર ધર્મમુકુટ મૂકી દેવો જોઈએ. ભલે તેના ચક્ષુઓમાંથી સતત સત્ય શોધતી વૈજ્ઞાનિક આત્મજ્યોતિ પ્રકાશતી રહે પણ એ વિજ્ઞાન ભૌતિક સુખવાદ માટે પ્રાંતોમાં પ્રાદેશિક ભાવના ખડી કરી રાષ્ટ્રચૈતન્યને નષ્ટપ્રાણ કરી નાંખનાર ન હોવું જોઈએ. ભારતીય સંસ્કૃતિના તમામ તત્વવિચારને તુલનાત્મક પાંડિત્યની વૈજ્ઞાનિક કસોટીમાં સુવર્ણ કેવળ સુવર્ણ સાબીત કરી જવાહરલાલની પણ વાહ વાહ મેળવનાર મહાન મંડનાચાર્યો રવીન્દ્રનાથ કે શ્રી. અરવિંદના સાહિત્યે સાબીત કરી બતાવ્યું છે કે કેવળ ધર્મની જ દૃષ્ટિ સર્વતોમુખી-સર્વતોભદ્ર હોઈ શકે, આર્યદૃષ્ટિ દયાનંદે તેથીજ વેદધર્મના પુનરૂદ્ધારદ્વારા આર્યાવર્તીય સ્વરાજ્યને કેન્દ્રવર્તી બનાવી વિશ્વસ્વરાજ્ય અને વિશ્વશાંતિ સ્થાપવા જીવનયજ્ઞ આદર્યો હતો, સાચી ધર્મદૃષ્ટિ નહિ હોય-જીવનનું શાશ્વત ધ્યેય માન્ય નહિ રાખીએ તો ભારતીય લોકશાહીને પ્રાચીન ધર્મ અને અર્વાચીન વિજ્ઞાનની ઝનૂની કુસ્તી વચ્ચે પ્રાદેક્ષિક સ્વાર્થવાદનો ભોગ બની જતાં વાર નહિ લાગે. આજે વ્યક્તિ સ્વાર્થ આગળ પ્રાદેશિક સ્વાર્થ અને પ્રાદેશિક સ્વાર્થ આગળ રાષ્ટ્રહિતનો ભોગ વ્હેંતીયા રાજદ્વારીઓ; શ્રીમંતો અને અમલદારોનું સ્વાર્થી અપવિત્ર જોડાણ લઈ રહ્યું છે. પરમકૃપાળુ પરમાત્મા ભારતીય જનતાને ધર્મપ્રકાશથી દોરે, આધ્યાત્મિક પ્રગતિને જરૂરી સ્વાતંત્ર્ય અને સમય મેળવવા વિજ્ઞાનનું હથિયાર બક્ષે અને વ્યક્તિગત સ્વાર્થને બદલે ચરા-ચર જીવમાત્રમાં આત્મીયતા અને જડ જગતના તમામ પદાર્થોમાં પ્રભુએ પ્રગટાવેલ સૌંદર્ય જોવાની શક્તિ આપે.

---

॥ ओ३म् ॥

# આર્ય સમાજ મુંબઇનો ૯૦મો

## વાર્ષિકોત્સવ તથા આર્ય સમાજ સ્થાપના દિવસોત્સવ

**ઇ. સ. ૧૯૬૫ એપ્રિલ તા. ૨, ૩, ૪, ૫ શુક્ર, શનિ, રવિ અને સોમના રોજ સવારે ૮ાાથી ૧૦ાા વાગે આર્ય સમાજ મંદિર, કાકડવાડી, વી. પી. રોડ પછી ૯ ચોપાટીના મેદાનમાં ખાસ તૈયાર કરેલા મંડપમાં થશે.**

વર્તમાન પરિસ્થિતિમાં ધાર્મિક, અધ્યાત્મિક અને સામાજિક વિષયમાં માર્ગદર્શન કરનારાં બોધપ્રદ વ્યાખ્યાનો, સંગીતમય ભજનો, શંકા સમાધાન વિગેરે.

### : નગરકિર્તન :

તા. ૨ શુક્રવારે સાંજે ૪ાા વાગે ભવ્ય નગરકિર્તન આર્ય સમાજ મંદિર કાકડવાડીથી નીકળી ખાડિલકર રોડ, સી. પી. ટેન્ક, ભુલેશ્વર, કાલબાદેવી, દાદીશેઠ અગિયારી લેન, ફણસવાડી, ઠાકોરદ્વાર, ગિરગામ રોડ, પ્રાર્થના સમાજ થઈ ચોપાટી પર જઈ સભાના સ્વરૂપમાં ફેરવાઈ જશે, ત્યાં પધારેલા સંન્યાસીઓ, પંડિતોનાં વ્યાખ્યાનો થશે.

### —: વકતાઓ તથા ભજનોપદેશકો :—

પૂજ્ય શ્રી. મહાત્મા આનંદ સ્વામીજી મહારાજ, પૂજ્ય શ્રી સ્વામી વિશુદ્ધાનન્દજી મહારાજ, પ્રતાપભાઈ શુરજી વલ્લભદાસ શિરોમણી સાર્વદેશિક આર્ય પ્રતિનિધિ સભાના પ્રધાન, આચાર્ય શ્રી. પં. વૈદ્યનાથજી વૈદિક રિસર્ચ સ્કોલર, આચાર્ય શ્રી પં. વાચસ્પતિજી વિદ્યાભાસ્કર, શ્રી પં. દયાશંકરજી શર્મા, શ્રી પં. રવિશંકરજી દ્વિવેદી, શ્રી પં. ઋષિમિત્રજી શાસ્ત્રી, શ્રી પં. રૂદ્રમિત્રજી શાસ્ત્રી, શ્રી પં. ભોલારામજી, શ્રી જગદીશચંદ્રજી 'પ્રવાસી,' શ્રી કુંવર હરિસિંહજી વગેરે.

### —: પ્રાત:કાળ સમાજ મન્દિરમાં પ્રવચનના વિષય :—

૧. ઈશ્વરનું સ્વરૂપ અને સિદ્ધિ, ૨. મુક્તિ, ૩ ત્રૈતવાદ અને અન્ય વાદ, ૪. ભોગવાદ અને વેદ.

### —: સાયંકાલ ચોપાટી પર પ્રવચનના વિષય :—

( ૧ ) આર્યસમાજની આવશ્યકતા, ( ૨ ) આર્યસમાજના સિધ્ધાંત, ( ૩ ) મહર્ષિના રાજનૈતિક વિચાર, ( ૪ ) ભારતીય સંસ્કૃતિમાં મનુષ્ય નિર્માણ, ( ૫ ) આદર્શ સુધારક દયાનંદ, ( ૬ ) સંપ્રદાયવાદ અને વૈદક ધર્મ, ( ૭ ) વેદ અને નારી, ( ૮ ) વેદ અને સમાજવાદ, ( ૯ ) ભારતીય સંસ્કૃતિનું મહત્વ, ( ૧૦ ) આર્ય સમાજના કાર્ય અને વિસ્તાર, ( ૧૧ ) શિક્ષણ અને આર્ય સમાજ.

આપને સપરિવાર-મિત્રમંડળ સહિત નગરકિર્તન તથા ઉત્સવમાં પધારી લાભ લેવા સાગ્રહ નિવેદન છે.

—: દર્શનાભિલાષી :—

**કાંતિલાલ એમ. શર્મા**
પ્રમુખ, આર્યસમાજ મુંબઈ

**સભાજીત મિશ્ર**
મંત્રી-આર્યસમાજ મુંબઈ, વી. પી. રોડ, મુંબઈ-૪

# વૈદિક કર્મકાંડ રહસ્ય

લેખક : પંડિત વસિષ્ઠજી યાજ્ઞિક, હળવદકર
(આયુર્વેદાલંકાર) રાજકોટ

વૈદિક કર્મકાંડનો સમાવેશ વૈદિક યજ્ઞક્રિયા અને સોળ સંસ્કારોમાં થાય છે. વૈદિક કર્મકાંડ વિધાન તે માનવસમાજ અને રાષ્ટ્રવિકાસની પૂર્વભૂમિકારૂપ છે. ભારત વર્ષમાં જ્યાં સુધી વૈદિક કર્મકાંડનું સ્થાન હતું ત્યાં સુધી ભારત સર્વ સમૃદ્ધ દેશ હતો ધર્મ, અર્થ કામ અને મોક્ષ પ્રાપ્તિના રાજમાર્ગોનું નૈસર્ગિક દર્શન કરાવતું વૈદિક કર્મકાંડ અને તેનાં વિધિ-વિધાનો સમય જતાં સંપ્રદાયના આચાર્યોના કબજામાં આવ્યાં અને ક્રમે-ક્રમે તે કર્મકાંડ પ્રવૃત્તિ વિશ્વડિત પ્રવૃત્તિના સ્થાને પુરોહિત વૃત્તિ કરનારા બ્રાહ્મણોની આજીવિકાના સાધનરૂપે પરિણમી એટલું જ નહીં પણ કર્મકાંડનું કલેવર તદ્દન બદલાયું તે એટલી હદે પહોંચ્યું કે સાંપ્રદાયિક વિધિ અને ક્રિયાઓ એજ કર્મકાંડની પોથી બની છેવટે વૈદિક વિધિ નામ શેષ બની ગઇ છે.

ભુતકાળનો વૈદિક કર્મકાંડ પ્રવાહ ક્યાં? અને આજની સાંપ્રદાયિક વિધિ-વિધાનો ક્યાં?

### ષોડશ સંસ્કાર પર દૃષ્ટિ

વેદનાં ત્રણ કાંડ (કર્મકાંડ, ઉપાસના અને જ્ઞાન કાંડ) પૈકી કર્મકાંડમાં સોળ સંસ્કારોનો સમાવેશ છે. આ સોળ સંસ્કારોના સંબંધમાં મનુ૰ અ૰ ૨ માં એક પદ મળી આવે છે કે:- **निषेकादि श्मशानान्तो मंत्रैर्यस्योदितो विधिः** આ શ્લોક જોતાં જણાય છે કે પ્રથમ ગર્ભાધાન સંસ્કાર અને છેલ્લો અન્ત્યેષ્ટિ સંસ્કાર છે. આ સોળ સંસ્કારોના નામ કયા ગ્રંથમાં એક સાથ ક્રમશ: આપેલા છે? તે એક પ્રશ્ન છે. સોળ સંસ્કારો વિષે જોતાં કોઇ પણ પ્રાચીન એકજ ગ્રંથમાં સોળનાં નામનો નિર્દેશ કરેલો નથી. પ્રથમ મનુ૰ સ્મૃતિ અધ્યાય-૨ માં (૧) ગર્ભાધાન, (૨) જાતકર્મ, (૩) નામકરણ, (૪) નિષ્ક્રમણ, (૫) અન્નપ્રાશન, (૬) ચૂડાકર્મ, (૭) ઉપનયન, (૮) કેશાન્ત, (૯) સમાવર્તન, (૧૦) વિવાહ, (૧૧) વાનપ્રસ્થ, (૧૨) સંન્યાસ, (૧૩) અન્ત્યેષ્ટિ આ પ્રમાણે ૧૩ તેર સંસ્કારનાં નામો મળે છે. તે પછી આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં અગિઆર સંસ્કારના નામો જોવા મળે છે તે આ પ્રમાણે (૧) વિવાહ, (૨) ગર્ભાધાન, (૩) પુંસવન, (૪) સીમન્ત, (૫) જાત કર્મ (૬) નામકરણ (૭) ચૂડાકર્મ, (૮) અન્નપ્રાશન, (૯) ઉપનયન, (૧૦) સમાવર્તન (૧૧) અન્ત્યેષ્ટિ આ ગૃહ્યસૂત્રમાં વેદારંભ, નિષ્ક્રમણ, વાનપ્રસ્થ અને સંન્યાસ આ ચાર સંસ્કારોનાં નામ જોવામાં આવતાં નથી. મનુસ્મૃતિમાં ઉપર જણાવેલા ચાર સંસ્કારોને આશ્વલાયન સૂત્રમાં કહેલા અગિઆર સંસ્કારોમાં જોડી આપીએ તો પણ પંદર સંસ્કારો થાય છે. અને આ૰ ગૃહ્યસૂત્રમાં કહેલા પુંસવન અને સીમંતોન્નયન આ બે નામ મનુ૰ સ્મૃતિમાં નથી તેમાં આ બે સંસ્કારો જોડી આપીએ તો પણ પંદર સંસ્કારજ થાય છે. હવે પારસ્કર ગૃ૰ સૂત્ર પર દૃષ્ટિ કરીએ તો તેમાં (૧) વિવાહ, (૨) ગર્ભાધાન, (૩) પુંસવન, (૪) સીમંતોન્નયન, (૫) જાતકર્મ (૬) નામકરણ, (૭) નિષ્ક્રમણ, (૮) અન્નપ્રાશન, (૯) ચૂડાકરણ, (૧૦) ઉપનયન, (૧૧) કેશાન્ત, (૧૨) સમાવર્તન આ પ્રમાણે બાર સંસ્કારોના નામ જોવામાં આવે છે.

આશ્વલાયન ગૃ. સૂત્રમાં જે વેદારંભ અને નિષ્ક્રમણ સંસ્કારોનું વર્ણન નથી. તે વર્ણન પારસ્કર ગૃ. સૂ. મળે છે; પરન્તુ વાનપ્રસ્થ, સંન્યાસ અને અન્ત્યેષ્ટી આ ત્રણ સંસ્કારોનું વર્ણન તેમાં નથી. આ ત્રણ સંસ્કારોને પાર. ગૃ. સૂ. માં જોડી દઇએ તો સંસ્કારની સંખ્યા પંદર જ થાય છે. પણ ક્રમબદ્ધ સોળ સંસ્કારની સંખ્યા જોવામાં આવતી નથી. પરન્તુ "કર્ણવેધ" નામનો એક સંસ્કાર જો ઉમેરવામાં આવે તો સોળની સંખ્યા થાય છે- પણ "કર્ણવેધ" સંસ્કારનો સંબંધ આયુર્વેદના પ્રસિદ્ધ ગ્રંથ સુશ્રુત સંહિતા-સૂત્રસ્થાન અ૰ ૧૬ માં કર્ણવેધ વિષે ઉલ્લેખ મળી આવે છે. रक्षा भूषण निमित्तं बालस्य कर्णौविध्येते- પરન્તું આ પ્રમાણથી સોળ સંસ્કારની સંખ્યા પ્રતિપાદન માટે સમાધાન પામી શકાતું નથી. પણ શાસ્ત્રાવલોકન કરતાં-જણાયું છે કે "કર્ણવેધ" સંસ્કારનું નામ કાત્યાયન સૂત્રમાં મળી આવે છે- તેથી સોળની સંખ્યા થાય છે પણ સોળસંસ્કારનાં નામ ક્રમશ પ્રાચીન ગ્રંથોમાં મળતાં નથી.

સંસ્કારોના ભગ્નાવશેષરૂપ આજે ચોટલી (શિખા), મુંડન, નામકરણ, ઉપનયન વિવાહ અને અન્ત્યેષ્ટિ સંસ્કારો નામ માત્ર રૂપે જોવામાં આવે છે.

ગૃહ્ય-સૂત્રો બનાવનારા આચાર્યો જૂદા-જૂદા સમયે થયા છે. અને તેમણે બ્રાહ્મણ ગ્રંથોમાંથી આ સોળ સંસ્કારોનો નિર્ણય કર્યો છે.

સૌથી પ્રથમ **"સંસ્કાર કૌસ્તુભ"** નામનો ગ્રંથ તૈયાર થયો (ભુદેવોએ કર્યો) તેનો પ્રચાર દક્ષિણદેશમાં વધારે હતો તે પછી સમય જતાં **"સંસ્કાર ભાસ્કર"** નામનો ગ્રંથ તૈયાર કર્યો અને તેનો પ્રચાર થયો છે. આજે કર્મકાંડની નાની-મોટી પદ્ધતિઓ ઉપરનાં બે ગ્રંથોમાંથી તૈયાર થઇ છે. સંસ્કાર કૌસ્તુભનાં રચનાર પંડિત અનન્તદેવ જેઓએ ઈ. સ. ૧૬૩૮ પછી અને ૧૬૭૮ પહેલાં આ ગ્રંથ લખેલો છે તાત્પર્ય એજ કે સંસ્કાર કૌસ્તુભનો પ્રચાર સૌથી પ્રથમ ઘણા વર્ષ રહ્યો છે અને સંસ્કાર ભાસ્કર ગ્રંથ તે પછીનો ઘણોજ પાછળથી થયેલો ગ્રંથ મનાય છે.

આજે આર્ય પરિવારમાં સંસ્કારો ક્રમશ: થતા નથી-વિવાહ અને ગર્ભાધાન સંસ્કારમાં રક્ષાએલું ભારતીય સેક્ષ અને યુજેનિક્સ વિજ્ઞાન (જાતીય વિજ્ઞાન અને સુપ્રજ્ઞજનન વિજ્ઞાન) પ્રજાને મળતું નથી. વિવાહ સંસ્કારનું તો માત્ર નાટક થાય છે. અને ગર્ભાધાન સંસ્કારનો તદ્દન લોપ થયો છે. ઉપનયન અને વિવાહ સંસ્કારમાં કેવળ લોકરૂઢીના બુદ્ધિથી વેગળા વ્યવહારો અને કર્મકાંડી ભુદેવોની સૂચના મુજબ દેવોના સ્થાપન, દ્રવ્ય, શ્રીફળ, સુવર્ણ-રૌપ્યદેવ પ્રતિમાઓ અને થોડો હોમ તે પણ રૂઢી પૂરતો થાય છે. આ રીતે ભારતીય આર્ય પરિવારમાં સંસ્કારોની વિધિ-કેવલ કર્મકાંડી-ભુદેવોની આજીવિકા પૂરતીજ રહેશે અને જો તેમાં બુદ્ધિગ્રાહ્ય શાસ્ત્રીય સુધારો નહી કરવામાં આવે તો સમય જતાં સંસ્કારોથી પ્રાપ્ત થતો લાભ મળશે નહી અને વૈદિક કર્મો લોપ પામશે.

### ઉપનયન સંસ્કાર પર દૃષ્ટિ

ઉપનયન સંસ્કારને યજ્ઞોપવીત સંસ્કાર પણ કહેવામાં આવે છે. આજે દ્વિજ પ્રજાના બાળકોને યજ્ઞોપવીત સંસ્કારનું નાટક થાય છે. સંસ્કાર માટે સંસ્કાર ભાસ્કર અથવા તેના આધારે તૈયાર થયેલી બીજી કોઇ પદ્ધતિ હોય છે (પ્રયોગાવલી, સંસ્કાર પ્રયોગાવલી, ચતુર્વેદી બ્રહ્મકર્મ સમુચ્ચય મુટેડીયર કૃત; યાગ ભાસ્કર) આ સ્થળે તે વિષે માત્ર ઇશારા રૂપે જ સૂચના કરી છે. હવે આપણે યજ્ઞોપવીત સંસ્કારનો આદર્શ શું છે? તે વિષે વિદ્વાનોએ જે જે વિચારો રજુ કર્યા છે તે જોઇએ.

કર્મકાંડ પ્રવૃત્તિ કરનાર પૂજ્ય ભૂદેવોને ક્ષમા પ્રાર્થના સાથે નમ્ર વિનંતી કરું છું કે આપણી વૈદિક કર્મકાંડ સંસ્કૃતિને જીવતી રાખવા માટે સંસ્કારોમાં વણાએલું વિજ્ઞાન સમજવા પ્રયત્ન કરજો અને તે સાથે જનસમાજમાં જે જે અજ્ઞાનતા મિથ્યા રૂઢીઓ દાખલ થઇ હો તેનો ત્યાગ કરજો અને કરાવજો. ઉદાહરણ રૂપમાં કહીશ કે:- જે સંસ્કાર જે ઉમરમાં કરવાનો શાસ્ત્રે લખ્યો હોય તે સંસ્કાર તે ઉમરમાં કરવાથી હિત થઇ શકે છે. આઠ મોટી ઉમરના એટલે કે સોળ કે તેથી પણ અધિક ઉમરે યજ્ઞોપવીત આપ્યું હોય ત્યારે અન્ન પ્રાશન સંસ્કાર નાટક ગણાય. તેમ જ જે બાળ દોડાવવાની પ્રથા છે તે પણ હાસ્યજનક નાટક સાથે આપણી અજ્ઞાનતાનું પ્રદર્શન છે. તો આ ખોટી અંધશ્રદ્ધાને નિવારજો તેમ ઉપસ્કર તથા પૂજનમાં દ્રવ્ય અતિયોગ કરતાં પણ વિચાર કરજો જે યજમાનને ઘેર તમે સંસ્કાર કરાવો તે યજમાને તમને સંતોષ આપવા પોતાની શક્તિ પ્રમાણે વસ્ત્ર, અને અન્ન દ્વારા પૂજન કરી તમને સંતોષ આપવો જોઇએ. વાત ન્યાય છે. પણ દેવપૂજાના બહાને દ્રવ્યનો વિશેષ ઉપયોગ નથી.

હવે યજ્ઞોપવીત સંસ્કાર ઉંડાણથી જોઇએ તો આ સંસ્કારમાં "વેદારંભ" સંસ્કાર પણ કહેવામાં આવે છે. કારણ કે યજ્ઞોપવીત સંસ્કારનો મુખ્ય ઉદ્દેશ, "નિષ્ઠ સમાજ અને રાષ્ટ્રસેવાવ્રત" ધારણ કરવાનો છે. અને તે વ્રત ધારણ કરનારને જ્ઞાનાર્જન (વેદાધ્યયન) કરવું જોઇએ, વૈદિક ધર્મ એ

(જુઓ પાન ૪)

(પાન ૨નું ચાલુ)

કર્મ કરવાનું પણ કહેવાયું છે. એટલે આ પ્રકરણમાં જ્ઞાન અને કર્મનો સમુચ્ચય સમજાવવામાં આવ્યો છે. હવે પછીના મંત્રોમાં ઉપાસના સમજાવવામાં આવશે. એટલે આ આખાય ઉપનિષદમાં જ્ઞાન, કર્મ અને ઉપાસનાના સમુચ્ચયને આચરવાનું જણાવ્યું છે. આ ત્રણે એક સરખી રીતે અમલમાં મૂકવાં જોઇએ. કોઇ કોઇથી ઊતરતું કે ચડતું નથી. ત્રણે ઇશ્વરને મેળવવાના ઉપાયો છે. જે લોકો કહે છે કે પ્રેમલક્ષણા ભક્તિ જ ઉત્તમ ઉપાય છે તેને પૂછવું જોઇએ કે આત્મા અને પરમાત્મા બંને આંખથી દેખાતા નથી, કાનથી સંભળાતા નથી, ત્વક્ ઇંદ્રિયથી એનો સ્પર્શ થઈ શકતો નથી, તો આવી અતીન્દ્રિય વસ્તુ ઉપર તમે કઇ જાતનો પ્રેમ કરો છો. ગાયન, વાદન કરીને એને સંતોષ પમાડવા માનતા હો તો તમે પરમાત્માને પૂર્ણ નથી માન્યા એમ સિદ્ધ થાય છે. શું પરમાત્મામાં સંતોષ ન હોતો અને તમે તે તેમાં ઉત્પન્ન કર્યો? વેદ તથા ઉપનિષદમાં પ્રેમલક્ષણા ભક્તિને જરાય પણ સમર્થન મળતું નથી. માટે યોગ, સમાધિ, સદાચાર અને પરોપકાર જ પ્રભુને પ્રાપ્ત કરવાનાં સાધન છે. એમ સમજવું એ જ ઉત્તમ છે. ॥૮॥

ક્રમશ:

# हजरतबल काण्डके बाद पूर्वी पाकमें व्यापक अत्याचार

## न्यायविद् आयोगको रिपोर्ट प्रकाशित

नयी दिल्ली, १८ मार्च (नभाटा)।

भारतीय न्यायविद आयोग द्वारा प्रकाशित रिपोर्टके अनुसार हजरतबल काण्डके बाद पूर्वी पाकिस्तानमें अल्पसंख्यकोंपर जो अत्याचार किये गये वे खासकर महिलाओंपर किये गये।

रिपोर्टमें कहा है कि पाकिस्तान सरकारके प्रचारके परिणाम स्वरुप अत्याचारोंने भयानक रुप धारण कर लिया।

आयोग द्वारा नियुक्त जांच-समितिके अध्यक्ष श्री पुरुषोतम त्रिकमदासने आज यहां संवाद दाताओंको बताया कि कलकत्तामें मुझसे अनेक व्यक्तियोंने बताया कि उनकी मोजुदगीमें ही उनकी बहु-वेटियोंके साथ बलात्कार किया गया। जिन अनेक महिलाओंका शील भंग किया उन्होंने भी इसकी पुष्टि की।

### शीलभंग

श्री पुरुषोत्तम त्रिकमदासने कहा कि रिपोर्टके निष्कर्ष अस्पष्ट आरोपों पर आधारित नहीं है। मुझे उन जगहोंके बारेमें पुरे विवरण दियें गये जहां ये नृशंस, निकृष्ट और जघन्य अपराध किये गये। आपने कहा कि जब लोग इतने विस्तारसे इन निकृष्ट अपराधोंके बारेमें कहते है तब उनका विश्वास न करना कठिन है।

रिपोर्टके अनुसार अनेक औरतोंके स्तन काट लिये गये। अनेक विवाहित महिलाओंका भी अपहरण कर लिया गया उनके साथ जबर्दस्ती निकाह पढ़े गये। कलकत्तामें अनेक व्यक्तियोंने बताया कि उन्हें अत्याचार-पीडितोंके पत्र प्राप्त हुए है।

आपने बताया कि इस आरोपकी पुष्टिके लिए कोई प्रमाण नहीं मिला कि पूर्वी पाकिस्तानमें अल्पसंख्यक समुदायकी औरते जहाजोमें भरकर अरब देशोंमें भेजी गयीं।

यद्यपि प्रेस-सम्मेलनमें अनेक विदेशी संवाददाता भी शरीक हुए लेकिन कोई भी पाकिस्तानी संवाद-दाता शामिल नहीं हुआ। श्री पुरुषोत्तम त्रिकमदासने बताया कि अनेक पाकिस्तानी संवाददाताओंको आमंत्रित किया गया था।

आपने यह भी बताया कि जांच समितिके सदस्योंको पुर्वी पाकिस्तानके प्रभावित क्षेत्रोंमें नहीं जाने दिया गया। नयी दिल्ली स्थित पाकिस्तानी उच्चायुक्तकी मार्फत राष्ट्रपति अन्यूबखांने इन क्षेत्रोंकी यात्राके लिए इजाजत मांगनेके वास्ते जो पत्र भेजा गया उसकी प्राप्तिकी सूचना तक भी नहीं दी गयी।

रिपोर्ट लगभग ४ सो पृष्ठोमें है और लगभग २० देशोंके न्यायविदु आयोगोंको भेजी जायगी।

'प्रेस ट्रस्ट'के अनुसार रिपोर्टमें कहा गया है कि इन अत्याचारोंके कारण लगभग ८ लाख ७० हजार व्यक्तियोंका घर-बार-और सब कुछ छोड़कर भारतमें शरण लेनी पड़ी।

### मन्त्रीका भी हाथ

अनेक शरणार्थियोंके प्रिय जन या तो मार डाले गये अथवा उनका अपहरण कर लिया गया। रिपोर्टमें केन्द्रीय संचारमंत्री साबिरखांका नाम उल्लेख किया गया है कि उन्होंने खलना तथा अन्य स्थानोंपर अत्याचारके लिए लोगोंको भड़कानेमें प्रमुख भाग लिया।

### मन्दिर जला दिये गये

रिपोर्टमें बताया गया है कि पवित्र बालके पुन: मिल जानेको भी धोखा और छल बताया गया तथा अत्याचार और हमले पूर्व नियोजित ढंगसे किये गये। पूर्वी पाकिस्तानमें अनेक मन्दिररोंमें मूर्तियां तोड़ दी गयी या मन्दिर जला दिये गये। गैर मुस्लिमोंकी सम्पति पर जबर्दस्ती कब्जा कर लिया गया। ईसाइयोंपर भी अत्याचार किये गये। रिपोर्टमें व्यापक नरसंहारका उल्लेख है।

## આર્યસમાજ ભરૂચ

શિવરાત્રી મહોત્સવનો કાર્યક્રમ સમાજના પ્રમુખ શ્રી. ગુલાબદાસભાઇના નિવાસસ્થાને રાખવામાં આવ્યો હતો. યજ્ઞાદિ પછી મહર્ષિને શ્રદ્ધાંજલી અર્પવામાં આવી હતી.

* * *

શ્રી નિરંજન કુમારના શ્રી. સુશીલાબહેન સાથે આર્યસમાજ હોલમાં શ્રી. ત્રીભોવનદાસના હાથે લગ્ન કરાવવામાં આવ્યા હતા.

Regd. No. G/374
તા. ૨૭-૩-૬૫

# ભગવાનની ગિરફતારી

(સતીશ દુબે)

છુક છુક કરતી પેસેંજર ગાડી પ્લેટફોર્મ ઉપર આવીને ઊભી થઇ ગઇ. મુંબઈ ભણી જતી ગાડીઓમાં મોટે ભાગે ભીડ રહ્યા કરે છે, માટે એ વિચાર કરીને કે ક્યાંય જગ્યા ન મળે તો મુસીબત થશે, થર્ડ ક્લાસના એક ડબ્બામાં ભીડમાં ધસારો કરીને એક સીટ ઉપર બેસી ગયો. ભારતીય રેલ્વેના ત્રીજા ક્લાસના ડબ્બાઓના યાત્રીઓની દુર્દશાનું વર્ણન કરવાનો તો કોઇ અર્થ જ નથી, કેમકે પ્રાયઃ બધા જ જાણે છે, મુરીના આધારે થતી અસમાનતાનો સરસ દાખલો અહીં જોવા મળે છે. ખેર કોલાહલ ચાલતો રહ્યો અને સીટી વગાડીને અમારી ગાડી ચાલવા માંડી તેની છી છી માંએ પ્રસન્નતા દેખાતી હતી, અને લાગતું હતું કે માનો કોઇ ભૂખ્યાને ચાર કલાક લાઇનમાં ઊભા રહ્યા પછી મહા મુસીબતે બે કિલો અનાજ મેળવી ખુશીમાં ઘરે જતો હોય.

ગાડી ચાલ્યા પછી જરા ગરબડ ઓછી થઈ તો મેં આજુબાજુ નજર ફેરવવા માંડી. મારી સામેની આખી પાટડી ઉપર એક સાધુ-મહાત્મા અડ્ડો જમાવીને બેઠા હતા. તેમનાં કપડાં ભગવા રંગથી રંગાએલાં હતાં, ચીમટો અને કમંડલું તેમની વિશેષતા વધારી રહ્યાં હતાં મારા માટે જ નહીં પણ બીજા યાત્રીઓ માટે પણ તેઓ આકર્ષણનું કેન્દ્ર બની રહ્યા હતા. તેમના કમંડલુમાં એક ભગવાન શંકરની મૂર્તિ હતી, અને તેની તેઓ ખૂબ જ ભક્તિ-ભાવથી પૂજા પ્રાર્થના કરી રહ્યા હા. મહાત્માએ ભોલેનાથની મૂર્તિને ખૂબજ ચમત્કારી કહી તેની ખૂબજ સુગન્ધિત દ્રવ્યોથી આરાધના શરૂ કરી દીધી હતી. આખો ડબ્બો જ ખુશબોથી તર થઇ રહ્યો હતો.

બધાજ યાત્રીઓ મહાત્માજીની ભકિતભાવથી તરબોળ થયેલી આરાધનાથી પ્રભાવિત હતા. બધાજ તેની તરફ આશ્ચર્યથી જોતા, અને એક સિદ્ધ પુરુષના રૂપમાં જોવા લાગ્યા. કેટલાંક સ્ટેશનો ગાડીએ વટાવ્યાં. દરેક સ્ટેશને કોઇને કોઇ ભકત ભેટ આપી જતો. મહાત્માજી પણ ભેટ સ્વીકારી "બમ ભોલા તેરા કલ્યાણ કરેગા બચ્ચા" કહી જોરથી અલખ જગાવતા. એક સિગારેટનું પેકેટ અને દિવાસળીની પેટી ભોલાનાથ માટે મંગાવી આપ બેટા! કહી આદેશ આપતા અને તરતજ બાબાજી માટે સિગારેટ-નું પેકેટ હાજર થતું.

ભોજનનો સમય થયો તો બાબાજીએ આવાજ લગાવી– "કોન ભગત છે જે ભોલેનાથને ભોજન કરાવશે."

એક વૈશ્ય પતિપત્ની સામે આવ્યા, અને કહ્યું, "પ્રભુ સેવકને ભગવાનને ભોજન કરાવવાનો મોકો આપો."

જાઓ બેટા એક શેર બરફી, બે શેર પુરી અને પાશેર સેવ લેતા આઓ, ભોલાને ભોગ લગાવી દઈએ. ભકતે બધીજ વસ્તુઓ ભોલાનાથની સેવામાં મુકી દિધી અને દીનતાથી બોલ્યા–'પ્રભુ! ચાર દિકરીયો છે. દીકરો એક પણ નથી. ભગવાનની કૃપા થાય તો ડૂબતો વંશ બચી જાય."

"ભોલેનાથ તમારી સેવાથી ખૂશ છે. જાઓ, પુત્ર થશે."

એવી રીતે ગાડી એક પછી એક સ્ટેશન છોડતી જતી હતી અને સમય આનંદમાં પસાર થઈ રહ્યો હતો. ઘણોજ રોચક પ્રસંગ ઊભો થયો હતો. કાંઈ પણ બોલવા કરતાં સાંભળવાનું તેમજ જોવાનું જ મેં તો નક્કી કરેલું. આ કાર્યક્રમ ચાલતો જ હતો એટલામાં એક ટિકિટચેકર ટિકિટો ચેક કરતાં કરતાં મહાત્માજી સુધી આવી પહોંચ્યો. ટિકિટ માંગતા જ બાબાજી આંખો લાલ પીળી કરી બોલ્યા– "ભોલેનાથ પાસે ટિકિટ માંગે છે, ત્રીજું નેત્ર ઉઘાડશે તો બળીને ભસ્મ થઈ જઈશ. ગાંડો થઈ ગયો છું. જા પોતાનું કામ કર."

બાબાજી તમારૂં લેકચર રહેવા દો. જો ટિકિટ નહીં તો આવતા સ્ટેશન સુધીનો ચાર્જ આપી દો. અને જો પૈસા નહીં હોય તો જેલના મહેમાન બનવાની તૈયારી કરો." ટિકિટ ચેકરે ધીમેથી કહ્યું.

"સારું તો તું નહીં માને, ભોલેનાથનું ત્રિજું નેત્ર ખોલાવવું જ પડશે." બાબાજી વધારે અકળાઈને બોલ્યા.

ટિકિટ ચેકરને ત્યાંજ ઊભો જોઈ બાબાજી ઊકળી ઊઠ્યા અને વાદળની જેમજ ગરજીને બોલ્યા "બમ ભોલા! ઉઘાડો આપનું ત્રિજું નેત્ર અને આને ભસ્મ કરી દો. સાંભળતા જ વાણિયો બાબા-જીના ચરણોમાં ઢળી પડયો. અને ટિકિટના પૈસા ચુકવી દીધા.

બે સ્ટેશન પછી એક સી. આઇ. ડી. ડબામાં આવીને બાબાજીની સામે બેસી વાતચીત કરવા મંડી પડયો. વાતચીતમાં ગરમી આવી ગઇ. હોંસાતુંસી જામી પડી. એટલામાં તો પોલીસે આવીને ડબ્બાને ઘેરી લીધો. શંકરની કાળી મૂર્તિ જોઇ શંકાનું વાતાવરણ વધું ઘેરું બન્યું. છીના ઝપટીમાં પોલીસે શંકરની મુર્તિ કબજે કરી તો તે પાંચ સાત સેર અફીણની બનાવેલી હતી. સાધુ બાબાને બહાને અફીણ લાવી મુંબ-ઇમાં વ્યાપાર કરતો હતો. બાબાજીએ નાસવાનો પ્રયત્ન તો કર્યો પણ પોલીસના સકંજામાં આવ્યા પછી છટકી ન શકયો. અને આખરે હાથમાં બેડીઓ પહેરાવી બાબાજી અને ભગવાન શંકરને ગેટ ઉપર પહોંચાડી કસ્ટડીમાં બંધ કરી દેવામાં આવ્યા.

## મુંડન સંસ્કાર

શ્રી પ્રાણજીવન ભગતના છોકરા ના સુપુત્ર ચિ. ઉમેશકુમારનો મુંડન સંસ્કાર વિધિ ધૂળેટીના દિવસે વૈદિક વિધિથી ખૂબ ધામધૂમથી સંપન્ન થયો. વિધિ શ્રી સુદર્શન, શ્રી માનુ ભગત અને શ્રી દેવસિંભાઇએ કરાવી હતી.

## આર્યસમાજ સાયલા

શ્રી. વીરજી ત્રિકમજીના પુત્ર શ્રી. ગોવિંદભાઇનાં લગ્ન સુદામપડા મુકામે થયાં હતાં. સંસ્કાર વૈદિક વિધિથી થયો હતો. તે પ્રસંગે શ્રી. ઈંદુલાલે સુન્દર પ્રવચન કર્યું હતું. સારો પ્રભાવ પડયો હતો.

## આર્યસમાજ સુરેન્દ્રનગર

તા. ૬-૩-૬૫થીતા. ૧૬-૩-૬૫ સુધી પ્રચારનું આયોજન સમાજના ઉત્સાહી મંત્રી શ્રી કમલાપ્રસાદજીના અથાગ પ્રયાસથી કરવામાં આવ્યું હતું. તેમાં મુંબઇ પ્રદેશ આર્ય-પ્રતિનિધિ સભાના ભજનોપદેશક સંગિતરત્ન શ્રી. પં. જગદીશચંદ્રજી પ્રવાસીના સતત ભજનોપદેશથી ખૂબ જ જાગૃતિ આવી છે. તેમનો કંઠ સુમધુર તથા ઉપદેશ પ્રભાવશાલી હોવાથી જનતા ઉપર સારી અસર પડયા સિવાય રહી નહીં. તેમની સાથે પંજાબના ભજનોપદેશક શ્રી બાલકૃષ્ણજીનો પણ અલભ્ય લાભ મળ્યા હતો.

તે સિવાય શ્રી સ્વામી કૃષ્ણાનન્દજી મહારાજ, શ્રી સ્વામી વ્રતાનન્દજી મહારાજ, શ્રી સ્વામી ઓમાનન્દજી મહારાજ, શ્રી સ્વામી મુક્તાનન્દજી મહારાજ, શ્રી માતા વિદ્યોત્તમાજી યતી એમ. એ.ના પ્રભાવશાલી ધર્મ-ગર્જનાથી આખું સુરેન્દ્રનગર ગાજી ઊઠયું હતું. પુરાની, કિરાની, તુરાની બધાજ ઉત્સવમાં ભાગ લેતા હતા.

તા. ૧૪-૩-૬૫ના રોજ શ્રી પં. જગદીશજીના આચાર્યપદે યજ્ઞ કરવામાં આવેલો. તેમાં સ્થાનિક શ્રી નારાયણરાય તથા તેમના વિદુષી પત્નીએ યજમાનનું સ્થાન ગ્રહણ કર્યું હતું.

તા. ૧૬-૩-૬૫ના રોજ હોળીના ઉત્સવના નિમિત્તે યોજાયેલા યજ્ઞમાં શ્રી નવીનભાઇ તથા તેમનાં પત્ની યજમાન બન્યા હતાં. તે જ દિવસે શ્રી પં. જગદીશજીએ સૃષ્ટિ ઉત્પત્તિ જેવા ગંભીર વિષયની ખૂબ જ રોચક ઢંગથી સુંદર છણાવટ કરી હતી. પશ્ચાત્ શ્રી પં. નટવરલાલે પૌરાણિક સૃષ્ટિ ઉત્પત્તિનું વર્ણન કરતાં શ્રોતાઓમાં હાંસીનું મોજું ફરી વળ્યું હતું.



મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૬ માલીકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.

६१०
श्री आचार्य जी, गुरुकुल कांगडी
जि. सहरानपुर, (उ. प्र.)



॥ ओ३म् ॥

# आर्यप्रकाश

ऋग. यजु. साम. अथर्व.



મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ | તંત્રી : વિષ્ણુભાઈ માણેલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ | [ પરદેશ શિલિંગ ૧૦

વર્ષ ૬૦મું ] | સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ ફાગણ વદ ૩ને શનિવાર તારીખ ૨૦—૩—૧૯૬૫ | [ અંક ૫૧મો

## शिवरात्रि पर फिल्म कब बनेगा ?

( ले :-समदर्शी )

शायद कभी नहीं। और इस 'कभी नहो' की कल्पना मात्र से ही दिल में एक टीस सी उठती है और दिमाग एक भारी बाझ तले दब जाता है। इस 'कभी नहीं' की आशंका उस समय औरभी भयंकर हो जाती है जब देखता हू कि वही संस्था जिस पर कुछ नैतिक दायित्व भी है और जिससे अपना दायित्व निभाने की आशा भी की जा सकती है, कोई उत्साह नहीं दिखा रही। स्पष्टत: मेरा संकेत आर्यसमाज की और है जिस का कर्तव्य महर्षि दयानन्द के आदर्शो का प्रचार करना है।

कई फिल्म निर्मात। त्रिलोक कपूर और निरूपाराय को लेकर शिव और पार्वती के बारे में फिल्में बना चुके हैं और वे भविष्य में भी ब ाते रहेंगे परन्तु किसी फिलम व्यवसायी या आर्यसमाज के किसी उत्तरदायी व्यक्ति के मन में यह विचार कभी नहीं आया कि वह उस शिवरात्रि पर फिल्म बनाए जबकि मूलशंकर को सत्य का दर्शन हुआ था और जिसने अपने ज्ञान के प्रकाश से भारत में व्याप्त अज्ञानता का तम हर लिया था। दूसरों से मुझे शिकायत नहीं क्योंकि उनका उद्देश्य तो जनता को और अधिक गुमराह करके उनसे धन बटोरना है। शिकायत तो अपनों से है जा न तो निकृष्ट क टि की बन रही फिल्मों का कोई विराध करते हैं न स्वयं निमाण के क्षेत्र में उतरते हैं। आज जो सामाजिक फिल्में बन रही हैं व तो भद्दे-भोड़े मजाक, अश्लील दृश्यों और नैतिक हीनता से भरे होते ही हैं हमारी तथाकथित धार्मिक फिल्में भी किसी दृष्टि से श्रेप्ठ नहीं कही जा सकतीं। केवल कृष्ण और राधा के पवित्र नामों की आड़ में फिल्मों में जिस कामुकता का प्रदर्शन किया जाता है वह छिप नहीं सकता। यह बात नहीं कि मैं धार्मिक फिल्मों के विरुद्ध हू। भारत धर्म प्रधान देश है और लोगों में अपने धर्म के प्रति आस्था भी है अतः धर्म कथाओं व सिद्धान्तों का फिल्मों में चित्रण आदश्यक भी है परन्तु जब धार्मिक भावनाअे और देवी-देवताओं की आड़ लेकर जनता का गुमराह किया जाता है तो प्रत्यक समझदार व्यक्ति की इन पौराणिक कथाओं से घृणा होना स्वाभाविक है। दुनिया में और भी फिल्म निर्माता हैं जो धार्मिक फिल्में बनाते हैं। उन फिल्मों में नैतिकता और आदर्श को अपनाया जाता है और वे धर्म के मामले में बड़ी गम्भीरता से काम लेते हं परन्तु यह नहीं कि जहां भी चाहा, राम और कृष्ण के नाम लेकर काम निकाल लेते हों।

आज का युग विज्ञान और तर्क का युग है और जब कोई व्यक्ति फिल्म में यह देखता है कि भगवान के भक्त को आग में डाला गया और आग के अंगारे फूल बन गए तो तो उसका मस्तिष्क यह स्वीकार करने के लिए तैयार नहीं होता। हमारी फिल्मों में क्या होता है? नायका का पीछा एक बदमाश करता है और वह उससे बचने के लिए बस्ती में बड़े-बूढों की शरण में या पुलिस थाने में रक्षा के लिए नहीं जाति बल्कि वीरान खण्डहरों की ओर भागती है जहाँ बदमाश उसे घेर लेता हैं। तब वहीं किसी पुराने भग्नावस्था में पड़े हुए मंदिर की मूर्ति के सामने प्रार्थना करने लगती है और फिर सहसा एक कोने में छिपा हुआ नायक आ टपकता है और वह बदमाश से भिड़ जाता है और उसे खदेड़ देता है या फिर अचानक पेड़ से एक सांप लटकने लगता है और वह बदमाश को डस लेता है। एक अबोध और छोटा बालक भी इन बातों पर विश्वास नहीं करता और उसकी शंकाओं को केवल "भगवान की माया" कह कर टाला नहीं जा सकता। वह जमाना गया जब अन्धविश्वासी हर असंभव बात पर विश्वास कर लिया करते थे अतः आज के युग में इन पौराणिक फिल्मों का कोई महत्त्व नहीं।

महर्षि स्वामी दयानन्द ने इन्ही ग्रंथ विश्वासों को जड़ से उखाड़ने का बीड़ा उठाया था लेकिन हमारे धार्मिक फिल्मों के निर्माता फिर से उन्हीं अधविश्वासों को जनता के मस्तिष्क में बिठा रहे हैं। इन फिल्मों का उद्देश्य किसी धार्मिक कहानी की शिक्षा या उपदेश को दर्शाना नहीं बल्कि केवल ट्रिक फोटोग्राफी और चमत्कार दिखलाना अभीष्ट होता है अतः आज ऐसी संस्था की परमावश्यकता है जो हमारी धर्म कथाओं और महान पुरुषों के महान उद्देश्यों को सही रूप से जनता के सामने प्रस्तुत करें। न कि कृत्रिम और हास्यास्पद रूप में। आश्चर्य की बात है आज हमारे फिल्म निर्माता ऐसे युवकों की तालाश में तो हैं जिनके चेहरों पर जवानी का खुमार और आँखों में शराब की मस्ती हो परन्तु कोई ऐसे युवक की तालाश नहीं करता जिसके चेहरे पर ब्रह्मतेज और आँखों मे अज्ञानता का नाश करने वाली शिव की ज्वाला हो।

मैं आर्यसमाजियों से बार-बार आह्वान करता हू तो इसलिए कि जब मैं चारों और दृष्टि घुमाता हूं तो केवल उन्हीं पर दृष्टि आकर टिक जाती है। मैं यह मानता हूं कि उनके लिए यह कोई लाभ का सौदा नहीं होगा परंतु आर्यसमाज का अवश्य लाभ होगा और आर्यजगत पर भारी उपकार। क्योंकि उनकी फिल्मों का लक्ष्य धनोपार्जन नहीं होगा। ये तो केवल ऋषि दयानन्द तथा आर्यसमाज के उद्देश्यों व उपदेशों के प्रचार व प्रसार के लिए होंगी। पिछले वर्ष महर्षि दयानन्द स्मारक ट्रस्ट टंकारा ने आर्यसमाज व वेदों के प्रचारार्थ १५ लाख रुपये निर्धारित किए थे। मैं नहीं जानता कि इस

જુઓ પાન ૭)

# ઇશાવાસ્યોપનિષદ્

લે. : પં. મયાશંકર શર્મા આચાર્ય

હવે ઉપાસક યોગી જ્યારે એવી વિશિષ્ટ અવસ્થાએ પહોંચે છે ત્યારે તે બધું ઉપાસ્ય સ્વરૂપ પરમાત્મા જ જુએ છે અથવા કહો કે, બધું બ્રહ્મ જ દિવ્યનેત્રથી જુએ છે. તે ઉપાસક યોગીમાં જરા પણ અવિદ્યા રહેતી નથી. તેથી એવા યોગીને શોક થતો નથી. શોક તો મિથ્યા જ્ઞાનમાંથી અને ઉપાસ્યસ્વરૂપથી ભિન્નતા દર્શનથી સંભવી શકે. तरति शोक मात्मवित् આત્માનો જેને સાક્ષાત્કાર થયો છે તેને શોક થતો નથી. સદા આ છાંદોગ્ય ઉપનિષદના ઉપદેશ પ્રમાણે આત્મજ્ઞાની ( પરમાત્માને જાણનાર ) સદા શોકથી દૂર હોય છે. જેમ જળમાં-પાણીમાં ડૂબેલો માણસ બધું પાણી જ જુએ છે તેમ સમાધિમાં એકાકાર થયેલો યોગી ઉપાસ્યરૂપ બ્રહ્મને જ જુએ છે, પોતે સમાધિ કરે છે અથવા સમાધિમાં છે એવું પણ એને જ્ઞાન રહેતું નથી. પરિપકવ સમાધિવેળાની દશા જ એવી હોય છે. યોગદર્શનમાં સમાધિના વખતમાં યોગીની સ્થિતિ આ પ્રમાણે બતાવે છે.

तदेवार्थं मात्र निर्भासं स्वरुपशून्य मिव समाधिः। વિભૂતિ પા. સુત્ર-૩. સમાધિવેળાએ યોગીને માત્ર ઉપાસ્યનું સ્વરૂપ જણાય છે. ધ્યાતા અને ધ્યાન પણ ધ્યેયાકારે ઉપાસ્યસ્વરૂપાકારે જણાય છે. ધ્યેયના સ્વભાવનો આવેશ એટલો બધો પ્રબળ હોય છે કે ધ્યેયના સ્વરૂપ સિવ બીજું કશું જ જણાતું નથી. પરમાત્મા સિવાય બીજું કોઈ ઉપાસ્ય સ્વરૂપ જ નથી. ईश्वर प्रणिधानाद्वा। यो. ૧-૨૩ ઈશ્વરના પ્રણિધાનથી ચિત્તવૃત્તિઓનો નિરોધ થાય છે.

જેમ ઉપાસક સાચા યોગીને શોક થતો નથી તેમ તેને મોહ પણ થતો નથી. મોહની આ અવિદ્યા છે, જ્યારે અવિદ્યા જ નષ્ટ થઇ જાય ત્યારે મોહ પણ ન જ રહે. જ્યાં ઉપાસ્ય સ્વરૂપ સિવાય બીજું કશું જ ન જણાય ત્યાં મોહ કોના ઉપર થાય ? તત્ત્વના જ્ઞાનથી મિથ્યા જ્ઞાનનો નાશ અને મિથ્યા જ્ઞાનના નાશથી મોહનો નાશ થાય છે. જ્યાં સદા પરમાત્માના જ્ઞાનનો પ્રકાશ છે ત્યાં મિથ્યા જ્ઞાનરૂપ અંધકાર હોય જ નહિ.

ઉપરનો ભાવ આ ઉપનિષદના સાતમા મંત્રમાં સ્પષ્ટ વ્યક્ત થાય છે.

यस्मिन् सर्वाणि
भूतान्यात्मैवाभूद् विजानतः।
तत्र को मोहः कः
शोकएकत्व मनुपश्यतः॥ ७॥

અર્થ : જે વિદ્વાન્ ઉપાસકમાં બધાં ભૂતો અથવા બધી દશ્ય વસ્તુઓ ધ્યેયાકાર પરમાત્મસ્વરૂપે જણાય છે તે વિદ્વાન્ યોગીને શોક અને મોહ હોતા નથી કારણ કે તે એક ઉપાસ્યસ્વરૂપની પછી જુએ છે. યોગીને ઉપાસ્ય બ્રહ્મસ્વરૂપ જ મુખ્ય દશ્ય હોય છે બીજું બધું એની પછળ જ હોય છે અર્થાત્ સમાધિની સ્થિતિ ન હોય ત્યારે વિવિધ દર્શનો હોય છે. એકત્વની પાછળ જેનારને શોક અને મોહ હોતા નથી, આ વચનથી ધ્યાતા અને ધ્યેયનો અભાવ શાસ્ત્રકાર માનતા નથી. આ વાત સ્પષ્ટ થાય છે. એટલે કે ધ્યાન કરનાર યોગી અને ઉપાસ્ય સ્વરૂપ પરમાત્મા બંને વિદ્યમાન હોય છે. ઉપાસક ઉપાસના-માં તલ્લીન બને ત્યારે તે પોતાના સ્વરૂપને ભૂલી જાય તેથી ઉપાસકનું અસ્તિત્વ દૂર થતું નથી.

विजानत : આ શબ્દનો એવો અર્થ થાય કે ઇશાવાસ્યમ્ इदं सर्वम् થી લઇ ततो न विजुगुप्सते। ત્યાં સુધીમાં જે જે વસ્તુનો ઉપદેશ આપવામાં આવ્યો છે તેમાં સ્વતંત્ર કોણ છે અને પરતંત્ર કોણ છે એ એ બધું વિવેકપૂર્વક જે જાણે છે તે ઉપાસક.

અહીં બધાં ભૂતો ( વસ્તુઓ ) વિવેકપૂર્વક વિદ્વાન ઉપાસકને આત્મા જ બની ગયું હોય છે, તેથી આત્મા સિવાય બીજું કશું અસ્તિત્વ ધરાવતું નથી એવું સામાનાધિકરણ્ય પ્રતીત થાય છે. તેનો ખરો અર્થ એ છે કે જેમ જાતિ અને વ્યક્તિ ( મનુષ્યત્વ જાતિ અને મનુષ્ય વ્યક્તિ ) આ બંને અત્યંત ભિન્ન હોવા છતાં કોઇક વિશિષ્ટ સંબંધને લીધે જુદાં જણાતાં નથી તેમ ‘ બધું આત્મા બન્યું હોય છે ’ અહીં પણ સમજવું. આ ‘કૃષ્ણદેવ એક છે’ અહીં કૃષ્ણદેવ વ્યક્તિ અને તેમાં રહેલી મનુષ્યત્વ જાતિ બંને વિદ્યમાન હોય છે પણ સમવાયરૂપ સંબંધને લીધે જુદા ન જણાય એ જુદી વાત છે. ઉપાસક યોગીની આ સ્થિતિ ઘણી ઉચ્ચકોટિની હોય છે. આ અવસ્થામાં સત્ય, શિવ અને સૌન્દર્યનું એકત્વ જણાય છે. ભગવતી માતા સીતાજીની શોધ માટે રામ અને સુગ્રીવનું ઐક્ય થયું હતું. આવું વાલ્મીકિ રામાયણમાં લખ્યું છે, આથી શું આપણે એમ સમજી લઇએ કે રામ અને સુગ્રીવ એક થયા ? નહીં જ. આજ રીતે આ મંત્રમાં ‘ બધું આત્મા જ બન્યું.’ ત્યાં પણ વિવેક જાણવો જોઇએ.

ઉપાસકને ઉપાસ્ય પરમાત્મા જ મુખ્ય દશ્ય હોય છે બીજું બધું ગૌણ હોય છે, આવા ઉપાસકને મોહ હોતો નથી તેમ શોક પણ હોતો નથી.

આ બધું પરમાત્માનું જ છે મારું કશું નથી ત્યારે પુત્રાદિ મરણમાં અને રાજ્યાદિના હરણમાં શોક થતો નથી. મિથિલાના રાજા જનક કહે છે આ મિથિલા નગરી બળે છે એમાં મારું કશું બળતું નથી, બધું જ ભગવાનનું છે આવી માન્યતા હોય ત્યાં શોક ને સ્થાન જ ન હોય.

આવી નિર્મમત્વ સ્થિતિ મેળવવા માટે યોગનું અનુષ્ઠાન કરવું જરૂરી છે. સારા નરસા પ્રસંગોમાં મોહ અને શોકમાં રીબાતા રહેવામાં સાચી માનવતા નથી. મંત્રનો આ જ સાચો અર્થ છે. કર્મવીરતા નિર્મમત્વ સાથે હોય તો જ તે શોભે છે, અન્યથા તેની પવિત્રતા જોખમાય છે એ મંત્રનું તાત્પર્ય છે.

શિષ્ય. ગુરુજી ! જ્યારે આ મંત્રમાં यस्मिन् सर्वाणि भूतानि आत्मैवा भूत्। ’ બધાં ભૂતો આત્મા જ જે વિદ્વાન યોગીને થયું છે, ’ આવો ભાર દઈ સ્પષ્ટ ઉલ્લેખ છે તો પછી શું એમ ન સમજી શકાય કે બ્રહ્મ સિવાય બીજું કશું જ નથી.

ગુરુ. ના. બધું આત્મા જ થયું એટલે બધાને વિદ્વાન યોગી આત્મ-રૂપે-બ્રહ્મરૂપે જુએ છે સમાધિ અવસ્થામાં ઉપાસ્યરૂપ બ્રહ્મ જ ઉપાસકને પ્રધાન પણે જણાય છે. બીજા અર્થો ગૌણ તરીકે અજ્ઞેય-રૂપમાં રહે છે. प्राधान्येन व्यपदेशा भवन्ति સમુદાયમાં જે બહુ સંખ્યામાં અને મુખ્ય હોય તેનાથી વ્યવહાર થાય છે. જેમકે જે ગામમાં ઘણા રજપુતો રહેતા હોય અને બીજા લોકોની બહુ જ અલ્પ સંખ્યા હોય ત્યારે લોકો એમ કહે છે કે “ અહીં તો બધા જ રજપુતો છે, બધું જ રજપુત છે. ’ આનો અર્થ બીજી અલ્પસંખ્યક પ્રજા વગેરેનો નિષેધ કરવામાં નથી. સમુદ્ર એટલે બધું જ પાણી. આનો અર્થ પાણીમાં રહેલાં અનેક જાતનાં પ્રાણીઓ તથા બીજી અનેક વસ્તુઓનો નિષેધ કરવામાં નથી હોતો. ‘एव’ શબ્દ મંત્રમાં મુકયો છે તે પણ ઉપાસ્યને વિશેષતા આપે છે. શાસ્ત્રીય ભાષામાં કહીએ તો અયોગ્યતા વ્યવચ્છેદ ઉપર જ વધારે ભાર જણાય છે. વળી यस्मिन् એ ઉપાસકમાં ઉપાસ્ય બ્રહ્મથી ભેદ જણાવે છે. જો બધું જ બ્રહ્મ બની ગયું હોય તો એનું જ્ઞાન કોને થયું એ પ્રશ્ન એમને એમ ઊભો રહે છે. માટે મંત્રમાં ઉપાસ્યની પ્રધાનતા જણાવી છે એ સ્પષ્ટ થાય છે. ॥ ૭ ॥

ક્રમશ :




તંત્રાસ્થાનેથી

## " યાજ્ઞિકી સંસ્કૃતિની હોળી ! "

### (-આર્ય સમાજનું કર્તવ્ય )

**" આર્યાવર્તના હૃદય બ્રહ્માવર્તની વેદદ્રષ્ટાઓએ યાજ્ઞિકી સંસ્કૃતિ આચરી બતાવી ત્યાગ, તપશ્ચર્યા, બલિદાનની વેદીમાંથી " વિશ્વકલ્યાણ "નો મહઃમંત્ર પૃથ્વીભરમાં સાર્થક કરી દીધો હતો. પરિણામે સત્ય યુગ પ્રવર્તતો હતો. ચારે વર્ણ સુખી-પુણ્ય પ્રતાપી બની હતી. આર્યાવર્તનું ચક્રવર્તી સામ્રાજ્ય " સર્વે સુખિનઃસન્તું " મંત્ર ગજાવતું ભૂતદયા પ્રેરતું સચરાચરમાં ' આત્મા ' જોતું હકીકત બન્યું હતું. "**

ત્યાગ, તપશ્ચર્યા, બલિદાનનું સ્થાન મહાભારત કાળ બાદ સ્વાર્થ, કુસંપ અને ઈર્ષ્યાએ લીધું ત્યારે યાજ્ઞિકી સંસ્કૃતિ અસ્ત પામી. તેનું સ્થાન હોળી લેવા લાગી. સ્વરાજ્ય મળ્યા બાદ વેદપ્રતિપાદિત ' સ્વ 'નું રાજ્ય થશે અને પરાધીનતાનાં બળો પરાજય પામી જતાં રહેશે એમ જણાતું હતું. પરંતુ દુઃખની વાત છે કે પરાધીનતાનાં બળે. વધુ જોર પકડી ભારતનો ગ્રાસ કરવા પ્રાંતે પ્રાંતે; કુટુંબે કુટુંબે; સંસ્થાએ સંસ્થાએ રાજકીય, ધાર્મિક સામાજિક અને નૈતિક-શૈક્ષણિક કે સાંસ્કૃતિક તમામ પ્રદેશો અને ક્ષેત્રોમાંથી સ્વરાજ્યને દૃઢમૂલ કરનાર શક્તિઓનો ઘાત કરવા મથી રહ્યાં છે. પરિણામે પ્રાંતે-પ્રાંતે; ઘેરેઘેર અને વ્યક્તિમાત્રના હૈયામાં અસંતોષની હોળી સળગી રહી છે.

સત્તા અને ધનના સ્થાને પલાંઠી મારીને બેસનારા પ્રજા જીવનને કેવું ચૂંથી રહ્યા છે કે ત્રાસી ઉઠેલી પ્રજા યોગ્ય નિર્ણય કરી શક્તી નથી. સામ્યવાદના મોતમાં સપડાયેલી કેરલની પ્રજાની હૈયાહોળી કોંગ્રેસ સરકાર ઠારી શકી નહિ અને સ્વાર્થાંધતામાં ભૂલોની પરંપરા સર્જનાર રાજકીય સત્તાધારી પક્ષનેજ ' રાષ્ટ્રપતિ 'નું શાસન સ્થાપવું પડ્યું. નવી ચૂંટણીએ નવી હોળી સળગાવી છે.

જમણેરી સામ્યવાદીઓ કોંગ્રેસના જાસૂસ મનાયા. ડાબેરી સામ્યવાદીઓ નંદાજીને મતે દેશદ્રોહી હોઈ જેલમાં હડસેલાયા. સત્તાધારી કોંગ્રેસ પક્ષ [illegible]મતિમાં ચૂંટાયો. બળવાખોર કેરલ કોંગ્રેસ પક્ષ નબળો સાબીત્ થયો. સ્વ[illegible] મુસ્લિમલીગપક્ષ, પી. એસ. પી., એસ. એસ. પી. ( સમાજવાદીઓ )ના સાથ સિવાય તે સરકાર રચી શકે તેમ નથી. પ્રજા ચૂંટણીની નવી કસુવાવડ ખમવા તૈયાર નથી. ડાબેરી સામ્યવાદીઓને જેલમાં કાયમ રખાય તેમ નથી. કોંગ્રેસ તેથી સ્થિર સરકાર રચી શકે તેમ નથી. પરિણામે વિરોધ પક્ષ બનવા ચાહે છે. જનસંઘ ઉખડી ગયો છે. આ રીતે કેરલની ચૂંટણી કામરાજ, નંદાજી, ડાંગે અને શાસ્ત્રીજી માટે " **વોટરલુ** " સાબીત થઈ છે.

ભાષાના વાદવિવાદે રાજાજી, મીનુ મસાણી, મુનશી, લોહીયા-શાસ્ત્રીજી અંગ્રેજીવાળા વચ્ચે ભયંકર હોળી સળગાવી છે. કારણ દેશ માટે પ્રાદેશિક બળો-પ્રાંતવાદી દેશદ્રોહીઓ ત્યાગ, તપશ્ચર્યા કે બલિદાન કરવા તૈયાર નથી. એમના સ્વાર્થવાદે સળગાવેલી હોળીમાં રાષ્ટ્રહિત ભલેને સળગી જાય એની એમને પડી નથી. યાજ્ઞિકી સંસ્કૃતિ આ હોળીના ઘેરૈયાઓ માટે ભૂતકાળનું સ્વપ્ન છે. એમને તો વર્તમાનમાં દેશમાં સળગેલી હોળીમાં " **ભારતીય સંસ્કૃતિ "ના કેન્દ્રસમા શ્રી. અરવિંદ આશ્રમ જેવાનો ભોગ લેવાય તેની પણ પડી નથી.** રાજાજી, કામરાજજી, અન્નાદુરાઈ કે સુબ્રહ્મણ્યમે આવા પૈશાચિક હિચકારા હલ્લા માટે એક પણ શોકોદ્ગાર કાઢ્યો છે ? આ છે આપણા રાષ્ટ્રવાદ માટે ખડકાયેલી હોળી આર્ય સ્વાતંત્ર્યના મરજીવા-વિશ્વસ્વાતંત્ર્યના ધ્યેયને વરેલા વેદનિષ્ઠ આર્ય દેશભક્તો ' મોસ્કો-પેકિંગ-કોંગ્રેસ ' ત્રણેને મન દુશ્મન છે. કોમીવાદી, સામ્યવાદી, આધુનિકતાવાદી, સંકુચિતવાદીઓ; સરમુખત્યારવાદીઓ અને વાસનાવાદીઓ યાજ્ઞિક સંસ્કૃતિ પુનઃપ્રગટાવવા મથતા ત્યાગ, તપશ્ચર્યા અને બલિદાનના આર્ય ઉપાસકોને ભારતીય સંસ્કારોની હોળી સળગાવી તેમાં હોમી દેવા માંગે છે. આસુરિક બળોને અસ્ત કરી શકવાને સમર્થ આર્યસંસ્કૃતિ, વૈદિક સંસ્કૃતિ-વિશ્વ-ઐકય-આત્મદૃષ્ટિ ભગવદ્પરાયણબુદ્ધિ-આર્યશક્તિ, આર્યભક્તિ, આર્યસામર્થ્ય-તેમને આંખમા પડેલા કણાની માફક ખૂંચે છે. તેથીજ એ રાક્ષસી બળો " ભારતભક્તિ "ની હોળી સળગાવી રહ્યા છે. એમને તો વિદેશી ભાષા, વિદેશી વિકાર, વિદેશી રીતભાત, વિદેશી ખાનપાન, વિદેશી શિક્ષણ, વિદેશી રહનસહન, વિદેશી પોષાક, વિદેશી બોલછા-ઘેલછા લાવવી છે. અને તેથી ' ભારતીય સ્વરાજ્ય 'ના મરજીવા આર્ય રાષ્ટ્રભક્તો એમને મન શત્રુ-પરમ શત્રુ છે. તેથી જ અમે યાજ્ઞિકી સંસ્કૃતિના, વેદામૃતના પરમ ઉપાસકોને રાષ્ટ્રીય, પ્રાંતીય અને સંસ્થાકીય એકતા એકાત્મતાની અનિવાર્ય આવશ્યકતા સમજવા, આચરવા, અમલમાં મૂકી આગેકૂચ કરવા વારંવાર વિનવીયે છીએ. ભારતને ચારે તરફથી ડારી રહેલા, ઘેરી રહેલા વિશ્વભક્ષક અનાર્ય બળોનો મક્કમ સામનો વિચારો તો ખરા કોણ કરશે ? કોણ કરી શકે તેમ છે ?

આપણો દેશ " વિશ્વ કલ્યાણ " બનાવવા કોણ ઈચ્છે છે ? આપણી ભાષાને " વૈદિક સંસ્કૃતિ "ની ધ્વજધારી બનાવવા કોણ ચાહે છે ? આપણી સંસ્કૃતિદ્વારા રાક્ષસી બળોને વિચાર-ધારાથી શાંત કરવા કોણ પ્રયત્નશીલ છે ? આપણી જન સંખ્યાનો હ્રાસ અટકાવવા કોણ મથે છે ? આપણા રાષ્ટ્રની સીતા સાધ્વીઓ અને દ્રોપદીના શીલરક્ષણ માટે કોણ હોમાવા તડપે છે ? **એજ દયાનંદી ભારત દીક્ષા પામનાર આર્ય ભાઈબહેનો. એજ યાજ્ઞિકી સંસ્કૃતિને સ્થાને પ્રગટેલી હોળી ઠારી દઈ પુનઃ યાજ્ઞિકી સંસ્કૃતિની વૈદિક યજ્ઞવેદી ભારતમાતાને બનાવી શકશે. વિશ્વભરમાં " સૌ-જીવમાત્ર સુખી થાઓ "ના સૂત્રની પ્રેરક વૈદિક સિંહ ગર્જના ગજાવી શકશે. પરમકૃપાળુ પરમાત્મા " હોળી પર્વ "ને પુનઃ યજ્ઞ-પર્વ-યાજ્ઞિકી સંસ્કૃતિ પર્વ બનાવનારને યશ આપે એજ પ્રભુચરણે પ્રભુપ્રાર્થના.**

# વૈદિક સંસ્કૃતિભાનુ-મહર્ષિ દયાનંદ

( ગયા અંકથી ચાલુ )

ભાવાર્થ: તે યજ્ઞની કર્મ સમ્પત્તિ છે કે મંત્રોથી જેનું વિધાન કરવામાં આવે છે જે કરવામાં આવતાં કર્મોને સ્વયં ઋગ્વેદ અને યજુર્વેદ કહે છે અને બ્રાહ્મણ (ગ્રંથો) પણ તેનાં અર્થને કહે છે. જે કહેવારૂાં આવે છે કે મંત્ર બ્રાહ્મણથી રૂપ સંપન્ન કહેવાય છે. તેતો અનુવાદ જ કહેલો છે તેથી બ્રાહ્મણગ્રંથો તે વેદમંત્રોની અર્થ શકિતનું કથન કરનારા કલ્પ ગ્રંથો છે તેથી બ્રહ્મણ કલ્પ પુરાણ ગાથા નારાશંશી નામથી પ્રસિદ્ધ છે ઉપસંહારમાં આશ્વલાયન ઋષિનાં મંતવ્યને જણાવી લેખ પૂરો કરૂં છું.

अथ स्वाध्यायमधीयीत ऋचो यजूंषि सामान्यथर्वांगिरसो ब्राह्मणानि कल्पान् गाथा नाराशंसीरितिहास पुराणानीति ( આ. ગૃ. ૩-૩-૧ )

ઋગ્ યજુ. સામ અને અથર્વવેદ તથા કલ્પ-ગાથા-નારાશંસી પુરાણ નામ બ્રાહ્મણ ગ્રંથોનો સ્વાધ્યાય કરે. આ સ્થળે સ્પષ્ટ છે કે. બ્રાહ્મણ ગ્રંથોને ચાર વેદોથી ભિન્ન તથા પુરાણાદિ નામથી વર્ણન કર્યું છે.

पुराण प्रोक्तेषु ब्राह्मण कल्पेषु- અષ્ટા. અ. ૪ (પાણિનિ) આ સ્થળે પાણિનિ ઋષિ પણ સ્પષ્ટ પણે બ્રાહ્મણ ગ્રંથોની-પુરાણ અને કલ્પ સંજ્ઞા બતાવે છે.

આજે વેદ સ્વાધ્યાયની પ્રાચીન પરિપાટીના અભાવે તેમજ વેદના વિસ્તૃત સાહિત્ય દર્શનના અભાવે આજનો વિદ્વાન વર્ગ પણ જે મંત્રો; વેદમાં નથી પણ બ્રાહ્મણ ગ્રંથો, ગૃહ્ય સૂત્રોમાં હોય છે તેને વેદમંત્ર માનતા હોય છે. એટલે બ્રાહ્મણ ગ્રંથોને વેદ માનવાની પ્રથા પડી છે. यज्ञोपवीतंपरमंपवित्रं, આ મંત્ર વેદમાં નથી પણ પાર. ગૃ. સૂ. માં છે. એટલે તે વેદમંત્ર કહેવાય નહિ તેવી જ રીતે સામ વેદ સંહિતામાં. हानु हानु हानु. આ મંત્રો નથી. છતાં આ મંત્રોને સામવેદનાં ગાન ભાગનાં મંત્રરૂપે ઓળખાવાય છે. એટલે આપણે જો હવે વેદ વિષે આ પ્રમાણે અંધારામાં રહીશું તો આર્ય સંસ્કૃતિ જે વેદમાં રક્ષાયેલી છે તેની ઉપેક્ષા કરી ગણાશે. માટે વૈદિક સાહિત્ય અને કર્મકાંડનાં ગ્રંથોનું સંશોધન અને પૃથકરણ કરવાની આજે જરૂર છે. સનાતન વૈદિક માર્ગના આચાર્યોએ સાથે મળીને વૈદિક સાહિત્યને વિશ્વવ્યાપી બનાવવાની જરૂર છે. ઐતરેય અને શતપથ બ્રાહ્મણ ગ્રંથોમાં પણ ઘણીજ પ્રક્ષેપક પંક્તિઓ મળી આવે છે જે વેદ વિરૂદ્ધ જણાય છે. દરેક સંપ્રદાયના વિદ્વાનોએ પણ વૈદિક સાહિત્યસભા સ્થાપીને પરસ્પર વિચાર વિનિમય કરીને વૈદિક સંસ્કૃતિનું રક્ષણ કરવું જોઈએ. પૂ. જગદ્‌ગુરુ શ્રી શંકરાચાર્યજી શારદાપીઠ તરફથી આ મહાન વિશ્વવિદ્યાલયની યોજના સાંભળવામાં આવી છે. ત્યારે પૂ. આચાર્યશ્રી પણ સંશોધન કાર્ય વિભાગ કરશે જ અને મહર્ષિ દયાનંદ મહાલય ટંકારામાં પણ સંશોધન પ્રવૃત્તિ શરૂ થવાનું સાંભળ્યું છે તો સૌરાષ્ટ્રને ગૌરવ લેવા જેવું છે.

" कल्पितानां ऊहा वाक्यानां पौरुषेयत्वादेव अमंत्रत्वमपिनिर्णीतम् " अनाम्नातेष्व मंत्रत्वमाम्नातेषुहि विभागः इति ( जै. सू. २-१-३४ ) अेवंच सतिऊह वाकचानां पुरुषमति

લેખક :
પંડિત વસિષ્ઠજી યાજ્ઞિક
હલવદકર
આયુર્વેદાલંકાર, રાજકોટ

कल्पितेन मंत्रत्वाभावे निश्चिते पारिशेष्यात् ब्राह्मण-वाक्यवत् वाक्यत्वमेव । अनैन यथोक्त " मंत्रलक्षणाभावेन ब्राह्मण वाक्यानां न मंत्रत्वं, ततश्च न संहितात्वं चेतिसिध्यति- ( वेद-वेदिका-ले. देवराज गजानंद शर्मा )

આ પ્રમાણે અનેક પ્રમાણોથી બ્રાહ્મણ ગ્રંથો તેં વેદ નથા પણ વેદોનાં વ્યાખ્યાનરૂપ ભાષ્યરૂપે છે તેથી સ્પષ્ટપણે જાણી શકાય છે કે બ્રાહ્મણગ્રંથોના આધારે વૈદિક શબ્દો અને મંત્રોનાં અર્થો કરવામાં સહાયતા મળે છે હાલમાં શતપથ, ગોપથ, ઐતરેય, કૌષિકી તથા તૈત્તિરીય સંહિતા પર તૈત્તિરીય બ્રાહ્મણ ગ્રંથ મલી શકે છે.

## પૂર્વે થયેલા વેદ ભાષ્યકારો- પ્રથમ સ્કંધસ્વામી

જ્યારે બ્રાહ્મણોમાં પ્રમાદ અને સ્થૂલ શ્રદ્ધા વધવા લાગી ત્યારે વૈદિક પરંપરા શિથિલ થઇ. અને નાશ પામવાની સ્થિતિ આવી તે સમયે વિદ્વાનોને વૈદિક ભાષ્યોની આવશ્યકતા જણાવા લાગી અને વેદના ભાષ્યો તૈયાર થયા તેમાં સૌથી પ્રથમ વેદ ભાષ્યકાર સ્કંધ સ્વામી છે. જેણે ઋગ્વેદ ભાષ્યની રચના કરી છે. સ્કંદ સ્વામી દક્ષિણ ભારતનિવાસી છે તેમનો સમય લગભગ વિક્રમ ૬૮૭ સંવત માનવામાં આવે છે. તેમના ભાષ્યનાં બે સંસ્કરણો પ્રકાશિત થયા છે તેમાં એક સંસ્કરણ ત્રિવેન્દ્રમ્ (કેરલ)થી ૩ ભાગમાં સન ૧૯૨૯થી ૧૯૪૨ સુધીમાં પ્રકાશિત થયેલ છે. બીજું સંસ્કરણ મદ્રાસ વિશ્વવિદ્યાલયથી પ્રથમાષ્ટકનું ડૉ. કુન્ટન રાજાએ સંપાદિત સન ૧૯૩૫માં પ્રકાશિત થયું છે. આ બન્ને સંસ્કરણોમાં ઘણોજ તફાવત (ભિન્નતા) છે. સ્કંદ સ્વામીનું નિરૂક્ત પર ભાષ્ય પણ આજે મલે છે.

(૨) વેંકટ માધવ—નો સમય પ્રાયઃ ૧૧ અગિયારમી શતાબ્દી માની શકાય છે. તેમણે ઋગ્વેદ પર સંક્ષિપ્તમાં ભાષ્ય કર્યું છે. આ ભાષ્ય આજે મળી શકે છે. ભાષ્યનું નામ ઋગ્વેદ દીપિકા છે. ડૉ. લક્ષ્મણ સ્વરૂપે તે ભાષ્ય ઉપર ઉપયોગી ટિપણી (બીજા ભાષ્યકારોનાં વિચારો કેટલાક સ્થળે આપ્યા છે.

ત્રીજા (૩) સ્વામી આનન્દતીર્થ છે જેઓ દ્વૈતમત સિદ્ધાન્તના પ્રખર વિદ્વાન જેઓ શ્રીમધ્વાચાર્ય છે તેમણે પદ્યબદ્ધ ઘણું જ સંક્ષેપમાં ઋગ્વેદનાં પ્રથમ મંડળનાં પહેલા ૪૦ ચાલીસ સૂક્તો પર ભાષ્ય કરેલ છે. તે મળો શકે છે. તેની વિસ્તૃત વ્યાખ્યા તેમના પછીના આચાર્ય રાઘવેન્દ્ર યતિએ મંત્રાર્થ મંજરી નામના ગ્રંથમાં કરી છે. સ્વામી આનંદતીર્થનો સમય વિક્રમ ૧૨૫૫ થી ૧૩૬૫ ના મધ્યમાં માનવામાં આવ્યો છે. આ વિદ્વાનોના ભાષ્યો અધ્યાત્મ પર છે.

તે પછીના વેદ ભાષ્યકારોમાં ઉદ્‌ગીથાચાર્ય, રાવણ, હસ્તામલક, મુદ્‌ગલાચાર્ય અને દેવસ્વામી મનાય છે પરંતુ તેમનાં ગ્રંથો આજે ઉપલબ્ધ નથી.

સંપૂર્ણ વેદ ભાષ્યકાર તરીકે શ્રી સાયણાચાર્ય છે. તેમણે ઋગ્વેદ, કાણ્વસંહિતા, સામવેદ અને અથર્વવેદનાં ભાષ્યો કરેલાં છે. આ ભાષ્યો આજે મલી શકે છે. શ્રી સાયણાચાર્ય વિજયનગરના મહારાજા બુક્કના પ્રધાન મંત્રી હતા, બુક્કનો સમય સન ૧૩૮૯ માનવામાં આવે છે. સાયણાચાર્યનાં ભાષ્યો વિશેષતઃ કર્મકાંડ અને યજ્ઞ પરત્વે છે.

# હિંદુઓની સાથે વિશ્વાસઘાત

લેખક : શ્રી ગંગાપ્રસાદ, એમ. એ.

અરે ! આ કેવું દૃશ્ય છે ? ધર્મને સ્થળે અધર્મ, પુણ્ય અને સત્કર્મોને સ્થળે પાપાચાર, સદાચારને સ્થળે દુરાચાર, જ્ઞાનને સ્થળે મૂર્ખતા-અજ્ઞાનતા, સચ્ચાઇને સ્થળે લુચ્ચાઇ-કપટ, પ્રેમ અને સમાજ-સંગઠનને સ્થળે દ્વેષ અને કંકાસ ! હાય ભારત ! તને કેવા કેવા ભયંકર રોગોએ ઘેરી લીધો છે ! જે જ્ઞાતિમાં કોઇ વખત વ્યાસ જેવા ઋષિઓ એક ઇશ્વર પૂજાજ કરવી એવો વેદોક્ત ઉપદેશ સંભળાવતા હોય, જે જ્ઞાતિમાં રામ અને જનક જેવા સાચા ઈશ્વરભક્ત થયા, આજે તે જ જ્ઞાતિમાં એક બાજુથી 'અહં બ્રહ્મ' ના ધ્વનિ અને બીજી બાજુથી 'નાસ્તિકતા' નો આલાપ કાનોએ નિરંતર અથડાઇ રહ્યો છે. કોઇ જગ્યાએ વિવાદ ચાલી રહ્યો છે કે બ્રહ્મા, વિષ્ણું અને શિવ એ ત્રણેમાં કોણ મોટો અને કોણ નાનો અને આ લોકોના ધર્મપન્થી-ઓની શક્તિઓ એકબીજાથી કેટલી બધી ચડસાચડસી કરી રહી છે કોઇ જગ્યાએ લોકો. પશુઓ, પક્ષીઓ, પર્વતો અને ચોરાઓ પર માથું ઘસી રહ્યાં છે. હાય ! ૩૩ કોટી દેવતાઓને માનવાવાળી જાતિ આજે વિધર્મીઓનાં તાબૂતો, ફકીરો અને કબરો પર ભક્તિભાવથી રેવડીઓ માગતી ફરે છે ! ભોળી-ભાળી અને અજાણ સ્ત્રીઓ પોતાનાં માંદા બાળકોના ઇલાજ ન કરતાં, મુસલમાનો પાસે બાધા રખાવતી ફરે છે. મુસલમાનો આ મૂર્ખ અને અજ્ઞાન સ્ત્રીઓને ઠગે છે, અને સમય સાધી ઉપાડી જાય છે !

જે પુણ્યમય સ્થળે વિદ્વાન બ્રહ્મજ્ઞાતા ઋષિમુનિએ યજ્ઞો અને અગ્નિહોત્રથી આર્યાવર્તને સ્વર્ગતમ કરતા હતા, આજે તે જ આળસુ, મૂર્ખ, પાંખડી અને સંન્યાસી થઇને વ્યભિચાર, ગાંજા અને ચરસ આદિનો પ્રચાર કરી દીન ભારતને [illegible] કરવા પ્રયત્ન કરી રહ્યા છે. જે દેવસ્થાનોમાં મહાત્માઓના ઉપદેશ અને ધર્મકાર્યો થતાં હતાં; તે જ દેવમંદિરોમાં કુકર્મિઓ વ્યભિચાર અને દુરાચાર કરી રહ્યા છે. અહિંસા-વ્રતધારી શ્રીકૃષ્ણ ભગવાનનું પુણ્યનામ રટન કરવાવાળી જાતિ આજે બિચારી ગરીબડી ગાયોને કસાઇઓના હાથે વેચી પોતાનું પેટ ભરે છે. આજે તે જ જ્ઞાતિ દરરોજ હજારો ગાય, ભેંસ અને બકરીઓનાં લોહીની નદીઓ વહેવડાવી રહી છે. દીન ભારત ! તારામાં અત્યંત ભયંકર ફેરફાર થઈ ગયો ! જ્યાં વિદ્યા અને પૈસો પેદા કરી લોકો પરોપકાર કરતા હતા-ધનનો ઉપયોગ ધર્મરક્ષામાં કરતા હતા-ત્યાં આજે પૈસા અને વિદ્યાના ' દૂરૂપયોગથી બીજા ભોળા-ભોળા લોકોને ઠગવા અને બેહાલ કરવામાં તેઓ મથી રહ્યા છે. આજે વિદ્યાના અધિકારીઓ ચોરી, લૂંટફાટ અને દુરાચાર માટે સારાં સારાં મુહૂર્તો અને મંત્ર-જંત્રના જાપો બતાવી રહ્યા છે. તમાકુ, ગાંજો, ચરસ, દારૂ, તાડી અને માંસના દોષોને સંસ્કૃતના શ્લોકોના દુરૂપયોગથી ઢાંકી દેવા મથે છે, અર્થાત આ દોષોના નિવારણ માટે કોઇ યત્ન કે ઉપદેશ કરતા નથી કેવળ પૈસો પેદા કરવાનું લક્ષ બનાવીને ચાલે છે જે વાસ્તવિક નથી.

સીતા અને સરસ્વતી જેવી વિદ્વાન્ અને વિદુષી સ્ત્રીઓનું નિત્ય સ્મરણ કરવાવાળી જાતિએ આજે પોતાના સમાજનું મસ્તક ઊંચું કરવાવાળી યુવતિઓને વિદ્યાલાભથી વંચિંત કરી, તેઓને પણ પશુ સંજ્ઞામાં ભેળવી દીધી છે. બાળલલનાઓને, નિર્બળ-અશક્ત ચંચળમન ડોસાઓ અને રંડુઓની સાથે પશુ તરીકે વેચવામાં આવે છે. હાય ! આજે આ જાતિમાં નાનાં નાનાં બાળકો અને નાની નાની બાલિકાઓ ગૃહસ્થાશ્રમને કલંકિત કરી રહી છે. આજકાલ લગભગ બે કરોડથી પણ વધુ વિધવાઓ પોતાના માથે બટ્ટો લગાવી રહી છે. નાની નાની બાલિકાઓ વૈધવ્યના ભયંકર અગ્નિમાં પોતાનો નાશ કરી રહી છે. આવી વિધવાઓ જ મુસલમાનો-ના ફોસલાવવાથી ઘરબાર છોડી ભાગી જાય છે, અને કેમ ન ભાગી જાય ? જ્યારે તમો તેણીઓને સમાનતા [illegible] નિહાળતા નથી ત્યારે [illegible] ઇસાઇ અથવા મુસલમાન બની જાય છે; કેમકે ત્યાં તેમનો આદર જ છે. [ આપણી જાતિનો પછાતવર્ગ પણ વિધર્મીઓની જાળમાં ફસાઈ જાય છે, કે સામ્ય-વાદીઓના સકંજામાં પણ વહેલો આવે છે. કારણ ? કારણ આપણી સમાન નીતિનો અભાવ તેને સતત સતાવે છે, અને આવી સતામણી સહન કરવાની પણ હદ હોય છે, ના છૂટકે જ તેઓ આ છેવટનો માર્ગ અપનાવે છે. માટે આપણી નાનાં-ઓ.ને અવગણવાની નીતિમા ફેરફાર નહિ થાય તો વિધર્મીઓ અને સામ્યવાદીઓ સામે ગમે તેટલા ફૂફાડા કરશું તો તે ફોગટ જશે એવું લાગે છે. માટે આપણી દષ્ટિમાં મૂળભૂત ક્રાંતિ કરવાનો સમય આવી લાગ્યા છે નહિ ' फिर पछताये क्या होत, जब चिडियां चूग गई खेत ? ' આવી વિધવાઓના રક્ષણ માટે વિધવાશ્રમ ખોલવા જોઈએ અને બાલવિધવાઓનો વિવાહ તો જરૂર કરવો જ જોઈએ.

# તમાકુના ભક્તોને ભયની ચેતવણી

શ્રી. રાણા નગીનદાસ માસ્તર

તમાકુનો ઉપયોગ ત્રણસો વર્ષ પહેલાં અમેરિકામાં થતો હતો. દેખા-દેખીથી ત્રણસો વરસમાં તમાકુનો ઉપયોગ એટલો બધો વધી પડયો છે કે એવું એક ગામડું નહિ હોય કે જ્યાં તમાકુનો ઉપયોગ નહિ થતો હોય. જ્યાં જુઓ ત્યાં દેખાદેખીથી જ એનો ફેલાવો થાય છે. તમાકુ એક દેશમાંથા બીજા દેશમાં નવાઈની વસ્તુ તરીકે ફેલાણી અને ચડસા-ચડસીથી લોકો તેનો છૂટથી ઉપયોગ કરતાં શીખ્યાં.

## તમાકુમાં કેફી પદાર્થો

તમાકુમાં ત્રણ પ્રકારના કેફી પદાર્થો જોવામાં આવે છે. ( ૧ ) તમાકુમાં નિકોટીન નામનો ચીકણો તેલ જેવો પ્રવાહી પદાર્થ હોય છે. તે બહુ ઝેરી છે. તેમાં તમાકુની વાસ આવે છે અને તીખો હોય છે તેનું એકજ ટીપું કૂતરાને આપ્યું હોય તો કૂતરૂં મરી જાય છે. ( ૨ ) તમાકુમાં બીજો તેલ જેવો કડવો પદાર્થ રહે છે. મોં ઉપર મૂકવાથી તમાકુના જેવી જ તેની અસર થાય છે. નાકે લગાડવાથી છીંક આવે છે. ખાવાથી ફેર તથા ચક્કર આવે છે અને ઉલ્ટી થાય છે. ( ૩ ) તમાકુમાં તીખાશવાળું તેલ રહે છે આ તેલ ઝેરી છે, ઊડી જતું નથી. તેનું એકજ ટીપું બિલાડીને બે મિનિટમાં મારી નાખે છે. આ ત્રણે પ્રકારનાં ઝેર તમાકુમાં રહે છે, પણ તે તાપમાં ઊડી જાય છે. તેમજ ઘણા થોડા પ્રમાણમાં હોવાથી માણસને તમાકુનો ઉપયોગ કરવાથી મારી નાખતા નથી. પરંતુ અસર કરે છે. જે લોકો તમાકુ બહુ પીએ છે. તેમનામાં નશો રહે છે અને તેનું શરીર વહેલું બગડે છે.

## તમાકુ સુંઘવા, ખાવા ને પીવાથી થતી ખરાબી

તમાકુ સુંઘવાથી નશો ઘણા ઓછા પ્રમાણમા આવે છે. અને કેટલીક વખત માથાના દરદ તથા સળેખમ શાંત કરે છે. તેના વખતો વખતના ઉપયોગથી કશો ફાયદો માલમ પડતો નથી. એના સેવનથી નાકની અંદર ચોળી અને માથાનાં, ગળાનાં અને પેટનાં દરદો થાય છે, છીંકણી સુંઘનારને ક્ષય વગેરે દરદો થયાના ઘણા દાખલાઓ માલમ પડયા છે.

તમાકુ ખાવાથી અપચો, અજીર્ણ, મોનું ગંધાવું, દાતનો સડો, અતિસાર, મરડો ફેર વગેરે રોગ લાગુ પડે છે. તમાકુ ખાનાર બીજાને સુગ અને અણગમો પેદા કરે છે.

તમાકુ ત્રણ રીતે પીવાય છે. (૧) હોકાથી, (૨) ચલમથી, (૩) બીડી અથવા ચીરૂટથી-દરેક રીતે પીવાથી તમાકુનો ઝેરી ધુમાડો પીનારના શ્વાસોચ્છ્વાસમા જઇ મોના, ગળાના, દમના, મગજના અને જઠરના જુદા જુદા રોગો પેદા કરે છે, તમાકુ પીનારની સ્મરણ શકિત મંદ પડી જાય છે.

તમાકુનો ઉપયોગ કરવા કુદરત પણ ના પાડે છે.

તમાકુમાં પિત્ત વધારવાનો, મદ ચઢાવવાનો ભ્રમ કરવાનો તથા આંખનાં તેજને હરી લેવાનો ગુણ છે. તમાકુમાં ઝેર હોવાથી જાનવરોનાં કીડાવાળા ઘારામાં તે દાબવાથી કીડા અને જીવજંતુ મરી જાય છે. એના પાન અંડવૃદ્ધિ ( વધરાવળ ) ઉપર શીલારસ ચોપડી બાંધવાથી ફાયદો કરે છે. તેના પાણીથા જ મટી જાય છે. નિત્ય સેવન કરવાથી ટુંક સમય માટે જાગૃતિ પેદા કરે છે. પછાથા કાયમ માટે ટેવ પડી જાય છે. એનું ઝેર શરીરના અવયવોને ઝેરી બનાવે છે.

## તમાકુ વિષે નામાંકિત ડોકટરના અભિપ્રાય

ડૉ. પ્રાઉટ-લખે છે કે, તમાકુ પીવાથી માણસો નબળા પડી જાય છે. લોહીમાથા લાલાશ ઘટી પીળાશ આવે છે. છીકણીથા અજીર્ણ, કલજા અને જઠરના દરદો વગેરે થાય છે.

ડૉ. ટેલર-લખે છે કે. સન. ૧૮૭૭ મા એક માણસે લાકડાની એક ચલમ સાફ કરી પોતાના છોકરને રમવા આપી છોકરાએ તે ચલમનો ઉપયાગ સાબુના પરપોટા ઉડાવવામાં કર્યા તેથા તમાકુનું ઝેર મોઢા દ્વારા તે છોકરાના શરીરમાં દાખલ થયું. એ અસરથી છોકરો બશુદ્ધ બની મરી ગયા.

ડૉ. કલન-જણાવે છે કે, ઘડપણ આવ્યા પહેલા તમાકુથી સ્મરણ શક્તિ નાશ પામેલી, મુર્ખતા આવેલી અને તનતંતુઓથી હારમાળા બગડી ગયેલી એવા ઘણા દાખલા મારા અનુભવમાં આવ્યા છે.

( જુઓ પાન ૮ )

# ગોધરામાં શાનદાર રીતે થયેલુ ગુજરાત હિંદુ સભાનું અધિવેશન

ગોધરા ખાતે દિનાંક ૧૩-૧૪ માર્ચના રોજ ગુજરાત હિન્દુ સભાનું અધિવેશન શાનદાર રીતે વિરમગામના શ્રી પ્રભાશંકર માસ્તરના પ્રમુખપદે ઉજવાયું હતું.

આ અધિવેશનનું ઉદ્દઘાટન શ્રી પંડીત વ્રજનારાયણ વ્રજેશ મહામંત્રી (અખીલ ભારત હિંદુસભા) એમના વરદ હસ્તે થયું હતું.

દિ. ૧૩મીએ સવારે શ્રી પં. આનંદપ્રિયજીના હસ્તે ભગવો ધ્વજ ફરકાવવામાં આવ્યો હતો તે વખતે તેમણે ઇસાઇઓની વટાળ પ્રવૃત્તિ, કોન્વેટ સ્કુલો દ્વારા થતો ખ્રિસ્તી પ્રચાર, અને દેશમાં પાંચમી કતારીયો પર ધ્યાન રાખી તેમનો બંદોબસ્ત કરવાની સરકાર પાસે માગણી કરી હતી.

ઉદ્દઘાટન કરતાં વૃજનારાયણજીએ હિંદુસભા સ્થાપન થઇ ત્યારથી આજસુધીનો તેની વિશુદ્ધ રાષ્ટ્રીય ધોરણ અને દેશહિતની પ્રવૃત્તિઓનું વર્ણન કરી મુસ્લિમલીગના ઝનૂની કોમવાદ સામે કોંગ્રેસે નમતું જોખ્યું ત્યારથી જ દેશના વિભાજક બીજારોપણ થઈ પછી ભાગલા પડયા અને આજે પણ દેશમાં મુસ્લિમો પાચમીકતાર કાર્ય ભારતમાં ચાલી રહ્યું છે. હિંદુઓએ જાગ્રત થઈ પોતાના હિતનું રક્ષણ કરનાર હિંદુસભાને બલવાન કરવા અપીલ કરી હતી.

અ. ભા. હિંદુસભાના સંઘટન મંત્રી શ્રી હરી ભાસ્કર ભીડેએ દિનાંક ૧૪મીએ કાર્યકરોની સભામાં બહુ જ સાદી ભાષામાં હિંદુ સભાનું તત્વપ્રણાલી અંગે ઉદ્દબોધન કરી સામાન્ય જનતા સુધી હિંદુસભાનું તત્વજ્ઞાન લઈ જઈ હિંદુસભાને બલવાન કરવા ભારે પરિશ્રમ કરવા જણાવ્યું હતું.

શ્રી મગનભાઈ એડવોકેટ મુંબાઈ એમણે પણ પોતાના ભાષણમાં હિંદુસભાનું કાર્ય ગુજરાતમાં દઢ કરવા કાર્યકરો તેમજ હિંદુઓને અપીલ કરી હતી.

આ અધિવેશન સફળ બનાવવા ગોધરાના શ્રી ચતુરભાઈ પટેલ શ્રી નાનજીભાઈ તથા તેમના સાથીઓએ ભારે જહેમત ઉઠાવી હતી.

## આર્યસમાજ વારસિયા કોલોની વડોદરા

આર્યસમાજ વારસિયા કોલોની વડોદરા, આર્યસમાજ કુબેરનગરના પ્રધાન શ્રી ટોપનદાસના અણધાર્યા દુઃખદ અવસાનથી દુઃખ અનુભવ કરે છે.

તેમ જ આર્જજગતના મહાન વિદ્વાન શ્રી પં. અયોધ્યાપ્રસાદજીના કલકત્તા ખાતે થએલા અવસાનથી આર્યજગતને એક મહાન વિદ્વાનની ન પૂરી શકાય તેવી પડેલી ખોટથી ખેદ અનુભવે છે.

પરમાત્મા બન્ને સ્વર્ગસ્થ આત્માઓને ચિરશાંતિ તથા તેમના પરિવારોને ધૈર્ય પ્રદાન કરે એવી પ્રાર્થના કરે છે.



## અવસાન નોંધ

આર્યસમાજ અમદાવાદના કોષાધ્યથી શ્રી ઇશ્વરભાઇનાં ફઇબા તથા આર્યકુમાર મહાસભાના કોષાધ્યથી શ્રી ડાહ્યાભાઇનાં પાસીબા હરખબાનું બરાબર ૧૦૦ વરસની ઉમરે તા. ૧૩-૩-૬૫ના રોજ પુષ્પકુંજ સોસાયટીમાં શ્રી મણિભાઇના ગૃહે અવસાન થયું છે. સ્વર્ગસ્થ ખૂબ જ વ્યવહારકુશળ, નિડર અને માળાળુ હતાં. પરમાત્મા સ્વર્ગસ્થને ચિરશાંતિ આપે એ જ પ્રાર્થના.

## મહાન શોક

### આર્ય જગતના મહાન અને રીસર્ચ સ્કોલર શ્રી પં. અયોધ્યાપ્રસાદજીનું શોકજનક અવસાન

વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ શ્રી પં. અયોધ્યાપ્રસાદજીના કલકત્તા ખાતે થએલા અવસાનના સમાચારોથી આર્યજગતે એક પ્રખર વિદ્વાન ખોયો છે. શ્રી માનનીય પંડિતજી સંસ્કૃત તથા એરેબિકના પ્રખર વિદ્વાન હતા. જીવનનો મોટો હિસ્સો તેમણે વૈદિક અનુસંધાન તેમ જ મહર્ષિ દયાનન્દના સિદ્ધાન્તોના પ્રચારમાં જ ગાળ્યો હતો. શ્રી પંડિતજીએ આખું જીવન જ્ઞાનની ઉપાસનામાં જ ગાળ્યું છે. તેમણે તેમની લગભગ [illegible] લાખ રૂપિયાની લાયબ્રેરી ટંકારા ટ્રસ્ટને આપી મહર્ષિ પ્રત્યેનો અસીમ ભક્તિનો અનુકરણીય દાખલો પૂરો પાડયો છે. પંડિતજીના અવસાનથી આર્યજગતે અણમોલ રત્ન ખોયું છે. પરમાત્મા સ્વર્ગસ્થને ચિર શાંતિ તથા તેમના પારિવારિકજનોને ધૈર્ય પ્રદાન કરે એજ પ્રાર્થના.

## દુઃખદ અવસાન

આર્યસમાજ કુબેરનગર, અમદાવાદના પ્રધાન શ્રી ટોપનદાસના અણધાર્યા દુઃખદ અવસાનથી અમદાવાદ આર્યજગતમાં શોકની તેમ જ નિરાશાની લાગણી ફેલાઇ ગઇ છે. શ્રી ટોપનદાસજી ખૂબ જ ઉત્સાહી તથા પ્રામાણિક કાર્યકર્તા હતા. તેમના જ શુભ પ્રયાસોને લીધે કુબેરનગર આર્યસમાજ સફળતાપૂર્વક પ્રગતિના પંથે પ્રયાણ કરી રહી હતી. સ્વર્ગસ્થ-ખૂબ જ માયાળુ તથા મિલનસાર સ્વભાવના હોવાથી સહુના આદરના પાત્ર હતા. તેમના સ્વર્ગવાસથી કુબેરનગર આર્યસમાજને ન પૂરાય તેવી ખોટ પડી છે.

પરમાત્મા સ્વર્ગસ્થને ચિરશાંતિ તથા પરિવારને તેમ જ આર્યભાઇઓને ધૈર્ય પ્રદાન કરે એ જ પ્રાર્થના.

## આર્યસમાજ રાજકોટ

રાજકોટ આર્યસમાજે ઉજવેલો હોલિકા ઉત્સવ.

ચાલુ વર્ષે પણ રાજકોટ આર્યસમાજે ધામધૂમપૂર્વક ઉજવેલ છે. તા. ૧૬-૩-૬૫ ને મંગળવારે સવારે ૮-૩૦ વાગે બૃહદ યજ્ઞ કરવામા આવ્યો હતો. જેમાં નવા ધાન્ય ઇત્યાદી આહુતીઓ આપવામાં આવી હતી. મંત્રીશ્રીએ હોલીકાનું મહત્વ સમજાવ્યું હતું અને પં. શ્રી કૃષ્ણ શર્માએ તેના ઉપર મનનીય વ્યાખ્યાન આપ્યું હતું.

શાંતિ પાઠ અને પ્રસાદી વહેંચ્યા બાદ સભાની કાર્યવાહી સંપૂર્ણ થઇ હતી.

# વૈદિક ધર્મમાં-ગ્રંથ પ્રમાણ

લેખક :
પંડિત વસિષ્ઠજી યાજ્ઞિક
હલવદકર, રાજકોટ

वेदोऽखिलोधर्ममूलम् ( मनु ) वेदप्रतिपादितोधर्मः સારાએ વિશ્વમાં ધર્મનું મૂલ વેદ છે અને વેદે પ્રતિપાદન કરેલા તે ધર્મ છે. આ સૂત્ર એક કાલે ભારતમાં સર્વમાન્ય હતું અને તેથીજ વૈદિક સંસ્કૃતિનું અસ્તિત્વ પણ આજ સુધી ટકી રહ્યું છે. વેદ, અને તેને અનુકૂળ સ્મૃતિ, બ્રાહ્મણગ્રંથો, શ્રૌતસૂત્રો, ગૃહ્યસૂત્રો, આરણ્યકગ્રંથો તથા ષડ્દર્શનોનું આર્યપ્રજામાં સન્માન હતું અને વેદધર્મનાં પ્રમાણ રૂપગ્રંથો મનાતા હતા, વૈદિક ધર્મનાં સંરક્ષણમાં મનુસ્મૃતિ મુખ્ય છે, પરંતુ મનુ મહારાજની वेदोऽखिलोधर्ममूलम आज्ञाने ત્યજી આપી પાછળથી તૈયાર થયેલા પુરાણોનો પ્રચાર થયો તે સમયથી આર્યજનતામાં સ્થૂલ શ્રદ્ધા, અજ્ઞાન, પાખંડ અને ધર્મ ઘેલછા વૃદ્ધિ પામ્યા અને રાષ્ટ્ર તથા સમાજ વિકાસના માર્ગો રૂંધાયા. આજે તો વૈદિક માર્ગથી ઘણાજ દૂર જઈ રહ્યા છીએ, આ સ્થિતિના સર્જક હાલના સમ્પ્રદાયના આચાર્યો અને પુરાણ ઉપર જીવનનિર્વાહ કરનારા ભૂદેવો છે. ગાદીપતિઓની ગાદી પુરાણોનો પ્રચાર રહેશે ત્યાં સુધી ટકી શકશે. કવચિત્ વેદની વાત કરે છે તો સાયણ-મહિધર અને ઉવટના ભાષ્યો તે રજુ કરે છે જે ભાષ્યો કેવલ અશ્લીલ અને આસ્કના નિરૂક્તથી વિરૂદ્ધના છે. જેનો આજે યોગિરાજ અરવિંદ ઘોષે પણ સ્વીકાર કર્યો છે કે જો મહર્ષિ દયાનંદનાં વેદ ભાષ્યો મલ્યા ન હોત તો સાચું ભાષ્ય કયું છે? તે જાણી શકતે નહી અર્થાત્ મહર્ષિ દયાનંદ કૃત વેદભાષ્યને યોગિરાજ અરવિંદે મહોર છાપ મારી છે. હું અહિં વૈદિક ધર્મમાં કયા ગ્રંથો પ્રમાણરૂપ માની શકાય તે વસ્તુ પ્રશ્નોત્તર રૂપમાં રજુ કરૂં છું.




૧ પ્રશ્ન—શ્રીમદ્ ભાગવતાદિ અઢાર પુરાણોને આજે સૌ કોઈ ધર્મશાસ્ત્ર માને છે તો પછી શું તે પુરાણો વેદને અનુકૂળ નથી?

ઉત્તર—વેદે પ્રતિપાદન કરેલા ધર્મની દૃષ્ટિએ ભાગવત પુરાણ જેવું નામ છે. તે વ્યાસની સમાધિ ભાષા છે તે મૂળ પુરાણ નથી. પરન્તુ ब्राह्मणानीतिहासान् पुराणानि-कल्पान् गाथानाराशींरिति ( આશ્વલાયન, ગૃ. સૂ. ૩।૩।૧ ) ઐતરેય, શતપથ આદિ બ્રાહ્મણ ગ્રંથો તેના નામ. ઇતિહાસ, પુરાણ, કલ્પ, ગાથા, નારાશંસી, આ પાંચ નામ છે. તાત્પર્ય એજ કે બ્રાહ્મણગ્રંથો તેજ પુરાણ છે.

૨ પ્રશ્ન—ધર્મના નિર્ણય માટે કયા ગ્રંથો પ્રમાણ માનવા?

ઉત્તર—आर्षं धर्मोपदेशंच वेदशास्त्राऽविरोधिना। यःतर्केणानुसंधत्तेस धर्मं वेदनेतरः ( મનુ ૨૨ ) ऋषि दृष्टत्वादार्षं धर्मोपदेशंच तन्मूलं स्मृत्यादिकं यः तदविरुद्धने मीमांसादि न्यायने विचारयति सधर्मं जानाति ननु मीमांसानाभिज्ञः ( कल्लुक भट्ट ) વેદ અને તેને અનુકૂલ જે સ્મૃતિ આદિ ગ્રંથોનો મનુષ્ય મીમાંસા તથા ન્યાય આદિ "વેદશાસ્ત્રથી અવિરોધી" તર્કથી વિચાર કરે છે તેજ માણસ ધર્મને જાણી શકે છે. બીજા જાણી શકતા નથી, કારણ કે વેદમાં તર્ક, દલીત તથા રાગ દ્વેષથી દૂર રહી ધર્મ નિર્ણય માટે સંવાદ કરવાની આજ્ઞા કરી છે. संगच्छध्वं, संवदध्वं स वो मनांसि जानताम्-देवा भागं यथा पूर्वं संजतानानुपासते હે મનુષ્યો? તમે ધર્મ પ્રાપ્તિ માટે એકત્ર થઈને સંવાદ કરો, જેથી સત્ય અને ધર્મને જાણીને તમારૂં ( ઋગ્વેદ ) મન વિજ્ઞાનયુક્ત થાય.

જેવી રીતે તમારા અધ્યાપકો ધર્મનું સેવન કરતા હતા તેમ તમે કરો. તા. આ

वेदः स्मृतिः सदाचारः
स्वस्यच प्रियमात्मनः
अेतत् चतुर्विधं प्राहुः
साक्षाद धर्मस्य लक्षणं-( મનુ-૨ )

વેદ, ધર્મશાસ્ત્ર, સદાચાર, અને આત્મપ્રેમ આ ચાર પ્રકારથી ધર્મ જાણી શકાય છે. વિસ્તૃતવિવરણ.

વેદ—स्तुता मया वरदा वेदमाता ( અથર્વ. ) मंत्र श्रुत्यं चरामसि ( ऋ. ) वेदंतस्मित्रन्त रवदध्म अेनम् ( અથર્વ ) હું સંપૂર્ણ ધર્મ ઉપદેશ આપીને વર આપવાની વેદરૂપ માતાની સ્તુતિ કરૂં છું।૧। અમે વેદમંત્રોની આજ્ઞા પ્રમાણે આચરણ કરીએ છીએ. ધર્મના નિર્ણય માટે वेदोऽखिलो धर्ममूलम्-( મનુ-૨ ) धर्मं जिज्ञासमानानां प्रमाणं परमंश्रुतिः ( મનુ-૨ ) श्रुतिस्तु वेदोविज्ञेयो વેદ સંપૂર્ણ ધર્મનું મૂલ છે, ( ૨ ) ધર્મની જીજ્ઞાસા કરનારાઓ માટે પરમ પ્રમાણ વેદ છે, શ્રુતિ નામ વેદનું છે. જ્યાં વેદ કહો ત્યાં આ પ્રમાણ દૃષ્ટિ સમક્ષ રાખીને આચરણ કરવાની આજ્ઞા છે. હવે જોઈએ સ્મૃતિ.

स्मृति—धर्म शास्त्रं तु वै स्मृतिः ( મનુ-૨ ) स्मृतिशीले च तद्विदाम् ( મનુ-૨ ) वेद—या वेद बाह्याः स्मृत्यो याश्च काश्च कुदृष्टयः। सर्वा स्तानिष्कलाः प्रत्यतमोनिदग हिताः स्मृताः उत्पद्यन्ते च्यवन्ते-व यान्यतोऽन्यानिकानिचित्। तान्यर्वाक्कालिकतयानिष्कलानि अनृतानि च ( મનુ. ૧૨ ) સ્મૃતિનું નામ ધર્મશાસ્ત્ર છે, વેદને જાણનારની સ્મૃતિ અને આચાર પ્રમાણરૂપ છે. જે વેદ-વિરૂદ્ધ સ્મૃતિઓ છે. અને જે કોઈ વેદની દૃષ્ટિથી વિરૂદ્ધ છે તે તમામ નિષ્ફળ છે કારણ કે તે પરલોકમાં પણ અજ્ઞાન પ્રાપ્ત કરાવનારી છે. વેદ વિરૂદ્ધ સ્મૃતિઓ ઉત્પન્ન થાય છે તે નાશ થઈ જાય છે અને તે વેદ વિરૂદ્ધ કદાચ ટકે તો તે નવીન હોવાથી મિથ્યા છે.

आचार-स्मृतिशीले च तद्विदाम् ( મનુ ) आचारः परमो धर्मः श्रुतियुक्तः स्मार्तअेवच ( મનુ-૧ ) વેદને જાણનારાઓનો આચાર પ્રમાણરૂપ છે. આચાર તે પરમધર્મ છે. પણ તે આચાર વેદ તથા વેદાનુકૂળ અને સ્મૃતિ અનુસાર જોઈએ. ધર્મશાસ્ત્રનું વાસ્તવિક જ્ઞાન હોય તોજ સદાચારનું સાચું સ્વરૂપ સ્વરૂપ સમજી શકાય છે. આજે વિદ્વાનોનો મોટો ભાગ અઢાર પુરાણોને પુરાણ માને છે. પરન્તુ પુરાણ શબ્દથી શતપથ બ્રાહ્મણ ગ્રંથમાં બ્રાહ્મણ ગ્રંથોનો ઉલ્લેખ છે. ઉપનિષદોમાં પણ જ્યાં જ્યાં પુરાણ શબ્દનો પ્રયોગ થયો છે ત્યાં પણ બ્રાહ્મણ ગ્રંથોનેજ પુરાણ માનીને થયો છે છાંદોગ્યોપનિષદ્-બૃહદ્.માં सहोवाच ऋग्वेदं...चतुर्थमितिहास पुराणं ( છાં )...सामवेदोऽथर्वांगिरस इतिहास पुराणं विद्या-उपनिषदः...( બૃ. અ. ૪. ) ( પ્ર. ૭. ખં. ૧ ) પુરાણની સંખ્યા અઢારની તેમજ છત્રીસ સંખ્યા પણ લખી છે. अष्टादश पुराणानि निर्मितानी शिवात्मना ( ભવિષ્ય-પ્રતિસર્ગ. ખં. ૪ અ. ૨૫ ) षड्विशति पुराणानां मध्यऽप्येकं श्रृणोतियः ( શિવ. પુ. અં. ૫૩ ) વેદ સાથે જેટલી હકીકત પુરાણોની મળતી આવે તે તમામ વેદની છે. અને તે વેદાનુકૂળ દૃષ્ટિનો સ્વીકાર કરવો જોઈએ. ભાગવત પંચમ સ્કંધમાં જે ભૂગોળ અને ખગોળનું વર્ણન છે તે જોતાં કહી શકાય છે કે આ વર્ણન બુદ્ધિગ્રાહ્ય નથી. જો કે મનુસ્મૃતિમાં પણ કેટલોક ભાગ પાછળથો પ્રક્ષિપ્ત થયો છે. તે ભાગ દૂર કરીને મનુસ્મૃતિ વેદને માન્ય છે. બાકી તો વેદ અને તેનું મહર્ષિ દયાનંદ કૃત ભાષ્ય પ્રમાણરૂપ માનવું જરૂરી છે.

---

( પાન ૧નું ચાલુ )

प्रचार का ब्यौरा क्या है और यह धन कैसे व्यय होगा, परन्तु मैं समझता हूं कि यदि एक डेढ़ लाख भी सुरक्षित कर दिया जाए तो महर्षि के जीवन व आर्यसमाज के आदर्शों पर एक अच्छी-खासी फिल्म तैयार हो सकेगी। यदि रवीन्द्रनाथ ठाकुर, स्वामी विवेकानन्द आदि पर वृत चित्र बन सकते हैं तो स्वामी दयानन्द पर क्यों नहीं ?

लेकिन इसके लिए सर्वप्रथम दृढ़ निश्चय और संकल्प की आवश्यकता है।

Regd. No. G/374



# ધર્મ વિહીન શિક્ષા કા અન્ત હો

## વિધાનસભા અધ્યક્ષ શ્રી વર્મા કા દીક્ષાંત ભાષણ

દયાનન્દ એંગ્લો વૈદિક મહાવિદ્યાલય કાનપુરકે દીક્ષાન્ત સમારોહ પર ભાષણ દેતે હુએ ઉત્તર પ્રદેશ વિધાન સભાકે અધ્યક્ષ પ્રા. મદનમોહન વર્માને છાત્ર સમુદાય, સમાજ ઔર સરકારકા આહ્‌વાન કરતે હુએ કહા કિ જીવન સ્તર ઊંચા કરનેકે સ્થાન પર દેશમેં ત્યાગ ઔર બલિદાન કા ઉદ્‌ઘોષ કરના હોગા તભી વિશ્વવિદ્યાલયોં ઔર શિક્ષણ સંસ્થાઓંસે માતૃભૂમિકી સેવાકી ભાવનાસે યુક્ત સ્નાતક નિકલ સકેંગે.

### ત્રુટિપૂર્ણ શિક્ષા પ્રણાલી

શ્રી વર્માને કહા જબસે મૈંને વિવેકાવસ્થા પ્રાપ્ત કી, તબસે આજ તક યહ સુનતા જા રહા હૂં કિ હમારી શિક્ષા પદ્ધતિયાં ત્રુટિપૂર્ણ હૈ, કિન્તુ સ્વાધીનતાકે પશ્ચાત ભી હમ અપની શિક્ષા પ્રણાલિયોંમે સંતોષજનક પરિવર્તન કરનેમેં અસમર્થ હી રહે હૈ. મેરા તો યહ મત હૈ કી અભીતક હમને કેવલ સાક્ષરતા પરહી બલ દિયા હૈ ન કી શિક્ષા કે વાસ્તવિક આદર્શો પર. કેવલ મિથ્યા આડંબર વ પ્રદર્શનાર્થે આયાતકે બહાને સંસારકી કઠોર વાસ્તવિકતાઓંકા સામના કરનેકે લિએ, હમ વિશાલ સંખ્યામેં અર્ધ પરિપકવ યુવક વ યુવતિયોંકો વિશ્વવિદ્યાલયોકે સિંહદ્વારોંસે વિદા કર કર રહે હૈ.

### સમાજવાદકે થોથે નારે

શ્રી વર્માને કહાકિ હમારે રાજપુરુષ, રાજનીતિજ્ઞ ઔર રાજનૈતિક સંસ્થાએ દ્વારા જો નારે ઉઠાયે ગયે હૈ, ઔર જો ઈસ સમય સાધારણ જનસમુદાયમેં વ્યાપ્ત હૈ, વે અનિશ્ચિત તથા અપરિભાષિત સમાજવાદકે નારે હૈ। સમાજવાદકે સાથેમેં વિરોધાત્મક વાદોંસે પરિપૂર્ણ કુસજ્જ ભાતિકવાદિતાકા બોલબાલા હો રહા હૈ ઔર અહિંસાકી ઓટમેં કભી કભી અકર્મણ્ય ભીરુતા અભિલક્ષિત હોતી હૈ. ઔર ધર્મ નિરપેક્ષતાકે આવરણમેં નૈતિકતાકા હ્રાસ તથા વિલાસિતાકા અભ્યુદય દીખ રહા હૈ.

આપને કહા કી અહમદાવાદમેં ભાષણ દેતે હૂએ કેન્દ્રીય શિક્ષા મંત્રીને સ્વીકાર કિયા કી વર્તમાન શિક્ષા પદ્ધતિયાં સ્વસ્થ સમાજકે નિર્માણમેં પૂર્ણતયા અસફલ સિદ્ધ હુઈ હૈ, કિન્તુ ઉનકે દ્વારા કોઈ યોજના પ્રસ્તુત નહીં કી ગઈ કિ જિસકે આધાર પર કોઈ સંતોષપ્રદ શિક્ષા પદ્ધતિયોં મેં પરિવર્તન યા સુંશોધન કિયા જા શકે. ઇસકા કારણ કેવલ યહી હૈ કિ અભી યહ નિશ્ચય કરના શેષ હૈં કિ હમ ચાહતે કયા હ? પરિણામ સ્વરૂપ, આજ ભી હમારી વર્તમાન શિક્ષા પદ્ધતિ, ઐસે સમુદાય કા સૃજન કર રહી હૈ જિસકી યોગ્યતાયેં તો ક્ષીણ હૈ કિન્તુ જિસકી ભૌતિક મહાત્વાકાક્ષાયે અતિશય વિસ્તૃત વ પીન હૈ, જિસકા પરિતોષ હમારે સાધનોંકી સીમાઓં કે પરે હૈ.

### સમસ્યાકા નિરાકરણ

પ્રશ્ન યહ હૈ કિ ઇસકા ઉપાય કયા હૈ? મેરે મતમેં કિસીભી દેશ ઔર રાષ્ટ્રકી ઉન્નતિ ઉસકે ઇતિહાસકી પુષ્ઠ ભૂમિમેં, ઉસકે દર્શન, સભ્યતા, સંસ્કૃતિ વ પરમ્પરાઓં કો ધ્યાનમેં રખકર હી હો સકતી હૈ. યા તો હમ વર્તમાન સમાજ વ્યવસ્થાકો, એક ઘોર વિપ્લવ દ્વારા વ્યસ્ત કર નયે પથોં કા પથિક બને યા અપને અતીત કો નઈ પરિસ્થિતયોં મેં ઢાલ કર એક ઉજ્જ્વલ રાષ્ટ્રીયતાકો પ્રતિષ્ઠિત કરેં.

### ધર્મવિહીન જીવન અભિશાપ

શ્રી વર્માને કહા કી ધર્મકે નામ પર રાજનીતિજ્ઞ, વિશેષકર હિન્દુ પ્રાયઃ કુછ ચૌક ઉઠતે હૈં. હમ તો રાષ્ટ્રપતિયોં અર્થાત્ સર્વશ્રી ડા. ડા. રાજેન્દ્રપ્રસાદ વ ડા. રાધાકૃષ્ણુન તથા રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીકે નિર્દિષ્ટ રાજપથોંકે હી યાત્રી હૈ. ઈન મનીષિયોંને ધર્મવિચ્છિન્ન જીવન કો અભિશાપ માના હૈ હમ ચાહતે હૈ કી ઉપનિષદોંસે સંકલિત શિક્ષાયે ભારતવર્ષકે વિદ્યાલયોમેં વ્યાપક રૂપ સે અવ્યાપિત હોં.

### હિન્દી હી રાષ્ટ્રભાષા

શ્રી વર્માને કહા કિ ભૌતિકવાદકે અભિશાપ આજ ભિન્ન-ભિન્ન રક્તરંજિત ઘટનાઓંકે રૂપમેં હમારે સામને પ્રસ્ફુટિત હો રહે હૈ. કિતના હૃદય વિદારક અભિશાપ હૈ કિ દક્ષિણ મેં હિન્દીકે વિરોધમેં ઔર અંગ્રેજીકે પક્ષપાતમેં રક્તપાત હુઆ. યદિ મદ્રાસ યા આંધ્રકે નિવાસી તામિલ, તેલગૂ, મલયાલમ, કન્નડ યા ઔર કિસી દેશી ભાષાકે લિએ ઉત્પાત કરતે તો બાત સમઝમેં આતી. યદિ બંગાલી યહ કહતા કિ ઉસકી ભાષા હિન્દીકી અપેક્ષા અધિક સમૃદ્ધ હૈ, અગર તામિલનાડી યહ કહતા કિ ઉસકી ભાષા હિન્દીકી તુલનાસે અધિક સમૃદ્ધ હૈ ઔર ઉસકો રાષ્ટ્રભાષા, સહભાષા યા રાજભાષા બનાઇ જાય, તો હમેં ક્ષોમ નહીં હોતા. કિંતુ દક્ષિણ પ્રદેશ વ બંગાલ યહ દાવા નહીં કરતે કિ ઉનકી ભાષા રાષ્ટ્રભાષા યા રાજભાષા યા સહભાષાકા પદ ગ્રહણ કર સકતી હૈ, વે અંગ્રેજીકો હિન્દીકે મુકાબલેમેં અપનાના ચાહતે હૈ. અંગ્રેજીકે લીએ ન કિ અપની માતૃભાષાકે લીએ, વે આજ મૌતકે ઘાટ ઉતારને ઔર ઉતરનેકે લીએ તૈયાર હૈ. ઇસસે ભયંકર અભિશાપ [illegible] ઔર કયા હો સકતા હ?

શ્રી વર્માને 'મહાત્મા ગાંધી'કે વિચારોંકો ઉદ્‌ધૃત કરતે હુએ કહા કિ ઉન્હોને બહુત પહલે હી યહ કહ દિયા થા કિ "સભી સાર્વજનિક સરકારી વિભાગોંમે પ્રાન્તીય ભાષાકો ચલાના પ્રથમ પગ હૈ......યદિ કેન્દ્ર ફૌરન હી ઇસ બાતકો મહસૂસ કર લે કિ હિન્દી બિના કિસી દલ યા વર્ગકા દિલ દુખાયે આસાનીસે સારે ભારતકી ભાષા હો સકતી હ ઔર ઇસે લોગ કેવલ અપની સુસ્તીકે કારણ નહીં સીખ પાતે. અંગ્રેજી પઢે ઉન મુઠ્ઠી ભર હિન્દુસ્તાનિયોંકે લિએ સારે રાષ્ટ્ર પર ઐસા સાંસ્કૃતિક બોઝ કભી નહી લાદા જા સકતા."

શ્રી વર્માને કહા કિ હમ હિન્દી કિસી પર ભી લાદના નહીં ચાહતે, લેકિન હિન્દી ભાષયેં પર અંગ્રેજી લાદી જાનેકા હમ કઠોર વિરોધ કરતે હૈં. હમ ચાહતે હૈં કિ હિન્દી ભાષિયોંકે લિયે વિદ્યાલયોંમેં, વિશ્વવિદ્યાલયોંમેં ઔર પ્રતિયોગિતાત્મક પરીક્ષાઓંમેં સમસ્ત કાર્ય હિન્દીમેં હી સંચાલિત હોં.

અન્તમેં શ્રા વર્માને કહા કિ મેરા સ્નાતકોંકો, જો ઉપાધિયોંસે પુરસ્કૃત હુએ હૈં, હૃદયકે આશીર્વાદ હૈ કિ વહ અપને ઇસ કુલસે વિદા હો કર સંસારમેં ઉન પથોં ઔર ભાગોંકો ગ્રહણ કરેં જો ઉનકો, ઉનકે પરિવારોંકો ઔર અપને દેશકો સર્વાંગીણ રુપસે દેદીપ્યમાન તથા સુખ સમ્પન્ન કર સકેં.

( પાન ૫ ચાલુ )

ડૉ. એલીન્સન કહે છે કે, ફ્રાન્સ દેશમાં ખાસ જોવામાં આવ્યું છે કે છે કે જેમ જેમ તમાકુનો ઉપયોગ વધારે થતા જાય છે. તેમ તેમ ગાંડા થતા માણસોની સંખ્યામાં વધારો થતો જાય છે.

ગવર્નર સલીવાન–પોતાના અનુભવથી લખે છે કે, તમાકુ મને જડ અને સુસ્ત કર્યા વિના, મારી નિત્યના વિચારની ચંચળતામાં ખલેલ કર્યા વિના અને મારી માનસિક શક્તિને [illegible] વિના કદી રહી નથી.

તમાકુ વિષેમાં આ સર્વ અભિપ્રાયો વિદ્વાન અને નામાંકિત ડોકટરોના છે માટે તમાકુનો ઉપયોગ કરનારાઓએ આ ઉપરની શિખામણ લઈ જેમ બને તેમ તેનો જલદીથી નિષેધ કરવો એજ સલાહ તથા સલામતી ભરેલું છે.

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા–૬
માલીકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.

श्री आचार्य जी, गुरुकुल कांगडी
जि. सहारनपुर, (उ. प्र.)



रजि. नं. जी/३७४

॥ ओ३म् ॥




મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬–૦૦ | તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ | [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૦મું ] | સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ | ☆ | વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ | ☆ | ફાગણ સુદ ૧૧ને શનિવાર તારીખ ૧૩—૩—૧૯૬૫ | [ અંક ૫૦મો

## —: दयानन्द ऋषिराज :—

( डा० सूर्यदेव शर्मा साहित्यालंकार, एम. ए. डी. लिट्, अजमेर )

समय था जब यह भारतवर्ष, बना भूमण्डल का सिरमौर।
अनुपम अद्‌भुत था उत्कर्ष, न समता का था कोई और।
गरजता गौरव-गरिमा गान, गगन मण्डल में गुरुतर ज्ञान।
मान महिमा में मुख्य महान्, प्रवर प्रज्ञों में पूज्य प्रधान ॥१॥

विश्व को विद्या बुद्धि विवेक, दान करता था बन आचार्य।
अनोखा अतुल अकेल एक, रहा जगतो में जिसका कार्य॥
हुआ क्यों भारत जगत् प्रसिद्ध, विश्व में फैला जिसका नाम?
जगद्‌गुरु बना किस तरह सिद्ध, विशद विद्याबल, धी धनधाम? ।२।

सकल वैभव का कारण एक, किया जिसने भास्वत भूखण्ड।
हुए भारत में रत्न अनेक, प्रखरतम जिनका तेज प्रचण्ड॥
उन्हीं रत्नों में "शंकर मूल", बना जो दयानन्द ऋषिराज।
रहा जो सदा वेद अनुकूल, सजाया जिसने श्रुति का साज ॥३॥

वेद विद्या वारिधि के वोच, विन्ध्यवत् बढ़ा विलोडन हेतु।
रत्न ला धरे अनेकों खींच, बना अध्ययन साधना सेतु॥
ब्रह्मर्षि वर वैदिक वागीश, अनूपम अद्वितोय असमान।
झुके जिसके सन्मुख शतशीश, पराविद्या में परम प्रमान ॥४॥

धन्य, "सत्यार्थ" विधाता, धन्य, वेद के [illegible]
निगम आगम के ज्ञाता धन्य, अगम श्रुति के उद्‌गाता धन्य!
भव्य भारत के भर्ता धन्य, सत्य साहित्य समर्थक धन्य!
राष्ट्र-स्वातन्त्र्य सुकर्ता धन्य, पुण्य पोयूष प्रवर्तक धन्य! ॥५॥

विश्व में जब तक 'सूर्य' प्रकाश, गगन में जब तक उडुगण राज।
भूमि है जब तक है आकाश, सृष्टि का जब तक सारा साज॥
रहेगा तब तक उसका नाम, बनाया जिसने आर्य समाज।
अमर है उसकी कीर्ति ललाम, वही था "दयानन्द ऋषिराज" ॥६॥

## ऋषि दयानन्द और बोधोत्सव

[ श्री प्रो. सत्यव्रत सिद्धान्तालंकार ]

उन्नीसवीं शताब्दी के मध्य तथा अन्तिम चरण में भारत का भाग्य एक नया मोड़ ले रहा था। सदियों से सुप्त पड़ी इस देश की चेतना अव्यक्त से व्यक्त की तरफ, सुषुप्ति से जागृति की तरफ, प्रगति की तरफ अग्रसर हो रही थी। इस जागृत चेतना की अभिव्यक्ति का क्या रूप था? सदियों से सोई पड़ी यह चेतना जब भारत के नव प्रभात में अंगड़ाई लेकर आँख खोलने लगी, तब १७७२ में बंगाल में राजा राममोहनरायने और १८३४ में रामकृष्ण परमहंस तथा उसी काल के आस-पास स्वामी विवेकानन्दने जन्म लिया, १८२४ में गुजरात में महर्षि दयानन्दने जन्म लिया, १८९३ में मद्रास में थियोसोफिकल सोसाइटीने जन्म लिया, १८८४ में महाराष्ट्र में प्रार्थना-समाजने और दक्खन एजूकेशन सोसाइटीने जन्म लिया और इसी काल में मुसलमानों में चेतना के संचार के लिये सर सैयद अहमदने जन्म लिया। ये सब भारत की विभूतियां थीं और इस देश के नव-निर्माण का सपना लेकर गंगा और हिमालय की इस देव-भूमि का सदियों का संकट काटने के लिए प्रकट हुई थीं।

उन्नीसवीं शताब्दी में भारत में जिन विभूतियोंने जन्म लिया उनमें से ऋषि दयानन्द का बोधोत्सव पर्व हम आज मना रहे हैं। ऋषि दयानन्द आये, वे समय का दास बनकर नहीं आये, समय को अपना दास बनाने के लिये आये। महापुरुष यही कुछ करते हैं। हम समझते हैं [illegible] जमाने के अनुसार चलना [illegible] महा-पुरुष जमाने की गर्दन पकड़ कर उसे अपने अनुसार चलाते हैं। वे खुद नहीं बदलते, जमाने को बदलते हैं। एक समाजशास्त्रीने कहा है कि यह ललकार है, एक चेलैंज है, आह्वान है। साधारण लोग इस ललकार को सुन कर, इस चेलैंज और इस आह्वान को देखकर जीवन-संग्राम से भाग खड़े होते हैं, जमाने का रंग पकड़ लेते हैं, महापुरुष जीवन की ललकार का, जीवन के आह्वान का उत्तर देते हैं, वे इस चेलैंज का जवाब देते हुए जीवन की समस्याओं के साथ जूझ जाते हैं, जूझते हुए प्राणों की बाजी लगा देते हैं, परन्तु इस संघर्ष में पीठ नहीं दिखाते। जमाने का रंग पकड़ने के स्थान में जमाने को रंग से रंग देते हैं, जमाने को पलट देते हैं।

ऋषि दयानन्द जब इस देश के रणांगन में उतरे तब उन्हें चारों तरफ से ललकार ही ललकार सुनाई दी, चारों तरफ चेलैंज ही चेलैंज नजर आये। सबसे बड़ा चेलैंज था विदेशी राज्य का। उनके सामने ललकार उठी—क्या विदेशी राज्य को बर्दाश्त करोगे? ऋषि दयानन्द की आत्माने जवाब दिया—विदेशी

( જુઓ પાન ૭ )

# ઇશાવાસ્યોપનિષદ્

લે. : પં. મયાશંકર શર્મા ( આચાર્ય )

પહેલા મંત્રમાં જે ઈશનો નિર્દેશ કર્યો છે તે જ ઈશને આ છઠ્ઠા મંત્રમાં આત્મા તરીકે ઓળખાવે છે. ઈશ એટલે સર્વ ઐશ્વર્યવાળો અને સર્વશકિતવાળો, તે સર્વમાં વસેલો છે એવું પહેલા મંત્રમાં કહેવામાં આવ્યું છે. ચોથા અને પાંચમા મંત્રમાં એ જ 'ઇશ 'ને બ્રહ્મશબ્દના વાચ્ય તરીકે સૂચિત કરેલ છે. अनेजत्, एकम्, जवीयः, एजत्, अर्शत्, तत् અને तिष्ठत् આ બધા શબ્દો નપુંસક લિંગમાં મૂકયા છે, માટે એનો વાચ્યાર્થ પણ નપ્રુંસકલિંગ બ્રહ્મ હોવો ઘટે છે. આથી ઈશ અને બ્રહ્મ એક જ છે, એવું સ્પષ્ટ સમજી શકાય છે.

હવે આ છઠ્ઠા મંત્રમાં ત્રીજું પદ આત્મા મૂકયું છે, તે પણ ઇશ અને બ્રહ્મનું સમાનાર્થક છે. ગુણોની વિવિધતાને લીધે ત્રણે પદો જુદાં હોવા છતાં તેનો અર્થ તો સર્વકલ્યાણ ગુણાકર એકજ ભગવાન્ ઈશ છે.

હવે 'આત્મા' શબ્દનો યૌગિક અર્થ અને રૂઢ અર્થ શું થાય છે તેનો વિચાર કરીએ. अत सातत्यगमने આ ધાતુથી આત્મા શબ્દ વ્યાકરણની રીતે બને છે. જે સતત ગતિ કરે છે અર્થાત્ સર્વ જડ અને ચેતન અર્થોને ગતિ આપે છે, તે સર્વવ્યાપક પરમાત્મા. આ યૌગિક અર્થ થયો. સ્મૃતિકારોએ રૂઢ અર્થ આ પ્રમાણે કર્યો છે.

यच्चाप्नोति यदादत्ते
यच्चात्ति विषयानिह ।
यच्चास्य संततो भाव
स्तस्मादात्मेति कीर्त्यते ॥

અર્થ-જે ઈશ સર્વમાં વસેલો છે અને પ્રકૃતિને અથવા પરમાણુ-ઓના પૂંજને સામ્યાવસ્થામાંથી અથવા ગતિહીનમાંથી વિષમાવસ્થામાં મૂકે છે અને સર્વ જડ તત્વોને જગતના સર્જન તરફ વાળે છે, જે રૂપ, રસ, ગંધ અને શબ્દાદિ વિષયોનો ઉપભોગ કરે છે અને જેનું અસ્તિત્વ સદાતન છે તે 'આત્મા' કહેવાય છે. આ બંને પ્રકારના સામાન્ય આત્માનું લક્ષણ થયું. આમાંથી પરમાત્મા અને જીવાત્મા બંનેનું સૂચન થાય છે.

જે પ્રકૃતિને અથવા પરમાણુઓને જગતના સર્જન તરફ વાળે છે તે પરમાત્મા કહેવાય છે, એને ઘણી વખત 'પરમ' વિશેષણ ન આપતાં માત્ર આત્મા શબ્દ જ પરમાત્માને માટે વાપરવામાં આવ્યો છે.

જે વિષયોનો ઉપભોગ કરે છે, તે જીવાત્મા કહેવાય છે. આનાથી 'द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्व जाते। तयौरन्यः विप्पलं स्वाद्वत्त्यनश्ननन्यो अभीचाकशीति ॥' એક પ્રકૃતિરૂપ વૃક્ષ ઉપર બે પંખીઓ કર્મ કરનારાં બેઠાં છે. તેમાંથી એક ફળ રૂપ વિષયોનો ઉપભોગ કરે છે અને બીજું પંખા ઉપભોગ કરતું નથી પણ માત્ર દ્રષ્ટા તરીકે જોયા કરે છે, એ ભોકતા નથી. ઋગ્વેદના આ અલંકારમાં મૂકેલા મંત્રના અર્થની સ્મૃતિ અહીં જાગતી થાય છે. પ્રકૃતિને કાર્ય કરવાને પ્રેરિત કરવી અને વિષયોનો ઉપભોગ ન કરવો એ પરમાત્માને લાગુ પડે છે અને વિષયોનો ઉપભોગ કરવો એ જીવાત્માને લાગુ પડે છે.

આ છઠ્ઠા મંત્રમાં બંને અર્થોને લાગુ પડતો 'આત્મા' પ્રયોજાયો છે બીજાં ઉપનિષદોમાં પણ બ્રહ્મ અને ઇશને માટે 'આત્મા' શબ્દનો પ્રયોગ થયો છે. જેમકે सत्य ज्ञानमनन्तं ब्रह्म શબ્દોનો પ્રયોગ કરી આગળ જણાવ્યું છે કે तस्माद्वा एतस्माद् आत्मनः आकाशः संभूतः ઇત્યાદિ तै. उप. બ્રહ્માનન્દવલ્લી.

સત્ય, જ્ઞાન, અનન્ત અને બ્રહ્મ આ ઇશનું સ્વરૂપ લક્ષણ છે અને પછી સત્યાદિ સ્વરૂપવાળા આત્માથી આકાશ ઉત્પન્ન થયું એ વાકયમાં 'આત્મા' શબ્દ બ્રહ્મને માટે જ વપરાયો છે. આથી સ્પષ્ટ થાય છે કે ઇશ, સત્ય, જ્ઞાન, અનન્ત, બ્રહ્મ અને આત્મા આ બધા એક જ અર્થના વાચક છે.

ઐતરેય ઉપનિષદમાં પણ ઇશને ઠેકાણે જ આત્મા શબ્દનો પ્રયોગ કર્યો છે જેમકે : आत्मा वा इदमेक एवाग्र आसीत પ્રલયકાળમાં અથવા પ્રકૃતિની સામ્ય અવસ્થામાં એક માત્ર આત્મા જ જાગરૂક હતો અહીં આત્મા એટલે પરમાત્મા સમજવો. બીજું બધું સુષુપ્ત અને કર્મહીન હતું. વ્યવહાર ગોચર ન હતું. આ કારણથી આત્મા એક જ પહેલાં હતો, એમ કહેવામાં આવ્યું છે.

આથી સ્પષ્ટ થાય છે કે ઇશ, બ્રહ્મ અને આત્મા આ ત્રણે શબ્દો એક જ અર્થને સૂચવે છે.

આ છઠ્ઠા મંત્રમાં એક અર્થના વાચક ઇશ, બ્રહ્મ, આત્માના યથાર્થ જ્ઞાનનું ફળ શું છે તેનો નિર્દેશ કર્યો છે.

यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति।
सर्वभूतेषु चात्मानं ततो न
विजुगुप्सते "६"

અર્થ જે કોઇ ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવા માટે રાત દિવસ પ્રયત્ન કરે છે જેને કોઇ પણ વિષ-યની ઇચ્છા થતી નથી, જે સર્વથા વીતરાગ છે અને સર્વનું કલ્યાણ ઇચ્છે છે. એવો યોગાભ્યાસી અધિકારી મહાત્મા સર્વ ભૂત-ભૌતિક તત્વોને તથા સમસ્ત જીવાત્માઓને સર્વગત પરમાત્મામાં જુએ છે, જો કે, સાગરો, નગાધિરાજ હિમાલય આદિ પર્વતો અને સર્વ વનસ્પતિઓ દેખીતી રીતે પૃથ્વીનો જ આધાર કરી ટકી રહ્યાં છે છતાં પૃથ્વી પણ પોતાની જ સત્તાથી ટકી નથી, તેમ ઘૂમતી પણ નથી, એનું ટકવું અને ઘૂમવું સર્વ શકિતમાન પરમાત્માના સામર્થ્યને લીધે છે, માટે પૃથ્વીદ્વારા સર્વનો આધાર પરમાત્મા જ છે એવું જેને અનુભવાત્મક જ્ઞાન થયું છે તથા સર્વ જડ અને ચેતન અર્થોમાં પરમાત્મા વિદ્યમાન છે એવો જે ઉપાસક મહાનુભાવને સાક્ષાત્કાર થયો છે તે કોઇની પણ નિંદા કરતો નથી, કોઈના તરફ સૂગ રાખતો નથી. બધાયમાં આત્મીયતા રાખે છે. આ અધ્યાત્મ તત્વ જો ભારત વર્ષ વિસારી મૂકયું ન હોત તો આજે પણ આખી દુનિયા એના ચરણની સેવા કરતું હોત.

આ અર્થ કરવામાં એક વાત ભૂલવી ન જોઇએ. તે એ કે, પરમાત્મા જો બધાવમાં હોય તો તે વિશ્વાત્મા, સર્વાધાર એક આધેય વસ્તુ બની જાય છે. જેમાં વસ્તુ રહે તે આધાર અને જે વસ્તુ રહે તે આધેય કહેવાય. જો આમ હોય તો ભગવાન, સર્વવ્યાપક પરમાત્મા સર્વનો આધાર શી રીતે કહેવાય ? પોતાને જ આધારની જરૂર પડતી હોય તો તે જગતનો આધાર ન બની શકે એ દેખીતી વાત છે. આ શંકાનું સમાધાન એ છે કે પરમાત્માની વ્યાપ્તિ બધે છે, એ જ અંદર હોવાનો અર્થ છે. વ્યાપ્તિનો અર્થ નિત્ય અને અનિત્ય નિખિલ અર્થોની સાથે નિત્ય સંબંધ હોવો એ છે, અહીં આધાર અને આધેયનો વ્યાવહારિક અર્થ લેવાનો નથી. પાંચમા મંત્રમાં પણ આ શંકાનો સારો ખુલાસો મળી રહે છે : ॥૬॥

ક્રમશ :




તંત્રીસ્થાનેથી

## “આર્ષદૃષ્ટિ દયાનંદ પર્વ”

મહર્ષિ દયાનંદની જન્મભૂમિ સિંહોની જનની સૌરાષ્ટ્ર ભૂમિનું નાનકડું ટંકારા મહર્ષિ દયાનંદના વેદટંકારથી ગાજી ઊઠયું એ ભારે સૌભાગ્યની વાત છે. આર્ય નેતાઓ અને આર્ય જનતાના ધસારા અને ઉત્સાહથી સૌરાષ્ટ્ર ધરણી ધણ-ધણી ઊઠી એ પણ ભારે આનંદની વાત છે. ટંકારાનો ઋષિમેળો અનેરું પર્વ બની ગયું એ પણ ભારે ગૌરવની વાત છે. પણ સવાલ તો એ છે કે શું આપણે દયાનંદની આર્ષદૃષ્ટિ અપનાવી છે ખરી? અપનાવી હોય કોક રડયા ખડયા આર્યવીરે. તો બાકીના કેટલાયે “આગેકૂચ” ગણાતા-ઓએ મહર્ષિ દયાનંદની જ્ઞાન-ચારિત્ર્ય ને દર્શનની આર્ષદૃષ્ટિ કેમ અપનાવી નથી? આપણે બણગાં ઘણાં ફૂંકીએ, ટોચે ચઢીને શંખનાદ કરીએ, તેથી શું મહર્ષિ દવાનંદે સંકલ્પેલો વેદપ્રકાશ રાષ્ટ્રને સર્વવિજયી કરતો ઝળહળી ઊઠશે ખરો?

આર્યાવર્ત – આપણો વ્હાલો દેશ હિંદુસ્થાન – પાકિસ્તાનમાં વ્હેંચાઈ ગયો – હવે “આર્ય – દ્રવિડ” યુરોપિયન મન ઘડન્ત જૂઠાણાની સ્થાપનાના પ્રતાપે ઉત્તરાપથ ભારત અને દક્ષિણાપથ દ્રવિડીસ્થાન વચ્ચે વ્હેંચાવા બેઠો છે. ચૌદ પ્રાદેશિક ભાષાવાદના પ્રતાપે તમામ પ્રાંતો પણ સુબાઓ સ્વતંત્ર થઈ ગયા હતા તેમ પરાધીન ભારતની પુનરાવૃત્તિ કરવા બહાર પડશે એમ લાગે છે. માતૃભૂમિની આવી વિષમ અવસ્થામાં મહર્ષિ દયાનંદની આર્ષદૃષ્ટિથી રાષ્ટ્રરક્ષા કરવાને સરકાર અને પ્રજાને યોગ્ય દિશાએ વાળવાને વજ્રસંકલ્પી આર્યનેતાઓની રાષ્ટ્રને આજે ભારે જરૂર છે.

ટંકારાના મહાવીરનું જન્મસ્થાન ... અખિલ આર્યાવર્તને અનુલક્ષીને તેમણે વેદટંકાર દ્વારા ભારતનું જ ટંકારા બનાવી દીધું, મિત્રો! આજે મહર્ષિ દયાનંદનું વેદ ગાંડીવ આસુરી બળો તોડવા મથી રહ્યાં છે. ખ્રિસ્તી-મુસ્લિમ વટાળકો; સામ્યવાદીઓ; આર્યશત્રુ દ્રવિડ કઝગમ મુનેત્રા; અપ્રમાણિક અધર્મી અર્થલોલુપ રાક્ષસી વૃત્તિના રાષ્ટ્રદ્રોહી વૈશ્યો, આર્યતાને હણવા મથી રહ્યા છે. આ વિષમ સમયે સમસ્ત આર્યજનતાની એકતા, એકાત્મતા અને સંગઠિત રાષ્ટ્ર ભક્તપરિપૂર્ણ જ્વલંત ક્રિયા શક્તિ જ આસુરિક બળો સામે ઝઝૂમી શકે અને આર્યતાને હણવા મથનાર અકલ્યાણ-કારી બળોને હણી શકે તે માટે આપણી પરસ્પરની યાદવા-સ્થળીનો અંત આણે જ છૂટકો.

ટંકારાનો ઋષિમેળો આર્ષદૃષ્ટિ દયાનંદની આર્ષદૃષ્ટિમાં આપણી સંપૂર્ણ વફાદારીની પૂર્ણ અપેક્ષા રાખે છે અને તો જ તેની સાર્થકતા ગણાય.

ત્યાં એકઠા મળેલ અખિલ ભારતીય આર્યનેતાઓ ટંકારાના ઋષિમેળાના સંચાલકોના અંતરમાં મહર્ષિ દયાનંદે સંકલ્પેલા જ્ઞાન, ચારિત્ર્ય, દર્શનના પ્રકાશનો યજ્ઞકુંડ સ્થાપી શકશે તો જ ટંકારા આર્યાવર્તની યજ્ઞવેદી બની શકશે. અને આર્ય-વારાણસી ટંકારામાંથી ગાજેલો વેદઘોષ સમસ્ત વિશ્વને આર્ય બનાવી આસુરિક બળોને ભસ્મિભૂત કરી શકશે આ અલૌકિક કાર્ય માટે યાદવાસ્થળી લોલૂપ આર્યનેતાઓ પોતાના અહંનું આર્ય વૈશ્વાનરમાં વિસર્જન કરશે ખરા? પ્રભુ સૌને સદ્‌બુદ્ધિ આપે એ જ અમારી પ્રભુચરણે પ્રભુ પ્રાર્થના.

# આર્યસમાજ મુંબઈમાં

## ઋષિબોધોત્સવ

પાછલા વર્ષો પ્રમાણેજ ચાલુ વર્ષે પણ તા. ૨૩-૨-૬૫થી તા. ૧-૩-૬૫ સુધી બોધોત્સવ નિમિત્તે યજુર્વેદ પારાયણ યજ્ઞ કરવામાં આવેલો. આચાર્ય સ્થાને શ્રી. સ્વામી વિશુદ્ધાનન્દજી મહારાજ તથા યજમાન તરીકે સમાજના મંત્રી શ્રી. સભાજીતજી મિશ્ર વિરાજ્યા હતા. યજ્ઞના કાર્યમાં શ્રી. પં. ઋષિમિત્રજી, શ્રી. પં. રૂદ્રમિત્રજી, શ્રી. પં. વિભુદેવજી, શ્રી. પં. રવિન્દ્રજી, શ્રી. પં. દયાશંકરજી, શ્રી. પં. શાંતિદેવજી, તથા શ્રી પં. જગદીશચંદ્રજીએ પૂરા ઉત્સાહથી સાથ આપ્યો હતો. યજ્ઞ પ્રતિદિન સવારે ૮થી ૧૦ તથા સાંજે ૫થી ૬ાા વાગ્યા સુધી નિયમિત થતો રહ્યો. યજ્ઞમાં ભાવિક તથા શ્રદ્ધાળુ જનતાએ સારા પ્રમાણમાં ભાગ લીધો હતો.

છેલ્લા દિવસે સવારે ૮ વાગે મુંબઈ આર્યસમાજના તેમજ મુંબઈ પ્રદેશ આર્યપ્રતિનિધિ સભાના યશસ્વી પ્રમુખશ્રીના હસ્તે ધ્વજારોહણની વિધિ કરવામાં આવી. તેમજ સમાજના દરવાજા ઉપર તથા યજ્ઞશાલા ઉપર ધ્વજાઓ ફરકાવામાં આવેલી. તેજ દિવસે સાંજે ૫ાા વાગે પૂર્ણાહૂતી પછી સ્વામી શ્રી. વિશુદ્ધાનંદજી મહારાજના પ્રમુખપદે યોજાયેલી સાર્વજનિક સભામાં સાર્વદેશિક સભાના પ્રધાન શ્રી. પ્રતાપસિંહ શૂરજી વલ્લભદાસ, શ્રી. પં. ઋષિમિત્રજી શાસ્ત્રી, શ્રી. બાપુસાહેબ વાઘમારે ડી. એસ. પી., શ્રી. પં. રૂદ્રમિત્રજી શાસ્ત્રી, શ્રી. પં. વિભુદેવજી શાસ્ત્રી. શ્રી. પં. દયાશંકરજી શર્મા, શ્રી. પં. રામચંદ્રજી સિદ્ધાન્તાલંકાર, શ્રી. લક્ષ્મણરાવજી ઓઘલે. શ્રીમતિ યશોદાદેવીજી દીવાન, વિગેરે વિદ્વાનોએ મહર્ષિને શ્રદ્ધાંજલિઓ આપી. અન્તમાં પ્રસાદ વિતરણ પછી સભા મહર્ષિના જયનાદો તથા શાંતિપાઠ પછી વિસર્જન થયું.

( પાન ૫નું ચાલુ )

પોતાની શકિત પ્રમાણે કરે જાય છે. રાષ્ટ્રભાષા હિન્દીનો સૌથી પહેલો પ્રચાર સ્વામી દયાનંદ સરસ્વતીએ કર્યો છે એ બતાવે છે કે એ પોતે જ દ્દષ્ટા હતા. અને મેયરશ્રીને સંબોધીને અહીંના સમાજમંદિર માટે અને આર્યસમાજના કાર્ય માટે સહાય કરવા સંકેત કર્યો હતો. ત્યારબાદ મું. પ્ર. આ. પ્ર. સભાના ભજનોપદેશક ઠાકોર શ્રી હરિસિંહજી આર્યે મહર્ષિ સ્વામી દયાનંદજીના જીવન સંબંધી સુમધુર ભજન ગાયું હતું. શિવરાત્રી આવી ન હોત તો આર્યસમાજ ન હોત.

ત્યાર બાદ શ્રી પં. દુર્લભદેવજીએ જણાવ્યું હતું કે મહર્ષિ સ્વામી દયાનંદજીનું મૂળ નામ મૂળશંકર હતું. વેદવિદ્યાના પ્રભાવથી મહર્ષિ સ્વામી દયાનંદ નામે પ્રસિદ્ધ થયા. આજે આપણે સ્વતંત્ર છીએ. પણ પહેલાં અજ્ઞાનતાની કુરૂઢિયો હતી. ભારતવર્ષ અજ્ઞાન, અને અંધકારમાં હતો. લોકો ધર્મના મૂળ રૂપને ઓછું સમજતા હતા. દરેક ધર્મના ધર્મગુરુઓ પોતપોતાના ધર્મનો ડંકો બજાવતા હતા. એવા કપરા સમયમાં મહર્ષિજીએ આપણને મનુષ્ય બનાવ્યા. જ્યારે જ્યારે આવું ધર્મસંકટ આવે છે ત્યારે ત્યારે ગીતાના શ્લોક પ્રમાણે "યદા યદા હિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતિ ભારત" કોઇ મહાન પુરુષનો જન્મ થાય છે. આવા મહાપુરુષોને યુગદ્દષ્ટા કહેવામાં આવે છે. આવા અસાધારણ માણસોને એક ચિનગારી બસ હોય છે. અને આવા માણસો કમ હોય છે. જેવાં કે સ્ટીમની શોધ કરનાર, ગુરુત્વાકર્ષણની શોધ કરનાર ન્યૂટન.

મહર્ષિજીએ સામાજિક, શૈક્ષણિક અને રાજનૈતિક કાર્ય કર્યાં છે. સ્ત્રીઓને આગળ લાવવા માટે પ્રયત્નો કર્યા છે. વિધવાઓનો ઉદ્ધાર કર્યો છે. કાંગડીમાં ગુરુકુળની સ્થાપના કરી. ઘણાં શુભ કાર્યો કરવાથી મનુષ્યોની મજો છે. આપણને એ પણ ખબર નથી હોતી કે આપણે આગળના જન્મમાં શું બનીશું ? વેદજ દરેક ધર્મનું મૂળ છે. વેદોઽખિલો ધર્મમૂલમ, વેદસ્મૃતિઃ સદાચાર સ્વસ્ય ચ પ્રિયમાત્મન, નહિ સત્યાત પરો ધર્મ :, સત્યમેવ જયતે, મનસ્યેકં વચસ્યેકં, અને વસુધૈવ કુટુંબકમ, વગેરે ઉક્તિઓ પર પ્રકાશ નાંખ્યો હતો.

ત્યાર બાદ સ્વામી કૃષ્ણાનંદજીએ જણાવ્યું હતું કે મહર્ષિ દયાનંદ સ્વાતંત્ર્યના ભક્ત હતા. એટલું જ નહિ મહર્ષિ દયાનંદ ગાંધીજી અને માર્કસ બન્નેથી વિશેષ આર્થિક ઉન્નતિના પુરસ્કર્તા પણ હતા. ગોકૃષ્યાદિ કાર્ય દ્વારા સ્વામીજી મહારાજે આગ્રામાં ભારતને સુસમૃદ્ધ કરનાર "એગ્રિકલ્ચરલ રેવોલ્યુશન" અર્થાત્. "ગ્રામ સ્વાયત અર્થતંત્ર" નો પાયો નાંખવા ઇચ્છયું હતું. પરંતુ લોકો તેમના ઉદ્દેશને સમજ્યા નહિ, બ્રિટિશોને કોંગ્રેસવાદીઓ કરતાં આર્યસમાજીઓ જ ખરા શત્રુ લાગતા હતા. તેથી સ્વતંત્રતાની તમામ લડતોમાં આર્યસમાજીઓનેજ સૌથી વધુ અત્યાચાર સહેવા પડયા હતા. આર્ય જાતિ કે રાષ્ટ્રનું ઉત્થાન આર્યસમાજ સિવાય કોઇ કરી શકે તેમ નથી.

ત્યાર બાદ મેયરશ્રીનું નીચે મુજબ વ્યાખ્યાન થયું હતું.

આજના પ્રસંગે ભારતની સ્થિતિ જ્યારે કુસંપ અને વેરઝેરથી ભરેલી થતી જાય છે ત્યારે આપણે એટલું ઇચ્છીએ કે આર્યસમાજ સંસ્થા રાજકીય પરંતુ સામાજિક દ્દષ્ટિએ પણ બધાને એકત્ર કરવાનું કામ કરે અને ફરીથી દેશમાં મહર્ષિ દયાનંદે કલ્પેલી એવી એકતા આવે. હિન્દુ ધર્મની એકતા મારફતે ભારતના બધા ધર્મના લોકોને પણ સુખ અને શાંતિ મળવી જરૂરી છે જે માટે પ્રથમ તો આપણે સામાજિક ખરાબ રિવાજો કાઢવા જોઇએ અને બધાને એક છત્ર નીચે એકઠા કરવાનું કામ શરૂ કરવું જોઇએ.

ઉપર મુજબના શબ્દો મેયરશ્રી જયકૃષ્ણભાઈએ શિવરાત્રી નિમિત્તે કાંકરીઆ આર્ય સમાજમાં મળેલ સભામાં પ્રવચન કરતાં ઉચ્ચાર્યા હતા.

તેમણે વધુમાં જણાવ્યું હતું કે છેલ્લા સૈકામાં ગુજરાતમાંથી જે મહાન વિભૂતિઓ થઈ ગઈ તેમાં મહર્ષિ દયાનંદનું સ્થાન ઘણું મોખરે છે. તેમના જીવનનો મૂળ હેતુ હતો તો ઈશ્વર સાક્ષાત્કારનો પરંતુ તેમણે બીજા સાધુ સંતોની માફક એકાંત જીવન નહીં સ્વીકારતાં સામાજિક સુધારાણાની મારફતે ઈશ્વર સાક્ષાત્કારનો પ્રયત્ન કર્યો અને કરાવ્યો. વિવેકાનંદ અને ગાંધીજીએ પીડિત લોકોના દુઃખ દૂર કરવા ઈશ્વર પ્રાપ્તિ માની તે રીતે મહર્ષિ દયાનંદે હિન્દુ ધર્મને જાગૃત કરવા અને સમાજમાં ઘર કરી ગયેલા વહેમો દૂર કરવા માટે જીવનનું કર્તવ્ય માન્યું. સરદારશ્રીએ પણ દયાનંદ વિષે જણાવ્યું છે કે "તેમણે દેશને નિરાશાના ખાડામાંથી ઊંડો ઊતરી જતાં બચાવ્યો.

મહર્ષિએ સામાજિક અનેક કાર્યો હાથ ધર્યાં અને તેમના પગલે ગાંધીજીએ પણ તેમનું કાર્ય આગળ વધાર્યું. સમાજમાં પેસી ગયેલા કુરિવાજો દૂર કર્યા અને દેશમાં નવી ચેતનતાનો સંચાર કર્યો.

ભારત દેશને આઝાદ બનાવવા માટે પણ મહર્ષિએ લોકજાગૃતિની હવા ફેલાવી. અંગ્રેજો સામે સંપથી અને ધર્મના પાયા પર સંગઠિત થઈ અને તે રીતે ગુલામીમાંથી છૂટી સ્વતંત્રતા મેળવવા પ્રચાર કર્યો. અસંખ્ય લોકો તેમની ત્યાગ ભાવના અને ધર્મ ભાવનાથી ખેંચાયા અને સ્વૈચ્છિક રીતે સામાજિક કાર્યમાં જોડાયા ગાંધીજીના આગમન પહેલાં મહર્ષિએ રાષ્ટ્ર જાગૃતિની હવા તૈયાર કરી અને તેની મદદ આપણને આઝાદીની લડતમાં મળી.

મહર્ષિ દયાનંદે જાગૃતિને વેગ આપવા આર્યસમાજની સ્થાપના કરી. તેમનો બીજો હેતુ એ હતો કે દેશમા બધે એકસંપ થાય અને આવા મહાન ક્રાંતિકારી પુરુષની શક્તિ પણ અગાધ હતી.

ત્યાર બાદ પ્રમુખશ્રી નંદવાણાજીએ આભાર દર્શન કરતાં મેયરશ્રીની આર્યસમાજ તરફની ભાવના માટે તેમનો આભાર માન્યો હતો. શ્રી વિષ્ણુભાઈએ આભારનું અનુમોદન કરતાં જણાવ્યું હતું કે સમય કાઢી મેયરશ્રી આખા ગુજરાત મહારાષ્ટ્રની આર્ય પ્રવૃત્તિનું અવલોકન કરી તેની રાષ્ટ્રીયતાનું મૂલ્યાંકન કરી આપણી આગેવાની લેશે તો આજનો મંગલ પ્રસંગ સાર્થક થશે. ત્યાર બાદ મંત્રી શ્રી અંબાલાલભાઇએ તમામ માનનીય નેતાઓને ફૂલહાર કર્યા હતા. જેમાં અમદાવાદના આંખના પ્રસિદ્ધ ડોકટર શ્રી. સિન્ધુભાઈ દિવેટિયાએ જણાવ્યું કે એક "નવયુવક મંડળ" હું જોવા માંગુ છું. તો જ આ ફૂલહાર સ્વીકાર કરું. પરંતુ મંત્રી શ્રી અંબાલાલભાઈએ જણાવ્યું કે મેં "નવયુવક મંડળ" તૈયાર કર્યું હતું તે તૂટી પડયું. પરંતુ અમારી આર્યસમાજના પ્રમુખ શ્રી નંદવાણાએ કહ્યું હતું કે મને શ્રી સિન્ધુભાઈએ વચન આપ્યું છે કે મારી પાછલી જિંદગી મહર્ષિજીના કાર્ય માટે આપીશ. એટલે ફુલહારનો સ્વીકાર કરવો જ પડશે.

મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના મંત્રી શ્રી વેણીભાઇનો આભાર માનતાં મંત્રી શ્રી અંબાલાલભાઈએ મું. પ્ર. આ. પ્ર. સભાના કાર્યક્ષેત્રનો ખ્યાલ મેયરશ્રીને આપ્યો હતો. અંતમાં આર્યસમાજના પ્રમુખશ્રીએ મંત્રી શ્રી અંબાલાલભાઇને ફૂલહારથી વધાવી લીધા હતા. શ્રી મંત્રીજીએ સૌ ભાઈબહેનોનો અને શિક્ષકોનો આભાર માન્યો હતો. શાંતિ પાઠથી કાર્યક્રમ પૂરો થયો હતો.

## આર્ય સમાજ અમદાવાદમાં

# મહાશિવરાત્રી એટલે મહર્ષિ દયાનંદ બોધરાત્રીનો ધુમધામથી ઉજવેલો મહોત્સવ

### પ્રમુખસ્થાનેથી અમદાવાદ કોર્પોરેશનના મેયર શેઠશ્રી જયકૃષ્ણ હ.નું પ્રેરક પ્રવચન

તા. ૧-૩-૬૫ ને સોમવારના રોજ સાંજે ૫-૦ થી ૭-૦ વાગ્યા સુધી અમદાવાદના મહાનગરપતિ શ્રી જયકૃષ્ણ હરિવલ્લભદાસના પ્રમુખપદે મહાશિવરાત્રી-મહર્ષિ દયાનંદ બોધરાત્રી 'જ્ઞાનરાત્રી' મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. સર્વ પ્રથમ બૃહદયજ્ઞ કરવામાં આવ્યો હતો. જેની પૂર્ણાહુતિ મેયરશ્રીના શુભ હસ્તે કરવામાં આવી હતી. ત્યારબાદ આર્યસમાજના વૈદિક ધર્મપ્રેમી ઉત્સાહી કાર્યકર્તા મંત્રી શ્રી અંબાલાલભાઇએ આજરોજ અત્રે ઉપસ્થિત થવાનું કારણ સમજાવીને કાર્યનું શાંતિથી અને સુવ્યવસ્થિત સંચાલન કરવા માટે મેયરશ્રીનો આજના પ્રમુખપદ માટે ઠરાવ મૂક્યો હતો. જેનો "આર્યપ્રકાશ"ના તંત્રીશ્રી વિષ્ણુભાઇએ મહર્ષિ દયાનંદના અન્ય રાષ્ટ્રીય નેતાઓની સરખામણી-માં અનન્ય રાષ્ટ્ર વિધાતા તરીકેના અલૌકિક કાર્યની રૂપરેખા આપી પ્રમુખની દરખાસ્તને અનુમોદન આપ્યું હતું.

ત્યારબાદ મું. પ્ર. આ. પ્ર. સભાના મંત્રીશ્રી વેણીભાઇ આર્યે આજના સભાપતિનો પોતાની



નગરપતિ શેઠશ્રી જયકૃષ્ણભાઈ યજ્ઞની પૂર્ણાહુતિ કરી રહ્યા છે.

પ્રમુખ કાર્યકર્તાઓ રાજદ્વારી ચળવળના લીધે બીજા પક્ષોમાં પોતાની શકિતનો વ્યય કરી રહેલા છે. તેના લીધે આર્ય-સમાજની અંદર શિથિલતા દેખાય છે. હજીપણ આર્ય સમાજની શકિત ભારેલા અગ્નિ જેવી છે. એની ઉપર રાખ વળી ગઈ છે. તે ઊડી જતાં ફરીથી દેશની અંદર ધાર્મિક અને રાજદ્વારી જાગૃતિના ક્ષેત્રમાં પૂરી શકિતની સાથે દીપી નિકળશે. પ્રતિનિધિ સભાનું કાર્યક્ષેત્ર જૂના મુંબઇ પ્રાન્તમાં છે. સભા સાથે લગભગ ૧૭૫ થી ૨૦૦ આર્યસમાજો જોડાયેલી છે અને દરેક આર્યસમાજ પોતપોતાના ક્ષેત્રમાં વિવિધ રૂપે શૈક્ષણિક, ધાર્મિક, અને સામાજિક કાર્યોનું કામ કરે છે. મહર્ષિ સ્વામી

## મહર્ષિ દયાનંદની અમરવાણીથી જ દેશ સાબદો થઈ શકશે

## વર્તમાન યુગનો સહુ પ્રથમ ક્રાંતિકારી મહાપુરૂષ દયાનંદ જ હતો

સાથેનો આજથી આશરે ત્રેવીસ વર્ષ પૂર્વેનો અમૃતપુરા ભીલ આશ્રમનો પરિચય આપતાં સાથે સાથે એમના પિતાશ્રી શેઠ હરિવલ્લભદાસ કાળિદાસની ધર્મ-નિષ્ઠાનો પણ પરિચય આપ્યો હતો.

અને આગળ જણાવ્યું હતું કે દેશભક્તિની સાથે ધાર્મિકતા ન હોય તો દેશભક્ત ઝાઝો વખત ટકતી નથી. આજે દેશમાં ચારે બાજુએ આર્યસમાજની જે શિથિલતા દેખાય છે તેનું કારણ આર્યસમાજના

દયાનંદ સરસ્વતી મહારાજે આપણને શુદ્ધિનો મંત્ર આપ્યો છે. અને તેનો ઉપયોગ હિન્દુ સમાજ કરશે તો હિન્દુ જાતિ અને હિન્દુસ્તાન અખંડ રહી શકશે. અને તે કાર્ય સભા

( જૂઓ પાન ૪ )



વ્યાસ પીઠ ઉપર આર્યસમાજ અમદાવાદના પ્રમુખ શ્રી એલ. કે. નંદવાણા, શેઠશ્રી જયકૃષ્ણભાઈ તથા મું. પ્ર. આ. પ્ર. સભાના મંત્રી શ્રી વેણીભાઈ આર્ય



પ્રમુખશ્રી જયકૃષ્ણભાઈનું અમદાવાદ આર્ય સમાજના ઉત્સાહી મંત્રી શ્રી અંબાલાલભાઈ ફુલહારથી સ્વાગત કરી રહ્યા છે.

# વૈદિક સંસ્કૃતિભાનુ-મહર્ષિ દયાનંદ

( ગયા અંકથી ચાલુ )

આજે કેટલાક વિદ્વાનો બ્રાહ્મણ ગ્રંથો (શતપથ-ગોપથાદિ) વેદ માને છે. તેઓના સમાધાન માટે કહેવું જોઇએ કે श्रुतिस्तु वेदो विज्ञेयो ( મનુ ). मंत्राणामेव संहितात्वं, न ब्राह्मणानां. चतुर्ष्वपि वेदेषु मंत्रात्मको भागः तद् ग्रंथश्च संहिता शब्देन प्रसिद्धः। तेषां ग्रंथानां संहितात्वं तथा संहिता शब्द वाच्च : तस्य शव्दराशेर्मंत्रत्वं च, मंत्रावयवभूतानां वर्ण-पद-पादादीनां

( પાન ૭મું ચાલુ )

बर्दाश्त नहीं कर सकता, और वे उस पुराने जडवाद को बर्दाश्त नहीं कर सकते । वे जहर उगलते हैं, आग बरसाते हैं, कूड़े-कर्कट को राख करते चले जाते हैं । लेकिन यह दुनिया भी ऐसी है कि उन्हें देर तक बर्दाश्त नहीं कर सकती । वे भी इसके लिये तैयार होते हैं। सुकरात अपने जमाने को बदलने के लिये आया था, उसे जहर का प्याला पीना पड़ा। ईसा मसीह एक नई दुनियां का सपना लेकर आया था, उसे जिन्दा सूली पर लटक जाना पड़ा । दयानन्द अपने देश और जाति को नये ढाचें में ढालने को आया था, उसे दूध में पिसा हुआ कांच पीकर प्राण गवाने पड़े । गांधी नया संसार बना रहा था, उसे गोली का शिकार हो जाना पड़ा । दुनियां, दुनियां को बदल देने वालों को बर्दाश्त नहीं करती, परन्तु जहर देने वाले, गोली चलाने वाले, तलवार उठाने वाले देखते हैं, और हाथ मल-मल कर देखते हैं कि जहर पीकर, गोली खाकर और प्राण देकर जो चले जाते हैं वे अपने पीछे एक ऐसी शक्ति छोड़ जाते हैं जो एक नवीन संसार का निर्माण कर देती है, एक नई दुनियां बना देती है । ऋषि दयानन्द भी अपने जमाने से जूझे, जमाने ने उन्हें जहर दे दिया, लेलिन जहर पीने के बाद विदाई की वेला में उनसे जो शक्ति की धारा फूटी उसने सदियों से ऊसर पडी हुई इस भूमि का नकशा ही वदल दिया । परमात्मा करे, हमारा देश भारत, महर्षि दयानन्द के सपनों का साकार रूप होकर महानता में हिमालय-सा, पवित्रता में गंगा-सा और विश्व में शान्ति की धारा बहाने में चन्द्रमा-सा उठ खड़ा हो ।

नियतपौर्वापरिभावादि निबंधन कल्प्तत्वम् । तेन मंत्राणां छंदोवृत्तादि निबंधनतः सांहित्यमेष्टव्यम् । अत अेव "परः सन्निकर्षः संहिता" इति सूचितं पाणिनिना-अेवं पाठ प्रवचन ग्रंथे अनाम्नानानां "सूर्यायजुष्टं निर्वपामि" इत्यादिरूपेण शब्दरूपो वाङमयात्मको वेदः "मंत्र भागः ब्राह्मण रूपश्चेति द्विधा प्रसिद्धः तत्र गायत्र्यादि छंदो निबंधन नियतः काव्यरूपो "मंत्रभागः। गायत्र्यादि नियत बंधरहितः केवलं वाक्य रूपः गद्यात्मकः क्वचित् गाथात्मकश्च विधिभागः मंत्राणां जप-होमादिषु विनियोजकः तस्यैव विधिभाग रूपस्य "ब्राह्मणम्" इति संज्ञा शास्त्र सिद्धम्ः - मंत्रोऽभिधान वाचीस्यात् ऋग्यजुः साम्नो मंत्रत्वम्-वायुर्वैद्धेपिष्ठादेवता इति ब्राह्मगतो अर्थवादो गौणम्-छन्दो बंधाभावे ब्राह्मण-शब्दः। ભાવાર્થ-શબ્દરૂપ . ધારણ કરનારા અને વાણીમય વેદમંત્ર અને બ્રાહ્મણ ગ્રંથરૂપે સૌ જાણે છે. પ્રથમ અર્થાત મંત્રભાગ" તો કાવ્યમય અને ગાયત્રી જેવા છંદોમાં બંધાયેલા હોવાના કારણે નિશ્ચિત છે તથા તેવો પ્રયોગ પણ જપ, હોમહવન સ્તુતિ ક્રિયા આદિ સમયે થાય છે. ગાયત્રી આદિ છંદો બંધનરહિત અને કેવલ વાકયોનાં બનેલા ગદ્યમય વિભાગ જેમાં કોઇ કોઇ ગાથાઓ પણ જોવામાં આવે છે. તે વિધિભાગ તે મંત્રોના જપ-હોમમાં વિનિયોગ કરવા માટે પ્રયુક્ત થાય છે તેથી "બ્રાહ્મણ નામ" શાસ્ત્ર પ્રસિદ્ધ છે.

मंत्राणा मेव संहितात्वं, न ब्राह्मणानाम्-

મંત્રોનાં ભાગને જ સંહિતાપણું કહી શકાય, બ્રાહ્મણ ગ્રંથોને નહી. ચાર વેદના મંત્રમય વિભાગનેજ સંહિતા કહેવાય છે. તે શબ્દરાશિમાં મંત્રપણું. મંત્રનાં ઘટક વર્ણ-પદ-ચરણ ઇત્યાદિની આગળ-પાછળની અવસ્થિતિનાં નિયમો પર નિર્ભર છે, તેથી છંદ, વૃત્ત આદિમાં બંધાએલા હોવાથી તે મંત્રોનું સાહિત્ય છે અને તે કારણથી પાણિની સૂત્રમાં 'परः सन्निकर्षः संहिता' કહે છે કે 'અત્યન્ત નિકટ સંપર્કમાં અવસ્થિત રહેવું' તે સંહિતાભાવ છે. એ કારણથી છંદોના બંધન નિશ્ચિત હોવાથી જ મંત્રોનું સંહિતાપણું છે. મૂલ મંત્ર પાઠ એકજ ઢંગનાં હોવા છતાં તે તે દેવતા વિભિન્ન હોવાથી જે ઉહ મંત્રોનો પ્રયોગ કરવો પડે છે. તેને મંત્ર લક્ષણ ઘટતું નથી કારણ કે ત્યાં આગળ પ્રયોજકની બુદ્ધિથી બનાવવામાં આવે છે. તેથી તેમાં સંહિતામાં આપેલા મંત્રનું બંધારણ ન હોવાથી તે ઉહ વાકય પૌરેષેય છે તેથી ब्राह्मण वाक्यानां न मंत्रत्वं, ततश्च न सांहितात्वं च इति ( વે. વૈદિકા )

હવે કાત્યાયની સુત્રનાં વિરોધમાં આશ્વલાયન સૂત્ર પડકાર કરે છે કે ब्राह्मणानीतिहासान् पुराणानि कल्पान् गाथानाराशंशीरिति ( આશ્વ. ગૃ. સૂ. ૩-૭-૧થી ૩ )

જે ઐતરેય, શતપથાદિ બ્રાહ્મણ ગ્રંથો છે તેનાં પાંચ નામ છે ઇતિહાસ પુરાણ, કલ્પ ગાથા અને

લેખક :
પંડિત વાસુદેવજી યાજ્ઞિક
હલવદકર
આયુર્વેદાલંકાર, રાજકોટ

નારાશંસી આ નામ બ્રાહ્મણગ્રંથોનાં જણાવે છે. વેદ સ્વતઃ પ્રમાણ છે અને બ્રાહ્મણ ગ્રંથો પરત : પ્રમાણ છે. બ્રાહ્મણ ગ્રંથોમાં પાછળથી ક્ષેપક ભાગ ઘણોજ દાખલ થયો છે, ઐતરેય અને શતપથ બ્રાહ્મણ ગ્રંથમાં હિંસક યજ્ઞને પુષ્ટિરૂપ ઘણીજ પંક્તિઓ મળી આવે છે જે પાછળથી શાક્તયુગમાં દાખલ થવાનો સંભવ છે.

ब्राह्मणग्रंथेषु मनुष्याणां नाम लेख पूर्वका लौकिकाइतिहासाः सन्ति न चैव मंत्र भागे. સંહિતાનાં મંત્રોમાં ઇતિહાસ મળશે નહી ત્યારે બ્રાહ્મણ ગ્રંથોમાં ઇતિહાસ મળી આવે છે.

तच्चोदकेषु मंत्राख्या-મીમાંસા અ. ૨. પા. ૧ સ. ૩૨ અગ્નિહોત્રાદિ કર્મવિધાયક તથા સિદ્ધાર્થ અભિધ્યાયક વેદવાકયોની ( મંત્રાખ્યા ) [illegible] ઇ એ शेषब्राह्मणशब्दः મામાં... અ. ૨. પા. ૧. સૂ. ૩૩ ( શેષે ) ઉક્ત મંત્રો વ્યાખ્યાન ભૂત શતપથાદિ ગ્રંથોની ( બ્રાહ્મણ શબ્દ ) બ્રાહ્મણ સંજ્ઞા છે.

જે વિદ્વાનો બ્રાહ્મણ ગ્રંથોને વેદ માને છે તેઓ श्रुतेस्तुशब्दमूलत्वात् વેદાન્ત દર્શન અ. ૨. પા. ૧ સૂ. ૨૭નું પ્રમાણ રજૂ કરે છે. અને જણાવે છે કે ભગવાન વ્યાસજી ઉપનિષદોને વેદ માનીને આ સૂત્ર રચ્યું છે. અને ઉપનિષદો તે બ્રાહ્મણ ગ્રંથોનો જ ભાગ છે એટલે વ્યાસજી બ્રહ્મણ ગ્રંથોને વેદ માનતા હતા આ સ્થળે અધિક ચર્ચા નહી કરતાં આ સૂત્ર બ્રહ્મનિરૂપણ માટે છે. પણ બ્રાહ્મણ ગ્રંથનાં પ્રતિપાદનમાં નથી. બ્રાહ્મણ ગ્રંથોમાં જે યાજ્ઞિક કર્મોનું વર્ણન છે. તે વેદના અનુવાદ રૂપ છે તે વિષે નિરુકતકાર કહે છે કે अेतद् वै यज्ञस्य समृद्धं यद्रूप समृद्धं यत् कर्मक्रियमाणमृग्यजु वाभिवदतीति च ब्राह्मणम्-यथो अेतद् ब्राह्मणेन रूप संपन्ना विधीयन्त इत्युदितानुवादाः स भवति ( નિરુક્ત. અ. ૧. ખં. ૧૬ )

( વધુ આવતા અંકે )

## કાવીમાં ઉજવાયેલ દયાનંદ શ્રદ્ધાંજલિ દિન

શિવરાત્રીની બોધરાત્રીના રોજ શ્રી મેલસંગ સિંધાની રાહબરીમાં ચાલતી આર્યકુમાર તથા બાલસભા તરફથી શ્રી કેશવલાલ જાનીના પ્રમુખપણા હેઠળ સ્વામી શ્રા દયાનંદ સરસ્વતીને શ્રદ્ધાંજલિ અર્પણ કરવા એક સમારંભ યોજાયો હતો. જેમાં સંસ્થાનાં કુમાર અને કુમારિકાઓ તરફથી સંધ્યા, ભજન ઇત્યાદી કાર્યક્રમ ઉપરાંત સરલાકુમારી ભટ્ટ, સુધાકુમારી સિંધા, યોગેશચંદ્ર દવે, નવીનચંદ્ર ભટ્ટ, શરદચંદ્ર જાની, દેવેન્દ્ર દવે, પ્રફુલચંદ્ર ભટ્ટ, શ્રી મેલસંગ સિંધા, તથા જોષી સાહેબ એમ. એ. બી. ટી. વગેરેએ પ્રેરણાત્મક વાણીમાં સ્વામીજીને અંજલિ અર્પણ [illegible] હતી. આ સંસ્થાઓ કાવી પ્રદેશમાં આર્ય સમાજની માંઠા વીરડી સમાન છે. આ વિસ્તારમાં આર્યસમાજિસ્ટ પ્રચારકો નિઃશુલ્ક પ્રચાર કાર્ય આરંભે તો સુંદર આવકાર મળે તેમ છે. ભૃગુશર્મા દવે, કૃષ્ણલાલ ભટ્ટ, રસિકલાલ ચોકસી, અરુણાબહેન વ્યાસ વગેરેની હાજરી મુખ્ય હતી.

આર્ય બાલકોએ આર્યસમાજની સુંદર છાપ પાડી હતી.

( पान १नुं चालु )

राज्य को बर्दाश्त नहीं करूंगा। उन्होंने राजस्थान के राजाओं को अंग्रेजी शासन के प्रति विद्रोह करने के लिये तैयार करना शुरू किया। ऋषि दयानन्द के जीवन का बहुत बड़ा भाग राजस्थान के राजाओं को सगठित करने में बीता।

ऋषि दयानन्दने अपने जीवन की गतिविधियों का उल्लेख करते हुए सिर्फ १८५६ तक का विवरण दिया है। १८५७–५८–५९ के तीन वर्षों में वे क्या करते रहे इसका उल्लेख उनके जीवन में नहीं मिलता। ये गदर के वर्ष थे। इस समय उनकी आयु ३३ वर्ष की थी। उन जैसा धधकता अगारा इस आयु में क्या क्या करता रहा कहां-कहां चिनगारियां लगाता रहा, कहां-कहां आग सुलगाता रहा, यह अंधकार में छिपा है, परन्तु इस बात से कोई इन्कार नहीं कर सकता कि ऐसे अवसर पर वह चुप करके नहीं बैठ सके होंगे।

१८७३ में इस देश के गवर्नर जनरल लार्ड नार्थब्रुक थे। कलकत्ता के लार्ड बिशप ने लार्ड नार्थब्रुक तथा ऋषि दयानन्द में एक भेंट का आयोजन किया। इस भेंट में दोनों में जो बातचीत हुई उसका विवरण लार्ड नार्थब्रुक ने अपनी डायरी में किया। यह डायरी लंडन में इंडिया-हाऊस में आज भी सुरक्षित है।

लार्ड नार्थब्रुक ने कहा–पंडित दयानन्द, आप मत-मतान्तरों का खंडन करते हैं। हिन्दुओं, ईसाइयों, मुसलमानों के धर्म की आलोचना करते हैं। क्या आप को अपने विरोधियों से किसी प्रकार का खतरा नहीं है? क्या आप सरकार से किसी प्रकार की सुरक्षा नहीं चाहते?

ऋषि दयानन्द ने उत्तर दिया–अंग्रेजी राज्य में सब को अपने विचार प्रकट करने की [illegible]न्त्रता है इसलिये मुझे किसी से किसी प्रकार का खतरा नहीं है। इस पर खुश होकर गवर्नर जनरल ने कहा कि अगर ऐसी बात है तो आप अपने व्याख्यानों में अंग्रेजी राज के उपकारों का वर्णन कर दिया कीजिये। अपने व्याख्यान के प्रारम्भ में जो आप ईश्वर-प्रार्थना किया करते हैं, उसमें देश पर अखण्ड अंग्रेजी शासन के लिये भी प्रार्थना कर दिया कीजिये।

यह सुनकर ऋषि दयानन्द ने उत्तर दिया—श्रीमान् जी, यह कैसे हो सकता है? मैं तो सायं प्रातः ईश्वर से यह प्रार्थना किया करता हूँ कि इस देश को विदेशियों की दासता से शीघ्र मुक्त करे।

लार्ड नार्थब्रुक ने इस घटनाका उल्लेख अपनी उस साप्ताहिक डायरी में किया जो वे भारत से प्रति सप्ताह हर मैजेस्टी महाराणी विक्टोरिया को भेजा करते थे। इस घटना का उल्लेख करते हुए वे लिखते हैं कि मैंने इस बागी फकीर की कड़ी निगरानी के लिये गुप्तचर नियुक्त कर दिये हैं।

देश की परतन्त्रता ही ऋषि दयानन्द के सन्मुख चैलेंज बनकर नहीं खड़ी थी, वे अपने समाज में जिधर नजर उठाते थे उन्हें चैलेंज ही चैलेंज दीख पड़ते थे, उनके कान में देश की समस्याओं की ललकार ही ललकार सुनाई पड़ती थी। वे महा-पुरुष इसीलिये थे क्योंकि वे किसी चैलेंज का सामने देखकर दम तोड़ कर नहीं बैठते थे, किसी ललकार को सुनकर चुप नहीं रहते थे। समाज की हर समस्या से वे जूझे, हर फ्रंट पर डटे, और हर मैदान, हर अखाड़े में छाती तान कर खड़े रहे। कौन सी समस्या नहीं थी जो इस देश के महावृक्ष की धुन की तरह नहीं खा रही थी। स्त्रियों को पर्दे में बन्द रखा जाता था, उन्हें शिक्षा का अधिकार नहीं था। ऋषि दयानन्द ने रूढिवादी समाज की इस ललकार का उत्तर दिया। ऋषि दयानन्द ने पहले-पहल आवाज उठाई कि स्त्रियों को वे सब अधिकार हैं जो पुरुषों को हैं। जैसे वेद मन्त्रों को साक्षात्कार करने वाले पुरुष ऋषि हैं, वैसे वेद मन्त्रों का साक्षात्कार करने वाली स्त्री ऋषिकाएं भी हैं। लोपामुद्रा, श्रद्धा, विश्ववारा, यमी, घोषा आदि स्त्री ऋषिकाओं के नाम पायें जाते हैं। ऋषि [illegible]ता। [illegible] 'स्त्री शूद्रौ नाधीयाताम्' [illegible] का रद्दी की टोकरी में फेंक दिया। 'शूद्र' संज्ञा देकर समाज के जिस वर्ग के साथ हम अन्याय तथा अत्याचार कर रहे थे, जिन्हें हमने मनुष्यता के अधिकारों से भी वंचित कर दिया था, उनके अधिकारों की रक्षा के लिये वे उठ खड़े हुए। ऋषि दयानन्द ने सामाजिक व्यवस्था के लिये एक नया दृष्टिकोण दिया। उन्होंने जन्म की जात-पांत को मानने से इन्कार कर दिया। जब जन्म से जात-पांत ही नहीं, न कोई जन्म से बड़ा न जन्म से छोटा, तब शूद्र कौन और अछूत कौन? समय था जब समाज के एक वर्ग के लिये 'अछूत' शब्द का प्रयोग किया जाता था। आज हम उसके लिये 'हरिजन' शब्द का प्रयोग करते हैं। परन्तु किसी को हम 'अछूत' कहें, या 'हरिजन' कहें–अर्थ दोनों का एक ही है, वह हमसे अलग है, एक पृथक् वर्ग का है, हमारे समाज का हिस्सा नहीं। आर्यसमाज ने 'अछूत' शब्द का प्रयोग भी नहीं किया, 'हरिजन' शब्द का प्रयाग भी नहीं किया। आर्यसमाज ने 'दलित' शब्द का प्रयोग किया। 'दलित'–अर्थात्, जिसे मैंने दल रखा है, जिसके अधिकारों को मैंने ठुकरा रखा है। 'अछूत'–शब्द में जिसे 'अछूत' कहा गया उसे बुरा माना गया, 'दलित'–शब्द में वह बुरा नहीं माना गया, मैंने दूसरे को दबाया इसीलिये बुरा माना गया। ये दोनों शब्द एक ही भाव को व्यक्त करते हैं, परन्तु दोनों में दृष्टिकोण कितना भिन्न हो जाता है। आर्यसमाज ने इस बात को समझा कि जब हम 'अछूत'–शब्द का, या 'हरिजन'–शब्द का प्रयोग करते हैं, तब हम समाज की समस्या को समस्या ही बने रहने देते हैं, चैलेंज चैलेंज ही बना रहता है। यही कारण है कि पहले 'अछूत' एक वर्ग बना हुआ था, अब 'हरिजन' एक वर्ग बन गया है, और वह समाज के एक पृथक् वर्ग के तौर पर अपने अधिकार मांगता है। जब तक हम 'अछूत' या 'हरिजन' बने रहेंगे तभी तक तो विशेष अधिकारों की मांग कर सकेंगे, इसीलिये जिस रास्ते पर हम चल रहे हैं उस पर तो 'अछूत' या 'हरिजन' बने रहना नफे का सौदा है। आज अनेक ब्राह्मण बालक अपने को 'अछूत' या 'हरिजन' क[illegible] [illegible]न्द करते हैं क्योंकि उससे उन्हें छात्रवृत्ति मिलती है राजनीति के अखाड़े के अनेक उम्मीदवार अपने को 'अछूत' या 'हरिजन' सिद्ध करने के लिये अदालतों में दौड़ते हैं क्योंकि इससे उन्हें असेम्बली या पालियामेन्ट की मेम्बरी मिलती है। परन्तु इससे क्या समाज की समस्या हल होगी? ऋषि दयानन्द इस समस्या से जूझे थे। उन्होंने समाज के शब्द-कोष से 'अछूत'—शब्द को ही हटा दिया था।

समाज जीता-जागता एक चैलेंज है, चारों तरफ से ललकार है, आह्वान है, पुकार है। हम इस चैलेंज का जवाब इस ललकार और आह्वान का प्रत्युत्तर देंगे या नहीं देंगे? हम समाज के चैलेंज को देखते हुए भी नहीं देखते, ललकार को सुनते हुए भी नहीं सुनते। शरीर में पीड़ा हो, उसे जो अनुभव न करे वह जीवित नहीं मृत है, समाज के शरीर में रोग हो, उसे जो दूर करने के लिये छपपटाने न लगे वह मृत-समान है। ऋषि दयानन्दने समाज के शरीर की पीड़ा को, इसके रोग को अनुभव किया, इसीलिये वे जीवित थे। उन्हें तो अपने समय का सारा समाज एक चैलेंज के रूप में दीखा। हिन्दुओं का रूढ़िवाद एक महान् चैलेंज था। जहां देखो वहां प्रथा की दासता, रूढ़ि की गुलामी। जो चला आ रहा है उससे इधर नहीं हो सकते, उधर नहीं हो सकते। ऋषि दयानन्दने रूढ़िवाद की इस थोथी दीवार को एक धक्के में गिरा दिया। अगर हिन्दु-धर्म उन्हें एक चैलेंज के रूप में दीख पड़ा तो ईसाइयत और इस्लाम भी उन्हें चैलेंज देता हुआ दीख पड़ा। हिन्दुओं की जड़ जहां अपने कर्मों से खोखली हो रही थी, वहां ईसाइयत तथा इस्लाम भी उसे कमजोर करने में कुछ उठा नहीं रख रहे थे। ऋषि दयानन्द जहां अपनों से जूझे, वहां बाहर वालों से भी उसी तरह से जूझे। वे हिन्दुओं से, ईसाइयों से, मुसलमानों से – सबसे जूझ पड़े। दुनियां भर के गन्द को जला डालने की उनमें हिम्मत थी। वह एक सूरमा थे जो दुनियां भर के रूढ़िवाद से टक्कर लेने के लिये उठ खड़े हुए थे।

ऐसे लोग दुनियां को बदल देने के लिये पैदा हुआ करते हैं। वे आते हैं, एक नई लहर चला जाते हैं, संसार को एक नया दृष्टिकोण दे जाते हैं। पुराना–जड़वाद उन्हें

( जुओ पान ९ )



# સુપ્રસિદ્ધ ક્રાંતિકારી અમર હુતાત્મા

## રામપ્રસાદ 'બિસ્મિલ' આર્ય સમાજની પ્રસાદી હતી

**સત્યાર્થ પ્રકાશનો પ્રભાવ**

"દેવ મન્દિરમાં પૂજા પાઠ કરવાની પ્રવૃત્તિ જોઈ શ્રી. મુંશી ઇન્દ્રજીતે મને સંધ્યા કરવાનો ઉપદેશ આપ્યો. તેઓ તેજ મંદિરના કોઈ પુજારી પાસે આવતા જતા હતા. પ્રથમ તો સંધ્યા શું છે તે જાણવાનો પ્રયત્ન કર્યો. શ્રી. મુંશીજીએ તે અરસામાં આર્યસમાજ સંબંધી કેટલીક માહિતી આપેલી. ત્યાર પછી મેં **સત્યાર્થ પ્રકાશ વાંચ્યો, અને તેથી જીવનનું લક્ષ્યજ બદલાઇ ગયું. સત્યાર્થ પ્રકાશે મારા જીવનના ઇતિહાસમાં એક નવું જ પાનું ખોલી દીધું.**"

**પરમાત્માની પવિત્ર વાણી "વેદવાણી"ની અનુપમ વાવણી**

"આજે તા. ૧૬ ડિસેંબર ૧૯૨૭ ના રોજ આ લખી રહ્યો છું, જ્યારે તા. ૧૯ ડિસેંબરના રોજ સવારે સાડા છ વાગે આ શરીરને ફાંસીએ ચઢાવવાનું નક્કી થઈ ચૂક્યું છે, માટે નિયત સમય ઉપર આ લીલા સમાપ્ત કરવીજ રહી. આ તો બધી સર્વશક્તિમાન્ પ્રભુની લીલાજ છે. બધાં કાર્યો તેની ઇચ્છા પ્રમાણેજ થાય છે. જ્યાં સુધી કર્મક્ષય નથી થતો ત્યાં સુધી આત્માને જન્મ-મરણના બંધનમાં પડવુંજ પડે છે.

પોતાના માટે તો મારો આ દૃઢ નિશ્ચય છે કે હું ઉત્તમ શરીર ધારણ કરી નવીન શક્તિઓ સાથે ફરીથી ભારતમાં જન્મ લઈશ. **મારો જન્મ-જન્માતરમાં એજ ઉદ્દેશ રહેશે કે સારા સં...રમાં જનતંત્રની સ્થાપના થાય.** પરમાત્માને મારી એજ પ્રાર્થના છે કે તે મને આજ દેશમાં જન્મ આપે જેથી હું તેની પવિત્ર વાણી 'વેદવાણી'નો મહામૂલો નાદ મનુષ્ય માત્ર સુધી પહોંચાડવામાં શક્તિશાળી બનું."

**ઘર છોડયું, આર્યસમાજ ન છોડયો**

આર્યો અને સનાતનીઓમાં શાસ્ત્રાર્થ થયો. આર્યસમાજ તરફથી પંડિત અખિલાનંદજીએ શાસ્ત્રાર્થ કર્યો. તે શાસ્ત્રાર્થ સંસ્કૃતમાં થયેલો. જનતા ઉપર ખૂબ પ્રભાવ પડયો. મારા કાર્યોને જોઈ પોળવાળાઓએ પિતાજીને મારી શિકાયત કરી. પિતાજીએ મને કહ્યું કે આર્યસમાજ શાસ્ત્રાર્થમાં હારી ગયેલ માટે હવે તું આર્યસમાજમાંથી તારૂં નામ કાઢી નાખ. મેં કહ્યું કે આર્યસમાજના સિદ્ધાન્તો સાર્વભૌમ છે. તેને હરાવવાની કોઇનામાં શક્તિ નથી. પિતાજીએ હઠ પકડી અને કહ્યું કે તું આર્યસમાજમાંથી રાજીનામું નહીં આપે તો "રાત્રે મારી નાખીશ." રાજીનામું આપો અથવા ઘર છોડો" મને લાગ્યું કે પિતાજીનો ગુસ્સો ખૂબજ વધી ગયો છે અને તે અવસ્થામાં કોઇ એવી વસ્તુ આપી દે તો પરિણામ ઘણુંજ માઠું આવશે. માટે ગૃહત્યાગજ ઉચિત માન્યો. તે વખતે હું ફક્ત એકજ ખમીસ પહેરેલો ઊભો હતો, અને લેંઘો ઉતારીને ધોતીયું પહેરતો હતો. લેંઘાની નીચે લંગોટ બાંધેલો હતો. પિતાજીએ ધોતીયું ખેંચી લીધું અને કહ્યું કે ઘેરથી નિકળી જા. મને પણ ગુસ્સો આવી ગયેલ. હું પિતાજીના ચરણોનો સ્પર્શ કરી ઘર છોડીને રવાના થઈ ગયો.

**બહેનનાં લગ્નમાં શામીલ નથી થયો**

મારા માતાજી મારા ધર્મ કાર્યોમાં તથા શિક્ષણાદિમાં ખૂબ મદદ કરતી. તેઓ મને ... વગેરે જગાવી દેતી. હું નિયમિત રીતે સંધ્યા હવન પણ કરતો હતો. મારી નાની બહેનના વાગ્દાન માટે માતા-પિતા બેઉ ગ્વાલિયર ગયેલા. વાર્ષિક પરીક્ષા પૂરી કરી હું બહેનના લગ્નમાં ઘેર ગયો, જાન આવી ગયેલી. મને ગામના ભાગોળેજ ખબર પડી કે જાનમાં વેશ્યાને પણ લાવવામાં આવી છે. એટલે હું તો ન તો ઘેર ગયો ન લગ્ન સંસ્કારમાં જ શામેલ થયો.

**હું હંમેશાં સત્યનું જ આચરણ કરતો.**

ઉંમરનાં ૧૮ વર્ષ સુધી હું આર્યસમાજની વેદી ઉપર નહતો ચઢયો, છતાં નિર્ભિક સત્ય વક્તા તો બનીજ ગયો હતો. એક વખત રેલ્વેમાં ત્રીજા વર્ગની ટિકિટ લઇ બીજા સાથિયો સાથે ઇંટરમાં પ્રવાસ કર્યો. તેથી મને ખૂબ જ લાગી આવ્યું. મેં મારા મિત્રોને કહ્યું કે આ તો એક પ્રકારની ચોરી જ છે. બધાએ મળી ઇંટરનું ભાડું ચુકવવું જોઇએ. મારા આગ્રહથી બધાએ એમજ કર્યું.

એક વખત પિતાજી કોઇના ઉપર દીવાની દાવો કરી બાકીનું કામ મને પતાવવાનું કહી બહાર ગામ ગએલા. આવશ્યકતા ઊભી થતાં વકીલે મને પિતાજીની સહી વકીલાતનામા ઉપર કરવાનું જણાવ્યું. મેં તર્તજ જવાબ આપ્યો કે આ તો અધર્મ છે. માટે તે પાપ મારાથી થઇ શકશે નહીં. વકીલે ઘણું સમજાવ્યું કે દાવો ખારીજ થઇ જશે. પણ તેનો મારા પર જરા પણ પ્રભાવ પડયો નહીં.

(બિસ્મિલની આત્મકથામાંથી)

## આર્ય પ્રતિનિધિ સભા રાજસ્થાનનો હીરક જયન્તી મહોત્સવ

આર્ય પ્રતિનિધિ સભા રાજસ્થાને તા. ૨૯, ૩૦, ૩૧ મેના દિવસોમાં પોતાનો હીરક જયંતી ઉત્સવ ઋષિ નિર્વાણ સ્થલ અજમેરમાં ઉજવવાનું નક્કી કર્યું છે.

આ પ્રસંગે વેદસમ્મેલન, આર્ય સમ્મેલન, સંસ્કૃતિ સંરક્ષણ-સમ્મેલન, રાષ્ટ્ર-રક્ષા સમ્મેલન, મહિલા સમ્મેલન, રાષ્ટ્રભાષા સંમેલન, ઇસાઇ પ્રચાર નિરોધ સમ્મેલન વગેરે સંમેલનો થશે. આ સંમેલનોમાં દેશ વિદેશના લબ્ધ-પ્રતિષ્ઠ વિદ્વાનો ભાગ લેશે.

આર્ય પ્રતિનિધ સભા રાજસ્થાન ઉત્સવને સફળ બનાવવા માટે ભરસક પ્રયત્ન કરી રહી છે.

સાર્વદેશિક આર્ય પ્રતિનિધિ સભાના મંત્રી શ્રી. રામગોપાલ શાલવાલેએ ઉત્સવને સફળ બનાવવા તન, મન, ધનથી સહાયતા આપવા આર્ય જગતને અનુરોધ કર્યો છે.



મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૬
માલિકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.

६१०
श्री आचार्य जी, गुरुकुल कांगडी
जि. सहरानपुर, (उ. प्र.)






મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ તંત્રી : વિષ્ણુભાઈ માણેકલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૦મું ] સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ ફાગણ સુદ ૩ને શનિવાર તારીખ ૬—૩—૧૯૬૫ [ અંક ૯૯મો

# ऋषि दयानन्द का भारत

( ले.–श्री प्रिं. भगवानदानजी, दयानन्द कालेज, शोलापुर )

गत डिसम्बर मास मे हमारी यहां की सस्थाओं के सम्मिलित वार्षिक पारितोषिक वितरणोत्सव पर भारत के उच्चतम न्यायालय के सर न्यायाधीश माननीय श्री पी. बी. गजेन्द्रगडकरजी यहां पधारे। उन्होंने बहुत सुन्दर तथा युक्तियुक्त भाषण देकर जनता को मुग्ध कर दिया। उन्होंने ऋषि दयानन्द की बहुत प्रशसा की तथा कहा कि भारतवासियों को साधारणतया तथा दयानन्द संस्थाओं तथा अध्यापकों और विद्यार्थियों को विशेषकर ऋषि दयानन्द की अमूल्य देन के लिये आभारी ही नहीं होना अपितु क्रिया द्वारा प्रशंसा करनी होगा। उन्होंने कहा कि दयानन्द संन्यासी थे और चाहते तो पहाड़ों की कन्दराओं में जा बैठते तथा अपना जीवन आध्यात्मिक क्षेत्र में ही बिता देते, पर उन्होंने अपने आप ही शपथ ली कि वह जनकल्याण करेंगे तथा इस ऊँचे कार्य के लिये दयानन्दने घोषणा की कि जब तक छोटे से छोटे तथा पददलित दुखी को सहारा देकर ऊपर न उठा लेंगे ... ऋषि दयानन्दने देश का लाभ इसी में देखा। उन्होंने ऐसा ही किया और अपने मिशन में सफल हुए। मान्य. न्यायाधीशने कहा कि यह ऋषि दयानन्द के संकल्प का ही परिणाम हुआ कि भारत में जागृति पैदा हुई तथा देश स्वतन्त्र हुआ। उन्होंने कहा कि जब तक भारत में प्रत्येक के मन में जनकल्याण की यह भावना जो ऋषि दयानन्द के मन में थी नहीं आयेगी देश ऊँचा नहीं उठेगा।

माननीय न्यायाधीश के शब्द बहुत मधुर तथा प्रभावशाली थे। वह स्वदेश की वर्तमान दशा को सुधारने का सीधा इलाज महर्षि दयानन्द के जीवन से बता रहे थे। उन्होंने कहा कि ऋषि दयानन्द सर्व प्रथम नेता थे जिन्होंने देशवासियों को ऊँचा उठाने का कार्य किया तथा इस क्षेत्र में देश को भी उनके पदचिह्नों पर चलना होगा। यह सत्य है कि जनकल्याण तथा स्वदेश कल्याण तो तभी होगा जब देश के नेता निर्धन से निर्धन तथा दबे हुये राष्ट्रघटक के दिल में बैठकर उसकी चिन्ताओं और आवश्यकताओं को देखेंगे। दरिद्रता का समुद्र तो रुकने के बजाय बढ़ता ही चला आ रहा है। क्या देश के नेताओं को इस बात का ज्ञान है? अगर है तो आज भा... भविष्य उज्वल हो सकता ...

मैं तो यह समझता हूं कि देश का सबसे बड़ा शत्रु तो भ्रष्टाचार है। देश में खाद्य संकट भ्रष्टाचार का परिणाम है। जब तक भ्रष्टाचार है कोई हल सफल नहीं होनेवाला, जनकल्याण की तो बात ही क्या? यह बड़े दुःख की बात है कि भ्रष्टाचार कम होने की बजाय बढ़ता जा रहा है। आर्य समाज को भ्रष्टाचार दूर करने के लिये सरकार की सहायता करनी चाहिये।

हमारे राष्ट्र का ध्येय जनकल्याण समाजवाद है। यह बहुत सुन्दर है तथा भारत की सांस्कृतिक परम्पराओं के आधार पर है। जिसका अर्थ यह है कि जनतन्त्र के साधनों से ही समाजवाद लाना है। यह रास्ता बहुत कठिन है पर अपने देश के लिये यह नवीन नहीं है। यह रास्ता इसी मिट्टी से निकला है इसमें जनता के सहयोग की आवश्यकता है। जनता को समाजवाद के गुणों का ज्ञान नहीं। इस लिये उनको बताना है कि समाजवाद का लाभ क्या है। धनी लोग निर्धनों का ध्यान करके कम से कम लाभ लें तथा उनका लाभ शुभ लाभ हो, चोर बाजारी का लाभ देश को गिराता जा रहा है। चोर बाजार को पकड़ने का कार्य पुलिस नहीं अपितु व्यापारी संघ ही करें। ... सकता है उसकी सब योजनायें निष्फल की जा रही हैं, क्योंकि जनता भले ही कांग्रेस के कार्यकर्ता त्याग भाव से कार्य नहीं कर रहे, यह एक तथ्य है। चाहिये तो यह कि जिस ध्येय के लिये हम वोट दें उसकी पूर्ति के लिये हम डट जावें।

खेती और उद्योग यह देश का दिल और दिमाग है। एक के बिना दूसरा नहीं चल सकता, इन दोनों की उन्नति के लिये आर्यसमाज को देश में योजनायें बनानी चाहिये। महर्षि दयानन्द को केवल धार्मिक नेता कहने वाले यह भूल जाते हैं कि अंग्रेजी राज्य में भी उन्होंने पत्रव्यवहार करके देश के नवयुवकों को जर्मनी में औद्योगिक पढ़ाई के लिये प्रोत्साहन दिया। यह याद रखना होगा कि महर्षिने यज्ञ शब्द का अर्थ शिल्प भी किया है।

आर्यसमाज स्वदेश को एक मानता है तथा आर्यसमाज के कार्य तथा कार्यक्रम देश को एक ही सूत्र में पिरोये रखने के उच्चतम तत्त्व हैं इस बात को अब आर्यसमाज के विरोधी भी मान रहे हैं। देश के कोने-कोने में लोग इस बात की आशा करते हैं कि आर्यसमाज कार्य क्षेत्र में कूदे। दक्षिण में हिन्दी के नाम पर जो घृणा फैलाई जा रही है उसका इलाज आर्यसमाज कर सकता है। अगर आज से पन्द्रह वर्ष पूर्व आर्यसमाज के कार्यकर्ता दक्षिण भारत में पहुंच गये होते तो वर्तमान स्थिति पैदा न होती। आज भी दक्षिण भारत में आर्यसमाज की मांग बहुत है। धन भी है पर उत्तर भारत के आर्यसमाजी तथा हिन्दी प्रेमी कष्ट उठाने को तैयार दीख नहीं पड़ते, आर्यसमाज तो इन कार्यों में सदैव अग्रणी रहा है। अब क्यों ढील है।

भाषा अथवा प्रांतीयता के झगड़े तो ऊपर-ऊपर हैं अभी जनता में

( જુઓ પાન ६ )

# ઇશાવાસ્યોપનિષદ્

લે : પં. મયાશંકર શર્મા ( આચાર્ય )

## મંત્ર પમો

આ પાંચમા મંત્રમાં ફરીથી વિરોધાભાસ અલંકાર આપી બ્રહ્મ ચંચલ છે અને નથી, એ સમજાવવા એક વિશેષ પ્રયત્ન કરવામાં આવ્યો છે. ઉપાસકના મનથી બ્રહ્મનું ગ્રહણ કેમ થતું નથી, તે સમજાવવા માટે વધારે દાખલા દલીલો આપવામાં આવે તો વસ્તુ વધારે સ્પષ્ટતાથી સમજાય છે માટે અહીં પુનરુકિત દોષને અવકાશ નથી. શબ્દનો અથવા વાકયનો ફરીથી પ્રયોગ તદ્દન નિરર્થક જણાય તો જ પુનરુકિત દોષ ગણી શકાય. વેદાંતમાં અને બીજાં શાસ્ત્રોમાં એમ કહેવામાં આવ્યું છે કે ઇંદ્રિયો બ્રહ્મને પહોંચી શકતી નથી, મન પણ બ્રહ્મને જાણ્યા વગર જ પાછું વળે છે, જો આમ હોય તો ભકત, ઉપાસક અને સંત મહાત્માઓ બ્રહ્મને કેવી રીતે જાણે ? જો બ્રહ્મને કોઇ પણ યોગી મહાત્મા ન જાણી શકે તો પછી બ્રહ્મને જાણવા માટે જેટલા ઉપદેશો આપ્યા છે તે બધા નકામા જ થઈ જાય. પણ વાસ્તવમાં એમ નથી સામાન્ય રૂપે તો બ્રહ્મ મનથી જાણી શકાય છે, એ મન વિશુદ્ધ હોવું જોઇએ. રાગદ્વેષથી ભરેલા મનથી તો બ્રહ્મ કદિ પણ જાણી શકાય નહિ. ઉપનિષદમાં ઉપદેશવામાં આવ્યું છે કે मनसैवैतद विजानीयात् । વિશુદ્ધ મનથી જ બ્રહ્મને જાણવું જોઇએ.

" मंत्रणामालस्या भावादुक्तमेवार्थं पुनराह ' મંત્રોને આળસ ન હોવાથી કહેલા અર્થને ફરીથી કહે છે. આમ પણ કેટલાક વિદ્વાનો કહે છે. આમાં જે ઔચિત્ય હોય તે વાચક મહાનુભાવ સમજે.

तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके ।
तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य
वाह्यतः ॥ ५ ॥

પદાર્થ:—( तदेजति तन्नैजति ) તે ઈશ્વરનું સ્વરૂપ કમ્પે છે અર્થાત્ ચંચલ છે અને તે કમ્પતું નથી. અર્થાત્ તે ચંચલ નથી ઈશ્વરના સ્વરૂપમાં ... યોગ વિભાગ જનક ક્રિયા નથી. વ્યાપક વસ્તુમાં ક્રિયા ન હોય. આ ચોકખો વિરોધ છે. એકજ વસ્તુ વ્યાપકતાને લીધે કંપન વગરનું હોય એજ સત્ય લાગે છે, છતાં ઈશ્વર સ્વરૂપને અથવા બ્રહ્મને ચંચલ એટલા માટે કહેવામાં આવ્યું છે કે જે ઉપાસકનું મન ચંચલ છે, જેની ચિત્ત વૃત્તિઓનો નિરોધ નથી થયો તેને ઈશ્વરનું સ્વરૂપ ચંચલ જણાય છે. ચિત્તની સાથે ઈશ્વરનો સંબંધ તો છે જ. જો બ્રહ્મનો ચિત્ત સાથે સંબંધ ન હોય તો બ્રહ્મ સર્વવ્યાપક છે એમ કહેવાય જ નહિ. જે મનની અર્થાત ચિત્તની વૃત્તિઓનો નિરોધ નથી થયો, તે ચિત્ત સાથે સંબંધ ધરાવનાર વસ્તુ સ્થિર હોય તો પણ ચંચલ જ જણાય છે. વૃત્તિઓ સ્વયં ક્ષણિક અને ચંચલ હોય છે, જેમ ચંચલ પાણીમાં પડેલું ચંદ્રનું બિંબ ચંચલ જણાય છે તેમ, જે ઉપાસકો અભ્યાસ અને વૈરાગ્યને પોતામાં સારી રીતે અભ્યાસ કર્યો છે તથા ઈશ્વરનું પ્રણિધાન કર્યું છે. ધારણા, ધ્યાન અને સમાધિનો અભ્યાસ કર્યો છે. સદાચારનો પણ ખુબ અભ્યાસ કર્યો છે, જેનું મન દુરાચારને જોઇ ત્રાસ પામે છે તે ઉપાસકને બ્રહ્મ ચંચલ જણાતું નથી અર્થાત્ તેનું મન તો ઈશ્વર સ્વરૂપ સાથે સ્થિર થઇ જાય છે. આ સ્થિર મનમાં બ્રહ્મ પણ સ્થિર અર્થાત્ નિષ્કમ્પ હોય છે. યોગશાસ્ત્રમાં પણ જણાવ્યું છે કે तदा द्रष्टुः स्वरुपेऽवस्थानम् । જ્યારે ચિત્ત નિરુદ્ધવૃત્તિવાળું થઇ જાય છે ત્યારે દ્રષ્ટા—આત્મા પોતાના સ્વરૂપમાં જ રહે છે. આ કથન પરમાત્માને પણ લાગુ પડે છે. ભાવ એ છે કે ચંચલ મનવાળાને ઈશ્વર સ્વરૂપ ચંચલ લાગે છે અને નિરુદ્ધવૃત્તિવાળા ઉપાસકને એ જ બ્રહ્મ અચંચલ—સ્થિર લાગે છે. બ્રહ્મ અર્થાત્ ઈશ્વરનું સ્વરૂપ તો સદૈવ સ્થિર છે આ રીતે અહીં વિરોધ નથી પણ વિરોધાભાસ અલંકર વાકયની શોભાને ખાતર મૂકેલો છે.

तद्दूरे तद्वन्तिके=तद् दूरे तद्+उ+अन्तिके તે ઈશ્વર સ્વરૂપ દૂર છે. જેઓ સદાચારી નથી, ઉપરથી ધર્માત્મા હોવાનો સમાજના સેવક હોવાનો ડોળ કરે છે અને અંદર ખાનેથી સમાજને ... ઉતારે છે, સ્વાર્થ સાધવામાં પૂરેપૂરા કુશળ હોય છે તેઓનાથી ઇશ્વર સ્વરૂપ દૂર હોય છે, ખરી રીતે જોતાં આવા દુરાચારી લોકોને ઇશ્વરસ્વરૂપની કશી પડી હોતી નથી અંદરખાનેથી એઓ પૂરેપૂરા નાસ્તિક હોય છે. સાચા નાસ્તિક કરતાં ડોળ કરનારા નાસ્તિક સમાજને ખૂબ ભયંકર હોય છે. આવા લોકોને ભતૃહરિ જેવા યોગિરાજે રાક્ષસ કહ્યા છે. આ લોકોને ઇશ્વર—સ્વરૂપ દૂર હોય છે અર્થાત્ એ લોકો ઇશ્વર દ્વેષી અને સ્વાર્થ—સાધુ હોય છે. બીજું જે લોકો ઇશ્વરના દર્શન કરવા તીર્થ-યાત્રાઓ કર્યા કરે છે, સદાચાર પાળતા નથી, યોગનાં અંગોનો પણ અભ્યાસ કરતા નથી તેનાથી પણ ઇશ્વર—સ્વરૂપ અર્થાત્ બ્રહ્મ દૂર હોય છે. ખરી રીતે બ્રહ્મ તો કોઇનાથી પણ દૂર નથી પણ જેઓ મૂર્ખ છે, અવિવેકી છે, અન્દરથી નાસ્તિક છે, શ્રદ્ધાથી રહિત છે તેઓ બ્રહ્મને જાણી શકતા નથી માટે એવા લોકોની અપેક્ષાઓએ ઇશ્વર સ્વરૂપ દૂર છે એમ કહ્યું છે.

વળી તે જ ઇશ્વર સ્વરૂપ નજીકમાં જ છે, એટલા બધા નજીક કે જેમ આંખમાં પડેલું કાજળ આંખની નજીક છે તેમ આ નજીકપણું વિદ્વાન સદાચારી અને યોગના અભ્યાસીઓને લક્ષમાં રાખીને કહેવામાં આવ્યું છે જેઓ પરમ હિતૈષી માતા શ્રદ્ધાના ખોળામાં ખેલ્યા કરે છે અને ધ્યાન ધારણા અને સમાધિરૂપ સંયમની પ્રસાદીના અનુભવ કરતા રહેતા હોય છે અને ઇશ્વર સાથે જાણે ક્રીડા કરતા હોય છે, તેઓને ઇશ્વર સદૈવ નજીક છે. આવા મહાનુભાવ લોકો વિભૂતિઓ કહેવાય છે આવા લોકોને જેટલો ઇશ્વરમાં રસ હોય છે તેટલો જ સમાજની સેવા કરવામાં રસ હોય છે આવા મહાત્માઓ સમક્ષ સ્વાર્થનો અંધકાર આવી શકતો નથી. જે સમાજમાં આવા ત્યાગી અને શ્રદ્ધાળુ કર્મવીરો છે તે સમાજમાં કદિપણ નિરાશ હોતા નથી. જે સમાજમાં કાર્યશક્તિ પ્રતિદિન હણાતી હોય છે ત્યાં આવા સાચા કર્મવીરોની ગેરહાજરી છે એમ સમજવું જોઇએ.

तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य
वाह्यतः

તે ઇશ્વર સ્વરૂપ આ સ્થાવર જંગમ જડ જગતમાં અને ચેતન સમાજમાં છે અર્થાત્ સર્વની અંદર છે અને સર્વની બહાર પણ છે. જેમ ગોળનું ગળપણ અથવા સોનાનું પીળું રૂપ ગોળની અને સોનાની બહાર પણ છે અને અંદર પણ છે. જો કોઇ અહીં એવી શંકા કરે કે જો ઇશ્વર આકાશની બહાર હોય તો આકાશ સીમાવાળું થઇ જાય, આકાશ તો ઇશ્વરની માફક અનન્ત છે સીમા—વિહીન છે તો તેઓને સમજાવવું જોઇએ કે, નિરાકાર પદાર્થો અરસપરસ એટલા બધા ઓતપ્રોત થયેલા હોય છે કે, ત્યાં અંદર કે બહારનો વ્યવહાર જ હોતો નથી. જે પદાર્થો અચિન્ત્ય છે તેને તર્કની કસોટીએ ચડાવવાનો પ્રયત્ન કરવો એ ખરી રીતે માનસિક દરિદ્રતા છે. અશ્રદ્ધાની ઉદ્ધતાઇનો અન્ત હોતો નથી, માટે પરમ કલ્યાણી શ્રદ્ધા જનનીને ચરણે પડી પરમશાંતિ મેળવી ઇશ્વરીય આનંદના અનુભવમાં સદા મસ્ત રહેવું જોઇએ. અને પરહિતાર્થ કર્મ કરતાં કરતાં જીવનને પવિત્ર કરતાં રહેવું જોઇએ. આવા લોકોને આ જીવનમાં મુક્તિ મળેલી હોય છે તેમ પરલોકમાં પણ મુક્તિ જ હોય છે. પરમાત્માને જાણ્યા પછી મુક્તિને શોધવાની જરૂર નથી.

ક્રમશઃ




તંત્રીસ્થાનેથી

# શિવરાત્રીનું મંગલ પ્રવચન

ભારત શિવમંદિરમાંથી સચેતન શિવતત્વ અદશ્ય થઈ ગયું હતું. નિશ્ચેતન પાષાણુ બનતું જતું આર્યાવર્ત પરાધીન હિન્દુસ્તાન બની, હિન્દુસ્તાન પણ મટતું જતું હતું. આર્યોએ પાષાણુ બુદ્ધિ બની પાષાણુ પૂજા આદરી હતી. સૌરાષ્ટ્રના એક પાષાણુ પૂજક બ્રાહ્મણ શ્રેષ્ઠને ઘેર અવતરેલા મહર્ષિ દયાનંદે શિવરાત્રીની પાષાણુ પૂજામાં-ભગ્ન આર્યાવર્તની ખંડિત પ્રતિમામાં વિશ્વ ચૈતન્યની બૂઝાઈ જતી જ્યોત જોઈ અને શિવને ખોઈ બેઠેલ હિમાલય પુત્રી ભારત માતાના કરુણ ક્રન્દનમાં શિવરાત્રીનું મંગલ પ્રવચન સાંભળ્યું.

અદશ્ય ભારત માતાના અંતરમાંથી વિહ્વળતાથી પ્રગટતો વેદઘોષનો એ વિરહસાદ હતો. ગાંડાતુર બની એ આર્તનાદને શોધવાને આર્યાવર્તના તમામ ધર્મસ્થાન–પહાડકંદરા–નદીનાળાં નર્મદા પરિકમ્મા, ગંગોત્રી, જમ્નોત્રી, હિમાલય આખું ઉત્તરાપથ દયાનંદ ખૂંદી વળ્યા. લોકનાયક શ્રી કૃષ્ણનગરી મથુરામાં વસતા પ્રજ્ઞાચક્ષુ વિરજાનંદજીના હૃદયમાંથી વેદ-મંગલ-પ્રવચનના ઘંટનાદ દયાનંદ માટે આખરે બજી ઊઠ્યા. શિવરાત્રીને દિને ઘોરતા સ્વજનોમાં એકલા જાગતા સંયમી સાધક દયાનંદને આર્યાવર્ત અને તેમાં ઝળહળતા જ્યોતિપૂંજ સદાશિવ "વેદપ્રકાશ"નાં દર્શન થયાં. શ્રોત્રીય અને બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણ શ્રેષ્ઠ દયાનંદની જીવ્હાએથી પ્રગટેલી વેદ સરસ્વતીના પ્રતાપે પાષાણુ બુદ્ધિ હિન્દુસ્તાનના ગર્ભમાં નવચૈતન્ય સ્ફૂરવા લાગ્યું અને આર્યસમાજ રૂપે પ્રગટ થયું.

રાષ્ટ્રભરમાં નવજાત શિશુ આર્યસમાજે રાષ્ટ્ર ચૈતન્યને પ્રગટાવી દીધું. એ રાષ્ટ્ર ચૈતન્યે અસંખ્ય વીરો અને વિદ્વાનોને જન્મ આપી સ્વાતંત્ર્ય સિદ્ધ પણ કર્યું પરંતુ "આર્યાવર્ત"ને જન્મ આપવાને [illegible] સમાજે શું દયાનંદની આર્યાવર્ત પ્રગટાવવાની મંગલ કામના [illegible] ? શિવરાત્રી દિને આપણામાંથી કેટલાને દયાનંદનું મંગલ પ્રવચન સંભળાય છે?

આર્ય સમાજનું પ્રાગટ્ય એટલે જ આર્યાવર્તની સ્થાપના અને એકતા. ધ્યેય સિદ્ધ થાય તે પહેલાં જ પ્રાંતે પ્રાંતે પરસ્પર વિચ્છેદનની હોળી પ્રગટાવવાને સળવળી રહેલા આપણે કયે મ્હોંએ રાષ્ટ્રીય કે આંતરરાષ્ટ્રીય એકતાની વાત કરી રહ્યા છીએ તે આપણે જ સૌએ સાથે મળીને ખુલ્લા દિલે રાષ્ટ્રહિતને ખાતર શોધવું રહ્યું. યાદવાસ્થળી મહાન યાદવોને–લોકક્રાંતિના આદિ પુરસ્કર્તા લોકનાયક શ્રીકૃષ્ણના વિશ્વમાંગલ્યના સ્વપ્નને ભસ્મિભૂત કરી ગઈ. એ જ યાદવાસ્થળી મહત્વાકાંક્ષાનું સુરાપાન કરી મદોન્મત્ત બની બેઠેલા અહંમન્યોના હૈયામાં પ્રગટી વેદમહર્ષિ દયાનંદનું મંગલ કાર્ય સંહારી રહી છે. આર્યાવર્તને ઝંખતા, દયાનંદને વંદતા મા ભારતના સપૂત સંતાનો આ યાદવાસ્થળી મિટાવવા ચાહે છે.

સૌ સૌના અંતરની વ્યક્તિના અહંનું આર્યાવર્તના મહર્ષિ દયાનંદે પ્રગટાવેલા યજ્ઞકુંડમાં "સ્વાહા" કરી દઈ આર્ય નેતાઓ દયાનંદે સાંભળેલ શિવરાત્રી દિનના આર્યાવર્તની સ્થાપનાના મંગલ પ્રવચનને સાકાર કરવાને ગેરસમજ સાથે બેસી દૂર કરી પ્રેમપૂર્વક એકબીજાને સમજવાનો સાચો પ્રયાસ કરે નહિ ત્યાં સુધી યાદવાસ્થળી બંધ પડે નહિ અને "આર્યાવર્ત" પ્રગટે નહિ.

આપણે શું ચાહીએ છીએ? આર્યાવર્ત આપણું ધ્યેય છે કે આપણું અહમ્ આપણું ધ્યેય છે? તે શોધવાને શિવરાત્રી જેવું બીજું કયું મંગલપર્વ આપણને જડવાનું છે? શું આપણે ખરેખર પાષાણુ બુદ્ધિ બની ગયા છીએ? દયાનંદે પ્રગટાવેલી નવચેતનાનો સ્પર્શ શું આપણી કુટિલ વામન બુદ્ધિને હજુ જરા પણ થયો નથી? થતો નથી? શું હજી વિરાટ ~~કાર્ય~~– "આર્યાવર્તના વિશ્વદેહ"ને સાકાર કરવાના મંગલ કાર્ય આરંભવાના–સિદ્ધ કરવાના વિરાટ સંકલ્પને માટે વિરાટ બુદ્ધિ ધારણ કરવાને જરૂરી હૃદયની એકતા–એકાત્મતા સર્જવાને કૃતસંકલ્પ પણ થવા માંગતા નથી? આ સનાતન જીવનમરણનો પ્રશ્ન છે. કાળ વિષમ છે, અમર દયાનંદના અમર વ્યક્તિત્વને આપણી પામરતાના વિષથી ફરી ઢાળી દઈ "આર્યાવર્તના વિશ્વદેહની સ્થાપના અને અનંત વૃદ્ધિ"ના એમના મંગલકાર્યનો અંત આણનાર અઘોર પાપી બનતા આપણે અટકીએ. પ્રભુ આપણને આપણા અહંની પાષાણુ પૂજામાંથી ઉગારી "વિશ્વચૈતન્ય પ્રકાશનાર આર્યાવર્તની" ઈશ્વરી પૂજા કરવાની સદ્દબુદ્ધિ આપનાર દયાનંદે સાંભળેલું શિવરાત્રીનું મંગલ પ્રવચન સંભળાવે એ જ અમારી પ્રભુ ચરણે પ્રભુ પ્રાર્થના.

---

( પાન ૮નું ચાલુ )

કારણો છે. તે ભ્રમ દૂર કરવો જોઇએ, અને તે જ્યાં સુધી દૂર [illegible] નહિ જ્યાં સુધી તેનું તલસ્પર્શી અન્વેષણ ન થાય. ઉદાહરણરૂપે જોઇએ તો આજે પણ આપણે એ ન જાણી શકયા કે લોકોને વેદોના સંબંધમાં શી શી અપત્તિઓ છે.

(૫) ઇસાઇયોના વિરૂદ્ધ ચાલતા આંદોલનને સફળ બનાવવા માટે ઇસાઇયતના દોષો જોવા કરતા તેના પ્રચારકોના ગુણો ભણી વધારે ધ્યાન આપવાની આવશ્યકતા છે. જ્યાં સુધી ગુણોની ઉપેક્ષા કરવામાં આવશે [illegible]ં સુધી તેને પછાડવામાં કોઈ કાળે સફળતા નહીં મળે. અમારા પ્રચારમાં આ એક મહત્વપૂર્ણ કમી છે કે અમે તેમના ગુણો ભણી ધ્યાન નથી આપતા જે ગુણોને લાધે તેમને સફળતા મળી જાય છે અને અમારી વાતને ફગાવી દેવામાં આવે છે.

આ તો એક સંકેત માત્ર છે. એવા અનેક પ્રશ્નો છે જેના ઉપર આર્યસમાજે અને તેના નેતાઓએ ગંભીરતાપૂર્વ વિચાર કરવો જોઇએ.

# વૈદિક સંસ્કૃતિભાનુ-મહર્ષિ દયાનંદ

वंदे महापुरुष ते चरणारविंदम्

બૌદ્ધોના ઉદય સમયે બૌદ્ધોના પ્રચારથી વૈદિક ધર્મ પર કાળાં વાદળ-ઘેરાએલાં હતાં, ત્યારે કુમારિલ ભટ્ટનાં પત્ની ચિંતાગ્રસ્ત બનીને બોલ્યાં કે "को वेदानुद्धरिष्यति ? આ કથન સાંભળતાં જ કુમારિલ ભટ્ટ એ ભારતીય વિદ્વાનને ઉત્તર આપે છે કે "मा विभेषि वरारोहे भट्टाचार्योऽस्मि भूतले" સુંદર મુખવાળાં દેવી ? ભય ન રાખશો હું ભટ્ટાચાર્ય પૃથ્વી પર છું. વ્યાસજીએ પણ મહાભારતમાં આવું જ વચન ઉચાર્યું છે કે "बिभत्यल्प श्रुताद् वेदो मामयं प्रचलिष्यति' આ વ્યાસ કથનનો પડકાર પૂર્વક પ્રતિ ઉત્તર વૈદિક સંસ્કૃતિ ભાનુ મહર્ષિ દયાનંદે આપ્યો છે કે "मा बिभेति वेदाः दयानंदोऽस्मिभूतले' अहम् वेदानुद्धरिष्यामि" મહર્ષિનો પડકાર સારાએ ભારતવાસીને જાગૃત કરે છે. અને આ પડકારથી જાગૃતિ આવી છે જાગૃતિનું પ્રમાણ ભારતની જનસંખ્યાના પ્રમાણમાં અલ્પ જાગૃતિ આવી છે.

આજે સમ્પ્રદાયવાદ. અને પૌરાણિકવાદની નાગચૂડમાં પ્રજા બંધાઇ ગઇ છે. આ વાદથી ભારતીય જનતાનાં લોહીમાં અજ્ઞાનનાં ભયંકર જંતુઓ પ્રવેશ્યાં છે. તે જંતુ (અજ્ઞાનતા)ના નાશ માટે વૈદિક સાહિત્યના પ્રચારની જરૂર છે. વેદ અમારો પ્રાણ છે. વૈદિક અમારો ધર્મ છે આ પ્રકારના શબ્દો બોલવા માત્રથી મહર્ષિનો દિવ્ય સંદેશ આર્ય સમાજ વ્યાપક બનાવી શકશે નહીં.

આજે રાષ્ટ્રની પરિસ્થિતિ પલટાતી જાય છે તે સમયે આર્ય સમાજના વિદ્વાનો, ઉપદેશકો, શિક્ષણ સંસ્થાના સંચાલકો, ગુરુકુલના સ્નાતકો તથા પત્ર સંપાદકોએ પરસ્પર સહકાર સાધી સાવધાન થઇને વૈદિક સિદ્ધાન્તોના પ્રચાર સાથે લોક ભોગ્ય સાહિત્યનું પ્રકાશન અને પ્રચાર કરવાની જરૂર છે, અને સૌથી પ્રથમ કર્મકાંડી ભૂદેવો. પુરાણ પ્રવચનકારો, ધર્મપીઠારૂઢ આચાર્યો, મહંતો, તથા સામાન્ય જનતામાં વસતા કથાકારોનો સંપર્ક સાધી રચનાત્મક દષ્ટિથી તેમની સાથે વૈદિક સિદ્ધાન્તો સમજાવવા વિચારવિનિમય કરવો જરૂરી છે.

### મહર્ષિ દયાનંદની મહત્તા

પ્રાતઃ સ્મરણીય ઋષિવરો વસિષ્ટ, વિશ્વામિત્ર, વામદેવ, ગૌતમ, આદિ-દ્વારા વેદ વિદ્યાનો પ્રચાર ભારતમાં થયો હતો. તે વૈદિક સંસ્કૃતિ સમૃદ્ધિને હજારો વર્ષ પછી મહર્ષિ દયાનંદે ભારતીય જનતા સમક્ષ રજૂ કરીને ભારતીય વૈદિક સંસ્કૃતિના ભૂતકાલનું સ્મરણ તાજુ કરાવ્યું છે "अमृतस्य देव धारणो भूयासम्" હે દેવ ? હું અમૃતને ધારણ કરનારો બનું" આ ભાવના પૂર્વક મહર્ષિએ પોતાના જીવન સત્રની શરૂઆત કરી અને વૈદિક સંસ્કૃતિએ વિશ્વમાનવ સંસ્કૃતિ છે, એ પ્રમાણે પોતાનો સિદ્ધાન્ત વ્યાપક બનાવવા માટે સન ૧૮૭૫માં

લેખક :
પંડિત વસિષ્ઠજી યાજ્ઞિક
હલવદકર
આયુર્વેદાલંકાર, રાજકોટ

તા. ૭ એપ્રિલ માસમાં મુંબઇમાં આર્ય-સમાજની સ્થાપના કરી અને સમાજની ભવ્ય ઇમારતનાં સંરક્ષણ માટે વૈદિક સંસ્કૃતિનાં અંગભૂત દસ નિયમોની પ્રતિષ્ઠા કરીને પ્રાચીન ભારતીય વેદધર્મ અને સંસ્કૃતિનું સાચું સ્વરૂપ તથા રાષ્ટ્ર ભક્તિ પુનઃ ભારતીય જનતામાં જાગૃત કરવા અનેકવિધ પ્રવૃત્તિ કરી તેમાં સૌથી પ્રથમ પ્રવૃત્તિ વેદભાષ્ય અને આર્ય સાહિત્ય નિર્માણ છે. પોતાની હયાતિમાં ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા તેમજ સંપૂર્ણ યજુર્વેદ અને ઋગ્વેદના સપ્તમ મંડલના ૬૧મા સૂક્ત સુધી ભાષ્ય કર્યું છે તે... સત્યાર્થ... રવિધિ, પંચમહાયજ્ઞવિધિ, વેદાન્તધ્વાન્ત નિવારણ, ભ્રમોચ્છેદન, વેદવિરૂદ્ધમત ખંડન, ગોકરૂણાનિધિ, આદિ સાહિત્યની રચના કરી અને સત્યાર્થ પ્રકાશ શિક્ષિતવર્ગમાં સારી રીતે પ્રતિષ્ઠા પામ્યો અને તેનો પ્રચાર સારા પ્રમાણમાં થતાં અસ્પૃશ્યતા નિવારણનો યશ આર્યસમાજના ખાતે જમા થયો છે. અંધશ્રદ્ધાથી જનતામાં પેસી ગયેલા અવૈદિક વિશ્વાસો નિવારણ કરવામાં સત્યાર્થ-પ્રકાશ ગ્રંથે ઘણું કામ કર્યું છે. મહર્ષિની સાહિત્ય રચના જોતાં ભારતના સર્વતોમુખી સુધારક મહર્ષિ દયાનંદ જ છે. એવી માન્યતા આજે યોગીરાજ અરવિંદના કથનમાંથી ફલિત થાય છે. કવિવર રવિન્દ્રનાથ ટાગોર વગેરે મહાપુરુષોએ મહર્ષિને શ્રદ્ધાંજલિ અર્પણ કરી છે. ભારતની સ્વતંત્રતાનો સંદેશો સૌથી પ્રથમ મહર્ષિ દયાનંદે સત્યાર્થ-પ્રકાશમાં આપ્યો છે કે : "આજે અભાગ્યોદયથી અને આર્યોમાં રહેલા પ્રમાદ અને પરસ્પર વિરોધથી અન્ય દેશોપર રાજ કરવાની કથા કયાંથી બને, પણ આર્યાવર્તમાં પણ આર્યોનું અખંડ, સ્વતંત્ર, સ્વાધીન, નિર્ભયરાજ નથી. જે કાંઇ છે તે વિદેશીઓથી પદાક્રાંત છે... જો સ્વદેશીય રાજ હોતા હૈ વહ સર્વોપરી ઉત્તમ હોતા હૈ" અષ્ટમ સમુલ્લાસ તથા દશમ સમુલ્લાસમાં સ્વરાજ્ય વિષે મહર્ષિનો એ દિવ્ય સંદેશ ગૂંજે છે. આ રીતે સ્વરાષ્ટ્ર, સ્વસંસ્કૃતિ, સ્વભાષા, સ્વધર્મ સહિત સ્વરાજ્યનાં મિલનમાં જ મહર્ષિ વેદની આજ્ઞા સમજ્યા હતા. મહર્ષિની વિશેષતા એ જ છે કે 'મધ્યકાલિન આચાર્યો ગીતા, ઉપનિષદ્ અને બ્રહ્મસુત્ર પર ભાષ્યો રચીને આ ત્રણ ગ્રંથોને વેદ માનતા હતા. અને તેને પ્રસ્થાનત્રયી નામ આપીને તે પ્રમાણોને શ્રુતિ પ્રમાણ રૂપે સમજતા અને સમજાવતા હતા. કારણ કે તેના આચાર્યો વેદના ગંભીર તત્વો સુધી પહોંચી શકયા ન હતા. એજ વેદના ગંભીર તત્વો મહર્ષિ દયાનંદે ભારતીય જનતાને આપવા અથાગ પુરુષાર્થ કર્યો છે. તેથી વેદના આદ્ય ભાષ્યકાર "સ્કન્દ" જેવી મહાન પદવી મહર્ષિને ઘટે છે.

### વેદાવિષે બે વિચારધારાઓ

સૃષ્ટિ વિદ્યા અથવા પદાર્થવિદ્યાનો વિસ્તાર અપારિમત છે. સૃષ્ટિ જેમ અનન્ત છે તેવીજ રીતે વેદાવિદ્યા પણ અનન્ત છે. આ અનન્ત વિદ્યાનો આદિ સ્રોત વેદ છે. વેદોમાં રહેલા વિષયો સંબંધમાં બે પ્રકારની વિચારધારાઓ જોવા મળે છે. એક વિચારધારા પૂર્વની (ભારતની) અને બીજી પશ્ચિમની છે. પશ્ચિમના વિદ્વાનોની વિચારધારામાં વેદને

( જુઓ પાન ૫ )

( પાન ૪ ચાલુ )

મનુષ્યનાં મસ્તિષ્કમાંથા નીકળેલી પ્રારંભની ચટપટા વાતો છે, અને પરસ્પર અસંગત, નહિ સમજી શકાય તેવા અર્થો, અને ધાર્મિક વિશ્વાસુઓની પોથી તે વેદ છે–તેમાં કેટલીક વાતો બુદ્ધિગમ્ય નથી. પશ્ચિમના વિદ્વાનોની ઉપર જણાવેલી વિચારધારાને સાચી માની જે ભાષ્યો પશ્ચિમના વિદ્વાનોએ કર્યાં છે તેને પ્રમાણભૂત માનીને આપણા ભારતીય વિદ્વાનોએ પણ તે ભાષ્યો પ્રતિ શ્રદ્ધા રાખીને ભાષ્યો તૈયાર કર્યાં છે.

વેદના આદ્ય ભાષ્યકાર "સ્કન્દ" છે. હાલમાં તેમનું ભાષ્ય ઉપલબ્ધ નથી પરન્તુ મહર્ષિ દયાનંદનું વેદભાષ્ય જોતાં આજના પ્રસિદ્ધ વિદ્વાનોએ મહર્ષિને સ્કન્દ તરીકે માન્યા છે. આજે ભારતીય વિદ્વાનોમાં સાયણ, મહિધર અને ઉવ્વટ ભાષ્યો મનાયા છે. આજના વિકસતા શિક્ષણયુગમાં તે ભાષ્યો માનવામાં હવે સૌ સહમત થતા નથી કારણ કે પરસ્પર અસંગત વાતો તેમાં આવે છે.

### આદિ વેદભાષ્ય બ્રાહ્મણ ગ્રંથો છે

વૈદિક યુગમાં આર્ય પ્રજામાં પરંપરાથી વેદોનો અભ્યાસ, અધ્યાપન પ્રચલિત હતું તેથી વેદોના ભાષ્યોની તે સમયે આવશ્યકતા ન હતી. પરંતુ સમય વ્યતિત થતાં. આર્ય પ્રજામાં પ્રમાદ વધ્યો અને વેદ સ્વાધ્યાય પ્રવૃત્તિ મંદ પડી ત્યારે ઋષિમુનિઓએ વેદની વ્યાખ્યા રૂપ બ્રાહ્મણ ગ્રંથો તૈયાર કર્યા. બ્રાહ્મણ ગ્રંથો તે આદિ વેદભાષ્ય અથવા વેદ પર વ્યાખ્યાન છે જેમાં યજ્ઞોની પ્રક્રિયા તેમ જ વેદના મંત્રોની પ્રસંગાનુકૂળ વ્યાખ્યા કરેલી છે. કઠિન શબ્દોના કેટલાક અર્થો યાસ્કના નિરુક્તની દૃષ્ટિએ શંકાસ્પદ છે. ઉદાહરણ રૂપે કહીશ કે બ્રહ્મનો અર્થ પરમાત્મા કર્યો છે પણ બ્રહ્મનો અર્થ ચાર વેદ પણ થાય છે. મહાભાષ્ય અ૦ ૫–૧–૧માં લખે છે કે समानार्थौ वेतौ शब्दौ ब्रह्मन्शब्दो ब्राह्मण शब्दश्च આ સૂત્રના સામે દૃષ્ટિ રાખીને મહર્ષિ દયાનંદે ઋગ્વેદ ભાષ્ય ભૂમિકામાં 'વેદસંજ્ઞા' વિષે પોતાનું મન્તવ્ય જણાવ્યું છે કે: चतुर्वेदविद्भिर्ब्रह्मभिः ब्राह्मणै र्महर्षिभिः प्रोक्तानि यनि वेद व्याख्यानानि तानि ब्राह्मणानि અર્થાત્ ચાર વેદોને [illegible]તારા સાચા બ્રાહ્મણ મહર્ષિઓએ કહે[illegible] "બ્રાહ્મણ" [illegible] (ગ્રંથ) નામથી પ્રસિદ્ધ છે. છતા મધ્યકાલિન આચાર્યોએ બ્રાહ્મણ ગ્રંથોને પણ "વેદ" નામ આપ્યું છે. અને मंत्र ब्राह्मणयो र्वेद नामधेयम् (કાત્યાયન) સંહિતા (મંત્રો) અને બ્રાહ્મણ ગ્રંથો વેદ છે. આવા પ્રમાણો મળે છે. પણ કાણ્વ સંહિતાની ભૂમિકામાં સાયણાચાર્ય લખે છે કે: तत्र शतपथ ब्राह્મणस्य मंत्र व्याख्यानरूपत्वाद् व्याख्याये मंत्र

---

## સંસ્કૃત ભારતીય સંસ્કૃતિ અને એકતાનું પ્રતીક છે

ઉત્તર પ્રદેશના રાજ્યપાલ શ્રી વિશ્વનાથદાસે અલાહાબાદમાં વિશ્વ સંસ્કૃત સમ્મેલનનું ઉદ્‌ઘાટન કરતાં જણાવેલું કે સંસ્કૃત રાષ્ટ્રીય એકતાનું પ્રતીક છે, માટે તેનો પુનરૂદ્ધાર જરૂરી છે.

રાજ્ય પાલે ભારતના પ્રધાનમંત્રી શ્રી લલબહાદુર શાસ્ત્રીના એ સુઝાવનું સમર્થન કર્યું કે પ્રત્યેક રાજ્યમાં સંસ્કૃત વિશ્વવિદ્યાલય હોવું જોઇએ.

શ્રી કૈલાસનાથ કાટજુએ પોતાના અધ્યક્ષીય ભાષણમાં કહ્યું કે સંસ્કૃત સમસ્ત ભારતીય ભાષાઓની જનની છે. ભારતીય સંસ્કૃતિના પુનરુત્થાન માટે જનતામાં સંસ્કૃતને લોકપ્રિય બનાવવી જરૂરી છે.

બનારસ સંસ્કૃત વિશ્વવિદ્યાલયના ઉપકુલપતિ શ્રી એસ. એન. એમ. ત્રિપાઠીએ કહ્યું કે એકતા અને સંસ્કૃતિને ટકાવી રાખવા માટે સંસ્કૃતનો પ્રચાર અને પ્રસાર આવશ્યક છે. તેમણે એ વાત ઉપર ખેદ વ્યક્ત કર્યો કે સંસ્કૃત જે સંસારની સહુથી વધુ સમ્પન્ન ભાષા છે તે પોતાના જ દેશમાં લુપ્ત થતી જાય છે. સંસ્કૃત ભણવાવાળા વિદ્યાર્થિઓની સંખ્યામાં ભયંકર કમી થઇ છે. પરિણામે જ્ઞાનના સ્તર ઉપર પણ [illegible] તેમણે કહ્યું કે સંસ્કૃતના અધ્યયનને પ્રોત્સાહન તેના વિદ્યાર્થિઓને પણ રાજકીય સેવાઓમાં અન્ય વિદ્યાર્થિઓની જેમ જ સમાન અવસર આપવામાં આવે.

શિકાગો વિશ્વવિદ્યાલયના સંસ્કૃતના પ્રોફેસર શ્રી. જે. એ. બી. બાને જણાવ્યું કે અમેરિકામાં કેટલાએ વિશ્વવિદ્યાલયોમાં સંસ્કૃત ભણાવવામાં આવે છે, કેમકે ભારતીય સંસ્કૃતિને જાણવા માટે તે જરૂરી છે.

---

## શોકજનક અવસાન

આર્યસમાજ સૂરતના જુના અને સેવાભાવી કાર્યકર્તા શ્રી. ગોરધનદાસ સોનીના અવસાનથી સૂરતના આર્યસમાજે એક સેવાભાવી કાર્યકર્તા ગુમાવ્યો છે. ભગવાન્ સ્વર્ગસ્થને ચિરશાંતિ તથા પરિવારને ધૈર્ય પ્રદાન કરે એજ પ્રાર્થના.

---

## ભારતીય સંસ્કૃતિની રક્ષા આવશ્યક છે

### શ્રી બ્રહ્મચારી દત્તમૂર્તિનું ભાષણ

અલાહાબાદના કુંભ મેળાના અવસર ઉપર ત્યાં ત્રણ દિવસથી ચાલતા અરાષ્ટ્રીય ઇસાઇ પ્રચાર નિરોધ સંમેલનમાં મુંબઇના મસુરાશ્રમના બ્રહ્મચારી દત્તમુર્તિએ પોતાના ભાષણમાં જણાવ્યું કે પોતાનાજ રાજકીય તેમજ સામાજિક તથા કથિત નેતાઓની લજ્જાજનક લાચારી તથા સ્વાર્થલોલુપતાને લીધે જ વિદેશી મિશનરીઓની અરાષ્ટ્રીય પ્રવૃત્તિયો તેમજ ગતિવિધિયોને બળ મળી રહ્યું છે, જેના પરિણામે અજ્ઞાન, ગરીબી તેમજ જાતજાતની મુસીબતોને લીધે હજારો હિન્દુઓને ઇસાઇ બનાવવા માટે આવી રહ્યા છે.

પ્રતિપાદક: संहिताग्रंथः पूर्वं भावित्वात् प्रथमोभवति. શતપથ બ્રાહ્મણયજુર્વેદના મંત્રોની વ્યાખ્યારૂપ છે. તે માટે જે મંત્રોની વ્યાખ્યા કહે છે તે મંત્રો જેમાં છે તે સંહિતા ગ્રંથ તેના પૂર્વનાં હોય છે. તૈત્તિરીય સંહિતા–ભાષ્યની ભૂમિકામાં પણ સાયણાચાર્ય લખે છે કે यद्यपि मंत्र ब्राह्मणात्मको वेदस्तथापि ब्राह्मणस्य मंत्र व्याख्यानरूपत्वात् मंत्र एवादौ समाम्नातः મંત્ર અને બ્રાહ્મણ (સંહિતા અને બ્રાહ્મણ) બન્ને વેદ કહેવાય છે તો પણ બ્રાહ્મણ ગ્રંથો મંત્રોનાં વ્યાખ્યાન છે. તેથી પ્રથમ સ્થાન મંત્રનું જ છે. अस्य मंत्रस्य [illegible], अय मत्राऽत्र वर्तते। तत्तस्य ब्राह्मणं ज्ञेयं, मंत्रस्येति श्रुतिक्रमः (બૃ. પારાશર સ્મૃતિ. ૨–૪૪) આ મંત્રનો આ પ્રમાણે અર્થ છે, તે મંત્ર આ કાર્યમાં વિનિયુક્ત થાય છે. આ હકીકત સમજાવનારા કે બનાવનારા ગ્રંથોને તે મંત્ર સંહિતા (વેદ)ના બ્રાહ્મણ ગ્રંથ છે.

( વધુ આવતા અંકે )

જે ભારતીય સંસ્કૃતિ એવં રાષ્ટ્રીય એકતા ઉપર ભયાનક કુઠારાઘાત છે. તેનું પ્રત્યક્ષ પ્રમાણ આજનું નાગાલેંડ છે.

ખ્રિસ્તી મિશનરીઓ દ્વારા પ્રકાશિત રિપોર્ટના આધારે તેમણે કહ્યું કે કેવળ અલાહાબાદ ક્ષેત્રમાં જ કેથોલિકોના જ ૧૪ ઉપવિભાગ છે અને તેના આધીન ૧૪ ગિરજાઘરો છે. તેના આધીન ૮૩ પાદરીઓ ૧૬૯ અન્ય ધાર્મિક કાર્યકર્તાઓ છે. અને આશ્ચર્યની વાત તો એ છે કે આ બધાનું નિયંત્રણ કરવા માટે ૪૬ વિદેશી પાદરીઓ છે.

ભારતીય સંસ્કૃતિ ઉપર થતાં ગંભીર આક્રમણથી કેટલાક સાંસ્કૃતિક નેતાઓએ સસ્તી લોકપ્રિયતા તેમજ ધનની લાલચમાં આવી મોઢું ફેરવી લીધું છે. શ્રી દત્તમુર્તિએ વર્તમાન પરિસ્થિતિ ઉપર ખેદ પ્રગટ કરતાં કહ્યું કે જો આજે પણ અમારા મઠાધિશો, પ્રવચનકારો તેમજ કિર્તનકારો ન જાગ્યા અને ભારતીય સંસ્કૃતિના રક્ષણ પ્રત્યે ઉપેક્ષા જ રાખવામાં આવશે તો આવતી કાલે એમનાં કથા કિર્તનો સાંભળશે કોણ? કોણ એમના પગ પૂજશે?

ઇસાઇયતના અનુચિત એવં અરાષ્ટ્રીય પ્રચાર તથા પ્રભાવને રોકી ભારતીય સંસ્કૃતિના પુનરુત્થાન અને પ્રચારમાં મસુરાશ્રમ દ્વારા થતાં કાર્યનું [illegible] કરતાં તેમણે કહ્યું કે જો જનતા સાચા અર્થમાં અને સાચા હૃદયથી આ દિશામાં કંઇક કરવા ઇચ્છા રાખતી હોય તો કમમાં કમ પોતાનું એક એક બાળક આ કાર્ય માટે આશ્રમને સમર્પણ કરે અને જુવે કે "कृण्वन्तो विश्वमार्यम्" વાળી આર્ય સંસ્કૃતિ ફરીથી એક વખત સમસ્ત સંસારમાં ગાજી ઉઠશે.

( પાન ૭નું ચાલુ )

સમાજકા વાતાવરણ અવશ્ય પૈદા કિયા જાય.

૪–હિંદી તો અબ રાષ્ટ્રભાષા હૈ. ઇસકી શિક્ષા તો કિસી ન કિસી રુપમેં અબ હર સંસ્થામેં અનિવાર્ય સી હૈ કિન્તુ સંસ્કૃતકી સ્થિતિ સર્વથા સોચનિય હૈ. શિક્ષાકી નઇ યોજનાઓંસે સંસ્કૃત ઉન્નત નહીં હો રહી, પ્રત્યુત વસ્તુ સ્થિતિ યહ હૈ કિ સંસ્કૃત ઉનકે કારણ ધીરે-ધીરે સમાપ્ત હો રહી હૈ. હમારી ઇન સંસ્થાઓંમેં સંસ્કૃતકી શિક્ષા ઔર અપની સંસ્કૃતિકે પ્રચારકા વિશેષ પ્રબન્ધ કિયા જાએ.

૫–જહાં તક હો સકે, ઇન સંસ્થાઓંકે સાથ આર્ય સમાજ અપને છાત્રાવાસ ખોલે જિનકો "આર્ય વિદ્યાથી આશ્રમ"કા નામ દિયા જાય. બડે-બડે નગરોંમેં તો ઇનકી અત્યન્ત આવશ્યકતા હૈ, પ્રત્યુત જહાં હમારે સ્કૂલ ઔર કાલેજ ન હોં વહાંભી ઇસ પ્રકારકે વિદ્યાર્થી આશ્રમ અવશ્ય ખોલે જાયેં. ઔર ઉનમેં ગુરુકુલોંકે રહન-સહનકા પ્રચાર કિયા જાએ.

૬–ઇન સંસ્થાઓંમેં આર્ય કુમાર સભાયેં ઔર આર્ય યુવક સભાયેં અનિવાર્ય રુપમેં ચલાઇ જાય.

૭–સાધારણ સ્કૂલોં ઔર બાલિકાંકે સ્થાન પર યદિ આર્ય સમાજ પ્રાંતભરમેં અપની ઔરસે વિભિન્ન સ્થાનોં પર સામૂહિક રુપમેં ટેકનીકલ ઔર ટ્રેનિંગ સંસ્થાએ ખોલે જો લોગોંકી આજીવિકાકા સાધન હોં તો ઇસસે પ્રચારકી દૃષ્ટિસે આર્ય સમાજ ઉપયોગી કાર્ય કરસકતી હૈ, ઔર યદિ ઇસમેં કેવલ આર્યસમાજી બચ્ચોંકો પ્રવેશ મિલે તો ઔરભી અચ્છી બાત હૈ.

શિક્ષા ક્ષેત્રમેં હમારા દૂસરા કાર્ય ગુરુકુલોંકા હૈ. ઇસમેં સન્દેહ નહીં કિ ગુરુકુલોંસે આર્યસમાજકા સમ્બન્ધ કુછ અધિક નિકટકા સા હૈ કિંતુ માનના ચાહિયેકિ ગુરુકુલ અબ વે ગુરુકુલ નહીં રહે જિનકી આધાર-શિલા મહાત્મા મુન્શીરામજીને રખીથી. ઉનકા ઉદ્દેશ્ય ઇનસે વૈદિક ધર્મકે પ્રચારકે લિયે વેદોંકે વિદ્વાન પૈદા કરનાથા. આરંભમેં તો ઐસી આશાભી થી કિંતુ ધીરે-ધીરે યહ આશાયેં ધૂમિલ હોતી ગઇ. સમ્ભવતઃ ઇસ અસફલતાકા કારણ યહ થા કિ ઇસ લક્ષ્યમેં સાંસારિક આકર્ષણ નહીં થા. આર્ય સમાજિયોંને ગુરુકુલોંકે લિયે ધન તો દિયા, કિંતુ અપને બચ્ચે નહીં દિયે. ક્યોંકિ વે અપને બચ્ચોંકો જૈસા ભવિષ્ય ચાહતે થે વહ ગુરુકુલોંસે ઉન્હેં પ્રાપ્ત નહીં [illegible] આર્ય [illegible] હો સક[illegible] સમાજકે કાલિજ ગુરુકુલોંકી અપેક્ષા અધિક સર્વપ્રિય હુએ. ધીરે-ધીરે ગુરુકુલકે સ્નાતકોંકોભી અપને ભવિષ્યકી ચિંતા હોને લગી જિસકા યહ પરિણામ હુઆકિ વે અપની ઉપાધિયોંકે સરકારસે સ્વીકૃત કરનેકે સમ્બન્ધમેં સોચને લગે. પહલે ઉપાધિયાં સ્વીકાર હોને લગીં. અબ ગુરુકુલહી એક યૂનિવર્સિટીકા રુપ ધારણ કર રહા હૈ. મેરી સમ્મતિમેં અબભી કુછ નહીં બિગડા પ્રત્યુત જિન લોગોંકો અપને બચ્ચોંકે ભવિષ્યકી ચિંતા હુઆ કરતીથી, ઉસકાભી અબ પ્રબન્ધ હો ગયા હૈ. અબ તો ભારત ભરકે આર્યોંકો ગુરુકુલોંકા સંરક્ષણ કરના ચાહિયે. ઇસ સમ્બન્ધમેં અન્ય જિન બાતોંકી ઔર વિશેષ ધ્યાન દેના ચાહિયે વે ઇસ પ્રકાર હૈ :—

૧–ભારતભરકે ગુરુકુલોંકો ગુરુકુલ કાંગડીસે સમ્બન્ધિત કરા દેના ચાહિયે. યદ્યપિ યૂનિવર્સિટી એક્ટકે અનુસાર યહ બાત કુછ કઠિન હૈ કિન્તુ યદિ ઇસ સમ્બન્ધમેંભી પ્રયત્ન કિયા જાય તો ભારત સરકારકો ઇસકે લિયે મનાયા જા સકતા હૈ ક્યોંકિ ગુરુકુલ તો કિસી દૂસરી યૂનિવર્સિટીસે સમ્બન્ધિત નહીં હો સકતે. ઇસલિયે સરકારભી સમ્ભવતઃ ઇસે માનલે.

૨–યદિ ઐસા હો જાય તો સબકી એક પાઠવિધિ ઔર પાઠ્ય પ્રણાલી બનાઇ જા સકતી હૈ ઔર ફિર ઇનકે પ્રબન્ધ ઔર શિક્ષણકીભી દેખભાલ હો સકતી હૈ.

૩–સરકારકા અબભી ગુરુકુલકી શિક્ષણ વિધિમેં કોઇ હસ્તક્ષેપ નહીં. ગુરુકુલકે અધિકારિયોંકો ચાહિયેકિ વે અપની પ્રાચીન વિશેષતાઓંકો બનાયે રખેં.

૪–ગુરુકુલોંકે આશ્રમોંકો ઔર અધિક અચ્છા બનાનેકા [illegible] જાય, કિ [illegible] યુગકે નયે પ્રકાશસે પ્રત્યેક સ્થિતિમેં બચાયા જાયે, બ્રહ્મચર્યાશ્રમકે પાલનકા જિતના ઉચિત ઔર અધિક પ્રબન્ધ હો સકે ઉતના અચ્છા હૈ.

શિક્ષા ક્ષેત્રમેં હમારા તીસરા કાર્ય સ્ત્રી શિક્ષાકા હૈ. સ્ત્રી શિક્ષાકા આરમ્ભ આર્ય સમાજને કિયા ઔર અબ જો સ્થિતિ હૈ, ઉસકા સુધારભી આર્ય સમાજકે અતિરિક્ત કિસી દૂસરેસે નહીં હો સકતા. મેરી સમઝમેં આર્ય સમાજકો ઇસ સમ્બન્ધમેં નિમ્નલિખિત બાતોંકો ઔર ધ્યાન દેના ચાહિયે :–

૧–લડકિયોંમેં અધિકસે અધિક સાદગી લાનેકી આવશ્યકતા હૈ. ઇસ સમય જિતને ચુસ્ત ઔર નિત્ય નયે ફૈશનકે કપડોંકી લડકિયોંમેં પ્રથા પડ રહી હૈ, ઉસસે સ્ત્રી સમાજકા માન નહીં બઢ રહા. આર્ય સમાજકી કન્યા પાઠશાલાઓં ઔર કન્યા મહાવિદ્યાલયોંમેં ઇસ બાતકા વિશેષ ધ્યાન રખના ચાહિયે.

૨–કન્યાઓંમેં પઢ-લિખકર નૌકરી કરને ઔર કંવારા રહનેકી પ્રથા અધિક બઢ રહી હૈ. ઇન દોનોં બાતોંકે પરિણામ અધિક ભયાનક નિકલ રહે હૈં.

૩–સિનેમાને દેશભરમેં ચરિત્ર નિર્માણકી યોજનાકો બહુત પીછે ડાલ દિયા હૈ. લડકિયોંમેં ચરિત્ર બલ પૈદા કરનેકે લિયે ઉન્હેં આરમ્ભ સે ધાર્મિક શિક્ષા દી જાય તાકિ વે આગે ચલ કર ચરિત્ર ભ્રષ્ટ કરનેવાલે સબ પ્રકારકે આંદોલનોંકા મુકાબલા કર સકેં.

૪–સ્ત્રી શિક્ષાકા એક ઉદ્દેશ્ય ઉનમેં આત્મનિર્ભયતા પૈદા કરનાભી થા. કિંતુ ઇસ આત્મનિર્ભયતાકી માત્રા ઇનમેં ઇતની બઢ ગઇ હૈ કિ વે પુરુષોંકી ઉપેક્ષા કરને લગી હૈ. યહ ભાવનાહી દૂષિત હૈ. ઔર ઇસકે બહુત ભયંકર પરિણામ નિકલ રહે હૈ.

૫–યદિ હો સકે તો સ્ત્રી-પુરુષોં ઔર લડકે-લડકિયોંકે અલગ-અલગ પાઠ્યક્રમ નીયત કરાનેકા પ્રયત્ન હોના ચાહિયે.

મુઝે પૂર્ણ આશા હૈ કિ ઇન સબ ઉપરોલિખિત યોજનાઓંસે હમ અપને શિક્ષા-ક્ષેત્રમેં અભીષ્ટ ક્રાંતિ લા સકતે હૈં.

## ભવ્ય લગ્ન સમારંભ

અમદાવાદના પ્રસિદ્ધ આર્કિટેક્ટ અને એંજિનિયર, મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિસભાના ઉપપ્રમુખ શ્રી. એલ. કે. નંદવાણાના સુપુત્ર શ્રી. પ્રતાપભાઇનાં લગ્ન ગુરુકુલ વૃન્દાવનના સ્નાતક શ્રી. જયદેવજી આયુર્વેદ શિરોમણિનાં સુપુત્રી આર્યકન્યા વિદ્યાલય વડોદરાના સ્નાતિકા શ્રી. શોભના બહેન સાથે તા. ૬-૨-૬૫ને વસંતપંચમીના દિવસે આર્યકન્યા વિદ્યાલયના કંપાઉંડમાં ઊભા કરેલાં વિશાળ અને સુશોભિત મંડપમાં થયાં હતાં.

પાણીગ્રહણ સંસ્કાર શહેરના તેમજ બાહરના પ્રતિષ્ઠિત ગ્રહસ્થોની હાજરીમાં શ્રી. પં. આનંદપ્રિયજીના આચાર્યપદે મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના ઉપમંત્રી શ્રી. પં. દયાશંકરજી શર્મા તથા શ્રી. પં. ગૌતમજીએ કરાવ્યો હતો.

( પાન ૧૬નું ચાલુ )

नहीं है। पर खाद्य पदार्थों के भावों की भिन्नता से जनता में भेद-भाव पैदा हो रहे हैं। यहां दक्षिण में चोर बाजार में गेहूं दो सौ रु. क्विन्टल तक जाता रहा वहां उत्तरी भारत में सुना पच्चास से अधिक नहीं। कन्ट्रोल के भावों में भी बहुत अन्तर रहा दक्षिण भारत में यह विचार जनता में चल रहा है कि देश तो एक है फिर खाने के पदार्थों में यह भेद-भाव क्यों। लोग सरकार से पूछते हैं कि संकीर्णता, प्रांतीयता कहां है उत्तर में अथवा दक्षिण में। क्या यह इस बात का प्रमाण नहीं कि देशवासी एक साथ नहीं सोचते। उचित यही है कि खाद्य पदार्थ सारे देश में एक भाव पर मिलें। ऐसा होने से सब देशवासी एकता का लाभ उठायेंगे। आर्यसमाज [illegible] के किसी भी भाग में पीड़ा होने पर सहायता के लिए कर्मक्षेत्र में आगे आता रहा है। क्या भूखी जनता की पुकार अब उसके कानों में नहीं पड़ रही। देश आगे कैसे बढ़ेगा। ऋषि दयानन्द का भारत कैसे पनपेगा? इस पश्न पर हम सबको ऋषिबोध अवसर पर गम्भीरता पूर्वक विचार करना चाहिये।

# આર્ય સમાજ અબ ક્યા કરે ?

## શિક્ષા કા આધાર હૈ 'રાષ્ટ્ર કે ભવિષ્ય કા નિર્માણ !' ક્યા આર્ય સમાજ ઇસ ક્ષેત્ર મેં આજ ભી ક્રાંતિકારી પગ નહી ઉઠા સકતા ?

પ્રિંસીપલ રામચંદ્ર જાવેદ

( ગયા અંકથી ચાલુ )

જહાંતક આર્યસમાજકે સ્કૂલોં ઔર કાલેજોંકા સંબંધ હૈ, અબ ઉનમેં ઔર સરકારી સ્કૂલોં-કાલેજોંમેં કોઇ વિશેષ અંતર નહીં રહા. અબ હમારી સંસ્થાઓંકી શ્રેષ્ઠતાકા આધારભી કેવલ પરીક્ષા પરિણામ સમઝે જાતે હૈં. હિન્દી, સંસ્કૃત, ધર્મ શિક્ષા ઔર ભારતીય સંસ્કૃતિકે પ્રચારકી બાતે અબ યહાં ભી અનાવશ્યક સમઝી જાતી હૈ. ઇસલીયે ઉચિત રૂપમેં આર્યસમાજકે એક બહુત બડે સમુદાયકી ઓરસે યહ આવાજ ઉઠરહી હૈ કી અબ જબકી હમારી સરકાર અપની હૈ ઔર સરકારી તથા આર્ય સમાજી સ્કૂલોં-કોલેજોંમે કોઇ વિશેષ અન્તર નહીં રહા તો ક્યોં ન ઇન સંસ્થાઓંકો બંદ કર દિયા ઔર ઇન પર લગરહી આર્ય સમાજકી સમૂચી શક્તિકો કીસી દુસરે ઉપયોગી કાર્ય પર લગાયા જાય.

ગુરુકુલભી અપને પુરાને આદર્શો પર સ્થિર નહીં રહ સકે. પારસ્થિતીયોંને ગુરુકુલ કાંગડીકો યૂનિવર્સિટીકા રૂપ ધારણ કરને ઔર સરકારી સહાયતા લેને પર વિવશ કર દીયા હૈ. પરિણામ સ્વરૂપ ઉસકા વહ પુરાના આકર્ષણ નહીં રહા. દૂસરે ગુરુકુલોંકા આર્ય જનતાને પૂર્ણતયા સરક્ષણ નહી કિયા, પરીણામ સ્વરૂપ વે પ્રાયઃ અર્થ-સંકટકા શીકાર હો રહે હૈં.

ઇસે વિદેશી શિક્ષા પદ્ધતિકા પ્રભાંવ સમઝીયે અથવા વર્તમાન પરીસ્થાયોંકા પરિણામ. કિન્તુ યહ એક દુઃખદ સત્ય હૈ કી સ્ત્રી શિક્ષા કે સર્વથા વિરોધી પરીણામ નીકલ રહે હૈ. કિતને દુઃખકી બાત હૈ કી જીન દેવીયોં સે સીતા ઔર સાવિત્રી ... બનાવા, વે નીત નયે ફૈશનોંકી દૃષ્ટિસે ફીલ્મ એકટ્રેસોં કો ભી માત દે રહી હૈ. પર્દા ઉઠનેકા યહ પ્રભાવ હુઆ હૈ કી જીન દેવીયોંકો ગૃહલક્ષ્મી બનનાથા વે આજ દફતરોંકી રોનકેં બઢા રહી હૈ ઇસી કારણ ઇસ સમય સબ ઓરસે યહ આવાજ ઉઠ રહી હૈ કી સંસ્થાઓંકી ઉચ્ચશિક્ષા પર પાબન્દી લગાઇજાયે.

કહનેકી આવશ્યકતા નહી કી આર્ય સમાજકો શિક્ષાકે અપને ઇન તીનોં ક્ષેત્રોકે સમ્બન્ધમે નયે સિરે સે સોચને કી આવશ્યકતા હૈ. જહાં તક આર્ય સમાજકે સ્કૂલોં ઔર કાલિજોંકા સમ્બન્ધ હૈ, વહાં તક યહ સર્વ સમ્મત બાત હૈ કી યહાં અબ પહલેકી સી બાત નહી. સ્વર્ગીય મહાત્મા હંસરાજજી ઔર ઉનકે પશ્ચાત્ કે ત્યાગી તપસ્વી હેડમાસ્ટર ઔર પ્રિંસિપલ જીન્હોને આજીવન સદસ્ય કે રૂપમેં અપને બહુમુલ્ય જીવન ઇન સંસ્થાઓંકો અર્પણકિયે થે, અબ કહાં ? મિસ્નરી ભાવનાવાલે લોગ અબ આગે નહીં આ રહે હૈ. ઔર યહી કારણ હમારી ઇન સંસ્થાઓંકે આર્ય-સમાજકે લિયે ઉપયોગી ન હોનેકા હૈ. આર્ય શમાજકી યહ સબસે બડી ગલતી સમજીયે કી ઇસકી પૂર્ણ શક્તિ શંસ્થાઓંકે ખોલને પર લગી હૈ. કિન્તુ ઇસકે ખોલનેસે પહલે ઉનમેં કાર્ય કરને યોગ્ય આર્ય સમાજી કાર્યકર્તાઓંકો કદાચિત તૈયાર નહીં કિયા ગયા. યહી કારણ હૈ કી આજ જીન લોગોં કે હાથ મેં ઇન સંસ્થાઓંકા સંચાલન હૈ વે ઇસકે વાસ્તવિક લક્ષસે સર્વથા અનભિજ્ઞ હૈ. વે ઇન સંસ્થાઓંકો ચલાના માત્રહી ઇનકા ચરમ લક્ષ સમઝને હૈ પરિણામ સ્વરૂપ યે સંસ્થાયેં કિસીભી રૂપમેં આર્ય સમાજકે પ્રચારકા સાધન નહીં રહી આરંભમેં સંસ્થાયેં આર્ય સમાજકે લીયે થી, કિન્તુ અબ આર્ય સમાજ સંસ્થાઓંકે લીયે હૈ. અત્યંત દુઃખકી બાત યહ હૈ કી ઉદ્દેશકે ઇસ પરિવ...તા. આર્ય ... સમાજકા સારા નકશા બદલ કર રહ ગયા હૈ ઉદાહરણકે લીયે જબસે હમને અપના લક્ષ બના લીયા હૈ કી હમેં અપની યહ સંસ્થાયેં પ્રત્યેક સ્થિતિમેં ચલાની હૈ તબસે હમારી કાર્ય-પ્રણાલીમેં નિમ્નલીખીત પરીવર્તન આયે હૈ:

૧-અબ હમ ઇસ સમયકી સરકાર કો ચાહે વહ જૈસીભી કયોં ન હો, પ્રત્યેક સ્થિતિમેં સહયોગ દેના પસન્દ કરતે હૈ ક્યોંકો હમે ઉસસે અપના ઇન સંસ્થાઓકી ગ્રાન્ટે ઔર દુસરી કઈ પ્રકારકી સુવિધાયેં પ્રાપ્ત કરની હોતી હૈ.

૨-હમ દૂસરે મત-મતાન્તર કે સમ્બન્ધમેં પહલીસી આલોચના નહીં કર સકતે, ક્યોંકિ હમ ઉનકો નારાજ નહી કરના ચાહતે ? તાકિ ઉનકે બચ્ચે હમારી સંસ્થાઓંમેં શિક્ષા ગ્રહણ કરતે રહેં.

૩-યહાં તક કિ સબ લોગોં કી પ્રસન્નતા પ્રાપ્ત કરનેકે લીયે હમને અપની સંસ્થાઓમેં અપને ધર્મકી શિક્ષા તક ભી દેના બન્દ કર દિયા હૈ. પરિણામ સ્વરૂપ હમારી ઔર સરકારકી સંસ્થાઓંમેં નામમાત્રકા અન્તર રહ ગયા હૈ. કહીં-કહીં હમ ઇસ નામ તક કે ત્યાગનેકે લીયે ભી ઉદ્યત હો જાતે હૈ. સંક્ષેપમેં સંસ્થાઓંકે ઇસ મોહને હમેં આકાશસે પાતાલપર લા ખડા કીયા હૈ. કિન્તુ ઇસકે વિપરીત ઇસાઇ સંસ્થાયેં ઇસ દૃષ્ટિસે હમસે કહીં અધીક સફલ હૈ. વે સોચ-સમઝકર ઔર અપની નિશ્ચિત યોજનાકે અનુસાર અપની સંસ્થાયેં ખોલતે હૈ. આર ઉનકે ખોલનેસે પહલે ઉનમેં કાર્ય કરનેવાલે લોગોં કો ટ્રેંડ કરતે હૈ ઔર જીન કાન્વેન્ટ સ્કૂલોમેં હમારે બડેબડે લોગોંકે લડકે લડકિયાં પઢતે હૈં ઉનમેંભી ઇસાઇયતકા પ્રચાર અનિવાર્યરુપસે કરતે હૈં. ઇસલિયે નિજી રુપમેં, મૈં અબ ઇસ મતકા હો ગયા હૂંકિ-

૧-આર્યસમાજ અબ નઇ સંસ્થાયેં ન ખોલે.

૨-આર્યસમાજકે ઇસ સમયતક જિતને સ્કૂલ ઔર કાલિજ ખુલે હુએ હૈં. ચાહે વે કિસીભી પક્ષકી ઔરસે ક્યોં ન હોં, ઉનકા આર્ય-સમાજી-કરણ કિયા જાય. મેરા અભિપ્રાય યહ હૈકિ ઉનમેં આર્ય સમાજી કાર્યકર્તા એકત્રિત કિયે જાયેં. અથવા જો ઉનમેં કાર્ય કરતે હૈં ઉન્હેં આર્ય સમાજકે નિકટ લાયા જાય ઔર પુનઃ ઉનકે દ્વારા આર્ય સમાજકી ઇન સંસ્થાઓંકો આર્ય સમાજકે પ્રચારકા કેન્દ્ર બનાયા જાય.

૩-આર્ય સમાજ ઇન સંસ્થાઓંકે કામકા બોઝ કદાચિત અપને ઉપર ન લે ઔર જહાં-જહાં સ્કૂલ ઔર કાલેજ ઘાટે પર ચલતે હોં ઉન્હેં યા તો સરકારકો સૌંપ દિયા જાય અથવા બન્દ કર દિયા જાય. હાં, જો સ્કૂલ ઔર કાલેજ અપને પાંવ પર ખડે હૈં ઔર અપના કામ પૂરા કર સકતે હૈં, ઉન્હેં ચલાયા જાય કિન્તુ ઉનમેં આર્ય

( જુઓ પાન ૬ )

Regd. No. G/374



# મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના ટ્રસ્ટી તથા ઉપમંત્રી



**શ્રી ડૉ. કનૈયાલાલ જોશી**

શ્રી ડૉ. કનૈયાલાલ જોશીના નામથી કદાચ મહારાષ્ટ્રનું આર્ય જગત બરાબર પરિચિત નહીં હોય પણ ગુજરાત અને સૌરાષ્ટ્ર તો તેમનાં નામથી ખૂબ જ જાણીતું છે. સૌરાષ્ટ્રમાં તો ભાગ્યે જ કોઇ શહેર કે ગામડું હશે જે ડૉ. કન્હૈયાલાલભાઈની નિસ્વાર્થ સેવાઓથી પરિચિત ન હોય.

શ્રી જોશીજી રાજકોટના વતની હોઇ તેમણે આખા સૌરાષ્ટ્રને પોતાની સેવાઓનું ક્ષેત્ર બનાવ્યું છે. તેમની પાછલા ત્રીસ પાંત્રીસ વર્ષની અવિરત સેવાઓથી આકર્ષાઇ જનતાએ વખતોવખત માનપત્રો આપી તેમની સેવાઓની કદર કરવાની પવિત્ર ફરજ બજાવી છે.

સ્વ. શ્રી ગૌરીશંકર જોશીએ પોતાના પુત્રને યથાયોગ્ય આર્ય સંસ્કારોથી સુસજ્જીત કરી જોશીની મહર્ષિ દયાનન્દના વૈદિક સિદ્ધાન્તોના પ્રચાર અને પ્રસાર માટે આર્ય સમાજના ચરણે કીમતી ભેટ ધરી છે તે માટે સુયોગ્ય પિતાના સુયોગ્ય પુત્ર માટે આર્ય જગત ગૌરવ અનુભવે તે તદ્દન સ્વાભાવિક છે.

શ્રી જોશીજી ન્હાનપણથી જ આર્ય સંસ્કારોમાં ઉછરેલા. તેમનો ઉત્સાહ તથા આર્યત્વની ધગશ અનુકરનીય છે, એટલું [illegible] પ્રેરણાદાયી પણ છે. તેમના જીવનમાં નિરાશાએ તો કોઇ દિવસ ડોકીયું કર્યું હોય એમ દેખાતું જ નથી. જ્યારે જુઓ ત્યારે હસતું મોઢું જ જોશો. છતાં સત્યને છેહ દેવાનું તેમને કોઈ કાળે ગમતું નથી. કોઈ પણ વાત સાંભળીને સંભાળપૂર્વક તેની તપાસ કરી નિર્ભિકપણે કહેવામાં તેઓ કોઈ દિવસ પાછી પાની કરતા નથી.

શ્રી ડૉ. કન્હૈયાલાલ જોષી મહર્ષિ દયાનંદના ભક્ત તો છે જ પણ સાથે સાથે પોતાના વ્યવસાયમાં પણ નિષ્ણાત છે. તેઓ "અમેરિકાની ઇંટર નેશનલ કોલેજ ઓફ ડેન્ટીસ" સંસ્થા તરફથી F. I. C. D. અને "સ્વર્ણચાવી" જેવી માનાર્હ પદવીઓ પ્રાપ્ત કરેલા દાંતના પ્રખ્યાત ડોકટર છે. સ્થાનિક પદ્મકુંવરબા હોસ્પિટલ તથા વેસ્ટ હોસ્પિટલમાં લગભગ પાછલા ત્રીસ વરસથી કીમતી તથા માનદ સેવાઓ આપી રહ્યા છે.

પોતાના ધંધામાં સંલગ્ન હોવા છતાં મહર્ષિની અનન્ય ભકિતથી તરબોળ હોવાને લીધે આર્યસમાનું સુકાન પણ કુશળતાપૂર્વક સંભાળી રહ્યા છે. વૈદિક સિદ્ધાન્તોનો પ્રચાર તેમના જીવનનું ધ્યેય છે. ન્હાના બાળકોમાં આર્ય સમાજનો રંગ લાગે એટલા માટે જ શંકરાનન્દ શિશુવિહાર, મહર્ષિ દયાનન્દ વિદ્યાલય ચલાવી રહ્યા છે. સાથે સાથે બહેનોમાં જાગૃતિ આવે એટલા માટે શિવણ-ઉદ્યોગ પ્રવૃત્તિ પણ ચલાવી રહ્યા છે. તે સિવાય આબાલવૃદ્ધોને સારું વાંચન મળી રહે તે માટે એક સુંદર પુસ્તકાલયની પણ સ્થાપના કરેલી છે.

શહેરની તેમ જ પ્રાન્તની રાષ્ટ્રીય પ્રવૃત્તિઓમાં તેમનો યથાયોગ્ય ફાળો હોય છે જ. રોટરી કલબ જેવી આંતરરાષ્ટ્રીય સંસ્થાના આશ્રયે 'રૂરલ અર્બન કમિટી'ના પ્રમુખસ્થાનેથી તેમણે કરેલી સેવાઓ ચિરસ્મરણીય રહેશે. એમાં શંકા નથા.

શ્રી ડૉ. જોશી મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના ટ્રસ્ટી તથા ઉપમંત્રી હોવા છતાં સૌરાષ્ટ્રની આર્ય પ્રવૃત્તિઓના દિવાદાંડી સમાન પ્રકાશ સ્તંભ હોવા ઉપરાંત ઉત્સાહી, [illegible] મધુરભાષી કાર્યકર્તા હોવાથી સર્વપ્રિય બન્યા છે.

ભગવાન શ્રી ડૉ. કન્હૈયાલાલભાઇ જોશીને સુયશ, સુકીર્તિ તથા દીર્ઘાયુષ્ય આપો એ જ મંગલ કામના.

**માધવેન્દ્ર શાસ્ત્રી**

# હવે અમારે શું કરવું જોઇએ

( લે. શ્રી. પં. ગંગાપ્રસાદજી ઉપાધ્યાય )

પ્રત્યેક આર્યે અને આર્યસમાજે ફરીથી વૈજ્ઞાનિક ઢંગથી આર્યસમાજનો વિચાર કરવો જોઇએ. વર્ષોથી ચાલી આવતી પરિપાટીઓનો સાવધાનીથી તેમજ નિષ્પક્ષપાતપણે સમીક્ષણ કરવાની આવશ્યકતા છે જે રીતો અસામયિક તથા જૂની થઇ ગઈ ગઇ હોય તે છોડી દેવી જોઇએ. લકીરના ફકીર થવાનો કોઇ અર્થ નથી.

( ૧ ) પ્રાન્તીય સભાઓ તેમજ સાર્વદેશિક સભાનાં પ્રવર્તતા મનોમાલિન્યને વહેલામાં વહેલી તકે દૂર કરી દેવું જોઇએ. જો બેઉ પક્ષોમાં સમાધાન થઇ જાય તો પ્રચારમાં કંઇક ગતિ વધશે એમાં શંકા નથી.

( ૨ ) સમાજો દ્વારા કેટલીક એવી સંસ્થાઓ ચાલે છે જેનાથી આર્યસમાજની શિક્ષા તેમજ પ્રચારના કાર્યમાં રૂકાવટ ઊભી થઇ છે, માટે એવી સંસ્થાઓ ઉપર નિયંત્રણ મૂકવાની આવશ્યકતા છે.

( ૩ ) આર્યસમાજે પ્રારંભમાં સમાજસુધારનાં ઘણાં કામો ઉપાડેલાં. તેઓ ખૂબ ફાલ્યાં અને ફૂલ્યાં પરંતુ પાછળથી રોકાઇ ગએલાં નજરે પડે છે. તેમાંનાં કેટલાક કામો જોયા પછી મને એમ લાગ્યા કરે છે કે આર્યસમાજ ભીંડાના પાતળા છોડ જેવો છે, જે પહેલાં તો ઝપાટાથી વધે છે ફાલે છે અને ફળે પણ છે. પરંતુ બે અઢી ફૂટ વધ્યા પછી થંભી જાય છે. આર્ય સમાજની પાછલા ૯૦ વર્ષની ગતિવિધિ ઉપર નજર નાખશો તો દરેક દિશામાં ભલે પછી તે સમાજસુધાર હોય કે શિક્ષા સુધાર હોય બધે જ આરંભે શૂરા જેવી સ્થિતિ દેખાશે. આ પરિસ્થિતિ ઉપર અમારા નેતાઓએ અવશ્ય વિચાર કરવો જોઇએ.

( ૪ ) અમારે સાહિત્ય નિર્માણમાં ધ્યાન રાખવું જોઇએ કે જનતાને ભ્રમમાં રાખનારાં કયાં કયાં

( જુઓ પાન ૩ )

## આર્ય-પ્રકાશની માલિકી અને તેને અંગેની અન્ય માહિતી

### ફોર્મ નં. ૪ રૂલ નં. ૮

| | | |
|---|---|---|
| (૧) | પ્રકાશન સ્થળ | : ચેતના પ્રેસ પ્રાઇવેટ લિમિટેડ, નવા બજાર, વડોદરા |
| (૨) | પ્રકાશનની સામયકિતા | : સાપ્તાહિક |
| (૩) | મુદ્રકનું નામ | : બાલકૃષ્ણ પ્રેમજી ત્રિવેદી |
| | રાષ્ટ્રીયતા | : હિન્દી |
| | સરનામું | : મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા, : કારેલી બાગ, વડોદરા. |
| (૪) | પ્રકાશકનું નામ | : બાલકૃષ્ણ પ્રેમજી ત્રિવેદી |
| | રાષ્ટ્રીયતા | : હિન્દી |
| | સરનામું | : મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા, કારેલી બાગ, વડોદરા. |
| (૫) | તંત્રીનું નામ | : વિષ્ણુભાઇ મણિલાલ ભટ્ટ |
| | રાષ્ટ્રીયતા | : હિન્દી |
| | સરનામું | : મુંબઈ [illegible] આર્ય પ્રતિનિધિ સભા, કારેલી બાગ, વડોદરા. |
| (૬) | અખબારના માલીકનું નામ તથા સરનામું | મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા, કારેલી બાગ, વડોદરા. |

હું બાલકૃષ્ણ પ્રેમજી ત્રિવેદી આથી જાહેર કરું છું કે ઉપર દર્શાવેલી વિગતો મારી જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૬-૩-૬૫

બાલકૃષ્ણ પ્રેમજી ત્રિવેદી
મુદ્રક તથા પ્રકાશક

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૬ માલીકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.



श्री आचार्य जी, गुरुकुल कांगडी
जि. सहारनपुर, (उ. प्र.)

રજી. નં. જી/૩૭૪

२६-४-६५


॥ ओ३म् ॥

# आर्यप्रकाश

ऋग. यजु. साम. अथर्व.

મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ | તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ | [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] | સૃષ્ટિ સંવત ૧,૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ ચૈત્ર વદ ૮ન શનિવાર તારીખ ૨૪—૪—૧૯૬૫ | [ અંક ૪થો


# સ્વતંત્રતા કે સ્વચ્છન્દતા

સેંકડો વર્ષોથી ચાલતી આવતી ગુલામીની ભયંકર યાતનાઓ વેઠયા પછી મહાન પુરૂષોના બલિદાન અને ત્યાગના પ્રતાપે સન ૧૯૪૭માં ભારતને આઝાદી મળી. ભારતીય જનતા ના સદિયોના મનોરથ [stamp] થયા. જનતાને આશા હતી કે સ્વાતંત્ર્ય સૂર્યનાં દર્શન [stamp] પછી દેશમાં પ્રાચીન યુગ આવશે. દેશમાં ફરીથી ઘી દૂધની નદિયો વહેવા લાગશે. અન્ન વગર કોઇ ટળવળશે નહીં. ચિંથરેહાલ કોઇ જોવા નહીં મળે. ધાર્મિકતા અને પ્રમાણિકતાનું રાજ્ય થશે. ઋષિમુનિયોની પરંપરા અને સતયુગનો પ્રારંભ થશે. એટલે કે લીલાલહેર થશે અને કોઇ દુઃખી નહીં હોય.

[torn] ઠઇ કે અવળીજ બની રહી છે. સ્વરાજ્ય મળે સત્તર વર્ષ થયાં છતાં દુઃખના ડુંગરો હળવા થવાને બદલે દિનપ્રતિદિન વધતા જ જાય છે. ટૂટયું ફૂટયું સ્વરાજ્ય તો મળ્યું પણ સુરાજ્યનું નામોનિશાન કહીં દેખાતું નથી. જનતામાં ઉત્સાહને બદલે નિરાશાનાં વાદળોની ઘેરી છાયા ફરી વળી છે. જ્યાં જુઓ ત્યાં અનાજનાં વલખાં, કપડાંનાં વલખાં, તેલનાં વલખાં, છાપરાનાં વલખાં, એવાં જાતજાતનાં વલખાં અને વધતી [stamp] ગરીબી સિવાય કંઇ [stamp] નથી.

[stamp] બીજી બાજુએ દુશ્મનો [stamp] કરી રહ્યા છે. એક બાજુએ ચીન અને બીજી બાજુએ પાકિસ્તાન નિત નવાં અડપલાં કરી રહ્યા છે. ચીને ભારતના સીમાડાઓ ઉપરની હજારો માઇલ જમીન પચાવીને નવી નવી ચોકીઓ ઊભી કરી આગળ ધપવાનો પ્રયત્ન કર્યો છે, તો પાકિસ્તાને પણ તેની સાથે સાંઠગાંઠ કરી કાશ્મિર અને કચ્છમાં ધમપછાડા કરવા [torn] માંધાતાઓ છાશવારે અમેરિકા, રૂસ, ઈજીપ્ત વગેરે દેશોમાં આંટાફેરા કરતા હોય છે પણ કોઈ દાદ દેતું નથી. અને તીવ્ર ગતિથી રાજ્યતંત્ર કથળી રહ્યું છે.

આર્થિક મૂંઝવણનો પાર નથી. અબજો રૂપિયાનું દેશ ઉપર વિદેશોનું દેવું છે. ફુગાવો વધી રહ્યો છે. મોંઘવારી એટલી વધી રહી છે કે સામાન્ય જનતાની સ્થિતિ કફોડી થતી જાય છે. મધ્યમ વર્ગ આર્થિક ભીંસમાં પિસાઈ રહ્યો છે. તેના તરફ કોઇને જોવાની ફુરસદ નથી.

રાજ્યતંત્રજ સડેલું છે એવું નથી પ્રજામાં પણ અઘોરવૃત્તિએ ભયંકર અડ્ડો જમાવ્યો છે. ભ્રષ્ટાચાર, અનાચાર, અને દુરાચારે માઝા મુકી છે. રાજકર્તાઓજ લૂંટમાં પડયા હોય ત્યાં પ્રજાનું પુછવુંજ શું. સાધારણ કામ કરાવવું હોય તો પણ લાલચ આપ્યા સિવાય ચાલતું નથી. પરમિટ અને લાયસન્સનું રાજ્ય છે. પરમિટ વગર કોઇ વસ્તુ મળે નહીં. [torn] પાળાબજાર, અને લાલબજારના રાફડા ફાટયા છે. દેશના કરોડો રૂપિયા માલદારોના કબાટોમાં સડી રહ્યા છે, કાળાં નાણાંનો ઉપયોગ થોડો ઘણો ઈશ્વરકૃપા, કૃષ્ણકૃપા, ગાયત્રીકૃપા, અને યજ્ઞકૃપાના નામે મિલકતો વસાવવામાં થઈ રહ્યો છે. પ્રધાનો લાખો અને કરોડોની સમ્પત્તિ ભેગી કરીને માલેતુજાર બન્યા છે, અને બની રહ્યા છે. રાજનીતિજ્ઞોની વાત તો જવા દો. સમાજ સેવકોમાં પણ આ સડાએ પગપેસારો કર્યો છે. ગૃહપ્રધાન શ્રી. નંદાની છત્રછાયામાં ચાલતો ભારતસેવક સમાજ પણ આ બદીઓથી બચી શકયો નથી. હમણાંજ સમાચાર પત્રોમાં ભારતસેવક સમાજના કરોડોના ગોટાળા સાંભળી કોઈ પણ સમાજ સેવકનું માથું નીચું થયા સિવાય રહે નહીં. સમાજસેવાના નામે ચાલતા આ ગોરખધંધાઓ પતનની પરાકાષ્ઠાજ ગણવી રહી. જ્યાં સંસ્થાઓના ચોકીદારોજ સંસ્થાઓને ચુસી ગજવાં તર કરવા મંડી પડે ત્યાં બીજા પાસેથી આશા [torn] વી નકામીજ છે.

આજે તો કોઈ પણ ક્ષેત્ર એવું નથી જ્યાં સડો, ઘોટાળો, અને લૂંટના બનાવો નબ નતા હોય, ભલે પછી તે રાજકીય સંસ્થા હોય, કે સામાજિક હોય. ઋષિમુનિઓના ધવલ

( જુઓ પાન ૭ )

# મહર્ષિ દયાનન્દે સમજાવેલું ઇશ્વરનું સ્વરૂપ

(શિવપૂજનસિંહ કુશ઼ામહાભાસ્ય)

આર્ય સમાજના દસ નિયમોમાં બીજો નિયમ આપીને મહર્ષિએ આર્યસંસ્કૃતિનો સાચો આદર્શ ઇશ્વર ઉપાસના માટે. 'ઇશ્વર' વિષેની સાચી સમજણ આપી છે. દ્વિતીય નિયમ, "ઇશ્વર સચ્ચિદાનંદ સ્વરૂપ, નિરાકાર, સર્વશક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનન્ત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અભય, નિત્ય, પવિત્ર અને સૃષ્ટિકર્તા છે. તેની ઉપાસના કરવી યોગ્ય છે. આપણે પ્રથમ 'ઇશ્વર' શબ્દનો શાસ્ત્રીય રીતે વિચાર કરીએ. ईश्वरः (ईश ऐश्वर्ये) આ ધાતુથી ईश्वर શબ્દ સિદ્ધ થાય છે. य ईष्टे सर्वैश्वर्यवान् वर्तते स ईश्वर " જેમાં સત્ય, વિચારશીલ જ્ઞાન અને અનન્ત ઐશ્વર્ય છે તેથી તે પરમાત્માનું નામ "ઇશ્વર" છે (સત્યાર્થ પ્રકાશ-પ્રથમ-સમુ.) "ઇશ્વર" એ પરમાત્માનું નામ છે તેની~~પુષ્ટિ~~ માટે અનેક પ્રમાણો મળી શકે છે. यो भूतः सर्वस्यैश्वरो यस्मिन्त्सर्वं प्रतिष्ठित (અથર્વ-૧૧-૪) જે મહાન, સત્તાવાન્, સ્વયમ્ભુ, સર્વના ઇશ્વર છે અને જેના પર સમસ્ત સંસાર આશ્રિત છે. ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति (ગીતા-૧૮) હે અર્જુન! ઇશ્વર સર્વ-પ્રાણીઓના હૃદયમાં રહે છે. માંડુકોપનિષદ્‌ની કારિકામાં શ્રી ગૌડપાદાચાર્યજી લખે છે કે प्रणवं ह्रीश्वरं विद्यात् सर्वस्य हृदि संस्थितम् -सर्वव्यापिनमोंकारं मत्वाधीरोन शोचति (કા. ૨૮) પ્રણવને ઇશ્વર જાણો, જે સર્વના હૃદયમાં સ્થિત છે. તે સર્વવ્યાપક ઓંકારને માનીને ધીર પુરૂષ શોક પામતા નથી. ઉપર પ્રમાણે "ઇશ્વર" શબ્દની વ્યાખ્યા આપ્યા પછી "સચ્ચિદાનંદ સ્વરૂપ" શબ્દની વ્યાખ્યા જોઇએ.

સચ્ચિદાનંદ સ્વરૂપ આ પદમાં સત્-ચિત અને આનંદ. ત્રણ શબ્દોથી ઇશ્વરનું સ્વરૂપ જણાવ્યું છે, તાત્પર્ય એજ કે તે ઇશ્વરનાં વિશેષણ છે. પ્રથમ સત્ શબ્દનો વિચાર કરીએ, अस् भुवि આ ધાતુથી 'સત્' શબ્દ સિદ્ધ થયો છે "यदस्ति त्रिषुकालेष न बाध्यते तत्सद् ब्रह्म" જેનો વર્તમાન, ભૂત અને ભવિષ્ય કાલમાં બાધ થતો નથી તે પરમેશ્વરનું નામ સત્ છે. तद्यत्सत्तदमृतम् (છાંદો.) આ પંક્તિ પર શ્રી શંકરાચાર્યજીનું ભાષ્ય થયું છે તેઓશ્રી લખે છે કે तत्तत्र यत्सकारस्तदमृतं सद्ब्रह्मामृतवचाकत्वादमृतं अेव सकरास्तकारान्तो निर्दिष्टः અર્થાત-સદ્‌બ્રહ્મજ અમૃત વાચક છે.

वेनस्तत्पश्यान्निहितं गुहा सद्यत्र विश्वं भवत्येकनीडम् (વા. ય. ૩૨.) અર્થાત્ (वेनः मेधावी विद्वान् ३) ને બ્રહ્મને જે હૃદય ગુહામાં નિહિત

લેખક :
**શ્રી વશિષ્ઠજી, રાજકોટ**

તથા (સત્) સર્વ કાલમાં વર્તમાન નિત્ય છે તેને દેખે છે. चित्-(चिति संज्ञाने) આ ધાતુથી चित् શબ્દ સિદ્ધ થાય છે यः चेतयति चेताति संज्ञापयति सर्वान् सज्जनान् योगिनस्तच्चित्परं ब्रह्म" જે ચેતન સ્વરૂપ સર્વ જીવોને સત્યાસત્યના જણાવનારા છે તેથી તે પરમાત્માનું નામ "ચિત" છે.

आनन्द-(टुनदि समृद्धौ) आङ् પૂર્વક આ ધાતુથી આનંદ શબ્દ બન્યો છે. आनंदति सर्वे मुक्ता अस्मिन् यद्वा यः सर्वान् जीवान् आनन्दयति स आनन्दः જે આનંદ સ્વરૂપ છે જેમાં સર્વમુક્ત જીવ આનંદને પ્રાપ્ત કરે છે અને જે સર્વ ધર્માત્મા જીવોને આનંદયુક્ત કરે છે તેથી ઇશ્વ નામ આનંદ છે. विज्ञानमानन्दं ब्रह्म। (બૃહ.) વિજ્ઞાન અને આનન્દ આ બન્ને પરમાત્માનાં નામ છે. બીજા શબ્દોમાં કહીએ તો પરમાત્મા વિજ્ઞાનસ્વ[illegible] સ્વરૂપ છે. आनन्दं [illegible] व्याजानात् (તૈત્તિરીયો૦) આનન્દને બ્રહ્મ જાણો. અતએવ સત + ચિત + આનન્દ આ ત્રણેય શબ્દોનાં વિશેષણથી પરમાત્માને "સચ્ચિદાનન્દ" સ્વરૂપ કહે છે. આ વૈદિક દષ્ટિથી પ્રતિપાદન કર્યા પછી જે મિત્રો પુરાણની શ્રદ્ધા ધરાવતા હોય તેમના સમક્ષ પુરાણ અને પુરાણો સાથે સંબંધ ધરાવનારાં બીજા ગ્રંથોનાં પ્રમાણો પણ હું અત્ર આપું છું. "निर्गुणः सच्चिदानद (ગરૂડ પુ. ૧૬) ब्रह्मैवाहं समः शान्तः सच्चिदानन्द लक्षणः (તત્વબોધ બ્રહ્મનિરૂપણ) सच्चिदानन्दरूपाय" (ગોપાલ તાપિની ઉ.) अेतद् ब्रह्मात्मिकाः सच्चिदानंदाख्या इत्युपासितव्यम् (રામોત્તર તાપિની ઉ.) आनन्दमयोभ्यासात् (વૈશે. ૧-૧-૧૨) "आनन्दादयः प्रधानस्य" (વેદાંતદર્શન. ૩।૩।૧૧). હવે જોઇએ નિરાકાર શબ્દની વિસ્તૃત વ્યાખ્યા-निर અને आङ् પૂર્વક (डुकृञ्करणे) આ ધાતુથી "નિરાકાર" શબ્દ સિદ્ધ થાય છે निर्गत आकारात् स निराकारः જેનો કોઇ પણ આકાર નથી અને કોઇ પણ પ્રકારે શરીર ધારણ કરતા નથી તે માટે પરમાત્માનું નામ "નિરાકાર" છે. निर्गत आकारात् सः निराकारः આ પંક્તિ અષ્ટાધ્યાયી સૂ. ૨-૨-૧૮નાં વાર્ષિક "निरादयः कान्ताद्यर्थे पंचम्या" થી સિદ્ધ છે. પરમાત્મા નિરાકારજ છે. તે માટે વેદમાં સબળ પ્રમાણ છે જુઓ-વાજસનેયી યજુર્વેદ અ. ૪૦ "स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरं शुद्धमपापविद्धम्। कविर्मनिषी परिभूः स्वयम्भूर्याथातथ्यतोऽर्थान्व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः (ય. અ. ૪૦) આ મંત્ર પર મહર્ષિ દયાનંદસ્વામીજીએ જે ભાષ્ય કર્યું છે તેથી પરમાત્મા નિરાકારજ સિદ્ધ થાય છે. પરન્તુ શ્રી મહીધરાચાર્ય અને શ્રી શંકરાચાર્યજીએ પણ મહર્ષિ દયાનંદનાં ભાષ્યને અનુકૂળજ ભાષ્ય કર્યું છે પ્રથમ જોઇએ શ્રી મહીધરાચાર્યજીનું ભાષ્ય- "य अेवमात्मानं पश्यति स ईदृशं ब्रह्म पर्यगात् परिगात् परिगच्छती, प्राप्नोतीत्यर्थः જે આ પ્રમાણે આત્માને જુએ છે (દેખે છે) તેજ બ્રહ્મની પ્રાપ્તિ કરે છે. "शुक्रं शुद्ध

(જુઓ પાન ૪)




તંત્રીસ્થાનેથી

## રાષ્ટ્રઋણ અને આર્યસમાજ

દેવર્ષિ દયાનંદને મન રાષ્ટ્રઋણ સૌથી અગ્રસ્થાને હતું. વેદર્ષિ વિરજાનંદને તો વેદવિદ્યા પારંગત થનાર શિષ્ય દયાનંદ મળ્યા પણ માતૃપિતૃ ઋણ અદા કરી ન શકવાથી પોતાને જીવનભર સુયોગ્ય શિષ્ય મળ્યો નહિ અને મળશે જ નહિ એવી તીવ્ર હૃદયવ્યથાથી વ્યથિત ઇશ્વર ભક્ત દયાનંદની અનંત શ્રદ્ધા હતી કે, " આર્ય સમાજમાં એવા મનુષ્યો જરૂર પ્રગટશે જે મારા પરમ લક્ષ્યને પૂર્ણપણે રાષ્ટ્રઋણુ આર્ય સમાજ સિવાય કોઈ અદા કરી શકે તેમ નથી. "

પ્રાચીન કે અર્વાચીન રાજ્યનીતિના ગ્રંથો મુજબ " દેશ, ભાષા, જાતિ, ધર્મ અને સંસ્કૃતિ " પાંચેમાં એકનિષ્ઠ અનન્ય શ્રદ્ધા ધરાવનાર સમૂહને જ રાષ્ટ્ર કહી શકાય. આ સેતુ હિમાચલ ભારતને જન્મભૂમિ, સંસ્કારભૂમિ માનનાર સ્વદેશ અને સ્વભાષાનિષ્ઠ ભારતીય-આર્ય-હિન્દુ જાતિમાં જન્મી વૈદિક આર્ય સંસ્કૃતિના પુનરૂત્થાન તથા ભારતીય રાજકીય, આર્થિક, ધાર્મિક, ભાષાકીય અને સાંસ્કૃતિક સ્વરાજ્ય દ્વારા વિશ્વ કલ્યાણ સાધવાના દયાનંદજીના ભગીરથ પ્રયાસની શક્તિમત્તા એ જ આર્ય સમાજ દ્વારા રાષ્ટ્રઋણ ફેડયું છે. એટલું અન્ય કોઈ સંસ્થાએ કે વ્યક્તિએ ફેડયું નથી કે ફેડી શકે તેમ નથી. આજે પણ આર્ય સમાજની પૂર્ણ રાષ્ટ્ર દષ્ટિનો કોંગ્રેસ સુદ્ધાંતમાં અભાવ હોવાથી જ દેશ દુશ્મનોથી ઘેરાઈ રહ્યો છે અને ત્રિપાંખી આક્રમણનું શિકાર બિન્દુ બની ગયો છે. ચીન, પાકિસ્તાન અને સામ્યવાદી-કોમવાદી ભારત-દ્રોહી દેશવાસીઓ સ્વરાજ્ય નષ્ટ કરી દેવા અનેક તરકીબો અજમાવી રહ્યા છે. આર્ય સમાજની અલૌકિક શક્તિ જ એનો મુકાબલો કરી શકે તેમ છે. અન્ય સંસ્થાઓ, બળો અને વ્યક્તિઓ એ વિકરાળ આક્રમણની આગળ વામનજીઓ જ માત્ર જણાય છે. જનસંઘ પણ આર્ય સમાજના પ્રકાશે પ્રગટાવેલ રાષ્ટ્રશક્તિ છે. શ્રદ્ધાનંદજી અને શ્યામાપ્રસાદના બલિદાન યજ્ઞનો એ આશીર્વાદાત્મક અવશેષ છે.

આર્યસમાજે એકલે હાથે નીચે મુજબ રાષ્ટ્રઋણ ફેડયું છેઃ-

### [illegible] સાધના

( ૧ ) સુરાજ્ય સ્વરાજ્યનો વિકલ્પ નથી. સ્વરાજ્ય જ રાષ્ટ્રનું સર્વપ્રથમ ધ્યેય છે સ્વદેશી અને દેશપ્રેમ રાષ્ટ્રીય સ્વતંત્ર્યના સાધન છે એવી સર્વ પ્રથમ ઘોષણા આર્ય સમાજની વેદી ઉપરથી દેવર્ષિ દયાનંદ અને તેમના આર્ય સમાજે જ કરી.

(૨) પ્રજાતંત્ર પદ્ધતિના સંસ્થાકીય બંધારણ દ્વારા સંગઠન-શક્તિનું મહત્વ બનાવી રાષ્ટ્ર ચૈતન્ય પ્રગટાવ્યું.

( ૩ ) હિંસક અને અહિંસક ક્રાંતિવીરો અને શહીદો આર્ય સમાજે પ્રગટાવ્યા છે એટલા કોઇ સંસ્થાએ પ્રગટાવ્યા નથી. આર્ય સમાજના જીવંત-જીવતા શહીદોની તો ગણના થઈ શકે તેમ નથી.

( ૪ ) આર્ય સમાજે પ્રગટાવેલી " વિશ્વાર્યક્રાંતિ "ની જ્યોત બૂઝાવવાને હજારો સીધા આડકતરા રાજકીય, ધાર્મિક, કોમી ઝંઝાવાતો-સરકારી બીનસરકારી તમામ રીતે વાઇ ચૂકયા છતાં આર્ય સમાજની રાષ્ટ્રજ્યોત અબૂઝ રહી વધુ જાજવલ્યમાન બનતી ગઇ છે.

( ૫ ) આર્ય સમાજે રાજનૈતિક યોગક્ષેમના આધાર સ્વરૂપ ધાર્મિક અને નૈતિક ઉન્નતિ સ્થિર કરીને દેશ અને સમાજને અનેક યોગ્યતમ નેતા અને કાર્યકર્તા આપ્યા.

( ૬ ) આર્ય સમાજનું અતુલનીય દઢ સંગઠન લોકપ્રશંસા અને સ્પર્ધાનો વિષય બન્યું.

### સ્વભાષા સાધના

( ૭ ) આર્ય સમાજે જ સર્વપ્રથમ હિન્દીને આર્ય ભાષાઓમાં સર્વપ્રથમ સ્વીકારાવરાવી રાષ્ટ્રભાષા પદે અભિષિકત કરી.

( ૮ ) આર્ય સમાજે જ ધાર્મિક, સામાજિક, રાજનૈતિક સ્વસ્થ નેતૃત્વ માટે પુષ્કળ પ્રમાણમાં સાહિત્ય ઉત્પન્ન કરી વિદ્વાન, શાસ્ત્રાર્થ મહારથી, ઉપદેશક, લેખક અને કાર્યકર્તા પેદા કર્યા.

( ૯ ) ગૂર્જરેશ્વર સયાજીરાવ મહારાજ દ્વારા ગુજરાતી માટે પણ દેવનાગરી લિપિ પ્રયુકત કરાવરાવી વડોદરા રાજ્યને ધર્મ-સમાજ રાજ્ય સ્વાતંત્ર્યનું સારથી બનાવ્યું.

( ૧૦ ) રાષ્ટ્રીય શિક્ષણની અલૌકિક સાધના કરી આર્ય સમાજે જ સર્વપ્રથમ દયાનંદીય શિક્ષણાલયો, સ્કૂલ કૉલેજો, ગુરુકુલો, ઉપદેશક મહાવિદ્યાલયોઃ કન્યા વિદ્યાલયો, વ્યાયામશાળાઓ, સાધનાસ્થળો, અનાથ શિક્ષાલયોદ્વારા, રાષ્ટ્ર ચેતના રાષ્ટ્ર ભાષાદ્વારા જાગ્રત કરી દયાનંદજીને રાષ્ટ્રભાષાના આદ્ય જનકનું સાર્થક પદ અપાવરાવ્યું.

### સ્વજાતિ સુધાર સાધના

( ૧૧ ) જન્મથી જાતપાતના અવનતિકારક ખ્યાલને સ્થાને લોક-પરલોકની ઉન્નતિ સાધી આપનાર વૈદિક વર્ણાશ્રમ વ્યવસ્થા સ્થાપવા તથા જન્મથી ઊંચનીચની માન્યતાને સ્થાને ગુણકર્મથી ઊંચનીચની ભાવના સ્થાપી આર્ય સમાજે જ સર્વપ્રથમ દલિતોદ્ધાર આદરી આર્ય જાતિની એકતા, અખંડિતતાનો ધ્વજ ફરકાવ્યો. માતાપિતાની સેવા, પતિવ્રત, પત્નીવ્રતની આર્યભાવનાઓ જાગૃત કરી-અનાથો-વિધવાઓની રક્ષા કરી-ત્યકતા-અપહૃતાઓ છોડાવી સમાજ રક્ષિતા આર્ય સમાજે જ અબલા રક્ષણની પ્રવૃત્તિદ્વારા બનાવી. આર્યજાતિ બળવાન, સુદઢ, સુરક્ષિત અને તે[illegible]રસંસ્કારી તમામ આક્રમણોનો મુકાબલો આર્ય સમાજે જ કર્યો.

### સ્વધર્મ-ઉન્નતિ-સાધના

( ૧૨ ) આર્ય સમાજે જ ધર્મને બુદ્ધિ અને આચરણનો વિષય બનાવ્યો. પરિણામે ધર્મનું ઉજ્જવલ સ્વરૂપ પ્રગટ થઈ લોકોનું કલ્યાણ થયું. સત્યજ્ઞાન અને સત્યકર્મની પ્રેરણા મળી. ન્યાયની સ્થાપના થઈ. સત્યની સ્થાપના થઈ. ધર્મના નામે થતા અત્યાચારો અને પાખંડો બંધ થવા લાગ્યા.

( જુઓ પાન ૬ )



# સાચો શિવ કયો ?

( લે. સુશીલા આર્યા એમ. એ. )

આર્ય જાતિ માટે સાચેજ શિવરાત્રી મંગલ રાત્રી સિદ્ધ થઇ છે. મૂળશંકરે તેજ રાત્રીએ વ્રત રાખેલું. તેમના પિતાજીએ તેમને ભોજન ન કરતાં ભક્તિભાવથી ઉપવાસ કરી શિવનાં દર્શન કરવા જણાવેલું. આવા નામ માત્રના ઉપવાસો તો આજે ભારતવર્ષમાં ઘેર ઘેર થાય છે. પરંતુ આ અપવાસો અને મૂળશંકરના અપવાસમાં મોટું અંતર છે. આજે તો અપવાસ ફક્ત પુણ્ય કમાવવા અથવા સ્વાદીષ્ઠ ફરાળોના લોભમાં કરવામાં આવે છે પણ મૂળશંકરના અપવાસની પાછળ કાંઇક મહત્વ છુપાયેલું નજરે પડે છે. તેઓ પાકા ધુની હતા, તેમજ અન્વેષક, તથા જાગરૂક હતા. તેમને એ તો ખબર હતી કે જાગરણથી જ શિવનાં દર્શન થાય છે. તેમને જાગરણનો મંત્ર આપવાવાળા તો ઊંઘી ગયા પણ મંત્ર લેનાર મૂળશંકર બરાબર જાગતો જ રહ્યો. પરિણામે "જો સોવત હૈ સો ખોવત હૈ, જો જાગત હૈ સો પાવત હૈ" અનુસાર સોનારાઓએ ખોયું અને જાગૃત શંકરને શંકર મળી ગયો, જાગરણના પ્રસાદરૂપે.

શું કોઈ મૂર્તિપૂજકે મૂર્તિઓ ઉપર ઉંદરોને દોડાદોડ કરતાં કે નૈવેદ્ય આરોગતા નથી જોયા ? જોયા તો છે પણ તેમના ચર્મચક્ષુ ખુલ્લા હોવા છતાં જ્ઞાનચક્ષુ બંદ છે. તેઓ ઊંઘે છે, તેથી જ જોવા છતાં નથી દેખતા. જ્ઞાનનું આ પર્વ એટલા માટે જ જાગરણનો સંદેશ આપવા દરવર્ષે આવે છે. ઉંઘતાને જગાડવા, બેસેલાઓને ઊભા કરવા, કર્મહીનોને કર્મની પ્રેરણા આપવી જ પર્યાપ્ત નથી. અમે જાગીએ તો છીયે છતાં ઘરમાં ચોર પેસી ગયા અને આપણે જોતા રહ્યા. જો ઊઠવાનું સાહસ નથી. પગમાં ચાલવાની શક્તિ નથી તો જાગવું ન જાગવું સરખું જ છે. વિચાર કરશો તો જણાશે કે મૂળશંકરને શિવની પ્રાપ્તી ફક્ત જ્ઞાન માત્રથી નહોતી થઇ. જ્ઞાન પ્રાપ્તી પછી કેટલીએ કઠોર કર્મ-પરીક્ષામાંથી તેમને પસાર થવું પડયું છે. ત્યારે જ સાચા શિવની સાધના સફળ થઇ. જ્યારે તેમને શિવની મહાનતામાં શંકા ઊભી થઇ ત્યારે તેમના પિતાશ્રી તરફથી જવાબ મળ્યો કે આ તો શિવની પ્રતિમા માત્ર છે, સાચા શિવ તો કૈલાસ ઉપર રહે છે. જવાબ સાંભળતાં જ મૂળશંકરને નક્કી કરવામાં વાર ન લાગી કે એ પ્રતિમાને પૂજવાથી કોઇ લાભ નથી તેમજ જે મળવાનું છે તે તો સાચા શિવને પ્રાપ્ત કરવાથી જ મળશે. મૂળશંકરે સાચા શિવનાં દર્શન કરવાનો નિશ્ચય કર્યો.

ફક્ત જ્ઞાનથી જ ભગવાન અથવા મોક્ષની પ્રાપ્તીની આશા ઉદાસીયો, વૈરાગીઓની નિરર્થક કલ્પના માત્ર છે. ઉપનિષદાદિ શાસ્ત્ર તો બુમો પાડી પાડીને કહે છે કે કેવળ કર્મ કે જ્ઞાનની જ ઉપાસના કરશો તો દુઃખનો પાર નહીં રહે. જ્ઞાન અને કર્મના સાયુજ્યમાં જ જીવનની શાંતિ સમાએલી છે. શિવરાત્રીનો આજ સાચો સત્ય, શિવ અને સુંદર સંદેશો છે. અમારા આજના વ્રતનું એ જ ફળ હોવું જોઇએ કે અમે અજ્ઞાનને તિલાંજલી આપી, અકર્મણ્યતાને દૂર કરી જ્ઞાનયુક્ત કર્મને અપનાવીએ.

એક અબોધ બાળકે સમુદ્રનું રત્નાકર નામ વાચ્યું. તેના મનમાં જીજ્ઞાસા જાગી કે સમુદ્રમાં તો જલ હોય છે એટલે ઉદધી તો ઠીક પણ રત્નાકર કેવી રીતે કહી શકાય. ગુરુજીએ પુછવાથી કહ્યું કે સમુદ્ર રત્નોનો ભંડાર છે, તેથા જ તેને રત્નાકર કહે છે, છતાં બાળકની શંકા ન મટી. ભલા સમુદ્રમાં રત્નો કયાંથી ? ગુરુએ સમાધાન કર્યું અને કહ્યું કે કયા ભ્રમમાં ફસાઇ પડયો છું ? સમુદ્રમાં ઉપર તો પાણી જ દેખાય છે પણ :-

जिनढूंढा तिन पाइया गहरे पानी पेठ,<br>
जो बपुरा डूबन उरा रहा किनारे बैठ ॥

આચાર્ય મહર્ષિ દયાનન્દે અમને એજ મંત્ર આપ્યો છે. તેમણે જીવનનું ધ્યેયરૂપી રત્ન એમ જ નહોતું મેળવી લીધું. જ્ઞાનના સમુદ્રમાં ખૂબ ડુબકીયો લગાવી ત્યારે જ સાચાં રત્નો મેળવી શકયા હતા.

અમારે પણ તેમનું જ અનુકરણ કરી વિચારવું પડશે કે કિનારા ઉપર લમણે હાથ દઇને બેસવાથી રત્નો નથી મળવાનાં. હાં પોતાની મેળે તો છીપોલિએ ભલે મળે પણ કીમતી રત્નો તો ડુબકીયો માર્યા સિવાય ન કોઇને મળ્યા ન મળશે. કાંઇક મેળવવા માટે ખોળવાની તૈયારી પણ રાખવી પડે છે. રત્નો અમને નથી ખોળવાનાં, પણ તે મેળવવા અમારે જ પ્રયત્ન કરવો પડશે.

જીવનનાં સાચાં રત્નો ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ છે, અને તે મેળવવા માટે વૈદિકસિદ્ધાન્તાનુસાર જ્ઞાન અને કર્મની નૌકાનો સંયુક્ત આસરો લીધા સિવાય છૂટકો નથી. સાચા શિવને જોવા માટે જ્ઞાન, અને તપશ્ચર્યારૂપી કર્મની આવશ્યકતા છે. જ્યારે અમારા જ્ઞાન અને કર્મની ગંગા-જમુના એક થશે ત્યારે જ જીવનનું ક્ષેત્ર ફલદ્રુપ બનશે.

( પાન ૨નું ચાલુ )

विज्ञानानन्दं स्वभावमचिन्त्यशक्ति । अकायं न कायं शरीरं यस्वतत्- જેને શરીર નથી अकायत्वादेवाव्रण-मक्षतम् તેમજ તે પરમાત્મા અકાય ( શરીરરહિત ) છે તે માટે ફોલ્લા, ફુન્સીથી રહિત છે. अस्नाविरम्-स्नायुरहितम्-अकायत्वादेवशुद्धं अनुपहतं सत्वरजस्तमोभिः પરમાત્મા શરીરરહિત ( અકાય છે ) છે તેથી તે શુદ્ધ છે અર્થાત્ સત્વ, રજ, તમ આ ત્રણ પ્રકૃતિથી રહિત છે. अपापात्रिद्धम्-કલેશ-કર્મ- વિપકાશયથી રહિત છે. अकायमव्रणमस्नाविरमिति पुनरुक्ति रर्था तिशय द्योतनाय-अभ्यासे भूयांसमर्थं मन्यंते-અકાય હોવાથી બીજુ કાંઇપણ અવ્રણ-અસ્નાવિર વગેરે પદની શું જરૂર હતી. કારણ તે પદથી પુનરુક્તિ દોષ થાય છે. આ સ્થળે સમાધાન શ્રી મહીધરાચાર્ય કરે છે કે તે પુનરુક્તિ અર્થાતિશય માટે કરેલ છે. આ પ્રમાણ નિરુક્તને માન્ય છે.

( પાન ૩નું ચાલુ )

( ૧૩ ) એક ઇશ્વરની પૂજાનું મહત્વ સ્થાપન થયું. જડ-પૂજા-મૂર્તિપૂજા નિસ્સાર સાબીત થઇ. મૂર્તિપૂજાને અવતારવાદ દ્વારા થતી ઇશ્વરની ફજેતી બંધ પડવા લાગી. મૌજીત્રો-ચમત્કારો-ઇલ્મોની પોલ ખુલી. પાખંડનું વાતાવરણ ખતમ થવા લાગ્યું.

**( ૧૪ ( વેદની સર્વોપરિતા આર્ય સમાજે જ સ્થાપી તેને ભણવા-ભણાવવાનો અધિકાર મનુષ્યમાત્રને આપ્યો.**

( ૧૫ ) ઇશ્વરની સર્વજ્ઞતા તથા જીવની અલ્પજ્ઞતા સિદ્ધ થઇ. જીવ બ્રહ્મ છે માન્યતા ખોટી ઠરી.

( ૧૬ ) મુક્તિ અને જ્ઞાન સદાચરણથી મળે છે. નહિ કે પાખંડી પ્રક્રિયાઓથી.

( ૧૭ ) કર્મફલ અવશ્ય મળે છે. ફળ જ્યોતિષ, કરામતો-ચમત્કારો-ગંગાસ્નાન, જપ કરાવવાથી કર્મફળનો ક્ષય થતો નથી.

( ૧૮ ) સંસારનું મિથ્યાત્વ છોડાવી આર્ય સમાજે જાતિને પુરુષાર્થી બનાવી-અર્થશુદ્ધિદ્વારા ધનસંચય કરી તેના સદુપયોગ ઉપર ભાર મૂક્યો.

( ૧૯ ) સાચી દાનપ્રણાલી દર્શાવી-સાચા તથા ઢોંગી સાધુ-ઓનો ભેદ બતાવ્યો.

( ૨૦ ) સ્વર્ગ નરક સ્થાન નથી, અવસ્થા છે એમ દર્શાવી ભૂલ ભૂલામણીમાંથી કાઢી જનતાના આચાર વિચાર-ધનની રક્ષા કરી સાચી જીવદયા બતાવી હિંસા છોડાવી.

( ૨૧ ) યજ્ઞોનું શુદ્ધ સ્વરૂપ બતાવી પશુબલિ, નરબલિ રોકી સત્ય સાત્વિકી યજ્ઞ-સંસ્કૃતિ ફેલાવી.

( ૨૨ ) બ્રહ્મચર્યનો મહિમા બતાવી બાલવિવાહ, વૃદ્ધવિવાહ, કજોડાં, બહુપત્નીત્વ, બહુપતિત્વ અટકાવી વિવાહ શુદ્ધિ કરવા સોળ સંસ્કાર પદ્ધતિ યોજી.

**સ્વસંસ્કૃતિ સાધના**

( ૨૩ ) માતૃશક્તિની દુર્દશા પર પ્રબળ આઘાત કરી તેમને પર્દામાંથી બહાર કાઢી, સમાન દરજ્જો આપી, આર્ય સમાજે જ માતૃદેવો ભવની સ્થાપના કરી, ગોરક્ષાદ્વારા ભારતીય જાતિનું ગોરક્ષા-કૃષિરક્ષા તરફ આર્ય સમાજે ધ્યાન દોર્યું. આર્ય સંસ્કૃતિના પુનરૂત્થાન તથા વિશ્વભરમાં તેના પ્રચાર માટે ધર્મવીર લેખરામ, શ્રદ્ધાનંદજી, ગણેશશંકર વિદ્યાર્થી, લાલા લજપતરાય, ગુરૂદત્ત વિદ્યાર્થી, મહાત્મા હંસરાજજી, [illegible] સરદાર અજીતસિંગ, સરદાર ભગતસિંગ, રામપ્રસાદ બિસ્મિલ, ચંદ્રશેખર આઝાદ, મહાત્મા સર્વદાનંદજી, નારાયણસ્વામી, રામચંદ્ર દેહલ્વી, ધર્મભિક્ષુ, અયોધ્યાપ્રસાદજી, બ્રહ્મદત્ત જિજ્ઞાસુ જેવા અસંખ્ય વીર અને વિદ્વાન આર્ય સમાજે પ્રગટાવ્યા. આજે પણ આર્ય સમાજ પ્રકાશવીરજી દ્વારા લોકસંસદને દોરે છે. વિષમ કાળે રાષ્ટ્રઋણ અદા કરવા પ્રભુ આર્ય સમાજને જાગ્રત કરે એ જ પ્રભુ પ્રાર્થના.

# અંતે તો અંગ્રેજીને સ્થાને હિંદી રાષ્ટ્રભાષા થશે જ

## તામીલીઓને બીજાના ચઢાવ્યા નહી ચઢવા સલાહ

મદ્રાસ, તા. ૧૬

કોંગ્રેસ પ્રમુખ શ્રી કામરાજે આજે અત્રે જણાવ્યું હતું કે અંગ્રેજીને કેન્દ્રની સહભાષા તરીકે ચાલુ રાખવા માટે સત્તાવાર ભાષા-ધારામાં સુધારો એ તો માત્ર કામ ચલાઉ ઉકેલ છે. અંગ્રેજીને કાયમ માટે ચાલુ રાખવાનું શક્ય નથી એટલે ફરી પાછો ભાષાનો ઝઘડો ઉભો ન થાય તે માટે કાયમી ઉકેલ શોધવો જ પડશે.

**તો તામીલો એકલા પડશે**

તેમણે કહ્યું કે અંગ્રેજી આંતર-રાષ્ટ્રીય હેતુઓ માટે જરૂરી છે કેમકે નહિ તો ભારત દુનિયાથી અટુલું પડી જાય તે જ પ્રમાણે તામીલ-નાડના લોકો માટે બાકીના ભારતથા અટુલા પડી ન જવાય તે માટે હિંદી જાણવું જરૂરી છે.

**૫૦ વર્ષ પહેલાંનો નિર્ણય**

કોંગ્રેસ પ્રમુખે કહ્યું કે દેશની રાષ્ટ્રભાષા તરીકે ભારતીય ભાષા રાખવાનો નિર્ણય તો ૫૦ વર્ષ પહેલાં લેવાયો હતો અને એ ભાષા હિંદી જ હોઇ શકે કેમ કે દેશમાં સૌથી વધુ સંખ્યામાં લોકો એ ભાષા બોલે છે.

**હિંદી ફરજીયાત નથી**

ત્રિભાષા ફોર્મ્યુલા અંગે તેમણે કહ્યું કે એ ફોર્મ્યુલા હેઠળ હિંદી શીખવું ફરજિયાત નથી એ સ્પષ્ટ કરવું જોઇએ.

**વ્યર્થ આત્મ બલિદાનો**

તાજેતરની હિંદી વિરોધી ચળવળ દરમ્યાન તામીલનાડના આત્મ બલિદાનના બનેલા બનાવો અંગે તેમણે કહ્યું કે આ ભલા માણસોએ તામીલ પ્રત્યેના પ્રેમ ખાતર જાન આપ્યા પણ તેમને એ ખબર નહોતી કે પ્રશ્ન તામીલનો નહિ પણ અંગ્રેજી વહીવટની ભાષા તરીકે કયાં સુધી ચાલુ રાખવી એ છે. અંતમાં તો અંગ્રેજીવાળાઓને જ લાભ થયો છે અને તામીલવાળાઓ તો હતા ત્યાં ને ત્યાં જ રહ્યા છે !

**વિદ્યાર્થીઓની ભ્રમણા**

તેમણે કહ્યું કે વિદ્યાર્થીઓના દિલમાં એ ભય હતો કે પબ્લિક સેવા કમિશનની પરીક્ષાઓ હિંદીમાં લેવાશે તો પોતે મુશ્કેલીમાં મુકાશે એ ભય ટાળી શકાયો હોત.

શ્રી કામરાજે કહ્યું કે કેટલાક હિત ધરાવતા સખ્સો રાજકીય પક્ષો અને કેટલાક અખબારો [illegible] વિચારો લોકોને નામે ઠોકી બેસાડવા પ્રયાસ કરે છે. આવાં હિતોથી લોકોએ ચેતતા રહેવું જોઇએ અખબારોને પોતાનો અભિપ્રાય વ્યક્ત કરવાનો હક્ક છે. પણ સરકારની પાસે કશું દમદાટીથી કરાવવા નહિ.

તેમણે લોકોને પણ બીજા તેમના પર વિચારો ઠોકી બેસાડે તેને બદલે જાતે વિચારવાની ટેવ કેળવવા અપીલ કરી હતી.

# આર્ય સંન્યાસી મંડળના પ્રસ્તાવો

આર્ય વાનપ્રસ્થાશ્રમ જવાલાપુરમાં થયેલી અખિલ ભારતીય આર્ય સંન્યાસી મંડળની બેઠકમાં નિચેના પ્રસ્તાવ પસાર કરવામાં આવ્યો છે:

( ૧ ) અ. ભા. આર્ય સંન્યાસી મંડળનું મુખ્ય કાર્યાલય દયાનન્દ સાધુ આશ્રમ અજમેરમાં રહેશે. જેમાં પ્રચાર માટે આર્ય સંન્યાસીઓને રહેવાની સુયોગ્ય વ્યવસ્થા કરવામાં આવશે

( ૨ ) ટંકારા સ્મારકમાં સર્વ પ્રથમ "ગુરૂ વિરજાનંદ સંન્યાસાશ્રમ" હતો. તેનો પુનરૂદ્ધાર કરવામાં આવે તથા તેમાં પણ પ્રચાર માટે ત્રણ ચાર સંન્યાસીઓ રાખવામાં આવે.

( ૩ ) અજમેર [illegible] તુમાં "વૈદિક કર્મકાંડ વિદ્યાલય" ચલાવવામાં આવે. અને તેમાં ગ્રામીણ પ્રચારકો તૈયાર કરવામાં આવે. સંસ્કાર વિધિનું સાર્થ શિક્ષણ આપવામાં આવે.

(૪) રાજસ્થાનની હીરક જયંતિ મહોત્સવ પ્રસંગે અજમેરમાં અ. ભા. આર્ય સંન્યાસી સમ્મેલન યોજવામાં આવશે.

# સમાજના માનવજીવોને ચરણે !

[ નોંધ :- " સમાજના માનવજીવોને ચરણે ! " લેખમાળામાં ટાંકવામાં આવતા વિચારો કોઇ એકજ વ્યક્તિ કે સમાજને લક્ષમાં રાખીને ટાંકવામાં ન આવતાં સર્વત્ર પ્રસરેલા આ આખાય માનવ સમુદાયને લક્ષમાં રાખી ટાંકવામાં આવે છે. માટે કોઇએ બંધ બેસતું માની લેવું નહીં.

– લેખક ]

## લેખ ૩જો

લેખક :
કૃષ્ણદેવ બળદેવભાઇ આર્ય
સામરખા

સમયના વહેણની સાથે સાથે દરેક સમાજ પરિવર્તન માગતો હોય છે. ક્યારેક કોઇક સમાજ આવા વહેણને નકારી કાઢવામાં જ પોતાનું ભલું માનતો હોય છે. પણ સદા પરિવર્તનશીલ રહેવામાં જ સમાજનું તથા સમાજને ઉન્નતિનાં શિખરોનું દર્શન કરાવનાર સેવકોનું કલ્યાણ છે. વહેણની સામે જવામાં અહિત જ થતું હોય છે. જ્યારે વહેણની સાથે જવામાં જ ધ્યેયની પ્રાપ્તિ થતી થાય છે.

જે સમાજ પરિવર્તનશીલ એવા આ વહેણની સાથે સાથે પગલાં માંડતો નથી, તે સમાજનો વહેલો મોડો અસ્ત થવાનો જ ! એ નિશ્ચત છે. માટે જરૂરિયાત તો એટલી જ છે કે સમાજના વહેણની સાથે સાથે જ ચાલવું. તે છતાંય કોઇપણ સમાજની સ્થિરતા, સમાજનું સુકાન તેના સેવકોના હાથમાં હોય છે. સુકાની ધારે તો સમાજને આગળ લાવી શકે છે. સુકાનીના મનમાં તરંગી વૃત્તિ પેદા થાય તો તે પોતાનાજ વિચારમાં (તરંગોમાં) મસ્ત રહેવાનો. જો તેમ થાય તો વહેલો મોડો તે સમાજનો નાશ થવાનો જ !

એક મકાનમાં ઘણા વર્ષોથી કેટલાંક માનવીઓ આશ્રય લે છે. મકાન માલિક સમયના સાથે જ પોતાની બુદ્ધિથી કામ કરે છે. મકાનને વારંવાર મરામત કરાવતો હોય છે. તૂટી પડવાની તૈયારી વાળી દિવાલોને નાના નાના ટેકાઓ આપી મકાનને મજબૂત બનાવે છે. ટેકાઓ આપવાથી તે મકાન તૂટી પડવાને બદલે ટકશે. સમજદાર માલિકે તૂટી પડવાની અણી પર આવેલા મકાનની દિવાલોને નાના ટેકાઓના સાથથી મકાનને ટકાવી રાખવાનો પ્રયત્ન કર્યો. તેને સફળતા સાંપડી. દિવાલોને ટેકાઓ આપવામાં ન આવ્યા હોત તો દિવાલો તૂટીને પેલા મકાનને પણ તોડી નાંખત. પરંતુ મકાન માલિકની તીવ્રબુદ્ધિના પ્રતાપે દિવાલોને સાથ મળ્યો ને મકાન બચી ગયું.

સમાજ પણ મકાન જેવો જ છે. સમતા. આ [illegible] આ દૃષ્ટાંતને પોતાના નજરચક્ષુઓ આગળ રાખી પોતે કયા રસ્તે જઇ રહ્યા છે તેનો વિચાર કરવો જોઇએ. વિશાળ માનવસમુદાયમાં એક નાના કણ સમો દરેક માનવ અમરત્વ લઇને નથી આવ્યો. **જેનો જન્મ થાય છે તેનો નાશ અવશ્ય છે.** માટે સમયની સાથે રહીને પોતાની શક્તિ અનુસાર સમાજની ભલાઇમાં મગ્ન રહેવું એજ દેવ પુરૂષોનાં લક્ષણ છે.

વૃદ્ધત્વના આરે પહોંચેલા સમાજના સુકાનીઓએ પોતાના સમગ્ર ભૂત-કાલીન કાર્ય વિશે તટસ્થતાથી વિચાર કરવો જોઇએ. જેના પગ ભાંગી ગયા છે એવાઓને પણ બીજાઓનો સાથ જોઇએ છીએ ત્યારે આ તો આખો સમાજ છે. કે જે સમાજને કેટલાય માનવ જીવો પોતાની પ્રગતિનું ચિહ્ન માનતા હોય છે. અરે ! તેવાઓનો વિચાર કરવો ખરો કે નહિ ? વૃદ્ધત્વના આરે પહોંચેલો માનવ કોઇના સહારા વગર ચાલવાનો પ્રયત્ન કરશે તો તે અથડાઇને પડી જશે. તેણે તો કોઇકનો સહારો લેવો જ પડશે. તેઓએ તો નાનાં નાનાં ભૂલકાઓના ખભા પર હાથ મૂકીને ધીરે ધીરે ચાલીને આગળ વધવાનો પ્રયત્ન કરવો જોઇએ. તે છતાંય આ તો પરિવર્તન પામતો સમાજ છે. પેલાં નાનાં ભૂલકાઓનો સહારો નહીં લો તો અથવા તેઓને યોગ્ય દોરવણી નહીં આપો તો તે ભૂલકાંજ તમોને ધક્કો મારી પાડી નાંખશે અને તમારી આગળ જવાનો પ્રયત્ન કરતાંજ તમારા સ્થાને પહોંચી જશે. ને તમને આ સમાજ ક્યાંના ક્યાંય ફેંકી દેશે !

પેલા સુકાનીઓ કહેશે કે આ નાનાં ભૂલકાંઓમાં કંઇજ સમજણ શક્તિ નથી. તેઓનો સહારો લેવામાં શો ફાયદો ? કદાચ તેઓ જ પાડી નાંખે તો અમારે શું કરવું ? પણ ઓ ! સમાજના સુકાનીઓ ! તમે જ એક સમય પેલાં ભૂલકાં જેવાં અણસમજું નહોતા ? તો પછી તમારામાં આવી ચેતન શક્તિ ક્યાંથી આવી ! એ તો એવું જ ચાલે ! चक्रवत् परिवर्तन्ते ।

જુઓને ! આ ચાલતી ગાડીમાં અડ્ડો જમાવી બેઠેલાં પ્રવાસીઓ પોતાનું સ્થળ આવતાં ના છૂટકે ઊભાં થાય છે ને નવાં પ્રવાસીઓ તેમનું સ્થાન પચાવી પાડે છે.

સમાજને જે સમજી શકે છે તેજ જીવી જાણે છે. બાકીનાં બધાં તો વ્યર્થજ છે. પરસ્પરની જ સ્વાર્થવૃત્તિમાં જ મગ્ન રહેનારા માનવો સમાજનું ભલું તો કરતાંજ નથી, બલ્કિ સમાજનું અહિતજ કરતા હોય છે. આવા સમયે પોતાનો સ્વાર્થ ન જોતાં સમાજને લક્ષમાં રાખીને આપસ આપસમાં થતી વૈરવૃત્તિના આવા દાવાનળને શાંત પાડવામાંજ પોતાની શક્તિનો પરચો બતાવવો જોઇએ. જ્યારે એમ થશે ત્યારે તે બધાં માનવી બીજા સમાજના માનવોની સમક્ષ પોતાનું સ્થાન ઉંચુ રાખી શકશે. નહીં તો તેઓ લાગેલા દાવાનળમાં સુકા ઘાસની સાથે લીલા ઘાસને પણ બાળી નાખશે ! તથા નાનાં નાનાં જીવ-જંતુઓના સુખને પણ હરામ કરી દેશે.

સમાજનો આખો માનવસમુદાય આ સુકાનીઓની સામે આંગળી ચીંધી રહ્યો છે કે આવા સમયે માર્ગભૂલેલા પથિકોને કોઇ સાચો રસ્તો બતાવશે ખરો ? કે પછી પેલાં પથિકોને વનમાંજ ભટકતાં રહેવા દેશે !

હજુંય આ કલમ અટકતી નથી. અરે ! આ ચેતન વગરની કલમ આ સમાજ કયા રસ્તે જઇ રહ્યો છે તેની નોંધ ઉપરના બધા શબ્દો રજૂ કરતાં વિલાપ કરે છે. તો પછી જેનામાં સમજવાની શક્તિ છે તેમનો વિલાપ તો કલ્પના કરતાંય ન કલ્પી શકાય !

ખેર ! કલમ આગળ લખવાનું ના પાડે છે. તો શું આ સમાજ અટકી પડવાનો ? ના, સમાજ તો આગળ વધશે જ. પણ સુકાન બદલાશે. ને સુકાની બદલાશે. સમાજમાં સમયના વહેણની સાથે પરિવર્તન થશે. તે સિવાય કાંઇજ નહીં થાય.

[ હવે પછી લેખાંક ૪થો ]

---

( પાન ૧નું ચાલુ )

**ચારિત્ર્યથી પાવન થયેલી અને " मागृधः कस्य स्विद्धनम् " તેમજ न वित्तेन तर्पणीयो अयम् आत्मा " ની ઉદાત્ત ભાવનાવાળી ભારત-ભૂમિની આ અવદશા જોઇ ખિન્નતા અને અરેરાટી સિવાય બીજું કાંઈ દેખાતું નથી. આ પ્રસંગે આચાર્ય હજારીપ્રસાદ દ્વિવેદીના નીચેના શબ્દો ખૂબજ મનનીય લાગે છેઃ—**

**" જાતિ - મર્યાદા, ધર્મ-મર્યાદા, શાસ્ત્ર-મર્યાદા અને પરંપરાની જે છિછાલેદાર વર્તમાન યુગમાં થઇ રહી છે તેની તો પ્રાચીન યુગમાં કોઈ કાળે થઇ ન હતી. સંસ્કાર સમ્પન્ન કહેવાતાં સ્ત્રી-પુરૂષોની ચાલ-ચલગત, ખાન-પાન, ઊઠવુ-બેસવું તેમજ રમત-ગમતમાં ઉચ્છૃંખલતા નથી તો બીજું શું છે ? [illegible] ઉપર [illegible] ભપકો હટાવીને જુઓ તો દેખાશે કે આ પોલાઇટ સમાજનો કેટલો અંશ પોલો છે. અહીં તો સ્વતંત્રતાનો અર્થ છે શાસ્ત્રોની અવહેલના, શિષ્ટાચારનો અર્થ છે કુલ-મર્યાદાનો પરિત્યાગ, અને સંસ્કૃતિનો અર્થ છે સંસ્કારહીનતા. "**

**માધવેન્દ્ર શાસ્ત્રી**

Regd. No. G/374
તા. ૨૪-૪-૬૫

# રામાયણ-ગૃહસ્થાશ્રમનું મહાકાવ્ય

લે. : ડૉ. મંજુલાલ મજમુદાર

રામાયણનું મહત્વ વીરરસ-તરીકે નથી પણ ગૃહ કથા તરીકે છે. વાલ્મીકિએ એક ગૃહ કથાને જ મહાકાવ્યમાં વિસ્તારી છે. પિતા પુત્ર, ભાઇ ભાઇ અને પતિ પત્નિ વચ્ચે ધર્મના બંધન તથા પ્રીતીના અને ભક્તિના સંબંધ તેને જ તેમણે મહા કાવ્યનો વિષય બનાવ્યો છે.

પિતા પ્રત્યે પુત્રની આજ્ઞા પાલકતા, ભાઇ માટે ભાઇનો આત્મ-ત્યાગ, પતિ પત્ની વચ્ચે અન્યોન્યની નિષ્ઠા, અને પ્રજા પ્રત્યે રાજાનું કર્તવ્ય કેટલે સુધી જઇ શકે છે તે રામાયણે દર્શાવ્યું છે.

રામાયણ આમ 'ગૃહસ્થાશ્રમનું' કાવ્ય છે. અને તેથાજ એજ ગૃહ-સ્થાશ્રમ ધર્મને પ્રતિકુળ અવસ્થામાં વનવાસનાં દુઃખની ઘટના તરીકે વર્ણવવાથી કાવ્યમાં ગૌરવ આવ્યું છે. ગૃહ અને ગૃહધર્મ એ ભારત વર્ષના કેવા મહત્વના છે તે આ મહા કાવ્યથી સમજી શકાય છે. ગૃહસ્થાશ્રમ એકલો પોતાના સુખ અને સુગમતાને અર્થે નહોતો પરંતુ ગૃહસ્થાશ્રમ સમસ્ત સમાજને ધારણ કરી રાખતોઃ તેથીજ એ હિંદુ સમાજનો પાયો મનાયો છે.

કુટુંબની ઘટનાઓ અને કુટુંબમાં દેખા દેતા કડવા મીઠા ભાવોનું આલેખન રામ રાય અને રંક-બન્નેને સરખું રૂચે છે. અને તેથા બન્નેને સરખું પ્રિય લાગે છે. આવા આવા આલેખનને લીધેજ, ભારતવાસીઓનાં હૃદયને રામાયણ સીધી અસર કરે છે. અને સૌની ઉપરાંત રામની રાજનિષ્ઠા અને સીતાનું પતિવ્રત અને સ્નેહ એ બે સુવર્ણ તંતુઓ મહા કાવ્યના આખા પોતમાં અજબ રીતે ગૂંથાઇ રહેલા છે.

રામાયણનો મહિમા રાવણ સાથેના યુદ્ધને લીધે જરાપણ નથી; પરંતુ એ યુદ્ધ ઘટના તો રામ અને સીતાની દામ્પત્ય-પ્રીતાને ઉજ્જવલ દેખાડવાનું નિમિત્તમાત્ર છે. બાહુ-[illegible] નહિ, [illegible] ની હોંસને નહિ તેમ બીજી કોઇ મહત્વાકાંક્ષાને નહિ, પરંતુ શાંતરસવાળા ગૃહ ધર્મને જ રામાયણે કરૂણાના આંસુથી સીંચીને તેમાં કાવ્ય તત્વની પ્રતિષ્ઠા કરી છે.

વીર રસ કાવ્ય તરીકે મહા ભારતને વિશેષ ઉંચી કોટીએ મૂકવામાં આવે છે. પરંતુ હંમેશના સમાન્ય માનવ-વ્યવહારમાં અનુ-ભવાતી, કોમળ લાગણીઓનું યુદ્ધ વર્ણવનારી કથા તરીકે રામાયણ જુદુ પડી જાય છે. તે કથાના મહાવડની વડવાઇઓ તો કરોડો હિંદુઓના હૃદયમાં મૂળ ઘાલી બેઠેલી છે. રામાયણમાં એક ઉચ્ચ ગૃહ જીવનના સુખ દુઃખની છાંયડીનું આલેખન છે.

રામાયણ, તેથા જ એકલું હિંદુઓનું ધર્મશાસ્ત્ર નથી. તેમનું કાવ્ય પણ છે. તેથીજ ભારતવાસી-ઓને રામ લક્ષ્મણ અને સીતા જેટલાં સત્ય લાગે છે તેટલાં પોતાના ઘરના માણસો પણ તેમને સત્ય લાગતાં નથી.

રામાયણમાં ગૃહસ્થધર્મ અને રાજધર્મનો ઉત્તમ ઉપદેશ છે. ઘરમાં સૌ કુટુંબીઓએ પરસ્પર કેવા સ્નેહથી વર્તવું જોઇએ એ વસ્તુ જુદાં જુદાં દ્રષ્ટાંતોથી બતાવી છે; પત્નીએ પતિના સુખે સુખી, અને દુઃખે દુઃખી થવું જોઇએ; તેથી સીતાજી રામ સાથે વનવાસમાં ગયાં, ભાઇ લક્ષ્મણે રામના વનવાસમાં તેમજ રાવણ સાથેના યુદ્ધમાં મદદ કરી. બીજા ભાઇ ભરતે મોટા ભાઇનો હક્ક વિચારી સામી આવતી લક્ષ્મીને ઠોકર મારી, અને નાના ભાઇ તરીકે પોતાની ફરજ જે હતી તે જ બજાવીઃ રામની પાદુકાને ગાદી પર સ્થાપન કરી તેમને નામે રાજ્ય ચલાવ્યું.

'રામ અધર્મને ઉત્તેજન આપે છે' એવી એક દુષ્ટ પ્રજાજનને શંકા થઇ. એ શંકાને પણ અવકાશ ન રહેવો જોઇએ તેટલા માટે રામે ઉગ્ર રાજધર્મ પાળ્યો; અને સીતાનો ત્યાગ કર્યોઃ છતાં પતિ રામને ' સીતા પર અથાગ અને અવિચળ પ્રેમ હતો.-એ વાત એમણે અશ્વમેધ યજ્ઞ વખતે [illegible] સીતાજીની સોનાની મૂર્તિ, પાસે રાખીને પોતે ચલાવી લીધું હતું.-એટલાથીજ જણાઇ આવ્યું.

રામની પિતૃભક્તિ અને રાજ-ધર્મ, રામની કર્તવ્ય નિષ્ઠા અને એક પત્નીવ્રત, હિંદુ ધર્મના ઇતિહાસમાંથી કદી ભૂલાવાના નથી.

રામાયણ કાવ્યના આદિકવિ વાલ્મીકી છે. ઋષિ વાલ્મીકિએ ક્રૌંચ પક્ષીઓના સ્નેહાળ જોડાનો વિના કારણ વધ થતો જોયો; એટલે એ નિર્દોષ હત્યાથી જન્મેલો શોક 'શ્લોક' રૂપ પ્રગટ થયોઃ આ વાલ્મીકિ રામના સમકાલીન હશે એમ માનિયે તોજ 'ઉત્તરકાંડ'ની હકીકતને સાચી માની શકાય તેમ છે. કારણ કે તે પ્રમાણે લવકુશદ્વારા રામ સભામાં પોતાનું રચેલું. રામાયણ ગવરાવ્યાનું આપેલું છે.

કાવ્યના કરૂણ પ્રસંગોમાં સાક્ષાત કવિએ પણ ભાગ ભજવેલો છેઃ તેથા રામાયણ એક ઐતિહાસિક કાવ્ય મનાયું છે. એજ વાલ્મીકિ, રામે ત્યજેલાં જાનકીને આશ્રય આપે છે; અને પછી લવકુશને ઊછેરે છે. તેમના જીવનના અસરકારક પ્રસંગોનું એ કાવ્ય રચે છે અને કુમારોને તેજ ગાતાં શીખવે છે. :એ ખરે વખતે રામ, વાલ્મીકિને બોલાવે છે. ત્યારે રામ સમક્ષ પેલા કુમારો રામાયણ ગાય છે.

આ ગાયનની અસર તથા એ પ્રસંગનું એકંદર પરિણામ બહુ દુઃખદ અને શોકપૂર્ણ આવે છે. ધ્રુજતી અને નિરાશામા ડુબેલી બિચારી બનેલી સીતા, આગળ આવે છે અને પ્રતિજ્ઞા લે છે; "જો હું સાચેસાચ પવિત્ર હોઉં તો ઓ ધરતી માતા ! તારા ઉદરમાં મને માર્ગ આપ !" આવી ઉગ્ર પ્રતિજ્ઞાથી પૃથ્વી ફાટે છે, સિંહાસન ઉપર બેઠેલી પૃથ્વી માતા ભૂમિમાંથી એકદમ પ્રગટ થાય છે. અને પોતાની વહાલી પુત્રીને ઊચકીને ખોળે બેસાડે છેઃ અને પાછાં સમાઇ જાય છે.

રામ, આ નાટકથી આભા બને છે, અને બેબાકળા થઇ જાય છે. પોતાનો રાજદંડ લઇ, નીચે ઊતરી, પૃથ્વી[illegible] છે. પણ ઋષિઓ તેમ[illegible]

બન્ને પુત્રોનો રામ સ્વીકાર કરે છે. અને પોતાના શેષ દુઃખી જીવ-નમાં. એ દ્વારા કંઇક દિલાસો ખોળે છે. જો કે રામની પત્ની જાય છે. પરંતુ કુમારો પ્રાપ્ત થાય છે. ત્યારે લવકુશ, માતાને ગુમાવે છે. અને પિતાને મેળવે છે ? આમ બન્નેના સુખદુઃખ મિશ્રિત છે.

એમ જણાય છે. કે રામાયણની કવિતાનો જન્મ કરૂણ સંયોગોમાં થયો છે; અને એમાં વર્ણવેલા રામ જીવનનો અંત પણ એટલો જ કરૂણ છે. રામ અને સીતાના ચરિત્રમાં એક, અખંડ, અને અભેદ્ય એવો પ્રેમ સંકળાયેલો છે. પણ એ સ્નેહ કરૂણતાને લીધે શોકઘેરી છાયાઓ જમાવે તેવો બન્યો છે.

દામ્પત્યનું જે હૃદયભેદક ચિત્ર રામકથામાંથી મળે છે તેમાં, સંસારી જનોનાં હૃદય આજે પણ ભેદાયા વગર રહેતાં નથી. જીવનના પરોઢથી, તે જીવનના છેક અંત સુધી પ્રેમ અને કર્તવ્ય વચ્ચેની અથડામણ, રામજીવનના પોતાના, તાણાવાણા બની રહે છે.

રામની પ્રજાપાલનની રીતિ અને સીતા પ્રત્યેની પ્રેમવૃત્તિઓ વચ્ચે ભાસતો વિરોધ અને એનું યથાર્થ સમાધાન, ભાવિકને પ્રભાવિત બનાવે છે. લીધેલું વ્રત પાળનારનો સત્યપ્રેમ આપણી આસ્થાને સુદ્રઢ બનાવે છે. સીતાની અગ્નિશુદ્ધિ કરી જોનાર અને તે થયા છતાં, માત્ર લોકવાણી ગર્ભિણી અવસ્થામાં હોવા છતા, સીતાને તરછોડવાનું હૈયું તો રામનું જ ચાલે !

આમ, આખા રામાયણમાં માનવીના ગૃહ-જીવનનાં કરૂણરસ આદિથી તે અંત સુધી ઓતપ્રોત છે. બીજા રસના આનંદ તેમાં આવે છે ખરા; પરંતુ તે ક્ષણિક, અને લહરી પેઠે વહી જનારા છે. દશરથ પ્રાણત્યાગ, ભરતશોક, સીતાહરણથી રામનો શોક, સીતાવિલાપ, મંદોદરી-વિલાપ, સીતાવનવાસ-એ સર્વ પ્રસંગોમાં કરૂણરસની ઘેરી અને ચિરંજીવ છાપ જામે છે.

આમ રામાયણમાં કવિતા છે, [illegible]સ છે. ધર્મજ્ઞાન છે. નીતિ ચર્ચા છે. બધું યે છે. અને તેથી જ એ રામાયણી કથાનાં પવિત્ર જળ હિંદુ સમાજને હજારો વર્ષથી પ્રેરણા આપીને પાવન કરી રહ્યાં છે. છતાં મુખ્યત્વે એ ગૃહસ્થાશ્રમનું જ મહા કાવ્ય છે.

( લોકસત્તાના સૌજન્યથી )

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૬
માલીકો એ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.

श्री आचार्य जी, गुरुकुल कांगड़ी
जि. सहरानपुर, (उ. प्र.)



२६.४.६५

રજી. નં. જી ૩૬૪


॥ ओ३म् ॥

# आर्यप्रकाश



ऋग्. यजु. साम. अथर्व.

મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ | તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ | [ પરદેશ, શિલિંગ ૧૦.

વર્ષ ૬૧મું ] | સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ | વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ | ચૈત્ર વદ ૨ને શનિવાર તારીખ ૧૭—૪—૧૯૬૫ | [ અંક ૩જો


# આર્યસમાજ મુંબઇનો ઉત્સવ તથા સ્થાપના દિવસ

તા. ૨-૪-૬૫ના રોજ સાંજે ૭ વાગે ચોપાટી ઉપર સુસજ્જીત મંડપમાં આર્યસમાજના સ્થાપના દિવસ, તથા ઉત્સવ નિમિત્તે સાર્વદેશિક સભાના માનનીય શેઠ શ્રી. પ્રતાપભાઇ શૂરજીવલ્લભદાસના પ્રમુખ પદે યોજવામાં આવેલી સભામાં શ્રી. સ્વામી વિશુદ્ધાનંદજી મહારાજ તથા આર્યજગતના મૂર્ધન્ય વિદ્વાન આચાર્ય શ્રી. વૈદ્યનાથ શાસ્રીના ભારતીય સંસ્કૃતિ તથા વૈદિક સંસ્કૃતિના મહત્વ ઉપર ખૂબજ મનનીય પ્રવચનો થયાં હતાં. વિદ્વાન વક્તાઓએ જણાવ્યું કે ઋષિ-મુનિયોની પ્રાચીન સંસ્કૃતિ અપનાવવાથી જ ઉદ્ધાર થશે. આ દેશનું નામ સર્વ પ્રથમ આર્યાવર્ત હતું. શેઠ શ્રી. પ્રતાપભાઇએ પોતાના ઉપ-સંહારમાં કહ્યું કે દેશનું કલ્યાણ મહર્ષિ દયાનન્દે પ્રચલિત વૈદિક સિદ્ધાન્તોને અપનાવ્યા સિવાય થઇ શકશે નહીં. આર્ય સમાજની [illegible] જગતના સેવા માટે જ કરવામાં આવી હતી. અંતમાં આર્યસમાજના પ્રધાન શ્રી. કાંતિલાલ શર્માએ સભાપતિનો ફૂલહારથી સત્કાર કર્યો હતો.

તા. ૩-૪-૬૫ પ્રાત : આર્ય-સમાજ મંદિરમાં યજ્ઞ પછી આચાર્ય શ્રી. વૈદ્યનાથજી શાસ્ત્રીનું "મોક્ષ" ઉપર ખૂબજ મનનીય પ્રવચન થયું હતું. સાંજે ચોપાટી ઉપર શ્રી. સ્વામી વિશુદ્ધાનંદજીના પ્રમુખપદે યોજાએલી

સાર્વદેશિક સભાના પ્રધાન



શેઠ શ્રી. પ્રતાપભાઇ શૂરજીભાઇ

આર્ય સમાજ મુંબઇ તથા મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના પ્રધાન



શ્રી. કાંતિલાલ મોહનલાલ શર્મા

સભામાં આચાર્ય શ્રી. પં. વૈદ્યનાથજી તથા શ્રી. પં. દયાશંકરજીનાં પ્રવચનો થયાં હતાં. આચાર્યશ્રીએ જણાવ્યું કે વૈદિક સંસ્કૃતિ જ એક એવી સંસ્કૃતિ છે જે શાંતિનો સંદેશ આપી શકે છે. આર્યસમાજ એજ સંસ્કૃતિનો ઉપાસક છે એટલે જ દેશમાં ફેલાએલ અશાંતિ, ભ્રષ્ટાચાર, પાખંડ વગેરેને હઠાવવામાં એક શક્તિશાલી સંસ્થા તરીકે શાબીત થઇ શકે છે. મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના ઉપમંત્રી શ્રી. પં. દયાશંકરજીએ સંપ્રદાયવાદની જટીલતાઓ અને ખરાબીયોનું વર્ણન કરતાં જણાવેલું કે સંપ્રદાયવાદે ભારતીય રાષ્ટ્રને મૃતપ્રાય બનાવી દીધો છે. બધા જ સંપ્રદાયોમાંથી એકતાની ભાવના તથા રાષ્ટ્રીયતાને ધક્કો લગાડ્યો છે. બધા જ પોતાને અલગ માનવાની ભાવના સંપ્રદાયવાદે ઊભી કરી છે માટે જ્યાંસુધી આ ઘાતક સંપ્રદાયવાદને સમાપ્ત કરવામાં નહીં આવે ત્યાં સુધી ભારતનો ઉદ્ધાર દેખાતો નથી. આર્યસમાજ એક સંસ્થા છે જે સમ્પ્રદાયવાદની વિરોધી છે. મહર્ષિ દયાનંદના સિદ્ધાન્તો સાર્વભૌમ હોવાથી માનવમાત્રના કલ્યાણ માટે છે. તેમણે વધુમાં જણાવેલું કે સંપ્રદાય તો વ્યક્તિએ ચલાવેલો હોવાથી તેના વિચારોને અનુસરવામાં માને છે. પરંતુ [illegible] કહે છે કે પ્રત્યેક વસ્તુ કસોટી ઉપર કસીને અપનાવવી જોઇએ.

શ્રી. મહાત્મા આનંદસ્વામીજી મહારાજે પોતાની લાક્ષણિક તથા રમુજી વાણીમાં ભાષણ આપતાં જણાવેલું કે આજે સંસારમાં ભૌતિક વિજ્ઞાન ખૂબ જ તેજીથી આગળ વધી રહ્યું છે, અને તેમાં ઉલઝીને માણસ પોતાને જ ભુલી ગયો છે, અને પરિણામે માનવતા વિસારે પડી ગઈ છે. માણસમાં જ દેવતા તથા દૈત્યનો વાસ હોય છે પણ આજે તો રાક્ષસીવિચારોનું પ્રાબલ્ય વધી રહ્યું છે, ભારતીય સંસ્કૃતિ હંમેશ દેવતાને પૂજતી આવી છે. એટલે જ આજે દુનિયાના સમસ્તવિચારો [illegible] કે સુખની પ્રાપ્તી માટે વેદનો માર્ગ અપનાવવો જ પડશે.

તા. ૪ તથા ૫ ના રોજ, પણ પ્રાતઃ આર્ય સમાજ મંદિરમાં તથા સાંજે ચોપાટી ઉપર સ્વામી વિશુદ્ધાનંદજી મહારાજ, આચાર્ય વૈદ્યનાથજી શાસ્ત્રી, શ્રી. પં. રવિશંકરજી દ્વિવેદી, શ્રી. પં. દયાશંકરજી શર્મા, તથા

( જુઓ પાન ૭ )

# વિધિનો ખેલ-પ્રકૃત્તિનો અટલ નિયમ

પ્રકૃતિનો એક પવિત્ર નિયમ છે કે જે કદી ઉલ્લંઘન કરાય તેમ નથી. તે નિયમ એ છે કે અમંગળ ધ્યાન કે તેવું દુષ્કૃત ગમે તેવા એકાંત સ્થળે કરો તો પણ તમને એ નિયમ પ્રમાણે તેનું ફળ બદલો આપશે જ. દુઃખ અને દારિદ્રય તમારા પોતાના ઉપર આવી પડશે જ. ચાહે એ આજ આવે. ચાહે એ વર્ષો બાદ આવે.

ભારતીય તત્વજ્ઞાનમાં એને કર્મસિદ્ધાંત અથવા પ્રારબ્ધના નામે ઓળખવામાં આવે છે. જીવો જે સારા કે નરસા ભાવો કે કૃત્યો કરે છે, તદનુસાર પાપ-પુણ્યને આકર્ષે છે. એને વિધિના ખેલ કહેવામાં આવે છે. એનો ઉદય આવતાં જીવ પાછો એમાં લપટાય છે, બાહ્ય સુખ દુઃખ સામગ્રીનો ભેટો વર્તમાનમાં કે ભાવિમાં એ વિધિના ખેલ મુજબ થયા કરે છે, ગમે તેવો હોંશિયાર કે ચાલાક જીવ પણ એ કર્મસિદ્ધાંત-નસીબ કે વિધિના ખેલ સામે લાચાર બની જાય છે.

એટલે કે જીવ વાવે તેવું લણે છે. પોતેજ પોતાનું વાવેલું પામી રહ્યો છે. એમાં કોઇની કોઇ એજન્સી કામ કરતી નથી. પાપ જાહેરમાં કરો કે ખાનગીમાં પ્રકૃતિ તદનુસાર બંધાઇ જાય છે અને ભાવિમાં ફળ આપે છે. આમ ન હોત તો હજારો બુદ્ધિશાળી, ઉદ્યમી અને ચાલાક મનુષ્યો દારિદ્રય ભોગવતા ન હોત અને મંદબુદ્ધિ જીવો સમૃદ્ધિમાં આળોટતા ન હોય.

આવું ન હોત તો એક રૂપવાન અને બીજો કુરૂપ ન હોત, એક વિદ્વાન અને બીજો મુરખ ન હોત, એક દયાળુ અને બીજો નિર્દય ન હોત, એક ધર્મી અને બીજો અધર્મી ન હોત.

પ્રકૃતિના નિયમ મુજબ બધું બની રહ્યું છે. પાપ-પુણ્યનાં ફળ જીવો ભોગવી રહ્યા છે. પાપ પુણ્ય અને પાપ-પુણ્યનાં ફળ ન માનવાં એ તો નાસ્તિકતા છે, પ્રત્યક્ષ દેખાતાં હોવા છતાં માનવીને પ્રકૃતિના આ અટલ નિયમમાં વિશ્વાસ નથી શ્રદ્ધા નથી.

જ્ઞાનીઓ કહે છે કે, ગમે તેવી નિર્જન ગુફામાં જઇને પાપ કરો

## બાવળ વાવીને આમ્રફળની આશા રાખવી તે મૂર્ખતા નથી?

લે. શ્રી અંબાલાલ શાહ

પ્રકૃતિને તમે છેતરી શકશો નહિ. ભલે ત્યાંનાં અબોલ ઝાડ પાન કે વૃક્ષ વેલા કે પક્ષીઓ પાપની ચાડી ન ખાય; ભલે ગુફામાં નિર્જીવ પથ્થરોને વાચા ન ફુટે પરંતુ પ્રકૃતિ તો ત્યાંય બેઠી છે. સાક્ષીના અભાવે ભલે તમારું પાપ છાનું રહે. લોકોમાં ભલે તમે ઉજળા થઈને ફરો પરંતુ વિધિનો ખેલ તો એજ સમયે ત્યાં લખાઇ ગયો છે-કર્મનો બંધ પડી ગયો છે, એ એનું ફળ અવશ્ય આપશેજ.

માનવીઓને કદાચ તમે છેતરી શકશો પરંતુ વિધિને નહિ છેતરી શકો. હૃદયમાં પાપી વિચારો ઉત્પન્ન થાય છે. કે તરતજ કર્મ પ્રકૃતિ બંધાઈ જાય છે અને તેનાપરિણામે જ બાહ્ય જગતના દુઃખ દાયક બનાવો આપણને વીંટળાઈ વળે છે. રોગ આધિ-વ્યાધિ અને ઉપાધિ એ પ્રકૃતિ-વિધિના નિયમ મુજબ મળતાં હોય છે. એનું વાવેતર કરેલું આ જીવેજ પૂર્વ ભવાંતરોમાં કે આ ભવે અગાઉ કરેલું હોય છે. બાવળો વાવીને અમૃતમય આમ્રફળથી આશા સેવે છે; આમ્રફળ શી રીતે મળે? મળે તો કાંટા મળે. દુઃખનું ખરૂં કારણ પોતાનું પાપ છે. એ આને નથી સમજાતું એટલે એ બાહ્ય સ્થિતિ સંજોગોને ભાઈ ભાડુંઓને કે મિત્ર સંબંધીઓને દોષ દે છે. તો, બિચારા બાહ્ય નિમિત્તો છે. એ શું કરે?

કર્મસિદ્ધાંતનું ભાન નથી, એવા લોકો પ્રકૃત્તિની આંખમાં ધૂળ નાખવા માગે છે. પરંતુ પ્રકૃત્તિ કદિ છેતરાતી નથી. છેતરાય છે પોતે. આંધળા માનવીને સૂર્યનો પ્રકાશ ભલે ન દેખાય; એનો આતાપ તો એને વેઠવોજ પડે છે. એમ કરેલાં કર્મનાં ફળ ભોગવવાં જ પડે છે.

એટલે પ્રકૃતિનો નિયમ તો ડંકા વગાડીને કહે છે કે 'પવિત્ર રહો, દયામય રહી, પાપ વૃત્તિઓને છોડો.' છતાં માનવી પાપનો આશ્રય લે તો તેનાં-ફળ અવશ્ય ભોગવવાંજ પડે.

કર્મનો સિદ્ધાંત અત્યંત સૂક્ષ્મ છે અને ગહન છે. અલૌકિક એવું એ ગણિત ગણિતના સામાન્ય નિયમો એમાં કામ કરતા નથી. જીવોના વિચારો-ભાવો સાથે એને સંબંધ છે.

કર્મનો આ સિદ્ધાંત સમજાય-સ્થૂલ પણે પણ સમજાય અને તેમાં શ્રદ્ધા બેસે તો અધમ વૃત્તિઓથી માનવી પાછો ફરે. પાપનો પંથ છોડે. દુર્વાસનાઓ પર કાબુ મેળવવા મથે.

આધ્યાત્મિક દ્રષ્ટિએ જોઈએ તો પાપ ભાવો-દુર્વૃત્તિઓ-દુર્વાસનાઓ આત્મ શાંતિ તીવ્ર ઘાત કરતી હોય છે, આકુળતા, કલેશ, સંતાપ અને અત્યંત બેચેની એથી વેદાય છે. જીવ શાંતિ ચાહે છે. એટલે શાંતિ જોઇતી હોય તો દુર્વાસનાઓને છોડીને નિર્મળ વૃત્તિ ધારણ કરવી જોઇએ.

બીજાઓના દોષ જોવાને બદલે આત્મદર્શન કરી પોતાના દોષ જોવા જોઈએ અને ટાળવા મથવું જોઇએ. દોષો-તીવ્ર દોષો ઊભાં રહે અને આત્મ શાંતિ માટે એ સંભવિત નથી. તીવ્ર ક્રોધ કે તીવ્ર અભિમાન આત્મામાં વેદાતુ હોય તો આત્મ શાંતિ રહી શકે? ત્યારે તો જેના પ્રતિ ક્રોધ થાય તેનો પરાભવ કે નાશ કરવાની પ્રવૃત્તિમાં આત્મા રચ્યો પચ્યો હોય. અભિમાન વેદાતું હોય ત્યારે બીજાઓ પ્રત્યે તુચ્છ બુદ્ધિ પોતાનામાં અહંકારનો પડઘો પડતો હોય અને બીજાઓને નીચા પાડવાની પ્રવૃત્તિમાં પડ્યો હોય. વિકારોનું પ્રાબલ્ય હોય ત્યાં આત્મશાંત શી રીતે હોય?

એટલે સ્વરૂપને સમજીને પાપ ભાવોને છોડીને જીવે પુણ્ય ભાવોમાં અથવા પુણ્ય ભાવો થવાના કારણોમાં જોડાવું જોઇએ એ વ્યવહારિક શાંતિનો માર્ગ છે. એ સિવાય પરમાર્થ શાતનો માર્ગ પણ હાથ આવે તેમ નથી, સર્વ જ્ઞાનીઓએ એજ ક્રમ કહ્યો છે.

પાપ અને પુણ્ય જેવાં તત્વ ન હોત તો પ્રત્યક્ષ દેખાતી વિષમતા ન હોત, તો બધું સમાન હોત. કોઈ ગરીબ ન હોત કોઈ તવંગર ન હોત, કોઇ વિદ્વાન ન હોત, કે કોઈ મૂરખ ન હોત, કોઈ સુરૂપ ન હોત કે કોઈ કુરૂપ ન હોત, કોઈ ત્યાગી કે વૈરાગી ન હોત, કે કોઇ ભોગી ન હોત.

પાપ અને પુણ્ય એ ચિત્તવૃત્તિઓ છે અને એ ચિત્તવૃત્તિઓ અનુસાર વિધિના લેખ-પારબ્ધના લેખ લખાતા હોય છે. પ્રત્યેકની ચિત્તવૃત્તિ એક સરખી નથી. એટલે ફળ પણ એક સરખાં નથી.

જગતની કોઇ સત્તા ઇચ્છે તોય બધું સમાન થઈ શકે તેમ નથી.

પાપ અને પુણ્ય પ્રકૃત્તિઓના ભેદ સમજવા જેવા છે.

(લોકસત્તાના સૌજન્યથી.)




તંત્રીસ્થાનેથી

# " ત્રિપાંખી આક્રમણ "

**( શાસ્ત્રી સરકારને અખિલ ભારતીય સંરક્ષક મોરચો રચી સબળ બનાવો )**

ભારતીય સરહદને સંરક્ષતું બફર રાજ્ય તિબેટ જવાહર સરકારની અદૂરદર્શી રાજ્યનીતિને પ્રતાપે ચીને પચાવી પાડ્યું. ચીની લશ્કરે અક્ષય ચીનનો પ્રદેશ ઓળંગી, રસ્તા બાંધી, સિક્કિમ ભૂતાન, લડાખ અને નેપાળ તરફ કુદૃષ્ટિ શરૂ કરી. પરંતુ દેશભક્તોની ચેતવણી જવાહર સરકારે અને સામ્યવાદ પ્રેમી મેનનશાહી વિદેશ ખાતાએ સાંભળી નહિ. પરિણામે ચીની ફોજોએ નફફટપણે તમામ આંતરરાષ્ટ્રીય સભ્યતા અને મૈત્રીકરારોને ઠુકરાવી ભારતીય વિશાળ પ્રદેશ પચાવી પાડ્યો. ચીની અજગર એ પ્રદેશને ભરડો લઇ નિરાંતે ભક્ષ્ય આરોગે છે. આ થયો પહેલી પાંખનો ધસારો.

આ નિર્બળ " જવાહર વિદેશનીતિનો " લાભ લેવા હવે ચીની આક્રમકનું દોસ્ત બનેલ પાકિસ્તાન ધસારો કરી રહ્યું છે. કચ્છની સરહદ; કૂચબિહારની સરહદ; બંગાળ આસામની સરહદ તથા કાશ્મીર લડાખ મોરચે ઘસી જવું, ગોળીબાર કરવા; પાક લૂંટવા; જાનખૂવારી કરવી; ભારતીય બહેનબેટીઓને ઉઠાવી જવી અને પરદેશમાં ભારત વિરૂદ્ધ જૂઠા પ્રચારના ગપગોળા ફેંકવાનું નફફટ આક્રમણ પાકિસ્તાને રોજબરોજનું કાર્ય બનાવી દીધું છે. આ થયો બીજી પાંખનો ધસારો.

કેરલની ચૂટણીમાં ચીની સામ્યવાદના પૂજારી મનાતા જેલમાં પડેલા ડાબેરી સામ્યવાદીઓનો વિજય થયા બાદ શાસ્ત્રી–નંદા સરકારે કેરલમાંથી " ભારત કબજે કરો "નો સામ્યવાદી જયઘોષ ગાજવા દીધો નથી એ ઠીક છે. પરંતુ સ્વાર્થાંધ અને સત્તાંધ ગુજરાતની રૂઢિચુસ્ત અને જિદ્દી કોંગ્રેસી વલણને પ્રતાપે ગુજરાતના પાટનગર " અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશન "નો સુંદર અને સબળ વહીવટ કેરલની માફક જ ડાબેરી સામ્યવાદ પ્રેરિત તત્ત્વોના હાથમાં મૂકાઇ ગયો છે. કોંગ્રેસ તો ઠીક–મજૂર મહાજન જેવી જે [illegible] ...જ્ય અને અમર માનતી માંધાતા સંસ્થાના ભસ્માસુરે ભૂક્કા બોલાવી દીધા છે. ગુજરાતના "ઇન્દુચાચા "એ રાષ્ટ્રવિધાતા દયાનંદજીના શિષ્ય શ્યામજી કૃષ્ણવર્માની ક્રાંતિકારી દીક્ષા લીધા બાદ એકતાળીસ વર્ષે સરદારના સ્થાપેલ કોંગ્રેસ પક્ષને દેશવટામાંથી બહાર આવી દફનાવી દીધો છે. **આનંદવું હોય તે આનંદી શકે છે પરંતુ અમને લાગે છે કે સત્તર વર્ષના અલ્પ સમયમાં આપણા ભારતીય સ્વરાજ્યનું નાવ સ્વાર્થી અને તોફાની તત્ત્વોના દ્વંદ્વયુદ્ધના વમળમાં ઘેરાતું જાય છે. રાષ્ટ્રભક્ત તત્ત્વો આ મલ્લ-કુસ્તીના તટસ્થ નિરિક્ષકો બની રહેશે તો માત્ર સ્વાતંત્ર્ય જ નહિ સંસ્કૃતિ પણ આસુરિક તત્ત્વોથી ઘેરાઇ જઇ નષ્ટપ્રાણ થઇ જશે. માટે રાષ્ટ્ર સંરક્ષક દેશભક્ત ભારત-પુત્રોએ ભારતીય સંસ્કૃતિ વિશ્વભરમાં ગૌરવાન્વિત કરવી હોય અને દયાનંદ–ગાંધી–અરવિન્દની જન્મદાતા ભારતજનનીનો જયઘોષ ગજાવવો હોય તો જાગવું પડશે–સચેત બનવું પડશે–સક્રિય બનવું પડશે.**

આ ત્રિપાંખીયા ધસારાને ખાળવા સ્વરાજ્ય રક્ષવા–સંસ્કૃતિ વિસ્તારવા આપણા ભારતીય સ્વરાજ્યનું ધ્યેય સ્પષ્ટ સમજવાનું દરેક ભારતવાસીનું આવશ્યક કાર્ય છેઃ—

સ્વાતંત્ર્ય સૂર્ય દયાનંદના રાષ્ટ્રીય સ્વાતંત્ર્યના ખ્યાલોની સ્વાતંત્ર્યચંદ્ર ગાંધીજીએ નીચે મુજબ સ્પષ્ટ વ્યાખ્યા કરી છેઃ—

હિંદ જ્યારે સ્વાવલંબી અને સ્વાશ્રયી બનશે અને કોઇ દેશ એંઠી નજર ન નાખી શકે કે શોષણ ન કરી શકે એવી સ્થિતિ ઊભી કરશે ત્યારે તે પશ્ચિમ કે પૂર્વની કોઇ પણ સત્તાના લાલચુ આકર્ષણનો વિષય નહીં રહે અને પછી તે ખર્ચાળ શસ્ત્ર સરંજામનો બોજો વહ્યા સિવાય પોતાની સલામતી વિષે નિશ્ચિંત બનશે. તેની આંતરિક વ્યવસ્થા જ પરદેશી હુમલા સામે તેનો મજબૂત કિલ્લો બની રહેશે. મારી કલ્પનાનું પૂર્ણ સ્વરાજ એકલવાયું સ્વાતંત્ર્ય નથી પણ નીરોગી અને પ્રતિષ્ઠિત સ્વાતંત્ર્ય છે. મારો રાષ્ટ્રવાદ ઉગ્ર છે છતાં એકલપેટો નથી, અને કોઇપણ પ્રજા કે વ્યક્તિને હાનિ કરવાનો તેનો ઉદ્દેશ નથી. કાયદાનાં સૂત્રો જેટલાં કાયદાનાં નથી તેટલાં સદાચારનાં સૂત્રો છે. " તારા પડોશીની મિલકતને હાનિ ન પહોંચે એવી રીતે તારી મિલકત ભોગવ. " એ સૂત્રના સનાતન સત્ય પર મારો વિશ્વાસ છે.

સ્વતંત્ર ને લોકશાસનવાળું હિંદુસ્થાન બીજી સ્વતંત્ર પ્રજાઓ સાથે પરસ્પર બચાવ ને આર્થિક સહકાર માટે ખુશીથી જોડાશે. સ્વતંત્રતા ને લોકશાસન પર રચાયેલી સાચી જગત વ્યવસ્થાની સ્થાપના માટે, અને માનવજાતિની પ્રગતિ ને આગેકૂચ માટે જગતનાં જ્ઞાન અને સાધનસામગ્રીના ઉપયોગ માટે અમે કામ કરીશું. "

( કોંગ્રેસ પત્રિકા વર્ષ ૧૮ અંક ૪માંથી આભાર ઉધ્ધૃત ) —ગાંધીજી

**કાર્લમાર્ક્સ** જેવા ગૂંચવડીયા તત્વજ્ઞ અને **એકપક્ષી** વિચારક તથા લેલીન જેવા મહાત્મા બન્ને કરતાં **" સ્વાયત્ત અર્થતંત્ર "**ના પ્રબોધક વિશ્વહિતચિંતક ગાંધીજીનો **" અર્થકારણ "** **ની સબળ અને સ્વાયત્ત રચના–લોકશાહીના ભયસ્થાન સમા સ્વાર્થાંધ અને સત્તાંધ તત્વો તથા સામ્યવાદી અર્થ-રચનાની સરમુખત્યારશાહીમાંથી ભારતીય સંસ્કૃતિને સંરક્ષનાર રાષ્ટ્રશક્તિ નિમોતા હોવા છતાં પોથાપંડિત** અદુરદર્શિ જવાહર નીતિએ ગાંધીવાદનો સ્પષ્ટ દ્રોહ કરવાથી, પશ્ચિમના આંધળા અનુકરણ પાછળ દોટ મૂકવાથી, દૂધ-દહીંયા વિદેશનીતિથી તમામને ખુશ કરવા જતાં કોઇનો પૂર્ણ વિશ્વાસ સંપાદન નહીં કરી શકવાથી આપણી વ્હાલી ભારતજનની [illegible] સંસ્કૃતિ ચીન પાકીસ્થાનના લશ્કરી આક્રમણ અને અંદરથી સામ્યવાદ–કામીવાદ ભાંગફોડીયા ભસ્માસુરી આક્રમણના ત્રિપાંખી **ધસારામાં સપડાઇ રહી છે.** શાસ્ત્રી સરકારે સબળતાપૂર્વક કચ્છ મોરચે પાકિસ્થાનનો સામનો શરૂ કર્યો છે તે માટે અમે શાસ્ત્રી સરકારને ધન્યવાદ આપીએ છીએ. સમય આવે તમામ મોરચે ચીન–પાકીસ્થાનનો સામનો કરી શાસ્ત્રી સરકાર ગયેલો ભારતીય પ્રદેશ પાછો મેળવે એટલું જ નહિ પણ તિબેટને પૂર્વવત સ્વતંત્ર થવામાં દલાઇ લામાની સહાયક બની હિમાલયની અખં-

( જુઓ પાન ૬ )

# વૈદિક સંસ્કૃતિભાનુ-મહર્ષિ દયાનંદ

( ગયા અંકથી ચાલુ )

### વેદભાષ્યની શૈલી

વેદભાષ્ય કરવા માટે આજસુધી ત્રણ શૈલી મળે છે (૧) નૈરુક્તિક, (૨) ઐતિહાસિક, (૩) પૌરાણિક. (૧) નિરુક્ત શૈલી સૃષ્ટિના આરંભથી નિઘંટુ (વૈદિકમૂલકોશ)ના સમય સુધી ચાલુ રહી પરંતુ તે પછી તેનો પ્રચાર નથી રહ્યો, (૨) ઐતિહાસિક શૈલી બ્રાહ્મણ ગ્રંથોના સમયમાંથી આરંભીને વેદાંગ નિરુક્તાદિના સમયથી મહિધર-સાયણાદિનાં સમય સુધી રહી, (૩) પૌરાણિક શૈલી તે વેદ ભાષ્ય શૈલી જ નથી પરંતુ વેદમંત્રનો એક શબ્દ લઈ તેના પર સ્વતંત્ર રીતે જેમ ફાવે તેમ અર્થો કરવામાં આવ્યા આ શૈલી મહીધર-સાયણના સમય પછીથી પ્રચલિત રહી તે આજ સુધી ચાલે છે. આ નં. ૧-૨ બન્ને શૈલી વેદ વિરુદ્ધ છે.

કોઇ પણ વિદ્વાન જોઇ શકશે કે નિઘંટુ વૈદિક કોશમાં કોઇ પણ ઠેકાણે ઐતિહાસિક શબ્દ જોવા મલી શકશે નહી. નિઘંટુ ગ્રંથના બનાવનાર ઋષિ કશ્યપ મનાયા છે. નિઘંટુ પછી બ્રાહ્મણ ગ્રંથની રચના થઇ છે. તેમાં ઐતિહાસિક સામગ્રી મળી આવે છે તેણે વેદભાષ્યની ઐતિહાસિક શૈલીનો જન્મ આપ્યો છે. અહિં એક ઉદાહરણ આપું છું કે નિરુક્ત અ. ૨. ખંડ ૧૬. " तत्को-वृत्र मेघ इति नैरुक्ताः, त्वाष्ट्रोऽसूर इत्यैतिहासिका अपां च ज्योतिषश्च मिश्रीभाव कर्मणो वर्ष कर्म जायते तत्रोपमार्थेन युद्धवर्णा भवन्ति ( વૃત્ર શબ્દનો અર્થ કરતાં પ્રથમ નિરુક્ત કાર કહે છે કે ) તો વૃત્ર કોણ છે નિરુક્ત વેદભાષ્યકાર કહે છે કે મેઘને વૃત્ર કહે છે. અને ઐતિહાસિક વેદભાષ્યકાર વૃત્રને ત્વાષ્ટ્ર અસુરને વૃત્ર કહે છે-નિરુક્ત ભાષ્યકાર વિશેષથી કહે છે કે પાણી અને વીજલી મળવાથી વૃષ્ટી થાય છે. આ સ્થળે ઉપમાથી યુદ્ધ વર્ણન છે.

ઐતિહાસિક દષ્ટિથી કરેલા ભાષ્યો યારક ઋષિના નિરૂક્તથી વિરૂદ્ધ છે. હવે જોઇએ પૌરાણિક દષ્ટિથી થયેલાં ભાષ્યો. યજુર્વેદ અ. ૧૭ प्रेताजयतानर...આ મંત્રમાં प्रेत શબ્દ હોવાથી પૌરાણિક લોકોએ प्रेत શબ્દ મરણ પામેલા પ્રાણીઓ તેમને બોલાવવા માટે છે તેમ માની અન્ત્યેષ્ટિ પદ્ધતિ પૃષ્ઠ ૨૬૪માં પ્રેતબલિ પ્રયોગમાં યોજના કરી ત્યાં લખે છે ૧. मध्यकलशे विष्णुरूपि प्रेतराजायनमः विष्णुरूपी प्रेतराजम् आवाहयामि વગેરે પ્રેતને બોલાવે છે છે. આ મંત્ર ઉપર મહીધર અને ઉપર ઐતિહાસિક ભાષ્યકારો જે વિચાર રજુ કરે છે તે અત્ર આપું છું.

લેખક :
પંડિત વાસિષ્ઠજી યાજ્ઞિક
હલવદકર
આયુર્વેદાલંકાર, રાજકોટ

योद्धृदेवत्यानुष्टुम् योद्धृत् स्तौति। नरोऽस्मदीयायोद्धारः। यूयं प्रेत पर सैन्यं प्रति प्रकर्षेण गच्छत ततो जयतविजयं प्राप्नुत। द्रयचेऽतस्तिङ (પાં. ૬।૩) प्रेताइति इत्यत्रदीर्घः "अन्येषामपि दृश्यते (પા. ૬।૩। इति जयता इत्यत्र दीर्घः ઉપર ભાષ્ય—हे नरः मनष्यः प्रेतः गच्छत जयतच" આ મંત્રનો અર્થ જણાવે છે કે આ મંત્રનો દેવતા તે યોદ્ધા છે. અને યોદ્ધાઓની સ્તુતિ કરવામાં આવી છે. અનુષ્ટુપ છંદ છે. હે નર ( આદમીઓ ) અર્થાત અમારા લડવૈયાઓ તમે પ્રેત એટલે બીજાની સેના તરફ જોરથી જાઓ તેના પર વિજય કરો. પછી અષ્ટાધ્યાયી સૂત્રો પ્રમાણે प्रेत શબ્દ જેમાં प्र ઉપસર્ગ ધાતુ જાણવાના અર્થમાં છે તેનું રૂપ प्रेता અને जयतनुं રૂપ जयता થયું છે. ઉપર પણ એવો જ અર્થ કરે છે કે હે નર ( મનુષ્યો ) ( પ્રેત ) અર્થાત્ જાઓ અને જીતો.

મહર્ષિ દયાનંદ ભાષ્ય प्र (इत) = પ્રાપ્ત કરવું. शत्रून् प्राप्नुत। अत्रद्वय-चेऽतस्तिङ इति दीर्घः जयत-विजयद्वम्। હે અનેક પ્રકારનાં વ્યવહાર કરનારા તમે શત્રુઓને પ્રાપ્ત થાઓ અને જીતો.

### કાત્યાયન સૂત્ર અને મહીધર

નંદ ભાષ્યકાર મહીધરે કાત્યાયન સૂત્રો તો આશ્રય બળને વિનિયોગની પુષ્ટિ કરી છે કાત્યાયન આદિ શ્રૌત સૂત્રોને કલ્પ માને છે જે વેદાંગ છે. એટલે મહીધર પોતાના વેદભાષ્યમા તેનું પ્રમાણ આપીને પોતાના પક્ષની પુષ્ટિ કરે છે. પરંતુ પ્રથમ "કાત્યાયન શ્રૌત સૂત્રોમાં મહાપાતકી અને બુદ્ધિશૂન્ય વિનિયોગ લખેલા છે તેમજ તે સૂત્રો વેદાંગ પછીથી બનેલા છે. અને તેના પૂર્વે બ્રાહ્મણ ગ્રંથ બન્યા છે અને તેના પૂર્વે નિઘંટુ બનેલ છે એટલે નિરૂક્ત શૈલીને અનુકૂળ ભાષ્યકારો માટે તો કાત્યાયન શ્રૌતનો આશ્રય ત્યાજ્ય છે. વિશેષતઃ કાત્યાયન શ્રૌત સૂત્રોમાં વેદમંત્રથી જે કર્મવિધાન કરેલ છે તેને સાંભળીને રૂંવાડા ઊભાં થાય છે. જે થોડાં પ્રમાણો અહીં આપું અને જે મંત્રો આપું છું તે મહીધરભાષ્ય કે જે કાત્યાયન સૂત્રોનાં સહકારથી બનેલ છે. યજુર્વેદ અ. ૨૩. મંત્ર ૨૦ વિનિયોગ કાત્યાયન શ્રૌત સૂત્રમાં આ પ્રમાણે લખેલ છે "अश्वशिश्नमुपस्थे कुरुते वृषा वाजीति। કાત્યાયન શ્રૌત સૂત્ર અ. ૨૦ કંડિકા ૬ સૂત્ર ૧૬ આ સૂત્રનો અર્થ મહીધર તે મંત્રના ભાષ્યમાં આપે છે કે " महिषी स्वय मेवाश्वशिश्न माकृष्य स्वयोनौ स्थापयति -" વૃજ-વાજી ઇત્યાદિ મંત્ર બોલતી થકી રાણી ( યજમાન પત્ની ) સ્વયં ઘોડાનું લિંગ પોતાની ઉપસ્થ ઇંદ્રિયમાં ધારણ કરે છે...અર્થાત્ ઘોડા સાથે રાણી વ્યભિચાર કરે છે. ( આગળ પર ' ઘોડાને મારી નાંખવા અને તેનું માંસ લઈ તે વડે હવન કરવાનો ઉપદેશ છે. ) અને બીજી કેટલીક અશ્લીલ વાતો તેમાં લખી છે. બીજું ઉદાહરણ કાત્યાયન સૂત્રો પ્રમાણે વિશેષ વિનિયોગ " पूरुषाश्वगोऽव्यजानालभ्याजेनयागं कृत्वा पंचानां शिरांसि घताक्तानि...... संस्थाप्य तेषां कबन्धात् यज्ञशेषं व मृद्युक्ते तडागादिजले प्रास्येत् नखार्यंमिष्टकार्यं च मृदंजले च तत् अेवादेयम् ભાવાર્થ—મનુષ્ય, ઘોડા, ગાય, ભેડ, બકરી એ પાંચને મારીને બકરી વડે યજ્ઞ કરી પાંચેનાં શિર ઘીમાં લપેટીને તે ઘડો અને યજ્ઞમાં બચેલી તેની માટી ( માંસ )ને તલાવનાં પાણીમાં ફેંકી દેવું. આ પ્રમાણે ઘણા મંત્રો હિંસા પૂર્ણ વિનિયોગથી ભરેલા છે તે મુક્તિ અને તર્કશૂન્ય છે. એટલું જ નહીં પણ વૈદિક આર્યસંસ્કૃતિને કલંકરૂપ છે. વિદ્વાનોએ આજે સાથે મળી આવા ગ્રંથોનો બહિષ્કાર કરવો જોઈએ.

( જુઓ પાન ૬ )

# आर्य समाज का राजनैतिक कार्यक्रम क्या हो ?

**श्री. रामचन्द्र जावेद**

में आर्य समाज को सदा से ब्राह्मण समाज मानता आया हूं। जिस प्रकार हिन्दू समाज में ब्राह्मण का कार्य सदा से मार्ग प्रदर्शन रहा है, उसी प्रकार आर्य समाज का कार्य देश की जनता को उचित मार्ग पर चलाना है। कुछ लोग राजनैतिक सुधारों के लिये आर्य समाज को राजनीति में सीधा सम्मिलित करने के पक्ष में हैं किन्तु मैं इस बात के पक्ष में नहीं हूं। मेरी सम्मति में आर्य समाज अपने नब्वे वर्ष के जीवन में कभी राजनीति में सीधा शामिल नहीं हुआ। किन्तु इसके साथ यह भी मानना पड़ेगा कि आर्य समाजियों के राजनीति में भाग लेने और किसी भी राजनैतिक दल में सम्मिलित होने पर आर्य समाज ने कभी कोई पाबन्दी नहीं लगाई। जहां तक मैं समझा हू स्वतन्त्रता से पूर्व आर्य समाज का कार्य राजनैतिक चेतना अथवा जागृति पैदा करना था और अब स्वतन्त्रता के पश्चात राजनीति को अधर्म और असत्य के मार्ग से बचाना है।

कौन नहीं जानता कि ऋषि दयानन्द पहले वह महापुरुष थे जिन्होंने उन्नीसवीं शताब्दी में 'स्वतंत्रता हमारा जन्मसिद्ध अधिकार है' की घोषणा की और अच्छे से अच्छे विदेशी राज्य से बुरे से बुरे स्वदेशी राज्य को अच्छा बताया। उन्होंने और उनके पश्चात उनके प्रतिनिधि आर्य समाज ने स्वदेशी और स्वराज्य के लिये जो आंदोलन किया, निःसंदेह उससे देश भर में राजनैतिक चेतना और जागृति पैदा हुई जिसका पुण्य परिणाम शताब्दियों से परतंत्र चले आ रहे देश की स्वतंत्रता है किन्तु इस पर भी मानना पड़ेगा कि आर्य समाज सामूहिक रुप में किसी भी समय स्वतंत्रता युद्ध में सम्मिलित नहीं हुआ। निश्चय ही आर्य समाज ने देश की सुरत संग्राम शक्ति को जागृत तो किया, किंतु स्वयं अपने हाथ में युद्ध की कमान नहीं संभाली। किंतु इसके साथ इस बात से कदाचित इन्कार नहीं किया जा सकता कि आर्य समाज के लगभग सभी नेता अपने-अपने काल में राजनीति में किसी न किसी रुप में अवश्य सक्रिय भाग लेते रहे हैं। इसलिये मैं आज भी इस मत का हूं कि आर्य समाज का आवरण राजनीति की कीचड़ में न घसीटा जाय। और जो कार्य करना चाहते हैं इन्हे करने दिया जाय और आर्य समाज के लोग निजी रूप में उनकी जितनी सहायता कर सकते हैं अवश्य करें किंतु सामूहिक रुप में भाग लेनेवाली एक पार्टी बनने से यथा-संभव बचाया जाय।

अब रहा, यह प्रश्न कि राजनैतिक क्षेत्र में सामूहिक रुप में आर्य समाज क्या करे? इस संबंध में मेरा विचार यह है कि आर्य समाज प्रान्तीय सरकारों और केन्द्रीय सरकार का मार्ग प्रदर्शन करे और देश को हर संकट से बचाने के लिये जनमत पैदा करे। मेरी सम्मति में इस समय आर्य समाज को निम्न लिखित विषयों के संबंध में अपनी आवाज उठानी चाहिये और सरकार को ठीक मार्ग पर लाने का प्रयत्न करना चाहिये।

१. देश की सरकार धर्म निरपेक्ष होने के स्थान पर असाम्प्रदायिक होनी चाहिये। धर्म और सम्प्रदाय में बड़ा अंतर है। निश्चय ही सरकार को साम्प्रदायिकता से ऊंचा उठना चाहिये किंतु धर्म से कदाचित विमुख नहीं होना चाहिये। दुर्भाग्य से हमारे देश में हिन्दू, मुस्लिम, सिख, ईसाई अलग-अलग धर्म माने जाते हैं और इसी भ्रान्ति के कारण सरकारने अपने आप को धर्म निरपेक्ष घोषित कर रखा हैं। वास्तव में यह सब सम्प्रदाय हैं। सरकार का किसी एक के साथ अपने आप को जोड़ना राजनैतिक दृष्टि से एक ऐसे देश की सरकार के लिये सम्भवतः अच्छा न हो जहां सब सम्प्रदाओं के लोग बसते हैं। किंतु धर्म तो मनुष्यता का नाम हैं। अथवा न्याय का नाम धर्म हैं। सरकार इन्हें कहां छोड़ सकती हैं? मानना चाहिये कि सरकार की इस धर्म निरपेक्षता का देश की जनता पर बहुत बुरा प्रभाव पड़ रहा है। जब राज्य का कोई धर्म न हो तो प्रजा का क्या धर्म हो सकता है? और सच पूछिये तो यही अधार्मिकता ही देश के चरित्रहीनता और भ्रष्टाचार का मूल कारण हैं। आर्य समाज को पहला कार्य यही करना चाहिये कि वह इस धर्म निरपेक्षता के विरुद्ध आंदोलन करे।

२. भारत बहुत प्राचीन देश हैं। यहां तक कि हम वेदों के अनुसार संसार के आरंभ में पहली मानवी उत्पत्ति यहां की मानते हैं। इस दृष्टि से इसकी सभ्यता और संस्कृति भी बहुत पुरानी हैं। मनु महाराज के अनुसार संसार भर के लोगोंने इस देश से चरित्र की शिक्षा प्राप्त की, किंतु हमारी सरकार इस देश की प्राचीन संस्कृति और सभ्यता की रक्षा के लिए जो कुछ कर रही हैं, वह सर्वथा अपर्याप्त है। आर्य समाज को देश की सरकार और जनता के सामने अपनी प्राचीन संस्कृति और सभ्यता का वास्तविक रूप रखना चाहिये और उसकी रक्षा और प्रचार के लिए सरकार और जनता दोनों से उचित सहयोग लेना चाहिए। और जहां तक हो सके देश के नवकरण की आड़ में देश की जनता को पश्चिमी सभ्यता से बचाना चाहिये।

३. प्रत्येक देश की अपनी एक राष्ट्रीय भाषा होती है। भारत की सरकारने हिन्दी को अपनी राष्ट्रभाषा घोषित करके अब तक इसका उचित संरक्षण नहीं किया। कहीं अंग्रेजी और कहीं प्रांतीय भाषायें इसे उचित स्थान देने में बाधा बन रही हैं। परिणाम स्वरुप एक भाषा और एक लिपि न होने से जहां समूचा राष्ट्र संगठित नहीं हो रहा, वहां भारत जैसे एक महान् देश के लिए यह बात अपमानजनक है कि उसकी राष्ट्रभाषा का उसके अपने देश में कोई सम्मान नहीं। संस्कृत जो इस देश की तो क्या सारे देशों की भाषाओं की उत्पत्ति की दृष्टि से 'मातृभाषा' है, की स्थिति तो सर्वथा अकथनीय है। इन दोनों भाषाओं को अपना उचित स्थान दिलाने के लिये आर्य समाज को पहले की भांति सक्रिय प्रयत्न करने चाहियें।

४. नई रोशनी और नई सभ्यता के आधार पर हमारे देशकी सरकार इस देश के "नयाकरण" के जो प्रयत्न कर रही है, उससे देश की जनता के चरित्र का दिन प्रतिदिन पतन हो रहा है सिनेमा और रेडियो की भ्रष्ट गजलें और फिल्मी गीत, फिल्मी कलाकारों के रंग-ढंग, मद्य-मांस का प्रयोग, विदेशी भाषाओं के बतलाने की आवश्यकता नहीं। आर्य समाज को सरकार को समझाना होगा कि चरित्र-निर्माण के बिना देश का नवनिर्माण कभी नहीं हो सकेगा।

५. राष्ट्रीय और जातीय संगठन के नाम पर देश के बहुमत के प्रायः अधिकारों की उपेक्षा करके अल्पमत को प्रसन्न करने और अकारण उनकी चापलूसी करके उन्हें सिर चढ़ाने की

( જુઓ પાન ६ )





## कौन गाये ?

दयानन्द के गीत गौरव गुणों को।
हमीं जो न गायें कहो कौन गाये॥
लिए वेद की पावमानी मशालें,
अविद्या अमा को भगाता रहा जो।
सँजोए हुए प्राण दात्री प्रभाती,
शुभा भारती को जगाता रहा जो।
उसी के पदों की बनी पद्धती में
हमीं जो न गाएं कहो कौन गाये ॥ १ ॥

विरोधी मतों के उठे ज्वार में भी,
तरी सत्यता की तराता गया जो।
पिलाता सुधा घातकों को अकेला,
खड़ा चाँद सा मुस्कराता गया जो।
उसी के लिए वन्दना के स्वरों को
हमीं जो न लायें कहो कौन लाये ॥ २ ॥

किए विश्व कल्याण की कामनाएं,
दिया त्रित्वका था उजाला उसीने।
"अदीनाः सदास्याम" स्वाधीनता का,
दिया मन्त्र प्यारा निराला उसीने।
उसी की पताका लिए व्योम भूमें
हमीं जो न छायें कहो कौन छाये ॥ ३ ॥

मिटाने यहाँ दैव सम्पतियों को,
किला आसुरीश लिये था बनाया।
महाप्राण ने तर्क का बज्र फ़ेंका क्षणों में,
जिसे धूलिमें था मिलाया।
उसी दुर्ग की शेष सामग्रियों को
हमीं जो न ढायें कहो कौन ढाये ॥ ४ ॥

"प्रणव" शास्त्री एम. ए.

( પાન ૩નું ચાલુ )

ડિતતાનું રક્ષણ સાધશે એવી ભારતીય પ્રજાની અંતરનો અભિલાષા અને શાસ્ત્રી સરકાર પાસે અપેક્ષા છે. દેશદ્રોહી અબ્દુલ્લા-ફીઝોના જેવા કાશ્મીરદ્રોહી, નાગપ્રદેશદ્રોહીઓનો ભારતદ્રોહી પ્રતિકૃતિઓ ભારતભરમાં ભારતીય સ્વરાજ્યને તોડી સામ્યવાદી-કોમીવાદી અપવિત્ર જોડાણદ્વારા પરદેશી ગુલામી નોતરી રહી છે.

આર્યસમાજ રાજકીય રીતે જાગૃત નથી.-સનાતન ધર્મ-ધૂરંધરો ઊંઘે છે. દેશના તમામ મત, પંથ, સંપ્રદાયવાદીઓ, જૂથવાદીઓ ફીરકાપરસ્તો-રાજકીય મતમતાંતરવાદીઓ મુસ્લિમ આક્રમણ વેળા રાષ્ટ્રશક્તિને છિન્નભિન્ન કરતા હતા તેવીજ રીતે સામ્યવાદી આક્રમણ કરી રહ્યા છે. કેરલ કે અમદાવાદની ચૂંટણીઓ તો શરૂઆત છે. ૧૯૬૭માં પ્રાન્તો અને કેન્દ્ર ઝડપાઇ જશે એવા દેશદ્રોહી તત્વો તૈયારી કરી રહ્યા છે. કયાં તો ભારતીય લશ્કર દેશને સામ્યવાદી આક્રમણમાં-થી બચાવશે અગર દેશભક્તોની "અખિલ ભારતીય સંરક્ષક પ્રવૃત્તિ"ની વેગવાન શરૂઆત. સાર્વદેશિક સભા તથા જનસંઘ જેવા રાષ્ટ્રીય સંરક્ષક સંગઠનોને પરમકૃપાળુ પ્રભુ સવેળા સચેતનતા આપે. એજ અમારી પ્રભુ ચરણે પ્રભુ પ્રાર્થના.

( પાન ૫નું ચાલુ )

कोंग्रेस सरकार की पुरानी पद्धति का आर्य समाज को विरोध करना चाहिये और उसे सरकार को यह बताना चाहिये कि सरकार को बहुमत और अल्पमत दोनों के साथ एक जैसा व्यवहार करना चाहिये।

६. पिछड़ी और दलित जातियों की उन्नति सरकार का एक महान् कर्तव्य है किंतु विधान सभाओं और लोक सभा में उनके सुरक्षित स्थानों और विशेष आर्थिक सहयोग के कारण जातपांत की समस्या हल होने के स्थान सुन कर ५० वर्ष की अवस्था में यह कांग्रेसी एम. पी. आर्य समाजी बन गया। उन्होंने कहा कि उडीसा का दुर्भाग्य था जो महर्षि कलकत्ता से आगे पुरी न जाकर वहीं से लौट गये। उन्होंने शेष जीवन उड़ीसा में आर्य धर्म का पुनरुद्धार करने में बिताने की घोषणा की।

तब सब उपस्थित जन वृन्द श्रद्धा पूर्ण नेत्रों से दीवार पर सद्य अनावृत महर्षि दयानन्द के चित्र को देखने लगे कि हा हन्त ! हमने उनको समय रहते न पहचाना और आज जब एक करोड़ ईसाई देश में हो गये तों देश के बुद्धि जीवी "स्वामी के समाज" का आह्वान कर रहे हैं। गत नवम्बर में एक मूर्धन्य कांग्रेसी तथा सरकार के नेता ने कहा कि आसाम और नागालैंड की आत्म नष्ट हो चुकी है—केवल ढाँचा शेष है। क्या आर्य समाज नागालैंड और आसाम का उद्धार करने का कार्य अपने हाथ में ले सकता है ? देश की राष्ट्रीयता के सतत प्रहरी आर्य समाज के अतिरिक्त और कौन यह कार्य करेगा।

४—और इससे भी बढ़ कर बात इनके बाद हुई। एक और कांग्रेसी एम. पी. स्वामी रामानन्द सरस्वती की वक्तृता प्रारम्भ हुई। आप उन्नाव ( उत्तर प्रदेश ) की "अछूत" सीट से निर्वाचित हैं। रामानन्दजी दो मिनट तक बोल ही न सके। उनकी आँखों से आँसू की धारा बह रही थी। सारा हाल स्तब्ध था। फिर वे बोले—स्वामीजी के उपकार देखना है तो मुझे दखो ! मुझे अछूत को आर्य समाजने वेद पढाये, शास्त्री और आचार्य बनाया और एम. पी. भी बना दिया। गर्व क्यों न हो ! भारत की प्रभुसत्ता सम्पन्न लोकसभा के ५०० सदस्यों में से, जो भारत पर राज्य कर रही हैं, वे एक हैं। एक बार फिर सारा हाल दीवार पर लगे महर्षि के चित्र को देखने लगा। जादू तो वह है जो सिर पर चढ़ कर बोले। बगल की मेज पर वेद चतुष्टय रक्खे और पैनी दृष्टि से भारत का भूत देखते हुए और भविष्य के लिये योजना बनाते हुए महान योगी के चित्र की वे आँखे यदि इस स्वामी रामानन्द और मोहन नायक को देख जाती तो अपनी योजना का साफल्य देखती और शायद हमसे पहिली पीढ़ी के आर्यों को साधुवाद देती जिन्होंने उनके पद-चिन्हो पर चल कर उनकी योजना का कर्यान्वित किया। काश इस पीढी के हम आर्य इलैक्शन बाजी छोड उनके मिशन में कार्यरत हो जाते।

( પાન ૪નું ચાલુ )

### વેદમંત્રોના અર્થ વિવિધ દૃષ્ટિ પરત્વે છે

વેદનો એક જ મંત્ર તેનાં અર્થો આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક દૃષ્ટિથી જૂદા જૂદા પ્રકારે અર્થ થઈ શકે છે. આ પરંપરા પૂર્વાચાર્યોએ પણ સ્વીકારેલી છે તે વિષે ઉદાહરણ જોઈએ ઋગ્વેદ, ૪/૫૮/૩/ चत्वारि श्रृंगात्रयो अस्यपादाद्वेशीर्षे सप्त हस्तासो अस्य। त्रिधा बद्धो वृषभो शेरवीति महा देवो मर्त्या आविवेश આ મંત્રનાં "અગ્નિ, સૂર્યો વા આપો, વા ગાવો, વા ધૃતસ્તુતિર્વા આ પાંચ દેવતા લખેલ છે. જેના અર્થો પતંજલી મુનિ રચિત મહાભાષ્યમાં શબ્દ પરત્વે વ્યાખ્યા આપી છે કે चत्वारि श्रृंगा એટલે चत्वारि पदजातानि 'नामाख्यातोपसर्गनिपाताः' તેનો सप्तहस्तासथी વિભક્તિઓનો त्रयोपादाःथी પ્રથમ, મધ્યમ, ઉત્તમ પુરુષ અથવા ત્રણ કાલનો द्वे शीर्षेथी નિત્ય, અનિત્ય, રૂપ શબ્દોનું ગ્રહણ કરેલું છે. નિરુક્તમાં આ મંત્રનો યજ્ઞ પરત્વે અર્થ કરેલો છે.

( વધુ આવતે અંક )

## વાર્ષિકોત્સવ

આર્યસમાજ પિંપરીનો વાર્ષિકોત્સવ તા. ૧૬, ૧૭, ૧૮ એપ્રિલના દિવસોમાં ઉજવાશે. તે પ્રસંગે શ્રી. પં. વેદમિત્રજી ઠાકોર, શ્રી. પં. નરેન્દ્રજી, શ્રી. પં. દયાશંકરજી શર્મા શ્રી. પં. ભોલારામજી, શ્રી. સુશીલાદેવીજી, તથા શ્રી. પ્રો. હાસાનન્દજી પધારશે.

# સમાજના માનવજીવોને ચરણે !

## લેખાંક ૨

લેખક : **કૃષ્ણદેવ બળદેવભાઇ આર્ય**, સામરખા

સેંકડો મધુમાખીઓએ રસથી સંગ્રહિત કરેલાં, ટપ...ટપ...ટપ... કરતાં એક પછી એક મધનાં બિંદુઓ, મધપુડાની નીચે મધુપ્રાપ્તિ માટે મૂકેલા, એક નાનકડા વાસણમાં પડે છે. ને તે સંગ્રહિત થએલો મધનો જથ્થો કોઇ બિમાર શરીરમાં જતાં તે શરીરને તેજોમય બનાવે છે. અગણિત પુસ્તકોનું અધ્યન કરી જ્ઞાનનો ભંડાર મેળવી એક નાનકડો માનવજીવ એક પછી એક પાંડિત્યના શિખરો સર કરતો મહાન વિદ્દૂજ્જન બને છે. ને તે પોતાના પાંડિત્યથી અજ્ઞાની જીવોને મોક્ષનો રાહ ચિંધે છે તથા માર્ગ ભૂલેલાઓને સાચા રસ્તા પર દોરે છે. એક કલાકાર પોતાની કલાને એક ખંડેર સમા મકાનમાં રેડી મકાનને કલાના આદર્શ નમૂના તરીકે જગતમાં શ્રેષ્ઠત્વનું બિરૂદ અપાવે છે.

પેલી મધમાખી અહીં તહીં ભટકી પુષ્પો પરથી રસ ચૂસી એકત્રિત કરી તેને મધના રૂપમાં ફેરવવાની ક્રિયા કરે છે. પોતે દુઃખ વેઠી બીજાને માટે વસ્તુ પેદા કરે છે ને તેમાં જ તેને આનંદ થાય છે તે ત્યાગી ગણાય છે. પેલો માનવજીવ પોતાના પાંડિત્યથી રાહ ભૂલ્યા માનવીઓને સાચા રસ્તે વાળે છે ને તે ઘણાઓનો માર્ગદર્શક બને છે. તેની ગણના મહાન માણસમાં થાય છે. પેલો કલાકાર પોતાની કલાથી દીઠું ન ગમે તેવું એક મકાન કે જેમાં કલા રેડી તેને કલાનો ઉત્તમ નમુનો બનાવે છે. કલાની ચોતરફ પ્રશંસા થાય છે.

સમયનું વહેણુ બદલાય છે. સર્વત્ર સ્વાર્થનું વાતાવરણ સર્જાય છે. સર્વ ત્યાગની ભાગના ત્યજે છે. ત્યજાયેલી ત્યાગની ભાવનાને સ્થાને સ્વાર્થ આવે છે, સ્વાર્થ સંગ્રહનાં પડા જવા આંખોની આગળ બાઝી જાય છે તે પોતાનાં ઉચ્ચતાનાં શિખરેથી ગબડતો માનવ સમુદાયમાં ભળી જઈ એક સામાન્ય માનવી બની જાય છે.

મધમાખી, પેલા પંડિતનામાં તથા કલાકારમાં અહંભાવનાનો વાસ થયો. મધમાખીએ રસ એકત્રિત કરવાનું છોડી દીધું ને મધમાખી સામાન્ય માખી બની ગઈ. પેલા પંડિતે સાચે રસ્તે વાળવાને બદલે ભૂલેલાઓને બીજા જ રસ્તે વાળવા માંડ્યા. તેનું પાંડિત્ય મરી ના ગયું હોય તેમ તે પણ એક સામાન્ય માનવીમાં ગણાવા લાગ્યો. પેલા કલાકારે પોતાની બધી જ કલા પર કાળી શાહીથી પીંછી ફેરવી દીધી. તેની કલાનો અસ્ત થયો. કલા વગરનો કલાકાર સામાન્ય માનવી બની ગયો.

અહમ્‌ની ભાવના જે તે વ્યક્તિનો નાશ કરી દે છે. પોતાને પ્રાપ્ત થયેલી વિદ્યાનો સાચા રસ્તે ઉપયોગ કરનાર માનવનું જ કલ્યાણ થાય છે. જ્યારે વિદ્ધત્તાથી ભરપૂર માનવ કે જેનામાં વ્યવહારનું ભાન નથી હોતું તે સાચે જ સામાન્ય માનવી કરતાં પણ પાછળ છે તેમ માનવું યોગ્ય ગણાય.

જ્યાં વિશ્વબંધુત્વની ભાવનાની વાતો કરીએ છીએ ત્યાં સંપ જ માનવ સમુદાયને આગળ વધારશે. નહીં તો પછી સ્વાર્થી માનવો ક્યાંના ક્યાં ફેંકાઇ જશે તેની તો કલ્પના જ શી કરવી તે સુઝતું નથી તેમ કદાચ લાગે તો ખોટું નથી !

ઘનઘોર ઘટા છવાઈ ગયેલી છે એવા એ વિશાળ વૃક્ષની ઘટામાં રહી કેટલાય જીવો સુખેથી વૃક્ષના આશ્રયે પોતાનું જીવન વિતાવે છે. નાનાં નાનાં પક્ષીઓનો કલબલાટ પેલા વૃક્ષને નવચેતનાના મંત્રો ભણાવતાં હોય તેવું લાગે છે. પક્ષીઓને માટે તો વૃક્ષ જ તેમનો આશરો છે. તેઓ ઇચ્છે છે કે વૃક્ષમાં અભિમાનની ભાવના ન આવે. કેમ કે તેમ થાય તો કદાચ એ જ સમયે લાકડાંની શોધ માટે આવેલો કોઇ કઠિયારો આવીને વૃક્ષને કાપી નાંખે તો પેલાં આશ્રયમાં રહેતાં નિર્દોષ પક્ષીઓ માર્યા જાય. પરોપકારનો જ આદર્શ પોતાની સમક્ષ રાખીને વૃક્ષે તો નિસ્વાર્થી થઇને જ રહેવામાં કલ્યાણ છે, અને જો કદાચ વૃક્ષમાં પણ સ્વાર્થની ભાવના પેદા થતે તો તે વૃક્ષ ન રહેતાં – કઠિયારાના કુહાડા વતી – નાના નાના લાકડાના ટુકડામાં ફેરવાઈ જતે. આવા સમયે વૃક્ષે પોતાની ઘટામાં આશ્રય લેતાં પક્ષીઓનો વિચાર આવશ્યક છે. વૃક્ષમાં સ્વાર્થની ભાવના ન આવે તેમ પેલાં પક્ષીઓ ઇચ્છે છે. જ્યારે વૃક્ષમાં પણ સ્વાર્થની ભાવનાનો ઉદ્દ્ભવ થશે તેની સાથે જ તેનો નાશ નક્કી જ છે. અને જો તેમ થાય તો તેની સાથે જ પેલાં અસંખ્ય, તેની ઘટામાં પોતાનું જીવન વીતાવતાં પક્ષીઓનો પણ નાશ થશે.

વૃક્ષે પેલાં પક્ષીઓનો પણ વિચાર કરવો ઘટે ખરો ? સંપૂર્ણ સહકાર, એકબીજા સાથેનો પ્રેમ માનવજીવોને કલ્યાણને રસ્તે દોરી જશે. નહીં તો પછી સર્વત્ર મોહિની-રૂપી રચાયેલી આ સૃષ્ટિમાં માનવ જીવો ક્યાંનાં ક્યાંય ફેંકાઇ જશે તેની તો કલ્પના જ શી કરવી !

( ક્રમશ : )

---

( પાન ૧નું ચાલુ )

શ્રી. પં. ઋષિમિત્રજીનાં સારગર્ભિત ભાષણો થયાં હતાં. સાથે સાથે પ્રતિદિન પ્રારંભમાં શ્રી. હરિસિંહજી ઠાકોર, શ્રી જગદીશચંદ્રજી પ્રવાસી અને શ્રી પં. ભોલારામજીના ઉત્સાહ-પ્રદ ભજનોપદેશથી વાતાવરણ ગુંજી ઊઠતું હતું.

સ્વામી શ્રી વિશુદ્ધાનંદજી મહારાજે પોતાના ધારાપ્રવાહી ભાષણોમાં આર્યસમાજની આવશ્યકતા ઉપર બોલતાં જણાવેલું કે સંસારમાંથી માનવતા પરવારી ચુકી હતી. તેને સજીવન કરવા તેમજ માનવોચિત સંસ્કારિતા જાગૃત કરવા માટે જ મહર્ષિ દયાનન્દે આર્ય-સમાજની સ્થાપના કરી છે. શ્રી. પં. દયાશંકર શર્માએ જણાવેલું કે સંપ્રદાયવાદે જ આ દેશના ટુકડા ટુકડા કરી મુકયા છે. સંપ્રદાયવાદે માનવતા જ નથી ખોઇ રાષ્ટ્રને પણ ભયંકર નુકસાન પહોંચાડયું છે. શ્રી. પં રવિશંકરજીએ કહ્યું કે વહેમો અને પાખંડથી પાયમાલ થતા દેશને બચાવવો હોય તો આર્યસમાજના સિદ્ધાન્તોને આજે નહીં તો કાલે અપનાવે જ છૂટકો છે. શ્રી. પં. ઋષિમિત્રજીએ આર્યસમાજના વિશાળ કાર્યની વિગત જણાવતાં કહેલું કે આર્યસમાજે હિન્દુ સમાજમાં શુદ્ધિ તથા શિક્ષણ સંસ્થાઓની હારમાળા ઊભી કરી ખૂબ જ મહત્વની સેવા કરી છે. રાષ્ટ્ર ચેતનામાં આર્ય સમાજનો ફાળો ઘણો જ મહત્વનો છે.

આચાર્ય શ્રી વૈદ્યનાથજી શાસ્ત્રીએ ત્રૈતવાદ તથા અન્યવાદ, વેદ અને સમાજવાદ વિગેરે વિષયોની ખૂબ જ સુંદર રીતે છણાવટ કરી હતી. તા. ૫-૪-૬૫ના રોજનું તેમનું મહર્ષિ અને રાજનીતિ પરનું ભાષણ ખૂબ જ મહત્વપૂર્ણ હતું. રાજનીતિના સંબંધમાં મહર્ષિ દયાનંદના વિચારો રજૂ કરતાં તેમણે જણાવેલું કે વૈદિક રાજનીતિમાં રાજાનું વિશેષ સ્થાન હોય છે. રાજ્યની નીતિ નહીં પણ રાજનીતિ હોવી જોઇએ, કોઇ પણ રાષ્ટ્રમાં રાજ્યની નીતિ નહીં રાજાની જ નીતિ ચાલે છે. વેદમાં પણ આદમ ભણી સૂક્તમાં રાજનીતિનું વિશેષ વર્ણન આપેલું છે. રાજા ધર્માર્થ-સભા, વિદ્યાર્થ સભા, તથા રાજાર્થ સભાને આધીન રહે તથા પ્રજા રાજાને આધીન રહેવી જોઇએ. યંત્રશક્તિ, તંત્રશક્તિ તથા મંત્ર શકિત ઉપર રાજાનો જ અધિકાર હોવો જોઇએ. ત્રિવરા પરિષદ રાજાને તથા રાજ્યને વ્યવસ્થિત રાખે છે. સર્વ પ્રથમ રાજાનું ચરિત્ર ઊંચુ હોવું જોઇએ અન્યથા સુખ અને શાંતિ અસંભવ છે. ભારતની: રાજનીતિનો આદર કરતાં ગ્લેડસ્ટોને કહેલું કે સંસારમાં Manu was the father of Law. મહર્ષિ દયાનન્દે કરેલી આર્યની વ્યાખ્યા માનવામાં આવતે તો આજે દ્રવિડ કજગામનો તેમજ પ્રાંતવાદ અને ભાષાવાદના ઝગડાઓમાં દેશ બરબાદ ન થાત. મહર્ષિ દયાનન્દ રાજનૈતિક ફિલોસફર હતા અને તેમણે ભારતનો બગડેલો ઈતિહાસ ઠીક કરવાનો પ્રયત્ન કરેલો.

ચારે દિવસ શ્રી. સ્વામી વિશુદ્ધાનન્દજી મહારાજ, શેઠ શ્રી. પ્રતાપભાઈ, શેઠ શ્રી. હરગોવિંદ ધરમસી કાચવાલા તથા શેઠ શ્રી. કૃષ્ણલાલ પોદારના પ્રમુખપદે સભાઓ યોજાઈ હતી.

તા. ૫-૪-૬૫ ના રોજ સાંજના ૪ થી ૬ સુધી સભાસ્થાને સ્ત્રી સમ્મેલન શ્રીમતી શારદાદેવી બિડલાના પ્રમુખપદે મળેલું. તેમાં શ્રી. રાજનપિલ્લે, શ્રી. અનિલાદેવી, શ્રી. જાનકીદેવી બજાજ વગેરેનાં ખૂબજ પ્રભાવશાલી ભાષણો થયાં હતાં. શ્રી. શારદાદેવી બિડલાએ પ્રમુખસ્થાનેથી બોલતાં જણાવેલું કે ૧૦૦ વર્ષ પૂર્વે મહર્ષિ દયાનન્દે જણાવેલું કે ભારતની ભાષા તો હિન્દી જ થઈ શકે છે. મહર્ષિએ બતાવેલા માર્ગ પર ચાલવાથી જ દેશમાં શાંતિ, પ્રેમ અને એકતાનો પ્રાદુર્ભાવ થઈ શકશે.

**માધવેન્દ્ર શાસ્ત્રી**

Regd. No. G/374
તા. ૧૭-૪-૬૫

# આપણે કેવાં છીએ?

શ્રી અરવિંદકુમાર આઈ. ચૌહાણ

દુનિયામાં ઘણા લોકો કહે છે કે, સમય સાવ બદલાઇ ગયો, વખત તો ઘણો જ ખરાબ આવી ગયો મારા મનને સવાલ પૂછું કે શું સારૂં અને શું ખરાબ? તમને જે ગમે તે સારૂં અને તમને જે ન ગમે તે બધું ખરાબ! પણ એને બદલે એમ કોઇ કહેતા નથી કે જે ઇશ્વરને ગમે તે સારૂં, અને ઇશ્વરની વિરૂદ્ધ જે થાય તે ખરાબ.

મુખ્ય સવાલ એ છે કે ઇશ્વરના નિયમ પ્રમાણે આપણે ચાલીએ છીએ ખરા? ચાલતા તો નથી જ. પણ ઇશ્વરની સામે થઇને નવી સૃષ્ટિ પેદા કરવાની હરિફાઇ આદરી છે. ધરતી ઉપરથી હવે આકાશે જઇ વસવાટ કરવા સુધીની તૈયારી આપણે છડેચોક જાહેર પણ કરી છે. અને તેના પ્રયત્નો પણ કર્યા છે. છતાં હજુ ધરતી પર જ વસીએ છીએ. આપણી બુદ્ધિ આપણી પાસે શું કરાવશે એ કોઇ કહી શકે એમ નથી. પણ આપણે તો વાત કરીએ છીએ કે શું ખરેખર સમય બદલાઇ ગયો છે? પહેલાંની જેમ આજે પ્રભાત [illegible] છે, ચંદ્ર આથમે છે. આજે પણ ધાન પાકે છે, પાણી પીવા મળે છે. લોકો જન્મે છે, મરે છે, પરણે છે અને પસ્તાય છે. શિયાળો, ઉનાળો, અને ચોમાસું એ ત્રણે ઋતુઓ આજે પણ આવે છે. આ બધી બાબતમાં ઇશ્વિરે નિયમમાં શું ફેરફાર કર્યા છે? ચોમાસામાં વરસાદ આવે છે. ત્યારે આપણે કહીએ કે બહુ વરસાદ પડે છે. હું પૂછું કે ચોમાસામાં વરસાદ ન પડે તો શું પથરા પડે? ગરમી પડે ત્યારે કહીએ છીએ કે અસહ્ય ગરમી પડે છે. પણ ગરમીના દિવસોમાં ગરમી ન પડે તો શું બરફ પડે? સાચી વાત તો એ છે કે માણુસ જાત આજે એટલી બધી નાજુક અને કોમળ થઇ ગઇ છે કે એનાથી હવે કંઇ સહન થતું નથી. એ દોષ ઇશ્વરને દઇને ઉહાપોહ મચાવે છે. પોતાને દોષ દેતા નથી. છતા કહે છે કે ઇશ્વર નથી બદલાયો પણ મનુષ્યના વિચારો બદલાઇ ગયા છે.

જ્યારે ખાંડની તંગી પડે ત્યારે લોકોએ ગોળની ચા પીધી. વળી મોટા ભાગના લોકોએ ખોટા નામો લખાવીને, ખોટા કાર્ડ કઢાવીને મુસ્કેલીમાં પણ ખાંડ મેળવી પણ એને બદલે કોઇએ ચા મૂકી દીધી ખરી? આજે કાપડ ઘણું મોંઘું છે. છતાં મોંઘા કાપડની ખરીદી વધુ જોવા મળે છે. ફેશન વધતી જાય છે. આજે અનાજ પર અંકુશ છે છતાં વિકલ્પો ઉભા કરીને જ્ઞાતિ જમણુવાર કરીએ છીએ. કારણુ માત્ર એટલું જ કે આપણી જરૂરિયાત વધી છે. તો પછી સવાલ એ છે કે જરૂરિયાત વધારી છે આપણે જ, છતાં દોષ દઇએ છીએ ઇશ્વરને અને કહીએ છીએ સમય બદલાઈ ગયો છે. વિચારો કે એ કહેવું બરાબર છે?

લાંચરૂશ્વત, લૂંટફાટ, ચોરી, ખિસ્સા કાતરવાની વિદ્યા એ બધું શું ઇશ્વરે શીખવ્યું? છતાં આજે આવા બદમાશોને કાન પકડીને કોઈ કહેતું નથી કે આ પેરિસ, જાપાન, કે લંડન નથી. આ તો શહીદો, સંતો અને સત્યવાદીઓની ભારત ભૂમિ છે. પણ કોનામાં એ ખુમારી છે? મરદાઇ કયાં છે? શિસ્ત, સંયમ કે નિયમોનું પાલન કરવાનું તો સરિયામ રાજીનામું આપી દીધું છે. અનેક સ્કૂલો અને કોલેજોના વિદ્યાર્થીઓને કાયદા તોડવાનું ઇશ્વરે શીખવ્યું? વિચારો. સમય બદલાઇ ગયો છે એમ કહવું બરાબર છે?

ગુલામીનો યુગ ગયો. આપણે સ્વતંત્ર થયા પણ માનવી ધન વૈભવનો ગુલામ જ રહ્યો. પૈસા માટે પોતાની જાત વેડફી નાંખે છે. અને મસ્તક નમાવી પૈસા મેળવે છે. ભલભલા પાણીવાળા ધનની સામે માન, સ્વમાન વેચી નાંખે છે. માનવીએ પૈસામાં જ પોતાનું સુખ માન્યું હોય એવું લાગે છે. અને ખરેખર વાત પણ સાચી છે કે પૈસા-વાળો ફર્સ્ટ કલાસની ટિકિટ મેળવી મુસાફરી કરે છે. જ્યારે નિર્ધન થર્ડ કલાસમા પણ બેસવા પામતો નથી

આવા બીજા અનેક બનાવો જોયા પછી કોઈ પૈસાને મહત્વ આપે તો ખોટું શું? પૈસાની કિંમત આપણે વધારી છે. જ્યારે પોતાની કિંમત તો ઘટાડે છે. તો પછી સવાલ એ છે કે આમ કોણે કર્યું? ઇશ્વરે કે આપણે? આપણે જ છતાં દોષ દઇએ છીએ ઇશ્વરને. વખત ખરાબ છે, સમય બદલાઇ ગયા છે એ બરાબર છે? વિચારો કે કોણુ બદલાઇ ગયું છે? ઇશ્વર કે આપણે? બીજા કોઇને પૂછવા કરતાં છાતી ઉપર હાથ રાખીને મનને પૂછી લેવાથી પણ જવાબ મળી રહે એવો સવાલ છે.

## મહર્ષિ દયાનન્દનું મહત્વ

મહર્ષિ દયાનન્દે ભારતના શક્તિ રહિત શરીરમાં પોતાની જબરજસ્ત તાકાત, અંવચલતા તથા નિડરતા-મય પરાક્રમોનો સંચાર કરી દીધો છે.

સ્વામી દયાનન્દ સરસ્વતી ઉચ્ચ-તમ વ્યક્તિત્વવાળા મહાન્ પુરૂષ હતા. એ નરકેસરી તે તેજસ્વી પુરૂષોમાંનો એક હતો જેમને યુરોપ પ્રાયઃ તે સમયે ભૂલી જાય છે, જ્યારે તે ભારતના સંબંધમાં પોતાની ધારણા બતાવે છે. પરંતુ એક દિવસ યુરોપને પોતાની ભૂલ માની તેને યાદ કરવા માટે બાધ્ય થવું પડશે, કેમકે તેમનામાં કર્મયોગી વિચારક અને નેતાની પ્રાતભાનું દુર્લભ સંમિશ્રણ હતું.

દયાનન્દે અસ્પૃશ્યતાના અન્યાયને સહન નથી કર્યો એટલુંજ નહીં તેમના અધિકારોનો પ્રબલ સમર્થક બીજો કોઈ થયો નથી. ભારતમાં સ્ત્રીઓની દયનીય દશા સુધારવામાં [illegible] ખૂબ ઉદારતા અને સાહસથી કામ લીધું. વાસ્તવમાં રાષ્ટ્રીય ભાવના અને જનજાગૃતિના વિચારોને ક્રિયાત્મક રૂપ આપવામાં સહુથી પ્રબલ શક્તિ તેમનીજ હતી. તેઓ રાષ્ટ્રનિર્માણુ અને સંગઠ્ઠનના અત્યન્ત ઉત્સાહી પેગંબરોમાંના એક હતા.

રોમ્યાં રોલાં.

## અવકાશમાં કરોડો માઈલ દૂર આપણા કરતાંયે ઉચ્ચ સંસ્કૃતિવાળી પ્રજા વસે છે?

રશિયન રેડિયો ખગોળશાસ્ત્રીઓ માને છે કે તેમણે કદાચ અવકાશમાં કરોડો માઈલોના અંતરે એક નવીન સંસ્કૃતિ શોધી કાઢી છે.

એમનામાંના એકને તો ખાત્રી છે કે સ્ટા. ૧૦૨ નામે ઓળખાતાં ખૂબ દુરથી આવતાં રેડિયો-મોજાંનું [illegible] ચાક્તઓ કરી રહેલ છે.

ખગોળશાસ્ત્રી જેનાડી શોલોમી-સ્કીનાએ તાજેતરના નિરીક્ષણુમાં જણુાવ્યું છે કે આ ભેદી મથકેથી આવતા સંકેતો દર ૧૮૦ દિવસે આવે છે એમ સોવિયેટ સમાચાર સંસ્થા ટાસે જણાવ્યું છે.

એક બીજા રેડિયો ખગોળશાસ્ત્રી ડો. નીકોલઈ કાર્દાશેવે એક વર્ષ પર એવું સૂચન કર્યું હતું. કે સ્ટા. ૧૦૨ મોજા જો ખરેખર માનવી સર્જિત રેડિયોમોજાં હોય તો એ મોજાં અમુક નિશ્ચિત ઢબે આવવાં જોઈએ.

હવે તેઓ વધુ ખાત્રાપૂર્વક કહે છે કે એક ખૂબ જ ઉચ્ચ કક્ષાની સંસ્કૃતિ શોધા કઢાઈ છે.

પણ હજી બીજાઓ વધુ અનિશ્ચિત છે અને અત્યાર સુધી એકત્ર માહિતીને વધુ પુષ્ટિ મળે એવી માગણી કરે છે.

## સાભાર સ્વીકાર

### આરોગ્ય સાધના

ભાવનગરના આર્ય વૈદ્ય શ્રી. મિલિન્દના તંત્રી પદે આરોગ્ય સાધના નામની માસિક પત્રિકા શરૂ કરવામાં આવી છે. પત્રિકાના ત્રણ અંકો નિકળી ચુકચા છે. પત્રિકામાં સ્વાસ્થ્ય સંબંધી, સુંદર લેખો તથા અનુભૂત પ્રયોગો અને રોગોના નિદાનો આપવામાં આવે છે. વર્ષમાં એક વિશેષાંક પણ આપ-વામાં આવશે. વાર્ષિક લવાજમ રૂ. ૫-૦૦ છે.

સરનામું:

આરોગ્ય સાધના કાર્યાલય
દિવાનપરા, ભાવનગર.

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૬
માલીકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.

॥ ओ३म् ॥

# आर्यप्रकाश

ऋग. यजु. साम. अथर्व.



મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬–૦૦ ] તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ ચૈત્ર સુદ ૯ને શનિવાર તારીખ ૧૦—૪—૧૯૬૫ [ અંક ૨જો

# આર્યસમાજ મુંબઇનો ધૂમધામથી ઉજવાએલો ૯૦મો વાર્ષિક ઉત્સવ તથા સ્થાપના દિવસ

આર્યસમાજ કાકડવાડી મુંબઈનો ૯૦મો વાર્ષિકોત્સવ તથા આર્યસમાજ સ્થાપના દિવસ તા. ૨, ૩, ૪, ૫ એપ્રિલના દિવસોમાં ખૂબ જ ધૂમધામથી સમાજના પ્રધાન શ્રી. કાંતિલાલ મોહનલાલ શર્મા તથા મંત્રી શ્રી. સભાજીતજીની સુંદર દેખભાલ નીચે ઉજવાયો હતો. અસ્વસ્થ હોવા છતાં શ્રી. પ્રધાનજી રાત દિવસ પ્રત્યેક કાર્યક્રમમાં હાજર રહી વ્યવસ્થામાં ગુંથાયેલા દેખાતા હતા. તેમજ શ્રી. સભાજીતજી મિશ્ર તથા સ્વ. શ્રી. અમૃતલાલભાઈના ધર્મપત્ની શ્રી. [illegible] બહેન શ્રી. પં. ઋષિમિત્રજી શાસ્ત્રી, શ્રી પં. રવિન્દ્રજી તથા શ્રી. જયંતિલાલભાઇ જાની ઉત્સવમાં પધારેલા મહેમાનોની સરભરામાં ખૂબ જ વ્યસ્ત હતા. આ ઉત્સવ પ્રસંગે આર્યજગત્‌ના મૂર્ધન્ય વિદ્વાન્ આચાર્ય શ્રી. વૈદ્યનાથજી શાસ્ત્રીની ઉપસ્થિતિ વિશેષ આકર્ષક હતી.

તા. ૨–૪–૬૫ ના રોજ પ્રાતઃકાલ યજ્ઞ પછી આર્ય સમાજની સ્થાપના વિષય ઉપર પૂ. સ્વામી શ્રી. વિશુદ્ધાનંદજી મહારાજનું ખૂબજ મનનીય પ્રવચન થયેલું. સ્વામીજીએ જણાવેલું કે મહર્ષિ દયાનન્દ પહેલાં ભારત વર્ષ સમસ્ત પ્રકારના વહેમોને [illegible] બનેલો હતો. વેદજ્ઞાનનો [illegible] અસ્તાચલ ભણી જઈ રહ્યો હતો. કેટલાક તો વેદને "गडरीयोंका गीत" કહેવા લાગ્યા હતા. પાષાણપૂજાજ ઈશ્વર ભક્તિ મનાતી હતી. અસ્પૃશ્યતાના ભૂતે હિન્દુસમાજને ખોખરો કરી મૂક્યો હતો. વાતવાતમાં હિન્દુઓ વટલાઈ જતા અને વિધર્મી બની જતા હતા. તેના વિરૂદ્ધ મહર્ષિએ આવાજ બુલન્દ કર્યો. અને વેદજ્ઞાનના પ્રસાર અને પ્રચાર માટેજ આર્ય સમાજની સ્થાપના કરી હતી.

સાંજે બરાબર ૪॥ વાગે આર્ય સમાજ મંદિરથી ભવ્ય સરઘસ નીકળ્યું હતું. સરઘસના [illegible]ના મધુર સરોદોથી વાતારણ ગુંજી રહ્યું હતું. તેની પાછળ [illegible] ઉપર લહેરાતા ઓરૂમ ધ્વજને જોઇ જનતા પ્રાચીન યુગનો અનુભવ કરતી હતી. ધ્વજની પા[illegible] [illegible]લમાલાઓથી સુસજ[illegible] સાથે મો[illegible] ગાડીયોમાં [illegible]ણોને વિનંતી બેસેલ[illegible] પધારેલા [illegible] વંટોળને વિદ્વાનો [illegible] વંટોળ પૂ[illegible] સન્તોને રસ્તાની બન્ને [illegible]રંતુ તે વૃદ્ધ દર્શકો મૂકવદને નતમ[illegible]ારી વાળા ભાવભીનું અભિનન્દન કરી રહ્યા હતા. પછી ગુરુકુલ હાઈસ્કૂલ ઘાટકોપરના વિદ્યાર્થીઓ તથા દયાનન્દ વિદ્યાલય માટુંગાની બાલિકાઓ તથા બાળકોને શિસ્તબદ્ધ માર્ચ કરતા જોઈને લાગતું હતું માનો અધર્મ ઉપર ધર્મની ચઢાઈની તૈયારીઓ ચાલતી હોય. સાથે સાથે લેજીમની ટુકડી પોતાના રણકારથી આકાશ ગુંજાવી રહી હતી. વચવચમાં શ્રી. પં. જગદીશચંદ્રજી પ્રવાસી તથા શ્રી. હરિસિંહજીના ભજનોએ કાંઈક નવો જ રંગ જમાવ્યો હતો. સરઘસમાં બહેનોનો ઉત્સાહ કાંઈક જુદો જ હતો. "જગ વિચ ધૂમ્મા પૈયાં દયાનંદ તેરીયાં"ની ધૂન તો એમની અનોખી જ હતી. આ સરઘસને જોવા રસ્તાના બન્ને બાજુએ દર્શકોની ભીડ જામતી. વચ વચમાં ફોટાગ્રાફરો ફોટાઓ ખેંચવામાં મશગુલ દેખાતા.

આ ઉત્સાહ પૂર્ણ દશ્ય જોઈ [illegible]રંગી પ્રજાવાળા મુંબઈ શહેરના કેટલાક અંગ્રેજી પત્રકારોએ પણ ફોટાઓ લેવામાં કસર નહોતી રાખી.

સહુથી છેલ્લે સાર્વદેશિક સભાના મનોનીત [illegible] શ્રી. પ્રતાપસિંહ શૂરજી વલ્લભદાસ, મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના પ્રધાન શ્રી. કાંતિલાલ મોહનલાલ શર્મા, આર્યસમાજ કાકડવાડીના મંત્રી શ્રી. સભાજીતજી મિશ્ર, આર્યવિદ્યા સભાના મંત્રી શ્રી.

( જુઓ પાન ૭ )

# મફત ! મફત ! મફત !

શ્રી નવિનચંદ્ર બી. પટેલ

આ કોઇ મફતલાલ વિષે બૂમાબૂમ નથી. પરંતુ મફત કળા જે આધુનિક યુગમાં ગપકળા, દેખાવ કળા, અસત્ય કળા વગેરેની જેમ ફૂલીફાલી છે એનું સાધારણ નિરૂપણ છે. અખબાર વાંચતા સર્વનું ધ્યાન કશેક મફત શબ્દ વંચાતો હોય ત્યાં તરત જ જાય છે. એ જાહેર થયેલી મફત વસ્તુ મેળવવા માટે શી જરૂરત છે એ વિષે વિચાર કરવામાં આવે છે. આજના મોંઘવારીના જમાનામાં કોઇ વસ્તુ મફત મળતી હોય તો તે મેળવવા માટે લોકોને આકર્ષણ થાય એ સામાન્ય સમજની બાબત છે. પરંતુ મફત એ મફત નથી હોતું પણ ઘણી વખતે બમણા પૈસા ખર્ચાવે છે. આપણે ત્યાં કહેવત છે કે સરવુ સરવાળે મોઘું પડે ' તે જ પ્રમાણે ' મફત સરવાળે બમણું મોંઘું પડે ' એમ કહી શકાય. આધુનિક જાહેરાત કળામાં લોકોના માનસનો ઊંડો અભ્યાસ કરવામાં આવે છે અને એ વિચારવામાં આવે છે કે કયાં તત્વો લોકોને તરત આકર્ષી શકે. આ બધાં તત્ત્વોમાં મફત મહત્ત્વપૂર્ણ સ્થાને બીરાજે છે. આજે કેટલીક કંપનીની જાહેરાતોમાં જણાવવામાં આવે છે કે મોટર સાયકલ, રેડિયો, સીવવાના સંચા વગેરે વસ્તુઓના ઇનામોની વહેંચણી એના ક્રમ મુજબ હરીફાઇના વિજેતાઓમાં કરવામાં આવશે. આ જાહેરાતમાં ઘણી વખતે મફત શબ્દ આકર્ષક રીતે ગોઠવવામાં આવે છે. આ ઇનામો તદ્દન મફત આપવામાં આવે છે. આ માટે કંઇક નિબંધ અથવા વિચારો પસંદગીના ક્રમમાં ગોઠવવાના હોય છે. બધે મફતનું સામ્રાજ્ય લાગે છે. પરંતુ આગળ વધીને હરીફાઇની શરતો જોતાં મફત શબ્દ ઊડી જાય છે. કારણ કે આ હરીફાઇના પત્રક સાથે જે વસ્તુની જાહેરાત થઇ હોય એનું ખાલી ખોખું અથવા ઢાંકણું મોકલવાનું હોય છે. હવે જો હરીફાઈમાં ભાગ લેવો હોય તો એ વસ્તુ ખરીદવી જ રહી. આ એક પ્રકારની કંપનીની જાહેરાતની જ યોજના છે. અને કંપની માટે અત્યંત નફાકારક જાહેરાત છે. કારણ કે મફત ઇનામો મેળવવા વસ્તુનું વધુ વેચાણ થાય છે.

મફત કળાના વિકાસમાં પુસ્તકો અને માસિકોએ અગત્યનો ફાળો આપ્યો છે. વધારેમાં વધારે મફત કળાનો અહીં ઉપયોગ થાય છે. મફત પુસ્તક મેળવવું અને વાંચવું એ એક આનંદદાયક બીના ગણાય છે. સાથેજ એ રીતે મેળવેલું પુસ્તક પાછું ન વાળવું એ પણ ઘણી વ્યક્તિઓની ટેવ હોય છે. સિનેમા કે નાટકનો પાસ મફત મેળવવામાં પહેલાં જે આનંદ હતો એ હવે રહ્યો નથી. કારણ કે મફત પાસ મેળવતાં એ અંગેનો મનોરંજન વેરો ઘણું કરીને પાસ મેળવનાર વ્યક્તિએ જ ભરવાનો રહે છે. આ પાસ સામાન્યપણે ચાર વ્યક્તિનો હોય છે. ચાર વ્યકિતના મનોરંજન વેરાની રકમમાં તો એ પોતે બે વખત એ જ દરે સિનેમા કે નાટક જોઇ શકે છે. સીગરેટ કે ચા પીવાની ટેવ સામાન્ય હોય છે. ઘણી વખતે આ ટેવ છોડવા માટે મફત શસ્ત્રનો ઉપયોગ કરવામાં આવે છે. એની જાતે ખરીદી ન કરતાં મિત્રો દ્વારા એનો આનંદ મફત પીને મેળવવામાં આવે છે. આ નીતિથી ટેવ ઘણી ઓછી થઇ જાય છે. કારણ કે મફત મેળવવામાં એક જાતની શરમ રહેલી છે.

સેમ્પલો દ્વારા મફત મેળવવાનો પણ એક નુસ્ખો છે. પરંતુ એ લાંબુ નભી શકતો નથી. કારણ કે સેમ્પલો દરેક વસ્તુનાં બહાર પડતાં નથી અને પડે છે તો એ હરહંમેશ મેળવી શકાતાં નથી. આ મફત સેમ્પલોનું વેચાણ કરીને કેટલીક વ્યક્તિઓએ પોતાના લાભાર્થે પૈસા જમા કર્યા હોય છે અને એમ કરીને મફતના સામ્રાજ્યમાં દખલગીરી કરી હોય છે.

ડોકટરો, વૈદો વગેરે તરફથી કેટલીક વાર મફત સલાહ આપવામાં આવશે એવી જાહેરાત કરવામાં આવે છે. ઘણી વખતે દવાના બનાવનારાઓ પોતાની દુકાનોમાં ડોકટરો અને વૈદો રાખે છે. આ ડોકટરો અને વૈદો સલાહમાં એ દુકાનમાં વેચાતી દવા ખરીદવાની જ સલાહ આપી શકે છે અને આપતા હોય છે. વકીલો પાસે મફત સલાહ મેળવનાર ઘણી વખતે મુશીબતમાં મુકાઇ ગયા હોય એવા કિસ્સાઓ બન્યા છે.

પાડોશીઓ પાસે વસ્તુઓ મફત મેળવવાને પણ સામાન્ય અરસપરસનો વહેવાર ગણવામાં આવે છે. એમાં અરસપરસ શબ્દ ઉપર ભાર મુકવાનો હોય છે. કારણ કે એકતરફી વહેવાર વધુ વખત ટકી શકતો નથી.

મફત કળા શ્રીમંતોને સ્પર્શી નથી શકતી એમ નહિ કહી શકાય. કારણ કે શ્રીમંતો પણ મફત કળાની જાળમાં ફસાયેલા હોય છે. સામાન્યપણે એમ માનવામાં આવે છે કે શ્રીમંતો પાસે પૈસો છે પછી એઓ મફત મેળવવા માટે શા માટે પ્રયાસો કરે. પરંતુ આ માન્યતા ખોટી છે કારણું કે શ્રીમંતો પણ ઘણી વસ્તુઓ મફત મેળવવામાં એક પ્રકારનો અનેરો આનંદ મેળવે છે. એમાં ઘણી વખતે એઓની નાનપણની ટેવો તથા એઓનો સ્વભાવ મહત્ત્વપૂર્ણ ભાગ ભજવે છે.

મફત એ આગળ જણાવ્યું એ મુજબ મફત નથી. પરંતુ મફત આપનાર લેનારની એમાં કંઇક સ્વાર્થવૃત્તિ જળવાયેલી હોય છે. એક વસ્તુ મફત આપીને બીજું અનેકગણું અગત્યનું કામ સાધી લેવાનો એનો ઇરાદો હોય છે.

મફત કળા કયાં જઈને અટકશે એ વિષે કંઇ ભવિષ્ય ભાખી ન શકાય. પરંતુ આધુનિક યુગની અન્ય કળાઓ સાથે મફત કળા પણ એક અગત્યનું સ્થાન ભોગવે છે એ સત્યનો સ્વીકાર કરવો જ જોઇએ.




## સ્થાપના દિવસ

આર્યસમાજ બાપૂનગર, અમદાવાદે તા. ૨-૪-૬૫ના રોજ ધૂમધામથી આર્યસમાજ સ્થાપના દિવસ ઉજવ્યો હતો. શ્રી. પં. રાજેન્દ્રે જણાવેલું કે મહર્ષિ દયાનન્દ પહેલાં ચાલતી [illegible] જાતજાતના વેદો, અસ્પૃશ્યતા, બાળલગ્ન, મૂર્તિપૂજા વગેરેના વિરૂદ્ધ મહર્ષિએ આવાજ બુલંદ કર્યો હતો. અને વૈદિક સિદ્ધાન્તોના પ્રસાર અને પ્રચાર માટે આર્યસમાજની સ્થાપના કરી હતી.

## આર્યસમાજ સાયલા

સાપ્તાહિક અધિવેશનમાં સ્વ. શ્રી પં. અયોધ્યાપ્રસાદના અવસાન નિમિત્તે શોક પ્રદર્શિત કરવામાં આવ્યો હતો. તથા સ્વર્ગસ્થને ભાવભરી શ્રદ્ધાંજલિ આપવામાં આવી હતી.




તંત્રાસ્થાનેથી

## "સ્વાતંત્ર્યની કીંમત સતત જાગૃતિ"

ભારત સરકારમાં બેઠેલા વરિષ્ઠ નેતાઓ શું ઇતિહાસનો બોધપાઠ શીખવા માંગતા જ નથી? છેલ્લાં પાંચ હજાર વર્ષોથી પણ વધુ મહાભારત કાળ પછી આપણા દેશનેતાઓ કેવળ બેફામ અને બેદરકાર જ રહ્યા કર્યા તેથી જ વારંવાર પરદેશી, પરધર્મી આક્રમકો આપણા દેશને ગુલામ બનાવતા જ રહ્યા. અને આપણે હરહંમેશ નિષ્ક્રિય રહ્યા અગર પરસ્પર લઢતા રહ્યા અને દેશ ગુમાવી બેઠા. પરિણામે આપણી સમૃદ્ધિ ગઈ. આપણી માબહેનોની ઇજ્જત લૂંટાઈ. આપણી સંખ્યા ઘટી. આખરે ભારત માતાનો અંગવિચ્છેદ થયો. માતૃભૂમિના બે ટૂકડા થયા. અને આજે પાકિસ્તાન ચીનની મદદથી ભારતની છાતી સામે પિસ્તોલ તાકી રહ્યું છે.

ચીન ફાટી ગયું કારણ આપણે મૂર્ખતાથી તેને તિબેટ લેવા દીધું. બૌદ્ધ ધર્મી તિબેટીઅનોને ચીનના હાથે રહેંસાઈ જવા દઈ ધર્મદ્રોહ કર્યો અને આખી તિબેટ જાતિની સ્વતંત્રતા ખોવાઈ ત્યાં સુધી આપણે ખામોશ રહ્યા. આપણી નિર્બળ આંતરરાષ્ટ્રીય નીતિ મોં સંતાડતી બેસી રહી. આપણા ચાણક્ય વિદેશપ્રધાન મેનનના ખાતામાંથી મોકલાયેલ ચીન ઉપરના ખરીતામાં પાનીકર જેવા ચકોર એલચીના વિરોધ છતાં કોકે-છૂપા રૂસ્તમે તિબેટ ઉપરની ચીનની "સઝરેન્ટી" શબ્દને સ્થાને "સોવરીન્ટી" શબ્દ ઘૂસાડી દીધો. પરિણામે તિબેટની છાતીમાં ચીને ખંજર હૂલાવી દીધું, યોગીરાજ અરવિન્દની "હ્યુમન સાયકલ" પુસ્તકમાંની સ્પષ્ટ રાજકીય દુરદર્શી આગાહી કે "ચીન તિબેટનો દરવાજો ખોલી ભારતમાં સંયુક્ત પ્રદેશ સરહદ સુધી ઘૂસી આવશે" તેની નોંધ સરખી આપણા સરકારી નેતાઓએ લીધી નહિ.

તિબેટ પછી આપણા સર્વોચ્ચ નેતાઓ કાશ્મીરનું સ્વાતંત્ર્ય ખોવાઈ જાય ત્યાં સુધી "શેખ અબ્દુલ્લાને આંતરરાષ્ટ્રીય જગતનો ધૂમકેતુ" બનાવી ચૂકયા છે.

લોકસંસદમાં [illegible] ને કોણે? શા માટે? કેટલી કક્ષાનો? કેવા પ્રકારનો? કયા હેતુથી? ભારતીય કે અભારતીય તરીકે પાસપોર્ટ આપ્યો તેની ચર્ચાએ સાબીત કરી બતાવ્યું છે કે "**સો સો ચુઆ (ઉંદર) મારીને બિલ્લી હજકો ચલી**" જેવા કટ્ટર કોમીવાદી મૂળના અબ્દુલ્લા જેવાને કારણે ચૂનંદા દેશભક્ત શ્યામાપ્રસાદને ખોયા છતાં-કાશ્મીરને આખરે દેશ ખોવાઈ જાય-ઘવાય ત્યાં સુધી બેદરકાર જણાતું વિદેશ ખાતું દેશદ્રોહીઓના હાથમાં રમતું રમકડું બની શકે એવું નિર્બળ હોવાની છાપ દેશના વિચારક વર્ગ ઉપર પડી છે. છેલ્લા સમાચાર મુજબ શેખ અબ્દુલ્લા કદાચ આઝાદ કાશ્મીર સરકારના વડા તરીકે પાકિસ્તાન તરફથી નીમાઇને આવે તો ભારત સરકાર તો તેમનું લશ્કરી સ્વાગત કરશે જ એમાં અમને શંકા નથી. પરંતુ ચીન-પાકીસ્તાન અને અંદરથી દેશદ્રોહીઓની વ્યવસ્થિત યોજનાબદ્ધ ગેરિલા લડત જામી પડે તો ભારત સરકારે તે માટે પ્રજાને અત્યારથી તૈયાર રાખવી ઘટે.

જરૂર પડે "હથિયાર બંધી" પ્રજા રક્ષણ અટકાવનાર ના થઇ પડે તેવી યોજના તરત કરવી ઘટે. તાબડતોબ અર્થ-સંકટ ટાળી સંરક્ષણ માટે પ્રજાને ઉત્સાહિત કરી દેવાની ભારત સરકારની તાત્કાલિક ફરજ છે.

તિબેટિયન પ્રજા રહેંસાઇ ગઇ, સંસ્કૃતિ ખોઈ બેસી વૈદર્ભીની માફક ચીની અજગરના મોંમાં ફસાઇ પડી તેવી જ રીતે કાશ્મીર લડાખ-જમ્મુ-ભારતની પ્રજા રહેંસાઇ સંસ્કૃતિ ખોઇ બેસે તે પહેલાં સક્રિય; સચેતન, સતત જાગૃત થવાની રહેવાની પ્રભુ આપણી સરકાર અને પ્રજાને સદ્‌બુદ્ધિ આપે એવી અમારી પ્રભુ ચરણે પ્રભુ પ્રાર્થના છે.

## સમાજના માનવજીવોને ચરણે!

### લેખાંક ૧

લેખક : **કૃષ્ણદેવ બળદેવભાઇ આર્ય**, સામરખા

નાંખી નજર ન પહોંચે એવા એ ખૂલ્લા પ્રદેશમાં એક ખખડધજ વૃક્ષ એકલું જ કોઈ વટેમાર્ગુને આશરો આપવા ના ઊભું હોય તેમ લાગતું હતું! તેની ડાળીઓ આકાશને આંબવાનો પ્રયત્ન કરતી હોય તેમ વિસ્તરેલી હતી. કોઇ કોઈ વખત ત્યાં ચડી આવતા વંટોળને આ વૃક્ષની અદેખાઇ આવી ને તેણે તે વૃક્ષને મૂળસહિત ઉખેડી નાખવાનો દૃઢ સંકલ્પ કર્યો. વંટોળને લાગ્યું કે તે એકલો જ આ વૃક્ષને ઉખેડી નાખવા અસમર્થ નીવડશે. તેણે પોતાની સાથે મેદાનમાં વિસ્તરેલાં રજકણોને વિનંતી કરી. ના છૂટકે રજકણો વંટોળને મદદ આપવા તૈયાર થયાં. વંટોળ પૂરા જોરથી ચડી આવ્યો. પરંતુ તે વૃક્ષનાં એકાદ ખરી પડવાની તૈયારી વાળા પલ્લવ સિવાય વૃક્ષને કાંઈ જ ના કહી શકયો. પરાજિત થયેલો વંટોળ ત્યાંથી અદશ્ય થઈ ગયો, ને રજકણો વૃક્ષના જ થડમાં એવાં તે ભરાઈ ગયાં કે શરમનાં માર્યા વૃક્ષને મોં શું બતાવે!

ઘણાં વર્ષોથી જેનાં મૂળ વસુંધરામાં પથરાઇ ગયાં છે એવાં વૃક્ષની સામે એક નાનો શો વંટોળ શું કરી શકવાનો હતો? વંટોળનાથી શરમિંદા બનવા સિવાય કાંઈ જ ના થઇ શકયું. હારેલો વંટોળ અત્યારે તો તે વૃક્ષની પાસે થઇ પસાર થતાં શરમાય છે. તે કયારેક ચડી આવે છે. તો પણ ખુલ્લા પ્રદેશના બીજા ભાગ પરથી સીધોજ અદશ્ય થઇ જાય છે.

આજે પણ એ વૃક્ષ એની અવસ્થાએ પહોંચવા [illegible] કેટલાંય પથિકોને પોતાની છાયામાં આશરો આપે છે. પથિકો વૃક્ષના ગુણગાન ગાતાં પોતાના ધ્યેયને પહોંચવા ત્યાંથી આગળ વધે છે અને ત્યાંથી પસાર થતાં મનમાં નવા નવા પરોપકારના સંકલ્પો લેતા જાય છે.

સાચે જ માનવ સમુદાયના આ વિશાળ પટ પર પથરાયેલા સ્વાર્થના વાતાવરણે આવીજ પરિસ્થિતિ સર્જી દીધી છે. ને વિઘ્નસંતોષી જીવાત્માઓ પોતાના જ માથા પર દોષનો ટોપલો નાંખી દે છે.

માનવહૃદયો અને નિરવાર્થ ભાવના ખીલે તેમ પેલું વૃક્ષ ઇચ્છે છે. શું વૃક્ષની ભાવના પૂરી થશે ખરી?

આવા સમયે માનવજીવોએ પોતે કયા માર્ગ પર ચાલવાનો પ્રયત્ન કરી [illegible] કરવી જોઇએ ને માનવતાના શાસ્વત સ્રોતના પવિત્ર ઝરણમાં સ્નાન કરી લાભ લેવો જોઈએ અથવા પ્રયત્નશીલ રહેવાની તૈયારી રાખવી જોઇએ. તે સિવાય માનવતા મરી પરવારી છે એમ કહીએ તો ખોટું નથી! સમાજના માનવ જીવો આના પર વિચારશે ખરા?

(ક્રમશ:)

# રાષ્ટ્રીય સમસ્યાઓ પર એક દ્રષ્ટિ

## અમે કઇ તરફ જઇ રહ્યા છીએ?

લેખક : કનૈયાલાલ મુન્સી

૧૯૪૭ સુધી અમોએ આઝાદી મેળવવા માટે સૌ એક હતા ૧૫ ઓગસ્ટ ૧૯૪૭ના રોજ અંગ્રેજો પાસેથી સત્તા હાથ કરીને આપણે એક સંગઠિત રાષ્ટ્રના રૂપે આપણું ભવિષ્ય નિર્માણ કરવાનો વિચાર કર્યો.

આ સાથોસાથ માત્ર તેર જ મહિનાની અંદર જ લોખંડી પુરુષ સરદાર પટેલના પ્રયત્નોથી દેશી રાજ્યોનો પ્રશ્ન પતી ગયો. માર્ચ ૧૯૫૦માં સમસ્ત ભારતની આર્થિક પ્રગતિની આધારશીલા રાખવા માટે યોજના આયોગની નિમણુંક થઇ. આ ઉપરાંત ૧૯૫૧-૧૯૫૨માં લોકશાહીના આધાર પર પહેલી જ વાર સમસ્ત દેશમાં ચૂંટણીઓ થઇ.

આ પછી આવ્યો સમસ્યાઓનો વારો, ૧૯૫૨માં અલગ આંધ્ર પ્રદેશની માંગણી કરવામાં આવી અને રામુલુએ અનશન કરી પોતાના પ્રાણનો ત્યાગ કર્યો. પંડિત જવાહરલાલ નહેરુએ આંધ્રપ્રદેશની માંગણી કબુલ રાખી અને એક અલગ રાજ્ય બની ગયું. અમો તમામ લોકોએ તેઓને તેમ કરવાની સાફ ના કહી હતી. પરંતુ તેઓએ કોઇનું ન માન્યું. કોઇની વાત પર ધ્યાનજ ન આપ્યું. આ દુર્ભાગ્યપૂર્ણ નિર્ણયથી ફરીને ભાષાવાર પ્રાંતોની માંગણી વધવા માંડી. અને ડિસેમ્બર ૧૯૫૩માં એક ભાષાવાર પ્રાંત રચના માટે પંચ નીમવામાં આવ્યું આ પંચે સપ્ટેમ્બર ૧૯૫૫માં પોતાનો હેવાલ રજૂ કર્યો જેમાં ૨૬ની જગ્યાએ ૧૩ રાજ્યો બનાવવા ભલામણ કરી. આ રાજ્યો ભાષાના આધારે રચાયા.

ધીરે ધીરે રાષ્ટ્રિયતાનું સ્થાન ભાષા માટે લડી મરનારાઓએ લઇ લીધું. જેઓનો હેતુ માત્ર પોતાના સ્વાર્થની સિદ્ધિ કરવી તે હતો. રાષ્ટ્ર હિતની તેઓને કશી જ પડી ન હતી. આજે સ્વતંત્રતા પ્રાપ્તિ પછી સત્તર વર્ષ પછી અને ત્રણ ત્રણ પંચવર્ષિય યોજનાઓ પુરી થયા પછી [illegible] નામ રાજ્યો એક બીજાના વિરૂદ્ધ જેમ ફાવે તેમ બોલે છે અને વર્તે છે. જાણે કે પોતાનું રાજ્ય એક સ્વતંત્ર રાષ્ટ્ર ન હોય તે રીતે વાતો કરે છે. નદીઓના પાણી માટે ઝગડા ચાલે છે. અનાજ સંગ્રહ માટે ઝગડા ચાલે છે. જે ચીજ જેમની પાસે હોય છે, તે બીજાની સાથે વહેંચીને રહેવા નથી ઇચ્છતા, બીજા રાજ્યની જનતા ભલે ભુખે મરી રહેતી હોય. તે લોકોમાં પહેલું પોતાનું રાજ્ય અને દેશ પછી એ જાતની ભાવના પ્રસરી રહી છે.

વિશાળ રાષ્ટ્ર ભાવના, ત્યાગની ભાવના, અને પરસ્પર પ્રત્યેની ભલાઈની ભાવના લુપ્ત થઇ ગઇ છે. આજે એ ગુણ ભૂતકાળનો ઇતિહાસ બની ચૂક્યો છે. એક વિદેશી પ્રવાસી કે જે ભારતના પરમ શુભેચ્છક છે, તેઓએ બહુજ દુઃખ સાથે કહ્યું હતું કે ભારતના જે ખૂણામાં હું ગયો ત્યાં મને બંગાળી પંજાબી મહારાષ્ટ્રિયતા અથવા તો તામીલ મળ્યા છે. કોઈ ભારતિય મળ્યું જ નહીં.

આજે ધર્મ નિરપેક્ષની આડમાં ઘૃણા અને દ્વેષ ફેલાવવામાં આવી રહ્યો છે પ્રગતિવાદના નામ પર ધાર્મિકતા, નૈતિકતા અને આત્મ સન્માન ભુલાઈ રહ્યો છે, હવે તો સંપૂર્ણપણે ભૌતિકવાદી પેઢીનું સર્જન થઈ રહ્યું છે.

છેલ્લાં પંદર વર્ષોમાં સત્તાવાર તો બંધારણમાં સંશોધન થઈ ચૂક્યું છે. તેમાં અનેક સંશોધનો તો રાષ્ટ્રિય એકતાની આવશ્યકતા માટે અનુરૂપ નથી, એકથી વધુ વખત સર્વોચ્ચ ન્યાયાલયના ફેંસલાઓને દબાવવા માટે સંવિધાનમાં ફેરફાર કરવામાં આવેલ છે. આમ કરતી વખતે એ વાતનું ધ્યાન રાખવામાં નથી આવતું કે આપણા લોકશાહીના મામલામાં આના લીધે તિરાડો પડશે. હવે આપણને હર વખતે કહેવામાં આવે છે કે જ્યારે બંધારણમાં સત્તાવાર ફેરફાર કરવામાં આવ્યો છે. તો તેમાં હજુ પણ અનેકવાર ફેરફાર થઈ શકે છે.

કેટલાક લોકો વિધાન સભાને સર્વોચ્ચ બતાવે છે. અને ન્યાયાલયના અધિકારોને પણ ચેતવણી આપે છે. આ વાતોથી સામાન્ય જનતાનો બંધારણની પવિત્રતામાંથી વિશ્વાસ ડગી રહ્યો છે. કેટલાંક વર્ષો પહેલાં એક પક્ષના લોકોએ બંધારણની પ્રતોને સળગાવી હતી અને આ વસ્તુને સહન કરીને બાદમાં તે પક્ષ સાથે રાજકિય સહયોગની માંગણી પણ કરી હતી.

આર્થિક મોરચા પર ઘોર નિરાશાની પરિસ્થિતિ છે. કરભારના લીધે ઉત્પાદનમાં શિથીલતા આવી છે અને કાળાબજારને પ્રોત્સાહન મળી રહ્યું છે. ખેતી અને ઔદ્યોગિક ઉત્પાદન બહુ ઓછું થયું છે. ભાવો વધતા જાય છે અને આપણી અર્થ વ્યવસ્થાના મુખમાં સડો પેઠો છે.

પંચશીલ અને ભાઇભાઇવાદની વિચારોની દુનિયા રહીને આપણે પોતે ધોખો ખાઇ રહ્યા છીએ અને ચીન જેવા વિશ્વાસઘાતી દેશને પ્રોત્સાહન આપ્યું. જ્યારે ચીને તિબેટને ઝડપી લીધું ત્યારે પણ અમો ચૂપચાપ બેસી રહ્યા.

રાષ્ટ્રપતિ ડો. રાધાકૃષ્ણનના શબ્દોમાં આપણી બેદરકારીના કારણે ઓકટોબર ૧૯૬૨માં જ્યારે ઉત્તરની સરહદ પર આપણા મોં પર થપાટ ખાવી પડી. અત્યારે ચીન આપણી હજારો વર્ગ માઇલ ભૂમિ પર કબજો કરીને બેસી ગયું છે. અને અમારી પાસે આ વસ્તુને સહન કર્યા સિવાય કોઇ ઉપાય રહ્યો નથી છતાં અમે આજે પણ ચીન સાથે વિદેશસબંધ બાંધી રાખ્યો છે. બીજા શબ્દોમાં કહીએ તો અમે આશામાં ને આશામાં સાપને દૂધ પીવરાવી રહ્યા છીએ કે તે નાગપંચમીના દિવસે હમારા પર આશિર્વાદ વરસાવે.

નેફામાં આપણે પીછેહઠ કરવી પડી તેના લીધે આંતરરાષ્ટ્રિય જગતમાં આપણે પ્રતિષ્ઠા ખોઇ બેઠા છીએ. ચીન આપણું ગળું દબાવી રહ્યું છે. અને અમે તાઇબાનને માન્યતા આપી શકતા નથી અને અરબ દેશો સાથેની મૈત્રીના કારણે ઇઝરાઇલને પણ માન્યતા આપી શકતા નથી.

આ બધાનું તાત્પર્ય એ છે કે છેલ્લા સત્તર વર્ષોમાં આપણી વિદેશ નીતિ અસફળ રહી છે. તેનું કારણ એ છે કે આજે તટસ્થ રાષ્ટ્રોમાં ચીનના સમર્થકો વધુ છે. આપણા થોડા છે. જો આપણને અમેરિકાની સહાયતા ન મળી હોત તો આપણે ક્યાંયના પણ રહેવા ન પામત. તો પણ આપણે મુક્ત રીતે સ્વિકાર કરી શકતા નથી આપણને ડર છે કે કાંઇ આપણી તટસ્થતાને વાંધો ન આવી જાય, વિચારવાની વાત એ છે કે બીજાઓના ઝઘડામાં તટસ્થ રહી શકાય છે. પરંતુ જ્યારે આપણા પર વિતી રહી હોય ત્યારે તટસ્થતાને પકડી રાખવી જોઇએ કે દેશની અખંડતા માટે પ્રયત્નો કરવા જોઇએ?

આ બધી ચીજો ઉપરાંત આજ આપણી અખંડતા માટે પણ ભય ઊભો થયો છે. અને તે ભાષા વિચારનો છે, તેનું કારણ એ છે કે છેલ્લા પંદર વર્ષોમાં સરકારે હિંદી ભાષા માટે કશું કર્યું નહીં અને એ કહેવાનું સાહસ પણ ન કર્યું કે અનિશ્ચિત કાળ સુધી અંગ્રેજીને સહભાષા તરીકે રાખવામાં આવશે.

લોકો એ ભુલી ગયા કે હિંદી ભાષાને દેશની એકતા કાયમ ટકાવી રાખવા માટે સંવિધાન સભાએ તેનો સ્વિકાર કર્યો હતો. અને બીજા અનેક ગેરહિંદી ભાષી રાજ્યોએ તેનો સ્વિકાર પણ કર્યો હતો. આજે આપણી દીર્ઘદ્રષ્ટિના અભાવે ગેર હિંદીભાષી રાજ્ય જ્યાં લાખો લોકો હિંદી શીખે છે. આજે તેઓ હિંદીને લાવવામાં આવી રહેલી ભાષા માનવા લાગ્યા છે. અને એટલે સુધી વાત પહોંચી છે કે આ લોકો ભારતથી અલગ થવાની વાતો કરવા લાગ્યા છે.

આ તમામ છેલ્લા પંદર વર્ષોની આપણી નીતિનું પરિણામ છે. જેણે અનેક પ્રશ્નો ઊભા કર્યા છે, એક પણ પ્રશ્નનો ઉકેલ આવેલ નથી, આપણે ભુલોપર ભુલો કરતા રહ્યા છીએ છતાં તેમાંથી કશું પણ શીખતા [illegible] આપણી સૌથી મોટી સમસ્યા ભાષાની છે જેનો સાથે મળીને ઉકેલ લાવવો જોઇએ. આપણે નાની નાની વાતોને ભૂલી જઇને આપણા દેશની એકતા અને અખંડતાની રક્ષા કરવી એ આપણું પ્રથમ કર્તવ્ય છે.

અનુવાદક :
**શ્રી જીવનલાલ રાઠોડ**
વડોદરા

# વૈદિક સંસ્કૃતિભાનુ-મહર્ષિ દયાનંદ

( ગતાંકથી ચાલુ )

અ-ઋષિ દયાનંદની દૃષ્ટિ છે કે " વેદમાં ધર્મ અને વિજ્ઞાન બન્નેની સત્યતા જોવામાં આવે છે. કોઇ ઉપહાસાસ્પદ અથવા કલ્પિત વાત નથી, હું તેમની ધારણા-વિચારમાં મારા વિચારો-સહમત છે કે વેદોમાં એક અન્ય વિજ્ઞાનની સત્યતા પણ વિદ્યમાન છે. જેનું આધુનિક-જગતને કિંચિત્ પણ જ્ઞાન નથી, અને એવી અવસ્થામાં ઋષિ દયાનંદે વૈદિકજ્ઞાનની ગંભીરતાના વિષયમાં અતિશયોક્તિથી નહી પણ ન્યૂનોક્તિ-થી જ કામ લીધું છે. વૈદિક-વ્યાખ્યાનાના વિષયમાં મારો એ વિશ્વાસ છે કે વેદોની સમ્પૂર્ણ અંતિમ-વ્યાખ્યા જો કોઈપણ હોય તો, દયાનંદના યથાર્થ નિર્દેશોને પ્રથમ આવિર્ભાવનાં રૂપમાં સદાય માન કરવામાં આવશે. પુરાણા અજ્ઞાન અને પુરાણા યુગની મિથ્યા-જ્ઞાનની અવ્યવસ્થા અને અસ્પષ્ટતાના વચમાં તે ઋષિદૃષ્ટિ હતી કે તેમણે સત્યને કાઢીને અને તેને વાસ્તવિક્તા સાથે બાંધી લીધું. સમયે જે દરવાજાને બંધ કરી દીધા હતા તે દરવાજા ખોલવાની ચાવી તેમણે મેળવી અને બંધ પડેલા સ્ત્રોતોની મુહરોને તેમણે તોડીને ફેંકી દીધી.

સુપ્રસિદ્ધ યોગિરાજ મહર્ષિ દયાનંદના વેદોને ઈશ્વરીયજ્ઞાન માનવામાં પોતાની સમ્મતિ જણાવતા લખે છે કે,

બ-જો તે વાત ઠીક છે જેવી રીતે દયાનંદને પ્રબલ પ્રમાણોનાં આધાર પર વિશ્વાસ હતો. કે " વેદમાં પરમેશ્વર, પ્રકૃતિ નિયમ અને પરમાત્માનો આત્મા અને પ્રકૃતિ સાથે સંબંધ આ તમામ વાતોના સંબંધમાં સત્યજ્ઞાનને પ્રકાશિંત કર્યું છે. તો તેને ઈશ્વરીય સત્યનાં પ્રકાશકથી અતિરિક્ત શું કહી શકાય. ( ઇશ્વરીય સત્યજ્ઞાનના પ્રકાશક દયાનંદ છે ) અને જેવી રીતે કે ઋષિ દયાનંદનો વિશ્વાસ હતો કે આ વિષયોનું જ્ઞાન વેદોમાં પૂર્ણ સત્ય સાથે નિર્દોષરૂપમાં પ્રકાશિત કરેલું છે તો તેને નિર્ભ્રાંત ધર્મગ્રંથનેરૂપે વેદને માનવાને સુયોગ્ય છે.

## કપાલીશાસ્ત્રીનું સિદ્ધાંજન ભાષ્ય

શ્રી કપાલીજી શાસ્ત્રી દક્ષિણ ભારતના સુપ્રસિદ્ધ સંસ્કૃત અને અંગ્રેજી ભાષાના સારા વિદ્વાન છે. અને તેમણે શ્રી રમણ મહર્ષિનાં પાસે ઘણા વર્ષો સુધી રહીને યોગ-સાધના કરી હતી. તે પછી શ્રી અરવિંદજીના પોંડેચેરી આશ્રમમાં પણ ઘણા વર્ષ સુધી રહીને યોગિરાજની સૂચના પ્રમાણે તેમણે ઋગ્વેદ પર સિદ્ધાંજન ભાષ્ય સંસ્કૃતમાં કરવાનો પ્રારંભ કર્યો. તે બે ભાગમાં ' ઋગ્વેદના પ્રથમ અષ્ટક અર્થાત્ મંડલનો-૧૨૧ સૂક્તો સુધી પ્રકાશિત થઈ શક્યાં છે. તે પછી દુર્ભાગ્યવશ શ્રી અરવિંદજી તા. ૫-૧૨-૧૯૫૦ અને કપાલીજી શાસ્ત્રી ઓક્ટોમ્બર સને ૧૯૫૧માં સ્વરૂપસ્થ થતાં ભાષ્ય અપૂર્ણ રહેલ છે. શ્રી કપાલીજી શાસ્ત્રીજી સિદ્ધાંજન ભાષ્યની ભૂમિકામાં-પોતાના ભાષ્યનો ઉદ્દેશ ' कुर्मो गूढार्थ-बोधाय, वेदमर्म विभेदनम् " આ પદથી જણાવ્યો છે. અર્થાત્ વેદનાં ગૂઢ અર્થો અને મર્મ-રહસ્ય પ્રકટ કરવું " ब्राह्मणेष्वपिमंत्रेषु, तथा चोपनिषत्स्वपि, नैरुक्तेष्वपिवाक्येषु, प्राक्तनेष्वितरेषु अपि, वेदे रहस्यमस्ति इति, भावः सर्वत्र दृश्यते ।

## નિરુક્ત શાસ્ત્રનું પ્રયોજન

अथापीदमन्तरेण मंत्रेष्वर्थ प्रत्ययो ...( નિ. ૧-૧૫ ) આ નિરુક્ત શાસ્ત્ર વિના વેદ મંત્રોનાં અર્થનું સાચું જ્ઞાન થતું નથી. જે અર્થ જાણતા નથી તે સ્વર સંસ્કારને ( પ્રકૃતિ પ્રત્યય રૂપ ) યથાવત્ જાણી શકતા નથી. આ નિરુક્ત શાસ્ત્ર અર્થ પરિજ્ઞાન સાધક હોવાથી નિર્વાચન વિદ્યાનું સ્થાન છે તથા વ્યાકરણ શાસ્ત્રની પૂર્ણતા કરનાર અને મંત્રાર્થ બોધ કરાવનાર છે. ત્યારપછી બીજી પંક્તિમાં જણાવે છે કે " अथापीदमन्तरेण पदविभागो न विद्यते નિરુક્ત વિના પદવિભાગ સંબંધી જ્ઞાન થઇ શકતું નથી. સાક્ષાત્ કૃત ધર્માણ ઋષિયોએ અસાક્ષાત્ કૃત ધર્મ ઋષિયોને ઉપદેશ દ્વારા મંત્ર પ્રદાન કર્યું. યાસ્ક પૂર્વે પણ ૧૨ બાર નિરુક્તકાર થયા છે ૧ ઔપમન્યવ, ( ૨ ) ઔદુમ્બરાયણ, ( ૩ ) વાર્ષ્યાયણિ, ( ૪ ) ગાર્ગ્ય, ( ૫ ) આગ્રાયણ, ( ૬ ) શાકપૂણિ, ( ૭ ) ઔર્ણવાભ, ( ૮ ) તૈટિકી, ( ૯ ) ગાલવ, (૧૦) સ્થૌલાષ્ટીવિ, ( ૧૧ ) ક્રૌષ્ટુકિ, ( ૧૨ ) કાત્થક્ય. પાઠક સમજી શકશે કે મહિધર-સાયણ-ઉવ્વટાદિ વેદભાષ્યકારાચાર્યે નિરુક્તનો આશ્રય લીધોજ નથી ત્યારે મહર્ષિ દયાનંદે વેદ અને વેદાર્થ સંબંધમાં-વ્યાકરણ અષ્ટાધ્યાયી, અને મહાભાષ્ય તથા નિરુક્તના સહકારથી વેદભાષ્યો કર્યાં છે.

## વેદભાષ્ય નિર્ણાયક-નિયમ

વેદના ભાષ્ય માટે અત્રે આપેલા પાંચ નિયમો સમજવા જોઇએ. ( ૧ ) વેદભાષ્ય સંસ્કૃત મૂળ વ્યાકરણનાં આધારે થવું જોઇએ, (૨) વેદભાષ્ય સંસ્કૃત કોષ (નિઘંટુ)ના આધારે, (૩) વેદભાષ્ય શૈલીને સ્કંદ માટે ભાષ્યકારોએ સ્વીકારી હોય, (૪) કર્મકાંડના મંત્રોનો જે અર્થ થતો હોય તેને અનુકૂળ તેનો વિનિયોગ કરવો, અર્થાત્ અર્થને અનુકૂળ કર્મ કરાવવામાં તે મંત્રનો ઉપયોગ કરવો (૫) વેદભાષ્ય યુક્તિ અને તર્કસંગત હોય, હવે પ્રથમ સંસ્કૃત

લેખક :
પંડિત વાસણજી યાજ્ઞિક
હલવદકર
આયુર્વેદાલંકાર, રાજકોટ

મૂળ વ્યાકરણ (૧) વૈદિક સંસ્કૃત અને (૨) લૌકિક સંસ્કૃત...વૈદિક સંસ્કૃત વ્યાકરણ માટે અષ્ટાધ્યાયિ અ૦ ૩. પાદ ૧. સૂત્ર ૮૫માં એક સૂત્ર આપ્યું છે કે "व्यत्ययो बहुलम्" આ સૂત્રની સારી વ્યાખ્યા. એ છે કે " વેદોમાં ( શબ્દાદિ ) બદલી શકાય છે અને કોઇ સ્થળે વિકલ્પ થાય છે અને કોઇ સ્થળે નથી પણ થતા. વેદોમાં શબ્દો માટે કયાં કયાં બદલી શકાય છે તે અષ્ટાધ્યાયિની ટીકા કારિકા તથા સિદ્ધાન્ત કૌમુદીમાં પણ આપી છે તે કારિકા આ પ્રમાણે છે.

" सुप्तिङ्पग्रहलिंग नराणां काल
हल्. अच्. स्वर कर्तृयङांच
व्यत्यय मिच्छति शास्त्र कृदेषां सोऽपि
च सिध्यति बाहुलकेन.

(૧) સુપ્ સુબન્ત એટલે કારક ( CASES ) તમામ શબ્દો બદલી શકે છે. સંબંધ અર્થાત POSSESSIVE CASE પણ બદલી શકે છે. (૨) તિઙ્-તિઙન્ત અર્થાત્ ધાતુનું રૂપ બદલી શકે છે. (૩) ઉપગ્રહ-અર્થાત વેદમાં પરસ્મૈપદ ધાતુનું આત્મનેપદ અને આત્મનેપદનું પરસ્મૈપદ રૂપ થઇ શકે છે. (૪) લિંગ-વેદમાં સ્ત્રીલિંગનું પુલ્લિંગ રૂપ અને પુલ્લિંગનું સ્ત્રીલિંગ અને તે બન્નેનું નપુંસકલિંગ બની શકે છે. તાત્પર્ય એજ કે વૈદિક સંસ્કૃત એટલું સૂક્ષ્મ છે કે વિદ્વાનોની કસોટી કરે છે. માનસુખ લૌકિક સંસ્કૃતનો જ આશ્રય લઇને ભાષ્યો થયાં છે પણ વૈદિક સંસ્કૃતની નિઘંટુ જેની ટીકા નિરૂક્ત નામથી પ્રસિદ્ધ છે તેના પ્રતિ દૃષ્ટિ કરીજ નથી. તેથી મહીધર સાયણ વગેરેનાં ભાષ્યમાં ઇતિહાસ મળેછે. પરંતુ વેદમાં ઇતિહાસ નથી અર્થાત્ બ્રાહ્મણ, મંત્ર, ઉપનિષદ, નિરુકતાદિ સર્વ પ્રાચીન ગ્રંથોમાં આ ભાવ જોવા મળે છે કે વેદોમાં રહસ્ય છે. તેને પ્રકાશિત કરવું તે સિદ્ધાંજન ભાષ્યનો વિશેષ ઉદ્દેશ છે. વેદ વિષે પોતાનો મત જણાવતાં લખે છે કે यत् चिरंतन मार्षं च, तदस्मन् मत मिष्यते, मंत्रो मूलं ततः शाखा ब्राह्मणोपनिषद् इति, मधुच्छंदः प्रभृतयः सूरयो मंत्रदर्शिनः અર્થાત્-અમારો કોઇ નવીન મત નથી. જે પ્રાચીનકાળથી આર્ય મત વેદોના વિષયમાં ચાલ્યો આવે છે તે જ અમારો મત છે. કે મૂળ મંત્રો છે. શાખાઓ, બ્રાહ્મણ, ઉપનિષદ્ આદિ વેદો પછી બનેલ છે અને તેનો આધાર વેદો પર છે. મધુચ્છંદા આદિ ઋષિ મંત્રદર્શી જ્ઞાની છે ઇત્યાદિ આ પ્રમાણે વેદો વિષે પોતાનું મન્તવ્ય પ્રતિપાદન કરીને કપાલીજી શાસ્ત્રીજીએ સાયણ ભાષ્યની સમાલોચના કરતા લખે છે કે...

...सर्वेषां मंत्राणां प्राधान्येन कर्मसु विनियोज्यत्वम् कर्मांगत्वम् अतएव कर्मैकपरत्वं साधितम्, अर्थाकं फलितम् ? वेदपावनतायाः प्रतिष्ठैव निर्मूलिता, આ સ્થળે કપાલી શાસ્ત્રીજીએ આપેલા સંસ્કૃત ભાષ્યનો ગુજરાતી અનુવાદ આપું છું. સાયણાચાર્યે મંત્રોનું તાત્પર્ય શું સિદ્ધ કર્યું ? અભ્જ ક [illegible] મંત્રોનો વિનિયોગ માત્ર પ્રધાનપણે કર્મો પરક કર્યો અર્થાત્ વેદમંત્ર કર્મનું અંગ છે અને યજ્ઞભાગ પરત્વે જ છે. આનું ફલ શું આવ્યું ? ફલ એજ કે વેદની પવિત્ર પ્રતિષ્ઠા નાશ પામી. વેદ અધ્યાત્મ તત્ત્વો અને રહસ્યાનો ભંડાર છે. મંત્રાત્મક મૂલ વેદમાં તો કર્મયોગ સાધન મુખ્ય લક્ષ્ય છે

( જુઓ પા. ૭ )

# परमात्मा का स्मरण करो

**पं. गंगाप्रसाद उपाध्याय एम. ए. कृत वेद प्रवचन से ।**

वायुरनिलममृतमथेदं भस्मान्तंशरीरम्।
ओ३म् क्रतो स्मर क्लिवे स्मर
कृतं स्मर ।
(यजुर्वेद अध्याय ४० मंत्र १५)

अन्वय : वायु अनिलं अमृतं अस्ति । अथ इदं शरीर भस्मान्तं अस्ति । हे क्रतो ओ३म् स्मर । क्लिवे स्मर । कृतं स्मर ॥

अर्थ : (वायुः) जीवात्मा (अनिलम्-अन् इलं इलारहितं) अपार्थिव या अभौतिक और (अमृतं) अमर है। (अथ) ओर (इदं शरीरम्) यह शरीर (भस्मान्तं भस्म हो जानेवाला है। (हे क्रतो) क्रियाशील पुरुष (ओ३म् स्मर) परमात्मा का स्मरण कर। (क्लिवे) लोक की भलाई के लिए स्मरण कर। (कृतं) अपने किये हुये पिछले कर्मो को (स्मर) स्मरण कर।

व्याख्या—इस मंत्र में मनुष्य, उसके शरीर तथा परमात्मा के ध्यान के विषयमें कहा गया है।

मनुष्य न केवल आत्मा है, न शरीर है अपितु शरीरस्थ आत्मा है इसमें; पांच ज्ञान इन्द्रियॉं, पाँच 'कर्म-इन्द्रियॉं' प्राण, पांच भूतो से इनका सम्पर्क, तथा जीवात्मा स्वयं इस प्रकार सप्तदश (सत्रह) पदार्थो का एक संघात है। मनुष्य के जीवन में यह संघात मृत्यु पर्यन्त रहता है। व्यवहार में यह संघात इतना संश्लिष्ट या मिश्रित है कि इसका विश्लेषण करना कठिन हो जाता है। हम कभी यह अनुभव नहीं करते कि जीवात्मा इस संघात के अतिरिक्त भी कोई पदार्थ है या नहीं। जब मैं वस्त्र उतार देता हूँ और नंगा हो जाता हूँ तो मैं समझता हूँ कि मैं वस्त्रों से अलग वस्तु हूँ। परन्तु यदि मैं वस्त्रों को कभी उतार न सकूं तो मैं यही सझूंगा कि मैं वस्त्र-युक्त कोई पदार्थ हूँ जो वस्त्रों से अलग जाना नहीं जा सकता। बहुत से लोग जीवात्मा का अलग विश्वास इस लिए नहीं करते कि जन्म से लेकर मृत्यु तक एक क्षण भी ऐसा नहीं मिलता कि जीवात्मा को अलग देख सकें। किसी उर्दू कविने कहा है। :—

जिंदगी क्या है ? अनासिर की
मुनासिब तरकीब
मौत क्या है ? इन्हीं अजज़ा का
परेशां होना ।

अर्थात जीवन क्या ? मौतिक तत्त्वों का एक विधिपूर्व संघात ! मौत क्या है ? इन्हीं भौतिक तत्त्वों का बिखर जाना।

यदि कवि की यह बात सच है तो अलग कोई जीव, रूह, आत्मा जैसी वस्तु नहीं रहती। न जन्म से पूर्व वह थी। न मृत्यु के पीछे रहेगी। जो कुछ है यही लोक है। न धर्मका प्रश्न उठता है, न सदाचार का। धर्म, सदाचार, पाप, पुण्य आदि भौतिक जगत् से सम्बन्ध नहीं रखते। भौतिक तत्त्वों में सर्दी गरमी, स्पर्श, शब्द आदि तो पाये जाते हैं। परन्तु आग; पानी या हवा को सुख या दुःख हो; या धर्म अधर्म, का विचार हो ऐसा कहते नहीं बनता और यदि कहा जाय कि उचित, अनुचित पाप-पुण्य के कचड़े में ही क्यों पड़ते हो, यदि नहीं बनना तो न बने। और अच्छा, झगड़ा ही समाप्त हुआ। न रहेगा बांस न बजेगी बांसुरी। ईश्वरवाद; अनीश्वरवाद; मत–मतांतरों के झगड़े ही समाप्त हो जायेंगे। तो इस विषय में हमारा कहना यह है कि यह प्रपंच ऐसा सीधा नहीं है कि केवल झटके मात्र से टूट जाय। फोड़े को छीलकर फेंक देने मात्रा से पीड़ा बढ़ती है घटती नहीं। क्योंकि पीड़ा फोड़ा के मांस या रक्त का विषय नहीं है। फोड़ा तो निमित्त मात्र है; पीड़ा कारण तो आन्तरिक है। यदि आपने भौतिक सत्ताओं के अतिरिक्त सभी सत्ताओं से इनकार कर दिया तो क्या आप इस समस्याओं से मुक्त हो गये ? आपकी भावनायें तो आपके साथ हैं। आपका अन्तःकरण चतुष्टय तो आपके पास है। वह काम क्रोध लोभ मोहरूपी नई समस्याओं को उप्तन्न करता रहेगा। जिन देशोंने आत्म-तत्त्व से घबरा कर 'परमात्मा' को देश निकाला दे दिया वह अध्यात्म-सम्बन्धी प्रश्नों से अलग नहीं रह सके। मनुष्य को ज्यों ही पेट भरने से फ़ुरसत मिलती है वह सोचने लगता है कि मैं कौन हूं कब से हूँ और कब तक रहूगा।

वेद का इस विषय में यह उपदेश है कि 'क्रतो' अर्थात् कर्मशील पुरुष तुझको पहली याद रखने की बात यह है कि तू 'वायु' अर्थात् चेतना-युक्त क्रियाशील सत्ता है, जड़ वस्तु क्रिया और गति हीन होती है : गतिमान् या जंगम होना चेतनता का चिह्न है। जिसको हम 'मनुष्य' कहते हैं उसके दो भाग हैं एक शरीर और दूसरा शरीरी। मुख्य है शरीरी और शरीर गौण। शरीरी स्वामी है और शरीरी स्वामी के स्वत्व में उसके आधीन है। इस शरीर या 'वायु' के दो विशेषण हैं एक 'अनिलम्' दूसरा अमृतम्। यों तो साधारण भाषा में 'अनिल' शब्द 'वायु' का भी पर्य्याय है। लोक में 'वायु' का अर्थ भी हवा है और 'अनिल' का भी। परन्तु अनिल की व्युत्पत्ति करने से पता चलता है कि 'वायु' अर्थात् शरीर को अनिल क्यों कहा गया। 'अनिलम्' का अर्थ है अन्+इलम्=अन्+इला या अन्+इडा=अनिल या अनिड। इला या इड़ा का अर्थ है पृथ्वी। पृथ्वी का गुण है भारीपन जाड्य या गतिशून्यता। वायु में पार्थिव गुण नहीं होता। वह हलकी-हलकी बहती है। अतः वायु का नाम है अनिल अर्थात् 'इडेतर' कोई वस्तु। यहाँ वेद मंत्रने बताया कि शरीरी जीवात्मा अभौतिक है। अपार्थिव है। इसमें ठोसता नहीं है। इसी प्रकार जब अभौतिक हुआ तो दूसरा विशेषण तो पहले ही विशेषण का परिणाम मात्र है। अर्थात् अभौतिक वस्तु 'अमृत' या न मरने वाली होगी। मरना शरीर का धर्म है। भौतिक तत्त्वों का तितर-बितर हो जाना। मृत्यु उसी की होगी जो भौतिक है। कई तत्त्वों से मिलकर बना है। अतः शरीर मरता है। शरीरी या जीवात्मा नहीं मरता। वह 'अनिल' और अमृत है इस शरीर की एक प्रकार से तो हर क्षण मृत्यु होती रहती है। क्योंकि इस में निरन्तर अपचय उपचय, और ह्रास या वृद्धि, घटना या बढ़ना जारी रहता है। हम नित्य बहुत सा खाना, पानी आदि इस शरीर में डालते हैं। यदि इसका अपचय अर्थात् घटना न होता साल भर का बच्चा जो पाव भर दूध पीता है, ३६५ दिन में ढाई मन के लगभग हो जाना चाहिये था। परन्तु हम जितना शरीर में डालते हैं उसका थोड़ा सा ही भाग शरीर में शेष रहता है। उस अंश में शरीर की निरन्तर मृत्यु होती रहती है। मैं आज कहता हूँ कि मेरी आयु अर्थात् मेरे शरीर की आयु ८१ वर्ष की हो चुकी। यह बात सर्वांश में सत्य नहीं है। मेरे दांतों की आयु तो शायद ७० वर्ष की हो और मेरी दाढ़ी और मोंछ भी शायद साठवें वर्ष की हो। जिस नाक या कान को मैं ८१ वर्ष का बताता हूँ उस का भी बहुत सा भाग नित्य प्रति घटता बढ़ता रहा है। मेरा शरीर न अमृत है न अनिल। भोग के साथ रोग का भय लगा हुआ है। भर्तृहरि कहते हैं :—

भोगे रोगभयं, कुले च्युतिभयं
वित्ते नृपालाद्भयम् ।
मौने दैन्यभयं बले रिपुभयं
रूपे जराया भयम् ॥
शास्त्रे वादभयं गुणे खलभयं
काये कृतान्ताद्भयम् ।
सर्वं वस्तु भयान्वितं भुवि
नृणां वैराग्यमेवाभयम् ॥
(३—३१)

भोगा मेघवितानमध्याविलसत्-
सौदामिनी चंचलाः ॥
आयुर्वायुविघट्टिताब्जपटली
लीनाम्बुवद्भंगुरम् ॥
लीलायौवनलालसास्तनुभृतामित्या
कलय्यद्रुतम् ।
योगे धैर्यसमाधिसिद्धिसुलभे
बुद्धि विदध्वं बुधाः ॥
(३—३५)

परन्तु यह चंचल भोग यदि ईश्वर-स्मरण के साथ भोगे जाते हैं तो उनके रोग का भय बहुत कम हो जाता है। रोग पीड़ा उतनी बाधा नहीं पहुंचती।

वेदमंत्र में अन्तिम बात यह कही गई है 'कृतं स्मर'। अब तक जो तूने किया है उसे याद रख। मनुष्य का अतीत उसके अनागत पर प्रभाव डालता है। आपने जिस प्रकार का जीवन व्यतीत किया है उसके वर्तमान और भविष्य पर कुछ तो प्रभाव रहेगा ही। यदि आपकी इच्छाशक्ति प्रबल हो गई है और अपने कुसंस्कारों को छोड़ने के लिए दृढ़ संकल्प हो गये हैं तो आपके भविष्य को आपके अतीत से बाधा न पहुँचेगी अथवा कम पहुँचेगी। परन्तु यह तभी होगा

( જુઓ પાન ૭ )

( પાન ૧નું ચાલુ )

સ્નાતક સત્યવ્રતજી, શ્રી. ઓમકારનાથજી માનકટાલા, શેઠ શ્રી. હરગોવિંદ ધરમસી કાચવાલા, શ્રી. જયદેવજી આર્ય શ્રી. વ્યંકટરાવજી, શ્રી. સહાનીજી, વગેરેની હાજરી વિશેષ તરી આવતી હતી.

સરઘસ કાકડવાડી આર્ય સમાજથી નિકળી ભૂલેશ્વરરોડ, કાલબાદેવી રોડ, ખાડીલકર રોડ, ગિરગામ રોડ, ઠાકોરદ્વાર રોડ, પ્રાર્થના સમાજ વગેરે સ્થળોએ થઈ બરાબર સાંજે ૭ વાગે ચોપાટીના વિશાળ તટપર સભાના રૂપમાં ફેરવાઈ ગયું હતું.

( વિશેષ હેવાલ આવતા અંકે )

માધવેન્દ્ર શાસ્ત્રી.

( પાન ૫નું ચાલુ )

જેના વડે વિવિધ પ્રકારના ધન, બલ, પ્રજા, પશુ, પુષ્ટિ, તૃષ્ટિ, સુવર્ણ, ભૃત્ય, વિજય, શત્રુનાશ, પ્રતિસ્પર્ધા નિંદકોનો નાશ, ઇત્યાદિ ફલો મલી શકે તે કર્મોનો નિર્દેશ છે સામણાચાર્યે મંત્ર વ્યાખ્યા (બ્રાહ્મણગ્રંથો)નો આશ્રય લઇને ભાષ્ય કર્યું છે. શ્રી કપાલીજી શાસ્ત્રી સાયણાચાર્યે ऋत શબ્દની જે વ્યાખ્યા કરી છે. स्थूलपक्षे कूचित् ऋतमुदकं अपति अन्यत्र अन्यत् किंचिद भवति किंवा न भवति, निरंकुश कर्म परना प्रदिपादनोत्साह समीरीते सायणीये भाष्ये સ્થૂલ પક્ષથી ઋતનો અર્થ જલ, કોઇ સ્થળે યજ્ઞ અને કોઇ સ્થળે બીજો કરવામાં માન્યો છે. નિરંકુશ રૂપથી કર્મપરતા પ્રતિપાદન કરવાના ઉત્સાહમાં પ્રેરિત સાયણાચાર્યે ભાષ્યમાં વેદની વાસ્તવિક દૃષ્ટિ મલી શકતી નથી.

( વધુ આવતે અંકે )

# દયાનંદ-વચનામૃત

**શ્રી. કૃષ્ણકુમાર પ્રાણજીવન ભગત**

(૧) પરિશ્રમ કરવાવાળા ખેડુત વગેરે રાજાઓના પણ રાજા છે અને એ હકીકત બરાબર જ છે. રાજા તો એમના રક્ષક છે.

(૨) જે સભામાં બધા સભ્યોના દેખતાં અધર્મથી ધર્મ અને અસત્યથી સત્યનું હનન થાય છે તો તે સભામાં બેઠેલા બધા મુડદાં સમાન છે, કે જેમાં જીવ જ નથી.

(૩) પૂર્ણ રાજનીતિને ધારણ કરી માંડલિક એટલે કે સાર્વભૌમ ચક્રવર્તી રાજ્ય-પૃથ્વી ઉપર એક રાજ્ય બનાવો અને એમ કરી સમજો કે આપણે પરમાત્માની આ બધી વિવિધ આત્માઓ આપણે પ્રજા છીએ, અને પરમ પિતા પરમાત્મા આપણ રાજા છે. આપણે એ મહારાજાના દાસ-ચાકરો-નોકરો છે એવી દિવ્ય ભાવના કરો.

(૪) પરમાત્મા બધા જીવાત્માઓને ઉપદેશ કરે છે કે, હે મનુષ્યો ! હું પરમ આત્મા (પરમાત્મા) બધાની પૂર્વે વિદ્યમાન અને આખા જગતનો સ્વામી છું, માટે મને જેમ પુત્ર પિતાને પોકારે તેવી રીતે પોકારો, હું જ આ જગતના રૂપ-રંગ અને ધન-ધાન્યનો નિર્માતા છું. પરમાત્મા પ્રાપ્તિનો મારી પ્રયત્ન કરતાં કરતાં વિજ્ઞાન ધન વગેરે પાસે તમે માંગો અને મારી મિત્રતાથી કદી અલગ ન થાઓ. આ વિશ્વમાં જે કંઇ દેખાય છે તેને બનાવવાવાળો અને ધારણ કરનારો હું છું-માટે તમે લોકો મને છોડી મારા સ્થાન ઉપર બીજા કોઇને ન પૂજો, ન માનો, ન જાણો.

(૫) પોતાના પુરૂષાર્થ ઉપરાન્ત પ્રાર્થના કરવી એ જ અયોગ્ય છે, પરમેશ્વરની જે પુરૂષાર્થ કરવાની આજ્ઞા છે તેનું જે કોઇ ઉલ્લંઘન કરશે તેને કદિ સુખ પ્રાપ્તિ થશે નહીં. પરમેશ્વર બધાં ઉપકારક કાર્યોની પ્રાર્થનામાં સહાયક થાય છે હાનિકારક કર્મોમાં કદિ નહિ.

(૬) પોતાના સામર્થ્યાનુકૂલ કર્મ કરવામાં જીવ સ્વતંત્ર છે અને પાપના ફળ રૂપ દુઃખ ભોગવવામાં પરતંત્ર છે.

(૭) જે ઉપાસનાનો આરંભ કરવા ઇચ્છે છે તેણે સર્વ પ્રથમ કોઇ પણ સાથે વૈરભાવ હોય તેનો ત્યાગ કરવો. વૈરભાવતાનો ત્યાગ એ જ ઉપાસનાની શુભ શરૂઆત છે. માટે બધાં સાથે પ્રીતિ કરો, સત્વ વ્યવહાર કરો, જિતેંન્દ્રિય બનો, લમ્પટ ન થાવ અને નિરાભિમાની બનો, અભિમાન કદિ પણ ન કરો.

(૮) એકાન્ત સેવી રહો, નાચ તમાશા નહિ જુઓ, ઓમ્કારનો જાપ ફુરસદમાં-દિન રાત કરતા રહો. જ્યારે અત્યંત આળસ માલૂમ પડે ત્યારે સુઇ જાવ, બાકી સમયમાં કંઇ ને કંઇ શુભ કાર્યમાં રત રહો. એનાથી ગાઢ નિદ્રા આવશે, સ્વપ્નો સતાવશે નહિ, નિદ્રા ભંગ થતાં ભજન-ભાવમ લાગી જાઓ. બુરૂં જુઓ નહિ, બુરૂં સાંભળો નહિ અને ચિત્તની વૃત્તિને ચલાયમાન થવા નહિ દો. **આ છે કામદેવથી બચવાનો ઉપાય.**

(૯) ગાયત્રી મંત્રથી બુદ્ધિની શુદ્ધિ થાય છે માટે સન્ધ્યા ટાંણે સહુએ ગાયત્રીનો જાપ કરવો જોઇએ.

(૧૦) જે લોકો અધિક સ્ત્રી-સહવાસ કરે છે, તેઓ દૂબળા થઇ જાય છે અને જેઓ અધિક નથી કરતા તેઓ બળવાન રહે છે.

## આર્યસમાજ બાપૂનગર

આર્યસમાજ બાપૂનગર, અમદાવાદે તા. ૪-૪-૬૫ના સાપ્તાહિક અધિવેશનમાં સ્વ. પં. અયોધ્યાપ્રસાદજીના અવસાન નિમિત્તે શોક પ્રસ્તાવ પસાર કરી પરમાત્માને સ્વર્ગસ્થને ચિરશાંતિ પ્રદાન કરવા પ્રાર્થના કરી હતી.

( પાન ૬નું ચાલુ )

जब आप अपने भूतकाल की बाधाओं तथा व्याधि पर ध्यान रक्खेंगे और आगे के लिये सतर्क रहेंगे। यदि भूल गये जैसाकि प्राय; होता है तो आपका भौतिक शरीर आपको अपने धर्म से पद च्युत कर देगा और आप विषयों में फंस जायेंगे। वेद में अन्यत्र कहा है।

सुषारथिरश्वानिवयन् मनुष्यान्
नेनीयतेऽभीशुभिवाजिन इव ।
हृत्-प्रस्तष्ठं यदजिरं जविष्ठं
तन् मे मनः शिवसंकल्पमस्तु ।
( यजुर्वेद अध्याय ३४ मंत्र ९ )

अर्थात् जैसे अच्छा सारथी अपनी लगामों के द्वारा घोड़ों को वश में रखता है और उन को कुमार्ग पर नहीं जाने देता, इसी प्रकार आस्तिक्यमात्रना से बलिष्ठ हुआ मन मनुष्य को अपने कर्त्तव्य से च्युत नहीं होने देता।

Regd. No. G/374
તા. ૧૦-૪-૬૫



# સ્વામી વિવેકાનંદનાં વચનામૃતો

પ્રેષક
**શ્રી ક. વી. જીન્દાણી**

(૧) આપણા પ્રત્યેની સામાની વર્તણુંક આપણી જ માનસિક સ્થિતિનું પ્રતિબિંબ છે.

(૨) પવિત્ર અંતઃકરણ, તપસ્વી જીવન, ખુલ્લુ હૃદય, ઉદારવૃત્તિ, વિશાળ દૃષ્ટિ, અને સર્વ માટે લાગણી આ સાધુત્વના ખાસ લક્ષણો છે.

(૩) આપણામાં આત્મશ્રદ્ધા ઉત્પન્ન કરે, સ્વમાનની લાગણી જગાડે અને આપણી આસપાસના ગરીબ લોકોને કેળવવાને અને તેમનું દુઃખ ટાળવાને શક્તિમાન કરે એવા ધર્મની આપણને જરૂર છે.

(૪) ખરો સુધરેલો મનુષ્ય તે જ છે. જેણે પોતાની જાતને, મનને અને ઇન્દ્રિઓને જીતી છે.

(૫) હું હંમેશ સાચને માટે છું સત્ય કદી અસત્યને તાબે થઇશ નહીં. આખું જગત કદી મારી સામે થાય તો પણ આખરે સત્યનો જય થવાનો છે.

(૬) ખરો સંન્યાસી પોતાના જ્ઞાનને દ્રવ્ય કે કિર્તિ માટે વેચતો નથી.

(૭) પારમાર્થિક વસ્તુનું ભાન જ્યાં સુધી આપણને થાય નહીં, ત્યાં સુધી ઐહિક વસ્તુનું યથાર્થ જ્ઞાન આપણે પ્રાપ્ત કરી શકીયે નહીં.

(૮) સર્વોપયોગી નિષ્કલંક ધર્મ, પ્રભુ અને મનુષ્ય પ્રત્યે પ્રેમ અને અત્યંત પવિત્રતા પર રચાયેલો છે.

(૯) "હિન્દુત્વ" એટલે સઘળી શક્તિ, સદ્દગુણ, ઉચ્ચ વિચાર અને પારમાર્થિક જીવનનો સમુદાય.

(૧૦) મનુષ્યના આત્મામાં ભૂત, વર્તમાન અને ભાવિજ્ઞાનનો જે અખુટ ભંડાર સદાને માટે ભરેલો છે. વ્યક્ત અને અવ્યક્ત જે સઘળું જ્ઞાન તેમાં રહેલું છે. તે સઘળા જ્ઞાનને મનુષ્ય પોતાના આત્મામાંથી પોતાની મેળે ખેંચી કાઢીને કૃતકૃત્ય થાય તેમ કરવામાં તેને મદદ કરવી એ જ સઘળી કેળવણીનો ઉદ્દેશ હોવો જોઇએ.

(૧૧) અય ભારત વર્ષના યુવાનો!

લોકોને માટે તમોને લાગણી થાય છે? પ્રાચીન ઋષિઓ અને દેવતાઓના કરોડો વંશ જંગલી જેવા બની રહેલા છે, એ જોઇને તમોને ખેદ થાય છે? ઘણા વર્ષોથી હજારો મનુષ્યો ભૂખમરો વેઠીને રહેલા છે અને આજે પણ ક્ષુધાથી ઘણા પીડાય છે. એ જોઇને તમારો જીવ બળે છે? એક કાળા વાદળની માફક "અજ્ઞાનતા" ભારત વર્ષ પર છવાઇ ગયેલી છે તે તમોને દેખાય છે? એ જોઇને તમારા મનમાં ક્ષોભ ઉત્પન્ન થાય છે? તમે તમારું નામ કીર્તિ, સ્ત્રી, પુત્રાદિ, માલ મિલ્કત અને શરીરને પણ ભૂલી જઇ, ભારત વર્ષના દુઃખના વિચારમાં તલ્લીન થઇ રહ્યા છો? સ્વદેશ ભક્તિનું એ જ પ્રથમ લક્ષણ છે. જો ઉપર દર્શાવેલી લાગણીઓ તમારામાં હશે, તો તમારામાંનો દરેક જણ અદ્દભૂત કાર્યો કરી શકશે. તમારે ભાષણો કરવાની જરૂર નથી, તમારૂં મુખ જ તમારો ભાવપ્રદર્શિત કરશે, તમે એક ગુફામાં ભરાઈ રહેશો તો પણ તમારા પ્રબળ વિચારો પત્થરની દિવાલોને તોડીને બહાર પ્રસરશે. કોઇ પણ ઉત્કટ વિચાર ખરી લાગણી અને પવિત્ર હેતુની સત્તા એવી જબરી છે.

# સ્વામી વિવેકાનંદની વીરવાણી

રજુકર્તા:
**બ્ર. મુકેશકુમાર ય. જાદવ, ભરૂચ**

### વટાળ કે વહેમો ધર્મનું અંગ નથી

હજારો વર્ષોથી સતત વધતા જતા સજ્જડ વહેમોના ભાર તળે ચગદાતા તમે બેસી રહો છો, હજારો વર્ષો સુધી આ ખોરાકને અડકાય કે ન અડકાય એની ચર્ચા કરવામાં તમારી સર્વ શક્તિ તમે વેડફી રહ્યા છો. સનાતન સામાજિક જુલ્મ તળે યુગોથી કચડાતાં કચડાતાં આખરે તમે માનવતાને જ પરવારી ચૂકયા છો! હવે તમારામાં શું રહ્યું છે! તમે આજે શું કરી રહ્યા છો? હાથમાં પુસ્તકો રાખીને તમે દરિયા કાંઠે તમારું અજ્ઞાનતાનું પ્રદર્શન માંડી રહ્યા છો, યુરોપીય મગજમાંથી મળેલા અધકચરા ટુકડાઓ તમો વગોળ્યા કરો છો. મહિને અમુક રૂપરડીનો પગાર પામવા તમે તન-તોડ પરિશ્રમ કરી રહ્યા છો અને આવા તમે બધા જુવાનો રોટલા માટે ટળવળતી બાળકોની લાંબી લંગાર પોતાની પાછળ પેદા કરી રહ્યા છો! સાચા ધર્મનો પહેલો એકડો સંયમ આજે કયાં છે? તમને સાગર કાંઠે શું એટલું પણ પાણી કયાંય નથી મળતું કે જ્યાં તમે, તમારા આ ચોપડા, આ તમારા ઝભ્ભાઓ અને આ વિદ્યાપીઠની કાગળની પદવીઓ જઇને ડૂબાડી શકો?

### અસ્પૃશ્યતા કે આભડછેટ ધર્મનું અંગ નથી

જે ધર્મ ગરીબોનાં દુઃખો દુર ન કરી શકે, તેમને દેવ જેવા બનાવી ન શકે, એ તે કાંઈ ધર્મ કહેવાય? આપણો ધર્મ ધર્મના નામને પણ લાયક છે ખરો? આપણો ધર્મ તો આભડછેટમાં સમાઇ જાય છે? 'મને અડશો નહિ, મને અડશો નહિ?' એમ પોકારવામાં જ ધર્મ આવી ગયો છે. હે ભગવાન! જે દેશના મહાન નેતાઓ છેલ્લા બે હજાર વર્ષથી જમણે હાથે ખાવું કે ડાબે હાથે ખાવું અથવા તો પાણી ઘાળીની જમણી બાજુએ રાખવું કે ડાબી બાજુએ રાખવું એવી ક્ષુલ્લક ચર્ચાઓમાં જ ગરકાવ રહે, એ દેશ વિનાશને પંથે ન વળે તો બીજું થાય શું?

### વહેમ-વટાળ ને ભેદભાવોને ભૂંસી આગે વધો

જાગો, મર્દ બનો! પ્રગતિને સદાય રુંધનારા તમામ અંધશ્રદ્ધાળુ પુરોહિતોને લાત મારી, હાંકી કાઢો. તેઓ કદિ સુધરવાના નથી. તેમના હૃદયો કદિ વિશાળ બનવાનાં નથી સૈકાઓના વહેમો અને જુલ્મની તેઓ ઓલાદ છે. પ્રથમ તો સંકુચિત વૃત્તિમય આવા અંધ પુરોહિતોને જડ મૂળથી ઉખેડી નાખો. જાગો, મર્દ બનો! તમારી અંધારી ગલીઓમાંથી બહાર નીકળો અને આંખો ખોલી આસપાસના વિશાળ જગને નિહાળો તમામ પ્રજાઓ કેવો વિકાસ સાધી રહી છે તે નજરે જુઓ! તમને માણસો પ્રત્યે પ્રેમ છે? તમને તમારા દેશ પ્રત્યે પ્રેમ છે? તો આવો, જાગૃત થાઓ અને સારી ઉચ્ચ ને આદર્શ બાબતો પ્રાપ્ત કરવા કમર કસ્શો. પાછું વાળી ન જોશો, તમારા આપ્તજનો અને વહાલામાં વહાલા માનવીઓ તમારી ઠેકડી કરી તમારી પાછળ પોકો મૂકે કે રડે તો પણ તેમનો વિચાર ન કરો. પાછળ નહિ પણ આગળ વધો. સંકુચિતતા, વહેમો અને ભેદોને ભૂંસી આગળ વધો, આગળ વધો!

## શ્રી. પં. કૃષ્ણશર્મા અસ્થસ્વ

સૌરાષ્ટ્રના આર્યનેતા તથા જનજાગરણના સમ્પાદક શ્રી. પં. કૃષ્ણજી શર્મા કેટલાક વખતથી કિડનીની તકલીફથી હેરાન થતા હોવાથી સ્વાસ્થ્ય લાભાર્થ મુંબઇના બોંબે હરિપતાલમાં દાખલ થયેલા છે. તેઓ વિદેશ પ્રચારાર્થે જવાની તૈયારીમાંજ હતા. પાસ્પોર્ટની રાહ જોવાતી હતી ત્યાં તો આ ઉપાધી આવીને ઊભી થઇ. હવે પહેલાં કરતાં તબિયતમાં ઘણો સુધારો છે. પરમાત્મા પંડિતજીને શીઘ્ર સુસ્વાસ્થ્યપૂર્ણ દીર્ઘાયુષ્ય પ્રદાન કરે એજ ભગવાનને નમ્ર પ્રાર્થના તથા મંગલ કામના.

## શુદ્ધિ

આર્યસમાજ દેવલાલીમાં તા. ૨-૪-૬૫ના રોજ ૨૨ વર્ષના જન્મના મુસલમાન શેખ મોહમ્મદને શુદ્ધ કરવામાં આવ્યો હતો. તેનું નામ મોહનલાલ રાખવામાં આવ્યું છે. આ પ્રસંગે શહેરના પ્રતિષ્ઠિત ગ્રહસ્થોએ ઉલટભેર ભાગ લીધો હતો.

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૬
માલીકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.

રજી. નં. જી/૩૭૪




મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] સૃષ્ટિ સંવત ૧૯૬,૬૯,૪૯,૦૬૪  વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦  ચૈત્ર સુદ ૨ને શનિવાર તારીખ ૩—૪—૧૯૬૫ [ અંક ૧લો

# ઉત્સવોની પ્રણાલી જાગૃત કરો

ઉત્સવો પ્રત્યેક સમાજની પારાશીશી છે. ઉત્સવોથી નવું જીવન જ નથી આવતું પાછલા કાર્યોની થોડી ઘણી છણાવટ પણ થાય છે. દૂર દૂરથી આવેલા સમાજ ભક્તોને એક સાથે બેસીને વિચાર–વિનિમય કરવાની તથા વિચારોની આપ લે કરવાની સુંદર તક મળે છે. વરસમાં એકાદ વખત આવો મોકો અવશ્ય ઊભો કરવો જોઈએ. ઉત્સવોથી ગામની જનતામાં પણ વિચારો ફેલાવવાનો ચાન્સ મળે છે. એટલા મોટા વિશાળ દેશમાં મુઠ્ઠીભર આર્યસમાજી પંડિતો ગામડે ગામડે ફરી વળી શકે એમ નથી. તે અવસ્થામાં વાર્ષિક ઉત્સવો એક સુંદર ઉપાય છે. પ્રત્યેક સમ્પ્રદાય પોતાના ઉત્સવો અવારનવાર ઉજવીને પોતાના ભક્તોમાં ભક્તિભાવ ટકાવી રાખવામાં શક્તિશાળી બને છે. ભાગવતના પારાયણોમાં આવતા હજારો ભાવિકો નિત્યપ્રતિ સાંભળી સાંભળીને મજબૂત બનતા જાય છે. તે જ અવસ્થા સ્વામીનારાયણ કે રાધાસ્વામી વગેરે સમ્પ્રદાયોની છે.

પ્રારંભમાં પંજાબ જ નહીં પ્રત્યેક પ્રાન્તમાં સુન્દર ઉત્સવો થતા હતા. ગુજરાતના ગામડે ગામડે ઉત્સવો દ્વારા વૈદિકધર્મનો નાદ ગુંજતો થયો હતો. બહારથી વિદ્વાનો આવતા અને અમૃતપાન કરાવી જતા. વરસભર તેની અસર રહેતી. કેટલીક વખતે તો ઉત્સવોની હારમાળા યોજાતી અને પંડિતો થોડા ખર્ચમાં રસલ્હાણ પિરસતા. જનતાને નવી દૃષ્ટિ મળતી અને જીવનની દિશા બદલવાનો પ્રયત્ન થતો. ઉત્સવોના પ્રતાપે જ ગુજરાતનાં કેટલાંક ગામડાં તો આર્ય-સમાજના ગઢ બની ગયાં હતાં. આજે દશા તદ્દન પલટાઈ ગઈ છે. સંસ્કારો ભુંસાઈ ગયા છે. વિચારોનો સદન્તર લોપ થઈ ચુક્યો છે. આ દયનીય દશાને બદલવી હશે તો ઉત્સવોનો જુવાળ ઊભો કરવો પડશે. ફક્ત વરસમાં એક દિવસ ભેગા થઈ ચૂંટણી કરીને વિખેરી જવાથી કે સમાજમાં પાંચ પચાસ લગ્ન કરાવી આપવામાં સંતોષ માનવની મનોવૃત્તિ બદલવી પડશે. જો અમે સવેળા નહીં જાગીએ તો તે સમય દૂર નથી કે આર્યસમાજની સંસ્થાઓ હશે પણ તેને સંભાળવાવાળાઓ નહીં મળે. શરીર હશે પણ પ્રાણ નહીં હોય તો જીવન દેખાશે નહીં અને ‘ કૃણ્વન્તો વિશ્વમાર્યમ ’નો નાદ ગુંજતો કરવાના મહાન મનોરથો એળે જશે.

માટે સમયની માંગ છે કે નાના મોટા ઉત્સવોની હારમાળા ઊભી કરો, ઉત્સવોના ખર્ચાઓ હજારો ઉપર પહોંચે છે તેમાં થોડો કાપ મુકીને પણ એકાદ વખત કથા અને વાર્ષિક ઉત્સવો ઉજવવા જ જોઈએ પંજાબ અને ઉત્તર પ્રદેશમાં [illegible] ઘણું જીવન દેખાય છે તે ઉત્સવોને જ આભારી છે. સંસ્થાઓ ઊભી કરી ગળે સફેદ હાથીઓ બાંધવાનો મોહ ઓછો કરી મૌખિક તેમજ સાહિત્યિક પ્રચાર તરફ ધ્યાન આપવાની ખૂબજ આવશ્યક્તા છે.

આશા છે આર્ય જનતા મારી આ નમ્ર પ્રાર્થના તરફ ધ્યાન આપી ચાલુ વર્ષથી જ ઉત્સવો ઉજવવાનું શરૂ કરશે. અને ત્યારપછી આપ જોશો કે જીવનની ચિનગારીઓ ઠેકઠેકાણે પહોંચી આર્યત્વની ભાવના પેદા કરવામાં કેટલા અંશે સફળ થઈ છે,

માધવેન્દ્ર શાસ્ત્રી

## આવશ્યક સૂચના

મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિસભા સાથે સંબદ્ધિત આર્યસમાજોને સૂચના આપવામાં આવે છે કે સભાનું વર્ષ પુરું થયું છે છતાં કેટલીક સમાજોના દશાંશ તથા ફોર્મ કાર્યાલયમાં આવ્યા નથી. તો તૂર્તજ મોકલી આપવા વિનંતિ છે. જે સમાજોના દશાંશ તથા ફોર્મ સમયસર મળશે નહીં તેમનું પ્રતિનિધિત્વ નિયમાનુસાર સમાપ્ત થશે તેની નોંધ લેવા વિનંતિ છે.

નિવેદક,
વેણીભાઈ આર્ય.
મંત્રી.

# ઇશાવાસ્યોપનિષદ્

લે. : પં. મયાશંકર શર્મા, આચાર્ય

ઉપાસ્ય ઇશનું સ્વરૂપ તથા તેના કેટલાક ગુણો આઠ મંત્રોમાં બતાવવામાં આવ્યા છે. પરમાત્માના બધાય ગુણો બતાવવા એ તો શક્તિની બહારની વાત છે. પૃથ્વીના એક એક પરમાણુઓને ગણી કાઢવા એ જેમ અશકય છે. છતાં માણસ પરમ શ્રદ્ધાથી થોડાઘણા ગુણોનું સ્મરણ કર્યા કરે અને તે પ્રમાણે સદાચારનું પાલન કરે તો પણ તે જીવનની સફળતાને પ્રાપ્ત કરી શકે છે.

હવે ઉપાસના શું છે તે સમજવું રહ્યું- ખેતી, વ્યાપાર, કળા અથવા કોઇ હુન્નર ઉદ્યોગની પાછળ તન, મન અને ધન દઇ પ્રયત્ન કર્યા કરવો તેને તે તે કર્તવ્યની ઉપાસના કહેવાય છે. કોઇ પણ ભાઇ સંગીતનો રાત દિવસ એકાગ્રચિત્તથી અભ્યાસ કરતો હોય છે ત્યારે આપણે કહીએ છીએ કે આ ભાઇ સંગીતની ઉપાસના કરે છે.

માતા પિતા અને સદાચારી વિદ્વાન ગુરુની એક નિષ્ઠાથી સેવા કરવી એ પણ તેમની ઉપાસના કહેવાય છે ઉપ + આસના આ બે મળી ઉપાસના શબ્દ થયો છે, ઉપ= પાસે અને આસના = બેસવું. પાસે બેસવું આટલો અર્થ ઉપાસના શબ્દનો છે. ઇશ્વર પાસે બેસવું. એ ઈશ્વરોપાસના માત્ર બેસવાથી અર્થની સિદ્ધિ થતી નથી પણ તે તે ઉપાસ્યને મેળવવા નિરન્તર વિહિત યોગ્ય માર્ગે પ્રયત્ન કરવો તેનું નામ ઉપાસના છે.

કંઈક ઇષ્ટ મેળવવા માટે ઉપાસના કરવામાં આવે છે. જ્ઞાની ભક્ત ઉપાસક ભગવાનનો સાક્ષાત્કાર કરવા ઉપાસના કરે છે. દુઃખી માણુસ દુઃખ દુર કરવા ઉપાસના કરે છે, ધનની કામનાવાળો ધન મેળવવા ઉપાસના કરે છે. કળાના ઉપાસકો પણ કળામાં નિપુણતા મેળવી ધન અને કીર્તિને પ્રાપ્ત કરે છે. આ રીતે જોતાં ઉપાસનાના વિષયો અને તેનાં ફળ જુદાં જુદાં હોય છે. પરમાત્માની નિષ્કામ ભાવે ઉપાસના કરવાથી મોક્ષ મળે છે. ભૌતિક સુખ મેળવવા જે ઉપાસના થાય છે તે સકામ ઉપાસના કહેવાય છે. સમાજમાં મનાતા વિવિધ દેવોની ઉપાસના કરવામાં શ્રુતિનો કોઈ આધાર નથી કેવળ કલ્પનાને અનુસરવું એ તો માત્ર મનના તરંગો છે.

આ ઉપનિષદના ૯-૧૦-૧૧ મંત્રોમાં ઇશની ઉપાસના અને તેનાં ફળો બતાવવામાં આવ્યાં છે, મંત્રો આ પ્રમાણે છે.

अन्धं तमः प्रविशन्ति
येऽविद्यामुपासते ।
ततो भूयइव मे तमो
पे विद्यायां रताः ॥ ९ ॥

अन्यदेवा हुर्विद्ययाऽ
न्य दाहुर विद्यया ।
इति शुश्रुम धीराणां
ये नस्तद् विचचक्षिरे ॥ १० ॥

विद्यां चाविद्यां च यस्तद्
वेदोभयं सह ।
अविद्यया मृत्युं तीर्त्वा
विद्ययामृमश्नुते ॥ ११ ॥

અર્થ—આ મંત્રમાં અવિદ્યાનો અર્થ કર્મ અને વિદ્યાનો અર્થ જ્ઞાન સમજાય છે. જ્ઞાન પણ બ્રહ્મનું જ્ઞાન. ઇશ્વરીય જ્ઞાન.

ભોગ અને ઐશ્વર્યમાં ગળા સુધી ડૂબેલા કેવળ કર્મની ઉપાસના કરે છે રાતદિવસ કર્મની પાછળ પડયા હોય છે. કેવળ કર્મી લોકોને બીક લાગે છે કે અમુક વર્ષો પછી વસતિ એટલી બધી વધી જશે કે પૃથ્વી ઉપર પગ મૂકવાની પણ જગ્યા નહીં મળે. માટે ચંદ્રલોકમાં જઇએ. મંગલ ગ્રહમાં જઇએ. અને તેને માટે ઉડ્ડયનો ઉપર ઉડ્ડયનો થઇ રહ્યાં છે. એઓને કયાંય પણ શાંતિ નથી. જાણે કે આ પૃથ્વી ઉપર કોઇની સત્તા જ નથી. લોકો ધારે તેમ જાણે બધું થતું હોય છે. આવા કર્મના ઉપાસકો અંધકારમાં પ્રવેશ કરે છે.

જ્ઞાનના ઉપાસકો સંસાર કયાં છે તેનું ભાન ધરાવતા નથી કેવળ બ્રહ્મજ્ઞાનને મેળવવા પ્રયત્નો કર્યા કરે છે. પરમાત્માએ આ સંસાર શા માટે અને કોના માટે બનાવ્યો છે તેનો વિચાર પણ કરતા નથી. કેટલાકને તો એવું ઘેન ચડેલું હોય છે હું બ્રહ્મ છું. આ સંસાર મિથ્યા છે, અથવા મારી કલ્પના છે. આવા વિદ્યાના=જ્ઞાનના ઉપાસકો તો કર્મના ઉપાસકો કરતાં વધારે ગાઢ અંધકારમાં પ્રવેશ કરે છે. ૯

મંત્ર ૧૦નો અર્થ એવો થાય છે કે, કર્મવિદ્યાથી રહિત કેવળ વિદ્યોપાસનાથી જુદું જ મોક્ષનું સાધન છે તથા બ્રહ્મ વિદ્યોપાસનાથી રહિત કેવળ કર્મોપાસનાથી પણ મોક્ષનું સાધન જુદું છે. કોઈ આવો પણ અર્થ કરે છે કે, કર્મોપાસનાનું ફળ જુદું છે અને બ્રહ્મવિદ્યોપાસનાનું ફળ પણ જુદું છે. ઋષિઓ કહે છે કે આવું અમે કર્મ અને બ્રહ્મની ઉપાસના કરનાર વિદ્વાનો પાસેથી સાંભળતા આવ્યા છીએ.

મંત્ર ૧૧ નો અર્થ જેઓ કર્મની ઉપાસના તથા બ્રહ્મની ઉપાસના એકી સાથે કરે છે તેઓ કર્મની ઉપાસનાથી સંસારનાં દુઃખોને દૂર કરે છે અને બ્રહ્મની ઉપાસના કરીને મોક્ષ મેળવે છે. માટે બંનેની સહોપાસના કરવી જોઈએ. મહર્ષિ સ્વામી દયાનંદજી બ્રહ્મની અને કર્મની સાથે ઉપાસના કરતા હતા. રાજર્ષિ જનક પણ સહોપાસના જ કરતા હતા. धमार्थकामाः सममेव सेव्याः ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેય પુરુષાર્થોનું અનુષ્ઠાન કરવું જોઇએ. અત્યારે ભારતવર્ષ બ્રહ્મનો ત્યાગ કરી કેવળ કર્મની પાછળ પડયું છે અને એનું ફળ કેવું આવ્યું છે એનો ઉત્તર તો સામાન્ય પ્રજા આપી શકે છે. સુખનો પાયો સદાચાર છે. સમાજમાં એ કેટલી હદે નીચે ઊતરી ગયો છે એ કોઇથી અજાણ્યું નથી. મંત્રનો સાર એ છે કે કર્મની અને જ્ઞાનની ઉપાસના એકી સાથે કરો.

ક્રમશઃ

## વડોદરા શહેર આર્યસમાજ

તા. ૨૮-૩-૬૫ ના રોજ સાપ્તાહિક અધિવેશનમાં જામનગર સંસ્કૃત મહાવિદ્યાલયના આચાર્ય શ્રી. કૌંડિન્યે પોતાના સળંગ સુલલિત અને સુમધુર લાક્ષણિક શૈલીપૂર્ણ સંસ્કૃતના ભાષણમાં જણાવેલું કે અમારી ભારતીય સંસ્કૃતિનું સંપૂર્ણ સાહિત્ય સંસ્કૃતમાં હોવા છતાં આજે બાળકો પાશ્ચાત્ય ભાષા ભણી દોટ મુકી રહ્યા છે તે ખેદજનક છે. અમારા પ્રાચીન પૂર્વજોની ભાષા સંસ્કૃતજ હતી. તેમને સંતોષ આવવા માટે અમારે સંસ્કૃતનોજ ઉપયોગ કરવો જોઇએ. સંસ્કૃત કોઇ એકજ વર્ણની બપૌતી નથી. માનવમાત્રની ભાષા છે. માનવમાત્ર જન્મથા શૂદ્ર એટલે અનપઢ હોય છે. સંસ્કારોથી જ દ્વિજ બને છે. મહર્ષિ દયાનન્દે જણાવેલા સિદ્ધાન્તોથી જ દેશનું કલ્યાણ થશે. તે સિવાય દુઃખનો પાર નથી.








તંત્રીસ્થાનેથી

# ખોઘો ડુંગર-કાઢયો ઉંદર

ગુજરાત સરકાર અને પ્રજાએ "પાંચમા-આઠમા"ના દ્વંદ્વયુદ્ધની હાયફૂટમાં શાણપણ ગુમાવ્યું હોય એવી પરિસ્થિતિ નિર્માણ થઇ છે. તેની પાછળ ભારત સરકારની નિર્બળ નીતિજ અમને કારણભૂત જણાય છે.

અર્થયુગમાં અર્થવાસનાની બુભૂક્ષિત જ્વાળા ઠારવા મથનાર "મુકત અર્થવ્યવહાર" પ્રબોધનાર સ્વાયત્ત અર્થતંત્રપ્રેરક ગાંધીવાદને દફનાવી "કહેવાતા સંયોજિત અર્થતંત્ર" પાછળ આંધળી દોટ મૂકી પ્રજાને લોખંડી યોજનામાં ફાંસનાર કહેવાતા સમાજવાદી સમાજરચનાના ખેરખાંઓએ સરકારી નિયંત્રણ વ્યવસ્થાઓની વિરાટ નોકરશાહી અને એના અસંખ્ય વિભાગો નિર્માણ કર્યા છે. એટલે ભણતરના પાશ્ચાત્ય ઢબના કારખાનાંઓમાં ઢળાઇને બહાર પડનાર નૌજૂવાનોને 'નોકરી' જ જીવનધ્યેય લાગે એ સ્વાભાવિક છે. હવે આંતરપ્રાંતીય અને આંતરરાષ્ટ્રીય જીવનવ્યવહાર અને નાણાંપ્રાપ્તિના સ્થાન અંગ્રેજી ભાષાના સંપૂર્ણ ગુલામોના હાથમાંજ હોવાથી તેમના દ્વારા પ્રાદેશિક ભાષાઓ અગર રાષ્ટ્રભાષામાંજ વિકાસ સાધનાર કરતાં ફેંકેલોજિસ્ટ અંગ્રેજી જાણનાર પરસંસ્કારવાદી ગૂલામી માનસ વાળાનેજ જ્યાં ને ત્યાં સ્થાન અપાય છે. પરિણામે આપણા વિદ્યાર્થીઓ, વાલીઓ અને શિક્ષણના ધંધાદારીઓ તથા પાશ્ચાત્ય વિચારસરણીના પ્રશંસકો "**અંગ્રેજી ભક્તિ**"ને જીવનમરણનો પ્રશ્ન માને એ સ્વાભાવિક છે.

અધૂરામાં પૂરું બ્રહ્મર્ષિ કાકાસાહેબ; સર્વોચ્ચ નેતા મોરારજીભાઈ; ગુજરાતના ગાંધીવાદના બાણાવળી ઠાકોરભાઈ; મજૂરનેતા ખંડુભાઈ; અને એમના નિકટના સ્વજનો તથા અનુયાયીઓ તમામના પૌત્રો, દૌહિત્રો અગર રક્ષિત સંતાનો તથા શિષ્યોમાંના ઘણાખરા પોતાને માટે અંગ્રેજી માધ્યમ દ્વારા બાળપણથી શીખવનાર શાળાઓને જ પસંદગી આપતાં પ્રજા આગળ છડેચોક રજૂ કરાય ત્યારે શહેરની અને ગામડાની મધ્યમ વર્ગની નોકરીપ્રિય પ્રજા તેમને જ અનુસરવા દેશદ્રોહી તત્ત્વોદ્વારા ઉશ્કેરાય અને તોફાને ચઢે તેમાં શી નવાઈ? આ પ્રસંગે પ્રજાને વત્સલતાથી શાંતિ અને પ્રેમપૂર્ણ શાણપણને માર્ગે રાષ્ટ્રવાદમાં સુસ્થિર રાખનાર નેતાગિરી શું ગુજરાતમાંથી "**સરદાર**" બાદ મરી પરવારી છે? શું ગુજરાત વિરોધ પક્ષોને માટે વાવંટોળ ખડો કરવા માટેનું ઓડી બામણીનું ખેતર બનવા જ સર્જાયું છે? આપણી સર્વોચ્ચ નેતાગિરીના હૈયામાંથી વાત્સલ્ય અને પ્રેમપૂર્ણ વ્યવહારની ઓટ આવી ગઈ છે? એમ હોય તો અમારા મતે ગુજરાતના રાજકારણનું ભાવિ ખરેખર અંધારપૂર્ણ જ હશે એમાં કાંઈ શક છે?

પ્રાદેશિક ભાષાવાળા અને અંગ્રેજીવાળા બાણાવળીઓ વચ્ચે રાંકડી રાષ્ટ્રભાષા અને તેના પુરસ્કર્તાઓ લાચાર દશામાં કોઠાયુદ્ધમાં અભિમન્યુની જેમ ઘેરાઈ ગયા છે. નેકનામદાર શાસ્ત્રીજી રાષ્ટ્રીય એકતા અને અખંડતાની ગમે તેટલી વાત છતાં ચૌદ પ્રાદેશિક ભાષાવાળા અને અંગ્રેજી પરસ્તો એટલે (**કેવળ અંગ્રેજીવાદીઓ**) રાષ્ટ્રીયતા અને આર્યતાનું ખૂન કરવા મેદાને પડયા છે. રાષ્ટ્રીય મહાસભાની નેતાગિરી રાષ્ટ્રસૂકાનને તોફાની ઝંઝાવાતમાંથી બચાવી શકે તેમ અમને લાગતું નથી.

આપણી રાષ્ટ્રીય નેતાગિરી અને ગુજરાત સરકારમાં શાણપણ હોત તો સર્વપક્ષીય રાષ્ટ્રવાદીઓની સમિતિ રચી તેમાં અત્યારની "કોન્સેન્શિયસ" સમિતિના આગેવાનોએ અહિંસક પદ્ધતિથી અહિંસક રીતે નિખાલસ રાષ્ટ્રવાદી રજૂઆત કરી પ્રજાની વર્તમાન વલણમાં અવશ્ય હૃદયપરિવર્તન આણ્યું હોત-ગાંધીવાદનો વિજય કર્યો હોત-અહંકાર છોડી પ્રજાપ્રેમ સંપાદન કર્યો હોત.

પરંતુ "બળવંતરાય સમિતિ" એ તો ગુજરાતની વિધાનસભામાં ઉલટો એવો નિર્ણય જાહેર કર્યો છે કે "આઠમાવાળા" પ્રપંચી સાબીત થાય. વિખવાદવાદી સામ્યવાદીઓ પ્રજામાં વિદ્યાર્થીઓદ્વારા લોહિયાળ તોફાનો જગાવે. "પાંચમાવાળા" બધું જ મેળવ્યા છતાં કશું જ મેળવે નહિ, વિમુઢ બની જાય અને પ્રજાનું રાજકારણ અને શિક્ષણક્ષેત્ર ચૂંથાઈ જઈ વિદ્યાર્થી આલમ સામ્યવાદ પ્રેરિત ગુંડાગિરીનું હથિયાર બને. **આ શું ગાંધીવાદી રાજકારણનું આચરણ કહેવાય?**

પ્રજારૂપી ગાય પૂંછડું ઊંચું કરી શિંગડા ઊછાળતી મુખ્ય નેતાઓ અને સરકારને મારવા વિફરે એમાં આપણું રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય ખોરવાઈ જવાની ઘડી આવી જાય તો આપણે ઊંઘતા ઝડપાઈએ એનો વિચાર કોઈએ કર્યો છે ખરો? લોકશાહીનું મુખ્ય ભયસ્થાન જ એ છે કે પ્રજા સામ્યવાદની ખીણમાં કૂદી પડે એવાં તોફાનો સામ્યવાદીઓ કરાવી સરકારી તંત્ર ખોરવી નાંખે, આઠમા-પાંચમા અંગ્રેજીવાળા બન્ને બાજુના સુરબ્બી નેતાઓને પ્રજામાં દુષ્ટતાપૂર્વક પ્રચારાતી સામ્યવાદી રાષ્ટ્રઘાતક તરકીબોના અનિવાર્ય પરિણામની ખરી ખબર લાગતી નથી. ચીન-પાકીસ્તાનની બદદાનતના જડબામાં ધસતી "રાષ્ટ્રીય નિર્બળતા"નો ભાષાવાદની હોળી સળગાવનારા લાભ જરૂર લેશે જ. દેશભક્તોએ રશિયાએ તેના પ્રદેશોમાં ઉકેલેલ ભાષા પ્રશ્નથી તદ્દન અવળી રજૂઆત કરતા ચીન-પાકીસ્તાનના ખાંધીયાઓથી પ્રજાને સવેળા જાગ્રત કરવા તન, મન, ધનથી મંડી પડવાની જરૂર છે.

આજે તો સ્વભાષા, સ્વસંસ્કાર, શાકાહાર, જ્ઞાન, ચારિત્ર્ય, દર્શન, સ્વધર્મ, સ્વદેશીવ્રત તથા સ્વદેશ પ્રેમના ક્ષેત્રોમાં ઓટ આવી છે-એમ નહિ પણ **અનુકરણવાદીઓ તે ઓટ જાણીબુઝીને લાવી રહ્યા છે. આર્ષદષ્ટા મહર્ષિ દયાનંદે ઉદ્બોધેલી રાષ્ટ્રભાષા હિંદીના ઉપયોગમાં બેદરકારી બતાવવાથી જ કોંગ્રેસપક્ષ અને ભારત સરકારે ગુજરાતને સરદારની સુદઢ સ્થિરતામાંથી અંધાધુંધીને માર્ગે ધકકેલ્યું છે. પ્રભુ તેમને સન્મતિ બક્ષે-રાષ્ટ્રને રક્ષે એ જ પ્રભુ પ્રાર્થના.**

## આર્યસમાજના વિલક્ષણ પ્રચારક

# માસ્તર હિરાચંદ રાયચંદનો સ્વર્ગવાસ!

આર્યસમાજની જૂની પેઢી પૈકી ગણ્યાગાંઠયા જે કેટલાક આર્યો હયાત છે તેમાંથી એક અમરેલીના વતની માસ્તર સાહેબ હીરાચંદભાઇનો તા ૨૦-૩-૬૫ના રોજ વડોદરામાં સ્વર્ગવાસ થયો છે. ધર્મપ્રચારની જલતી મશાલ આજ બુઝાઇ જાય છે.

મુંબઇ ગુરુકુલના મારા સાથી અને પ્રથમ સ્નાતક સ્વ. નરેન્દ્રદેવનાં વિધવા શ્રીમતી સરલાબહેનના તેઓ પિતૃવ્ય થાય. શ્રીમતી સરલાબહેન M. A. B. T. હોઇ વડોદરા ફિમેલ ટ્રેનિંગ કોલેજના હાલ પ્રિન્સીપાલ છે. માસ્તર સાહેબ આજીવન અવિવાહિત હોવાથી શ્રી સરલાબહેનેજ તેમના પુત્રની ગરજ સારી છે. અને ૯૦થી વધુ ઉમરના માસ્તર સાહેબની વર્ષો સુધી એકધારી અને એક નિષ્ઠાથી સેવા કરતા રહી પુત્ર સ્રોવડી (ભત્રિજી) બની પોતાની ફરજ સંપૂર્ણ બજાવી છે. ૧૯૨૮માં સ્વ. સ્નાતક નરેન્દ્રદેવની સાથે પોતાની ભત્રિજી શ્રી. સરલાબહેનના લગ્ન બાદ માસ્તર સાહેબ અમરેલી છોડી વડોદરા ખાતે મામાનીપોળમાં રહેતા હતા. છેલ્લા કેટલાક સમયથી બિમાર હતા.

માસ્તર હીરાચંદભાઇ મારા એક ગુરુ હતા. અમરેલીમાં હું ગુજરાતી પાંચમા ધોરણમાં હતો ત્યારે ઋણાનુબંધે હું તેમના વર્ગમાં આવ્યો. માસ્તર સાહેબ તેમના વડીલબંધુ-શ્રી. સરલાબહેનના પિતાજી સ્વ. વીરજીભાઇના સહવાસથી આર્ય સમાજના અનુયાયી બન્યા. શ્રી. કે. ટી. માસ્તર (શ્રી. દુર્લભદેવજી પરીક્ષક-હાલ અમદાવાદના દાદા)ના શિષ્ય હતા. શ્રી. કે. ટી માસ્તર તરીકે આર્ય જગતમાં જાણીતા હતા, તેમનું નામ કાનજીભાઇ ત્રિકમજી આર્ય હતું. અમરેલી જેવા ગામમાં આજથી પોણી સદી પૂર્વે શ્રી. કે. ટી. માસ્તરે હિંદીમાં બોલવાનું શરૂ કરેલું. તે રસ્તાના ઝાડુવાળા સાથે સાથે પણ હિંદીમાં વાતો કરતા. તેમને ઘેર આવનાર દરેક સાથે હિંદીમાં આર્યસમાજના સિદ્ધાંતો, ઋષિ દયાનંદ, દેશદશા, સમાજસુધાર વગેરેની સતત ચર્ચા કરતા. સાંભળનાર હિંદી સમજે તો ઠીક, ન સમજે તો ઠીક, પણ તેમનો બોધ તો હિંદીમાંજ ધોધમાર વહ્યા કરતો. શ્રી. વીરજીભાઇ પણ માસ્તર હતા, જે એક કાળે શ્રી. કે. ટી. માસ્તરના શિષ્ય હતા. ગુરુની આર્યસમાજના પ્રચારની ધગશ તેમનામાં ઉતરી. તેઓ અમરેલી આસપાસ ગામડાંઓમાં શિક્ષક અને પોષ્ટ માસ્તર તરીકે કામ કરતા. માસ્તર હીરાચંદજી અમરેલીમાં શિક્ષક હોઇ ત્યાંજ રહેતા. વીરજીભાઇનું કુટુંબ તેમનાં વયોવૃદ્ધ માતાજી સાથે અમરેલીમાં જ રહેતું. એટલે દર શનિવારે ગામડેથી માસ્તર વીરજીભાઇ અમરેલી આવતા. રવિવાર રહી સોમવારે સવારે પાછા ગામડે ઉપડી જતા. ત્યારે મોટરસર્વિસ ન હતી અને ગામડાના તાજા ઘી દૂધ ખાધેલાં એટલે ૧૦-૧૨ માઇલ ચાલી નિકળવું તો તેમને મન રમત વાત હતી. ઉપરાંત આર્યસમાજની દીક્ષા લીધી એટલે નીતિ અને ચારિત્ર્ય તો તેમને સહજ સાધ્ય હતા.

શ્રી. હિરાચંદજીને શોખ કે પોતાના વર્ગમાં જે બુદ્ધિમાન છોકરા હોય તેમાંથી દર વર્ષે ૨-૪ને ચૂંટી કાઢતા, અને પોતાને ઘેર મફત ભણાવવા બોલાવતા. એ રીતે મારા ભાગ્ય યોગે મને પણ એ નાનકડા ઘરના-ગુરુકુળમાં શિખવાનો અનાયાસે લાભ મળ્યો. પૂર્વજન્મના મારા પુણ્યનો એ ઉદય માનું છું. તે પૂર્વે મારા પિતાજીનો સ્વર્ગવાસ થયેલો.

માસ્તર સાહેબ અને હું એકજ જ્ઞાતિ-દશાશ્રીમાળી જૈન વણિક હોવાથી તેમને મારા તરફ વિશેષ મમતા એટલા માટે હતી કે તેમની જ્ઞાતિ સાથે તેઓ ઘણું લડેલા એટલે જ્ઞાતિનો એક છોકરો આર્ય વિચારનો થાય તો, જ્ઞાતિ સુધાર માટે ભવિષ્યમાં તેમને સાથ મળે! મારી સાથેના ભાગ્યશાળી વિદ્યાર્થીઓમાં એક ખત્રીનો વિદ્યાર્થી, એક લોહાણા વિદ્યાર્થી અને એક મુસ્લિમ વિદ્યાર્થી (જે હાલ મુંબઇમાં એડવોકેટ છે!) પણ હતા. અમારું ચારનું બ્રહ્મચારીકૂળ બન્યું. સવારના ૮ થી ૧૦ અને સાંજે ૬ થા ૮ રોજ તેમને ઘેર થોડો અભ્યાસ શાળાનો કરતા અને બાકીના સમયમાં આર્ય સિદ્ધાંતો પર બોધ લેતા. ધીરે ધીરે સત્યાર્થ પ્રકાશ ભણવાની સ્થિતિમાં આવ્યા. રવિવારે તો શ્રી વીરજીભાઇ હોય જ એટલે માસ્તર હીરાચંદજી અમને જે બરાબર ઠસાવી ન શકતા તે શ્રી વીરજીભાઇ શાંતિથી સરળ રીતે ગળે ઉતારી દેતા. સત્યાર્થ પ્રકાશ, ગીતા અને સમાજના નાના નાના ફકરા ખૂબ વંચાવતા. તેમાંથી અમારી પાસે અંદરો અંદર પ્રશ્નોત્તર કરાવતા અને વાંચેલું-શ્રવણ કરેલું બરાબર મનન કરાવતા મારી પાસે તો સ્વામી સત્યદેવજી, પં. શિવશંકર વગેરેના વ્યાખ્યાનો ટ્રેકટ રૂપે છપાએલા તેવા ડઝનેક વ્યાખ્યાનો અક્ષરશઃ મુખપાઠ કરાવેલા. ગીતાના પણ ૧૨ અધ્યાય કડકડાટ બોલી જતો. અને સત્યાર્થ પ્રકાશમાંથી વેદ પ્રકરણ, મુક્તિ પ્રકરણ પૌરાણિકોના પ્રશ્નોત્તર, શિક્ષા વગેરેના ફકરાઓ પણ મુખોદ્‌ગત હતા. સંધ્યા બધાએ કંઠસ્થ કરવાની હતી. આ રીતે મને તો નાનપણમાંથી વેદધર્મનું પયઃપાન કરાવવાનું શ્રેય માસ્તર સાહેબને છે.

લેખક :
**શ્રી સ્નાતક સત્યવ્રતજી-માટુંગા**

માસ્તર સાહેબ સાથે હું અનેક-વાર શ્રી કે. ટી. માસ્તર ત્યારે ઘણા વૃદ્ધ થયેલા, તેમનાં દર્શન કરવા જતો. તેમનું અવસાન ૧૯૧૪-૧૫ માં થયું ત્યારે હું નાનકડો બટુક હતો. મારી પાસે ગોખાવેલા વ્યાખ્યાનોમાંથી એકાદ વ્યાખ્યાન તેમને સંભળાવતા. અને કે. ટી. માસ્તર તે સાંભળી પ્રસન્ન થતા. અને ત્યાર બાદ મને શું અભ્યાસ કરાવવો કયું નવું વ્યાખ્યાન ગોખાવવું તેની ચર્ચા થતી. જે આજ પણ મને સાંભરે છે!

પછી તો હું અંગ્રેજી નિશાળમાં ભણવા ગયો. પણ માસ્તર સાહેબને ત્યાં નિત્ય જઇ સમાજના સિદ્ધાંતોનું શિક્ષણ તો નિયમિત લેતો જ રહ્યો માસ્તર સાહેબે ત્યારે મારા બાળ-માનસ પર એટલું બધું આધિપત્ય જમાવેલું કે મારી કોઇક વાર તેમને ત્યાં જવાની અનિચ્છા થતી, તો ઘેર નવા વિદ્યાર્થીને બોલાવવા મોકલતા અને જાણે જમનું તેડું આવ્યું તેમ માની ઘેરથી ગુરુ-કુળમાં ચાલી નિકળવું પડતું! શ્રી સરલાબહેન તેની સાક્ષી પુરાવશે. ઉપરાંત કયારેક તો ન જવાનું ત્યારે સોટીપાક પણ પેટ ભરીને ખવાતો. એ ધાક તો હતી જ એટલે કદાચ હું સમાજના સિદ્ધાંતો પ્રતિ સદા જાગરૂક અને સ્વાધ્યાયશીલ રહ્યો. અસ્તુ.

તે અરસામાં ત્યારના સુપ્રસિદ્ધ માસ્તર આત્મારામજી અમારા અમરેલીમાં પ્રતિવર્ષે પધારતા. મહારાજા સયાજીરાવ ગાયકવાડે તેમને પોતાના રાજ્યમાં અસ્પૃશ્યોના ઉદ્ધાર માટે અમૃતસરથી તેડાવેલા અને એજ્યુકેશન ઇન્સ્પેકટર બનાવેલા. આર્યસમાજમાં તેઓ માસ્તર આત્મારામજી અમૃતસરીના નામે પ્રખ્યાત હતા અમરેલીમાં આવે ત્યારે સરકારી ડાક બંગલામાં ઊતરે. અગાઉથી તેમના આગમનની ખબર માસ્તર હીરાચંદજીને આપતા. એટલે તેઓ જેટલો સમય અમરેલી રહેતા તેટલો સમય માસ્તર હીરાચંદજી તેમના સાન્નિધ્યમાં રહેતા. અને મને પણ અનેકવાર તેમના આશીર્વાદ મળેલા. મારી પાસેથી કયારેક સત્યાર્થ પ્રકાશમાંથી મનુસ્મૃતિ આદિ શાસ્ત્રોના મુખે કરેલા પ્રમાણો સાંભળી પ્રસન્ન થતા અને કયારેક નાનકડું પુસ્તક કે નવજીવન (તે વખતે પં. કેશવદેવજી હિંદીમાં માસિક રૂપે કાઢતા. પાછળથી તેઓ અમેરિકા જઇ M. D. થયા અને અમેરિકા મહિલા સુધીરાદેવી સાથે પરણ્યા)નો અંક આપી મને પ્રોત્સાહિત કરતા. તેમનાં ભાષણો થતાં ત્યારે અમે સાંભળવા જતા. હિંદીનું જ્ઞાન મને નજીવું ત્યારે હતું. પણ કુતુહલતા ભારે કે હિંદીમાં ભાષણ એટલે જાણે શું નું શું ગણાય! એ રીતે માસ્તર હીરાચંદજી મારામાં આર્યસંસ્કારોનું સિંચન કરતા.

ત્યાર બાદ થોડા સમયે અમરેલીમાં સુપ્રસિદ્ધ આર્યોપદેશક પં. મહારાણી શંકરજી તથા તેમનાં પત્ની શ્રી. ઇચ્છાદેવીજી પધાર્યાં. તેમની તહેનાતમાં માસ્તરની સાથે હું હાજર હોઉં. મહારાણીશંકર એટલે ખૂબ બોલનારા, આગન્તુક સાથે કલાકો સુધી ધર્મચર્ચા થતી અને મારા સંસ્કારો દઢમૂલ થતા ગયા. અમરેલીમાં એક મૂલશંકર નામે પંડિત હતા અને હવેલીમાં કથાવાચક હતા.

( જુઓ પાન ૫ )

( પાન ૪નું ચાલુ )

સંસ્કૃત પણ જાણતા. લોકોએ પં. મહારાણીશંકરજી અને પં. મૂલશંકરજીનો શાસ્ત્રાર્થ ગોઠવ્યો. એ શાસ્ત્રાર્થ નાગનાથ મહાદેવના મંદિરના વિશાળ પ્રાંગણમાં થયો. શ્રોતાઓમાં સુબાસાહેબથી માંડી સાધારણ મજૂર સુધી મેદની હતી. કવિજી સાથે તેમનાં પત્ની ઇચ્છાદેવીજી પણ સરસ ભાષણ કરતા. અને તેમના મુખેથી વેદમંત્રો કે શાસ્ત્રના શ્લોકો સાંભળતા લોકોતો દંગ થઇ જતા. ત્યારે સ્ત્રી શિક્ષણ ન હતું. અને એક બાઇમાણસના મુખે સંસ્કૃતના શ્લોકો સાંભળી બ્રાહ્મણો પણ અવાક બની જતા. વળી ઘુમટા કાઢવાના રિવાજ વખતે ઉઘાડે મોઢે ધણી સાથે ફરતાં, ભાષણ કરતાં અને ચર્ચામાં પ્રત્યુત્તર આપતાં તે જોઇ ગામ આખામાં એક અજબ લાગણી ઉભરાતી. આ શાસ્ત્રાર્થનો પ્રબંધ કરવામાં માસ્તર હીરાચંદજીનો મુખ્ય હાથ હતો એ કહેવાની જરૂર નથી. શાસ્ત્રાર્થ સનાતનીઓએ પાછળથી થોડો દેકારો બોલાવ્યાનું સ્મરણ છે. પણ ત્યાર બાદ બન્ને પક્ષો તરફથી હેન્ડબિલો દ્વારા શાસ્ત્રાર્થ ચાલુ રહ્યો. એક હેન્ડબિલમાં કવિજીએ મથાળું આપેલું કે "મૂળશંકર કચરાને પૂંજે રૂ. ૫૦૦)"નો. પં. મૂળશંકરજીના પિતાનું નામ કચરાભાઈ હતું. એટલે મઝાકમાં કવિજીએ કચરાત્મજને પૂંજે (એટલે પણ ઘરનો કચરો) પાંચસોનો આપવા જણાવેલું એ રીતે માસ્તર હીરાચંદજી આર્યસમાજના પ્રચાર માટે મારા જેવા અનેક વિદ્યાર્થીઓ તૈયાર કરતા રહ્યા અને પંડિતોના વ્યાખ્યાનાદિનો પ્રબંધ કરતા હતા. આપણને હાલ નવાઇ લાગશે કે ત્યારે માસ્તરજીને માસિક પગાર રૂ. ૧૮ મળતો હતો. એમાંથી ઘરખર્ચ, આર્યસમાજના પુસ્તકો મંગાવવા, પ્રચારમાં થતો ખર્ચ વેઠવો અને ૨-૩ છાપાં જેમાં આર્યપ્રકાશ પણ એક-મંગાવતા. અવિવાહિત હોવાથી તેમનો અંગત ખર્ચ વિશેષ ન હતો. એટલે પ્રચાર પાછળ યથાશક્તિ ખર્ચ કરતા. ભણાવતા પણ તે માટે કંઈ ફી કાદ લેતા નહિં. તેમની ફીમાં આર્યસમાજની દીક્ષા! આર્યપ્રકાશમાં ત્યારે ગુરુવર પં. બાલકૃષ્ણજીના લેખો, M. T. D. મોતીલાલ દલાલના લેખો વગેરે આવતા અને અમને સમજાવતા. ત્યારથી લેખો કેમ લખાય તેની કાંઇક ઝાંખી થવા લાગી.

પછી આમ વિદ્યાર્થીઓમાંથી આભયછેટ કેમ ટળે તે માટે એક યોજના તેમણે કરી કે અમે ૮-૧૦ વિદ્યાર્થીઓ ત્યારે તેમના 'ગુરુકુળ' માં હતા. તે પોતપોતાને ઘેર રોટલી, શાક, રોટલા થોડા થોડા લાવતા અને બધાનું ભેગું કરી બધા પ્રીતિ-ભોજન કરતા. એ રીતે સમાજનું જબરૂં જ્ઞાતિ-બંધન અમે તોડતા. ત્યારથી જ્ઞાતિનાં બંધન વિષે અમે મુક્ત થયા હતા. અને સમાજસુધાર તરફ માસ્તરજી અમને પ્રથમ પગલિઓ પડાવતા. સમય વહેતો ગયો. અને માસ્તરજી મને અમદાવાદની આર્યધર્મ પરિષદમાં લઇ ગયા. ત્યાં મારી પાસે (ગોખેલ જીવાત્મા વિષે વ્યાખ્યાન કરાવ્યું) તે સાંભળી સ્વ. ડૉ. કલ્યાણદાસજીને સાનંદાશ્ચર્ય થયું. તેમાં પૂ. માસ્તર આત્મારામજીએ મારા માટે ટાપશી પૂરાવી કે તેઓ મને સારી રીતે જાણતા હતા અને મને ઘણાં પ્રમાણો યાદ હતાં.

ત્યાર પછી ભરૂચની આર્યધર્મ પરિષદમાં મને ફરી લઇ ગયા અને ત્યાં પણ (ગોખેલું) ઉન્નતિનું દ્વાર વિષેનું વ્યાખ્યાન કરાવ્યું. અહિં જેતપુરના આર્યસમાજના જોગી વૈદ્યરાજ મયારામભાઇનાં દર્શન થયાં. મારૂં ભાષણ સાંભળી તેમણે મને બાળકની પેઠે તેડી લીધો અને અનેક આશીર્વાદ આપી માસ્તર હીરાચંદજીને ધન્યવાદ આપ્યા કે તેમણે મને સારો તૈયાર કર્યો છે! ડૉ. કલ્યાણદાસજીએ માસ્તર સાહેબને કહ્યું કે મને ગુરુકુળમાં મોકલી આપે. પણ ત્યારે મારાં માતાજી બિમાર હોઇ પથારીવશ હતાં એટલે તાત્કાલિક તે બને તેમ ન હતું. પણ દૈવયોગે ત્યારબાદ બે વર્ષે મારાં માતાજીનો દેહાંત થતાં મને માસ્તર સાહેબ મુંબઇ લાવ્યા અને ૧૯૧૬ ના આખરમાં શાંતાક્રુઝ ગુરુકુળમાં મુકવાં મને ડૉ. કલ્યાણદાસજીને સ્વાધીન કર્યો! ત્યારથી મારા જીવનના દ્વિતીય ચરણનો એ મંગલ પ્રારંભ. ગુરુકુળનાં મારા જીવનનાં તો અનેક સંભારણા છે. તે વળી કોઇવાર ભવિષ્યમાં. અહિં તો આ આત્મપુરાણનો થોડો અંશ એટલા માટે આલેખ્યો કે માસ્તર હીરાચંદજી કેવા વિલક્ષણ પ્રચારક હતા તે દિગ્દર્શન કરાવવા અને મારા બાલ્યજીવન સાથે તેઓ કેટલા ઓતપ્રોત થએલા તેનું પુણ્ય સ્મરણ કરાવવા પુરંતુ છે. અસ્તુ.

મારા ગુરુકુળમાં પ્રવિષ્ટ થયા બાદ માસ્તર સાહેબ અમરેલીમાં એ રીતે વર્ષો સુધી પ્રચાર કરતા રહ્યા. જૂના જમાનાના આર્યોમાં એક ખૂબી મેં પ્રથમથી જોઇ છે કે તેઓ પ્રસિદ્ધિથી સદા દૂર રહેતા અને રાત-દિવસ સ્વાધ્યાય કરતા રહી પ્રચાર પાછળ ખુવાર થતા. એ આત્મવિલોપન, એ સ્વાધ્યાય પ્રેમ અને એ વેદપ્રચારની લગનની જ્વાળા જાણે આજ ઓલવાઇ જતી, બુઝાઇ જતી, નિસ્તેજ થતી જતી જોઉં છું. ત્યારે આપણી અકર્મણ્યતા તરફ ગ્લાનિ છૂટે છે અને પુણ્યાત્મા-પુરાણા આર્યો તરફ સન્માન અને ભક્તિરસથી હૈયું તરબોળ બની રહે છે. સૂત્રાત્મારૂપે એ સહુમાં મહર્ષિ દયાનંદનું તપ પૃષ્ટ ભૂમિ તરીકે સદા ઊભું છે. જુના આર્યોનો એ આદર્શ સદા અનુકરણીય છે. હજી પણ મારી યાદના ડૉ. કલ્યાણદાસજી ની પેઢીના આર્યો કયાંક કયાંક છે. તેમના પુન્યથી આજે હજી આપણે ઊજળા છીએ. તેમાંથી એક તારક માસ્તર હીરાચંદજી આજે અસ્ત થાય છે. એટલું આપણું પૂર્વસંચિત પુણ્ય ઓછું!

માસ્તર સાહેબ અમરેલી છોડી વડોદરા આવે છે અને સ્ના. નરેન્દ્રજી ના અવસાનથી વિધવા થએલી સરલાબહેનને ભણાવવામાં ચિત્ત પરોવે છે. ધીરે ધીરે તેમને B. A. અને B. T. બનાવ્યાં. જે આજે સારા પદ ઉપર છે. સરલાબહેનમાં પણ માસ્તર સાહેબના સંસ્કારો દ્રઢમૂળ થયા છે અને સમાજસેવા કરવાના તેમના અભિલાષ છે. વડોદરામાં હું જ્યારે જ્યારે જતો ત્યારે ત્યારે માસ્તર સાહેબનાં દર્શન કરવા જતો. અને વર્ષો પહેલાનું એજ તેમનું પડોશના વિદ્યાર્થીઓનું ગુરુકુળ તેમના ઘરમાં જોતો. વિદ્યાર્થીઓને બોલાવી જીવ શું? પ્રકૃતિ શું? બ્રહ્મ શું? સ્વામી દયાનંદ કોણ હતા? આર્ય સમાજ શું? આદિ વિષયો સરળ ભાષામાં સદાય ચર્ચતા. આંખે કાચું, પગો શિથિલ થયા ત્યાં સુધી સાંજે બાગ બગિચાઓમાં જઇ નિવૃત્તજને સાથે ધર્મચર્ચા રોજ કરતા. દિવસનો મુખ્ય ભાગ આ રીતે સતત સ્વાધ્યાય પ્રવચનમાં જતો. પુસ્તકોનો અભ્યાસ પણ જબરો. આર્ય સાહિત્યનું નવું પ્રસ્તક નિકળે કે તેમણે વાચ્યું. સમાજવાદ તરફ તેમની પાછલા ભાગમાં રૂચિ વધારે થએલી. પણ તે સૌ કરતાં આર્યસમાજ અને દયાનંદ પાછળ તેમનો ભેખ હતો. જીવનનું તેમનું એ જ રટણ. એવું જીવન જીવી એઓ આપણા માટે એક આદર્શ મૂકી ગયા છે. પ્રભુ તેમના ધર્મપ્રેમી આત્માને ચિર શાંતિ આપે, અને શ્રી સરલાબહેન, સૌ. સાકર બહેન અને શ્રી તારાબહેનને તેમના કાકાના અવસાનથી આવી પડેલી આફતમાં પ્રભુ ધૈર્ય પ્રદાન કરે એ પ્રાર્થના સાથે માસ્તર હીરાચંદજીના ચરણોમાં મારી શ્રદ્ધાંજલિ અર્પણ કરું છું.

તા. ૨૪-૩-૬૫

# स्वर्ग कामो यजेत् (वेद)

पूज्य माता विद्योत्तमा यति आर्य वानप्रस्थाश्रम ज्वालापुर

स्वर्ग की कामना वाला यज्ञ करे ऐसी वेदाज्ञा है अतः स्वर्ग प्राप्ति अर्थात् दुखों से छूट कर सुख प्राप्ति की कामना करने वाले व्यक्ति को यज्ञ अवश्यमेव करने चाहियें।

वैदिक विचार धारा को मानने वाले व्यक्ति यज्ञ की ओर अधिक ध्यान देते हैं और मनका कोई भी कर्म अर्थात् जन्म से लेकर मृत्यु पर्यन्त सोलह संस्कार बिना यज्ञ के पूर्ण नहीं होते दैनिक यज्ञ तो आवश्यक है ही परन्तु बहुत सारे आर्यों की शिकायत भी है कि यज्ञ से हमें कोई लाभ नहीं हुआ। दूसरी ओर बहुसंख्यक लोगों का कहना है कि इस महंगाई के युग में घृत सामग्री फूंकने से क्या लाभ? यदि इतना सामान किसी निर्धन को दे दिया जाए तो वह पेट भर खाए। हमें यहां दोनों प्रकार की विचारधारा वाले लोगों को उत्तर देना है।

दोनों प्रकार के व्यक्ति केवल मात्र अग्निहोत्र को यज्ञ समझे हैं। निःसन्देह अग्निहोत्र यज्ञ ही नहीं महायज्ञ है क्योंकि इससे दान, देवपूजा और संगतिकरण तीनों समाज कल्याण के अंग सिद्ध होते हैं परन्तु इसका तात्पर्य यह कदापि नहीं कि अग्निहोत्र करने के पश्चात् हमारे कर्म की इतिश्री हो जाती है।

हमारे ऋषियों ने द्विजों के लिए पांच महायज्ञों का विधान किया है? ब्रह्मयज्ञ, देवयज्ञ, पितृयज्ञ, बलिवैश्वदेवयज्ञ और अतिथि यज्ञ। इससे सिद्ध होता है कि यज्ञ शब्द केवल अग्निहोत्र का ही द्योतक न होकर व्यापक अर्थवाची है जहां तक स्वाध्याय और अनुभव के आधार पर मैंने विचार किया है मुझे तो ऐसा प्रतीत होता है कि प्रत्येक उत्तम कर्म जो निकृष्ट स्वार्थ को छोड़ कर किया जाता है वह यज्ञकोटि में आता है। हमारे ऋषियोंने उत्तम कर्मों को पांच मार्गों में विभक्त करके पांच महायज्ञों का नाम दिया है और मनुष्य सदा शुभ कर्मों में प्रवृत्त रहे, सामाजिक व्यवस्था सभून्नत रहे इसलिए यह पांच महायज्ञ प्रत्येक व्यक्ति के लिए आवश्यक ठहराये हैं। प्रथम प्रकार के लोग उन पांच महायज्ञों में से केवल एक अग्निहोत्र को लेते हैं परन्तु अग्निहोत्र का परम साधन क्या है? उत्तर है, गौ। क्या प्रत्येक दैनिक अग्निहोत्र करने वाले व्यक्तिने कभी यह भी सोचा है कि यज्ञ का परम साधन ही प्रतिदिन कटता हुआ चला जा रहा है तो यज्ञ की रक्षा किस प्रकार से होगी क्या जलसों में भाषण देने से या सरकार का विरोध करने से गौ की रक्षा हो जायेगी? तो हमारा स्पष्ट उत्तर है, कदापि नहीं। गौ रक्षा के लिए हमें सूर्य्य वंशी महाराज दिलीप का अनुकरण करना होगा। गौ रक्षा के लिए हमें योगेश्वर कृष्ण के आदर्शों का पालन करना होगा गीता में योगेश्वर कहते हैं:—

*यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं*
*कर्म बन्धनः।*
तदर्थं कर्म कौन्तेय मुक्त संगः
समाचर॥ (गीता ३-९)

यज्ञ के लिए जो कर्म किये जाते हैं, उनके अतिरिक्त अन्य कर्मो से यह लोक बन्धा हुआ है। तदर्थं अर्थात् यज्ञार्थ किए जाने वाले कर्म भी तू आसक्ति और फल की ईच्छा को छोड़ कर करता जा। आगे कहते हैं:—

अन्नाद्भवन्ति भूतानि
पर्जन्यादन्न सम्भवः
*यज्ञाद्भवति पर्जन्यो यज्ञः*
कर्मसमुद्भवः॥ (गीता ३-१४)

अन्न से प्राणिमात्र की उत्पत्ति होती है, अन्न पर्जन्य से उत्पन्न होता है, पर्जन्य यज्ञ से होता है और यज्ञ की उत्पत्ति (वैदिक) कर्म से होती है।

हमें तो कृष्णजी की उक्तियों में चारों ओर यज्ञ ही यज्ञ दिखाई देता है और यज्ञ की सिद्धि गौ से होती है क्योंकि गोघृत से ही यज्ञ करने का विधान है अतः अपने जीवन को पूर्वकाल में गौ माता की सेवा करके उस गोपालकृष्णने अपने जीवन को क्रियात्मक बनाकर हमें गोपालन का उपदेश दिया है। हमारी अवस्था इस समय उस लकड़हारे सी है जो लकड़ी काटने की इच्छा से किसी पेड़ पर चढ़ता है। पेड़ की जिस शाखा का सहारा लेता है उसी शाखा को काटता है। लकड़ी तो कट गई पर उसके साथ साथ लकड़ों की प्राप्ति करने वाला व्यक्ति स्वयं भी समाप्त हो गया। इस संसार रूपी सागर से पार उतरने के लिये यज्ञ का सहारा लेते हैं परन्तु यज्ञ का परम साधन गौ माता हमारे देश में कटती और समाप्त होती चली जा रही है तो आप ही बताएं हम यज्ञ से प्राप्त सिद्धियों को किस प्रकार प्राप्त कर सकते हैं?

दूसरा सन्देश जो हमें गीता द्वारा प्राप्त होता है वह तो सारे संशयों को समाप्त कर देता है। अन्न से पाणिमात्र की उत्पत्ति होती है, अन्न वर्षा से प्राप्त होता है और वर्षा या बादल यज्ञ से उत्पन्न होते हैं। यज्ञ विना गौ नहीं हो सकता अतः यदि हम सूक्ष्म रुप में वास्तविकता की खोज करें तो गौ हमारे जीवन का आधार है। अतः गौ द्वारा ही पाँचों यज्ञो की सिद्धि हो सकती है। अन्न के विना न हमारा जीवन रहे ओर न हम ब्रह्म यज्ञ अर्थात उपासना कर सकें न हम अग्निहोत्र कर सकें और न ही अन्य यज्ञों की पूर्ति हो अतः यह कहना कि यज्ञ से हमें कोई लाभ नहीं हो रहा हमारी अपनी अज्ञानता द्योतक है। वेद वाक्य प्रभु की वाणी होने के कारण असत्य नहीं हो सकती हमारे अपने कर्म धर्म न हो कर विकर्म हैं इस लिए हमारे दुःख दिनों दिन बढ़ते जा रहे हैं और आनन्द कहीं कहीं तो बिल्कुल समाप्त हो गया है कहीं यदि शेष है भी तो बहुत अल्प मात्रा में।

दूसरे प्रकार के लोग यज्ञ में होमे जाने वाले पदार्थों की विनष्टि की ओर संकेत करते हैं। यज्ञ केवल अग्निहोत्र को नहीं कहते यह मैं पहले ही निवेदन कर चुकी हूं। अग्निहोत्र भी क्योंकि यज्ञ है इसीए इस दृष्टि से भी इस पर विचार कर लेना उचित होगा।

विज्ञानने यह सिद्ध कर दिया है कि पदार्थ कभी नष्ट नहीं होता बल्कि अग्नि के संयोग से सूक्ष्म होकर शक्तिशाली हो जाता है बडे शोक के साथ कहना पड़ता हैं कि आज का विद्याभिमानी मानव इस पदार्थ सूक्ष्मता को नहीं समझता आज का पाश्चात्य सभ्यता के रंग में रंगा हुआ अभिमानी मानव गो मांस को गोदुग्ध से अच्छा समझता है और प्राचीन ऋषियों को अज्ञानी कहकर उन पर कीचड़ उछालता है तो मैं उत्तर में निवेदन करना चाहती हूँ कि उन ऋषियों के चरणों में हमारा शत शत नमस्कार है जिन्होंने पदार्थ विद्या के गहन तत्त्वों का सूक्ष्मता से अध्ययन करके अग्निहोत्र की पद्धति वेदों से निकाल कर इस परोपकारी कर्म को मानवमात्र के लिए प्रतिदिन करने का विधान किया है।

# વૈદિક સંસ્કૃતિભાનુ-મહર્ષિ દયાનંદ

સાયણાચાર્યના ભાષ્યમાં આધ્યાત્મિક અને વૈજ્ઞાનિક દષ્ટિ જોવા મળતી નથી. પણ તેમના સમયમાં જે વિચારોનો પ્રવાહ વહેતો હતો તેનો પ્રભાવ તેનાં ભાષ્યમાં જોવા મળે છે-ભાષ્યોપરથી અનુમાન કરી શકાય છે કે તે સમયે યજ્ઞોનો પ્રચાર અને યજ્ઞોમાં પશુ હિંસા થતી હશે. પુરાણમાં માન્ય કરાએલા, દેવ-દેવીઓની પૂજા, જન્મ પ્રમાણે વર્ણવ્યવસ્થા તેમજ સ્થૂલ શ્રદ્ધા વિશેષ હશે. તેમના સમયનો પ્રભાવ ભાષ્યોમાં જોવા મળે છે. બીજા વેદભાષ્યકારો મહીધર, કાત્યાયન આપસ્તંબ શૌનક યાસ્ક છે.

ઘણાં પુરાતત્ત્વજ્ઞોની માન્યતા છે. સાયણાચાર્ય નામથી પ્રસિદ્ધ ભાષ્યો સાયણાચર્યની કૃતિ નથી પરંતુ ઘણા જૂદા-જૂદા તે સમયના વિદ્વાનોની કૃતિ છે. બ્રાહ્મણ ગ્રંથો પર વિસ્તૃત ભાષ્ય અને વેદો પર ભાષ્ય કરવા જેટલો એક સામ્રાજ્યના પ્રધાન મંત્રીને સમય મલી શકે તે અસંભવિત છે. સાયણાચાર્યે ઋગ્વેદ ભાષ્યની ભૂમિકામાં વેદોની અપૌરૂષેયતા અને નિત્વતા સ્વીકારી છે અને પૂર્વમીમાંસા દર્શનમાં આવેલા "परन्तु श्रुति सामान्यमंत्रम् तथा आख्याप्रवचनात् આ વચનોના આધારે પ્રબલ સમર્થન કર્યું છે કે વેદમાં વ્યક્તિ વિશેષ વાચક નથી પરંતુ ગુણાદિ વાચક સામાન્ય શબ્દ છે. આ રીતે સાયણાચાર્યે માન્યું છે તોંપણ તેમના ભાષ્યમાં કેટલાક સ્થળે રાજાઓ અને ઋષિઓના વ્યાક્ત વિશેઃ કથાઓ જોવામાં આવે છે તેથી વિદ્વાનોને શંકા થાય છે કે સાયણાચાર્ય જેવા પ્રખર વિદ્વાનના વિચારોમાં પરસ્પર વિરોધ કેમ થયો હશે? આ રીતે પરસ્પર વિરોધી વ્યાખ્યા સ્કંદ સ્વામીના નિરૂક્ત ભાષ્યમાં પણ મલી આવે છે. તેમાં વેદના વ્યાખ્યાનમાં અનિત્ય ઇતિહાસની હકીકત લખી છે. તેથી સ્કંદ સ્વામીનાં ભાષ્ય પર પ્રકાશ પાડનાર મહર્ષિ દયાનંદ વેદભાનૂ છે.

વર્તમાનકાળનાં વેદભાષ્યકાર મહર્ષિ દયાનંદ છે. અને તેમના પછી વિશ્વવિખ્યાત યોગિ અરવિંદના શિષ્ય શ્રી कपालीजी शास्त्रीजी માની શકાય છે. આ બન્ને વિભૂતિઓનાં ઋગ્વેદપરનાં ભાષ્યો અપૂર્ણ રહ્યાં છે કારણ કે સ્વરૂપસ્થ થતાં આ કામ અપૂર્ણ રહ્યું છે. મહર્ષિ દયાનંદે ઋગ્વેદ પર ૫૪ મંડલના ૬૨મા સૂક્તનાં બીજા મંત્ર સુધી કરેલ છે. અને શ્રી कपालीजी शास्त्रीએ ઋગ્વેદના પ્રથમ અષ્ટક, અર્થાત્ પ્રથમ મંડલના ૧૨૧ સૂક્ત સુધી ભાષ્ય કરેલ છે. બીજાં ભાષ્યો કરતાં નવીન છે. તો પણ મહર્ષિ દયાનંદનું ભાષ્ય પ્રાચીન આર્ય સંસ્કૃતિને અનુકૂળ વધારે છે. એટલે વેદભાષ્યકારોમાં વિશેષ પ્રતિષ્ઠા મહર્ષિ દયાનંદના ભાષ્યની છે. તેમના ભાષ્યમાં મુખ્ય સિદ્ધાન્ત વેદની અપૌરૂષેયતા અને નિત્યતા સાચવી છે. આ સિદ્ધાન્તના સંરક્ષણપૂર્વક વૈદિક શબ્દોનો યૌગિક અર્થ આપીને અનિત્ય ઇતિહાસની પૂર્વના આચાર્યોએ માનેલી કલ્પનાને અપ્રમાણિક સિદ્ધ કરી છે. પોતાના ભાષ્યની પ્રમાણિકતા અને અર્થોની વાસ્તવિકતા માટે જ્યાં જ્યાં જરૂર હતી ત્યાં તેમણે બ્રાહ્મણગ્રંથો, નિઘંટુ, યાસ્કાચાર્યકૃત નિરુક્ત વગેરે પ્રમાણિક

લેખક :
**પંડિત વસિષ્ઠજી યાજ્ઞિક હલવદકર**
આયુર્વેદાલંકાર, રાજકોટ

ગ્રંથોનો વિશેષ સહકાર સેવ્યો છે. એટલું જ નહિ પણ વેદો વિવિધ વિદ્યાઓનું પ્રતિપાદન કરે છે અને માનવજગત માટે વેદ વિશેષ ઉપયોગી હોઇ તે તમામ માનવજાતિને વેદોનો અધિકાર આપ્યો. यथेमां वाचं कल्याणी ... ( યજુર્વેદ ૨૬-૨ ) મંત્રોની આજ્ઞા મુજબ. સ્ત્રી, શૂદ્રો સૌને વેદની કલ્યાણી વાણીનો અધિકાર સમજાવ્યો અને આપ્યો છે. મહર્ષિ દયાનંદે વેદમંત્રમાં આવેલા મુખ્ય શબ્દોનાં અર્થો બ્રાહ્મણગ્રંથ, નિઘંટુ, નિરુક્ત, ધાતુપાઠ, ઉણાદિકોષ વગેરેનો આશ્રય લીધો છે તેથી વેદાર્થની વાસ્તવિકતા સચવાઈ રહી છે. નિરુક્તકાર યાસ્કાચાર્ય લખે છે કે 'नह्येषु ( मंत्रेषु ) प्रत्यक्षमस्त्यनृषेरतपसेवा. જે ઋષિ અને તપસ્વી નથી તે ગમે તેટલા વિદ્વાન હોય તો પણ વેદોના રહસ્યને સમજી શકતા નથી. સુપ્રસિદ્ધ યોગિ અરવિંદ શ્રી સાયણાચાર્ય અને પાશ્ચાત્ય વિદ્વાનોના ભાષ્યોની આલોચના કરીને મહર્ષિ દયાનંદના વેદભાષ્ય વિષયમાં લખે છે કે

There is nothing Fantastic in Dayanand's idea that Veda eontains truth of science as well as truth of religion. I will even add my own conviction that Veda contains the other truths of a science the modern world does not at all possess and in that case, Daydnanda has rather understated than overstated the depth and range of the vedic wisdom.

In the matter of vedic interpritation. I am convinced that whaterer may be the final camplete interpretation. Dayandanda will be honoured as the first discoverer of right clue Amidst the chaos and obscurity or old ignorance and age long misunderstanding, his was the eye of direct vision that pierced to the truth and Fastened on to that which was essential. He has found the keys of the doors that time had closed and sent as under the seals of the imprisoned fountains C Dayananda and veda by Shri Aravinda. The article in the vedic Magazine, Lahore for Nov. 1916.

'If as Dayananda held on strong enough grounds, the veda reveals to us god, reveals to us the relation of the soul to God and nature, what is it but a Revelation of Divine Truth? And if as Dayanada held it reveals them to us with a perfect truth flawlessly, he might well hold it for an infallible Scipture.

( પાન ૮નું ચાલુ )

શકે છે. પરંતુ સ્વાધ્યાયમાં થતા પ્રમાદથી બધું જ અવળું થઇ રહ્યું છે. જો આજે પણ અમારી સ્વાધ્યાય પ્રત્યે સાચી રુચી પેદા થાય અને તે પ્રમાણે આચરણ બને તો ઘણા ઝઘડાઓ સમાપ્ત થાય અને ફરીથી આર્યસમાજે ખોએલી પ્રતિષ્ઠા મેળવી શકે. સમાજના અધિકારીઓનું કર્તવ્ય છે કે તેઓ નિયમિત સ્વાધ્યાય કરે અને સાપ્તાહિક અધિવેશનમાં સંભળાવે. તેથી અધિવેશનનો પણ આકર્ષક બનશે, અને શ્રોતાઓમાં સ્વાધ્યાયની પ્રવૃત્તિ જાગશે.

સ્વાધ્યાયથી જ ધર્મભાવનાનો ઉદય થશે, જીવન ઉન્નત બનશે અને આપણા ઝઘડાઓનો નાશ થઇ આર્યસમાજની કીર્તિને ચારચાંદ લાગતાં વાર નહીં લાગે.

## આર્યસમાજ સરસપૂર

આર્યસમાજ સરસપૂર, અમદાવાદનો ૩૪મો વાર્ષિક મહાયજ્ઞ ૯ દિવસ સુધી મનાવશે.

તા. ૮થી ૧૦ એપ્રિલ કસ્તુરબા નગર.

તા. ૧૧થી ૧૩ એપ્રિલ ચમનલાલની ચાલી.

તા. ૧૪થી ૧૬ વિક્રમ મિલની પાછળ.

સમય પ્રતિદિન પ્રાતઃ ૭ા થી ૧૧ અને સાંજે ૭ા થી ૧૧

## મૃત્યુ પછી મારૂં શબ મેડિકલ કોલેજને સોંપવામાં આવે

આર્ય જગતના પ્રસિદ્ધ વિદ્વાન શ્રી ગંગાપ્રસાદ ઉપાધ્યાયે આર્યસમાજ ચોકના સાપ્તાહિક અધિવેશનમાં જણાવેલું કે "મૃત્યુ પછી મારું શબ સ્થાનીય મેડિકલ કોલેજની પ્રયોગશાળાને સોંપી દેવામાં આવે જેથી વિદ્યાર્થીઓ લાભ ઉઠાવી શકે" એ પણ કહ્યું કે જો નેત્રવિશેષજ્ઞો મારી આંખ માંગે તો તે પણ તેમને આપી દેવામાં આવે.

## મંગળ કામના

મલવાડાના સ્વ. શ્રી. મુકુન્દજીભાઇ આર્યના સુપુત્ર શ્રી. સત્યકામભાઇને ત્યાં નવજાત શિશુનો જન્મ થયો છે. આ શુભ પ્રસંગે અમે આર્યપ્રકાશ તરફથી તેમને સપરિવાર અભિનંદન પાઠવીએ છીએ તથા બાળકને ભગવાન સુયશ, સુકીર્તિ અને ધનધાન્યપૂર્ણ દીર્ઘાયુષ્ય પ્રદાન કરે એજ મંગલ કામના.

Regd. No. G/374



# વૈદિક કર્મકાંડ રહસ્ય

લેખક : પંડિત વસિષ્ઠજી યાજ્ઞિક, હળવદકર
( આયુર્વેદાલંકાર ) રાજકોટ

( ગયા અંકથી ચાલુ )

મેખલા અને કૃષ્ણાજીન નામના યજ્ઞોપવીતનાં મંત્રભૂત સંસ્કારો માટે અથર્વવેદ તથા મંત્ર બ્રા. ગ્રંથમાં અને દંડ વિષે પા. ગૃ. સૂત્ર તથા કૌશિક ગૃ. સૂત્રમાં ઉલ્લેખ મલે છે.

યજ્ઞોપવીત વિષે વેદ સંહિતા અને બ્રાહ્મણ ગ્રંથ તથા પ્રાચીન ગૃ. સૂત્રનાં ગ્રંથોમાં ઉલ્લેખ નથી. તો પણ યજ્ઞોપવીત નામનો સંસ્કાર સર્વ સંમતિથી ચારેય વેદવાળાઓએ માન્ય રાખ્યો છે. આ ચોથા સંસ્કારના જન્મ વખતે યજ્ઞોપવીત સંસ્કારની પ્રણાલી માટે વેદ તથા મંત્ર બ્રા. ગ્રંથોમાંથી જે જે મંત્રોમાં સંસ્કારના ઉદ્દેશને અનુકૂળ જણાયા ને તે મંત્રો પોતાના વિચાર પ્રમાણે દરેક વેદવાળાઓએ અપનાવ્યા, અને એ મંત્રોનો મેખલાદિ સાથે કોઈ પ્રકારનો સંબંધ નહિ હોવાથી દરેક વેદવાળાઓએ પોતાના મત પ્રમાણે મંત્રોનો ઉપયોગ કર્યો એજ કારણથી તેમાં સામ્ય નથી. ( યજ્ઞો. સંસ્કાર, રહસ્ય )

હવે યજ્ઞોપવીત સંસ્કારનું રહસ્ય વિચારીએ તો આ સંસ્કારનો ઉદ્દેશ "સમાજસેવાવ્રત" છે. આ સેવાવ્રતનાં ચિહ્ન તરીકે જનોઈ ધારણ કરનાર રાષ્ટ્ર અને સમાજની નિષ્કામ સેવા કરવાનું વ્રત ધારણ કરે છે. તે વાસ્તવિક છે. મેખલાનો ઉદ્દેશ-ડાકુઓથી દેશની રક્ષા કરવાની અને દેશની સ્વાધીનતા સ્થિર રાખવાની પ્રતિજ્ઞા છે. ( ૨ ) દંડ ધારણ સંસ્કારનો ઉદ્દેશ રાષ્ટ્રના અન્યાયી શાસક ઉપર શાસન કરવાનો અધિકાર તથા સમાજનાં સત્વને સ્થિર રાખવાની પ્રતિજ્ઞા કરવાનો છે ( ૩ ) કૃષ્ણાજીન ધારણ તે રાષ્ટ્ર અને સમાજનાં ઐક્યને સ્થિર રાખવાની પ્રતિજ્ઞા. ( ૪ ) યજ્ઞોપવીતને તે પ્રથમનાં ત્રણ સંસ્કાર-નાં પ્રયોજનને ધ્યાનમાં રાખીને સમાજની ઉન્નતિ માટે નિષ્કામ સમાજસેવા માટે સ્વાર્પણ કરવાની પ્રતિજ્ઞારૂપ છે. નિષ્કામ રાષ્ટ્ર અને સમાજસેવાના ચિન્હ ( પરવાના ) રૂપ જનોઇ સંસ્કાર છે. આગળ જણાવેલા મેખલા આદિ ત્રણ ( મેખલા, દંડ કૃષ્ણાજીન ) સંસ્કારોના મંત્રો વેદમાં મલી આવે છે ત્યારે આજે યજ્ઞોપવીત ધારણ કરવા માટે જે મંત્ર यज्ञोपवीतं परम पवित्रं... આ મંત્રનો ઉપયોગ થાય છે તે મંત્ર વેદનો પણ પાર-ગૃ. સૂ. ૨-૨-૧૧નો છે ના મંત્રની હરિહર-કારની ટીકામાં લખે છે કે अत्र यद्यपि सूत्रकारेण यज्ञोपवीधारणं न सूचितं...વિશેષ જાણવાની જીજ્ઞાસા ધરાવનારા મિત્રોને યજ્ઞોપવીત રહસ્ય નામનો ગ્રંથ સ્વાધ્યાય મંડળ તરફથી સ્વાધ્યાય ગ્રંથમાળા રૂપે વર્ષ ૩ પ્રગટ થયો છે તે જોઇ લેવો. તે સાથે સંસ્કારવિધિ ઉપર વિશેષ પ્રકાશ પાડતું સાહિત્ય અને સંસ્કારવિધિનાં રહસ્ય દર્શાવતું "સંસ્કાર ચંદ્રિકા" પુસ્તક, ઠે. જયદેવ બ્રધર્સ. વડોદરાથી મંગાવી જોઇ લેવું.

તાત્પર્ય એ જ કે આજે દરેક કર્મવિધિ વિધાનો માટે પુરાતત્વની દૃષ્ટિએ અને સમાજ શાસ્ત્રની દૃષ્ટિથી વિચારવાની જરૂર છે.

## આર્ય કન્યા ગુરૂકુલ પોરબંદર શોકપ્રસ્તાવ

આર્ય કન્યા ગુરુકુલ પોરબંદરની બ્રહ્મચારિણીઓ તથા કાર્યકર્તાઓ આર્યજગતના મહાન વિદ્વાન અને તપસ્વી સેવક શ્રી પં. અયોધ્યાપ્રસાદ-જીના દેહાવસાનથી અતિશય ખેદ પ્રગટ કરે છે. ધર્મ-સેવા, સમાજ સેવા, અને શાસ્ત્ર ચિંતન-મનનના ક્ષેત્રમાં કરેલી તેમની સુદીર્ઘ અને કીમતી સેવાઓ પ્રત્યે કુલવાસીઓ પોતાની વિનમ્ર શ્રદ્ધાંજલિ આપી તેમના આત્મીયજનો પ્રત્યે પોતાની આંતરિક સમવેદના અને સહાનુભૂતિની ભાવના વ્યક્ત કરે છે. તેમ જ પરમાત્મા સ્વર્ગસ્થને સુગતિ અને શાંતિ પ્રદાન કરે એવી પ્રાર્થના કરે છે.

# સ્વાધ્યાયાન્ મા પ્રમદ

લેખક : શ્રી પ્રેમચન્દજી શર્મા એમ. એલ. સી.

ઉપરનું વાક્ય પ્રત્યેક આર્ય માટે જરૂરી છે. જેનો અર્થ છે સ્વાધ્યાયમાં કોઇ દિવસ પ્રમાદ ન કરો. સ્વાધ્યાયથી જ માણુસ માનવ બને છે, તે ઉન્નતિના માર્ગે વળે છે, વિદ્વાન બને છે. સ્વાધ્યાયના પ્રભાવથી જ કેટલીક : સાધારણ વ્યક્તિઓએ સમાજમાં ઊંચું સ્થાન મેળવ્યું છે. સ્વાધ્યાયથી માણુસનું જ્ઞાન તો વધેજ છે, પોતાનું ચરિત્ર બનાવવામાં પણ સહાયતા મળે છે. એટલેજ પ્રત્યેક આર્ય માટે સ્વાધ્યાય અનિવાર્ય ગણવામાં આવ્યો છે.

પહેલાંના આર્યોમાં સ્વાધ્યાય કરવાની પ્રવૃત્તિ હતી. તેઓ સ્વાધ્યાયશીલ હતા, તેથી જ હર સમય વિપક્ષીઓ સાથે શાસ્ત્રાર્થ કરવા ઉદ્યત રહેતા હતા.

પોતાના સ્વાધ્યાયના પ્રતાપે વિરોધીઓનાં મોઢાં બંધ કરી દેતા હતા. સ્વાધ્યાયને લીધેજ તે વખતે આર્ય સાહિત્યની વિક્રીપણ ખૂબ થતી. ઉત્સવોના પ્રસંગોએ હજારો રૂપિયાની ચોપડીયો વાતમાં ને વાતમાં વેચાઇ જતી. સન ૧૯૨૫માં મથુરામાં મહર્ષિ દયાનન્દ જન્મ શતાબ્દી થયેલી, તે સમયે આર્યોનો ઉત્સાહ જોવા જેવો હતો. ચારે બાજુથી સ્પેશીઅલ ટ્રેનો આવેલી. અનેરો ઉત્સાહ હતો. તે ઉત્સવ પ્રસંગે એક બજાર તો ચોપડીયોનોજ હતો. હજારો રૂપિયાની ચોપડીયો વેચાઇ હતી. ત્યાર પછીના કોઈ મેળામાં એવી વિક્રી થઇ નથી. કારણ કે તે વખતે જનતામાં સ્વાધ્યાયનો શોખ હતો, પરંતુ હવે તો તે પ્રવૃત્તિ ઘણીજ ઓછી નજરે પડે છે, માટે હવે સારામાં સારૂં સાહિત્ય ઘણુંજ ઓછું વેચાય છે. વાસ્તવમાં આ મનોવૃત્તિ ઘાતક છે. ધાર્મિક ગ્રન્થોના સ્વાધ્યાયનો અભાવ સમાજમાં બેચૈની ઊભી કરી રહ્યો છે. આજે તો અમારો જે સમય વેદશાસ્ત્રોમાં વ્યતિત થવો જોઇતો હતો તે આપસી ઝગડાઓમાં બરબાદ થઇ રહ્યો છે. આર્યસમાજોના અધિકારીયો તેમજ સભાસદોમાં સ્વાધ્યાયપ્રિયતા ન હોવાથી આર્ય-સિદ્ધાન્તો પ્રત્યેનું અજ્ઞાન શરમજનક છે. હવે અમે આપણા સિદ્ધાન્તોથી અપરિચિત થતા જઇએ છીએ. તે અવસ્થામાં વિરોધીઓને જવાબ આપવાની તો વાત જ કયાં રહે છે. જ્યાં કંઇ શાસ્ત્રાર્થનો મોકો આવે છે તો આર્યવિદ્વાનોને બોલાવવા માટે તાર કે ફોન ખખડાવ્યા વગર ચાલતું નથી. જો અમારામાં સ્વાધ્યા-યની પ્રવૃત્તિ હોત તો આજે અધિકાર લોલુપતાના કીચડમાં ફસાઇ સમાજને અધોગતિના માર્ગે ન વાળ્યો હોત આર્યસમાજનો સભાસદ બનવાને. અર્થ પોતાનો સુધાર અને ઉદ્ધાર કરવાનો છે. આત્માને ઊંચો તથા પરિષ્કૃત કરવાનો છે. પરંતુ એ વાસ્ત-વિકતા ભણી ઘણું જ ઓછું લક્ષ્ય આપવામાં આવે છે. આજે તો અમને ઝગડાંબખેડાઓમાંથી જરાપણ ફુરસદ મળતી નથી. આવશ્યકતા તો એ હતી કે પ્રત્યેક આર્ય સમાજમાં કેટલાક સભાસદો એક એક વિષયના-વિષયોના વિશેષજ્ઞ બનતે. કોઈ પુનર્જન્મના સંબંધમાં,કોઇ કર્મકાંડમાં કોઇ ઇસાઇ, મુસલમાન, જૈની, પૌરાણિક વગેરે ધર્મોનું તુલનાત્મક અધ્યયન કરીને પ્રવીણુતા મેળવતે. પરંતુ એ બધીજ વાતો સ્વપ્નવત બની છે. આર્ય સમાજના સાહિત્યમાં પ્રાચીન ગ્રન્થોની કમી નથી. કોઈ પણ વ્યક્તિ તેનો સ્વાધ્યાય કરી તદનુકુલ આચરણ દ્વારા જીવન ઉન્નત બનાવી

( જુઓ પાન ૭ )

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૧
માલીકીએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.

चार्य जी, गुरुकुल कांगडी
जि. सहारनपुर, (उ. प्र.)



# आर्यप्रकाश

ऋग. यजु. साम. अथर्व.





મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬–૦૦ તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ વૈશાખ વદ ૧૪ને શનિવાર તારીખ ૯–૫–૧૯૬૫ [ અંક ૯મો


महाराष्ट्र और गुजरातके आर्य-जगत्की विधिकी वक्रता दिनप्रतिदिन बढती ही जा रहीं है। आपत्तियोंके बादल तेजीसे घिरते जा रहे हैं। एकके बाद दूसरा नेता क्रूरतासे हमसे छीना जा रहा है।

पिछले छ मासमें ही हमारे तीन उच्च कोटीके कार्यकर्ता इस दुनियासे चल बसे। सबसे पहले ता. १२–१२–६४ की रात हमारे लिये भयंकर विकराल रूपमें साबित हुई। प्रान्तीय सभाके कर्मठ और उत्साही कार्यकर्ता श्री. बलदेवभाई आर्यका जीवन दीप अचानक ही गोरेगांवमें अस्त हो गया। समाचार मिलते ही चारो तरफ हाहाकार मच गया।

## આર્યસમાજકા ઔર એક સિતારા ટૂટ પડા

## आर्यसमाजका और एक सितारा टूट पडा

इन समाचारोंकी स्याही सुखनेभी न पाईथी कि आर्यसमाज मुंबईके अनथक, निस्वार्थ और स्पष्ट वक्ता मंत्री श्री अमृतलालभाईकी मृत्युके समाचारोंने जब्बर चोट लगाई। फिरसे निराशाके बादलोसे आर्य-जगत्का आकाश छा गया। श्री. अमृतलालभाईके निधनसे सीर्फ आर्य-समाज बम्बई ही नहीं मुंबई प्रदेश आर्य प्रतिनिधि सभा भी उदासीन-ताकी असरसे बच न सकी। फिरभी स्वर्गस्थकी मायालु तथा उत्साही धर्मपत्नी श्री. यशोदाबहिनका पतिके सामाजिक कार्योंको वेग देनेके अविरत प्रयत्नको देखकर संभवत: उनके कार्यके क्षतिपूर्तिके आसार देखकर कुछ आश्वासन अवश्य मिलता है। शायद हीं कोई दिन होगा कि श्री. यशोदाबहिन समाजमें न आती हो। उनका हंसता चेहरा, नम्रता, सरलता तथा सौजन्यता पूर्ण आर्य सन्नारीके लिये समुचित आदर सत्कारको देखकर किसी भी कार्यकर्ताके मनमें उनके प्रति आदरकी भावना पैदा हुवे बिना नहीं रह सकती। वे प्राय: अपना जीवन आर्यसमाजके सेवामेंही लगारही हैं। मानो पतिके शेष कार्योंको पूरा – करनेकाहीं उन्होंने अपने जीवनका उद्देश बना लिया हो ऐसा प्रतीत होता है। आर्यसमाजके लिये यह एक आशाका उज्वल किरणही समझना चाहिये।

श्री. बलदेवभाई और श्री. अमृतलालभाईके अवसानके दुःखको



स्व. कांतिलाल शर्मा

भूल न पाए थे वहां तो ता. १२–५–६५ की रात हमारे लिये पुन: विकराल साबित हुई। कौन जानता और मानता था कि यह १२ तारीखही हमारे लीये महा अपशुकनके रूपमें साबीत होगी।

मुंबई प्रदेश आर्य प्रतिनिधिसभा, तथा आर्यसमाज बम्बईके प्रधान श्री. कांतिलालजी शर्मा मित्रोंके मनाकरनेकर भी ता. ९+५–६५ की सभाकी अंतरंग सभामें पधारे। गाडीमें खुब भीड थी। शरीरतो अस्वस्थ थाही। फिरभी उन्होंने उसकी परवाह किये बिना ही मानो "कार्यम् वा साधयामि देहं वा पातयामि" का निश्चय करके बड़ौदा आनेका निश्चय किया। वे पिछले कितनेक सालोंसे डायाबिटिस, ब्लड-प्रेशर तथा हृदयरोगसे पिडित थेही। किसी सेवाके मुकाबलेमें उन्होंने रोगको दाद देना उचित न माना और सेवा कार्य करते ही रहे। आजतक उन्हें कई दफे हृदयरोगका मुकाबला करना पडा था। गत बी. पी. सी. की बेठकके समयभी उन्हें ब्लडप्रेशर बढ जानेसे बेहोशीका सामना करना पडा था। सभाओमें विचार-मतभेद के कारण कभी कभी वातावरण उग्र होना स्वाभाविक होता है। परंतु

( જુઓ પાન ૨ )

## પ્રાન્તીય પ્રતિનિધિ સભાના પ્રતિનિધિઓને નમ્ર વિનંતિ

પ્રાન્તીય પ્રતિનિધિ સભાના પ્રતિનિધિઓને નમ્ર વિનંતિ કે પ્રતિનિધિ સભાનું આગામી વાર્ષિક અધિવેશન તા. ૨૦-૬-૬૫ ને રવિવારે આર્યસમાજ મંદીર, દયાનંદમાર્ગ, અમદાવાદ, ૧૭માં મળશે. તો પ્રતિનિધિઓને નીચેના સિરનામે પધારવાની સૂચના આપવા વિનંતિ છે. જેથી વ્યવસ્થા કરવામાં સુગમતા રહે અને મુશ્કેલી પણ ન રહે.

નિવેદક
અંબાલાલ હરિલાલ આર્ય
મંત્રી
આર્યસમાજ, દયાનંદ માર્ગ.
અમદાવાદ ૧૭

## વિધિની વક્રતા

મુંબઇ,

એને કુદરતી કરામત કહો કે વિધિની વક્રતા કહો, ભારતની સ્ટવ બનાવતી જાણીતી પેઢી, પ્રભાત સ્ટવના બે ભાગીદારો એકજ વારે, એકજ રીતે, એકજ અઠવાડિયામાં મૃત્યુ પામે છે. એક શ્રી કાંતીલાલ શર્મા બીજા શ્રી બાપુલાલ દેસાઇ.

ખુબી તો એ છે કે આ બંને ભાગીદારો મૃત્યુ પામ્યા બુધવારે જ–એક ગયા બુધવારે, અને એક આ બુધવારે, બંનેનાં અવસાન મુસાફરી કરતાં રસ્તામાં જ હૃદય રોગના હુમલાથી થયા. બંનેના મૃતદેહોનું પોસ્ટમોર્ટમ કરવું પડયું, અને પારાવાર મુશ્કેલીઓમાંથી પસાર થયા બાદ તેમની અંતિમ વિધિ પણ સોનાપુર ખાતે ગુરૂવારે જ કરવામાં આવી એક ગયા ગુરૂવારે અને એક પછીના ગુરૂવારે.

(પાન ૧૪નું ચાલુ)

श्री. शर्माजीकी भावकता उसे सहन न कर सकती थी, और वे तूरतही ब्लडप्रेशरके वशिभूत बन जाया करते थे। दो साल-पूर्व उन्हें एक पैरमें लकवेकीभी शिकायत थी। ता. ९-५-६५ को दो पहरही लगभग २ बजे गुजरात एक्सप्रेससे वे गाडीसेत उतरकर सिडीज चढ रहे थे कि उनका पैर शून्यसा हो गया था। मुश्किलीसे अपने मित्रोंकी सहायतासे ही वे मोटर तक आसके थें। आश्रममें मोटरसे उतरेनेके पश्चात् उन्हें हाथ पकडकर उतारे पर ले जाया गया। पश्चात् मिटिंग के पश्चात् उन्हें पुन: ऐटक आया। शहरसे नामांकित डॉक्टर श्री. प्रल्हादभाई तथा श्री. मुन्शीकों बुलाया गया, और ईलाज किया गया। शामको तबीयत अच्छी थी। रातको उन्होंने श्री. वेणीभाईके निवासस्थान पर विश्राम करनेके पश्चात् ता. १०-५-६५ को प्रात: जीपसे वेणीभाई उन्हें अहमदाबाद छोड आए वहांसे वे ६० मिलपर आए हुवे सणोल गाममें अपने मित्रकी पुत्रीकी शादीमें शामिल हुवे थे। शादीके पश्चात् उनकी तबियत वहांही बिगडी। स्थानिक डॉक्टरोंका इलाज किया गया। परंतु कोई लाभ न देखकर पासके बावककें दवाखानेमें दाखल किया गया। वहां उनकी बेहोशी बढती ही गई। डॉक्टरोंके शहेरके किसी बडे दवाखानेमें दाखल करानेकी सूचना मिलनेपर अहमदाबाद अथवा मुंबईकी तरफ ला रहे थे। उस अवस्थामें रास्तेमेंही ता. १२-५-६५ को उनका शरीर छूट गया, और शबको ता. १३-५-६५ को मुंबई लाया गया। इस अवस्थामें यह कहना कि अंतरंग सभाके आंतरिक कलहके कारण उनकी मृत्यु हुई प्रलाप मात्र है।

श्री कांतिलाल शर्माका जन्म ता. चाणस्माके खोरीगा ग्राममें सन १९०५ में हुआ था। एक सालकी अवस्थामें ही पुत्र वत्सल माताकी छत्रछाया उठ गई। पिताने स्वयंही बच्चेका लालन पालन करनेका निश्चय किया और बालकके साथ विरमगाम आ बसे। विधिको यह भी मंजुर नहीं हुआ और डेढ सालके पश्चात् ही पिताभी बालकको एकाकी छोडकर चल बसे। पिताजीके स्वर्गवासके पश्चात् फुकीने सिद्धपूरमें बालक कान्तिकी देखभाल शुरु की। परंतु वह सुविधाभी इस होनदार बालकके लिये अधिक समय उपलब्ध न हो सकी। सात सालकी छोटीसी उम्रमें ही श्री कांतिभाई बगैर टिकिटके ही एक दिन रवाना हो गये। कोलाबा स्टेशन उपर उतरे तो सही, परंतु जान पहचान न होनेसे कहां जाना और क्या करना इस चिन्तामें स्टेशनके कोनेमें खडे खडे विचार कर ही रहे थे कि दयालु टिकिट चेकरने धीमेसे बच्चेको झांपेके बाहर निकाल दिया। "जान बची लाखों पाये" मानकर बालक अब धंधेकी शोधमें अब मुंबईकी गलियें छानने लगा। शरीरपर सीर्फ पहने हुवे ग्रामीण कपडे, हाथमें पैसा नहीं. रहनेका ठिकाना नहीं, भोजनका पता, नहीं, अन्य कोई आसरा नहीं. फिर भी ईश्वर पर भरोसा रखकर जीवनका विकट पंथ काटनेका निश्चय किया था। इतनेमें "हिम्मते मर्दा तो मददे खुदा" की उक्ति चरितार्थ हुई। आठ दस दिनके रखडनेके पश्चात् भगवानकी कृपासे सिद्धपूरके श्री. ईश्वरभाई से कोर्टमें अचानक ही भेट हो गई। ईश्वरभाईके हृदयमें प्रेम और वात्सल्यका प्रवाह उमड पडा। बालकको अकेला देखते ही उन्होंने बडे प्रेमसे पासमें बुलाकर पीठपर हाथ फेरा और अपने घर ले गये। खाने पिनेकी और रहनेकी व्यवस्था कर दी। बालकमें हिम्मत आई और बस यहांसे ही भाग्यने पलटा लिया। अब थोडासा सहारा मिलते ही नित नई उमंगें जोर पकडने लगी। उन दिनों कांग्रेसका बोलवाला था। उसके स्वयंसेवक दलमें शामिल हुवे। प्रतिदिन कमसे कम १३ आदमियोंको खादी बेचकर ही भोजन करनेका व्रत लिया। वास्तवमें खादी प्रचारका यह एक नवा और अनुठा प्रयोग था। उसमें वे सफल हुवे और चारो तरफ उनकी प्रशंसा होने लगी।

इतनेमें श्री. कान्तिभाईने श्री. टी. जी. शाहकी दुकानपर नोकरी प्रारंभ की और १४ साल वहां ही रहे। अनुभव प्राप्त करनेके पश्चात् शेठ श्री. मणिलाल त्रिभोवनदास शाहके सहयोगसे छोटीसी "हिन्द लाईट हाउस" दुकान प्रारंभ की। श्री. कांतिभाई हरामका खानेवालोंमेंसे नहीं थे उन्हें तो प्रामाणिकतासे तथा जातमिहनतसे कमाया हुवा धन ही पसंद था। नोकरी करनेमें भी उन्हें कभी शर्म नहीं आई।

दुकानदारीका अनुभवतो मिलही चुका था, शरीरमें नया जोश और तमन्नाने उछाला मारा। इतनेमें श्री. बापुभाई देसाई तथा श्री. बी. आर. मिश्राकी जोडी आ मिली। इस त्रिपुटीने भाग्य अजमानेका निश्चय किया और एक छोटेसे रुममें दो एक मशीनें डालकर एक छोटासा कारखाना डाला, और धीमे धीमे बढते बढते 'प्रभात प्रोडक्टस' जैसे विशाल कारखानेके मालिक बनकर लक्ष्मीपति बने। जीवनके अंतिम समय पर्यन्त तीनोंने सच्ची मित्रता निभाई, और श्री. कांतिभाई अपने पिछे सुखदु:खमें छायाके समान समानरूपसे सहयोगीनी धर्मपत्नी श्री. अन्नपूर्णा बहिन, दो पुत्रियें तथा अपने मित्रोंको छोडकर ता. १२-५-६५ को इस संसारको छोडकर दिवंगत हो गये।

स्वर्गस्थ श्री. कांतिभाई सीर्फ कमानाही नहीं जानते थे देना भी जानते थे। उन्होंने अपने जीवनकालमें लाखो कमाये और लाखोंका दान भी किया है। अन्नपूर्णा महिला मंडल, विरमगाम; महात्मा गांधी हॉस्पिटल, विरमगाम; एम. जे. हाईस्कुल विरमगाम; टेक्नीकल हाईस्कुल विरमगाम, श्री. फतेसिंह आर्य अनाथाश्रम, श्री. मुंबई प्रदेश आर्य प्रतिनिधिसभा, आर्यसमाज बडोदा, आर्यसमाज जामनगर, गुरुकुल हाईस्कुल घाटकोपर आदि संस्थाएं उनकी स्मृतिचिन्ह बनी रहेंगी।

आर्यजगत्में भी उनकी अमूल्य सेवाएं हमेशां याद रहेंगी। आयवीर दलमें, आर्यसमाज बंबई, तथा मुंबई प्रदेश आर्यप्रतिनिधि सभाके वे वर्षो पर्यन्त मुकानी रहे हैं। पिछले कई सालोंसे वे श्री. फतेसिंह आर्य अनाथाश्रमके ट्रष्टी भी रह चुके हैं।

परमात्मा स्वर्गस्थको चिरशा तथा शोकसंतप्त परिवारको धै प्रदान करें यहही प्रार्थना।

माधवेन्द्र शास्त्री

## અ. ભા. આર્ય સંન્યાસી મંડળ

અજમેરમાં ભરાનારી દી જયંતિ ગરમીના કારણે સ્થગિ રાખવામાં આવી છે. તેથી આર્ સંન્યાસી સંમેલન પણ સ્થગિ રાખવામાં આવ્યું છે.

તા. ૩૦-૫-૬૫ના રોજ આશ્રમ અજમેરમાં મંડળના અં રંગ સદસ્યોની એક બેઠક મળશે અને તેમાં કેટલાક આવશ્યક વિષયો ઉપર વિચાર કરવામાં આવશે સભાસદોને સમયસર પધારવા વિનંતિ કરવામાં આવી છે.

## આર્યસમાજ લુણસાવાડા

તા. ૧ અને ૨ મેના દિવસોમાં છોટાલાલની ધર્મશાળામાં યજ્ઞ તથા સાંજે શ્રી. સ્નાતિકા વિજ્યાબેન તથા સ્નાતક સત્યવ્રતજીના વિવિ વિષયો ઉપર ભાષણો થયા હતા. પ્રો. શાંતિલાલ, તથા પ્રો. જેઠાલાલના વેદમાં તત્વજ્ઞાન ઉપર ભાષણો થયા હતાં. તા. ૧૩મી મેના રોજ પટે ભાઈના માતુશ્રીનો અંત્યેષ્ટી સંસ્કાર કરવામાં આવેલો. વૈશાખ સુદ પુનમના રોજ ઢાલગરવાડમાં શ્રી. મોહનલાલની દિકરી સુશીલાના લગ્ન શ્રી. બાબુલાલ સાથે શ્રી. સ્નાતક સત્યવ્રતજીએ કરાવ્યા હતા.




તંત્રીસ્થાનેથી

## વિશ્વ હિંદુ પરિષદ દયાનંદના પંથે !

આચાર્ય શંકરના જન્મસ્થાન કાલડી ગામે મલબારમાં વિશ્વહિંદુપરિષદ મળી હતી. તેમાં દ્વારિકા, પુરી અને શૃંગેરી મઠના ત્રણે શંકરાચાર્યો હાજર હતા. રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘની રેલીમાં પધારીને પુરીના શંકરાચાર્ય પૂર્વાશ્રમના ચંદ્રશંકર શાસ્ત્રીએ ઓજસ્વી વાણીમાં કહ્યું, "શોક છે કે આદિ શંકરાચાર્યનું જન્મસ્થાન નેવુ ટકા ખ્રિસ્ત મતાવલંબીઓથી ઘેરાઈ ગયું છે. દેશમાં મુસ્લિમ ખ્રિસ્તી વધતા જાય છે. ચારે તરફથી સંકટગ્રસ્ત આર્ય-હિન્દુ જનતા ધર્માચાર્યોની કર્તવ્ય-નિષ્ઠાને પોકારી રહી છે."

આ શંકરાચાર્યના જન્મભૂમિ-મહોત્સવમાં હજારોની સંખ્યામાં હાજર રહેલ જનતા અને રાજકર્તા પક્ષના નેતાઓએ આ વાણી સાંભળી ? અમારી દૃષ્ટિએ જનતા જનાર્દનને જગાડવાનો અને આર્યધર્મ અને આર્યસંસ્કૃતિની વિચારધારાથી ધરણી ધમધમાવી દેવાનો અને વિશ્વસમસ્તમાં બિનસંપ્રદાયિક વૈદિક વિચારધારાથી લાલચથી અગર બળાત્કારથી રાષ્ટ્રપ્રેમી પ્રજાને રાષ્ટ્રદ્રોહી બનાવનાર કોમીવાદી વટાળપ્રવૃત્તિ ચલાવનાર મુસ્લિમ અને ખ્રિસ્તી પ્રચારકોના પ્રચારને નેસ્તનાબુદ કરી દેનાર ધર્મયુદ્ધ પોકારવાના સમયની રણભેરી સત્વર બજી ઊઠશે (૧) રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ (૨) જનસંઘ અને (૩) વિશ્વહિંદુ પરિષદ એ ત્રણે પગલાં રાષ્ટ્રને દયાનંદની યાદ અપાવશે અને સમય જતાં વેદેશ્વર વિરજાનંદ, દેવર્ષિ દયાનંદ, અને સત્યવીર શ્રદ્ધાનંદ રાષ્ટ્રને પ્રેરાતી ત્રિમૂર્તિ બની જશે. મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના મહોપદેશક પંડિત દયાશંકરજીએ મધ્યપ્રાંતમાંથી આદરેલી પ્રવૃત્તિ મલબારમાં ગાજી ઊઠી છે. તેનો અમને આનંદ થાય છે.

અમારા નમ્ર મતે આર્યસમાજે વૈદિક વિચારધારાથી રાષ્ટ્ર સંરક્ષણની આરંભેલી પ્રવૃત્તિ તમામ મત, પંથ, સંપ્રદાયના આચાર્યોને આકર્ષી રહી છે.

રામ, કૃષ્ણની જન્મભૂમિ પુનઃ રામકૃષ્ણની માફક સમસ્ત આસુરિક બળોને હણવાને શક્તિમાન બનશે અને તમામ આચાર્યો "એક-છત્ર હિંદુરાષ્ટ્ર-બોલો જય જય ભારત માત"ની ગર્જના એક સ્વરે ગજાવતા થશે તો વિશ્વહિંદુ પરિષદ વિશ્વભરમાં 'વેદધર્મ'ને વિશ્વધર્મપદે સ્થાપી વિશ્વને ધાર્મિક વાડાબંધીમાંથી મુક્તિ અપાવી શકશે.

ભગવાન છેલ્લા પાંચ હજારથી છ હજાર વર્ષ પહેલાં ખોવાઈ ગયેલું આર્ય-સાર્વભૌમ-ચક્રવર્તી રાજ્યતો સ્થપાવે ત્યારે ખરું પરંતુ આર્યધર્મ રાજ્ય તો સત્વર આપણી કર્તવ્ય-નિષ્ઠા સ્થાપી શકે તેમ છે. આચાર્ય શ્રેષ્ઠો મત, પંથ, સંપ્રદાયોની ભેદબુદ્ધિનો અંત આણી આર્યપ્રજાની એકતા, એકાત્મતા અને અખંડિતતાપરિપૂર્ણ રાષ્ટ્રશક્તિ વૈદિક વિચાર ધારાથી જ પ્રગટાવી શકે તેમ છે. જેટલી જલદી આ સમજ તે પૂજ્યો અને શ્રેષ્ઠો અમલમાં મૂકે તેટલી જલદી વિશ્વભરની માનવતા મુક્ત થશે અને સુખી થશે. વેદ સૂર્ય મહર્ષિ દયાનંદના ગ્રંથોમાં ઠેર ઠેર તેમની માનવ સમસ્તને મુક્ત કરવાની અદમ્ય ઝંખના દૃષ્ટિગોચર થાય છે. ખંડિત ભારત-માતાની મૂર્તિ અખંડિત બનશે. અને સંસારભરમાં લુપ્ત થઈ ગયેલી વૈદિક સરસ્વતી ફરી વહી નીકળશે ત્યારે યુરોપ, અમેરિકા, ચીન, રશિયા—અરે ખુદ પાકિસ્તાનમાંથી પણ તેના પડઘા ગાજી ઊઠશે. આકાશવાણીથી વેદવિચારધારા વિશ્વભરમાં ગાજી ઊઠશે.

વિશ્વ હિંદુ પરિષદ, "માનવા ભ્રાતરા સર્વે
સ્વદેશો ભુવનત્રયમ્" ની તેની

કલ્યાણકામના સાર્થક કરે તેમાં આર્યસમાજનો સંપૂર્ણ સાથ રહેશે. આશા છે કે સાંપ્રદાયિક આચાર્યો સાંપ્રદાયિક મંદિરોને બદલે વિશ્વભરમાં વેદાધ્યયન-મંદિરો ખડા કરી જગતને ઝનૂન અને સાંકડાપણામાંથી મુક્ત કરવા મથશે. પ્રભુ તેમને સદ્બુદ્ધિ આપે એજ પ્રભુપ્રાર્થના.

---

## बली – वेदो ।

छोड़दे कामना तू प्राणों की ।
लिये चल भावना बलिदानो की ॥

बात सुनता नही यूंहीं कोई,
काम बनता नही यूंहीं कोई,
लगादे बाज़ी अपनी जानो की ।
लिये चल भावना बलिदानो की ॥

देखकर चूप हो अन्याय यहां,
तो करे कौन पुनः न्याय यहां,
बली चढ़ादे तू अरमानो की ।
लिये चल भावना बलिदानो की ॥

अमर है आत्मा तो डरना क्या,
ऐसे जीवन से भी है करना क्या,
मौत है ज़िन्दगी जवानो की ।
लिये चल भावना बलिदानो की ॥

हम 'प्रवासी' हैं चले जायेंगे,
चले जायेंगे तो फिर आयेंगे,
चाल रुकती नही दिवानो की ।
लिये चल भावना बलिदानो की ॥

लेः जगदीशचन्द्र 'प्रवासी'
सभा – भजनोपदेशक

## સ્વ. શ્રી કાન્તિલાલ મોહનલાલ શર્માના આકસ્મિક નિધનથી

# આર્યસમાજો તરફથી થયેલા શોક પ્રસ્તાવો

### શોક પ્રસ્તાવ

આર્યસમાજ સરસપુરના તા. ૧૬-૫-૬૫ના અધિવેશનમાં સ્વ. શ્રી કાન્તિલાલ શર્માના દુઃખદ અવસાન નિમિત્તે શોક પ્રગટ કરતો પ્રસ્તાવ પસાર કરી ચિરશાંતિ માટે પ્રભુ પ્રાર્થના કરવામાં આવી હતી.

### અવસાન નોંધ

મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના પ્રધાન શ્રી કાંતિલાલ મોહનલાલ શર્માના દુઃખદ અવસાનના સમાચાર વાંચી ઘણું જ દુઃખ થયું. શર્માજીના અવસાનથી આર્યસમાજે એક ઉમદા અને ઉત્સાહી કાર્યકર્તા ગુમાવ્યો છે.

**ચુનીભાઇ ગ. આર્ય**
સાવલી

૦

પ્રાંતીય સભાના પ્રધાન શ્રી કાંતિલાલ શર્માના અવસાનથી આર્યસમાજને એક મહાન ન પુરાય તેવી ખોટ પડી છે. પ્રભુ સ્વર્ગસ્થને ચિરશાંતિ તથા શોકસંપ્ત પરિવારને ધૈર્ય આપો.

**આચાર્ય મયાશંકર શર્મા**
આણંદ

૦

શ્રી કાંતિલાલ શર્માના અણધાર્યા અવસાનના સમાચારોથી ખૂબ જ ખેદ અનુભવ્યો. તેઓની ખોટ પૂરાવી શકય નથી. પ્રભુ સ્વર્ગસ્થને શાંતિ આપે.

**ઠાકુમલ હેમરાજ.**
વલસાડ.

### આર્ય પ્રતિનિધિ સભા હૈદરાબાદ

શ્રી કાંતિલાલ શર્માના અવસાનથી ફક્ત મુંબઇ પ્રાન્તનેજ નહીં સમસ્ત આર્ય જગતને હાની પહોંચી છે. તેઓ પોતાની લાંબી ધાર્મિક રાજનૈતિક તથા સામાજિક સેવાઓની ઘણી સામગ્રી તેમની પાછળ મુકી ગયા છે. તેમના જેવી કર્મઠ વ્યક્તિ મળવી મુશ્કેલ છે.

**શ્રી નરેન્દ્રજી**
પ્રધાન પ્રતિનિધિ સભા,

### જૂની જીથરડી

ચાલુ વર્ષ ઘણુંજ દુઃખદાયક નિવડ્યું છે. શ્રી બળદેવભાઇ ગયા, શ્રી અમૃતલાલભાઇ ગયા. અને હવે શ્રી કાંતિલાલભાઇ પણ ગયા. આ ત્રણેની ખોટ પુરાય તેમ જણાતી નથી. પરમાત્મા સ્વર્ગસ્થ આત્માઓને સદ્ગતિ આપો એજ પ્રાર્થના.

**દેવેશ**

### આર્યસમાજ વલસાડ

પ્રાન્તીય સભાના પ્રધાન શ્રી કાંતિલાલ શર્માના દુઃખ અવસાન નિમિત્તે વલસાડ આર્ય સમાજે શોક પ્રદર્શિત ઠરાવ પસાર કર્યો હતો. સમાજના મંત્રી શ્રી અમરનાથ પાંડેએ જણાવેલું કે શર્માજી જેવા લગનશીલ કાર્યકર્તા સભાને મળવા મુશ્કેલ છે.

### शोकांजलय

ले. आचार्य विभुदेव शास्त्री, बम्बई

हे, कर्मवीर, नर पुंगव ! कान्तिलाल !
त्यक्त्वा गतोऽसि बत ! नोऽद्य विपन्न काले ।
आसाद्य यं सुकृतिनं जननी प्रशस्ता,
सर्वाप्रणी भवसि नात्र मनाग् विवादः ॥

( २ )

आयान्ति सर्वं इह संसृतिमेव नूनम्
गच्छन्ति लोक मपहाय तथैव सर्वें ।
तस्यैव जीवितमिह प्रवदन्ति सन्तः,
यो जीवति पर कृते सततं यतात्मा ॥

( ३ )

पातोसि नात्र मम चेतसि दीर्घ दुःखम्,
सर्वें प्रयान्ति नियमः परमेश्वरीयः ।
किन्तु ब्रवीमि कमहं मम चानु खेदम्,
कार्यं समस्तमथ । ते खलु ते विधाता ॥

( ४ )

वेला गतान पुनरेति विचिन्त नीयम्
रात्रिः समेति शशिनं हि पुनः पुनश्च ।
वाते त्वयि प्रथित मार्य पदं विनष्टम्
शक्यं विना वद कथंत्वयक प्रवर्त्यम् ।

( ५ )

आर्याः कथं पुनः पुनरपि हन्यमाना !
त्वामन्तरी प्रपतिष्यन्ति समृद्धिभावे ।
शोकांजलि मंम भवेत् सुमनस्य मान,
वेदो दयं हि विदधन् जड़ मानशेषु

### સાર્વદેશિક આર્ય પ્રતિનિધિ સભા

શ્રી કાંતિલાલ શર્માના અવસાનથી હૃદયને આઘાત લાગ્યો છે. તેમના અવસાનથી થએલી ક્ષતિ-પૂર્તિ અસંભવ છે.

**સાર્વદેશિક સભા**

### આર્યસમાજ વારસિયા, વડોદરા.

મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધ સભાના પ્રધાન શ્રી કાંતિલાલ મોહનલાલ શર્માના દુઃખદ અવસાનના સમાચારોથી આર્ય સમાજ વારસિયાના સભાસદોના હૃદયે સખત આઘાત અનુભવ્યો છે. શર્માજીના સ્વર્ગવાસથી આર્ય જગતે એક ખડતલ કાર્યકર્તા ગુમાવ્યો છે. પરમાત્મા સ્વર્ગસ્થના આત્માને ચિરશાંતિ તથા દુઃખી પારિવારિક જનોને ધૈર્યપ્રદાન કરે એજ પ્રાર્થના.

### મોહલેલ

શ્રી કાંતિલાલ શર્માના અવસાનથી અત્યંત દુઃખ અનુભવ્યું. પરમાત્મા સ્વર્ગસ્થને સદ્ગતિ આપે એજ પ્રાર્થના.

**નટુભાઇ શાહ**

### આર્યસમાજ મોરબી

મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના પ્રમુખ શ્રી કાંતિલાલ મોહનલાલ શર્માના તા. ૧૨-૫-૬૫ ના રોજ થએલ અવસાન નિમિત્તેની શોક સભામાં દિવંગત આત્માને ચિરશાંતિ માટે પ્રાર્થના કરવામાં આવી હતી. તેમજ શોકાંજલિ આપવામાં આવેલી. સદ્ગત શ્રી કાંતિલાલા શર્મા એક તેજસ્વી આર્ય નેતા હતા. તેમણે કરેલી સેવા પ્રશંસનીય તેમજ અનુકરણીય છે.

### આર્ય સમાજ ખડકી, પૂના

શ્રી કાંતિલાલ શર્માના અવસાનથી આર્ય જગતના મહાન્ અને ન પૂરાય તેવી ખોટ પડી છે. પરમાત્મા દિવંગતને પરમ શાંતિ આપો એજ પ્રાર્થના.

### આર્યસમાજ રાજપર

શ્રી કાંતિલાલ શર્માના અવસાનના સમાચારોથી આઘાત લાગ્યો છે. પરમાત્મા સ્વર્ગસ્થ આત્માને ચિરશાંતિ, તથા તેમના પારિવારિક જનોને ધૈર્ય આપો એજ પ્રાર્થના.

### પછાત વર્ગ વિકાસ મંડળ, ડેડિયાપાડા.

મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના પ્રધાન શ્રી કાંતિલાલ શર્મા અને શ્રી બળદેવભાઇના અવસાનથી દુઃખ થયું છે. ઉપદેશક, રક્ષક, પોષક અને સેવક એ ચારેય ગુણો તેમનામાં હતા.

### સાર્વદેશિક સભા દિલ્હી

શ્રી કાંતિલાલ શર્માના અવસાનના સમાચારોથી દુઃખ થયું. શર્માજી

( જુઓ પાન ૫ )

( પાન ૪નું ચાલુ )

એક ઉત્સાહી આર્ય સામજિાક કાર્યકર્તા હના. હંમેશાં આર્યસમાજના કાર્યોમાં રૂચી રાખતા અને તેમાં તલ્લીન રહેતા હતા. તેમના અવસાનથી મુંબઇ સમાજ તથા સભાને અપૂરણીય ક્ષતિ થઇ છે. પરમાત્મા દિવંગત આત્માને શાંતિ આપે.

આચાર્ય વૈખનાથજી

## આર્યસમાજ લુણસાવાડ

મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના પ્રધાન શ્રી કાંતિલાલ શર્માના અવસાન નિમિત્તે થયેલી શોક સભામાં શ્રી સ્નાતક સત્યવ્રતજીએ શ્રી શર્માજીને શ્રદ્ધાપૂર્વક શોકાંજલિ આપી હતી તથા દિવંગત આત્માની શાંતિ માટે પ્રાર્થના કરી હતી. તેમજ શ્રી રમણભાઇ પી. ગદાણીના અવસાન નિમિત્તે પણ શોક પ્રગટ કરવામાં આવ્યો હતો.

## આર્યસમાજ કુબેરનગર

આર્યસમાજ કુબેરનગર. અમદાવાદના તા. ૧૬-૫-૬૫ના સાપ્તાહિક અધિવેશનમાં મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા તથા આર્યસમાજ મુંબઇના પ્રધાન શ્રી કાંતિલાલ મોહનલાલ શર્માના દુઃખદ અવસાન નિમિત્તે શોક પ્રગટ કરવામાં આવ્યો. ત્રણ વખત ગાયત્રી મંત્રનો પાઠ કરવામાં આવ્યો. તથા શોકાંજલિ આપવામાં આવી. સ્વર્ગસ્થ આર્ય જગતમાં એક કર્મઠ તેમજ સેવાભાવી કાર્યકર્તા હતા. તેમના નિધનથી થએલી ક્ષતિપૂર્તિ પાસેના ભવિષ્યમાં દેખાતી નથી. પરમાત્મા સ્વર્ગસ્થને ચિરશાંતિ તથા શોકાકુલ પરિવારને ધૈર્યપ્રદાન કરવા પ્રભુને પ્રાર્થના કરવામાં આવી હતી.

## આર્ય પ્રતિનિધિ સભા મુંબઇનો સર્વ પ્રિય નેતા ચાલ્યો ગયો

શ્રી કાંતિલાલ શર્માના મૃત્યુના સમાચાર વજ્રાઘાત સમાન છે. તેઓ કર્મકાંડી અને સર્વપ્રિય નેતા હતા. તેમના જવાથી આર્ય સમાજના કાર્યને ભયંકર ક્ષતિ પહૂંચશે

આચાર્ય મેધારથી




# સ્વ. કાંતીલાલ શર્માના અવસાનથી આર્ય જગતે એક કર્મઠ નેતા ગુમાવ્યો છે

( શ્રી જીવણલાલ રાઠોડ )

આર્યસમાજનો ભૂતકાળ ભવ્ય છે. વર્તમાન કાળ ઊત્સાહભર્યો નથી. ભાવીનું શું કહી શકાય ?

આર્યજગતમાંથી જે જે નેતાઓ જાય છે તેની જગ્યા પૂરે તેવા કાર્યકરોનો અભાવ છે. તેમની પડેલી ખોટ ન પૂરાય તેવી આજની પરિસ્થિતિ છે.

આ વર્ષમાં ગુજરાતના આર્ય જગતમાંથી ઘણા કાર્યકર્તાઓ ચાલ્યા ગયા, ચરોતરના સમર્થ કાર્યકર્તા સ્વ. બળદેવભાઇ ગયા, ટંકારાનાં ચંચળબહેન ગયાં, સોનાગઢના શ્રી ચંતુરભાઇ ગયા અને છેલ્લે છેલ્લે શ્રી કાન્તીલાલ શર્મા ગયા.

આર્યસમાજની પ્રવૃત્તિઓમાં શ્રીમંતોને રસ નથી ઉત્સાહ નથી. ખારા સમુદ્રમાં મીઠી વીરડી સમાન સ્વ. કાન્તીલાલ શર્મા આપણા વચ્ચે હતા. તે પણ ચાલ્યા ગયા.

સ્વ. એક ઉદ્યોગપતી હતા. પ્રભાત પ્રોડકટસ લિમિટેટના એ માલિક હતા. આર્યસમાજની પ્રવૃત્તિમાં તેઓ ઉત્સાહભર્યો ભાગ લેતા હતા.

પોતાના વ્યવસાયી જીવનમાંથી પણ સમય મેળવીને આર્યસમાજના કાર્યમાં સહયોગ આપતા હતા. તેઓ આર્થિક સહાયતા માટે સદાય આગળ જ રહેતા હતા.

નાના મોટા આર્ય સમાજોને આર્થિક સહાયતા માટે તેઓ કોઇને નિરાશ કરતા ન હતા. આર્ય સમાજના તો તેઓ એક કાર્યકર્તા હતા. પરંતુ કોંગ્રેસના પણ એક અગ્રણી કાર્યકર્તા હતા. મુંબઇના સી. બોર્ડ કોંગ્રેસ સમિતિના એ માજી પ્રમુખ હતા. આ ઉપરાંત રાષ્ટ્રિય, સામાજિક અને ધાર્મિક પ્રવૃત્તિઓમાં તેઓ ઉત્સાહભર્યો ભાગ લેતા હતા.

મુંબઇ આર્ય સમાજ અને મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના પ્રમુખ તરીકે તેઓએ સુંદર કામગીરી બજાવી હતી.

જ્યારે જ્યારે કોઇ પ્રશ્ન મહત્વે મતભેદો ઊભા થતા કે ગૂંચવાડો ઊભો થતો ત્યારે તેઓ સ્નેહ અને પ્રેમથી બધાને ગળે ઊતરે તેવો નિવેડો લાવતા અને વાતાવરણને સ્વચ્છ કરી દેતા હતા.

મુંબઇ પ્રદેશ આર્યપ્રતિનિધિ સભાના ભવન માટે તેઓએ દસ હજાર રૂપીઆ જેવી મોટી રકમનું દાન આપ્યું હતું. આ ઉપરાંત મુંબઇના તેમના બહોળા મિત્રમંડળમાંથી પણ સારી એવી રકમ આર્ય સમાજના કાર્ય માટે તેઓ અપાવતા હતા.

સ્વ. કાન્તીલાલભાઈના અવસાનથી આર્ય જગતે એક નરરત્ન ગુમાવ્યું છે. એ માટે બે મત છેજ નહીં. આર્ય સમાજના કાર્ય માટે પાંચ પચીસ કે હજાર બે હજાર રૂપિયા આપવા એક બાબત છે. અને સક્રિય રીતે પોતાના કિંમતી સમયનો ભોગ આપી સક્રિય કામ કરવું એ જૂદી વાત છે. સ્વ૦ કાન્તીભાઇ તન-મન અને ધન એ ત્રણે રીતે મહર્ષિ દયાનંદના એક સૈનિક રીતે સતત કામ કરનારા કાર્યકર્તા હતા.

મુંબઇ પ્રદેશ આર્યપ્રતિનિધિ સભાના પ્રમુખપદે જે ત્રણ માન્ય વ્યક્તિઓ હતી તે સ્થાનની પરંપરા તેઓએ સંપૂર્ણપણે જાળવી હતી. અને તેઓશ્રીના મૃત્યુ ટાણે પણ તેઓ વડોદરા મુકામે મળેલી પ્રતિનિધિની અતંરંગ સભામાં હાજર રહ્યા હતા. ત્યાં પણ તેઓના પર હૃદય રોગનો હૂમલો થવા પામ્યો હતો. ડોકટરી સારવાર આપવામાં આવી હતી. તેઓને આરામ લેવા માટેનો અત્યાગ્રહ કરવા છતા પણ તેઓ અમદાવાદ ગયા. અમદાવાદમાં ફરી હૃદયરોગે ઉથલો માર્યો. અને ક્રૂર કાળે તેનું કાર્ય પુરૂં કર્યું, આપણા વચ્ચેથી તેઓને ઊઠાવીનેજ એ કાળદેવ જંપ્યા.

જન્મ અને મરણ એ કુદરતના અબાધિત અને અવિરત ક્રમ છે. આત્મા અમર છે, દેહ નાશવંત છે. જન્મ્યું એ તો જવાનું છે, એ આપણી આર્ય ફિલોસોફીને આપણે માનનારા છીએ.

પ્રભુ સ્વર્ગસ્થના આત્માને શાન્તિ અર્પે ! તેમના પરિવારને આ દુઃખ સહન કરવાની શક્તિ અર્પે ! અને ગુજરાતના આર્યોને પણ આ પ્રસંગે વિનંતિ કરી લઇએ કે આપણા આ સદ્ગત નેતાના જીવનમાંથી પ્રેરણા લે, અને આર્યસમાજના મિશનના કામે લાગી જાય અને સ્વગર્સ્થને સાચી શ્રદ્ધાંજલિ અર્પે !

આર્યોની નવી પેઢી હવે તૈયાર થાય અને કાર્ય ક્ષેત્રમાં આગળ આવે અને ખાલી જગાઓ પૂરવા માંડે ! ઇત્યોમ્.

( પાન ૮નું ચાલુ )

જેમ મૃત-પત્નીની પુરુષને વિશેષ અવસ્થાઓમાં પુનર્વિવાહનું વિધાન છે. એજ પ્રકારે સ્ત્રાને પણ જે વિધવા થઇ ગઇ છે તેને વિશેષ અવસ્થાઓમા વિધાન છે કે બીજું લગ્ન કરી લે.

મુન્નીદેવી-આપદ્ ધર્મનો શું અર્થ છે ?

મુનિવર-આપદ્ ધર્મ માલીક અર્થમા ધર્મ નથી. વિપત્તિ પડવાથી ધર્મ માનવામાં આવે છે, જ્યારે મૌલીક ધર્મ પર ચાલવાનું અસંભવ થઇ જાય ત્યારે બધાથી ઓછા અધર્મને ધર્મ માનવામાં આવ્યો છે. એજ આપદ્ ધર્મ છે. વિધવા માટે ત્રણ માર્ગ છે. પહેલો શ્રેષ્ઠ ધર્મ છે જીવન ભર બ્રહ્મચારીણી રહેવું. બીજો પુનર્વિવાહ અને ત્રીજો વ્યભિચાર સર્વદા ત્યાજ્ય છે.

બધી સ્ત્રીઓ-મહારાજ આજે અમને ઘણી નવી વાતો જાણવા મળી.

મુનિવર-સ્ત્રીઓએ સભામાં જવું જોઈએ. બધો સમય ચુલા ચક્કીમા વ્યય નહી કરવો જોઈએ.

એક ડોશીમાં-મહારાજ, ગૃહસ્થોના કામમાં સમય નથી મળતો.

મુનિવર-એ બરોબર છે પણ સત્સંગોમાં જવાથી ઘણા લાભ થાય છે. થોડા સમયમાં વધુ કામ કરવાની યોગ્યતા થઈ જાય છે. સ્ત્રીઓ ઠગોના બહેકાવામાં નથી આવી શકતી. એનાથી સમય અને ધન બન્નેમાં બચત થાય છે. સત્સંગોમાં જે સમય જાય છે એ વ્યર્થ નથી જતો, સારૂ કામ કરવાનો ઢંગ આવી જાય છે. સત્સંગ ન કરવાવાળી સ્ત્રીઓ ઘણો સમય કલેશ, ચેન, કંકાસમાં વ્યય કરે છે. એથી અશાંતિ થાય છે. સત્સંગથી સુમતિ ( સારા વિચાર ) આવે છે, અને શાંતિ મળે છે.

जहाँ सुमति तहँ सम्पत्ति नाना।
जहाँ कुमति तहँ विपत्ति निदाना॥

## આર્યસમાજ જીવાપૂર ( ટંકારા )નો વાર્ષિકોત્સવ

આર્યસમાજ જીવાપૂરનો વાર્ષિકોત્સવ તા. ૧૧, ૧૨, ૧૩ જૂનના શ્રી. જાલેમસિંહજી જાડેજાના પ્રમુખપદે ઉજવાશે.

શ્રી. પં. વિદ્યાશંકરજી સંગીતશાસ્ત્રી, તથા શ્રી. પં. રવિશંકરજી દ્વિવેદીને વિશેષ રૂપે નિમંત્રીત કરવામાં આવ્યા છે.

ઉત્સવ પ્રસંગે સામવેદના આગ્નેય કાંડથી સસ્વર તથા સાર્થ યજ્ઞ કરાવવા માટે પરિવ્રાજકાચાર્ય શ્રી. સ્વામી મેધારથી મહારાજ એમ. એ. ખાસ પધારશે. યજમાનનું આસન જોધપૂર નિવાસી શ્રી. ઠાકોર કેશવસિંહજી સ્વીકારશે. સહુને પધારવા વિનંતિ કરવામા આવી છે.

# સમાજના માનવ જીવોને ચરણે !

## લેખ ૬ઠ્ઠો

લેખક :
કૃષ્ણદેવ બળદેવભાઈ આર્ય
સામરખા

સાગરનાં આ મોજા વારંવાર કિનારા પરના આ મોટા પથ્થરને ટકરાય છે. પથ્થર મોજાને ઠુકરાવી દે છે. છતાંય ફરીથી પાછાં મોજાં પેલા પથ્થરને ટકરાય છે. વારંવાર ટકરાઇને ઠુકરાઇ જવાની આ ક્રિયા મોજાંને કેમ પ્રિય હશે ? કે પછી મોજાંને ટકરાવમાં ને પેલા પથ્થરને ઠુકરાવવામાં જ મઝા આવતી હશે ? કદાચ એમ પણ હોય કે પેલી ટકરાવવાની તેમજ ઠુકરાવવાની ક્રિયામાંજ એમને વધુ મઝા આવતી હશે. આ ક્રિયા ફક્ત દુનિયાના કોઈ પ્રવાસી માનવ કે જે આ ક્રિયા જોવામાં લીન છે એવાઓને ભ્રમમાં નાખવા માટે પણ હોય.

મોજાં અને પથ્થરની માફક શું આપસમાં મળી જઇ દુનિયાને ભ્રમમાં રાખવાની ક્રિયાઓ સમાજનાં કેટલાંક માનવો કરતાં નથા ? તેમની બાહ્ય ક્રિયાઓથી દુનિયાનાં બીજા માનવો તેમને સાચ્ચે જ એક બીજાના પ્રતિસ્પર્ધીઓ માનતા હોય છે. પણ કયારેક તેઓ તેમના આંતરિક જીવનમાં એકબીજાને મળીને જ કામ કરતાં હોય છે. બહારની ક્રિયાથી દુનિયાના આ ભોળાં માનવીઓ તેમના પર વિશ્વાસ મૂકી તેમને મદદ કરવામાં પોતાની બધી જ શક્તિ વેડફી દે છે. ને પેલાં માનવીઓ બીજાનામાં વિશ્વાસ પેદા કરી પોતાનું કામ કઢાવી લઇ પેલાંઓને તો મૂળેજ બનાવવામાં પોતાનું ડહાપણ માનતાં હોય છે. પણ તેમનું ડહાપણ થોડા સમય પૂરતું જ હોય છે. આખરે તો તેમનું આખુંજ આંતરિક જીવન–દર્શન કેટલાક તેમનાજ પ્રતિસ્પર્ધી માનવો મારફતેજ ( કે જે માનવોને પોતાનાં ગણી પોતાની સાથે જ રાખવામાં આવ્યાં હોય ) દુનિયાનાં પેલાં ભોળાં માનવોની સમક્ષ રજૂ કરાય છે. ત્યારે પેલાં ભોળાં હૃદયોને આઘાત લાગે છે. ને તેઓ પેલાં ભ્રમિત વાતાવરણ ઉભું કરવામાં કુશળ એવાં માનવીઓની સામે બંડ પોકારે છે, ને તેમને જ તેમના જીવનનું સત્યાસત્યનું દર્શન કરાવવાની ફરજ પાડે છે. ના છૂટકે પેલાં ભ્રમિતની જાળ રચનાર માનવો પોતાનું આંતર જીવનદર્શન બીજાઓને કરાવે છે. ને ત્યારે તેઓ બીજાઓની નજરે સાવ સામાન્ય બની જાય છે, ને પોતાના સમગ્ર જીવનને એકાદ નાનીશી ભૂલથી પોતાની જાતેજ ભ્રમિત બનાવી દે છે.

શું આ ભ્રમિતની જાળ રચનાર માનવીઓ સમજી પોતાની જાળને સંકેલવાનો પ્રયત્ન કરશે ખરા ? કે પછી દુનિયાના માનવોજ તેમની જાળ સંકેલવાની ફરજ પાડશે ?

( હવે પછી લેખ ૭મો )




( પાન ૯નું ચાલુ )

વિશ્વમાં ત્રણ ત્રણ સંખ્યાના પદાર્થો અનેક છે પરંતુ ગાયત્રીનાં એક એક પાદના આઠ આઠ અક્ષર છે, પૃથિવી, અન્તરિક્ષ, દ્યૌ–૮ અક્ષર છે. ઋક્, યજુ, સામ અથર્વ–આઠ અક્ષર ( આ પદમાં ઋક્ માંતો ક્નો ઉચ્ચાર નથી–પ્રાણ, અપાન વ્યાન, આઠ અક્ષર–આગળ જતાં ઋષિ યાજ્ઞવલ્કયજી કહે છે કે ગાયત્રી મંત્રનાં ત્રણ પાદને જે જાણે તેને વિશ્વમાં કોઇ વસ્તુ દુર્લભ નથી. વેદોનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે પ્રથમ વ્રતબંધ સંસ્કારમાં ગાયત્રી મંત્રનો જ ઉપદેશ ગુરુદેવ આવે છે. અને ગાયત્રીમંત્ર દ્વારા શિષ્ય ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર પુરુષાર્થ પ્રાપ્ત કરી શકે છે. આવું અદ્‌ભૂત સામર્થ્ય ગાયત્રી મંત્રમાં છે. એટલે પ્રથમ તો ગાયત્રી જપ કરનારે પોતાની યોગ્યતા–અધિકાર પ્રાપ્ત કરવો જોઇએ. ત્યાં જણાવે છે કે

मंत्रे मंत्र गुरावपि, मंत्री मंत्रस्य देवतायांच,
त्रिषु विहित सतत भक्तिः, प्रेत्येहनिजे प्सितं फलं लभेत् (પ્ર. સા.)

મંત્રમાં, મંત્રની દીક્ષા આપનાર ગુરુમાં અને મંત્રની ઇષ્ટ દેવતામાં આ ત્રણમાં સતત ભક્તિ કરનાર મંત્ર જપ કરનાર. આ લોક અને પરલોકમાં ઇષ્ટ ફળ પ્રાપ્ત કરી શકે છે. અધિકાર પ્રાપ્તિ માટે ગાયત્રી જપ કરનારમાં આ સ્થળે જણાવેલા લક્ષણો–આચરણો હશે તોજ ગાયત્રીમંત્ર ફલપ્રદ થશે.

शिष्यः कुलीनः शुद्धात्मा पुरुषार्थं परायणः ।
अधीतवेदः कुशलः पितृमातृहितेरतः ॥ १ ॥

धर्म विद्धर्म कर्ताच गुरु शुश्रूषणेरतः ।
सदा शास्त्रार्थ तत्त्वज्ञो दृढ देही दृढाश्रयः ॥ २ ॥

हितैषी प्राणिनां नित्यं परलोकार्यकर्मकृत् ।
वाङ्मनः कायवसुभि गुरु शुश्रूषणेरतः ॥ ३ ॥

अनित्य कर्मणस्त्यागो नित्यातुष्टानतत्परः ।
जितेन्द्रियो जितालस्योजितमोहो विमत्सरः ॥ ४ ॥

( ગૌ-તે ) શિષ્ય કુલીન, શુદ્ધાત્મા, પુરૂષાર્થ સાધવામાં તત્પર, વેદનું અધ્યયન કરેલો, કુશલ, માતાપિતાનાં કલ્યાણમાં તત્પર, ધર્મવિદ્, ધર્માચરણ કરનાર, ગુરુ સેવામાં પરાયણ. શાસ્ત્રનાં તત્ત્વનું સદા અનુસંધાન કરનારો, દૃઢ શરીરવાળો, દૃઢ મનનો, પ્રાણીઓનું નિત્ય હિત કરનાર, પરલોક માટે અને પરહિત માટે કામ કરનારો, મન, વાણી, શરીર અને ધનથી ગુરુની સેવા કરનારો, અનિત્ય કર્મનો ત્યાગ કરનાર અને નિત્ય કર્મનું અનુષ્ઠાન કરનાર જીતેન્દ્રિય, આળસ રહિત, મોહ રહિત અને મત્સર વિનાનો જોઇએ.

ગાયત્રી મંત્રનો જપ અને ઉપાસના કરનારાઓ આત્મા નિરીક્ષણ કરી જુએ કે આપણામાં અધિકાર છે ? તાત્પર્ય એ જ કે મંત્રનિષ્ઠા, મંત્રગત પ્રાણ, મંત્રના તપનો વૃત્તિ, મંત્રૈકશરણના અને મંત્રમાં કહેલ દેવતાનું અનુસંધાન આ પાંચ સાધનો સાથેનો મંત્ર જપ થાય તો જ મંત્રની શક્તિનું દર્શન થાય છે.

# ગાયત્રી મંત્ર રહસ્ય

લેખક : પંડિત વસિષ્ઠજી યાજ્ઞિક, હલવદકર
( આયુર્વેદાલંકાર ) રાજકોટ

तच्छब्देन तु यच्छब्दो बोद्धव्यः सततं बुधैः ।
उदाहृते तु यच्छब्दे तत् शब्द उदितो भवेत् ॥ १ ॥
सविता सर्वभूतानां सर्वभावांश्च सूयते ।
सवनात् प्रेरणात् चैव सविता तेन चोच्यते ॥ २ ॥
वरेण्यं वरणीयं च संसार भय भीरुभिः ।
आदित्यान्तर्गतं यत्च भर्गाख्यं वाममुक्षुभिः ॥ ३ ॥
भ्रस्ज पाके भवेद् धातुर्यस्मात् पाचयते ह्यसौ ।
भ्राजते दीप्यते यस्मात् जगदंते हरत्यगि ॥ ४ ॥
दीव्यते कीड़ते यस्मात् रोचते द्योतसे दिवि ।
तस्माद्देव इति प्रोक्तः स्तूयते सर्व दैवतैः ॥ ५ ॥
देवस्य सवितुर्यत् च भर्गमन्तर्गतं विभुम् ।
ब्रह्मवादिन अेवाहुर्वरेण्यं तच्च धीमहि ॥ ६ ॥
चिन्तयामो वयम्भर्गोधियो योनः प्रचोदयात् ।
धर्मार्थ काम मोक्षेषु बुद्धि वृत्तिः पुनः पुनः ॥ ७ ॥
बुद्धे र्बोधयिता यस्तु चिदात्मा पुरुषो विराट् ।
सवितुः तद् वरेण्यन्तु सत्य धर्माण मीश्वरम् ॥ ८ ॥

ભાવાર્થ–જ્યાં "तत" શબ્દનો પ્રયોગ કરેલો છે, ત્યાં વિદ્વાનોએ ' यत्" શબ્દ સદૈવ સમજવો તેજ પ્રમાણે જ્યાં "यत्" શબ્દ કહેવામાં આવે ત્યાં પણ 'तत्' શબ્દ પણ જાણી શકાય છે. સર્વ પ્રાણીઓના સર્વ પ્રકારના ભાવોને 'સવિતા' જ ઉત્પન્ન કરે છે. ઉત્પન્ન અને પ્રેરણા કરે છે તેથી જ 'સવિતા' કહેવામાં આવે છે. ( ૨ ) સંસારનાં ભવથી ભીત અને મોક્ષની કામનાવાલાઓ માટે સૂર્ય મંડલમાં જે તેજ છે તે વંદનીય છે. ( ૩ ) ભ્રસ્જ ધાતુનો અર્થ છે પકાવવું. સર્વને પ્રકાશ આપનાર હોવાથી અને છેવટે સંસારનો નાશ કરવાથી ભર્ગ નામ પડયું છે. ( ૪ ) સ્વર્ગમાં ક્રીડા કરવાથી અને પ્રકાશ કરવાથી જ દેવ નામ પડયું છે તે દેવની સૌ દેવ સ્તુતિ કરે છે. ( ૫ ) સવિતા દેવતાના અંહર્ગત તેજને બ્રહ્મજ્ઞાનીઓ વરેણ્ય અર્થાત્ શ્રેષ્ઠ કરે છે. તેનું અમે ધ્યાન કરીએ છીએ ( ૬ ) અમે તે તેમનું ધ્યાન કરીએ છીએ જે અમારી બુદ્ધિમાં, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ માટે વારંવાર પ્રેરણા કરે છે. ( ૭ ) બુદ્ધિને માર્ગ પર લાવનારા જે વિરાટ ચિદાત્મા પુરુષ તે સત્ય ધર્મવાળા ઇશ્વર વંદનીય છે.

ગાયત્રી મહિમા—तद्यथाग्निर्देवानां, ब्राह्मणो मनुष्याणां, वसन्त ऋतूनामेवं गायत्री छंदसां ( ગો. બ્રા. ) સર્વ દેવોમાં અગ્નિ શ્રેષ્ઠ છે. મનુષ્યોમાં બ્રાહ્મણ, ઋતુઓમાં વસન્ત તેવી જ રીતે વેદોમાં ગાયત્રી શ્રેષ્ઠ છે. गायत्रीं चैव वेदांश्च तुल्या समतोलयत् । वेदा अेकत्र सांगास्तु गायत्री चैकतः स्थिताः । વેદોની તુલ્ય ગાયત્રી માનેલ છે. આને કેટલાક સ્થુલ શ્રદ્ધાવાન ગાયત્રીના ઉપાસકો "ગાયત્રી શાપોદ્ધાર મુદ્રા વગેરેની ઉપયોગીતા માને છે, પરંતુ આ હકીકત માટે ધર્મસિંધુ ગ્રંથમાં લખે છે કે મુદ્રા–તથા શાપમોચન આદિ વિધિ અનાવશ્યક છે. કારણ કે તે વૈદિક મત નથી. તથા કવચ, કીલક. હૃદય વગેરેની જરૂર નથી. ( છન્દોગ પરિશિષ્ટ ) ગાયત્રીમંત્રને સાવિત્રી નામ પણ આપેલ છે એટલે સાવિત્રી–શબ્દની વ્યાખ્યા કરીએ. ગાયત્રી નામના છંદમાં લખાએલા મંત્રનાં–દેવતા સવિતૃ છે, દેવતા એટલે જેનું વર્ણન મંત્રમાં કરવામાં આવ્યું હોય તેને મંત્રના દેવતા કહે છે. સવિતા શબ્દ પાંચ ધાતુઓથી બનેલો છે.

( ૧ ) षु=सु प्रसवैश्वर्यः ( આદિ ) ૨ षु આ તમામ ધાતુઓનો અર્થ–પ્રસવ, ઐશ્વર્ય, પ્રાણી–ગર્ભ વિમોચન, તાત્પર્ય એજ કે–આ તમામ અર્થો સવિતાદેવ પર ઘટી શકે છે. તે સવિતૃ ભગવાન સૃષ્ટિકર્તા, સર્વના ઉત્પાદક, સર્વને પ્રેરણાદાતા, સર્વને શુભકાર્યમાં અનુમતિદાતા, સમ્પૂર્ણ ઐશ્વર્યના સ્વામી છે સવિતા એટલે પરમાત્મા સમન્વય.

સવિતા શબ્દ વેદમંત્રોમાં અનેક સ્થળે આવેલ છે. મૂલ શબ્દ સવિતૃ છે. સવિતૃની પ્રથમા વિભક્તિમાં 'सविता' શબ્દ થાય છે. એ સવિતા પરમાત્માના વરેણ્ય. શ્રેષ્ઠ અને ગ્રહણ કરવા યોગ્ય ભર્ગ–શક્તિ, તેજ, સામર્થ્યનું વર્ણન ગાયત્રી મંત્રમાં કહેલું છે. તેથી તે મંત્રને સાવિત્રી મંત્ર પણ કહેવામાં આવે છે. સવિતા દેવ–પરમાત્મા જ છે. सुनोति उत्पादयति इदं चराचरं जगतः सः सविता જે આ ચરાચર જગતને ઉત્પન્ન કરનાર છે તે સવિતા દેવ છે. વાચક જપનું નામ ગાયત્રી છે, માનસિક જપ તેનું નામ સાવિત્રી છે. અને આત્મિક જપ, ( ધ્યાન )નું નામ 'સરસ્વતી' છે

गायत्री २४ अक्षर—મનુષ્ય શરીર પિંડ છે, ગાયત્રી બ્રહ્માંડ છે यथा ब्रह्मांडे तथा पिंडे ' ગાયત્રીમાં ચોવીસ અક્ષર છે તે પ્રમાણે મનુષ્ય શરીરમાં પણ સુષુમ્ણા નાડીના સંબંધમાં ૨૪ ચોવીસ કે સરૂ કામો–( ) છે. ગ્રીવામાં–૭ પીઠમાં ૧૨ અને કમરમાં ૫ છે. ગાયત્રી મંત્રમાં ઉદાત્ત ૬, અનુદાત્ત ૫ અને લઘુમાત્રાઓ તથા અર્ધાક્ષર ૧૦. તમામ મલી એકવીસ ( ૨૧ ) થાય છે. મનુષ્ય શરીરમાં પણ ગ્રીવાથી નીચેના ભાગમાં એકવીસ જ પ્રાણ ( ૨૧ ) સૂત્ર નિકળે છે. ગાયત્રીમાં ચોવીસ અક્ષર છે તેવી જ રીતે શરીરમાં પણ ચોવીસ ( ૨૪ ) અંગ છે. પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો–પાંચ પ્રાણ, પાંચ તત્વ અને ચાર અંતઃકરણ આ ચોવીસનું સમીકરણ તે મનુષ્ય શરીર છે ગાયત્રીના ત્રણ પાદ—પ્રથમ પાદમાં "तत् सवितुर्वरेण्यम्" આપણું જીવન પરમાત્માને આધીન કરી દેવું ( ૨ ) "भर्गो देवस्य धीमहि" સુખરૂપ પરમાત્માનાં તેજ, પ્રકાશને–પોતાના હૃદયમાં ધારણ કરવો ( ૩ ) "धियो यो नः प्रचोदयात्" ગાયત્રીના ઉપાસકો બીજી કોઇ પણ વિદ્યા વિના જ ગાયત્રીનાં જ્ઞાનથી જ (પરમાત્માની પ્રેરણાથી જ કેવલ–પોતાના મન તથા હૃદયમાં પ્રકાશ પ્રકટ કરી શકે છે. વ્યાહૃતિનો વિશેષ અર્થ કહે છે.

| | ભૂ. | ભુવઃ | સ્વઃ |
|---|---|---|---|
| ૧ | સત્ | ચિત્ત | આનંદ |
| ૨ | સત્તા | ચિંતન | પ્રકાશ |
| ૩ | પ્રાણ | અપાન | વ્યાન |
| ૪ | જીવન | દુષ્ટતાનાશ | શાન્તિ |
| ૫ | પ્રયત્ન | સંગતિ | સમતા |
| ૬ | પૃથિવી | અંતરિક્ષ | દ્યૌઃ |
| ૭ | અગ્નિ | વાયુ | આદિત્ય |
| ૮ | ઋગ | યજુઃ | સામ |
| ૯ | પ્રાણ | ચક્ષુ | કંઠ |
| ૧૦ | દિલ | જિગર | પેટ |
| ૧૧ | પગ | મલમુત્રેદ્રિય | રીઢ |
| ૧૨ | વાણી | મન | પ્રાણ |
| ૧૩ | સિર | ભુજા | જાંઘ |

સકલ વિશ્વ અમે ગણાવેલા ત્રણ શબ્દોને જીવન આધારરૂપ સમજે છે ગાયત્રી મંત્રમાં આઠ-આઠ-અક્ષરોનાં એક એક પાદ છે જેમકે 'तत्' सवितुर्वरेण्यम् એક પાદ ( ૧ ) भर्गो देवस्य धीमहि, બીજુ પાદ ( ૨ ) धियो यो नः प्रचोदयात् ત્રીજું પાદ ( ૩ ) આવીજ રીતે સંસારમાં પૃથ્વી. અંતરિક્ષ અને દ્યૌઃ લોક, ગાયત્રીનાં એક પાદ સમાન છે. ઋગ્. યજુ, સામ અને અથર્વ-ચાર દેવો બીજા પાદસમાન છે. અને પ્રાણ, સમાન, વ્યાન આ વાયુ માનવ જીવનનો મુખ્ય સાધન ભૂત છે તે ત્રીજા પાદ સમાન છે. બૃહદારણ્યકોપનિષદમાં યાજ્ઞવલ્કય ઋષિએ રાજા જનકને એવો જ ઉપદેશ કર્યો છે કે તમે સ્વયં ગણત્રી કરી જુઓ

( જુઓ પાન ૬ )

Regd.No. G/374



# ઉપદેશ સમ્રકની પાંચમી સભા

લેખક :
ગંગાપ્રસાદ ઉપાધ્યાય, એમ. એ.

આજની સભામાં કેટલીક વિશેષતાઓ એ હતી કે કેટલીક દેવીઓ પણ આવી હતી. એમાં કેટલીક ઘુંમટા તાણેલી હતી. કેટલીક ખુલ્લા મોંવાળી હતી કેટલીક ભણેલીગણેલી હતી. કેટલીક અભણ હતી એક દેવીએ સભા ભરતાં જ મુનિવરને એક પ્રશ્ન કર્યો.

દેવી–મહારાજ ! એકાદશી વ્રતનું શું માહાત્મ્ય છે ? એ દીવસે કાંઈ ખાવું જોઇએ કે નહી ?

મુનિવર–જુઓ ! વ્રત માટે લોકોમાં મોટા વિચારો છે. કોઈ એકાદશીનું વ્રત કરે છે કોઇ તેરશનું, કોઇ ચોથનું. પહેલી વાત એ છે કે ભુખ્યા રહેવું એનું નામ વ્રત નથી.

દેવી–શું વ્રતના દિવસે ભોજન કરી લેવું જોઇએ ?

મુનિવર–ભોજન કરવામાં શું વાંધો છે ? વ્રત માનસિક કર્મ છે અને ભોજન શારીરિક. ભોજન વગર શરીર નથી રહી શકતું. જ્યાં સુધી શરીરને ભોજનની જરૂર છે ત્યાં સુધી ભોજન જરૂર કરવું જોઇએ.

દેવી–હું એ ન સમજી કે વ્રત માનસિક કર્મ કેવી રીતે છે ?

મુનિવર–વ્રતનો અર્થ એ છે કે સત્ય અને ધર્મ પર ચાલવા માટે મનમાં પાકો નિશ્ચય કરવો. અગર આજે હું મારા મનમાં નિશ્ચય કરું કે આજથી હું કોઈ દિવસ જૂઠું નહી બોલું અગર કોઇ ખરાબ કામ નહી કરું તો એનું નામ છે વ્રત. અને એવું કહી કોઇ જુઠું બોલે તો એનું વ્રત ખંડીત થાય છે ખાવાનું ખાવાથી વ્રત ખંડિત નથી થતું. જુઓ વેદમાં શું લખ્યું છે.

व्रतपते व्रतं चरिष्यामि ।
तच्छकेयं तन्मे राध्यताम् ।
इदमह मनृतात् सत्यमुपैमि ॥
(યજુર્વેદ ૧-૫)

દેવી–મહારાજ આનો અર્થ સમજાવો.

મુનિવર–આનો અર્થ આવો છે :– હે પરમાત્મા હું આજે વ્રત કરું છું, હું જૂઠાનો ત્યાગ કરી સત્યનું આચરણ કરીશ આપ વ્રતોના ચાલક છો મને શક્તિ આપજો કે હું આ વ્રતને પાળી શકું.

આ છે વ્રત નો અર્થ સ્વાર્થી લોકોએ વ્રતના ખોટા કિસ્સાઓ ઘઢીને નર–નારીઓ ને ખોટા ભ્રમમાં નાખી દીધાં છે. એકાદશીએ ભુખ્યા રહીને કોઇ સ્વર્ગે નથી જઇ શકતું, કે ખાવાથી કોઈ નરકે જઇ શકયું.

એક છોકરી – મહારાજ મારી મા દરેક એકાદશીએ ઉપવાસ કરે છે. ઉપવાસ શું ચીજ છે ?

મુનિવર–બેટી સાંભળ ‘ઉપવાસ’ મૂળ સંસ્કૃતનો શબ્દ ‘ઉપવાસ’ છે. ઉપવાસ કહે છે ‘પાસે બેસવાનું.’ જ્યારે તમારે ઘેર કોઈ વિદ્વાન યા મહાત્મા આવે તો તમે એમના આદર સત્કાર કરો. એમની પાસે બેસી એમનો ઉપદેશ લો. આજે આપ લોકો આ સત્સંગમાં ઉપસ્થિત છો એ જ ઉપવાસ છે અગર આપ લોકો વેદોનું શિક્ષણ લેશો અને એના અનુકળ આચરણ કરવાનો નિશ્ચય કરશો તો એજ ‘વ્રત’ છે. એ જ ‘ઉપવાસ’ હશે. હા એટલું જરૂર છે કે જ્યારે તમારે ત્યાં કોઈ સાધુ યા અતિથી આવે તો એને ખવડાવ્યા સિવાય તમારે નહિ ખાવું જોઇએ. જુઓ વેદમાં લખ્યું છે.

इष्टं च वा एष पुर्तं च
गृहाणमश्नाति यः पुर्वोऽतिथरश्नाति ।
(અર્થવેદ ૯-૩-૧)

જે ગૃહસ્થ અતિથીને ખવડાવ્યા સિવાય પહેલા ભોજન કરી લે છે એની સંપતિ નાશ પામે છે, મહેમાનથી પહેલાં ખાઈ લેવું એમાં દોષ છે. વ્રત, ઉપવાસ અને અનશન ત્રણેનો અર્થ એક નથી આમાં ત્રણેનું ફળ જુદું જુદું છે.

એક દેવી–મહારાજ ! અમને બતાવ્યું છે કે ‘કબલાચોથ’ (કારતક માસની ચતુર્થી) એ જે ભોજન કરે છે તે પોતાના પતિનું અનિષ્ટ કરે છે.

મુનિવર : આ પણ ખોટી કલ્પના છે. હરેક સ્ત્રીએ પ્રતિવ્રત ધર્મનું પાલન કરવું જોઇએ. પણ ભોજન કરી લેવાથી પતિને કોઇ હાની નથી થતી. ખરાબ વાતોનું ચિન્તન કરવામાં દોષ છે. પતિની સેવા કરવી એ હરેક સ્ત્રીનો ધર્મ છે.

દેવી—હાં મહારાજ જુઓ ધૃતરાષ્ટ્ર રાજાની રાણી ગાંન્ધારી એ જીવન ભર આંખો પર પટ્ટી બાંધી કેમ કે તેમના પતિ અન્ધ હતા. જ્યારે પતિએ આંખોનું સુખ નથી ભોગવ્યું તો પત્નીએ પણ એ સુખનો ત્યાગ કરી દીધો.

મુનિવર—ગાંન્ધારીની ત્યાગની ભાવના તો સારી છે. પરંતુ આ કાર્ય બુદ્ધિપૂર્વક નથી થયું. આંખો કેવળ સુખ ભોગવવાનું સાધન નથી. કર્તવ્ય પાલનનું પણ સાધન છે. આંખો પર પટ્ટી બાંધી કોઈ સ્ત્રી પોતાના પતિની સેવા નથી કરી શકતી કે નથી સન્તાનને ઉછેરી શકતી. એજ કારણે ગાંન્ધારીના સન્તાન અધર્મા અને હત્યારા થયા. બાપ અન્ધ હતા મા અન્ધ બની ગયાં. દુર્યોધન અને એના ભાઈ ઓને કોણ સમજાવે ? શું પતિને તાવ આવે તો પત્નીએ ચાદર ઓઢી પલંગ પર સુઈ જવું જોઇ એ ? શું પતિના પગમાં ફોલ્લા પડે તો પત્નીએ લંગડી થઇ જવું જોઈ એ. આવું પતિવ્રત બુદ્ધિથી વિપરીત છે અને મુર્ખતાનું ચિહ્ન છે. કોઈ પણ સ્ત્રીએ આવું નહીં કરવું જોઈ એ. પોતાના સદાચારને સારી રીતે રાખવું એજ વાસ્તવિક પતિવ્રત ધર્મ છે.

ઉર્મિલા–મહારાજ ! સ્ત્રીએ તો ઈશ્વરની ઉપાસના પણ ન કરવી જોઈ એ, એનો પતિ જ એનો ઈશ્વર છે.

મુનિવર–એ પણ મુર્ખતા છે, પતિ ઈશ્વર નથી હોતો. ઈશ્વરની ઉપાસના તો હરેક સ્ત્રીએ કરવી જ જોઈ એ. પતિની સેવા એ બીજી ચીજ છે અને ઈશ્વર ઉપાસના એ બીજી ચીજ છે. પતિની સેવા એ ‘સમાજ ધર્મ’ છે, અને ઈશ્વર ઉપાસના ‘આત્મ ધર્મ’ છે. બન્નેનું ફળ જુદું જુદું છે. ઈશ્વરની ઉપાસના કરવાથી આત્મ બળ આવે છે અને સમાજ–ધર્મનું પાલન કરવામાં સુગમતા પડે છે. જે સ્ત્રી ભજન કરે છે તે સ્ત્રી પતિની સેવા પણ સારા પ્રકારે કરે છે.

મુન્નીદેવી–કેટલાક લોકો ઘણા વિવાહ કરી લે છે એ કેવી વાત છે ? વેદની શું આજ્ઞા છે ?

મુનિવર–વેદમાં બહુ વિવાહની આજ્ઞા નથી. એક પુરુષને એક સ્ત્રી અને એક સ્ત્રીને એક પુરુષ જ હોવો જોઈ એ.

જુઓ.

‘इहैव स्तं मा वियौष्टम्’
(અથર્વ ૧૪-૧-૨૨)

હે સ્ત્રી પુરુષો તમે બન્ને ઘરમાં રહો. કદી અલગ થશો નહી.

‘चक्रवाके व दम्पती’
(અથર્વ ૧૪-૨ ૬૪)

અહીં દંપતી બહુવચન છે અને ચકલાચકલીની ઉપમા આપવામાં આવી છે. દમ્પતીમાં બે શબ્દો છે. ‘દમ’નો અર્થ છે ‘ઘર’ પતિનો અર્થ છે પતિ અને પત્ની (પત્ની પતિશ્ચ પત્ની) દ્વન્દ્વ સમાસ.

(દમસ્ય પતિ=દંમ્પતિ) ષષ્ઠી તત્પુરુષ.

મુન્નીદેવી–રાજા દશરથે તો કેટલાય વિવાહ કર્યા હતા. મુનિવર (હસીને) આ પ્રથા અવૈદીક અને અધર્મ છે. દશરથને બહુ વિવાહનું ફળ તો એમને મળી ગયું. કૌશલ્યાના જીવતે જી કૈકયીથી વિવાહ કરવાથી આવી દુર્દશા થઈ. રામચંદ્રજીએ તો બહુ વિવાહ નથી કર્યા. જુઓ જેમ સ્ત્રી માટે પવિવ્રત હોવું જરુરી છે એવાજ પ્રકારે પતિ માટે પત્નીવ્રત હોવું જોઇએ. કોઇ વ્યભિચારી પતિ એવી આશા નથી રાખતો કે એની પત્ની મન, વચન યા કર્મથી પતિવ્રતા રહી શકે છે. બાળ લગ્ન એ મોટી બિમારી છે એનાથી વંશ નષ્ટ થઇ જાય છે.

મુન્નીદેવી–અને વિધવા વિવાહ ?

મુનિવર–એ તો આપદ્ધર્મ છે.

(જુઓ પાન ૫)

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા–૬
માલીકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.





ओ३म् ॥




મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬—૦૦ તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪  વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦  વૈશાખ વદ ૭ને શનિવાર તારીખ ૨૨—૫—૧૯૬૫ [ અંક ૮મો

# મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિસભાનાં પ્રધાન

## સ્વર્ગસ્થ શ્રી કાંતિલાલ શર્માની ભવ્ય સ્મશાન યાત્રા

મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા તથા આર્ય સમાજ મુંબઇના પ્રધાન શ્રી કાંતિલાલ મોહનલાલ શર્માનું તારીખ ૧૨-૫-૬૫ના રોજ શિણોજ-થી મુંબઇ આવતાં રસ્તામાંજ અવસાન થએલું. તેમની સાથે તેમનાં ધર્મપત્નિ શ્રી અન્નપૂર્ણાબહેન પણ હતાં. તેઓ તા.૯-૫-૬૫ના રોજ વડોદરામાં મુંબઇ પ્રદેશ આર્યપ્રતિનિધિ સભાની અંતરંગ સભામાં ભાગ લીધા પછી તા. ૧૦-૫-૬૫ ના રોજ અમદાવાદથી આશરે ૬૦ માઇલ દૂર આવેલા શિણોલ ગામે પોતાના મિત્રને ત્યાં લગ્નમાં ગયા હતા. લગ્ન–સમારંભ પત્યા પછી તેમની તબિયત બગડી હતી. સ્થાનિક ડોકટરોના ઇલાજથી ફાયદો ન થતાં વાત્રક હૉસ્પિટલમાં તેમને દાખલ કરવામાં આવેલા; ત્યાં પણ સ્વાસ્થ્યમાં સુધારો ન થતાં ડોકટરની સૂચના પ્રમાણે મુંબઇ લઇ જવાનું નક્કી કરવામાં આવેલું. દુર્ભાગ્યવશાત રસ્તામાં જ શ્રી કાંતિલાલભાઇનું પ્રાણપંખેરૂં ઊડી ગયું. અને શબને તા. ૧૩–૫–૬૫ ના રોજ સવારે મુંબઇ લાવવામાં આવેલું. શ્રી કાંતિભાઇની તબિયત એમ તો પાછલાં કેટલાંક વર્ષોથી અસ્વસ્થ હતીજ. તેઓ ડાયાબિટિસથી પીડાતા હતાજ. હમણાં લગભગ એક વર્ષ પહેલાં તેમના જમણા પગ ઉપર લકવાની અસર થયેલી. છતાં કાર્ય કરવાની ધગશ અને જીવતાં જીવતાં કાંઇક કરવાની ધગશને લીધે તેઓએ રોગ તરફ વધુ ધ્યાન ન આપતાં સેવા કાર્ય ચાલુ જ રાખ્યુ હતું.

શ્રી કાંતિભાઇના સ્વર્ગવાસથી મુંબઇની કાંગ્રેસ તથા આર્યસમાજે એક ઉમદા સેવક ગુમાવ્યો છે. તે ખોટ લાંબા સમય સુધી પૂરી થાય એમ દેખાતું નથી.

તા. ૧૩–૫–૬૫ ના રોજ બપોરે બરાબર ૨ વાગે શ્રી કાંતિભાઇની સ્મશાન યાત્રા તેમના નિવાસસ્થાન વાલકેશ્વર રોડ સુભદ્રામેન્શનથી નીકળી, કોંગ્રેસ હાઉસ થઇ, ત્રણ વાગે આર્યસમાજ કાકડવાડીમાં આવી પહોંચેલી. શબવાહિની ઉપર શાંતમુદ્રા શ્રી કાંતિભાઇ-ના શબ ઉપર ફૂલહાર ચઢાવવામાં આવ્યા પછી ધીમે ધીમે વેદમંત્રોથી ગૂંજતા વાતાવરણમાં સોનાપૂર તરફ સ્મશાન યાત્રા રવાના થઇ બરાબર ૪ા વાગે સ્મશાન ભૂમિમાં પહોંચી. સ્મશાનયાત્રામાં લગભગ પાંચસોથી સાતસોની જનમેદની હાજર હતી. ઠીક પાંચ વાગે ચંદન વગેરેથી બનાવેલી ચિતા ઉપર શ્રી કાંતિભાઇનું શબ મુકી અગ્નિદાહ આપવામાં આવેલો. તે વખતે ઉપસ્થિત જનતાની આંખોમાંથી આંસુ–ઓની ધારા વહી રહી હતી. મિત્રોના તથા સગાસંબંધીઓના મુખ ઉપર શોકની ઘેરી છાપા દેખાતી હતી. શ્રી પં. ઋષિમિત્રજી મંત્રો બોલતા હતા. તેમજ આર્ય પ્રચાર કેન્દ્રીય સમિતિના મંત્રી ભગવતી પ્રસાદજી ગુપ્તા તથા અન્ય મહાનુભાવો ઘી તેમજ સામગ્રીની આહૂતિઓ આપતા હતા. થોડાજ વખતમાં નશ્વર શરીર પંચ તત્વમાં મળી ગયું, અને મહર્ષિ દયાનન્દનો ભક્ત ઈશ્વરની વિશાળ અને અનંત ગોદમાં સમાઇ ગયો.

સ્મશાન યાત્રામાં મુંબઇના નગરપતિ શ્રી માધવન, કાંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી ભવાનજીભાઇ. શ્રી ભાનુશંકર યાજ્ઞિક, શ્રીકે. કે. શાહ, શ્રી બાબુભાઇ-ચિનાઇ, ડૉ કૈલાસ, શ્રી બાપુભાઈ, શ્રી ઇસ્પાકભાઇ બંદૂકવાલા, શ્રી બી. આર. મિશ્રા, ડૉ. મોહનલાલ પોપટ, મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના ઉપપ્રમુખ શ્રી શેઠ હરગોવિંદ ધરમસી કાચવાલા મું. પ્ર. આ. પ્ર. સભાના મંત્રી શ્રી વેણીભાઇ, શ્રી શેઠ દિલીપભાઇ શુરજીભાઇ, ગુરકુલ હાઇસ્કૂલ ઘાટકોપરના મંત્રી શ્રી સ્નાતક સત્યવ્રતજી, મું. પ્ર. આ. પ્ર. સભાના ઉપમંત્રી શ્રી જયદેવજી, ઉપપ્રધાન શ્રી

( જુઓ પાન ૬ )

# ઈશાવાસ્યોપનિષદ્

લે. : પં. મયાશંકર શર્મા ( આચાર્ય )

सत्यं ज्ञान मनन्तं ब्रह्म તૈત્તિરીય ઉપનિષદના આ વાક્યથી પરમાત્માનું નામ ' સત્ય ' છે. ઉપાસક યોગી સામાધિ દ્વારા એજ સત્યને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે. અંગાંગીભાવને પ્રાપ્ત થયેલ ચાર પ્રકારની ઉપાસના પણ એ જ સત્ય સ્વરૂપ બ્રહ્મને પ્રાપ્ત કરવા માટે છે. ઉપાસક યોગી અનેક જન્મોથી ઉપાસના દ્વારા બ્રહ્મના દર્શન કરવા પ્રયત્ન કરતો આવ્યો છે, પણ હજી સુધી બ્રહ્મનો સાક્ષાત્કાર થયો નથી અને તેથી ઉપાસક મુક્તિને પણ પામ્યો નથી. આનું કારણ શું હશે ? એ જાણવાની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. એનો ખુલાસો આ પંદરમા મંત્રમાં સૂચિત છે.

ઉપાસકને યોગના અંતરાયો નડયા કરે છે. મુખ્ય અંતરાયો આ પ્રમાણે છે. ( ૧ ) વ્યાધિ ( ૨ ) સ્ત્યાન ( ૩ ) સંશય ( ૪ ) પ્રમાદ, ( ૫ ) આલસ્ય ( ૬ ) અવિરતિ ( ૭ ) ભ્રાંતિદર્શન ( ૮ ) યોગની કોઇ પણ ભૂમિકા ન મળવી. ( ૯ ) મનની અસ્થિરતા. મનની અંદર રહેલી વાસનાઓનું ઓચિંતું જાગી ઊઠવું, ચિત્તની વૃત્તિઓનું પ્રેયસ પદાર્થો તરફ નિત્ય ખેંચાણ હોવું વગેરે. ઉપાસક યોગીને આ બધા અર્થો ભૂલાવામાં નાખે છે. બ્રહ્મ ઉપર રહેલું હિરણ્મય પાત્ર જે કહેવામાં આવ્યું છે તે ઉપરના અર્થો જ છે. મહામુનિ વિશ્વામિત્ર અને પરાશર જેવા તપસ્વીઓને પણ ઉપર કહેલું હિરણ્મય પાત્ર નડયું હતું અને એના તપનો ભંગ થયો હતો, તો સાધારણ આજકાલના ઉપાસકોની તો વાત જ શી ! પુરાણા તપસ્વીઓ હવા, પાણી પવિત્ર વનસ્પતિના પાંદડાં ખાઈને જીવન નિર્વાહ કરતા હતા અને મન તથા ઇંદ્રિયો ઉપર વિજય મેળવનાર થયા છે એમ તેઓ પોતાને માનતા હતા; છતાં પણ તેઓને હિરણ્મય પાત્રે તપોભ્રષ્ટ કર્યા હતા. તો આજકાલના અશુદ્ધ, ઘી, દૂધ, ઉત્તમ ચોખા વગેરેનું સેવન કરનારા, ઉત્તમ હવેલીમાં રહેનારા અને શિષ્ય-શિષ્યાઓના ટોળામાં રચ્યા પચ્યા રહેનાર જિતેન્દ્રિય થઇ સાચા ઉપાસક કેવી રીતે થઇ શકે ? આ કારણથી મૂંઝવણમાં પડેલો દદયઙ્ ઋષિનો શિષ્ય સર્વનું પોષણ કરનાર પરબ્રહ્મને આ પ્રમાણે મંત્રદ્વારા પ્રાર્થના કરે છે.

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं
मुखम् ।
तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय
दृष्टये ॥ १५ ॥

પદાર્થ : સત્યનું મુખ સોનાના પાત્રથી ઢંકાયલું છે. હે પૂષન્, સર્વનું પોષણ કરનાર પ્રભો, આપ જ તેને દૂર કરો, મારાથી એ દૂર કરી શકાતું નથી અને હું સત્યધર્મનું દર્શન કરી શકતો નથી.

લાભાર્થ : માણસ જ્યારે અમુક સાધ્ય સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે અને એના પ્રયત્નો પ્રબળ વિઘ્નોથી હરવખત નિષ્ફળ બને છે, ત્યારે તેને પરમાત્માને શરણે ગયા વગર છૂટકો થતો નથી. પરબ્રહ્મ જ સર્વનું પોષણ કરે છે, સર્વનો ઉદ્ધાર કરે છે. એ મહાન્ દયાળુ છે. માત્ર એટલું જ ઉપાસકે કરવાનું હોય છે કે તેણે પૂર્ણ સદાચારી બનવું જોઇએ, સદાચાર સેવવો એ જ સત્યનું પાલન છે. મનમાં પ્રેયસ તરફ વૈરાગ્ય રાખવો અને તેને માટે નિત્ય અભ્યાસ કરવો. જો ઉપાસકની આ સ્થિતિ હશે, તો પરમાત્મા તેનો અવાજ સાંભળ્યા વગર રહેશે નહિ. અને એ દયાસાગર પરમાત્મા એના સાધ્યને આપ્યા વગર રહેશે નહિ. જેના ઉપર પરમાત્માની દયા ઊતરી છે તેને મુક્તિ મળ્યા સિવાય ન જ રહે, એને બ્રહ્મદર્શન પણ સહેલાઇથી થઇ શકે છે. ઉપનિષદો અને સન્ત મહામુનિઓનો આમાં સંવાદ છે એટલે કે સૌ કોઈ આમાં એકમત થયા છે.

શિષ્ય : ગુરુજી, આપ કહો છો કે સત્યનું મુખ હિરણ્મય પાત્રથી ઢંકાયું છે. અને સત્યનો અર્થ બ્રહ્મ છે એમ પણ કહો છો. તો શું બ્રહ્મને મુખ છે, મોઢું છે ? શું એ શરીર ધારી છે ? જો એ નિરાકાર હોય તો તેનું મુખ ઢંકાયલું છે એમ કેમ કહેવાય ?

ગુરુજી. તારી શંકા ઠીક છે તારી માફક બીજાઓ પણ આવી શંકા કરે છે, આનો ઉત્તર એ છે કે તમે ' મુખ ' શબ્દનો ખરો અર્થ સમજતા નથી. આ મંત્રમાં જે મુખ શબ્દ વપરાયો છે તે સાધ્યના સાધનને ઠેકાણે છે. જેમ સભાનો પ્રમુખ હોય છે પ્રકૃષ્ટ મુખ તે પ્રમુખ. સભાનાં કાર્યો કરવા માટે બધા સભ્યો મુખ તરીકે છે અર્થાત્ એ કાર્યના ઉપાયો છે પણ તેનો પ્રેસિડન્ટ સૌથી ઉત્તમ મુખ અર્થાત્ ઉપાય છે. જો પ્રમુખ ન હોય તો સભા કાર્ય જ ન કરી શકે.

અહીં પણ મુખ શબ્દ પ્રભુને પ્રાપ્ત કરવાનાં જે યમ, નિયમ આદિ ઉપાયો બતાવ્યા છે તે જ સાધ્યનું બ્રહ્માનું મુખ છે. એટલે કે એ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાના ઉપાયો છે. આ ઉપાયો ઉપર સોનાનું ઢાંકણું પડયું છે. યમ નિયમ આદિ યોગનાં અંગોનું પ્રમાદ વગર પાલન થઇ શકતું નથી. યોગના ઉપર બતાવેલા અંતરાયો ઉપાયો ઉપર અંધકાર ફેલાવે છે અને સાધકને પોતાની બુદ્ધિમાં ભ્રમ ઉત્પન્ન થાય છે અને તેથી તપનો ભંગ થાય છે, ઉપાસના નિષ્ફળ બની જાય છે. માટે ઉપાસકે પરમાત્માની દયાને શરણે ગયા વગર છૂટકો થતો નથી. ઇશ્વરની દયા એ સાધ્યને સિદ્ધ કરવા રામબાણ દવા છે.

શિષ્ય. ગુરુજી, એ શંકાનું સમાધાન તો થયું, પણ વળી એક બીજી શંકા ઉત્પન્ન થાય છે તેનું સમાધાન કરો. આ મંત્રમાં સત્યનું દર્શન કરવું નથી ઉપદેશ્યું પણ, સત્યધર્મનું દર્શન કરવાનો ઉપદેશ છે, તો ' સત્યધર્મ ' કોણ છે ? તે સમજાવો.

ગુરુ. सत्यः धर्म यस्य स सत्यधर्म. સત્ય અર્થાત્ બ્રહ્મ જેનો ધર્મ છે, ધારક છે તે સત્યધર્મ ઉપાસક પોતે જ. ઉપાસકને બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો છે માટે તે કહે છે કે, હે પ્રભુ, મારે આપને પ્રાપ્ત કરવા છે, આપ સૌનું પોષણ કરો છો સૌની પવિત્ર આશા પાર પાડો છો તો હું જે ઉપાયોનું અનુષ્ઠાન આપને મળવા કરું છું, તે ઉપાયો ઉપરથી, અર્થાત મુખ ઉપરથી હિરણ્ય પાત્ર દૂર કરો. યોગના બધા જ અંતરાયો સદાને માટે દૂર કરો. મનની વાસના દૂર કરો અને પ્રેયસ તરફ મારા મનનું વલણું દૂર થઇ આપણા તરફ ઢળો.

કેટલાક આચાર્યો ' સત્યધર્મ '

( જુઓ પાન ૭ )




તંત્રીસ્થાનેથી

## આપણને આ શહીદી મૃત્યુમાંથી ઉગારશે ?

આર્યસમાજ યજ્ઞવેદી છે. તેમાં આર્યરત્ન કાંતિલાલ શર્માની શહીદી નોંધાઈ છે. મહાકાલના મૃત્યુખપ્પરમાં આર્યસમાજની પ્રથમ પંક્તિના અગ્રણીઓ છેલ્લા છ માસમાં હોમાઈ ગયા છે. એ અણમૂલા નરરત્નોના અવસાનની લીલી શાહી સૂકાઈ નથી તે પહેલાં લાલ શાહી કાંતિલાલ શર્માની શહીદીની ઢોળાઈ છે. **એ છે આર્યસમાજના આંતરકલહની રૂધિરરંગી મોતની રેખા.**

તા. ૯-૫-૬૫ ને રવિવારના રોજ વડોદરા મુકામે મળેલી મુંબઈ પ્રદેશ આર્યપ્રતિનિધિ સભાની અંતરંગ સભામાં આંતરકલહની આગ ચાંપનારાઓની તાંડવલીલા જોઈ હૃદય-દર્દી કાંતિલાલ શર્માના હૃદયે જબરો આઘાત અનુભવ્યો. તેમની આંખે અને જીભે યમરાજનું દર્શન કર્યું હોય અને પોતાનાં ખપ્પરમાં કાર્યકર્તાઓના લોહીનાં છાંટણાંથી સજીવન કરાયેલી ઇલાકાની અધિષ્ઠાત્રી આર્યશક્તિને યમરાજ ગ્રસી લેવા ધસતા હોય તેવી બેબાકળી લાગણીના વજ્રાઘાતથી કાંતિલાલ શર્મા જાતે હોમાઇ સંસ્થાને બચાવવા મૃત્યુના હાથમાંથી તેનું ખપ્પર ફોડી નાંખવા ધસ્યા અને યમરાજના ખપ્પરમાં હોમાઈ ગયા. **ઉપસ્થિત સુજ્ઞ આર્યો સંસ્થાની લક્ષ્મણ-રેખાનો ખ્યાલ ન રાખતાં પેટના બળ્યા ગામ બાળવા નીકળે ત્યારે વજ્રાઘાત તો સૌને માથે જ પડે છે. સૈનિકો શહીદ થાય છે. આર્ય સમાજની અલૌકિક શક્તિ એમાં જ રહેલી છે કે એમાં નેતાઓ શહીદ થાય છે.**

**આર્યરત્ન કાંતિલાલ શર્મા ઇલાકાની આર્યશક્તિના અગ્રેસર હતા. ઉત્સાહી હતા, પરગજુ હતા, પ્રેમાળ હતા, દાનવીર હતા, સંગઠન-સાધક હતા, કાર્યકર્તા-ઓની પ્રેરણામૂર્તિ હતા; દુઃખી-દર્દીઓની ઢાલ હતા; દરિદ્રનારાયણ હતા; વાત્સલ્યમૂર્તિ હતા; આસુરિક બળોના કાળ હતા આદર્શ ગૃહસ્થ; દેશભક્ત, ધર્મધુરંધર; સંસ્કૃતી ઉપાસક હતા.**

**જીવનથી આર્યસમાજની જેટલી સેવા કરી તેના કરતાં હજારોગણી સેવા તેમના મૃત્યુથી તેમણે કરી છે. આર્યસમાજ આર્યાવર્તના પ્રધાન સેનાપતિપદે પ્રભુ પ્રેરણાથી વિરાજે છે. એની શક્તિ રાષ્ટ્રની પ્રમુખશક્તિ છે. એ છિન્નભિન્ન થાય એવું આપણા-માંથી કોઈ પણ આચરે તે મહાપાપ છે એટલુંજ નહિ રાષ્ટ્રદ્રોહ છે. કહેવત છે કે "સાક્ષરાઃ વિપરિતાઃ રાક્ષસાઃ ભવન્તિ." એ રાક્ષસશક્તિએ જ આર્ય-સમાજમાં આંતરકલહની ભઠ્ઠી સળગાવી છે, રાષ્ટ્રના સીમાડે દુશ્મનોનાં ધાડાં ખડાં હોય ત્યારે જેના જોરે આપણે બચવા મથી શકીએ તે રાષ્ટ્રશક્તિને આંતરકલહની આગથી સળગાવવા મથનારાઓ રાષ્ટ્રની સીતાશક્તિને હરી જનાર રાવણીશક્તિના સહાયકોનો ભાગ ભજવી રહ્યા છે. એમને ખાળવા રાષ્ટ્રવત્સલ કાંતિલાલ શર્માએ શહીદી નોંધાવી છે.**

**આપણે ગમે તે હોઈએ. ગમે તેવા ચમરબંધી હોઇએ, પંડિત હોઇએ કે પીડિત હોઇએ, સેનાપતિ હોઇએ કે સરસંચાલક હોઇએ, મહામેધાવી હોઇએ કે ચાણક્ય હોઇએ. આપણી વ્યથા કે વેદનાની અતિશયોકિત અલંકાર પરિપૂર્ણ આ વૃત્તિએ સેંકડો-વાર આપણી માતૃભૂમિને ગુલામ બનાવી દેનાર પરદેશીઓ, પરધર્મીઓને વિજયી કર્યા છે. એનુંજ ફળ પાકિસ્થાન, કાશ્મીર ને નાગાલેન્ડની સમસ્યાઓ છે. શહીદ કાંતિલાલ એ સમજતા હતા. (૧) ઓ૩મ મૃત્યોર્માસ્ અમૃતં ગમય. (૨) ઓ૩મ અસતોમાં સત્ગમય. ગાનાર બ્રહ્મ-ક્ષત્રના ઉપાસક આર્યવીરોને આંતરકલહની આગના લપેટાઓમાંથી શું કાંતિલાલ શર્માની શહીદી બચાવશે ? એ શું પ્રાણ પ્રશ્ન નથી ?**

**કાંતિલાલ શર્માની રૂધિરરંગી શહીદી પોકારે છે, બધા સાથે બેસો; પરસ્પર સમજો; ગેરસમજો દૂર કરો; વેર ભૂલી જાઓ; ભેટો, પરસ્પર બંધુભાવ પ્રગટાવો; ઓછપ કાઢો; સાંકડા-ઝેરીલા મટી જાઓ; મનની મોટપ બતાવો; કાંતિલાલ શર્માનું શ્રાદ્ધ સારવાને તો હૃદયથી ઉચ્ચારો "ઓ૩મ - તેજસ્વીનાવધીત મસ્તુ-મા વિદ્વિષાવહૈ" માતૃભૂમિ પોકારે છે આર્ય બંધુઓ ! આક્રાન્ત માતૃસંસ્કૃતિ પોકારે છે આંતર કલહ મીટાવી આક્રમકોનો મુકાબલો કરી રાષ્ટ્ર રક્ષો. દયાનંદીઓ ! રાષ્ટ્રપિતામહની રણગર્જના સાંભળો, પ્રભુ આર્ય પંડિતોને સદ્બુદ્ધિ આંપો.**

## સ્વ. શ્રી કાન્તિલાલ મોહનલાલ શર્માના આકસ્મિક નિધાનથી

# આર્યસમાજો તરફથી થયેલા શોક પ્રસ્તાવો

### આર્યસમાજ મહાર્ષ દયાનંદ માર્ગ અમદાવાદ

તા. ૧૬-૫-૬૫ના રોજ આર્યસમાજ મંદિર, મહાર્ષ દયાનંદમાર્ગ અમદાવાદ ૧૭ના સાધારણ અધિવેશનમાં મળેલી આ શોકસભા ભારતીય સંસ્કૃતિના અનન્ય ઉપાસક તથા ભારતીય સ્વરાજ્યના મુંબઈ ઇલાકાના એક અનન્ય સુભટપદે વર્ષો સુધી સેવા આપી ભારતવર્ષને આર્યાવર્ત બનાવવાના ભગીરથ પ્રયાસો કરનાર, કર્મઠ સૈનિકાની અધિષ્ઠાત્રી મુંબઇ પ્રદેશ આર્યપ્રતિનિધિ સભાના અધિષ્ઠાતાપદે વિરાજી અવિરત સેવા આપનાર, દેશભક્ત, ધર્મવત્સલ, સંસ્કૃતિ ઉપાસક, ભાઈશ્રી કાંતિલાલ મોહનલાલ શર્માનું આકસ્મિક અવસાન દેશભરના આર્ય જગતને હૃદય ભેદક વેદના ઉપજાવનાર છે. પરલોકવાસી કાન્તિભાઇ સૌજન્યશાળી, સ્નેહાળ, કર્તવ્યનિષ્ઠ, પરગજૂ દાનવીર, વ્યવસ્થાશીલ, જનતાપ્રેમી હોઈ તેમની ન પૂરાય તેવી અસહ્ય ખોટ સહેવાનું બળ પરમાત્મા દિવંગતના કુટુંબીજનો તથા આર્ય જગતને બક્ષે એવી આ સભા પરમાત્માને ગદ્‌ગદ્ કંઠે પ્રાર્થના કરે છે અને અપેક્ષા રાખે છે કે દિવંગત કાંતિભાઈ પુનઃ પુનઃ ભારત જનની ગોદમાં જ જન્મી તેમના અધૂરા મનોરથ પૂરા કરે અને આર્યજગતને તેમની સ્નેહ શીતળ છાંય આપે એજ અભ્યર્થના.

*

તા. ૧૬-૫-૬૫ના રોજ આર્ય સમાજ મંદિર,મહર્ષિ દયાનંદમાર્ગ, અમદાવાદ ૧૭ના સાધારણ અધિવેશનમાં મળેલી આ શોક સભા આપણી આર્યસમાજના આર્ય પ્રેમી, આર્ય સદસ્ય શ્રી કાન્તિલાલ ચીમનલાલ આર્યના નાના ભાઈ શ્રી રમણલાલના આકસ્મિક દેહાવસાન પ્રસંગે શોક પ્રકટ કરે છે. તથા પરમ પિતા પરમાત્માને પ્રાર્થના કરે છે કે દિવંગત આત્માને શાંતિ અર્પે તથા એમનાં સગાં સંબંધીઓને દુઃખ સહન કરવાની શક્તિ અર્પે.

અં. હ. આર્ય
મંત્રી

### શહેર આર્યસમાજ: વડોદરા

મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા, વડોદરાના દયાનંદ ભવનમાં તા. ૧૬-૫-૬૫ રવિવારના રોજ સાપ્તાહિક સત્સંગ વખતે મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા, વડોદરાના પ્રધાન શ્રી. કાન્તિલાલ મોહનલાલ શર્માના આકસ્મિક અવસાનથી શોક પ્રદર્શિત કરવામાં આવ્યો હતો.

સ્વર્ગસ્થ શ્રી. કાન્તિલાલ મોહનલાલ શર્માએ આર્યસમાજના ક્ષેત્રમાં ઘણી જ લોકપ્રિય સેવાઓ આપી છે. તેમના અકાળ અવસાનથી આર્ય જગતમાં મહાન ખોટ પડી છે.

પરમકૃપાળુ પરમાત્મા સ્વર્ગસ્થના કુટુંબીજનોને આ આવી પડેલ દુઃખ સહન કરવાની શક્તિ આપે એવી આજની આ સભા ઈશ્વર પાસે પ્રાર્થના કરે છે. તથા સ્વર્ગસ્થના પ્રત્યે શોકાંજલિ અર્પણ કરે છે.

### આર્યસમાજ: જામનગર

"આર્યસમાજ જામનગરમાં મળેલ જામનગરના આર્યોની આજની આ સભા ભારતના અગ્રગણ્ય આર્યસમાજી નેતા, મુંબઈ પ્રદેશ આર્યપ્રતિનિધી સભાના પ્રમુખ અને મુંબઈના અગ્રગણ્ય કોંગ્રેસી નેતા શ્રી કાન્તિલાલ મોહનલાલ શર્માના અમદાવાદ મુકામે થએલ અકાળ અવસાનની અનહદ દુઃખની લાગણી સાથે નોંધ લે છે.

સ્વર્ગસ્થના અકાળ આકસ્મિક અવસાનથી આર્યજગતે એક અગ્રગણ્ય નેતા અને ઋષીના એક મહાન ભક્તને ગુમાવેલ છે. આર્યજગતમાં સ્વર્ગસ્થનું નામ સુવર્ણાક્ષરે લખાશે.

આર્યજગતને તથા સ્વર્ગસ્થના કુટુંબીઓને આ આકસ્મિક બનાવથી આવી પડેલ દુઃખ સહન કરવાની તથા તેમના અવસાનથી ન પૂરી શકાય તેવી જે ખોટ પડી છે તે સહન કરવાની પરમાત્મા સૌને શક્તિ અર્પે એવી આજની આ સભા પરમકૃપાળુ પરમાત્મા પાસે પ્રાર્થના કરે છે.

પરમકૃપાળુ પરમાત્મા સ્વર્ગસ્થના આત્માને ચીર શાન્તિ અર્પે એજ અભ્યર્થના સાથે આજની આ સભા સ્વર્ગસ્થ પ્રત્યે પોતાની શોકાંજલિ અર્પણ કરે છે.

### આર્યસમાજ: રાજકોટ

મુંબઈના અગ્રણી આર્યનેતા અને કોંગ્રેસી કાર્યકર શ્રી. કાંતિલાલ શર્માનું અચાનક અવસાન.

રાજકોટના આર્યોએ આપેલી ભવ્ય અંજલી.

શ્રી આંબાભાઈ અરજણ ચાવડાના પ્રમુખસ્થાને મળેલી રાજકોટ આર્યસમાજની આજની આ સભા મુંબઈ આર્યસમાજ તથા મું. પ્ર. આ. પ્ર. સભાના પ્રમુખ શ્રી કાંતિલાલ મોહનલાલ શર્માના અકાળ અને અચાનક થયેલા અવસાનની સખેદ નોંધ લે છે. તેઓશ્રીના નિધનથી આર્ય જગતને એક મહાન આંચકો લાગ્યો છે.

સ્વર્ગસ્થ શ્રી કાંતિલાલ શર્મા વર્ષોથી આર્યસમાજના કોઈ પણ કાર્ય માટે તેઓ સદાયે તન-મન અને ધનથી મદદ કરતા હતા.

રાષ્ટ્રાય કોંગ્રેસના પણ તેઓશ્રી એક અગ્રણી કાર્યકર્તા હતા. મુંબઈના સી વોર્ડ કોંગ્રેસ સમિતિના માજી પ્રમુખ હોવા ઉપરાંત અનેકવિધ રાષ્ટ્રીય અને સામાજિક સેવાઓના કાર્યકર્તા હતા.

મુંબઈ પ્ર. આ. પ્ર સભાના સભાભવન માટે તેઓશ્રીએ તાજેતરમાં રૂા. દશ હજાર જેવું દાન ઉદારતાપૂર્વક આપેલ હતું. ઉપરાંત પ્રત્યેક આર્યસમાજને વારંવાર આર્થિક સહાયતા આપતા હત્તા.

તેઓશ્રી આર્ય જગતના એક મહાન નેતા હતા. તેઓશ્રીના વિધનથી આર્ય જગતને જે મહાન ખેટ પડી છે તે સદાયે વણપૂરાયેલી રહેશે.

પરમકૃપાળુ પરમાત્મા તેઓશ્રીના પરમપુનિત, દિવંગત આત્માને ચીર શાંતિ તથા તેઓશ્રીના દુખિત પરિવાર તથા આર્ય જગતને આ પરમ દુઃખ સહન કરવાની શક્તિ પ્રદાન કરે એજ પ્રાર્થના.

### શોકપ્રસ્તાવ

આર્યસમાજ મુંભઇમાં એકત્રિત મુંબઇ નગર તથા ઉપનગરોની સમસ્ત આર્યસમાજો તેમ જ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાની તા. ૧૬-૫-૬૫ને રવિવારની સભા આર્ય સમાજ મુંબઇ તથા મું. પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના સ્વ. પ્રધાન શ્રી. કાન્તિલાલ મોહનલાલ શર્માના અસામયિક તથા આકસ્મિક દુઃખદ અવસાન પ્રત્યે હાર્દિક શોક તેમ જ દુઃખ પ્રગટ કરે છે.

શ્રી કાંતિલાલ શર્મા મુંબઇ આર્ય સમાજના ઘણા જ જૂના સભાસદ તેમ જ ખૂબ જ યોગ્ય કાર્યકર્તા હતા. તેઓ સામાજિક કુશળ કાર્યકર્તા તથા રાષ્ટ્રભક્ત હતા. મુંબઇ તથા બહારના રાજનૈતિક કોંગ્રેસના કાર્યમાં તેઓની સેવાઓ અમૂલ્ય રહી છે. આર્ય સમાજની

( જુઓ પાન ૬ )

# આર્યસમાજોનું અનિવાર્ય કર્તવ્ય

(લે. શ્રી. પં. હરિશંકરજી ડિ. લિટ)

स्वराज्य को 'सुराज्य' भी बनाएं।
सुख-शान्ति की धारा बहाए।

*

सदा सद्धर्म ही संसार को सत्पथ
सुझाता है।
वही कल्याण करता है, वही सुख-शांति
दाता है।

*

हो गया 'स्वराज्य' अब 'सुराज्य'
चाहिए।
सुख-समृद्धि युक्त 'रामराज्य'
चाहिए।।

*

હમણાં થોડા દિવસ પૂર્વે જ માનનીય ગંગાપ્રસાદજી ઉપાધ્યાયે પોતાના લેખમાં જણાવેલું કે પ્રાન્તીય સભાના અધિવેશનો ફક્ત નિર્વાચન માટે જ નહીં કાર્યક્રમોની યોજનાઓ માટે પણ થવાં જોઈએ. વાસ્તવમાં આ સૂઝાવ ઘણો જ ઉપયોગી છે. આ પૂર્વે આ વિષયમાં મેં પણ કેટલાક લેખો લખેલા. પહેલાં તો સર્વ સાધારણ જનતાની સામે આર્ય વિદ્વાનો તથા પ્રચારકો વૈદિક સિદ્ધાન્તોને ખૂબ જ સુન્દરતા, સફળતા અને પ્રભાવશાલી રૂપમાં મુકતા હતા. પરંતુ આજે જ્યારે આર્યસમાજોની સંખ્યા ખૂબ જ વધી ગઈ છે છતાં પ્રચાર તેટલો જ શિથિલ થતો દેખાય છે. હવે તો અમારી શક્તિ વાર્ષિક ચૂંટણીઓ, જયંતિઓ, તેમજ વાર્ષિકોત્સવો મનાવવા પુરતીજ સીમિત થઇ ગઇ છે. જ્યાં આર્ય-સંસ્થાઓ છે ત્યાં તો પ્રાયઃ ચૂંટણીના ચક્કરમાં પડી પદલોલુપતા, અને અધિકારનો ભયંકર મોહ જાગી પડ્યો છે. પરિણામે દલબન્દીનું દલદલ દેખાવા લાગ્યું છે. પાર્ટી-બાજીના ફટાકડા ફૂટવા લાગ્યા છે.

દેશની વર્તમાન દયનીય અવસ્થા કોઇથીએ છુપાએલી નથી. ભ્રષ્ટાચાર વધી રહ્યા છે. મારફાડ, અને ચોરી જારીનો જોર વધી રહ્યો છે. મોંઘવારીનું ઠેકાણું નથી. ભરદીવસે ધાડો પડે છે. ચાલતી ગાડીઓ ઉપર પણ હુમલાઓ થાય છે. લાંચ-રૂશ્વતની બોલબાલા છે. એટલે 'સ્વરાજ્ય' તો આવ્યું પણ 'સુરાજ્ય' નથી થયું. મહાત્મા ગાંધીએ 'રામરાજ્ય'ની કરેલી વ્યાખ્યા તેમનાજ શબ્દોમાં વાંચો. મહાત્માજી લખે છેઃ—

'સ્વરાજ્યનો અર્થ છે-અન્ન-વસ્ત્રની પ્રચુરતા, એટલી કે તેના વગર કોઇ નાગો કે ભૂખ્યો ન રહે. એક બાલિકા પણ ઘોર અંધારામાં નિડરતાથી હરી-ફરી શકે. એકબીજાની રક્ષા તથા આદર કરે. સ્ત્રિઓને માતા તથા બહેનો સમજવામાં આવે. ઊંચનીચનો ભેદભાવ ન હોય. લાંચ-રૂશ્વત લેવાનું પાપ નષ્ટ કરી દેવામાં આવે. સ્વરાજ્યનો એ અર્થ હરગિજ નથી કે ગણ્યા-ગાંઠ્યા માણસો મહેલમાં રહે અને કરોડો લોકો દુઃખ ભોગવે. સ્વરાજ્યમાં હલકામાં હલકા અને મોટામાં મોટા માણસને આગળ વધવાની એક સરખી તક મળવી જોઇએ. ન કોઇનું શોષણ કરવામાં આવે ન કરવા દેવામાં આવે. કલમ અને વાણી બન્ને સ્વતંત્ર રહે."

મહાત્માજીએ 'સ્વરાજ્ય' ની જે પરિભાષા કરી છે તેનો ક્યાંય સંકેત માત્ર પણ નથી, નહિ એ દિશામાં કોઇ પ્રયત્ન થઇ રહ્યો હોય. સંસદો તેમજ સભાઓમાં કાયદાઓ બનાવવા ઉપર તો બલ આપવામાં આવે છે પરંતુ 'સ્વરાજ્ય' ને 'સુરાજ્ય' નું રૂપ આપવા માટે ઘણોજ ઓછો પ્રયત્ન થઇ રહયો છે.

ભારતીય સ્વતંત્રતા સત્ય-અહિંસા અને તપ-ત્યાગના આધારે પ્રાપ્ત થઇ છે. એ મોટા સાધન ધર્મનાજ આધાર છે. જે ધર્મના આધારે અમને 'સ્વરાજ્ય' મળ્યું. આજે તેનેજ સત્તાધારી પક્ષ 'ધર્મનિરપેક્ષતા' ની નીતિ અપનાવવામાં જ પોતાની ગૌરવ કે પટુતા માને છે. તેઓ એ નથી જાણતા કે જે વિશ્વ-ધર્મથી અમને સ્વરાજ્ય મળ્યું છે. તેના આશ્રયેજ જનતાનું કલ્યાણ થઇ શકશે. અને સ્વરાજ્યને સુરાજ્ય બનાવવામાં મદદ મળશે ધર્મના સંબંધમાં મહાત્મા ગાંધીના નીચેના શબ્દો વાંચવા લાયક છે.

"મારી સામે ધર્મહીન રાજનીતિ કોઇ વસ્તુ નથી. ધર્મનો અર્થ વહેમો તથા પરંપરાગત ધર્મ નથી. દ્વેષ કરાવવાવાળો તેમજ સડવાવાળો ધર્મ નથી, પરંતુ સહિષ્ણુતાનું નામ ધર્મ છે. હું તો ધર્મથી ભિન્ન રાજનીતિની કલ્પના પણ નથી કરી શકતો. વાસ્તવમાં ધર્મ તો હમારા પ્રત્યેક કાર્યમાં વ્યાપક હોવો જોઈએ. ધર્મનો અર્થ કટ્ટર પંથ નથી. તેનો અર્થ છે વિશ્વની રાજનૈતિક સુવ્યવસ્થા, બાહર કરતાં અંદરની પવિત્રતાની વધારે આવશ્યકતા છે. અંદર લાગેલી ઉધેવને રાજ્યવિધાન કોઈ રીતે મટાડી શકશે નહીં. અમારે તો આત્મ-સંતોષ અને આત્મ-ત્યાગની ભાવના વધારવી પડશે. ચારિત્ર્ય વગરનું બધું જ્ઞાન ખરાબીઓનું મૂળ છે. નીતિ, સદાચાર, અને ધર્મ એકજ વાત છે. તેના વગરનું જીવન રેતી ઉપર ઉભા કરેલા મકાન જેવુંજ છે.

મહાત્મા ગાંધીએ માનવ-કલ્યાણ અને રાષ્ટ્રહિત માટે ધર્મને કેટલો મહત્વપૂર્ણ તેમજ અનિવાર્ય બતાવ્યો તે તો ઉપરના વાક્યોથી સ્પષ્ટ થઈ જાય છે, મહર્ષિ દયાનન્દ તો ધર્મને માનવ જીવનનો મૂળ આધાર લખીજ ગયા છે, તેજ વાત મહાત્મા ગાંધીજી પણ કહે છે. જે લોકો શાસન સત્તા કે રાજનીતિને 'ધર્મનિરપેક્ષતા' ભણી ઘસડે છે તેમણે મહાત્મા ગાંધીના ઉપર જણાવેલા શબ્દો ઉપર પવિત્ર હૃદયથી વિચાર કરવો જોઈએ. હમણા થોડા સમય પૂર્વેજ આગ્રાના એક 'ધર્મસંમેલન'માં માનનીય મંત્રી શ્રી નન્દાએ નિમ્ન લિખિત શબ્દો કહ્યા હતાઃ

ધર્મનો જેટલો પ્રભાવ વધશે, તેટલાજ પ્રમાણમાં ભ્રષ્ટાચાર ઓછો થશે. લોકોના હૃદયોમાં જે પાપ છે તેને ધર્મભાવના જ નષ્ટ કરી શકે છે. કાયદો કે શાસનનો ભય તેને કુચલવા પર્યાપ્ત નથી. દેશની ધાર્મિક વિદ્વાન અને ધર્મપ્રાણ જનતા ધાર્મિક ભાવનાને જાગૃત કરવા માટે કમર કસીને મેદાને પડે."

મહર્ષિ દયાનન્દનો આદેશ, મહાત્મા ગાંધીની ભાવના, અને માનનીય મંત્રી શ્રી. નંદાજીના નિમંત્રણમાં સ્પષ્ટ છે કે જનકલ્યાણને લક્ષ્યમાં રાખી ધર્મનો વધારેમાં વધારે પ્રચાર અને પ્રસાર કરવામાં આવે. આર્યસમાજની સ્થાપના એટલા માટેજ થઇ છે. તેણે એ દિશામાં સારી જેવી સફળતા પણ મેળવી છે. પરંતુ પાછલા કેટલાક વર્ષોથી આર્યસમાજની ગતિ ઘણીજ ધીમી પડી ગઇ છે. તેનું કારણ છે ત્યાગી-તપસ્વી નેતાઓનો અભાવ. ખેર, હવે તો-અકર્મણ્યતા અને શિથિલતાનો ત્યાગ કરી આર્યસમાજે સર્વ સાધારણ જનતાના ઉદ્ધાર માટે આગળ આવવું જોઇએ, અને પોતે ઉન્નત તેમજ કર્તવ્ય પરાયણ બની જનતામાં વિશ્વધર્મની ઉજ્જવલ જ્યોતિ જગાડવાના કામે લાગી જવું જોઇએ. એવું કરવાથીજ 'સ્વરાજ્ય' 'સુરાજ્ય'માં પરિણિત થશે. ભ્રષ્ટાચાર, અને અનૈતિકતાનો અંત આવી સુખ અને શાંતિનાં દર્શન થશે.

આજથી ૪૦ વર્ષ પહેલાં અમર શહીદ શ્રી. સ્વામી શ્રદ્ધાનંદજી મહારાજ પણ એ જ લખી ગયા છેઃ-

"જ્યાં ધાર્મિક અને સામાજિક ઉન્નતિ ક્ષેત્રમાં ભારતીય પ્રજા એ દયાનન્દે બતાવેલા માર્ગ ઉપર ચાલીને જ કલ્યાણનો માર્ગ લીધો છે ત્યાં રાજનૈતિક ક્ષેત્રમાં પણ કરોડો ભારત-વાસીયોને ઋષિ દયાનન્દના માર્ગે જ જવું પડશે.

મહાત્મા ગાંધીએ ધર્મ ભાવનાના સંબન્ધમાં તેજ વાતો કહી છે જે મહર્ષિએ બતાવેલી. હવે અગત્યની આવશ્યકતા છે કે આર્યસમાજ સંગઠિત રૂપથી ખૂબ જ ઉત્સાહથી ધર્મ પ્રચારના ક્ષેત્રમાં આગળ આવે અને ભયંકર ભ્રષ્ટાચાર, અનાચાર, દુરાચારને રોકી સુખ શાંતિ માટે પ્રયત્નશીલ બને. તેથા જ દેશનું કલ્યાણ થશે એટલું જ નહીં જન-જીવનમાં સદ્ભાવનાની ઉજ્જવળ જ્યોત પણ પ્રકાશિત થશે.

( પાન ૧૯નું ચાલુ )

ગુલઝારીલાલજી આર્ય શ્રી ઓમકારનાથજી માનકટાલા, શ્રી શિવદાસ ચાંપશી, શ્રી શ્યામલાલજી અગ્રવાલ, શ્રી કૃષ્ણ શર્મા, શ્રી જયંતિલાલ દિવેચા, શ્રી પ્રભાશંકર ઘડિયાળી, શ્રી ભગવતીપ્રસાદ ગુપ્તા, શ્રી દિનુભાઇ ભટ, શ્રી સભાજીતજી મિશ્ર, શ્રી ગોરધનદાસ શાહ, શ્રી સનતભાઇ શાહ, શ્રી બિપિન શાહ, શ્રી વસંતરાય પટેલ, શ્રી ગોવિંદભાઇ નંદવાણા, શ્રી પી. ડી. સિંગ, શ્રી ધર્મપ્રકાશજી વંગા, શ્રી લાલસિંગજી આર્ય વગેરેની હાજરી વિશેષ તરી આવતી હતી.

મૃત્યુના સમાચાર સાંભળતાંજ મું. પ્ર. આર્યપ્રતિનિધિ સભાના મંત્રી શ્રી વેણીભાઇ આર્ય રાતોરાત વડોદરાથી નિકળી સમયસર મુંબઇ પહોંચી ગયા હતા. બીજે દિવસે સભાના ઉપપ્રમુખ શ્રી એલ. કે. નંદવાણા પણ મુંબઈ આવી ગયા હતા.

શ્રી કાંતિભાઇના અવસાનથી મુંબઇ, મહારાષ્ટ્ર તેમજ ગુજરાતની આર્ય જનતા ઉપર શોકનાં ઘેરા વાદળ ફરી વળ્યાં છે.

પ્રભુ દિવંગત આત્માને ચિરશાંતિ તથા સ્વર્ગસ્થનાં શોકસંતપ્ત માયાળુ ધર્મપત્ની અન્નપૂર્ણાબહેન, તથા પારિવારક જનોને તેમજ સ્નેહીઓને આ અણધાર્યું દુઃખ સહન કરવાનું ધૈર્ય પ્રદાન કરે એજ પ્રાર્થના.

માધવેન્દ્ર શાસ્ત્રી

( પાન ૮નું ચાલુ )

તે સ્વસ્થ પરાયણ સૂત્રમાં – આતુર પરાયણ સૂત્ર–આતુર એટલે રોગી–રોગીના રોગને દૂર કરવો તેની જે વ્યવસ્થા સૂત્રોમાં હોય છે તેને આતુર પરાયણ સૂત્ર કહે છે. તેના પણ ત્રણ (૩) ભેદ છે. (૧) હેતુ, (૨) લિંગ, અને (૩) ઔષધ, હેતુ સૂત્રમાં રોગના હેતુઓ ( કારણો )નું વર્ણન, લિંગ-સૂત્રમાં રોગના લક્ષણોનું વર્ણન અને ઔષધ સૂત્રમાં રોગ તથા રોગની ચિકિત્સાનું વર્ણન છે. હવે હેતુશબ્દના પ્રયોગથી સર્વ પ્રકારના હેતુઓ સમજવા, જેમ કે, (૧) સન્નિકૃષ્ટ, વિપ્રકૃત; વ્યભિચાર, અને પ્રાધાનિક, અસાત્મ્યેન્દ્રિયાર્થ સંયોગ, પ્રજ્ઞાપરાધ, અને પરિણામ તથા દોષ હેતુ, વ્યાધિહેતુ તથા ઉભય હેતુ ( દોષવ્યાધિ ) ઉત્પાદક હેતુ અને વ્યંજક હેતુ, બાહ્ય હેતુ અને આભ્યન્તર હેતુ આ તમામ હેતુ સ્વસ્થ તથા આતુર બન્નેમાં સંબંધ રાખે છે हेतुग्रहणेन सन्निकृष्ट विप्रकृष्ट हेत्वादि- ग्रहणम् (चक्रपाणि) આ પ્રમાણે જ લિંગ દ્વારા સ્વસ્થ તથા આતુર બન્નેના લક્ષણોનું ગ્રહણ કરવાની શાસ્ત્રાજ્ઞા છે. જેમ કે સ્વસ્થનું લક્ષણ–समदोषः समाग्निश्च समधातु मलक्रियः। प्रसन्नात्मेन्द्रि यमनः स्वस्थ इत्यभिधीयते ( સુ-સૂ. અ. ૧૫) સમદોષ, સમાગ્નિ, સમધાતુક્રિયા, સમ મલક્રિયા, જે પુરુષને હોય અને જેનો આત્મા, ઇન્દ્રિય તથા મન પ્રસન્ન હોય તે સ્વસ્થ પુરુષ છે. આ સ્થળે સમ શબ્દનો આયુર્વેદિય અર્થ વિશેષ ઉપયોગી છે તેથી જણાવે છે કે સમ શબ્દનો અર્થ " સમાવસ્થા " Normal state, ધાતુક્રિયા એટલે શરીરમાં અહર્નિશ થનારી ધાતુપાક ક્રિયા Metabolism અને મલક્રિયા એટલે શરીરમાં થનારી મલ બહાર કાઢવાની ક્રિયા Exeretory funection સમજવું. આ રીતે સ્વસ્થવૃત્ત મારેના પ્રતિપાદન માટે માત્ર પ્રારંભિક ઉપયોગી શાસ્ત્રીય વિચારણા જ આપી છે, હવે પછી સમદોષ આદિ જે સ્વસ્થ લક્ષણનો પાઠ છે તેની સ્વસ્થવૃત્ત સાથે ઉપયોગી હશે તેટલી વિચારણા આપશું કારણ કે તે શ્લોક દોષ-ધાતુ મલ વિષે સુશ્રુત સૂત્રસ્થાન અ. ૧૫માં છે ત્યાં પણ આ શ્લોક તદ્દન છેલ્લો છે એટલે સ્વસ્થવૃત્ત પ્રતિપાદન કે વિષય નિરૂપણમાં તે શ્લોકની વિશેષ ઉપયોગીતા નથી પરંતુ લેખન કળામાં વિષયના પ્રતિપાદનમાં સહાયક છ પ્રકારની સંગતિની ઉપેક્ષા ન કરાય તેથી આ લેખમાં વિષય સંગીત સાચવવા પૂરતો જ તે શ્લોક છે પણ આજે તેના અર્થની ભ્રમજાળમાં લેખો પડી ગયા છે, એટલે તે શ્લોક પર ડલ્હનની ટીકા સાથે વિષયસંગતિને દૃષ્ટિ સામે રાખી ને તેની થોડી વિચારણા કરીશ તે પછી પ્રાતઃકાળે શયન ત્યાગ કરવાના સમય વિષે આયુર્વેદનો જે સંદેશો છે તેનો નિર્ણય કરી દિનચર્યા-પ્રાતઃઉત્થાન શૌચાચારાદિનું નિરૂપણને આયુર્વેદ-માન્ય નિસર્ગોપચાર પદ્ધતિનું મંગલાચરણ થશે.

**સમદોષ: સુ. સૂ. અ. ૧૫નો અર્થ**

આ શ્લોકને " સ્વસ્થ પુરુષના લક્ષણ " તરીકે સ્વીકાર્યો છે. આ શ્લોકના અર્થ માટે જ્યાં જ્યાં જે જે સંગતિનો આવશ્યકતા રહે છે તે તે સંગતિથી અર્થ કરવાં પડશે. સામાન્યરીતે તો અર્થ સરલ છે કે સમદોષ વાત, પિત્ત, કફ દોષ જેના સમાન છે... પણ વાસ્તવિક રીતે તે અર્થ અપૂર્ણ ગણી શકાય છે સમદોષ શ્લોકની ટીકા જોઇએ ×× आत्मा देहः अन्ये कर्मात्मा बद्ध पुरुष। तस्य निर्विकार स्यापि शरीरे गुणदोषाभ्यां बद्धत्वम् ×× मन इंद्रियानुप्राहकमन्त करणम् ( ડલ્હન ) धातु ग्रहणेन उपघातवादीनां धारकाणां ग्रहणम्। अग्न्यादि सम तयैव दोषाः समालक्ष्यन्ते (चक्रपाणी) આ પદમાં દોષાઃ પદતે બહુવચન છે એટલે સમદોષઃ પદની વ્યાખ્યામાં માત્ર વાત-પિત્ત કફ જ નહીં પણ માનસદોષ રજ તમનું પણ ગ્રહણ છે એટલે અર્થ આ પ્રમાણે છે થઈ શકે છે.

જે પુરુષના શરીર અને માનસિક દોષ, ( વાત પિત્ત-કફ અને રજ તમ ) જઠરાગ્નિ તથા ધાતુ-અગ્નિ, રસાદિધાતું, ત્વચાદિ ઉપધાતુ પુરીષાદિમલ અને તેની ક્રિયાઓ સમ હોય તથા જેનો આત્મા, શરીર ઇન્દ્રિય અને અંતઃકરણ, ( મન-બુદ્ધિ, ચિત્ત અહંકાર ) પ્રસન્ન, નિર્મલ, લઘુ પોતાના કાર્ય કરવામાં ચાલાક હોય તેને સ્વસ્થ કહે છે. જે મિત્રો સમદોષ શ્લોકમાં આવેલા સમદોષઃ આદિનો અર્થ માત્ર વાતાદિ દોષજ કરે છે તે અર્થ અપૂર્ણ છે તે સમજાવવા માટે ચ. સૂ. અ. ૯નો શ્લોક ચિકિત્સાનું પ્રયોજન તે સંબંધમાં જે છે તે આપું છું " विकारो धातु वैषम्यं साम्यं प्रकृति रुच्यते - ત્યાં चक्रपाणि ટીકા જણાવે છે धातवो वातादयो रसादयश्च तथा रजः प्रभृतयश्च – શરીર અને માનસદોષો, રસાદિ ધાતુઓ, ઉપધાતુઓ તથા મનની સમાનતા તેમજ આરોગ્ય છે. આ નિર્ણય ચ. સૂ. અ. ૧૬. તથા અ. હ. સૂ. ૧ તથા ચ. સૂ. ૧માં ચિકિત્સા પ્રયોજનમાં છે.

( ક્રમશઃ )

( પાન ૪નું ચાલુ )

સેવાઓમાં પણ તેમણે હંમેશ આગળ પડતો ભાગ લીધો હતો. સેવાવ્રત તેમના જીવનનો મૂળમંત્ર હતો.

સ્વ. શ્રી કાંતિલાલ શર્મા મુંબઇ પ્રદેશ આર્યપ્રતિનિધિ સભાના પ્રધાન તથા સાર્વદેશિક આર્યપ્રતિનિધિ સભાના અંતરંગ સદસ્ય હતા. તેઓ સદા મહર્ષિ દયાનન્દ પ્રતિપાદિત સિદ્ધાન્તાનુસાર રાષ્ટ્રીય જીવન જીવતા રહ્યા હતા.

સ્વ. શ્રી કાંતિલાલ શર્માના નિધનથી આર્ય જગતને ન પૂરાય તેવી ખોટ પડી છે.

આ સભા પરમાત્માને પ્રાર્થના કરે છે કે તે દિવંગત આત્માને ચિરશાંતિ તથા સ્વર્ગસ્થના શોક સંતપ્ત પરિવારને ધૈર્ય પ્રદાન કરે.

(પાન ૨નું ચાલુ)

તો અર્થ પણ બ્રહ્મ જ કરે છે. સત્ય પોતે જ જગતનું ધારણ કરે છે જે ધારણ કરે તે ધર્મ. માટે સત્યધર્મ બ્રહ્મ જ છે. ઉપાસક સત્યધર્મનો સર્વને ધારણ કરનાર સત્યરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા ઇચ્છે છે, માટે તે હિરણ્મય પાત્રને દૂર કરવા પ્રભુને પ્રાર્થે છે.

શિષ્ય ગુરુજી. બીજી શંકા પણ દૂર થઇ. હવે ત્રીજી શંકા ઉત્પન્ન થાય છે તેનું સમાધાન કરો.

કેટલાક આચાર્યો પૂષનનો અર્થ આકાશીય તેજનો ગોળો કરે છે, અને તે ગોળામાં કોઇ પુરુષ દેવતાત્મા બેઠો છે, તે તેજોમય છે, તે જ પૂષન્ છે અને તે જ સત્ય છે. એની પાસે ઉપાસક એવી પ્રાર્થના કરે છે કે હે પ્રભુ, આપના મુખ ઉપર જે આ તેજનો અંબર વર્ણી રહ્યો છે તે મારી આંખને ઝાંખી કરી નાખે છે માટે એ તેજનું ઢાંકણું દૂર કરો એટલે હું આપનું દર્શન કરી શકું. શું આ અર્થ બરાબર છે?

ગુરુજી. શિષ્ય તારી શંકા બરાબર છે. હવે આનું સમાધાન પણ સાંભળ અને તેના ઉપર ખૂબ મનન કર.

જો સૂર્યમાં બેઠેલા દેવતાત્મા પુરુષને ભૌતિક શરીર હોય તો તે શરીર સૂર્યના અતિ પ્રચંડ તેજથી બળીને ખાખ થઈ જાય. માટે ભૌતિક શરીરવાળો કોઇ પુરુષ સૂર્યમાં રહી શકે નહિ. પાંચ ભૂતો સિવાય શરીરના આરંભક કોઇ બીજાં તત્વો નથી. પાંચ ભૂતો એ જ પ્રકૃતિ છે, માયા છે. દષ્ટ અર્થને અનુસરીને જ કલ્પના કરવી જોઇએ. બાકી તો બધા મનના મિથ્યા તરંગો છે.

જો કેવળ તેજનું જ શરીર માનવામાં આવે તો કદાચ તેજોમય પુરુષ હોવાનો સંભવ બને પણ શરીરનો આરંભક કોઇ એક જ અર્થ હોતો નથી. ઉપાદાન કારણે કાર્ય બનાવવા માટે નિમિત્ત કારણની જરૂર પડે છે. જો માટીમાં પાણી રૂપ નિમિત્ત ન મળે તો કેવળ કોરી માટીથી ઘડો ન બને. આ જ ન્યાય અહીં પણ છે એટલે કે એકલું તેજ નિમિત્ત કારણની મદદ લીધા વગર શરીર ન બનાવી શકે. તેજ તેજને ન બાળે એ વાત ખરી છે પણ જો એકલા તેજથી શરીર બને તો જ તેજોમય પુરુષ સૂર્યમાં હોવો સંભવિત ગણાય પણ એમ કદી ન જ બને.

જો કેવળ ચેતનરૂપ પુરુષ માનવામાં આવે તો ચેતનનું દર્શન ભૌતિક આંખથી ન થઈ શકે એ પણ સત્ય છે. ઉપાસક તો ભૌતિક આંખથી તેજોમય પુરુષનું દર્શન કરવા ઇચ્છે છે. અને તે અશક્ય છે. માટે આગળ પૂષન્ અને સત્યનો જે અર્થ કરવામાં આવ્યો છે તે જ ઠીક છે. (વિચારકો આના ઉપર મનન કરે. (૧૫)

ક્રમશઃ

# સમાજના માનવ જીવોને ચરણે!

## લેખ ૫મો

લેખક: કૃષ્ણદેવ બળદેવભાઈ આર્ય
સામરખા

ડરામણી લાગતી ગામની ભાગોળે આવેલી એકાંત જગ્યામાં આજ ફરી પાછો કેટલાંક માનવોના દુઃખિત સ્વરથી વાતાવરણમાં કરૂણતા છવાઇ ગઇ. ત્યાં એકત્રિત થયેલો માનવ પુરુષોનો સમુદાય દુઃખી અને સામે લાકડાના ઢગલા પર અનંત ચિરશાંતિમાં પોઢેલા, જેના શરીર પર સફેદ ચાદર ઓઢાડી છે, એ એકલવાયા સૌને છોડીને અનંત ધામમાં પહોંચી ચૂકેલા માનવી તરફ મીટ માંડી રહ્યો હતો. હું પણ આ સમુદાયમાં સામેલ હતો. મારા મનમાં વિચારોનો તરંગ પ્રવાહ વહ્યે જ જતો હતો. કાંઇ જ સમજાતું નહોતું કે આ માનવોની વિચારવાણી ક્યાં જઇ અટકશે?

આ ચિરશાંતિમાં પોઢેલા પેલા માનવીની થોડા સમય પહેલાં જ અહીંયા એકત્રિત થયેલા માનવોમાંના કેટલાક નિંદા કરતા હતા ને અત્યારે તેના મૃત્યુબાદ પાછા તેનો શોક પ્રદર્શિત કરવા અહીં (જાણે કે હેતના ઉભરાઇ ગયું હોય) આવી પહોંચ્યાં, ને અધુરામાં તો હજુય જાણે કે કેટલાક તેની હયાતીમાં તેનાં વખાણ કરતાં થાકતા જ નહોતા તેઓ તો અત્યારે તેને ભૂલી જ ના ગયા હોય તેમ, તેની આ થતી અંતિમક્રિયામાં તેના પછીના સ્થાનને હાંસલ કરવાની પેરવીમાં જ પડી ગયા છે.

એ તો એવું જ ચાલ્યા કરવાનું! સર્વત્ર જ્યાં ફક્ત સ્વાર્થી જ પોતાના હક્ક ભોગવવા માટે તત્પર હોય ત્યાં પરોપકારની તથા બીજાઓનો ઉદ્ધાર કરવાની નિરર્થક વાતો કર્યા કરીએ તેથી શું? તેનું પરિણામ શુન્ય જ છે. ને તે શુન્ય નથી. સર્જન કરવાના આશાના મિનારા બાંધીએ તો તે ફક્ત તૂટી જ પડવાના. ને સાથે પેલા મિનારા બાંધનારા કારીગર (આશાઓની વાંચ્છના રાખનાર)ની દશા પણ ખરાબ થઇ જવાની. માટે એ વિચારોની મહેલાતોમાં રાચ્યા કરતાં નીજ કાર્ય કરવું તે જ ઉત્તમ છે.

તે છતાંય મને તો એક વાત સમજાતી નથી કે આ બધા માનવો શું એમ જ માની બેઠા છે કે તેઓ અમરપટો લખાવીને આવ્યા છે. અરે! આ તમારી સામે જ અનંત ધામમાં પહોંચેલા માનવને જુવો! તમારી પણ એજ સ્થિતિ છે! એ ધ્યાનમાં રાખજો માટે જાગ્યા ત્યાંથી સવાર માની સ્વાર્થવૃત્તિને ત્યજી માનવતાના પવિત્ર મંત્રોથી વાતાવરણમાં ચેતનતા આવે એ માટે, પરોપકારની વૃત્તિ કેળવી, સર્વનું કલ્યાણ કરવામાં જ પ્રવૃત્ત બની જાય. નહિ તો પેલા માનવની માફક તમે પણ એક દિવસ અવની પરથી અનંતધામમાં જવાના છો એ ભૂલશો નહિ.

લખચોરાશી ફેરામાં અટવાયેલો આ જીવ માનવનો દેહ ધારણ કરે છે તો પછી તે માનવદેહ મળ્યાનું ગૌરવ અનુભવી કાંઇક કરી છૂટવાની ભાવના કેળવવી તે જ યોગ્ય છે. જન્મી મૃત્યુ પામવું એ તો સૃષ્ટિનો ક્રમ છે, પણ જન્મ્યા પછી જીવન સાર્થક કરવું એ જ બુદ્ધિશાળી માનવોનું લક્ષ્ય હોય છે, બીજાઓનું નહિ.

જાહેરમાં મોટી મોટી ત્યાગની વાતો કરી પોતાની વાહ વાહ બોલાવતા માનવી કયારેક આંતર જીવનમાં કોઇ બીજી જ રીતે વર્તન રાખતા હોય છે.

આંતર જીવનની રહેવાની રીતભાત પર બાહ્ય આડંબર લગાડવાથી કશો જ ફાયદો થતો નથી. તે તો ફક્ત સમાજના માનવોને છેતરવાના એક રસ્તા સિવાય કાંઇ જ નથી.

બાહ્ય આડંબરની કાંચળી ઉતારી "બધાની ઉન્નતિમાં આપણી ઉન્નતિ છે" એમ જ્યારે માનવો માનશે ત્યારે જ તેઓનું કલ્યાણ છે. નહીં તો પછી આ આટલા મોટા સંસારમાં તેમનું કાંઇ જ સ્થાન નથી એમ કહેવું યોગ્ય છે.

શું વિશાળ પટ પર પથરાએલો આ માનવ સમુદાય કાંઇ સમજશે ખરો?

(નોંધ:-ઘણોજ કલમને શાંત પાડવાનો પ્રયત્ન કરાય છે પણ સમાજનો જ નથી, ને આ "સમાજના માનવ જીવોને ચરણે!" લેખમાળાના એક પછી એક લેખાંક રજુ કરતી જાય છે. તે વાચી કોઇ બંધ બેસતું ન માની લે તેવી વિનંતી કરવા જ ના છૂટકે આ કલમ નોંધ મૂકી વિરમે છે.)

હવે પછી લેખાંક છઠ્ઠો

Regd.No. G/374
તા. ૨૨-૫-૬૫

# સ્વસ્થવૃત્ત અને સદ્‌વૃત નિરૂપણ

લેખક : પંડિત વસિષ્ઠજી યાજ્ઞિક, હલવદકર
( આયુર્વેદાલંકાર ) રાજકોટ

સમાજ અને રાષ્ટ્રના હિત સાથે વિશ્વકલ્યાણની સર્વાંગી આર્યભાવના સેવનારા સાક્ષાત્ કૃતધર્મા મહર્ષિઓએ "આયુર્વેદની રચના કરીને આરોગ્ય રક્ષણ સાથે માનવસેવાના મહામૂલા સંદેશા આપ્યા છે. એટલે આયુર્વેદના સંસ્કાર વારસદારોનું ઉત્તરદાયિત્વ છે કે આજે આયુર્વેદના ઉત્થાન સમયે ભારતીય અષ્ટાંગ આયુર્વેદના મૂળભૂત સિદ્ધાન્તોની "ચોકી' ( રક્ષણ ) કરવા તથા આયુર્વેદના નામે જ્ઞાનદંભને લોકોપયોગીતાની મહોર છાપ મારનારાઓથી સદૈવ જાગૃત રહેવું પડશે. આજે તો આપણે સંગઠન પૂર્વક સમાજના સાચા સેવક બનીએ, માનવપ્રજા નૈસર્ગિક આરોગ્ય પામી શકે અને અધ્યાત્મ ક્ષેત્રે પણ ઉન્નતિ સાધી શકે તે દષ્ટિએ ભૂતપૂર્વના મહર્ષિઓએ 'સ્વસ્થવૃત્ત' અને 'સદ્દવૃત્ત' જેવા ઉપાસનાકાંડ અને નિષ્કામકર્મ કાંડરૂપ માર્ગ સૂચવ્યો છે, તે, અષ્ટાંગ આયુર્વેદની વાસ્તવિક ઉપાસનાથી આપણે ઘણા જ દૂર ગયા છીએ. એટલે મનસ્વી વિચારોને લોકોપયોગીતાની મહોર છાપ મારીને આયુર્વેદ નામે મનસ્વી વિચારો પ્રસિદ્ધ થતા ગયા છે, કિન્તુ આ છાપની હુંડી ચાલતી નથી. બૃહદ્દત્રયી (આયુર્વેદ)માં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ માટે, ક્રમારોહણની માહિતી મળી આવે છે તેમાં शरीरमाद्यं खलु-धर्म साधनम् શરીર એ જ ધર્મ માટે પ્રથમ સાધન છે તેથી ચતુર્વર્ગની પ્રાપ્તિ માટે આરોગ્ય પ્રાપ્તિએ પ્રથમ સોપાન છે. એ દષ્ટિથી તનના આરોગ્ય માટે "સ્વસ્થવૃત્ત" અને "મનના આરોગ્ય માટે "સદ્દવૃત્ત"નું નિરુપણ કરેલું છે.-ચરક-સૂ.અ.૫ જ્યાં માત્રાશિતીય અધ્યાય છે તેમાં સ્વસ્થવૃત્તની પ્રાથમિક ભૂમિકાનું નિરૂપણ છે. તાત્પર્ય એજ કે માનવ પ્રાણીના સ્વાસ્થ્ય રક્ષણ માટે બે વાતની આવશ્યક્તા છે ( ૧ ) સદાય ક્ષીવમાણ શરીરનું પોષણ તથા સ્વાસ્થ્યને હાની કરનારા કારણો તેનો વિનાશ કરવો. આ સ્થળે ચરક મહર્ષિ જણાવે છે કે-(ચ.સૂ.અ.૫) तच्च नित्यं प्रयुंजीत स्वास्थ्यं येनानुवर्तते—अजातानां विकाराणां अनुत्पत्तिकरंच यत् ॥ જે આહાર-વિહારથી સ્વાસ્થ્યની અનુવર્ત્તિ ( પાલન ) થાય છે, અને જે આહાર અજાત વિકારોને (જે હાલમાં ઉત્પન્ન નથી થયા) ઉત્પન્ન થવા નથી દેતા, તેનો નિત્ય પ્રયોગ કરવો, આ શ્લોકમાં સ્વસ્થવૃત્તની વ્યાખ્યા નથી પણ સ્વાસ્થ્ય રક્ષણ માટે પ્રાથમિક માર્ગદર્શનરૂપ આહાર-વિહાર માટે અંગુલિ નિર્દેશ માત્ર કર્યો છે. પછી બીજા શ્લોકમાં अतनुदवं शरीरस्य कार्यमभ्यंजनादिकं। स्वस्थवृत्तिमभिप्रेत्य गुणतःसंप्रवक्ष्यते સ્વસ્થવૃત્તિને દષ્ટિ સામે રાખીને શરીરના અવશ્ય કરવા યોગ્ય "અંન્નાદિ" કાર્યોને તેના ગુણ સહિત કહેવાશે. વિષય પ્રવેશરૂપ આટલી વિચારણા કર્યા પછી હવે સ્વસ્થની વ્યાખ્યા કરીએ.

## સ્વસ્થવૃત્તની શાસ્ત્રીય વ્યાખ્યા

मानवो येन विधिना स्वस्थ तिष्टति सर्वदा - तमेव कारयेद् वैद्यो यतः स्वास्थ्यं सदेप्सितं। दिनचर्या-निशाचर्यामृतुचर्या यथोदिताम्— आचरन् पुरुषः स्वस्थः सदातिष्टति नान्यथा। (ભા. પ્રા.) तस्माद् आत्मवता नित्यं आहाराचार भेषजं-धीमता, तदनुष्ठेयं "स्वास्थ्यं" येनानु वर्तते : ( વૃન્દ માધવ ) अेवं विज्ञायमतिमान् "स्वस्थवृत्त" परोभवेत्-आयुरारोग्य धर्मादि स्वास्थ्या देव जायते-स्वस्थवृत्तम्-येनविधिना स्वस्थतिष्टति तदाचरणे, यस्मिन् यस्मिन् ऋतौ ये ये दोषाः कुप्यन्ति देहिनः तेषु तेषु पदात व्यारसाः ते विजानता ( વૈ. શ. સિં. )

ભાવાર્થ-સ્વાસ્થ્ય સદૈવ ઇચ્છનીય છે. તે માટે જે ઉપાયો વડે મનુષ્ય હમેશા સ્વસ્થ રહે તે ઉપાય વૈદ્યે કરવા જોઇએ આયુર્વેદશાસ્ત્રમાં કહેલી દિનચર્યા, રાત્રિચર્યા અને ઋતુચર્યાનું આચરણ કરનાર માણસ હમેશાં સ્વસ્થ રહી શકે છે. તેનાથી વિપરીત ઉપાયોથી નહી ( ભા. પ્ર. ) તે માટે આત્મવાન્ અને બુદ્ધિમાન્ મનુષ્યે હમેશાં એવો આહાર-વિહાર તથા ઔષધિઓનું સેવન કરવું જોઇએ કે જેના વડે સ્વસ્થ્ય રહી શકે, ( વૃં. મા. ) કેમકે સ્વાસ્થ્યથી જ આયુ, આરોગ્ય અને ધર્મ આદિ પ્રાપ્ત થાય છે. તે માટે એમ સમજીને બુદ્ધિમાને સર્વદા "સ્વસ્થવૃત"નું પાલન કરનારા થવું ( વૃં. મા ) જે વિધિ વડે ( ક્રિયા-વ્યવહાર વડે ) સ્વસ્થપણું રહે તેવું આચરણ, તેને "**સ્વસ્થવૃત્ત**" કહે છે. ( વૈ. શ. સિં. ) જે જે ઋતુમાં જે જે દોષો શરીરમાં કોપે તેમાં તે ઋતુને અનુકૂળ રસો તેને આપવા ( વૈ શ. સિં. ) આ સ્થળે રસો એટલે દ્રવ્યાશ્રિત રહેલા મધુર, અમ્લ, તિકત, કટુ, લવણ, કષાય સમજવા. ઉપર જણાવેલી સ્વસ્થવૃત્તના અંગરૂપ વ્યાખ્યા સમજવી. હવે જોઇએ ચરક શા. અ. ૬માં જે માર્ગદર્શન સ્વસ્થ વૃત્તમાટે કર્યું છે તે.

"देश कालात्म गुणविपरोतानांहि कर्मणामाहार विकाराणांच क्रियोपयोग सम्यक्। सर्वाति योग संधारणम्-असंधारणा मुदीर्णानांच गतिमतां, सहसानांच वर्जनं "स्वस्थवृत्तं अेतावद्धातूनां साम्यानुग्रहार्थ मुपदिश्यते ( ચ. શા. અ. ૬ ) स्वस्थवृत्तं समासेनाह-देशेत्वादि-देशादिभिर्गुणशब्दः संबध्यते, आत्मशब्दनेहशरीर मुच्यते देशविपरीतं कर्म यथा-मरौत्वप्रः, कालविपरीतं कर्म यथा-वसन्तो व्यायामः, आत्म कर्मयथा-स्थूले शरीरे व्यायाम जागरादि-अेवमाहार प्रभेदाश्च-देश-कालादि विपरीतानुन्नेदाः, कर्मणांक्रिया, आहार विकारणं चोपयोग इति यथा संख्यं योजनीयं-सम्यक् गतिक्रिया उपयोगेन च समंज्ञेयंतेन सर्वेषां काल वुद्धि इन्द्रियार्थ मिथ्या योगादीनां वर्जनं, सर्वातियोग सधारणम्-कालमिथ्या योगादेस तृदुष्परिहरस्य प्रतिक्रिया अेव वर्जनम्-गतिमतामिति-पुर्र पांदीनां बहि र्गमनशीलानां, साहसानां यथा वलानां ( रम्भादीनाम ) ( ચક્રપાણિ ) ભાવાર્થ-દેશના ગુણથી વિપરીત, ( ઓકસાત્મ્ય ) કર્મો અને આહાર-વિકારો ( ભોજ્ય પદાર્થો ) નો ક્રમથી સમ્યક ઉપયોગ તથા અતિયોગ ( હિન. મિથ્યા અને અતિયોગ ) ને રોકવા, ગતિમાન્-સ્વસ્થાનથી ચલિત ઉદીર્ણ વેગને ન રોકવા - સાહસો એટલે શક્તિથી અધિક કર્મ કરવું તેનો ત્યાગ આ સંક્ષેપથી ધાતુઓને સમાનપણે રાખવા માટે સ્વસ્થવૃત્તનો ઉપદેશ છે. સામાન્ય રીતે ચરકની પંક્તિ અને તેના પરની ચક્રપાણિની ટીકા વગેરે સ્વસ્થવૃતની વ્યાખ્યા રૂપ જ છે ( આ વ્યાખ્યા ગુજરાતના પ્રથમ પંક્તિના વિદ્વાન વૈદ્યરાજ શ્રી રણજીતરાયે ) ( આ. ક્રિ. શા. માં સ્વીકારી છે. )

## સ્વસ્થવૃત્ત ત્રિષે-વિશેષણ વિવરણ

આયુર્વેદને ત્રિસૂત્ર અને ત્રિસ્કંધ પણ કહેલ છે. हेतुलिगौषधज्ञानं स्वस्थातुर परायणम् त्रिसूत्रंशाश्वतं पुण्यं वुबुधेये पितामहः- सोऽनन्तयारं त्रिस्कंधमायुर्वेद महामतिः यथा वदचिरात् सर्वं बुबुधे तन्मना मुनिः ( ચ. સૂ. અ. ૧ ) આ સ્થળે ઉપયોગ પૂરતીજ વ્યાખ્યા અને વિચારણા આપું છું કે "ત્રિસૂત્ર આયુર્વેદ-(૧) સ્વસ્થાતુર પરાયણ હેતુસૂત્ર, લિંગસૂત્ર તથા ઔષધસૂત્ર(આયુર્વેદમાં) વર્ણવેલા હોવાથી તેને ત્રિસૂત્ર કહેલ છે. તેમજ ત્રિસ્કંધ પણ કહેલ છે

(૧) સ્વસ્થ પરાયણ સૂત્ર-એવા સૂત્ર કે જેમાં સ્વસ્થવૃત્તનું વર્ણન હોય તેને સ્વસ્થ પરાયણ સૂત્ર કહે છે. આજનું નવ્ય વિજ્ઞાન તેને હાઇજિનિક Hygienic કહે છે તથા પ્રતિષેધાત્મક ચિકિત્સાને Preventive or, Prophylactic Measures અથવા Medicine આ સૂત્રો ત્રણ વિભાગમાં વહેંચાએલા છે. જેમ કે (૧) હેતુસૂત્ર (૨) લિંગસૂત્ર (૩) ઔષધસૂત્ર, હેતુસૂત્રમાં "સ્વસ્થવૃત્ત"નો વિષયક તથા તેના નિયમોનું પ્રતિપાદન થાય છે. જેના વડે સ્વાસ્થ્ય અક્ષુણ્ણ રહે છે. લિંગસૂત્રની અંદર સ્વાસ્થ્ય તથા સ્વસ્થ પુરૂષનાં લક્ષણો વર્ણન છે, અને ઔષધસૂત્રમાં વિકૃત સ્વાસ્થ્યને પ્રકૃતાવસ્થામાં લાવવાનું વિધાન છે, તાત્પર્ય એ જ કે "સ્વસ્થ પુરૂષનાં સ્વાસ્થ્યને સુરક્ષિત રાખવું, ઉપાયો

( જુઓ પાન ૬ )

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૬
માલિકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.

श्री आचार्य जी, गुरुकुल कांगड़ी
जि. सहारनपुर, (उ. प्र.)

રજી. નં. જી/૩૭૪

॥ ओ३म् ॥

# आर्यप्रकाश



ऋग्. यजु. साम. अथर्व.

મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ । તંત્રી : વિષ્ણુભાઈ મોહનલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૬ ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ વૈશાખ સુદ ૧૫ને શનિવાર તારીખ ૧૫—૫—૧૯૬૫ [ અંક ૭મો

## અમર શહીદ

# આર્યરત્નની આર્યજગતમાંથી વિદાય

## સભાના મનોનીત પ્રધાન

## શ્રી કાંતિલાલ મોહનલાલ શર્માનું દુઃખદ અવસાન

( ટ્રંકકોલ દ્વારા ) મુંબઇ, તા. ૧૨



મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ
સભા—વડોદરા
તથા
આર્યસમાજ (કાકડવાડી) મુંબઇના
પ્રધાન
**શ્રી કાંતિલાલ મોહનલાલ શર્મા**

મુંબઇ પ્રદેશ આર્યપ્રતિનિધિ સભાના પ્રધાન શ્રી કાંતિલાલ મોહનલાલ શર્મા રવિવાર તા ૯—૫—૬૫ના રોજ મુંબઇથી વડોદરા સભાની કાર્યવાહી સમિતિમાં પધાર્યા હતા. સમિતિની કાર્યવાહી દરમિયાન તેમની તબિયત બગડેલી અને ઉપચાર માટે ડોક્ટરોને બોલાવવામાં આવ્યા હતા. ત્યાર બાદ તેમની તબિયત ઠીક થઇ હતી. રવિવારની રાતે વડોદરા રોકાઇ સોમવારે સવારે તેઓ સભા મંત્રી શ્રી વેણીભાઇ આર્ય સાથે મોટર રસ્તે અમદાવાદ ગયા હતા ત્યાં તેઓનું તા. ૧૨—૫—૬૫ના રોજ હાર્ટએટેકથી અવસાન થયું હતું. મૃતદેહને અમદાવાદથી મુંબઇ લાવવામાં આવ્યો હતો.

મુંબઇથી સાંજે ૫ા વાગે ટેલીફોન દ્વારા સમાચાર મળતાં તુરત જ સભા મંત્રી શ્રી વેણીભાઇ આર્ય તથા પં. શ્રી માધવેન્દ્રજી શાસ્ત્રી મોટર રસ્તે મુંબઇ જવા ઉપડી ગયા હતા.

આ દુઃખદ અવસાનના સમાચારની નોંધ લેતાં અત્યંત દુઃખ અનુભવીએ છીએ. પરમાત્મા સ્વર્ગસ્થના આત્માને ચીરશાંત આપે તથા સ્વર્ગસ્થના શોક સંતપ્ત પરિવારને ધૈર્ય પ્રદાન કરે એ જ પ્રાર્થના.

# શુદ્ધિ આંદોલન પ્રગતિના પંથે

લેખક :
શ્રી. પે. શિવદયાલુજી

આર્ય સમાજ પ્રારંભથીજ શુદ્ધિ આંદોલનને પ્રગતિ આપતો રહ્યો છે. આર્યસમાજના પ્રવર્તક મહર્ષિ દયાનન્દે બન્ને પ્રકારની શુદ્ધિનો માર્ગ મોકળો કરેલો.

ભારતના બહારના દેશોમાં ખાનપાન ઉપર વિશેષ ધ્યાન ન દેતાં વિચાર પરિવર્તન તથા વૈદિક આચારની માન્યતાનેજ આધાર બનાવી શુદ્ધિનું મહત્વ આપવામાં આવ્યું છે. પરંતુ ભારતમાં તો રાષ્ટ્રીયતાનો ખ્યાલ રાખી નામ-રૂપ પણ પરિવર્તન કરવામાં મહત્વ આપવામાં આવ્યું છે. સિદ્ધાન્તોના આધારે તો ઘણાજ ઓછા હિન્દુઓ મુસલમાન કે ખ્રિસ્તી બન્યા છે. ઘણા તો પરિસ્થિતિવશાત્ લાચારીથી જ વટલાઈ નામરૂપ બદલી રાષ્ટ્રીયતા અર્થાત્ ભારતની ભાષા, સંસ્કૃતિ તથા મર્યાદાઓને ત્યાગી ભારતીય સંસ્કૃતિના દુશ્મનો બન્યા છે. પરિણામે આજે તેમના વિશ્વાસનું કેન્દ્ર ભારતભૂમિ ન રહેતાં ભારતના બાહર વિદેશોમાં સ્થાપિત થયાં, માટે નામ રૂપ બદલીનેજ તેમને ભારતીય સંસ્કૃતિની દીક્ષા આપવી જરૂરી છે કે જેથી તેમની આસ્થા ભારતદેશ, સંસ્કૃતિ તથા મર્યાદાઓ પ્રત્યે જાગૃત થઈ શકે.

શુદ્ધિ આન્દોલનને સામ્પ્રદાયિક કહેવું અજ્ઞાનતાની પરાકાષ્ઠા છે. વાસ્તવમાં તે એક વિશુદ્ધ રાષ્ટ્રીય આન્દોલન છે. અને તેથીજ તેને વિચારપૂર્વક પ્રગતિ આપવાની ખૂબજ આવશ્યક્તા છે.

વૈદિક સંસ્કૃતિ અને ભારતની સ્વતંત્રતા માટે જેમના હૃદયમાં તમન્ના છે તેમણે આ પવિત્ર કાર્યમાં લાગી જવું જોઈએ.

સર્વ પ્રથમ તો ભારતના નવ યુવકોના દિમાગમાંથી ધર્મનિરપેક્ષતા અને રાષ્ટ્ર નિરપેક્ષતાની અમંગળ ભાવનાઓને નિમૂળ કરવાનો ભગીરથ પ્રયત્ન કરવો પડશે. તેમજ તેમના દ્વારાજ વિભિન્ન જાતિઓને એક સૂત્રમાં બાંધવાનો પ્રયત્ન કરવો પડશે. સતત જાગરૂક તથા પ્રયત્નશીલ રહીનેજ આ વિશાળ કાર્ય સમ્પાદન કરી શકાશે. વાતોનાં વડાં બનાવવાથી કે કોરી વાતોના તડકા મારવાથી કાંઈ પણ બની શકશે નહીં.

આજે આર્યસમાજની સામે ફક્ત ખ્રિસ્તી તેમજ મુસલમાનોની શુદ્ધિનોજ પ્રશ્ન નથી. બૌદ્ધ અને બહાવી સંપ્રદાય પણ હિન્દુઓને વટલાવી રહ્યા છે.

ઉજ્જૈન, ઇન્દોર, ગ્વાલિયર વગેરે સ્થાનોમાંજ લગભગ એક લાખ હરિજનો બહાવી સમ્પ્રદાયમાં શામિલ થઇ ચુકયા છે. જો કે સ્થાનીય આર્યસમાજના પ્રચારને લીધે હવે કેટલાક અંશે જોર ઘટયું તો છે. અને ત્યાં આર્યસમાજના પ્રબલ તથા સતત પ્રચારને લીધે લગભગ ચાળીસ હજાર બહાવીઓ તો પોતાની શુદ્ધિ કરાવી ફરીથી હિન્દુધર્મમાં આવી ગયા છે. બહાવીઓમાં શ્રી. પં. કાલીચરણ મૌલવી ફાજીલ, આચાર્ય દેવપ્રકાશજી વગેરેએ ખૂબજ પ્રશંસનીય કાર્ય કર્યું છે. બહાવી સંપ્રદાયના સંબધીમાં સાહિત્ય પણ પ્રકાશિત કરવામાં આવી રહ્યું છે.

સ્વ. ડોકટર આંબેડકરે પોતે બૌદ્ધધર્મ સ્વીકારી હરીજનોને બૌદ્ધ થવા માટે ખૂબ ઉશ્કેર્યા. ભાગ્યવશાત્ બૌદ્ધ બન્યા પછી ૧૫ દિવસમાંજ તેમનો દેહાન્ત થઇ જવાથી તેમાં કાંઇક અવરોધ થયો, છતાં પ્રચાર તો ચાલતોજ રહ્યો. ઉત્તરપ્રદેશના અલીગઢ, આગરા, પંજાબના રેવાડી, મધ્યભારતમાં નાગપૂર, અમરાવતી, આકોલા, મહારાષ્ટ્રમાં પરગની, નાન્દેડ, સોલાપૂર તથા ગુજરાતના:અમદાવાદ જિલ્લાઓમાં તેમજ દક્ષિણના બેંગલોરના જિલ્લાઓમાં મળી લગભગ બે લાખ હિન્દુઓને બૌદ્ધ બનાવવામાં આવ્યા છે.

હવે બૌદ્ધોને પણ પાછા લાવવાનો પ્રયત્ન થઈ રહ્યો છે. આજ સુધી લગભગ ૪૦૦૦૦ ની તો શુદ્ધિ થઈ ચુકી છે. બૌદ્ધોની શુદ્ધિમાં ખાનદેશના શ્રી. પં. શિવશંકર, શ્રી. શ્રીકૃષ્ણ જલગાંવ, તથા બેંગલોરના શ્રી. પં. બુદ્ધદેવજીનાં નામો વિશેષ ઉલ્લેખનીય છે.

ભિલાઈના વિશાલ કારખાનામાં લગભગ ૧૦૦૦૦ ની વસતી છે. ત્યાં પણ આર્યસમાજની સ્થાપના થઇ ચુકી છે. પાછલા વર્ષેજ ૯૬ રશિયનોએ પોતાની કન્યાઓને વૈદિક વિધિથી આર્ય યુવકો સાથે રાજીખુશીથી પરણાવી છે.

મધ્યભારતની બલાઇ જાતિના હરિજનો બૌદ્ધ તથા ખ્રિસ્તી બની ગયા હતા. તેમાંથી ખંડવા જિલ્લામાં જ આશરે ૧૫૦૦ ભાઇબહેનોને પાછા હિન્દુધર્મમાં શામેલ કરી લેવામાં આવ્યા છે.

એવી રીતે શુદ્ધિ આન્દોલન પ્રગતિ તો કરી રહ્યું છે છતાં તેને વેગ આપવાની ઘણીજ આવશ્યક્તા છે.

## અલીગઢ યુનિવર્સિટી કે પાકિસ્તાની ગુંડાઓને અડ્ડો

અલીગઢ યુનિવર્સિટી તેના જન્મ કાળથી જ સામ્પ્રદાયિક, અરાષ્ટ્રીય તથા પંચયોગી તત્વોનું કેન્દ્ર બનેલું છે. ભારતીય રાષ્ટ્રીયતા તથા હિન્દુઓના વિરૂદ્ધની ભાવનાઓને ભડકાવવાનો આ એક જબરજસ્ત અડ્ડો છે. પાકિસ્તાનના સમર્થક તરીકે અહીંના વિદ્યાર્થિઓ તથા શિક્ષકો આખા દેશમાં બદનામ થતા રહ્યા છે.

થોડાક જ વર્ષો પહેલાં અલિગઢમાં થયેલાં ભયંકર સાંપ્રદાયિક તોફાનમાં આજ સંસ્થાના વિદ્યાર્થિઓએ જે ગુંડાગિર્દી, હલકટતા, અને અત્યાચારોનું પ્રદર્શન કરેલું તેને હજી તો જનતા ભૂલી ન હતી ત્યાં તો હમણાં ફરીથી પાકિસ્તાન સમર્થક વિદ્યાર્થિઓએ ઉપકુલપતિ શ્રી. અલિયારજંગ ઉપર ઘાતક હુમલો કરી તેમને ઘાયલ કર્યા છે. તેમને બચાવવા આવેલી પોલિસ ઉપર પણ ઈંટ પત્થરોનો વર્ષાવ કર્યો છે. પરિણામે પોલિસને ગોળી ચલાવવી પડી હતી.

આ યુનિવર્સિટીના ૯૦ ટકા વિદ્યાર્થિઓ ભણ્યા પછી પાકિસ્તાન ચાલ્યા જાય છે. અને ભારતના વિરૂદ્ધ પડયંત્રો કરવામાં જ રચ્યાં પચ્યા રહે છે.

ભારત સરકાર આ વાંધાંજનક પ્રવૃત્તિઓથી ભરપૂર સંસ્થાને પ્રતિ વર્ષ લાખો રૂપિયા ગ્રાન્ટ આપે છે અને એ રીતે દુશ્મનોને સહાયક બની રહી છે.

હવે સમય પાકી ગયો છે કે આ વિષ વૃક્ષને વહેલામાં વહેલી તકે સરકારે ઊખાડી ફેંકી દેવો જોઈએ. અન્યથા ફરીથી સમય આવશે પોતાનાજ ઘરમાં પેદા થયેલા દુશ્મનો ઘરમાં આગ લગાડવા મેદાને પડશે. આશા છે સરકાર આ સડેલી તથા પાકિસ્તાની બદબોથી ગંધાતી સંસ્થાને સમયસર સમાપ્ત કરી રાષ્ટ્રીયતાનું રક્ષણ કરવાનું બીડું ઝડપશે.




## તંત્રીસ્થાનેથી

# "પાકિસ્તાનની પાપલીલા જ પાકિસ્તાન તોડશે"

## ( સરદારશ્રીની આર્ષવાણી )

" કાશ્મીર ભારત સાથે પ્રજામતથી જોડાયું નથી " એ જ અમારા ભારત સાથેના તમામ કજિયા-કલહનું મૂળ છે " એમ પાકિસ્તાન કયા મ્હોંયે કહે છે ?

શું પાકિસ્તાન ભારત-પાકિસ્તાનની પ્રજાના પ્રજામતથી અમલમાં આવ્યું છે ? એ દૃષ્ટિએ ભારતના ભાગલા જ તમામ હિંદુસ્તાનની પ્રજાના દુઃખનું મૂળ છે અને તે ભાગલાની જગ્યાએ એક ને અખંડ હિંદુસ્થાન સ્થપાય તો જ રાજકીય શાંતિ અને પ્રજાનું સાચું રાજ્ય સ્થપાય એમ કેમ ન કહેવાય ?

પાકિસ્તાનમાં હિંદુઓની બહેન બેટીઓના વેચાણના વેપારનું લોહી ચાખ્યા બાદ ગૂંડાઓએ હિજરતી ગરીબ મુસ્લિમ બહેનબેટીઓના વેચાણનો વેપાર શરૂ કર્યો છે એમ જોરશોરથી કહેવાઈ રહ્યું છે. પૂર્વ પાકિસ્તાનની મુસ્લિમ પ્રજા દ્રૌપદીનાં પંજાબી મુડીવાદી મુસ્લિમો ચીરહરણ કરી રહ્યા છે. અને ભૂખી નાગી પાકિસ્તાની આમ જનતા તમામ સ્થળે પાકિસ્તાની સરમુખત્યાર શાહીનો જીવલેણ સ્વાદ ચાખી રહી છે. **સામ્યવાદી ચીન પાકિસ્તાનને ભારત સામે ઊંટ બનાવી સૌથી પહેલું પાકિસ્તાનને જ રૂધિરરંગી રાજ્યતંત્રનું પ્યાદું બનાવી દે એવી આગાહી અઠંગ રાજદ્વારી મુત્સદ્દીઓને સતાવી રહી હોય તેથી બ્રિટન-અમેરિકા ભેદી રાજકારણ ખેલી રહ્યાં છે.** સાવચેતીના વમળમાં અટવાઈ પડેલા બ્રિટિશ કૂટનીતિજ્ઞો ભારતીય સ્વરાજ્યને નામશેષ બનાવી દેવાની રમતમાં પાકિસ્તાનને માનીતી બીબી બનાવી એ બીબીને લાડ લડાવવાના તાનમાં, નફટાઈએ ચઢેલી બીબીની નાદાનિયતથી ભારત સહિતના આખા એશિયાને લોહિયાળ સામ્યવાદી ક્રાંતિનું કેન્દ્ર બનાવી રહ્યા છે એમ કેટલાક માને છે. તો એવા જ બીજા ધૂરંધર મુત્સદ્દીઓ માને છે કે યુરોપની યાદવાસ્થળી સમયે બ્રિટિશ-અમેરિકી ફોજોએ યુરોપના રણક્ષેત્રમાં રશિયા સાથે સહિયારો વિજય મેળવી રશિયન ફોજો સામે લોકશાહી મોરચો સલામત રાખનારી ફોજો ખડી કરી દીધી હતી, તેમ જ એશિયાઈ યાદવાસ્થળી પ્રસંગે સમય આવે પાકિસ્તાન-ભારત બન્નેમાં ધસી જઇ પહેલાનાં-આખા હિંદુસ્તાનને જાપાનની માફક લોકશાહી-રક્ષિત-રાજ્ય બનાવવાની વેતરણમાં નહિ ફાવવાથી ભારતને એકલું અટુલું પાડી ભયભીત બનાવી ડારી રહ્યું છે. રશિયા ચાલાકીથી તટસ્થ બની બ્રિટન, અમેરિકા, પાકિસ્તાન, ચીન તમામની રાજ્ય રમત જોઈ રહ્યું છે અને ભારતને સધિયારો આપી તેને શાંતિ આપી રહ્યું હોય એવી પરિસ્થિતિ ખડી કરી રહ્યું છે.

આ ભયંકર રાજકીય શેત્રંજમાં ભારત સરકાર અને શાસ્ત્રીજી બન્ને અભિમન્યુની માફક કોઠા યુદ્ધમાં ફસાયા છે. સત્તર વર્ષનું આપણું સ્વરાજ્ય અર્જુન અને કૃષ્ણ વિહોણું અટવાઈ રહ્યું છે. અભિમન્યુ મરાયો છતાં વિજયી પાંડવો થયા હતા અને કુટિલ કૌરવો નાશ પામ્યા હતા એ હકીકત છે. કારણ-" **યતો ધર્મસ્તતો જયઃ** "

**વિશ્વમાં સૌથી મહાન લોકશાહી થવા મથતી ભારતની લોકશાહીની ઘોર ખોદવા મથતું પાકિસ્તાન પોતાની જ ઘોર ખોદી રહ્યું છે એમાં અમને કાંઈ શંકા નથી. ભારતને તો સૈકાઓથી ભગવાને રક્ષ્યું છે પણ પાકિસ્તાનને ખચિત એનું પાપ રક્ષશે નહિ પણ ભક્ષશે જ-ભક્ષશે જ. અને જગત અંતમાં સત્યનો વિજય થયેલો જરૂર જોશે એવી અમારી દૃઢ શ્રદ્ધા છે.** આ પ્રસંગે સરદારશ્રીની પાકિસ્તાનને લલકારતી ધર્મવાણી અમને યાદ આવે છે. સરદારશ્રીની આર્ષવાણીને દેશવત્સલ યોગીરાજ શ્રી અરવિંદે પણ સમર્થન આપ્યું છે કે " **ભારતના ભાગલા જશે જ.** "

લાલ દરવાજે ( અમદાવાદમાં ) મળેલી જાહેર સભામાં સરદારશ્રીએ સિંહગર્જના કરતાં કહ્યું હતું કે, " મને પાકિસ્તાનનો દુશ્મન માનવામાં આવે છે અને કહેવામાં આવે છે કે હું પાકિસ્તાન તોડવા મથું છું પણ મારે પાકિસ્તાન શા માટે તોડવું પડે ? **પાકિસ્તાન તૂટશે તો એના પાપે જ તૂટી પડશે.** "

**જગત આખું પૂછે છે-પાકિસ્તાન ને પાકિસ્તાનમાં આજે સામાજિક, રાજકીય, ધાર્મિક કે આધ્યાત્મિક પ્રગતિ થઇ રહી છે કે પીછેહઠ ? પાકિસ્તાનની નેતાગિરી એનો સાચો જવાબ આપી શકે તેમ છે ?** શું આર્યાવર્ત-હિંદુસ્તાનની પવિત્ર ભૂમિ અમે પાકિસ્તાનને અપવિત્ર-નાપાક બનાવવા સોંપી હતી ? પાકિસ્તાનના સત્તર વર્ષના રાજ્યતંત્રે પાકિસ્તાનને ભારત વર્ષના જ નહિ વિશ્વ લોકશાહીના હૃદયમાં કપટથી હૂલાવી દેવાનું ખંજર બનાવી રાખ્યું છે. એક બાજુ બ્રિટન-અમેરિકાના કૂટિલ રાજનીતિજ્ઞો અને બીજી બાજુ સામ્યવાદી ભારતીય સંસ્કૃતિના વધખોરોની વચ્ચે " ભારત વર્ષ " રૂપી મહાત્મા જડભરતને વધસ્થંભે દોરી જઈ પાકિસ્તાની પાપ નીતિ તેને વધેરવા મથી રહ્યું છે. જડભરતને દૈવીશક્તિએ રક્ષ્યા તેમ ભારત રક્ષાશે અને અંતે પાકિસ્તાન જ વધેરાશે એમાં અમને કાંઈ શંકા નથી.

પ્રાણ પ્રશ્નો તો એ છે કે ભારતની આર્યપ્રજાને વિજય ટંકાર કરાવવા મથતા સરદાર જેવાઓની આર્ષવાણીને સાર્થક કરી બતાવનાર " ધર્મતેજ " આપણે પ્રગટાવી શકીએ તેમ છીએ ? ધર્મશક્તિ જ ક્ષાત્રતેજ પ્રગટાવી શકે. આ ધર્મશક્તિ અને ક્ષાત્રતેજ પ્રગટાવવાનું રાષ્ટ્રકાર્ય આર્યસમાજ સિવાય બીજું કોણ વધુ સારી રીતે કરી શકે તેમ છે ? ભલે બીજા સામાજિક, રાજકીય, ધાર્મિક જૂથોનો સહકાર તે મેળવી રાષ્ટ્રીય બચાવ

( જુઓ પાન ૬ )

# ધર્મ એટલે શું ?

## ( લેખાંક પહેલો )

( જીવનલાલ રાઠોડ-વડોદરા )

નીતિ શાસ્ત્રનું વચન છે કે ખાવું, પીવું, સુવું, ડરવું અને મૈથુન આ તમામ મનુષ્યો અને પશુઓમાં એક સરખાજ છે. માત્ર મનુષ્યમાં ધર્મ એજ વિશેષતા છે, જે મનુષ્યો ધર્મ વિહીન છે. તે તમામ પશુ સમાન છે.

શાસ્ત્રોમાં ઠેકઠેકાણે ધર્મનો મહિમા વર્ણવવામાં આવેલ છે. પરંતુ ધર્મ એટલે શું ? એ પણ એક મોટો પ્રશ્ન છે. ઘણા કારણોને લઇને ધર્મ એ એટલી અસ્પષ્ટ વાત થઇ ગઇ છે કે તેના પર આચરણ કરવું એ એક મુશ્કેલ વસ્તુ બની ગઈ છે.

મંદિરમાં જવું, નકામું દેવતાને બલિદાન આપવું, એકાદશીએ ઉપવાસ કરવો, જુદાં જુદાં વ્રતો રાખવાં, માથાપર ચોટલી રાખવી, અમુક પ્રકારનાં કપડાં પહેરવાં, આ બધાને પણ ધર્મ માનવામાં આવે છે. ઘણા લોકો તો વર્ષમાં એક દિવસ ગાળો આપવી, તોફાનો કરવા તેને પણ ધર્મ માનવામાં આવે છે.

ઘણા લોકોમાં તહેવારોને દિવસે જુગાર રમવો, તેને પણ ધાર્મિક કૃત્ય માનવામાં આવે છે. વાસ્તવમાં હિંદુજાતીમાં ધર્મનો બહુ જ મહિમા હોવા છતાં પણ તેના અર્થોમાં અસ્પષ્ટતા એ પણ ખરેખર આશ્ચર્ય ઉપજાવે છે. અને આ બધાનું કારણ હિંદુઓની પોતાની પોતાના શાસ્ત્રો પ્રત્યેની અજ્ઞાનતા છે એમ જ માનવું પડે છે. કારણ કે શાસ્ત્રોમાં તો ધર્મની વ્યાખ્યા તદ્દન સરલ અને સ્પષ્ટ રીતે આપવામાં આવી છે.

જ્યારે સામાન્ય જનતા વેદ–શાસ્ત્રોથી અજાણ એવા ગુરૂઓના પ્રભાવમાં આવી, ત્યારે ધર્મનો મહિમા તો રહ્યો પરંતુ ધર્મનો સાર ન રહ્યો અને આ અજાણ વ્યક્તિઓએ પોતાની વાતોને સામાન્ય જનતામાં પ્રચાર કરવા માટે તેને ધર્મનું નામ આપી દીધું.

પૂજારીને દાન દક્ષિણાની જરૂર પડી અને દાન દક્ષિણા પ્રાપ્ત કરવાની પોતાની યોગ્યતા ન હોવા છતાં પણ દેવ મૂર્તિઓની સામે ભોજન થાળ ધરવા કે પૈસા ધરવા તેને ધર્મ ગણાવી દીધો, અને ધર્મની પ્રત્યે અનુરાગ ધરાવનારી જનતાએ પણ દેવ મંદિરમાં ધરવામાં આવનારી વસ્તુઓનો શું ઉપયોગ કરવામાં આવે છે તે સમજ્યા વિના ધર્મ પ્રાપ્ત કરવા માટે દાન દક્ષિણાઓ આપવા માંડયા.

વાસ્તવમાં ધર્મ જેવી આવશ્યક વસ્તુ કે જેથી અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તી થાય છે. એવા ધર્મ જેવી વસ્તુને અવશ્ય સમજી લેવી જોઇએ. પરંતુ એ તરફ કાયમ ઉપેક્ષા કરવામાં આવે છે.

સૌ પહેલા ધર્મને સમજવા માટે પંથ અથવા તો મતને સમજવો એ જરૂરી છે. પંથનો શાબ્દિક અર્થ માર્ગ છે. કોઇ વિશેષ કાર્યની સિધ્ધી માટે જે માર્ગ ગ્રહણ કરીએ તેને પંથ કહેવામાં આવે છે. અને ઉર્દુ ભાષામાં તેને મઝહબ અને અંગ્રેજી ભાષામાં રીલિજિયન કહેવામાં આવે છે.

ઇશ્વર પ્રાપ્તિ, મોક્ષ પ્રાપ્તિ અથવા અન્ય પ્રકારના આત્મ–અભ્યુદયના માટે જે માર્ગ પર ચાલવામાં આવે તેને પંથ અથવા મત કહેવામાં આવે છે; આ ધર્મથી તદ્દન જુદી વસ્તુ છે અને જુદી જુદી વ્યક્તિઓ કે જે ઉન્નતિ માટેના ભીન્ન ભીન્ન સ્તર સુધી પહોંચેલી હોય છે. અથવા જુદા જુદા પ્રકારના સ્વભાવ અને પ્રકૃતિવાળા છે. અથવા ભીન્ન ભીન્ન આયુષ્ય તથા માનસિક વિકાસવાળાઓ હોય છે. તેઓ ભીન્ન ભીન્ન માર્ગના અનુયાયીઓ હોવા સંભવ છે. જેથી પંથ અનેક હોઇ શકે છે. ભલે તેની માન્યતા એક જ પ્રકારની હોય।

પરંતુ ધર્મમાં ભેદ હોઇ શકે નહીં. ધર્મ એતો ધારણ કરવા યોગ્ય વ્યવહારનુ નામ છે સંસારમાં રહેતા તમામ માવીઓના માટે ધર્મ એક જ છે. ધર્મનો સંબંધ વ્યવહારથી છે. વિચારથી નથી. પંથનો સંબંધ ખાસ કરીને વિચારથી હોય છે.

ધર્મ અંગે ધર્મ વ્યવસ્થા આપનારૂં સૌથી પ્રાચીન પુસ્તક મનુસ્મૃતિ છે. તેમાં સારું સારું લખ્યું છે કે વેદ અને સ્મૃતિઓમાં વર્ણવેલા ધર્મનું જે મનુષ્ય આચરણ કરે છે તેને આ લોકમાં યશ મળે છે, અને પરલોકમાં તેને ઉત્તમ સુખની પ્રાપ્તિ થાય છે.

ધર્મના દશ લક્ષણોમાં મનુ–ભગવાને ધૃતિ, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ , ઇન્દ્રિયનિગ્રહ, ધી, વિદ્યા સત્ય અને અક્રોધ આ રીતે દશ લક્ષણોનું વર્ણન છે. તેનું વર્ણન આવતા અંકે આપણે રજૂ કરીશું ઇત્યોમ,

# સૂઝાવ અને સમ્મતિઓ

## પ્રાન્તીય સભાઓનાં વાર્ષિક અધિવેશનો ફક્ત નિર્વાચન માટે નહીં કાર્યક્રમની યોજનાઓ માટે પણ થવાં જોઈએ.

પ્રાન્તીય સભાઓના વાર્ષિક અધિવેશનો દર વર્ષે થાય છે. તેમાં પદાધિકારીઓના નિર્વાચનો તો થાય છે જ. તે સંબંધમાં મારે કાંઇ કહેવાનું નથી. જો સુસંગઠિત રૂપથી સમાજોની નીતિ નિશ્ચિત હોય તો અધિકારીઓનું વ્યક્તિત્વ કાંઇ પણ બગાડી શકે એમ નથી. થોડું ઘણું તો કરી જ શકે છે. સ્વસ્થ શરીરમાં સમયાનુકુલ કોઇક બાધા આવી જાય તો પણ કામ કરવામાં વિઘ્ન તો ઉપસ્થિત થઇ શક્તાં નથી. પરંતુ જ્યાં સુસંગઠિત અથવા સુનિશ્ચિત નીતિ નથી હોતી ત્યાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ અધિકારી પણ યથાયોગ્ય લાભ નથી આપી શક્તા. માટે મુખ્ય વાત નિર્વાચન નથી પણ નીતિનું નિર્ધારણ છે. જ્યારે સમસ્ત પ્રાન્તના પ્રતિનિધિઓ ભેગા થાય તો વૈજ્ઞાનિક રીતે અથવા પરસ્પર વૈયક્તિક રીતે વાર્તાલાપમાં સમાજની નીતિ આવતા વર્ષ માટે શી હોવી જોઇએ તેના પર ચર્ચા થવી જોઇએ. કોણ કોને વોટ આપે એના ઉપર બળ આપવા કરતાં લોકો પરસ્પર મળે અને નિશ્ચય કરે કે આવતા વર્ષે શું કરવું જોઇએ. ગામડાંઓમાંથી નવા પ્રતિનિધિયો આવે છે. તેઓ પોતાના ગામોની પરિસ્થિતિ વિચારાર્થે સભામાં મુકે અને વધ્રારે અનુભવીઓ તેમની સહાયતા કરે અથવા સલાહ આપે. સાહિત્યપ્રેમિઓ સાહિત્યજ્ઞો સાથે મળી સ્વાધ્યાયનો કાર્યક્રમ બનાવે. ફક્ત વોટ આપી ચાલ્યા જવું તો પલ્લડઝાડ જ થઇ જાય છે. નિમ્ન લિખિત સૂઝાવ વિચારવા જેવા છે :

(૧) જે પ્રતિનિધિયો લાંબા સમયથી ચાલ્યા આવતા હોય તેમણે સર્વથા ખસી જવું જોઇએ. તેમના માટે અન્યત્ર ઘણું કામ છે. બીજાઓ માટે પણ અનુભવનો મોકો આપવો જોઇએ. જેવી રીતે પુત્રૈષણા, લોકૈષણા અથવા વિત્તૈષણા કોઇ ન કોઇ દિવસ નિન્દનીય ગણાય છે તેવી જ રીતે "પદૈષણા' પણ ગણાવી જોઇએ.

(૨) ગ્રામીણ સમાજોના પ્રતિનિધિઓ આસપાસના ગામોના નાનાં નાનાં ગ્રૂપો બનાવે અને વિચારે કે તેઓ પરસ્પર હળીમળી વિચારે કે પોતાની મંડળીઓમાં આર્યસમાજના કાર્યને કેવી રીતે વેગ આપી શકે છે.

(૩) ગ્રામ સુધાર યોજનાઓમાં સ્થાનિક આર્યસમાજ કેવા પ્રકારનો સાથ આપી શકે છે કે આપી રહ્યો છે. તેમનો સ્થાનિક સંસ્થાઓના બાળકો ઉપર કેવો પ્રભાવ પડે છે.

(૪) ગામોના ભિન્ન ભિન્ન વર્ગ હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી, છૂત, અછૂતોના પરસ્પર વ્યવહારો પર આર્યસમાજના કાર્યકર્તાઓનો કેવો પ્રભાવ છે તે અવશ્ય જાણવું જોઇએ.

(૫) પ્રાન્તના મોટા શહેરોમાં પહેલાં ખૂબ જોર હતો. શું હવે પણ તેવોજ છે. જો શિથિલતા આવી ગઇ હોય તો તે દૂર કરવાનો વિચાર કરવો જોઇએ.

જો કે આ નાની નાની વાતો છે જે મોટેરાઓના નજરે દેખાતી નથી. સિંહ વગેરે વિશાળ પ્રાણીઓથી બચવાનું તો જરૂરી છે જ છતાં મચ્છરોથી પણ બચવાની આવશ્યક્તા તો છે જ.

ગંગાપ્રસાદ ઉપાધ્યાય

# મહર્ષિ દયાનંદે નવી ચેતના આપી

આર્ય સમાજ સીસામઉમાં આર્ય સમાજ સ્થાપના દિવસ નિમિત્તે ઉજવેલા ઉત્સવમાં ભાષણ આપતાં ઉત્તર પ્રદેશ વિધાન સભાના સદસ્ય શ્રી. પં. અલ્ગુરાય શાસ્ત્રીએ પોતાના લાક્ષણિક ભાષણમાં જણાવેલું કે આર્ય સમાજનો સ્થાપના દિવસ માનવસમાજનો મહત્વપૂર્ણ દિવસ છે. ૧૮૪૮માં માર્કસ અને એંગિલ્જે પોતાનો કમ્યુનિસ્ટ મેનિફેસ્ટો લખી વિશ્વભરમાં એક આર્થિક અને રાજનૈતિક ક્રાન્તિનો પાયો નાખ્યો-હતો. કમ્યુનિસ્ટ દળની એક બૃહત્ત્રયી પણ છે. દાસ કેપિટલ, કમ્યુનિસ્ટ મેનિફેસ્ટો તથા એંટી ડુહરિંગ. અમારા દેશમાં ગીતા, ઉપનિષદ્ તથા વેદ જેવા ધાર્મિક જગત્‌ની બૃહત્ત્રયી છે. ઋષિ દયાનન્દે તેજ અરસામાં પોતાની બૃહત્ ચતુષ્ટયી બનાવી (૧) સત્યાર્થ પ્રકાશ (૨) ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા, (૩) સંસ્કાર વિધિ તથા (૪) વેદ ભાષ્ય. મહર્ષિની એ અદ્‌ભુત કૃતિઓએ સંસારના સમસ્ત ધર્મોને એક નવી ચેતના તથા નવોજ માર્ગ આપ્યો. ઇસાઈ, મુસલમાન, બૌદ્ધ, જૈન તેમજ સ્વયં હિન્દુઓના દૃષ્ટિકોણ આ ચતુષ્ટયીના પ્રતાપે હાલી ઊઠયા. કપોલ-કલ્પનાઓના પગ ઊખડવા લાગ્યા. વૈજ્ઞાનિક ઢંગથી તર્કપૂર્ણ વિચારોના આધારે ધર્મની રૂઢિઓનો અર્થ થવા લાગ્યો.

જે યુગમાં મહર્ષિ દયાનન્દે પોતાની તીક્ષ્ણ સૂત્ર, અને સશક્ત વાણીનો પ્રયોગ કર્યો, પોતાની તેજસ્વી તથા પાંડિત્યપૂર્ણ કલમ ઉપાડી, તે યુગ ભારત માટે ભયંકર પરાભવનો યુગ હતો. મુસ્લિમ યુગમાં હિન્દુઓ રાજનીતિક દાસતામાં સપડાઇ ચૂકયા હતા. ઇસાઈ યુગ તેજ સાંકળની મજબૂત કડી હતી. શું ધર્મ, શું સમાજ, શું શિક્ષા અને શું આર્થિક અને ઔદ્યોગિક જીવન. બધામાં જ પ્રાચીન સંસ્કૃતિનો હિન્દુ સમાજ અત્યંત હતાશ અને કિંકર્તવ્યમૂઢ બની ચૂકયો હતો.

ઋષિ દયાનન્દે આ સમાજની નિંદ ઉડાડી. તેને તેના જીવનની બધીજ દિશાઓનો પ્રેરણાસ્રોત વૈદિક સાહિત્ય દ્વારા આપવાનો પ્રયત્ન કર્યો. વેદોને બધી જ વિજ્ઞાન મૂલક સત્ય વિદ્યાઓનું પુસ્તક બતાવી મતમતાંતરોની ભ્રમણાઓમાંથી ઉગાર્યા. સત્યાર્થ પ્રકાશની અકાટય યુક્તિઓએ બુજદિલ અને મુર્દાલ દિમાગોને નવું જીવન આપી જાગરૂક બનાવ્યા.

વિધવાઓના આર્તનાદથી સમાજને બચાવી લીધો. તથા કથિત અછૂત સમાજને આત્મ સમ્માન અને નવી ચેતના આપી. વિદેશી શાસનના દોષો ખુલ્લા પાડી દેશને સ્વરાજ્યની ભવ્ય ભાવનાઓથી ભરી દીધો. સ્વદેશીયતાની ભાવના જાગૃત કરી દેશના ઉદ્યોગ ધંધાઓને ઉત્તેજન આપવાનો પ્રબલ પુરુષાર્થ આદર્યો. વૈદિક ધર્મની શ્રેષ્ઠતા બતાવી ઇસાઇ અને મુસલમાનોના છક્કા છોડાવી દીધા. તેમજ

(શ્રી. પં. અલ્ગુરાય શાસ્ત્રી)

ભારતીય હિન્દુ સમાજના હ્રાસને રોકયો. ગુરૂકુલ પ્રણાલીની શિક્ષાનો મંત્ર આપી અંગ્રેજીને બદલે રાષ્ટ્રભાષાનું મહત્વ સહુની સામે મુકયું. માનો તે સમાજ જેનો પાયો આજના રોજ મુંબઇમાં નાખવામાં આવેલો ભારતીય ભાવનાઓ તેમજ હિન્દુ સમાજના તેજસ્વી ચોકીદાર બનીને ઊભો કરવામાં આવ્યો છે.

આજે આર્યસમાજની જેટલી આવશ્યકતા છે તેટલી કોઈ કાળે ન હતી. નિર્ભિકતા સાથે રાજનીતિક, સામાજીક, તેમજ ધાર્મિક પ્રશ્ન ઉપર સાચા પક્ષને સામે મુકવાનું ભગીરથ કાર્ય આર્યસમાજ સિવાય બીજો કોઇ કરી શકે એમ નથી. આર્યસમાજ કોઇ સમ્પ્રદાય નથી તે તો માનવતાનો પ્રચારક અને પ્રસારક છે. માટે પ્રત્યેક માનવતાવાદીએ વૈદિકધર્મનો સંદેશવાહક સ્વયંસેવક બનવું જોઇએ. તે સિવાય કલ્યાણ નથી.

## શતપથ બ્રાહ્મણનાં પ્રકાશનમાં સહયોગ આપો

વૈદિક સાહિત્યમાં શતપથ બ્રાહ્મણનું વિશેષ મહત્વ છે. આજથી ૩૫ વર્ષો પહેલાં મેં તેનો હિન્દી અનુવાદ શરૂ કરેલો, અને ૧૦ વર્ષના સતત પરિશ્રમથી તે પૂરો કર્યો છે. તે જ સમય દરમ્યાન મેં ઐતરેય બ્રાહ્મણનો પણ અનુવાદ કરેલો. ઐતરેય નાનો ગ્રંથ છે, અને તેને હિન્દી સાહિત્ય સમ્મેલન પ્રયાગે મૂળ વગર ફક્ત અનુવાદ માત્ર લગભગ ૫૦૦ પૃષ્ઠ પુસ્તકના રૂપમાં છપાવી દીધો છે. શતપથ ઘણો મોટો ગ્રન્થ છે. તેને છપાવવા માટે ઘણા જ અધિક ધનની આવશ્યકતા હોવાથી હું સાહસ ન કરી શકયો. દિલ્હીના એક પ્રતિષ્ઠિત સજ્જને મૂળ સહિત અનુવાદ છપાવવાની યોજના બતાવી છે. આ ગ્રન્થ લગભગ ૫૦૦ પૃષ્ઠોના ચાર કે પાંચ ભાગોમાં પ્રસિદ્ધ થશે. શું મોટી મોટી આર્યસમાજો તથા ધની આર્ય મહાનુભાવો ગ્રાહક બનીને આ મહાન કાર્યમાં સહાયક થશે? આજકાલ પ્રત્યેક વસ્તુના દામ અનહદ વધી ગયા છે. એટલે પ્રત્યેક ભાગની કિંમત શી થશે તે અત્યારથી કહી શકાય એમ નથી. આર્ય સાહિત્યના પ્રેમીઓના ઉત્તરની પ્રતીક્ષામાં છું.

ગંગાપ્રસાદ ઉપાધ્યાય
કલાપ્રેસ, ઇલાહાબાદ

## આર્ય જગત્

આર્ય સમાજ ઢુણસાવાડ, અમદાવાદ તરફથી તા. ૨૫ એપ્રિલ થી ૨ મે સુધી રોજ સવારે શાહપુર દરવાજા બહાર ભગત છોટાલાલની ધર્મશાળામાં વેદ સપ્તાહ શ્રી સ્વામી આત્માનંદજીની દેખરેખમાં ઉજવાયો હતો.

તા. ૩જી મેના રોજ તેજ સ્થળે શ્રી અતુલ છોટાલાલ શાહ, અને હર્ષદા કાન્તિલાલ આચાર્યનાં લગ્ન શ્રી સ્નાતક સત્યવ્રતજી વેદાલંકાર તથા શ્રી ખુબચંદ આર્યે કરાવ્યાં હતાં.

તા. ૮ મેના રોજ વાર્ષિક સાધારણસભા થઇ તેમાં વાર્ષિક અહેવાલ તથા હિસાબ રજૂ કર્યા પછી નિમ્નલિખિત પદાધિકારીઓની ચૂંટણી થઇ હતી.

પ્રધાન : શ્રી સ્નાતક સત્યવ્રતજી વેદાલંકાર,

ઉપપ્રમુખ : શ્રી ફુલચંદ મ. શર્મા

મંત્રી : શ્રી ખેમચંદ રા. શર્મા

ઉપમંત્રી : શ્રી ગુણવંતરાય ફ. શર્મા

કોષાધ્યક્ષ : શ્રી નરસિંહભાઈ એમ. આર્ય

પુસ્તકાધ્યક્ષ : શ્રી નાનારાવ ગો. કદમ

સહાયકાધ્યક્ષ : શ્રી પીયૂષકાંત સ. આર્ય

લેખા નિરીક્ષક : કાન્તિલાલ આર્ય

તે સિવાય ૪ કારોબારીના સભ્યો ચૂંટાયા હતા.

### અન્ત્યેષ્ટિ સંસ્કાર

તા. ૧૦ મેના રોજ શ્રી પુરુષોત્તમ પંચાલના ધર્મપત્નીનો અન્ત્યેષ્ટિ સંસ્કાર વૈદિક વિધિથી કરવામાં આવેલો.

# गायत्रीमंत्ररहस्य

લેખક : પંડિત વસિષ્ઠજી યાજ્ઞિક, હલવદકર
( આયુર્વેદાલંકાર ) રાજકોટ

( ગયા અંકથી ચાલુ )

**ગાયત્રી શબ્દનો अर्थ—** गायतस्त्रायसे देवि तद् गायत्रीति गद्यसे । गयः प्राण इति प्रोक्तः तस्य त्राणादपीतिवा ગાન કરવાથી દેવિ બચાવે છે તેથી ગાયત્રી કહેવાય છે ગય એટલે પ્રાણ તેની રક્ષા ગાયત્રી કરે છે. રક્ષા કરનાર હોવાથી ગાયત્રી કહેવાય છે.

**ગાયત્રીના त्रण पाद—** આ નિબંધમાં આપણે પ્રથમ પ્રણુવ, ત્રણ વ્યાહૃતિ વિષે શાસ્ત્રીય-વિચારણા કરી હવે ગાયત્રીનાં 'ત્રણ पाद' વિષે વિચાર કરીએ. ગાયત્રીના ત્રણ પાદ છે તેમાં એક એક પાદમાં આઠ આઠ અક્ષરો આવે છે જેમ કે "तत्" 'सवितुर्वरेण्यम्'। એકપાદ "भर्गोदिवस्य धीमहि" આ બીજું પાદ, "धियो योनः प्रचोदयात्" આ ત્રીજું પાદ છે. સંસારમાં પૃથ્વી, અન્તરિક્ષ, અને દ્યૌઃ લોક તે ગાયત્રીના એક પાદ સમાન છે. ઋગ્-યજૂ-સામ અને અથર્વ. આ ચાર વેદ બીજા પાદ સમાન છે. અને પ્રાણ સમાન, વ્યાન તે ત્રીજા પાદ સમાન છે. હવે આપણે ગાયત્રીનો શાસ્ત્રીય અર્થ કરી તે પછી આગળ વિશેષ વિચાર કરીશું.

**ગાયત્રીનો शास्त्रीय अर्थ—** 'तत्' "तनु विस्तारे, श्रद्धोपकरणयोः" તત્નો ફેલાવું, વિસ્તૃત થવું, વિશ્વાસ કરવો, સહાયતા કરવી, આ સર્વ શબ્દ ઉપરનાં ધાતુથી બનેલ છે. તેથી તેનો વ્યાપક અર્થ "વ્યાપક, શ્રદ્ધા રાખવા યોગ્ય સહાયક ( પં. સાતવલેકરજીએ પણ આ અર્થ કરેલો છે. વિશેષાર્થ- तच्छशब्दः स्वबुद्धिभेदकृतः अतिदूरतमेऽत्युत्कषाख्येऽर्थे वर्तते ( વિ. સહ. નામ ભાષ્યે ) તત્ શબ્દ આપણી બુદ્ધિના ભેદથી અતિદૂર, અતિશ્રેષ્ઠનાં અર્થમાં કહેલ છે. તત્ અવ્યય ઇશ્વર બોધક પણ છે. ઉપરનાં અર્થ સાથે ભાષ્યકારનો અર્થ પણ સંબંધ રાખે છે.

**सवितुः—** सविता सर्वभूतानां सर्वभावांश्च सूयते । सवनात् प्रेरणात् चैव सवितातेन उच्यते ॥ સર્વ પ્રાણીઓ અને સર્વભાવોના ઉત્પાદક છે. ઉત્પન્ન અને પ્રેરણા કરનાર હોવાથી સૂર્યનું નામ સવિતા પડેલું છે. ( બૃ. યો. યાજ્ઞ. સાયણ) यन्मंडल सर्वगतस्य विष्णोरांत्मा परंधाम विशुद्ध तत्त्वम् ।

सूक्ष्मान्तरैर्योगयथानुगम्यं, पुनातु मां तत्सवितुर्वरेण्यम् ( બૃ. યો. યા. ) સર્વવ્યાપી વિષ્ણુ ભગવાનનો આત્મા, પરંધામ વિશુદ્ધ તત્ત્વ સૂક્ષ્મ બુદ્ધિવાળા યોગિઓને પ્રાપ્ત થવા યોગ્ય અને સર્વ વંદનીય શ્રી સૂર્યનારાયણનું મંડલ મને પવિત્ર કરો संरक्षिता च भूतानां सविता च ततः स्मृतः ( બૃ. યા. યાજ્ઞ. અ. ૯ ) સકલ પ્રાણીઓનું રક્ષણ કરવાથી સવિતા નામ પડયું છે. एष हि खलु आत्मासविता ( મૈત્ર્યુ ૫ ) સવિતા જ નિશ્ચય રૂપથી સર્વના આત્મા છે. सविता वै सर्वस्य प्रसविता अग्निः सवितारमाह सर्वस्य प्रसवितारम् ( નિરુકતે દૈવતકાંડે ) સવિતાજ નિશ્ચયરૂપથી સર્વના ઉત્પાદક છે. અગ્નિનું નામ સવિતા છે. અને અગ્નિ સર્વનું ઉત્પાદક છે. वह्निः नारायणः साक्षात् नारायण नमोस्तुते ( નારાયણ હૃદય ) અગ્નિ સાક્ષાત્ નારાયણ છે ( અને અગ્નિ સવિતા છે તે માટે સવિતારૂપી ) નારાયણને નમસ્કાર છે. સવિતા એટલે પરમાત્મા **वरेण्यम्—** वरेण्यमाश्रयणीयम् ( વિદ્યારણ્ય-સ્વામી ) આશ્રય લેવા યોગ્ય वरेण्यं सर्व तेजोमयः श्रेष्ठं वै परमं पदम् । स्वर्गापवर्ग कामैर्वावरणीयं सदैव हि ( અગ્નિ પુ. ) સર્વ તેજોથી શ્રેષ્ઠ પરમપદ છે સ્વર્ગ તથા મોક્ષની કામનાવાળાઓ માટે સદૈવ પાર્થનીય છે.

**भर्ग.—** भर्गस्तेजः-प्रकाशप्रकाशो ज्ञानम्, यन्निरुपद्रवं निष्पापं निर्गुण शुद्ध सकल दोपरहितं, पक्वं परमार्थ विज्ञान स्वरूपं यद्भर्गः ( નિરુકતે ) ભર્ગ તેજનું નામ છે. અર્થાત્ પ્રકાશ તેજ જ્ઞાન છે જે નિરૂપદ્રવ, નિર્ગુણ શુદ્ધ, સર્વ દોષથી રહિત પરિપકવ પરમાર્થ જ્ઞાનસ્વરૂપજ ભર્ગ અર્થાત તેજ છે.

ईश्वर पुरुषाख्यंतु सत्यधर्माणमव्ययम् । भर्गाख्यं विष्णु संज्ञंतयं ज्ञात्वाऽमृतमश्नुते ઇશ્વર, પુરુષનામવાલા, સત્ય ધર્મવાલા, અવિનાશી ભર્ગનામ તે વિષ્ણુ સંજ્ઞક છે. જેના જ્ઞાનથી મોક્ષ પ્રાપ્ત થાય છે. मंडलं पुरुषो रश्मय इति त्रयं भर्गं पदवाच्यम् ( શુ. યજુ. ) સૂર્ય, મંડલ, પુરુષ તથા કિરણો આ ત્રણેયનો ભર્ગ શબ્દથી બોધ થાય છે. गायत्र्येव भर्गः तेजो वै गायत्री ( ગોપથ ) ગાયત્રી જ ભર્ગ છે અને તેજ તે ગાયત્રી છે

स यश्चायं पुरुषे यश्चासावादित्ये स अेकः ( તૈત્તિ. બ્રા. બ્રહ્મવલ્લી બ. ૮ ) સર્વ પ્રાણીઓમાં જે આત્મા છે અને જે પુરુષ સૂર્યમાં છે તે બન્ને એક છે.

अग्न्यादि रूपी विष्णुर्हिवेदादौ ब्रह्मगीयते । तत्पदं परमंविष्णोर्देवस्य सवितुस्स्मृतम्—અગ્નિ આદિરૂપી વિષ્ણુ છે વેદના આરંભમાં બ્રહ્મનામથી જેની સ્તુતિ કરવામાં આવી છે તે જ ભગવાન વિષ્ણુને સવિતાને પરમપદ કહે છે ( અગ્નિપુરાણ અ. ૨૧ ) रविर्नारायणस्तेजः સૂર્ય-નારાયનું તેજ છે. ( નારાયણ હૃદય)

**देवस्य—** सर्व भूतेष्वात्मतया द्यातते स्तूयतेस्तुत्यैः सर्वत्रगच्छति तस्मादेव ( શબ્દકલ્પદ્રુમ ) સર્વ પ્રાણીઓમાં આત્મરૂપથી પ્રકાશ કરવા વાલા, સ્તુતિઓવડે વંદિત સર્વત્ર જેની ગતિ છે તે ઇશ્વર તે) દેવ કહે છે.

**धीमहि** — धीमहि = ध्यायामः અમે ધ્યાન કરીએ છીએ. "आत्मना आत्मरूपेण ध्यानं वयम्कुर्म । ध्यानम् नाम " सर्वशरीरेष चैतन्येकतानता ( મંડલ બ્રાહ્મણોપ૦ ) અમે આત્મ ધ્યાન આત્મા વડે જ કરીએ છીએ " સર્વપ્રાણીઓમાં રહેલાં ચૈતન્યવિસ્તારને ધ્યાન કહે છે.

**धियः—** बुद्धयोवैधियः બુદ્ધિને " ધિય " કહે છે.

**यः—** यः सावतादेवः ( સાયણ ) જે સાવતા દેવ છે ( પરમાત્મા ) यत्सत्यज्ञानादिलक्षणं જે સત્ય જ્ઞાનાદિ રૂપી બ્રહ્મ છે તે

**नः—** अस्माकं वा अस्मदीयाः અમારા-અમને

**प्रचोदयात्—** प्रेरयेत् - પ્રેરિત કરો ? सर्वस्याश्चेतनतया अचेतनचेतनोपि भगवाश्चत्र प्रति प्रेरयति. સકલ ચેતન અને અચેતન સૃષ્ટિ કરનારા ભગવાન સવિતા પ્રેરણા કરે.

( ક્રમશ : )

---

( પાન ૩નું ચાલુ )

મોરચો તે રચે પણ અગ્રેસર પદ તો આર્યસમાજની યજ્ઞ-શક્તિ જ લઇ શકે તેમ છે. યાજ્ઞિકી ધર્મશક્તિ આર્યસમાજની આંતરિક નિર્બળતાઓ અને તેના પારસ્પરિક વિરોધને ભસ્મિભૂત કરી દઇ તેને સ્થાને રાષ્ટ્રભક્તિથી દીક્ષિત નવા નેતાઓ પ્રગટાવશે અને ભારત-પાકિસ્તાનની પ્રજા ગૂંડાગિરી, સ્વાર્થ અને અહંકારના દૈત્યોના પંજામાંથી મુક્ત થઈ સાચું પ્રજાતંત્ર સ્થાપી શકશે મુસ્લિમો સાથે રહે તો તેમની સાથે-સાથે ન રહે તો તેમના વિના અને સામે પડે તો તેમને બાજુએ હડસેલી દઇને " અખંડ હિંદુસ્તાનમાં લોકશાહી પ્રજાતંત્રની સ્થાપના " દ્વારા વિશ્વ કલ્યાણ સાધવાનો જગતભરમાં બીનકોમી-બીન સાંપ્રદાયિક, બીનમજહબી, સત્ય-પ્રેમ-પરિપૂર્ણ આર્યાવર્ત જગતભરમાં વિસ્તારવાને સક્રિય-સચેતન-સંકલ્પસિદ્ધ થવાનું બળ પરમકૃપાળુ પરમાત્મા આર્યસમાજ અને ભારત સરકાર અને પ્રજાના અગ્રેસરોને આપે એ જ અમારી પ્રભુ ચરણે પ્રાર્થના.

# અલીગઢ વિશ્વવિદ્યાલયમાં ગુંડાગિરી

અલીગઢ વિશ્વવિદ્યાલય મુસ્લિમ યુનિવર્સિટી તરીકે પ્રસિદ્ધ સંસ્થા છે. વિભાજન પહેલાં પણ ત્યાં કાર્યકર્તાઓ તેમજ મુસલમાન વિદ્યાર્થિઓનું વર્ચસ્વ હોવાથી અવારનવાર અથડામણો થતીજ હતી. પાકિસ્તાન બનાવવામાં તેમજ હિન્દુ વિરોધી ભાવનાઓને ઉભારવામાં અલિગઢ યુનિવર્સિટીમાં ભણેલા વિદ્યાર્થિઓનો ઘણો મોટો હિસ્સો છે.

વિભાજન પછી સરકારે આ પાપ સત્વરે દૂર કરવું જોઇતું હતું. પરંતુ સત્તાધારી પક્ષની મુસ્લિમ સંતુષી કરણ નીતિએ મુસલમાનોને પંપાળવાની નીતિને ચાલુજ રાખ્યું, એટલું જ નહીં મોટી મોટી ગ્રાન્ટો આપીને આ વિષ-વૃક્ષને ખૂબ ફૂલવા ફાલવા દઇ અરાષ્ટ્રીય વિષારી વાતાવરણ ઊભું કરવાનું પાપ કર્યું છે.

હમણાં પાછલા સપ્તાહમાં અલીગઢ વિશ્વવિદ્યાલયમાં પૂર્વ યોજીત તોફાને નવા રૂપમાં દેખા દીધી.

વિશ્વવિદ્યાલયના ઉપકુલપતિ શ્રી. અલીયાર જંગ ઉપર હિંસાત્મક હુમલો કરી મુસલીમ વિદ્યાર્થિઓએ પોતાનું પોત પ્રકાસ્યું છે. આ તોફાનને અમે પૂર્વયોજીત એટલા માટેજ કહીએ છીએ કે વિશ્વવિદ્યાલયના બધાજ પ્રોફેસરો વિદ્યાર્થિઓને દુષ્કૃત્યથી રોકવાને બદલે સમય પર બાહર ચાલ્યા ગયા હતા. દુઃખ તો એ છે કે છત્તારીના નવાબ વગેરે પણ નિકળી ગએલાઓમાં શામેલ હતા. ઉપકુલપતિને તેમજ તેમને બચાવવા આવેલી પોલીસ ઉપર પણ ઇંટ પત્થરોનો વરસાદ વરસ્યો. પદાધિકારીઓની આંખ નીચે થયેલી આ ઘટના સરકારની આંખ ખોલવા માટે પૂરતી છે એમ અમે તો માનીએ છીએ.

આ વિશ્વવિદ્યાલયના ઉદ્દંડ વિદ્યાર્થિઓને આજ સુધી આપેલી છૂટનું આ પરિણામ છે. આ વિશ્વવિદ્યાલયમાં ભણુતા મોટા ભાગના વિદ્યાર્થિઓ ભણ્યા પછી પાકિસ્તાન ચાલ્યા જાય છે, જો આ વાત સાચીજ હોય તો સરકારે તેનો ખૂબજ ગંભીરતાથી વિચાર કરવો જોઇએ. શું આ વિશ્વવિદ્યાલય પાછળ થતો લખલૂટ ખર્ચો પાકિસ્તાનના જાસુસો અને એજંટો તૈયાર કરી આપવા માટેજ કરવા માંગે છે? જો નહીં તો આ પાપની જડ વિના વિલંબે કાઢીને ફેંકી દેવામાંજ દેશની ભલાઇ છે. અન્યથા જુન્હાની આ ઉધેવ ફરીથી મહામુસીબે ઉછરેલા ભારતીય રાષ્ટ્ર રૂપી વૃક્ષને ખોખળી કર્યા સિવાય રહેશે નહીં.

સાંભળવામાં આવ્યું છે કે અત્યાર સુધી યુનિવર્સિટીમાં ૭૫ ટકા હોસ્ટેલના વિદ્યાર્થિઓ તેમજ બાકીના ૨૫ ટકાજ બાહરના વિદ્યાર્થિમાં દાખલ કરવામાં આવતા હતા. ચાલુ વર્ષે સેનેટે ૫૦ ટકા હોસ્ટેલના તથા ૫૦ ટકા બાહરના વિદ્યાર્થિઓને દાખલ કરવાનું નક્કી કર્યું. આ હોસ્ટેલોમાં મોટે ભાગે પાકિસ્તાની મનોવૃત્તિવાળાજ વિદ્યાર્થિઓ રહે છે. તેમને ૫૦ ટકાનો નિશ્ચય ન ગમવાથી તોફાન કર્યું અને ઉપકુલપતિ ઉપર હિંસાત્મક આક્રમણ કર્યું. પોલિસ વચમાં ન પડી હોત તો ભયંકર પરિણામ આવ્યા સિવાય રહેત નહીં તે સ્પષ્ટ દેખાય છે.

આ સડેલી મનોવૃત્તિને સુધારવા માટે વર્તમાન ઉપરાષ્ટ્રપતિ શ્રી. જાકીરહુસેને પણ આ પૂર્વે ઘણો પ્રયત્ન કરી જોયો પણ તેમાં તેમને નિષ્ફળતાજ મળી છે. વર્તમાન શિક્ષા મંત્રી શ્રી. માનનીય ચાગલાએ સંસદને વિશ્વાસ આપ્યો છે કે તેઓ આ વિશ્વવિદ્યાલયના પ્રતિક્રિયા વાદીઓને ઉપાડીને ફેકવામાં કૃત નિશ્ચયી છે. અમે ઇચ્છીએ છીએ કે તેઓ તેમના મિશનમાં સફળતા મેળવે. પરંતુ જો નિષ્ફળ જાય તો સરકારે પોતેજ આ ભયંકર સડાને સાફ કરવા માટે મોટામાં મોટું ઓપરેશન કરવાની તૈયારી રાખવી પડશે.

માધવેન્દ્ર શાસ્ત્રી

## सूचना

सार्वदेशिक आर्यप्रतिनिधि सभाका वार्षिक अधिवेशन ३ और ४ जुलाई १९६५ को कानपूर में होगा ।

रामगोपाल शालवाले
मंत्री
सार्वदेशिक सभा

## વિચાર કણિકા

જીવન એવી રીતે જીવાવું જોઇએ કે જેમાંથી અનેક માનવ આનંદ માણે, સુખ, શાતિ અને પ્રેરણા અનુભવે. જીવન જીવ્યાની એ જ સાચી સાર્થકતા છે.

સારો સ્વભાવ એ જ માનવ જીવનની સુગંધ છે. એ સુગંધ જ વાતાવરણને ભરી દે છે ને સૌના હૃદયમાં સ્થાન અપાવી દે છે.

જે મનુષ્ય ઇશ્વર પ્રત્યે અને પોતાની જાત પ્રત્યે શ્રદ્ધાવાન હોય છે તે પોતાની મુશ્કેલીના પર્વતો ખસેડી શકે છે અને પોતાના જીવન તથા પોતાની મહત્વાકાંક્ષાના લક્ષ્ય પર્યંત એક વિજયીકુચ આદરી શકે છે.

નિષ્ફળતા એ જ સફળતાની સાચી સીડી છે. કયારેક વારંવાર સાંપડતી નિષ્ફળતા જ સફળતાનાં એક પછી એક સોપાનો સર કરાવવામાં મહત્વનો ભાગ ભજવી જતી હોય છે.

કોઇનો દોષ બતાવવા ચીંધેલી આંગળી બતાવે છે કે જુઓ મારી સાથેની આ ત્રણ આંગળી તમારી જાત પર જ ચિંધાય છે, તેનો વિચાર કરો. સામો દોષિત છે તેના કરતાં તમે ત્રણ ઘણા દોષિત છો. તો પછી સામાનો દોષ જોવાનો અર્થ ખરો?

સંપ જ જીવન માંગલ્યના પથ પર માનવોને લઇ જશે, નહીં કે આપસઆપસમાં થતી રોજ-બ-રોજની વૈરવૃત્તિ.

નીતાબહેન કૃષ્ણદેવ આર્ય
સામરખા

# વિશ્વવિદ્યાલય કે જીન્હાવાદનું કારખાનું

ભારતમાં રહેતા ગણ્યા ગાંઠયા મુસલમાનોને બાદ કરતાં આખીજ મુસ્લિમ જમાત આજે પણ પાકિસ્તાનની હિમાયતી છે. મોકો મળતાં જ 'પાકિસ્તાન જીંદાબાદ' અને જીન્હા જીંદાબાદ'ના પોકારો લલકારવા ચુકતી નથી. વાસ્તવમાં પહેલાથી જ મુસ્લિમ રાજનીતિનું કુચક્ર ભારતમાં કોઇ ન કોઇ રૂપમાં હંમેશ ચાલતું જ રહ્યું છે. તે દિશામાં સતત પ્રયત્નશીલ રહેવાના પરિણામે હિન્દુઓની કમજોરીનો લાભ લઇ અમારા અનેક પ્રયત્નો હોવા છતાં પાકિસ્તાન મેળવીને જ તેમણે સંતોષ અનુભવ્યો છે. પાકિસ્તાન મળી જતાં જ નવો જેહાદ શરૂ કર્યો છે "हंसके लिया पाकिस्तान लडके लेंगे हिन्दुस्तान" અમે સાંભળીએ છીએ તો ખરા પણ અમારી આંખો હજી પણ ઉઘડતી નથી.

પાકિસ્તાની પંચમાંગીઓની પ્રવૃત્તિઓની ગહરાઈ સુધી ન પહોંચતા અમારા આજ સુધીના નેતાઓ પોતાની નેતાગિરી કોઈ રીતે ટકાવી રાખવા માટે અવારનવાર ઢિંગડાં મારી સંતોષનાં બણગાં ફૂંકે છે.

વિભાજન વખતે જ પાકિસ્તાનનું અનુકરણ કરી જો મુસ્લિમ માત્રને પાકિસ્તાન ધકેલી દીધા હોત તો આજે ભારતમાં એકાત્મતા હોત તેમ જ નિત નવી સમસ્યાઓનો સામનો કરી સમય અને ધનનો દુરૂપયોગ કરવાનો સમય જ ન આવત. પાકિસ્તાનનો હિંદુ માથું ઊંચું કરીને પણ ફરી શકતો નથી ત્યારે ભારતના મુસલમાનો [illegible] નિર્ભય થઇને અંદરો અંદર બળવો પોકારવાનાં ષડયંત્રો કરતાં જરા પણ અચકાતા નથી.

ભારતમાં વસતા મુસ્લિમ નેતાઓ હજી પણ ભારતને 'મુસ્લિમ રાષ્ટ્ર'ના રૂપમાં જ જોવા માગે છે. અને તેના માટે રાતદિવસ કામે લાગેલા હોય છે જ. વિભાજન થયા પછી પણ તેમની ગતિ વિધિઓમાં કોઇ અંતર દેખાતું નથી. જીન્હાના ભક્ત પાકિસ્તાની તત્વો ભારતમાં જ રહી તેને અંદરથી ખોખરો બનાવી પાકિસ્તાનને ભારત ઉપર વિજય મેળવવામાં માર્ગદર્શન આપી રહ્યા છે.

ભારતનું અનાજ ખાઇ ઉછરેલા આ છુપાયેલા પાકિસ્તાનીઓની ભારતમાં ફરીથી ઇસ્લામી રાજ્યની સ્થાપનાની ઝંખના ધીમે ધીમે જોર પકડતી જતી નજરે પડવા લાગી છે. પાકસ્તાન પ્રિય જીન્હાવાદી મુસલમાન પેદા કરવાનું ભારતમાં એક ઘણુંજ મોટું અને મહત્વનું કારખાનું છે. દેશના વિભાજન પછી પણ ભારતમાં મુસ્લિમ ગંદી રાજનીતિ જીવતી જાગતી રાખવા માટે પ્રયત્નશીલ આ કારખાનાનું નામ છે "અલીગઢ યુનિવર્સિટી" આજે પણ અહીંથી જ દેશદ્રોહી જીન્હાવાદી ધર્માન્ધ મુસલમાનોની જમાત પેદા કરવામાં આવે છે. અહીંજ ભારતને તહસનહસ કરી ઇસ્લામનો લીલો ઝંડો લેહરાવવાની તાલીમ સુવ્યવસ્થિત રીતે આપવામાં આવે છે. તેમ જ ભારત વિરોધી પ્રત્યેક આંદોલનનો પ્રારંભ આ નાપાક કારખાનામાંથી જ થાય છે, અને આજ સુધી થતો આવ્યો છે. વાસ્તવમાં આ વિશ્વવિદ્યાલયે પૂરવાર કરી આપ્યું છે કે તે વિદ્યાનું ધામ નથી પણ છલ, કપટ અને પ્રપંચથી ભરપૂર મુસ્લિમ રાજનીતિનું સ્રોત છે.

પાછલી વાતોને જવા દઇએ તોપણ હમણાં ૨૫ એપ્રિલ ૧૯૬૫ના બનાવનું જ દિગ્દર્શન કરીએ તો તેમના ઝનૂનનો ખ્યાલ આવ્યા સિવાય રહેશે નહીં. તા. ૨૫મી એપ્રિલે અલિગઢ વિશ્વવિદ્યાલયના મુસ્લિમ વિદ્યાર્થિઓએ ત્યાંના ઉપકુલપતિ અલિયાવરજંગને મરણતોલ માર એટલા માટે જ મારેલો કે તેણે યુનિવર્સિટીમાં સ્થાનીય ૫૦ ટકા તથા બાહરના ૫૦ ટકા વિદ્યાર્થિઓને દાખલ કરવાનું સ્વીકારેલું. સ્થાનીય વિદ્યાર્થિઓમાં મોટા ભાગે હિન્દુ વિદ્યાર્થિઓ આવતા હતા. તે મુસ્લિમ વિદ્યાર્થિઓને ગમ્યું નહીં. બે વરસ પહેલાંના ઉપકુલપતિ સંપ્રદાયવાદથી પૂરેપૂરા રંગાએલા શ્રી તૈયબજીએ ૭૫ ટકા બાહરના તેમ જ ૨૫ ટકા જ સ્થાનીય વિદ્યાર્થિઓને દાખલ કરવાનું શરૂ કર્યું હતું. એટલે સરકારી ગ્રાંટ ઉપર નભતી આ મુસ્લિમ સંસ્થામાં ફક્ત ૨૫ ટકા જ હિન્દુ વિદ્યાર્થિઓ દાખલ થઈ શકતા. આ નિર્ણયના વિરૂદ્ધ અલિયાવરજંગે લીધેલા નિર્ણયથી ચિઢાઇ તેમને ઝુડવાનું યોજનાબદ્ધ કાવતરું રચવામાં આવ્યું અને સેનેટની મિટિંગ ચાલતી હતી ત્યારે જ હુમલો કરવામાં આવ્યો. આ કાવત્રામાં ફક્ત વિદ્યાર્થીઓ જ નહોતા પરંતુ આખો દોરીસંચાર જીન્દાબાદના રંગથી રંગાયેલા પ્રોફેસરોનો હતો. એટલા માટે જ ઉપકુલપતિને બચાવવાને બદલે તેઓ બધા જ સમયસર ત્યાંથી ચાલ્યા ગયા, એટલું જ જ નહીં ચપરાસીઓ પણ રફુચક્કર થઇ ગયા. મરી જાય તો તાજીયામાં મુકીને લઇ જવાની તૈયારી પણ રાખવામાં આવેલી.

આ બધું જોતાં સ્પષ્ટ થાય છે કે છોકરાઓનો છોકરવાદ ન હતો પણ પાકિસ્તાનના ઇશારે ચાલતા તત્વોનું જ એક પૂર્વયોજીત ષડયંત્ર હતું. આ તોફાનમાં અલિયાવરજંગ સિવાય બીજા કોઇને સાધારણ પણ ઇજા થઇ નથી. બધા જ શાંતિથી બાહર નિકળી ગયા, અને કોઇએ પણ તેમને બચાવવાનો પ્રયત્ન કર્યો નથી.

મુસ્લિમ મનોવૃત્તિનું આ કેટલું ઘૃણિત ચિત્ર છે. પોતાના જાતભાઇને મરણતોલ માર મારવામાં પણ કસર રાખવામાં આવી નથી.

આ બધું જોતાં એક જ નિષ્કર્ષ નિકળે છે કે જ્યાં સુધી અલિગઢ યુનિવર્સિટી ભારતમાં કાયમ રહેશે ત્યાં સુધી પાકિસ્તાન પરસ્ત મુસ્લિમ રાજનીતિ પનપતી જ રહેશે અને ભારતની રાષ્ટ્રીયતાને ભયમુક્ત બનાવી શકાશે નહીં. માટે અમે ભારત સરકારને નમ્રતાપૂર્વક મક્કમપણે કહેવા માંગીએ છીએ કે વહેલામાં વહેલી તકે આ દેશદ્રોહીઓ પેદા કરતું તેમ જ આશ્રય આપતા અલિગઢ વિશ્વવિદ્યાલયના વિષવૃક્ષને સમાપ્ત કરે અને તેના સ્થાને કોઇ રાષ્ટ્રીય પ્રવૃત્તિ શરૂ કરે.

માધવેન્દ્ર શાસ્ત્રી

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૧
માલીકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.

श्री आचार्य जी, गुरुकुल कांगड़ी
जि. सहारनपुर, (उ. प्र.)

રજી. નં. જી/૩૭૪
૧૨. ૫. ૬૫

॥ ओ३म् ॥




મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ | તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ | [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] | સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ | ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ | વૈશાખ સુદ ૮ને શનિવાર તારીખ ૮—૫—૧૯૬૫ | [ અંક ૯ઠ્ઠો

# આર્યસમાજનો શતાબ્દિ સમારંભ

સંસારને ત્રિવિધ તાપોથી મુક્ત કરવા માટે મહર્ષિ દયાનંદે સન ૧૮૭૫-માં ભારતની વિશાળ અને સમૃદ્ધ નગરી મુંબઈમાં આર્ય સમાજની સ્થાપના કરી હતી. આવતા દસ વર્ષ પછી સન ૧૯૭૫માં તેને એકસો વર્ષ પૂરાં થશે. પાછલા નેવું વર્ષમાં ભારત વર્ષમાં આર્યસમાજે અનેક કષ્ટો વેઠીને જે જાગૃતિનો પૂર આણ્યો છે તેનો કોઈ પણ સમાજ સેવક કે રાષ્ટ્રભક્ત ઈન્કાર કરી શક નહીં.

શતાબ્દિ સમારોહને સુસંગઠિત રીતે તેમજ સમસ્ત આર્ય જગત્ ને શોભે તેવી રીતે ઉજવવા માટેની યોજનાઓ અવારનવાર સમાચાર પત્રોના પાને ચમકતી રહી છે. હવે આર્યજગત્ ની શિરોમણી સભાએ શતાબ્દી સમારંભને વિશાળ પાયા પર ઉજવાનો નિશ્ચય કર્યો છે તેમજ તે માટે દશ વર્ષીય કાર્યક્રમ તૈયાર કરવાનો નિશ્ચય કર્યો છે, તેને આર્ય જનતા અવશ્ય આવકારશેજ એમાં જરા પણ શંકા નથી.

આ કાર્યક્રમ પ્રમાણે પ્રતિ વર્ષ કોઈ ન કોઈ પ્રાન્તમાં આર્ય મહા-સંમેલન બોલાવવામાં આવે તેમજ ત્યાં પાછલા વર્ષના કાર્યનું સરવૈયું કાઢી ભવિષ્યનો કાર્યક્રમ બનાવવાનો નિશ્ચય કરવામાં આવે. આજ સુધી તો આવશ્યકતાનુસાર આઠ દશ વર્ષે એકાદ સંમેલન થતું હતું. પરંતુ હવે સમય બદલાઇ ચૂક્યો છે. સંસારના સમ્પ્રદાયોમાં આગળ વધવાની દોડ જામી છે. એક બીજાને હડપ કરી જવાની તમન્નાએ વિકરાળરૂપ ધારણ કર્યું છે. કુરૂઢીઓ તથા સામ્પ્રદાયિકતાએ માનવતાને જબરજસ્ત ભરડો ઘાલ્યો છે. પૂણ્ય-ભૂમિ ભારતની ચારે બાજુએ દુશ્મનોનો વંટોળ ઊભો થયો છે. તે અવસ્થામાં રાષ્ટ્રીય ચેતનાનો શ્રોત આર્યસમાજ લમણે હાથ દઇ બેસી રહે અને તમાશો જોયા કરે તે કોઇ રીતે પાલવે તેમ નથી.

આ બધી પરિસ્થિતિનો વિચાર કરી સાર્વદેશિક સભાના વર્તમાન અધિ-કારીઓએ પ્રતિવર્ષ આર્ય મહાસમ્મે-લન ભરવાનો કરેલો નિશ્ચય આર્ય જગત માટે ખરેખર આવકારદાયક તથા પ્રેરણાદાયક નિવડશે. આવતા દસ વર્ષમાં આર્યસમાજની સુષુપ્ત શક્તિ જાગૃત થશે, દેશ, વિદેશના ખુણે ખુણે મહર્ષિ દયાનન્દના વૈદિક સિદ્ધાન્તોની દુંદુભી ગાજતી થશે એમાં જરા પણ શંકા નથી. તેની સાથે સાથે અમે સાર્વદેશિક સભાના વર્તમાન સુયોગ્ય અધિકારીઓને નમ્રતાપૂર્વક પ્રાર્થના કરવા ઇચ્છીએ છીએ કે જીવનના શ્રોતરૂપ મહર્ષિ દયાનન્દના સાહિત્યના પ્રકાશનની વ્યવસ્થિત યોજનાને મૂર્તરૂપ આપ-વાની ઘણી જ આવશ્યક્તા છે. તેના તરફ આજ સુધી અક્ષમ્ય ઉપેક્ષા જ [illegible]વાની રહી છે તે અવશ્ય દૂર કરી [illegible] એ. બાઇબલ સોસાયટીની જેમ સત્યાર્થ પ્રકાશ સોસાયટીની સ્થાપના કરી મહર્ષિનું સમ્પૂર્ણ સાહિત્ય અલગ અલગ ભાષાઓ તથા એડિશનોમાં છપાવી એક જ સ્થાનેથી છપાવવાનો વિશાળ પ્રબંધ થવો અત્યન્ત આવશ્યક છે. તે સોસાયટી સિવાય અન્ય કોઇને પણ તે સાહિત્ય છાપ-વાનો અધિકાર ન રહે તેથી સાહિત્ય હંમેશાં શુદ્ધ તથા એક સરખું જ છપાતું રહેશે એટલું જ નહીં અશુદ્ધિનો પ્રશ્ન પણ હંમેશ માટે સમાપ્ત થશે. તે માટે લાખો રૂપિયાની આવશ્યક્તા તો ઊભી થશે પણ અમને વિશ્વાસ છે કે આર્ય જનતા આ પ્રાણપ્રશ્નને સફળ બનાવ-વામાં, પુરેપૂરો સાથ આપવામાં પાછીપાની નહીં કરે.

આર્યસમાજે સંસ્થાઓ તો ઘણી ઊભી કરી. પ્રારંભમાં તો આર્ય સમાજને ઘણી ઉપયોગી નિવડી પરંતુ આજે તો તે ફક્ત "દયાનંદની જય" સિવાય વધુ ઉપયોગી દેખાતી નથી. માટે તે તરફ ખૂબ ગંભીરતા પૂર્વક વિચાર કરી રૂપાન્તર કરવાની આવશ્યક્તા ઊભી થઇ છે. પ્રત્યેક પ્રાન્તમાં એક એક ઉપદેશક વિદ્યા-લયની આવશ્યક્તા ખૂબ જ અગત્યની છે. વિદેશ પ્રચાર તરફ પણ ધ્યાન આપવાની આવશ્યક્તા છે. આજના વિજ્ઞાનયુગમાં જૂનાજમાનાની શૈલીથી કામ ચાલે તેમ નથી. તે માટે તો વિદ્વાન વિચારક, સહિષ્ણુ તેમ જ સેવાભાવી પ્રચારકો જુદી જુદી ભાષાઓમાં તૈયાર કરવાનું કપરૂં કાર્ય હાથ ધરવાની આવશ્યક્તા છે. આ બધું જ થઇ શકશે પણ તે ત્યારે જ જ્યારે આર્યસમાજીઓ મમત્વ છોડી ચૂંટણીના કીચડમાંથી બાહર નિકળી સંગઠનનું સૂત્ર અપનાવશે.

માધવેન્દ્ર શાસ્ત્રી

## आर्यसमाजोंको सूचना

मुंबई प्रदेश आर्यप्रतिनिसभासे संबद्धित आर्यसमाजोंको सूचित किया जाता हैं कि दशांश तथा फार्म सभा कार्यालयमें शीघ्र हीं भेज दें।

निवेदक
मंत्री सभा

# ઇશાવાસ્યોપનિષદ્

લે. : પં. મયાશંકર શર્મા ( આચાર્ય )

સાધન સાધ્યની સિદ્ધિ માટે હોય છે. લૌકિક સાધન સંવાદિ જ હોય છે. એવો કોઈ નિયમ જણાતો નથી. દાખલા તરીકે વ્યાપાર ધન મેળવવાનું સાધન છે. આ સાધન ધાર્યું ધન મેળવી જ આપે છે એવો કોઇ નિયમ નથી. ધાર્યા કરતાં ઓછું પણ ધન મળે, વખતે વધારે મળે, વખતે ન યે મળે અને વખતે ખોટ પણ ખાવી પડે. આજ ન્યાય ખેતી હુન્નર અને કળા આદિને પણ લાગુ પડે છે.

પણ વૈદિક અને ઔપનિષદ્ સાધનો એવાં હોતાં નથી. એ સાધનો તો સંવાદિ જ હોય છે, કારણ કે એ સાધનના દ્રષ્ટા સર્વજ્ઞ પરમાત્મા છે અને ક્રાંતદર્શી ઋષિઓ છે. સાધનમાં આવતી ભિનતા અથવા સંપૂર્ણતા એના દ્રષ્ટાના જ્ઞાન ઉપર અવલંબે છે અને જ્ઞાનની સચોટતા રાગ દ્વેષ, લોભ, ઇર્ષ્યા અને આસક્તિના અભાવ ઉપર પ્રકાશે છે.

ઉપનિષદ્માં બતાવવામાં આવેલી ઉપાસના સાધન છે, સાધ્ય નથી ઉપાસકને જે સાધ્ય જોઇતું હોય તેને લગતી ઉપાસનામાં ઋષિઓએ સંવાદિતા જ ભરી છે, પણ ઉપાસના રૂપ સાધનનું બરાબર અનુષ્ઠાન થવું જોઈએ એમાં પ્રમાદ સેવવો ન જોઇએ. અવિશ્વાસ, આળસ, અકર્મણ્યતા અને સભયતા વગેરે દોષો સાધનને નિષ્ફળતા તરફ ધકેલે છે.

અહીં અસંભૂતિ અને સંભૂતિની ઉપાસનાઓ અલગ અલગ સ્વતંત્ર ઉપાસનાઓ નથી, પણ અંગાંગી ભાવથી જોડાયલી વિશિષ્ટ એકજ ઉપાસના છે, હવે જો કોઇ ઉપાસક ભૂલથી બંને સ્વતંત્ર ઉપાસનાઓ છે એમ ધારી ઉપાસના કરવા માંડે તો તેને ધાર્યું ફળ ન જ મળે. આવી પ્રામાદિક સ્વતંત્ર ઉપાસના અનિષ્ટ ફળ આપનારી છે.

કેવળ અસંભૂતિ અને કેવળ સંભૂતિનું ફળ શું છે તેની સમજણ આ ૧૩માં મંત્રમાં છે. એ મંત્ર આ પ્રમાણે છે.

अन्यदेवाहुः संभवादन्ययाहुर संभवात् ।
इति शश्रुम धीराणां ये नस्तद्विच
चक्षिरे ॥ १३

પદાર્થ ( संभवात् ) સંભૂતિની ઉપાસનાનું ફળ ( अन्यत् ) જુદું ( आहुः ) કહ્યું છે ( असंभवात् ) અસંભૂતિની ઉપાસનાનું ફળ (अन्यत्) જુદું ( आहुः ) કહ્યું છે. ( इति ) એવું ( शश्रुम ) અમે સાંભળ્યું છે. ( धीराणाम् ) વિદ્વાનો પાસેથી (ये) કે જે વિદ્વાનોને અમે પ્રણિપાત કરી અનુકૂળ કર્યા છે તેઓએ ( नः ) અમને ( विचचक्षिरे ) વિસ્તારપૂર્વક કહ્યું છે.

ભાવાર્થ : સદા નમ્રતા ધારણ કરી સત્યનિષ્ઠાથી અમે જે વિદ્વાનોને સંતોષ પમાડ્યો છે, તેઓએ અમને કહ્યું છે કે, કેવળ સંભૂતિની ઉપાસનાનું ફળ જુદું છે અને કેવળ અસંભૂતિની ઉપાસનાનું ફળ પણ જુદું છે.

અથવા એમ પણ કહી શકાય કે, કેવળ અસંભૂતિની ઉપાસના અને કેવળ સંભૂતિની ઉપાસના મોક્ષનું સાધન નથી. ( ૧૩ )

હવે આ ૧૪મા મંત્રમાં અંગાંગીભાવ પામેલી વિશિષ્ટ ઉપાસનામાં અંગ ( ગૌણ ) ઉપાસનાનું શું ફળ આવે છે અને અંગી ( મુખ્ય ) ઉપાસનાનું ફળ શું આવે છે, તેનો સ્પષ્ટ ખુલાસો કરે છે. વિવેકને કોરે મૂકી કામ કરવાથી લક્ષ્યને પ્રાપ્ત કરી શકાતું નથી. મંત્ર આ પ્રમાણે છે.

संभूति च विनाशंच यस्तद्वेदो भयं सह ।
विनाशेन मृत्यं तीर्त्वा संभूत्याऽमृत-
मश्नुते ॥ १४ ॥

અર્થ :( संभूति च विनाशं च ) સંભૂતિ અને વિનાશ = અસંભૂતિને ( यः ) જે ઉપાસક ( उमयं सह वेद ) બંનેને સાથે ગૌણ અને મુખ્યને વિશિષ્ટ કરી એક રૂપે ( वेद ) ઉપાસે છે તે ઉપાસક ( विनाशेन ) અસંભૂતિની ઉપાસનાથી ( मृत्युम् ) મૃત્યુને = દુઃખને વિઘ્નોને અથવા વિશુદ્ધ જ્ઞાનની ઉત્પત્તિમાં જે પ્રતિબંધક પાપ કર્મ હોય છે તેને ( तीर्त्वा ) તરીને = દૂર કરીને ( संभूत्या ) બ્રહ્મની ઉપાસના કરીને ( अमृतम् ) મોક્ષને ( अश्नुते ) મેળવે છે.

અસંભૂતિની ઉપાસના ગૌણ ઉપાસના છે માટે આ મંત્રમાં એને માટે ' વિનાશ ' શબ્દ વાપર્યો છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ આદિ યોગનાં અંગોને સેવ્યા વગર ધારણા, ધ્યાન અને સમાધિ થઈ શકતાં નથી. જેઓ યોગભ્રષ્ટ થાય છે તેમણે યોગનાં અંગોને સેવવામાં ચોક્કસ પ્રમાદ કરેલો હોય છે, માટે યોગનાં અંગોને પૂરેપૂરાં સેવી સમાધિને વિશુદ્ધ કરી બ્રહ્મને પ્રાપ્ત કરી શકાય છે.

ભૌતિક સંપત્તિ મેળવવા વૈદિક કર્મનું સેવન કરવું એ પણ અસંભૂતિની ઉપાસના છે. બ્રહ્મ પ્રાપ્તિના માર્ગમાં આવતી આ ઉપાસના ત્યાજ્ય નથી. વૈદિક કર્મ જ્ઞાન કરતાં ભલે એક ડગલું પાછળ રહે પણ તે સેવનીય તો જરૂર છે જ.

અદ્યતન ભારતીય પ્રજામાં જે નાસ્તિકતા, અશ્રદ્ધા દુરાચાર, સ્વાર્થ વગેરે જણાય છે તે વેદ અને ઉપનિષદોના અજ્ઞાનનું અને તેના ઉપર અણગમાનું કારણ છે. સાચી માનવતા ઉપર બતાવેલી ચાર પ્રકારની ઉપાસના સેવનથી આવે છે. અયથાર્થ ઉપાસનાથી માનવતા હણાય છે. ભૌતિક અથવા આધ્યાત્મિક ઉપાસના વગર મનુષ્યનું જીવન દેખાતું જ નથી. શાસ્ત્રે બતાવેલા માર્ગે તેનું સેવન કરવાથી સુખી થવાય છે અને કેવળ પોતાના મનના તરંગોથી સેવાતી ઉપાસના દુઃખદાયક નીવડે છે. આજે ભારતીય પ્રજામાં ભૌતિક અને આત્મિક તેજ હણાયાં છે, તેનો આત્મા અદશ્ય થયો છે, કુસંપ વધ્યો છે. એ વેદ અને ઉપનિષદે બતાવેલા માર્ગને ભૂલ્યાનું પરિણામ છે. સાથે ચાલો, સાથે મળી બોલો, બધા એક મનના થાવ. મનુર્ભવ માનવતાને ધારણ કરો વગેરે વૈદિક ઉપદેશનો સંચાર જીવનમાં ક્યાં છે ? નિર્બલતા એ સાધુતા નથી પણ પાપ છે કારણ કે તે પરચક્રનો શિકાર બને છે.

રામ રાવણના રાજ્યની ભવ્યતા ઉપર લલચાયા ન હોતા. રાવણનું બળ અને એની સમૃદ્ધિ ભગવાન રામના વ્યક્તિત્વ આગળ અતિતુચ્છ હતાં. એને મન આર્યજીવન સર્વોપરિ હતું. એના પ્રતાપે જ આજ આપણે રામરાજ્ય માગીએ છીએ. શું આપણે વેદ અને ઉપનિષદે બતાવેલા ઉપદેશને જીવનમાં ઉતારી શકીશું ? અને સંસારને બતાવી શકીશું કે સાચી શાંતિનો માર્ગ આ છે. ભૌતિક વૈભવોના ડુંગરા ખડકવાથી શાંતના દર્શન કદિ થવાનાં નથી.

ક્રમશઃ

## આર્ય સંન્યાસી સંમેલન

આર્ય પ્રતિનિધિ સભા રાજસ્થાનની તા. ૫, ૬, ૭ જૂનના દિવસોમાં અજમેરમા થનારી હીરકજયંતિ, પ્રસંગે મહર્ષિ ઉદ્યાનમાં તા. ૫-૬-૬૫ ના રોજ અખિલ ભારતીય આર્ય સંન્યાસી સંમેલન શ્રી. મહાત્મા આનંદ સ્વામીજીના પ્રમુખપદે થશે. તે પ્રસંગે સ્વામી શ્રી. સમર્પણાનંદજી મહારાજ, સ્વામી શ્રી. રામેશ્વરાનંદજી મહારાજ, સ્વામી રામાનંદજી શાસ્ત્રી, અને સ્વામી મેધારથીજી પધારવાના છે.




તંત્રીસ્થાનેથી

# સ્વાર્થ અને અહંકારનું આક્રમણ

સ્વરાજ્યના જન્મ પહેલાં સ્વાર્થ અને અહંકાર આપણી પ્રજામાંથી અદશ્ય થઇ ગયા હતા. ત્યાગ અને તપશ્ચર્યાના પ્રકાશે આખા વિશ્વને આંજી દીધું હતું. દયાનંદ-ગાંધી-અરવિંદ જેવા માનવ શ્રેષ્ઠોની જન્મદાતા ભારતમાતા સાચે જ જગત-જનનીનું બિરૂદ સાર્થક કરે જતી હતી. ભારતીય સ્વાતંત્ર્ય-વીરોની બલિદાન પરંપરાએ આપણને સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરાવી આપ્યું. પરંતુ આપણી પ્રજાએ સ્વરાજ્ય મળ્યા બાદ જ્ઞાન, દર્શન ચારિત્ર્યની ઉપાસના અભરાઇએ ચઢાવી દીધી અને ત્યાગ, તપશ્ચર્યા રૂપી દૈવી ગુણોના ઉપર છૂપાઇ રહેલા સ્વાર્થ અને અહંકારે આક્રમણ શરૂ કર્યું. કમનસીબે સ્વરાજ્ય સંગ્રામના ત્યાગવીરોને પાછળ હડસેલી દઇ ખાદી ધારણ કરી સ્વહિત-ચિંતક શેઠીયાઓ, નેતાઓ અને અમલદારો પ્રજા શરીર ઉપર ઉપસી આવ્યા. સત્તર વર્ષના પ્રજાતંત્રમાં એમનામાંના રાષ્ટ્રદ્રોહી વર્ગે આપણા વિદેશી એલચી ખાતાઓ અને પ્રાંતિય તથા કેન્દ્રીય ચાવીના સ્થાનોનો સીધો આડકતરો એવો દુરૂપયોગ કર્યો કે પ્રજા અને સરકાર બન્ને લાચાર બની અછત, મોંઘ-વારી, વ્યસન-વિકાર પરદેશી કુસંસ્કારો અને આક્રમણનો ભોગ બની. ગાંધીજીની સ્વાયત્તતાની વિચારસરણીની હત્યા કરી કરોડો ડોલરની કરજદારીએ અને જરૂરિયાતોએ અનાજ અને સંરક્ષણ માટે બ્રિટન અમેરિકાના મોં સામે તાકતા આપણને કરી મૂક્યા. જ્યારે પરદેશી વિચારો તરફની મોહનિદ્રાએ આપણને રશિયા-ચીનને "ભાઇભાઇ" કરી તેમની કોટે લટાવા ધકેલ્યા. સ્વાર્થ અને અહંકારે પ્રજાતંત્રના દોરી સંચારક આપણા આર્થિક, સામાજિક અને રાજકીય નેતાઓના હૃદય અને મસ્તકનો કબજો લેતાં જ પ્રજા લાચાર અને હતાશ બની સત્તર વર્ષે પરદેશી આક્રમણનો શિકાર બની છે. તે સમયે તેના પ્રાણ પાછા લાવનાર અને તેની સિંહશક્તિને જાગૃત કરનાર રાષ્ટ્રભક્તોની આજે તેને સૌથી વધુ જરૂર પડી છે.

આર્ય સમાજના પિતા રાષ્ટ્રવિધાતા દયાનંદ ભારત રાષ્ટ્રના-આર્યાવર્તના સાચે જ પિતામહ હતા એ પૂરવાર કરવાનો અવસર આજે જેવો આવ્યો છે તેવો ક્યારે આવવાનો છે ?

પરંતુ દુઃખની વાત છે કે આપણી આર્થિક, સામાજિક, રાજકીય, ધાર્મિક તમામ સંસ્થાઓ અને તેના અગ્રણીઓના હૃદય અને મસ્તકનો કબજો સ્વાર્થ અને અહંકારે લીધો છે. ચીન અને પાકિસ્તાનનું આક્રમણ તો માત્ર એનું પ્રતીક છે. વ્હાલા દેશબંધુઓ ! તમારી માતૃભૂમિએ તમને હાકલ કરી છે ત્યારે તો આ સ્વાર્થ અને અહંકારના ઘેરામાંથી છટકીને બહાર આવો.

આપણી કેન્દ્રસ્થ સરકાર કે આપણી પ્રાંતિય સરકારો કે લશ્કરી સંરક્ષણ અને સંચલનને સંપૂર્ણ સહાયક થઈ પડી તેને સબળ કરવાનું કાર્ય દેશભક્તો સિવાય કોણ કરનાર છે ?

પ્રશ્ન તો એ છે કે આ દેશભક્તોનું સંગઠન સાધવું કેવી રીતે ? 'રાષ્ટ્રશક્તિ'ની સિંહ ગર્જના જ આ સ્વાર્થ અને અહંકારના રાક્ષસોને ભગાડી શકશે.

સ્વરાજ્ય પ્રાપ્ત તો કર્યું પણ સિદ્ધ ના કર્યું. સ્વરાજ્યને લોકશાહીના ભયસ્થાન સ્વાર્થ અને અહંકારના આપણે ભોગ થઇ પડયા. કારણ આપણા નેતાઓએ સ્વધર્મ અને સ્વસંસ્કૃતિ તરફ સુગ રાખી તેથી "સંયમ ત્યાં શક્તિ" અને "શક્તિ ત્યાં વિજય" સૂત્ર આપણે વિસારે પાડયું.

દયાનંદ, ગાંધી, રામકૃષ્ણ, રામતીર્થ, વિવેકાનંદ, અરવિંદ જેવા દૈવી મહાત્માઓને આપણી નેતાગિરીએ જૂનવાણી માની પાશ્ચાત્ય અંધ અનુકરણને માર્ગે દોટ મૂકી બાઉધરો વર્ગ આ ઔદ્યોગિક ક્રાંતિનો લાભ લેવા આગળ ગોઠવાઈ ગયો ને કોંગ્રેસ જેવી સબળ સંસ્થાને પણ ખોખલી અને તકવાદી લોકોની જમાત બનાવી દીધી સેવાભાવી દેશભક્તો વેદિયામાં ખપી વેઠીયા અને કરજદાર બની ગયા.

સ્વાર્થ સાધુઓએ આ તેજસ્વી વર્ગનો ખરેખર તેજોવધ કર્યો આર્યસમાજની પ્રચંડ શક્તિ પણ રાષ્ટ્રને સહાયક ન થતાં આંતરકલહનો શિકાર બનતી ગઇ.

આજે આભ ફાટતું જણાય છે તેને કોણ ક્યાં ક્યાં થીંગડા મારી શકે તેમ છે ? છતાં અમારી આશા ભરી મીટ રાષ્ટ્રીય સંસ્થાઓ અને બળો તરફ ના મંડાય તો ક્યાં મંડાય ?

રાષ્ટ્ર નહિ હોય તો સંસ્થાઓ કે વ્યક્તિઓ ક્યાંથી હશે ? દેવતા સ્વરૂપ ભાઈ પરમાનંદજી કહેતા કે, "દેશ ડૂબ જાય ગા તો આર્ય સમાજકી કિશ્તી ભી ડૂબ જાયગી." પરમકૃપાળુ પરમાત્મા આર્ય સમાજ, જનસંઘ જેવા રાષ્ટ્રીય બળોને સંપ, શક્તિ, સમજ, સંગઠન બુદ્ધિ આપે અને લશ્કર, પ્રજા તથા સરકારમાં સંચાલક શક્તિ બનાવે એ જ અમારી પ્રભુચરણે પ્રભુપ્રાર્થના.

# गायत्री मंत्र रहस्य

લેખક : પંડિત વશિષ્ઠજી યાજ્ઞિક, હલવદકર
( આયુર્વેદાલંકાર ) રાજકોટ

**गायत्री छंदसामहं** ( ગીતા )

શ્રી કૃષ્ણ સ્વમુખથી કહે છે કે: "છન્દોમાં ગાયત્રી છંદ હું છું" ગાયત્રી છંદમાં આવેલા મંત્રને "ગાયત્રી-" અને સાવિત્રી શબ્દોથી ઓળખવાની પ્રથા છે. ગાયત્રી નામના છંદમાં પ્રસિદ્ધ વેદમંત્ર-બીજા વેદમંત્રોથી વિશેષતા ધરાવે છે તેનું કારણ એ જ છે કે; અનુષ્ઠાન જપ અને હોમમાં ગાયત્રીમંત્રનું વિશેષસ્થાન છે તેમ જ તે મંત્રના આરંભમાં વ્યાહૃતિને સ્થાન મળ્યું છે. આપણે સૌથી પ્રથમ લેખના પ્રારંભમાં ગાયત્રી મંત્રનું દર્શન કરીએ.

ओरुम् भूर्भुवः स्वःतत्सवितु बंरेण्यम् भर्गःदेवस्य धीमहिधियः यःनः प्रचोदयात् વેદમાં જે મંત્ર ગાયત્રી છન્દમાં છે તેને 'ગાયત્રી' નામથી હું હવે આ લેખમાં પ્રયોગ કરીશ.

## ગાયત્રી મંત્રનું વેદમાં વિશેપ સ્થાન છે

અત્રે જણાવેલા વૈદિક ગ્રંથોમાં ગાયત્રીમંત્ર કેટલી સંખ્યામાં આવેલ છે તે ગ્રંથોની યાદિ-

| ગ્રંથનું નામ | સંખ્યા |
|---|---|
| ઋગ્વેદ | ૧ |
| યજુર્વેદ | ૪ |
| સામવેદ | ૧ |
| તૈત્તિરીય સંહિતા | ૩ |
| મૈત્રાયણી ,, | ૨ |
| આશ્વલાયન શ્રૌત સૂત્ર | ૨ |
| શાંખાયન ,, ,, | ૫ |
| આપસ્તંબ ,, ,, | ૧ |
| શ્રૌત સુત્ર | ૧ |
| તૈતિરીય આરણ્યક | ૨ |
| મૈત્રેય બ્રાહ્મણ | ૪ |
| કૌશીતકા ,, | ૨ |
| ગોપથ ,, | ૧ |
| શતપથ ,, | ૧ |
| સાંખ્યન ગૃ. સૂ. | ૩ |
| કૌશીતકી ,, ,, | ૧ |
| ખાદિર ,, ,, | ૧ |
| આપસ્તંબ ,, ,, | ૧ |
| જૈમિનીય ઉ. બ્રા. | ૧ |
| નારાયણ ,, ,, | ૧ |
| બૃહદારણ્યક ,, ,, | ૧ |
| વારાહી ,, ,, | ૧ |
| મૈત્રેય ,, ,, | ૧ |
| શ્વેતાશ્વેતર ,, ,, | ૧ |
| સામમંત્ર બ્રા. | ૧ |
| માનવ ગૃહ્ય સૂ. | ૩ |
| મૈત્રેય ઉપ૦ | ૧ |

ઉપર જણાવેલા વૈદિક ગ્રંથોમાં ગાયત્રી મંત્રનું સ્થાન છે. એટલે ગાયત્રીમંત્ર વિષે જપ અને પુરશ્ચરણ-હોમ વગેરે વિધિ વિધાનો માટે શાસ્ત્રીય નિર્ણય કરવાની આવશ્યકતા છે. વૈદિક ગ્રંથો જે ઉપર ગણાવ્યા છે. તેમાં જે દૃષ્ટિ આપી હશે તેનો ઉપયોગ કવચિત્ થયો છે. અને છેલ્લા થોડા વર્ષોથી ગાયત્રીને દેવીનું સ્વરૂપમાની સ્ત્રીલિંગ તરીકે ગાયત્રીના ફોટાઓ જોવામાં આવે છે. ગાયત્રીનાં સ્વરૂપ વિષે પ્રાતઃ મધ્યાહ્ન અને સાયંકાલના સંધ્ય કર્મમાં ગાયત્રીનાં આવાહનમાં પણ બોલવામાં આવતા પાઠોમાં, પણ ગાયત્રીને સ્ત્રી લિંગમાં જ સંબોધેલ છે આવી સંધ્યા પદ્ધતિઓ શાકતના સમયમાં પ્રસિદ્ધ થયેલ છે, બ્રહ્મકર્મમાં આ પદ્ધતિ નથી.

## વેદમાતા-શબ્દ પ્રયોગથી થયેલો ભ્રમ

ओ३म् स्तुतामयावरदा "वेदमाता प्रचोदयन्तां पावमानी द्विजानाम। आयुः प्राणं प्रजां पशुं कीर्ति द्रविणं ब्रह्मवर्चसम्। मह्यं दत्त्वा ब्रजत ब्रह्मलोकं ( અથર્વ૦ કા-૧૯) અર્થાત્-આ મંત્રમાં "વેદમાતા' અને પ્રચોદયન્તાં" આ બે પદ છે. તેમાં વેદમાતા સાથે "ગાયત્રી' શબ્દનો પ્રયોગ ટીકાકારોએ ઉપચારથી કર્યો છે. એટલે વેદોની જનની ગાયત્રી એનો અર્થ છૂટી શકતો નથી. આ મંત્રનું આજના ગાયત્રી ઉપાસકોએ માત્ર બાહ્ય દૃષ્ટિથી જ દર્શન કર્યું છે એટલે ગાયત્રીને વેદમાતા વેદજનની તરીકે સ્વીકારી છે. કિન્તુ હું આ મંત્ર વિષે વિશેષ સ્પષ્ટતા કરું છું. આ મંત્ર અથર્વ વેદના ઓગણીસમા કાંડમાં ૬૧ સૂક્તનો છે વેદમાતાની સ્તુતિ, આયુ આદિની પ્રાપ્તિ માટે છે. આ મંત્ર પંચપદી અતિ જગતી છંદમાં છે તેનું ભાષ્ય-બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યને જન્મ વિદ્યાધ્યયનથી પવિત્ર કરનારી ઉત્તમ વરણ કરવા યોગ્ય માતા યા વેદમય જ્ઞાનોને પણ ઉત્પન્ન કરનારી પરમેશ્વરી શક્તિનું હું ગુણાનુવાદ કરું છું. સમસ્ત વિદ્વાન ગણ પણ સારી રીતે ઉપદેશ કરે. હે વિદ્વાન્ પુરૂષો ? આપલોક મને દીર્ઘજીવન, પ્રાણ તેના શક્તિ, ઉત્તમ સંતના, ઉત્તમ પશુ, કીર્તિ અને ધન ઐશ્વર્ય અને બ્રહ્મતેજ એ સર્વનો ઉપદેશ કરીને આપ પણ તે મહાન્ પરમેશ્વર પદને પ્રાપ્ત થાઓ ( અથર્વવેદ જયદેવ વિદ્યાલંકાર કૃત હિંદી ભાષ્ય ). આ મંત્રમાં ગાયત્રી સમ્બંધે ઉલ્લેખ નથી. હવે જોઇએ, વેદમાં આવેલા છંદો જોઇએ गायत्रो उष्णिक् अष्णिक् अनुष्टुप् वृहती, पंक्तिः त्रिष्टुप जगती (अथर्व ૧૯ સૂત્ર ) ગાયત્રી, છંદ, ઉષ્ણિક છંદ, અનુષ્ટુપ, બૃહતી, પંક્તિ, ત્રિષ્ટુપ અને ગતી છંદ આ સર્વ છંદોનું જ્ઞાન વિદ્વાનોએ કરવું જોઇએ આ છંદો ક્રમથી ૨૪, ૨૮, ૩૨, ૩૬, ૪૦, ૪૪, ૪૮ અક્ષરો વાળા હોય છે. આજે શિક્ષણના વિકાસ પામતા યુગમાં પણ ગાયત્રી નામના છંદમાં ગવાએલા વેદમંત્રને "ગાયત્રી દેવી "ના સ્ત્રી લિંગમાં માનવાના વ્યવહારને જોઇ દુ:ખ થાય છે. ભગવદ્‌ગીતાને પણ સ્ત્રી લિંગમાં માનીને ગીતાની પ્રતિમા થયેલ છે. આ પ્રમાણે બુદ્ધિભ્રમ થવાનું કારણ આપણી દ્વિજ પ્રજા વૈદિક અભ્યાસથી દૂર રહી તેજ છે. ગાયત્રી છંદમાં જે વેદમંત્ર આ નિબંધમાં આપવામાં આવેલા ગ્રંથોની સૂચી છે. તેમાં ભિન્ન ભિન્ન અર્થો તે ગ્રંથપ્રકરણાનુંસાર સંગતિ [લગાડીને] કરાએલા છે. કિન્તુ તે મંત્રમાં વ્યાહૃતિનો ઉપયોગ કર્યો છે ત્યારે તે મંત્ર જપ, અનુષ્ઠાન અને પુનશ્ચરણ માટે દીર્ઘ જીવન, પ્રાણશક્તિ, ઉત્તમ સંતાન, ઉત્તમ પશુ, કીર્તિ, ધન, ઐશ્વર્ય અને બ્રહ્મતેજ આપવા સમર્થ છે. જે અથર્વ વેદનાં ओ३म् स्तुतामयावरदा "वेदमाता" મંત્રમાં ફલશ્રુતિ લખી છે તે પ્રાપ્ત થાય છે. ગાયત્રી મંત્રમાં ओ३म् અને જે વ્યાહૃતિ આવે છે તેનો શાસ્ત્રીય નિર્ણય કરીએ.

**ओ३म અને વ્યાહૃતિની વ્યાખ્યા**—ગાયત્રી મંત્રમાં પ્રથમ ओ३म् પદ છે અને તે પછી ત્રણ વ્યાહૃતિ भूः भुवः स्वः છે. એટલે તેની શાસ્ત્રીય વ્યાખ્યા કરવાની આવશ્યકતા રહે છે પ્રથમ ओ३म् વિષે ઉપયોગી નિરૂપણ કરીએ ओ३म्‌ને વૈદિક વાઙ્મયમાં प्रणवः સંજ્ઞા આપે છે. અને પ્રણવને બ્રહ્મ બોધક શબ્દ માન્યો છે. એટલું જ નહી કિન્તુ ચાર વેદના સાર રૂપ કહે છે. मंत्राणां प्रणवः सेतुः વેદના મંત્ર માટે પ્રણવ સેતુ (પુલ) સમાન છે. વેદના દરેક મંત્રોનો પ્રારંભ પ્રણવથી જ કરાય છે तस्यवाचकःप्रणवः ( પાતંજલી ) પ્રણવ બ્રહ્મવાચક છે. મનુમહારાજ પણ પ્રવર પ્રણવનો મહિમા જણાવતાં કહે છે. क्षरन्तिसर्वा-वैदिक्योजुहोतियजतिक्रियाः। अक्षरमक्षयम् ज्ञेयं ब्रह्मचैव प्रजापतिः (મનુ) अभ्यसेत् मनसाशुद्धं त्रिदब्रह्माक्षरं परं। मनोयच्छत् जितश्वासो-ब्रह्मबीजम् विस्मरन् ( ભાગવત ) ઉપરના શ્લોકોમાં પ્રણવનું બ્રહ્મ અક્ષરથી પ્રતિપાદન કર્યું છે. ओ३म् कारो ब्रह्मणाय उपासितः બ્રહ્માએ પ્રણવની ઉપાસના કરી છે તેથી શ્રેષ્ઠ છે.

आम्वान्तु परमं जप्यं त्रैलोक्येऽपिन विद्यते ત્રણ લોકમાં પણ પ્રણવ અને ગાયત્રી મંત્રથી કોઇ મંત્ર શ્રેષ્ઠ નથી. તે પ્રણવ સાથે વ્યાહૃતિનો સુયોગ મળતાં ગાયત્રીનો વેદ મંત્ર કલ્પતરૂ સમાન સિદ્ધિપ્રદ ફલ આપનાર મંત્ર ( અનુષ્ઠાનયોગ્ય ) બને છે, એટલે હવે વ્યાહૃતિ વિષે શાસ્ત્રીય વિચાર કરીએ. વ્યાહૃતિ સાત છે તેમાં મુખ્ય भूः भुवः स्वः આ ત્રણ મહા વ્યાહૃતિ કહેવાય છે. તેનો ગાયત્રી મંત્ર સાથે નિકટનો સંબંધ છે. બાકી રહેલ વ્યાહૃતિ ચાર महः, जनः, तपः, सत्यम्‌નો સમાવેશ પ્રથમની મહા વ્યાહૃતિમાં થાય છે. તો પણ પ્રાણાયામ વિધિમાં સાત વ્યાહૃતિનો ઉપયોગ સ્વીકાર્યો છે. મહા વ્યાહૃતિ વિષે મનુ મહારાજ જણાવે છે કે: अकारं चाप्युकारं च मकारं च प्रजापतिः। वेदत्रयात् निरदुहद् भूर्भुवः स्वरतीतिच ( મ. અ. ૨ ) બ્રહ્માએ અકાર ઉકાર અને મકાર તે ઋક્, યજુ અને સામ આદિ ત્રણ વેદમાંથી અને भूः भुवः स्वः વ્યાહૃતિઓ ક્રમથી કાઢી છે. त्रिभ्यअेवतु वेदेभ्यः पादं पादमदूदुहत्। तदित्यृचोऽस्याः साविव्याः परमेष्ठी प्रजापतिः॥ अेतदक्षरमेतां च जपन् व्याहृतिपूर्वकां। संध्ययोर्वेदविद् विप्रो वेद पुण्येन युज्यते ( મનુ અ. ૮ ) પરમ ઉત્કૃષ્ટ સ્થાનમાં રહેનાર પ્રજાપતિ બ્રહ્માજીએ ત્રણ વેદોમાંથી तदृच આ પ્રાતકથી કહેલ સાવિત્રીના ત્રણ પાદ કાઢયા. આ પ્રણવ અને ત્રણ વ્યાહૃતિઓ સહિત (ગાયત્રી) જપ કરનાર બ્રાહ્મણ ત્રણ વેદના સ્વાધ્યાયનું ફલ પ્રાપ્ત કરે છે. ( મ. અ. ૨ ) મનુ મહારાજ ગાયત્રીનો અને વ્યાહૃતિનો સંબંધ ત્રણ

( જુઓ પાન ૭ )

# મહર્ષિ દયાનંદે સમજાવેલું ઈશ્વરનું સ્વરૂપ

**( શિવપૂજનસિંહ કુશવાહા ભાષ્ય )**

( ગતાંકથી ચાલુ )

શકરાચાર્યજીનું ભાષ્ય–सपर्यगात्स–यथोक्त आत्मा पर्यगात् परि समन्तात् अगात् गतवान् आकाशवद् व्यापीत्यर्थः તે આત્મા જેવી રીતે ( यस्मिन् सर्वाणि ) ઇત્યાદિ મંત્રમાં કહેલ છે કે આકાશ પ્રમાણે સર્વત્ર વ્યાપક છે शुक्रं शुद्धं–ज्योतिष्मदीप्तिमानित्यर्थः પ્રકાશમાન છે. अकायं अशरीरम् લિંગ શરીરરહિત इत्यर्थः જે લિંગ શરીર રહિત છે. अव्रणं अक्षतं क्षतरहितम् જેમાં કોઇ વ્રણ નથી. अस्नावीरं જે નસ નાડીથી રહિત છે. अव्रणमस्नाविरमित्याभ्यां-स्थूल शरीर प्रतिषेय अव्रण અને अस्नाविर આ બન્ને પદોનું જે વિશેષણ છે તેથી પરમાત્માના સ્થૂલ શરીરનો નિષેધ કર્યો છે. शुद्धम् — निर्मलमविद्यामलरहितमिति कारणशरीर प्रतिषेधः પરમાત્મા અવિદ્યાદિ મલ રહિત છે તેથી તેના કારણ શરીરનો નિષેધ છે. अपापविद्धम्–धर्माधर्मादि पाप वर्जितम् ધર્મ અધર્મ આદિ પાપથી રહિત છે कविः क्रान्तदर्शी सर्वद्दक् मनीषी मनसईषिता सर्वज्ञ : ईश्वर इत्यर्थः सर्वज्ञ ईश्वरः। परिभूः सर्वोपरीभवतीति परिभूः જે સર્વથી ઉપર છે તેના ઉપર કોઇ નથી સ્વયંભૂ જે સ્વયં થાય છે અને જે સૌથી ઉપર છે તે સ્વયં તે છે " नित्यमुक्त ईश्वरो याथातथ्यतः सर्वज्ञत्वाद्यथा भावो याथातथ्यंयस्माद्यथा भूतकर्मफल–साधनाः अर्थात् कर्तव्यपदार्थान् व्यदधाद् विहितवान्–यथानुरूपं व्यभदित्यर्थः शाश्वतीभ्यो नित्याभ्यः समाभ्यः सवत्सराख्येभ्यः प्रजापतिभ्यः इत्यर्थः અહિં ત્રણેય ભાષ્યકારોનો મત વિશ્વરુપ સ્વરૂપપ્રતિ નિર્ણય માટે એક જ છે. મહર્ષિ દયાનંદજી अकाय પદથી ઇશ્વરના ત્રણેય શરીરનો નિષેધ કરે છે. સ્વામી શ્રી શંકરાચાર્યજી પણ ઇશ્વરને–સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરથી રહિત હોવાનું માને છે મહીધરજીએ પણ સ્થૂલ શરીરનો નિષેધ કર્યો છે. તેથી આ મંત્રથી પરમાત્મા "નિરાકાર" સિદ્ધ થાય છે. વેદના આ મન્તવ્યને બીજા ગ્રંથકારો પણ સંમતિ આપે છે.

૧ " निराधारो निराकारो निराभासो निराश्रयः ( ગોપાલ સહસ્રનામ )

૨ निष्प्रपंचं निराकारं निर्मलं निरुपाधिकम् ( શિવસંહિતા )

૩ निष्प्रपंचं निराकारो निरीशो निरुपद्रवः ( શિ. સ. ) अरूपवदेवहितत् प्रधानत्वात् વેદાન્ત સૂ. ૩

આ વેદાન્ત સૂત્ર પર આદ્ય શ્રી શંકરાચાર્યનું ભાષ્ય આ પ્રમાણે છે–

रूपाद्याकार रहितमेव ब्रह्माव धारयितव्यम् न रूपादितम् कस्मात्! तत् प्रधानत्वात्! अस्थूलमनण्व ह्रस्वमदीर्घम् ( બૃ. ઉ. ) अशब्दमस्पर्श मरूपमव्ययम् ' ( કઠ. ઉ. ) आकाशो वै नाम नानारूपयोर्निर्वाहिता ते यदन्तरातद् ब्रह्म ( છાંદો ) दिव्योह्यमूर्तः पुरुषः स बाह्याभ्यंतरोत्यजः ( મુંડક ) इत्येवमादीनि वाक्यानि निष्प्रपंचब्रह्मात्मतत्त्व प्रधानानि, नार्थोन्तरप्रधानानीत्येतद् प्रतिष्यपितं " तत्तु समन्वयात् ( બ્રહ્મ સૂ. ૧ ) इत्यत्र तस्मादेवं जातीयकेषु वाक्येषु यथाश्रुतं निराकार मेव ब्रह्मावधारयितव्यंइतराणित्वाकारवद् ब्रह्म विषयाणि वाक्यानि न तत् प्रधानानि અર્થાત્ રૂપાદિ આકાર રહિત જ બ્રહ્મને માનવામાં શંકા નહી કરવી જોઇએ.

આ પ્રમાણે શ્રી. ઉદયનાચાર્ય "કુસુમાંજલી" પ્રકરણ અને શ્રી જયન્ત ભટે "ન્યાય મંજરી" ગ્રંથમાં પરમાત્માના સાકાર પણાનું ( શરીરધારીપણાનું ) તર્કોથી ખંડન કરેલું છે. શ્રી. તારાચરણ તર્કવાચસ્પતિ ભટ્ટાચાર્યે પોતાના "બૃહદ્ સંસ્કૃતાભિધાન" કોશમાં લખે છે કે अवयवहीने, देहाआकार वर्जितं ब्रह्मणिच, આ મન્તવ્યની પુષ્ટિ માટે બ્રહ્મવૈ. જન્મખંડનું પ્રમાણ આપે છે" तेजस्वरूपो भगवान् निराकारो निराश्रयः આ પ્રમાણે શબ્દ કલ્પદ્રુમ નામના કોશમાં લખે છે કે.

" निर्गतः आकारो देहादि दृश्य स्वरूपं यस्मादिति परमेश्वरः ब्रह्म। यथा–तेजः स्वरूपो भगवान् निराकारो निराश्रयः। निर्लिप्तो निर्गुणः साक्षी स्वात्मा राम परमेश्वरः। ध्यायन्ति योगिनस्तं च शुद्धं ज्योतिः स्वरूपीणीम् हस्तपादादि रहितं निर्गुणं प्रकृतेः परम् ( ब्रह्मवै. ) निर्विकारो निराकारो निरवध्योऽ-

લેખક :
**શ્રી વશિષ્ઠજી રાજકોટ**

हमव्ययः ( તત્ત્વબોધ ) સર્વશક્તિમાન્–सर्वाः शक्तयो विद्यन्ते यस्मिन् स सर्वशक्तिमानीश्वरः– જે પોતાનું કાર્ય કરવામાં કોઈ પણ વસ્તુની સહાયતાની ઇચ્છા કરતા નથી અને પોતાના જ સામર્થ્યથી પોતાનું કામ પૂરું કરે છે. તેથી તે પરમાત્માનું નામ સર્વશક્તિમાન છે. આ વિષે MYTHOLOGY OF THE HINDUS માં ચાર્લ્સ કૌલમેન લખે છે કે

"The almighty infinite, etrnal incomprehensible, self existent being he who sees everything though never seen, he who is beyond the limits of human conception is Brahma the one unknown ture being, the creator, the preserver and destnoyer of the universe under such and innumerable othere definitions is the deity acknowledged in the vedas, or the sacred writings of the Hindus"

હિંદુઓના પવિત્ર પુસ્તકો વેદમાં ઇશ્વરને સર્વશક્તિમાન, અનન્ત, દેશવિશેષથી સંબંધ નહી રાખનાર અને સ્વયંસિદ્ધ માન્યા છે, તે સર્વના દ્રષ્ટા છે, પરન્તુ તેને કોઈ જોઈ શકતું નથી, જેના વિષયમાં મનુષ્યની બુદ્ધિ કામ કરી શકતી નથી અર્થાત્ મનની ગતિથી બહાર વૈદિક બ્રહ્મ છે. તે ઇંદ્રિયાતીત બ્રહ્મ સંસારના ઉત્પાદક, પાલક અને સંહારક છે. એવી જ રીતે અનંત ગુણવાળા બ્રહ્મ વેદમાં બતાવેલ છે.

मोषु वरुण मृन्मयं गृहं राजन्नहंगमम्। मृळासुक्षत्र मृळय" (ઋ. ૭-૮૯) આ મંત્રનો અનુવાદ કરતાં શ્રી મેક્ષમૂલર કહે છે કે, "હે વરુણદેવ? હાલ આ માટીના બનેલા અથવા ઘરમાં પુનઃ ન મોકલ? દયાકર હે સર્વશક્તિમાન્ દયા કર, સર્વશક્તિમાન્ ઇશ્વરને માનવામાં કેટલાક મિત્રો શંકા કરે છે કે સર્વશક્તિમાનનો અર્થ almighty છે અર્થાત્ કોઈ પણ –અન્યની સહાયતા વિના કાર્ય કરી શકે છે. આ વિશ્વમાં જે જે પદાર્થો છે તેમાં જેટલી શક્તિ છે તે તમામ સર્વશક્તિમાન્ પરમાત્માનીજ શક્તિ છે. આ સંબંધમાં મહર્ષિ દયાનંદે સત્યાર્થ પ્રકાશના અષ્ટમ સમુલ્લાસમાં સમાધાન કર્યું છે.

ન્યાયકારી – ( णीन् प्रापणे ) આ ધાતુથી "ન્યાય" શબ્દ સિદ્ધ થાય છે. प्रमाणैरर्थ–(परीक्षणं न्यायः) આ સૂત્ર પર વાત્સ્યાયનમુનિકૃત ભાષામાં જણાવે છે કે: पक्षपातरहित्याचरणं न्यायः' જે પ્રત્યક્ષાદિ પ્રમાણોની પરીક્ષાથી સત્યસિદ્ધ થાય તથા પક્ષપાતરહિત

( જુઓ પાન ૬ )

( પાન ૫નું ચાલુ )

ધર્મરૂપ આચરણ તે ન્યાય કહેવાય છે, न्यायं कर्तुं शीलं अस्य स न्यायकारीश्वरः જેનો ન્યાયપક્ષપાત રહિત ધર્મ કરવાનો જ સ્વભાવ છે. તેથી તે ઈશ્વરનું નામ ન્યાયકારી છે, વેદ, સાંખ્યદર્શન અને વેદાન્ત ૩,૨,૪૦માં કર્મફલપ્રદાતા ન્યાયકારી ઈશ્વર કહેલ છે.

દયાલુ,–" ( दयादानगतिरक्षण -हिंसा दानेषु ) આ ધાતુથી दया શબ્દ સિદ્ધ થાય છે दयते ददाति जानाति गच्छति, रक्षति, हिनस्ति यया सा दया, बहवो दया विद्येते यस्य स दयालुः परमेश्वरः જે અભયના દાતા, સત્યાસત્ય સર્વ વિદ્યાના જાણનારા, સર્વસજ્જનોની રક્ષા કરનાર અને દુષ્ટોને યથાયોગ્ય દંડ દેનારા છે તેથી પરમાત્માનું નામ દયાલુ છે. આ સ્થળે શંકા થવા સંભવ છે કે ન્યાયકારી અને દયાલુ આ બન્ને ગુણો એક સાથે કેવી રીતે ઘટી શકે? આ શંકાના સમાધાનમાં મહર્ષિએ જણાવ્યું છે કે દયા અને ન્યાય તેમાં માત્ર નામનો જ ભેદ છે. જે પ્રયોજન ન્યાયથી સિદ્ધ થાય છે તે પ્રયોજન દયાથી પણ થાય છે. દંડ કરવાનું પ્રયોજન એ જ છે કે માણસ અપરાધ ન કરે અને દુઃખ પ્રાપ્ત ન કરે. આ પણ એક પ્રકારની દયા છે.

અજન્મા–" नास्ति जन्म यस्य यद्वा જન્મરહિત જેનો જન્મ ન હોય अजअेकपात् सपर्यया० વગેરે વચનોથી સિદ્ધ થાય છે કે પરમેશ્વરનો જન્મ થતો નથી.

अजो नक्षां दाधार पृथिवी तस्तम्भ द्यां मंत्रेभिः सत्य । प्रिया पदानि पाहि विश्वायुस्ने रग्ने गुहागुहंगा ॥ ઋ. ૧/૬૮/૩ ) અર્થાત્ જેવી રીતે अजः જન્મ નહી લેનારા અભિ પરમાત્મા તુટે નહી તેવા વિચારો પૃથ્વીને ધારણ કરે છે. शंनोअज अेकपादेवोअस्तु ( ઋન્. ) એક પાત અજન્મા પરમાત્મા અમારે માટે કલ્યાણકારી થઓ ? प्रजापतिश्चरति गर्भे अन्तर जायमानो बहुधा विजायते । तस्य योनिं परिपश्यन्ति धीरास्तस्मिन् ह तस्थुर्भुवनानि विश्वा ( વા. ય. ૩૬ ) મહર્ષિ દયાનંદજીનાં ભાષ્યમાં લખે છે કે प्रजापतिः પરમાત્મા गर्भे ગર્ભસ્થજીવ અથવા ગર્ભસમ ( चरति भक्षणयोः गत्ति–ગમત જ્ઞાન પ્રપ્તિ યથા :सर्यजात्=नभोपत् सर्वं आप्नोति ) चरति વ્યાપક છે।

अजायमानः પોતાના સ્વરૂપથી ઉત્પન્ન નહીં થનારાને પરમાત્મા अन्तः અન્તકરણમાં विजायते યોગિયોને પ્રકટ થાય છે. तस्ययोनि તે પ્રજાપતિની યોનિને धीराः ધ્યાનશીલ વિદ્વાનો पश्यन्ति જુવે છે तस्मिन् તેમાં ह પ્રસિદ્ધ विश्वाभूवनानि સર્વ લોક–લોકાન્તર तस्थुः સ્થિત છે.

ઉવ્વટભાષ્ય–स अेव पुरुषः अेकांशभूतः प्रजापतिः अस्य गर्भस्य अन्तः अजायमानः चरति चतुर्विधेषु भूतेषु । स अेव जायमानः बहुधा अनेक प्रकारं विजायते અર્થ– તે પુરુષ એ ગર્ભની અંદર ઉત્પન્ન નહીં થનારા ચાર પ્રકારના પ્રાણીઓમાં પ્રાણી થઈ રહ્યા છે તે અનેક પ્રકારથી પ્રકટ થાય છે.

મહીધરભાષ્ય–अश्व अनुत्पद्यमानो नित्यः सन् बहुधा कार्य–कारण रूपेण विजायते सायमा प्रपंच रूपेणोत्पद्यते– જે ઉત્પન્ન થવાના વ્યવહારવાળા નથી તે નિત્ય હોવા છતાં કાર્ય–કારણરૂપથી અનેક પ્રકારથી પ્રકૃતિ સાથે પ્રપંચરૂપમાં ઉત્પન્ન થાય છે ( આ સ્થળે પ્રપંચની ઉત્પતિ કરી છે તેનો આરોપ પ્રજાપતિમાં કર્યો છે. ) અન્તમાં લખે છે કે ब्रह्मनाअजः (શતપથ) અર્થાત્ બ્રહ્મજ અજ ( અજન્મા ) છે.

सवा अेष महानज आत्मा योऽयं विज्ञानमयः प्राणेषु (બૃહદ્)

वेदाहमेतमजरं पुराणं सर्वात्मनं बर्वगतं ( શ્વેતા૦ ) उत्पत्य लंभवातें ( વેદાન્ત સૂ–૨ प्रछ कर्तुः करणं ( વેદાન્ત સૂ. ૨। ૨ ) અર્થાત્– ઈશ્વરનો જન્મ અસંભવ હોવાથી તે તો કોઇ કર્તા નથી. તે કર્તા પરમાત્માને કોઇ કરણ ઇંદ્રિયાદિ નહીં.

अनन्त–જેનો અન્ત–અવધિ–મર્યાદા નથી તેથી પરમેશ્વરનું નામ અન્ત છે. अनंतं विततं पुरुत्रानन्त मन्तवच्चा समन्ते ( અથર્વ ૨ો. ૧૦/૫ ) અન્તરહિત બ્રહ્મ સર્વત્ર ફેલાયેલ છે सत्यं ज्ञान मनन्तं ब्रह्म ( તૈત્તિ૦ ૨/૧ ) બ્રહ્મ સત્ય સ્વરૂપ અને અનંત છે. अतोऽनंतेन तथा हिलिगलव અનન્ત બ્રહ્મની સાથે મલીને અપહત પાપાદિ ગુણોને ધારણ કરે છે. વિશેષ માટે– ( વેદા૦ સૂ. ૩–૨ )

પં. શિવશર્માકૃત મૂર્તિ પૂજા–વિચાર વાંચવો.

# સમાજના માનવ જીવોને ચરણે!

## લેખ ૪થો

લેખક :
કૃષ્ણદેવ બળદેવભાઈ આર્ય
સામરખા

આમ જરા આ વનરાજી તરફ દૃષ્ટિપાત કરો કે પેલી કોકિલા, આમ્રવૃક્ષોની એક ડાળી પરથી બીજી ડાળી પર જતાં જતાં, મીઠા ગુંજનથી કોક એકલવાયા માનવ-જીવને આનંદથી મસ્ત બનાવી દે છે. પણ પેલા કાગડાને કોકિલાની અદેખાઈ આવે છે, ને કાગડો પેલી કોકિલાનાં મીઠા ગુંજનને પોતાના કર્કશ કા...કા...કા...ના અવાજથી ખરાબ કરવાનો નિરર્થક પ્રયાસ કરે છે.

એક પ્રવાસી કે જે, પોતાના કર્ણપટ પર પડેલા આ કોકિલાના મીઠા ગુંજનોને પોતાનું લક્ષ બનાવી પોતાની સિદ્ધિની પ્રાપ્તિ માટે આગળ વધે છે. પણ પેલો કર્કશ અવાજ એના માર્ગમાં વિઘ્ન પેદા કરે છે. ને પ્રવાસી ને લાગે છે કે કદાચ તે પોતાનાં સિદ્ધિના દ્વાર સર કરશે કે કેમ ? પ્રવાસી પોતાની જ પ્રતિભાથી આગળ વધવાનો પ્રયત્ન કરે છે. પણ કેટલાક વિઘ્ન-સંતોષી માનવો કાગડાના અવાજની માફક, પેલા પ્રવાસીને આગળ વધતો અટકાવે છે.

દરેક માનવીએ પોતાની સમક્ષ એક ઉચ્ચ આદર્શની કલ્પના કરી રાખવી જોઈએ કે "ભલે બીજા-ઓનું ભલું ના કરી શકીએ, પણ બીજાનું બૂરું તો ના જ કરવું જોઈએ." માનવી સમગ્ર માનવ-જાતને પોતાના ભાંડુઓ માનશે ખરો કે નહિ ? રે ! માનવ તો આ નીચે રજૂ કરેલા વિચાર પર એક આછી નજર ફેંકી તને યોગ્ય તે કર. પણ માનવ બનવાનો પ્રયત્ન તો જરૂર કરજે.

આખી સૃષ્ટિના આ બધા જ માનવો એક બીજાના ભાઈઓ છીએ. કેમકે માતા અને પિતાના સંયોગથી જ મનુષ્યની ઉત્પત્તિ થાય છે. એકલી સ્ત્રીથી સંતાન નથી થઈ શકતું. તેમજ એકલો પુરૂષ કાંઈ જ નથી કરી શકતો. સૃષ્ટિની ઉત્પત્તિ માટે સ્ત્રી-પુરૂષનો સંયોગ જરૂરી છે. સ્ત્રી-પુરૂષના મિલનથી સંતાનનો જન્મ થયો અને સંતાનમાં તેમનું લોહી ભેગું થયું. પેલાં બે પણ બે-બેનાં બનેલાં સંતાન છે. અર્થાત્ સંતાનમાં બે તથા ચારનું લોહી આવ્યું. તે ચારનાં જે સંતાન થયાં એમાં પણ એમનું લોહી આવ્યું. તો પછી બધા જ માનવો સપિન્ડ થયા કે નહિ ? જરા આગળ વિચારો કે પેલાં ચાર, આઠનાં સંતાન, ને આઠ સોળનાં સંતાન. આ પ્રમાણે જેમ જેમ ઉપર જશો તેમાં લોહીનો સંબંધ વધતો જ જણાશે. તમે જ વિચારો આપણા બધાનો ભાઈ–ભાઈનો સંબંધ થયો કે નહિ ? એક ભાઈ બીજા ભાઈનું ગળું કાપે તે બરાબર છે, અથવા ભાઈના પરસેવાના બદલામાં ભાઈ પોતાનું લોહી વહેવડાવે તે સારું છે ?

મનુષ્ય બનવું એ જ સંસારમાં શાંતિ સ્થાપવાનું એક માત્ર સાધન છે. બધાં જ મનુષ્યો "મનુષ્ય બની જાય" તો જ સર્વત્ર રચાતું આ સ્વાર્થનું વાતાવરણ નાશ પામશે. પરંતુ તેમ બનવું કઠિન છે.

શું મનુષ્યતાના અખંડિત દિપમાળાઓના ઝગમગાટથી માનવ-હૃદયો ફરીથી પાછાં માનવતાને પગથારે પહોંચશે ખરાં ?

(હવે પછી લેખાંક પમો)

( પાન ૪નું ચાલુ )

(વેદ ત્રયી) સાથે જણાવે છે એટલે અથર્વવેદના ૧૯માં કાંડના સૂક્તમાં જે "વેદમાતા" શબ્દ પ્રયોગ છે તેનો અર્થ 'વેદજનની ગાયત્રી' કરવાનું સાહસ હવેથી કોઈ વિદ્વાન ન કરે એ પ્રાર્થના છે. મનુ મહારાજનાં ઉપરના શ્લોકોમાં ગાયત્રીને સાવિત્રી શબ્દથી પણ સંબોધન કરે છે એટલે સાવિત્રી શબ્દની શાસ્ત્રીય વ્યાખ્યા આગળનાં પ્રકરણમાં વિશેષ કહીશ. હવે વ્યાહૃતિ વિષે જોઈએ.

(૧) विशेषेण आहृति. सर्वविराजः प्राह्वानां प्रकाशी करणं आहृति (વિ. સહસ્રનામ ભાષ્ય)–

(૨) भूर्भुवः स्वः। भूर्भुव : सुवराय ओ३म् (મહાનાગયણોપનિષદ્)

(૩) ब्रह्मसत्ता व्यतिरेकेण भूर्लोकादि प्रपंचस्य पृथक् सत्ताऽनंगीकारात् तद् ब्रह्मैव (નિણવિકલ્પ)

(૪) भूर्भुवः स्वः तथा पूर्वं स्वयमेव स्वयंभुना। व्याहृताज्ञानदेहेनतेन व्याहृतयः स्मृताः (યકૃતવ)

ઉપરનાં ૧ થી ૪ સુધીનાં શાસ્ત્રીય પ્રમાણોનો વિચાર કરીએ.

નં. ૧ સર્વ વિરાટ્નો વિશેષરૂપથી પ્રકાશ કરવાથી વ્યાહૃતિ કહેલ છે (૨) વ્યાહૃતિ બ્રહ્મરૂપ છે અને ઓ૩મ્ કાર રૂપ પણ છે. (૩) ભૂર્લોકાદિકની બ્રહ્મસત્તાના વિના પૃથક્સત્તા નહીં માનવાથી તે વ્યાહૃતિ બ્રહ્મ છે. (૪) જ્ઞાનશરીરથી સૃષ્ટિ નિર્માણના આરંભમાં બ્રહ્માજીએ ભુર્ભુવઃ સ્વઃ કહેલ છે તેથી તેને વ્યાહૃતિ કહે છે.

(૧) भूरिति वा अयंलोकः : भुव इति अन्तरिक्षम्। स्व इति असौलोकः અર્થાત્–ભૂઃ પૃથ્વી, ભુવઃ આકાશ, અને સ્વ સ્વર્ગલોક છે.

(૨) भूरिति वा अग्निः। भुवः इति वायुः। सुवरित्यादित्याः અર્થાત–ભૂઃ અગ્નિ, ભુવઃ વાયુ અને સ્વઃ સૂર્ય છે.

(૩) भूरिति वा ऋचः। भुवः इति सामानि। सुवरिति यजूंषि ભૂઃ ઋગ્વેદ ભુવઃ સામવેદ, અને સ્વઃ યજુર્વેદ છે.

(૪) भूरिति वै प्राणः। भुव इति अपानः। स्वरिति व्यानः (તૈત્તિ. ઉપ.) ભૂઃ પ્રાણ, ભુવઃ અપાન અને સ્વ. વ્યાન વાયુ છે. કુર્મ પુરાણ અને વૃદ્ધહારિત સ્મૃતિમાં વ્યાહૃતિ વિષે ઉલ્લેખ છે કિન્તુ હું વૈદિક સાહિત્ય દ્વારા જ વિષય નિરુપણ કરવા ધારું છું.

भूरिति वै प्राणः। प्राणयति जीवयति सर्वान् प्राणिनः सः (सउ प्राणस्य प्राण इति श्रुतेः) प्राण ઈશ્વર એવ તૈત્તરીયોપનિષદ્ (શીક્ષા દયાયે) ભૂઃ પ્રાણ છે. તમામ પ્રાણી જેના વડે જીવે છે તેને પ્રાણ કહે છે. પ્રાણ જ ઇશ્વર છે (શ્રુતિ) તે ઇશ્વર પ્રાણનાં પણ પ્રાણ છે. भावयति स्थापयति विश्वमिति भुवः (સાયણભાષ્ય) વિશ્વનું સ્થાપન કરનાર જ ભુવઃ છે. સંક્ષેપમાં વ્યાહૃતિનાં સર્વતો અર્થની સૂચી આપું છું.

ભૂઃ—૧ સત્, ૨ સત્તા, ૩ પ્રાણ જીવન, પ્રયત્ન, ૬ પૃથ્વી, ૭ અગ્નિ, ૮ ઋગ્, પ્રાણ, દિલ, પગ, વાણી અને સિંહ.

ભુવઃ—ચિત્ત, ચિન્તન, અપાન, દુષ્ટના નાશ, સંગતિ, અન્તરીક્ષ, વાયુ, વક્ષઃ, ચક્ષુ, જીગર, મલ-મૂત્ર ઇંદ્રિયો, મન ભુજ.

સ્વ—આનંદ, પ્રકાશ, વ્યાન, શાન્તિ, સમતા, દ્યૌઃ, આદિત્ય, સામ, વેદ, કંઠ, પેટ, રીઢ, પ્રાણ જંઘા–આટલી સ્પષ્ટ કરી છે તેથી પાઠક વર્ગ સમજી શકશે કે. આ ત્રણ વ્યાહૃતિ માનવ જીવન માટે આધારરૂપ અને ઉન્નાતના દર્શક છે.

(વધુ આવતા અંકે)

## વેદમંદિર સાયલાના પ્રવૃત્તિ સમાચાર

વેદ મંદિરના વ્યવસ્થાપક બસમાં ટ્રેઇનમાં આર્યસાહિત્યનું વેચાણ અને સ્વામી દયાનન્દ તેમનું સ્મારક નિર્વાણ ભૂમિને તેની સંસ્થાઓ-સાયલા ગામનું વેદમંદિર વ. બાબત પ્રચાર કરે છે. યજ્ઞ કાર્ય દ્વારા લોક સંપર્ક થતાં કણબીવાસ (સરવરીયા)માં રાત્રે ૮ થી ૧૦ શ્રી રામાયણની કથા શરૂ કરી છે. આર્યસમાજની દૃષ્ટિએ કથાની વચ્ચે વચ્ચે પ્રસંગોની છણાવટ થાય છે. આ કથાની સાયલામાં સારા પ્રમાણમાં ચર્ચા થઈ રહી છે. આજ રીતે આ પછી બીજા વાસોમાં પણ આ કાર્ય શરૂ કરવા વિચાર છે. આર્ય ટીકા વાળી રામાયણની સારી પ્રત રામલાલ કપુર ટ્રસ્ટ વાળીને ચંદ્રમણિજી વેદાલંકાર વાળી અમોને કોઈ દયાનંદભક્ત ભેટ આપે અથવા તે ખરીદવા દાન કરે તો કામ ઘણું જ સારું થાય.

( પાન ૮નું ચાલુ )

अनिवार्य हैं ही अपितु सादगी अत्यन्त आवश्यक है। महात्मा हंसराज के कथन तथा आचरण में सादगी विद्यमान थी। जहां सादगी नहीं वहां तप तथा त्याग निवास नहीं कर सकते। आज के युग में सादगी एक सामाजिक अछूत बन गई है। अतः तप तथा त्याग का लोप सा हो गया है। सादगी तप तथा त्याग की माता है। जब माता ही मर जाये तो सन्तति का प्रश्न ही नहीं उठता। प्रजातन्त्र को शक्तिशाली बनाने के लिये हमें महात्मा हंसराज के पवित्र पावन जीवन से सादगी तप तथा त्याग की शिक्षा क्रियात्मक रूप में ग्रहण करनी चाहिये।

स्वतन्त्रता प्राप्ति के बाद सेवा भाव हम में से इस भ्रांति काफूर हुआ जैसे सूर्य निकलने पर कुहर। महात्माजी के जीवनकाल में जहां कहीं भी आधिदैविक विपत्ति आई। आर्यसमाज महात्मा हंसराजजी के नेतृत्व में पीड़ितों की सेवा सहायता के लिए सर्व प्रथम पहुंचता था। "निर्वैरः सर्वं भूतेषु, सर्वं भूत हितरेतः।" सच्चे भक्त का यह लक्षण कि वह सब प्राणियों के क्लेश निवारण के लिये सदैव तत्पर रहता है और अग्रेसर होता है, महात्मा हंसराज में सक्रिय रूप से देखने को मिलता था। ईसा मैसीहने भी कहा–परमात्मा के दर्शन दुखियों, दलितों तथा दरिद्रों की सेवा तथा उनके क्लेश निवारण से होते हैं। आज के स्वतन्त्र भारत में महात्मा हंसराज के जीवन से यह पन्ना लेख की अत्यंत आवश्यकता है। हम इतने स्वार्थी तथा लोभी बन रहे हैं कि दीन दुखियों की सेवा हमने केवल सरकार का ही कर्तव्य समझ रखा है। यह वृत्ति हमें वैयक्तिक तथा राष्ट्रीय पतन की ओर ले जाने वाली है। हमें निष्काम सेवा में वह उच्च आदर्श जो स्वामी दयानन्द के सच्चे अनुयायी महात्मा हंसराज ने सदैव अपने आचरण में क्रियान्वित किया अपने समक्ष रखना चाहिये।

# एक अद्भुत राष्ट्र-निर्माता
# महात्मा हंसराज

( श्री प्रिंसिपल रलाराम जी. एम. एल. ए. होशियारपुर )

महात्मा हंसराज जो देर तक ला. हंसराज के नाम से पुकारे जाते रहे. ग्राम-बजवाड़ा होशियारपुर में एक निर्धन परन्तु सम्मानित घराने में पैदा हुवे। इस घराने की आर्थिक हीनता का अनुमान इस और से लगाया जा सकता है कि हंसराज तथा उनके ज्येष्ठ भ्राता ला. मूलकराज, दोनों जब ज्येष्ठ मास की कड़कड़ाती धूप में होशियारपुर स्थित गवर्नमेन्ट स्कूल से लौटा करते थे तो प्रायः उनके पाव नंगे होते थे। जूते खरीदने के लिये उनके संरक्षकों के पास दाम न थे। फिर ला. हंसराज लाहौर चले गये। वहां शिक्षा प्राप्त की। कृष्टान स्कूल में जहां किसी टीचर ने भारतीय संस्कृति का तिरस्कार किया तो नवयुवक हंसराज ने प्रोटेस्ट किया। उस अध्यापक के आक्षेप का युक्तिसंगत जवाब भी दिया।

इस समय स्वामी दयानन्द की सिंह गर्जना भारतीय संस्कृति के विरोधियों को चुनोती तथा भारतीयों को प्रोत्साहन दे रही थी। भारत की अपमानित आत्मा ऐसे युग पुरुष की प्रतीक्षा कर रही थी जो फिर उसे तिरस्कार तथा अवहेलना के वातावरण से निकालकर सम्मान तथा पुरातन गौरव के सिंहासन पर बिठा दे। स्वामी दयानन्द के सन्देश में भारतीयों ने आशा, उत्साह, तथा स्वाभिमान की रेखा ही नहीं देखी, अपितु पूर्ण प्रकाश पाया। आर्यजाति अपने पुरुषों का महत्व एवं अपनी प्रकृति की विशालता तथा उज्ज्वलता को फिर से देखने लगी। नवयुवक हंसराज अपने हृदय की गहराइयों तक इस वातावरण से प्रभावित ही नहीं हुए अपितु प्रेरित तथा प्रोत्साहित भी हुए। स्वामी दयानन्द के प्रवचनों, उनकी अकाट्य युक्तियों तथा उनके विद्वत्ता पूर्ण लेखों और प्रमाणयुक्त शास्त्रार्थों ने सारे भारत में एक वैदिक क्रान्ति तथा सांस्कृतिक उत्तेजन को पैदा कर दिया। असल नवयुवकों की भांति हंसराज के हृदय पटल पर दयानन्द की प्रतिमा अंकित हो गई तथा दयानन्दके अमर संदेश ने हंसराज के पवित्र तथा निष्कलंक जीवन में स्थिर स्थान प्राप्त करके उसको बलिदानोन्मुख बना दिया।

वैदिक धर्म के पुनरुत्थान तथा भारत के पुनः निर्माण के लिए नवयुवक हंसराज के दिल में आत्म-समर्पण की एक जबरदस्त तरंग उठी. जिसे दुनियां के द्वारा दवा नहीं सके। जब ला. हंसराज ग्रेजुएट हो गये तो उनकी सच्ची परीक्षा का समय आ गया।

१८८३ में स्वामी दयानन्द की मृत्यु हुई तो अखिल भारत एक शोक सागर में डूब गया। आर्यसमाज जगह जगह स्थापित हो चुकी थी। सबके समक्ष स्वामी दयानन्द की समुचित यादगार बनाने का महान ज्योतिस्तम्भ का स्मारक और क्या हो सकता था। लाहोर में यही निश्चय हुवा कि दयानन्द के नाम पर एक विद्यालय खोला जावे। धन के लिये अपील की गई। परन्तु दान में जो राशि मिली वह उत्साहवर्धक नहीं थी। आर्यसमाज के नेताओं ने फिर इस समस्या पर विचार किया। हुतात्मा हंसराज ने अपने आपको अवैतनिक आजीवन सेवा के लिए पेश करके इन जटिल आर्थिक समस्या को हल कर दिया। फिर क्या था तत्काल डी. ए. वी. स्कूल खोल दिया गया। यह राष्ट्र निर्माण के राजपथ पर पहला माईल स्टोन था। डी. ए. वी. स्कूल ने शीघ्र ही डी. ए. वी. कालिज का रूप धारण कर लिया। महात्मा हंसराज का उदाहरण संक्रामक सिद्ध हुआ। सैकड़ों नवयुवक शिक्षा द्वारा स्वामी दयानन्द के अमर वेद-संदेश को सारे देश, नहीं नहीं सारे विश्व म प्रसारित करने के लिए आजीवन सदस्य बनकर मैदान में कूद पड़े। डी. ए. वी. स्कूलों का जाल बिछ गया। आर्यसमाज को देखादेखी अन्य सम्प्रदाय भी शिक्षा के प्रचार में जुट गये। निरक्षरता को दूर करके देश भर में जागृति पेदा करना यह राष्ट्र निर्माण का पहला कदम था। जिसका श्रेय सच्चे अर्थों में इस हुतात्मा महात्मा हंसराज को मिलता है।

आज भारत स्वतन्त्र है। इस स्वतन्त्रता को लाने में महर्षि स्वामी दयानंद का हाथ तो है ही। महात्मा हंसराज भी इस महायज्ञ में एक होता हैं। महात्मा जी होता भी है तथा आहुति भी। महात्मा हंसराज एक अद्वितीय त्यागी तथा तपस्वी थे। गृहस्थी होने के बावजूद वे एक आजीवन अपरिग्रही रहे। किसी भी सीधे या टेढ़े ढंग से उन्होंने अपने या अपने परिवार के लिए धन एकत्रित नहीं किया उनकी ईमानदारी का स्तर असाधारण था। उन्होंने लाखों रुपये इकठ्ठे किए और एक एक पैसे का हिसाब रखा तथा चुकाया। आज हमारे प्रजातन्त्र को भ्रष्टाचार खोखला कर रहा है। तथा हमारी स्वतन्त्रता को खतरे में डाल रहा हैं। महात्मा हंसराज पर वड़े वडे संकट आये, उनके लिए विकट स्थितियां पैदा हुई जिसमें प्रचुर धन की आवश्यकता थी परन्तु उनके पास धन न था। कैसे उन्होंने इन विकट परिस्थितियों पर काबु पाया। यह एक दैवी कथा है। आज के भारत में महात्मा हंसराज जैसे उच्च कोटि के व्यक्तियों की आवश्यकता है जिनको तप तथा स्थान में इतनी दृढ़ आत्मा है कि सांसारिक कष्ट के आंधी झक्कड़ उनके कदमों को डगमगा न सके, जिनको निष्ठामय व्रत तथा नैतिक मूल्यों में अदम्य तथा अटूट और अभेद्य हो. भारत चीनी आक्रमण के सकट में तो फंसा ही है, परन्तु नैतिक संकट तो अन्न संकट तथा चीनी आक्रमण रूपी संकट से भी ज्यादा भयंकर है। महात्मा हंसराज की ईमानदारी उन के तप तथा त्याग पर आधारित थी। आटीगूटी को सच्चे अर्थों में निभाया नहीं जा सकता। भ्रष्टाचार प्रजातन्त्र का विनाशक है। ईमानदारी से जीवन निभाने के लिये तप और त्याग तो

( જુઓ પાન ૭ )

## વિચાર કણિકા

પૃથ્વી પર જ્યારે માનવી આવે ત્યારે કરે વિચાર સ્વર્ગે જવાના, પરંતુ થોડા સમય પછી તે બધી વાતો પર પાણી ફરે છે.

અનંત વર્ષોથી કરેલી મહેનતનું ફળ પાકવાનો જ્યારે સમય આવે છે ત્યારે માનવી હતાશ થઇને તેની તરફ મોં મરડીને પાછો ફરે છે અને પરિણામે પછીથી તેના નસીબે રડવાનું જ હોય છે.

ઉન્નત વિચાર, સદ્‌ભાવના, પરોપકારવૃત્તિ, માનવી ખીલવી શકે તો મનુષ્ય મટીને દેવ બની શકે છે.

પાપ કરીને માણસ પસ્તાય ત્યારે માનવું કે તેને હજી સુધરવાનો માર્ગ છે.

પરંતુ જ્યારે માનવી પાપ કરીને-અયોગ્ય કર્મ કરીને ફુલાય, મગરૂરી છે ત્યારે માનવું કે તેની સુધારણા અશક્ય છે.

જિંદગી એ ખાલી નકામી બાબતોમાં વેડફી નાખવાનું રમકડું નથી પરંતુ તે વડે મહાન કાર્યો સર્જવાનું સાધન છે.

ઊંચે ચઢ્યા પછી માનવ પોતાની નીચે નજર કરે તો પછી તેનાથી ઊંચે ચઢાય નહિ અને પાછો હતો ત્યાં ને ત્યાંજ આવી જાય.

નીતાબહેન કૃષ્ણદેવ આર્ય
સામરખા

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૧
માલીકીએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.



રજી. નં. જી/૩૭૧



॥ ओ३म् ॥

# आर्यप्रकाश

ऋग. यजु. साम. अथर्व.



મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ તંત્રી : વિષ્ણુભાઈ મોણલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ ચૈત્ર વદ ૦))ને શનિવાર તારીખ ૧—૫—૧૯૬૫ [ અંક ૫મો

## हिन्दीकी उपेक्षा घातक-सिद्ध होगी

आर्यसमाज, अपने स्थापना-काल से ही राष्ट्रिय एकता तथा देश की अखंडता पोषक रहा है और इसे ध्यान में रखकर ही राष्ट्रभाषा हिन्दी का प्रबल समर्थक रहा है। आर्यसमाज के प्रवर्तक महर्षि दयानन्द ने संस्कृत के विद्वात् तथा गुजराती-भाषी होकर भी आर्य भाषा हिन्दी का प्रबल समर्थन किया, अपने सभी ग्रन्थ हिन्दी में लिखे और हिन्दी के प्रचलन तथा व्यवहार का प्रयत्न किया। वे पत्रों, पार्सलों तथा इस प्रकार की चीजों के अन्यत्र भेजने के लिए पते में भी विदेशी भाषा के प्रचलन को पसन्द नहीं करते थे।

आर्यसमाज के कार्यालयों एवं विविध संगठनों में भी हिन्दी का ही व्यवहार प्रारम्भ से होता रहा है। आर्यसमाज द्वारा संस्थापित एवं परिचालित गुरुकुलों, डी. ए. वी. कालेजों तथा अन्य शिक्षण संस्थाओं के पाठ्यक्रम के माध्यम रूप में हिन्दी न केवन कला विषय के लिए स्वीकृत रही है, अपितु विज्ञान की, प्राविधिक की तथा मेडिकल की पढ़ाई भी हिन्दी के माध्यम से ही होती रही है। महात्मा गांधी और राष्ट्रिय कांग्रेस द्वारा अंग्रेजी-शिक्षा अथवा अंग्रेजी सरकार द्वारा संचालित स्कूलों और कालेजों के बहिष्कार-आन्दोलन के पूर्व से ही आर्यसमाज में अपने नितान्त राष्ट्रिय है भावना से प्रवर्तित शिक्षण संस्थानों में भारतीय राष्ट्रिय एकता को सुदृढ़ करने की दृष्टि से हिन्दी माध्यम को अंगीकार किया।

हिन्दी के प्रचार-प्रसार के लिए स्वामी दयानन्दजी ने तथा उनके अनुवर्ती आर्यसमाज के नेताओं ने राष्ट्रभाषा हिन्दी में सम:चार-पत्र निकाले। पत्र कारिता के क्षेत्र में सर्व प्रथम आर्यसमाज ने ही हिन्दी पत्र-प्रकाशन की परंपरा भारतेन्दु तथा अम्बिकादत्त [illegible] समय में चलायी। स्वामी श्रद्धानन्दजी ने अपने अहिन्दी पत्र तथा प्रेस को हिन्दी भाषी समाचार पत्र एवं हिन्दी-मुद्रण के रूप में अत्यधिक आर्थिक क्षति उठाकर भी बदल दिया।

अखिल भारतीय हिन्दी-साहित्य सम्मेलन की ओर से आयोजित हिन्दी-ग्रन्थ पुरस्कार प्रतियोगिता में मंगलाप्रसाद पुरस्कार सर्व प्रथम आर्यसमाज के प्रसिद्ध हिन्दी साहित्य के आचार्य पद्मसिंह शर्म्मा को मिला। अबतक मंगलाप्रसाद-पारितोषिक प्राप्त करनेवाले महानुभावों में सर्वाधिक संख्या आर्यसमाज के लेखकों की ही है।

इतिहास, समाजशास्त्र, औषधि-विज्ञान, नृतत्वविज्ञान, पदार्थविज्ञान, रसायनविज्ञान, राजनीतिशास्त्र, शरीर-विज्ञान तथा अन्य अनेक प्राविधिक विषयों पर सर्व प्रथम हिन्दी भाषा में मूल ग्रन्थ के प्रकाशन का श्रेय आर्यसमाज को है। समग्र-भारत में हिन्दी-लेखन तथा हिन्दी के मूल शब्दों के अपरिवर्तित रूप में प्रचलन आर्यसमाज ने किया।

भारत के पडोसी अनेक एशियायी तथा अफ्रीकी देशों में जहां भारतीय संस्कृति के चिन्ह रीति-रिवाज पूर्व से विद्यमान हैं, आर्य समाज ने अपनी शिक्षण संस्थाएं खोलकर हिन्दी का प्रचलन किया।

पिछले दिनों पंजाब के विभाजन की घातक मनोवृत्ति से हिन्दी पर जिस प्रकार का प्रहार सरकारी स्तर पर हुआ था और जिसका समर्थन देशीय एवं विदेशीय भारत विरोधी तत्वों ने किया था, उसका मुकाबला पंजाब हिन्दी रक्षा आन्दोलन के रूप में आर्यसमाजने किया था वह सर्वविदित है। आर्यसमाज के हिन्दी रक्षा आन्दोलन से न केवल पंजाब सरकार अपितु भारत-सरकार भी प्रभावित हुई थी। हिन्दी रक्षा के लिए आर्यसमाज ने कुर्बानियां कीं, हमारे कार्यकर्ताओं ने लाठियां खायीं तथा अनेक याननायें सहीं। हमें यह कहते प्रसन्नता होती है कि हिन्दीरक्षा के लिए लगाए गए हमारे अभियान में लोकमत का न केवल प्रबल समर्थन ही हमें मिला, अपितु कई अन्य वर्गने सक्रिय सहयोग भी दिया।

सम्प्रति देश की राष्ट्रिय एकता को खंडित करनेवाली प्रवृत्तियां जिस प्रकार भाषा को माध्यम बना कर, सर उठा रही हैं, आर्यसमाज उनका सही प्रकार से मुकाबला करने के लिए तैयार है। देशघातक अराष्ट्रिय प्रवृत्तियों को तुष्ट करने वाली मनोवृत्ति और नीति से देश की रक्षा करना तथा जनमनोबल को सही दिशा में मोड़ना अपना आवश्यक कर्तव्य समझ कर और भाषा के नाम परदेश को खंडित प्रवृत्तियों को अहितकर एवं खतरनाक मान कर आर्यसमाज देशव्यापी आन्दोलन करने जा रहा है। यद्यपि हिन्दी के विरोध का यह आन्दोलन भारत के एक सीमित क्षेत्र के

( જુઓ પાન ૬ )

## अंतरंग सभाका अधिवेशन

मुंबई प्रदेश आर्यप्रतिनिधि सभाकी अंतरंग सभाका अधि.-वेशन ता. ९-५-६५ रविवार दो पहर २ बजेसे सभा कार्यालय, श्री. फतेसिंह आर्य अनाथाश्रम, कारेलीबाग वडोदामें होगा। सदस्योंको यथासमय पधारनेको विनंति है।

निवेदक
वेणोभाई आर्य
मंत्री सभा

# ઈશોપનિષદ્

(લે: આચાર્ય શ્રી પં. મયાશંકરજી શર્મા)

આ ઉપનિષદમાં ચાર પ્રકારની ઉપાસના બતાવવામાં આવી છે. (૧) વિદ્યાની ઉપાસના (૨) અવિદ્યાની ઉપાસના (૩) સંભૂતિની ઉપાસના (૪) અને અસંભૂતિની ઉપાસના. હરેક માણસે આ ચારેય ઉપાસના કરવી જોઈએ. માત્ર એકની જ ઉપાસના કરી બીજી ઉપાસનાઓને છોડી દેવી ન જોઈએ. ચારેયની સાથે ઉપાસના કરવી એને સમુચ્ચય-ઉપાસના કહેવામાં આવે છે. બીજી રીતે કહીએ તો બ્રહ્મ અને જડતત્ત્વની (પ્રકૃતિની) આ બેની જ ઉપાસના છે.

વેદમાં ઈશ્વર, જીવ અને પ્રકૃતિ (જડતત્ત્વમાયા) હોવાનો ઉપદેશ છે. આ ત્રણે વસ્તુઓ સત્ય છે. કેવળ બ્રહ્મ છે અને કેવળ પ્રકૃતિ (જડતત્ત્વ) છે, આવો એકાંતવાદ વેદનો વિલય નથી. જેટલું બ્રહ્મ સત્ય છે તેટલા જ જીવાત્માઓ અને પ્રકૃતિ પણ સત્ય છે.

પ્રકૃતિની ઉપાસના એટલે જડની ઉપાસના ખરી રીતે જડની ઉપાસના ન હોય માટે અહીં ભોગને ઠેકાણે ઉપાસના શબ્દ વાપર્યો છે એટલે અહીં એ શબ્દ ગૌણવૃત્તિ તરીકે પ્રયોજાયો છે એમ કહી શકાય. આ ઉપાસના સહેલી છે અને સ્વાભાવિક છે.

બ્રહ્મ અતીન્દ્રિય છે, ચેતન છે. આ ઉપાસ્યની ઉપાસના વાસ્તવિક ઉપાસના છે.

બ્રહ્મની પ્રાપ્તિ થયા પછી ઉપાસકનો ત્રિવિધ તાપ સદાને માટે દૂર થાય છે

જડ વસ્તુ અર્થાત્ ભોગ્ય વસ્તુ તેના ઉપાસકને મળી જાય તો પણ ત્રિવિધ તાપ દૂર થતા નથી. છતાં ભોગ્યની ઉપાસના ત્યાજ્ય નથી, ત્યજવા માગે તો પણ કોઈ પણ માણસ તેનાથી મુક્ત થઈ શકતો નથી કારણ કે માનવનું જીવન જ એના ઉપર છે.

બ્રહ્મની ઉપાસના તો હજારોમાંથી કોઈક જ કરે છે કારણ કે મન અને ઈંદ્રિયોનું તેના તરફ વળણ જ નથી. છતાં તે કર્તવ્ય છે જ માટે સહોપાસના કરવી જોઈએ આથી ઉપનિષત્કારે ઉપાસનાઓનો સમુચ્ચય સમજાવ્યો છે.

अन्धं तमः प्रविशन्ति येऽसंभूति
मुपासते ।
ततो भूय इव ते तमो य उ
संभूत्यां रताः ॥ १२ ॥

અર્થ : (अन्धं तमः) ગાઢ અંધકારમાં તે લોકો (प्रविशन्ति) પ્રવેશ કરે છે કે, (ये) જેઓ (असंभूतिम्) અસંભૂતિની (उपासते) ઉપાસના કરે છે અને (ततोभूय इव ते) તેના કરતાં પણ વધારે તે લોકો (तमः) અંધકારમાં ઊતરી પડે છે કે, (ये) (उ) જે લોકો (संभूत्याम्) સંભૂતિમાં જ (रताः) રત હોય છે.

આ મંત્રમાં સંભૂતિ અને અસંભૂતિ બંનેની સાથે જ ઉપાસકે ઉપાસના કરવી જોઈએ. એમ નહીં કરી કેવળ એકની જ ઉપાસના કરનાર ઉપાસક અંધકારમાં ઊતરી પડે છે અર્થાત્ દુઃખની પરંપરામાં ઊતરી પડે છે, એવો ઉપદેશ આપ્યો છે. મંત્રમાં इव શબ્દ વાક્યની શોભા માટે છે અને उ શબ્દ માત્ર એકની ઉપાસના કરનાર તરફ આશ્ચર્ય વ્યક્ત કરે છે.

હવે સંભૂતિ અને અસંભૂતિનો શો અર્થ થાય છે તેના ઉપર વિચાર કરીએ. ૧૩મા મંત્રમાં સંભૂતિને બદલે સંભવ અને અસંભૂતિને બદલે અસંભવ શબ્દો વાપર્યા છે અને ૧૪ મંત્રમાં અસંભૂતિને ઠેકાણે 'વિનાશ' શબ્દ વાપર્યો છે, એટલે આના અર્થનો ઉકેલ કંઈક જટિલ બન્યો છે. सम्+भूति=સંભૂતિ. સંભૂતિ એટલે બ્રહ્મ. सम्यग् भूतिर्भवतिः जगतो यस्याः सकाशात् सा संभूतिः જેનાથી જગતનો જન્મ થાય છે તે સંભૂતિ કહેવાય છે. બ્રહ્મ જ જગતને બનાવે છે માટે સંભૂતિનો અર્થ બ્રહ્મ થાય છે.

'અસંભૂતિ'નો અર્થ તો મંત્ર ૧૪માં 'વિનાશ' અર્થ ઉપનિષત્કારે જ કર્યો છે એટલે એને માટે કશી માથાકુટ નથી. એટલે અસંભૂતિનો અર્થ ભૌતિક જડ અર્થ થાય છે.

આજકાલ લોકો માત્ર અસંભૂતિની જ ઉપાસના કરે છે કારણ કે ભૌતિક અર્થો જ ભોગ્ય છે તેથી લોકો ભોગ્યનાં સાધનો વધાર્યે જ જાય છે આધુનિક વિજ્ઞાન પણ ભોગવાદને ઉત્તેજન આપે છે. ભોગ સાથે રહેલાં દુઃખોની પરવા લોકો કરતા નથી. લોકો એમ સમજે છે કે ભિખારીઓ છે માટે શું આપણે રાંધવું નહિ, ભૂખે મરવું? સાંજે ભૂખ લાગશે માટે સવારે ન ખાવું એ કોઈ કબુલ કરશે? ઉત્તર નકારમાં જ છે, માટે ભલે ભોગમાં દુઃખ પાછળથી આવે પણ તાત્કાલિક સુખને જતું ન કરી શકાય.

આજકાલ ભારત વર્ષની પણ આજ પ્રવૃત્તિ છે. રાજપુરુષોમાં લાંચ લેવાની રીત વધી પડી છે, મદિરાપાન અને વ્યભિચાર પણ ખૂબ ઉત્તેજાય છે. રાજકીય વ્યવસ્થા દુર્બલ બની ગઈ છે. જીવાત્મા અને પરમાત્મા તરફ કોઈને વિશ્વાસ નથી, જ્યાં જુઓ ત્યાં બધે જ આડંબર. આ બધી પ્રવૃત્તિએ અસંભૂતિની ઉપાસનાનું પરિણામ છે. આ મંત્રમાં અપાયેલા ઉપદેશ પ્રમાણે આપણો દેશ અસંભૂતિની ઉપાસના કરી શું દુઃખ સાગરમાં નથી પડયો? થોડા ધનિક લોકો અને આગળ પડતા રાજપુરુષો ભલે સુખમાં રાચે પણ એમને નરકમાં પડયા વગર છુટકો નથી. ઉપનિષદ અને વેદનો ઉપદેશ અસ્થાને ન જ હોય.

બીજી તરફ નજર નાખો તો કેટલાક કેવળ બ્રહ્મ બ્રહ્મ ઉચ્ચારી રહ્યા છે. એમને જગત દેખાતું નથી છતાં એ ઉપાસકો પણ બધા જ વ્યવહાર કરવા છે. ભોજન છુટતું નથી. સ્પર્શ સુખને છોડી શકતા નથી. સૌન્દર્યના દર્શનમાં તલપાપડ થઈ રહ્યા છે. આ પરિણામ કેવળ સંભૂતિની કહેવાતી ઉપાસનાનું પરિણામ છે. માત્ર એક એકની જ ઉપાસના કરવામાં કશો વિવેક નથી તેથી ઉપનિષત્કાર જણાવે છે કે બંનેની ઉપાસના કરો. સંસારમાં ભારત વર્ષ જ એક એવો દેશ છે કે પ્રકૃતિ અને બ્રહ્મની સાથે ઉપાસના કરી જાણે છે. બીજા દેશોને બ્રહ્મ શું છે આત્મા શું છે તેની ખબર નથી. એના ઉપર વિચાર કરવાનો પણ એ લોકોને સમય નથી. ખાવ, પીઓ અને આનંદ

(જુઓ પાન ૭)




## તંત્રીસ્થાનેથી

# ભારતીય સ્વરાજ્યને ગ્રસનાર રાક્ષસી બળોને પડકારો

દયાનંદ-ગાંધી-અરવિંદની આત્મ જ્યોતિથી પ્રગટેલા ભારતીય સ્વરાજ્ય રૂપી ચંદ્રને ગ્રસવાને ચીન-પાકિસ્તાન રાહુ અને કેતુ બનીને ધસી આવ્યા છે તેવા વિષમ પ્રસંગે **રાષ્ટ્ર-ઋણ અદા કરવામાં હરહંમેશ અગ્રેસર રહેલા આર્ય સમાજનું શું મુખ્ય કર્તવ્ય છે તે વિચારીને શત્રુનો પરાજય સાધવાને પ્રાંતના અને રાષ્ટ્રના આર્ય નેતાઓએ સત્વર સુસજ્જ થવાનો અવસર આવી ગયો છે એવી અમારી પાકી સમજ છે.**

સ્વરાજ્યની ઉષા ઉગીને જવાહરલાલ મહાઅમાત્યપદે આવ્યા કે ભારતીય પ્રજાની કમનસીબીથી 'આધુનિકતાવાદ' નામના રાક્ષસને ચક્રવતીં મંત્રીત્વ આપવાથી **"સંયમ સાધનાથી શક્તિ પ્રગટાવતી ભારતીય સંસ્કૃતિને" જડમૂળથી ઉખેડી નાંખવાનો એવો સજ્જડ ઝપાટો બોલવા લાગ્યો કે આર્યતાની અમર શક્તિની સંજીવની છાંટનાર દયાનંદની વૈદિક સંસ્કૃતિના કાર્યને તો રાષ્ટ્રશક્તિ સહાયક ના થઈ પણ 'ગાંધીવાદ'ના સ્વાયત્ત અર્થ-તંત્રના ખ્યાલને પણ હસી કાઢી જવાહર નીતિએ ગૂંચવડીયા તત્વજ્ઞ માર્કસના પડછાયા જેવા સમાજવાદી સમાજ રચનાના યંત્રવાદ પ્રધાન, પરાયત્ત, પરાવલંબી, નિયોજન-સંયોજનની કેદમાં, રાષ્ટ્રશક્તિને પૂરી, અને સત્તર વર્ષના સ્વરાજયમાં અમલદારો, નેતાઓ અને શેઠીયાઓના અપવિત્ર જોડાણદ્વારા અસ્તિત્વમાં આવેલ થોડાની મોજમજાહ માટે જનતાને મોંઘવારીથી હતોત્સાહ અને નિર્માલ્ય કરી દીધી.**

પરિણામે સ્વરાજ્યનો અમૃતકુંભ દેવતુલ્ય દેશભક્તોના હાથમાંથી ઝૂંટવી લેવાને પાકિસ્તાન અને ચીન રૂપી રાહુ-કેતુએ રાક્ષસી સૈન્યોથી ભારતના સીમાડા સળગાવી મૂકયા છે.

આ વિષમ સંકટ સમુપસ્થિત થયું છે ત્યારે દેશભક્તિના ચૈતન્યથી સચેતન ભારતીય સંસ્કૃતિનું અમૃતપાન કરનાર દયાનંદ, ગાંધી, અરવિંદના સૈનિકોને પ્રેરક બનવા આર્ય સમાજ તથા તેના પ્રતિબિંબ જેવા જનસંઘ જેવા રાષ્ટ્રીય બળોએ સુસજ્જ થવું ઘટે. આ સમયે સીધા અગર આડકતરા પ્રયાસોથી રાષ્ટ્રની સંરક્ષક શક્તિ બની રાષ્ટ્રવીરોએ શાસ્ત્રી સરકારને પ્રકાશિત કરી સબળ કરવાની છે.

હજુ કદાચ પાકિસ્તાની સેના સાથે ભારત દ્રોહી અબ્દુલ્લા પણ કાશ્મીર મોર્ચે ધસી આવે એવી શકયતા છે. **ભારતીય સ્વરાજ્ય આપણે શા માટે મેળવ્યું હતું? વિશ્વકલ્યાણ માટે.** એ જ સંકલ્પ વેદબ્રહ્મર્ષિ દયાનંદજી, રામકૃષ્ણદેવ, વિવેકાનંદજી, શ્રદ્ધાનંદજી, ગાંધીજી, શ્રી અરવિંદ, સરદારશ્રી, સાવરકરજી, સુભાષ અને જવાહરે સેવ્યો હતો એ જ સંકલ્પ રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીરની જનની ભારત માતાએ હજારો વર્ષથી અમલમાં મૂકી વિશ્વ વાત્સલ્ય દાખવી હિન્દુ, મુસ્લિમ, પારસી, ખ્રિસ્તી, યાહૂદી તમામને સમાન માતૃવાત્સલ્ય અર્પ્યું છે.

એ જ વિશ્વકલ્યાણ માટે પ્રગટેલી "શાંતિમય સહ-અસ્તિત્વ"ની આર્યનીતિનો ચીન-પાકિસ્તાન બન્નેએ દ્રોહ કર્યો છે. બન્ને વિશ્વ સમસ્તના ગુનેગાર છે. અને બન્ને શિક્ષા પાત્ર પૂરવાર થઈ ચૂકયા છે. જ્યારે ક્ષત-સંકટ પેદા થાય ત્યારે સંસ્કૃતિ રક્ષક ક્ષત્રિય વીરોનો ધર્મ તેમને હણવાનો થઈ પડે છે. ભારત પ્રેમી માતૃશક્તિએ વર્ષોથી કહ્યું છે કે, "The question is not to save the Humanity the question is to save the culture." સત્ય સનાતન વૈદિક સંસ્કૃતિ વિશ્વ સમસ્તનો આત્મા છે અને તમામ ધર્મોનો આદિ સ્રોત છે. આર્યસમાજ અને જનસંઘ જેવા ક્ષાત્રબળોનો મુખ્ય ધર્મ ભારતવર્ષ અને ભારતીય સંસ્કૃતિની રક્ષા કરવાનો પરમ ધર્મ છે.

અમે જ્યારથી "આર્ય પ્રકાશ"નું તંત્રી પદ લીધું ત્યારથી દેશ, ભાષા, જાતિ, ધર્મ અને સંસ્કૃતિના સંરક્ષક બળોને સમુદ્યત કરવાના તમામ પ્રયાસો કર્યા છે. અમારા છેલ્લા "ત્રિપાંખી આક્રમણ" અને "રાષ્ટ્રઋણ અને આર્ય સમાજ" જેવા તંત્રી લેખો ઉંડાણથી સમજનાર સમજી જ ગયા હશે કે રાષ્ટ્રઋણ અદા કરવાની સોનેરી વેળા પાસે આવી રહી છે, ખરેખર વિષમ સંકટ આજે ઉપસ્થિત થઇ ચૂકયું છે.

ભગવદ્ગીતામાં લોકનાયક શ્રી કૃષ્ણ વાસુદેવે આવા જ પ્રસંગે કહ્યું હતું કે, "કલૈબ્યં મા સ્મ ગમઃ પાર્થ." એ જ અમારે ભારત સરકાર અને ભારતીય પ્રજાને કહેવાનું છે.

જરૂર પડે "તસ્માદ્ યુદ્ધસ્વ ભારત." લલકારવનો સમય આવી જ પડે તો સમસ્ત રાષ્ટ્રે એકાત્મતાથી ખડા રહી શકીએ એવી તૈયારી સત્વર કરવી ઘટે. આર્ય સમાજ અને જનસંઘ જેવા સંપૂર્ણ રાષ્ટ્રાય બળો જ ભારતની સુરક્ષા સારી રીતે-સાચી રીતે સાધી શકે. પરંતુ આ કાર્ય દૂરંદેશિતા અને શાણપણ વિના શકય નથી. તમામ કોમો, ધર્મો, મતો, સંપ્રદાયો **રાષ્ટ્રીય કટોકટીની વેળાએ અરાષ્ટ્રીયતા આચરે નહિ તેની તમામ તકેદારી, ખબરદારી અને ચોકસાઇ રાખવાને રાષ્ટ્રીય બળો જ સાવધાન શક્તિનાં કેન્દ્રો બની શાસ્ત્રી સરકારના સંરક્ષણ કાર્યોમાં અપૂર્વ અને અનન્ય શક્તિ પૂરી શકે અને દુશ્મનની તમામ છાની તરકીબોને અસફળ બનાવી શકે.** એ કાર્ય એમણે સત્વર કરવું ઘટે.

મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના તમામ અંગ પ્રત્યંગો અને અગ્રણી કાર્યકરોએ હવે મિથ્યા વાદવિવાદ, પરસ્પર છેદન પ્રવૃત્તિ, ચર્ચા રસ અને દૂધમાંથી પોરા શોધનાર પ્રવૃત્તિમાંથી મુક્ત બની ભારતની આર્ય શક્તિને જાગૃત કરી રાષ્ટ્રરક્ષા કાર્યમાં તન, મન, ધનથી પ્રયત્ન કરવાને ભારત સરકાર તથા પ્રજાને તૈયાર કરવી ઘટે. પરમ કૃપાળુ પરમાત્મા આપણી સરકાર અને પ્રજાને સચેતન બનાવી વિજયી કરે એ જ અમારી પ્રભુ ચરણે પ્રભુ પ્રાર્થના ઇત્યોમ શાંતિઃ

# ધનપર પ્રજાપતિનો અધિકાર

कस्य स्विद् धनम् । (ઇશ ઉપ.)

'કોનું ભલા ધન છે?' (પ્રજાપાલકનું ધન છે.)

ધન કોનું છે? શું વ્યક્તિનું ધન છે? વ્યક્તિ કાયમ નથી રહેતી તેથી વ્યક્તિનું ધન નથી. તો આ ધન કોનું છે? આ વાતનો વિચાર કરો, યોગ્ય મનન કરો અને વિચારપૂર્વક જાણી લો કે, વ્યક્તિ જે ધન છોડીને ચાલી જાય છે તે સમાજનું જ થાય છે, ખરેખર જે જેનું હતું તેનું જ થઇ જાય છે. તેથી પહેલેથી જ માની લ્યો કે આ બધું ધન સમાજનું જ છે.

'क:' નામ પ્રજાપતિનું છે, પ્રજાના પાલન માટે જ આ ધન છે. પ્રજાપતિ પ્રજાનો રક્ષક અને સાચો પ્રતિનિધિ છે, આદ્ય સેવક છે. એની પાસે જ બધું ધન રહે અને પ્રજાપાલન માટે તેનો ઉપયોગ કરે. રાજ પ્રબન્ધ દ્વારા જ એ બની શકે.

પ્રજા, સમાજ યા રાષ્ટ્ર શાશ્વત રહેવાવાળા છે, વ્યક્તિઓ મરી જાય છે. તેથી વ્યક્તિનું ધન નથી, પરંતુ સમાજનું છે. જે જેનું હોય તેને માટે જ તેનો ઉપયોગ થવો જોઇએ. આ ઉદ્દેશ્યને પ્રગટ કરવાના હેતુથી 'क' નો અર્થ શતપથ બ્રાહ્મણકારે 'क: वै प्रजापति:' અર્થાત્ 'क' નો અર્થ પ્રજાપતિ બતાવ્યો છે, પ્રજાપતિ પ્રજાનો પાલક છે અને જે પોતાની પાસે ધન રાખે છે તે કેવળ પ્રજાના પાલન માટે જ રાખે છે. પ્રજાપતિ એ કોઈ વ્યક્તિ નથી, એ તો કાર્યાલય છે. એક પ્રજાપતિની વ્યક્તિ મરણ પામે તો પ્રજાપતિની બીજી વ્યક્તિ કાર્યાલયમાં આવે છે, અથવા પ્રજા બીજાને એ કાર્યાલય માટે નિયુકત કરે છે. આ રીતે કાર્યાલયના રૂપે પ્રજાપતિ સ્થાયી રહે છે; કેમ કે પ્રજા સનાતન રહેવાવાળી છે. તેવી જ રીતે પ્રજાપતિ કાર્યાલયના રૂપમાં સ્થાયી રહેવાળો છે. વ્યક્તિના રૂપમાં રહી ન શકે. તેથી પ્રજાપતિનું ધન, અને પ્રજાનું ધન એનો ભાવ એક જ છે. તેથી આ વાત સિદ્ધ થાય છે કે, ધન પ્રજાપાલક સંસ્થાનું છે, કોઇ વ્યકિતનું નથી. એક વિશ્વસ્ત તરીકે વ્યક્તિ પોતાની પાસે ધન ભલે રાખે, પણ સમાજને યા રાષ્ટ્રને તેની જરૂર પડે ત્યારે વ્યક્તિઓએ એ ધન પ્રજાપતિને હવાલે કરી દેવું જોઇએ.

સરકાર પ્રજાનું પાલન કરવાને માટે કરના રૂપે પ્રજા અને શ્રીમંતો પાસેથી જે ધન લે છે તેનું પણ આજ કારણ છે. અસ્તુ.

શિષ્ય–આપે તો આ બધું રાજ્યશાસન અને કર ગ્રહણની બાબતમાં જે કંઇ કહ્યું તે નિઃસંદેહ નવું જ વિવરણ છે. આજ સુધીના ટીકાકારો 'मा गृधः कस्य स्विद्धनं' નો અર્થ 'કોઇ ધનનો લોભ ન રાખે' એવો કરતા હતા. આપે તો એના બે ભાગ પાડ્યા અને પૃથક પૃથક સિદ્ધાન્ત રૂપે એને રાજ્યશાસનનો ભાવ બનાવ્યો. તેથી એવો સન્દેહ ઉપજે છે કે 'मा गृध:। कस्य स्विद्धनं'? એ એના બે ભાગ છે અથવા 'मा गृधः कस्य स्विद्धनं' એવું એક જ વાક્ય છે?

ગુરુ– ટીકાકારોએ 'मा गृधः कस्य स्विद्धनं' એવું એક વાક્ય માનીને અર્થ કર્યો છે તે હું જાણું છું. પણ તત્વજ્ઞાનની દૃષ્ટિએ એ ઠીક નથી. કોઈના ધનનું અપહરણ ન કર એવું કહેવાની પણ આવશ્યકતા નથી. જે બીજાનું છે તે લેવાથી ચોરી થાય છે, અને ચોરી તો ન જ કરવી જોઇએ, એ તો સર્વમાન્ય આચાર છે. આ ધન બીજાનું છે એ ઉપરથી સિદ્ધ થયું કે તેનું અપહરણ કરવું ન જોઇએ. પણ એવો અર્થ કરવાથી બીજો એક મહા અનર્થકારક વિચાર પ્રગટ થાય છે, તે એ કે—

'બીજાના ધનનું અપહરણ કરીને તું એનો ઉપભોગ ન કર' પણ પોતાના ધનનો યથેચ્છ ઉપભોગ કરવામાં કંઇ વાધો નથી રાષ્ટ્રીય સ્વાથ્યની નજરે આ ભાવ અત્યંત અનર્થકારક અને હાનિકારક છે. સમાજ અને વ્યક્તિનો સંબંધ બતાવીને કોઇ કહે કે, સમાજ સ્થાયી અને વ્યક્તિ મરવાવાળી છે, તેથી ધન આખા સમાજનું છે, કોઇ વ્યક્તિનું નથી, આવો ઉત્તમ સિદ્ધાન્ત બતાવ્યા પછી વેદ પોતાના ધનનો યથેચ્છ ઉપયોગ કરવાની અનુમતિ આપે તો આગલું બધું કથન નિરર્થક થઇ જાય છે; અને એ તો સર્વથા અયોગ્ય જ કહેવાય. કેટલાક લોકો કરોડપતિ થાય છે અને તે પોતાને માટે પોતાના ધનનો ભોગ કરે, એમ કહેવું એ તો સ્વાર્થની વૃદ્ધિ કરવા જેવું છે, અને ડહાપણ ભરેલું નથી. વ્યક્તિમાં અપરિગ્રહ વૃત્તિ ન રહે તો તે સમાજની શાંતિમાં ઉપદ્રવ પેદા કરશે, તેથી મનુષ્યોને અપરિગ્રહ તરફ દોરવા જોઇએ. તેથી—

(૧) त्यक्तेन भूंजीथा:-ત્યાગથી ભોગ કર.

(૨) मा गृधः–લોભ ના કર.

(૩) कस्य स्विद्धनं–ભલા કોનું ધન છે?

નિઃસંદેહ પ્રજાપાલકનું ધન છે.

આ ત્રણ ઉપદેશ જનતાને અપરિગ્રહ પ્રતિ લઇ જાય છે અને સામાજિક શાંતિને માટે આ ત્રણે

લેખક :
મહામહોપાધ્યાય
પં. શ્રીપાદ દામોદર સાતવળેકર

ઉપદેશ યોગ્ય અને આવશ્યક છે. તેથી એના પણ વિભાગ પાડીને અર્થ કરવા યોગ્ય છે. '(૧) ત્યાગથી ભોગ, (૨) લોભનો ત્યાગ, (૩) વ્યક્તિનું ધન નથી' આ સિદ્ધાન્ત એક વિશેષ ધ્યેયની તરફ જનતાને આકર્ષિત કરે છે. એને સ્થાને—

(૧) ઈશ્વરે આપેલા ધનનો ભોગ કર.

(૨) કોઇના ધનનું અપહરણ ના કર.

એમાં તો પોતાના ધનનો મનમાન્યો ઉપભોગ કરવાની આજ્ઞા છે. આ પ્રવૃત્તિથી મૂડીવાદ નિર્માણ થાય છે, જે જનતામાં અશાંતિ નિર્માણ કરે છે, એને હટાવવા માટે (૧) ત્યાગથી ભોગ, (૨) લોભનો ત્યાગ, (૩) ધન પ્રજાપતિનું છે, કોઇ એક વ્યક્તિનું નથી. એ ઉપદેશ વિશેષ ઉચ્ચ સામાજિક વ્યવસ્થાની ઘોષણા કરે છે, અને એ સામાજિક વ્યવસ્થા નિસ્સંદેહ રાષ્ટ્રમાં વિશેષ ઉચ્ચ માનવતાની સ્થાપના કરે છે.

રાજ્યશાસનમાં આ સિદ્ધાન્તોનું પાલન થવું જોઇએ. સારા રાજ્ય શાસનમાં આ સિદ્ધાન્તોનું પાલન થાય છે.

## કર્મયોગનું આચરણ

कुर्वन्नेवेह कर्माणि । (ઇશ ઉપ.)

'અહીં કર્મો કરતા રહો.

અહીં કર્મો કરવાં જોઇએ. આ સંસારમાં–જગતમાં કર્મયોગનું આચરણ અવશ્ય કરવું જોઇએ. 'કર્મ, અકર્મ અને વિકર્મ એવા કર્મના ત્રણ ભેદો છે. જે વ્યક્તિનો અને સમાજનો ઘાત કરે છે, તે 'વિકર્મ' છે, તે કદી ન કરવું જોઇએ. વ્યક્તિની અવનતિ અને સમાજની અધોગતિ જેનાથી થાય તે વિકર્મ છે, વ્યક્તિનું અસ્તિત્વ ટકાવવાને માટે જ કેવળ જે કર્મ થાય તે 'અકર્મ' છે. એમાં સ્નાન, ભોજન આદિનો સમાવેશ થાય છે. સમાજની દૃષ્ટિએ એ અકર્મ છે. એ કેવળ વ્યક્તિને સુરક્ષિત રાખે છે. તેથી એવાં કર્મો સામાજિક દૃષ્ટિએ કર્મો કર્યા ન કર્યા, સરખાં જ છે. વ્યક્તિએ પોતાને માટે સ્નાન કર્યું, વ્યાયામ કર્યો, ભોજન કર્યું, કપડાં પહેર્યા એમાં કંઇ વિશેષ ન થયું. સમાજની સ્થિતિમાં એથી કશો ફેરફાર થતો નથી, તેથી તે અકર્મ છે. એ કરવાં પ્રત્યેકની ફરજ છે, પણ એટલાં માત્રથી મનુષ્ય કૃતકૃત્ય નથી થતો. આવાં વિકર્મો ન કરવાં જોઇએ અને અકર્મ કરવાં જોઇએ પણ તે સામાજિક યા રાષ્ટ્રીય દૃષ્ટિએ તો ન કર્યા બરાબર જ છે. તેથી હવે બાકી રહ્યું 'કર્મ' તે દરેકે અવશ્ય કરવું જોઇએ.

કર્મ તેનું નામ છે જે સમાજ, સમષ્ટિ અને રાષ્ટ્રની ઉન્નતિમાં સાધક બને છે. સર્વજન હિતકારક કર્મ, જનતાની ઉન્નતિ માટે આવશ્યક તથા સાધક કર્મ, જેવાં કે નગરનું આરોગ્ય સંરક્ષણ, સાર્વજનિક શિક્ષણ આદિ સાર્વજનિક હિતનાં અનેકાનેક કર્મોનો આ કર્મોમાં સમાવેશ થાય છે. એનું જ નામ યજ્ઞ છે. એ પણ શ્રેષ્ઠ રીતે કરવાં જોઇએ. કર્મ, શ્રેષ્ઠ કર્મ, શ્રેષ્ઠતર કર્મ એવા આ કર્મોના ભેદ છે. આપણે એવો પ્રયત્ન કરવો જોઇએ

(જુઓ પાન ૫)

( પાન ૪નું ચાલુ )

કે, આપણે હાથે શ્રેષ્ઠતમ કર્મ જ થાય. પૂર્ણ કુશળતાથી આપણે ઉત્તમમાં ઉત્તમ કર્મો જ કરવાં જોઇએ.

એવાં કર્મો કરવાં એનું નામ જ કર્મયોગ છે. એનું આચરણ કરવું પ્રત્યેક નાગરિકનું કર્તવ્ય છે. એ કરવાથી જ મનુષ્ય કૃતકૃત્ય થાય છે. સાર્વજનિક હિતનાં કર્મો કરવાં એ દરેક નાગરિકનું કર્તવ્ય છે. એ કર્મો કરવાનો અહીં આદેશ આપવામાં આવ્યો છે.

રાજ્ય પ્રબન્ધ દ્વારા એવી શાસન વ્યવસ્થા જોઇએ કે જેથી મનુષ્ય કદી અવનતિકારક વિકર્મ ન કરે. કદાચ કોઈ કરે તો રાજ્ય તરફથી તેને યોગ્ય શિક્ષા કરવામાં આવે, જેથી બીજા લોકો એવાં કર્મો કરવા પ્રેરાય નહી, પ્રત્યેકના અસ્તિત્વને માટે આવશ્યક સ્નાન-ભોજન આદિ અકર્મ પ્રત્યેકે કરવાં, એમાં કોઇ વિક્ષેપ ન નાખે એ રાજ્યે જોવું. દરેકને રહેવા માટે રહેઠાણ હોય, ખાવાને માટે અન્ન હોય, પહેરવા ઓઢવા માટે પુરતાં કપડાં મળે, યોગ્ય કામ મળે અને કાર્યના બદલામાં યોગ્ય ધન મળે, માંદા પડે તો ઔષધિ મળે. યોગ્ય સમયે વિશ્રાંતિ મળે, મનોરંજનને માટે અવસર મળે, આવશ્યક શિક્ષણ મળે, આ રીતે પ્રત્યેક વ્યક્તિ ઉત્તમ કર્મ કરવા સમર્થ થાય એવી વ્યવસ્થા રાજ્ય તરફથી થવી જોઇએ, અને કોઇ પણ મનુષ્ય ઉપર જણાવેલી આવશ્યક્તાથી વંચિત રહેવો ન જોઇએ, એની રાજ્યે તકેદારી રાખવી જોઇએ.

આ પ્રકારે પ્રત્યેક વ્યક્તિએ કોઈ ને કોઇ સુયોગ્ય કર્મમાં કુશળ થયા પછી પોતાના કર્મથી રાષ્ટ્ર-પુરૂષની સેવા કરવી જોઇએ. આવી સેવા હર કોઇ કરે અને કોઇ એના માર્ગમાં પ્રતિબન્ધ ન કરે એવી રાજ્યે સુવ્યવસ્થા કરવી જોઇએ.

## દીર્ઘાયુ બનો

जिजीविषेच्छतँ समा : ।

" સો વર્ષ જીવવાની ઇચ્છા ધારણ કરે. "

શતાયુષી થવાની મહત્વાકાંક્ષા મનમાં ધારણ કરવી જોઇએ આજકાલ ' ક્ષણભંગુર ' સંસારનો અવૈદિક વાદ પ્રચલિત થયો છે. બધા એમ જ કહે છે ' આ દુનિયા બે દિનની છે, સહુ નાશવન્ત છે. બધો સંસાર ક્ષણિક છે. ' આ વિચાર અવૈદિક છે. એવા વિચારો દૂર કરવા જોઇએ અને હું સો વર્ષ સુધી જીવીશ, સો વર્ષ સુધી પ્રવચન કરીશ, સો વર્ષ સુધી કર્તવ્ય કરતો રહીશ અને સો વર્ષથી પણ વધારે જીવીશ, એવા વૈદિક વિચારો મનમાં ધારણ કરવા જોઇએ. જે જેવી ઇચ્છા કરે તેવો તે થાય છે. તેથી ક્ષણભંગુરવાદી શીઘ્ર વિનષ્ટ થાય છે, અને શતાયુ થવાની ઇચ્છા કરવાવાળા દીર્ઘજીવી થાય છે.

અહીં ( शतं समाः जिजीविषेत् ) સો વર્ષ જીવવાની ઇચ્છા કરે એવું કહેવામાં આવ્યું છે, એનો અર્થ કેવળ ૧૦૦ વર્ષ એટલોજ થતો નથી. 'ઇચ્છા' પ્રૌઢ મનુષ્ય કરે છે. બાળક અને યુવક ઇચ્છા કરવામાં અને તેમ કરીને પ્રભાવી થવામાં અસમર્થ હોય છે. ૮ વર્ષનું બાળપણ અને ત્યાર પછી ૧૨ વર્ષનું બ્રહ્મચર્ય અર્થાત્ વિદ્યાધ્યયનનો સમય મળીને ૨૦ વર્ષો થાય છે. એ વીસમે વર્ષે મનુષ્ય વિદ્વાન અને પોતાની સ્વતંત્ર ઇચ્છા શક્તિથી પોતાનું ભવિષ્ય સર્જનાર બને છે. તેથી એ ૨૦ વર્ષ અને ૧૦૦ વર્ષનું પુરૂષાર્થ પ્રયત્ન કરવાનું આયુષ્ય મળીને ૧૨૦ વર્ષનું કુલ આયુષ્ય થાય છે. ૨૦ વર્ષ થયા પછી હું સો વર્ષ જીવીશ અને એની પહેલાં નહીં મરું એવી ઇચ્છા મનુષ્ય કરી શકે છે, આ રીતે માનવીનું આયુષ્ય ૧૨૦ વર્ષનું છે. ફલજ્યોષિત જન્મપત્રી બને છે તે વિશોત્તરી ( ૧૨૦ વર્ષનું આયુષ્ય ) માનીનેજ બનાવે છે. બીજું ગણિત અષ્ટોતરી ( ૧૦૮ વર્ષનું આયુષ્ય ) માનીને કરવામાં આવે છે. આ રીતે ૧૦૮ અથવા ૧૨૦ વર્ષનું આયુષ્ય જ્યોતિષમાં માનવામાં આવ્યું છે. તેથી પોતે ૧૦૦ વર્ષનું આયુષ્ય જીવે એવી ઇચ્છા મનુષ્ય તરુણ બન્યા પછી કરે એવું આ મંત્ર દ્વારા કહેવામાં આવ્યું છે.

વૈદિક સમયમાં કેટલાક લોકો ૧૫૦થી ૧૭૦ વર્ષ સુધી પણ જીવતા હતા અને કેટલાકો ૭૦ કે ૯૦ મે વર્ષે જ દેહનો ત્યાગ કરતા હતા. રાષ્ટ્રપ્રબંધ દ્વારા એવી સુંદર વ્યસ્થા થવી જોઇએ, કે રાષ્ટ્રના પ્રજાજનનું આયુષ્ય સરેરાશ ૧૦૦ વર્ષનું બને.

હાલના સમયમાં ભારત વર્ષના લોકોનું સરેરાશ આયુષ્ય ૨૫ વર્ષનું ગણાય છે. યુરોપ-અમેરિકામાં ૬૭ વર્ષનું છે. વૈદિક રાજ્યશાસનમાં તે ૧૦૦ વર્ષનું હતું. રાજ્યશાસનની સારી વ્યવસ્થાથી સરેરાશ આયુષ્યમાં આવશ્ય વધારો થાય છે.

બાલમૃત્યુ, અલ્પ આયુમાં મૃત્યુ તથા અકાલ મૃત્યુની જવાબદારી સર્વ રાજ્યશાસન પર છે. એકલી વ્યક્તિ આ બાબતમાં કંઇ પણ કરી શકતી નથી. રાષ્ટ્રનું આરોગ્ય સંવર્ધન, રાષ્ટ્રનો જીવનક્રમ, રાષ્ટ્રમ: શાંતિ, રાષ્ટ્રમાં ધર્મનો આચાર તથા શીલ જેટલું હોય તેટલા પ્રમાણમાં આયુષ્યમાં વધારો થાય છે.

રાષ્ટ્રનો શાસનપ્રબન્ધ એવો હોવો જોઇએ કે, રાષ્ટ્ર પુરુષોનું આયુષ્ય વધતું જાય અને સરેરાશ ૧૦૦ વર્ષનું થાય, રાજ્યશાસન કેવું છે, સારૂ કે નઠારૂં તે આ ઉપરથી સિદ્ધ થાય છે.

# મિસર ઇરાન તથા આરબના આર્યો શુદ્ધિના માર્ગે

લગભગ એક કરોડ આર્ય (હિન્દુ) ભારતથી બહાર એશિયા, આફ્રિકા, યૂરોપ વગેરે દેશોમાં વસે છે.

આ લોકોમાં વધુ સંખ્યા સિન્ધી, ગુજરાતી, કચ્છી તેમજ મારવાડીઓની વધારે છે.

ઉત્તરપ્રદેશ બિહાર વગેરે પ્રાન્તોમાંથી લાખોની સંખ્યામાં હિન્દુઓ નોકરી વગેરે માટે વિદેશોમાં ગયેલા છે. તેમજ મદ્રાસમાંથી પણ હજારો હિન્દુઓ બરમા સિલોનમાં જઇને વસ્યા છે.

બહાર જઇને રહેનાર હિન્દુઓ પોતાના ધર્મ-કર્મની નજરે પ્રાયઃ ચુસ્ત છે. તેમના ઉપર ખ્રિસ્તી, મુસલમાન કે બુદ્ધોની કાંઇ ખાસ અસર દેખાતી નથી.

પ્રાયઃ જ્યાં જ્યાં આ લોકો વસ્યા છે ત્યાં ત્યાં આર્યસમાજો છે. અને બધા જ તેમની ધાર્મિક, સંસ્કૃતિક એવાં સામાજિક પ્રવૃત્તિનાં કેન્દ્રો બન્યાં છે. વિદેશોમાં પ્રાયઃ બધાજ હિન્દુઓ આર્યસમાજને પોતાનો કર્ણધાર માને છે. અને તેના બધાજ કાર્યોમાં રસ ધરાવે છે.

મિશ્રની રાજધાની કાહિરામાં લગભગ ૨૫૦૦૦ હિન્દુઓ છે. ત્યાં તેમનાં ધર્મસ્થાનો પણ છે, તેમજ વ્યવસ્થિત આર્યસમાજો પણ છે. ત્યાંના હિન્દુઓ સારી રીતે વ્યાપારાદિમાં ગુંથાએલા છે. કન્યાઓની અછત હોવાથી મિશ્રના મુસલમાનોની કન્યાઓ સાથે વૈદિકવિધિથી વિવાહ-સંબન્ધ સ્થાપિત કરવા મંડયા છે.

આરબમાં અદન, મસ્કત, અથરા. બસરા, બગદાદ, જદ્દા, દબલૂલ, બલુજ વગેરે બધાજ શહેરોમાં આર્યસમાજો સ્થાપિત છે

આરબના જુદા જુદા શહેરોમાં લગભગ ૫૫ હજાર હિન્દુઓ રહે ત્યાં પણ અરબની મુસલમાન કન્યાઓ સાથે આર્યસમાજની વિધિથી લગ્નો. થાય છે.

ઇરાનના શીરાજ, તેહરાન, બાકૂ વગેરે અનેક સ્થાનો પર આર્યસમાજો છે. ત્યાં ૫૦૦૦ હિન્દુઓની વસ્તી છે. ત્યાં પણ ઇરાની કન્યાઓ સાથે વૈદિક વિવાહની પદ્ધતિ અપનાવવામાં આવી છે.

બહારાઇચ જિલ્લામાં વર્ષો પહેલાં જઇ વસેલા ગુજરાતી પટેલોમાં કન્યાઓની અછત હોવાથી સ્થાનીય મુસ્લિમ કન્યાઓ સાથે હિન્દુ વિધિ પ્રમાણે લગ્ન કરવાની પ્રથા પ્રચલિત છે. મુસલમાનો કોઇપણ જાતના પૂર્વગ્રહ વગર હિન્દુઓ સાથે પોતાની કન્યાઓ પરણાવે છે.

તેજ પ્રમાણે ઉંચા કુલોની ઇસાઇ કન્યાઓ નીચા કુલના ખ્રિસ્તિ યુવકો સાથે પરણવા તૈયાર ન હોવાથી હિન્દુ યુવકો સાથે પરણવા વૈદિક વિધિથી પરણવા તૈયાર હોય છે. અને તે પ્રમાણેના વિવાહો થઇ પણ રહ્યા છે.

કેટલું સારું થાય કે આ પ્રથા હિન્દુઓના બધાજ વર્ગોમાં પ્રચલિત થાય અને ઇસાઇ, મુસલમાન, પારસી, બૌદ્ધ વગેરે કન્યાઓને અપનાવવાનું શરૂ કરી દે.

હિન્દુ જાતિ શક્તિશાલી બનવા માગતી હોય તો તેણે જાત્યાભિમાનથી મુક્ત થઇ, તેમજ રૂઢીવાદને તિલાંજલી આપવી પડશે. અને ગુણકર્માનુસાર વૈદિક વર્ણ વ્યવસ્થાને અપનાવવીજ પડશે.

( પાન ૧૯ નું ચાલુ )

निहित स्वार्थवाले व्यक्तियों द्वारा संचालित है। इस आन्दोलन को आर्यसमाज दक्षिण भारतीयों द्वारा संचालित आन्दोलन नहीं मानता। यह तो मद्रास के सीमित क्षेत्र के मात्र केवल कुछ स्वार्थी-राजनैतिक तत्वों द्वारा चलाया हुआ आन्दोलन है, जिन्हें प्रेरणा भारत से बाहर की शक्तियों से मिलती है।

राष्ट्र विरोधी वामपंथी राजनैतिक तत्वों ने ही केवल इस भाषा आन्दोलन को बढ़ावा नहीं दिया है, अपितु धर्म, संप्रदाय, शान्ति और सेवा के नाम पर विदेशी सहायता प्राप्त ईसाई मिशनरियों ने भी सदा से भारत में अराष्ट्रिय-प्रवृत्तियों को छिपकर और अप्रत्यक्ष रूप से नेतृत्व देने के अपने कार्यक्रम के सिलसिले में मद्रास के हिन्दी-विरोध में सक्रिय हाथ बटाया है।

अपनी राजनीतिक महत्वाकांक्षाओं की पूर्ति के लिए कुछ राजनीतिक दलों एवं व्यक्तियोंने भी हिन्दी प्रचलन से केन्द्रीय सेवा आयोग में तथा केन्द्रीय प्रतियोगिता परीक्षाओं में हिन्दी के माध्यम हो जाने से पिछड़ जाने का हौआखाड़ा करके न केवल गलत फहमियां पैदा की हैं अपितु सामान्य अबोध जनता तथा भावुक विद्यार्थियों को भड़का कर सस्ता नेतृत्व प्राप्त करने का प्रयास किया है और देश के विघटन में हाथ बटाया है। इस प्रयास में मद्रास के जहां अन्य तथाकथित राजनैतिक दलों ने गलत नेतृत्व किया वहां मद्रास प्रदेश की कांग्रेस ने तथा भारतीय कांग्रेस के अध्यक्ष श्री कामराज नडार ने भी धैर्य से काम न लेकर अपने को मद्रास की राजनीति के तंग दायरे से अनुबद्ध कर लिया तथा हिन्दी के विरोध को अपने वक्तव्यों, भाषणों से बढ़ावा दिया। अभी-अभी श्री कामराज ने एक साथ ही हिन्दी को भारत के सभी प्रदेशों को आपस में संयुक्त करनेवाली भाषा माना है और त्रिभाषा-नीति में हिन्दी की अनिवार्यता का तथा केन्द्रीय परीक्षाओं में हिन्दी माध्यम का प्रबल विरोध किया है। यह देश का दुर्भाग्य है कि इतने जिम्मेवार पद पर एक ऐसा व्यक्ति है, जिसके विचार एक प्रदेश की सीमा में संकुचित है तथा जो प्रदेशीय नेतृत्व की स्पर्धा में राष्ट्रिय एकता की महत्वपूर्ण समस्या को विवादग्रस्त बनाये हुए है।

**आर्यसमाज कामराज के इन घातक वक्तव्यों का सख्त विरोध करता है।**

स्वाधीनता उपलब्धि के १७ वर्षों में केन्द्रीय शिक्षा विभाग ने हिन्दी के प्रति अनुदार, प्रति क्रियावादी तथा धीरे चलो नीति का जो परिचय दिया है, वह न केवल एकता विरोधीनीति है, अपितु भारतीय संविधान की स्पष्ट अवज्ञा है। दुर्भाग्य से केन्द्रीय सरकार का शिक्षा विभाग प्रारम्भ से ही गलत हाथों में रहा है। यदि देश के सौभाग्य से सही दिशा में सोचने और कार्य करनेवाले शिक्षामन्त्री ने हिन्दी हित के कार्य किए भी हैं तो भारतविरोधी नौकरशाही के काले कारनामों से उसे अपने स्थान को छोड़ना पड़ा है। शिक्षा विभाग अभी भी जिन गलत हाथों में पड़ा हुआ है उससे उसके छुड़ाना राष्ट्रभाषा हिन्दी के हित के लिए आवश्यक है।

भारतीय संविधान में स्वीकृत संकल्प के अनुसार ही राजभाषा के रूप में २६ जनवरी से हिन्दी के प्रचलन की घोषणा जब एक बार सरकार कर चुकी है तब मात्र कुछ विरोधों से हिन्दी का परित्याग अथवा राजभाषा अधिनियम का संशोधन देशद्रोह और भारतीय संविधान का अपमान है। केवल राष्ट्रभाषा में लिखे पत्रों को फाड़कर फेंक देने की बात कह कर जिस प्रकार मद्रास को हिंसात्मक कार्यों के लिए उकसाया गया और स्वर्गीय नेहरूजी के नाम को घसीट कर जो दुरुपयोग राष्ट्रिय एकता के प्रबल समर्थक उस महान् नेता के नाम का किया गया तथा जिस प्रकार भारत के प्रधानमन्त्री ने अपने रेडियो भाषण में तुष्टीकरण तथा दब्बूनीति का परिचय दिया उसे आर्यसमाज कभी भी बर्दाश्त नहीं कर सकता था। अतएव २१ फरवरी को सार्वदेशिक आर्य प्रतिनिधि सभा के आदेश तथा आव्हान पर समग्र देश ने राष्ट्रभाषा दिवस मनाया। समग्र-भारत के चार हजार से अधिक स्थानों में प्रदर्शन जन सभायें तथा आर्यसमाज के तत्वावधान में प्रस्ताव पारित हुए। निस्सन्देह आर्यसमाज के इस जनान्दोलन का तथा इससे प्रभावित अनेक संस्थाओं के योग का प्रभाव नेताओं पर पड़ा और जिस प्रकार मद्रास के हिंसक प्रदर्शनों से वे प्रभावित हुए थे, उस में नरमी आयी।

आर्यसमाज की नीति भारतीय संविधान में स्वीकृत भारत की चौदह देशीय भाषाओं के विरोध की कदापि नहीं रही है। किन्तु मद्रास और बंगाल में तमिल तथा बंगला का समर्थन न करके अंग्रेजी के प्रचलन के लिए दुराग्रह को आर्यसमाज देश के लिए घातक तथा राष्ट्रिय एकता के लिए अनर्थकारी मानता है।

राजभाषा अधिनियम में जानेवाले संशोधन तथा त्रिभाषा-योजना से हिन्दी के बहिष्कार की नीति के विरोध में आर्यसमाज देश व्यापी आन्दोलन शीघ्र करने जा रहा है। मई के प्रथम सप्ताह में केन्द्रीय राजधानी दिल्ली में सर्वदलों, सर्वप्रदेशों तथा हिन्दी के तथा समर्थकों का विराट् सम्मेलन आर्यसमाज के तत्वावधान में होगा। इस कन्वेन्शन में हम अपनी बात ही केवल सरकार तक नहीं पहुंचाना चाहते हैं, अपितु समग्र देश की भावना से भी देश के नेताओं को परिचित कराना चाहते हैं। इसके लिए उक्त सम्मेलन के मनोनीत अध्यक्ष तथा विशिष्ट प्रदेशों से आए हुए हिन्दी के उन्नायकों के स्वागत में शोभायात्रा भी प्रदर्शन के रूप में निकाली जायगी।

दिल्ली में आयोजित इस सम्मेलन और प्रदर्शन के बाद ही भारत के सभी प्रदेशों की राजधानियों में इस प्रकार के सम्मेलन तथा प्रदर्शन होंगे।

इस प्रसंग में देश की जनता को हम यह भी कहना चाहते हैं कि आगामी दस वर्षों में आर्यसमाज के स्थापना की जो शतवार्षिकी हम मनाने जा रहें हैं, उसके लिए प्रतिवर्ष प्रदेशीय केन्द्रों में हमारे अखिल भारतीय सम्मेलन होंगे। उन सम्मेलनों के हमारे कार्यक्रम क्रमशः, राष्ट्रभाषा हिन्दी, सीमा प्रदेशों की विदेशियों के प्रभाव से मुक्ति, मद्यनिषेध, अश्लील चित्रों, पुस्तकों तथा पोस्टरों के बहिष्कार, परिवार नियोजन की अभारतीय पद्धति से भारतीय समाज की रक्षा, संस्कृत भाषा-प्रसार होंगे और इन्हीं समस्याओं पर केन्द्रित होंगे हमारे अखिल भारतीय आन्दोलन।

सब से बढ़कर हम देश की अखंडता की रक्षा तथा राष्ट्रिय एकता की पुष्टि को ही अपने कार्यक्रम का महत्वपूर्ण अंग मानते हैं और इसके लिए देश की जनता का, प्रबुद्धवर्ग का तथा समाचार पत्रों का सहयोग चाहते हैं।

रामगोपाल शालवाले
मंत्री
सार्वदेशिक सभा.

## મહાત્મા હંસરાજ જન્મ શતાબ્દિ

મુંબઇમાં મધુરભાષી, કાર્ય-કુશલ તથા ધૂનના પાકા શ્રી ભગવતીપ્રસાદ ગુપ્તાના નેતૃત્વમાં સ્થાપન થયેલી આર્યપ્રચાર સમિતિના આશ્રયે તા. ૧૮-૪-૬૫ ના રોજ સાંજે ૪ થી ૭ સુધી આર્યસમાજની પ્રતિષ્ઠિત સંસ્થા ગુરૂકુલ હાઇસ્કૂલ ઘાટકોપરમાં મહર્ષિ દયાનંદના અત્યન્ત ભક્ત તથા આર્યસંસ્કૃતિના પરમ પૂજારી મહાત્મા હંસરાજની જન્મ શતાબ્દિ ધૂમધામથી ઉજવવામાં આવેલી.

તે પ્રસંગે શ્રી આનંદ સ્વામીજી મહારાજ શ્રી. પં. શ્રીકૃષ્ણ શર્મા, શ્રી પં. વિભુદેવજી, શ્રી પં. લક્ષ્મણરાવજી ઓધલે વગેરે વિદ્વાનોએ ભાવભીની શ્રદ્ધાંજલિ આપેલી તથા શ્રી પં. જગદિશચંદ્ર પ્રવાસીનો ભજનોપદેશ થએલો. વિદ્વાન વક્તાઓએ શ્રદ્ધાંજલિ આપતાં જણાવેલું કે મહાત્મા હંસરાજજીએ રાષ્ટ્રીય, સામાજિક શિક્ષણ ક્ષેત્રમાં ત્રિવિધ અમૂલ્ય સેવાઓ કરેલી. તેઓ ઘણું જ ઓછું બોલતા પણ તેમનું કાર્ય ઘણું જ વિશાળ હતું. દૃઢ નિશ્ચયી તો એટલા હતા કે તેમને કોઇ તેમાંથી ડગાવી શકતું નહીં. તેઓ કોરા વિદ્વાનજ ન હતા પણ ઉચ્ચ કોટીના વિચારક અને મહાન નેતા હતા. તેઓ સ્વ. સ્વામી શ્રદ્ધાનંદજી મહારાજ, ગુરૂદત્તજી વિદ્યાર્થિ, લાલા લજપતરાય, ભાઇ પરમાનન્દના સમકાલીન હતા. પંજાબમાં થયેલી શિક્ષણ-પ્રવૃત્તિના તેઓને આદ્યપિતા કહી શકાય. તેમના સર્વતોમુખી પ્રયાસને લીધે જ પંજાબમાં શિક્ષણ સંસ્થાઓની જાળ બિછાવાઇ ગઇ હતી.

પૂજ્ય શ્રી. આનન્દસ્વામીજીએ જણાવેલું કે મહાત્મા હંસરાજજીનો જન્મ હોશિયારપૂર જિલ્લાના એક નાનાશા ગામડામાં એક ગરીબ કુટુંબમાં થયેલો છતાં પોતાની પ્રતિભાસંપન્ન બુદ્ધિ અને મહેનતથી બી. એ. થયા, એટલું જ નહીં સંસ્કૃતમાં પણ પાંડિત્ય મેળવી શકયા હતા. તેમણે ફક્ત શિક્ષણ ક્ષેત્રમાં જ નહીં, સામાજિક ક્ષેત્રમાં પણ ઘણો મહત્વનો ફાળો આપેલો. કાંગડા વગેરે જ્યાં જ્યાં દુકાળ વગેરેના વિઘ્નો ઊભાં થયાં ત્યાં ત્યાં પોતે પહોંચી જનતા જનાર્દનની મહત્વની સેવામાં તેમનો મોટો ફાળો હતો. તેમનું જીવન ખૂબજ સરળ અને સીધુંસાદું હતું.

ઉત્સવમાં આર્યસમાજ શાંતાક્રુઝ, માટુંગા, શિવાજીપાર્ક, લોઅર પરેલ, ફોર્ટ, કાકડવાડી વગેરે સમાજોના આર્યભાઇઓએ હાજરી આપી હતી. શ્રી. શેઠ સદાજીવિતલાલજી શ્રી. બદ્રિપ્રસાદજી ભોટુકા, શ્રી. જયદેવજી આર્ય, શ્રી. ઓમકારનાથજી, શ્રી. ગુલજારીલાલજી, શ્રી. મલહોત્રાજી, તથા તથા શ્રી. સ્નાતક સત્યવ્રતજીની હાજરી વિશેષ તરી આવતી હતી.



( પાન ૨નું ચાલુ )

કરો. ભૌતિક સુખ મેળવવા આગળ વધો. ઉપનિષત્કાર આ સામે લાલ બત્તી ધરે છે. અટકો, નહીં તો ભટકીને મરો. દુઃખના સાગરમાં પડો. રાગદ્વેષમાં સદા ખરડાતા રહો. ઋષિ સંતાનો ચેતજો. બંનેની સહોપાસના કરવામાં પ્રમાદ ન કરશો.

કેટલાક બીજા આચાર્યો અસંભૂતિ અને સંભૂતિનો અર્થ બીજી રીતે કરે છે, તે આ પ્રમાણે છે. અસંભૂતિ એટલે નિષિદ્ધની નિવૃત્તિ. આ યોગનું પ્રકરણ છે. દધ્યઙ્ ઋષિ શિષ્યને યોગનો ઉપદેશ કરે છે એટલે એમાં ઉપાસ્ય અને ઉપાસના હોવાં જોઇએ. માન, દંભ, હિંસા, ચોરી કરવી, જુઠું બોલવું વગેરે યોગના વિરોધી છે, તે ન કરવા એ નિષિદ્ધની નિવૃત્તિ. અને એ જ અસંભૂતિ. માન વગેરે નિષિદ્ધ આચારો ન કરવા, માત્ર નિવૃત્તિ પરાયણ બની જવું. કેવળ આ જ ઉપાસના કરવી એ અંધકારમાં લઇ જનાર છે. અકર્તવ્ય ન કરવાં એ સારૂં છે, પણ તેની સાથે કર્તવ્ય પણ કરવાં જોઇએ. પ્રવૃત્તિ વગરની નિવૃત્તિ માણસને અધોગતિમાં લઇ જાય છે. માટે અહિંસા, સત્ય બોલવું, બ્રહ્મચર્ય પાળવું, અપરિગ્રહનું સેવન કરવું વગેરે યોગના કર્તવ્ય અંગો પણ કરવાં જોઇએ.

ધારણા, ધ્યાન, સમાધિ આ યોગના અંતરંગ અંગો છે, તેની ઉપાસના એ સંભૂતિ કહેવાય છે. કારણ કે સમાધિસિદ્ધ થયા પછી આત્મદર્શન થાય છે. પણ યોગનાં પ્રાથમિક અંગો ન આચરવા અને માત્ર સમાધિ પાછળ જ પડયા રહેવું એ પણ અંધકારમાં દોરી જનાર છે માટે બંનેની સાથે ઉપાસના કરવી જોઇએ. મહર્ષિ કણાદે પણ આ જ ભાવને વ્યક્ત કર્યો છે. 'यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः' અભ્યુદય અને નિશ્રેયસની સાથે ઉપાસના કરો એજ સાચો ધર્મ છે.

( ક્રમશઃ )

## પછાતવર્ગ વિકાસ મંડળ ડેડિયાપાડાની પ્રવૃત્તિઓ

ચાલુ સાલે પરીક્ષાનું કામકાજ પૂરું થયું છે. નેત્રંગ વાલ્મિક-કુમાર આશ્રમ માટે જમીન ૨ એકર ૩૬ ગુંઠા ખરીદી લીધી છે. અને તે ઉપર મકાન બાંધવાની તજવીજ ચાલી રહી છે. એકાદ માસમાં મકાન થઈ જશે. ખાડી ઉપર સુરમ્ય જગ્યા ઉપર નેત્રંગ આશ્રમ પ્રગતિ કરી રહ્યું છે.

શબરી કન્યા આશ્રમ ડેડિયા-પાડાની આ સાલે ૮ કન્યાઓ ફાઇનલમાં બેઠી છે. ઉત્સાહ સારો છે, અને અત્યારે ૨૨ કન્યાઓ છે.

મૌઝા પછાતવર્ગ કુમાર આશ્રમ પણ પ્રગતિ કરી રહ્યું છે તેના મકાન માટે પણ મંત્રીજીએ ખાડી ઉપર જમીન લેવાની તજ-વીજ કરી છે. સભ્યોનો ઉત્સાહ સારો છે.

પછાત વર્ગ વિકાસમંડળના પ્રચારક શ્રી ડાહ્યાભાઇ આર્યની સભા કંબોડિયા મુકામે થઇ અને તેઓ વૈદિક સિદ્ધાંતો ઉપર ઘણી મનનીય ચર્ચાઓ થઈ એ વિસ્તારમાં નિરાંત સંપ્રદાય ચાલે છે.

બીજો સત્સંગ સાગબારા તાલુકાના ટાવલ ગામે થયો હતો. જનતા તરફથી ઘણા પ્રશ્નો ચર્ચાયા હતા. ત્રણેક હજાર માણસોની હાજરી હતી. જેમ કે

હું કોણ? મારો ધર્મ શું; મારી જાતિ શું? ધર્મ શબ્દનો અર્થ શો; ઇશ્વરનું અસલ નામ શું; ઇશ્વરે સૃષ્ટિનું સર્જન શા માટે કર્યું; દેવતા શબ્દનો અર્થ શો; દેવતા કોણ છે, બ્રાહ્મણ શબ્દનો અર્થ શો; કયાં શાસ્ત્રો સત્ય અને અસત્ય છે; મંદિર કેવા પ્રકારનું હોવું જોઈએ; માનવ-સમાજનું કલ્યાણ કેવી રીતે થાય; ઇશ્વરનું અસ્તિત્વ વગેરે પ્રશ્નોના જવાબો આપ્યા હતા. સભા રાત્રે ત્રણ વાગે પૂરી થઇ હતી. શ્રી. કેશવભાઇ આર્યને નવા પ્રચારક તરીકે લેવામાં આવ્યા છે.

Regd.No. G/374
તા. ૧-૫-૬૫

# બિહારમાં એક નવો સંપ્રદાય

લેખક :
**શ્રી રામાનંદજી શાસ્ત્રી**

કેટલાક વર્ષોથી બિહારમાં એક નવો સમ્પ્રદાય શરૂ થયો છે. તેનું નામ છે "આનંદ માર્ગ". તેના પ્રવર્તક પ્રભાતરંજન સરકાર નામના એક બંગાલી છે. તેઓ જમાલપુર (મુંગેર)ની વેરેલ આફિસમાં ક્લાર્કની નોકરી કરે છે. તેમનું ઉપનામ "આનંદમૂર્તિ" છે. જ્યારે તેઓ ધાર્મિક પ્રવચન કરે છે ત્યારે આનન્દમૂર્તિના નામથી જ જાહેરાત થાય છે, એટલા માટે જ તેમના ધર્મનું નામ પણ આનન્દ ધર્મના નામથી પ્રચલિત છે. શ્રી આનન્દમૂર્તિ પોતાને ઇશ્વરનો અવતાર જાહેર કરે છે. તેમના ભક્ત મંડળીમાં આવતા પૂર્વે ભક્તો એક ભજન બોલે છે કે "हे भिलनीके बेर खानेवाले, अहिल्याके तारनेवाले, गृद्धराजके स्वर्ग भेजनेवालि, हे गोपियोंके साथ क्रीडा करनेवाले, हम भक्तोंको क्यों भूले हो, आवो हम गोपालबाल तथा गोप अंगना आपके दर्शनके लिये लालायित हैं, आवो" ભક્તોમાં સ્ત્રી–પુરુષ બન્ને હોય છે. તેમાં સ્ત્રીઓની સંખ્યા વધારે હોય છે. આનન્દમૂર્તિ બધાને નથી મળતા, તેઓ સાર્વજનિક સભાઓમાં ભાષણ પણ નથી કરતા. જ્યાં જાય છે ત્યાં તેમના ભક્તા તેમને છૂપાવીને રાખે છે. કોઇ આનન્દમૂર્તિ સાથે ધાર્મિક ચર્ચા કરવા માંગે તો જ્યાં સુધી તે પોતાની ચોટલી ન કપાવી કાઢે તેમજ જનોઇને તોડીને ન ફેંકી દે ત્યાં સુધી તેને મળવાની પરવાનગી નથી આપવામાં આવતી. આનંદમૂર્તિ શિખા–સૂત્રના કટ્ટર વિરોધી છે. તેમનું કહેવું છે કે શિખા–સૂત્રથી વિષમતા પેદા થાય છે, તેમજ મિથ્યા અભિમાન પણ થાય છે. આનંદ માર્ગની એક નાનીશી ચોપડી છે. તેનું નામ છે "આનંદ માર્ગ ચર્યાચર્ય" તેમાં લખ્યું છે કે મૂત્રેન્દ્રિયની ઉપરની ચામડી કપાવી દેવી જોઇએ એટલે તેઓ સુન્નતનું સમર્થન કરે છે.

આનંદમાર્ગમાં "બ્રહ્મચર્ય" નો અર્થ ઈશ્વરપ્રાપ્તી છે. માટે મહિનામાં કમમાં કમ એક વખત તો વિર્યપાત અવશ્ય કરી લેવો જ જોઇએ. બાલબ્રહ્મચારી માટે આનંદમાર્ગમાં કોઈ સ્થાન નથી. બ્રહ્મચર્યનો અર્થ વીર્યપાલન કરવામાં તેમના મતે ઢોંગ હોય છે.

આનંદ માર્ગમાં સંન્યાસનું કોઈ મહત્વ નથી. આનંદમૂર્તિનું કહેવું છે કે આશ્રમ વ્યવસ્થા પાખંડ છે. સંન્યાસ લઇને ગૃહ–ત્યાગ મિથ્યા છે. બ્રાહ્મણોએ પોતાની સ્વાર્થસિદ્ધિ માટેજ સંન્યાસ આશ્રમ ચલાવ્યો છે. આનંદમૂર્તિનું કહેવું છે કે 'સંન્યાસ'નો અર્થ 'સમ્–ન્યાસ' નથી પણ "સત્–ન્યાસ" છે.

આનંદ માર્ગ અગ્નિ–હોત્રનો વિરોથી છે. તેમાં ૩ ઋણ તથા ૪ મહાયજ્ઞ છે.

(૧) માતા – પિતાની સેવા પ્રથમ યજ્ઞ.

(૨) સાધના બીજો યજ્ઞ.

(૩) ગુરૂની પૂજા ત્રીજો યજ્ઞ.

(૪) ગુરૂને સર્વસ્વ અર્પણ ચોથો યજ્ઞ.

આનંદ માર્ગમાં ગુરૂને સર્વસ્વ અર્પણ કરવાનો આદેશ છે. સાધક કે સાધિકા જ્યારે દિક્ષા ગ્રહણ કરે છે ત્યારે તેને શરીરના પ્રત્યેક અંગ ઉપર હાથ મુકીને કહેવું પડે છે કે આ બધુ મારું નથી પણ ગુરુજીનું છે. આના ઉપર નિરંતર અભ્યાસ કરવો પડે છે કે કોઇ દિવસ યે ભાવના કે વિચાર પણ આવે કે અમુક અંગ ગુરુજીનું નથી. પૂર્ણતા પ્રાપ્ત કર્યા પછી સાધક કે સાધિકા ગુરુજીને પોતાનું અભિન્ન અંગ માને છે.

આનંદમાર્ગમાં આનંદમૂર્તિ વિના કોઇ સિદ્ધિ મેળવી શક્તો નથી. ભક્તોનું કહેવું છે કે તેમના ગુરુદેવ અન્તર્યામી છે. તેમણે આ પહેલાં ઘણાએ અવતારો લીધા, પરંતુ ક્લાર્કનો અવતાર બાકી હતો એટલે જ આ રૂપમાં આવ્યા છે પછી જીવનમુક્ત થઇ જશે.

આનંદ માર્ગમાં સાધનાનું મહત્ત્વ વિશેષ છે. કહેવા પુરતું તો યમ, નિયમ કહેવાય છે પણ ખાન-પાન પર કોઈ નિયંત્રણ નથી. પોતાની રુચી પ્રમાણે ખાઈ-પીને પણ સાધક બની શકે છે. પ્રત્યેક સપ્તાહમાં એક વખત સ્થાનીય આનંદમાર્ગીઓ એક સ્થાન પર ભેગા મળે છે. તે સ્થાન માટે બીજાઓનો પ્રવેશ નિષિદ્ધ હોય છે. ભેગા મળ્યા પછી દિવો બુઝાવી સમાધિમાં લીન થઈ જાય છે. જે તદ્દન સમાધિસ્થ થઈ જાય છે તે જાત જાતના પશુ-પક્ષીઓની બોલી બોલવા માંડે છે. આનંદમાર્ગીઓની સમાધિ કાગડો, કોયલ, કુતરો, બિલાડી વગેરે બધાની જ બોલીઓથી પરિપૂર્ણ હોય છે. તેમના પુસ્તકનું નામ છે 'જીવન વેદ' જે બે ભાગોમાં છપાયેલું છે. પણ 'ભગ'ની પૂજાને પોતાનું પ્રતીક માને છે.

આ નવો વ્યક્તિપૂજાવાળો સમ્પ્રદાય બિહારમાં દિન-પ્રતિદિન વધી રહ્યો છે. આમાં દીક્ષા આપવાવાળાને આચાર્ય કહેવામાં આવે છે. આચાર્ય વગર આનન્દમાર્ગી કોઇ પણ કાર્ય કરી શકતો નથી. ગુરુજી પાસે તો આ આચાર્યજ પહોંચી શકે છે. નવા સાધકે સર્વપ્રથમ આચાર્ય પાસે જવું પડે છે. તેને વિશ્વાસ થયા પછીજ ગુરુજી પાસે મોકલવામાં આવે છે. ત્યારેજ ગુરુજી તે નવા સાધકને યોગની વિશિષ્ટ પદ્ધતિ બતાવે છે. સંભળાય છે કે ગુરુ આનંદમૂર્તિ ગૃહસ્થી છે. તેઓ હમણાંજ બીજી વખત પરણ્યા છે. તે સંબંધમાં ભક્તોનું કહેવું છે કે એક નવબાળાએ પોતાને ગુરુજીની સેવામાં અર્પેલી એટલા માટે જ ગુરુજીને તેને સ્વીકારવી પડેલી.

ભક્તોની સંખ્યા દિન-પ્રતિદિન વધી રહી છે. પોલિસ તથા આબકારી ખાતાના અધિકારીઓ સંખ્યા વધારવામાં રસ લઇ રહ્યા છે. સમાજમાંથી બહિષ્કૃત થએલા કેટલાક ગુરુજીની સેવામાં અવધૂત કહેવાય છે. આ લોકોએ બિહારમાં બે ત્રણ સ્થાનોમાં શિશુ વિદ્યાલય પણ શરૂ કર્યું છે, જેમાં બાળકોને અંગ્રેજીના માધ્યમથી શિક્ષણ આપવામાં આવે છે. તેની પાછળ કુમળા બાળકોમાં આનન્દ માર્ગનો પ્રભાવ જ જમાવવાનો છે. આનંદમૂર્તિ ઇશોપનિષદ્‌ની વ્યાખ્યા પણ કરે છે. વેદ અને સંસ્કૃત ન જાણતા હોવા છતાં તેઓ સર્વજ્ઞ છે.

આનંદમૂર્તિ જ્યારે સમાજ અથવા રાષ્ટ્ર સંબંધી ભાષણ આપે છે ત્યારે પ્રભાતરંજન સરકારના નામથી પત્રિકાઓ નિકળે છે. તેમની "Progressive federation of India" અર્થાત્ ભારત પ્રગતિશીલ સંઘ નામની સંસ્થા છે. "નૂતન પૃથ્વી" નામનું સમાચારપત્ર પણ નિકળે છે. આનંદમાર્ગ હિન્દીનો વિરોધી છે. પ્રભાતરંજન સરકાર ગાંધીજીના અહિંસાને ખૂબજ ખરાબ ગણે છે. તેઓની નજરે ફક્ત સુભાષબોઝ જ નેતા છે.

એવી રીતે આ આનંદમાર્ગ એક નવો કોયડો ઊભો થયો છે. તેનો મુકાબલો આર્યસમાજ સિવાય કોઇ કરી શકે એમ લાગતું નથી, કારણ કે બીજા સમ્પ્રદાયોને તેની કાંઇ પડી જ નથી.

## ઉત્સવ

આર્ય સમાજ દેવલાલી, ભગુર તથા નાશિકનો ઉત્સવ તા. ૧૩–૫–૬૫ થી તા. ૨૫–૫–૬૫ સુધી ઉજવવામાં આવશે. તેમાં મું. પ્ર. આ. પ્રા સભાના ઉપમંત્રી શ્રી. પં. રવિશંકરજી દ્વિવેદી, શ્રી. પં. દયાશંકરજી શર્મા, શ્રી. પં. વેદમિત્રજી ઠાકોર તથા શ્રી. હરિસિંજી ઠાકોર ભજનોપદેશક પધારશે.

* * *

આર્ય કન્યા વિદ્યાલય વડોદરાનો દિક્ષાંત સમારંભ તથા ઉત્સવ તા. ૧ થી ૩ મેના દીવસોમાં ઉજવાશે. દીક્ષાન્ત ભાષણ શ્રી. મોરારજીભાઈ દેસાઈ આપશે.



મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા–૬ માલીકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.

६१०

श्री आचार्य जी, गुरुकुल कांगड़ी
जि. सहारनपुर, (उ. प्र.)

રજી. નં. જી/૩૭૪

॥ ओ३म् ॥

# आर्यप्रकाश

ऋग्. यजु. साम. अथर्व.



મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ | તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું | સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ જેઠ વદ ૧૨ને શનિવાર તારીખ ૨૬—૬—૧૯૬૫ [ અંક ૧૩મો

## મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના નવનિર્વાચિત પદાધિકારીઓ.



શ્રી. જયદેવજી આર્ય (મુંબઇ)
પ્રધાન



શ્રી. વેણીભાઇ આર્ય (વડોદરા),
મંત્રી

મુંબઈ પ્રદેશ આર્યપ્રતિનિધિસભાની તા. ૨૦-૬-૬૫ ના રોજ અમદાવાદ દયાનંદમાર્ગ આર્યસમાજમાં મળેલી સાધારણ સભામાં સન ૧૯૬૫—૬૬ માટે નિમ્ન લિખિત પદાધિકારીઓ તથા અંતરંગ સભાના સદસ્યો ચૂંટાયા હતા. તેજ પ્રસંગે સાર્વદેશિક સભા માટે પણ પ્રતિનિધિઓની ચૂંટણી કરવામાં આવી હતી.



શ્રી. એલ. કે. નંદવાણા (અમદાવાદ)
ઉપપ્રધાન



શ્રી. ઇશ્વરભાઇ આશાભાઇ પટેલ
(ચિખોદરા) ઉપપ્રધાન

(જુઓ પાન ૮)

# સ્વસ્થવૃત્ત અને સદ્વૃત્ત નિરૂપણ

લેખક : પંડિત વસિષ્ઠજી યાજ્ઞિક, હલવદકર
( આયુર્વેદાલંકાર ) રાજકોટ

## લેખાંક ૩જો

दोषचक्र ( સ્વસ્થ વૃત સમુચ્ચય: )

| દોષ | સ્થાન | વિશેષ સમય | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | | આયુ | દિવસ | રાત્રી | ભોજન | અગ્નિ | કોષ્ઠ | પ્રકૃતિ |
| વાત | નાભિની નીચે | વૃદ્ધાવસ્થા | સાયંકાલ ૨ થી ૬ વાગ્યા સુધી | છેલ્લે પ્રહરથી ૬ સુધી | પાચન થયા પછી | વિષમ | ક્રૂર | હીન |
| પિત્ત | હૃદય નાભિના મધ્યમાં | યુવાનસ્થા | સવારે ૧૦ થી ૨ વાગ્યા સુધી | રાત્રે ૧૦ થી ૨ વાગ્યા સુધી | પાચન થવાના સમયે | તીક્ષ્ણ | મૃદુ | મધ્ય |
| કફ | હૃદયનાં ઉપર | બાલ્યાવસ્થા | સવારે ૬ થી ૧૦ સુધી | રાત્રે ૬ થી ૧૦ વાગ્યા સુધી | ભોજન કરવાના સમયે | મન્દ | મધ્ય | ઉત્તમ |
| સમદોષ | × | × | × | × | × | સમ - | મધ્ય | સમ - |

સ્વસ્થનું લક્ષણ ગયા લેખમાં (પ્રથમ) આપી ગયા છીએ. હું આયુર્વેદમાન્ય સ્વસ્થવૃત્ત અને સદ્વૃત્ત વિષે મારી મતિ પ્રમાણે બૃહદ્ત્રયીમાં જે નિરૂપણ મળે છે તે પાઠકો સમક્ષ મૂકવાનો આગ્રહ ધરાવું છું તેથી મારી લેખમાળામાં પશ્ચિમના વિચારકો અને તેનું મન્તવ્ય પ્રાય: જોવા નહી મળે. જો હું સ્વસ્થ અને અસ્વસ્થ-રોગિ-નિરોગી-સુખી-દુ:ખીની વ્યાખ્યામાં ભારતીય આર્ષ પુરુષોના વિચારો રજૂ કરું તો તે આયુર્વેદીય સ્વસ્થ-વૃત્ત અને સદ્વૃત્ત નિરૂપણમાં સહાયક અને પ્રમાણભૂત પણ મનાય પણ જો પશ્ચિમનાં કોઇ પણ વ્યક્તિ-ના રોગી-નિરોગી સુખી કે દુ:ખીની વાતને સ્થાન આપું તો અન્યાશ્રય કર્યો કહેવાય. સાદા ભાષામાં કહું તો પાઠકોને વ્યામોહમાં પાડવાનું પાપ કર્યું ગણાય. આ મારું મંતવ્ય છે તેથી હું અંગ્રેજ સાહિત્યકારનાં સુખી દુ:ખી થવાના કારણોનો વિચાર નથી કરતો. હું પરવસ્તુ મુગ્ધદશા તેને પાપ માનું છું અને दुःखं पापात् કોઇ પણ પાપનાં આશ્રયથી કે આચરણથી જ દુ:ખ થાય છે. દુ:ખ એટલે એક પ્રકારનો વ્યાધિ જ છે *विविधं दुःखमादधातीतिव्याधिः (ચક્ર:) ચ. નિ. ૫)

---

* ભારતીય આર્યોએ દુ:ખની નિવૃત્તિ માટે જ પુરુષાર્થ કર્યો છે. વાસ્તવિક રીતે પરમાનંદની પ્રાપ્તિ અને આત્યંતિક દુ:ખ નિવૃત્તિ જ માટે પુરુષાર્થ કર્યો છે. ભવભ્રમણને જ દુ:ખ મળ્યું છે. તે ભવભ્રમણથી મૂક્ત થવા સદૈવ જાગૃત રહી પ્રયત્ન કર્યો છે.

तद् दुःखसंयोगो साधय इति (સ. સૂ. ૧) દુ:ખના સંયોગને વ્યાધિ કહે છે-મહર્ષિ પતંજલી યોગ-દર્શનમાં જણાવે છે કે " तत्र प्रतिकूल वेदनीयं दुःखम् પ્રતિકૂલ વેદના તેને દુ:ખ કહે છે. विकारो धातु वैषम्यं " विकारो दुःखमेव (ચ. સૂ અ. ૯) ભારતીય અષ્ટાંગ આયુર્વેદનાં બૃહદ-ત્રયી ગ્રંથોમાં જે દુ:ખની વ્યાખ્યા આપી છે તેમાંથી ઉપયોગી હકીકત અત્રે આપું છું. હું સોળમી સદીનો જૂનો અને સામાન્ય વૈદ્ય છું તેથી આયુર્વેદીય શિર્ષક લેખમાં અપ્રાસંગિક અને વિષય-નિરૂપણમાં ઉપયોગી ન હોય તેવા પશ્ચિમના વિચારો રજૂ થાય ત્યારે મને દુ:ખ થાય છે અને જ્ઞાનદંભ જેવું જણાય છે. એટલે મારે લેખિત (કલમ) ઉપાડવી પડે છે.

### દુ:ખ વિષે આયુર્વેદ મંતવ્ય

तच्च दुःखं त्रिविधम् (સુ. સૂ. અ. ૨૪) આયુર્વેદ પરમ સુખપ્રાપ્તિનું સાર્વભૌમ વિજ્ઞાન છે. આયુર્વેદ વિજ્ઞાન પાસે આજના વિજ્ઞાનો બાલકવત્ છે. આયુર્વેદ ત્રણ પ્રકારનાં દુ:ખ માને છે (રોગ અને કારણો). (૧) આધ્યાત્મિક (Pertaining to Spirit, (૨) આધિદૈવિક (Providential) (૩) આધિભૌતિક (Bodily) આધ્યાત્મિકને ત્રણ ભાગમાં વહેંચી આપ્યું છે. (૧) આદિબલપ્રવૃત્તમ્ (૨) જન્મબલપ્રવૃત્તમ્ (૩) દોષ-બલપ્રવૃત્તમ્. (૨) આધિદૈવિકનાં પણ ત્રણ ભેદ માન્યા છે. (૧) કાલબલપ્રવૃત્તમ્, દૈવબલપ્રવૃત્તમ્, અને સ્વભાવબલપ્રવૃત્તમ્. (૩) આધિભૌતિકનો એક જ ભેદ છે તે સંઘાતબલપ્રવૃત્તમ્ નામથી પ્રસિદ્ધ છે. આ ત્રણ દુ:ખો અને તેના ભેદોને શાસ્ત્રીય દૃષ્ટિએ જેઓ જાણે છે તેને દુ:ખની મન: કલ્પિત વ્યાખ્યા કરવી પડતી નથી, ભારતીય મહર્ષિઓએ શરીરના ત્રણ સ્તંભો જે આહાર, નિદ્રા અને યુક્તિયુક્ત બ્રહ્મચર્ય આ ત્રણ સ્તંભની વિવેકપૂર્વકની સહાયતાથી તેમનાં શરીરમાં પુષ્ટિ, બલ, વર્ણ, મન અને ઇંદ્રિયોની પ્રસન્નતા રહેલા હતા તેથી દુ:ખનો તેને અનુભવ જ નથી થયો માત્ર અજ્ઞાનને તેઓ દુ:ખનું કારણ અને દુ:ખ સમજતા હતા. તેથી સદ્વૈજ્ઞાનની જ ઉપાસના કરતા હતા. (त्रय उपस्तंभा इति, आहारः स्वप्नो, ब्रह्मचर्यमिति (ચ. સૂ. ૧૧) વિશેષ વિવરણને અત્રે સ્થાન નથી કારણ કે વિષયાંતર દોષ પ્રાપ્ત થાય છે. માટે જીજ્ઞાસુ-ઓએ સુશ્રુત સૂ. અ. ૨૪માં જોઈ લેવું. આટલું વિષયાંતર પ્રકરણ લખવાનું કારણ એજ કે આજે સ્વસ્થવૃત્ત વિષે બે લેખો શરૂ થયા છે. સ્વસ્થવૃત્ત માસિકમાં વૈદ્યરાજશ્રી બાપાલાલભાઈનો લેખ અને આર્યપ્રકાશ સાપ્તાહિકમાં મારો લેખ ક્રમશ: પ્રકટ થાય છે (થશે પણ).

(બન્ને લેખકોની વિચાર ધારાનો પ્રવાહ શરૂ થયો છે તેથી આટલી સ્પષ્ટતા કરવી પડે છે. 'આર્યપ્રકાશ' સાપ્તાહિકમાં લેખ આપવાનું કારણ તે પત્ર કાંગડી ગુરુકુલના વિદ્વાન વૈદ્યોને વાંચવા મળે અને મારી ક્ષતિ થતી હોય તો મને સૂચના કરે આ દૃષ્ટિથી આર્યપ્રકાશનો આશ્રય લીધો છે.

મારા લેખમાં આયુર્વેદને અનુકૂળ પશ્ચિમના સ્વાસ્થ્ય નિયમો ક્યાંક મળશે તો હું રજૂ કરીશ. પણ મારી મર્યાદા અને મારું આયુર્વેદીય સ્વલ્પ જ્ઞાન તે હું દૃષ્ટિ સમક્ષ રાખીને લખીશ. લેખનું કલેવર વધી જવાના ભયથી ભૂતપૂર્વના આપણા આર્ય દીર્ઘ તેવી નિરોગી સાહિત્ય-કારોનાં નામ હું અહિ આપતો નથી. કારણ લેખના વિષયથી તે અસંગત છે. બ્રાહ્મમુહૂર્ત્તમાં શયન (શય્યા) ત્યાગ કરીને પ્રારંભમાં વેદમંત્ર દ્વારા ભગવદ્ પ્રાર્થના કરવી. કોઇ પણ સદ્ ગ્રંથમાંથી પ્રાપ્ત ભાગવદ્ પ્રાર્થના કરવી. પછી મલ-મૂત્રાદિ ત્યાગની થોડી ઉપયોગી વિચારણા શાસ્ત્ર પ્રમાણથી ગત લેખમાં આપી છે. આ સ્થળે આજનાં શિક્ષિત યુવકોને પ્રાર્થના કરીશ કે ઊભા-ઊભા મૂત્ર કે મલત્યાગ કરવાથી જનનેંદ્રિય અને મલાશયનાં અવયવોની લાંબે સમયે વિકૃતિ થાય છે તેથી આર્યોના સદાચારમાં મલ-મૂત્ર બેસીને ત્યાગ કરવા આગ્રહ કર્યો છે. યજ્ઞોપવિત સંસ્કાર સમયે જ (દીક્ષા સમયે જ) આ ઊભા ઊભા-મલ-મૂત્ર ત્યાગ નહી કરવાની સૂચના ગુરુ કરે છે ત્યારે શિષ્ય 'વાઢમ્' સત્ય છે. એ પ્રમાણે સ્વીકાર કરે છે. પણ છેલ્લા ૧૫૦ વર્ષમાં પશ્ચિમનાં શિક્ષણથી પશ્ચિમના સંસ્કારોએ આર્ય યુવકનાં જીવનનો કબજો લીધો છે. એટલે આ ક્રિયા પશ્ચિમની પદ્ધતિએ જ થાય છે. ધોતી પહેરવાનો નિયમ ગયો. પાટલૂન-સેંથો પહેરાય ત્યાં આ નિયમ સાચવતાં પણ કઠિનાઈ જણાય છે. આપણાં સદ્ભાગ્યે ઊભા

( જુઓ પાન ૪ )




તંત્રીસ્થાનેથી

## આશાસ્પદ ભાવિ

બ્રાહ્મણ શ્રેષ્ઠો અને ક્ષત્રિય વીરોની એકત્ર પરિષદો આર્યયુગમાં અનિવાર્ય બનતી. તા. ૨૦-૬-૧૯૬૫ને રવિવારના રોજ "મહર્ષિ દયાનંદ માર્ગ આર્યસમાજના "મંગલભુવન"માં મળેલી મુંબઇ પ્રદેશ આર્યપ્રતિનિધિ સભાની વાર્ષિક બેઠકમાં બ્રાહ્મણ શ્રેષ્ઠો અને ક્ષાત્રિય વીરોના સાચા વારસદાર આર્યબંધુઓ વચ્ચે શુદ્ધિ અને કૃતજ્ઞતાપૂર્ણ નિષ્ઠાનું ઉગ્ર દ્વંદ્વયુદ્ધ મચ્યું હતું. પરંતુ અંતે રાષ્ટ્રીય આપત્તિના વિષમ પ્રસંગે વેરવિખેર થઈ જવાય નહિ તેવા એકતાના સુરૂચિપૂર્ણ ખ્યાલથી અહંકારપૂર્ણ મમતાએ ઓગળી જઈ સમજ, ખેલદિલી, શાંતિ અને પ્રેમની સુવાસ પ્રસરાવી કાર્યવાહીના આનંદમંગલમય અંતનું સ્વરૂપ ધારણ કર્યું હતું. આશાસ્પદ ભાવિની આગાહી રૂપ-કાર્યવાહીની પૂર્ણાહુતિ માટે ઉપસ્થિત સૌ આર્ય ભાઇ-બહેનોને અમે અંતરના અભિનંદન આપ્યા સિવાય રહી શકતા નથી.

વયોવૃદ્ધ હરગોવિંદ ધરમશી કાચવાલાના શાણપણે; ક્રિયાશીલ મંત્રી વેણીભાઈની સબુરી અને ધીરજે; પંડિત સત્યવ્રતજીની પડદા પાછળની સમન્વય નીતિએ; પંડિત પ્રાજ્ઞોના સમજદાર સંયમિત મૌને; જયદેવજી; નંદવાણાજી; હરિનારાયણજી, અંબાલાલ પટેલ; ભાનુભાઈ કપાસી સાહેબ; દીનુભાઈ ભટ્ટ વગેરે વચ્ચેની ચર્ચાને સુયોગ્ય વહેણમાં આખરે વાળી સુયોગ્ય અંત આણ્યો હતો. તે બતાવે છે કે ત્યાગ અને તપના ધ્યેયથી કામ કરતા સ્વાગત મંત્રી શ્રી અંબાલાલભાઇ આર્યના મનોરથો સિદ્ધ કરી શકે એવું આશાસ્પદ ભાવ નિર્માણ થવાના સંજોગો ઓસરવાને બદલે ઓચીંતાની ભરતી પણ લાવી દેવાની શકયતાનો ઇન્કાર કરી શકાય તેમ નથી. જાણ્યા-અજાણ્યા આર્યબંધુઓ કૌટુંબિક સ્નેહ સંમેલનમાં મળી અંતે વિખરાતા હોય એમ જણાતું હતું.

છેલ્લા થોડા સમયના અમારા "આર્યપ્રકાશ"ના 'આંતરકલહ' ઠારવાના સદ્‌હેતુથી લખાયેલા તંત્રી લેખોમાં કરવામાં આવેલ વિધાનોએ, ભાષાએ, શૈલીએ અમારા કેટલાક આર્યબંધુઓને જાણે અજાણે દૂભવ્યા હોય તો તે માટે અમે અંતરની ક્ષમા ચાહીએ છીએ અને અમને વારંવાર બીનસત્તાવાર રીતે આર્ય સ્વજનો સલાહસૂચન મોકલતા રહે તો અમે સાભાર તેનો સ્વીકાર કરી સુયોગ્ય તંત્ર ઉત્તરોત્તર વિકસિત કરતા રહીશું. આપણે સૌ એક કુટુંબના એટલે "દયાનંદ ગોત્ર"ના હોઈએ તો "સત્યનો સ્વીકાર અને અસત્યનો ત્યાગ" આપણો પરમ ધર્મ થઇ પડે છે. પરમકૃપાળુ પરમાત્મા પોતાના અંતસ્તત્વને વધુ ને વધુ શુદ્ધ ઉત્તરોત્તર બનાવે એવું કયો આર્ય ઇચ્છે નહિ? એ સદ્‌ભાવનામાં જ આપણો અંતિમ વિજય છૂપાયેલો હોય છે, એ જ પરમ માંગલ્યની-આશાસ્પદ ભાવિની આગાહી રૂપ બની રહેશે.

નિર્વાચિત પદાધિકારીઓ શિથિલ થતા જતા આર્ય સંગઠનને સબળ બનાવવાના કાર્યને દૃષ્ટિ સમક્ષ રાખશે નહિ તો એકલી ખેલદિલી કશું સાધી શકશે નહિ.

આર્યસમાજોની વૃદ્ધિ, દશાંશની સુયોગ્ય ઝડપથી પ્રાપ્તિ, પ્રચાર કાર્ય તરફ પૂર્ણ દૃષ્ટિ, પરધર્મી અને પરદેશી આક્રમણોને પાયામાંથી નિર્મૂળ કરી દેવાની ધગશભરી ક્રિયાશીલ તમન્ના ઉપદેશકોને પ્રદેશ પ્રતિનિધિ હસ્તકના રાષ્ટ્ર-વિભાગોમાં રાષ્ટ્રાધારને સ્વસ્થ અને સબળ બનાવતા રહે તેવી રીતે સતત પ્રયત્નશીલ કરવામાં નહિ આવે તો આપણું ભાવિ ઉજ્જવળ કેવી રીતે બનાવી શકાશે?

નિર્વાચિત પ્રધાન શ્રી જયદેવજી અને મંત્રીશ્રી વેણીભાઇની આર્યયુગલ સરકાર કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત અને મહારાષ્ટ્રના જિલ્લાવાર વિભાગો રચી, જિલ્લાના પ્રમુખ આર્યસમાજને પ્રચાર કાર્ય વેગથી ચલાવતા આર્યાવર્ત સ્થાપવા મથતા આર્ય ક્રાંતિ કેન્દ્રો બનાવી દેશે તો પ્રદેશ પ્રતિનિધિ સજીવ, સચેતન, ક્રાંતદર્શી, રાષ્ટ્ર-આશા-પરિપૂરક સભાભવન રચી શકશે. ઇટમાટીનું સભાભવન તો જ પ્રદેશ પ્રતિનિધિના આત્માને ધારણ કરી શકશે અને શતાબ્દી મહોત્સવ પ્રસંગે સભાભવનમાંથી આર્યક્રાંતિની રોશની ફેંકતી ચક્ષુઓવાળી વિરાટ પ્રતિમા દૃશ્ય-અદૃશ્ય જગતમાં સભાભવનને ઉજ્જવળ કરતી વિરાજતી હશે. અંબાલાલ આર્યની સતત જાગ્રત દૃષ્ટિ સાચે જ આપણું સતત ધ્યાન ખેંચતી રહેશે એવી અમારી અપેક્ષા છે. "આર્યપ્રકાશ" અમદાવાદ, વડોદરા, આણંદ, મુંબઈ કયાં રહે અને કયા વિદ્વાન બંધુની વ્યવસ્થાથી ચાલે તે બહુ મહત્ત્વનું નથી. મહત્ત્વનું તો એ છે કે જ્યાં રહે ત્યાં તે વિકાસ પામતું રહે અને સૌનું બની રહે. શું "આર્યપ્રકાશ" એકલા તંત્રી, મંત્રી કે વ્યવસ્થાપકનું છે? સૌએ તેને માટે જાહેરખબરો મેળવીને; આજીવન ગ્રાહકો મેળવીને; સામાન્ય ગ્રાહક સંખ્યા વધારીને; તેના રૂપરંગમાં ફેરફાર સૂચવીને; તેમાં વૈવિધ્યપૂર્ણ લેખો મોકલીને; તેને પગભર બનાવી કમાતું બનાવી શકે તેવી યોજનાઓ સૂચવીને, તે પૂરી કરવાના પ્રયત્નોમાં સાથ આપીને, તેને રાષ્ટ્રીય વિજયનો વિજય ધ્વનિ બનાવનાર કરી મૂકીને જંપવું જોઇએ. અમારા અઢાર મહિનાના ઓજસ્વી તંત્રી લેખોને પ્રતિધ્વનિત કરી આર્યજનતા અમારા ઉત્સાહને પ્રોત્સાહિત કરશે તો અમે "આર્યપ્રકાશ"ને પ્રદેશ પ્રતિનિધિની ચૈતન્ય શક્તિ બનાવી શકીશું. આપ સૌનો અમે તેમાં સહકાર યાચીએ છીએ.

અંતે અમે સાવચેતીનો સૂર બજાવવા ઇચ્છીએ છીએ કે રખે આપણા વ્હેંતિયા દિલ કે વામણી મનોવાસના પરસ્પર છેદનની પ્રવૃત્તિમાં પડવા લલચાય-વિરાટ-વિશાળ-ઉદાર-ઉદાત્ત રાષ્ટ્રહિત આપણા હૃદયને પક્ષપાત રહિત બનાવે અને અનુભવી-કર્મનિષ્ઠ વ્યક્તિઓ ઉત્તરોત્તર આપણા કાર્યપ્રદેશમાં ખેંચાય, ખેંચાયેલી વ્યક્તિઓ જ્ઞાન, ચારિત્ર્ય, દર્શનથી શુદ્ધ-વધુ શુદ્ધ બની આપણા વિજયમાં સદાસર્વદા સાધન બનતી રહે અને "આપણું સ્વરાજ્ય" આપણા પ્રયત્નોથી "ભાવિ આર્યાવર્ત"ને જન્મ આપનારું બની જાય એવી સદ્‌બુદ્ધિ અને સત્યશક્તિ પરમકૃપાળુ પરમાત્મા આપણને સૌને આપે. એ જ અમારી પ્રભુ પ્રાર્થના.

( પાન ૨નું ચાલુ )

ઊભા મલ-મૂત્ર ત્યાગનું પાપ આપણી બ્હેનોમાં નથી આવ્યું અને મલ ત્યાગ માટે તો બેસવાની ફરજ પડે છે. પણ અપવાદ રૂપે કેટલાક રોગોમાં મૂત્ર ત્યાગ કરતાં ઝાડો પણ આવી જાય છે તાત્પર્ય એ જ કે ભારતીય આર્યોના બંધારણમાં માનવ જીવન ઘડતરનો મૌલિક ઉદ્દેશ તે સ્વસ્થવૃત્ત અને સદ્‌વૃત્ત છે. શૌચાદિ ક્રિયા પૂરી કર્યા પછી હાથ-પગ અને મુખની શુદ્ધિ વિષેની વિચારણા કરી છે તે પછી દંત ધાવન–દાતણ કરવાનાં વિધિ માટે એવો નિર્ણય છે કે જે વનસ્પતિ દાંતને મજબૂત રાખે અને દાંતના રોગો થવા ન પામે તે દષ્ટિથી દાંતણનો વિધિ આપેલો છે.

दन्तधावन – तत्रादौ दन्तपवनं द्वादशांगुलमायतम् । कनिष्टिका परिणाहमृज्वग्रंथितसत्र ग्रं अयुग्मग्रंथियत् चापि प्रत्यग्रंशस्त भूमिजम् – आयो.यता ग्रंद्वौकालौसायंप्रातश्च बुद्धिमान् भक्षयेद् दंतपवनंदंतमांसान्यबाधयन् ( ચ. સૂ. અ. ૫ ) સવારે શૌચ અને આચમન કર્યા પછી ૧૨ આંગુલ લાંબું. ટચલી આંગલી પ્રમાણે જાડું.-સીધું – ગાંઠ વગરનું વ્રણ રહિત-એ ગાંઠો રહિત તાજું અને સારી જમીનમાં ઉત્પન્ન થયેલ વનસ્પતિનું ( બાવલ ) દાતણ કરવું જોઇએ. બુદ્ધિમાન હોય તેણે સાંજ–સવાર બન્ને સમય દાતણ કરવું ( દાંતના પેઢાને હરકત ન આવે ) તે રીતે દાતણ કરવું.

अवेक्ष्यतुंच दोषंचर संवीर्यंच सर्वदा–कषाय–मधुरं तिक्तं कटुकं प्रोजयेन्नरः निम्बश्च तिक्तके श्रेष्ठः कषायेष बब्बुलस्तथा–मधूकोमधुरे श्रेष्टः करंजः कटुके तथा ( સુ ચિ઼ત્ર ૧૪ ) હંમેશાં ઋતુ, દોષ, રસ અને વીર્યને જોઇને કડવું કષાય રસ, મધુર, કડવું દાતણ કરવું. યવંતિ લીમડા, બાવલ. મહુડા અને કંડજનું દાંતણ કરવું.

सौद्रव्योषत्रिवर्गोक्तंसतैलसैन्धवेतच ।
चूर्णेततेजोवत्याश्चदन्तान्नित्यं विशोधयेत् ।
रास्तातेजोवतीधान्यशटीकुष्टवचान्वितैः ।
रोचनाचंद्रकंकौलैश्च णं दंतविशोधनम् ॥
अकेकं घर्षयेद् दंतं मृदुनाकूर्चकेनवा ।
ःदंतशोधनचूर्णेनदंतमांसान्यवाधयन् ।
तद्दौर्गन्ध्यौपदेहौतुश्लेष्माणंचापकर्षति ।
वैशद्यमन्नाभिरुचि सौमनस्य करोतिच ॥

( સુ૦ ચિ૦ અ૦ ૨૪ )

મધુ, ( સુંઠ, પિંપર, મરી ) ત્રિવર્ગ, ત્રિફલા, ( હરડા, બેહડા, આમલા ) વાવડીંગ, તાત્ર કેસર, ચિત્રક તલનું તેલ, સિંધાલુણ, અને માલકાંકણીનું ચૂર્ણ તેના વડે દાંતને હમેશાં શુદ્ધ કરવા જોઇએ. રાસ્ના, માલકાંકણી, ધાણા, કચૂરો, કઠ, વચ, કપૂર, ગોરોચન, શીતલચીની તમામનું ચૂર્ણ કરી તેનાં વડે દાંત સાફ કરવા, અથવા કોમલ ( કુણું ) દાતણ તેનો બારીક કૂચો કરી ઉપર કહેલ દંતશોધન માટેનું ચૂર્ણ વડે દાંતનાં પેઢાંને હરકત ન આવે તેમ એક એક દાંતે દાતણ ઘસવું. આ પ્રમાણે કરવાથી દાંતની દુર્ગંધ અને કફ નીકલી જશે. મુખ સ્વચ્છ થશે અને ખોરાકમાં રુચી તથા મનની પ્રસન્નતા થશે. દાંતણ ન મળે તો અથવા જે જે દિવસોમાં દાંતણ નિષિદ્ધ છે. તે દિવસોમાં પાણીનાં બાર કાગળ કરવા ( ક્ષેમકુતુહલ )

निषिद्धदंतकाष्टानि—કાચનાર, સરગવો, જંગલી વૃક્ષ, ખાખરો વગેરે તે વૃક્ષનાં દાતણ કરવાં નહી. ( વૃદ્ધ વાગ્ભટ ) ગળાના તાલવાના, હોઠ, જિવ્હાના રોગમાં, મુખપાક, શ્વાસકષ્ટ, ખાંસી, હેડકી અને વમન, મૂર્છા, શિરોરોગથી પીડિત, તરસ, થાક લાગ્યો હોય. મુખપાક અને કર્ણશૂલ અને દંત રોગ વાળા માણસે દાતણ કરવું નહી. ( સુ. ચિ. અ. ૨૪ ) ઉલ ઉતારવા માટે ચાંદી, સોનાની તથા મુલાયમ કાષ્ટની ઉલ ઉતારવાનું ઉલીયું કરાવવું તે ૧૦ દસ આંગલ લાંબું કરાવવું ( શ. ચિ. ય. ૨૪ ) પછી સ્નેહ ગંડૂષ ધારણ કરવાની વિધિ–જણાવે છે કે મુખમાં તેલ ( તલનું તેલ ) તેનો ગંડુષ ( કોગળો મોઢામાં રાખવો તેથી જડબામાં બલ, સ્વરમાં બલ, મુખપુષ્ટિ અને અન્નરુચી થશે. ( ચ. સૂ. અ. ૫ ) ઠંડા પાણીનાં કોગળા પણ વારંવાર કરવા તેથી કફ, કાસ અને મલનો નાશ થશે. તેથી મુખ ધોઇ નાખવું છેવટ રાજમાર્તંડગ્રંથ સૂચના કહે છે કે आसिंचति ध्रुवयमोनकदाचिदक्षि । रोगव्यथा विधुरतां भजते मनुष्यः । ( જે મનુષ્ય ઠંડા પાણીથી મોઢામાં પાણી ભરીને બન્ને નેત્રોને પ્રાતઃ બપોરે. અને સાયં કાલે તે પાણીનું સિંચન કહે છે. તેને નેત્ર રોગથી વિકલતા કે પીડા થતી નથી.

વક્તવ્ય–આજે આયુર્વેદીય ઔષધાલયોમાં મુખ શુદ્ધિ માટે ઉપર સુ. ચિ. અ. ૨૪માં જે જે વનસ્પતિ દ્રવ્યો જણાવ્યા છે તેનું સૂક્ષ્માતિસૂક્ષ્મ ચૂર્ણ કરી રાખવું અને પ્રથમ તો દાંતના રોગીઓને તે ચૂર્ણનો ઉપયોગ કરવા અને દાંત સાફ કરવા સૂચના આપવી. આયુર્વેદે દાંતના રક્ષણ માટે આગળ જણાવેલા કાષ્ટોમાં જે કષાય, મધુર, અને તિક્ત રસની સૂચના કરી છે. તે દાંતના રોગમાં વિશેષ ઉપયોગી થશે, આ રસોનો હિમયોગ હશે તો સમત્વ થશે. ઉપર જે ચૂર્ણ છે. તેમાં જે જે દ્રવ્યોની યોજના છે. દાંતના પેઢામાં જે પારદની ઉપધાતુ જેવું દ્રવ્ય રહે છે તેને પણ શુદ્ધ રાખવામાં તે ચૂર્ણ સહાયક થશે.

( ક્રમશઃ )

# પારિવારિક જીવન અને શાંત વાતાવરણ

( લેખક : શ્રી સુરેશચંદ્રજી એમ. એ. )

" शंनो अस्तु द्विपदे शं चतुष्पदे "

અમારા પશુઓને તેમજ અમને કલ્યાણ તેમજ શાંતી પ્રાપ્ત થાઓ. આ શાંતિ પ્રકરણનો મંત્ર છે. શાંતિ મેળવ્યા સિવાય ગૃહસ્થ જીવનમાં સફળતા મળતી નથી. ગૃહસ્થ જીવનને સુખી બનાવવા માટે તેમજ પારિવારિક શાંતિ ટકાવી રાખવા સારુ અમારે કેટલીક વાતોનું વિશેષ ધ્યાન રાખવું જોઈએ. તેમાં સહુથી પ્રથમ વાત એ છે કે અમે ફક્ત યોજનાઓ બનાવવામાં જ રચ્યા પચ્યા ન રહેતાં પણ વાસ્તવિકતાનો ખ્યાલ રાખી તેના ઉપર ચાલવાનો પ્રયત્ન કરવો જોઈએ. ફક્ત સ્વર્ગલોકની વાતો કરનારાઓ શેખચિલ્લીની જેમ હમેશ નવી નવી વાતો અને યોજનાઓ અને કલ્પનાઓમાં જ ગુંથાયેલા રહી વાસ્તવિકતાથી કોસો દૂર રહે છે. પરિણામે વાસ્તવિક વસ્તુ ન મળવાથી બેચેની જ અનુભવ્યા કરે છે. આ વિષયમાં મને એક સાંભળેલી વાર્તા યાદ આવે છે.

ત્રણ ગરીબ બ્રાહ્મણો હતા. તેઓ હતા સગા ભાઈ ભાઈ. એક રોજ તેમને ક્યાંકથી થોડીસી મિઠાઈ મળી ગઈ. તેમણે આપસમાં મળી નક્કી કર્યું કે જેને રાત્રે સહુથી ઉત્તમ સ્વપ્ન આવશે તેજ તે મિઠાઈ ખાશે.

બીજે દિવસે બધાએ ભેગા થઈ પોતપોતાનાં સ્વપ્નો સંભળાવવાં શરૂ કર્યાં. સહુથી પ્રથમ મોટાભાઈએ કહ્યું કે " મેં રાત્રે સ્વપ્ન જોયું કે હું સંસારનો બાદશાહ થઈ ગયો છું અને મારો એક વિશાળ રાજમહેલ પણ છે. નોકર ચાકરોની ખૂબ ભીડ હતી. ખાવાપીવાની વસ્તુઓની ભરમાર હતી. બધી જ જાતની મિઠાઇઓના ઢગલા હતા. પેટ ભરીને ખાધી. મારા દરબારમાં બધા જ દેશોના રાજાઓ હાજર રહી મારા સિંહાસનની આજુ-બાજુ હાથ જોડીને ઊભા હતા." એમ કહી તેણે વિચાર્યું કે તેનો જ નંબર લાગશે.

બીજાએ કહ્યું કે: " મેં સ્વપ્નમાં જોયું કે મને પાંખો નિકળી છે. પરિયોની જેમજ આખા સંસારમાં ઊડવા મંડી પડ્યો. મેં ઇંગ્લેંડ જોયું, અમેરિકા જોયું. જર્મની અને જાપાનની પણ મુસાફરી કરી. ઇચ્છા પ્રમાણે ખાધુ પીધું, કારણ કે હૂં બધાને જોઈ શક્તો હતો પણ બીજાઓ મને જોઈ શકતા ન હતા." તેને પણ લાગ્યું કે વિજય તો મારો જ છે.

હવે ત્રીજાનો વારો આવ્યો. તેણે કહેવાનું શરૂ કર્યું કે:- " ઊંઘતા જ મને ઘસઘસાટ ઊંઘ આવી. સ્વપ્નમાં મેં જોયું કે મિઠાઇની ટોપલી પાસે હું પહોંચી ગયો છું અને મેં જોયું કે હું તો ટોપલી ખોલીને બધી જ મિઠાઇ ખાઇ ગયો. તે વખતે મેં આપ બન્નેને ખોળવાનો પ્રયત્ન કર્યો પણ હવે મને ખબર પડે છે કે મોટાભાઇ તો તે વખતે બાદશાહ બની ગયા હતા. સંસારના રાજાઓ તેમની સામે હાથ જોડીને ઊભા હતા. તે અવસ્થામાં મારા જેવા ગરીબ માણસને આ વાત પૂછવા માટે તેમની સામે કોણ જવા દે. અને બીજા ભાઇ તો દુનિયાની સેર કરવા નિકળી પડ્યા હતા. તેમને કોઇ જોઇ જ શકતું ન હતું. તો હું કેવી રીતે પૂછત.

( વધુ આવતા અંકે )

# સામવેદીય કેનોપનિષદ્

લેખક : પં. મયાશંકર શર્મા ( આચાર્ય )

હવે 'કેનોપનિષદ્' શરૂ કરવામાં આવે છે. આ ઉપનિષદ્ સામવેદને લગતું છે અને એ 'કેન' શબ્દથી શરૂ થાય છે. 'કેન' આ સંસ્કૃત શબ્દ છે અને તેનો અર્થ કોણ? એવો થાય છે. 'કેન' શબ્દ ઉપરથી આનું નામ 'કેનોપનિષદ' પડ્યું છે.

વળી આ ઉપનિષદ સામવેદની તલવકાર શાખાનું છે માટે આનું બીજું નામ 'તલવકાર-ઉપનિષદ' પણ છે.

આ ઉપનિષદને લગતા સામવેદના ગ્રંથના ૯ નવ અધ્યાયો છે, તેમાંથી ૮ અધ્યાયોમાં કર્મ અને ઉપાસનાનો ઉપદેશ કરવામાં આવ્યો છે અને આ નવમો અધ્યાય 'કેનોપનિષદ' તરીકે પ્રસિદ્ધ થયો છે. આ નવમા અધ્યાયના ચાર ખંડ છે, તેમાં બ્રહ્મવિદ્યાનો વિવિધ રીતે ઉપદેશ કરવામાં આવ્યો છે.

ઉક્ત કર્મ અને ઉપાસનાના આચરણથી જેનું ચિત્ત શુદ્ધ થયું છે, એ મોક્ષ ઇચ્છનાર ઉપાસકને આ ઉપનિષદ્ દ્વારા બ્રહ્મવિદ્યા સમજાવવામાં આવે છે.

આમ છતાં બ્રહ્મવિદ્યા જાણવામા જેને રસ છે અને જે સારી સમજ ધરાવે છે, તે બુદ્ધિશાળી માણસ પણ આ ઉપનિષદને ધ્યાન-પૂર્વક વાંચી, સમજી કંઈને કંઈક અધ્યાત્મ-વિદ્યાનો આનંદ અનુભવી શકે છે.

બાકી ઉપનિષદના અધ્યયનનું ખરૂં ફળ તો અધિકારીને મળી શકે છે.

કોઈ પણ ઉપનિષદ શરૂ કરતાં પહેલાં શાંતિમંત્ર ઉચ્ચારવાનો હોય છે અને એ મંત્ર હરેક ઉપનિષદને માટે જુદો જુદો હોય છે. ઇશાવાસ્યોપનિષદનો શાંતિમંત્ર જુદો છે અને આ ઉપનિષદનો શાંત-મંત્ર જુદો છે. આ પ્રથા ઉપનિષદના મૂળ લેખક ઋષિઓએ પાડી છે. કે આધુનિક વિદ્વાનોએ? એ ચોક્કસ કહી શકાય એમ નથી. કારણકે કેટલાક ઉપનિષદોમાં શાંતિ-મંત્ર નથી પણ હોતો, કેટલાક ભાષ્યકારો પણ શાંતિમંત્રનો ઉલ્લેખ કરતા નથી. આ ઉપનિષદનો શાંતિ મંત્ર આ પ્રમાણે છે. આ ઉપનિષદ સામવેદીય છે અને બીજા સામવેદીય ઉપનિષદો પણ છે. છાંદોગ્ય ઉપનિષદ પણ સામવેદીય છે 'કેન અને છાંદોગ્ય ઉપનિષદનો શાંતિ-મંત્ર એક જ છે કારણ કે બંને સામવેદીય છે.

## અથ શાંતિ-મંત્ર

ओ३म् आप्यायन्तु ममाङ्गानि वाक्प्राणश्चक्षुः श्रोत्रयथो बलमिन्द्रियाणि च। सर्वाणि सर्वं ब्रह्मोपनिषदं माऽहं ब्रह्म निराकुर्या मा मा ब्रह्म निरा–करोदनिराकरणमस्तु, तदात्मनि निरते य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु, ते मयि सन्तु ॥

ओम् शान्तिः शान्तिः शान्तिः

ओ३म् मम अङ्गानि आप्यायन्तु।

હે સર્વ–રક્ષક પરમાત્મા મારાં અંગો બળવાન્ બનો, ઉપાસના કરવામાં પણ શરીરના પ્રત્યેક અવયવમાં બળ હોવાની જરૂર છે. નિર્બળ માણસ એક કલાક પણ એક આસન ઉપર સ્થિર બેસી શકતો નથી. ધર્મની સાધના કરવામાં શરીર મુખ્ય સાધન છે, તેને નિર્બળતામાંથી મુક્ત કરવું જોઈએ. નબળા અસ્ત્રશસ્ત્રોથી લડાઈમાં વિજય મળી શકતો નથી, તેમ નબળાં અંગોથી ઈશ્વરની ઉપાસના થઈ શકતી નથી. नायमात्मा बलहीनेन लभ्य: પરમાત્માનો સાક્ષાત્કાર બલહીન માણસથી થઈ શક્તો નથી, હનુમાન અર્જુન વગેરે ઈશ્વર-ભક્તો બળવાન

वाक् प्राणश्चक्षुः श्रोत्रमथो बल-मिन्द्रियाणि च।

વાણી, પ્રાણ, આંખ, કાન આધ્યાત્મિક બળ અને બધી કર્મ-ઇન્દ્રિયો બલિષ્ઠ બનો. વાણીમાં જો બળ ન હોય તો વેદ-મંત્રોનું ઉચ્ચારણ તથા જપ ઇશ્વરીય ભાવનાની તન્મયતા પણ આવી શકે નહિ. પ્રાણમાં જો બળ ન હોય તો પ્રાણાયામ થઈ શકે નહિ, આંખની નિર્બળતાથી સ્વાધ્યાયનું વાચન થઈ શકે નહિ, કાનમાં સાંભળવાની શક્તિ ઓછી થઈ હોય તો સત્પુરુષોનો ઉપદેશ બરાબર સાંભળી શકાય નહિ, તો પછી મનન-નિદિધ્યાસન પણ શી રીતે થઈ શકે? આધ્યાત્મિક બળ, અનન્યશ્રદ્ધાને સૂચવે છે. શ્રદ્ધાહીન માણસ ઉપાસના કરવાને લાયક નથી. માટે પ્રાણ, ઇન્દ્રિયો અને આધ્યાત્મિક શ્રદ્ધામાં ખૂબ બળ હોવું જોઈએ.

सर्वाणि सर्वं ब्रह्मोपनिदम्

બધી ઇંદ્રિયો અને પ્રાણ, અપાન આદિ વાયુઓ બ્રહ્મધ્યાન કરવાને અનુકૂળ બનો. બધાં ઉપ-નિષદો બ્રહ્મને સમજાવવા માટે જ છે, હું નિરંતર બ્રહ્મનું ધ્યાન કરતો રહું, વ્યાધિ આદિ યોગના અંતરાયો મને બ્રહ્મધ્યાનમાંથી વિચલિત ન કરે. ઉપનિષદોમાં શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, સમાધાન, શ્રદ્ધા, વૈરાગ્ય, વિવેક વગેરે ધર્મો બતાવ્યા છે, તે બધા મારામાં રહો. જેનામાં કામ, ક્રોધ, લોભ, રાગ વગેરેનું બળ હશે તો તે કદિ પણ બ્રહ્મનું ધ્યાન કરી શકશે નહિ, માટે તેનાથી મુક્ત રહેવા સદા સાવધાન રહેવું જોઈએ.

मा अहं ब्रह्म निराकुर्याम्।

હું કદિ પણ બ્રહ્મનું નિરાકરણ ન કરું એટલે કે 'બ્રહ્મ નથી' આવી ભાવના સ્વપ્નમાં પણ ન સેવું. શાસ્ત્રકારો તથા સંત મહાત્મા-ઓ ઉપદેશ આપે છે કે अस्ति इति उपलब्धव्यः પરમાત્મા છે એ માન્યતા અને ભાવના ઉપાસનાનો પાયો છે, જો આ પાયો નહીં હોય તો બધી વિદ્વત્તા નકામી છે. પાયા વગરના ઘરને પડતાં વાર નથી લાગતી તેમ ઈશ્વરવિષયક ડગુમગુ અસ્તિત્વને ધરાવનારનાં સંધ્યોપાસન અને હવન આદિને પડી જતાં વાર લાગતી નથી, અથવા માત્ર તે દેખાવના જ રહે એટલે કે તે પ્રાણ વગરનાં શરીર જેવા છે.

मा मा ब्रह्मनिराकरोत्। બ્રહ્મ મને પોતાનાથી દૂર ન રાખે. જો ઉપાસક સદાચારી વિદ્વાન્ વિવેકી અને અખૂટ તથા અતૂટ શ્રદ્ધા ધરાવતો હશે તો ઉપાસકને બ્રહ્મથી દૂર હોવાનો ભય રાખવાની જરૂર નથી. સાચા ઉપાસકને બ્રહ્મ પોતાનું સ્વરૂપ બતાવ્યા વગર રહે નહિ એ અનુભવી સંત તથા ઉપનિષદોનું પણ વચન છે.

अनिराकरण मस्तु अनिराकरण मस्तु

બ્રહ્મ દૂર ન થાઉં, ન થાઉં.

तदात्मनि निरते ये उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु ॥

પરમાત્મા=બ્રહ્મ ઉપર નિરંતર ભક્તિ કરનાર મારામાં વેદાંતમાં કહેલા શમ આદિ ધર્મો જે આચરવા માટે ઉપદેશ્યા છે,

ते मयि सन्तु ते मयि सन्तु

તે મારામાં હો, તે મારામાં હો. એ ધર્મોના સેવન વગર મનની શુદ્ધિ થતી નથી. માટે તે ધર્મોનું ઉપાસકે નિત્ય પાલન કરવું

ओम् शान्तिः शान्तिः शान्तिः

હે પ્રભો, ત્રિવિધ તાપને નિવારવા ત્રણે પ્રકારની શાંતિ મારામાં સદૈવ રહો. ત્રિવિધ શાંતિનો અર્થ આગળ કરવામાં આવ્યો છે. આ પ્રમાણે કેનોપનિષદ-ની શાંતિનો સાર્થક મંત્ર છે. આપણે તે પ્રમાણે આચરણ કરી આપણી ઉપાસનાને સફળ કરીએ.

ક્રમશ :

## सत्यं बृहद् ऋतं उग्रं दीक्षा तपो ब्रह्म यज्ञः पृथिवीं धारयन्ति

# એ સૌ આધાર પૃથ્વીના

કાવ્યો અને શાસ્ત્રોના શબ્દાર્થો સમજવા અઘરા નથી. વ્યાકરણ અને શબ્દકોશનો ઉપયોગ સહેજ-સાજ શીખી લો એટલે પત્યું. પણ એથી જીવનને કશો જ લાભ નથી. શબ્દોની કિંમત એમના મર્મમાં છે અને મર્મ સમજવા માટે મનની જરૂર પડે છે અને મનન કરનારને, એનો પોતાનો આગવો અનુભવ હોવો જોઈએ છે. અનુભવ વગરનું મનન દાણા વગર ઘંટી ફેરવવા જેવું છે. અને મનન વગરનો અનુભવ એ કદી પણ ન ફરતી એવી ઘંટીના ગાળામાં પડેલા દાણા જેવો છે. ઘંટી ફરે અને ગાળામાં દાણા હોય, તો જ લોટ આવે. મનન થાય અને મનમાં અનુભવો હોય તો જ મર્મ નીકળે. (શાસ્ત્રો અને કાવ્યોના) શબ્દોનું કામ તો ફક્ત ચાંપ દબાવવાનું, ઘંટી ચાલુ કરવાનું.

સાદામાં સાદો દાખલો લઈએ. 'પ્રેમપંથ પાવકની જ્વાળા' એટલે શું? શબ્દોનો અર્થ તો કદાચ ત્રીજી ચોપડી ભણતો વિદ્યાર્થી પણ આસાનીથી કરી શકે. પ્રેમ એટલે પ્રેમ, પંથ એટલે રસ્તો, પાવક એટલે આગ અને જ્વાળા એટલે ઝાળ; એટલે કે 'પ્રેમનો રસ્તો આગના ભડકા જેવો છે,' પણ એ તો 'રોઝ' એટલે 'ગુલાબ' જેવી ગોખણપટ્ટી થઈ. 'રોઝ' કે 'ગુલાબ' એ શું છે તે તો ત્યારે જ સમજાય, જ્યારે ગુલાબને જોઈએ, સ્પર્શીએ, સૂંઘીએ. 'પાવકની જ્વાળા'નું પણ એવું જ. અનુભવ થાય, પ્રેમનો અને જ્વાળાનો, બેયનો, ત્યારે જ સમજાય.

આ લેખને મથાળે મૂકેલ અથર્વવેદના બારમા કાંડના પહેલા સૂક્તની પહેલી પંક્તિનું પણ એવું જ છે. શબ્દોનો અર્થ તો સાવ સહેલો છે. પૃથ્વીને, રાષ્ટ્રને, દેશને ધારણ કરનારા, રક્ષનારા ગુણોની યાદી આપવામાં આવી છે. પણ એ ગુણો ખરેખર શું છે અને શું નથી, એ ગુણો હોય તો માણસ કેવો હોય અને ન હોય તો કેવો હોય, શા માટે એ ગુણો રાષ્ટ્રના સંરક્ષણ માટે જરૂરી છે અને શા માટે એ ગુણો ન હોય તો રાષ્ટ્ર જોખમમાં આવી પડે, એ બધું સમજવા માટે, એટલે કે એ શબ્દોનો મર્મ સમજવા માટે તો આજના જેવો–ચીનના આક્રમણે આપણને કરાવ્યો છે એવો–અનુભવ જોઈએ.

ચીનના હુમલાએ આપણને દેશ, રાષ્ટ્ર, આઝાદી, આત્મગૌરવ આદિ વિષે એકાએક અત્યંત સભાન બનાવી દીધા છે. આટલી જ સભાનતા આપણામાં પહેલાં પણ હોવી જોઈતી હતી, પણ તે નહોતી એ હકીકત છે. 'અખંડ જાગૃતિ એ સ્વતંત્રતાની કિંમત છે!' એ સત્ય આપણે ભૂલી ગયા હતા. આપણે ઝોલાં ખાઈ રહ્યા હતા. તે જ વખતે બરાબર ચીને આપણને કસકસાવીને એક જબરો મુક્કો લગાવ્યો અને આપણે જાગી ગયા; અને તરત જ 'પૃથિવીને ધારનારા' બધા જ ગુણોની યાદ આપણને આવી ગઈ. એ ગુણોને આપણે ઝાંખા પડવા દીધા, એ આપણે ઘણું જ ખોટું કર્યું, એ ગુણોને ફરી ખીલવ્યા વગર છૂટકો જ નથી (જો આપણે આઝાદ રહેવું હશે તો!) વગેરે સમજણો આપણામાં એકાએક આવી ગઈ. ટૂંકામાં જે મર્મ લાંબાં લચક ભાષણો કે પ્રવચનો કે ભાષ્યો દ્વારા ન સમજાત તે ચીનના આક્રમણની પહેલી જ પળે આપણને સમજાઈ ગયો.

અને તેમાં સૌથી પહેલી વાત આપણને એ સમજાઈ ગઈ, કે એ સૂક્તમાં સત્યને પહેલું સ્થાન આપવામાં આવ્યું છે તે બરાબર જ છે. ધક્કો લાગતાવેંત પહેલો પ્રત્યાઘાત આપણામાં શો થયો?–'અત્યાર લગી આપણે ભ્રમણામાં હતા. હવે આપણે સમજ્યા કે આપણી કલ્પનાઓ હકીકતોથી કેટલી આઘી હતી!'–રાષ્ટ્રનુ રક્ષણ કરવું હોય તો સૌથી પહેલાં, ભ્રમણાઓ અને કલ્પનાઓની ઇન્દ્રજાળમાંથી છૂટીને નક્કરહકીકતોની સૃષ્ટિમાં આવ્યા વગર છૂટકો નથી. આ છે સત્યનો મર્મ–સત્યને પ્રથમ સ્થાને મૂકવાનો મર્મ.

બૃહત્ સત્ય પછી ઋતને મૂકવામાં આવ્યુ છે તે પણ સકારણ છે. ઋત એટલે શું? માનવકલ્યાણની દૃષ્ટિએ વિચારાયેલો સર્વોચ્ચ આદર્શ. એવો કોઈ આદર્શ જ ન હોય અથવા એ અંગે જુદા જુદા પક્ષો વચ્ચે પાયાના મતભેદો હોય, ત્યાં રક્ષણનું કાર્ય અશક્ય નહિ તો ખૂબ જ મુશ્કેલ બની જાય છે તે પુસ્તકોમાં વાંચ્યું હતું, પણ આક્રમણના અનુભવથી!

દીક્ષા અને તપ લઈએ. હાડમારીઓ, મુસીબતો, પ્રતિકૂળતાઓ સહન કરવાનુ, જીરવી લેવાનું, સામે ચાલીને વધાવી લેવાનું નામ તપ; પણ કોઈ આદર્શની સાધનાની દીક્ષા લઈને બેઠા હોઈએ અને મુસીબતો જીરવીએ તો જ દીક્ષાતપ કરીએ છીએ એમ કહેવાય અને એવું દીક્ષાતપ જ રાષ્ટ્રને માટે આધારરૂપ બને. બાકી મુસીબતો માણસ પોતાના અંગત સ્વાર્થ સારુ પણ ક્યાં ઓછી વેઠે છે! અને તપ રાક્ષસો પણ ક્યાં નથી કરતા? સામી બાજુએ કેવળ દીક્ષા પણ નકામી છે, જો એ દીક્ષાની પાછળ, કમરને તોડી નાખે એવાં કષ્ટો સહન કરવાની, એટલે કે ઉગ્ર તપ કરવાની તૈયારી ન હોય તો!

છેલ્લે બ્રહ્મ અને યજ્ઞનું જોડકું પણ વિચારપૂર્વક મુકાયું છે. દીક્ષા અને તપના જોડકા જેવું જ એ જોડકું છે; પણ એના કરતાં ઉચ્ચતર ભૂમિકાની સમજ અને કુરબાનીની એમાં વાત છે. પોતે વિરાટ્નો અંગભૂત છે, રાષ્ટ્ર-શરીરનો અવયવ છે, એવા 'બ્રહ્મભાન' સાથે પ્રત્યેક વ્યક્તિ પોતાના જીવનને 'યજ્ઞ'મય બનાવે તો જ સમષ્ટિનું, પૃથિવીનું, વિરાટનું, માનવતાનું, રાષ્ટ્રનું સંરક્ષણ થાય; અને સમષ્ટિનું સંરક્ષણ થાય તો જ વ્યક્તિનો વિનાશ ટાળી શકાય. વ્યક્તિ અને સમષ્ટિ એકમેકને આધારે જીવનારાં, એટલે 'યજ્ઞ'નું સ્થાન બન્નેના જીવનમાં અગત્યનું, અને બ્રહ્મભાનનું અર્થાત્ જ્ઞાનનું સ્થાન યજ્ઞની ભાવનામાં અગત્યનું. વ્યક્તિ સમષ્ટી માટે ખપી જવા તૈયાર રહે, અને સમષ્ટિ પોતાના સામુદાયિક જીવનની સફળતા વ્યક્તિના વિકાસમાં સમજે.

પણ આપણે અહીં અથર્વવેદના આ સૂક્ત ઉપર લાંબું વિવરણ કરવા નથી બેઠા. એમ કરવાની જરૂર પણ નથી; કારણ કે એ વિવરણ તો વિચારશીલ હૈયાંઓમાં આક્રમણે આપેલ આંચકાએ ક્યારનું શરૂ કરી દીધું છે.

જરૂર તો છે હવે ફક્ત એ સૂક્તના મર્મને જીવન સાથે હંમેશને માટે જડી લેવાની.

અખંડાનંદના સૌજન્યથી

# સદાચારનું સામર્થ્ય

(શ્રી અંબાલાલ શાહ)

રાજાનો મોદી એટલે રાજ્યમાં માનીતો અને સુખ સમૃદ્ધિય સારી એટલે ઈર્ષાળુઓને એની ઈર્ષા થઈ. બીજો તો કોઈ ઈલાજ ન ચાલ્યો એટલે મોદીની રૂપ લાવણ્યમયી પત્ની તરફ ઈર્ષાળુઓની નજર ગઈ.

એમને થયું કે રાજા મોદી પત્નીના રૂપ લાવણ્યને જૂએ, એમાં મુગ્ધ થાય અને એને ઉપાડી જાય તો મોદી દુ:ખી દુ:ખી થઈ જાય.

ઈર્ષ્યાળુઓ રાજા પાસે ગયા અને પહેલાં તો મોદીની પ્રશંસા ગાઈ ધીરે રહીને મોદીની પત્નીની વાત મૂકી.

'મહારાજ! મોદી પાસે એવી ચીજ છે. જે રાજમંદિરમાંજ શોભે. તમારા તરફ મોદીનો ભક્તિ ભાવ હોય તો એ ચીજ એણે તમારા ચરણે ધરવી જોઈએ, ઉત્તમ ચીજ તો રાજાને ત્યાં શોભે!

'પણ એવું એની પાસે છે શું?'

'રાજન! એની પત્ની એવી ખૂબસુરત છે કે જેવી આપના રાણીવાસમાં શોધી જડયે નહિ. અપ્સરાય એના આગળ ઝાંખી લાગે."

રાજાને રૂપ-લાવણ્યનો છંદ જાગ્યો, અહોનિશ એનું જ ચિંતન થવા લાગ્યું. સુખી રાજા દુખી દેખાવા લાગ્યો.

રાજાને મોદી પત્નીને નીરખવાના કોડ જાગ્યા.

રાજાએ એકવાર લાગ જોઈને મોદીને કહ્યું.

"તું તો કોઈ દિવસ મને તારા ત્યાં ભોજન માટેય નિમંત્રતો નથી. કાલે હું તારા ત્યાં જમવા આવીશ."

મોદી પહેલાં તો રાજાની આ કૃપાથી આનંદમાં આવી ગયો પરંતુ એની કુશાગ્ર બુદ્ધિએ શંકા પણ ઉભી કરી.

કોઈ દિવસ નહિ અને રાજા સામે ઊઠીને મારે ત્યાં જમવા આવવાની વાત કેમ કરે?

એણે પત્નીને વાત કરી. મોદી પત્ની જેવી રૂપવાન હતી, તેવી ગુણવાન પણ હતી. ધર્મમાં શ્રદ્ધાળુ હતી. એ સમજી ગઈ. કાવત્રાની ગંધ એને આવી ગઈ, છતાં એણે પતિને આશ્વાસન આપી શાંત કર્યા,

બીજે દિવસે રાજા મોદીને ત્યાં જમવા આવ્યો મોદી પત્નીએ સાળુ આગળ ઓઢી નાના પ્રકારનાં ભોજન પીરસવા માંડયાં. રાજાનું લક્ષ્ય ભોજનમાં ન હોતું, મોદી પત્નીનું રૂપ લાવણ્ય હતું. એ એને જોવા મથતો હતો પરંતુ જાડા વસ્ત્ર પાછળ છુપાયેલું મ્હોં નજરે પડતું નહોતું.

મોદી પત્નીનેય ખ્યાલ આવી ગયો કે રાજા જમવા નથી આવ્યો. પોતાનું રૂપ નીરખવા આવ્યો છે. એને રાજા પર દયા આવી. રાજાને ત્યાં સુખ સમૃદ્ધિ વૈભવ અને ગુણવાન રાણીઓ હોવા છતાં બિચારો કેટલો દુ:ખી દેખાય છે? પોતાને ત્યાંનાં પાંચ પકવાન છોડીને વિષયાધીન રાજા મારે ત્યાં ચાલ્યો ચલાવ્યો આવ્યો છે!

રાજા ફાંફાં મારે છે. ખાય છે પરંતુ ખાવામાં ચિત્ત નથી. ઘણો સમય વ્યતીત થઈ જાય છે. છતાં જમવાનું પુરૂં થતું નથી, જાડાં વસ્ત્ર પહેરલ મોદી પત્ની અકળાય છે. એ રસોડામાં જઈ વસ્ત્રો ઠીક કરે છે. ત્યાં રાજાની નજરે એનું રૂપ પડી જાય છે. રૂપરૂપનો અંબાર જોતાં જ રાજા ઘેલો બની જાય છે.

જમીને રાજા મહેલ પર ગયો પરંતુ ચિત્ત તો મોદી પત્નીના રૂપલાવણ્યમાં ગરકાવ છે. એ વિચારે છે.

શું કરું કે આ રૂપ યૌવના મારી બને? એના વિના આ જીવતરનોય શો અર્થ?"

રાજાએ બીજા દિવસે મોદીને બોલાવી બીજા રાજ્યમાં રાજ્ય માટેની સરસામગ્રી ખરીદવા જવાની આજ્ઞા કરી.

મોદી ઘણો મૂંઝાયો પણ રાજાજ્ઞા સામે શું કરે?

મોદીએ પત્નીને કંઈ અશુભ ઘટના થવાની આગાહી કરી. પરંતુ શીલવંત પત્નીએ કહ્યું: "આવો સમય આવશે. એની મને કલ્પના તો, હતી જ પણ શીલ માટે મને મરતાંય આવડે છે, અને જીવતાંય આવડે છે. તમે તમારે રાજ્યના કાર્ય માટે સુખેથી જાઓ. હું મારો સ્વધર્મ નહિ ચુકું."

મોદીને પત્નીમાં વિશ્વાસ હતો. એ નિશ્ચિત બનીને ગયો.

મોદી ગયો કે તરતજ રાજાએ મોદી પત્નીને કહેવડાવ્યું. હું આજે મધરાત્રિએ તમને મળવા આવીશ.

રાજાના સ્વાગત માટે મોદી પત્નીએ ઘરને સજાવ્યું. રાજા આવ્યો. દીપમાળના પ્રકાશમાં મોદી પત્નીનું રૂપ જોઈને એ અંજાઈ ગયો. બાઈ તો હાથ જોડીને પલંગ પર બેઠેલા રાજા સામે હાથ જોડી ઊભી રહી.

રાજાએ નિર્લજ્જ બની વિષયેચ્છા વ્યક્ત કરી અને રાજા જેવો રાજા રંકની જેમ કાકલુદી કરવા લાગ્યો.

દાસીએ આવીને રાજાના સત્કાર માટે પાંચ પ્યાલા મૂકયા. રાજા એક એક પછી પ્યાલો ગટગટાવવા માંડયો બધા પ્યાલામાં મસાલાવાળું દૂધ જ હતું.

રાજા વિચારવા લાગ્યો. "આ સ્ત્રી કેવી મૂર્ખ છે. પાંચ પ્યાલા શું કામ બગાડયા હશે? બધામાં દૂધ તો હતું અને એકજ પ્યાલામાં તે સમાઈ શકે તેમ હતું."

એણે મોદી પત્નીને આનું કારણ પૂછ્યું.

"રાજન? કારણ તો બીજું કંઈ નથી. મારા માલિક અંધ બન્યા છે, એમનો અંધાપો દૂર કરવા માટે આમ કરવું પડયું છે. પાંચેય પ્યાલા સૌંદર્યમાં એક એકથી ટપી જાય તેવા છે. પરંતુ એમાં ચીજ તો એકજ છે. આપના અંતઃપુરની રાણીઓની ચામડી નીચે જે કંઈ ભરેલું છે તેજ મારી ચામડી નીચેય ભરેલું છે. મારી ચળકતી ચામડી નીચે બીજું કંઈ હશે. એમ માની તમે તમારો ધર્મ ચૂકી ગયા છો અને એક નારીના શીલ ધર્મને લૂંટવા નીકળ્યા છો અને તે પણ પાલક પિતા બનીને! હે રાજન! આના જેવી બીજી અંધતા કઈ? મારી ચામડીની નીચે પણ લોહી, માંસ, પરૂ. વિષ્ટા, અને હાડકાંનો માળો છે. અને આપની રાણીઓના દેહમાં પણ એ જ દુર્ગંધયુક્ત પદાર્થો છે. મારામાં તમે શું નવીનતા ભાળી? રાજન! એ વિવેક જગાવવા માટે મેં આ પાંચ પચરંગી પ્યાલાઓની યોજના કરી હતી."

મોદી પત્નીના આ તીર જેવા શબ્દોથી રાજાનો મોહ શમી ગયો. અંધાપો દૂર થયો. રાજાનો સુષુપ્ત વિવેક જાગી ઊઠયો અને મોદી પત્નીની ક્ષમા માગી એ પાપનો પંથ છોડી અંતઃપુર તરફ ચાલ્યો ગયો.



શ્રી. કનૈયાલાલ જોષી (રાજકોટ)
ઉપમંત્રી



શ્રી. અંબાલાલ આર્ય (અમદાવાદ)
ઉપમંત્રી

## શ્રી હરિનારાયણ મહેતા
( ચેમ્બુર-મુંબઇ )
ઉપમંત્રી





શ્રી. માણેકલાલ પુરુષોત્તમ ઝવેરી (અમદાવાદ) કોષાધ્યક્ષ

શ્રી. શ્રીકાંત ભગતજી (સુરત) પુસ્તકાધ્યક્ષ

ઉપરોક્ત અધિકારીઓ સિવાય બીજા નીચેના અંતરંગ સદસ્યો ચૂંટાયા છે.

( ૧ ) શ્રી. દીનુભાઈ લાભશંકર ભટ્ટ મુંબઈ
( ૨ ) ,, સભાજિતજી રામબલી મિશ્ર ,,
( ૩ ) ,, ગુલજારીલાલજી આર્ય ,,
( ૪ ) ,, પ્રદ્યુમ્નસિંહજી ,,
( ૫ ) ,, ડાહ્યાભાઈ ગોકળભાઈ પટેલ આણંદ
( ૬ ) ,, જગુભાઈ મોતીભાઈ પટેલ અમદાવાદ
( ૭ ) ,, સત્યદેવ ધનજીભાઈ આર્ય સામરખા
( ૮ ) ,, છોટુભાઈ લલ્લુભાઈ દેસાઈ કછોલી
( ૯ ) ,, ભાઈલાલભાઈ હરિભાઈ આર્ય રોધ
( ૧૦ ) ,, પ્રભાશંકર મોહનલાલ દવે મુંબઈ
( ૧૧ ) ,, ઓંકારનાથજી માનકટાલા ,,
( ૧૨ ) ,, કનૈયાલાલ હીરાલાલ આર્ય દેવલાલી
( ૧૩ ) ,, કૃપાશંકરજી શ્રીવાસ્તવ ખડકી ( પૂના )
( ૧૪ ) ,, ચિમનલાલ કરુણાશંકર શુકલ રાજકોટ
( ૧૫ ) ,, આચાર્ય વૈદ્યનાથજી શાસ્ત્રી વડોદરા
( ૧૬ ) ,, સુરેન્દ્રનાથ ચુનીભાઈ પટેલ ,,
( ૧૭ ) ,, માધવેન્દ્રજી કેશવ શાસ્ત્રી ,,
( ૧૮ ) ,, રવિશંકર મણિશંકર ત્રિવેદી ચીખોદરા
( ૧૯ ) ,, દયાશંકર ભૂરાલાલ શર્મા વડોદરા
( ૨૦ ) ,, ગોવિંદરામજી વલણમલજી નાગદેવ ,,
( ૨૧ ) ,, ખેતાભાઈ ઘેલારામ દવે વિસનગર
( ૨૨ ) ,, શેઠ પ્રતાપસિંહ શૂરજી વલ્લભદાસ મુંબઈ ( પ્રધાન – આર્ય વિદ્યા સભા )
( ૨૩ ) ,, સ્નાતક સત્યવ્રતજી બી. કામદાર ( મંત્રી – આર્ય વિદ્યા સભા )

સાર્વદેશિક આર્ય પ્રતિનિધિ સભા ન્યુ – દિલ્હી માટે ચૂંટાયેલા પ્રતિનિધિઓ.

( ૧ ) શ્રી. ગુલજારીલાલજી આર્ય ( મુંબઈ )
( ૨ ) ,, જયદેવજી આર્ય ( મુંબઈ )
( ૩ ) ,, શેઠ હરગોવિંદ ધરમશી કાચવાળા ( મુંબઈ )
( ૪ ) ,, એલ. કે. નંદવાણા ( અમદાવાદ )
( ૫ ) ,, ઓંકારનાથજી માનકટાલા ( મુંબઈ )
( ૬ ) ,, વેણીભાઈ આર્ય ( વડોદરા )

સાર્વદેશિક આર્ય પ્રતિનિધિ સભાનું વાર્ષિક અધિવેશન તા. ૪–૫ જુલાઇના દિવસોમાં કાનપુર ડી. એ. વી. કોલેજ હોલમાં મળશે. આ મહત્ત્વપૂર્ણ અધિવેશનમાં રાષ્ટ્રભાષા હિન્દી, વટાળ પ્રવૃત્તિ તેમ જ અનેક મહત્ત્વપૂર્ણ વિષયો ઉપર પણ ગંભીરતાપુર્વક વિચાર કરવામાં આવશે.

## આર્યસમાજ જીવાપુર

આર્યસમાજ જીવાપુરનો પ્રથમ વાર્ષિકોત્સવ તા. ૧૧-૧૨-૧૩ જૂનના દિવસોમાં શ્રી ઠાકોર કેશવસિંહજીના પ્રમુખપદે ઉજવવામાં આવ્યો હતો. સામવેદથી સસ્વર અને સાર્થક યજ્ઞ પરિવ્રાજકાચાર્ય સ્વામી શ્રી મેધાર્થીજીના આચાર્યપદે સંપન્ન થયો હતો. યજ્ઞ માટે ગ્રામીણ જનતાએ પોતપોતાના ઘેરથી ગાયનું શુદ્ધ ઘી લાવી " દયાનન્દાય સ્વાહા-ઇદન્ન મમ "નું ઉચ્ચારણ કરી ઉત્સાહપૂર્વક આહુતિઓ આપી હતી. આખું જ ગામ વેદધ્વનીથી ગુંજી ઊઠયું હતું. ચારે બાજુએ સુગંધી માતી ન હતી. પૂજ્ય પં. હીરાલાલ રાવળ ( ગાયત્રી આપા )નાં ગુજરાતીમાં ભાષણો થયાં હતાં, મું. પ્ર. આર્ય પ્રતિનિધિ સભાના ભજનોપદેશક શ્રી પં. જગદીશચંદ્રજી પ્રવાસીના 'દયાનન્દકી કથા સુનાતે હૈ " ભજને તો કાંઇક અનેરો જ ઉત્સાહ પ્રગટાવ્યો હતો. દયાનન્દની કથા સાંભળી જનતા મંત્રમુગ્ધ બની ગઈ હતી. આ વાર્ષિકોત્સવમાં શ્રી જાલિમસિંહજી જાડેજા, શ્રી નટવરલાલ, શ્રી ઇશ્વરલાલ તથા શ્રી સત્યદેવની હાજરી વિશેષ તરી આવતી હતી. મહર્ષિ દયાનંદના જયકારો સાથે ઉત્સવ સમાપ્ત થયો હતો.

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા–૬ માલિકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

॥ ओ३म् ॥

રજી. નં. જી/૩૭૪

# आर्यप्रकाश



ऋग. यजु. साम. अथर्व.

મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ । તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪  વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦  જેઠ વદ ૫ને શનિવાર તારીખ ૧૯—૬—૧૯૬૫ [ અંક ૧૨મો

# પુનર્જન્મ વિષે વેદપ્રમાણ

( લેખક : સ્નાતક સત્યવ્રત માટુંગા )

ગુરુકુળ ઘાટકોપરના પ્રિન્સિપાલ ડો. મનુભાઈ વૈદ્યે, મને એ દિવસ પૂર્વે જણાવ્યું કે તેમને એક સરકારી અમલદાર સાથે સચિવાલયમાં ધાર્મિક વાતાચત થઈ તેમાં તે અમલદારે કહ્યું કે આર્યોનો પુનર્જન્મનો સિદ્ધાંત વેદકાળનો નથી. તે પછીના કાળનો છે. એટલે સ્મૃતિઓ, આરણ્યકો-ઉપનિષદો. પુરાણો વગેરેમાં પુનર્જન્મના પ્રમાણો મળે છે. પણ વેદોમાં તેનો ક્યાંય ઉલ્લેખ નથી. એટલે ડો. મનુભાઈએ મારી પાસેથી એ જાણવા માગ્યું કે એ અમલદારની વાત જોકે ખરી નથી. પણ તે અંગેના વેદ પ્રમાણો હોય તો મારે આપવાં, જેથી તે અમલદારની ધાર્મિક જિજ્ઞાસા શાંત કરાય. મને એ વાત ગમી. શ્રી મનુભાઈને તો થોડા પ્રમાણો લખીને આપી શકાત પણ વિચાર આવ્યો કે આર્યપ્રકાશમાં-જ જો એ વિષે થોડા વેદ પ્રમાણો પર વિવરણ થાય તો બીજા પણ સ્વાધ્યાયશીલ ભાઈઓને એથી લાભ થાય. અને એ રીતે આર્યપ્રકાશમાં સિદ્ધાંત વિષયક ચર્ચા થતી રહે તે મને ગમતી વાત છે. એટલે આ લેખ પછી પણ આર્યવિદ્વાનોને પોતાની પ્રસાદી આપતા રહેવા મારું નિવેદન છે. અસ્તુ.

પુનર્જન્મનો સિદ્ધાંત વૈદિક સાહિત્યમાં વેદ જેટલો જૂનો છે કેમકે વેદોમાં તેનો સ્પષ્ટ ઉલ્લેખ જોવા મળે છે. ઇસાઇઓ અને મુસ્લિમો પુનર્જન્મ માનતા નથી. કેમકે તેઓ જીવાત્માને અનાદિ-અનંત માનતા નથી. જીવાત્મા અનાદિ-અનંત હોવાથી તેનો પુનર્જન્મ-જીવાત્માની સત્તા જેટલો-સ્વયંસિદ્ધ છે. પણ અહીં મારે તર્કથી પુનર્જન્મ સિદ્ધ કરવાનો નથી. અહીં કેવળ વેદોના પ્રમાણો પ્રસ્તુત કરીશ.

(૧) अपश्यं गोपायनिपद्यमान मा च परा च पथिभिश्चरन्तम् ।
स सध्रीचीः स विषुची वंसानः आ वरीवर्ति भवनेष्वन्तेः ॥

ऋग्वेद. १-१७७-३

અર્થ — (अनिपद्यमानम् ) અવિનાશી (आ) સીધા, આગળ (च) અને (परा) ઉલ્ટા (च) પણ (पथिभिः) માર્ગોથી (चरन्तम्) વિચરણ કરવાવાળા (गा-पाम्) ઇન્દ્રિયોના સ્વામીને-જીવને ( अपश्यम् ) મેં જોયો છે-જાણ્યો છે. (सः) તે ઇન્દ્રિઓનો સ્વામી (सध्रीचीः) સરળ દશાઓને (च) અને (सः) તેજ-જીવાત્મા (विषूचीः) વિષમ દશાને (वसानः) ધારણ કરતો ( भवनेषु + अन्तः ) ભુવનોમાં-લોકલોકાન્તરોની અંદર (आ वरीवर्ति) વારંવાર આવતો રહે છે.

આ મંત્રમાં આત્માને ગોપા કહ્યો છે. ગૌ શબ્દના અનેક અર્થોમાં એક અર્થ ઇન્દ્રિય પણ થાય છે. એટલે ગોપાનો અર્થ ઇન્દ્રિયોનો રક્ષક-સ્વામી એ અર્થ સહજ સિદ્ધ છે.

બીજું વિશેષણ अनिपद्यमान છે. તેનો અર્થ વિનષ્ટ ન થનારો-અવિનાશી થાય છે. એટલે શરીરના નાશ સાથે આત્માનો નાશ નથી. જેને ગીતાએ वासांसि जीर्णानि यथाविहाय શ્લોકમાં વર્ણવ્યો છે. વળી ઉપલા વેદમંત્રમાં आ च परा च पथिभिः चरन्तम् કહ્યો છે. ઉલટા-સીધા રસ્તે ચાલવામાં તેને સ્વતંત્ર માન્યો છે. વૈદિક સિદ્ધાંતે જીવાત્માને કર્મ કરવામાં સ્વતંત્ર માન્યો છે. અલબત્ત કર્મનું ફલ ભોગવવામાં તે ઇશ્વરીય નિયમાનુસાર પરતંત્ર છે.

ઉપરાંત મંત્ર કહે છે કે आवरीवर्ति भुवनेष अन्तः જીવાત્મા ભુવન-સંસારમાં વારંવાર આવે છે. અર્થાત વારંવાર જન્મ લેતો રહે છે. ક્રિયાપદ-अपश्यम् મેં તેને જોયો-જાણ્યો છે તે એ વાત તરફ ઇશારો કરે છે કે આત્મા સંબંધી ઉપરી વર્ણિત તત્ત્વોનો અનુભવ કરો, જુઓ, સાક્ષાત્કાર કરો. તેનો ઉલ્લેખ પણ ઉપનિષદમાં છે કે

आत्मा वारे द्रष्टव्यः श्रोतव्यः मन्तव्यो निदिध्यासितव्यः

આ ઋગ્વેદના મંત્રનો ઉપલો અર્થ જરાય ખેંચતાણ વિના કર્યો છે તે વિદ્વાન વાચકો સમજી શકશે. આ પરથી વેદ સ્પષ્ટ રીતે આત્માનો પુનર્જન્મ માને છે, તે જિજ્ઞાસુજન જોઈ શકશે.

(૨) अहं सो अस्मि यः पुरा सुते वदामि कानि चित् ।
तं मां व्यन्त्याधयो वृकोन तृष्णजं मृगं, वित्तं मे अस्य रोदसी ॥

ऋग्वेद १-१०५-३

સરલ અર્થ આપું—

(अहम्) હું (सः) એ જ (अस्मि) છું. (यः) જે (पुरा) પહેલાં, પૂર્વના (सुते) જન્મમાં હતો. હવે હું ( कानिचित् ) કંઈ કંઈ ( वदामि) બોલું છું. ( तम् ) એવા ( माम् ) મને ( साधवः ) માનસિક આધિ-વ્યાધિ-દુઃખ ( व्यन्ति ) પ્રાપ્ત થાય છે. ( न ) જે રીતે ( वृकः ) વરૂ ( तृष्णजम् ) તૃષિત-તરસ્યા ( मृगम् ) હરણને પ્રાપ્ત થાય છે. હે ( रोदसी ) હે દ્યાવા-પૃથિવી-માતા, પિતા ( मे ) મારી ( अस्य ) આ અવસ્થાને ( वित्तम् ) જાણો.

( જુઓ પાન ૨ )

( પાન ૧નું ચાલુ )

આ મંત્રમાં મૃગમરીચિકામાં-જળ પાછળ દોડતા મૃગને અચાનક વરૂ મળતા ( તે તેનું ભક્ષ્ય બને છે ) તેની જે સ્થિતિ થાય છે, તેવી અજ્ઞાનાવસ્થામાં ભટકતા જીવની થાય છે-મૃત્યુ તેને ભરખી જાય છે. ત્યારે ફરી કર્માનુસાર જન્મ લે છે તેનું આ મંત્રમાં વર્ણન છે. કે જે-જીવ પુરા પૂર્વજન્મમાં હતો તે હવે નવા જન્મમાં कानिचित् वदामि-કંઈ કંઈ-કાલુ કાલુ બોલું છું. અને જન્મના ચકકરમાં ફસાતાં તેને પૂર્વ જન્માર્જિત કર્મફલ રૂપે માનસિક આધિ-વ્યાધિઓ થાય છે. તે માતા-પિતાને જણાવે છે. સરળ વ્યવહારની આ વાત છે. નવ જાત બાલકનું આ વર્ણન કેવું હૃદયગ્રાહી વેદ બતાવે છે.

'જે પૂર્વમાં હતો' એટલે પુનર્જન્મ લે છે તે આથી સ્વયં સિદ્ધ છે. તેને જન્મતાં જે દુઃખ થાય છે, તે પૂર્વકર્મોના ફલસ્વરૂપ છે. એટલે કર્મનો સિદ્ધાંત પણ આથી સાથે સાથે સિદ્ધ થાય છે. જ્ઞાનદેવાની વેદની આ સૂચાત્મક શૈલિ છે. સૌ પોતાની યોગ્યતા મુજબ જ્ઞાન લાભ ઉઠાવી શકે છે.

નીચેના મંત્રમાં શરીર પતનશીલ છે તે જણાવ્યું છે.

(૩) तव शरीरं पतयिष्णवर्वन् तव चित्तं वात इव ध्रजीमान् ।
तव शृङ्गाणि विष्ठिता पुरुत्रारण्येषु जर्भुराणा चरन्ति ।
यजुर्वेद. २९-२२

સરલાર્થ-હે જીવાત્મન! તારું શરીર પતનશીલ છે. તારું ચિત્ત વાયુની માફક ચંચલ છે. તારી ઇન્દ્રિયો ( વિષયોના ) મોટા મોટા જંગલોમાં સ્થિત થઈને વિચરે છે.

આ મંત્ર જણાવે છે કે આત્માની ઇન્દ્રિયો વિષયોમાં રમતી રહે છે. અને શરીર નાશવાન છે. ચિત્ત ચંચળ છે. કઇ વખતે મન આત્માને ઇન્દ્રિયોદ્વારા કયા ઊંડા ખાડામાં ફેંકી દેશે તેનું કંઇ નક્કી નથી. આ મંત્રથી શરીર પતનશીલ છે-ભલે તે ગમે તેટલું દીર્ઘાયુ હોય. પણ નષ્ટ તો થવાનું છેજ. આગલા મંત્રમાં જોઇ ગયા કે જીવાત્મા અવિનાશી છે. જીવ અવિનાશી; અને શરીર પતનશીલ એટલે એક શરીરના નાશ પછી બીજું શરીર આત્માએ ધારણ કરવું એ ક્રમપ્રાપ્ત છે. એટલે આત્માને પૂનર્જન્મ લેવો રહ્યો જ.

(૪) उदाजन् पितरो गोमयं वस्वृतेनाभिनन्दन् परिवत्सरे बलम् ।
दीर्घायुत्वमङ्गिरसो वो अस्तु प्रति गृभ्णीत मानवं सुमेधसः ॥
ऋग्वेद १०-६२-२

સરલાર્થ - (ये पितरः) પદજ્ઞ-વેદવેત્તા વિદ્વાનોએ (गोमयं) વાણીમય (वसु) ધન અને (गोमयं) પાર્થિવ (वसु) ધન (उदाजन्) ઉતમ રીતે પ્રાપ્ત કર્યું છે અને (ऋतेन) સૃષ્ટિનિયમ દ્વારા (परिवत्सरे) સર્વથા નિવાસ કરવા યોગ્ય માનવ દેહમાં (बलं) આચ્છાદક અજ્ઞાનને (अभिन्दन्) તોડી દીધું છે એવા હે (सुमेधसः) ઉત્તમ સંગતિવાળા (अंगिरसः) પ્રાણશક્તિ સંપન્ન મહાત્માઓ! (मानव) મનુષ્ય દેહને (प्रतिगृभ्णीत) ફરીથી ગ્રહણ કરો. (वः) તમારૂં (दीर्घायुत्व) દીર્ઘાયુ (अस्तु) હો!

આ મંત્રમાં તથા આ પછીના બીજા બે મંત્રોમાં માનવ શરીરને ફરીને ગ્રહણ કરવાનો સ્પષ્ટ ઉલ્લેખ છે. જે પુનર્જન્મની સાબિતી છે. જિજ્ઞાસુએ આગલા બે વધુ મંત્રો જોઇ લેવા. આ મંત્રમાં એક બીજો પણ ઇશારો છે કે જે મહાત્માઓએ અજ્ઞાનના બંધનો તોડી નાખ્યા છે તેઓને મુક્તિના અધિકારી બન્યા પછી પણ અંતે મોક્ષમાંથી પુનરાવર્તન કરવું પડે છે તે વાત જણાવે છે. વૈદિક સિદ્ધાંત મોક્ષ સુખ સમાપ્તિ પછી પુનર્જન્મમાં આવવાનું માને છે તે આ મંત્રથી સ્પષ્ટ જણાય છે. વૈદિક ધર્મમાં મોક્ષને અનંત નથી માનતા. મોક્ષનો પણ ક્યારેક તો અંત છે જ! અને જ્યારે મોક્ષ સુખનો ઉપભોગ થઈ રહેવા આવે ત્યારે તે મુક્તાત્માને પુનઃ કર્મ ઉપાર્જન કરાવા પુનર્જન્મ લેવો પડે છે એ સિદ્ધાંત છે.

(૫) अनच्छयं तुरगातु जीवमेजद् ध्रुवं मध्य आ पस्त्यानाम् ।
जीवा मृतस्य चरति स्वधाभिरमर्त्यो मर्त्येन सयोनिः ॥
ऋग्वेद १-१६४-३०

સરલાર્થ- ( ध्रुवम् ) ધ્રુવ-સદા નિશ્ચલ-અવિનાશી ( जीवम् ) જીવને ( अनत् ) જીવન આપતા ( तुरगातु ) ઇન્દ્રિઓને સંચાલિત કરતા, (एजत) સર્વને ગતિ આપતા-एजृकम्पने-બ્રહ્મ ( (पस्त्यानाम्) ઘરોને-શરીરોની (मध्ये) વચમાં (आ+शये) પૂર્ણરૂપ રહે છે (मृतस्य) મરેલા ( શરીરનો ) (अमर्त्यः) અ-મૃત (जीवः) જીવ (स्वधाभिः) પોતાની સ્વાભાવિક શક્તિઓ દ્વારા (मर्त्येन) મરણધર્મા શરીરની સાથે (सयोनिः) સમાનસ્થાન થઈને (आचरति) વ્યવહાર કરે છે.

પરમાત્મા જીવને જીવન-પ્રાણ આપે છે, તેની ઇન્દ્રિયોને ગતિ આપે છે તે બધાની સાથે રહ્યા છતાં સર્વથી પર-અલિપ્ત છે.

જીવને આમાં અમૃત-કદિ મરે નહિં તે-અવિનાશી કહ્યો છે શરીરને મર્ત્ય કહ્યું છે અને જીવ એ શરીર સાથે सयोनिः-સમાન સ્થાની થઈને વ્યવહાર કરે છે એટલે જ્યારે જ્યારે જીવને મર્ત્ય શરીરનો ત્યાગ કરવો પડે છે ત્યારે તે અ-મૃત હોવાથી અન્ય શરીર સાથે કર્માનુસાર જોડાતો જ રહે છે એ ફલિત થાય છે.

(૬) पुनर्मनः पुनरायुर्म आगन्पुनः प्राणः पुनरात्मा म आगन्पुनश्चक्षुः पुनः श्रोत्रम्म आगन् । वैश्वानरोऽदब्धस्तनूपा अग्निर्नः पातु दुरितादवद्यात् ॥ यजुर्वेदः ४-१५.

આ મંત્રમાં અનેકવાર पुनः શબ્દ આવ્યો છે. पुनरायुः એ તો સ્પષ્ટ પુનર્જન્મને જ દર્શાવે છે. पुनः प्राणः पुनः चक्षुः पुनः श्रोत्रम् વગેરે પુનર્જન્મની નિઃશંક સાક્ષી પુરાવે છે. સરલાર્થ-જેની કૃપાથી મને વિજ્ઞાન સાધક મન, આયુ ફરીથી પ્રાપ્ત થાય છે, અને શરીરનો આધાર પ્રાણ ફરીને પ્રાપ્ત થાય છે તથા આત્મ ( अतति अत सातत्यंगमने-જે નિરંતર ગમન કરે છે તે ) અથવા સ્વ-ભાવઃ પ્રાપ્ત થાય છે. અને જોવા માટે નેત્રો થાય છે અને શબ્દ ગ્રહણ કરવા કાન પ્રાપ્ત થાય છે તે ( अदब्धः ) હિંસા રહિત ( तनूपाः ) શરીરની રક્ષા કરવા અને ( वैश्वानरः ) વિશ્વને પ્રાપ્ત થવાવાળા પરમેશ્વર અમને નિન્દિત-अवद्यात् ( दुरितात् ) પાપથી દુષ્ટ કર્મોથી ( पातु ) બચાવે-રક્ષણ કરે.

આ મંત્રમાં શ્લેષાલંકાર છે. શ્રી. પુણ્યશ્લોક મહર્ષિ દયાનંદ સરસ્વતી અહિં वैश्वानर શબ્દથી જઠરાગ્નિ તથા અગ્નિઆદિ જેની સત્તાજ કાર્ય કરવામાં સમર્થ થાય તે પરમેશ્વરનું પણ ગ્રહણ કરે છે. પણ તેના વિવરણમાં ન જતાં એટલું જણાવી શકે પુનર્જન્મ માટે વેદનું આથી વધુ સ્પષ્ટ પ્રમાણ બીજે ક્યાં શોધવા જવું?

(૭) अप्स्वग्ने सधिष्टव सौषधीरनुरुध्यसे ।
गर्भे सन् जायसे पुनः ॥ यजुर्वेद. १२-३६.

અર્થ-હે અગ્નિ તુલ્ય જીવ! જે તું સહનશીલ જલોમાં સોમલતાદિ ઔષધિઓને પ્રાપ્ત થાય છે. તે ગર્ભમાં સ્થિત થઇને ફરીથી જન્મ મરણ તારા છે એમ જાણ.

गर्भे सन् जायसे पुनः-ગર્ભમાં જઇ પુનઃ પુનઃ તું શરીર સાથે ઉત્પન્ન થાય છે. અર્થાત્ તારો પુનર્જન્મ નિશ્ચિત છે.

આગલનો બીજો મંત્ર

(૮) प्रसद्य भस्मना योनिमपश्च पृथिवीमग्ने ।
सꣳसृज्य मातृभिष्ट्वं ज्योतिष्मान्पुनरासदः ॥ यजुर्वेद. १२-३८.

અર્થ-હે અગ્ને!-સૂર્યસમાન પ્રકાશમાન પુરુષ! ( ज्योतिष्मान् ) પ્રકાશથી યુક્ત જીવ તૂં ( भस्मना ) શરીર દહન પછી ( पृथिवीम् ) પૃથ્વી ( च ) અને ( अपः ) જળની અંદર ( योनिम् ) દેહ ધારણ રૂપ કારણને ( प्रसद्य ) પ્રાપ્ત થઇને ( मातृभिः ) માતાઓના ઉદરમાં વાસ કરીને ( पुनः ) ફરીથી ( आसदः ) શરીર પ્રાપ્ત કરે છે. આ મંત્રમાં मातृभिः શબ્દ મહત્વનો છે. ત્રીજી વિભક્તિ બહુ વચનનો એ શબ્દ 'અનેક માતાઓ' નિર્દેશ કરે છે. એક જન્મમાં માતા તો એક જ હોય છે અતઃ અનેક માતાઓ સ્પષ્ટ રીતે અનેક જન્મનો બોધ કરાવી વારંવાર જન્મ-પુનર્જન્મ સાબિત કરે છે.

મારા 'વૈદિક ત્રૈતવાદ'માં આ બે પ્રમાણો મેં આપ્યા છે. પણ આયુર્વેદમાં આથી પણ બીજા પુનર્જન્મ સાધક પ્રમાણો વિદ્યમાન છે.

( જુઓ પાન ૪ )




# ઉપદેશક-વિદ્યાલય

કોઇ પણ સમાજ કે સંસ્થા ઉપદેશકો વગર ટકતી નથી. આજ સુધીનો ઇતિહાસ કહી જાય છે કે ધર્મનો પ્રચાર તેના અનુયાયી ધર્મપ્રચારકોએજ કર્યો છે. જ્યારે બીજા ધર્મોનો પ્રાદુર્ભાવ નહતો થયો ત્યારે વૈદિક ધર્મના પ્રચારકોએજ સંસારના ખુણે ખુણે વેદોનો નાદ ગુંજાવ્યો હતો તેનાથી ઇન્કાર થઇ શકે એમ નથી.

બૌદ્ધધર્મનો પ્રચાર ભગવાન્ બુદ્ધના પ્રચારક શિષ્યોએજ કરેલો. તેજ પ્રમાણે જૈન ધર્મનો નાદ પણ પ્રચારકોએજ ગુંજાવ્યો હતો ખ્રિસ્તી કે ઇસ્લામનો પ્રચાર પાદરીઓ તેમજ મૌલવીઓનેજ આભારી છે. મૌલવી અને પાદરીઓ ન હોત તો ખ્રિસ્તી કે ઇસ્લામનો પ્રચાર એટલો વ્યાપક ન બનત. સાધારણ સમ્પ્રદાયોનીજ વાત લઇએ તો સ્પષ્ટ જણાશે કે તેમના અત્યન્ત સાધારણ પ્રચારકોએ અને ભજનમંડળીઓએજ આવાજ ગામડે ગામડે પહોંચાડયો છે.

સદીયોથી પ્રસુપ્તહિન્દુ સમાજને જગાડવા માટે મહર્ષિ દયાનન્દે આર્ય સમાજની સ્થાપના કરી હતી. પ્રારંભના સુવર્ણ-યુગમાં આર્યસમાજના દિવાના પ્રચારકોએ ખૂબ અલખ જગાવ્યો.

આર્યસમાજની ચારે બાજુએ ધાક જામવા લાગી. શાસ્ત્રાર્થનો યુગ હતો. સ્વાધ્યાયની અને ગામડે ગામડે ફરી વળી જનતાને જાગૃત કરવાની તમન્ના હતી. ઉપદેશકો જ્યાં જતા ત્યાં તેમનો આદર સાકાર કરવા જનતા ઉપડતી. આજે તેમાંથી કાંઇ દેખાતું નથી.

પહેલા કરતાં સમાજોની સંખ્યા વધી, પ્રાન્તીય સભાઓની વ્યવસ્થા થઇ, ઉપસભાઓ પણ થઇ છતાં પ્રચાર અને પ્રચારકોના અભાવે બધેજ અંધારું અને નિષ્ક્રિયતાનાં વાદળ ઘેરાતાં દેખાય છે. સંસ્થાઓ તો ઘણી ઊભી થઇ પણ દયાનન્દના-સિદ્ધાન્તોનાં પ્રાણપંખેરું ઊડતાં દેખાય છે.

ગુરુકુલો છે. મહાવિદ્યાલયો છે, કોલેજો છે અને હાઇસ્કુલોની મોટી મોટી ઇમારતો ઊભી છે પણ તે આર્યસમાજના પ્રચારની દૃષ્ટિએ તો કરડવાજ ધાય છે. આશા તો એ હતી કે આ સંસ્થાઓમાંથી ઉચ્ચ કોટીના ઉપદેશકો અને વિદ્વાનો મળશે અને સંસારમાં નહીં તો કમમાંકમ આખા દેશમાં તો દયાનન્દના મિશનનો અલખ જગાવશેજ. પરંતુ બધીજ આશાઓ ઉપર પાણી ફરી વળ્યું છે. એક વખત આશા તો એ હતી અને બેચારા ભજનિકો ઠેકઠેકાણે ગાતા ફરતા હતા કે "आएंगे खत ये अरबसे जिनमें लिखा ए होगा, गुरुकुल का ब्रह्मचारी हलचल मच रहा है ॥ કેટલી ભવ્ય ભાવનાઓ હતી, પરંતુ આજે તેમાંથી કાંઇજ દેખાતું નથી, અને આશાઓ નિરાશામાં પલટાતી દેખાય છે.

આ વિકટ પરિસ્થિતિનો સામનો કરવા માટે લગભગ ૧૯૨૫માં ડી. એ. વી. કોલેજ કમિટિએ લાહોરમાં ઉપદેશકો તૈયાર કરવા માટે આચાર્ય વિશ્વબંધુજીના આચાર્યપદે બ્રાહ્મ-મહાવિદ્યાલયની સ્થાપના કરી, સ્વામી સ્વતંત્રાનંદજીએ ગુરૂદત્તભવનમાં ઉપદેશક વિદ્યાલય ખોલ્યું. આ બન્ને સંસ્થાઓના વિદ્યાર્થીઓ આજે પણ આર્યસમાજના પ્રચારમાંજ સુખે કે દુઃખે લાગેલા છે.

ભારતના દુઃખદાયી વિભાજન પછી બધીજ વ્યવસ્થા પડી ભાંગી. આર્થિક અવસ્થા ડામાડોળ બની, છતાં પંજાબના આર્યોના ઉત્સાહમાં ઓટ નથી આવી. દિલ્લીના આસપાસ આવીને વસ્યા અને ફરીથી વૈદિકનાદ ગુંજાવવાનું બીડું ઝડપ્યું. તેમના ઉત્સાદના પ્રતાપે આજે ફક્ત દિલ્લીમાંજ ૧૩૪ આલીશાન આર્યસમાજનાં મંદિરો છે. અને અનેક સંસ્થાઓ છે. ધમધોકાર પ્રચાર ચાલે છે. ઉપદેશકોની ખોટ પૂરી કરવા માટે યમુનાનગર, અને હોશ્યારપૂરમાં, તેમજ વૃન્દાવનમાં ઉપદેશકો તૈયાર કરવાનું શરૂ કરી દેવામાં આવ્યું છે.

કોઇ પણ પ્રાન્તમાં પ્રચાર કરવો હોય તો ત્યાંની ભાષાના જાણકાર અને બોલનારા ઉપદેશકો સિવાય ચાલે તેમ નથી: મુંબઇ પ્રાન્ત ઘણોજ વિશાળ છે. મુંબઇ પ્રદેશ આર્યપ્રતિનિધિ સભામાં મહારાષ્ટ્ર અને ગુજરાત બન્ને રાજ્યો શામેલ હોવાથી ગુજરાતી અને મરાઠી ભાષાના પ્રભાવશાલી ઉપદેશકોની અછત ઘણા વર્ષોથી સાલ્યા કરે છે. બે ચાર ઉપદેશકોથી પ્રાન્તની ભૂખ ભાંગવાની નથી, એ નિર્વિવાદ છે. માટેજ કેટલાંક વર્ષોથી પ્રાન્તમાં ઉપદેશક વિદ્યાલય ખોલવાનો વિચાર ચાલતો હતોજ. તે મૂર્તસ્વરૂપ કયારે લે છે તે જોવાનું બાકી છે. હમણાંજ પાંચ છ વર્ષ પહેલાં સ્વ. શ્રી. પં. વિજયશંકરજીની સ્મૃતિમાં ઉપદેશક વિદ્યાલય શરૂ કરવાના સમાચારો આર્યોએ વધાવી લીધા હતા. પરંતુ ત્યાર પછી તો ફરીથી તેના ઉપર ઘોરનિંદ્રાએ પોતાનો પંજો ફેલાવી દીધો, અને આખી યોજના પડી ભાંગી. ખેર, હજી પણ સમય છે. જાગ્યા ત્યાંથી સવાર ગણીને પણ આ યોજનાને મૂર્ત સ્વરૂપ આપવા સભા કટીબદ્ધ બને એજ અભ્યર્થના.

**માધવેન્દ્ર શાસ્ત્રી**

## ગુરુકુલ ઘાટકોપર

મું. પ્ર. આર્યપ્રતિ. સભાના પ્રમુખ અને આર્ય વિદ્યાસભાના સદસ્ય શ્રી કાંતિલાલજી શર્માના આકસ્મિક સ્વર્ગવાસને અંગે આર્યવિદ્યાસભાના અધિકારીઓ તથા વિદ્યાલયોના કાર્યકર્તાઓને ઘણો આઘાત લાગ્યો છે. સ્વર્ગસ્થના આત્માને શાંતિ આપે એ પ્રભુ પ્રાર્થના સાથે સ્વર્ગસ્થના સન્માનમાં ગુરુકુળનાં શિક્ષણાલયો તા. ૧૪મી જૂનના રોજ સદંતર બંધ રાખવામાં આવ્યાં હતાં.

ઘાટકોપર ગુરુકુળ સંસ્થાઓ તરફથી ચાલુ માસના અંતે 'ગુરુકુલ' નામના ત્રૈમાસિકનો પ્રથમ અંક બહાર પડશે. જેમાં સંસ્થાના આચાર્યજીની દેખરેખ નીચે સંસ્થાઓની પ્રવૃત્તિઓ મ. દયાનંદજીના જીવનપ્રસંગો રાષ્ટ્રગીતો વિદ્યાર્થીઓના નિબંધો, અધ્યાપકોના માર્ગદર્શક લેખો. ચયન વગેરે રહેશે. શ્રી એમ. એસ. ઉપાધ્યાય તથા શ્રી નાથુભાઈ પટેલ સંપાદકો રહેશે.

સત્યવ્રત. મંત્રી

( પાનરનુ ચાલુ )

અહિં હવે આ થઇ વેદના એ મંત્રો ઉધૃત કરવાનો લોભ સંવરણ કરી શકતો નથી. કેમકે પુનર્જન્મમાં જીવ કયારેક સ્ત્રી, કયારેક પુરુષ, ક્યારેક કુમાર-ક્યારેક કુમારી અને કયારેક વૃદ્ધ થાય છે અને કોઇવાર કોઇનો પુત્ર, કોઇનો પિતા, કોઇનો મોટો ભાઈ, કોઇનો નાનો ભાઈ બને છે. એ બધું પુનર્જન્મને અંગે છે એ ભાવ આ મંત્રો દર્શાવે છે. યથા

(૯) त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमार उत वा कुमारी ।
त्वं जीर्णो दण्डेन वञ्चसि, त्वं जातोभवसि विश्वतोमुखः ॥

અથર્વવેદ ૧૦-૮-૨૭

અર્થ તું સ્ત્રી, તું પુરૂષ, તું કુમાર અને તું કુમારીકા પણ છે તું જીર્ણ-વૃદ્ધ થઈને દંડ-લાકડીના ટેકાથી ચાલે છે. અને તુંજ સર્વત્ર મુખવાળો બને છે. આ અર્થ સ્પષ્ટ છે. એકજ જન્મમાં કોઇ જીવ એકીસાથે સ્ત્રી અને પુરુષ, કુમાર કે કુમારી થઇ ન શકે. વૃદ્ધ થઇને મૃત્યુ બાદ અન્ય જન્મમાં સ્ત્રી પુરુષનો જાતિભેદ યા અવસ્થા ભેદ સંભાળી શકે. માટે પણ પુનર્જન્મ સ્વતઃ સિદ્ધ છે. જીવને અહિં विश्वतोमुखः એ માટે કહ્યો છે કે જીવાત્માનો સંબંધ શરીરસ્થ ઇંદ્રિયો સાથે હોય છે. કેમકે દરેક ઇન્દ્રિયમાં તેનું મુખ છે અને દરેક ઇન્દ્રિયથી તે ભોગ ભોગવે છે. માટે જીવાત્માને विश्वतोमुखः અહિં કહ્યો છે.

(૧૦) उतैषा पितोत वा पुत्र एषामुतैषां ज्येष्ठउत वाकनिष्ठः
एको ह देवो मनसि प्रविष्टः प्रथमो जातः सउ गर्भे अन्तः ॥

અથર્વ વેદ ૧૦-૮-૨૮

અને આ આત્મા તેના પિતા, અથવા તેનો પુત્ર અને તેનો જયેષ્ઠ વા કનિષ્ઠ ભાઈ પણ થાય છે. એ એક દેવ મનમાં પ્રવિષ્ઠ થઈને પ્રથમ જન્મેલો હેઈને તે જ ફરીથી गर्भे अन्तः ગર્ભની અંદર આવે છે. શરીર કારણથી જ એક જ જીવમાં પિતા, પુત્ર, નાનો મોટોભાઈ આદિ ભાવ આરોપિત થાય છે એ એક દેવઃ અનેક ( દિવ્ય ) ગુણોથી યુક્ત આત્મા, મનમાં પ્રવેશ કરીને જન્મ લે છે અને પછી પુનઃ ગર્ભમાં જઈને પુનર્જન્મની તૈયારી કરે છે. ઇત્યાદી

મહર્ષિ દયાનંદજી મહારાજે પોતાના સુપ્રસિદ્ધ ગ્રંથ સત્યપ્રકાશના નવમા સમુલ્લાસમાં પણ પુનર્જન્મ વિષે સપ્રમાણ લખ્યું છે તે જિજ્ઞાસુઓએ ત્યાં જોઇ લેવું.

આ ઉપરાંત ચારેય વેદોમાં પુનર્જન્મ સાધક અનેક વેદમંત્રો સ્વાધ્યાયશીલ સજ્જનોને મળી આવશે. પણ અહિં તો મેં આ ફક્ત ૧૦ વેદ મંત્રો સાર્થ રજૂ કર્યા છે તેથી ધારૂં છું કે પ્રિન્સીપાલ ડૉ. મનુભાઇ વૈદ્ય પોતાના સરકારી અધિકારી મિત્રનું આથી સારી રીતે સમાધાન કરી શકશે.

સચિવાલયના સરકારી કર્મચારીને પણ આવા ધાર્મિક સિદ્ધાંતોમાં રસ છે એ જાણી આનંદ થાય છે. અને શ્રી. મનુભાઇએ આ લેખ લખવા જે કારણ બાપ્યું તેથી મારો સ્વાધ્યાય પણ તાજો થયો એ ધન્યવાદ સાથે અત્રે વિરમું છું.

( પાન ૫નું ચાલુ )

रक्षा की। लाखों रुपयों का निजी कमाई में से दान किया।

व्यापारिक क्षेत्र में प्रथम इन्होंने गोलपीठा पर श्री. त्रिभुवनदास गोविन्दजी शाह के यहाँ जो टार्च, बैटरी तथा हरीकेन आदि के व्यापारी थे, नौकरी की। कुछ ही समय के बाद इस सेठने इन्हें स्वतंत्र रूप से हिस्सेदार के समान काम करने को कहा। क्यों कि इन में व्यापारिक तत्व बड़े ऊर्वर प्रतीत हुये। शर्माजीने कुछ समय तो इस जगह काम किया किन्तु १९३५ में अपनी प्रभात कम्पनी जैस मेण्टल आरंभ किया। उस कार्य में इन के जीवन के तीन साथी श्री. बापुभाई देसाई व श्री बी. आर. मिश्रजी रहे। १९५४ में वेलासिस रोड पर स्टोव का कारखाना आरंभ किया और १९६१ में वह जोगेश्वरी उपनगर के वर्त्तमान स्थान पर गया। १९६३ में यह पब्लिक लिमिटेड हुआ।

आर्यसामाजिक क्षेत्र में शर्माजी सदा लोकप्रिय रहे और आन्तरिक झगड़ें। उन्हें सदा घृणाथी। आ. स. बम्बई के पृथक करणको नष्ट करने का उनका प्रयत्न उनकी मृत्यु से एक मास पूर्व सफल हुआ। किन्तु प्रतिनिधि सभा बम्बई की भी कुछ उलझने थीं, जिन्हें वे सुलझा रहे थे। गत ९-५-६५ की बड़ौदा अंतरंग में इसी लिये गये। पर यह कार्यपूर्ण न हो सका। और यह आर्यसमाज का तेजस्वी नक्षत्र ११-५-६५ को परम धाम सिधारा।

प्रकरण समाप्त करने से पूर्व इन की आदर्श पत्नी श्रीमती अन्नपूर्णाविहिन का सहयोग अमूल्य रहा। इन का जन्म संवत १९६३ विक्रमीय में विरमगाम में हुआ और सन् १९२१ इस्वी में विवाह हुआ। तवसे शर्माजी के जीवन में इनका प्रेरक सहयोग अन्त तक रहा। आज भी उनके आदर्शों व कार्यों की रक्षा के लिये वे उतनी ही दत्त चित्त हैं। भगवान उनकी कामनायें पूर्ण करें।

## આર્યસમાજ રાજકોટ

રાજકોટ આર્યસમાજનું વાર્ષિક અધિવેશન રવિવાર તા. ૧૩-૬-૧૯૬૫ના રોજ આર્યસમાજ મંદિરમાં શ્રી ભાણજીભાઈ ડાહ્યાભાઈ જંગબારીના પ્રમુખપદે મળ્યું હતું. જેમાં આગામી ત્રણ વર્ષ માટે નીચે મુજબના પદાધિકારીઓ સર્વાનુમતે ચૂંટી કાઢવામાં આવ્યા હતા.

પ્રમુખ : શ્રી ભાણજીભાઈ ડાહ્યાભાઈ જંગબારી

ઉપપ્રમુખ : શ્રી કૃષ્ણ શર્મા

મંત્રી: શ્રી ડૉ. કનૈયાલાલ જોશી

ઉપમંત્રી : શ્રી ચીમનભાઈ ક. શુકલ

કોષાધ્યક્ષ : શ્રી મધુબહેન આર્ય

પુસ્તકાલયધ્યક્ષ : શ્રી હરિલાલ બી. જેઠવા

અંતરંગ સભ્ય : શ્રી અન્નપૂર્ણા કે. ભટ્ટ

અંતરંગ સભ્ય: શ્રી કાન્તાબહેન પટેલ

મુંબઈ પ્રદેશ આર્યપ્રતિનિધિ સભાના પ્રતિનિધિઓ.

(૧) શ્રી ડૉ. કનૈયાલાલ જોશી

(૨) ચીમનલાલ ક. શુકલ

આ ઉપરાંત મહર્ષિ દયાનંદ વિદ્યાલયમાં ધો. ૫માંથી અંગ્રેજી શરૂ કરવાનો નિર્ણય લેવામાં આવ્યો હતો.

તે ઉપરાંત કેળવણી બાબતના કેટલાક ઠરાવો અને આગામી વર્ષનું બજેટ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યું હતું.

## મહાવિદ્યાલય જ્વાલાપૂર

નવું સત્ર ૧ જુલાઇથી શરૂ થશે. બાળકોને દાખલ કરાવવા સમયસર પધારવા વિનંતિ છે.

મહાવિદ્યાલયમાં વેદ, દર્શન, વ્યાકરણ અંગ્રેજી, હિન્દી, વિજ્ઞાન, ગણિત વગેરે ભણાવવાની સુંદર વ્યવસ્થા છે.

શિવકુમાર શાસ્ત્રી
મુખ્યાધિષ્ઠતા

# स्व. श्री. पं. कान्तिलाल शर्माका संक्षिप्त जीवन चरित्र

ले :-श्री. पं. ऋषिमित्रजी शास्त्री, साहित्यरत्न आ. स. मुम्बई

श्री कान्तिलाल मोहनलाल शर्मा जितने ही महान समाज सेवी तथा अनाश्रितों को शरणदेने का कार्य करने वाले थे, तथा समाज सेवा करते-करते अपने अन्तिम श्वास समाप्त किये; अपने जीवन की उषा में वे उतनेंही निराश्रित तथा निराधार एवं दया के पात्र थे ! यद्यपि भगवानने उन्हें गुर्जरात के सर्वश्रेष्ठ औदीच्य ब्राह्मणों के कुल में, वह भी सामवेदियों के कुल में एक सम्पन्न माता-पिता के घर जन्म दिया था। इनके पिता श्री. मोहनलाल शर्मा के पास ६० वीघा भूमि की खेती थी; और इनके पितामह भाईशंकर भी इसी प्रकार से इस क्षेत्र-धन के स्वामी थे। श्री: शर्माजी के प्रपितामह श्री. पं. लल्लुभाई बहुत बड़े विद्वान थे और बाद में वैराग्य के कारण उन्होंने संन्यास ले लिया था, और आर्यसमाज के लिये स्मरणीय सिद्धपुर के नीलकंठेश्वर मंदिर (जिसमें महर्षि अपने प्रथम गृहत्याग के समय अपने पिताजी के द्वारा पकड़े गये थे) में रह कर अध्यात्म चर्चा में अपना जीवन सफल कर रहे थे।

## जन्म और बाल्य जीवन

श्री कान्तिलालजी शर्मा का मूल देश उत्तर गुजरातमें महेसाणा जिला के चाणसमां तहसील के खोरसमा नामक ग्राम था। उसमें मार्गशीर्ष सुदी पंचमी संवत् १८६२ विक्रमीय तदनुसार ४ डिसम्बर १९०५ इस्वी को हुआ था। आपकी माता का नाम था-श्रीमती सूरजबहिन और पिता श्री. मोहनलाल शर्मा थे। इनके परिवार में श्री कान्तिलाल शर्मा से ज्येष्ठ लक्ष्मी नाम की इनसे चार वर्ष बड़ी एक बहिन थी। पुत्र की आयु अभी एक वर्ष की ही थी कि इस एक बर्ष के दुध मुंह बालक और पांच वर्ष की अबोध पुत्री को छोड़ कर माता परलोक सिधारीं। पं. मोहनलालजी अपनी इस परिस्थिति से अधीर हो उठे। फलतः अपनी खेती आदि जायदाद को उपेक्षित कर के इन दोनों पुत्रों को लेकर अपने एक सम्बंधी के घर विरमगाम चले आये जिससे कि वहाँ इनका सकुशल पालन पोषण हो सके।

अपने भावी जीवन में इतने कर्मठ बनने वाले श्री. कान्तिलाल बालक को अभाग्यने और भी अधिक दयनीय बनादिया कि इनकी आयु के चौथे वर्ष में पिता भी परलोक (विरमगाम मे ही) सिधारे। अब ये दोनों भाई बहिन अनाथ से हो गये थे, किन्तु भगवान को इन्हें जीवित रखना इष्ट था, अतः स्व. मोहनलाल की अन्तिम क्रिया में एकत्रित हुवे संबंधियों में श्रीमती हेमींबाई (जो इनकी फुआ थीं) ने श्री कान्तिलाल को पालने के लिये लेलिया और इन्हें लेकर वे सिद्धपुर आईं। श्री शर्माजी के फुफा सिद्धपुर में ही रहते थे। इनकी लक्ष्मीबहिन को इनकी काकी मणीबाई ध्रांगध्रा ले गई। एक विचित्र बात यह थीं कि शर्माजी की पालिका को पुत्रियां अधिक थीं, पुत्र एक ही छोटालाल नामक था। इसी तरह मणीबाई को एक ही पुत्री थी, बाकी सभी पुत्र थें। हेमीबाईने सोचा-मेरे एक छोटालाल ही पुत्र है, अतः कान्तिलाल एक और उस के साथ आनन्द से रहेगा। यही इनकी बहिन की पालिकाने भी सोचा। फलतः माता-पिता से तो दोगों भाई-बहिन मृत्यु के कारण पृथक हुये। किन्तु भाग्य की विभिन्नताने जीवित भी दोनों का पृथक कर दिया, और सम्भवतः दोनों भाई-बहिन फिर कभी एक-दूसरे का मुँह न देख सके। यद्यपि लक्ष्मी अपनी आयु के १९ वर्ष तक जीवित रह कर और विवाहिता होकर मरी। किन्तु लक्ष्मी की कोई संतान नथी।

## बम्बई को प्रस्थान

श्री. कान्तिलालजीने अपने बचपन के प्रायः ७ वर्ष सिद्धपुर में व्यतीत किये उक्त पिपलेश्वर शिव मंदिर से इनका पारिवारिक संबंध होने के कारण महर्षि के गृहत्याग के सम्बन्ध की घटनायें श्री. शर्माजी को अपने पितामह और उक्तकाका से सुनने को मिलीं, जिनकी चर्चा वे कभी कभी हमलोगों से करते थे। उन्हीं में एक घटना का उलेख श्री पं. श्रीकृष्ण-शर्माने महर्षि की जन्म तिथि की प्रामाणिकता वाले अपने ट्रैक्ट में किया है; अस्तु।

श्री शर्माजीके काका बड़े क्रोधी स्वभाव के थे, और शर्माजी जन्म से चंचल स्वभाव के, साथ ही कुछ उच्छंखल भी। फलतः एक दिन किसी बात पर काकाने इन्हें मारा, और बालक कान्तिलालने उसे ममत्वहीन मानकर काका का सदा के लिये त्याग ही उचित समझा। परिणाम यह हुआ कि उस समय एक ही कक्षा तक शिक्षण मिलने पर भी बम्बई के लिये विना टिकट ही चल पड़े। इस यात्रा में केवल एक लंगोटी पहने हुये विना खाये-पिये दो दिन की यात्रा पूरी की। बीच में जहाँ टी. टी. उतार देता, चुपचाप उतर पड़ते; और यदि उसमें नहीं तो दूसरी गाड़ी में धीरे से चढ़ गये।

उस समय वेस्टर्न रेलवे का बाहर जानेवाली गाड़ियों का वर्त्तमान बम्बई सेण्ट्रल का भव्य स्टेशन नहीं था। उस समय लोकल गाड़ियों का भी अन्तिम स्टेशन कोलाबा था। जो वर्त्तमान चर्चगेट से थोडी दूर और आगे की ओर गया था। बाहर की गाड़ियों भी वहीं जाकर समाप्त होती थीं। बालक कान्तिलाल को पता नहीं था कि ट्रेन कहाँ सम्माप्त होती है? अतः सब यात्रियों के उतर जाने पर भी यह बालक गाड़ी में ही चुपचाप बैठा रहा। तब गाड़ी साफ करने वाले मजदूर आये और डाँटकर इन्हें गाड़ी से बाहर निकाल दिया। निरीह और अनाथ इस बालक के पास न तो खाने के लिये एक भी पैसा ही था, न कोई परिचित ही था। अतः इस बालकने निरुद्दश्य दिन भर अनाथ के तरह जो भी रास्ता या सड़क मिलती चलना शुरू किया। रात होते ही फुट पाथ पर बिना खाये ही सोजाने का उपक्रम शुरु किया। यह क्रम आठ दिन तक रहा। नवें दिन इस बालक के संबंधी श्री. ईश्वरलालभाई अपनी पेढ़ी में जारहे थे कि इसने पहिचानलिया, और उनकी शेरवानी का एक कोना पकड़ लिया ईश्वरलालने इसे पहिचान लिया, और आधे रास्ते से घर लौट आयें। साथ में बालक कान्तिलाल को अपने घर लाकर स्नान कराने व नये वस्त्र पहना कर भोजन की व्यवस्था करके वे पुनः अपनी पेढ़ी में गये। उस समय श्री. ईश्वरलाल जुनी हनुमान गली में रहते थे। इस तरह श्री. कान्तिलालजीने निराश्रित रूप में बम्बई में पदार्पण किया था, किन्तु कुछ ही समय बाद हीं नगर में बड़े जोर की बिमारी फैली, उस में इस बालकने ठेलेपर दवा की शीशीयाँ और अन्य साधनों से दिन रात सेवा की। इसी समय से सामाजिक सेवा का क्रियात्मक बीजारोपण हुआ।

## जीवन के विभिन्न पहलू

इसके पश्चात इस नवयुवकने शिक्षण की ओर ध्यान ही न दिया, बल्कि राष्ट्रिय आन्दोलन में, क्रान्तिकारियों के षड़यन्त्रो में, तथा आर्यसामाजिक क्षेत्र में उस के बाद से ही पदार्पण किया। इन सब की कहानी इतनी लम्बी है कि उसे पुस्तक का कलेवर धारण देना पड़ेगा। संक्षेप में १९१७-१८ तथा १९२१ के आन्दोलन, नागपुर के झंडा सत्याग्रह से लेकर १९४२ तक २७ बार इन्होंने देश के लिये जेल-यात्रा की थी। आर्यसमाज के क्षेत्र में भी सेवा कार्य में जीवन भर प्रथम रहे। उपद्रवों में लाखों रु. एकत्र किये, सैकड़ों परिवारों की प्राण

( જુઓ પાન ૪ )

( પાન ૯નું ચાલુ )

બનાવી આઠ અને નવ વર્ષની ઉમરમાં સ્ત્રીઓનાં લગ્ન કરવાની ઘોષણા કરી ને કન્યાઓ અને બ્રહ્મચર્યાશ્રમનું વિધાન તેને નષ્ટ કર્યું स्त्री शुद्रस्तु सघर्माणः स्मृति ( તિ. સિ. દત્તક પ્રકરણ ) આ પંક્તિમાં સ્ત્રીઓને શૂદ્ર સમાન ધર્માધિકાર હોવાનું માન્યું. આવા બીજા પ્રમાણો પણ રજ કર્યાં છે- स्त्री शूद्रद्विज बन्धूनांत्रयीन त्रुति गोचरा: આવા પ્રમાણો આગળ ધરીને સ્ત્રી જગતને ઘણોજ અન્યાય થયો. આ સ્થળે અધિક ચર્ચાની જરૂર નથી. " मातुलोपाध्याययोरानुग्वा " मातुलानी, मातुली, उपाध्यायानी उपाध्यायी " यातु स्वयमेवाध्यापिका तत्र वाङीप आच्य: " उपाध्यायी, उपाध्याया ' आचार्याद्णत्वं च ' आचार्यस्य स्त्री वाचार्यानी ' पुंयोग इत्येव । आचार्य्या स्वयं व्याख्यात्री-( સિદ્ધાન્ત કૌ. સ્ત્રી પ્રત્યય પ્રકરણ ) આ સ્થળે સ્પષ્ટતા કરી છે કે ઉપાધ્યાયની સ્ત્રીનું નામ ઉપાધ્યયની છે. તે સ્વયં અધ્યાયિકા છે. આ આચાર્યની સ્ત્રી તેનું નામ આચાર્યાણી છે. જે વેદ ભણાવે છે.

| સંખ્યા | નામઋષિકા | કયા મંત્રની | પ્રતીક |
|---|---|---|---|
| ૧ | સાર્થરાજ્ઞી કદ્રુ | યજુ-૩/૬ | आयंगी |
| ૨ | લોપામુદ્રા | યજુ-૧૭/ | તમસ્તે હરસે |
| ૩ | સરસ્વતી | યજુ-૨૮/ | હોતાયક્ષત્ |
| ૪ | ગાયત્રી | સામ-૫૦૧ | અગ્નેઓજીષ્ટ |
| ૫ | વાજીનામ્ સ્તુતિ- | સામ-પૂ-૫ | આવિર્મચ્યો |
| ૬ | આપાલાયેયી ઇત્યાદિ અનેક સ્ત્રીઓ મંત્રોની ઋષિકા હતી. | | |

તાત્પર્ય એજ કે વેદનો અધિકાર સ્ત્રીઓને પણ છે. વિવાહ સંસ્કારમાં સ્ત્રી વર્ગને યજ્ઞોપવીત સંસ્કાર થાય છે તે પ્રમાણ વેદમંત્રમાં છે. ભારતની વૈદિક રચના આજે છિન્ન-ભિન્ન થઇ છે. સમય પરિવર્તન સાથે જુદી જુદી સ્મૃતિઓની રચના થઇ અને સમય જતાં સાંપ્રદાયિકતાનું જોર વધતાં સ્ત્રી સમાજનું સ્થાન ઉત્તરોત્તર ઊતરતું ગયું તે સમયથી સ્ત્રીને વેદનો અધિકાર નથી. આવી કલ્પના ઊભી થઇ તો પણ સ્ત્રી જાતિને વેદનો અધિકાર છે તેના ભગ્નાવશેષરૂપ આજે પણ પુરૂષ વર્ગ ( બ્રાહ્મણો ) એ ઉપવીત ધારણ કરે છે. હવે શિક્ષિત સમાજ જાગૃત બને અને વૈદિક સમાજ વ્યવસ્થાની પુનઃ પ્રતિષ્ઠા કરે તો આજે પણ ભારત નંદનવન અને દેવભૂમિ બની શકે છે.

ગાયત્રી મંત્ર મહિમા: ગોપથ બ્રાહ્મણ ગ્રંથમાં મૌદ્ગલ્ય ઋષિ અને મૈત્રેય ઋષિનો ગાયત્રી સંબંધમાં વાર્તાલાપ છે.

સંસ્કાર કાર્ય કરાવનારા કર્મકાંડી ભૂદેવોને પ્રાર્થના કરું છું કે આપ સંસ્કાર કર્મ કરાવો તે સમયે સમાજમાં વૈદિક સંસ્કારનું રહસ્ય અને વાતાવરણ જમાવો કે સૌને રુચી થાય અને દરેક સંસ્કાર વિધિમાં વ્યક્તિ, સમાજ અને રાષ્ટ્રવિકાસનો દિવ્ય સંદેશો રહેલો છે તે સમજાવો અને ગાયત્રીમંત્ર વિષે પ્રવર્તતું અજ્ઞાન અને અંધશ્રદ્ધા અટકાવો. અને આપ કર્મકાંડનાં પુસ્તકોમાં આવતા વેદમંત્રો તેના અર્થો અને રહસ્યોને સમજવા પ્રયત્નશીલ રહો. આપનું પૂજ્યપદ સાચવવા માટે તમારે વેદમંત્રના અર્થનું જ્ઞાન જરૂર પ્રાપ્ત કરવું જ પડશે. પુરાણોએ આજે ભૂદેવોના જીવન પર સ્વામિત્વ જમાવ્યું છે. તેથી વૈદિક કર્મ વિષે ઉદાસીન જ રહ્યા છે. સોળ સંસ્કારમાં અન્ત્યેષ્ટિ સંસ્કારના જ્ઞાનના અભાવે મૃતાત્માની સદ્ગતિ અને શાંતિ માટે. વાછડા-વાછડીનાં અર્થાત પશુનાં લગ્નની વિધિ કરાવો છો ત્યારે તમારા પૂર્વજોને દુઃખ થતું હશે? નીલોદ્વાહ-નારાયણ બલિઆદિ મૃત આત્માના નિમિત્તે થતો કર્મ વિધાનોનો મૂળ ઇતિહાસ તપાસો. મૃત્યુ અને પુનર્જન્મ વિષેનું બુદ્ધિગ્રાહ્ય આર્ય વૈદિક સાહિત્ય આપ વાંચો. અને સાચા પૂજ્ય વિપ્રો બનો.









# અણમોલ રત્ન

अन्यायोपार्जितं द्रव्यं<br>
दशवर्षाणि तिष्ठति ।<br>
प्राप्ते चैकादशे वर्षे<br>
समूलंच विनश्यति ॥<br>
( चा: नीति )

અનીતિથી કમાવેલું ધન દશવર્ષ સુધી રહે છે અને ત્યાર પછી મૂળ સાથે નાશ પામે છે.

૨૩-૨૪ વર્ષ પહેલાની ઘટના છે. તે વખતે દિલ્લીની જનસંખ્યા ૨ાા લાખની હતી. સ્વ પં. ઇન્દ્રજી વિદ્યાવાચસ્પતિ તે વખતે શ્રદ્ધાનંદ બજારમાં રહેતા હતા, અને 'વિજય' નામનું પત્ર ચલાવતા હતા. એક ભરવાડણ તેમને ત્યાં રોજ દૂધ આપવા આવતી. એક દિવસ સવારેજ કોઇ ઓળખીતા મહાનુભાવ મળવા આવેલા. વાતચીત કર્યા પછી તેઓ જવા લાગ્યા તો સ્વ. પંડિતજીએ દૂધ પીને જવા આગ્રહ કર્યો. તો આગ્રહ જોઇને મહેમાન રોકાઇ ગયા એટલામાં ભરવાડણ દૂધ લઇને આવી લાગી, પણ રોજ કરતાં કાંઇક મોડી. પંડિત ઇન્દ્રજીએ પૂછ્યું આજે દૂધ લાવવામાં કેમ મોડું થયું. ભરવાડણે કહ્યું આવી તો છું પણ મારું નુકસાન થયું છે અને તમને ખોટું ન લાગે તો સાચી વાત કહી દઉં. હું આપને રોજ એક શેર દૂધ આપતી હતી તેમાં નિયમિત નવટાંક પાણી મેળવતી. મેં પાણી મેળવી મેળવીને દશ-બાર રૂપિયા ભેગા કરી કપડાની પોટલીમાં ખૂબ સંભાળીને રાખી મુકેલા. આજે આવતી વખતે તે પોટલી યમુનામાં પડી ગઇ, અને એ રીતે યમુનાની કમાઇ યમુનામાંજ ચાલી ગઇ. બસ અન્યાય કે અનીતિદ્વારા કમાવેલું ધન એવીજ રીતે આવેલા રસ્તેજ ચાલ્યું જાય છે.

( વેદપ્રકાશ )

## આર્યસમાજ સરસીયા

આર્યસમાજ સરસીયાનું આઠમું વાર્ષિક અધિવેશન તા. ૯-૬-૬૫ ના રોજ થયું. હિસાબ વિગેરે રજૂ કર્યા પછી નીચેના પદાધિકારિયો ચૂંટવામાં આવ્યા હતા :-

પ્રમુખ :-શ્રી. ગોરધનભાઇ મોટલિયા,

મંત્રી :-શ્રી. લક્ષ્મણભાઇ આર્ય.

કોષાધ્યક્ષ :-શ્રી. દેવરાજભાઇ.

પુસ્તકાધ્યક્ષ :-શ્રી. રવજીભાઇ આર્ય.

સરસીયા આર્યસમાજ અમરેલી જિલ્લામાં એક પ્રગતિશીલ આર્ય સમાજ છે. આર્ય સમાજ મંદિર માટે જમીન રાખી મંદિર બાંધવા માટે પ્રયત્ન ચાલુ છે. ત્રણ એકર ૮ ગુંઠા જમીન આપવા માટે દરબાર શ્રી. શાર્દુલ માપ્રોભાઈનો આભાર માનવામાં આવ્યો હતો. દાનદાતાઓને દાન આપવા માટે પ્રાર્થના કરવામાં આવે છે.

લક્ષ્મણભાઇ આર્ય
મંત્રી, સમાજ

# ગાયત્રી મંત્ર રહસ્ય

લેખક :–પંડિત વાસિષ્ઠજી યાજ્ઞિક હલવદકર
( આયુર્વેદાલંકાર ) રાજકોટ

( લેખાંક–૪ )

गायत्री महिमा—(१) तद्यथाग्निर्देवानां, ब्राह्मणो मनुष्याणां, वसन्तऋतु
नामेवं गायत्री छंदसां ( ગોપથ–બ્રા૦ )

(२) सर्वेषां वेदानां गुह्योपनिषत्सारभूतां–ततो गायत्रीम् जपेत् ।
( છાંદવે પરિશિ૦ ગાયત્રી વ્યાખ્યા )

(३) गायत्रीं चैव वेदांश्च तुल्यासमातोलयन्–वेदा अेकत्र सांगास्तु गायत्री
चैकतः स्थिता ॥

(४) सारभूतास्तु वेदानां गुह्योपनिषदोमताः–ताभ्यः सारस्तु गायत्री तिस्रो
व्याहृतयस्तथा ॥

(५) ओ३म्कार पूर्विकास्तिस्रो गायत्री यश्च विदति–चरित ब्रह्मचर्यंश्च
सर्वेश्रोत्रिय उच्यते ॥

(६) अेतया ज्ञातया सर्वं वाङ्मयं विदितं भवेत्–उपासितं भवेत्तेन विश्वं
भुवन सप्तकं ॥

(७) अेवं यस्तु विजानाति गायत्रीं ब्राह्मणस्तुसः–अन्यथा शूद्र धर्मास्याद
वेदानामपि पारगः ॥

(८) अज्ञात्वा चैव गायत्रीं ब्राह्मण्यादेव हीयते–अपवादेन संयुक्तो
भवेच्छ्रुतिनिदर्शनात् ॥

(९) हस्तत्राणप्रदादेवीपततां नरकार्णवे–तस्मात्तामभ्यसेन्नित्यं ब्राह्मणो
हृदये शुचिः ॥

(१०) गायत्रीनिरतं हव्य कत्येषु विनियोजयेत्–तस्मिन्न तिष्ठते पापम्
अबिंदुरिव पुष्करे ( યોગિ યાજ્ઞ૦ )

(११) गायत्रीं जपते यस्तु द्वौ कालौ ब्राह्मणः सदा–असत्प्रति–
ग्रहीताऽपिसयाति परमां गतिम् ॥ ( અગ્નિ પુ૦ ગા૦ વ્યા૦ )

સર્વ દેવોમાં જેમ અગ્નિ શ્રેષ્ઠ છે, મનુષ્યોમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે, ઋતુઓમાં વસંત શ્રેષ્ઠ છે તેવી રીતે વેદોમાં ગાયત્રી શ્રેષ્ઠ છે (૧) સર્વ વેદો તથા સર્વ રક્ષણ કરવા માટેય ઉપનિષદોનો સાર એજ કે ગાયત્રી જપ કરવો. (૨) ગાયત્રી તથા સર્વ વેદ એક ત્રાજવામાં તોળવામાં આવ્યા ત્યારે એક બાજુ વેદ અને તેમાં ૭ મંત્રો રહ્યા, બીજા ત્રાજવામાં એક ગાયત્રી સ્થિર રહી વિધી (૩) વેદોનો સાર ગુહ્ય ઉપનિષદ્ છે. ગુહ્યોપનિષદોનો સાર પણ ગાયત્રી અને ત્રણ વ્યાહૃતિ છે (૪) જે બ્રાહ્મણ ૐકાર સહિત ત્રણ વ્યાહૃતિઓ તથા ગાયત્રીનો જપ કરે છે તથા જે બ્રહ્મચર્યનું વ્રત પણ પાલન પણ કરે છે. તેને શ્રોત્રિય કહે છે (૫) આ ગાયત્રીને ભણવાથી સંપૂર્ણ વિદ્યા આવી જાય છે તથા સાત ભુવનોની ઉપાસના થઇ જાય છે. આ પ્રમાણે જે ગાયત્રી જાણે છે તે બ્રાહ્મણ છે અન્યથા તે વેદોનો પારંગત હોય તો પણ શૂદ્રવત છે. ગાયત્રીને નહીં જાણવાથી બ્રાહ્મણ સ્વભાવથી હીન થઇ જાય છે તેથી કલંકિત થઇ જાય છે એમ શ્રુતિમાં કહે છે. ( ૬ થી ૭–૮ ) ગાયત્રીદેવી નરક રૂપી સમુદ્રમાં ડૂબતા મનુષ્યનો હાથ પકડીને બચાવે છે તેથી બ્રાહ્મણોને ઉચિત છે કે અંતઃકરણને પવિત્ર કરીને ગાયત્રીનો નિત્ય અભ્યાસ કરે (૯) જે મનુષ્ય નિત્ય ગાયત્રીની ઉપાસના કરે છે તેને દેવકાર્યમાં અને પિતૃકાર્યમાં બોલાવવા જોઇએ કારણ કે પાપ નથી રહેતું. જેમ કમલનાં પાંદડાં પર પાણી વત (૧૦) જે બ્રાહ્મણ પ્રાતઃ કાલ અને સાયંકાલ બન્ને સમય ગાયત્રીનો જપ કરે છે તે અયોગ્ય પ્રતિગ્રહ સ્વીકારે તો પણ પરમ ગતિ પામે છે. (૧૧)

### ગાયત્રી વડે સંપુટિત ઇષ્ટમંત્રજપ ( ગાયત્રી તંત્ર )

गायत्र्या पुटितं कृत्वा इष्ट मंत्रं जपेत् शतं–इष्टमंत्रेण पुटितां
गायत्रीं प्रजपेत् शतम् ॥

अेतज्जयं महेशानि आधाराधेय मुत्तमम्–विनाधारं महेशानि
आधेयेन विना तथा ॥

सर्वेषु विष्णु मंत्रेषु सौरेगाणपते तथा–आधाराधेय भावस्तु
सर्वत्र वर वर्णिनि ॥

अेवमाधार माधेयं यः करोति द्विजातिकः–अक्षरो जायते भद्रे
लक्ष जापान्न संशयः ॥

ગાયત્રી વડે સંપુટીત કરીને જે ઇષ્ટમંત્રનો એકસો વાર જપ તથા ઇષ્ટમંત્ર વડે સંપુટિત કરીને ગાયત્રીનો એકસો વાર જપ તે આધાર આધેય રૂપી તે જપ ઉત્તમ છે. કારણ કે આધાર વિના આધેય તથા આધેય વિના આધાર સિદ્ધ થતો નથી. વિષ્ણુ, સૂર્ય, ગણેશ આદિ સર્વ દેવોના મંત્રોમાં આધાર તથા આધેય ભાવ છે. જે દ્વિજ આ પ્રકારે આધાર–આધેય ભાવપૂર્વક એક લક્ષ જપ કરે તે નાશ રહિત થાય છે. તેમાં સંદેહ નથી.

### કામના સિદ્ધિ માટે ગાયત્રીજપ ( ગાયત્રી તંત્ર )

यांदिशं शत जप्तेन लोष्टेनाभि प्रताडयेत्–ततोऽग्नि मारुतादिभ्यो
भय तस्य विनश्यति ॥

मनसैव जपेदेतां बद्धो मुच्येत बंधनात्–भूतरोग विषादिभ्यः स्पृशं
जप्त्वा विमोचयेत्

भूतादिभ्यो विमुच्येते जलं पीत्वाभिमंत्रितं–क्षीराहारो जपेत् मृत्योः
सप्ताहाद् विजयी भवेत् ॥

अनश्नन् वाग्यतो जप्त्वात्रिरात्रं मुच्यते यमात्–निमज्ज्यासुप्सु जपेदेव
सद्यो मृत्योर्विमुच्यते

जपेद बिल्वं समाश्रित्य मासं राज्यमवाप्नुयात्–अभिमंत्र्य पिबेद् ब्राह्मं
रसं मेधामवाप्नुयात् ॥

अथचारविधिमासं सहस्रं प्रत्यहं जपेत्–आयुष्कामः शुचौ देशे प्राप्नु–
यादायुरुत्तमम् ॥

आयुरारोग्य कामस्तु जपेत् मासद्वयं द्विजः–भवेदायुष्यमारोग्यं श्रियै
मासत्रयं जहेंत्

જે દિશામાં અગ્નિ અથવા વાયુના વંટાળનો ભય હોય તે દિશામાં જો એકસો વાર ગાયત્રી જપ કરવાથી. લોઢાના દડાથી તેનું તાડન કરે તો. અગ્નિ તથા વંટાળ શાંત થાય છે. જો બંધનમાં પડ્યા હોય તો મનમાં ગાયત્રી જપ કરવાથી મુક્ત થાય છે. ભૂત, રોગ અથવા વિષ આદિથી પીડિત માણસ ઉપર ગાયત્રી મંત્રથી દર્ભ વડે તેનો સ્પર્શ કરવાથી તે માણસ પીડાથી છૂટી જાય છે. મંત્ર બોલીને પાણી પાવાથી તમામ પીડાઓથી છૂટી જાય છે. સાતદિવસ કેવલ દૂધ પાન કરીને જપ કરવાથી મનુષ્ય મૃત્યુનો જય કરી શકે છે. ત્રણ દિવસ ઉપવાસ કરીને મંત્ર જપ કરવાથી યમનો ભય રહેતો નથી. પાણીમાં ડુબકી મારીને જપ કરવાથી ક્ષણ મૃત્યુથી છૂટી જવાય છે. બિલ્વ પત્રનાં વૃક્ષ નીચે બેસી ૧ માસ ગાયત્રી જપ કરવાથી રાજ્ય પ્રાપ્તિ થાય છે. બ્રાહ્મીનાં રસને ગાયત્રી મંત્રથી મંત્રીત કરીને પીવાથી ધારણાવતી બુદ્ધિ થાય છે એક માસ સુધી પવિત્ર દેશમાં બેસીને વિધિપૂર્વક એક હજાર (૧૦૦૦) ગાયત્રી જપ કરે તો આયુર્બલ વધે છે. આયુષ્ય આરોગ્ય બંનેની કામના હોય તેણે બે માસ, લક્ષ્મીની કામના હોય તેણે ત્રણ માસ જપ કરવો–ગાયત્રી જપ દ્વારા પ્રાપ્ત થતી મનોકામના રૂપ સિદ્ધિનો વિચાર કર્યો. હવે ગાયત્રી મંત્ર જપના અધિકાર વિષે વિચારીએ.

### સ્ત્રીઓને ગાયત્રીમંત્ર જપનો અધિકાર છે

ગાયત્રીમંત્ર એટલે વેદનો મંત્ર છે. વેદ એ ઇશ્વરીય જ્ઞાન છે. અને તે જ્ઞાન માત્ર પુરુષોને જ હોઇ શકે તે ન્યાય નથી. સૂર્ય પ્રકાશ પ્રાણી માત્ર માટે છે તેવી જ રીતે વેદનું જ્ઞાન માનવપ્રાણી માટે છે તેમાં સ્ત્રીને અધિકાર નથી એ બુદ્ધિથી વેગળી વાત છે.

વેદાભ્યાસની પરંપરા તૂટી અને પુરાણોએ આર્ય પ્રજામાં સ્થાન લીધું તે સમયથી સ્ત્રી તથા શૂદ્રોને વેદજ્ઞાનથી વંચિત રાખ્યા છે. स्त्री शूद्रौना धीयाताम् આવું એક કલ્પિત સૂત્ર તૈયાર કર્યું. આ સૂત્ર કયા ગ્રંથમાં છે તેમજ કયાંથી આવ્યું તે પણ પુરાણ પાઠક પંડિતો કહી શકતા નથી. બ્રાહ્મણો પુરાણ દ્વારા નિર્વાહ ચલાવવા લાગ્યા ત્યારથી સ્ત્રી જાતિને અન્યાય થયો. અને अष्ट वर्षा भवेद् गौरी नववर्षा च रोहिणी જેવા શ્લોકો

( જુઓ પાન ૬ )

Regd.No. G/374
તા. ૧૯-૬-૬૫

## આર્યસમાજ જીવાપુર ચૂંટણી

સંરક્ષક :-શ્રી. કેશવસિંહ સાંખલા.

પ્રધાન :-શ્રી. જાલિમસિંહ જાડેજા.

ઉપપ્રધાન :-શ્રી. મંગલસિંહ જાડેજા.

ઉપપ્રધાન :-શ્રી. ભાઇશંકર ત્રિવેદી.

મંત્રી :-શ્રી. પ્રેમજી પટેલ.

ઉપમંત્રી :-શ્રી. મોહનલાલ ત્રિવેદી.

કોષાધ્યક્ષ :-શ્રી. બાપાલાલ જાડેજા.

કોષનિરિક્ષક :-શ્રી. વેલજી પટેલ.

## શોક પ્રસ્તાવ

સુરત આર્યસમાજની દિનાંક ૧૬-૫-૬૫ના રોજ મળેલી સાપ્તાહિક સભાએ મુંબઇ પ્રદેશ આર્યપ્રતિનિધિસભાના પ્રમુખ શ્રી કાંતિલાલ મો. શર્માના નિધન અંગે શોકવ્યક્ત કરી નીચેનો ઠરાવ પસાર કર્યો હતો.

ઠરાવ: વૈદિક ધર્મના અનુયાયી, મહર્ષિ દયાનંદના પરમભક્ત અને આર્યસમાજના પીઢ કાર્યકર્તા શ્રી કંતિલાલ મોહનલાલ શર્માનું આકસ્મિક અવસાન તા. ૧૨-૫-૬૫ ને રોજ થયું છે. એમના અવસાનથી મુંબઇ પ્રાંતની આર્યસામાજિક પ્રવૃત્તિને ભયંકર આઘાત થયો છે. સુરત આર્યસમાજ તેમના અવસાન માટે દિલગીરી વ્યક્ત કરે છે અને એમના કુટુંબીઓને આ આઘાત સહન કરવાની શક્તિ આપે એવી પ્રભુને પ્રાર્થના કરે છે. એમના આત્માની ચિરઃશાંતિ માટે પરમકૃપાળુ પરમાત્માની અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરે છે.

સ્વર્ગસ્થ મું. આર્ય પ્રતિનિધિ સભાના વરસોથી પ્રધાન હતા. અને દિલ્હીની સાર્વદેશિક સભાના અંતરંગ સદસ્ય હતા. એઓ મુંબઇ શહેરના આગેવાન કોંગ્રેસી કાર્યકર્તા હતા. હિંદુ ધર્મની વિવિધ પ્રવૃત્તિઓમાં પણ તેઓ અવારનવાર સક્રિય ભાગ લેતા હતા. એમના અવસાનથી સેવાભાવી કાર્યકર્તાઓમાંની એક વ્યક્તિની આપણને ભારે ખોટ થઇ છે.

# ધર્મનાં દસ લક્ષણો

જીવનલાલ રાઠોડ

( લેખાંક ત્રીજો )

આપણે ગયા અંકમાં ધર્મનાં દસ લક્ષણો પૈકી પહેલાં પાંચ લક્ષણો વિચારી ગયા. હવે આ લેખમાં બીજાં પાંચ લક્ષણો પણ વિચારી લઇએ

**ઇન્દ્રિય નિગ્રહ એ ધર્મનું છઠ્ઠું લક્ષણ છે.**

ઇન્દ્રિયોને વશમાં રાખવી જોઇએ ઇન્દ્રિયોનો અધિષ્ઠતા મન છે. તેનો અર્થ એ છે કે ઇન્દ્રિયોનો ઉપયોગ મનને આધિન રહેવો જોઇએ. જ્યાં અને જ્યારે મન તેને ઉપયોગમાં લેવા ઇચ્છે કે કરે અથવા તો તેનો પ્રયોગ ન કરવા ઇચ્છે ત્યારે ન પણ કરે.

અત્રે એ સમજી લેવું જરૂરી છે કે મનને સંયમશીલ બનાવવું એ ધર્મ છે અસંયમી મન અધર્મનું લક્ષણ છે. પરંતુ ઇન્દ્રિય નિગ્રહ આનાથી ભિન્ન વસ્તુ છે. મનને સ્વભાવથી સંયમી રાખવું તેને દમ કહેવામાં આવે છે, મન સ્વભાવથી સંયમી હોવા છતાં પણ તે ઇન્દ્રિયોની સામે નિર્બળ સિદ્ધ થઇ શકે છે.

દાખલા તરીકે વિશ્વામિત્રનું મેનકાની સામે પરાજિત થઇ જવું તેને ઇન્દ્રિયોનો મન પર વિજય થયો એમ જ માનવું રહ્યું, ક્યારેક સંયમી મન પણ ઇન્દ્રિયોના વેગને સહન કરી શકતું નથી અને તેથી દમ કે જે મનનો વિષય છે. ઇન્દ્રિય દમ નથી તેને પૃથક માનેલ છે.

ધર્મનું સાતમું લક્ષણ છે **ધી:** બુદ્ધિયુક્ત વ્યવહારને ધી : કહે છે. બુદ્ધિને ઠીક રાખવી એ પણ ધર્મ છે. એક માણસનું મન સ્વભાવથી ઠીક છે તે સબળ પણ છે, અને ઇન્દ્રિયોને વશમાં પણ રાખી શકે છે. પરંતુ બુદ્ધિ મલિન હોવાના લીધે તે ઠીકને ખરાબ અને ખરાબને ઠીક માને છે આવી મલિન બુદ્ધિ પણ અધર્મનું લક્ષણ છે.

દાખલા તરીકે એક પૈસાદાર માણસ સ્વભાવે ઉદાર છે. તે લોભી નથી. તે ધનની ચોરી પણ કરતો નથી. બીજા કોઇનું ધન ઉઠાવી પણ લેતો નથી, માત્ર સમાજ અને વ્યવહારથી જે તેનું પોતાનું ગણી શકાય છે. તે જ લ્યે છે. પરંતુ તે જુગાર રમીને ધન મેળવવું તેને ઠીક માને છે. જુગાર રમવો એ ઉચિત છે કે અનુચિત આ નિર્ણય કરવો એ બુદ્ધિનો વિષય છે મલિન બુદ્ધિ તેને ઉચિત માની શકે છે. અને બુદ્ધિ નિર્મળ કરવા માટે ભોજન અને આચાર તેમ જ વિચાર સહાયક થાય છે.

ધર્મનું આઠમું લક્ષણ છે વિદ્યા- જ્ઞાન વિજ્ઞાન પ્રાપ્ત કરવામાં લીન રહેવું એ પણ એક ધર્મનું લક્ષણ ગણવામાં આવ્યું છે અને તેથી આપોઆપ સિદ્ધ થાય છે કે જે જ્ઞાન અને વિજ્ઞાનથી વિપરીત છે, તેનો ત્યાગ કરવો એ ધર્મ છે.

વિદ્યા અને શિક્ષણમાં અંતર છે. વિદ્યા આચરણ છે અને તે જ્ઞાન અને વિજ્ઞાનને અનુસરીને હોય છે શિક્ષણ કેવળ મન અને ઇન્દ્રિયોને કાર્ય કરવાના માટે યોગ્ય બનાવવાનું છે: દાખલા તરીકે ગણિત શીખવાથી ચોપડામાં જમા ઉધાર લખી શકાય છે પરંતુ આમાં સાચું અને જૂઠું બંન્ને લખી શકાય છે તેથી ગણીતનું જ્ઞાન એ શિક્ષણ છે. વિદ્યા નથી.

જેમ જ્ઞાન અને વિજ્ઞાન સત્ય અને અસત્ય સારુ અને નરસું ઉચિત અને અનુચિત વચ્ચે ભેદ પારખવાની શક્તિ ઉત્પન્ન કરી સત્ય, સાધુતા અને શ્રેષ્ઠતા તરફ લઇ જાય તે વિદ્યા છે. વિદ્યા પ્રાપ્ત કરવી અને તે અનુસાર આચરણ કરવું તે ધર્મ છે.

ધર્મનું નવું લક્ષણ છે **સત્ય.**

જે પદાર્થ જેવો હોય તેને તેવો માનવો અને એવી જ રીતે બોલવું અને આચરણ કરવું તે પણ ધર્મનું લક્ષણ છે

દશમું લક્ષણ છે **અક્રોધ.**

ક્રોધાદિ દોષોને છોડી ઉત્તમ ગુણોને ધારણ કરવા એ પણ ધર્મ છે.

આ ધર્મનાં દસ લક્ષણો છે. અથવા સદા સર્વત્ર અને સૌને પાલન કરવા યોગ્ય છે. અને દરેક દરેક મનુષ્યોએ આ દસેદસ નિયમોનું પાલન કરવા અવશ્ય પ્રયત્નો કરવા જોઇએ.

## સાહિત્ય સમાલોચના

### મહર્ષિ ચરિતામૃતમ્ ( નાટકમ )

લેખક અને પ્રકાશક :-પં. સત્યવ્રતજી વેદવિશારદ, પ્રાપ્તિ સ્થાન :-આર્ય સમાજ મંદિર, ૩૦૩ ભીમાની સ્ટ્રીટ-માટુંગા-મુંબઇ ૧૯; પૃષ્ઠ સંખ્યા :-૧૨૭; કાગળ અને મુદ્રણ :-સુંદર; કિંમત: બે રૂપિયા-ગેટઅપ :-સાધારણ.

સાહિત્યમાં સાધારણ તેમજ અસધારણ કૃતિઓનું આલેખન તો થયા જ કરે છે પરંતુ સંસ્કૃત ભાષામાં ખાસ કરીને ગુજરાતમાં સાહિત્યનું સૃજન કવચિત જ દૃષ્ટિગોચર થાય છે, અને કવિચિત દૃષ્ટિગોચર થતી સાહિત્ય કૃતિઓ પૈકી પ્રસ્તુત અમર કૃતિ, "**મહર્ષિ ચરિતામૃતમ**" વાંચી વિશેષ ખૂબજ આનંદ સાથે આત્મસંતોષ થયો. લેખકો ઘણા હોય છે, પરંતુ જ્યારે સંસ્કૃતજ્ઞ વિદ્વાન લેખકનું આલેખન વાચવા મળે ત્યારે ખૂબજ આનદ થાય એ સ્વાભાવિક છે.

હું સમાલોચના કરતો નથી પરંતુ જ્યારે સમાલોચના કરવાનો સમય આવે છે. ત્યારે ત્રણ વસ્તુ જે પુસ્તકમાં હોય તેનીજ સમાલોચના કરું છું.

**( ૧ ) શબ્દ લાલિત્ય ( ૨ ) અર્થ ગાંભિર્ય ( ૩ ) સત્ય-નિરુપણ.** ઉપરોક્ત ત્રણ વસ્તુ જે પુસ્તકમાં હોય તેજ પુસ્તક સમાલોચના માટે યોગ્ય ગણાય. આ ત્રણે વસ્તુનો સમ્યક સુમેળ અને ત્રિવેણી સંગમ પ્રસ્તુત નાટકમાં કોઇ પણ પાઠકને જોવા મળશે. લેખક મહોદયે શબ્દ ઔચિત્ય જાળવવા ઘણો જ સ્તુત્ય પ્રયાસ કર્યો, અને તેની સાથે સત્યને પ્રગટ કરવામાં પણ જરાયે સંકોચ અનુભવ્યો નથી. **પ્રસ્તુત નાટકના પાનાં ૯૮થી ૧૦૩ વાંચી એવો કયો આર્ય હશે જે હર્ષથી નાચી ન ઉઠે?**

આવી સુંદર અને સફળ કૃતિ માટે વિદ્વાન લેખકને ધન્યવાદ ઘટે છે પ્રત્યેક સંસ્કૃતજ્ઞ સજ્જનને આ નાટક વાંચવા માટે અમારો આગ્રહ છે. પાઠશાળાઓમાં પાઠ્ય પુસ્તક તરીકે આ પુસ્તક ઉપયુક્ત છે. આ પુસ્તકનો બહોળો પ્રચાર થાય એમ અમે ઇચ્છીએ છીએ. જય ઓમ-

વેદમિત્ર ઠાકોર
( ફકીરે-દયાનંદ )
તા. ૧૧-૬-૬૫

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૬ માલીકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.

॥ ओ३म् ॥

# आर्यप्रकाश



ऋग. यजु. साम. अथर्व.

મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ | તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ | [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ જેઠ સુદ ૧૪ને શનિવાર તારીખ ૧૨—૬—૧૯૬૫ [ અંક ૧૧મો

# "શહીદી અભડાવી"

"આર્યપ્રકાશ"નો તારીખ ૨૨-૫-૬૫નો તંત્રી લેખ વાંચી ભારે દુઃખ થયું. તે એ માટે કે તંત્રીએ તેમાં જે વિચારો લખ્યા છે તે એક પક્ષી, કોઈના ઇશારાથી પ્રેરાઈને લખાયેલા, અને તેઓ સાબિત ન કરી શકે તેવા છે. વળી જે તા. ૯-૫-૬૫ની પ્રતિનિધિ સભાની અંતરંગનો ઇરાદા પૂર્વક ઉલ્લેખ કરે છે, તે મિનિટમાં તેઓ જાતે હાજર ન હતા તથા તે અંતરંગની પશ્ચાદ્‌ભૂમિથી તદ્દન અજાણ્યા હોવા છતાં તેના પર મદાર બાંધી જે આક્ષેપો કર્યા છે, તે તેમના અધિકારની મર્યાદાને ઉલ્લંઘી, જેની તે ભાઇ આટલી બધી કાળજી રાખવા આજે માંય ચઢાવી બહાર પડયા છે, તે 'આંતરકલહ'માં ઘી હોમવાનું કાર્ય કરશે એ મને ભય છે તેમાં જણાવેલ **પેટના બળ્યા ગામ બાળવા નિકળે, રાક્ષસ શક્તિ-એ-આંતરકલહની ભઠ્ઠી સળગાવી છે, પંડિત, ચાણક્ય, મહા મેધાવી, સરસંચાલક, સાક્ષરા વિપરીતા રાક્ષસા ભવંતિ** વગેરે અયુક્ત વિશેષણો તેમ જ '**આર્ય પંડિતોને પ્રભુ સદ્‌બુદ્ધિ આપો, વેર ભુલી જાઓ**' આદિ '**રુધિર રંગી**' શહીદીવાળા લખાણને ઉપદેશનો ઓપ આપે તેમાં મહાવાકયો, લેખકની ખુદની કલમને લજાવે તેવાં છે. એ ઉપર સંક્ષેપમાં નિવેદન કરું તે પહેલાં એક વાત જણાવવા માગું છું, કે આ ઉત્તર કેવલ પંડિતોને થએલા અન્યાયના પ્રતિકાર પૂરતો હાલ તો રાખવા માગું છું.

સભાના મુખપત્રમાં, સભાના પંડિતો વિષે ન જાણતાં તેમને અન્યાય કરી સદ્‌બુદ્ધિ આપવા પ્રાથના કરી છે તે કરતાં પ્રભુ તંત્રીને પોતાને સદ્‌બુદ્ધિ આપે એ પ્રાર્થના તેમને માટે યથાર્થ હતી—છે. કેમ કે જે વાત તે ભાઇ કદી સાબિત કરી શકે તેમ નથી, તેને કોઇ તરફ 'વફાદારી' બતાવવા કલમનો દુરૂપયોગ કરવો એ સભાના મુખપત્રના તંત્રી માટે અણુઘટતું છે. વળી સભાના મંત્રીજીના તેમને મળતા આદેશથી પણ વિપરીત છે, તે કઇ રીતે તે હવે જણાવીશ.

તા. ૯-૫-૬૫ની અંતરંગ સભાના સમયે મંત્રી શ્રી વેણીભાઇએ મને ખાત્રી આપી હતી કે તેમણે શ્રી વિષ્ણુભાઇ તંત્રીને જણાવ્યું છે કે સભાના સભાસદો વચ્ચે ગમે તેવા મતભેદો હો પણ આર્ય પ્રકાશમાં ન લખવા જણાવ્યું છે. અને તાજેતરમાં મંત્રીજી જણાવે છે કે આ લેખ વિષે તેઓ કશું જાણતા નથી. એ હશે, તો સભાના મંત્રીએ આર્યપ્રકાશમાં પરસ્પર મતભેદો અંગે કંઇ ન લખવા તંત્રીને જણાવેલું તેનું શું? તંત્રી આ લેખ લખી મંત્રીના આદેશનો ઉઘાડો ભંગ કરે છે એ વિષે તંત્રી, મંત્રી શું ખુલાસા કરે છે તે જોવાશે. હવે તંત્રીજીના મુખ્ય મુખ્ય આક્ષેપોને વિચારીશ.

### તા. ૯-૫-૬૫ની અંતરંગ સભાની પૃષ્ઠભૂમિ

એ અંતરંગ સભાનો સર્ક્યુલર મને મળ્યો. ત્યારબાદ સ્વ. પ્રમુખ શ્રી કાંતિલાલજીએ કાકડવાડી સમાજમાં મરાઠી સત્યાર્થ પ્રકાશ છપાવવા સંબંધે વાતચીત કરવા મને બોલાવ્યો. તે દરમ્યાન તેમની પ્રકૃતિ વિષે વાતચીત થતાં તેમણે મને કહ્યું કે તેઓશ્રી તા. ૯મીની અંતરંગમાં જવા માગતા નથી. કેમ કે તેજ અરસામાં બીજે લગ્નમાં તેમને જવાનું જરૂરી છે. એટલે એવડો બોજો તેઓ ઉઠાવી નહીં શકે. એટલા માટે તેમણે મને એ પણ કહ્યું કે તેમણે સભામંત્રી શ્રી. વેણીભાઇને પણ તે જણાવ્યું છે. એ પ્રથમ હકિકત. પણ ત્યારબાદ થોડા સમયમાં શ્રી વેણીભાઇ એકાએક મુંબઇ પધારે છે અને અમને ૫ જણાને તેમણે ફોનથી નિમંત્રણ આપ્યું કે પ્રમુખ સાહેબ કાકડવાડી સમાજમાં તા. ૬-૫-૬૫ને ગુરૂવારે સાંજે ૬ પછી મળવા માગે છે. થોડો મોડો હું જ્યારે ત્યાં પહોંચ્યો ત્યારે ત્યાં પ્રમુખશ્રી, મંત્રી શ્રી વેણીભાઈ, શ્રી ઓંકારનાથજી, ડો. કનૈયાલાલ જોષી, શ્રી જયદેવજી આર્ય, શ્રી ગુલજારીલાલજી આર્ય એ સભાસદો, તા. ૯ની અંતરંગ સભામાં વધુ ઉહાપોહ ન થાય અને સરળતાથી કામ પતી જાય તે માટે ચર્ચા ચલવતા હતા. તે ચર્ચાના ઉંડાણમાં ન જતાં એટલું અહીં લખું કે અમારા બધા વચ્ચે બે કલાક પછી સર્વાનુમતે જે નિર્ણય થયો તે ટૂંકમાં જણાવું :—

**૧. સભાના ભવન ઉપર કર્જ છે, તેને ઘણો સમય થયો હોવાથી તે ચુકતે કરવા સભા-ભવનને બે માસ પછી વ્યાજબી કિંમતે વેચવાની ગોઠવણ કરવા એક ઉપસમિતિ નીમવી. તેનાં નામો પણ નક્કી થયાં.**

**૨. સભાના હિસાબ સંબંધી કેટલાક સભ્યોને ઘણો અસંતોષ છે, તેમના સમાધાન માટે એક 'તપાસ સમિતિ' નામવી. તે હિસાબ સંબંધી બધી તકરારો, શંકાઓ સાંભળી રિપોર્ટ**

( જુઓ પાન ૭ )

# ઇશાવાસ્યોપનિષદ્

લેખક : પં. મયાશંકર શર્મા ( આચાર્ય )

अमृतम् આ નામ પણ જીવાત્માને માટે જ વપરાયું છે. જીવાત્મા સ્વતઃ વિનાશથી રહિત છે. શરીરોની પરંપરાનો નાશ થવા છતાં તેમાં રહેલો જીવાત્મા અવિનાશી છે. अविनाशी वा अरे अयमात्मा अनुच्छित्तिधर्मा । બૃ. ઉપ. ૪-૩-૩૦ યાજ્ઞવલ્ક્ય મુનિએ પોતાની વિદુષી પત્ની મૈત્રેયીને સમજાવ્યું છે કે આ આત્માનો વિનાશ થતો નથી. તે અવિનાશી છે, એનો ઉચ્છેદ કદિ પણ થવાનો નથી અનુચ્છેદ એ એનો કાયમનો ધર્મ છે.

क्षरं प्रधानममृताक्षरं हरः क्षरात्मानावीशते देव एकः (શ્વેતાશ્વ ઉપ) ૧-૧૦ પ્રધાન અર્થાત્ પ્રકૃતિ 'ક્ષર' છે અને અમૃત જીવાત્મા પણ 'ક્ષર' છે. એ બંને ઉપર અક્ષર પરમાત્માનું શાસન છે.

ઉપનિષત્કારે અહીં જીવાત્માને 'હર' પણ કહ્યો છે. स्वभोग्यतया प्रधानं हरतीति हरो जीवः । પ્રધાન એટલે પ્રકૃતિઃ પ્રકૃતિનાં કાર્યો જીવાત્માના ભોગ્ય હોવાથી તેને પોતા તરફ ખેંચે છે. માટે જીવ 'હર' કહેવાય છે. ભાવ એ થયો કે આ મંત્રમાં વાયુ, અનિલ અને અમૃત આ ત્રણે નામ જીવાત્માનાં છે.

શિષ્ય-( ક્ષરણશીલ ) તરીકે કહ્યું તે સમજમાં આવે છે કારણ કે, પ્રકૃતિ સ્વાભાવિકતાથી પરિણામ વાળી છે, પણ જીવાત્મા ક્ષર શી રીતે હોઇ શકે ? ચેતન સ્વરૂપતાથી કદિ પણ પરિણામવાળું હોતું નથી.

ગુરુજી-તારી શંકા એક રીતે ઠીક છે. અહીં આત્માને 'ક્ષર' એટલા માટે કહેવામાં આવ્યો છે કે એ એક શરીરમાંથી બીજા શરીરમાં સ્વકર્માનુસાર જાય છે. વસ્તુમાં ગતિ હોવી એ કંઇ પરિણામ નથી. પરિણામ તો મૂળ વસ્તુને કાર્યના રૂપમાં ફેરવી નાખે છે. જેમ દૂધને પરિણામ દહીંના રૂપમાં ફેરવે છે. પરિણામ એ ગતિ કરતાં કંઇક વિશેષ અર્થને સૂચવે છે.

જીવાત્મા 'ક્ષર' છે ગતિવાળો છે માટે જ તે વ્યાપક નથી. કિન્તુ સૂક્ષ્મ પરિણામવાળો પ્રકૃતિ મધ્યમ પરિણામવાળી છે. જીવાત્મા અને પ્રધાનમાં ( પ્રકૃતિમાં ) ગતિ છે તેથી તેબંને 'ક્ષર' કહેવામાં આવ્યાં છે. પરમાત્મા વ્યાપક હોવાથી 'ક્ષર' નથી પણ 'અક્ષર' છે. અગમનશીલ છે. અને તે પ્રકૃતિ અને જીવાત્માઓ ઉપર શાસન કરે છે.

શિષ્ય. આપની કૃપાથી મારી શંકાનું સમાધાન થયું. પણ બીજી શંકા એ ઉત્પન્ન થાય છે કે वायुः આ શબ્દ પુંલિંગમાં છે. अनिलम् આ શબ્દ કાંતો નપુંસક લિંગમાં હોવો જોઈએ કાં તો એ બીજી વિભક્તિના એક વચનમાં હોવો જોઈએ. જો બીજી વિભક્તિમાં એ શબ્દ હોય તો આપે કરેલી વ્યાખ્યા ઠીક જણાતી નથી. 'अमृतम्' આ શબ્દમાં એ જ સંશય થાય છે માટે ખુલાસો કરવા કૃપા કરો.

ગુરુજી. સાંભળ, अनिलम् અને अमृतम् આ બંને શબ્દો બીજી વિભક્તિમાં નથી પણ પહેલી વિભક્તિના એક વચનમાં છે. હા, લિંગમાં ( જાતિમાં ) ફેર છે. એનો ખુલાસો એ છે કે વેદમાં અને ઉપનિષદમાં પ્રકરણને અનુસરીને લિંગનો વ્યત્યય ( ફેરફાર ) કરી શકાય છે. એમ મહાવૈયાકરણ પાણિનિ મુનિ તથા બીજા વૈયાકરણોએ સ્વીકાર્યું છે. માટે अनिलम् અને अमृतम् આ બંને શબ્દોને પુંલિંગમાં ફેરવવા પડે છે. એટલે अनिलः અને अमृतः આ પ્રમાણે જાતિવ્યત્યય સમજવો જોઇએ. वायुः, अनिलः, अमृतः આ પ્રયોગનું અનુમાન કરવું જોઇએ.

જીવાત્મા શરીરમાંથી નિકળ્યા પછી ભૌતિક સ્થૂલ શરીર રહી જાય છે તેને લોકો અંત્યેષ્ટિ સંસ્કાર દ્વારા બાળીને ભસ્મ કરી નાખે છે. એટલે શરીર વિનાશી છે, પરિણામવાળું છે, જીવાત્મા સાથે સદા રહેનારું નથી તેથી જીવાત્માએ તેના ઉપર આસક્તિ રાખવી ન જોઈએ. ભડાની ઓરડી મારી છે અને તે કાયમની મારી છે એવી ભાવના ન રાખવી જોઇએ. સરકારે ભાડુતોને ઘરના સ્વામી તરીકે ઠરાવવા જે પ્રયત્ન કર્યો છે, તે કજીઆનું મૂળ છે.

આ રીતે આત્મા અને શરીરનો વિવેક ઉપાસક યોગીએ આત્મા સમક્ષ રાખી, વૈરાગ્યને ધારણ કરી અતિ પ્રસન્નતાથી શરીરને છોડવું જોઇએ અને ઇશ્વરના ધ્યાનમાં લીન થવું જોઇએ.

મરણ પથારીએ પડેલા ઉપાસકે 'ओम्' નું સ્મરણ કરવું જોઇએ. જો કોઇ હંમેશાં સાથે રહેનાર હોય તો ओम् અર્થાત્ પરમાત્મા છે. એ જ રક્ષણ કરનાર છે, માટે કહેવામાં આવે છે કે હે ક્રતો, નિત્ય ક્રિયાશીલ, આદ્ય સંકલ્પ કરનાર, દયામય પ્રભો, મને દુઃખમાંથી બચાવવા યાદ કરો. આપ જ મારાં ભૂતકાળનાં સર્વ કર્મને જાણી શકો છો, હું અલ્પમતિ છું. ભૂલ કરવી એ તો મારા સ્વભાવમાં વણાઇ ગયું છે. મારાથી બની શક્યાં તેટલાં સારાં કર્મો કર્યાં છે. આપ મને સારી ગતિમાં સારી યોનિમાં મોકલો. આપની પ્રેરણા વગર હું ગતિશૂન્ય છું. હું આપને શરણે છું. હું આપને શું સમર્પણ કરું ? આ જગતમાં મારું કશું નથી, બધું આપનું જ છે. પહેલા મંત્રમાં જ આપે જણાવ્યું છે કે कस्य इदम् धनम् ? અત્યારે મને ખાતરી થાય છે આ જગત્‌રૂપ સર્વ ધન આપનું જ છે. હા, હું મારા સ્વરૂપે છું એટલે હું પોતેજ મારી જાતને આપને સમર્પિત કરું છું. प्रणवो धनु : शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते । अप्तमत्तेन वेद्धव्यं शरवत् तन्मयो भवेत् । પ્રણવ ઓંકાર ધનુષ છે, આત્મા બાણ છે, બ્રહ્મ લક્ષ્ય ( નિશાન ) છે, આ ઉપનિષદનું વચન છે. માટે જેમ બાણ લક્ષ્યમાં જાય છે તેમ હું મારી જાતને આપનામાં સમાવી લેવા ઇચ્છું છું. આ જ મારું આપને સમર્પણ છે. છેલ્લા વાક્યનો બે વાર પ્રયોગ કરી ઉપાસક આત્મા પરમાત્મા સાથે મળી જવા અત્યંત ઉતાવળ, ભક્તિ અને અધીરાઇ બતાવે છે.

કેટલાક આચાર્યો આ મંત્રનો બીજી રીતે પણ અર્થ કરે છે, તે આ પ્રમાણે છે.

શરીરની અંદરનો પ્રાણવાયુ બહારના પ્રાણવાયુ સાથે મરણ વખતે મળી જાય છે. બાહ્ય પ્રાણ સૃષ્ટિના અંત સુધી રહેનાર હોવાથી તે નિત્ય કહેવાય છે. સ્થૂલ શરીરનો દાહ થવાથી તે ભસ્માંત છે, અનિત્ય છે. આ કારણથી સ્થૂલ શરીર તરફ ધીમે ધીમે વૈરાગ્ય ભાવના કેળવવી જોઇએ.

અન્ય આચાર્યો વાયુનો અર્થ સૂક્ષ્મભૂતો. ઇન્દ્રિયો, અહંકાર અને બુદ્ધિતત્ત્વ આ બધાં મળી સૂક્ષ્મ શરીર કહેવાય છે, તે મરનારના શરીરમાંથી નીકળી જીવાત્મા સાથે જાય છે અને સૂક્ષ્મ શરીર જીવાત્માને મુક્તિ ન મળે ત્યાં સુધી આત્મા સાથે રહે છે, પણ તે સ્થૂલ શરીરની સહાયતા વગર પોતાનું કામ કરી શકતું નથી. આ વિવેકથી વૈરાગ્ય ભાવનાને દૃઢ કરી બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા ઉપાસકે પ્રયત્ન પરાયણ રહેવું જોઇએ.॥૧૭॥

પરમાત્માનાં અસંખ્ય નામ છે, પણ ઉપાસકને અત્યારે જ્ઞાનના પ્રકાશની જરૂર છે. માટે જ્ઞાનના પ્રકાશમય પરમાત્માને ઉપાસક 'અગ્નિ' નામથી સંબોધી પ્રાર્થના કરે છે. મરણ વખતે આ મંત્ર દ્વારા જ્ઞાનપ્રકાશરૂપ પરમાત્માની જરૂર પ્રાર્થના કરવી જોઇએ, એ ઉપનિષદનું તાત્પર્ય છે.

( જુઓ પાન ૬ )




તંત્રીસ્થાનેથી

# આગેકૂચનું એલાન

મું. પ્ર. આ. પ્ર. સભાના અમદાવાદ ખાતે મળનાર અધિવેશન ઉપર માધવેન્દ્ર શાસ્ત્રીએ તેમનો મત દર્શાવ્યો છે.

આગેકૂચ કોને પસંદ ના હોય? પણ તે શક્ય ત્યાંજ અને ત્યારે જ બને છે જ્યાં સૌ એક દિલ હોય અને કાર્ય વિષે સતત જાગૃત અને ચિંતિત હોય. વ્યક્તિ વિષે રાગ કે દ્વેષથી પીડાવાનો રોગ કોઈ પણ સમાજ કે સંસ્થાને મૂળ સાથે ઉખેડી નાખે છે.

**આર્યસમાજનો મુખ્ય ઉદ્દેશ વૈદિક સિદ્ધાન્તના પ્રચાર દ્વારા 'આર્યાવર્ત'નાં સ્થાપના અને વિશ્વભરમાં આર્યો (જ્ઞાન-દર્શન-ચારિત્ર્યશીલ)ના સાર્વભૌમ ચક્રવર્તી સામ્રાજ્યદ્વારા વિશ્વકલ્યાણ સાધવાનો છે. તેના આદિ સંસ્થાપક વેદસૂર્ય દયાનંદે પ્રગટાવેલ યજ્ઞવેદીમાંથી તેથીજ અસંખ્ય ધર્મવીરો એટલે જ સ્વાતંત્ર્યવીરો પેદા થયા છે. આ ઉદ્દેશ સધાય ત્યાં સુધી આપણા સ્વતંત્ર્ય શિબિરમાં સૌથી મોટો દુશ્મન પરસ્પર વિનાશ કરાવનાર આંતરકલહ જાસુસ ઘૂસી ન જાય તે જોવાનું આપણું મુખ્ય કાર્ય છે.**

આગામી અધિવેશનમાં આપણા સૌના દિલ એક થાય તે માટે **ખાસ કરીને મેકિયાવીલી નીતિનો ત્યાગ કરવાના તમામ પ્રયત્નો કરવા જોઈએ.** કાર્યવાહી ઉપરાંત થોડા ચૂનંદા મહારથીઓએ આ કાર્યવાહી માટે બે ત્રણ કલાક બીનસત્તાવાર વિચારણા કરવી ઘટે અને તટસ્થભાવે અવિરત કાર્ય કરનાર અને બેઠા બેઠા ટાંટીયા ખેંચનારાનું વર્ગીકરણ કરી તેમને દરેકને તેમની ફરજનું સાચું ભાન કરાવવું જોઈએ. ઇલાકા ભરમાં નવી આર્યસમાજોની સ્થાપના; સ્થાપના બાદ સબળતા અને વૃદ્ધિ; આંતરપ્રાંતીય સંકલના, તેની દશાંશ પ્રાપ્તિની સજાગ વ્યવસ્થા, ચાલુ સુંદર આર્ય-સમાજોના કાર્યને પ્રોત્સાહન વગેરે કાર્ય માટે સદ્ગત બળદેવભાઈ પછી આપણા પ્રસિદ્ધ મેધાવી માધવેન્દ્ર શાસ્ત્રીજ અમને સૌથી યોગ્ય લાગે છે. તેમની સ્થિતિ ચૂસ્ત અવસ્થામાંથી બહાર આવતાં શાસ્ત્રીજીની પ્રસૂપ્ત ગૂઢ શક્તિઓ અમને લાગે છે કે રચનાત્મકરૂપ ધારણ કરશે અને સમસ્ત પ્રચારતંત્ર તેમની ચાણક્યબુદ્ધિની વ્યવસ્થા નીચે આજે અનિવાર્ય વેગ જરૂર પકડશે. ફતેહાસિંહ અનાથાશ્રમ શાળા—મહાશાળાનો કોઈ વિશેષજ્ઞ મળે તો ખરેખર તેવી બીજી સંસ્થાઓને ઝાંખી પાડી દેવા સમર્થ બનશે. "આર્યપ્રકાશ"નું તંત્ર હાલ જરૂરી ખીલવણી કરી શકતું નથી. તેને વિકાસયોગ્ય સ્થાનમાં મૂકવાથી અને કોઈ સબળ 'આર્યસમાજ'ની છત્રછાયમાં મૂકવાથી તેને સમૃદ્ધ કરી શકાય તેમ છે. ઈલાકાભરના અઠવાડિકોમાં તે ભાત પાડતું બને તે માટે અને "આર્યતા"નું દ્યોતક બને તે માટે વર્તમાન તમામ ક્ષેત્રોના પ્રશ્નોને દિશાસૂચન કરનાર શાક્ત તેણે બતાવવી પડશે. તંત્ર ગમે તેના હાથમાં હોય પણ જરાપુરાણા ઉપદેશાત્મક લેખોથી લદાયેલું અને 'છાપ'ના અક્ષમ્ય દોષ પરિપૂર્ણતાની કઢંગી દશામાંથી તેને બહાર લાવવું પડશે, આત્મતેજ પ્રકાશતું તેને કરવાને મહર્ષિ દયાનંદના રાજકીય મનોરથને તેણે ચરિતાર્થ કરવો પડશે. શ્રેષ્ઠ ઉપદેશકો દેશભરમાં પૂરા પાડવા આપણા સર્વમાન્ય વિદ્વાન આચાર્ય વૈદ્યનાથજી શાસ્ત્રી જેવા કોઈ સર્વમાન્ય વિદ્વાનના કુલપતિત્વ નીચે દેશભરની આર્ય શિક્ષણ સંસ્થાઓને સમાવતી **શ્રીમદ્ દયાનંદ યુનિવર્સિટી** સ્થાપી સરકાર અને પ્રજામાન્ય પદવીઓ પ્રદાન કરતું તંત્ર સાર્વદેશિક સભાએ નિર્માણ કરવું જોઈએ. એ તંત્રદ્વારા શિક્ષણ, લેખન, પ્રચાર, પુરોહિત, સંપાદન વિષયોનો કોર્સ—શિક્ષણક્રમ રચવો જોઈએ. દેશભરમાં તેથી વિદેશી ખ્રિસ્તિ પ્રચારકો જેવું આર્યપ્રચારતંત્ર દેશભરમાં ખડું થશે અને વિદેશોમાં પણ પ્રચાર કરી શકશે. આપણી પ્રદેશ પ્રતિનિધિ સભા એકાદ ઉપદેશક વિદ્યાલય ખોલવા ખાતર ખોલી દે ને માત્ર એકાંગી પ્રયત્ન આદરે તો પણ અમને લાગે છે કે જોઈએ તેવી ચેતના-શક્તિ તેમાં પ્રગટ થશે નહિ. સાર્વદેશિકના દેશવ્યાપી પ્રયાસમાં પ્રદેશ-પ્રતિનિધિ અંગરૂપ બની રહેવાથી સમસ્ત દેશની એકતામાં આપણા વિદ્યાર્થીઓ આંતરપ્રાંતીય સેવા આપી શકશે. ઠોસ કાર્ય કોને ના ગમે? પણ આજની ધર્મશૂન્ય દશાં આપણા ધનિકોના દાન સાચા ધર્મકાર્યોને વિકસાવતી નથી. પાખંડ પોષક દાન અઢળક વેડફાય છે અને પ્રજા દુશ્મનોનો શિકાર બની ક્ષીણ થતી જાય છે.

ફંડફાળા--અને તે આર્યસમાજના ઉઘરાવવા લોઢાના ચણા ચાવવા કરતાં વધુ કઠણ છે. તેનો માધવેન્દ્રજીને તો પૂરો અનુભવ છે. છતાં તેમના જેવા સમર્થ પુરુષ ઇલાકાભરના 'આર્યસંગઠન'ને સુદૃઢ કરવા અને સેંકડો વિદ્યાર્થીઓના વેદધ્વનિ અને "એક અને અખંડ આર્યાવર્તના" ગગનભેદી નાદથી દેશ તથા દુનિયાભરમાં ઘૂમી વળવા વિદ્યાર્થીઓ બહાર પડતા "ઉપદેશક વિદ્યાલય" માટે જરૂરી તન, મન, ધન પ્રદાતા ખડા કરી શકે તો અમારા આનંદનો પાર રહેશે નહિ. પણ પ્રદેશ પ્રતિનિધિએ તે માટે શાસ્ત્રીજી જેવા **સમર્થ કાર્યકર્તાઓને તેમને સુયોગ્ય કામ સોંપી તે કાર્યમાં પૂરતો સહકાર આપવો પડશે.**

પ્રદેશ પ્રતિનિધિ પાસે તમામ પ્રકારના અડંગ કાર્યશો છે. પણ મંત્રી શ્રી ઉપરાંત સૌ અવિરત ચિંતિત અને ક્રિયાનિષ્ઠ બને તોજ વાર્ષિક અધિવેશન આગેકૂચનું એલાન કરી શકશે અને પાર પાડી શકશે. પ્રદેશ પ્રતિનિધિનું મુખપત્ર અને સેવક "આર્યપ્રકાશ" પ્રાર્થે છે કે પ્રભુ આપણા સૌમાં પરસ્પર સાચો પ્રેમ અને સંપ પ્રગટાવે—આપણને કાર્યદૃષ્ટિ કરે અને 'આગેકૂચ' માટે રચનાત્મક વિચાર આચાર પ્રગટાવે એજ અમારી પ્રભુચરણે પ્રભુપ્રાર્થના.

# ધર્મના દસ લક્ષણો

લેખક : જીવનલાલ રાઠોડ

( લેખાંક બીજો )

ધર્મનાં દસ લક્ષણો આપણે ગયા અંકમાં વર્ણવી ગયા તેમાંથી પ્રથમ આપણે વૃતિને લઈએ. વૃત્તિ એટલે ધૈર્ય ધારણ કરવું. જ્યારે કોઇ આપણું ખરાબ કરે તો તેનો બદલો ન લેતાં આપણું બુરું કરનાર વ્યક્તિને રાજ્યના કાયદાને આધીન છોડી દેવો જોઇએ. આજકાલની ભાષામાં કહીએ તો કાયદો હાથમાં ન લેવો જોઇએ. આ બાબત ધૃતિની શ્રેણીમાં આવી જાય છે. પરંતુ વાસ્તવમાં ધૃતિ આનાથી પણ વધુ અર્થ ભર્યો શબ્દ છે. આ એક મનની અવસ્થાનું પરિણામ છે.

ઘણીવાર એવી પરિસ્થિતિ પણ ઉભી થાય છે કે અનિષ્ટ કર્મો કરનારને સજા કે બદલો રાજ્ય પણ આપી શકતું નથી. આવી અવસ્થામાં અધિર થવું એ પણ ધર્મથી વિપરીત માનવું જોઇએ રાજ્યોથી ઉપર તમામ રાજાઓના રાજા અર્થાત તે ન્યાયની સ્થાપના માટે અવશ્ય પ્રયત્ન કરે છે.

અહીં એ યાદ રાખવું જરૂરી છે કે ધૈર્ય એ સંતોષથી જુદી વસ્તુ છે. સંતોષનો અર્થ એ છે કે જે થઇ ગયું તે થઇ ગયું તેનો અફસોસ ન કરવો, પણ પ્રભુ ઉપર છોડી દેવું જોઇએ. જેમકે પાકિસ્તાન થતાં હજારો સ્ત્રીઓનાં અપહરણો થયાં, લાખ્ખો હિન્દુઓ માર્યા ગયા, તેથી આપણે સંતોષ માનવાનો નથી. પણ ધૈર્ય તો જરૂર રાખી શકીએ. જે થયું છે તે બુરું થયું છે. તેનો દંડ દોષિતોને સમયસર જરૂર મળશે.

બીજું ધર્મનું લક્ષણ છે **ક્ષમા.** જ્યારે કોઇની વગરે ઇચ્છાએ અને વગર ઉદ્દેશે અથવા તો અજ્ઞાનવશ કંઇ ભૂલ કે અનિષ્ટ થઇ જાય, અને આ રીતે ભૂલ કે અનિષ્ટ કરનાર પોતે કરેલા કૃત્યનો પશ્ચાતાપ કરે તો એ અપરાધનો દંડ ન આપવો તેને ક્ષમા કરી એમ કહી શકાય.

દાખલા તરીકે એક આંધળો માણુસ ચાલતા ચાલતા રસ્તા પર માટીના વાસણો પાથરીને બેઠેલા કુંભારના વાસણોને પોતાના પગની ઠોકર મારી તોડી નાખે છે, અને માર્ગ ભૂલી જવાથી પશ્ચાતાપ કરે છે તો ધર્મ એમ કહે છે કે તેને ક્ષમા આપવામાં આવે. ઘણા લોકો આંખો હોવા છતાં જ્ઞાનહીન હોવાથી સમાજ અથવા તો રાજ્ય નિયમનો ભંગ કરે છે, તેઓ પણ જો પશ્ચાતાપ કરે તો ક્ષમા આપવી જોઈએ. આ પણ ધર્મ છે. અત્યારના પ્રચલીત કાયદા પ્રમાણે કાયદાથી અજાણ ક્ષમાને પાત્ર નથી. આ હકીકત ધર્માનુસાર અમાન્ય છે. કાનૂનથી અજાણ પણ ક્ષમાને પાત્ર છે.

ક્ષમા અને દયામાં અંતર છે. દયામાં અપરાધીને અપરાધી તો માનવામાં આવે છે. પરંતુ વિશેષ સંયોગોમાં દયા બતાવવામાં આવે છે. જેમકે એક સ્ત્રીએ કોઈનું ખૂન કર્યું. તેને પ્રાણદંડની શિક્ષા થવી જોઇએ, પરંતુ ન્યાયાધીશ આ સ્ત્રીના ધાવણા બાળકને જોઇને તેને પ્રાણદંડ આપવાના બદલે આજન્મ કારાવાસની સજા કરે. છે. આ દયા છે. તેને ક્ષમા કહી શકાય નહીં.

દયા એ વિશેષ પરિસ્થિતિમાં ઉપયોગ કરવાનો વિશેષ ધર્મ છે. આ વ્યાપક ધર્મ નથી. અને તેથી કરીને જ ધર્મનાં દસ લક્ષણોમાં દયાનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી.

ધર્મનું ત્રીજું લક્ષણ છે **દમ.** મનને સન્માર્ગમાં પ્રવૃત્ત કરવું તેને દમ કહે છે. આને વર્તમાન ભાષામાં સમાજના પ્રત્યેક ઘટકમાં ધર્મની પ્રવૃત્તિ કહે છે. મનમાં એવા પ્રકારનો સ્વભાવ પાડી દેવો કે જેથી ધર્મમાં પ્રવૃત્તિ થાય તેને દમ કહેવામાં આવે છે.

ઇન્દ્રિય નિગ્રહથી આ ભીન્ન વસ્તુ છે. દાખલા તરીકે એક મનુષ્ય કોઇ સુંદર સ્ત્રીને જોઈને કામને વશ થઇ તેની સાથે સહવાસની ઇચ્છા કરે છે. પરંતુ કોઇપણ કારણુસર તે તે પ્રમાણે કરી શકતો નથી. આ ઇન્દ્રિય નિગ્રહ તો છે જ. પરંતુ દમ નથી. મનમાં અધર્મની પ્રવૃત્તિ હોવા છતાં પણ ભય અથવા લોકલાજથી અથવા ઇન્દ્રિય દૌર્બલ્યના કારણે તે અધર્મ સંપન્ન થઇ શક્યો નહી. પરંતુ મનનું દમન ન થયું. તેથી અધર્મ તો થયો જ એટલે દમ એ મનનો વિષય છે. ઇન્દ્રિયોનો નથી.

ધર્મનું ચોથું લક્ષણ છે **અસ્તેય.** અસ્તેય એટલે ચોરી ન કરવી. જે વસ્તુ, વિચાર અથવા શ્રમ પોતાનો નથી. તેને પોતાનો માનવો, બત વવો અથવા નિશાનીથી-સંકેતથી પ્રગટ કરવો તેને ચોરી કહેવામાં આવે છે. ભલે આમ કરવાથી લાભ હોય કે નુકશાન હોય.

દાખલા તરીકે એક માણસ કોઇ સ્થાન પર પડેલી ચમકદાર વસ્તુને જોઇને માનીલે કે હીરો છે, તે તેને ઉઠાવવા ઇચ્છે છે. વાસ્તવમાં આ કાચનો ટુકડો હોય છે. હીરાની ચોરીમાં માત્ર એ કાચને જ મેળવે છે. ચોરી તો થઇ ગઇ. અધર્મ થયો એતો માનવું જ પડશે. ભલે તેનું ફળ તે વ્યક્તિને ન મળ્યું હોય.

ચોરીનો સંબંધ કર્મથી છે. જ્યાં સુધી કોઇ બીજાની વસ્તુ, વિચાર, કે શ્રમ અપનાવવામાં ન આવે ત્યાં સુધી ચોરી નથી હોતી, પરંતુ ચોરી કરવાનો વિચાર દમના શિર્ષકમાં આવી જાય છે. અસ્તેય કૃત્ય છે, દમ એ કલ્પના અથવા પ્રવૃત્તિ છે.

ધર્મનું પાંચમું લક્ષણ **શૌચ** છે.

શરીર, મને અને વચનને સાફ-સ્વચ્છ રાખવા તેને શૌચ કહેવામાં આવે છે, શરીર, વસ્ત્રો રહેવાનું સ્થાન, શેરી અથવા નગરને સાફ અને સ્વચ્છ રાખવાં જોઇએ. મનમાં ગંદા અથવા અધર્મયુક્ત વિચાર ઉત્પન્ન થવા ન દેવા જોઇએ. આપણી વાણીમાં સદા સ્વચ્છતા, અને મધુરતા રાખવી એ પણ ધર્મની અંતર્ગત આવી જાય છે.

## ઉપનયન સંસ્કાર

આર્ય સમાજ પિંપરીના ઉત્સાહી મંત્રી શ્રી. શ્યામલાલજીની સુપુત્રી ચિ. કુમારી સરસ્વતીબેનનો તા. ૩૦-૫-૬૫ના રોજ વૈદિક વિધિથી યજ્ઞોપવિત સંસ્કાર ખૂબજ ધૂમધામથી કરવામાં આવ્યો હતો. તે મંગલમય પ્રસંગે શહેરના લગભગ ત્રણસો સ્ત્રી પુરૂષોએ સસ્કારમાં પધારી બાલિકાને આશીર્વાદ આપ્યા હતા.

## શ્રી કૃષ્ણદેવ આર્ય પછાતવર્ગ વિકાસ મંડળની મુલાકાતે

આર્યસમાજ, સામરખાના મત્રી શ્રી કૃષ્ણદેવ આર્યે જૂન માસના પ્રથમ સપ્તાહમાં પછાતવર્ગ વિકાસ મંડળ, ડેડિયાપાડા દ્વારા ચાલતા આશ્રમોની મુલાકાત લીધી હતી. મંડળના પ્રમુખ શ્રી દેવજીભાઇ કે જેઓ આ વિભાગના ધારાભ્ય છે તેઓ શ્રી વાલ્મિકકુમાર આશ્રમ, શ્રી શબરી કન્યા આશ્રમ તેમ જ પછાતવર્ગ આશ્રમને સુવ્યવસ્થિત કરવાના પ્રયત્નો કરી રહ્યા છે. તેમની સેવા પ્રશંસનીય છે મંડળના મંત્રી શ્રી મોતીભાઇ તથા શ્રી હીપુભાઇનો પણ સંચાલનમા સારો સહકાર છે, તે તેમની કામગીરી બતાવી આપતી હતી. શ્રી કૃષ્ણદેવે આદિવાસી કોમને લગતા કેટલાક પ્રશ્નોની શ્રી દેવજીભાઇ M. L. A. સાથે છણાવટ કરી હતી. તે આશ્રમોનું સફળ સંચાલન જોઈ આનંદ વ્યક્ત કર્યો હતો. રોકાણોના દિવસો દરમિયાન મંડળના પ્રચારક શ્રી ડાહ્યાભાઇ આર્ય સાથે રહ્યા હતા. આદિવાસીઓની વચ્ચે રહી તેમની સાથે ભળી જઇ આર્ય સમાજના મંત્રો ગૂંજતા કરવાની શ્રી ડાહ્યાભાઇ આર્યની ધગશ કાંઇ અનોખી જ દેખાતી હતી.

આશ્રમોની મુલાકાત પછી શ્રી કૃષ્ણદેવે આર્યસમાજ નવાગામના પ્રમુખ શ્રી સોમાભાઇ કે જેઓ આ મંડળના ભૂતપૂર્વ મંત્રી હતા, તેમની મુલાકાત લીધી હતી. આર્ય સમાજની પ્રવૃત્તિ વિકસાવવાની શ્રી સોમાભાઈની હોંશ છે તે તેમના પ્રયત્નો જ બતાવી આપતા હતા.

શ્રી દેવજીભાઇ M. L. A.ની છેલ્લી મુલાકાત લીધા પછી શ્રી કૃષ્ણદેવ મોટર રસ્તે વડોદરા તરફ હંકારી ગયા હતા.

# ૨૦મી જુન!.........

## આર્યસમાજના ભાવિની વિચારણા આર્યો કરશે ખરા !

લેખક : એક ભટકતો રખડુ પ્રવાસી

કેલેન્ડરનાં પાનાઓમાં એક પછી એક તારીખનું નવું પાનું ઊઘડતું જાય છે ને કેલેન્ડર ૨૦ મી જૂનને સમીપ લાવવાનો પ્રયત્ન કરી રહ્યું છે. આ ૨૦મી જૂનને શા માટે આટલું મહત્વ આપવામાં આવે છે? એમ કોઇ વિચારશે. ને સાચે જ અમને પણ આના મહત્ત્વની વાત સમજણ પડતી નથી. છતાંય એક મહત્ત્વનો આ દિવસ છે એમ અમારું માનવું છે.

૨૦મી જૂન એટલે મુ. પ્ર. આર્ય પ્રતિનિધિ સભાની જનરલ બેઠકનો દિવસ. જો કે આવી જનરલ બેઠકો તો ઘણીય આવી ગઈ પણ આ બેઠક મહત્ત્વની છે તે વાત સાચી હોવા છતાંય મનમાં શંકા જાય છે કે બેઠક પુરી થશે કે નહિ? આ બેઠકમાં લેવાનારા નિર્ણયો તેમ જ થનારી ચર્ચા વિચારણાઓનો અંત એજ આર્યસમાજનું ભાવિ સૂકાન હશે એમ અમારું માનવું છે.

અમે તો રખડું છીએ તેથી રોજ-બ-રોજ નવીન વાતો કોઇને કોઇ જગ્યાએથી જાણી લઇએ છીએ. અમે સાંભળીએ છીએ ને અમારા હૃદયમાં આક્રંદ પેદા થાય છે કે સમાજનું ભાવિ કેવું હશે? સાચેજ ભાવિના ભણકારા સંભળાય છે કે વરસાદ વિનાના વાદળોનો ગડગડાટ એ જ સમજાતું નથી. આ બેઠકમાં મળનારા દરેક આર્યના માથા પર આર્યસમાજના ભાવિનું ચક્ર છે. તે ચક્રને ગતિમાન કરવા માટે મહર્ષિ સ્વામીજીના આદર્શોને આંચ ન આવવા દે તો સારું? યોગ્ય વિચારણાને અંતે યોગ્ય નિર્ણય લેવાય તેવી અમારી રખડુની વિનંતી છે. દરેક વ્યક્તિની વાણી સ્વાતંત્ર્યના હક્ક પર અમારી ત્રાટકવાની નીતિ નથી જ. છતાં પણ સત્યાસત્યનો સાર લે. એમ અમારું માનવું છે.

કેટલીક જાણને આધારે એક કાર્યકર્તા પક્ષ તેમ જ બીજા પક્ષે વિદ્વાન ઉપદેશકો છે એમ ધારણા બાંધી. સમાજના પ્રગતિના સોપાનમાં આ બંને પક્ષોનો સંપુર્ણ અન્યોઅન્ય સહકાર હોવો જોઇએ. તેથી જ અમે કહીએ છીએ કે હજુ પણ સંપના એંધાણ માંડવાની શરૂઆત કરી સમાજને બચાવવાનો પ્રયત્ન થાય તો સારું, નહિ તો પછી બેઠકના અંતની રાહ જોવી એમાં જ ડહાપણ છે.

આંતરકલહના સળગતા આ દાવાનળને કોઈ શાંતિના મંત્રો તથા સત્યના પંથનો આશ્રય લઇ બુઝાવવાનો પ્રયત્ન કરશે ખરા? અમારા આ નાનકડા ભોળા હૃદય સુધી આ ભડભડતા આગના શોલાઓ પહોંચી ચૂકયા છે ને આ શોલાઓમાં અમે શેકાઇ રહ્યા છીએ. કોને કહેવી અમારી વાતો? અમને તો અણસમજુ કહીને કોઇ પોતાની સાથે લેવાની વાતો કયાં કરે છે. દરેકને પોતાની પડી છે. ને એ પોતાની વૃત્તિ જ નાશ સુધી લઈ જશે એમ અમારું માનવું છે.

બંને પક્ષે હજુય કાંઇક સંપનું વાતાવરણ સર્જાય એમ ઇચ્છીએ છીએ. તે સિવાય અમારે કાંઇ જ કહેવાનું નથી.

અમારી આંખોમાં અશ્રુનાં બિંદુઓ બાઝી ગયાં છે. કોઇ અમારી એ વેદનાને ઠારવાનો પ્રયત્ન કરશે ખરું? ભલે અમે અમારાં આ દુઃખોમાં શેકાઇએ પણ સમાજને પડખે રહીશું એ વાત ચોક્કસ છે. સમાજના ભેગા થતા આર્યો સાચા સત્યનો સાર સમજી યોગ્ય નિર્ણયો લે તેમ માનીએ છીએ.

અત્રે ઉપસ્થિત થતા કેટલાક પ્રશ્નામાં બધા જ આર્યો માનસિક પરિતાપમાં બળી રહ્યા છે. તો શા માટે તેઓ આનો માર્ગ કાઢતા નથી? આર્યસમાજનું ભાવિ તમારા હાથમાં છે. ને અત્યાર સુધીના ભૂતકાળને વિસ્મરવાનો પ્રયત્ન ન કરતા. સમાજના ધ્યેયને વળગી રહી યોગ્ય કરશો. નહીં તો પછી બધા જ એક સાથે આ ભડભડતા દાવા નળમાં સળગી જઇશું ને બીજાઓને સળગાવી મૂકીશું.
ओ३म् धियोयोनः प्रचोदयात् ॥

અસ્તુ.



## શોકાંજલિ

આર્ય સમાજ ભાવનગર મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના પ્રધાન શ્રી. કાંતિલાલ શર્માના અવસાન પ્રત્યે શોકની ઊંડી લાગણી પ્રદર્શિત કરે છે સ્વર્ગસ્થના નિધનથી આર્ય જગતને મહાન ખોટ પડી છે. પરમાત્મા દિવંગત આત્માને ચિર શાંતિ તથા શોકાકુલ પરિવારને તથા મિત્રમંડળને ધૈર્ય પ્રદાન કરે એવી પ્રાર્થના કરે છે.

## સુરત આર્યસમાજમાં ઉપનયન સંસ્કાર

સુરત આર્યસમાજમાં ગયા રવિવારે (તા. ૬-૬-૬૫) સુરત આર્યસમાજનાં મંત્રી શ્રી શ્રીકાન્ત ભગતજીના પુત્ર ચી. હર્ષવદનનો ઉપનયન સંસ્કાર તથા નાની પુત્રી ચી. નીલમનો નામ કરણ સંસ્કાર વૈદિક વિધિથી સુપાગુરૂકુલના વિદ્વાન વિનમ્ર આચાર્યશ્રી પં. કેશવ દેવજી વેદાલંકાર (M. A.) ના હસ્તે યોજાયો હતો. આ મંગલ પ્રસંગે આર્યસમાજના અગ્રણીઓ, પત્રકારો સ્નેહીમિત્રોના વિશાળ સમુદાય સમક્ષ આચાર્યશ્રીએ ઉભય સંસ્કારોનું રહસ્ય સરળ અને વિશદ રીતે સમજાવતાં તેની સુંદર છાપ પડી હતી. હોતા તરીકે સુરત આર્યસમાજના ભીષ્મ પિતામહ અને માનનીય સભ્ય, ઉપપ્રધાન શ્રી છોટાલાલ કાળીદાસ તન્ના, આર્યસમાજના ઉપમંત્રી અને ટ્રસ્ટી શ્રી દિનેશચંદ્ર નર્મદાશંકર ત્રિવેદી અને આર્ય સમાજના પુસ્તકાધ્યક્ષ શ્રી શાંતિલાલ નંદશંકર જોશીએ સહકાર આપ્યો હતો. સૌને 'ઉપવીત રહસ્ય' પુસ્તિકાની જ્ઞાનલહાણી કરવામાં આવી હતી. યજમાન શ્રી શ્રીકાન્ત ભગતજી તરફથી સૌનો અલ્પાહારથી સત્કાર આભાર માનવામાં આવ્યો હતો.

આ મંગલ પ્રસંગે શ્રી હરેશચંદ્ર ભગતજીએ ગુરૂકુલ સુપાને રૂા. ૧૧, શ્રી નિર્મળાબેન હરેશચંદ્ર ભગતજી અને શ્રી હંસાબેન શ્રીકાન્ત ભગતજીએ સુરત આર્ય સમાજ, મુંબઇ પ્રદેશ આ. પ્ર. સભા, અને શ્રી આર્યસેવા સંઘને રૂા. ૫ પ્રમાણે તથા શ્રી. કોકીબેન રણછોડજી ભગતજીએ આર્યપ્રકાશ, હિતેચ્છુ, કેળવણી કોર પંચ અને સુરત યુવક મંડળને રૂા. ૧-૨૫ પ્રમાણે ભેટ જાહેર કરી હતી.

( પાન ૨નું ચાલુ )

अग्ने नय सुपथा रायेऽस्मान् विश्वानि देव वयुनानि विद्वान् । युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठां ते नम उक्तिं विधेम ॥ १८ ॥

અર્થ : હે અગ્ને, પ્રકાશસ્વરૂપ પરમાત્મા, તું: અમને શયન પરમ સુખને માટે સારે માર્ગે દોરી જા. તું દયાળુ છે, દેવ, છે, દેવમાં ભક્તની પવિત્ર આશા પૂર્ણ કરવાની અનુકંપા હોય છે. અમારાં ભૂતકાળનાં અને વર્તમાન કાળનાં બધાં કર્મોનો જાણનાર તું જ છે, બીજા કોઈમાં સર્વ કર્મોને જાણવાની શક્તિ હોતી નથી, અમારામાં કુટિલ કર્મ પણ હશે, કારણ કે અમે સર્વજ્ઞ નથી રાગ દ્વેષ અમારામાંથી જડમૂળથી ઊખડી ગયેલા નથી, તેથી અમારામાં પાપ કર્મ પણ હોવાનો સંભવ છે. આ પાપ કર્મ હે પ્રભુ, તમે દૂર કરો, જ્યાં સુધી અમારામાં પાપકર્મનો લેશ પણ હશે ત્યાં સુધી અમે આપના આનંદસ્વરૂપને પામી શકીશું નહિ, માટે અમારામાંથી સર્વ પાપકર્મ નષ્ટ કરી અમને પવિત્ર કરો એટલે અમે આપનો સાક્ષાત્કાર કરી શકીએ. અમારામાં આપને વારંવાર નમન કરવા સિવાય બીજું કશું નથી, સર્વધન આપનું જ છે, તો આપના ધનનું સમર્પણ આપને અમે કરીએ; એ અમારામાં ધૃષ્ટતા અને અજ્ઞાન ગણાય માટે અમે અત્યંત ભક્તિભાવથી અને ઊંડી લાગણીથી આપને વારંવાર નમસ્કાર જ કરીએ છીએ.

આ મંત્રમાં પહેલા મંત્રમાં કરેલા ઉપક્રમનો ઉપસંહાર છે. શરૂઆતમાં જે શાંતિનો મંત્ર પ્રાર્થના તરીકે ઉચ્ચારવામાં આવ્યો હતો તે જ મંત્ર ઉપનિષદની સમાપ્તિ વખતે પણ ઉચ્ચારવામાં આવે છે.

ओ३म् पूर्णमदः प्रर्णमिदं
पूर्णात् पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय
पूर्णमेवाव शिष्यते ।

આ મંત્રનો અર્થ શરૂઆતમાં જ આપેલો છે. વાચક મહાનુભાવોએ યાદ કરી લેવો.

ओम् शान्तिः शान्तिः शान्तिः

આ ત્રણ વખત શાંતિનો ભાવ ત્રિવિધ તાપના નાશને માટે છે. તે પણ શરૂઆતમાં જણાવ્યું છે. ઇતિ ઇશાવાસ્યોપનિષદ્ ગુજરાતી ભાષામાં સાર્થક. સમાપ્ત.



( પાન ૭નું ચાલુ )

જાણો તો તેને હું સભાનું દુર્ભાગ્ય જ કહું ?

આજ સુધી એ ઉપદેશકો, એ પંડિતો સારા હતા અને તેમના પ્રચાર, તેમની સેવાનાં વખાણ થતા હતા અને હિસાબ સંબંધી અસંતોષ જણાતાની સાથેજ હવે તેઓ ખરાબ થઇ ગયા અને ગામ બાળવા હવે નિકળી પડ્યા ? તેમ હોય તો એનું કારણ તમે ઉપદેશકો પાસેથી કદિ જાણવા કાળજી લીધી છે ? તંત્રી લેખ એમ ને એમ અલેલ ટપ્પુ વાતોથી બહેકી જઇ લખાતા હશે ? પત્રકારિત્વનો મનેય થોડો અનુભવ છે સાહેબ ! અને બીજું પૂછું ? કોઇ ગામ બાળવા નિકળ્યા એ જો ખરું હોય તો એ બળ્યાઓ કોનું ગામ બાળવા આજે નિકળ્યા છે ? એ ગામધણીને અને તમારે શો સંબંધ છે જેથી આજે હડહડતી જૂઠી વકિલાત કરવા નિકળવું પડ્યું ભાઇ? એ નિષ્ફળ પ્રયત્ન કરવા કરતાં ઓ૩મ્ ક્રતં સ્મર કરવું હતું ને ? વેર ઝેરની આગ વધારવા કરતાં બૂઝાવવા યત્ન કરશો તો મારા હજારો ધન્યવાદ હશે. પણ તમે તો આગળ પાછળનું કંઇ જાણવા દરકાર કર્યા વિના અસંબદ્ધ શબ્દજાળ ફેંકી છે, જેથી મતભેદો વધતા જશે એનું મને દુ:ખ થાય કે. અસંબદ્ધ એટલા માટે કે સ્વ. કાંતિલાલજીના અવસાનની નોંધ લેવાના દુ:ખી પ્રસંગે તમે આ ખોટી, બિનજરુરી, સાબિત ન કરી શકો તેવા આક્ષેપો વાળી દ્વેષથી ભરપૂર, તથા ઊલટી વાતો તંત્રી લેખમાં મેળવી તમે જેને 'શહીદી' માની છે તેને અભડાવી છે ! સ્વ. કાંતીલાલજી નો આત્મા જરુર કહેતો હશે કે પ્રભુ, મને મારા મિત્રોથી બચાવો ! 'સાક્ષરા વિપરીતા રાક્ષસા ભવંતિ' આનું વધારે સારું ઉદાહરણ તમે બીજે કયાં શોધવા જશો ? આર્ય પ્રકાશમાં આ લખતાં મને અત્યંત દુ:ખ થયું છે તંત્રીજી = મને નથી માનતા છતાં = જો 'આર્ય પંડિત' મને પણ માનતા હોય તો પ્રભુએ તેમની પ્રાર્થના સાંભળી મને જે સદબુદ્ધિ આપી અન્યાયનો પ્રતિકાર કરવા પ્રેર્યો તે માટે તંત્રીજીનો આજે તો આટલાથી જ આભાર માનું છું. પક્ષાંધ બની સભાના ઉપદેશકો, પંડિતો કે બીજાઓને ઉતારી પાડવા અને સભાની તા. ૨૦મી જૂનની સામાન્ય સભા માટે આગળથી પાટીયાં તૈયાર કરવાની આ વિચારપૂર્વકની યોજના હોવાનું મારી સાથે અનેકને જણાય છે. તે સર્વને નમ્રતાથી જણાવીશ કે બહુમતિને ઘોડે ચડવાથી સત્ય છાવરવાનું નથી. સમય આવ્યે 'અંગત' અને 'ખાનગી' ગોઠવણો વિષે ઘટતું થઇ શકશે.

આર્ય પ્રકાશને આ બાબતથી અલિપ્ત રાખવા મેં ધારેલું અને તેમાં ખુદ મંત્રીજીએ મોઢાનો સાથ પુરાવેલો, પણ તંત્રી મહાશયે જે ઉલટી પરિસ્થિતિ નિર્માણ કરી, તેનું આટલું અનિચ્છાએ પરિમાર્જન કરવું પડ્યું છે. બીજાઓ ઉપર ખોટા આક્ષેપો અને નિંદા કરનારાઓને નીચેનો શ્લોક અર્પણ કરી, ફરી ફરજ ન પડાય તો આટલાથી આજે વિરમીશ.

क्रूराः कृतेऽञ्जलि रयं बलि रेष दत्तः
कायो मदा प्रहरतात्र यथाभिलाषम्.
अभ्यर्थये वितथ वाङ्मयपांसुवर्षै
र्मा माविलीं कुरुत कीर्तिनदीं परेषाम्.

તા. ૭-૬-૬૫ સ્નાતક સત્યવ્રત.
માટુંગા.

## આર્યસમાજ બાપુ નગર, અમદાવાદ

તા. ૩૦-૫-૬૫ના સાપ્તાહિક સત્સંગમાં મુંબઇ આર્યપ્રતિનિધિ સભાના પ્રધાન શ્રી. કાંતિલાલ શર્માના આકસ્મિક અવસાન બદલ દુ:ખ પ્રગટ કરવામાં, આવ્યું તેમજ પરમાત્મા દિવંગત આત્માને ચિરશાંતિ તથા શોકાકુલ પરિવાર તથા મિત્ર મંડળને ધૈર્ય પ્રદાન કરવા પરમાત્માને પ્રાર્થના કરવામાં આવી હતી.



( પાન ૧નું ચાલુ )

આપે, તે ઉપર સભા વિચાર કરે. તેના પણ સભ્યોનાં નામો નક્કી થયાં.

૩. સભામંત્રી શ્રી. વેણીભાઇએ જણાવ્યું કે તેઓ સભાભવનનું કર્જ ફેડવા દાન ઉઘરાવી લેશેઃ અને તે માટે તેમને ૩ થી ૬ માસનો સમય આપવો. તે દરમ્યાન તેઓ સારી રકમ દાનમાં પ્રાપ્ત કરી શકે તો સભા ભવન વેચવાનું મુલતવી રાખવું. અન્યથા બે માસ પછી ઉપસમિતિ મકાન વેચવાની ગોઠવણ કરે.

૪. સભામંત્રીએ કહ્યું કે દાન મેળવવા પાછળ તેઓ બધો સમય આપી શકે માટે મંત્રી તરીકેની જવાબદારી ઉપાડવા શ્રી. પ્રધાનજી, શ્રી. જયદેવજી, તથા શ્રી. ઓંકારનાથજી એ કાર્ય સંભાળશે. અને કાર્યાલય મુંબઈમાં પ્રધાનજીની સગવડ માટે રહેશે.

આ નિર્ણય ત્યારે તો સર્વાનુમતે થયો. અને પછી તા. ૯મીએ અમે અંતરંગ માટે વડોદરા આવ્યા. ત્યારે પ્રમુખશ્રી પાસે હું તથા શ્રી. ઓંકારનાથજી સભાપૂર્વે થોડા સમય પહેલાં ગયા અને એ દિવસ પૂર્વેનો નિર્ણય પ્રમુખસ્થાનેથી રજૂ કરવો છે કે કોઇએ પ્રસ્તાવ મૂકવો છે તે જાણવા માગ્યું. તે પરથી પ્રમુખશ્રીએ મને તે વાંચી જવા કહ્યું. અને મેં વાંચવા માંડયું. તેમાં ઉપસમિતિના નામોમાં કેટલાક ફેરફાર સૂચવ્યા જે પ્રમાણે લખાણમાં મેં છેકા માર્યા, પછી એકાએક તેમણે ફરમાવી દીધું કે તે નિર્ણય તેમને કંઈ માન્ય નથી. અને સભામાં જે કંઇ થશે તે તેઓ જોઇ લેશે!! હું અને શ્રી. ઓંકારનાથજી તો આથી આભા જ થઇ ગયા! અને સ્વ. કાંતિલાલજીને મેં કહ્યું કે તેઓ જે સંઘર્ષ ટાળવા માગતા હતા તે આમ ફરી જવાથી ટળશે નહીં. આ છે રુધિરરંગ શહીદીની આછી રૂપરેખા!!!

હવે દ્રશ્ય બીજું શરૂ થાય છે સભાનું કામ ચાલ્યું. આગલી સભાની મિનિટસ વંચાતી વખતે મેં વાંધો ઉઠાવ્યો કે તા. ૧૪-૨-૬૫ ની અંતરંગ સભામાં મંત્રીજીએ ચોક્કસ મદદની રકમ તેમને અંગત મલતી હતી તેમ જણાવેલું, અને જે મિનિટસમાં દાખલ કરવા તા. ૧૬-૨-૬૫ના રોજ પ્રમુખ-મંત્રીને અમે પાંચ અંતરંગ સભ્યોએ પત્ર લખીને જણાવેલું, તે શબ્દો અને બીજી કેટલી વાતો જે સભામાં દોઢ કલાકની ચર્ચાના અંતે થઇ હતી. તેમજ જરૂરી હતી. તે બાબતો તા ૧૪-૨-૬૫ની અંતરંગની કાર્યવાહીમાં લખાવી જોઈએ. સભાઓની પરિપાટીથી ચાલતી આવેલી એ બાબતને પ્રમુખશ્રીએ કાર્યવાહીમાં દાખલ કરવા ના પાડી! અને પ્રમુખશ્રીએ મત માગતાં ૯ વિરુદ્ધ ૩ મૌન અને તટસ્થ અને ૬ મતે પ્રમુખ સાહેબે નિર્ણય આપ્યો કે તે વાતો કાર્યવાહીમાં દાખલ નહીં થાય! સભાના ઇતિહાસમાં આ પ્રથમ પ્રસંગ હતો. પછી સભાના હિસાબની વાત ચર્ચાઇ. તે વખતે અમારો હિસાબ માટે અસંતોષ તો હતો જ. એટલે કેટલીક વાતો કોઇએ જાણવા માગી. તે પરથી પ્રમુખશ્રીએ એકદમ ઉકળી જઈને તથા મર્યાદાનું ઉલ્લંઘન કરી ઉપદેશકો ઉપર આક્ષેપ કર્યો. જેનો પં. દયાશંકરજી, પં. માધવેન્દ્ર શાસ્ત્રી અને પં. રવિશંકરજીએ તીવ્ર પ્રતિવાદ કર્યો કે તેમના ઉપરના ખોટા આક્ષેપો અંગે તેમની વાત પૂરી સાંભળવી જોઈએ અને પ્રમુખ તરીકે તેમણે કોઈને અન્યાય ન કરવો જોઈએ. પણ પ્રમુખશ્રીએ કદાચ સભાની લક્ષ્મણ રેખામાં રહેવું પસંદ નહીં કર્યું અને ઊલટું મોટેથી તેમણે બોલવાનું ચાલુ રાખતાં ઘોંઘાટ વધ્યો અને તેથી પણ વધુ મોટેથી બોલતા રહ્યા. એટલામાં એક ભાઈને શૂરાતન ચઢ્યું અને એક ઉપદેશક અને સભાના ઉપમંત્રી પં. રવિશંકર ઉપર આરોપ કરતાં મુક્કો ઉગામી ધસી ગયા જેને શ્રી ઓંકારનાથજી તથા બીજા સભ્યોએ પકડી લીધા. એ સ્થિતિમાં પ્રમુખશ્રી શાંતિ જાળવવા વધુ મોટેથી બુમો મારતાં બેશુદ્ધ થયા અને તેમને બાજુના ખંડમાં લઈ ગયા, જ્યાં અમે બધાએ થોડા ઉપચાર કર્યા. પછી તો શહેરમાંથી નામાંકિત ડાકટરોને પણ બોલાવવા માણસ મોકલવામાં આવ્યા હતા. તંત્રીજીની રુધિર રગી શહીદીની આ બીજી રુપ રેખા છે તે તેમને અર્પણ હો!!

પ્રમુખશ્રીને તે રાત્રે અમારી સાથે સીધા મુંબઇ લઇ જવા મેં બે વાર વિનંતિ કરી પણ તે નિષ્ફલ બની. અસ્તુ, પ્રમુખશ્રીની તબિયત ઠીક થયા પછી એકાદ કલાક બાદ શ્રી. નંદવાણાજી ઉપપ્રમુખના પ્રમુખપદે ફરી સભાની કાર્યવાહી આગળ ચાલી. અને હિસાબ ફરી એરણ ઉપર ધરાયો. લેખ લંબાશે તે ભયે તેની બધી વિગતમાં હાલ તો ઉતરવા માગતો નથી. પણ તે બહુમતિથી મંજૂર કરાયો. ત્યાર બાદ આર્ય પ્રકાશની વ્યવસ્થા અને બીજી બાબતો પર વિચાર થયા પછી શ્રી. નંદવાણાજીના પ્રમુખપદે તે સભા પૂરી થયા બાદ પ્રમુખશ્રી, શ્રી. વેણીભાઇ સાથે જીપમાં તેમના નિવાસસ્થાને ગયા અને ત્યાં રાતવાસો કરી બીજે દિવસે જીપમાં જ અમદાવાદ ગયા. સભાના ૬૨ વર્ષના ઇતિહાસમાં આ વખતની મિનિટસની બાબત તથા મુક્કા પ્રદર્શન એક અભૂતપૂર્વ ઘટના હતી. ભાઇ શ્રી વિષ્ણુભાઇને એ પડદા પાછળની વાતો છેડતાં પહેલાં, કોઇ પાસેથી એકપક્ષી વાતો સાંભળી કલમ ઉપાડતાં ઘણો વિચાર કરવો જોઇતો હતો. ઉપદેશકો કે પંડિતો યા મહામેધાવી યા ચાણક્યો ઉપર ઉતરી પડતાં પહેલાં પોતાનું સ્થાન, કયું વર્તમાન પત્ર, પોતાના અધિકારની સીમા વિગેરેનો વિચાર ન કરતાં તેમણે અવિચારી રીતે લેખ લખી કોઇના પ્રત્યે વફાદારીનું ઉદાહરણ આપ્યું છે! અત્રે એ પણ કહી દઉં કે મહામેધાવી યા ચાણક્ય પોતાને કોઇ માનતું નથી. પણ મંત્રીજીએ વિશિષ્ટ પ્રસંગે વાપરેલો 'ચાણક્ય' શબ્દ જે તંત્રીએ વાપર્યો છે એજ લેખની પાછળના દોરી સંચારની ચાડી ખાય છે! છતાં માની શકાય કે બીજા સભ્યો ઉપર તેનું આળ નાખી શકાશે! હવે રહી વાત પેટના બળ્યા ગામ બાળવા નિકળ્યાની તે પણ ટૂંકમાં જ કહું.

તા. ૯મીની તંત્રીજીએ ગાએલી મશહૂર અંતરંગ સભામાં આર્ય પ્રકાશની વ્યવસ્થા બાબત ચર્ચા ઉપર આવી. શ્રી. નંદવાણાજી પ્રમુખસ્થાને હતા અને મંત્રીજીએ વાત રજૂ કરી કે તંત્રી શ્રી. વિષ્ણુભાઇ ભટ્ટને કંઇ વેતન આપવું જોઇએ! તેઓ આમ લખે છે ને તેમ લખે છે. વગેરે, તે પરથી આ સેવકે જાણવા માગ્યું કે શ્રી. વિષ્ણુભાઇને અમુક હેતુ માટે તેમણે (મંત્રીએ) રૂા. ૫ હજારની રકમ કોઇ ગૃહસ્થ પાસેથી જોગવાઇ કરી છે, અને તેમાંથી રૂા. ૩૦૦ માસિક અપાય છે! તેનું શું? મંત્રીજીએ ત્યારે અનિચ્છાથી જવાબ આપ્યો કે તેને સભા સાથે કંઇ સંબંધ નથી! એ તો એમણે ખાનગી ગોઠવણ કરી છે! ત્યારબાદ એ વાત પડતી મુકાઇ એટલે મંત્રીજીની એ પણ 'અંગત' વાતને હાલ છણવી નથી. પણ આર્ય પ્રકાશની વ્યવસ્થા માટે ૩ સભ્યોની ત્યારે એક ઉપસમિતિ નિમાઇ છે. જેની મંત્રીજીએ તંત્રીજીને જાણ કરી હશેજ. અને ત્યાર બાદ લગભગ ૧૦ દિવસ પછી તા. ૨૨-૫-૬૫ નો તંત્રી લેખ લખાય છે, તેની આર્ય પ્રકાશના તટસ્થ વાંચકો નોંધ લેશે એમ વિનંતિ કરું છું. તંત્રીજીએ ઉધ્ધૃત કરેલી ઉપલી કહેવત કોને અને ક્યાં લાગુ પડે છે તે મારે જણાવવાની હવે જરૂર રહેતી નથી. જેને શોખ હોય તે બંધ બેસતી ટોપી માથે ઓઢી લે અને દર્પણ સામે રાખે કે :-

आईना सामने रख लीजिए,
खुल जाय अभी.
आप क्या चीज है,
आप तमाशा देखें!

અસ્તુ.

ઉપદેશકોએ કોના પેટને ખાતર કોનું ગામ અને ક્યારે બાળ્યું? એ તો આક્ષેપકોએ હજી સાબિત કરવાનું છે. કાચના ઘરમાં બેસી તેવી કોઇ ચેષ્ટા કરશે તો આથીએ વધુ વાતો બહાર આવશે! અને બીજી વાત પણ કહું. ઉપદેશકો અને પંડિતો માત્ર મામુલી સભ્યો નથી. તેઓ સભાના પદાધિકારીઓ પણ છે. તેમને સભાના હિસાબમાં કંઇ કહેવા જેવું, પૂછવા જેવું કે અસંતોષ જનક લાગતુ હોય તો સભાના અધિકારી તરીકે તેમણે કંઇ કરવું, કહેવું કે નહીં? યા મંત્રીજીના નામની માળા ફેરવ્યાજ કરવી કે મંત્રીજી કહે છે યા કરે છે તે બધું બરાબર છે એમજ માન્યા કરવું? પણ તે માળાયે ક્યાં સુધી ફેરવ્યા કરવી?

મહાતંત્રી શ્રી વિષ્ણુભાઇ! આ આર્યસમાજ છે. દેવી દેવતાઓની છબીઓની પૂજા કરવાનું સ્થાન નથી. ઉપદેશકો અને પંડિતો બરાબર સેવા આપીને તેમના હકની 'દક્ષિણા' લે છે. કોઇની મહેરબાનીની રાહે મલતી ખેરિયત ઉપર તેઓ જીવતા નથી; એ તમે ન

( જુઓ પાન ૬ )

Regd.No. G/374
તા. ૧૨-૬-૬૫

# ભારતનું યોગ-વિજ્ઞાન

લેખક : શ્રી. મુકુન્દદેવ ચટ્ટોપાધ્યાય

( ગતાંકથી ચાલુ )

અલબત્ત, મહાયોગીઓ કિંવા મહર્ષિઓની સમાધિ અને એક સામાન્ય સાધકની સમાધિ એક પ્રકારની હોતી નથી-ઉભય વચ્ચે આભ-જમીનનું અંતર હોય છે. જેવી રીતે પ્રાથમિક શાળામાં ભણતા એક સાધારણ વિદ્યાર્થી માટે પણ તલ્લીનતાપૂર્વક અભ્યાસ કરવાનું સંભવિત છે. અને ડૉકટર સી. વી. રામન જેવા એક ધુરંધર વૈજ્ઞાનિકને માટે પણ તલ્લીનતાપૂર્વક પોતાની વૈજ્ઞાનિક શોધખોળને આગળ ને આગળ વહેતી રાખવાનું સંભવિત છે, પરંતુ તેમ છતાં, એ બન્નેયની તલ્લીનતા એકજ પ્રકારની કે એક જ કોટિની નથી હોતી. એવી જ રીતે એક સાધારણ ઊગતાં સાધકની સમાધિ અને એક ત્રિકાળદર્શી યોગીની સમાધિ વચ્ચે ઘણો ફરક હોય છે, એ તો સાધારણ બુદ્ધિથી પણ સમજી શકાય એવી બાબત છે.

આસ્તે આસ્તે અભ્યાસ વધારતા રહેવાથી તમામ વિષયોમાં પ્રગતિ કરી શકાય છે. યોગનો અભ્યાસ કરતી વખતે એક ખાસ બાબત ખ્યાલમાં રાખવાની છે. કારણ કે એની મદદથી યોગ સાધનનું કાર્ય જેટલું સહજ અને સરલ થઈ પડે છે, એટલું સહજ અને સરલ બીજા કોઈ પણ ઉપાયથી થઈ શકતું નથી. યોગાભ્યાસને માટે આ એક અત્યાવશ્યક બાબત છે જેની સમજ કે આવડત વગર યોગમાંથી ઉદ્‌ભવવા પામતો વીજળી-પ્રવાહ ચાલુ થવા પામતો જ નથી; અને તે એ છે કે પોતાની બે ભમ્મરની વચ્ચેના ભાગમાં પોતાની આંખોની કીકીઓને એકત્રિત ને સ્થિર કરી રાખવાની ક્રિયા; કપાળની અંદર યુગલના મધ્યભાગમાં કે જે ઠેકાણેથી નાકની શરૂઆત થાય છે તે સ્થાનમાં દૃષ્ટિ ચોંટાડી રાખવાની ક્રિયાઓને જ સાધારણ રીતે શિવચક્ષુ અગર તો યોગદૃષ્ટિ કહેવામાં આવે છે. ભગવાન શિવ એક મહાયોગીરાજ છે. એઓશ્રી આવી રીતે જ સમાધિસ્થ રહે છે. તેથી જ કદાચ આ ક્રિયાને 'શિવચક્ષુ' બનવું એમ કહેવામાં આવે છે.

'શિવચક્ષુકરણ'ની ક્રિયાથી શું થવા પામે છે એ કંઈ કાલ્પનિક વાર્તા કે ઉપન્યાસના જેવો વિષય નથી. એ તો પ્રત્યક્ષ અનુભવગમ્ય વિષય છે,

અંગ-પ્રત્યંગને સ્થિર અને નિશ્ચલ બનાવી દેવાની બાબત તો અગાઉ કહેવાઈ જ ગઈ છે એની સાથે સાથે 'શિવચક્ષુકરણ'ની ક્રિયા પણ કરવી જોઈએ. ગીતાજીના છટ્ઠા અધ્યાયની અંદર એજ રીતે યોગાભ્યાસને માટે આસન જમાવીને બેસવાની સૂચના છે. શ્રુતિ, સ્મૃતિ, તંત્ર ઇત્યાદિ સર્વ શાસ્ત્રો આ બાબતમાં આ એક જ પ્રકારનો ઉપદેશ આપે છે. યોગાભ્યાસ કરનારો સાધક ગમે તે ને ગમે તેવો હોય, પણ એણે એ બધો વિધિ કર્યે જ છૂટકો છે. नान्यः पन्था । બીજો કોઈ માર્ગ જ નથી. એમ શાથી થતું હશે? Research-work એટલે સંશોધનકાર્ય દ્વારા પુરવાર થયેલું છે કે એવી રીતે બેસવાથી જ સુષુમ્ણાની અંદર કુણ્ડલિની શક્તિનો પ્રવાહ વહેવા માંડે છે, બીજી કોઈ પણ રીતે નહિ.

જ્યારે વિષયમાત્રથી યાને ઇન્દ્રિય સમૂહના ક્ષેત્રોમાંથી મન પ્રત્યાહૃત, પરાવૃત્ત થવા પામે છે, ત્યારે શરીરની અંદરનો વિદ્યુતપ્રવાહ ( Vital current ) મેરુદંડ ( Spinal column )માં વધારે પ્રમાણમાં વહેવા માંડે છે. એવે વખતે ભ્રૂકુટિ વચ્ચેના ભાગમાં આંખની બન્ને કીકીઓને સ્થિર કરી લેવાથી, મૂળાધારથી માંડીને તે મસ્તિષ્ક સુધીની મનની ક્રિયાને વહેતી રાખવા સારુ જે સઘળા સ્નાયુઓ સદા-સર્વદા કાર્ય કરતા હોય છે, તે સ્નાયુઓની વચ્ચે રહેલા બીજા કેટલાક સ્નાયુઓની અંદરથી એ આભ્યંતરિક વિદ્યુતપ્રવાહ ( Vital current ) વહેવા માંડે છે. એથી આ સ્નાયુઓને ( એમની ક્રિયાનુસાર એમને વિભિન્ન નામ આપવા માટે ) ત્રણ ભાગમાં વહેંચી નાખવામાં આવ્યા છે અને ઇડા, પિંગલા અને સુષુમ્ણા એવાં નામો તેમને આપવામાં આવ્યાં છે.

લગભગ બેતાળીસ વર્ષ અગાઉ વિદ્યુત વિષયની એકાદ ખાતાવારી ( Departmental ) પરીક્ષા પસાર કર્યા પછી હું લાંબા વખત લગી વિદ્યુત પ્રવાહ (Electric current)ની ઉત્પતિ તથા ગતિને લગતાં કેટલાંક સંશોધનાત્મક કાર્યોમાં રોકાયેલો રહ્યો હતો. યોગાભ્યાસનો થોડોક મહાવરો છેક બાલ્યકાલથી જ મને હતો. સાધારણ વિદ્યુતપ્રવાહ ( Electric current ) તેમ જ કુણ્ડલિની-પ્રવાહની વચ્ચે કંઇક સાદૃશ્ય છે, એવું પૂર્વે કોઇને મોઢેથી મેં સાંભળેલું ન હતું. આ બાબતમાં નિષ્ણાત હોય એવા કેટલાક યોગી-મહાત્માઓનાં ચરણોમાં બેસીને યોગમાહાત્મ્યના સંબંધમાં થોડુંઘણું સાંભળવાની તક મને સાંપડેલી ખરી, પરંતુ એ મહાત્માઓ પણ આ વિષયમાં તો મૌન જ રહેલા હતા. વેદ, ઉપનિષદ્, તંત્ર, સાંખ્ય, પાતંજલ તથા યાજ્ઞવલ્કયસંહિતા ઇત્યાદિ ગ્રંથો પણ વાંચવાનો લાભ મને મળેલો અને તે પણ એ બધા યોગી-મહાત્માઓના આદેશ અને ઉપદેશ પરથી જ. એ બધાયમાં ઇડા, પિંગલા, સુષુમ્ણા અને કુણ્ડલિનીમાં વહેતા શક્તિપ્રવાહ વગેરેની વાતો યથેષ્ટ પ્રમાણમાં ચર્ચાયેલ છે. પરંતુ Electric current યાને વિદ્યુતપ્રવાહ અને કુણ્ડલિનીપ્રવાહ વચ્ચે કોઇ સાદૃશ્ય હોવા બાબતનો એક હરફ પણ એ ગ્રંથોમાં દૃષ્ટિગોચર થતો નથી. એનું કારણ માત્ર એ જ હોઇ શકે કે : આધુનિક વિદ્યુતવિજ્ઞાન ( Electrical science )નું અસ્તિત્વ પ્રાચીન કાળમાં હતું જ નહિ.

પારિભાષિક સંજ્ઞાઓ અને પ્રમાણભૂત ઉતારાઓ (Technical terms & quotations of authorities) આ લેખમાં આપવાનું માંડી વાળીએ છીએ. કારણ, એક તો સ્થાનાભાવ, અને બીજું એ કે એની વિગતોમાં ઊતરવા જતાં પ્રસ્તુત વિષયના વૈજ્ઞાનિકતત્ત્વને સમજવામાં સાધારણ વાચકવર્ગને મુશ્કેલી પડે એવો સંભવ છે.

કાવ્યો અને મહાકાવ્યોમાં તેમ જ અન્ય શાસ્ત્રગ્રંથોમાં યોગાભ્યાસ, યોગમહિમા તથા યોગવિભૂતિના સંબંધમાં પુષ્કળ ઉલ્લેખો જોવામાં આવે છે. એ વર્ણનોની મીઠી, મધુર ભાષા અને શૈલી તેમ જ કવિત્વપૂર્ણ વ્યંજનાઓની જે રેલંછેલ એમાં જોવા મળે છે તે સાચે જ ધ્યાન ખેંચે એવી છે.

'યોગ'ની વિજ્ઞાનસંમત શોધખોળનાં પરિણામો ( Research results )નો અભ્યાસ કરવાથી યોગની તાલીમ લેવાનું સાધારણ શિક્ષિત વર્ગને માટે કેટલું બધું સહેલું ને સુગમ બનવા પામશે તે સૌ કોઇ સમજી શકે છે.

હવે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે : શું યોગસાધનાનો આ કસબ ( Art ) શીખી લેવાથી હરકોઇને તે લાભદાયી નીવડી શકે તેમ છે? એના જવાબમાં જણાવવાનું કે યોગશક્તિનો પ્રવાહ દેહની અંદર હરહંમેશ વહેતો રાખવાનો મહાવરો પાડવાથી શરીરનાં આભ્યંતરિક યંત્રો જેવાં કે હૃદય, ફેફસાં, પ્લીહા (બરોળ), યકૃત, પાકસ્થળી (હોજરી), મૂત્રાશય, મસ્તિષ્ક વગેરેની ક્રિયાઓ સુવ્યવસ્થિત રીતે ચલાવી શકાય છે. અર્થાત્ કે એ બધી ક્રિયાએ ઉપર યોગાભ્યાસ દ્વારા ઓછોવત્તો પ્રભાવ પાડી શકાય એમ હોવાથી યોગાભ્યાસ ખૂબ જ લાભદાયી નીવડે છે. આજકાલનું Medical Science યાને ચિકિત્સાવિજ્ઞાન પણ Electric treatment યાને વિદ્યુતચિકિત્સાનું મહત્ત્વ સ્વીકારે છે. જે જે ઠેકાણે ઇલેક્ટ્રિક બેટરી પોતાનો પ્રભાવ પાડી શકતી નથી. તેવે ઠેકાણે પણ કુણ્ડલિનીનો શક્તિપ્રવાહ આબાદ કામ આપે છે.

આ Research ( સંશોધન ) કાર્ય અંગે હજીય અનેક આશ્ચર્યકારી બાબતો જાણવા જેવી છે.

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૬
માલીકીએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.



॥ ओ३म् ॥

# आर्यप्रकाश

ऋग. यजु. साम. अथर्व.



મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ — તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ — [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] — સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ જેઠ સુદ ૬ને શનિવાર તારીખ ૫—૬—૧૯૬૫ [ અંક ૧૦મો

# પાકીસ્તાનમાં હિન્દુઓ ઉપર ગુજરાતો જુલમ

એમ તો પૂર્વ કે પશ્ચિમ પાકિસ્તાનમાં હિન્દુઓ ઉપર ગુજારાએલા કે ગુજારાતા નારકીય જુલ્મોની કહાનીઓ અવારનવાર સમાચાર પત્રોના પાનાઓ ઉપર ચમકતી રહી છે અથવા ચમકયા જ કરે છે.

પશ્ચિમ પાકિસ્તાનના હિન્દુઓ તો એટલા બધા ઢગાઈ ગયા છે કે હવે તેમના ઉપર વર્તાતા સિતમને કોઈ વાચા જ મળતી નથી. માનો હવે ત્યાં તેમના માટે રામરાજ્ય જ સર્જાઈ ગયું હોય એમ લાગે છે. વાસ્તવમાં પાકિસ્તાન સરકારના દમનનો કોરડો એટલો જબરજસ્ત છે કે ત્યાંના હિન્દુઓ મોઢું ખોલી શકતા જ નથી. કોઈક સમાચાર આવે છે તો તેના તરફ ભારત સરકાર આંખ આડા કાન કરી પાકિસ્તાન સરકાર કહીં નારાજ ન થઈ જાય એટલા માટે અણસુની કરી દે છે. અથવા વિરોધ ચીઠ્ઠી મોકલાવી પોતાનું કર્તવ્ય પુરું થયું એમ માનીને લમણે હાથ દઈ બેસી રહેવામાં જ ગૌરવ માને છે.

ભારત સરકારની આ કમજોર અને નિષ્ક્રિય નીતિનું પરિણામ હિન્દુઓના ભયંકર નિકન્દનમાં પરિણમ્યું છે તે જગજાહેર થઈ ચુકયું છે. બેઉ પાકિસ્તાનોમાં હજારો નહીં લાખો હિન્દુઓ કપાઈ ગયા, બેઇજ્જત થયા, ઘરબાર વિનાના થયા, હજારો મા બહેનોની ઇજ્જત સરેઆમ લૂંટાઈ, બેરહમીથી બાલબચ્ચાઓને રહેંસી નાખવામાં આવ્યા અગર વટલાવી નાખવામાં આવ્યા છતાં અમારી કલ્યાણ રાજની મા બાપ સરકારે વળતાં પગલા લેવાને બદલે ખુશામદી નીતિ ચાલુ જ રાખી. પરિણામે આજે ફરીથી ઠેરઠેર પાકિસ્તાની એજંટો ભારતનું અનાજ ખાઈ ભારતને જ દગો આપવા ફરીથી તૈયાર થઈ ગયા છે. ઠેર ઠેર લીલા ઝંડાઓ ફરકે છે, 'પાકિસ્તાન જીંદાબાદ'ના નારાઓ લાગે છે. 'હંસકે લિયા પાકિસ્તાન લડકે લેંગે હિંન્દુસ્તાન'ના નારાઓથી આકાશ ગુંજી ઊઠે છે. પાંચમા કતારીઓની બોલબાલા છે.

ઢીલી નીતિના પરિણામે ભારતના ચારે સીમાડાઓ સળગી ઊઠયા છે. કચ્છની સરહદ સળવળી છે. પરિંદાઓનાં ઉછળતાં ધાડાંઓને મારી હટાવવાની તમન્ના દેખાતી નથી. ચીન અને પાકિસ્તાને મળીને ભારતની હજારો મિલ જમીન કબજે કરી લીધી છે તે પાછી મેળવવા ફકત કાગળના ઘોડા અને કોરા લખાણ સિવાય કોઇ સક્રિય પગલાં લેવાયાં હોય એમ નજરે પડતું નથી.

સ્વરાજ્ય તો મળ્યું પણ પ્રજામાં સુરાજ્યની ખુમારીના દર્શનનો સદંતર અભાવ છે. રાષ્ટ્ર માટે જીએંગે યા મરેંગેની ઉત્કૃષ્ટ ભાવના અને મહારાણા પ્રતાપ અને શિવાજી મહારાજની ખુમારી જનતામાં ઊભી ન થાય ત્યાં સુધી આ રગસીયું ગાડું સુધરે એમ લાગતું નથી. ધાર્મિક ભાવના તો દિન પ્રતિદિન સદંતર નાશજ પામતી જાય છે. પ્રાચીન ઋષિમુનિઓની સંસ્કૃતિ પ્રત્યે ધૃણાની ભાવના વધતી જાય છે. પાપ પુણ્ય એકસરખું જ થઇ રહ્યું છે. ધનની પાછળ આંધળી દોટ મુકાઈ રહી છે. આ પાપને રોકવામાં નહીં આવે ત્યાં સુધી ભાગ્યોદય થવો મુશ્કેલ છે.

'ગરીબકી જોરૂ સબકી ભાભી.' જેવી હાલત આજે અમારી થઈ રહી છે. પાકિસ્તા-

( જુઓ પાન ૬ )

---

પ્રાન્તીય સભાનું વાર્ષિક અધિવેશન

## અગત્યની સૂચના

સભાનું વાર્ષિક આધિવેશન તા. ૨૦-૬-૬૫ ને રવિવારે આર્યસમાજ, અમદાવાદ દયાનન્દમાર્ગ, ( કાંકરિયા રોડ )માં મળશે. પ્રતિનિધિઓને સૂચનાપત્ર મોકલી દેવામાં આવ્યું છે. અધિવેશન સવારે ૯ વાગ્યાથી શરૂ થશે માટે સમયસર પધારવા વિનંતિ છે.

મંત્રીસભા.

# ઇશાવાસ્યોપનિષદ્

લે. : પં. મયાશંકર શર્મા ( આચાર્ય )

ફરીથી ઉપાસક પરમાત્માત્મા પાસે સાધન શુદ્ધિની પ્રાર્થના આ મંત્ર દ્વારા કરે છે.

पूषन्नेकर्षे यम, सूर्य प्राजापत्य व्यूह रश्मीन् समूह । तेजो यत्ते रूपं कल्याण तमं तत्ते पश्यामि । योऽसौ पुरुषः सोऽहमस्मि ॥१६॥

**પદાર્થ:** પૂષન્, એકર્ષે યમ, સૂર્ય અને પ્રાજાપત્ય. આ સંબોધનમાં વપરાયેલા પાંચેય નામ પરમાત્માના છે. હરેક શબ્દની પ્રવૃત્તિનું નિમિત્ત જુદું જુદું છે. આ નામોનો સ્પષ્ટ અર્થ આગળ કરવામાં આવશે. ઉપાસક પરમાત્માને કહે છે કે, રશ્મિઓને અર્થાત્ સાધનને આડાં આવતાં ભૌતિક સુખમાં લલચાવનારા દોષોનો ઉપસંહાર કરો. એ તાપદાયક છે તેને જડમૂળથી ઉખેડી નાખો અને મને શુદ્ધ કરો. હું તમારૂં જે અત્યંત કલ્યાણકારક સ્વરૂપ છે તેને જોવા માગું છું. અર્થાત્ સાક્ષાત્કાર કરવા ઇચ્છું છું. (यः) જે (असौ) આ અવિદ્યાદિ દોષોથી ભરેલો છે (असौ) એ (पुरुषः) કર્મથી પ્રાપ્ત થયેલા શરીરને ધારણ કરનાર પુરુષ છે (सः) અને તે પુરુષ (अहम्) હું (अस्मि) જીવાત્મા છું.

**ભાવાર્થ:** પૂષન્=હે પ્રભો આપ સર્વના પોષક છો.

એકર્ષે = આપ એકલા જ અતીન્દ્રિય અર્થોના દ્રષ્ટા છો.

યમ = આપ સર્વના અંતર્યામી છો અને સર્વના નિયામક છો

સૂર્ય = આપ સર્વને પ્રેરણા આપનાર છો. અને પ્રેરણાર્થી ચેતન સર્વ જીવાત્માઓ કર્મ કરવામાં પ્રવૃત્તિ કરે છે.

પ્રાજાપત્ય=આપ સર્વ પ્રજાના પતિ છો. આ ઠેકાણે પ્રજાપતિના અર્થમાં જ પ્રાજાપત્ય શબ્દનો પ્રયોગ થયેલો છે, સ્વાર્થમાં જ 'ય' પ્રત્યય આવ્યો છે. કેટલાક આચાર્યો પ્રજાપતિનો પુત્ર પ્રાજાપત્ય એવો કરે છે તે ઠીક નથી.

પરમાત્માનું સ્વરૂપ આનંદ છે, જ્ઞાન છે અને સત્ પણ છે ઉપાસકને આ સ્વરૂપનો સાક્ષાત્કાર થયો નથી તેથી દુઃખની જાળમાંથી છૂટી શકતો નથી. તે અધીરો થઈ પ્રભુને વિનવે છે કે, હે પ્રભો મારે તમારા અત્યંત કલ્યાણ સ્વરૂપનો અનુભવ કરવો છે, માટે રશ્મિઓને અર્થાત્ હિરણ્મય પાત્રનો મારે માટે નાશ કરો. હું એનો તાપ સહન કરી શકતો નથી.

આ મંત્રમાં ઉપાસક યોગી પુરુષ પોતાનો પરિચય જણાવે છે કે, सोऽहमस्मि सः, अहम्, अस्मि. તે હું છું. તે એટલે કોણ? એ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે.

ઉપાસક યોગી જીવાત્મા છે અને પુરુષ પણ છે કે, જે અનાદિકાળથી અવિદ્યા આદિ કલેશોમાં સપડાયેલો છે, તે કહે છે કે હું અનાદિકાળથી દુઃખ ભોગવતો એ પુરુષ છું. જન્મે જન્મે શરીર પામી હું આત્મા પુરુષ તરીકે ઓળખાઉં છું, પુર શબ્દનો અર્થ આ ઠેકાણે શરીર થાય છે पुरि शेते स पुरुषः જે શરીરમાં વસે છે તે પુરુષ કહેવાય છે. આ બાબત મનુષ્યને જ લાગુ પડે છે, કારણ કે પુરુષ શબ્દ માણસને માટે જ વપરાય છે.

આનો ભાવાર્થ એ થયો કે, જેને અનાદિ કાળથી અવિદ્યા આદિ દોષો લાગેલા છે અને તેને લીધે શરીર ધારણ કરવું પડે છે અને પછી તે પુરુષ તરીકે ઓળખાય છે

પરમાત્મા પણ પુરુષ છે એમ શાસ્ત્ર કહે છે, વેદમાં પુરુષસુક્ત છે. આ ઠેકાણે પુરુષનો અર્થ પરમાત્મા થાય છે આ બધું પુરુષ છે. કારણ કે એના સંબંધ વગર કોઇ વસતુ નથી. એ વેદનું વાક્ય પરમાત્મા સિવાય બીજા કોઇ પણ જીવાત્માને લાગુ પડી શકતું નથી.

પરમાત્મા રૂપ પુરુષ અને જીવાત્મા રૂપ પુરુષમાં ઘણો ફરક છે.

પરમાત્માને જગત્રૂપ શરીર છે અને ચેષ્ટા, ઇંદ્રિયો અને રૂપ રસ આદિ અર્થોના આશ્રયવાળું શરીર છે. જગતને શરીર કહ્યું છે તે તો માત્ર આલંકારિક છે કારણ કે જગતમાં શરીરનાં લક્ષણ ઘટી શકતાં નથી. મહર્ષિ ગૌતમે કહ્યું છે કે चेष्टेन्द्रियार्थाश्रयः शरीरम् । ચેષ્ટાનો જે આશ્રય હોય તે શરીર કહેવાય છે. ઇચ્છેલી વસ્તુને મેળવવી, છોડવી ઇચ્છેલી વસ્તુનો ત્યાગ કરવો અને તે લાભ અને ત્યાગના ઉપાયોનું અનુષ્ઠાન આત્મા જેમાં રહી કરે તે શરીર કહેવાય છે. આ સિવાય નાડીઓ, નસો, હૃદય મગજ વગેરે અવયવો જેમાં હોય છે તે શરીર છે.

આવું શરીર પરમાત્માને નથી. જીવાત્માને શરીર બંધનકારક છે, પરમાત્માને જગતરૂપ આલંકારિક શરીર બંધનકારક નથી. પરમાત્મા તો સ્વતંત્ર છે.

આ કારણથી પરમાત્માના સ્વરૂપના અનુભવ કરવામાં અધીરો બનેલો અને સંસારના ત્રિવિધ તાપથી ગભરાયલો ઉપાસક યોગી જીવાત્મા રૂપ પુરુષ કહે છે કે તે પુરુષ હું છુ. સંસારનાં દુઃખોથી ઘેરાયેલો છું. પુણ્ય કર્મને પ્રતાપે ભૌતિક સુખ પણ મળે છે પણ સાથે સાથે અનિચ્છાએ દુઃખ પણ ભોગવી રહ્યો છું. કર્મને લીધે સાંસારિક સુખદુઃખમાં પડેલો જીવાત્મા રૂપ જે પુરૂષ છે તે હું છું सोऽहमस्मि । જે ઉપર બતાવેલા કારણોથી દુઃખી છે તે પુરુષ હું છું. ભાગવતમાં ગજ અને ગ્રાહનું જે વર્ણન છે તેમાં પણ આ જ વાતનું પ્રતિબિંબ છે. ગજ એટલે જીવાત્મા અને ગ્રાહ (મગર) એટલે સંસારના ત્રિવિધ તાપો. આ તાપોમાંથી છૂટવા જીવાત્મા રૂપ ગજ હજારો દિવ્ય વર્ષોથી ત્રિવિધ તાપ રૂપ ગ્રાહ સાથે સંસાર રૂપ નદીમાં યુદ્ધ લડી રહ્યો છે આ લડાઇમાં કોઇ ભવ્ય જીવાત્મા જ ઉકત ગ્રાહથી મુક્ત થઈ શકે છે,

જીવાત્મા યોગના બળે મુક્તિ મેળવી પરમાત્માના પરમ સામ્યને પામે છે.

यः असौ, अ सौ, पुरुषः આ ચાર શબ્દોના પ્રયોગથી ઉપાસક યોગી જીવાત્મા પોતાની આગલી સ્થિતિ સમજાવે છે અને છેવટે કહે છે કે सोहमस्मि તે પુરુષ હું જીવાત્મા છું. ॥ ૧૬ ॥

જ્યારે પોતાનું મરણ અતિ સમીપ આવ્યાનું જાણવામાં આવે ત્યારે ઉપાસક યોગીએ આ મંત્રદ્વારા પ્રાર્થના કરવી જોઇએ. પરમેશ્વરમાં અનન્યનિષ્ઠા રાખનાર સજ્જને પણ આ જ મંત્રથી પ્રાર્થના કરવી જોઇએ, એવું આ ઉપનિષદનું સુચન છે.

वायूरनिल ममत मथेदं भस्मान्तं शरीरम् । ओ३म् क्रतो स्मर, कृतं स्मर स्मर क्लीबे ॥ १७ ॥

અર્થ: (वायुः) वा गतिगन्धनयोः મહા વૈયાકરણ પાણિનિ મુનિ જણાવે છે કે वा ધાતુનો અર્થ ગતિ અને ગન્ધન (સૂચન) છે. એના ઉપરથી 'વાયુ' શબ્દ બને છે. જીવાત્મા પોતાના જ્ઞાન અને કર્મદ્વારા ઇશ્વરીય પ્રેરણાથી ભિન્ન ભિન્ન શરીરમાં આવ-જા કર્યા કરે છે માટે એનું નામ 'વાયુ' છે.

જીવાત્મા નિલય રહિત છે એટલે કે જીવાત્માનું કાયમનું સ્થાન કયાંય પણ નથી. આ ઉપનિષદના પહેલા જ મંત્રમાં જણાવ્યું છે કે સંપૂર્ણ જગતમાં ઇશ્વરનો જ વાસ છે. હવે આપ જ કહો કે જીવાત્માનું સ્થાન કયાં રહ્યું? ઉત્તર એ છે કે કયાંય નહિ. પોતાના કર્મને અનુસરી પરમાત્મા જીવાત્માને જે જે શરીર આપે તેમાં જ અમુક સમય સુધી રહેવાનું હોય છે. જીવાત્માનું કાયમનું સ્થાન કયાંય નથી. મુકિતમાં પણ સ્વરૂપ પ્રતિષ્ઠા જ થાય છે એવું મહામુનિ પતંજલિએ કહ્યું છે. આ ભાવ સૂચવવા માટે જીવાત્માને 'અનિલ' કહ્યો છે.

ક્રમશઃ

## આર્યસમાજ ચિખલી

શ્રી. કાંતિલાલ શર્માના અવસાનથી મું. પ્ર. આર્ય પ્ર. સભા તથા આર્ય સમાજ મુંબઈએ એક ઉત્સાહી તથા ખડતલ કાર્યકર્તા ગુમાવ્યો છે.

પરમાત્મા સ્વર્ગસ્થને ચિર શાંતિ તથા પરિવારને ધૈર્ય પ્રદાન કરે.




# સભાનું વાર્ષિક અધિવેશન

મુંબઇ પ્રદેશ આર્યપ્રાતાનધિ સભાનું વાર્ષિક અધિવેશન આગામી તા. ૨૦-૬-૬૫ ના રોજ અમદાવાદ મુકામે થવાનું છે. તેની સૂચના તો દરેક પ્રતિનિધિને મળીજ ગઇ છે. પ્રાન્તની તેમજ દેશની વર્તમાન પરિસ્થતિને જોતાં આગામી અધિવેશન ખૂબજ મહત્વપૂર્ણ હશે એમાં શંકા નથી.

આજ સુધીની પરિપાટી જોતાં પ્રાન્તીય સભાઓનાં અધિવેશનો બજેટ પાસ કરવા, ગત વર્ષનો હિસાબ મંજૂર કરવા તથા મોટે ભાગે ચૂંટણી પૂરતાંજ મર્યાદિત હોય છે. જો કે એ ત્રણે વસ્તુઓ ખૂબજ અગત્યની હોવા છતાં તેના કરતાં પણ વધુ અગત્યની વસ્તુઓનો તેમાં સમાવેશ થવો જોઈએ, અને તેના ઉપર વધુ ધ્યાન અપાવવું જોઈએ.

આર્ય સમાજનો મુખ્ય ઉદ્દેશ વૈદિક સિદ્ધાન્તોનો પ્રચાર અને પ્રસાર છે. બાકી બધી વ્યવસ્થા તો સાધન છે સાધ્ય નથી. પરંતુ ખેદ સાથે લખવું પડે છે કે આજે સાધન સાધ્ય અને સાધ્ય સાધન બની ગયું છે. તેના ઉપર ખૂબજ ગંભીરતા-પૂર્વક વિચાર કરવાની આવશ્યક્તા છે. આપણો પ્રાન્ત, અને પ્રચારક્ષેત્ર ખૂબજ વિશાળ છે. મહારાષ્ટ્ર અને કચ્છ મળી હજારો માઇલનો વિસ્તાર મુંબઇ પ્રદેશ આર્યપ્રતિનિધિ સભાને આધની છે. જ્યારે આટલા મોટા વિસ્તાર માટે સભા પાસે ફક્ત બે જ ઉપદેશકો અને બે કે ત્રણ ભજનોપદેશકો છે. પ્રચારની નજરે આ દશા દયનીય અને અસહ્ય છે. પ્રચારની મુખ્ય વસ્તુ આજે ગૌણ બની રહી છે તેનો સત્વરે નિકાલ કરવો જોઇએ. વિધર્મીઓ પ્રચારની પાછળ લાખોનો ધુમાડો કરે છે, ત્યારે અમારી પાસે મહર્ષિની અમરવાણી તથા નક્કર સિદ્ધાન્તો હોવા છતાં ધનના અભાવે પ્રચાર દિનપ્રતિદિન શિથિલ થતો જાય છે. મૌખિક પ્રચાર તો બિલકુલજ મૃતપ્રાય છે. તેના તરફ ભયંકર દુર્લક્ષ્ય અને ઉદાસીનતાજ દેખાય છે. માટે સહુથી વધારે ધ્યાન મૌખિક તેમજ સાહિત્યિક પ્રચારને વધારવા તરફ આપવું જરૂરી છે. ગુજરાતી તેમજ મરાઠીમાં વૈદિક સાહિત્યની જણાતી અછતને વ્યવસ્થિત રીતે દૂર કરવાના ભગીરથ પ્રયત્ન કરવાની ખૂબજ આવશ્યક્તા છે.

ઠેક ઠેકાણે આર્યસમાજોની સ્થાપના થયા પછી પૂરતા ઉપદેશકોના અભાવે પ્રચારનો પ્રવાહ સતત વહેતો ન હોવાથી બે પાંચ વર્ષે તે સમાજો મરી પરવારે છે, અને ફરીથી જૈસે-થે ની પરિસ્થિતિ ઊભી થાય છે. આ ઉપેક્ષાવૃત્તિ તરફ સભાના વિચારક તેમજ ઉત્સાહી સભાસદોએ સત્વરે ધ્યાન આપવાની ઘણીજ આવશ્યક્તા છે.

જનતામાં આર્યસમાજના પ્રચારની ભૂખ તો જાગી છે. પણ તે મટાડવા માટે યોગ્ય ઉપદેશકોની ખૂબજ આવશ્યક્તા છે. આજના વિજ્ઞાનયુગમાં જુના જમાનાના વ્યાખ્યાનોથીજ ચાલશે નહીં. તે માટે સમયાનુકુલ વિદ્વાન વ્યાખ્યાતાઓની ખૂબજ આવશ્યકતા છે. ખ્રિસ્તીઓ તેમજ મુસલમાનો ઉપદેશકોને ટ્રેનિંગ આપી તૈયાર કરે છે. ત્યારે આપણે ત્યાં તેવી કોઇ સુયોગ્ય વ્યવસ્થા આજ સુધી દેખાતી નથી. એ કમીને પણ દૂર કરવાનો યથાશીઘ્ર પ્રયત્ન કરવો રહ્યો. કેટલાક સમયપૂર્વે પ્રાન્તમાં અદ્યતન ઉપદેશક વિદ્યાલય ખોલી અદ્યતન ઉપદેશકો તૈયાર કરવાનો વિચાર કરવામાં આવેલો, તેના માટે કેટલાક મહાનુભાવો તરફથી રકમ પણ મળેલી, છતાં કાર્યકર્તાઓના અભાવને લીધે કોઈ ઉત્સાહજનક પરિણામ આવ્યું નહીં. ખેર, તે વિસારે પડેલી વાતને ફરાથી તાજી કરવાની આવશ્યકતા છે. સૌભાગ્યથી આર્યજગતના મૂર્ધન્ય વિદ્વાન અને વિચારક શ્રી આચાર્ય વૈદ્યનાથજી શાસ્ત્રી હવે વડોદરા રહેવા આવી ગયા છે. તેમની કિંમતી સેવાઓનો લાભ લેવામાં આવે તો સભાને ઘણોજ લાભ થઈ શકે એમ છે.

આશા છે સભાના માનનીય સભાસદો તથા અધિકારીઓ વર્તમાન પરિસ્થિતિનું અવલોકન કરી કાંઇક ઠોસ કાર્ય તરફ કદમ ઉઠાવશે જ. પ્રતિનિધિઓ પણ તન-મન-ધનથી પૂરા ઉત્સાહ સાથે સભાના કાર્યકર્તાઓને સાથ આપી તેમજ મહર્ષિના વૈદિક સંદેશને ગુંજતો કરવામાં પૂરો સહકાર અને નવા ઉત્સાહનું વાતાવરણ સર્જવામાં ફાળો આપશે એવી આશા રાખવી અસ્થાને નથી.

માધવેન્દ્ર શાસ્ત્રી

## ચરોતર પ્રદેશ આર્યસમાજ, આણંદ શોકપ્રસ્તાવ

મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના વીર સેનાની પ્રમુખ શ્રીયુત કાન્તિલાલ શર્માના આકસ્મિક અવસાનથી ઘણું જ દુઃખ થાય છે. તેઓ અવિરત સેવા આપનાર વિરલ દેશ ભક્ત તથા સંસ્કૃતિના ઉપાસક હતા સ્વભાવે સ્નેહાળ, મળતાવડા, પરગજુ તથા બધાને પ્રિય હતા. તેમના જવાથી આર્ય-જગતને ન પૂરાય તેવી ખોટ પડી છે તે પૂરાય તેવી નથી. પરમાત્મા તેમના કુટુંબીજનોને આવી પડેલા આકસ્મિક આ દુઃખને સહન કરવાની શક્તિ આપે તેવી પ્રાર્થના. અમો તેમના દુઃખમાં સમવેદના પ્રગટ કરીએ છીએ.

## આર્યસમાજ ગાંધીધામ

શ્રી કાંતિલાલ શર્માના નિધનથી આર્ય સમાજ તથા દેશને ક્ષતિ પહોંચી છે. પરમાત્મા સ્વર્ગસ્થને શાંતિ તથા પરિવારને ધૈર્ય પ્રદાન કરે.

## શ્રી ડાહ્યાભાઈ આર્યનું પ્રચાર કાર્ય

પછાત વર્ગ વિકાસ મંડળ ડેડીયાપાડાના ઉપદેશક શ્રી. ડાહ્યાભાઈ આર્યે ડેડીયાપાડાના પછાત વિસ્તારમાં પ્રચારની ધૂમ મચાવી છે. તેઓ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં પ્રજામાં નવો ઉત્સાહ તથા ચેતન નજરે પડે છે.

મોઝામાં એક ખ્રિસ્તી કન્યાની શુદ્ધિ કરાવી મૂળજીભાઈ વસ્તા સાથે વૈદિક વિધિથી લગ્ન કરાવતાં લોકોમાં કુતુહલ જાગ્યું હતું. તે કાર્યમાં શ્રી. રૂપસિંહભાઈ તથા શ્રી. છગનભાઈનો સહકાર મળવાથી કાર્ય દીપી ઊઠયું હતું.

ખરેશ્વરના શ્રી કેશુરભાઈના પુત્ર ચિ. રણજીતના વૈદિક વિધિથી લગ્ન કરાવ્યાં હતાં. પ્રસંગોપાત શ્રી. છગનભાઈએ આશીર્વાદ આપી વ્યસનોથી દૂર રહેવા જણાવ્યું હતું.

શ્રી ડાહ્યાભાઈના પ્રયત્નથી મોગામાં આશ્રમનું મકાન તૈયાર થઈ ગયું છે. તેમજ નેત્રંગમાં પણ આશ્રમના મકાનની તૈયારીઓ પૂરઝડપે ચાલી રહી છે.

## અખિલ ભારતીય આર્ય સંન્યાસી મંડળના મહત્ત્વપૂર્ણ નિશ્ચય

(૧) મંડળ તરફથી ઋષિ નિર્વાણસ્થલી અજમેરમાં તારીખ ૧૫-૭-૬૫થી ૧૫-૧૧-૬૫ સુધી સંસ્કાર વિધિ શિબિરની યોજના કરવામાં આવી છે.

(૨) આર્ય પ્રતિનિધિ સભા રાજસ્થાનની હીરક જયંતી પ્રસંગે તા. ૩-૧૦-૬૫ના રોજ અજમેરમાં શ્રી મહાત્મા આનંદસ્વામીજી મહારાજના પ્રમુખપદે અખિલ ભારતીય આર્ય સંન્યાસી સંમેલન મળશે.

(૩) સંસત્સદસ્ય સ્વામી રામેશ્વરાનન્દજી મહારાજના તત્વાવધાનમાં આગામી ગોપાષ્ટમી ઉપર ઋષિ નિર્વાણ યજ્ઞશાળા અજમેરમાં ગોસુક્તથી યજ્ઞ કરવામાં આવશે.

(૪) પ્રચારાર્થે સૌરાષ્ટ્રમાં શ્રી સ્વામી સર્વદાનંદજીને નિયુક્ત કરવામાં આવ્યા છે, તેમ જ શ્રી સ્વામી વેદાનંદજીને ઉપમંત્રી બનાવવામાં આવ્યા છે.

# ભારતનું યોગ-વિજ્ઞાન

લેખક : શ્રી. મુકુન્દદેવ ચટ્ટોપાધ્યાય

યોગ-વિજ્ઞાન એ પ્રાચીન ભારતની એક મોટામાં મોટી દેણગી છે. આધુનિક યુગમાં પાશ્ચાત્ય જગતનાં વિશ્વવિદ્યાલયોમાં ક્યાંક ક્યાંક એ વિષયનાં સંશોધનકાર્યો વૈજ્ઞાનિક ધોરણે, વ્યાપક રૂપમાં ન હોવા છતાં થોડાંઘણાં થઈ રહ્યાં છે. ભારતની અંદર યોગવિદ્યાનું અનુશીલન અત્યારેય સાધુસમાજમાં અને અલ્પ પ્રમાણમાં ગૃહસ્થ કુટુંબોમાં પણ જો કે થાય છે, તેમ છતાં એનો યોગ્ય પ્રચાર થતો નથી અને આધુનિક વૈજ્ઞાનિક ધોરણે એ અંગેનો શોધખોળ થતી નથી. ભારતમાં Yogic Resereh Work (યોગ-વિજ્ઞાન અંગેનું સંશોધનકાર્ય) કોઈ ઠેકાણે ચાલે છે કે કેમ તે જાણવાનું ખાસ કશું સાધન પણ નથી. માસિક પત્રોમાં કે દૈનિક સમાચારપત્રોમાં પણ ક્યાંયે એ સંબંધની કશીય વિવેચના, વિચારણા કે પ્રવૃત્તિ ચાલતી હોવાની માહિતી મળતી નથી. તમામ વિષયો પર આધુનિક વૈજ્ઞાનિક ઢબની શોધખોળ આ દેશમાં ચાલે છે. છતાં આશ્ચર્યની વાત છે કે યોગ-વિજ્ઞાનના સંબંધમાં તેવી કશી જ વ્યવસ્થા હજુ થઈ નથી. યોગ-વિજ્ઞાન એ તો આ દેશની જ વિદ્યા છે. તેથી આ દેશમાં એ વિષયની આધુનિક વૈજ્ઞાનિક ધોરણે શોધખોળ થવાની કશીક વ્યવસ્થા અવશ્ય થવી જોઈએ.

એટલા માટે જ આ નિબંધમાં થોડુંક વિવેચન કરવાનું નક્કી કર્યું છે. એ અંગેનો વિશિષ્ટ અભ્યાસ જેમને હોય, એવી વ્યક્તિઓ એ પર વધુ પ્રકાશ પાડશે એવી આશા પણ એની પાછળ રહેલી છે.

યોગાભ્યાસ એ જો કે મુખ્યત્વે પારમાર્થિક સિદ્ધિ પ્રાપ્ત કરવાનું એક સાધન છે, તથાપિ સાધારણ માનવી પણ જો પ્રયાસ કરે તો, એનો થોડો ઘણો અભ્યાસ કરી શકે છે અને તેના દ્વારા તેઓ પોતાના શારીરિક તેમજ માનસિક આરોગ્યને સહેલાઈથી જાળવી રાખી શકે છે અને વધારી પણ શકે છે એમાં સંદેહ નથી.

યોગાભ્યાસ શબ્દથી આધુનિક શિક્ષણ પામેલા વર્ગ સામાન્ય રીતે શું સમજે છે તેનો કોઈ ચોક્કસ ખ્યાલ એ વર્ગને હોય એમ લાગતું નથી. માટે સૌથી પ્રથમ 'યોગ' સંબંધી થોડુંક વૈજ્ઞાનિક વિવરણ જો અહીં રજૂ કરીશું, તો તે અપ્રાસંગિક નહિ લેખાય.

દેહનાં બાહ્યિક અંગ-પ્રત્યંગો તેમજ એનાં તમામ આભ્યંતરિક યંત્રો સ્નાયુઓમાં વહેતી એક પ્રકારની વૈદ્યુતિક શક્તિ દ્વારા કામ કરતાં હોય છે. યોગાસન જમાવી લઈને સ્થિર બેસી રહેવાથી શરીરનાં આભ્યંતરિક યંત્રો કોઈ પણ રોકટોક સિવાય અસ્ખલિતપણે કાર્ય કરતાં રહે છે એ તો ખરું જ. તે ઉપરાંત એ સ્થિતિએ બાહ્યેન્દ્રિયો નિશ્ચલ બની જવાને કારણે એમને ખાતે વપરાતી વિદ્યુતશક્તિનો મોટો ભાગ કેવળ આભ્યંતરિક યંત્રો દ્વારા થતાં કાર્યો અથવા તો માનસિક કાર્યો કરવા માટે ફાજલ પડે છે. મનનું કાર્ય અવશ્ય મસ્તિષ્ક અથવા મગજમાંજ ચાલતું હોય છે. જાગ્રત અવસ્થામાં જ્યારે પણ શરીરની અને એની બાહ્યેન્દ્રિયોની સ્થિરતા લાધી શકાય ત્યારે એકલું મન જ સક્રિય રહે છે. સૂવા ટાણે નિદ્રાની શરૂઆત થાય તેની પૂર્વપળ સુધી પણ મનમાં કોઈ ને કોઈ વિચાર ચાલતો જ રહે છે, એ તો સહુથી સહેજે જ જોઈ શકાય, સમજી શકાય એમ છે. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓની અંદર બીજી અને ત્રીજી અવસ્થાઓનો સમાવેશ નિદ્રાની અંદર થાય છે.

યોગાભ્યાસ દરમ્યાન આ જાગ્રત અવસ્થાની અંદર એક બીજી ચોક્કસ પ્રકારની અવસ્થાનો પ્રાદુર્ભાવ થાય છે. યોગાભ્યાસ દરમ્યાન પાંચ કર્મેન્દ્રિયો તથા પાંચ જ્ઞાનેન્દ્રિયોને નિશ્ચલ રાખવી પડતી હોવાથી કેવળ અગિયારમી ઇન્દ્રિય મન એકલું જ જાગ્રત, સચળ અને ક્રિયાશીલ હોય છે. 'निर्विषयमेकविषयं वा चित्तम्।' અર્થાત કે મનમાંથી બધા જ પ્રકારના વિચારો દૂર કરી દીધાથી, અથવા એક જ વિષયમાં મનને સ્થિર કરી રાખવાથી યોગ સિદ્ધ થાય છે. એના ત્રણ તબક્કાઓ હોય છે. ધ્યાન, ધારણા અને સમાધિ.

જાતજાતના અને ભાતભાતના વિષયોમાંથી મનને નિવૃત્ત કરી લીધા પછી, ખેંચી લીધા પછી જે માનસિક અવસ્થા પ્રાપ્ત થાય છે, તેનું જ નામ 'ધારણા', એ સ્થિતિમાં જો લાંબો વખત સ્થિર રહી શકાય, તો પછી બીજી સ્થિતિ આવી પહોંચે છે અને તેને જ 'ધ્યાન' કહેવામાં આવે છે. હજી પણ વધારે દૃઢતાપૂર્વક અને લાંબા સમય સુધી ધ્યાનને ચાલુ રાખવામાં આવે-અને તેય એટલી હદ લગી કે મન સંપૂર્ણ રીતે નિર્વિષય અથવા વિચારશૂન્ય બની ગયું હોય, અને કોઈ પણ બાબતમાં, ઈશ્વર ચિન્તવનમાં અગર ઇતર કોઈ પણ એક જ વિષયમાં મનને સંલગ્ન રાખવાથી તે કેવળ એ જ વિષયમાં પરોવાયેલું રહેતું હોય અને એ વિષય સિવાય ઇતર કોઈ પણ વિષયનો, અરે, પોતાની હયાતિ સુદ્ધાંનો ખ્યાલ પણ તેમનાં ન રહેતો હોય, તો એ સ્થિતિને 'સમાધિ' કહેવામાં આવે છે.

(વધુ આવતા અંકે)

## મહાવિદ્યાલય જવાલાપુર

શ્રી. કાંતિલાલ શર્માના અવસાનથી કુલવાસીઓને દુઃખ થયું. દિવંગત આત્માની સદ્ગતિ તેમજ શોક સંતપ્ત પરિવારને ધૈર્ય પ્રદાન કરવા પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરવામાં આવી હતી.

## ઉપનયન તથા નામકરણ સંસ્કાર

આર્ય સમાજના કર્મઠ મંત્રી શ્રી શ્રીકાંત ભગતજીના સુપુત્ર ચિ. હર્ષવદનનો ઉપવિત તથા ચિ. નિલમનો નામકરણ સંસ્કાર તા. ૬-૬-૬૫ના રોજ આર્યસમાજ મંદિરમાં સવારે ૯-૩૦ વાગે થશે. આ શુભ પ્રસંગે બન્ને બાળકો સ્ફુર્તિ, સુયશ, તથા સમૃદ્ધિપૂર્ણ દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરે એવી મંગલ કામના કરીએ છીએ.

માધવેન્દ્ર શાસ્ત્રી

ઇતિહાસની આરસી

# પૂર્વ બંગાળમાંના મુસ્લિમો મૂળ હિંદુઓના જ સંતાનો છે

લેખક :
**જીવનલાલ દાંડોડ**
વડોદરા

બંગાળમાં નવાબોનું શાસન હતું. આ બધા નવાબો કોઈ કાબુલ, કંદહાર કે અરબસ્તાનથી આવ્યા ન હતા. આજના નવાબો રાધનપુર, પાલનપુર, જૂનાગઢ, ખંભાત, રામપુર, છત્તારી, ભોપાળ કે અન્ય નવાબોના ઘડવાઓ તો મૂળ હિંદુવંશનાજ હતા.

મહમુદાબાદના નવાબ આજે પણ મહારાજ કુમાર તરીકે ઓળખાય છે, પાકિસ્તાનના ગઝનફરઅલીખાં આજે પણ પેતાને રાજા તરીકેજ ઓળખાવે છે.

આપણે અહીં જે વાત ચર્ચવાના છીએ તે વાત મુર્શીદાબાદની છે, મુસ્લીમ નવાબોના પ્રધાનો તો મોટાભાગે હિંદુઓજ હતા. હૈદ્રાબાદમાં દિવાન ચંદુલાલ અને સર કીશનપ્રસાદનીજ બોલબોલા હતી અકબરના રાજ્ય કાળમાં રાજ્યનો તમામ વહીવટ અને કારભાર હિંદુઓના જ હાથમાં હતો. ઔરંગઝેબ સુધી દિવાન પદાં હિંદુઓના જ હાથમાં હતાં.

મુર્શીદાબાદના નવાબ પાસે દ્વારકાનાથ ઠાકુર નામે એક દિવાન હતા. આ દ્વારકાના ઠાકુર વિશ્વ કવિ રવિન્દ્રનાથ ઠાકુરના પિતામહ હતા. પૂર્વ બંગાળના ભૂતપૂર્વ મુખ્ય પ્રધાન તથા કાલના પૂર્વ બંગાળના મુસ્લીમ લીગના પ્રધાન નુરૂલ અમીનના એ પ્રપિતામહ હતા.

એક દિવસ એવું બન્યું કે નવાબ સાહેબના બંગલામાં પ્રધાન સાહેબને બોલાવવામાં આવ્યા. એ વખતે નવાબ પોતે ભોજન કરતા હતા. ભોજન પુલાવનું હતું, સુગંધીથી આખો ઓરડો ભરાઇ ગયો હતો અને સુવાસથી મઘમઘી ઉઠયો હતો વાતવાતમાં દ્વારકાનાથ ઠાકુરથી બોલાઇ જવાયું કે "નવાબ સાહેબ! પુલાવનું આજનું ભોજન બહુજ સ્વાદિષ્ટ બન્યું લાગે છે."

નવાબે પૂછ્યું કે ઠાકુર બાબુ આપને આ વાતની જાણ કેવી રીતે થઇ?

ઠાકુરે જવાબમાં કહ્યું કે "આખો ઓરડો તો સુગંધીથી મઘમઘી ઉઠયો છે," તુર્તજ નવાબ બોલી ઉઠયા કે બસ હવે તમો મુસલમાન થઇ ગયા, કારણ કે મુસલમાનના ઘરનો પુલાવ તમોએ ખાઇ લીધો

ઠાકુર સાહેબ તો આ સાંભળી ગભરાઇ ઉઠયા અને બોલ્યા કે નવાબ સાહેબ! મેં તમારા પુલાવને સ્પર્શ પણ કર્યો નથી. હું મુસલમાન કેવી રીતે બની ગયો.

જવાબમાં નવાબે કહ્યું કે "તમોએ પૂલાવનો સ્પર્શ કર્યો હોય કે ન કર્યો હોય, અમારા પુલાવની અસર તો તમારા શરીરમાં થઇ જ ગઇ છે. માત્ર મોઢેથી જ નથી. નાકથી પણ ખાઇ શકાય છે. તમોએ આજે અમારું ભોજન નાક દ્વારા કર્યું છે. અને છતાં પણ તમોને અમારા કહેવાથી વિશ્વાસ ન આવતો હોય તો તમારા પંડિતજીને પૂછી જુઓ,

અને તુર્તજ બ્રાહ્મણ પંડિતજીને બોલાવવામાં આવ્યા. અને તેઓ તુર્તજ હાજર થયા આવનાર પંડિતજી ખુબજ લાંબા, તગડા અને રૃષ્ટપુષ્ટ હતા. કપાળમાં ત્રિપુંડ તાણેલું હતું. એવા પંડિતજી આવી પહોંચ્યા.

તેમને આસન પર બેસાડવામાં આવ્યા. બે ચાર આડી અવળી વાતો થઇ અને પછી નવાબે પૂછ્યું કે પંડિતજી! આજે અમારે તમારા પાસેથી એક નિર્ણય લેવાનો છે. જુઓ! અમારા દીવાન સાહેબે પોતાના નાક દ્વારા મુસલમાનના ઘરનો રાંધેલો પુલાવ ખાધો છે. બોલો હવે તમે જ નિર્ણય કરો કે અમારા દીવાન સાહેબ હવે હિંદુ ગણાય ખરા! તમો અત્યારે અમોને સ્પષ્ટ નિર્ણય આપી દયો કે દીવાન સાહેબ મુસલમાન થયા કે નહિ?

પંડિતજીએ તો એ ઘડીએ જ તુર્ત નિર્ણય આપી દીધો કે ઠાકુરબાબુ તો હવે મુસલમાન થઇ ગયા, એમાં જરા પણ શંકાને સ્થાન રહ્યું જ નથી.

પરિણામે ઠાકુરબાબુ અને તેના આખાયે પરિવારનો હિંદુ સમાજે બહિષ્કાર કર્યો. અને પછી તો દીવાન સાહેબને રીતસર મુસલમાન બનાવી દેવામાં આવ્યા. અત્રે આપણે એ વિચાર કરવાનો છે કે આ પુરુષને ઇસ્લામ બનાવનાર કાંઇ ઔરંગઝેબ જેવો ઝનૂની બાદશાહ ન હતો. પરંતુ તેને મુસ્લીમ બનાવનાર એક પંડિત હતો. અને આ પંડિત ધર્મનો ઇજારો લઇને બેઠેલો હતો.

જ્યારે રક્ષક પોતે જ ભક્ષક બને, વાડ જ ચીભડા ગળવા માંડે. ખુદ ચોકીદાર જ ચોરીઓ કરવા લાગે તેનું પરિણામ આવું જ આવેને.

આજે પૂર્વ બંગાળમાં જે જે મહંમદઅલી બોગરાઓ છે સુહરાવર્દીઓ છે, નઝીમુદ્દીનો છે. નુરૂલ અમીનો છે, આ તમામે તમામના પૂર્વજો હિંદુઓ હતા. મૂળ આ બધા હિંદુઓનાં જ સંતાનો છે. અને જેઓએ પાકિસ્તાનનું સર્જન કર્યું છે.

વાંચકો સામે એક જ સવાલ ઉભો થાય છે કે આ સ્થિતિનો સર્જનાર કોણ? દ્વારકાનાથ ઠાકુરના વંશજોને નુરૂલ અમીન બનાવનારા કોણ હતા?

તેનો જવાબ છે કે હિંદુઓની દુર દષ્ટિનો અભાવ, સંકિર્ણ વૃત્તિ અને જો સાચા શબ્દોમાં કહીએ તો નરી મુર્ખતા!

## આર્યસમાજ સામરખા શોકપ્રસ્તાવ

મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના પ્રધાન શ્રી કાન્તિલાલ મોહનલાલ શર્માના આકસ્મિક થયેલ અવસાનથી દુખિત થઇ નોંધ લે છે.

સ્વ. મિલનસાર સ્વભાવના હતા. તેમના અવસાનથી આર્યસમાજે એક મહાન નેતા ગુમાવ્યો છે. ને તેમની ખોટ પુરાય તેવી નથી. તેમના જવાથી તેમના કુટુંબીજનો પર આવી પડેલી આ આફતમાં દુઃખને સહન કરવાની શકિત પ્રભુ અર્પે એજ અભ્યર્થના: તેમના દુઃખમાં અમે સમવેદના પ્રગટ કરીએ છીએ

( પાન ૧નું ચાલુ )

નમાં હિન્દુઓની જે દુર્દશા છે તેનો દિલ કંપાવનારો ચિતાર નીચેની વિગતથી જાણી શકાય એમ છે, હમણાંજ થોડા વખત પહેલાં પાકિસ્તાનમાંથી હિજરત કરી આવનાર લઘુમતિઓના કારણોની તપાસ કરવા માટે ભારત સરકારે તપાસપંચ નિમેલું. તપાસપંચે ઝીણવટભરી તપાસને અંતે જાહેર કર્યું કે પાકિસ્તાનમાં હિન્દુ તથા બૌદ્ધોનું નિર્દય રીતે દમન કરવામાં આવી રહ્યું છે. પંચ સમક્ષ રજુ થયેલા સાક્ષીઓએ જણાવ્યું છે કે પુર્વ પાકિસ્તાનના સત્તાવાળાઓ લઘુમતિઓ આર્થિક કે શૈક્ષણિક ક્ષેત્રે આગળ ન વધે તે માટે જાત જાતની અડચણો ઊભી કરવામાં આવે છે. ઇચ્છાનુકુલ ધર્મ પાળવા દેવામાં આવતો ન હતો. સ્ત્રીઓ ઉપર પાશવી અત્યાચારો ગુજારવામાં આવતા તેમ જ વગર પૈસે વેઠ લેવામાં આવતી, અને કામ પસંદ નથીના બહાને મિલટરીના માણસો નિર્દયતાપુર્વક માર મારતા. સાથે સાથે તેમણે એ પણ ફરિયાદ કરેલી કે મૂર્તિઓ તોડી નાખી મંદિરોનો નાશ કરવામાં આવેલો તેમ જ જબરજસ્તી મુસલમાન બનાવવામાં આવી રહ્યા છે.

ભારત સરકારનો ધર્મ નિરપેક્ષતાનાં ઢોલ વગાડે છે અને વિધર્મીઓ અહીં લીલાલહેર કરે છે ત્યારે સ્વતંત્ર ભારતની વિદેશોમાં વસતી પ્રજાની દયનીય દશાની દેખભાલ કરવાની સાચી તમન્ના ક્યારે જાગશે તે તો ભગવાન જ જાણે.

**માધવેન્દ્ર શાસ્ત્રી**



# शर्माजीका महा प्रयाण

दिनांक १२ मई की वह दुर्भाग्य पूर्ण अपरान्ह जब बम्बई आर्यसमाज मे फोन द्वारा वज्रघात की भांति श्री शर्माजी के महा प्रयाण का दुखद समाचार मिला चिरस्मरणीय रहेगा. जिसने जहां सुना वह वहीं स्तब्ध रह गया।

दुग्ध धवल गांधी टोपी, स्वच्छ कुर्तें पर वैसी ही जाकिट, और धोती, मझला कद. गढा हुआ शरीर, तथा चिन्तनशील मुखाकृतसे सदा दृढ़ आत्म विश्वास झांकता प्रतीत होता हो, ऐसे सहजमेव एवं रूप वाले थे, श्री कान्तीलाल मोहनलाल शर्मा। प्राय: ६० वर्ष की वय होने पर भी वह कभी थके हुए प्रतीत नही होते थे। अथक परिश्रम उनका एक विशेष गुण था। "कर्म ही उपासना है" इसे उन्होने अपने जीवन का सिद्धान्त बना लिया था। और जीवन के अन्तिम क्षण तक कर्म रत रहे। आर्यसमाज के प्रवर्तक महर्षि स्वामी दयानन्द सरस्वती को बड़े गर्व से आप आपना पूर्वज कहा करते थे। कथनी से ही नहीं किन्तु करनी भी यावत जीवन महर्षि के प्रतिपादित सिद्धान्तों का अनुसरण करते रहे, इतना ही नही किन्तु अन्योंको भी वैदिक धर्म को ओर प्रेरित करते रहे। बल्कि सच्चाई तो यह है कि. आर्यसमाज सेवा कार्य में ही अपने जीवन का उत्सर्ग किया।

आडम्बर छल से उन्हे चिढ़ थी। किन्तु सच्चाई के प्रति उन्हे अटूट सहानुभूति थी। उनका जीवन एक अन्वेषक का जीवन था! उनकी प्रत्येक गति विधि बहुत ही खोजपूर्ण होती थीं। संकटपूर्ण समस्याए नए साहस एवं विवेक का संचार करती थी! कठिनाइयों दुखों का इतिहास ही सुयश है! जीवन के इस पहलू पर उनका पूरा विश्वास था!

वह स्वयं एक संस्था थे, और जो भी उनके सम्पर्क में आए वे सब उसी रंग मे रग गए अभी बहुत कुछ स्नेह जीवन उनमे बाकी था, विशाल कार्य क्षेत्र को निपटाना था। कर्म सागर मे उठती हुई उर्मियां उनका आह्वान कर रही थी। बड़े चाव और उत्साह से उनका आमंत्रण वह स्वीकार करते जा रहे थे, कि बीच मे ही प्रभंजन का ऐसा थपेड़ा आया. कि सहसा जीवन दीप बुझ गया एक बारगी तम की अभेद्य चादर सब कुछ पर छा गई, सब कुछ क्रंदन कर उठा. अभी तो कुछ भी पूरा नहीं हुआ था सब कुछ अधूरा – किन्तु सच है।

बहती है धारा तो बनते किनारे।
किनारों को बांहोमे बहती है धारा॥
जहां डूबने को हुआ नाव डबो।
न मझधार देखा न देखा किनारा॥

संकट के समय आवश्यकता पड़ने पर जब जब राष्ट्र और समाजने आह्वान किए उन्होंने निर्भीक होकर तन, मन, धन, से समाज और राष्ट्र की रक्षा की। एकाधिक बार प्राण हथेली पर लेकर रात दिन एक करके उन्होंने समाज सेवा की है। जब की हमारे बीच ऐस नर पुंगव के साहस के प्रतीक एवं क्रांति के सर्जन श्री शर्माजी अत्याधिक आवश्यकता थी वह बखस हमेश रूठ कर सदा के लिए हमको निरीह बनाकर अमर पद को ग्रहण कर लिए तब तो यही कहना पड़ता है :—

चिन्ता क्या है, हे निर्मम
बुझ जाए दीपक मेरा
हो जाएगा ही पीड़ा का राज्य अंधेरा॥

उस अमृत पुत्र को आत्मा को पिता प्रभू शाश्वत शान्ति प्रदान करें, एवं वियोगी, उनके सहकर्मियों, सहयोगियों, मे इस विपत्ति को सहन करने की क्षमता प्रदान करें। यही आत्म निवेदन है!

**भद्रसेन सभाजित मिश्र**
आर्यसमाज काकड वाड़ी
**बम्बई**

( પાન ૮નું ચાલુ )

ઉઠે લખન નિસિવિગત સુનિ,
અરૂનસિખા – ધુનિ કાન।
ગુરૂ તે પહિલે જગત પતિ,
જાગે રામ સુજાન॥

શિક્ષિત વર્ગમાં વહેલા ઉઠીને ફરવા જવાની ટેવ હોય છે. બાલ સૂર્યનાં કિરણો શરીર પડે તે રીતે પ્રાતઃ કાલે વહેલા ઉઠવાની અમૂલ્ય સૂચના આયુર્વેદ આપે છે. સ્વસ્થ વૃત્તનું આ મંગલાચરણ છે કે જ્યાં રોગને અવકાશ જ નથી.

( ક્રમશઃ )

# કોંગ્રેસ સરકાર અને રાષ્ટ્રભાષા

લેખક : પંડિત વસિષ્ઠજી યાજ્ઞિક, હલવદકર
(આયુર્વેદાલંકાર) રાજકોટ

આપણી કોંગ્રેસ સરકાર એટલે પ્રજાકીય સરકાર છે. છતાંય આજે પ્રજાને આ સરકાર માટે સંપૂર્ણ સદ્ભાવ નથી, તેનો સબળ પૂરાવો શ્રી કૃપલાની જેવા રાષ્ટ્ર સુભટ કોંગ્રેસથી જુદા પડયા છે આજે કોંગ્રેસના આગેવાનોનાં અંતરમાં ભારતીય સંસ્કૃતિ પ્રતિ ઓરમાયો વર્તાવ છે

રાષ્ટ્રપિતા પૂ. ગાંધીને અને સરદારશ્રીની પરલોક યાત્રા પછી આપણી રાષ્ટ્રનીતિનું ચોક્કસ સ્વરુપ રહ્યું નથી. તેથી કોંગ્રેસની કેટલીક આવકાર પાત્ર પ્રવૃત્તિઓ હોવા છતાં પણ "ગોવધ" અને ભાષા અંગેની કોંગ્રેસ સરકારની હાલની નીતિ વિરોધી હોવાથી રાષ્ટ્ર પ્રેમી જનતામાં કોંગ્રેસ માટે વિશ્વાસ નથી "ગોવધ" બંધ કરવા વિષે પ્રજાના અવાજની કોંગ્રેસ સરકારે અવગણના કરી છે અને લઘુમતિ મુસ્લિમ પ્રજાને સંતોષવાની અર્થાત્ ભિન્નસમ્પ્રદાયિ રાજ્યશાસન પદ્ધતિ જણાવવા માગે છે. પરંતુ વાસ્તવિક હકીકત તો એ છે કે "બ્રિટિશ રાજ્યના સંસ્કારોનાં મૂળ એટલા ઊંડા ઊતર્યાં છે કે સ્વતંત્ર ભારતની પ્રજાકીય સરકારની શાસનપદ્ધતિમાં પશ્ચિમના સંસ્કારો પ્રધાન્ય છે. "ગોવધ" પ્રતિબંધ અને "રાષ્ટ્રભાષા" હિંદીજ હોઈ શકે આ કાયદો જ્યાં સુધી પસાર નહીં થાય ત્યાં સુધી ભારતીય આર્ય સંસ્કાર પ્રેમી જનતાને અસંતોષ રહેશેજ તેનો એકજ પ્રસંગ આપણી નજર આગળ છે કે પંજાબમાં ભાષા અંગે થયેલો સત્યાગ્રહ છે.

## રાષ્ટ્રભાષા હિંદી વિષે તુલનાત્મક વિચાર

સ્વતંત્ર ભારતના બંધારણમાં "રાષ્ટ્રભાષા હિંદી અને લિપિ દેવનાગરીનો ઠરાવ પાસ થયો છે. છતાં કોંગ્રેસ સરકાર હિંદુસ્તાનીને (હિન્દી ઉર્દૂ મિશ્રણ વર્ણશંકર ભાષા) વ્યાપક બતાવવા આગ્રહ રાખે છે. હિંદુસ્તાની ભાષાનાં પક્ષકારનો—બિહારનાં કોંગ્રેસ મંત્રી મંડલદ્વારા સ્વીકૃત "મહમૂદ સિરીજ રાજેન્દ્ર રીડર્સ"માં વિશ્વવંદ્ય સીતાજીને "બેગમસીતા" અને "રામને શાહજાદારામ" "મહર્ષિ વાલ્મિકને મોલવી વાલ્મિક" તથા "આચાર્ય દ્રોણને ઉસ્તાદ દ્રોણ" તરીકે બતાવ્યા છે (વે. ધ.) જે કામ કટર મુસ્લિમ પંથી મોગલ બાદશાહે નથી કર્યું તે કામ આજે કોંગ્રેસ રાજ્યમાં થાય છે. મુસ્લિમ બાદશાહોએ પણ પોતાના રાજ્યમાં સંસ્કૃત અને હિંદીને સારું સ્થાન આપ્યું હતું. બાદશાહી સીક્કા ઉપર દેવનાગરી લિપિ છે. તે તેનો સબળ પૂરાવો છે હીજરી સન ૪૧૮ (ઈ. સ. ૧૦૨૭) તે મહમૂદ ગીઝનીનો શાસન સમય ગણાય છે. તે સમયના પ્રાચીન સીક્કા (મુસ્લિમ સિક્કા) છે. તેમાં દેવનાગરી લિપિ છે. તે સીક્કાના અગ્રભાગમાં "अव्यक्त मेकं महमूद अवतार नृवति महमूद" આ પ્રમાણે દેવનાગરી લિપિ છે. સિક્કાની બીજી બાજુ દેવનાગરી લિપિમાં લખે છે કે "अयं टंकं महमूदपुर घटिते हिज. स" તે સમયે મુસ્લિમ સીક્કાને "ટંક" કહેતા હતા. આ સીક્કા મહમદપુરમાં હીજરી સન ૪૧૫ માં બન્યા છે. આજનું લાહોર તે મોહમૂદપુર છે.

શમસુદ્દીન અલ્તમશા બાદશાહ ઈ. સ. ૧૨૧૦થી ૧૨૭૫. તેનાં સીક્કાની એક બાજુ "सुरिताणसी—(श्री) समसदिण" આ પ્રમાણે દેવનાગરી લિપિ છે. તે સમયથી આરંભીને સકતુદ્દીન, જલાલુદીન, મુઇજ્જુદ્દીન, ગ્યાસુદીન તઘલગ. ઈ. સ. ૧૩૨૦થી ૧૩૨૫ સુધીમાં તેઓનાં રાજ્ય કારભારમાં તામ્રના સીક્કા પર "श्री मोहमद" લખાયું છે. મુગલ રાજ્યમાં દેવનાગરી લિપિને આદર મલ્યો છે. કટર મુસ્લિમ બાદશાહ ઔરંગઝેબના રાજ્યમાં "શ્રી" શબ્દનો પ્રયોગ થયો છે. તેનો દસ્તાવેજી નમૂનાનો કિંચિત્ ભાગ અત્રે આપ્યો છે. "श्री संवत १७२४ बर्षे...पातशाह श्री मुलतान"—(તેશ. રાષ્ટ્રકૃત કેટલોગ ઓફ ધી કવીન્સ ધી ઇન્ડિયન મ્યૂઝિયમ કલકત્તા) ભારત જેવા વિશાલ દેશમાં વિભિન્ન ભાષાઓ હોય તે સ્વાભાવિક છે. જ્યારે કેવલ ૪૦ ચાલીશ લાખની જનસંખ્યાવાળા સ્વીટ્ઝરલેંડમાં જર્મન, ફ્રાંસીસી, ઇટાલિયન અને રેમન આ ચાર ભાષાઓ બોલાય છે. તેમજ છત્રીસ લાખની વસ્તીવાળા ફિનલેંડમાં ફ્રેન્સ અને સ્પીડ એ ભાષાઓ બોલાય છે. તે પ્રમાણે કેનેડા અને આયર્લેંડમાં મુખ્ય બે ભાષાઓ છે અને તે રાષ્ટ્રભાષા છે.

આજે ભારતમાં હિંદી, સિંધી, ગુજરાતી, મરાઠી, બંગલા, ઉડિયા, કાશ્મીર પંજાબી, આસામી, તેલુગુ, કન્નડ, તામિલ, મલયાલમ, નેપાલી અને ઉર્દૂ આદિ ભાષાઓ છે. તે પૈકીની એક બે ભાષા છોડીને બીજી તમામ ભાષાઓ સંસ્કૃતમાંથી બનેલી છે. યુરોપની ભાષાઓની પણ જનની સંસ્કૃત ભાષા છે. આ વિચાર અમેરિકાના સુપ્રસિદ્ધ વિદ્વાન વિલડુરેંટનાં છે.

સિંધી ભાષા માટે. સિંધી ભાષાનાં વ્યાકરણનાં વિદ્વાન લેખક શ્રી. કમ્સ્તમલ નારુમલજી જેનો ગ્રંથ સન ૧૯૧૨માં પ્રસિદ્ધ થયો છે. તેમાં જણાવે છે કે "સિંધી ભાષામાં કુલ મલીને વીસ હજાર શબ્દો છે. તેમાં બાર (૧૨) હજાર શબ્દો સંસ્કૃતમાંથી ઉત્પન્ન છે પાંત્રીસ સો (૩૫૦૦) શબ્દો સિંધ દેશના છે. તેનો સમાવેશ પણ સંસ્કૃતમાં થઈ શકે ખરો બે હજાર શબ્દ ફારસી છે. ભાષા શાસ્ત્રનાં વિદ્વાનોની માન્યતા છે કે "ઉર્દૂ એ કોઈ ભાષા નથી. અને તેની ઉત્પત્તિ માટે લખે છે કે" શાહજહાંના કેટલાક વિદેશી સૈનિકો અરબી અને ફારસી ભાષા બોલતા હતા. આ ફારસી અને અરબીભાષા હિંદી ભાષા સાથે મિશ્રણ થઈ તે ભાષા સમય જતાં ઉર્દૂ ભાષા નામે ઓળખાણી છે. ઉર્દૂનો અર્થ "ફોજની બજાર" થાય છે. વિજાપુર અને ગોલકોંડાના ઈસ્લામ બાદશાહે તેને ઉત્તેજન આપેલું છે.

અકબર અને ઔરંગઝેબ જેવા મુસ્લિમ બાદશાહ પણ હિંદી બોલતા હતા. મુસ્લિમ કવિઓએ પણ હિંદીમાં જ કાવ્યો લખ્યાં છે. આટલો જુનો ઇતિહાસ હિંદી ભાષા માટે સાક્ષી આપે છે. મહર્ષિ દયાનંદ સંસ્કૃત ભાષાના પ્રકાંડ વિદ્વાન હોવા છતાં પણ હિંદીમાંજ પ્રવચનો કરતા હતા. કારણ કે ભારતની રાષ્ટ્ર ભાષા હિંદીજ હતી. આ ભાવના આપણા રાષ્ટ્ર પિતા પૂ. ગાંધીજી અને સરદારશ્રીની પણ હતી. આજે ભારતનાં સૂર્ય ચંદ્ર સમા એ તારલા આથમી જતાં પંજાબમાં ભાષા અંગે થયેલા અત્યાચારોને કોંગ્રેસ સરકાર જોઈ રહી એ દુઃખદ કથા છે.

## આર્ય સમાજ સાયલા

ગત સપ્તાહમાં ગાડીઓમાં વૈદિક સાહિત્ય વિતરણ કરવામાં આવેલું. તથા તા. ૨૮-૫-૬૫ ના રોજ વીર સાવરકરની જયંતિ ઊજવવામાં આવેલી તેમજ તેમના દીર્ઘાયુષ્ય માટે પ્રાર્થના કરવામાં આવી હતી.

# સ્વસ્થવૃત્ત અને સદ્વૃત્ત નિરૂપણ

## લેખાંક ૨જો

લેખક : પંડિત વસિષ્ઠજી યાજ્ઞિક, હલવદકર
(આયુર્વેદાલંકારે) રાજકોટ

[ **તંત્રી નોંધ** : આજે ભારતીય સંસ્કૃતિના મૂળભૂત આરોગ્યનો સંદેશો આપતા સ્વસ્થવૃત્ત અને સદ્વૃત્ત વિષે પડિત વસિષ્ઠજીના મનનીય વિચારો આર્યપ્રકાશ દ્વારા રજૂ કરીએ છીએ પં. શુદ્ધાયુર્વેદના અનુયાયી છે. શુદ્ધાયુર્વેદના નામે કોઈ પણ લેખ પ્રકટ થાય તો પંડિતજી કલમ ઉપાડે છે, સ્વસ્થવૃત્ત માસિકનાં પ્રથમ અંકમાં વૈદ્યરાજ શ્રી બાપાલાલનો લેખ પ્રકટ થયો છે. પંડિતજીએ પોતાના લેખમાં પણ શ્રી બાપાલાલભાઈના નામનું સ્મરણ કર્યું છે, બંને વૈદ્યોના વિચારો પાઠકો તથા આયુર્વેદ વિદ્યાલયોનાં અધ્યાપકો સમક્ષ મૂકીએ છીએ. સત્યનો સ્વીકાર કરશે

સમદોષ શ્લોકની વ્યાખ્યા ગતાંકમાં આપી ગયો છું ત્યાં શારીરદોષ અને માનસદોષ શાસ્ત્રકાર સ્વીકારે છે. હવે તે અર્થની પુષ્ટિમાં વગ્ભટ્ટના વિચારો અત્રે આપું છું. कालार्थ कर्मणां योगो हीन मिथ्याति मात्रकः । सम्यग् योगश्चविज्ञेयोरोगारोग्यैक कारणम् रोगस्तु दोष वैषम्यं दोष साम्यमरोगता । निजागंतू विभागेन तत्र रोगाद्विधा स्मृताः ॥ तेषां काय मनोभेदात् अधिष्टानमपिद्विधा (વાગ્ભટ્ટ) કાલ, ઇંદ્રિયોના વિષય અને કર્મોનાં હીન. મિથ્યા અને અતિયોગ તે રોગનું કારણ છે. સમ્યગ્ યોગ તે આરોગ્યનું કારણ છે દોષોની વિષમતા તે રોગ અને સમાનતા તે આરોગ્ય છે રોગ નિજ અને આગન્તુ ભેદથી બે પ્રકારનો છે. રોગના બે અધિષ્ટાનો શરીર અને મન છે. આ દૃષ્ટિથી વાગ્ભટના મંતવ્ય પ્રમાણે रजस्तमश्च मानसौद्वोच दोषवुदाहृतौ સમદોષ-સમાગ્નિ. શ્લોકના અર્થમાં બે વાત-પિત્ત, કફ દોષ અને રજ-તમ દોષનો સ્વીકાર કર્યો છે. જો માનસ-દોષનો સ્વીકાર નહીં કરાય તો સમદોષ સમાગ્નિ. શ્લોકને અન્યાય થશે. વાસ્તવિક સ્વસ્થ માણસના લક્ષણમાં પ્રસન્ન આત્મા, ઇંદ્રિયો અને મન આ ત્રણ નામ છે. તાત્પર્ય એજ કે સુખદુ:ખનું ભાન થવામાં મુખ્ય ઇંદ્રિયો જ છે. પરન્તુ ચ. સુ-૮માં मनः पुरःसराणि इंद्रियाणि अर्थं ग्रहण समर्थानि भवन्ति. આ પંક્તિનો અર્થ—મારા મિત્ર—વૈદ્યશ્રી બાપાલાલભાઈએ સ્વસ્થવૃત્ત માસિક અંક ૧ ચૈત્રના અંકમાં આપ્યો છે કે **"ઇંદ્રિયોનો સ્વામી મન છે અને મન જ અર્થગ્રહણ** કરે છે. તેમના આપેલા અર્થથી હું જુદો પડું છું કારણ કે ઉપરની પંક્તિમાં 'સ્વામી' અર્થ થાય તેનું પદ કે કોઈ શબ્દ જ નથી. એટલે હું ચરકસંહિતાની સંપૂર્ણ એ પંક્તિ આપું છું કે જેથી વિદ્વાન પાઠકો અમને ન્યાય આપી શકે. " मनः पुरः सराणीन्द्रियाणि अर्थग्रहण सं मर्थानि– भवन्ति । ६ । तत्र चक्षुः श्रोत्र, घ्राणं, रसनं, स्पर्शनं, इति पंचेन्द्रियाणि–મન દ્વારા અધિષ્ઠિ ઇંદ્રિયો જ પોત–પોતાના વિષયને ગ્રહણ કરવામ સમર્થ થાય છે. ચક્ષુ, શ્રોત્ર, ઘ્રાણ, રસન તથા સ્પર્શન આ પાંચ ઇંદ્રિયો છે. જેના દ્વારા આપણે ભિન્ન-ભિન્ન વિષયોને ગ્રહણ કરીએ છીએ. આ પાઠમાં मनः पुरः सराणि પદ છે એટલે શાસ્ત્રકારનું કહેવું છે કે મનને આગળ કરીને ઇંદ્રિયો પોતાના વિષયને ગ્રહણ કરવામાં સમર્થ થાય છે. પણ મન જ અર્થ ગ્રહણ કરે છે અર્થ ઘટી શકતો નથી. વિદ્વાન લેખકો અને ગ્રંથકારોને પ્રાર્થના કરું છું કે આપ વિષયનિરૂપણ કરવા સમયે વક્તૃતાતાત્પર્ય અને શબ્દતાત્પર્યનાં વિવેક સાથે શ્રુતિ, લિંગ, વાક્ય, પ્રકરણ, સ્થાન અને સમાખ્યા આ છ નિયમોને દૃષ્ટિ સામે રાખજો. આ વિવેક નહિ રહે તો શાસ્ત્રને અન્યાય થશે. કારણ કે વ્યાસ ભગવાને જણાવ્યું કે विभेतिअल्पश्रुताद् वेदाः અલ્પ શ્રુતથી વેદોને પણ ભય છે કે મને ક્યાંઈ ખેંચી જશે. आत्मेन्द्रिय मनोऽर्थानां सन्निकर्षात् प्रवर्तते सुखदुःखम् (ચ-શા-૧) આ શ્લોકનો સંબંધ 'યોગ'ની સ્થિતિનો સૂચક છે. તેને આ સ્થળે પ્રમાણરૂપ સ્થાન આપી શકાય નહી તે શ્લોકની વ્યાખ્યા છે કે: આત્મા, ઇંદ્રિય, મન અને વિષય તેના સંયોગથી સુખ-દુ:ખની પ્રવૃત્તિ થાય છે. જ્યારે આત્મામાં મન સ્થિરભાવથી રહે છે ત્યારે કોઈ કાર્ય ન હોવાથી સુખદુ:ખ નિવૃત્ત થઈ જાય છે. આ અર્થની વાસ્તવિક્તા મટે હું પંક્તિ આપુ છું કે आत्मेन्द्रिय मनोऽर्थं सन्निकर्षात् सुखदु:खे तदनारंभ आत्मस्थे मनसि शरीरस्य दु:खाभावः स योगः (વૈશે)

આયુર્વેદમાં આપેલા સ્વસ્થ વૃત્તની દૃષ્ટિ મુખ્યત્વે દિનચર્યા, અને ઋતુ ચર્યા છે અને સદ્વૃતની દૃષ્ટિ મોક્ષ પ્રાપ્તિમાં પ્રધાન સહાય સાધનને શરીરની આરોગ્યતા વિષે છે સમદોષ-સમાગ્નિ શ્લોકનો ઉપયોગ દોષ, ધાતુ અને મલની સમાનાવસ્થા માટે છે પણ વાત, પિત્ત, કફ એ તો દિવસ, રાત્રી અને ભોજન સમયે ભિન્ન–ભિન્ન–સ્થિતિમાં હેય છે પણ તે સ્થિતિને તે સમયે સ્વાભાવિક માની છે તેથી તે સ્થિતિને વિષમાવસ્થા માની શકાય નહી. આ વસ્તુ સમજવા માટે અત્રે દોષચક્ર આવ્યું છે. *

દિનચર્યા—પ્રાતઃ કાલે વહેલા ઉઠવાનો સમય અને તે પછીની શૌચાચાર વિધિથી દિનચર્યાનો આરંભ થાય છે. ब्राह्मेमहूर्त्तेनुत्तिष्टेज्जीर्णाजीर्णं निरूपयन् । रक्षार्थ मायषः स्वस्थो दर्पणेन विचक्षणः । मुखस्यालोकनकुर्याज्जातवेगः समत्सृजेत् । उदङ् मुखोमूत्रशकृद् दक्षिणाभिमुखोनिशि ( અ. સંગ્રહ–સૂ. અ. ૩ ) કુશલ સ્વસ્થ મનુષ્યે આયુની રક્ષા માટે રાત્રીએ કરેલું ભોજન પચ્યું છે કે નથી પચ્યું તેનો વિચાર કરીને બ્રાહ્મમુહૂર્ત (ઉષાકાલ) માં શયન ત્યાગ કરી અને આરિસામાં મુખ જોઈ લે, અને હાજત થતાં મલ–ત્યાગ કરે મૂત્ર અને મલ ત્યાગ માટે દિવસે ઉત્તર તરફ મુખ રાખવાની તથા રાત્રીએ દક્ષિણ દિશા તરફ મુખ રાખીને યત્નપૂર્વક મૌન રાખીને અંગોને બરાબર સંકુચિત કરીને પોતાના સ્થાનથી ચલિત થયેલા મલને કાઢે બલ કરીને કાઢવાની આજ્ઞા નથી. ગંદા સ્થાન, રસ્તા, માટીનાં ટેકરા, રાખ, ગાયોનાં ગૌદરે અને છાણ પર, વસ્તીની નજીક, અગ્નિ, રમણીય સ્થાન, ઉત્તમ છાયાવાળા વૃક્ષ નીચે શમશાન ભૂમિ વૃક્ષ પર, સ્ત્રી પૂજનીય, ગાય, સૂર્ય, ચંદ્રમા, વાયુ, અન્ન, અગ્નિ અને જલ સામે તથા પૃથ્વીને ઢાંકવા વિના મલ ત્યાગ નહીં કરવો. ભારતીય અષ્ટાંગ આયુર્વેદની નૈસર્ગિક આરોગ્ય વિધિના મંગલાચરણમાં જ ભારતીય વિશ્વસમ્રાટ આરોગ્ય વિદ્યાનું દર્શન થાય છે પારસ્કર ગૃહ્ય સૂત્રમાં પણ બેસીને મલ–મૂત્ર ત્યાગ કરવાની આજ્ઞા છે. " तिष्टन्नमूत्रपुरीषेकुर्वात् મલ ત્યાગ પછી કાંટા રહિત સાફ માટીથી મલ માર્ગને સાફ કરી પછી માટી અને તત્વો આ પાણીથી મલ માર્ગને ધોઈ નાખવું. આ વસ્તુ અષ્ટાંગ સંગ્રહકાર આપે છે. મલ ત્યાગ કર્યા પછી ગુદા આદિ મલ માર્ગોની પવિત્રતા કાન્તિ-બલને વધારનારી, પવિત્ર કરનારી, આયુને વધારનારી દારિદ્રતા-મલિનતા અને પાપનો નાશ કરનારી છે. હાથ–પગ ધોવા તે શુદ્ધિકરણ છે. મલ અને થાક તે દૂર કરનાર તથા વૃષ્ય– નેત્રો માટે હિતકારી ક્રિમિયોનો નાશ કરનાર છે. (યોગ રત્નાકર) સ્વાભાવિક આરોગ્ય રક્ષણ માટે ભારત વર્ષમાં પ્રથમથી પ્રાતઃકાલે વહેલા ઉઠવાના લાભથી શક્તિશાલી, પરાક્રમી અને દીર્ઘજીવન પ્રાપ્ત કરવાનાં સ્વભાવવાળા માણસો હતા આ વિષયને મહત્વ આપનાર શ્રી તુલસીદાસજી રામાયણમાં લખે છે કે.

( જુઓ પાન ૬ )

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા–૬
માલીકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.

श्री आचार्य जी, गुरुकुल कांगडी
जि. सहारनपुर, (उ. प्र.)

॥ ओ३म् ॥

# आर्यप्रकाश



ऋग्. यजु. साम. अथर्व.

મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬—૦૦ | તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ | [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪  વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦  શ્રાવણ સુદ ૪ને શનિવાર તારીખ ૩૧—૭—૧૯૬૫ [ અંક ૧૮મો

## आर्य-द्रविड़ संघर्ष की काल्पनिक आग

श्री किशोरीदास वाजपेयी

विदशी तथा भारतीय सभा इतिहासकारों ने लिखा है कि अति प्राचीन काल में यह देश द्रविड़ों से आबाद था। बाद में आर्य जब यहाँ आये, जो आगे चल कर 'देव' कहलाये। ईरान के आर्य 'असुर' (अर्थात सुरा न पीने वाले) तथा लंका के आर्य 'राक्षस' (यानी रक्षा करने वाले) कहलाते थे। 'देव' शब्द का धातुमूलक अर्थ है (१) क्रीडा करने वाला और (२) विजिगीषु (विजयेच्छु)। जो क्रीड़ा कल्लोल में मस्त, वही 'विजिगीषु'!

देवासुर संग्राम

उस समय आर्यों के दोनों वर्गों में दीर्घ काल तक संघर्ष-संग्राम चला, जो 'देवासुर-संग्राम' के नाम से प्रसिद्ध है। इस संग्राम में असुर तेज पड़ते थे; देव दुर्बल वर्णित हुए हैं। कहते हैं, असुरों के गुरु शुक्राचार्य का 'संजीवनी विद्या' आती थी, और वे मुर्दों में भी जान डाल देते थे। असुरों के तेज पड़ने का यह भी एक बड़ा कारण था। यह 'संजीवनी विद्या' और कुछ नहीं, प्रचंड राष्ट्रीय कविता ही थी। शुक्र का 'कवि' रूप में आज तक सब जानते हैं। है। शुक्र का एक पर्याय ही 'कवि' बन गया है। वाणी में बड़ी शक्ति है। कवि मुर्दों में भी जान डाल सकता है और चिड़ियों का बाज बना सकता है। गोविंद सिंह भी कवि थे और उन्होंने अपनी कविता की शक्ति को समझ कर प्रतिज्ञा की थी—'जो चिड़ियों को बाज बनाऊँ, तो गुरु गोविन्द सिंह कहाऊँ।' उन्होंने वैसा किया। गरीब और निरीह किसानों को 'सिंह' बना दिया। छत्रपति शिवाजी को कविवर भूषण से बहुत बल मिला था। परंतु महाराणा प्रताप सिंह को कोई वैसा कवि प्राप्त न था। इसी तरह देवासुर-संग्राम के अवसर पर देवों को वैसा कोई कवि प्राप्त न था।

खैर, वह संग्राम संसार का प्रथम महासंग्राम है। वेदों में उस संग्राम की चर्चा है और पुराणों में भी है। परंतु देव-द्रविड संग्राम में क्या प्रमाण है?

न वेदों में ऐसी कोई चर्चा है और न प्राचीनतम द्रविड़ (तमिल) साहित्य में ही! वेद में 'द्रविड़' या 'तमिल' शब्द ही नहीं आया है! परंतु उस समय द्रविड़ जन दक्षिण में समुद्र-तट पर आबाद थे और खूब समृद्ध थे। वे समुद्री व्यापारी थे; दूर-दूर तक आयात-निर्यात करते थे। लक्ष्मी सदा समुद्र से ही पैदा होती है। अति समृद्धि के कारण आगे चल कर उस प्रदेश को आर्य जन 'द्रविण प्रदेश' कहने लगे—लक्ष्मी की भूमि। यह 'द्रविण' शब्द ही आगे चलकर 'द्रविड़' हो गया; ऐसा जान पड़ता है। परंतु यह बहुत आगे की बात है। वैदिक युग में उन समुद्री व्यापारियों को देव लोग 'निषाद' कहते थे; क्योंकि उनके जहाज संसार भर में प्रसिद्ध थे।

देव और द्रविड़ 'सह-अस्तित्व' के सिद्धांत पर मजे से रहते थे। देवों में वर्ण-व्यवस्था थी; द्रविड़ों में नहीं। द्रविड़ सब 'एक' और हैं। ब्राह्मण कुछ इधर से उधर गये, जिनके अगुआ अगस्त्य ऋषि थे। दुर्लंघ्य विंध्याटवी पार करके इधर से उधर पहुँच कर बस जाना जीवन का कार्य था। अगस्त्य ने तमिल भाषा का प्रथम व्याकरण बनाया और चिकित्साशास्त्र की शिक्षा दी। दक्षिण में आयुर्वेद का 'अगस्त्य संप्रदाय' आज भी प्रसिद्ध है। उधर की समृद्धि इधर आती थी। यही परस्पर सहयोग था।

निषादों का सहयोग माँगा गया

जब असुरों से बहुत परेशानी हुई, तब एक ऋषि ने महासंगठन की बात सोची और कहा कि हम 'पंचजन' मिल कर असुरों को परास्त करें। 'पंचजनाः' शब्द का ऋग्वेद में अस्तित्व उसी समय की हमारी राष्ट्रीय एकता का सूचक है। न देव; न निषाद; न चातुर्वर्ण्य के पृथक अवयव; सब मिलकर 'पंचजनाः'। इस 'पंचजनाः' शब्द की व्याख्या में यास्क ने ('निरुक्त' में) लिखा है—'चत्वारो वर्णाः, पंचमो निषादः' यानी आर्यों (या देवों) के चारों वर्ण और (पाँचवें) निषाद; मिलकर 'पंचजनाः'।

यह 'निषाद' शब्द चातुर्वर्ण्य के अंतर्गत देवनिषादों के लिए नहीं है। उनका समावेश तो 'चातुर्वर्ण्य' में ही हो गया! दूसरे, इन निषादों की ऐसी स्थिति भी न थी कि उस तरह विशेष रूप से (पृथक) अस्तित्व माना जाता।

स्पष्ट है कि असुरों के आक्रमण से देवों की ही तरह द्रविड़ों को भी खतरा था, और इसीलिए मिल कर—एक हो कर—जूझने का आह्वान! नहले पर दहला और दहले की जान बेगम बादशाह के हाथ में। बादशाह को एक ही पत्ता मारता है, जिसे 'एका' कहते हैं। (भूल से एका को 'इक्का' कर दिया है लोगों ने)।

निश्चय ही 'पंचजनाः' विजयी हुए—'भारतीय जन' विजयी हुए और तभी से 'पंच' को 'परमेश्वर' कहने लगे। 'पंच परमेश्वर' सब कुछ कर सकता है। पंचजनों की परिषद् 'पंचायत'। यदि देव द्रविड़ संघर्ष-संग्राम कभी हुआ होता, तो उस महासमर में ऋषि द्रविड़ों को साथ लेने को कैसे राजी होता? वेद के 'बेकनाट' और 'पणि' शब्द

इतिहासकारों ने 'बेकनाट' और 'पणि' शब्दों का अर्थ द्रविड़-परक किया है, जो गलत है। यास्क ने लिखा है—'बेकनाटाः

(જુઓ પાન ૨)

( પાન ૧નું ચાલુ )

कुसीदजीविन: ' सूदखोर ' बेकनाट ' हैं और ' पणि ' हैं व्यापार करने वाले। ' पणि ' शब्द ही आगे ' वणिक् ' हो गया; यह भी यास्क ने लिखा है। एक ऋचा में ऋषि इन्द्र ( राजा ) से कहता है कि इन बेकनाटों से और पणियों से हमारी रक्षा करो। ऐसा जान पड़ता है कि आज की ही तरह उस समय भी पणियों ( ' पणन ', यानी क्रय-विक्रय करने वाले वर्ग से जनता परेशान थी और इसीलिए इन्द्र से वैसी प्रार्थना की गयी।

इतिहासकारों ने ' बेकनाट ' तथा ' पणि ' शब्दों का अर्थ 'द्रविड़' करके यह समझाया है कि ' द्रविड़ ' लोग देवों ( यानी आर्यो ) पर हमला करते थे और उनसे त्राण पाने के लिए इन्द्रसे प्रार्थना की गयी है ! क्या आर्यो में ' बेकनाट ' ( सूदखोर ) और ' पणि ' ( क्रय-विक्रय करने वाले ) थे ही नहीं ? तब फिर इन शब्दों का ' द्रविड़ ' अर्थ कैसे कर लिया गया ?

' शिश्नदेवा: ' द्रविड़ नहीं हैं

ऋग्वेद में आये हुए 'शिश्नदेवा:' पद को भी इन इतिहासकारों ने द्रविड़परक बता दिया है ! ऋषि कहता है कि ' शिश्नदेवा: ' हमारे यज्ञ को भ्रष्ट न करने पायें। इतिहासकारों ने ' शिश्नदेवा: ' का अर्थ ' लिंगपूजका: ' करके लिखा है कि ' शिवलिंग ' की उपासना-पूजा द्रविड़ लोग करते थे। इधर के लोगों ने उन्हीं से सीखी। यह बतला कर वे ( इतिहासकार ) कहते हैं कि ' द्रविड़ लोग दक्षिण से आकर इधर के ( आर्यो के ) यज्ञों को विध्वंस करते थे और उन्हीं के उपद्रवों से रक्षा करने की प्रार्थना ऋषि ने की है।' मतलब यह है कि आर्यो से परास्त हो जाने पर द्रविड़ लोग ' गुरिल्ला-युद्ध ' करने लगे थे !

इन इतिहासकारों को कैसे समझाया जाय कि ' शिवलिंग ' के लिए केवल ' लिंग ' शब्द तो व्यवहार में आता है—आया है; परन्तु उसके लिए शिश्न ' शब्द का प्रयोग कोई नहीं करता; न कभी किसी ने किया ही है ! यदि ये इतिहासकार भूल से कहीं किसी के सामने शिवलिंग को ' शिश्न ' कह दें, तो मार पड़ने लगे !

वस्तुत: उस मंत्र में शिश्नदेवा: का अर्थ है—' शिश्नपरायणा: देवा:। ऐसे ( विलासी ) देव यज्ञ में सम्मिलित हों, तो भ्रष्टता आयगी ही—यज्ञ भ्रष्ट होगा ही ! इसीलिए उन्हें यज्ञ से दूर रहने-रखने की बात है। एक तो आर्य जन ' देव ' ( क्रीड़ा-परायण ) हो ही गये, फिर उनसे भी आगे ' शिश्नदेवा: '; नीमचढ़ा करेला ! देवों में कुछ दूरदर्शी भी थे, जो ' ऋषि ' कहलाते थे। ये लोग ' यज्ञ ' का आयोजन करते थे ' यज् ' धातु से ' यज्ञ ', ' याग ' शब्द बने हैं, जिनका अर्थ है किसी विशेष उद्देश्य से इकट्ठे होकर विचार-विमर्श करना—' यज्ञ: संगतिकरणम् '। आजकल ' सम्मेलन ' जैसे शब्द उस अर्थ में चलते हैं वैसे यज्ञों में ' शिश्नदेवा: ' पहुँचकर गड़बड़ ही करते होंगे।

आगे चलकर ' यज्ञ ' शब्द का प्रयोग एक दूसरे अर्थ में होने लगा —धधकती आग में मेध्यअमेध्य चीजें फेंककर जलाना और खूब सोमपान तथा सुरापान करना। राजपुरोहितों ने ग्रन्थ लिखे, जिनमें ऐसे यज्ञों का विधि-विधान विस्तार से है। उसी का फल आगे सामने आया कि शक, हूण, मुसलमान और अंग्रेज आदि न जाने कितने जन हमें लातें लगाते देश में घुस आये और हमारे सिर पर बैठकर राज करते रहे !

शब्दों का अर्थ बराबर बदलता रहा है। गंगा और यमुना का ' संगतिकरण ' ( संगम ) ' प्रयाग '। साधारण संगम यह नहीं है; इसलिए ' प्र ' उपसर्ग साथ में—प्रकृष्ट संगम। आगे चलकर ' याग ' का ' संगतिकरण ' अर्थ उड़ गया और ' प्रयाग ' का अर्थ यह किया जाने लगा—जहाँ ( प्र ) बड़े-बड़े ' याग ' हुए हों ! बड़े-बड़े याग तो बड़ी राजधानियों में होते थे; ' प्रयाग ' वैसी जगह नहीं। अयोध्या आदि में वैसे बडे यागों का उल्लेख है।

' प्रयाग ' का असली अर्थ जब उड़ गया, तब उसके लिए नया शब्द ' संगम ' चला। वस्तुत: ' प्रयाग ' और ' संगम ' एकार्थक शब्द हैं।

' प्रयाग ' की ही तरह ' त्रिवेणी ' शब्द भी गलत अर्थ में चला। ' वेणी ' का अर्थ ' नदी ' समझा जाने लगा और तीन नदियों का संगम ' त्रिवेणी ' समझा जाने लगा। वाल्मीकि और कालिदासने केवल दो नदियों का बतलाया है—गंगा और यमुना का मिलन। दो नदियों के मेल से तीन वेणियाँ ( प्रवाह ) ! एक प्रवाह गंगा का, दूसरा यमुना का और तीसरा दोनों का सम्मिलित। यों तीन वेणियों का समाहार ' त्रिवेणी '। वेणी का ' नदी ' अर्थ समझा जाने लगा, तब सोचा गया कि तीसरी नदी कहाँ गयी ! सुन रखा था कि ' सरस्वती ' नदी लुप्त हो गयी है; इसलिए कह चले कि तीसरी नदी ' सरस्वती ' लुप्त हो गयी है। बेचारी ' सरस्वती ' कभी इधर आयी ही नहीं; वह तो दिल्ली से उधर ही रही और लुप्त हो गयी। पर ' लुप्त हो गयी ' ले लिया और ' त्रिवेणी ' से उसे जोड़ दिया।

वर्ण-व्यवस्था में विकृति

आर्यो में वर्ण-व्यवस्था थी; जब कि अन्यत्र वैसा न था। जो तलवार चमका दे, वही शासन भी करता था; यह बात सर्वत्र थी। आर्योंने कार्य-विभाजन किया। शत्रु से लोहा लेने का काम क्षत्रिय का—भुजबल का—और प्रजा का शिक्षण-शासन करना दूसरों का काम। इन्हें ' ब्राह्मण ' कहते थे। ' ब्रह्म ' ज्ञान और ' ब्राह्मण '— विद्वान नागरिक। धन की ओर जाने वाले ' पणि ' ( वणिक ) और शेष सब ' शूद्र '। उस समय शूद्र गिरे हुए नहीं समझे जाते थे। आर्यों के ' निषाद ' ही यातायात तथा आयातनिर्यात जलयानों से करते थे। दूसरा कोई यह काम न करता था—न कर सकता था। किसी-किसी निषाद के यहाँ हजारों जलयान थे। ऐसे ही एक निषादराजने वनयात्रा के समय रामजी की सेवा की थी।

परंतु भारत के आर्यो की वर्ण-व्यवस्था शिथिल पड़ गयी थी। जिसका काम युद्ध करना था, वे ही शासन भी करने लगे। एक तरह का फौजी शासन ! इस प्रकार पुश्तैनी शासक बन बैठे। कुछ ब्राह्मणों को ' मंत्री ' और ' पुरोहित ' बना कर गुलाम बना लिया गया और कुछ को ' वेद ' पढ़ने पढ़ाने का काम सौंप कर छुट्टी ली।

जब दिमाग का काम बाहुओंने सम्हाल लिया, तब ' बेकनाट ' बढ़ेंगे ही। शासक मदांध हो गये और बार-बार हारे। तब ' पंचजना: ' की सृष्टि हुई। परंतु वह फौजी शासन तो जम ही चुका था। ' बेकनाट पणि ' बेनकेल होते गये। बहुत गड़बड़ी फैली। यह सब प्रसंगत: उल्लेख हुआ। मुख्य रूप से कहना यह है कि देव-द्रविड़-संघर्ष ( या समर ) की कहानी मन-गढ़ंत है। मुझे कोई प्रमाण नहीं मिला, जिससे इतिहासकारों का वह कथन प्रमाणित हो।

' माध्यम ' के द्वारा मैं विद्वानों को, इस विषय में, विचार करने के लिए आमंत्रित करता हूँ। आर्य यहीं मूल निवासी हैं, या द्रविड़ और आर्य कहीं से आये, या द्रविड़; ये बातें आगे की हैं और प्रसंगत: इनकी भी चर्चा हो ही जायगी। परंतु पहले इस विषय पर चर्चा हो लेनी चाहिए कि आर्यो ( देवों ) का द्रविड़ों के साथ कभी वह संघर्ष हुआ भी कि नहीं, जिसे इतिहासकारोंने ' युद्ध ' का नाम दिया है।

यह ठीक है कि आर्यो से द्रविड़ों का मूल भिन्न है परंतु भिन्न होते हुए भी ये एक हो गये। रामानुज ब्राह्मण थे, जिन्होंने द्रविड़ ' आलवार ' संतों का मत लेकर संस्कृत के द्वारा संपूर्ण भारत में फैलाया।

इतिहासकारों की उस कल्पित आग से आज सचमुच लोग झुलस रहे हैं। उसका इलाज है सही स्थिति प्रकट करना।

---

## મહારાષ્ટ્રમાં પ્રચાર યોજના

પૂના તથા તેના આસપાસની આર્યસમાજોને સંગઠિત કરી, મહારાષ્ટ્રમાં વૈદિક ધર્મના પ્રચારાર્થે પૂના આર્યસમાજના પ્રધાન ડૉ. જહાંગીરાના પ્રમુખપદે, આર્યસમાજ પૂના, ખડકી, પિંપરી કોલોની પ્રતિનિધિઓની મળેલી બેઠકમાં સર્વ સંમતિથી "પુના કેન્દ્રીય આર્યસમાજ પ્રચાર મંડળ"ની સ્થાપના કરવામાં આવી છે. તેના નિમ્ન લિખિત પદાધિકારીઓ ચૂંટવામાં આવ્યા છે:—

પ્રધાન : શ્રી ડૉ. ડી. [illegible] જહાંગીરા, મંત્રી : શ્રી શ્યામલાલ [illegible] આર્ય, કોષાધ્યક્ષ : શ્રી કે. [illegible] સક્સેના. ધનસંગ્રહ માટે અધિ[illegible] રીઓ સિવાય શ્રી તેજપાલ બજાજ[illegible] તથા શ્રી શિવલાલજીને કોઓપ્ટ[illegible] કરવામાં આવ્યા છે. પ્રચાર મંડળનું કાર્યાલય: ૨૪૮, નાના પેઠ પૂનામાં રાખવામાં આવ્યું છે.

શ્યામલાલ આર્ય
મંત્રી, આર્યસમાજ પ્રચાર મંડળ




તંત્રીસ્થાનેથી

# રાષ્ટ્રીયતા અને એકતા

આપણી ' રાષ્ટ્રીયતા ' પ્રકાશી શકતી નથી. આપણી એકતા સિદ્ધ થઈ શકતી નથી. કારણ આપણી સમક્ષ ભારતીયતાનું ધ્યેય રહ્યું નથી.

દયાનંદ પ્રકાશની વાત તો બાજુએ રહી ગાંધીવાદ કે માર્કસ્વાદ વચ્ચે ઝોલા ખાતી રાજ્યનીતિએ મનઘડન્ત સમાજ-વાદી સમાજ રચનાની બાંગ પોકારી વિચારભેદ ધરાવનાર નેતાઓને કામરાજીકરણ કરી સરકારે બહાર ફેંકી દીધા. હવે કોંગ્રેસ બહાર હડસેલાઈ જાય તેવી રમત રમાઈ રહી છે, ભારતનું ધર્મરાજીકરણ ન જ થાય-કામરાજીકરણ થાય એ રાજ્યનીતિએ દેશભરમાંથી જ્ઞાન, દર્શન, ચારિત્ર્યની ઉપેક્ષા કરવા માંડી છે.

બેંગલોર ખાતે મળેલ આપણી રાષ્ટ્રીય મહાસભા સમિતિના અધિવેશને આંતરિક સંગઠન અને રાષ્ટ્રીય એકતાનો ગંભીર ઠરાવ તો કર્યો છે. પરંતુ શું ત્યાગ અને તપશ્ચર્યા વિના તેનો અમલ શકય છે? રાષ્ટ્રીય મહાસભાના કર્ણધાર કામરાજે ત્યાગ-તપશ્ચર્યાની ધર્મનિષ્ઠા બતાવી શકયા નથી. એકલવીર મોરારજીભાઈની હૃદયભેદક સત્યનિષ્ઠાએ પણ તેમના પત્થર-દિલને પીગળાવ્યું નથી. આખા રાષ્ટ્ર ઉપર એવી છાપ પડી છે કે માતૃભૂમિના જીવન-મરણના કટોકટી પ્રસંગે પણ સત્તા-ધન વહેંચણીના અધ્યક્ષપદે વિરાજવાના ધાર્તરાષ્ટ્રીય મોહમાંથી આપણા સર્વોચ્ચ નેતાઓ પણ મુક્ત નથી. ભારતના ભાગલા ઉપર લોહીનાં આંસુ વરસાવનાર બુઝર્ગ નેતા સૈયદ અબ્દુલગફારખાને 'રાષ્ટ્રીયતા' અને 'એકતા' માટે ગાંધીજીની નીતિ રાષ્ટ્રમાં સ્થાપવાને ભારતમાં વસવા ઈચ્છા પ્રગટ કરી છે. સ્વરાજ્ય સંગ્રામ સમયે પ્રગટેલી રાષ્ટ્ર ચેતના આજે પાશ્ચાત્ય ખ્યાલોના દીપક-ઘરમાં પૂરી દેવાને અંગે બૂઝાઇ જવાની અણી ઉપર આવી છે.

અન્નનીતિ, મોંઘવારી અને નાણાંભીડ પ્રજાના પ્રાણ હરી લેશે કે શું એવી શંકા પળેપળે વધુ ઘેરી બનતી જાય છે.

મોરારજીભાઇએ રાષ્ટ્રીય એક સરખી અન્ન નીતિ વિરૂદ્ધ ખડા કરાયેલા અવરોધો સત્વર દૂર કરવા માંગણી કરી છે. પ્રજા સમસ્તનું તેની પાછળ પીઠબળ છે.

સરકાર સવેળા નહિ ચેતે તો અન્ન પ્રશ્ન કે ગોવા પ્રશ્ન રાષ્ટ્રભંગ કરશે અને મહર્ષિ દયાનંદ અને મહાત્મા ગાંધીજીનું કર્યું કારવ્યું ધોઈ નાંખ્યાનું આપણને કલંક લાગશે.

નામદાર શાસ્ત્રીજી શાણા, નમ્ર, ધીર અને ગંભીર છે. તેમણે દેશભક્તોનાં પ્રાંતીય અને રાષ્ટ્રીય સંમેલનો ભરી રાષ્ટ્રને યોગ્ય દોરવણી આપી હતાશામાંથી સત્વર ઉગારી લેવું ઘટે.

બેંગલોર અધિવેશનમાં શ્રી બાબુભાઇ જશભાઇ, શ્રી ત્રિકમલાલ તથા શ્રી ચીમનભાઇ પટેલે સારું અને સાચું કહ્યું કે "તમે બધા મૂળ રાષ્ટ્રીય ખ્યાલો છોડી દીધા છે. પરંતુ અમે અહીં બેઠા છીએ."

સુરબ્બી મોરારજીભાઇની સત્યનિષ્ઠ એકલવીરની સત્ય ટંકારકારી વાણી તમામ રાષ્ટ્રભક્તોને તેમના તરફ જરૂર આકર્ષી શકે તેવી છે. પરંતુ સરદારની કુનેહભરી, અજોડ, સતત વિજયી, દુશ્મનોને પછાડતી-પરાસ્ત કરી રાષ્ટ્રીયતા અને એકતાનો જયજયકાર કરતી અલૌકિક કુશળતા પરમાત્મા તેમનામાં પ્રેરશે તો દેશ ફરી દયાનંદજી અને ગાંધીજીના માર્ગને અનુસરતો થશે. પરમાત્મા આપણા રાષ્ટ્રીય અને આર્થિક સ્વાતંત્ર્યને સિદ્ધ કરી પ્રજાને શાંતિ અને સુખ સત્વર આપે એ જ અમારી પ્રભુ ચરણે પ્રભુ પ્રાર્થના.

## શૌલમારી આશ્રમનું પ્રકરણ ન્યાયાલયમાં; કલકત્તા કોર્ટમાં ચાલનારો ખટલો

શૌલમારી આશ્રમના બાબા શારદાનંદજી એ નેતાજી સુભાષચંદ્ર બોઝ નથી, તેઓ મૃત્યુ પામ્યા છે એમ માનવામાં આવે છે જ્યારે બીજી તરફ શ્રી ઉત્તમચંદ્ર મલહોત્રા અને શ્રી ગુરુબક્ષસિંગ વગેરે બાબા શારદાનંદજી એજ સુભાષબાબુ છે એવી જાતનો જોરદાર પ્રચાર કરી રહ્યા છે અને તેથી આ વસ્તુ ખૂબ જ ગૂંચવાડો ઊભો કરે છે. આ બાબત પર કેન્દ્ર સરકાર પણ પૂરો ખુલાસો કરતી નથી.

રાજસ્થાનના ઝાલરાપટ્ટનથી પ્રગટ થતા સાપ્તાહિક ' સંજય 'ના તંત્રી શ્રી લાલારામજીએ આ બાબતમાં ઉત્તરભારતના ગૃહપ્રધાનને લખ્યું હતું પરંતુ તેમના તરફથી કશો ખુલાસો મળ્યો નથી. છેલ્લા ત્રણ ચાર વર્ષથી "સંજય"માં આ અંગેની વિગતો છેલ્લાં ત્રણ ચાર વર્ષથી પ્રગટ થાય છે, જેના પરિણામે આ શૌલમારી આશ્રમ તરફથી કલકત્તાની હાઇકોર્ટમાં "સંજય"ના તંત્રી ઉપર માનહાનીનો કેસ દાખલ કરવામાં આવ્યો છે. અને ૫૦૦ મી કલમ લગાવી કેસ કરવામાં આવેલ છે.

આ પ્રકરણ હવે દેશ વ્યાપી બન્યું છે. વિશેષમાં આ કેસ ચાલવાથી નેતાજી પ્રકરણ પર પૂરતો પ્રકાશ પડશે. અને આ દેશ-વ્યાપી પ્રકરણનો પણ અંત આવી જશે. આખાયે દેશની આ કેસ પર મીટ મંડાણી છે, અને આ કેસ પૂરેપુરો લડી લેવો જોઇએ એવું જનતા ઇચ્છે છે. કારણ કે ન્યાયાલયમાં કોઇ વાત છાની રહેવા પામતી નથી.

શૌલમારી આશ્રમ તરફથી જે આ માનહાનીનો મુકર્દમો કરવામાં આવ્યો છે તે પણ એક રીતે સારું થયું છે. કારણ કે વર્ષોથી ગૂંચવાતો આ પ્રશ્ન પણ તે સાથે ઉકેલાઇ જવા પામશે.

વિશેષમાં આ અંગે એક સંઘર્ષ સમિતિની પણ સ્થાપના કરવામાં આવી છે જેમાં દેશના નામાંકિત વ્યક્તિઓ સાથ અંગે સહકાર આપી રહ્યા છે. દેશના દરેક નાગરિકો આ સમિતિમાં જોડાઈ શકે છે. આ સમિતિને પૂર્ણ સહકાર આપવો તે દરેકે દરેક નાગરિકની પવિત્રની ફરજ છે. પત્રવ્યવહાર કરવાનું સરનામું "સંજય" સાપ્તાહિક; મુકામ ઝાલરાપટ્ટન ( રાજસ્થાન ).

# સિદ્ધાંત નિદાન-સ્વાધ્યાય

### ડૉ. ગણુનાથસેનનું એલોપથી મન્તવ્ય દર્શન

ભગવદ્ કૃપાથી શુદ્ધાયુર્વેદના બંગાલના કવિરાજો વિદ્વાનો હતા તેથી શુદ્ધાયુર્વેદનું જ પ્રતિપાદન કરીને ડૉ. ગણુનાથસેનના વિચારોનો પરિહાર કરેજ છે. પણુ આપણે ડૉ. શ્રી. ગણુનાથસેનજીનાં વિચારોમાં એલોપથીનો જે આગ્રહ છે તે જોઈએ. મહર્ષિ ચરકે જે સૂત્રમાં 'तत्र निदानं कारणमित्युक्तमग्रे' નિદાનનું આ લક્ષણુ કરેલ છે. તેનાં પર ચક્રપાણિ ટીકા કરતાં કહે છે કે " तत्र निदानं कारणमिहोच्यते तच्चह व्याधिजनकं व्याधि-बोधकंच, तत्र व्याधिजनकं निदानं हेतुः व्याधिबोधकं पंचकं, किंवा निदान शब्दो जनक कारण वचन अेव આ પ્રમાણે વ્યાધિનું સન્નિકૃષ્ટ કારણુ વાતાદિ પ્રકોપ, વિપ્રકૃષ્ટ કારણુ અસાત્મ્યેન્દ્રિયાર્થ સંયોગ એવં અપથ્ય આહાર-વિહાર સેવનરૂપ વ્યાધિજનક તમામ કારણોનું ગ્રહણુ કરવું તે મર્મ ઉલ્લેખ છે વસ્તુત: व्याध्युत्पति-हेतुर्निदानं તે લક્ષણુ ઉક્ત સૂત્રનો અનુવાદ માત્ર છે ઉપરોક્ત સૂત્રના આધારે રોગોત્પાદક સકલ બાહ્ય નિમિત્ત જીવાણુ તથા મિથ્યા આહાર વિહાર એવં આભ્યંતર કારણુ દોષવૈષમ્ય અને દુષ્ટ દોષ-દૂષ્યતાં સંયોગને પણુ નિદાન શબ્દથી ગ્રહણુ કરી શકાય છે. આવી શાસ્ત્રાજ્ઞા છતાં ડૉ. ગણુનાથજી બાહ્યનિમિત્તોને જ નિદાન કહે છે. અને કહે છે કે बाह्यं निमित्तं रोगाणां निदानमिति कीर्तिते - विधाय धातुवैषम्यं साक्षाद्वा रोगकारितत्- તાત્પર્ય કે કોઈ પણુ બાહ્યકારણુ આઘાત, જીવાણુ અને મિથ્યા આહાર-વિહાર-આદિનો શરીરમાં સંપર્ક થયા વિના રોગની ઉત્પત્તિ જોવામાં આવતી નથી. અત: 'निदानं त्वादि कारणम्' પદના આધારથી ડૉ. ગણુનાથસેને બાહ્ય-નિમિત્તનેજ નિદાન માનેલ છે. અને રોગના સમવાયિ કારણુ દોષ-દૂષ્ય અને અસમાવિકા યાદ દોષ દૂષ્ય સંયોગના નિદાનત્વનું ખંડન કરતાં સિદ્ધાન્ત નિદાનમાં સ્પષ્ટ લખે છે કે निमित्त पदं समवायि कारणानां दोषदूष्याणामसमवायि-कारणस्य दोषदूष्यसंयोगस्य च वारणार्थम् - સર્વત્ર રોગોમાં દોષ અને દૂષ્યને વિકૃત કરનારા આઘાત જીવાણુ અને મિથ્યાઆહાર-વિહાર જ છે. બાહ્યનિમિત્ત જ છે. તેથી બાહ્ય નિમિત્તોને જ નિદાન કહી શકાય છે. ડૉ. ગણુનાથસેનની આ માન્યતા આયુર્વેદનાં મૂલભૂત રોગનાં બે નિમિત્તો. (૧) નિજ અને (૨) આગન્તુક. તેમાં નિજ કારણુનો વિરોધ કરી માત્ર બાહ્ય કારણુરૂપ આગન્તુકને જ ગ્રહણુ કહે છે તેથી આયુર્વેદનો જે "निजागन्तुविभागेनतत्ररोगाद्विधास्मृता: આ શાસ્ત્ર વચનને ગણુનાથજી માનતા નથી. હવે ડૉ. ગણુનાથજીના સિદ્ધાન્ત નિદાન શુદ્ધાયુર્વેદનાં પાઠયક્રમમાં બાધક છે તેમ જ પ્રથમ શ્લોકને અ. હ.નો निदानं તેની વાસ્તવિકતા માટે વિજયરક્ષીતજીએ જે મધુકોષ ટીકામાં લ્યુટ્ પદ વાપર્યું છે તે" કારણુ અર્થે જ છે તે પક્ષ આર્ષમત મને યુક્તિથી વિરોધી નથી તે પક્ષનું પ્રતિપાદન કરીએ છીએ. વિજયરક્ષિતજીનાં વિચારનું પ્રતિપાદન એટલે ડૉ. ગણુનાથજીના વિચારોમાં જે આયુર્વેદના સિદ્ધાંતનો વિરોધ છે તેનો પરિહાર સ્વાભાવિકપણે છે.

### શ્રી વિજયરક્ષિતના પક્ષનું (મધુકોષ ટીકા) પ્રતિપાદન

સિદ્ધાંત નિદાનનાં વિચારો આપી ગયા છીએ હવે સિદ્ધાંત નિદાન વિચારોનાં સામે વિજય-રક્ષિતજીના વિચારો પોતાના પક્ષના પ્રતિપાદન માટે આપીએ છીએ પ્રથમ.

दर्शन स्पर्शन प्रश्नैः परीक्षेताय रोगिणम् - रोगं निदानंप्राग्रूपलक्षणो-पशयाप्तिभिः (અ. હ. સૂ. મ. ૧ દર્શન, સ્પર્શન અને પ્રશ્ન આ ત્રણુ રોગિપરીક્ષાના સાધન છે. વસ્તુ: સુશ્રુતમને ચરકે કહેલા ષડ્વિધ, અને ત્રિવિધ રોગજ્ઞાનનાં સાધનો તથા નિદાન પંચકરૂપ રોગજ્ઞાનનાં સાધનોમાં કોઈ વિરોધ નથી. પરંતુ તે બન્ને પ્રકારનાં સાધનો રોગજ્ઞાન માટે આવશ્યક છે. જેમ કે સર્વ પ્રથમ ધૂમ (ધુમાડો)ના પ્રત્યક્ષ દ્વારા ગ્રહણુ થાય છે. તે જ પ્રમાણે તદ્રૂપ લિંગથી વહ્નિ (અગ્નિ) રૂપ લિંગીનો બોધ થાય છે તે પ્રમાણે રોગજ્ઞાનમાં પણુ તે ષડ્વિધ અને ત્રિવિધ સાધનો દ્વારા નિદાન પંચકરૂપ લિંગનું ગ્રહણુ થાય છે. તે પછી લિંગથી વ્યાધિનો બોધ થાય છે. આ પ્રમાણે નિદાનપંચક વ્યાધિ જ્ઞાન માટે ઉપયોગીતા સિદ્ધ થાય છે. અને તેને આર્ષમત પણુ પ્રાપ્ત છે. ચરક મહર્ષિ સ્પષ્ટ શબ્દોમાં નિદાન પંચકની જ્ઞાન સાધનતા જણાવે છે 'तस्योंपलब्धि: निदान - पूर्वरूप-लिंगोपय संप्राप्तिश्च (ચ. નિ. અ. ૭) તે વ્યાધિનું જ્ઞાન પૂર્વરૂપ, રૂપ, ઉપશમ અને સમ્પ્રાપ્તિ દ્વારા થાય છે. આ પ્રમાણથી સ્પષ્ટ થાય છે કે વ્યાધિ બોધ્ય તથા નિદાન પંચક બોધકનો સ્વીકાર કર્યો છે. ચક્રપાણી લખે છે કે 'अविज्ञाते हिव्याधौ चिकित्सा न प्रवर्तते/अत: सामान्येन व्याधिज्ञानोपाय

---

લેખક :
**વૈદ્યશાસ્ત્રી મણિશંકર કાળીદાસ યાજ્ઞિક, હસવદકર**
(આયુર્વેદાલંકાર) રાજકોટ

---

निदान पंचकाभिधानम અહિં પણુ નિદાન પંચક વ્યાધિ જ્ઞાનનો ઉપાય કહેલ છે. આ પ્રમાણુને સિદ્ધાંત નિદાનકારે "આર્ષમન વિરોધ' રૂપે કહી છે તેમ જ બીજો હેતુ તેમણે મુક્તિ વિરોધ જણાવેલ છે ત્યાં." व्यापारवान् કારણુને કરણુ કહે છે. આ વાત કહીને નિદાન આદિમાં કોઈ વ્યાપાર નથી. હવે વિદ્વાન માને છે કે નિદા-નમાં રોગોત્પાદકત્વરૂપ, પુર્વરૂપમાં ભાવિ વ્યાધિબોધકત્વરૂપ રૂપમાં ઉત્પન્ન વ્યાધિ બોધકત્વરૂપ, તથા ઉપશમમાં અને સંપ્રાપ્તિમાં ઉત્પન્નાનુંત્પન્ન વ્યાધિ બોધકત્વ રૂપ વ્યાપાર અવશ્ય દેખાય છે. વૈયાકરણુના ગ્રંથોમાં करण શબ્દની પરિભાષા આપતા જણાવે છે કે:

क्रियाया: फलनिष्पत्तिर्यद्व्यापारा-दनन्तरं - विवक्ष्यते यदा तत्र करणं तत्तदास्मृतं (સિદ્ધાન્ત કૌમુદી-તત્ત્વ બોધિની) અર્થાત્ - જેના વ્યાપાર પછી ક્રિયાની ફલનિષ્પત્તિ હોય તેને "'करण' કહે છે. આ કથન પ્રમાણે પંચનિદાનનાં બોધકત્વરૂપ વ્યાપાર પછીજ રોગજ્ઞાનરૂપ ક્રિયાની ફલ નિષ્પત્તિ થાય છે. તેથી વસ્તુત: પંચનિદાનજ વ્યાધિ જ્ઞાનનું करण છે. બીજી વાત એ કે લિંગ-જ્ઞાનથી લિંગીનું જ્ઞાન થાય છે. તો આ મન્તવ્ય પણુ ઠીક નથી. જેમકે વહ્નિનું લિંગ ધૂમ્ર વહ્નિ જ્ઞાનનું પ્રતિકરણુ નથી પ્રત્યુત વ્યાપ્તિ-જ્ઞાનજ 'કરણ' છે. આ સ્થલે તર્કશાસ્ત્રી જણાવે છે કે- व्यापारस्तु परामर्श: करणं व्याप्तिधी-र्भवेत् - अनुमायां ज्ञायमाने लिंगतु करणं नहि. તાત્પર્ય એજ કે લિંગ અને લિંગીના સહચર્ય ભાવને વ્યાપ્તિ કહે છે. તે માટે યદ્યપિ અનુમાન જ્ઞાનમાં વ્યાપ્તિકરણ છે, તો પણુ લિંગીના ગ્રહણુમાં લિંગજ સાધન હોય છે. તેથી પ્રાચીન નૈયાયિકોએ લિંગને જ અનુમિતનું 'કરણુ' માન્યું છે" व्याप्यत्वेन ज्ञायमानं लिंगमनुमिति करणं, અર્થાત્ વ્યાપ્તિ જ્ઞાનનો આધાર પણ લિંગ જ્ઞાન છે. આ દૃષ્ટિને પરંપરા સંબંધથી લિંગજ અનુમિતિનું મૂલ છે. પાશ્ચાત્ય તર્કશાસ્ત્રીએ

(જુઓ પાન ૭)

# વિષમજ્વર MALARIA (મલેરિયા) (લેખાંક-૫)

## નગર પાલિકાને નમ્ર નિવેદન

લેખક :-પંડિત વસિષ્ઠજી યાજ્ઞિક હલવદકર
(આયુર્વેદાલંકાર) રાજકોટ

**M. estivoautumnal** Indistinct chill, usually only a chilly sensation. Intense headache, profound weakness, marked muscular aching, marked meantal depression coated tongue, feeble and accelepated, pulse, rapid respiration febrile stages may be 36 hours long see m. falciparum.

**M. falciparum** M. caused by plas modium falciparum more prevalent in tropics, also called malignant tertian, subtertian, estivodutumnal malaria symptoms more severe than in other types, but runs a shorter course without rclapses.

**M. latent** Parasites exist within blood stream, but give rise to no recognizable symptoms. Individuals having this form constitute portion of corrieps.

**M. pernicious** Onset may be sudden resembling apoplexy coma usually comes, how ever, after obvious, severe, and intense symptoms. Hot skin, petechiae, contracted pupils, cheyne-stokes respiration coated tongue, loss of sphincter control, rapid, irregular, weak pulse, aevated temperature. A remission may occur with profuse perspiration, but other paroxysms follaw if treatment is inadequate. Ettol plas modium uivax. Prog in spite of heroic administrations, death sometimes occurs, often general collapse, with death in cases where no treatment is instituted.

**M. pleuritic** and pulmonic fever thoracic pain cough, dyspned, sometimes hemoptysis, rales periodicity of symptoms may aid diagnosis. Blood findings are conclusive.

**M. quartan** Short and less severe paroxysms.

Sporulation occurs each 72 hours causing seizures with that interval caused by pias modium malariae.

**M. quotidian estivoautumnal** paroxysms occur with daily periodicity due to 24 hour sporulation Abrupt rise and fall of temperature due to multiple infections with the same organism.

m. sudoriferons sweating is excessive and leads to calapse. **m. tertian** sporulation each 48 hors, symptoms mare common during the day, paroxysms diviled into chill fever and sweating stages, cold stage is usually 10-15 minutes, but may last an hour or more febrile stage varies from 6 hours, **m. t. benign** caused by plasmodium vivax, malignant tertian by plas modium falciparum. **m. vivax syn.** Benign tertain malaria caused by plasmodium vivax.

Malarial (ma-lar-i-al) cit malarial, bad airj 1 Affected with malarial 2 **Causing** malaria 3 **Kesemblin** malaria 4 gPert to malaria syn malariaus, **malariology** (malar-l-ol-oji) (tg logos, study) The scintific study of malaria **malariotherapy** (ma-lar-l-other a-pij 140. therapeia, treatment) Method of treating paresis and parasyphilitic conditions by injecting malarial organisms into the body. (C. W, TABER, dictionary)

આંગળીના ટેરવાપરથી બ્લડ લે છે પછી લેબોરેટરીમાં કયારે આવ્યું તેની નોંધ અને રીપોર્ટ આજે દરદીને મળેતો નથી એટલે કે વાસ્તવિક તપાસ થવા માટે શંકા છે. કીટાણુજન્ય રોગોને Prevetable Diseases કહે છે (પ્રતિબંધન ક્ષય રોગ) આ રોગના બે પ્રકાર (૧) આપસર્ગિક તેમાં તૃણાણુ, કીટાણુ, વિષાણુ કૃમિકીટક તેમાંથી થનારા રોગોનાં પ્રકારો નીચે પ્રમાણે છે.

(૧) કિટાણુદેશજન્ય-મલેરીયા, કાલાજ્વર, સોજા, પ્લેગ, પિત્તજ્વર, તંદ્રિકર ખાદ્યપેય સંવાહિત-આંત્રિકજ્વર (ટાયફોઇડ) અતિસાર, વિસુચકા, કમળો, કૃમિરોગ બીજી વ્યાધિઓ યક્ષ્મા રોહિણી, મસુરિકા બાલલકવો, ઉંટાટીયો, એન્ફલ્યુનઝા સાંસર્ગિક કુષ્ટ ઉપદંશ વગેરે અન્નજન્ય રોગનો વિચાર અત્રે કર્યો નથી. વિષમજ્વર (મલેરીયા) પુનરુવર્તન શીલ છે. ફરી ફરીને આવનાર જ્વર છે આ જ્વર ઉથલા મારીને શા માટે આવે છે તે વિષેની માહિતી એલોપથી વિજ્ઞાનને સન ૧૯૪૮ સુધી થઈ ન હતી પરંતુ આયુર્વેદમાં પુનરાવર્તન થવાનું કારણ હજારો વર્ષ પૂર્વે જાણી લીધું છે. જે કારણને આજનું વિજ્ઞાન સ્વીકારે આયુર્વેદ જણાવે છે કે વિષમજ્વર નિવૃત્તિ પામ્યા પછી શરીરને છોડતો નથી અને શરીરનો આભ્યંતરીય ધાતુઓમાં સૂક્ષ્મતર રક્તાદિમાર્ગોમાં છુપાઇ રહે છે.

स चायि विषमो देहं न कदाचिद् विमुंचति। वेगे तु ममातिक्रान्ते गतोऽयमिति-लक्ष्यते ॥ धात्वन्तरस्थो लोनत्वात् न सौक्ष्म्यादुपसभ्रते (સુશ્રુત) सूक्ष्म सूक्ष्मतहास्येषु दूर दूर तरेषु च। दोषो रक्तादिमार्येषु शनैरल्पश्चिरएयत् ॥ याति देहं च नाशेषं भूयिष्टं भेवनेपि च। क्रमोऽयं तेन विच्छिन्न संतापो लक्ष्यतेज्वर (અષ્ટાંગ-સંગ્રહ)

આજની નગરપાલિકાઓ ભવ્ય વિજ્ઞાન ચિકિત્સા નિષ્ણાત ડો. (અષ્ટાંગ સંગ્રહ)ને સ્થાન આપે છે. મે. મલેરીયા રોગ વિષે ભવ્ય વિજ્ઞાન અને તેના ઉપાયોની દષ્ટિ રજુ કરી છે પણ છેવટે સન ૧૯૪૮ સુધી મલેરીયા તાવ વારંવાર ઉથલી મારીને માપવાનું કારણ તેના જાણવામાં આવ્યું નથી તે કારણ હજારો વર્ષ પૂર્વે આયુર્વેદના જ્ઞાતા મહર્ષિમાં ભણુતા હતા તે પાઠ મે છેવટે આપ્યા છે.

**વિષમજ્વર (મલેરીયા) વિષે ભારતીય આયુર્વેદનું મન્તવ્ય.**

प्रसंगाद् गात्र संस्पर्शात् निःश्वासात् सह भोजनत्, सह रय्यासनाच्चापि त्रस्त्रमाल्यानु लेपतात् कुष्ठं ज्वरश्च शोषश्च नैत्राभिष्यन्द अेवच-औपसर्गिरोगाश्च, संक्रामन्तिनरःन्नरम् (સુશ્રુત)

अस्माकं शरीराणि त्रणमुखेन, अन्नपानादिद्वारेणप्रविष्टाः (સાયનાચાર્યે)

जीवाण---Microbes, micro-organisms-protozoa.

ભારતીય અષ્ટાંગ આયુર્વેદનાં નિદાન શાસ્ત્રમા માધવાચાર્યના વિચારો પ્રમાણભૂત છે. निदाने-माधवश्रेष्टः એ દષ્ટિથી જોઇએ તો માધવકરે. વિષમજ્વર વિષે. સુશ્રુત. ઉત્તર. અ૦ ૩૪માંથી પાઠ લીધો છે. ત્યાં दोषोऽल्पोऽहित संभूतोज्वरे-सृष्टस्य वा पुनः धातुमन्यतमं प्राप्य करोति विषमज्वरम्--આરંભથી જ અલ્પ (નિર્બલ) દોષ અથવા જ્વરમૂક્ત પછી પણ અવશિષ્ટ અલ્પદોષ મિથ્યા આહાર-વિહારથી પુનઃ પ્રકુપિત થઇને રસ આદિ ધાતુઓમાંથી કોઇપણ (એકને) તે પ્રાપ્ત થઇને વિષમજ્વરને ઉત્પન્ન કરે છે.

# હરી રામ સંકીર્તન

લેખક : શ્રી પં. રાજેન્દ્રજી

બીજો વિચારવા જેવો પ્રશ્ન છે કે શું આવા પ્રકારના ઉચ્ચ સ્વરોથી અને વ્યર્થ આલાપોથી ઈશ્વરની ઉપાસના થઈ શકે છે? ધર્મ શાસ્ત્રના જ્ઞાતાઓ આ વાતને સારી રીતે જાણે છે. કે આવા પ્રકારનો કોલાહલ ન તો ઈશ્વર ઉપાસનાનું અંગ છે અને ન તો ઈશ્વર પ્રાપ્તીનું સાધન પણ થઈ શકે. આજ સુધી જેણે જેણે ઈશ્વર પ્રાપ્તીનો થોડો પ્રયત્ન કર્યો છે. એમણે સદા એકાંતનો આશ્રય લીધો છે. પછી એ મકાનનો એકાન્ત ખૂણો હોય યા નગરથી બહાર નદી, તલાવ, વાટિકા, અથવા દુર દેવસ્થાન, વન, ઉપવન, પહાડોની ખોણો હોય; જ્યાં સંસારના અશાન્તિમય વાતાવરણથી થોડા સમય માટે છુટકારો મળે. એ કહેવત પણ ઘણી પ્રચલિત છે કે ભોજન અને ભજન માટે એકાન્તની આવશ્યકતા છે. મન જેવી ચંચળ વસ્તુ કિર્તનના કોલાહલથી ઈશ્વરમાં તલ્લીન થઈ શકે છે એવું કહેવું પોતાની જાતને તથા સંસારને બનાવવાની વાત છે. દુઃખ છે કે આ લોકો પ્રાચીન આર્ય ધર્મ શાસ્ત્રોએ બનાવેલા ઈશ્વર પ્રાપ્તીના સાધનરૂપી રત્નોને છોડી આ લોકો ઠીંકરાઓ તરફ દોડે છે. પછી અર્થ વગરનું વિચારી તથા ઈશ્વરીય આજ્ઞાના પાલન માટે "તોતે કી સી રટ"નું ઈશ્વર પ્રાપ્તીનું સાધન બનાવવું તથા એનાથી સર્વ પાપોનો નાશ થાય છે એવું માનવું આ પડી ગયેલી આર્ય જાતીને રસાતલમાં પહોંચાડવું છે. જેવી રીતે હાથ પગ હલાવ્યા વગર ગળ્યું ગળ્યું બુમો મારવાથી મોં મીઠું થઈ શકતું નથી તેવી જ રીતે વગર ઉદ્યમે ઈશ્વર-ઈશ્વર બરાડા પાડવાથી એની પ્રાપ્તી નથી થતી. પુરાણોનો એવો મત છે કે યજ્ઞ, દાન, તપ, જ્ઞાન આદી ધર્મ સતયુગ, દ્વાપર, ત્રેતાના ધર્મ હતા અથવા જે ફળ આ કર્મો કરવાથી એ યુગોમાં થતાં હતાં એવાં ફળ કલિયુગમાં કેવળ 'નામકીર્તન' માત્રથી થાય છે અથવા એ દ્વારા ઘોરમાં ઘોર પાપોનો નાશ થાય છે. (જેના આધાર પર આ સંપ્રદાયનો જન્મ થયલો પ્રતીત થાય છે) હિન્દુઓની વર્તમાન અધોગતિ અને અકર્મણ્યતાના મુખ્ય કારણોમાંથી એક છે. જ્યારે અમારા ધર્મ ધનીઓને કલીયુગમાં પાપ મોચન, ઈશ્વર પ્રાપ્તી અને મુક્તિનો સરળ ઉપાય 'નામોચ્ચારણ' તથા 'નામ કિર્તન' જ કેરવી નાખ્યું તો પછી કોઈને શું પડી છે? કે એ અર્થહીન યજ્ઞ, દાન કરીને પોતાનું ધન ગુમાવે, તપ અને જ્ઞાન માટે પોતાના શરીરને કષ્ટ આપે અને શુભાશુભ કર્મોની ઝંઝટમાં પડે.

જ્યારે રાજા બ્રાહ્મણ, ગૌહત્યા તથા ગુરુપત્ની ગમનાદી જેવાં ઉગ્ર પાપો સુધીનું પ્રાયશ્ચિત 'હરિકિર્તન' અને એ પણ કેવળ વાણીદ્વારા નિશ્ચય કરવામાં આવે તો આ ઘોરતમ પાપો કરવાથી મનુષ્ય કેમ ભયભીત થાય? જે પાપોનું પ્રાયશ્ચિત ભગવાન મનુ અગ્નિ દ્વારા ભષ્મ કરવાનું બતાવે છે. ત્યાં અમારા જૂના નિર્માતા 'હરે રામ' 'હરે કૃષ્ણ'નું કિર્તન કરાવીને છુટ્ટી અપાવે છે. ઉપરોક્ત આશયની વ્યવસ્થા આપવાવાળા પુરાણોના કેટલાક શ્લોકો નીચે જણાવવામાં આવ્યા છે:

यत् फलं नास्ति तपसा
न योगेन समाधिना ।
तत्फलं लभते सम्यगकलौ
केशव किर्तनात् ॥ ६७ ॥
भागवत माहात्म्य, श० १

અર્થ—જે ફળ તપ યોગ સમાધિથી નથી થતું તે ફળ કળિયુગમાં કેશવના કિર્તનથી થાય છે.

कली सभा जपन्त्यायाँ
गुणज्ञाः सारभागीनः ।
यत्र संकीर्तने नैव सर्वः
स्वार्थोऽभिलभ्यते ॥ ३६ ॥
श्रीमद भागवत्, स्कन्ध ११ क्र. ५

અર્થ—જે મનુષ્ય શ્રેષ્ટ, ગુણજ્ઞ, સારગ્રાહી છે. એ ચારે યુગોમાં કળિયુગની સ્તુતિ કરે છે. કારણ કે બીજા યુગોનાં જ્ઞાન, ધ્યાન વગેરેથી જે ફળ પ્રાપ્ત થાય છે એ બધા સ્વાર્થ કળિયુગમાં ભગવાનના સંકિર્તનથી સિદ્ધ થાય છે.

गंगा-स्नान हरेर्नर्मानिर
पापमिदं द्वयम् ॥ १० ॥
हन्त्यायुत पाप सहस्त्रमुग्रं
गुर्वङ्गना कोटी नीषेवणाच्च ।
स्नेवान्यथान्यानिहरेः प्रियेणागोविंद
नाम्ना नव संतिभद्रे ।
पद्म. पु. स्व. क्र. ८०

કળિયુગમાં તરવાના બે ઉપાય મુખ્ય છે. એક ગંગાસ્નાન અને બીજું હરીનામ. કેમકે હજારો હત્યાઓ, હજારો ઉગ્ર પાપો, કોટી ગુરુ સ્ત્રીઓથી સંભોગ, ચોરી કરવી આવા જ કેટલાય નાના મોટા પાપો હરિને પ્રિય એવા ગોવિંદ નામથી દુર થઈ જાય છે.

स्तेनः सुरापो मित्र ध्रुग्
ब्रह्महा गुरुतल्पगः ।
स्त्रीराजपितृ गोहन्ता ये च
पातकिनोऽपरे ॥ ६ ॥
स्तबपामप्य धवताभिदमेव सुनिष्कृतम् ।
नाम व्याहरणां विष्णोर्च्यत्-
स्तद्विष्यामतिः ॥ १० ॥
भा. स्क. ६ क्र. २

અર્થ—ચોર, દારૂ પીનારો, મિત્રદ્રોહી, બ્રહ્મહત્યારો, ગુરુ સ્ત્રી ગમન કરવાવાળો, રાજા અને ગાયોને મારવાવાળો તથા બીજી જાતના જે પાપો છે એ બધાનું પ્રાયશ્ચિત વિષ્ણુનું નામોચ્ચારણ છે.

હવે બુદ્ધિમાન વાંચક સ્વયં વિચારે કે આ પૌરાણીક હરિકિર્તનનો મનુષ્ય જીવન પર શું પ્રભાવ પડી શકે છે. શું આ કીર્તન અઘોરમાં અઘોર પાપ કરવાનું પ્રોત્સાહન નથી આપતું? શું આ કિર્તન વ્યભીચારનો માર્ગ નથી ખોલતું? શું આનો પ્રચાર ધર્મ, જ્ઞાન. તપ. યજ્ઞ, દાન, યોગ, સમાધિ, વગેરે ઉપર જે મનુષ્ય જીવનને સફળ બનાવવાનું એક માત્ર સાધન છે. તેના પર પાણી નથી ફરતું? આજ પૌરાણિક સિદ્ધાંતોના પ્રચારનું ફળ છે. કે આર્ય જાતિ જે કોઈક સમયે સંસારની શિરોમણિ હતી તે આજે જંગલી જાતીની શ્રેણીમાં ગણાય છે. પરન્તુ દુઃખતો એ છે કે આજે પણ અમારા ધર્મધજાઓ અજ્ઞાન અથવા સ્વાર્થવશ ભોળા લોકોને ફસાવવામાં સંકોચ નથી કરતા. આજે પણ એજ ઉપદેશ આપવામાં આવે છે. કે જ્યારે રામનામ લખવાથી પથ્થર તરી ગયા તો શું તમારૂં શરીર નહી તરે? આજે પણ આ લોકો ધર્મમાં અન્ધશ્રદ્ધા રાખીને અને એમાં બુદ્ધિગમ્ય તર્ક ન કરવાનું જ સમજાવે છે.

## સમાલોચના

### मर्हाष चरितामृतम्

સ્નાતક સત્યવ્રતજી વેદવિશારદનું સંસ્કૃતમાં લખેલું આ નાટક જેમાં પાંચ અંકો છે. આ રચના નાની હોવા છતાં તેના વાંચવાથી વાચકને ઉત્તમ કથા વસ્તુની જાણ થાય છે, પ્રાચીન અને અર્વાચીન સંસ્કૃત નાટકકાગે જેમ આ નાટકમાં પણ મંગલાચરણ નાન્દી, સૂત્રધાર, નટી વગેરેથી પ્રારંભ કરવામાં આવ્યો છે. આ નાટક વાંચતાં અને તેમાંય તેના શ્લોકો વાંચતા 'અનર્ઘ રાઘવ,' 'મુદ્રારાક્ષસ,' 'વેણીસંહાર' વગેરેની શૈલીનો આભાસ થાય છે અને સંવાદ-વાર્તાલાપ વાંચતાં મહાકવિ ભાસ પ્રણીત લઘુ નાટકોનો ભાસ થવા લાગે છે. સ્નાતકજીએ મહેનત કરીને આ કૃતિ જનસમુદાય સમક્ષ મુકી છે. આર્યધર્મી તેમજ ઇતર જનતાને પણ વાંચવા જેવી છે. હાલમાં સંસ્કૃત ભાષાનો અભ્યાસ પહેલાં કરતાં ઘણો ઓછો થઇ ગયો છે તેથી જો આ નાટકનું ગુજરાતી ભાષાન્તર ભવિષ્યમાં સાથે છાપવામાં આવે તો સર્વ સાધારણ જનતાને ઘણો જ લાભ થાય અને સંસ્કૃત ભાષા પ્રત્યે અભિરુચિ જાગે. આ નાટકમાં યોગ્ય જગ્યાએ આરોહ-અવરોહ, ઉતાર-ચઢાવ, વિભાવ-અનુભાવ તથા નવરસોનો સુમેળ સધાયો છે. પુસ્તક દરેક રીતે પ્રશંસાપાત્ર છે. આ નાટક વિદ્દ્‌ભોગ્ય હોવાથી જો સ્નાતકજી તથા બીજા પણ સંસ્કૃતજ્ઞો સરળ સંસ્કૃત ભાષામાં નાટક-નાટિકાઓ એકાંકી, પ્રેહસનો ટુચકા, વાર્તા, સંવાદો વગેરે લખવામાં પરિશ્રમ કરે તો આજની નવી પેઢીને વિશેષ લાભ થવા સંભવ છે.

**સત્યવ્રત વેદાલંકાર**

( પાન ૮નું ચાલુ )

શ્રી મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના સદસ્યોની નીચે પ્રમાણે નિયુક્તિ:

શ્રી શીતલપ્રસાદ મંગનરામજી આર્ય

શ્રી રામચંદ કાળિદાસ આર્ય

ત્યાર બાદ આર્યજગતના મૂર્ધન્ય સંન્યાસી શ્રી સ્વામી ધ્રુવાનંદ સરસ્વતીના અવસાન બદલ શોક પ્રસ્તાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો. ત્યાર બાદ શાન્તિ પાઠ કરી આરતી બાદ પ્રસાદ વહેંચ્યો હતો અને સભા દયાનંદના જયનાદ વચ્ચે વિખરાઈ હતી.

# કર્મનું ફળ

( લેખક : સ્વામી શિવાનંદજી )

કર્મ એટલે શું ?

કર્મ એટલે માત્ર કર્મ જ નહિ, પણ સાથે સાથે એનું પરિણામ, એનું ફળ પણ. ફળ કર્મથી ભિન્ન નથી. એ કર્મનો જ એક ભાગ છે અને એને એનાથી જુદું ન જ પાડી શકાય. શ્વાસ લેવો, વિચાર કરવો, વાતો કરવી, જોવું, સાંભળવું, ખાવું-બધાં જ કર્મો છે. વિચારવું એ માનસિક કર્મ છે. કર્મ એ આપણાં બધાં જ કર્મોનો સરવાળો છે; આ જીવન દરમ્યાન તથા આગલા જીવનો દરમ્યાન આપણે કરેલ તમામ કર્મોના કુલ સરવાળાને 'કર્મ' એવું નામ આપવામાં આવે છે.

કોઈ પણ કૃત્ય, કોઈ પણ વિચાર-જેમાંથી કંઈ પણ પરિણામ નીપજે-એનું નામ કર્મ. કર્મનો સિદ્ધાંત એટલે કાર્યકારણનો સિદ્ધાંત. જ્યાં જ્યાં કારણ, ત્યાં ત્યાં કાર્ય. બીજ વૃક્ષનું કારણ, વૃક્ષ બીજનું કાર્ય; વૃક્ષ વળી પાછાં બીજ સર્જે; અને એ અર્થમાં બીજોનું એ કારણ બને.

માણસની પ્રકૃતિ ત્રિવિધ છે. ઇચ્છા, જ્ઞાન અને ક્રિયા-એ ત્રણ એનાં ઘટક તત્ત્વો છે. એના કર્મને આ ત્રણ તત્ત્વો ઘડે છે. ખુરશી, વૃક્ષ આદિ પદાર્થોને એ જાણે છે. આનંદ અને શોકની લાગણીઓ એને થાય છે. આ કરવું, અને આ ન કરવું એવા સંકલ્પો એ કરે છે.

કર્મની પાછળ ઇચ્છા અને વિચારનું બળ રહેલું છે. પહેલાં કોઈ પણ વસ્તુ માટે ઇચ્છા જન્મે છે; પછી એ વસ્તુ કેમ મેળવવી તે વિષે વિચાર ઊપજે છે. પછી તેને પ્રાપ્ત કરવા માટે ઉદ્યોગ કરવામાં આવે છે. ઇચ્છા, વિચાર, ઉદ્યોગ-ત્રણે હમેશાં સાથે જ હોય છે. કર્મરૂપી રજ્જુનાં આ ત્રણ સૂત્રો છે.

ઇચ્છા કર્મને જન્મ આપે છે. ઇચ્છિત વસ્તુઓને હાથ કરવા માટે માણુસ કર્મ કરે છે. કર્મનું પરિણામ સુખદુ:ખમાં આવે છે. કર્મનાં ફળો ભોગવવા માટે અનેક જન્મો લેવા પડે છે. આ છે કર્મનો, સિદ્ધાંત, નિયમ.

કર્મનો સિદ્ધાંત ફક્ત હિંદુ-ધર્મમાં જ નહિ; પરંતુ જૈન તેમ જ બુદ્ધ ધર્મમાં પણ છે. વાવે તેવું લણે-એ એનો અર્થ. પાપ કરશો તો એનું બૂરું ફળ ભોગવવું જ પડશે; પુણ્ય કરશો તો સુખ સાંપડશે; કર્મને ફળ આવવાનાં જ. એ ફળને અટકાવી શકે એવી કોઈ શક્તિ દુનિયામાં નથી. પ્રત્યેક વિચાર, પ્રત્યેક શબ્દ, પ્રત્યેક કર્મ-અનંત અને દિવ્ય ન્યાયદેવતાના ત્રાજવામાં સાતે ચઢવું પડે છે, કર્મનો નિયમ અટલ છે.

આ વિશ્વમાં અકસ્માત જેવી કોઈ વસ્તુ જ નથી. કશામાંય અવ્યવસ્થા નથી. બધું જ નિયમબદ્ધ પરંપરાથી થાય છે. બધાની પાછળ એક વ્યવસ્થિત યોજના છે. આજે તમે જે કરી રહ્યા છો અને ભવિષ્યમાં જે થશે, એ બે વચ્ચે અમુક નિશ્ચિત સંબંધ છે.

પ્રત્યેક કાર્યની ત્રિવિધ અસર થાય છે. પહેલું, તો એ યોગ્ય ફળ આપે છે. બીજું, તમારા ચારિત્ર્ય પર એની અસર થાય છે. તમારા મન પર એ એક સંસ્કાર મૂકી જાય છે. એ સંસ્કાર તમને એ જ કાર્યને ફરીથી કરવા પ્રેરશે. એ સંસ્કાર તમારા મનમાં વિચારના એક મોજાનું સ્વરૂપ લેશે; અને કા તો બાહ્ય રૂપે અથવા તો આભ્યંતર કોઇ સ્વરૂપે એ વિચાર-મોજું એક ઉત્તેજક તત્ત્વની ગરજ સારશે. ત્રીજું, કાર્યની અસર વિશ્વ પર પણ થાય છે.

બીજ ધરતીમાં વાવશો તો અંકુર આવવાના જ. પછી પાંદડાં પ્રગટશે; પછી પુષ્પો અને ફળો. આંબાના બીજમાંથી આંબા જ પ્રગટવાના. ચોખા વાવીને ઘઉં લણો એ અશક્ય. એવી જ રીતે કુકર્મનું ફળ દુ:ખમાં જ આવવાનું અને સત્કર્મનું ફળ શાંતિમાં અને સુખમાં આવવાનું. કર્મના આ અટલ નિયમમાં અપવાદ જ નથી.

કર્મો દ્વારા તમે જે વાવશો, તે પાછું તમારી પાસે જ આવશે. સેવા, દાન, દયા આદિ દ્વારા બીજાઓને સુખી કરશો, તો તે સુખનાં બીજો વાવ્યા જેવું થશે; અને એનું પરિણામ સુખમાં જ આવશે; એથી ઊલટું કઠોર શબ્દો અપમાન, દુર્વર્તન, ક્રૂરતા આદિ દ્વારા બીજાઓને દુ:ખ પહોંચાડશો તો સરવાળે દુ:ખ જ લણવું પડશે. આ છે કર્મનો સિદ્ધાંત : અફર, અટલ, ત્રિકાલાબાધિત.

( વધુ આવતા અંકે )

( પાન ૪નું ચાલુ )

પણ લિંગને કરણ માનેલ છે. છે. ડો. ગણુનાથસેનનો બીજો આશયનો મુદ્દો એ છે કે:- न च निदानादीनां सर्वेषां लिंगत्वमपि, निदानादि पँचकान्तर्भूतायाः सम्प्राप्तेर्व्याधि लिंगत्वाभावात्-કહે છે કે નિદાન પંચકમાં સર્વ વ્યાધિનું લિંગ પણ નથી કારણ કે સમ્પ્રાપ્તિ વ્યાધિનું લિંગ નથી પણ સ્વરૂપ છે તેથી બોધક ન થતાં તે બોધ્યજ હોઇ શકે છે. અને ત્યાં ચરક પ્રમાણ આપે છે કે "सम्प्राप्ति र्जातिरागतिरित्यनर्थान्तरं-व्याधेः અર્થાત્ સમ્પ્રાપ્તિ, જાતિ અને આગતિ તે વ્યાધિના પર્યાય વાચક શબ્દ છે. આ શબ્દોથી જેનું કથન કરી શકાય તે સમ્પ્રાતિ છે. જો તે કેવલ પર્યાય હોતે તો તેના પૂર્વ વ્યાધિનાં શબ્દો જે ગણાવ્યા છે ( तत्र व्याधिरामयोगद आतंको यक्ष्मा ज्वरोविकार इत्यनर्थान्तरम् ) તેનાથી એનો નિર્દેશ પૃથક નહી કરતે વાસ્તવિક રીતે નિદાન આદિ પ્રમાણે સમ્પ્રાતિ પણ વ્યાધિનું લિંગ છે. વિજયરક્ષિતજી કહે છે કે ચક્રપાણિના મતને હું મળતો છું. કે इह पंच सम्प्राप्तिः ध्याधि विशेषं बोधयत्येव - આ સ્થળે શાસ્ત્રકાર નિર્ણય આપે આપે છે કે વિજયરક્ષિતનું જે મન્તવ્ય છે તે શુદ્ધાયુર્વેદીય છે અને સિદ્ધાન્ત નિદાનનું મન્તવ્ય શુદ્ધ એલોપથીનું છે. માત્ર ભાષા સંસ્કૃત છે. ભગવાન સૌને સન્મતિ આપે અને આયુર્વેદનાં જ્ઞાનને વિકૃત ન કરે, અરવિંદ ઘોષનાં આશ્રમમાં વેદોના ભાષ્ય પર આજે વિચારણા કરી ભાષ્ય લખાય છે. ત્યાં શ્રી કપાલીજીશાસ્ત્રીએ જાહેર કર્યું છે કે સાયણ-મહીધર અને ઉવટના ભાષ્યોએ વેદ વિકૃત વ્યાખ્યા કરી છે. મહર્ષી દયાનંદનું ભાષ્ય તો પ્રકટ ન થયું હત તો સાચું ભાષ્ય જોવા મળતે નહી.

સૌ વિદ્વાન વૈદ્યો વિચારે અને આયુર્વેદની પ્રતિષ્ઠા સાચવવા પ્રયત્ન કરે એજ પ્રાર્થના.

# સ્વ. બટુકેશ્વર દત્ત

જાણીતા ક્રાન્તિકારી અને વીર ભગતસિંહના સાથીદાર શ્રી બટુકેશ્વર દત્તનું પંચાવન વર્ષની ઉંમરે નવી દિલ્હી ખાતે અવસાન થયું છે. સ્વર્ગસ્થના જીવન કાર્યની જીવતાં જેને પીછાન ન પડી તેઓ એમના સ્વર્ગવાસ પછી અંજલિઓ આપવા નીકળ્યા છે! સને ૧૯૪૭-ના ઓગસ્ટની પંદરમી તારીખે દેશને સ્વતંત્રતા મળી ત્યારે તેઓ કારાવાસમાંથી છૂટયા અને પટણામાં શિક્ષક તરીકે સેવા બજાવી. તેઓ સને ૧૯૬૩માં બિહારમાં ઉપલી ધારા સભાના સભ્ય બન્યા. એ વર્ષના જનમાં ક્ષયની બિમારીમાં પટકાયા અને બે વર્ષની બિમારી ભોગવીને અવસાન પામ્યા. એમની સારવારનું ખર્ચ ભારત સરકારે ઉપાડીને એમની કદર કરી.

ઓગણીસમી સદીના અંતમાં શરૂ થયેલી અને વીસમી સદીના ત્રણ દાયકા સુધી ચાલેલી ક્રાન્તિકારી ત્રાસવાદી પ્રવૃત્તિમાં બટુકેશ્વર દત્ત પણ રંગાયેલા હતા. સને ૧૯૨૯ના એપ્રિલની આઠમી તારીખે દિલ્હીની મધ્યસ્થ ધારાસભામાં બોમ્બ ફેંકનાર શ્રી ભગતસિંહ અને શ્રી બટુકેશ્વર દત્ત હતા. બોમ્બ ફેંકીને ભાગી નહિ જતાં હસતા મુખે ઊભા રહેનાર અને બોમ્બ ફેંકવાનો હેતુ કોઈને નુકસાન કરવાનો નહિ માત્ર ચેતવણી આપવાનો હતો. એવું જાહેર કરી પોલીસના હાથમાં સ્વહસ્તે પકડાનાર શ્રી ભગતસિંહ અને શ્રી દત્તની સરફરોશીની તમન્ના અજોડ હતી.

સરકારે ભગતસિંહ, રાજગુરુ અને સુખદેવને ફાંસીએ ચડાવ્યા; જ્યારે બટુકેશ્વર દત્તને જન્મટીપની સજા કરી આંદામાન મોકલ્યા હતા. ત્યાં પાંચ વર્ષ રાખીને ભારતની જુદી જુદી જેલોમાં તેમને ફેરવ્યા હતા. ૩૮માં પ્રાંતિક શાસન કોંગ્રેસના હાથમાં આવતાં તેમને જેલ મુક્ત કર્યા પરંતુ ઉત્તર પ્રદેશ, પંજાબ અને બંગાળમાં જવા સામે પ્રતિબંધ મૂકવામાં આવ્યો. '૪૩'માં 'હિન્દ છોડો' આંદોલનમાં બ્રિટિશ સરકારે પુનઃ એમની ધરપકડ કરી ત્યાંથી તા. ૧૫મી ઓગષ્ટ ૪૭ બાદ તેમનો છૂટકારો થયો.

ક્રાંતિકારી ત્રાસવાદી પ્રવૃત્તિ ચલાવનારાઓ દેશના સપૂતો હતા. વિદેશીઓની ગુલામીમાંથી ભારત માતાને મુક્ત કરાવવા માથું હાથમાં લઈને ફરનારા મરજીવા હતા. બ્રિટીશ શાસન સામેનો તેમનો જંગ લોકોમાં માનભાવ પેદા કરતો હતો. પરંતુ ભારતમાં ગાંધીજીનું આગમન થયું અને એમની ચિંધેલી અહિંસાની ફિલસુફીએ ભારતના લોકોના મનને બીજી દિશામાં વાળ્યું. ક્રાન્તિકારી ત્રાસવાદી પ્રવૃત્તિ તરફથી લોકમાનસ અહિંસક સત્યાગ્રહ અને કાનૂન ભંગની પ્રવૃત્તિ તરફ વળ્યું. ક્રાન્તિકારી ત્રાસવાદી પ્રવૃત્તિનો ધીમે ધીમે અંત આવ્યો.

પરંતુ જેઓ ક્રાંતિના રંગે રંગાયા હતા અને અનેક પરાક્રમો કરીને કારાવાસમાં પડેલા હતા તથા ફાંસીને માંચડે હસતા મોંએ ચડયા હતા તેઓની વતન પરસ્તી આ અહિંસક પ્રવૃત્તિ કરતાં સહેજ પણ ઓછી નહોતી. એ હકીકત ભૂલાવવાની અહિંસાના સમર્થકોએ ઠીક ઠીક કાળજી લીધી. પરિણામે ક્રાંતિના જીવતા પ્રતિકો સમા આ વીરનરો પ્રત્યે ઉદાસીનતા પસરાવા લાગી.

બીજા વિશ્વયુદ્ધમાં ઊભા થયેલા સંજોગોને લીધે બ્રિટનને ભારતમાંથી સ્વહસ્તે ઉચાળા ભરવા પડયા એમાં અહિંસક ક્રાન્તિનો જ માત્ર વિજય થયો છે એવો ભ્રમ સેવનારાઓ સ્વાતંત્ર્યની લડતના લડવૈયાઓનું પ્રતિક પ્રધાનપદા અને મોટા હોદ્દાઓની લ્હાણીમાં અટવાઈ પડયું. આઝાદીના વૃક્ષના મૂળમાં પડેલું ખાતર વિસરી જવાનો હેતુપૂર્વક પ્રયાસ કરવામાં આવ્યો.

શ્રી બટુકેશ્વર દત્તના અવસાનથી તાજો થયેલો શ્રી ભગતસિંહ અને બીજા સાથીદારોની શહાદતનો પ્રસંગ એમની સ્વાર્પણ કથાને યાદ કરાવે છે એ સાથે '૪૭થી સત્તાસ્થાને બેઠેલી કોંગ્રેસની નીતિરીતિની પણ યાદ આપી જાય છે. સરદાર ભગતસિંહનું સ્મારક એમના સાથીઓ અને સગાંઓ મળીને છેક સને ૧૯૬૨માં એટલે આઝાદી મળ્યા પછી પંદર વર્ષે કરે છે. અને એનો પાયો બટુકેશ્વર દત્ત નાખે છે. આવું સ્મારક કરવાની કોઈ ફરજ સત્તાસ્થાને બેઠેલી કોંગ્રેસને કરવાનું સૂઝતું નથી! સ્મારકનો પાયો નાખ્યા બાદ દિલ્હીમાં મળેલી સમગ્ર ભારતના ત્રાસવાદી ક્રાન્તિકારીઓની પરિષદનું પ્રમુખપદ શ્રી દત્તે સંભાળ્યું હતું. આ પરિષદની કાર્યવાહીને પૂરતી પ્રસિદ્ધિ પણ અપાઈ નહિ. અને શ્રી દત્ત માંદા પડીને સારવાર માટે નવી દિલ્હી આવ્યા ત્યારે લોકોએ એમની ગંભીર માંદગીના અને છેલ્લે અવસાનના સમાચાર જાણ્યા!

ક્ષય રોગ એ અસાધ્ય રોગ નથી માત્ર બે જ વર્ષની માંદગીમાં એ બટુકેશ્વર દત્તને ઉપાડી ગયો. એ રોગની સામે સમયસરની સારવાર અપાઈ હોત તો દત્ત બચી જાત એમ નથી લાગતું ? શ્રી દત્તનું તો અવસાન થયું છે પરંતુ ભારતભરમાં પથરાયેલા એમના જેવા હજારો ક્રાંતિવીરો આજે માભોમની સેવાના ગુના બદલ પરેશાની ભોગવી રહ્યા છે. તેમની તરફ ધ્યાન આપવાની જરૂર કોંગ્રેસ સરકારોને જણાય તો જ સ્વ. દત્તને અપાયેલી અંજલિ સાર્થક થઈ ગણાશે.

( સ્વતંત્ર સર્જનના સૌજન્યથી )

## નડિયાદ આર્યસમાજ

તા. ૨૫-૭-૬૫ના રોજ નડીયાદ મુકામે રવિવારે સવારે સાપ્તાહિક અધિવેશન વખતે શહેરના ઘણાખરા પ્રતિષ્ઠિત સદસ્યોની હાજરીમાં આર્યસમાજ નડિયાદની સ્થાપના કરવામાં આવી હતી. આ પ્રસંગે ચીખોદ્રાથી પં. રવિશંકર દ્વિવેદી જેઓ મુંબઈ પ્રદેશ આર્યપ્રતિનિધિ સભાના અંતરંગ સદસ્ય તેમજ ઉપદેશક નડિયાદ આર્યસમાજના આમંત્રણને માન આપીને ખાસ પધાર્યા હતા. રવિવારના અધિવેશનમાં ભજનો આરતી થયા બાદ શ્રી પં. રવિશંકરજીએ ઈદમ્નમમ ઉપર માર્મિક અને સાર ગર્ભિત પ્રવચન કર્યું હતું. આ પ્રસંગે ઘણા ભાઈઓની હાજરી હતી. તેમાં ખાસ કરીને શ્રી માયાસોપ ફેકટરીના માલિક શ્રી શીતલપ્રસાદ આર્ય જેઓ આર્યત્વના ધૂની અને મહર્ષિદયાનંદના પરમ ભક્ત કે જે આર્યસમાજ નડિયાદના એક સ્તંભ રૂપ છે. અને નડિયાદમાં આર્યસમાજ સ્થાપિત કરવામાં તેમનો પ્રખર પુરૂષાર્થ અવર્ણનીય છે. શ્રી ઠાકોર સાહેબ શ્રી નટવરસિંહજી સોલંકીજીના માર્ગદર્શન નીચે આ સમાજને સારા એવા શિક્ષિત અને સેવાભાવી કાર્યકરો સાંપડયા છે. જેથી નડિયાદ આર્યસમાજનું ભાવિ ઉજ્જવળ છે.

અધિવેશનની કાર્યવાહી પૂર્ણ થયા બાદ ભાવનગરથી પધારેલ આર્ય યુવક વૈદ્ય શ્રી (મિલિન્દજી) જેઓ અનાયાસે નડિયાદ આર્યસમાજમાં પધાર્યા હતા. તેઓનું બ્રહ્મચર્ય રક્ષા ઉપર ટૂંકું અને મુદ્દાસર પ્રવચન થયું હતું.

ત્યાર બાદ આર્યસમાજની વૈધાનિક રીતે ( મુ. પ્ર. આર્ય પ્ર. સભા ) સાથે જોડાવાની સારી એવી ચર્ચા થઈ હતી. પં રવિશંકરજીએ કહ્યું કે આપણા ઇલાકામાં સાર્વદેશિક સભા સાથે જોડાયેલ સંસ્થા આપણી સભા છે. માટે આ સભા સાથે જ નડિયાદ આર્યસમાજને જોડાવવા પ્રેરણા આપી હતી. બાદમાં નીચે પ્રમાણે સદસ્યોની નિયુક્તિ કરી હતી.

પ્રમુખ : શ્રીમાન ઠાકોરસાહેબ નટવરસિંહજી સોલંકી

ઉ. પ્રમુખ : શ્રી શીતલપ્રસાદ મંગનરામ આર્ય

મંત્રીજી : શ્રી ભાનુભાઈ મગનલાલ વૈદ્ય

સ. મંત્રી : શ્રી શરદચંદ્ર દુર્લભદાસ બ્રહ્મભટ્ટ

ખજાનચી : શ્રી રામચંદ આર્ય

હિસાબ નિરિક્ષક : શ્રી જગદીશચંદ્ર બાબરભાઈ બારોટ

પુસ્તકાલક્ષક : શ્રી રામચંદ્ર કાળિદાસ આર્ય

( જુઓ પાન ૭ )

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૧ માલિકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

श्री आचार्य जी, गुरुकुल कांगडी
जि. सहारानपुर, (उ. प्र.)

॥ ओ३म् ॥

રજી. નં. જી/૩૯૪

# आर्यप्रकाश

ऋग. यजु. साम. अथर्व.



મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ | તંત્રી : વિષ્ણુભાઇ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ | [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] | સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ અષાઢ વદ ૧૦ને શનિવાર તારીખ ૨૪—૭—૧૯૬૫ [ અંક ૧૯મો

સમગ્ર રાષ્ટ્રમાં

# શિક્ષણની એક જ રાષ્ટ્રીય નીતિ હોવી જોઇએ

## ગુરૂકુલીય શિક્ષણ પ્રણાલીનો પ્રયોગ કરો અને સહશિક્ષણની પ્રથાને બંધ કરો

ભારત સરકારનું શિક્ષણપંચ હમણાં ગુજરાત રાજ્યની મુલાકાતે આવી ગયું. આ પંચ સમક્ષ ગુજરાતના કેળવણીના અને સામાજિક ક્ષેત્રે કાર્યકરતા આગેવાનોની જુબાનીઓ થઇ હતી. ધારાસભ્ય શ્રી નાગજીભાઇ આર્યે ગુજરાતના પછાત વર્ગોના શિક્ષણની વિગતો રજૂ કરી હતી. તે ઉપરાંત શિક્ષણ વિષયક મહત્વની રજૂઆત કરી હતી, તેનો સારભાગ નીચે પ્રમાણે છે.

## ભારત સરકારના શિક્ષણપંચ સમક્ષ ધારાસભ્ય શ્રી નાગજીભાઈ આર્યની રજુઆત

સમગ્ર દેશમાં શિક્ષણની એક જ રાષ્ટ્રીય નીતિ હોવી જોઇએ. એને માટે ભારત સરકારના શિક્ષણ મંત્રાલયે ઝડપી પગલાં લેવાં જોઇએ. શિક્ષણના ક્ષેત્રમાં જે ભિન્નતા અને વિષમતા પ્રવર્તે છે; તેને હવે સમાપ્ત કરી દેવી જોઇએ. માનનીય ડો. સંપૂર્ણાનંદજી અને માનનીય ડો. શ્રીપ્રકાશજીના પ્રમુખસ્થાને આ વિષયમાં જે સમિતિ બની હતી, તેની ભલામણોને અમલી બનાવવી જોઇએ.

આપણી રાષ્ટ્રીય શિક્ષણનીતિમાં એવું પરિવર્તન કરવું ઉચિત થઇ પડશે કે રાષ્ટ્રની રાષ્ટ્રભાષાને અત્યધિક મહત્વ મળવું જોઇએ, અને તેના વિકાસ માટે પ્રચુરમાત્રામાં, કાર્યારંભ થઇ જવો જોઇએ.

પ્રાદેશિક ભાષાનું મહત્વ પોતપોતાના પ્રાંતોમાં ભલે રહે પણ રાષ્ટ્રીય એકતા અને રાષ્ટ્રીય અસ્મિતાને માટે રાષ્ટ્ર ભાષાના શિક્ષણને અનિવાર્ય બનાવવાનો સંકલ્પ કરી લેવો જોઇએ. વિદેશી અંગ્રેજી ભાષાનું જ્ઞાન અને ભણતર એક વિષય તરીકે ભલે રહે પણ તેનું મહત્વ વધારવું એ તો રાષ્ટ્રીય ભાવના અને રાષ્ટ્રીય મૂલ્યો માટે ખતરનાક સમજવું જોઇએ.

આપણાં શિક્ષણાલયોમાંથી સહશિક્ષણ-Co-Education ની પ્રથાનો સર્વથા અંત આણી દેવો જ હિતાવહ થઇ પડશે. આ પ્રથાને કારણે વિદ્યાર્થી અને વિદ્યાર્થીનીઓનાં ચારિત્ર્યને બહુ ભારે હાનિ પહોંચી છે. રોજ-બરોજ એવા કિસ્સા બની રહ્યા છે કે અવિવાહિત છોકરીઓ ગર્ભવતી અને માતાઓ બની રહી છે. શરીર, મન અને વિચારનાં અપરિપકવ છોકરા-છોકરીઓ પાત્ર-કુપાત્રનો ખ્યાલ કર્યા વગરજ લગ્ન કરી લેતાં હોય છે અને થોડા દિવસો પછી તેઓ દુ:ખી થઇ જાય છે અને જીવનને બરબાદ કરી નાખે છે. એટલે આ પ્રથાને નાબૂદ કરવા માટે ગંભીરતાપૂર્વક વિચાર કરવાની હવે વેળા આવી લાગી છે.

કુમાર-કુમારિકાઓનાં શિક્ષણાલયો ભિન્ન ભિન્ન હોવાં જોઇએ. અને બ્રહ્મચર્યપૂર્વક સદાચારયુક્ત શિક્ષણ તેમને મળવું જોઇએ. પ્રાચીન ગુરુકુલીય શિક્ષાપ્રણાલીને પ્રયોગમાં લાવવાનો પ્રયત્ન થાય તો ઘણું જ ઉત્તમ થઇ પડશે. પ્રાચીન સંસ્કૃતિ, સંસ્કાર, સભ્યતા, શિક્ષા અને ચારિત્ર્યનું નિર્માણ જ સાચી રાષ્ટ્રીય શિક્ષા છે. એવી શિક્ષાની સાથે જ ટેકનિકલ તાલીમને પણ અનિવાર્ય બનાવવી જોઇએ.

શાળા કોલેજોમાં જે લાંબી રજાઓ પડે છે, તે ટૂંકી હોવી જોઇએ. કેવળ રવિવાર અને મોટા તહેવારોની નાની રજાઓ રાખવી જોઇએ. ગરમીની રજાઓમાં વિદ્યાર્થીઓ માટે કાર્યક્રમ રાખવો જોઇએ.

# 'ઉદ્ધારક'

( લેખક—શ્રી મદનમોહનજી જાવલિયા એમ. એ. ( હિન્દી-સંસ્કૃત )
શાસ્ત્રી બી. એડ. વિદ્યાવાચસ્પતિ-સીનિયર ટીચર રાજ.
ઉ. મા. વિદ્યાલય અરણોદ ARNOD જિલા—
ચિત્તૌડગઢ-રાજસ્થાન

અજમેર નગર કે બાહર ભિ[illegible] રજાજી કી કોઠી છોટી સી કિન્તુ શાલીનતા એવં મર્યાદા ને ઉસકે ગૌરવ મેં ચાર ચાંદ લગા દિયે થે। આજ યહ કોઠી દીપાવલી કી છવિ કા તિરસ્કાર કર ઉદાસ સી અનમની સી થી। રાજસી વૈભવ કી ચકાચૌંધ કે સ્થાન પર તપોવન કી પ્રશાન્ત સ્થિરતા લિયે થી। ઇસ સ્થિરતા કે અન્તરાલ મેં વેદના કા જ્વાલામુખી ઉમડ રહા થા। સુખ કે સમુદ્ર કે બીચ મેં યહ જન-સંકુલ હોતે હુએ ભી વિજન, માનસિક કોલાહલ સે પરિપૂર્ણ હોતે હુએ ભી બાહ્ય રૂપ નીરવ થી। કારણ આજ રામ કો રામ બનાને વાલે ઋષિ વશિષ્ઠ સે ભી અધિક મહિમાશાલી મહર્ષિ જગદ્ગુરૂ દયાનન્દ ઇસ કોઠી કે એક કક્ષ મેં જગત્ કો ઇસ દીપાવલી સે ભી અધિક જ્યોતિર્મય કરને કે લિયે શાન્ત નિશ્ચેષ્ટ લેટે હુયે હૈં। કક્ષ મેં કુછ ભક્ત બૈઠે હૈં। અચાનક કુછ ધ્યાન ભંગ સા કરતે હુએ મહર્ષિ બોલે, "પંડિત ભાગરામ!" ભાગરામ ને નિકટ જાકર તથા કુછ ૨ આશા કી ચમક લિયે હાથ જોડ કર કહા, "હાં મહારાજ! આજ્ઞા દીજિયે, ભક્ત સેવા મેં ઉપસ્થિત હૈ।"

"પંડિત જી! યહાં કૌન-કૌન ખડે હૈં?"

"મહારાજ! મૈં અનુચર, દીવાન મોહનલાલ પંડ્યા, શારદા-જી, ઉનકા બચ્ચા હરવિલાસ ઔર ડા. લક્ષ્મણદાસ હૈં।"

સબ પર દૃષ્ટિ ડાલકર "ભાઇ, ખડે ક્યોં હો, બૈઠ જાઓ। તુમ્હારે ખડે રહને સે મુઝે કષ્ટ હોતા હૈ।"

પંડ્યાજી ને કર બદ્ધ વિનય કી મુદ્રા મેં હોકર કહા, "મહારાજ—હમ આપકી આજ્ઞા માન કર બૈઠ તો જાતે હૈં, કિન્તુ બૈઠને સે હમ આપકે અલભ્ય દર્શનોં સે ભી વંચિત હો જાયેંગે। આંખોં મેં આંસૂ લાતે હુએ-ભગવન્...હમ કૈસે અપને હૃદય કો શાન્તિ દેં। યહ કાંચ કી તરહ ટુકડે-ટુકડે હુઆ ચાહતા હૈ। મહર્ષિ કી આંખોં મેં સ્નેહ ઔર હૃદય મેં વાત્સલ્ય ઉમડ આયા। બોલે, "હૃદય કચ્ચા નહીં કિયા કરતે હૈં, પંડ્યાજી! શરીર ક્ષણભંગુર હૈ ઔર આત્મા અમર હૈ। ક્યા મેરી ઇસ સાધારણ સી શિક્ષા કે પ્રથમ પાઠ કો ભી અભી તક આપ ગલે નહીં ઉતાર સકે?" યહ કહ કર ઋષિ ને કરવટ બદલી। બૈઠે હુએ સભી ભક્તોં ને ઉનકી કંચન કાયા પર ઓલોં કે આકાર કે છાલે દેખે! છાલોં સે તો નહીં કિન્તુ સબ કી આંખોં સે અશ્રુધારા વેગ-પૂર્વક બહ નિકલી! બિના ગર્જન કે બરસતી બદલિયોં સી પુતલિયોં કી ઓર ઋષિ કે નેત્ર એક બારગી હી ઉઠ ગયે। વે ઠગે સે રહ ગયે। ઉનકી સ્તબ્ધ આંખેં ભાવવિહીન થી પર ભાવોં કા ઘોર મંથન ઉફાન ઉસમેં ઉભર રહા થા। ઋષિ ને અપની સારી મોહ નિધિ વાણી મેં ઉંડેલ કર કહા—"બન્ધુઓ! યહ રોને કા સમય નહીં। યદિ મૈંને તુમમેં થોડી સી ભી અગ્નિ પ્રજ્વલિત કી હૈ તો ઉસ સબ કો અપને મેં સંચિત કર ઉઠ ખડે હોઓ। ઔર સંસાર કે સારે કલુષ કો, પાપ કો, તાપ કો, પ્રાણિ માત્ર કે શોષણ એવં અન્યાય કો જલા કર ભસ્મ કર દો। યહી તુમ્હારી મેરે પ્રતિ ભક્તિ હોગી। સચ્ચા પ્રેમ હોગા। ધૈર્ય રખો! ઐસા ન હો કિ મેરે પીછે દુનિયા યહ કહે કિ દયાનન્દને વ્યક્તિગત મોહ કો પનપાયા। ઉઠો! વેદોંકા ડંકા સંસારમેં બજા દો ઔર માનવકો દાનવતા કે જાલસે મુક્ત કરદો! બોલો કર સકોગે? યદિ હાં તો યહી મેરે પ્રતિ તુમ્હારી અનમોલ શ્રદ્ધાંજલિ હોગી!"

દેખતેહી દેખતે દયાનન્દ સ્વયં ઉઠ બૈઠે! સભી ભક્ત આંસૂ પોંછ કર ખડે હો ગયે। કમરેમેં કેવલ હવા હી આ જા રહીથી। શેષ કુછ માનવ મૂર્તિયાં અમને શિલ્પીકી ઔર શૂન્યમેં એકટક દેખ રહીથી।

( ૨ )

લાહૌર નગર કે એક પહે[illegible] કી બાહરી બૈઠક મેં ગુરુદત્ત અ[illegible] વય સે અધિક ભાર કો મ[illegible] મેં ધારણ કિયે હુએ ઠુડ્ડી કો [illegible] કે અંગૂઠે કા સહારા દિયે બૈઠા [illegible] ગ્રીષ્મ ઋતુ કે ઝંઝાવાત ઝોકોં [illegible] સમાન આતે હુએ વિચારોં સે [illegible] માનસ વન મેં ખલબલી સી [illegible] હુઈ હૈ। દયાનન્દ! ઋષિ દયાનન્[illegible] ગુરુઓં કા ગુરુ દયાનન્દ। હાં [illegible] ઉસસે લાહૌર મેં ડાર્વિન [illegible] વિકાસવાદ પર બાત કી હૈ। [illegible] વાયુ તથા સૃષ્ટિ કી અન્ય શક્તિ[illegible] કે ચમત્કારોં પર બાત કી [illegible] વિજ્ઞાન એવં ગણિત શાસ્ત્ર કો [illegible] મથા હૈ। પર દયાનન્દ! ન[illegible] મૈંને તેરે જ્ઞાન કી થાહ પા[illegible] તેરે વ્યક્તિત્વ કી। તૂને અ[illegible] નહીં પઢી ફિર તૂ વેદ શાસ્ત્રોં [illegible] ભૌતિક ઔર માનવ કે લક્ષ્ય [illegible] સમઝ મેં આને યોગ્ય [illegible] સ્વીકારને યોગ્ય બાત કહતા [illegible] તો ભી ક્યા બાત હૈ કિ મેરી [illegible] મેરે વિશ્વાસ પર તૂ અધિકાર [illegible] કર સકા।" ગુરુદત્ત ઇસ ચિન્[illegible] સરિતા મેં બહતા-બહતા જાને [illegible] સે કહાં ચલા ગયા। ઉસકી [illegible] 'ટ્રિબ્યૂન' પર પડી। પઢા, "હ[illegible] વર્ષોં બાદ વૈદિક-ધ્વજા કો [illegible] ગગન મેં નિર્ભીક ભાવ સે ફહ[illegible] વાલા વિશ્વ-વન્દનીય ભારત ગૌ[illegible] સંન્યાસી અજમેર મેં મરણ [illegible] પર પડા હૈ।" ગુરુદત્ત ચૌં[illegible] બિજલી કી સ્ફૂર્તિ એવં વેગ [illegible] વહ ઉછલા। ભાગ કર એક [illegible] કી દુકાન પર આયા। દેખી [illegible] મેં ૪॥ બજે થે। ૫ બજે લાહૌ[illegible] દિલ્હી મેલ છૂટને વાલી થી। [illegible] થૈલે મેં આવશ્યક સામાન [illegible] સત્યાર્થપ્રકાશ રખ કર દૌડા। [illegible] લેકર ઝપટા। ગાડી પ્લેટફાર્મ [illegible] ચુકી થી। ભાગતે ૨ ગાડી કો [illegible] ઔર અબ વહ એક રેલ-યાત્રી થા।

ઉમડતી ઘુમડતી નદી કી [illegible] રેલ ભી અપને યૌવન કા [illegible] ઉત્સાહ અપની મનમોહક ચાલ [illegible] ઉતાર કર ચલ રહી થી યા ઉડ [illegible] થી, યહ કહના કઠિન હૈ। ગુરુ[illegible] સ્વયં યૌવન કી દેહલી પર પૈર [illegible] ચુકા થા કિન્તુ ઉસે કિસી કે યૌ[illegible] ઔર મસ્તી ભરી ચાલ સે [illegible] પ્રયોજન? વહ તો ગતિ કે સં[illegible] મેં મગ્ન હોકર અપને નયે મા[illegible] સંગીત મેં બહ રહા થા, [illegible] ઉસકા હૃદય વિછુડતે માતા-[illegible]

( જુઓ પાન ૭ )




તંત્રીસ્થાનેથી

## ભારતીય સંસ્કૃતિનું અવળું મૂલ્યાંકન–આર્યતાને પડકાર

વિદેશી દૃષ્ટિને જ પ્રમાણભૂત માનનાર વિદ્વાન અગર શિક્ષિત આધુનિક વાચકોમાં (૧) સેલિગ હેરિસનના "ઇન્ડિયા ધ મોસ્ટ ડેન્જરસ ડીકેઇડ્ઝ" (૨) આર્થર કોસ્લરના, "ધી લોટ્સ એન્ડ ધી રોબોટ" (૩) માર્ગારેટ કોરચેકના, "શી હુ હાઇડસ એ પિકોક" અને "હિન્દુ વુમન તથા મોરિસ ડારસ્ટેર્સ"ના, "ધી ટવાઇસબોર્ન" અને નાયપોલના, "ધી એરીઆ ઓફ ડાર્કનેસ" વગેરે પુસ્તકોએ મચાવેલ ખળભળાટમાં **રેનોલ્ડ સેગલના "ક્રાઇસીસ ઓફ ઇન્ડિયા" પુસ્તકે ભારતીય સંસ્કૃતિનું અવળુ મૂલ્યાંકન કરી વધુ ઉમેરો કર્યો છે.**

લેખક દક્ષિણ આફ્રિકાના વતની છતાં રંગદ્વેષની નીતિના કટ્ટર વિરોધી તથા છલાછલ માનવતાથી પરિપૂર્ણ મનાતા હોઇ તેમનાં વિધાનો વાસ્તવદર્શી મનાવાનો પૂરો સંભવ ખડો થયો છે. કોઇ પણ ભારતવાસીનું હૃદય હચમચાવી મૂકે તેવી રીતે સેગલ કહે છે, "ભારત કરતાં ભાગ્યે જ બીજા કોઇ દેશની પ્રજા આટલી લૂંટાઇ હશે, રંજાડાઇ હશે–ભાગ્યે જ કોઇએ આટલી આસમાની સુલતાનીનો સીતમ સહ્યો હશે....છતાં **આઝાદી બાદ પણ ભારતની પ્રજા એક રાષ્ટ્રની ચેતના અનુભવતી નથી–રાષ્ટ્રીયતાની વિહીણતા, છિન્નભિન્નતા આજેય ભાષાવાદ, પ્રાંતવાદ, કોમવાદના નાસે પ્રગટી ઊઠે છે.**"

હવે સેગલ આ સૌના મૂળમાં હિન્દુ ધર્મનો વાંક જુએ છે. સુધારકોને પસંદ પડે તેવી રીતે લાચાર જીવનને પણ સમર્થન આપતા કર્મના સિદ્ધાંત અને જ્ઞાતિપ્રથાને સારી રીતે વગોવે છે. જાતને માટે હીનતા અને વિફલતાનો ભાવ પ્રેરનારને મિથ્યાચાર પેદા કરનાર ધર્મની રૂઢિચૂસ્તતાઓના ઉપર સેગલ શાપ વરસાવે છે. નિષ્કામ કર્મને અધ્યાત્મ સમજનાર–અનુભવનાર નિષ્કામ કર્મને ઉપકારક–ઉર્ધ્વગામી ગણાવે છતાં સેગલ માને છે કે તેણે ભારતની પ્રજાને નિષ્પ્રાણ બનાવી છે–અકર્મણ્ય બનાવી છે–જીવન પ્રત્યે ઉદાસીન બનાવી અસહ્યને સહન કરનાર બાયલી, હતાશ, લાચાર બનાવી છે. પરિણામે ભારતનાં ગામડાં; શહેરોના ગંદા વસવાટો; ફૂટપાથો, માનવ ખંડેરો–જર્જરો–રોગગ્રસ્તો–ગુન્હાખોરોથી ઉભરાય છે. ફૂટપાથ પર સૂતા માણસો; કચરાપેટીમાં, ગંદકીમાં–ખાળોમાં પણ પડેલ ખોરાક શોધતાં બાળકો અને પ્રૌઢોથી ઉભરાતા માનવકીડીયારા સામે અટ્ટાહાસ્ય કરતી માલેતુજારી, સાહેબશાહી, ભદ્રશાહી કે મહંતશાહીને ભારતીય સંસ્કૃતિના નામે મ્હાલતી જોઇ સેગલ ગરીબીના ભારતના સૌથી ખરાબ કોયડાને અણઉકેલ માની પારાવાર વેદના પ્રગટ કરે છે.

વિનોબા જેવા સર્વમાન્ય સલાહકાર નેતાના વિરોધાભાસી હાસ્યાસ્પદ વક્તવ્યને ટાંકી સેગલ બતાવે છે કે–વિનોબા કહે છે, "પગે મુસાફરી કરીને લશ્કરી સરંજામની હેરફેર માટે રેલ્વે અને બીજાં સાધનોને છૂટાં રાખી એક બાજુ લશ્કરી પ્રયાસોમાં મદદ કરી રહ્યો છું તો બીજી બાજુ રેલ્વે મુસાફરી માટે ટિકિટ ન ખરીદીને સરકારને ખર્ચ ન આપતી પદયાત્રા કરીને હું સરકારી યુદ્ધ પ્રયાસોનો વિરોધ કરી રહ્યો છું", આ મતલબનાં સર્વમાન્ય નેતાનાં વચનો પણ બે બાજુ ઢોલકી બજાવી વિરોધાભાસ ખડો કરે છે. સેગલ જણાવે છે કે આકાંક્ષાઓ અને અભિપ્સાઓમાં સમાજને સ્થગિત અને દરિદ્ર બનાવનાર જ્ઞાતિ પ્રથાએ સમૂહોના ઢગલા સર્જી રાષ્ટ્રીયતા પ્રગટવા દીધી નથી. આનો ભોગ મુસ્લિમ, પારસી, ખ્રિસ્તી, જૈન બધા જ બન્યા છે.

ન્યોચ્છાવરીને મહાન ગુણ વર્ણવી જીવનના પરમ ધ્યેય તરીકે સતત ગુલામીની ભારતીય નારીને ભેટ આપી છે. કેરલના જાગૃત નારી સમાજે છંછેડાઇ સામ્યવાદમાં શરણું શોધ્યું છે. તેના મૂળમાં ગુલામીની પ્રતિક્રિયા જ નજરે પડે છે.

સેગલ કહે છે, "નહેરુની આગેવાની તળેના આયોજનના પ્રયાસોના સફળ આમ પ્રજાને મળ્યા નથી. વધતી ગરીબી ને વધતા ભાવ આઝાદીના આંદોલન સમયથી ચાલ્યા આવતા રાજકારણી ધનિકોના અપવિત્ર જોડાણનું ફળ છે. પરિણામે સેગલે પુસ્તકનું સમાપન "નવું રાજ અને લાંચરૂશવત" પ્રકરણથી કર્યું છે. અમદાવાદનું નામ ટાંકીને લેખક કહે છે. "ઘણીવાર મીલ ચલાવનાર (ચલણી સિક્કો બનવા) શુદ્ધ ખાદી પહેરે છે. સારું થાત જો ભારતના રાષ્ટ્રધ્વજમાં ચરખા ચક્રને બદલે મીલ મુકાઇ હોત એવો ટાઢો ડામ સેગલ દે છે. સેગલ માને છે કે લોકશાહી રાજ્ય વ્યવસ્થાની સફળતા માટે (૧) લઘુમતિનું શાસન ચાલવું જોઇએ. (૨) લઘુમતિએ બહુમતિના નિર્ણયોને કામચલાઉ સ્વીકારવા જોઇએ (૩) વર્ગીય કે વિભાગીય ધોરણે નહિ પણ વિશાળ રાજ્ય નીતિના ધોરણે અગર બહુ જનસમાજના હિત સંબંધીની માન્યતાઓ પર રાજકીય પક્ષો રચવા જોઇએ (૪) સર્વતંત્ર સ્વતંત્ર વજનદાર પ્રતિષ્ઠિત સાર્વજનિક હિતકામી વર્ગ હોવો જોઇએ, (વિચારક વર્ગ)

સેગલ માને છે કે ભારતનો સત્તારૂઢ પક્ષ મતાંધ બની લઘુમતિ પક્ષોની સાચી વાત પણ સ્વીકારતો નથી તેથી વારંવાર લઘુમતિ પક્ષો થાકી ગયેલા હોઈ સીધાં પગલાંનો આશ્રય લે છે. સત્તારૂઢ પક્ષ પ્રજાની માંગણીની પહેલને વિરોધ ગણી લે છે. દોઢ કરોડ કિસાનોની શાંતિપૂર્વકની અરજને તેઓ સાંભળી શકતા નથી પરંતુ ૧૫૦૦ તોફાનીઓ લૂંટફાટ આદરે તો તરત સામું

(જુઓ પાન ૪)

## आवश्यकीय सूचना

मुम्बई प्रदेश आर्य प्रतिनिधि सभा को अंतरंग सभाका अधिवेशन दिनांक ८-८-६५ रविवार दो पोहर ३ बजेसे आर्य समाजमंदोर काकडवाडो बम्बई ४ में होगा. सदस्योंको निवेदन है कि वह समय पर अवश्य पधारें।

मंत्री–सभा

( પાન ૩નું ચાલુ )

જૂએ છે. પ્રતિકાર કરવો ઘટે ત્યાં વશ થાય છે–ન કરવો ઘટે ત્યાં પરિસ્થિતિ માપવાને બદલે પ્રતિકાર કરે છે. સત્તારૂઢ પક્ષ નિર્બળ અને અનિશ્ચિત હોઈ જૂથવાદનો શિકાર થઈ ગયો છે અને વારંવાર સિદ્ધાંતવિષયક બાંધછોડ કરવામાં પણ કચાશ રાખતો નથી,

જવાહરલાલની આંતરરાષ્ટ્રીય તટસ્થતાવાદની નીતિને તપાસતાં સેગલ કહે છે "સંસ્થાનવાદ સામે પ્રચંડ અવાજ ઉઠાવનાર ભારત શરૂમાં એશિયા-આફ્રિકાનું નેતા બન્યું પણ મદદ આપવાની આવતાં નક્કર કદમ ઉઠાવવાને બદલે વાણી-વિલાસ આદર્યો કે શાણપણ ભર્યું મૌન રાખ્યું તેથી ભારતીય તટસ્થતાવાદનું તેજ ઝાંખું પડયું અને ચીની આક્રમણ સમયે ભારતને પડખે મક્કમ ખડા રહેવા જોઈતા દેશો તટસ્થ થઈ અલગ તમાશબીન બની રહ્યા. ભારતની વિદેશ નીતિની સરિયામ નિષ્ફળતા હતી."

માનવતાનો ભારતમાં દેખાતો હ્રાસ સેગલને ભારતીય સંસ્કૃતિ, ધર્મ, ઇતિહાસ, સમાજરચના, અર્થકારણ, રાજકારણની કડક સમીક્ષા કરવા પ્રેરે છે.

હવે સેગલના બળબળતા હૃદયે વર્ણવાયેલી ભારતની અસહ્ય વેદનાભરી પરિસ્થિતિનાં સાચા કારણો શોધવા તથા તેનું નિદાન અમલમાં મૂકવા આધુનિક ભારતીય વિચારકો ભારતીય રાષ્ટ્રીયતાની આધારશીલા નાખનાર રાષ્ટ્રવિધાતા દયાનંદે કરેલા પૃથક્કરણ અને સૂચવેલા ઉપાય તરફ નજર નાંખશે તો તેમને જણાશે કે તેના થોડા ઘણા અમલે પણ રાષ્ટ્રમાં શક્તિ પ્રગટ કરી હતી અને અજ્ઞાન તથા અંધકાર હરાવનાર પ્રકાશ ફેલાવી રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય સિદ્ધ કરવાનાં મજબૂત મૂળ નાંખી તેને સફળ બનાવ્યા હતા.

પરંપરાગત વૈદિક વિચારધારાની ભાગીરથીનો શક્તિ પ્રદાયક શુદ્ધ પ્રવાહ પૌરાણિક મત, પંથ સંપ્રદાયના સ્વાર્થી વમળોમાં અટવાઈ ગયેલો જોઈ મહર્ષિ દયાનંદે ભારતીય રાષ્ટ્રીયતાની નૌકાને શુદ્ધ વૈજ્ઞાનિક, વૈદિક, શક્તિસંપન્ન, વિશ્વકલ્યાણક માર્ગે હાંકવા જીવન હોમી દીધું એટલું જ નહિ–"શ્યામજી કૃષ્ણવર્મા, સરદારસિંહ રાણા, લાલા હરદયાલ, હરિશ્ચન્દ્ર શ્રદ્ધાનંદેય, સાવરકર, હેડગેવારજી, ગોળવેલકરજી, શ્યામાપ્રસાદ મુકર્જી, શ્રદ્ધાનંદજી, હંસરાજજી, સરદાર અજીતસિંગ, રામપ્રસાદ બિસ્મિલ, ચંદ્રશેખર આઝાદ, સરદાર ભગતસિંગ, ગણેશશંકર વિદ્યાર્થી, જેવા શુદ્ધ રાષ્ટ્રવાદના પ્રતીકોને જીવંત પ્રેરણા આપી. પરંતુ "દયાનંદ પ્રકાશ" અને સ્વાયત્ત અર્થતંત્રથી ભારતનું અર્થ સ્વાતંત્ર્ય સ્થાપવા મથતા "**ગાંધી-વિચાર**"ને યુરોપ અમેરિકન વિચારધારાથી દીક્ષિત જવાહરવાદે ગ્રસી જવાથી જ ભારતમાં શુદ્ધ રાષ્ટ્રીયતા પ્રગટવાને બદલે રાષ્ટ્રીયતાની વર્ણસંકરતા જન્મી ભારતને બરબાદીને માર્ગે ધકેલી રહી છે. એ સમજવા સેગલે જ્ઞાતિપ્રથાનો વિરોધ કરનાર વૈદિકો, જૈન તિર્થંકરો, બુદ્ધ અને તેમના શિષ્યો, સાધુ સંતો, શીખગુરુઓ અને અંતે સુધારક રામમોહન–રાનડે **સૌના અમૃતાંશસમી મહર્ષિ દયાનંદની વૈદિક ક્રાંતિને** અને રચનાત્મક કાર્યક્રમને માર્ગે વ્યક્તિ સ્વાતંત્ર્ય–રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય અને વિશ્વસ્વાતંત્ર્યની એકાત્મતા સિદ્ધ કરી **યંત્રવાદ દ્વારા સ્થપાયેલ આર્થિક-રાજકીય શ્વેત સામ્રાજ્યવાદને નામશેષ કરવા મથતી–માર્કસ અને લેનીન બન્નેની ભૌતિક દૃષ્ટિને પડકારતી**

## શહેર આર્યસમાજ, વડોદરા

તા. ૧૪-૭-૬૫ ના રોજ સાંજના શ્રી. જયરામભાઇ નાગરના ઘરે સત્સંગ રાખવામાં આવ્યો હતો, તેમાં યજ્ઞાદિ પછી મુ. પ્ર. આર્ય પ્ર. સભાના મહોપદેશક તથા વડોદરા શહેર આર્ય સમાજના મંત્રી શ્રી. પં. દયાશંકરજી શર્માનું સત્સંગની મહીમા ઉપર સુંદર પ્રવચન થયું હતું.

સાપ્તાહિક અધિવેશનમાં પણ શ્રી. પં. દયાશંકરજીએ સ્વામી દયાનન્દની રાષ્ટ્રીય વિચાર ધારા ઉપર મહત્વપૂર્ણ વ્યાખ્યાન આપ્યું હતું.

## ગાંધીજીની અધ્યાત્મદૃષ્ટિપૂર્ણ અર્થક્રાંતિને લક્ષમાં લેવી પડશે.

સેગલ અને તેના પુરોગામી કે અનુગામી વિદેશી લેખકો. કાકા કાલેલકરની માફક એમ જ કહે છે કે હિન્દુસમાજ, હિન્દુધર્મ, હિન્દુસંસ્કૃતિ ભારતની વર્તમાન સ્થિતિ માટે જવાબદાર હોઈ તેણે મટી જવું જોઈએ–પણ મુસ્લિમ, ખ્રિસ્તીઓને એ જ ઉપદેશ આપતાં તે અચકાય છે. સેગલે સમજવું જોઈએ કે ઝનૂની ધર્મો અગર રાજકીય મતોએ ભારતીયતાને જડમૂળથી ઉખેડી નાંખવા મથામણ કરી છે. **અત્યારે ભારતીયતાનું જીવંત અસ્તિત્વ રહ્યું નથી. બુદ્ધનીતિ ગાંધીનીતિ અને જવાહરનીતિએ તેના સંરક્ષક બાહુઓને છેદવા મથી ભારતના ભાગલા અને વધતી જતી વટાળપ્રવૃત્તિની ચિતામાં તેને સળગવાજ દીધા છે. વિશાળ, વિરાટ, અમૃતમયી, માનવતાવાદી, સમસ્તનું સુખ ઇચ્છતી પ્રાણીમાત્રનો વિકાસ ચાહતી, આનંદ મંગળ પ્રવર્તાવવા મથતી, વ્યક્તિઓના મર્યાદિત જ્ઞાન-અજ્ઞાને સ્થાપેલ સૌમત, પંથ, કોમ સંપ્રદાયના ભાઇબહેનોને સત્ય અને પ્રેમને માર્ગે વાળવા ઇચ્છતી આર્યતાના જ્યોતિર્ધર વેદપ્રકાશક મહર્ષિ દયાનંદની ક્રાંતિને રાષ્ટ્રભરમાં પ્રજ્વલિત કરી તેના યજ્ઞકુંડમાંથી જગતજનની "આર્યાવર્ત સંસ્થાપિકા" ભારત માતા પ્રગટાવીને જ આર્યતાપ્રેમી રાષ્ટ્રભક્તો ભારતીય-સંસ્કૃતિનું અવળું મૂલ્યાંકન કરનાર વિદેશીઓ અને તેમના અનુયાયીઓને સાચો જવાબ આપી શકે. પ્રભુ તે દિવસ સત્વર લાવે એ જ અમારી પ્રભુપ્રાર્થના.**

# વિષમજ્વર MALARIA (મલેરિયા)

## નગર પાલિકાને નમ્ર નિવેદન

(લેખાંક-૪)

લેખક :-પંડિત વસિષ્ઠજી યાજ્ઞિક હલવદકર
(આયુર્વેદાલંકાર) રાજકોટ

### વિષમજ્વરઘ્નીયોગ - ANTIMALARIALS

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
|---|---|---|---|---|---|
| Cinchona Aikalloids<br>સિંકોના ક્ષાર તત્વ એટલે કે સિંકોના અથવા કિવનાઈન | 4 Aminopuinolines<br>૪ એમિનોકિવનોલીન્સ જેમકે<br>1 Avlochlore<br>એવ્લોકલોર<br>(I. G. I.)<br>2 Resochin<br>રીસોઝીન<br>(Bayers) કું.<br>3 Aralin<br>એરાલીન<br>(Winthrop) કું.<br>5 Camoquin<br>કેમોકિવન<br>(PD. Co.)<br>તેમાં રેશી સોચિન અને 'અવ્લોકલોર' ઇન્જેકશન તથા ખાવાની ગોળીયો પણ આવે છે.<br>એવકલોર તથા "કેમોકવીન" ની ખાવાનીજ ગોળીઓ મળે છે | Aminoquenolines<br>એમિનોકિવનોલીન્સ<br>—જેમકે—<br>Pamaquin Tablets<br>પૈમાકિવનાઈન ટેબ્લેટ<br>(I. G. I. & P.)<br>(Boots) કું.<br>પ્રેરવીન M. & B.<br>ફલામોચિન<br>(Bayer)<br>કિવનોપાયાકિવન<br>(I. C. I.)<br>કિવનોફલો-મોચીન<br>(બાયર)<br>કિવનોપ્રીકિવન<br>પૈરાકિવન<br>આઇસો પેટાકિવન<br>(M. G.)<br>પ્રીલાકિવન<br>(I. C. I.)<br>આ તમામ યોગો જીર્ણ વિષમજ્વર જેમાં પુનરાવર્તન બહુજ થાય છે તેમાં સર્વોત્તમ (પૈમાકિવન) (I. C. I.)<br>દસ દિવસનો આ કોર્સ છે. | Biguaniaes<br>બાઇગ્વેનાઇડ્સ<br>૧ પૈલુડ્રીન-Paludrin<br>(I. C. I.)<br>ગોળી મોઢામાં લેવી. ગળી જવી અથવા ઈન્જેકશનના રૂપમાં માત્રા ગોળી ૧<br>૩ ગ્રામ - પ્રતિદિન વિષમ જ્વર માટે આ ગોલી ઉત્તમ મનાય છે | Acridine<br>એક્રીડીન<br>1 Mepacrin<br>(I. C. I.)<br>કિવનાઈન બોટસ કું.<br>કિવનોક્રીન<br>M. G. B.<br>એટેબ્રીન<br>(Bayers) કું. | Diameno Pyrimidines<br>ડાઈ એમાઈનો-પીરીમિડીન્સ<br>Daraprim<br>ડાયરાપ્રીમ<br>(*B. Well-Come*) |

**Malaria** (malaria) (it malaria, badair.) An acute and so metimes chronic infectious discase due to the presence of protozoan parasites within red blood cells. The parasites undergo an asexual cycle in man and a sexudl cycle in the mosquito, sporozottes injected by the bite of a mosquito go through an exocrythrocytic cycle in tissue cells such as liver cells where they undergo schizogony. After an interval of 7–10 days, they invade erythrocyles in which they undergo sceveral divisions (schizogony,) forming many merozoites. These break free and invade other corpuscles. The destruction of corpuscles with libration of pigment and waste products brings on the characteristic paroxysms of chills and fever. This occurs at 48 hr. intervals in tertian and 12 hr. intervals in avartan malaria. After several generations of schizonts, some merozoites develop into micro-and macro-generations of which when sucked up by a mosquito undergo further development. The microgametocytes produce several "Plagellated bodies" which unite with a macrogamete to form a zygote which a elongates forming a vermicule or ookinete, which penetpates the stomach wall of the mosquito forming an oocyst in which sporozoites develop. When mature the oocyst bursts liberating sporozoites into body cavity through which the sporozoites make their way to salivary hands. They are dischargal through salivary ducts when the mosquito bites a person.

**Etiol** Four species of a sporozan, plasmodium (P. vivax, P. falciparum, P. malariae. P. ovale.) The causative organism is transmitted through bites of infected mosquitos of the genus *Anopheles*.

**Sym** Various derangements of the digestive and nervous systems characterized by periodicity, chills, fever and and sweats in the order mentioned, having pathologic manifestations of progpessive anemia, *splenic enlargement*, and *deposition in* various organs of a melaning resulting from the biologic activity of the plasmodia.

**Treatmcnt** Prophylactics patients living in malarial districts should alvoid the night and early morning air should sleep in upstaeirs room. Absolute rest. Light diet. Quinine has long been a popular remedy. Atabrine and plas mochin also used.

**M. algid** Cold malaria characterized by coldness of skin. see : m, estivoautumnal.

**M. ccphalgic** Unusually severe headache, nausea, vomiting, etc. DIFFERENTIAL DIAG : Meningitis and intracranial tesions.

**M. cerebral** Falciparum malaria in which brain is affected due *to tendency* of *corpuscles to agglutinate*, *resulting* in clogging of capillaries which in the brain lead to coma or sometimes sudden dedth.

**M. delirious** Delusions, hallucinations, maniacal excitement.

**M. elamptic** Chill fever severe headache, sometimes nausea and vomitlng convulsions resembling eclampsia more common in children.

(વધુ આવતા અંકે)

# સિદ્ધાંતનિદાન-સ્વાધ્યાય

તા. ૧-૭-૬૫ના 'ચરક' અંકમાં, શ્રી રસિકભાઈ વૈદ્યના તંત્રી લેખમાં વાંચવામાં આવ્યું છે કે **"કેન્દ્રીય શુદ્ધ આયુર્વેદ સમિતિએ ૧૯૬૫ના કરેલા કોર્સમાં એલોપથીનો ફરીથી સમાવેશ ધન્વંતરીના ક્ષેત્ર-માંથી ખસી ગયેલી સમિતિ"** ઉપરની પંક્તિમાં આયુર્વેદના નિષ્ઠાવાન્ વિદ્વાન્ વૈદ્યોનો "આર્ત્ત-નાદ' છે. અભ્યાસક્રમમાં ગ્રંથાંશ તરીકે ડો. ગણનાથસેનનું 'પ્રત્યક્ષ શારીર' લેવામાં આવ્યું છે. બીજું પુસ્તક ડો. ગણનાથસેનનું 'સિદ્ધાંત નિદાન' છે. અલ્પ સમયમાં શુદ્ધા-યુર્વેદનાં પ્રતિષ્ઠા સત્રમાં (યજ્ઞમાં) દૂષિત વાતાવરણનો પ્રારંભ થયો છે. સારાએ ભારતના આર્ય સંસ્કૃતિના ઉપાસક માનવ માટે તો કવિલોક ગૌરવ લે છે, અને છાતી કાઢીને લલકારે છે કેઃ...દુહો

બોલ્યા પછી બદલે નહી,
ઇ ભારતનાં સંતાન;
કાયા કરે કુરબાન
વચન ને કારણ.

કબાઉત (ગાંધીજી-કેન્દ્રિય શુદ્ધ આયુર્વેદ સમિતિમાં અમાસ. એટલે શુદ્ધાયુર્વેદની પુનઃ પ્રતિષ્ટાનું શિલારોપણ આપણા માન. શ્રી મોરારજીભાઇ દેસાઇ હસ્તે થયું છે. તેના પર ભવ્ય ઇમારત ચણવાનો ભગીરથ પ્રયત્ન આપણા માન. ગુજરાતના આરોગ્ય પ્રધાન મંત્રી શ્રી મોહનલાલભાઇ વ્યાસે કર્યો છે. તેમનાં સહકારી મંડળના મુખ્ય પુરૂષ. શુદ્ધાયુર્વેદના ઝંડાધારી સદ્‌ગત શ્રી પ્રભાશંકરભાઈના શિષ્ય કર્મવીર શ્રી રસિકલાલ પરીખ અને તેમનું મિત્ર મંડળ છે. આજે એક પંક્તિ યાદ આવે છે કે "ન જાણ્યું જાનકી નાથે, પ્રભાતે શું થવાનું છે?" સદ્. ડો. શ્રી ગણનાથસેનનો અક્ષરદેહ શુદ્ધાયુર્વેદ-ની ઉપાસનામાં આવ્યો તેથી શુદ્ધા-યુર્વેદના અડગ ઉપાસકોને આશ્ચર્ય થયું છે. આ સર્વ ઘટના તે "કાલબલ" છે તેથી "कालाय-तस्मैनमः કાલબળને નમસ્કાર કરવાનું રહે છે. અહીં અધિક કહેવાનું રહેતું નથી, માત્ર સિદ્ધાંત નિદાનમાં "માધવનિદાન અને તેની મધુકોષ ટીકા" (જે निदाने-माधवश्रेष्ठः) તેનું ઉલ્લંઘન કરનારી હકીકતો સિદ્ધાંત નિદાનમાં છે તે હું સિદ્ધાંત નિદાનનો સ્વીકાર કરનારા મિત્રોની પાસે રજૂ કરું છું. કેંદ્રિય સમિતિની આ યોજનાથી અમારા મિશ્ર અભ્યાસના હિમાયતી મિત્રોના અંતરમાં ઉલ્લાસ અને આનંદ જણાશે, આયુર્વેદના આર્ષ-દષ્ટાને અન્યાય થયો છે એવું મારા

લેખક :
વૈદ્યશાસ્ત્રી માણશંકર કાળીદાસ યાજ્ઞિક, હલવદકર
(આયુર્વેદાલંકાર) રાજકોટ

સમજવામાં આવ્યું છે તેથી ભારતીય આર્ય સંસ્કૃતિના નમ્ર સેવક તરીકે અમને દુઃખ થયું છે અને થશે, હવે જોઇએ સિદ્ધાંત નિદાનની વિકૃત દષ્ટિ.

### નિદાનપંચક (આયુર્વેદનો જ્ઞાનવૈભવ)

આયુર્વેદમાં રોગ-પરીક્ષા અને રોગી પરીક્ષાનું મૌલિક જ્ઞાન માધવ કરે "નિદાન પંચક"માં ગૂંથ્યું છે. નિદાન પંચક આયુર્વેદ દર્શનનો મૌલિક ભાગ છેઃ નિદાન શબ્દનો શાસ્ત્રીય અર્થ કરીએ તો 'કારણ' અર્થ થાય છે. આ કારણ બે પ્રકારનાં છે (૧) ઉત્પાદક કારણ અને (૨) જ્ઞાપક કારણ છે. ઉત્પાદક કારણનો સમાવેશ (અર્થ) માત્ર 'નિદાન' છે. અને જ્ઞાપક કારણમાં નિદાન પંચકનો સમાવેશ થાય છે. મધુકોષ ટીકાકાર લખે છે કે

" व्याधिनिश्चय करणंनिदानं "
निदानं पूर्वरूपाणि रूपाण्युपशयस्तथा, संप्राप्तिश्चे ति विज्ञानं रोगाणां पंचधास्मृतं-(વા. નિ. अ. ૧)

નિદાન, પૂર્વરૂપ, રૂપ, ઉપશય અને સંપ્રાપ્તિ આ પાંચ ઉપાયોથી વ્યાધિનું વિશિષ્ટ જ્ઞાન થાય છે. આ શ્લોકની મધુકોષ ટીકામાં વિજયરક્ષિતજી જણાવે છે કે— निदान मितिकरण "ल्युट् (લ્યુટ્) तेन व्याधि निश्चयकरणं निदानमिति निदान पंचक सामान्य लक्षणम् આ પંક્તિનો સામાન્ય અર્થ એ છે કે" જેના વડે વ્યાધિનો નિશ્ચય કરવામાં આવે તેને નિદાન કહે છે. નિદાન શબ્દની આપેલી આ વ્યાખ્યાથી નિદાન આદિ ઉપર લખેલ પાંચનું જ્ઞાન થઇ જાય છે. આ નિદાન શબ્દ વ્યક્તિ (ઉત્પાદક નિદાન) તથા જાતિ (નિદાન પંચક) વાચક હોવાથી બન્ને અર્થમાં પ્રયુક્ત થઇ શકે છે. જેમકે "તૃણ" શબ્દ કહેવાથી તૃણ વિશેષ તથા સામાન્ય તૃણનો પણ બોધ થાય છે. ભટ્ટાર હરિશ્ચંદ્ર આ સ્થળે જણાવે છે કે "या गौः सुदोहा भवति न तां निददीत" અર્થાત્-જે ગાય સરલતાથી દોહી શકાય છે તેને બાંધવી જોઇએ નહી, આ વ્યાસ વચન પ્રમાણે નિદાન શબ્દને પણ વિજયરક્ષિતજી નિબંધતાર્થે બતાવે છે. તાત્પર્ય એજ કેઃ જેનાવડે હેતુ, (કરણ) પૂર્વરૂપ, આદિથી યુક્ત વ્યાધિઓનું નિબંધન હોય તેને નિદાન કહે છે. આ પ્રમાણેનાં વિજયરક્ષિતજીના અર્થને (વિચાર) નહીં સ્વીકારતાં ખંડનરૂપે. ડો. શ્રી ગણનાથસેનજી પોતાના એલોપથી સંસ્કારનું પ્રતિપાદન કરનારા સિદ્ધાન્ત નિદાન-માં જે જણાવે છે તે ક્રમશઃ આપું છું.

### સદ્. ડો. ગણનાથસેનના વિચારો

સદ્. ડો. ગણનાથસેન સરસ્વતિ, બંગાલના (કલકત્તાના) અગ્રગણ્ય વિદ્વાન કવિરાજ હતા. કવિરાજ (વૈદ્ય)નું હું આ લેખમાં ડો. તરીકે નામ આપું છું કારણ કે જે સિદ્ધાન્ત નિદાન અને પ્રત્યક્ષ શારીર ગ્રંથો છે તેમાં શ્રી ગણનાથ સેને એલોપથી નિદાન અને શારીરવિજ્ઞાનને સંસ્કૃત ભાષામાં જ મિશ્ર વિચારોનો તાણોવાણો કર્યો છે. તેથી હું તેમને ડો. નામથી સંબોધું છું. બંગાલના કવિરાજો સમર્થ વિદ્વાનો છે. તેઓ કલકત્તામાં અષ્ટાંગ આયુર્વેદ મહાવિદ્યાલય ચલાવે છે. ત્યાં પાઠ્ય પુસ્તક તરીકે ડો. ગણનાથસેનનાં સિદ્ધાન્ત નિદાન કે પ્રત્યક્ષ શારીરનું સ્થાન નથી. હવે સિદ્ધાન્ત નિદાનની વિચારધારા જોઇએ. સિદ્ધાન્ત નિદાનમાં લખે છે કે મધુકોશની ટીકામાં निदान-मिति પંક્તિમાં જે ल्युट् શબ્દ છે તે "કરણ" માટે નથી પણ 'ભાવ'માં છે. તેથી નિદાન તે માત્ર-જ્ઞાનનોજ વિષય છે. પણ જ્ઞાનના સાધનનો વિષય નથી. અને મધુકોષ ટીકાકારે જે "व्याधे र्ज्ञातव्यस्य पंचज्ञानो पाया भवन्ति પંક્તિ આપી છે. તેનો ઉપયોગ પોતાના પક્ષનું પ્રતિપાદન કરવા માટે ઉપયોગ કરે છે-અને પોતાના પક્ષની સિદ્ધિ માટે બે હેતુ જણાવે છે. (૧) આર્ષમતવિરોધ (૨) યુક્તિવિરોધ, આ બન્ને હેતુની પુષ્ટિ માટે સુશ્રુત અને ચરકનાં પ્રમાણો રજૂ કરે છે. "षड्विधो हि रोगाणां विज्ञानोपायः तद्यथा पंचभिः श्रोत्रादिभिः प्रश्नेनच આ સ્થળે હું તે સૂત્રનો પૂરો પાઠ આપું છું." ततो दूत निमित्त शकुन मंगलानुलोम्येन आतुर गृह मभिगम्य उपविश्य आतुरमभि-पश्येत् स्पृशेत् पृच्छेत् च।

त्रिभिरेतैर्विज्ञानोपायैः रोगाः प्रायशोवेदितत्या इत्येके। तत्तु न सम्यक्। षड्विधो हि रोगाणां विज्ञानोपायः-तद्यथा-पंचभिः श्रोत्रा-दिभिः प्रश्नेन चेति (સુ. સૂ. અ. ૧૦)

સુશ્રુતના મત પ્રમાણે રોગી પરીક્ષાનાં ૬ સાધનો બતાવેલા છે. પાંચ ઇંદ્રિયો અને પ્રશ્ન. વૈદ્ય શુકન, મંગલ આદિની અનુકૂળતા પ્રમાણે રોગીના ઘેર જઇને તેની પરીક્ષા દર્શન, સ્પર્શન અને પ્રશ્ન દ્વારા કરે, કેટલાક વિદ્વાનોનો વિચાર છે કે ત્રણ સાધનો વડે રોગોનું જ્ઞાન પ્રાયઃ કરવું જોઇએ, પરન્તુ તે વાત ઠીક નથી પરન્તુ રોગજ્ઞાનના છ ઉપાયો જ છે.

વિશેષમાં પ્રમાણ આપે છે કે "प्रत्यक्षतस्तु खलु रोगतत्त्वं बुभुत्सुः सर्वै रिन्द्रियैः सर्वान्द्रियार्थान् आतुर शरीरगतान् परीक्षेतान् यत्र रस-ज्ञानात् (ચ. વિ. અ. ૪) પ્રત્યક્ષ પરીક્ષામાં રસનાને છોડીને ચાર ઇંદ્રિયો દ્વારા પરીક્ષાનું ગ્રહણ કરવું. આ સ્થળે ૧ પંચેન્દ્રિય પરીક્ષા, અનુમાન પરીક્ષા, અને પ્રશ્ન પરીક્ષાનો સમન્વય છે.

(વધુ આવતા અંકે)




### વૈદિક સત્સંગ મંડળ, ભરૂચ

તા. ૧૯-૭-૬૫ ના રોજ હલાર મુકામે વિઠ્ઠલભાઇ જેસંગ-ભાઇના ઘેર વૈદિક સત્સંગ મંડળ તરફથી સત્સંગ રાખવામાં આવ્યો હતો. તે પ્રસંગે શ્રી. સુદર્શન તથા વડોદરાના શ્રી. પ્રલ્હાદભાઇ પંચાલની હાજરી વિશેષ આકર્ષક હતી.

( પાન નું ચાલુ )

પત્ની યા અપને કિસી સ્વજન કો શોક રખને કે લિયે નહીં કિન્તુ અપને વિચારોં સે મેલ ન ખાને વાલે કે પ્રતિ અનાયાસ દૌડા ચલા જા રહા હૈ। ખણ્ડ-ખણ્ડ હોકર રેલ યાત્રા મેં હી ઉસકે વિચારોં એવં તર્કોં કા હિમ-નદ (ગ્લેશિયર) ગલ ચુકા થા। શેષ થા સર્વસ્વ સમર્પણ, હિમાલય કે ચરણોં મેં પછાડેં ખાતી ગંગા ગોમતી સા નિછાવર હોના, માલા કે મણિયોં કી તરહ બિખર જાના, જિસસે કિ જોહરી અપની યુક્તિ સે ઉસે પિરો સકે।

( ૩ )

કક્ષ મેં હિમ શ્વેત બિછૌને પર પ્રશસ્ત. લલાટ ચમક દમક મસ્તક, કૌપીન શેષ વિશાલ વટ-વૃક્ષ સે પુષ્ટ પીવર કલેવર કા ધની જગદ્-ગુરુ દયાનન્દ ધ્યાન-મગ્ન મુદ્રા મેં પદ્માસન લગાયે। ચાર પાંચ પ્રમુખ ભક્ત કક્ષ મેં ભિત્તિ-ચિત્ર સે દીવારોં કે સહારે નિર્નિમેષ દૃષ્ટિ સે જગદ્-ઉદ્ધારક કો ફિર ન પ્રાપ્ત હોને વાલી સુષુમા કો એક સાથ પી જાને કો આતુર હૈં। કમરે કી સભી ખિડકિયાં ઔર દ્વાર બન્દ। કમરે કે બાહર બરામદે મેં ઔર કોઠી કે પ્રાંગણ મેં સૈંકડોં ભક્ત પ્રભુ કે અન્તિમ દર્શનોં હેતુ છટપટા રહે હૈં। યે સબ ભાવુક થે કિન્તુ અપને કો પશ્ચિમી વિદ્વાન્ કા અધિકારી વિદ્વાન્ બતાને કા દમ ભરને વાલા ગુરુદત્ત સ્વયં અપને વશ મેં નહીં થા। વહ ઋષિ કે સામને કી ખિડકી કે કિંવાડોં કો તિરછા કર અપને જીવન-માર્ગ કો સીધા કરને કા પૂરા સંકલ્પ લિયે ઋષિ કો અપલક દેખા રહા થા। ઉસને દેખા-ઋષિને અપને સૌમ્ય નેત્રોં કો ધીરે ધીરે ખોલા ઔર દૃઢ કિન્તુ શાંત તેજ બરસાના આરમ્ભ કિયા। "ઓં વિશ્વાનિ દેવ" ઇત્યાદિ વેદ-મન્ત્રોં સે ઈશ્વર સ્તુતિ કી। ફિર આર્ય-ભાષા મેં ઇશ્વર કા ગુણ-ગાન કિયા। દયાનન્દ કે સામને કા યુવા વૈજ્ઞાનિક અબ કલ્પનાશીલ ભાવુક કવિ બન ગયા। વહ સોચને લગા, "યહ સંસ્કૃતિ કા ઉદ્ધારક, સમ્પત્તિ આર સાંસારિક પ્રલોભનોં કો લાત માર કર ચલ દેને વાલા મહા-માનવ પચ્ચીસ બાર વિષ પરભી ઔર ઇસ બાર ઘાતક કાંચકે ચૂરેકો દુધમેં પિલા દિયે જાને પરભી તથા ઇતના શારીરિક કષ્ટ હોને પરભી શાન્ત, નિષ્પ્રભ એવં ચિન્તા મુક્ત રહ સકતા હૈ। ક્યા યહ સહન શીલતા શરીરજ હૈ? ક્યા કોઇ શરીરસે ભી પરે ઇસ શરીરકી નિયામક સત્તા હૈ? અવશ્ય હૈ। શરીર-બુદ્ધિ જન અન્ધ તમસ્કા ભક્ષણ કરતે હૈ। વાસ્તવમેં આજ જ્ઞાત હુઆ કિ ભારતીય ઋષિહિ સચ્ચે તત્ત્વજ્ઞાની હૈં। ફિર ઇશ્વર? યહ કૌનસી બલા હૈ? ક્યા આત્માકી માન્યતાહી પર્યાપ્ત નહીં હૈ, ઋષિ તૂ મહાન્ હૈ। તેરે જીતે જી મુઝ જૈસે લોહેને તુઝ પારસ પત્થરકો ક્યોં નહીં છુઆ? તેરે લેખાનુસાર વિદેશી ઇસ ભારત ભૂરૂપ પારસકો છૂ કર સોનેસે માલામાલ હો ગયે। મુઝે સોના નહીં ચાહિયે કિન્તુ ક્યા અપના અક્ષય જ્ઞાન કોષ લુટાનેમેં ભી તુમ કંજૂસી કરતે? કૃતઘ્ન હૈં વે લોગ જો તેરા ઉપ-કાર નહીં માનતે। ભારતકા સંપૂર્ણ ગૌરવ ઔર વિશ્વ માનવતા તો વાસ્તવમેં તુમ મેંહી મૂર્તિમન્ત હુઇ હૈ" ગુરુદત્તકે ભાવોંને જોર મારા ઔર બરબસ ઉસકે હાથોંસે ખિડકીકે કિંવાડ ખુલ ગયે। ઋષિકે નેત્ર ઉસકે નેત્રોંસે મિલે। મહાજ્યોતિ તરુણકે નેત્ર વાતાયનોંસે હોકર ઉસકે હૃદય-સરોવરમેં નૃત્ય કરને લગી। ગુરુદત્તકે ચક્ષુ-ચન્દ્ર સૂર્ય-તાપકો ન ઝેલ સકે। વે ઝુક ગયે।

ઉસકે કાનોંને સુના, "હે ઇશ્વર તૂને અચ્છી લીલા કી। હે લીલાધર તેરી ઇચ્છા પૂર્ણ હો। તેરીહી ઇચ્છા પૂર્ણ હૈ, તેરીહી ઇચ્છા પૂર્ણ હો।" ગુરુદત્તકા હૃદય-હિમગિરિ પિઘલ ર કર ગંગા યમુનાકે શતધાર ઝરને કે રૂપમેં બહને લગા। ઉસને સિર ઉઠાયા દેખા। નરશાર્દૂલ દયાન્દ બિછૌને પર પદ્માસન લીન હૈ। દયાનન્દ છત તક ઉંચે ઉઠે હુએ હૈ। યોગકા ચમત્કાર અથવા ભ્રાંતિ। વહ નિશ્ચય ન કર સકા। કુછ ક્ષણોં પશ્ચાત્ ઉસને શ્વાસ ઉપર ખીંચને ઔર નિરન્તર ખીંચેહી જાનેકી ધ્વનિ સુની ઔર તેજીસે બાહર ફેંકી જાનેકી ભી। દયાનન્દ મૂર્તિ કલ્પ થે તો ગુરુદત્ત દયાનન્દકે હાથ બિકા હુઆ હીરા! નતમસ્તક-કરબદ્ધ। સૂર્ય અસ્ત હો ગયા કિન્તુ ધરોહર રૂપ અસંખ્ય જ્યોતિ ચિહ્ન છોડ ગયા।



## મહર્ષિના જન્મભૂમિ ટંકારા કે જીવાપૂર

મહર્ષિની જન્મભૂમિના સંબંધમાં હમણાં થોડા વખતથી વિવાદ જાગ્યો છે. સ્વામી મેધારથીજી આર્ય જગતના વિદ્વાન સંન્યાસી છે. તેમણે કેટલાક વખતથી કાઠિયાવાડમાં જ વૈદિક ધર્મના પ્રચારાર્થે આવીને ધામો નાખ્યો છે. તેમના આ મિશન માટે અમે તેમનો આભાર માનીએ છીએ. તેમણે કેટલાક વખતથી પ્રચાર શરૂ કર્યો છે કે મહર્ષિ દયાનન્દની જન્મભૂમિ ટંકારા નહીં પણ જીવાપૂર છે. તેમની આ પ્રચાર ઝૂંબેશમાં બીજાઓ પણ કેટલાક મહાનુભાવો જોડાયા છે.

આ એક વિવાદાસ્પદ પ્રશ્ન છે. આજ સુધીના આર્ય સમાજના વિદ્વાનોએ એક સ્વરથી સ્વીકાર્યું છે કે ટંકારા જ મહર્ષિની જન્મભૂમિ છે. અને ત્યાંજ જન્મ શતાબ્દી ઉત્સવ ધામધૂમથી ઊજવવામાં આવેલો. ત્યાર પછી બીજા અનેક ઉત્સવો ઊજવવામાં આવેલા, તેમજ વિશાળ પાયા ઉપર એક ટ્રસ્ટ પણ ઊભું કરવામાં આવેલું છે. પ્રતિવર્ષ શિવરાત્રી ઉપર મેળો ભરાય છે અને હજારો ભાવિક યાત્રીઓ તે સ્થળની યાત્રા કરીને પોતાને ધન્ય માને છે. શ્રી. સ્વામી મેધારથીજી સિવાય કોઇએ પણ આના વિરૂદ્ધ અવાજ ઉઠાવ્યો નથી. તેમજ આ સ્થળ ખૂબ છાનબીન કરીને જ નક્કી કરવામાં આવ્યું હતું.

છતાં સ્વામી મેધારથીજીના દિમાગમાં ઉઠેલો આ પરપોટો કેટલો સંગીન છે તેની તપાસ કરવી જરૂરી લાગે છે. અમને તો આ એક તરંગ જ લાગે છે. છતાં ઐતિહાસિક તથા મહત્ત્વનો પ્રશ્ન હોવાથી અમે સ્વામીજી મહારાજને નમ્ર ભાવે વિનંતિ કરીએ છીએ કે આ આખો પ્રશ્ન તેમને મળેલા પુરાવા સહિત સાર્વદેશિક સભાની ધર્માર્ય સભાને નિર્ણયાર્થ મોકલી આપવો જોઇએ. જેથી જનતામાં ઊભા થયેલા ભ્રમનું નિરાકરણ થાય.

માધવેન્દ્ર શાસ્ત્રી

## વડોદરા શહેર આર્યસમાજ

વડોદરા શહેર આર્ય સમાજની તા. ૧૮-૭-૬૫ ના રોજ મળેલી અંતરંગ સભાયે મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના સ્વ. પ્રધાન શ્રી. કાંતિલાલ મોહનલાલ શર્મા, સભાના કર્મઠ, અને મૂક-સેવક શ્રી. બળદેવભાઇ આર્ય, આર્ય સમાજ ટંકારાના પ્રધાન ચંચળબહેન પાઠક, વ્યાકરણના મહાન વિદ્વાન શ્રી. પં. બ્રહ્મદત્તજી જીજ્ઞાસુ, દયાનંદ સાલ્વેશનવાળા દેવીચંદજી એમ. એ., શ્રી. સત્યદેવજી વિદ્યાલંકાર, શ્રી. ચંદ્રગુપ્તજી પાલીરત્ન, તથા આર્યસમાજના મૂર્ધન્ય નેતા શ્રી. સ્વામી ધ્રુવાનન્દજી મહારાજના દુઃખદ અવસાન પ્રત્યે શોકની ઊંડી લાગણી પ્રદર્શિત કરી શોકાંજલિ આપી હતી. તથા દિવંગત આત્માઓની ચિરશાંતિ માટે પરમાત્માને પ્રાર્થના કરી હતી.

Regd. No. G/374

# શું મંદિરોમાં પડેલું ધન તિજોરીઓમાં કેદ રહેશે?

ભારત, ભારતીય સંસ્કૃતિ, ભારતીય હિંદુ સમાજ અત્યારે ભયગ્રસ્ત છે, એક તરફથી ચીની કમ્યુનિસ્ટો તેમજ ભારતની અંદર રહેલા વામપક્ષીય કમ્યુનિસ્ટો જ્યારે બીજી તરફ પાકિસ્તાનીઓ તેમજ તેમના તરફથી ભારતમાં પ્રવિષ્ટ કરાયેલા એમના જાસૂસો અને એજન્ટો જ્યારે ભારતીય સંસ્કૃતિનો તેમજ હિન્દુ સમાજનો વિનાશ કરવા કમર કસી રહ્યા થયા છે, તેવી પરિસ્થિતિમાં પણ આ ધર્માચાર્યોની કિંવા તેમના ધાર્મિક અનુયાયીઓની આંખો ઉઘડતી નથી, તેઓ એમજ માને છે કે, અમારું આ ધાર્મિક ધન સેફ ડિપોઝિટોમાં સુરક્ષિત છે–સામાજીક કાર્યોમાં વાપરવાની શી આવશ્યકતા છે? સમાજને વિશેષ શક્તિશાળી બનાવવાની અમારે શી જરૂર છે? તે જવાબદારી રાજ્યની છે, અમારી નથી. તો પછી સમાજે જ એ વિચારવું આવશ્યક છે કે, સમાજના પૈસાથી પોતાની ધાર્મિક ધનની તિજોરીઓ ભરનાર આ ધાર્મિક ધનના તેમજ મંદિરોના વ્યવસ્થાપકો આવી પરિસ્થિતિમાં ધાર્મિક સમાજનું તથા ધાર્મિક સંસ્કૃતિનું શું રક્ષણ કરી શકશે?!! અને જો આ મંદિરો, ધર્મ સંસ્કૃતિ તથા ધાર્મિક સમાજના સંરક્ષણમાં જરાયે રસ ન લેતા હોય તો એવાં મંદિરો તેમજ તેમના વ્યવસ્થાપકોથી સમાજને, ધર્મને તથા ધાર્મિક સંસ્કૃતિને શો લાભ છે? અને ધર્મ તથા સંસ્કૃતિ તથા ધાર્મિક સમાજનું રક્ષણ કરવાને અશક્ત એવાં મંદિરોની સમાજ કિંવા ધર્મને શી ઉપયોગીતા છે?!!

આ લોકમાં ગરીબ વર્ગ તેમજ મધ્યમ સ્થિતિનો વર્ગ ભલે નારકીય યાતનાઓ અનુભવ કરતો રહે કિંતુ એમને આત્મોદ્ધાર માત્રનો માર્ગ કથા–પ્રવચન, દેવ–દર્શનાદિ દ્વારા મળતો રહે એ રીતે તો ધર્મ તથા સંસ્કૃતિની રક્ષા મંદિરો કરી રહ્યાં છે. આત્મોદ્ધારના માર્ગનું જ્ઞાન કરાવી જીવો માટે આત્મોદ્ધારના માર્ગને સરલ કરવાનું કાર્ય તો મંદિરો કરી જ રહ્યાં છે. આ દલિલ યદિ મંદિરોના આચાર્યો કિંવા ટ્રસ્ટીઓ કરતા હોય તો એમણે વિચારવું જોઇએ કે અન્ય ધર્મો જેમકે પારસી ધર્મ ખ્રિસ્તી ધર્મ, ઇસ્લામ ધર્મ–પોતાની ધાર્મિક પૂજાના ઐહિક હિતને સુરક્ષિત રાખીને એમના ધર્મની તથા સંસ્કૃતિની પણ સાથે સાથે સુરક્ષા કરીને તેમને આત્મોદ્ધારનો માર્ગ બતાવે છે. તેમ શું વૈદિક હિંદુ ધર્મ કિંવા વૈદિક હિંદુ ધર્માચાર્યો નથી કરી શકતા?!! શું પોતાની ધાર્મિક પૂજાની ઐહિક ઉન્નતિ સાધવાના કાર્યમાં એમના ધર્મનું બંધારણ કિંવા એમના ધર્મગ્રન્થોના વચનો એમને અવરોધે છે?!! શું એ ધર્માચાર્યો એમ માને છે કે કેવલ આત્મોદ્ધારની ચર્ચાથી જ આ યુગમાં ધર્મ સુરક્ષિત રહેશે? આ યુગના યુવકો ઐહિક ઉન્નતિ વિના કેવળ આત્મોદ્ધારની ચર્ચાને તો "ચઢજા બેટા સૂલી પે ખૂદા ખેર કરેગા." જેવી જ માને છે, તેનો આ ધાર્માચાર્યોને કિંવા ધાર્મિક ધનભંડારોના ટ્રસ્ટીઓને સ્વપ્ને પણ ખ્યાલ છે કે નહિ?

અને આ સ્થિતિમાં જો અશિક્ષિત ગરીબ હિંદુઓ કિંવા દુઃખદ સ્થિતિમાં મુકાયેલા મધ્યમ સ્થિતિના હિન્દુઓ યદિ ધર્મ પરિવર્તન કરી પરધર્મને સ્વધર્મ માને તો તે અપરાધ એ ગરીબ કિંવા મધ્યમ સ્થિતિના હિન્દુઓનો છે કિંવા ધાર્મિક ધનની 'મોનોપોલી' લઈને બેઠેલા આ ધર્માચાર્યોનો અને ધર્મ મંદિરોના તેમજ ધાર્મિક ફંડોના ટ્રસ્ટીઓનો છે, તે સુજ્ઞ વિચારકોએ સ્વયં વિચારવું આવશ્યક છે અને આ રીતે લાખોની સંખ્યામાં દુઃખિતોને ધર્મ પરિવર્તનની પરિસ્થિતિમાં મૂકનાર આ ધર્માચાર્યો તથા ધાર્મિક મંદિર ફંડ આદિના ટ્રસ્ટીઓ ધર્મનો વિનાશ કરી રહ્યા છે કે ધર્મરક્ષા કરી રહ્યા છે?!! સર્વ પ્રકારના ઐહિક સુખ–સાધનોથી વિંટાયેલા રહીને આ ધર્માચાર્યો કિંવા મંદિરોના ધનિક ટ્રસ્ટીઓ કેવલ મધ્યમ સ્થિતિના અને ગરીબ સ્થિતિના હિન્દુઓથી જ એવી અપેક્ષા રાખે છે કે, ઐહિક સર્વ પ્રકારના સર્વ દુઃખોને સહન કરી એ લોકો ધર્મપાલન કરે?!! હજુ પણ યદિ આ લોકોની આંખો ન ઉઘડતી હોય તો સમાજે સંગઠીત થઇ, આન્દોલન કરી એમની આંખો ઉઘાડવાની પૂર્ણ આવશ્યકતા છે.

આ ધાર્મિક ધનની "મોનોપોલી" લઇને બેઠેલા ધર્માચાર્યો તથા મંદિરોના ટ્રસ્ટીઓ, ઐશ્વર્ય, પરાક્રમ, યશ, શ્રી. જ્ઞાન, વૈરાગ્ય આ ષડગુણયુક્ત ભગવાનના ઐશ્વર્ય અને શ્રી કેવલ બે ગુણોથી જ મુક્ત દર્શનને મહત્વ આપી ભગવાનનું પણ પૂર્ણ ભગવત્વ પ્રગટ નથી થવા દેતા, તેમાં પણ ભગવાનના યશ, જ્ઞાન, વૈરાગ્ય આ ત્રણે ગુણોને પ્રગટ થવાનો અવકાશ પણ નથી આપતા. એ અનંત ગુણયુક્તને અત્યલ્પ ગુણયુક્ત રૂપે

લેખક :

**ગોસ્વામી શ્રી દીક્ષતજી મહારાજ**

જોવાથી જ એમની આંખોને સુખ થાય છે એ રીતે ભગવદ્‌ગુણોને પણ ઢાંકવાનું કાર્ય કરી આ ધનપ્રેમીઓ પોતાની માયારૂપતા સ્વયં વ્યક્ત કરે છે એ ઉચિત છે એમ કોઇ પણ સુજ્ઞ કહી શકશે?!!

કરોડો રૂપિયાનું ધન નાથ-દ્વારાની તિજોરીઓમાં અને લાખો રૂપિયાનું ધન જુદાં જુદાં શહેરોનાં મંદિરોના ટ્રસ્ટીઓની તિજોરીઓમાં પડયું છે, તેનો ઉપયોગ તો યુનિવર્સિટીઓ સ્થાપી ધર્મ પ્રચાર માટે તેમ જ હિન્દુ બાલકોને સર્વ પ્રકારના ઉચ્ચત્તર આધુનિક અધ્યયન સાથે ધાર્મિક શિક્ષણ મળે તે શા માટે કરવામાં નથી આવતો? આ ધાર્મિક ધનનો ઉપયોગ ધર્મ પ્રચાર માટે કરી ધર્મના સંસ્કારોથી સુસંસ્કૃત સમગ્ર પ્રજાને કરવાથી જ ધનની રક્ષા થશે. આ વાસ્તવિકતાનું ભાન આ ટ્રસ્ટીઓને થવું પરમ આવશ્યક છે. હવે ભગવાનને કેવલ શ્રી વિશિષ્ટ રાખવા કરતાં જ્ઞાન–વૈરાગ્ય વિશિષ્ટ રાખવાથી જ ધર્મ સુરક્ષિત થશે; કેવલ શ્રી વિશિષ્ટ ભગવાન જોઇને તો ગઝનીઓ જ પેદા થશે એ ઐતિહાસિક તથ્ય ભૂલાવું ન જોઇએ.

હવે કેવલ વિચારણીય એક જ પ્રશ્ન રહે છે કે યદિ આ ધનનો ઉપયોગ શિક્ષણાદિ સામાજિક કાર્યોમાં કરવામા આવે તો શું વાસ્તવમાં પાપ કિંવા અધર્મ થાય? મારા મત પ્રમાણે તો ભગવદ્ દ્રવ્યથી યદિ ઉદરનિર્વાહ કિંવા સ્વાર્થોપયોગી કોઇ પણ કાર્ય કરવામાં આવે. જેમ કે સ્વાર્થોપયોગી વસ્ત્રાદિ નિર્માણ ક્રમ આદિ અથવા સર્વોપયોગી ગૃહનિર્માણ ક્રમ આદિ ભૂમિક્રયાદિ, પુત્રપુત્ર્યાદિના વિવાહ, યજ્ઞોપવિત કાર્યાદિમાં જો ઉપયોગ કરવામાં આવે તો અવશ્ય પાપ થાય–અધર્મ થાય એ નિસ્સંદિગ્ધ છે. કિન્તુ યદિ સ્વધર્મ, સ્વસંસ્કૃતિ પ્રચાર કાર્યોને પૂર્ણ બલ એવં વેગ પ્રાપ્ત થાય તેવી પ્રાયમરી સ્કુલો, હાઇસ્કુલો, કોલેજો, યુનીવર્સિટીઓ નિર્માણ, લાયબ્રેરી નિર્માણ, પ્રેસ, ગ્રંથ સંગ્રહ, ગ્રંથ મુદ્રણાદિ કાર્યોમાં યદિ આ ધનનો ઉપયોગ કરવામાં આવે તો એવી વધારે સદુપયોગ એ દ્રવ્યનો બીજો હોય તેમ નથી માનતો.

કિન્તુ આ કાર્યો કરવા માટે જ્યારે આ દ્રવ્યનો ઉપયોગ કરવામાં આવે ત્યારે જેમ ક્રિશ્ચિયનોની સ્કુલોમા, કોલેજોમાં, યુનિવર્સિટીઓમાં, સેમીનારોમાં ક્રિશ્ચિયન ધર્મ-ક્રિશ્ચિયન સંસ્કૃતિનો પ્રચાર કરવાની જેટલી અને જેવી સુવ્યવસ્થા સાવધાની રાખી ધાર્મિક ધનનો એક પૈસો પણ તેઓ ખર્ચ કરે છે. તેવી અને તેટલી જ સાવધાની સ્વધર્મ, સ્વસંસ્કૃતિ પ્રચારની રાખી અને આ સ્કુલો આદિના કાર્ય માટે આ ધન વપરાય તેની સાવધાની આ ધર્માચાર્યોએ તથા ટ્રસ્ટીઓએ રાખવી આવશ્યક છે. સામ્પ્રદાયિક ધનનો ઉપયોગ ભારતીય સંસ્કૃતિ, વૈદિક ધર્મ તેમ જ સામ્પ્રદાયિક સિદ્ધાન્તોના પ્રચાર માટે જ થાય આધુનિક જીવનોપયોગી શિક્ષણ સાથે એવી સુવ્યવસ્થા કરીને જ એક પૈસો પણ આ ધાર્મિક ધનનો ખર્ચ થવો જોઇએ તો જ એ ધનનો સદુપયોગ થયો એમ નિશ્ચિત થશે.

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા–૬
માલિકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

श्री आचार्यजी, गुरुकुल कांगडी
जि. सहारनपुर, (उ. प्र.)

રજી. નં. [illegible]/૩૭૪

# आर्यप्रकाश



ऋग्. यजु. साम. अथर्व.

મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ | તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ | [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] | સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪  વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦  અષાઢ વદ ૪ને શનિવાર તારીખ ૧૭—૭—૧૯૬૫ | [ અંક ૧૬મો

# આર્યસમાજ શતાબ્દી મહોત્સવ

આર્યસમાજકે સંસ્થાપક મહર્ષિ દયાનન્દકે કરકમલોંસે સંસ્થાપિત આર્યસમાજકો સન ૧૯૭૫કે ચૈત્ર માસકી પ્રતિપદાકો એકસો સાલ પૂરે હોંગે। ઇન સો સાલોમેં આર્યસમાજને અનેક ચઢાવ ઉતાર દેખે। ઉનકા પૂરી તાકાતસે મુકાબલા કિયા ઔર રાષ્ટ્ર તથા ભારતીય સંસ્કૃતિકો મહર્ષિકે પ્રતિપાદિત સિદ્ધાન્તોંકે અનુસાર યથાશક્તિ ઢાલનેકા પૂરા પ્રયત્નભી કિયા।

સદિયોંસે દેશ ગુલામીકી શૃંખલાઓંસે જકડા હુઆથા। વિદેશિઓંસે પાદાક્રાન્ત હોનેકે કારણ ભારતીયોંકી માનસિક દાસતાને ભી અપની પૂરી પકડ જમા રખી થી। હિન્દુ પ્રજામેં અપની પરંપરાગત પ્રાચીન સંસ્કૃતિકે પ્રતિ કેવલ ઉદાસીનતાકી હી નહીં ઘૃણાકી ભાવનાયેં ભી બડી તેજીસે બઢ રહીથી। સામાજિક કુરુઢિયોં તથા સામાજિક અત્યાચારોંસે ત્રસિત હોકર હજારો લાલ ઔર લલનાયેં વિધર્મિયોંકે ષડયંત્રોકી શિકાર બનકર હિન્દુધર્મસે અન્તિમ બિદાઈ લે રહીથી।

યહ હી અવસ્થા શિક્ષણ સંસ્થાઓંકી ઔર રાષ્ટ્રીયતાકીભી થી। અંગ્રેજોને સ્કુલ ઔર કોલેજોંકો અંગ્રેજી તહજીબસે બાલકોંકો રંગનેકે કારખાને હી બના દિયે થે। અંગ્રેજોંકે ગુણગાન ગાનેમેં ઔર ઉન્હે ઝુક કર સલામી દેનેમેંહી રાષ્ટ્રીયતા ઔર દેશભક્તિ સમઝી જાને લગી થી।

ઇસ પતનોન્મુખ ભારતીય સંસ્કૃતિ ઔર દેશભક્તિકો ઉજાડનેકે લિયે હી સન ૧૮૭૫ મેં આર્ય સમાજકી સ્થાપના કી થી। દયાનન્દકી સિંહગર્જનાસે સદિયોંસે સોનેવાલી આર્ય જનતા ખડબડાકર ઉઠ ખડી હુઇ। નિરાશાકે બાદલ હટ ગયે ઔર ઉત્સાહકી અજીબસી લહર ચલ પડી। ભારતીય જનતાને આર્યસમાજકો અપના કર્ણધાર બનાયા ઔર આર્યસમાજકી દુન્દુભી બજને લગી.

પક્ષાપક્ષીકે વાતાવરણસે પ્રભાવિત હોકર કોઇ માને યા ન માને વર્તમાન ભાગ્યોદયકા જડમેં આર્યસમાજકી મહાન સેવાએંહી છિપી હુઇ હૈં। આર્યસમાજકે નેતાઓંકી બલિદાન પરંપરાનેહી ઇસ પોંદેકો સીંચા હૈ ઇસસેં ઇન્કાર કરના આત્મવંચના ઔર કૃતઘ્નતાહી હોગી।

આઝાદી મિલનેકે પશ્ચાત આર્યસમાજકી સંગઠિત શક્તિકો અંદરસે ઔર બાહરસે છિન્નભિન્ન કરનેકા પ્રયત્ન કિયા ગયા ઔર દુશ્મનોંકો ઉસમેં કુછ સફળતા ભી મિલી। ફિરભી આર્યસમાજને અપના દમ ટુટને નહીં દિયા। ઔર આજ ફિરસે દયાનન્દકી આવાજ બુલંદ હોનેકી તૈયારી કર રહી હૈ, ઔર ઉજડાસા ચમન ફિરસે આબાદ હોને જા રહા હૈ।

અબ નએ સિરેસે વર્તમાન પરિસ્થિતિમેં લેખાજોખા દેખનેકી આવશ્યકતા ખડી હુઇ હૈ। દેશકો બરબાદ કરનેકે લિયે સરકારી ધર્મ નિરપેક્ષતાકી આડમેં વિદેશી ઔર વિધર્મી તત્વ ખૂબ જોરોંસે હાથતોબા કરને લગ પડે હૈ। અન્યાય, અત્યાચારભી આપેસે બાહર હોતે જા રહે હૈં। સમ્પ્રદાયવાદકા ભૂત ફિરસે છાતી પર મૂંગ પિસને લગ પડા હૈ। ઇન સબકા મુકાબલા આર્યસમાજકે અતિરિક્ત અન્ય કોઇ સોસાયટી કરસકે એસા દિખાઈ નહીં દેતા, ઔર જનતાકી આંખેં આર્યસમાજકી ઓર લગી હૈ।

લેકીન ખેદ હૈ કિ આજ આર્ય સમાજમેં એસે વિજાતીય તત્વકા પ્રાબલ્ય બઢા હુઆ હૈ ઔર બઢ રહા હૈ વાસ્તવમેં જિસકા આર્ય સમાજસે કોઇ સંબન્ધ નહીં। ધનકે બદૌલત યે તત્વ આર્યસમાજમેં ઉસે સમાપ્ત કરને પર તુલે હુવે હૈ। અબ હમેં ઇનકી કુચાલોંકો યથાશીઘ્ર સમઝ લેના ચાહિયે ઔર ઇસ કડાકુર્ડટેકો ફેંક દેના ચાહિયે।

ચુનાવકે કીચડમેં ફંસે હુવે કિતનેક સ્વાર્થી તત્વોંને ચવન્નીકે સભાસદોંકી ભરમાર કરકે આર્ય સમાજકી જડે ખોખલીકર દેનેકા ભયંકર પાપ કિયા હૈ। ઇસ પાપકા પરિમાર્જન યથાશીઘ્ર હોના જરૂરી હૈ। સંખ્યા બઢાનેકી ઘેલછા આર્ય સમાજકો લે ડુબેગી, અતઃ ઇસ ભાવના પરકો રોક લગાના જરૂરી હૈ। સંખ્યા ભલે કમ હો પરંતુ આર્યસમાજકી પ્રતિષ્ઠાકો કિસી પ્રકારકા ધક્કા ન લગે એસે। સિદ્ધાન્ત નિષ્ઠ વ્યક્તિયોંકોહી સ્થાન મિલના ચાહિયે, દૂધ દહીંમેં પાંવ રખનેવાલોંકો હર્ગિજ નહીં। યોગ્યતમ વ્યક્તિયોંકોહી અધિકાર સોંપે જાને ચાહિયેં તથા ચુનાવકે અખાડોંકે મલ્લોંકા સદન્તર પરહેઝ હોના જરૂરી હૈ, જિસસે આર્ય સમાજ શુદ્ધસ્વરૂપમેં જનતાકે સામને આ સકે।

શતાબ્દીકે લિયે ૧૦ સાલ હમારે પાસ હૈ ઇસ અરસેમેં અન્ય બાતેં તો આવશ્યક હૈં હી સબસે પૂર્વ આજ છોટી બડી આર્ય-

( જુઓ પાન ૪ )

# હરી નામ સંકીર્તન

( લેખક : આર્યબન્ધુ, વડોદરા )

કેટલાય સમયથી આ પ્રાંતમાં એક 'હરીનામ સંકીર્તન સંપ્રદાય' ચાલી રહ્યો છે. આની ઠેરઠેર સભાઓ સ્થાપીત થઇ ગઈ છે. અને થતી જાય છે. આનો બાહ્ય ઉદ્દેશ એક સ્થાન ઉપર ભેગા થઈ 'હરે રામ' 'હરે કૃષ્ણ' 'હરી બોલ' વગેરેનો ઉચ્ચ સ્વરે જાપ કરવો. આ નામોનો એમણે એવા પ્રકારે સંગ્રહ કર્યો છે કે એ એક લયમાં ગાઈ શકાય છે. આનું જ ગાન આ લોકો હારમોનિયમ, તબલા, ઝાંઝ, મંજીરા વગેરે સાધનોની સાથે તાલ સ્વરની સાથે તાલી વગાડીને ઊંચામાં ઊંચા સ્વરે કરે છે. કોઈ કોઇ ભક્ત પોતાની વિહ્‌વળતાનું પ્રદર્શન કરવા માટે નાચવા મંડી પડે છે. આ સંપ્રદાય વૈષ્ણવ સંપ્રદાયની અંદર છે. આનો આરંભ શ્રી ચૈતન્ય દેવ દ્વારા બંગાળ પ્રાંતમાં કરવામાં આવ્યો હતો એવું કહેવામાં આવે છે. પરંતુ અહીં એની ઐતિહાસિક શોધ-ખોળ કરવાની જરૂર નથી. પરંતુ અહીં તો કેવળ એ જ વિચાર કરવાનો છે કે આવા પ્રકારની ઈશ્વરોપાસનાથી કોઈ વાસ્તવિક લાભ પણ થઈ શકે છે કે નહિ?

સૌથી પ્રથમ વાત તો એ વિચારણીય છે કે 'રામ' અને 'કૃષ્ણ' જેમની રચના મુખ્ય રૂપથી આ લોકો કરે છે એ ઈશ્વરીય નામ છે કે નહિ. 'રામ' અને 'કૃષ્ણ' વ્યક્તિ વિશેષ હતા અને આર્યોમાં આદરણીય મહાન પુરુષો હતા. એમનો જન્મ મનુષ્યોની જેમ માતાના ગર્ભથી થયો છે અને સુખ દુઃખ ભોગવીને મનુષ્યોની જેમ જ તેમનાં મૃત્યુ થયાં. એથી એમને ઈશ્વરના સ્થાન પર પૂજવા અથવા એમના નામના જાપ કરવા એક ભ્રમ છે. એમની વાસ્તવિક પુજા એમના બતાડેલા માર્ગ પર ચાલવું અથવા એમના જેવું આચરણ કરવું. વેદાદી પ્રાચીન શાસ્ત્રોમાં આ નામોથી ઇશ્વરને કાંઈ પણ સંબોધન નથી કરવામાં આવ્યું અને ન તો ઇશ્વર માટે આ નામોનો પ્રયોગ કરવામાં આવ્યો. એટલે ટુંકમાં એ કહેવાનું કે આ નામોથી ઇશ્વરનો બોધ થાય છે તે ઠીક નથી. આનાથી કેવળ 'રામ' અને 'કૃષ્ણ'નો જ બોધ થઈ શકે છે. ઈશ્વરનો કદાપી નહિ.

એવો પ્રશ્ન થઇ શકે છે કે 'રામ' અને 'કૃષ્ણ' ઇશ્વરનો અવતાર હતા એટલે એમનું નામ લેવું ઉચીત છે. તો પ્રથમ તો ઇશ્વરનો અવતાર લેવો એ જ યુક્તિ-સંગત નથી. તો પછી ઇશ્વરના મનુષ્યો, કાચબો, માછલી, ડુક્કર, સિંહ વગેરેના શરીરોમાં અવતરીત થયેલી વાતને માનવું એ ઇશ્વરનો વધારે ઉપહાસ કરવો છે. સમસ્ત સૃષ્ટિના રચયીતા, સૂર્ય, ચંદ્ર, પૃથ્વી. તારાગણ વગેરે ધારણ કર્તા, એ સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અનંત પરબ્રહ્મના આવા પ્રકારે મનુષ્યો તથા પશુ ગર્ભથી ઉત્પન્ન થવું અથવા એને અલ્પ મનુષ્યોની જેમ સાંસારિક સુખ-દુઃખમાં ફસાએલો માનવો, એનું અપમાન કરવાને પાત્ર છે. અથવા ગાગરમાં સાગર ભરવો અને આકાશને મુઠ્ઠીમાં દબાવવાને તુલ્ય છે. એવું કહેવું કે ઇશ્વરે રાવણ અને કંસ વગેરે દુષ્ટોનો નાશ કરવા માટે અથવા ભક્તોના રક્ષણાર્થે જન્મ ધારણ કર્યો હતો એ એની મહાન શક્તિઓનો પરિહાસ માત્ર છે. એ શક્તિ જે એક ક્ષણમાં સંસારની ઉત્પત્તિ અને પ્રલય કરી શકે છે. એનો રાવણ અને કંસ જેવા ક્ષુદ્ર જીવોના સંહાર કરવા માટે કલ્પના કરવી એ મહાન શક્તિની મહત્તામાં સંદેહ કરવા બરાબર છે. જેવી રીતે કોઇ વસ્તુ બનાવાની મુશ્કેલ છે. પરંતુ એનું બગાડવું એટલું મુશ્કેલ નથી એવી જ રીતે રાવણ કંસને ઉત્પન્ન કરવા માટે ઈશ્વરે જન્મ લેવાની અવશકયતા નથી તો પછી નષ્ટ કરવા ઇશ્વરે અવતાર લેવાની શી જરૂર છે?

શું બુદ્ધના પશ્ચાત જેને અમારા પૌરાણિક ભાઈ જેને ઇશ્વરનો છેલ્લો અવતાર માને છે. આજ સુધી ઇશ્વર ભક્તો ઉપર કોઇ એવું સંકટ ઉપસ્થિત નથી થયું કે જેને માટે એ અવતાર લે? શું મુસ્લિમ રાજ્યમાં હિંદુઓ, બ્રાહ્મણો અને ગાયો ઉપર ઓછા અત્યાચાર થયા કે જેમની રક્ષા માટે ઇશ્વરે અવતાર લેવાનું અનુચીત ન સમજ્યા? અથવા આ કાળમાં આજ સુધી કોઇ ઇશ્વર ભક્ત નથી થયો? તો પછી આશ્ચર્ય એ છે કે જેટલા અવતાર થયા એ એક એક ભારત વર્ષમાં જ થયા. આજે ભારતમાં અવતારની જરૂર નથી? શું ઇશ્વરના ભક્તો અને એમના પર અત્યાચાર કરવાવાળા રાક્ષસો ભારત વર્ષમાં જ જન્મ લેતા હતા જ્યાં એને અનેકાઅનેક અવતાર ધારણ કર્યા અને શેષ સમસ્ત સંસારમાં આવા ભક્તો અથવા એમના પર અત્યાચાર કરવાવાળા દુષ્ટોનો હંમેશાં અભાવ હતો જ્યાં એણે કદી અવતાર ન લીધો? વાસ્તવમાં વાત એ છે કે જ્યારે ધર્મનો ક્ષય થાય છે. અને અધર્મ વધી જાય છે. ત્યારે મનુષ્ય માત્રને સન્માર્ગે વાળવા માટે પ્રત્યેક દેશમાં અને કાળમાં મહાપુરુષો જન્મ લે છે. આવા જ મહાન મનુષ્યોને અવિવેકી લોકોએ અજ્ઞાનવશ અથવા સ્વાર્થી લોકોએ પોતાની સ્વાર્થ સિદ્ધિને લીધે ઇશ્વરે અવતાર માની લીધો. વાસ્તવમાં ઇશ્વર અજન્મા છે, અને અમર છે. તથા જીવન-મરણ અને સુખ દુઃખના બંધનોથી મુક્ત છે.

( અપૂર્ણ )




## આર્યસમાજ, મહર્ષિ દયાનન્દ માર્ગ અમદાવાદ

આર્યસમાજમંદિર, મહર્ષિ દયાનંદમાર્ગ, અમદાવાદ ૧ ... આજે મળેલી આ શોકજનક ... આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પામેલ ... આર્યસમાજના મહાન સંન્યાસી ... ભૂતપૂર્વ પ્રધાન સાર્વદેશિક આર્ય પ્રતિનિધિ સભા શ્રી સ્વામી ધ્રુવાનંદજી મહારાજનું ૮૨ વર્ષની આયુએ થયેલ અકાળ અવસાન અંગે દુઃખ પ્રકટ કરે છે. સાથે દેશ ... વિદેશોની આર્યસમાજોમાં થયેલ ક્ષતિનો દુઃખ સાથે અનુભવ કરે છે. પરમપિતા પરમાત્માને પ્રાર્થના કરે છે કે દિવંગત આત્માને શાંતિ અર્પે. તથા એમના લીધે સંતપ્ત આર્યજગતને દુઃખ સહન કરવાની શક્તિ અર્પે.

અં. હ. આ...
મંત્રી




તંત્રીસ્થાનેથી

# આર્યસમાજ સ્થાપના શતાબ્દી મહોત્સવ

આર્યસમાજની સ્થાપનાને ૧૯૭૫માં સો વર્ષ પૂરાં થશે. એ સમય શતાબ્દી મહોત્સવ તરીકે ઉજવવાનો સાર્વદેશિકે પ્રશસ્ય નિર્ણય કર્યો છે.

ભારતની પચાસ કરોડ વસ્તી થાય ને પાંચ કરોડ આર્ય સમાજના સભ્ય બને તો દેશનું સાર્વભૌમ બળ આર્યસમાજ બની રહે એમાં શક નહિ, પરંતુ એ કાર્ય ભગીરથ પ્રયત્નની અપેક્ષા રાખે છે. અમારો આ કાર્યને સહૃદય આવકાર અને સહકાર છે.

આર્યસમાજ દરેક દેશભક્તની હૃદયમાં વિરાજે છે છતાં આધુનિકતાવાદનું પાખંડ એને ખુલ્લી રીતે સ્વીકારતાં અચકાય છે. આર્યસમાજના સમસ્ત ધ્યેયને તમામે સ્વીકાર્યું ભલે ના હોય-અપનાવ્યું છે. છતાં નિર્ભયતાનો અભાવ તેમને સૌને ખુલ્લી રીતે આર્યસમાજના તારણહારપણાને વંદન કરતાં રોકે છે.

આર્યસમાજના રંગથી રંગાઈ દેશભક્તિનું અમૃતપાન કરી અન્ય પક્ષોના અગ્રણી બની જનારમાં લાલબહાદુર શાસ્ત્રીથી માંડી તમામ પક્ષના નાના મોટા તેજસ્વી કાર્યકરો સમાઈ જાય છે.

માર્કસવાદ કરતાં પણ મહર્ષિ દયાનંદની દૃષ્ટિ ત્રિકાળને વીંધી આરપાર જાય છે. ને વિશ્વ કલ્યાણ સાધવા મથે છે. વિશાળતામાં દયાનંદની દૃષ્ટિને કોઈ આંબી શકે તેમ નથી.

માત્ર સાચા સોનાની પ્રાપ્તિ માટે મહર્ષિ દયાનંદ તમામ કોમો, સંપ્રદાયો ધર્મોને સત્યની અગ્નિ પરીક્ષામાંથી પાર ઊતરવા કહે છે તે સ્વીકારવા સ્વાર્થવશ સૌ તૈયાર નથી. અને ચોર કોટવાળને દંડે તેમ આર્યસમાજને અસહિષ્ણુ કહે છે.

આર્ય સાહિત્ય ન્યાયપ્રિય વિદ્વાનોના હૃદયને હલાવી નાંખે તેવું છે.

શિક્ષિત ભારતીયો એ સાહિત્યની મદદથી જ 'વિશ્વ માનવ' 'વિશ્વકલ્યાણ' 'વિશ્વરાજ્ય,' વિશ્વમાંગલ્ય રચી શકે તેમ છે.

આજના આપણા કહેવાતા રાષ્ટ્રીય વિચારકો હિન્દુ-ભારતીય-આર્ય સંસ્કૃતિની મનઘડન્ત કડક આલોચના કરે છે જ્યારે મુસ્લિમ ખ્રિસ્તી માન્યતાઓની કદમબોસી કરે છે. આ છે શું તેમની સત્ય પ્રિયતા? મહર્ષિ દયાનંદના વિશ્વ-વિજયી સત્યના ટંકાર આગળ આ બધા તેથી જ ઝાંખા પડે છે. સૂર્ય આગળ આગિયાની માફક ટમટમે છે.

રામકૃષ્ણ પરમહંસ અને યોગીરાજ અરવિંદ બન્નેએ મહર્ષિ દયાનંદના સત્ય-પ્રકાશને શ્રદ્ધાંજલિ આપી વંદના કરી છે.

મહર્ષિ દયાનંદ મત, પંથ, સંપ્રદાય, ઝનૂની, કોમી, ઘાતક માન્યતાઓની દિવાલો તોડી નાંખવા ઈચ્છે છે, અવનીને આર્યાવર્ત બનાવી માનવમાત્રનું વિશ્વમંદિર રચવા ચાહે છે. આર્યાવર્ત એમને મન જાતિવાચક નથી જ નથી. એમને મન આર્યાવર્ત શ્રેષ્ઠત્વ; માંગલ્યનું પ્રતીક છે. ગુણવાચક છે. ધર્મ પ્રકાશનો આધારસ્તંભ છે. સમસ્તના એક સરખા કલ્યાણનું કેન્દ્ર છે.

આ શતાબ્દી મહોત્સવ આર્ય વિદ્યાર્થીઓ આર્યવાન-પ્રસ્થીઓ, આર્ય સંન્યાસીઓ, આર્ય શિક્ષણ સંસ્થાઓ અને આર્યાવર્તના સ્વપ્ન દ્રષ્ટાઓના મનોરથોને એક સૂત્રમાં પરોવી આગેકૂચ – આગેકદમ કરવાનો મંગલપ્રારંભ બની જાઓ એવી અમારી પરમકૃપાળુ પરમાત્માને શ્રી ચરણે પ્રાર્થના છે.

## વડોદરામાં પ્રચાર

વડોદરા શહેરમાં વડોદરા શહેર આર્યસમાજ તરફથી પ્રચારની સુવ્યવસ્થા ગોઠવવાની દિશામાં સુંદર પ્રગતિ થઈ રહી છે. સાપ્તાહિક અધિવેશન તો દર રવિવારે દયાનન્દ ભવનમાં થાય છે જ. તે સિવાયના સપ્તાહના બીજા દિવસોમાં ફળિયે ફળિયે પ્રચારની વ્યવસ્થા કરવામાં આવી છે. વરસાદની મોસમ હોવાથી જુદ જુદા ફળિયાઓમાં પારિવારિક સત્સંગના રૂપમાં પ્રબંધ કરવામાં આવ્યો છે. પ્રાય: રોજ સાંજે સાતથી નવ સુધી જુદાં જુદાં સ્થળોએ કથા તથા ભજનોપદેશથી પ્રચાર ચાલુ છે. અત્યારે તો મું. પ્ર. આર્ય પ્ર. સભાના વિદ્વાન મહોપદેશક તથા વડોદરા શહેર આર્યસમાજના મંત્રી શ્રી પં. દયાશંકરજીની રોજ રામાયણ મહાભારતની કથા ચાલે છે. રોકડનાથ હનુમાન પાસે શ્રી મણિભાઈ ચશ્માવાળાને ઘેર, તાડફળિયામાં, વિશ્વકર્મા ભવન, બરાનપુરા, સંતકબીર રોડ ઉપર શ્રી નગીનભાઈ પંચાલને ઘેર કથાઓ થઈ ચૂકી છે. અને બીજા સ્થળોએ ગોઠવણ થઈ રહી છે. ભાવિક જનતા આ કથાઓનો સારા પ્રમાણમાં લાભ લે છે.

## આર્યસમાજ, સરસપુર

તા. ૪-૭-૬૫ના સાપ્તાહિક અધિવેશનમાં આર્ય જગતના મૂર્ધન્ય નેતા અને તપસ્વી સંન્યાસી સ્વામીશ્રી ધ્રુવાનન્દજીના દુ:ખદ અવસાન નિમિત્તે શોક સભા ભરવામાં આવી હતી. તથા સ્વર્ગસ્થની ચિર શાંતિ માટે પ્રાર્થના કરવામાં આવી હતી:

## આર્યસમાજ, સુરત પદાધિકારીઓની ચુંટણી

પ્રમુખ: શ્રી ગુલાબદાસ ટી. સરૈયા, ઉપપ્રમુખ: શ્રી ચૈતન્યદેવ આસ્વાની, ઉપપ્રમુખ શ્રી છોટાલાલ કાળિદાસ તન્ના, મંત્રી: શ્રી મંગળસેન ખોવરાજ ચોપડા, ઉપમંત્રી: શ્રી રમેશચંદ્ર દેવચંદ ઉમરાવ, સહમંત્રી શ્રી ઇન્દ્રસેન ગુલાટી, કોષાધ્યક્ષ: શ્રી પ્રબોધચંદ્ર છોટુભાઈ પટેલ, પુસ્તકાધ્યક્ષ: શ્રી જમીયતલાલ મોતીલાલ પારેખ.

## આર્યસમાજ, મુંબઇ શોક પ્રસ્તાવ

મુંબઇની સમસ્ત આર્ય સમાજોએ કાકડવાડી આર્યસમાજમાં સમ્મિલિત થઈ શ્રી. સ્વામી ધ્રુવાનન્દ મહારાજના અવસાન પ્રત્યે દુ:ખ પ્રદર્શિત શોક પ્રસ્તાવ પસાર કર્યો હતો. તેમજ સ્વર્ગસ્થની ચિરશાંતિ માટે પ્રાર્થના કરી હતી. વક્તાઓએ શ્રદ્ધાંજલિ આપતાં કહેલું કે સ્વામીજી મહારાજ આજીવન બ્રહ્મચારી હતા. આર્ય સમાજના અનન્ય ભક્ત તથા મૂર્ધન્ય નેતા હતા. તેઓ મન, વચન અને કર્મની એકતામાં અડગ શ્રદ્ધા રાખતા હતા. તેમના અવસાનથી આર્યસમાજને ન પૂરાય તેની ખોટ પડી છે.

## આર્યસમાજ, કમાઠીપુરા

સ્વામી ધ્રુવાનન્દજી મહારાજના આકસ્મિક અવસાન માટે શોક પ્રદર્શિત ઠરાવ કરવામાં આવ્યો હતો તથા દિવંગત આત્માને શ્રદ્ધાંજલિ આપવામાં આવી હતી.

## આણંદ

સ્વામીશ્રી ધ્રુવાનન્દજી મહારાજના અણધાર્યા અવસાનથી દુઃખ થયું. સ્વામીજી જેવા દીર્ઘદ્રષ્ટા, સતત સેવા પરાયણ, અને મધુરવક્તાની ન પૂરાય એવી ખોટ પડી છે. આર્યજગત એમની ગેરહાજરીથી ગરીબ લાગે છે. વિદ્વત્તા, કર્મવીરતા અને સદાચારનો એમનામાં સુમેળ હતો. સ્વર્ગસ્થની ચિર શાંતિ માટે પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

**આચાર્ય પં. મયાશંકર શર્મા**

---

( પાન ૧નું ચાલુ )

સમાજોંમેં, સંસ્થાઓંમેં, તથા પ્રાન્તીય સભાઓંમેં સાલોંસે પડી હુઇ ઔર વિકરાળ બનતી જા રહી દરારોંકો સાંધકર આર્યસમાજકે ગઢકો મજબૂત કરનેકી અત્યન્ત આવશ્યકતા હૈ। ઉસકે વિના કોઇ સફળતા ન મિલ સકેગી। ઔર યદિં હમને ઇસ વિષયમેં સફળતા પ્રાપ્ત કરલી તો દુનિયામેં આર્ય સમાજકા મુકાબલા કરનેકી કિસીકી તાકત નહીં। યદ્યાપિ કાર્ય કઠીન હૈ ફિરભી સાર્વદેશિક સભાકે વર્તમાન અધિકારી ઇસ દિશામેં સહાનુભૂતિ પૂર્વક સક્રીય પ્રયત્ન કરેંગે તો સફળતા અવશ્ય મિલેગી। મેરે વિચારસે તો ઇસીમેં શતાબ્દી ઉત્સવકી સફળતા હૈ।

**માધવેન્દ્ર શાસ્ત્રી**

## આર્યસમાજ, જામનગર

આર્યજગતના એક માત્ર કર્મનિષ્ઠ નેતા અને આર્યસંન્યાસી મંડળના ચમકતા સિતારા સ્વામી શ્રી ધ્રુવાનન્દજીના હૃદયરોગના હુમલાથી થએલ અચાનક દુઃખદ અવસાનથી આર્યસમાજ જામનગરમાં શોકનું વાતાવરણ છવાઇ ગયું છે.

દિનાંક ૩૦-૬-૧૯૬૫ના રોજ પૂજ્ય સ્વામીજીના દુઃખદ અવસાનના સમાચાર સાંભળી આર્યસમાજ જામનગર દ્વારા સંચાલિત શ્રીમદ દયાનન્દ કન્યા વિદ્યાલયના સ્ટાફ અને કન્યાઓની શોકસભા રાખવામાં આવેલ હતી અને શાળાનું કામકાજ બંધ રાખવામાં આવેલ હતું. પૂ. આચાર્ય સ્વામીશ્રી મેધારથીજીએ સ્વર્ગસ્થના આત્માને પરમકૃપાળુ પરમાત્મા શાન્તિ અર્પે એવી પ્રાર્થના કરેલી હતી.

દિનાંક ૪-૭-૧૯૬૫ના રોજ આર્યસમાજ મંદિરમાં આચાર્ય સ્વામીશ્રી મેધારથીજીનાં અધ્યક્ષ સ્થાને શોકસભા ભરવામાં આવેલ હતી. જેમાં સ્વર્ગસ્થના આત્માને શાંતિ અર્પવા માટે પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના કરવામાં આવેલ હતી.

## આર્યસમાજ, પાટણ

આર્યસમાજ પાટણની તા. ૧૧-૭-૬૫ની શોકસભામાં સ્વ. શ્રી સ્વામી ધ્રુવાનન્દજી મહારાજ, તથા શ્રી સ્નાતક સત્યવ્રતજીને શોકાંજલિ આપી હતી. તથા સ્વર્ગસ્થ આત્માઓને ચિર શાંતિ માટે પ્રભુ પ્રાર્થના કરવામાં આવી હતી.

## શિવરાજપુરમાં શુદ્ધિ

શિવરાજપુરમાં સ્થાનિક સામાજિક કાર્યકર્તા શ્રી મણિભાઇ દેસાઇભાઇ પટેલના શુભ પ્રયાસથી તા. ૧૧-૭-૬૫ના રોજ વડોદરા શહેર આર્યસમાજના મંત્રી તથા મું. પ્ર. આ. પ્ર. સભાના વિદ્વાન મહોપદેશક શ્રી પં. દયાશંકરજી શર્માના શુભ હસ્તે એક નૂરજહાં નામની મુસ્લીમ મહિલાની શુદ્ધિ કરવામાં આવી હતી. આ શુભ પ્રસંગે ગામના તથા આસપાસના લગભગ ત્રણસોથી ચારસો પ્રતિષ્ઠિત ગ્રહસ્થોની ઉપસ્થિતિથી અનેરો ઉત્સાહ જામ્યો હતો. શુદ્ધિ પછી તે બહેનનું નામ બદલી નિર્મળા રાખવામાં આવેલું. શુદ્ધિ સંસ્કાર થયા પછી વિદ્વાન પંડિતજીએ શુદ્ધિ સંસ્કારનું મહત્ત્વ સમજાવતાં કહેલું કે શુદ્ધ થવાનો માનવ માત્રને અધિકાર છે, વૈદિક ધર્મ ઈશ્વર દત્ત હોવાથી તે કોઈ સંપ્રદાય નથી પણ માનવ ધર્મ છે. મનુષ્ય માત્રે કાયિક, વાચિક અને માનસિક શુદ્ધિનો ખ્યાલ રાખવો જોઈએ. હિંદુ ધર્મ જો વાડાબંદીમાંથી મુક્ત થાય તો સમસ્ત સંસાર તેમાં સમાઈ જાય તેવા એના સિદ્ધાંતો ઉદાર અને વિશાળ છે. શ્રી પંડિતજીના વ્યાખ્યાનની જનતા ઉપર અસીર છાપ પડેલી.

શ્રી મણિભાઇ દેસાઇભાઇ રાજકીય તેમ જ ધાર્મિક ક્ષેત્રમાં ખુબ રસ ધરાવે છે. લગભગ ૫૮ વરસની ઉંમર હોવા છતાં તેમનો ઉત્સાહ અને ધગશ નવજવાનને પણ શરમાવે તેવાં છે. સ્વભાવે ખૂબ જ સરળ તથા માયાળુ હોવાથી આસપાસની જનતામાં ખૂબ જ પ્રિય થઈ પડયા છે. કોઈ પણ સારા કામમાં તેમનો હિસ્સો ન હોય એમ બને જ નહિ. સાથે સાથે સ્પષ્ટ વક્તા સત્યના પુજારી હોવાથી તેમ જ નિસ્વાર્થ કર્મઠ કાર્યકર્તા હોવાથી જનતા તેમનો બોલ ઝીલવા હંમેશ તત્પર રહે છે. આ શુભ કાર્ય માટે આર્ય જનતા વતી અમે તેમને હાર્દિક અભિનંદન આપતાં આનંદ અનુભવીએ છીએ.

## આર્યસમાજ, લુણુંસાવા...

સ્વ. સ્વામી શ્રી ધ્રુવાનન્... મહારાજ તથા શ્રી સત્ય... વિદ્યાલંકારના અવસાનથી આ... સમાજને જબરજસ્ત ખોટ પડી... તેમના અસવાન નિમિત્તે ભરા... શોકસભામાં સ્નાતક સત્યવ્રત... બન્નેના જીવન પ્રસંગો વર્ણ... શોકાંજલિ આપી હતી.

*

તા. ૭મી જૂને વાઉજ શા... નગરમાં શાંતિ યજ્ઞ, તા. ૨-૭-૬... રોજ શ્રી હર્ષદરાય જોષીની સુ... રેખાબહેનનાં શ્રી અશોકભાઈ... લગ્ન તથા પ્રશ્નોપનિષદ્‌ની ... તથા તા. ૪-૭-૬૫ના રોજ ... તળિયાની પોળમાં યજ્ઞ તથા ... શ્રી સ્નાતક સત્યવ્રતજીએ કરા... હતાં.

સાપ્તાહિક અધિવેશનમાં સ્... શ્રી સચ્ચિદાનન્દજી મહારાજ... પ્રવચનોનો લાભ નિયમિત મ... રહે છે.

## આર્ય પ્રતિનિધિ સભા ઉત્તરપ્રદેશ

મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિ... સભા અને આર્યસમાજ મુંબ... પ્રધાન શ્રી કાંતિલાલ શર્માના દુ... અવસાનની આ સભા સખેદ ... લે છે તથા પરમાત્માને પ્રાર્થ... કે સ્વર્ગસ્થની આત્માને ચિર... તથા શોકસંતપ્ત પરિવારને ... પ્રદાન કરે.

## નમસ્તે

યુગોસ્લોવીયાના પ્રમુખ માર્શ... ટીટો અને સોવીયેટ પ્રમુખ ... સ્તાસ મીકોયાને ગયા ... ક્રેમલીનમાં સમારંભમાં એકઠા થ... લોકોને ભારતીય ઢબે નમસ્તે ... અભીનંદન આપ્યાં હતા.

માર્શલ ટીટાએ પોતા... માનમાં યોજાયેલા સમારંભમાં ... રહેલા રાજપુરુષો સાથે હસ્ત... કર્યા પછી તેમણે યુગોસ્લાવ... અને મહીલાઓનું એક ... જોયું.

પ્રમુખ ટીટાએ પોતાના ... હાથ ઉંચા કરીને તે જોયા ... કહ્યું કે, અભીનંદન આપવાની ... ભારતીય પ્રથા છે.

એ વખતે તેમની સાથે ર... પ્રમુખ મીકોયાને કહ્યું કે, ... આ ભારતીય નમસ્તે છે.

આ પછી બન્ને નેતા... તેમની આસપાસના ... 'નમસ્તે'થી અભીવાદન કર્યું ...

# સ્વ. સ્વામી ધ્રુવાનન્દ સરસ્વતી

( લે. શ્રી પ્રેમદત્તજી શાસ્ત્રી )

સ્વર્ગીય સ્વામી ધ્રુવાનન્દજીકા નિધન બમ્બઈમે આષાઢ કૃષ્ણા અમાવસ્યા દિન મંગલવાર સમ્વત્ ૨૦૨૨મેં દિનાંક ૨૯-૬-૬૫કો પ્રાત:કાલ હો ગયા। સમ્વત્ ૧૯૪૦મેં મંગલવાર ઓર અમાવસ્યા કે દિન હી મહર્ષિ દયાનન્દ સરસ્વતીને ભી ઇસ ધરા ધામસે પ્રયાણ કિયા થા. પુન: યહ દિન ઔર તિથિ આર્યોકે લિએ મહાન્ દુખદાઈ સિદ્ધ હુઈ હૈ।

સ્વર્ગીય સ્વામીજી નિધનસે પૂર્વ ૮૨ વર્ષ ઔર ૩ માહકે હો ચુકેથે. ઉનકા જન્મ ૧૮૮૩ સમ્વત્ મે ચૈત્ર કૃષ્ણ પ્રતિપદાકો પાનો ગાંવ જિલા મથુરામેં હુઆ થા. વહ અપને જીવનમેં કર્મનિષ્ઠ કર્મશીલ કર્તવ્યપરાયણ ધાર્મિક ભાવનાસે ઓત-પ્રોત સાંસ્કૃતિક ગરિમાયુક્ત વ્યક્તિ થે।

મનુષ્ય અપને પરિશ્રમકે બલ પર જીવનકો સાર્થક બનાતા હૈ। કુછ લોગ શારીરિક શ્રમ ઔર કુછ માનસિક શ્રમ કરતે હૈ પરન્તુ સ્વામીજીને અપને જીવનમે દોનોં હી શ્રમ કિયે થે। વહ અનેક વર્ષ આર્ય શિરોમણિ સભા, સાર્વદેશિક આર્ય પ્રતિનિધિ સભા દિલ્હી, પ્રાન્તીય આર્ય પ્રતિનિધિ સભા ઉત્તરપ્રદેશ, ભારતવર્ષીય આર્ય કુમાર પરિષદ્, આર્યવીર દલ, શુદ્ધિ સભા તથા દલિતોદ્ધાર સભા કે વર્ષો પ્રધાન ઔર પથ પ્રદર્શક રહે થે। આર્ય જગત્ કે ગૌરવાસ્પદ નેતા રહતે હુયે ધાર્મિક સામાજિક લેખોં ઔર વ્યાખ્યાનોં દ્વારા સમાજ સંગઠનકા કાર્ય દ્રઢતાસે કરતે રહે થે. સ્વામીજી અપને જીવનકાલમેં બહુત છોટે પરિવારસે આર્ય જગત્ કે નેતા બન ગયે થે।

વીતરાગ પૂજ્યપાદ સ્વામી સર્વદાનન્દજી મહારાજ ઉન્હે અપને સાથે લે આયે, ઘટનાચક્ર જીવનકો કિસ તરહ બદલ દેતા હૈ યહ સ્વામીજીકે જીવનસે હમેં પ્રેરણા મિલતી હૈ, બડે સ્વામીજીને મથુરા કે નિકટ જમુના પુલકે પાસ ઓર શ્રી વૃજાનન્દ સંસ્કૃત પાઠશાલા આરમ્ભ કી થી, યહીં સે બડે સ્વામી પાની ગાંવ પહુંચે જહાં ઉન્હોંને ધૂરિયા નામક એક બચ્ચે કો પશુ ચરાતે હુએ દેખા, સ્વામીજીને જબ ઇનકી પારિવારિક સ્થિતિકા પતા લગાયાકિ યહ પાંચ ભાઈ હૈ ઇનકે પિતા સે ઇનકો માંગ લીયા ઔર સાથ લે આયે। જો પાઠશાલા બડે સ્વામીજીને મથુરામેં ખોલીથી ઉસી પાઠશાલાકા પુર્નગઠન અલીગઢસે દસ મીલ રામઘાટ રોડ પર કાલી નદીકે પુલ પર કિયાથા. બસ ધૂરિયા ભી સ્વામીજીકે સાથ ઇસી સ્થાન પર આ ગયે, યહાં આકર સ્વામીજીકે ભોજન બનાનેકા કાર્ય પ્રારમ્ભ કિયા। કુછ કાલ બાદ ઇનમેં પઢનેકી જિજ્ઞાસા પૈદા હુઈ ઔર ઇનકા નામ ધૂરેન્દ્ર હો ગયા, કુછ સમય તક યહ આશ્રમ પર પઢતે રહે પશ્ચાત્ લાહોરમેં ન્યાયસે શાસ્ત્રો કરનેકે બાદ યહ પુન: આશ્રમ પર લૌટ આયે। યહીં સે સ્વામીજીકા જીવન સામાજિક કાર્યો દ્વારા જનતાકે પ્રકાશમેં આયા. યહ ધાર્મિક શિક્ષા અધ્યાપન હેતુ શાહપુરાકે રાજકુમારકો પઢાનેકે લિયે ભેજે ગયે। વહાંસે ઇન્હેં રાજગુરુકી ઉપાધિ પ્રાપ્ત હુઈ. અબ યહ રાજગુરુ ધુરેન્દ્ર શાસ્ત્રી હો ગયે ઇસી બીચ સમાજોંમે સંગઠન ઔર પ્રચાર હેતુ વ્યાખ્યાન દેતે રહે। હૈદરાબાદ સત્યાગ્રહમેં પાંચવેં ડિક્ટેટર હો ગયે, વહાંસે વાપિસ આને પર પ્રાન્તીય સભાકે અધ્યક્ષ હોકર પ્રાન્ત કે સંગઠન કો દઢ કરનેકે લિએ સભાકે કાર્યાલયકો અલીગઢ રકખા, રાષ્ટ્રીય આન્દોલન મેં ભી સમય સમય પર ભાગ લેતે રહે, ઔર જેલ યાતનાયેં ભી સહી, સિન્ધ મેં સત્યાર્થ-પ્રકાશકે સમુલ્લાસકે જપ્ત હોનેકે સમય સત્યાગ્રહ હેતુ કરાંચી ગયે।

૭ જૌલાઈ ૧૯૫૪કો સાધુ આશ્રમ અલીગઢમેં સ્વર્ગીય સ્વામી આત્માનન્દજી મહારાજસે સંન્યાસકી દીક્ષા લી, પશ્ચાત્ પાંચ વર્ષ વૈદિક ધર્મકા પ્રચાર દક્ષિણ આફ્રિકા, નૈટાલ, યુગાન્ડા, કેન્યા, આદિ વિદેશોમેં કરતે રહે। બડે સ્વામીજી કી મૃત્યુકે બાદ સાધુ આશ્રમકે સંરક્ષક રહકર ઉસકી ઉન્નતિમેં વિશેષ યોગ દેતે હુયે જહાંસેભી બન પડા બડે સ્વામીજી દ્વારા જગાયે હુયે ઇસ પૌધેકો પલ્લવિત કરનેકે લિયે દાન લે આતે રહે। ઉનકી યહ ભાવના રહી કિ મેરે જીવનકાલમેં આશ્રમ અન્ન ઔર ચારે મેં આત્મનિર્ભર હો જાવે, સંસ્કૃતકે વિદ્યાર્થીયોંકે લિયે છાત્રાવાસ બન જાવે, ફિર માંગનેકી આવશ્યક્તા ન પડે।

વિદેશ જાનેસે પૂર્વ સ્વામીજીકી આયુ ૭૦ વર્ષકી હો ચુકી થી ઉન્હેં ઇસસે પૂર્વ કોઇ રોગ નહીં થા। આજીવન બ્રહ્મચર્યકે કઠિન તપ ઔર વ્યાયામને ઉનકે શરીરકો બલિષ્ઠ ઔર કંચન જૈસા રક્ખા થા, ઇસ આયુમેં ભી ઉનકે દાંત વજ્ર જૈસે મજબૂત ઔર મોતી જૈસે સ્વચ્છ થે, વહ નિયમસે આયુભર કેવલ બબૂલકી દાતૌન કરતે રહે. સ્વયં અપને હાથોંસે અપને વસ્ત્રોંકો ધોના, આશ્રમ પર આને પર કહીંભી કૂડા યા ગન્દગી ન રહને દેના, સ્વયં અપને હાથોંસે સફાઈ કરના, યહ ઉનકે જીવનકી દિનચર્યાથી। આજકે વિદ્યાર્થીયોં કો દેખકર વહ કહતે થે કિ આશ્રમ પર ન પહલેસે વિદ્યાર્થી હૈ ઔર ન દિનચર્યા, વિદેશકે જલવાયુ ઔર ખાનપાનકે કારણ ઉનકા સ્વાસ્થ્ય ઠીક નહીં રહા, દક્ષિણ આફ્રિકાસે લૌટનેકે બાદ સ્વામીજી હૃદય રોગસે રોગી હો ગયે થે વાયુકા પ્રકોપભી ઉન્હે દુખ દેતા રહા. ઇસ રોગ કો સંજોયે હુયે ભી વહ કહીં લગાતાર એક માહભી વિશ્રામ ન કર સકે ઉનમે કષ્ટ સહનેકી ઇતની દઢ શક્તિથી કિ એક બાર આશ્રમકી ભૂમિમે લગે હુએ પેડોંકી બાઉણ્ડરી બનાને કે લિએ પાસ હી બબૂલકે પેડ પર ગડાંસા લેકર ચઢ ગયે, જબ એક શાખા કાટ ચૂકે તો પૈર ફિસલા ઔર ટૂટી હુઇ શાખા પર આ ગિરે, ઉસ શાખમેં સે એક કાંટા ઉનકે ઘુટનેકી હડ્ડીમેં ચુભ ગયા જિસકે કારણ પૈરકો સીધા કરને મેં બડા કષ્ટ હુઆ, કાંટા ખીંચનેકે લિએ પ્રયત્ન કિયા ગયા પરન્તુ સુજન ઔર અસહનીય પીડા બઢતી ગઈ। મૈં ઉન્હે ઇસી હાલતમેં અલીગઢ હાસ્પિટલ લે આયા, જબ સફલતા ન મિલી તો પટના લે ગયા ઔર વહાં કાંટા ગલાકર ઉનકે પૈરકો ઠીક કિયા ગયા ઇસ બીચમેં ભી સ્વામીજી પ્રાન્તીય સભાકે પ્રધાન હોનેકે કારણ આર્ય જગતકે કાર્યોમેં રત રહે।

પિછલે દિનોં થાઇલેન્ડસે લૌટનેકે બાદ પૂર્વી પાકિસ્તાનસે ઉજડે હુયે ભાઇયોં કો બસાનેમેં ઔર ઉનકી સહાયતાકે લિયે ખોલે હુયે કૈમ્પોંકા સંચાલન કર જબ આશ્રમપર આયે તો પ્રાકૃતિક ચિકિત્સાકે લિયે એક માહ આશ્રમ રુકે મૈંને કહા ગુરુજી આપકા સ્વાસ્થ્ય અબ ઠીક નહી રહતા, અત: કુછ દિન આર્ય જગત્ કી ચિન્તાઓંસે મુક્ત રહકર સ્વાસ્થ્ય લાભકે લિએ આશ્રમ પર હી વિશ્રામ કીજયે, યહ સંસાર તો ચલતા હી રહેગા, બોલે જબ સંસાર ચલતાહી રહેગા તો મૈં હી બૈઠકર અપને કર્તવ્યસે ક્યોં પીછે રહૂં। મૈંને કહા આશ્રમકે વિદ્યાર્થિયોંકો સેવા કરનેકા કુછ તો અવસર દીજિયે, હંસકર બોલે

"બૂઢોંકી લોગ કહાં તક વફા કરેં,
આયે ન અગર મોત તો બૂઢા
ભી ક્યા કરે।

મૈંને કહા ઐસા મત કહિયે, આપકો પૂર્ણ વિશ્રામ ઔર અચ્છી ચિકિત્સાકી આવશ્યકતા હૈ।

સ્વામીજી આશ્રમકે હી નહીં સારે આર્ય જગતકે થે જબસે ઘર છોડા આર્ય સમાજહી ઉનકી કર્મભૂમિ ઔર ક્રીડા ભૂમિ રહી, ઇસીકે લિએ વહ સોનેકે સમાન તપે, સારા જીવન લગાયા, ઔર અબ સંસારસે ચલે ગયે।

## આર્યસમાજ, સાયલા

સ્વામીશ્રી ધ્રુવાનન્દ મહારાજના અવસાનથી આર્યસમાજે એક મહાન નેતા ગુમાવ્યો છે. તેમણે આજીવન કરેલી સેવાઓ સદાસર્વદા ચિરસ્મરણીય રહેશે. પરમાત્મા સ્વર્ગસ્થને ચિરશાંતિ તથા આર્ય જનતાને તેમનાં અધૂરાં કાર્ય પૂરાં કરવાની શક્તિ આપે ગાયત્રીથી પ્રાર્થના કરવામાં આવી હતી.

## આર્યસમાજ, માટુંગા

### શોક પ્રસ્તાવ

સાર્વદેશિક આર્યપ્રતિનિધિ સભાના ભૂતપૂર્વ પ્રધાન તથા આર્યજગતના સુપ્રસિદ્ધ નેતા પૂજ્ય સ્વામીશ્રી ધ્રુવાનન્દજીના તા. ૨૯-૬-૬૫ના રોજ થએલા અવસાનથી આર્યસમાજને અપૂરણીય ક્ષતિ થઇ છે. સ્વામીજીએ આજીવન બ્રહ્મચારી રહી ઉમ્મરના ૮૨ વરસ સુધી આર્યસમાજની કરેલી અનન્ય સેવા માટે આર્યજગત્ સદા તેમનું ઋણી રહેશે. તેમના અવસાનથી આર્યસમાજે એક ઉચ્ચ કોટીનો સંસ્કૃતનો વિદ્વાન્, ધર્મશાસ્ત્રોનો જ્ઞાતા, તથા પ્રભાવશાલી નેતા ખોયો છે.

પરમાત્મા દિવંગત આત્માને ચિરશાંતિ પ્રદાન કરે તેમજ તેમનાં અધૂરાં કાર્યોને પૂરાં કરવાની આર્યોને શક્તિ આપે એજ પ્રાર્થના.

શ્રી. સ્નાતક સત્યવ્રતજી, શ્રી. રામરત્નજી, શ્રી. સુદર્શનજી, શ્રી. રામઅચલજી, વગેરે વક્તાઓએ સ્વામીજીના જીવન ઉપર પ્રકાશ નાખ્યો હતો અને શ્રદ્ધાંજલિઓ આપી હતી.

# પૂજ્ય સ્વામી ધ્રુવાનન્દજી

( લે. શ્રી. પં. બિહારીલાલજી શાસ્ત્રી )

श्रुतीनां श्रध्धालु
मुनिगणव्रतानामनुगतः
सरस्वत्याभक्तः
सुरगणगिराणामनुचरः ।
सदा सत्येनिष्ठः
श्रुतिविहित कार्येषु निरतः;
ध्रुवानन्दः स्वामी
परमपद गामी समभवत् ।।

પૂજ્યપાદ સ્વામી ધ્રુવાનન્દજી મહારાજ ચાલ્યા ગયા. એમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી. બધાએ જ એક દિવસ તો જવાનું જ છે.

मलिया आवत देखके
कलियां करे पुकार.
फ़ूले फूले चून लिये
कालह हमारी बार ।।

સ્વામી મહારાજને ૮૨ વર્ષનો પર્યાપ્ત સમય મળ્યો. શોકનું કોઇ કારણ નથી. દુઃખ તો એટલું જ છે કે જનારના સ્થાનની પૂર્તિ થતી નથી. સમાજ અને વ્યવહારનું વાતાવરણ જ એવું બનતું જાય છે. વિદ્વાનો ઉદાસીન થતા જાય છે. ખાસ કરીને સંસ્કૃતના પંડિતોનો તો કોઇ દિવસે સમાજમાં સદંતર અભાવ જ થઇ જશે.

સ્વામીજી જ્યારથી આર્યસમાજમાં આવ્યા સમાજના જ થતા ગયા. તેમનું ઘર-બાર, સગા-સંબંધ, માલ-મિલકત બધું જ આર્યસમાજ બની ગયું. તેમના બધા મનોરંજન, સ્વાદ, પ્રેમ અને રૂસવું બધું જ આર્યસમાજ હતું. તેમની બધી મનોવૃત્તિયો એક માત્ર આર્યસમાજ સાથે ભેગી થઇ ગએલી. તેમનો પવિત્ર કુલ સનાઢ્ય બ્રાહ્મણ કુલમાં જન્મ થયેલો. વૃન્દાવન પસે યમુનાના બીજા કિનારે પાની ગામ તેમનું જન્મ સ્થાન હતું, છતાં આર્યસમાજ સાગરમાં તેઓ મીઠાની જેમ જ મળી ગયા હતા. તેમનો બિરાદરી કે ગામ સાથે કોઇ સંબંધ રહ્યો ન હતો.

रहिमन पानीं रखिये
बिनु पानी सब सुन ।
पानी गये न उवरें
मोती, मानुष चून ।।

આર્યસમાજના સંગઠનોથી તેમને વિશેષ પ્રેમ હતો. ચૂંટણી અખાડાનાતો તેઓ અજેય પહેલવાન હતા. પાણી ગામના હતા અને પૂરા પાણીદાર પણ હતા. તેમનું પાણી હંમેશ ચઢતું જ ગયું, કોઇ દિવસ ઉતર્યું જ નહીં.

તેમણે પાણી હંમેશ ટકાવી રાખ્યું. ચઢવા મંડયા તો ઠેઠ સુધી ચઢતા જ રહ્યા. આર્ય જનતાએ તેમનો પૂરો સાથ આપ્યો. ખાસ કરીને ધનવાનો ઉપર તેમનો સારો પ્રભાવ હતો. તેમના માટે પોતાનો તો કોઇ પણ પારકો કે પોતાનો ન હતો, પણ આર્યસમાજના હિત-ચિંતકને જ તેઓ પોતાનો ગણતા. આર્યસમાજના વિરોધીઓનો તેઓ સદા વિરોધ કરતા રહ્યા. તેઓ જીવનના અંતિમ પળ સુધી આર્ય-સમાજની સેવા કરતા રહ્યા એ તેમના જીવનની મહાન સફળતા ગણાય. ધર્મ સેવાની સાથે સાથે રાષ્ટ્રીય આંદોલનોમાં પણ ભાગ લેતા રહ્યા. તેમણે કોંગ્રેસમાં પણ કામ કરેલું. તેમની એક એક મિનિટ દેશ અને ધર્મની સેવામાં વિતી છે. તેમનું સાચું શ્રદ્ધ અને તર્પણ તેમ જ સ્મારક તો એ જ છે કે આપણે પોતાનું જીવન વૈદિક બનાવી આર્યસમાજને મજબૂત બનાવીએ.

જો આર્યજગતના હૃદયમાં તેમના માટે માન અને શ્રદ્ધા હોય તો તેમના પ્રિય સાધુ આશ્રમને એક સુંદર વિદ્યાપીઠ બનાવે. તેને એક વિશાળ સંસ્કૃત તથા વેદશાસ્ત્રોનું કેન્દ્ર બનાવે. સ્વામીજી તો પોતાનું જીવન સફળ બનાવી ગયા હવે આપણે વિચારવાનું રહે છે.

ध्रुवानन्दो ध्रुवानन्दे
विलीनो ब्रह्म तेजसि.
शरदिन्द्र समातस्य द्योतते
कीर्ति कौमुदी ॥

( પાન ૯નું ચાલુ )

વડે સ્વામીજી ઘડાયા તેવા જ રજકિરણો તમારા સર્વાંગમાં પ્રવેશો સેવાભાવી બનો, આર્ય ભાઇ-બહેનોને નિમંત્ર આપો કેઃ—

'હોં સભી કે દિલ તથા
સંકલ્પ અવિરોધી સદા'
'મન ભરે હો પ્રેમસે
જીસસે બઢે સુખ સમ્પદા'

જગતની સેવા કરવામાં સ્વામીજીની માફક તમે ઉઠો, જાગો આત્મ સમર્પણ કરવા કમર કસો, સ્વામીજીના દિધેલ મંત્રનું સર્વ રીતે પાલન કરો. માનવતાની મીઠી લ્હાણ કરો. તમારી જીવન જ્યોત અખંડ જલતી રાખો તમારું આયુષ્ય યજ્ઞમય થાઓ.

તમારા જીવન ધન્ય બનો. સર્વ રીતે પરમાત્માની તમારા ઉપર દયા વરસો એવી પરમાત્માને નમ્ર ભાવના સાથે પ્રાર્થના છે. આવા શુભ પુણ્ય પ્રસંગ ઉપર આર્યસમાજ અને મહર્ષિના ભગીરથ કામ અને મહર્ષિના જીવન ઉપર બોલવું. તે નાના બચ્ચાના ખેલ નથી. એ તો જેમ ઝવેરી હીર ને પારખે તેમ આવા ધુરંધર જ્ઞાની, યોગી, વિદ્વાન, સમસ્ત વેદ-શાસ્ત્રોના પારંગત મહર્ષિ સ્વામી દયાનંદજી માટે તો તેવા જ પ્રખર વિદ્વાનો જ તેમનું મુલ્યાંકન કરે, હું તો અલપજ્ઞ પામર છું. અમાપનું માપ કાઢવાનું મારું તે શું ગજું! પણ સ્વામીજીની આજ્ઞા માથે ચડાવી મારી અલ્પ મતિ અનુસાર મારા વિચારો બીતાં બીતાં દર્શાવ્યા છે, ભૂલો માટે ક્ષમા માગું છું એવી કામના કરું છું કે—( નાથ કૈસે ગજકો બંધ છુટાયો. )

હે પ્રભુ હમ તુમસે વર પાવેં,
અખિલ જગતકો આર્ય બનાવેં,
વૈર વિઘ્ન કો માર ભગાવેં,
પ્રીતિ નીતિ કી રીત ચલાવેં—

# વિષમજ્વર MALARIA (મલેરિયા)

## નગર પાલિકાને નમ્ર નિવેદન

લેખક :-પંડિત વસિષ્ઠજી યાજ્ઞિક હલવદકર
(આયુર્વેદાલંકાર) રાજકોટ

(લેખાંક-૩)

### વિષમજ્વર ઉત્પન્ન કરનાર એનોફેલીન

એનોફેલીન મચ્છરનાં પ્રથમ ઈંડાં, પછી ઇયળ અને કુપ્પક એ ત્રણ અવસ્થા છે પછી છેલ્લી અવસ્થા ડિમ્ભક અર્થાત્ પૂર્ણ રૂપમાં આવે છે, પ્રથમની ત્રણ અવસ્થા પાણીમાં જ તૈયાર થાય છે. એનોફેલીન મચ્છરની વિશેષ જાતિઓ સ્વચ્છ જલમાં થાય છે. તેથી નદી, તલાવ, સ્રોત, નહેર તેના કિનારા પર ઈંડાં મૂકે છે. આ સિવાય કિનારા પર રહેલી લીલી માટી, વનસ્પતિના છોડ ઉપર પણ ઈંડા મૂકે છે. એ-સ્ટીફન્સી જાતિનાં આ મચ્છરો હોય છે. દરેક વખતે ૧૦૦થી ૨૫૦ ઈંડાં આપે છે. તે ઈંડાં પ્રથમ શ્વેત અને પછીથી થોડા ભૂરા રંગનાં થાય છે. ચંચલ (Larya) ને બાહ્ય તાપનાં પ્રમાણમાં ૧થી ૩ દિવસમાં ઈંડાંમાંથી એયલ થાય છે અને આઠ દિવસમાં તે શિશુક (Nymph) થાય છે તે અલ્પ વિરામનો જે આકાર (,) જેવા ત્રાસા હોય છે. પાણીથી હલકા હોવાથી પાણી પર તરે છે. આ મચ્છરોનાં ચિત્રો પણ આવે છે. તેમાં વિશેષ ઇતિહાસ મળે છે પરંતુ હું આ લેખમાં તે ઇતિહાસ નથી આપતો પણ જનતાને જેટલી વસ્તુ ઉપયોગી છે તે વસ્તુનું નિરૂપણ કરું છું.

### વિષમજ્વર અટકાવવાનો માર્ગ

મનુષ્યના શરીરમાં રહેલા હોય તે મલેરિયાના કીટાણુ (જંતુ)ઓનો પ્રથમ વંશ નાશ કરવો કે જેથી ફરી તે આગળ વધી શકે નહી. તેમજ વ્યવાય કાયાણુ (મૈથુની કીટાણુ-જંતું) ઉત્પન્ન થવા પામે નહી. અને કદાચ ઉત્પન્ન થાય તો તેનો પણ નાશ કરવો જેથી મલેરિયાનો નાશ થશે.

(૨) જે મચ્છરો રોગ ફેલાવવામાં કારણભૂત હોય તેનો પણ નાશ કરવો જેથી માનવ જનતાનું રોગથી રક્ષણ થશે.

મચ્છરોથી ઘરનું અને માનવ જનતાના રક્ષણ માટે પોતાના રહેવાના મકાનો પર મચ્છરો આવી શકે નહી તેવી જાળી દીવાલની ચારેય બાજુએ લગાવવી. મકાનના દરવાજે, બારી, બારણાઓ તમામ સ્થળે જાળી લગાવવાથી મચ્છરોનો ઉપદ્રવ રહેશે નહીં.

(૪) શરીર પર પહેરવાનાં વસ્ત્રો, બૂટ, હાથના મોજાં, મુખાચ્છાદક (Veils) તેનો ઉપયોગ કરવો. સુવાની પથારી કે પલંગ પર મચ્છરદાની ઢાંકવી અને ચારે બાજુથી મચ્છરદાની બિછાનામાં ખોસવી કે મચ્છર બિછાનામાં આવી શકે નહીં. લીંબુનું તેલ. (સિટ્રોનલ) ૧। તોલો, કપૂર (સ્પિરિટ કૅમ્ફર) ⅓ તો, દેવદાર તેલ ⅓ તો, અને સફેદ વેસેલાઇન મિશ્રણ કરી શરીરે માલીશ કરવાથી મચ્છરોથી શરીરનું રક્ષણ થાય છે. આ વિધિને Repellents પ્રત્યાપસ્તરક કહે છે.

માલીશ કરવા માટે. બીજું તેલ-લીંબુનુ તેલ ૧⅓ ભાગ, વેસેલાઇન સફેદ ભાગ, કાર્બોનિક એસિડ ૧% સરસીયાનું તેલ. આ કોઇ પણ વસ્તુનો ઉપયોગ કરવો આજકાલ ડાયમેથિલ ફ્થાલેટ (Dimethy phthalate)નો ઉપયોગ પ્રવાહી અથવા મલાઇ (ક્રીમ)ના રૂપમાં થાય છે. વિજળીના પંખા, અથવા હાથના પંખાથી મચ્છરોને દૂર કરવામાં આવે છે.

(૫) મચ્છરનો ત્રાસ નિવારણ કરવા જાલીદાર પંખા, પાંજરાં, જંતુનાશક દવાના ફુવારા (Sprays) ધૂપ વગેરેનો ઉપયોગ કરવામાં આવે છે. નગરપાલિકા તરફથી ગામમાં દરેક ઘેર ફુવારા વડે માટીનું તેલ. જે (ડી. ડી. ટી.) પાયરેથ્રમ અને ઇપડીયન (Gammexane) મેળવવામાં આવે છે. આ ફૂવારો અઠવાડીયામાં એથી ત્રણ વાર મલેરિયાની મોસમમાં છાંટવા માટે પ્રબંધ કરવો જોઇએ. આ ડી. ડી. ટી. ઉપયોગી દવા નીવડી છે. અને ઘણાં દિવસ મચ્છર તેમ જ રોગ ફેલવનારા બીજા જંતુ પણ તેનાથી નાશ પામે છે. તેથી તેનો અવિશિષ્ટ પ્રભાવ (Resipualeffect) કહે છે. આ દવાનો પ્રયોગ વિમાનો દ્વારા સૈનિકોના રક્ષણ માટે પણ કરવામાં આવે છે. ડી. ડી. ટી. મકાનમાં તેમ જ ફળિયામાં પણ છાંટવું જોઇએ. જ્યાં ઘણાં વૃક્ષોનો સમૂહ હોય ત્યાં ગામથી ૧ માઇલ દૂરના ભાગમાં ગંધકનો ધૂમાડો કરાવવો-તેલ-કેરોસિન તેલ અથવા ઇન્ધન તેલ (Eueloil) તેનો ઉપયોગ કરી શકાય છે. હાલમાં વિષમજ્વર (મલેરીયા) માટે Malariol નામથી એક તેલની બનાવટ આવે છે. ખરાબ પાણીમાં આ તેલ નાખીને અથવા તે તેલમાં કપડુ ભીંજવી જે સ્થળે મચ્છરની ઇયળો હોય ત્યાં નાખવાથી પાણીમાં રહેલી મચ્છરની ઇયળો નાશ થાય છે. આ દવા પીવાના પાણી માટે ઉપયોગી નથી. પણ ખરાબ પાણી જ્યાં ખાડામાં ભરાયાં હોય ત્યાં ઉપયોગી છે.

(अ) પૈરીસ ગ્રીન (Paris green) આ દવા તામ્ર અને સોમલનાં સંયોગથી બને છે. (Copper aceto-arsenite) એનોફેલીન મચ્છરની ઇયલો માટે આ દવા અત્યન્ત વિષપૂર્ણ છે. પાણીને ખરાબ કરતી નથી. અને માછલીઓનો પણ નાશ કરતી નથી. પાણી પર સરલતાથી છાંટી શકાય છે. અને દવા ઘણીજ સસ્તી પણ છે. માત્ર તેમાં એકજ દોષ છે કે તે દવા ક્યુલેક્સ્ ઇયળોનો નાશ કરી શકતી નથી તથા એનોફેલીસ-કીટાણુની ઇયળોની અવસ્થા હોય તો તેના પર કામ કરે છે પણ બીજી અવસ્થા પર કામ કરતી નથી. આ દવાનો ઉપયોગ કરવા પૂર્વે-તેને ફ્રેંચ ચોક, ચીની માટી જેવા પદાર્થો સાથે મિશ્રણ કરવું આ દવા મિશ્રણ કરવા માટે એક વિશેષ સાધન (Apparatus) દ્વારા કરવું.

**ડી. ડી. ટી. (D. D. T.)** આ દ્રવ્ય મચ્છરના કીટાણુ અને ઇયળનો પણ નાશ કરે છે. તેનો ઉપયોગ તેલનો ઘોલ બનાવીને થાય છે. આ દવા જરા વધારે થાય તો તેનાથી માછલીઓ મરી જાય છે. આ દવાનું સાચુ શાસ્ત્રીય નામ, ડાઇક્લોરો, ડાઇપેનિલ, અને ટ્રાઇક્લોરોથેન-Diehloro, Dipenyl, Trichlorothane છે. આ દવા શ્વેત ઘન કણરૂપમાં મળે છે. આ દવા ક્લોરોફાર્મ, બેંઝીન (Benzene) તથા કેરોસિન તેલમાં ઘૂલન શીલ થાય છે. આ દવા મચ્છર નાશક છે. માકડ-જું વગેરેનો નાશ કરે છે.

ઇયળનાશક (Larvicipal) માછલી; ખજરા, (Anabasscanpens) પીફૂ (Haplochilus lincatus) તથા અન્ય માછલીઓ, મચ્છરોની ઇયળો પર પોતાનો નિર્વાહ કરે છે. અમેરિકામાં મશકાન્તક પ્રજાતિની મછલીઓનો વિશેષ ઉપયોગ કરે છે. પણ તેમાં કેટલીક તકલીફ છે તે એ જ કે તે માછલીમાં વધારે સંખ્યામાં હોય તોજ તે ઇયળોનો નાશ કરી શકે છે. જળાશયમાં બીજા ઘાસફુસ પાણી પરતરનારા કોઇપણ ખાસ દ્રવ્ય ન હોય તોજ તે માછલીઓ ઇયળનું ભક્ષણ કરે છે. જો આ માછલીથી મોટી માછલીઓ પાણીમાં હોય તો આ નાની માછલીયોને તે ખાંઇ જાય છે. **મલેરિયાના કીટાણુ નાશક ઔષધો** શરીરમાં રહેલા મૈથુની કીટાણુઓ તથા અન્ય કીટાણુનો નાશ કરે છે. વિશેષત: બાલકો (૧૦ વર્ષ સુધીની વયનાં) ને કીટાણુ વધારે પીડા કરે છે.

અહિં આપેલા કોષ્ટકમાં મલેરિયા નાશક જૂદી જૂદી કંપનીઓની ટીકડીઓ આજે મલી શકે છે. તેમાં પણ વિશેષત: પેલ્યુડ્રીનનો ઉપયોગ કરવાની સલાહ ડૉ. વિશેષ આપે છે. છતાં દેશ, કાલ, રોગીની સ્થિતિ સંયોગને નજર સામે રાખી સારા વિદ્વાન ડૉક્ટરની સલાહ સૂચના પ્રમાણે દવાઓ વાપરવી. ખાન-પાન માટે જે સૂચનાઓ આપે તેમાં સંપૂર્ણ ધ્યાન આપવું.

મલેરિયા ઉપરના જંતુ છે કે કેમ તે માટે ડૉ. લેબોરેટરીમાં લોહી તપાસે છે. પરંતુ બ્લડ-લોહી લેવા આવેલ માણસને લોહી લેવાની તાલીમ કે શિક્ષણ મલ્યું હોય છે કે કેમ તે પ્રશ્ન છે.

(વધુ આવતા અંકે)

Regd. No. G/374

# મહર્ષિ દયાનંદની જન્મભૂમિ

## આર્યસમાજ જીવાપુર (ટંકારા)ના સ્થાપના ઉત્સવ પ્રસંગે

## પૂજ્ય પંડિત હીરાલાલ મણિશંકર રાવલનું ભાષણ

લાખ્ખો વંદન હો! આ પરમ પાવન પુણ્ય ભૂમિને, પવિત્ર જીવાપુર ગામને તથા ગામવાસીઓને જ્યાં વિશ્વવંદ્ય મુળશંકર (મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતી જન્મ્યા, ખેલ્યા, કુદ્યા, વિદ્યાભ્યાસ કર્યો અને મહાશિવરાત્રીના પવિત્ર દિવસે અપવાસ કર્યો. જાગરણ કરતાં કરતાં ઘોર અંધિયારી રાત્રીએ અસતમાંથી પરમ સત્ય લાધ્યું અને અને હૃદયમાં જ્ઞાનદીપ પ્રગટ્યો. પ્રકાશ મળતાં જ, ભૌકત્તિક સુખોનો ત્યાગ કરી મોહ, માયા મમતાની જાળ ફગાવી દઇને આત્મકલ્યાણ તથા વિશ્વ-કલ્યાણ માટે ભેખ ધર્યો, વનેવન ભટકી અનેક યાતના સહી, તપ તપી-યોગ સાધી બલિષ્ઠ સુદૃઢ-સ્વસ્થ અવયવ સાથે આત્મિક અને માનસિક બળ મેળવી મથુરામાં ગુરુના શરણે આવ્યા. પ્રજ્ઞાચક્ષુ પૂજ્ય સ્વામી વીરજાનંદજીના ચરણોમાં વેદાભ્યાસ કર્યો, સત્ય જ્ઞાન સંપાદન કર્યું. વિશ્વમાં વૈદિક ઝંડો ફરકાવવા પ્રતિજ્ઞા કરી. ગુરુ દક્ષિણામાં હૃદયની ધગશ અને લાગણી ગુરુ આગળ વ્યક્ત કરવા લવીંગ ચરણોમાં ભેંટ મૂકયાં. ગુરુ ખૂબ પ્રસન્ન થયા. તારો જય થાવ એવા આશીર્વાદ લઈ પ્રચાર ક્ષેત્રમાં યાહોમ કરી ઝંપલાવ્યા-હનુમાનજીની માફક અખંડ બ્રહ્મચર્ય વ્રત ધારણ કરી મહાવીર બન્યા, બ્રહ્મતેજ પ્રગટાવ્યું, આદર્શ આર્ય બન્યા. અને ઘોષણા કરી કે વૃહત જાતવેદા: સાર આત્મસમર્પણ કરતાં પાછી પાની નહિ કરું.

"જીન્દા હૈં અગર આર્ય,
  દુન્યાકો હિલા દેંગે,
પશ્ચિમકા સીરા લેકર,
  પુરબસે મિલા દેંગે;
હમે દેખના હૈ કોઈ,
  અબ કૈસા દગા દેંગે,
હમ બહતે હુએ પાનીમેં
  આગ લગા દેંગે."

આવા વિરાટ રૂદ્ર રૂપે ગામે ગામ-શહેરે શહેર ફરી, પ્રાણુની પરવા કર્યા વગર માન અપમાન સહેતા સહેતા વજ્રની માફક અડગ રહી વૈદિક ધર્મનો પ્રચાર કરતા કરતા હિંમત અને ધૈર્યથી અજ્ઞાન અંધકારનાં ઘોર કાળાં વાદળાં ચીરી, ભાનુભાસ્કર વેદભગવાનનાં આપણને દર્શન કરાવી પાવન કર્યા, સતપંથે ચઢાવ્યા, અમારામાં નવું જોમ પ્રગટાવ્યું. વસુધૈવ કુટુંબકમની ભાવના જાગ્રત થતાં રોમરોમમાંથી ધર્મ માટે અમારા સર્વાંગમાંથી ધ્વની ઊઠવા લાગ્યા.

"ધર્મ વૈદિક હૈ હમારા,
  આર્ય પ્યારા નામ હૈ,
વિશ્વભરકો આર્ય કરના
  યે હમારા કામ હૈ"

અમારા મૃતક જીવને અમૃત બનાવનાર, નવચેતન પ્રગટાવનાર, વેદધર્મ, આર્ય સંસ્કૃતિ, સનાતન ધર્મ અને વેદોનો ઉદ્ધારક એવા મહર્ષિ સ્વામી દયાનંદને કરોડો કરોડો વંદન હો!

સેંકડો વર્ષોથી ભારત વર્ષ ઉપર પથરાએલા અંધકાર પછેડાની ઓથે જનતાને ખોટે માર્ગે દોરી જતી પોપલીલાઓ જે અત્યાચાર, વ્યભિચાર અને ભ્રષ્ટાચારથી ફુલી ફાલી હતી તેનો ભાંડો ફોડનાર ખોટા ખોટા કુરૂઢી, વ્હેમો અને અંધશ્રદ્ધાને મટાવનાર, વટાળ પ્રવૃત્તિને માટીમાં મિલાવનાર, વામપંથ નાસ્તિકતાની પ્રવૃત્તિ અટકાવનાર, અછુતોદ્ધારક નાત જાત પાંતિને નાબૂદ કરનાર, વિધવા, અનાથો અછુતોનો ઉદ્ધાર કરનાર, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ.

અનાથાશ્રમો, વિધવાશ્રમોના સ્થાપનાર સત્ય વૈદિકધર્મ પ્રચાર માટે ગામેગામ આર્યસમાજ ઉઘડાવનાર, કન્યા ગુરૂકુળો, કન્યા વિદ્યાલયો સ્થાપી કન્યાઓને આદર્શ સન્નારી અને ગૃહિણી બનાવનાર, સ્ત્રી ઉદ્ધારક, વૈદિક જ્ઞાન માટે ઋષિકુળો, ગુરુકુળો સ્થાપી-બાળકોને સાચા નાગરિક અને આર્ય ઘડનાર, બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસીના સાચા ધર્મ સમજાવનાર, સામાજિક-ધાર્મિક-વહેવારિક જીવન માટે સુરાજ્ય અને ધનની વૃદ્ધિ માટે અમૃતમયી પ્રેરણા પાનાર, સન્માર્ગ પથ પ્રદર્શક મહર્ષિ સ્વામી દયાનંદનો જય હો જય હો. આવી વિશ્વવંદ્ય વિભૂતિને કરોડો કરોડો પ્રણામ હો!

જીવાપુર ગામના વતની પૂજ્ય માતાઓ, બહેનો અને પ્યારા ભાઇઓ, મહર્ષિ સ્વામી દયાનંદની જન્મભૂમિમાં વસનાર, પુણ્યાત્માઓ તમે અમારા તીર્થરૂપ છો. આખા વિશ્વમાં સ્વામીજીએ તમારી નામના અમર કરી છે. તમને ધન્ય છે! તમને પ્રણામ છે.

પરમ પૂજ્ય સ્વામીજીએ આપણા બધાનો કેવી રીતે ઉદ્ધાર કરી આપણા ઉપર મહાન ઉપકાર કર્યો છે, તેને જરા જુઓ. અનેક વર્ષોથી અજ્ઞાન અંધકારમાં સબડતાં, ભેદભાવથી આપણે આપસ આપસમાં આપણા જ લૂંટારા બની ગયા હતા. ઘોર યાતનાઓ ભોગવી રહ્યા હતા, પળેપળનું આપણું જીવન વેડફાઈ જતું હતું. માનવ માનવનો ભક્ષક બન્યો હતો, એક બીજાથી માનવ ડરવા લાગ્યા, માનવ મટી પશુ થઈ ગયા! આપણે આપણું સર્વસ્વ લૂંટાવી ભીખારી બન્યા, ગુલામ બન્યા અને નરક જેવાં દુ:ખો ભોગવવા લાગ્યા. આપણે ભાઈચારો ખોયો, પ્રેમ ખોયો, સંગઠન ખોઈ બેઠા, શક્તિ ગઈ, લક્ષ્મી ગઈ, ધર્મ-બળ-બુદ્ધિ ખોઈ સ્વાર્થમાં ને સ્વાર્થમાં.

જેમકે—સ્વાર્થકી જહાં ગંધ હૈ
  દારિદ્ર કરે નિવાસ,
કંગાલીઆ બસત હૈ
  અક્કલ ખુરોંકે પાસ.

એવા આપણે નિર્માલ્ય બની ગયા હતા-ત્રિવિધ તાપે બળી ત્રાહિ ત્રાહિ પોકારવા લાગ્યા. વાલ્મિક ઋષિ પહેલાં લૂંટારા હતા. નારદજીનો સત્સંગ થવાથી અંતર ચિત્તના ચમત્કારે ચોર અને લૂંટારા મટી વાલ્મિક ભક્ત બન્યા. એવા ભક્ત બન્યા કે રામાયણના પ્રણેતા બની વિશ્વમાં નામના કરી, કીર્તિ પામી મર્યા છતાં અમર થઈ ગયા. આપણાં અહો ભાગ્ય! આપણા આવા લૂંટારુ જીવનમાં પલટો લાવનાર આપણી માનસિક શુદ્ધિ કરનાર, સત્યપ્રિય જીવન ઘડનાર, આત્મિક નિર્ભયતા કરનાર, 'અસતો મા સદ્‌ગમય,' 'તમસો મા જ્યોતિર્ગમય,' 'મૃત્યોર્માઅમૃતં ગમય' અર્થાત્ અસતમાંથી સત્ય તરફ દોરનાર, અંધકારમાંથી પ્રકાશમાં લાવનાર અને મૃતક અવસ્થામાંથી અમૃત બનાવનાર ભગવાન ભાસ્કરનો પૂર્વ દિશામાં ઉદય થયો. પૃથ્વીપર ચારો તરફ તેજ પથરાવા લાગ્યાં. રતુંબડાં કિરણો આપણા ઉપર પડયાં, આપણે સભાન બન્યા. એ સૂર્ય ભગવાન મહર્ષિ સ્વામી દયાનંદનો ઉદય થયો. શનૈ: શનૈ: આપણામાં અજવાળા ઉતાર્યા-આપણે ધન્ય થયા-આપણે લૂંટારા મટી પરસ્પરના સેવાભાવી ભક્ત બન્યા, પ્રકાશ પડતાં જ આપણે આનંદ કલ્લોલ કરવા લાગ્યા.

આપણાં જીવન અમૃત બન્યાં. આપણી માનવ વાડી બધી રીતે લીલીછમ બની રહી વસંત બહાર સોળે કળાએ ખીલી ઉઠી. એવી ખીલી એવી ખીલી જ્યાં નજર પડે ત્યાં જોતાં આપણને આનંદ થાય છે કે, સ્વામીજીએ વાવેલી વૈદિક ફુલવાડીમાં (ક્ષેત્રમાં) 'લ્હેરાતી હૈ ખેતી દયાનંદકી' સંસારના પરમ સુંદર તત્ત્વ પ્રેમનાં આપણને વિરાટ દર્શન થયાં જ્યાં સમગ્ર ઐશ્વર્ય, સમગ્ર તેજ, સમગ્ર ધર્મનું ઐક્ય થાય, શ્રી-મહાશક્તિ પ્રગટ થાય ત્યાં વિરાટ જાગે, સદા મંગલ મંગલ થાય.

આ ભૂમિનાં પવિત્ર રજકણો

(જુઓ પાન ૬)

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૬ માલિકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

श्री आचार्यजी, गुरुकुल कांगडी
जि. सहारनपुर, (उ. प्र.)

રજી. નં. G/374

॥ ओ३म् ॥




મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ અષાઢ સુદ ૧૨ને શનિવાર તારીખ ૧૦—૭—૧૯૬૫ [ અંક ૧૫મો

# आर्यसमाज स्थापना शताब्दी महोत्सवको तैयारियां

## अराष्ट्रीय ईसाई प्रचार तथा अवैदिक मतमतान्तरोका प्रतिकार करनेके लिये संगठित अभियान

### सार्वदेशिक आर्यप्रतिनिधि सभाका वार्षिक अधिवेशन कानपुर, जुलाई, ३, १९६५

सार्वदेशिक आर्य प्रतिनिधि सभा का वार्षिक अधिवेशन २ और ३ जुलाई, ६५ को श्रीयुत शेठ प्रतापसिंह शूरजी वल्लभदास की अध्यक्षता में कानपुर के डी. ए–वी. कालेज भवन में सम्पन्न हुआ। २ की रात्रि को अन्तरंग बैठक हुई :और ३ जुलाई को साधारण अधिवेशन हुआ। उत्तर प्रदेश, मध्यभारत, बम्बई, हैदरावाद, विहार, बंगाल, राजस्थान; मारीशस, मद्रास, आदि देश और विदेश के प्रतिनिधियोंने वहु संख्या में भाग लिया।



सार्वदेशिक सभाके प्रधान
शेठश्री प्रतापसिंहजी शूरजी वल्लभदास

पिहले वर्ष का कार्य विवरण हिसाब के लेखे के साथ स्वीकृत हुआ और आगामी वर्ष के लिये ३८८०००) का बजट पास किया गया। अगले वर्ष के लिये पदाधिकारियों एवं अन्तरंग सदस्यों के निर्वाचन के अतिरिक्त कार्य संचालन के लिये विविध उपसमितियां निर्मित की गई :—

अधिकारियों का चुनाव इस प्रकार हुआ

| | | | |
|---|---|---|---|
| प्रधान: | | | श्रीयुत शेठ प्रतापसिंह शूरजी वल्लभदास, |
| उपप्रधान, | १. | श्रीयुत | पं. प्रकाश वीरजी शास्त्री, ससत्सदस्य |
| | २. | ,, | डॉ. डी. रामजी, पटना |
| | ३. | ,, | पं. नरेन्द्रजी, हैदरावाद ( आन्ध्र ) |
| मन्त्री. | | ,, | ला. रामगोपालजी शालवाले |
| उपमन्त्री | १. | ,, | पं. रामनारायणजी शास्त्री |
| | २. | ,, | वेणीभाईजी आर्य |
| | ३. | ,, | पं. धर्मजितजी जिज्ञासु, मद्रास |
| कोषाध्यक्ष | | | श्रीयुत वालमुकुन्दजी आहुजा, दहेली |
| पुस्तकाध्यक्ष | | ,, | पं. वाचस्पतिजी शास्त्री |

इसके अतिरिक्त १७ अन्तरंग सदस्य निर्वाचित हुए :—

अन्तरंग सदस्य

| | | | |
|---|---|---|---|
| १ | | श्रीमती शकुन्तलादेवीजी गोयल | जनरल से |
| २ | श्री. | सोमनाथजी मरवाह एडवोकेट दिल्ली | जनरल से |
| ३ | ,, | पं. विद्याधर शर्मा कानपुर | जनरल से |
| ४ | ,, | घनश्यामसिंहजी गुप्त दुर्ग–म. प्र. | जनरल से |
| ५ | ,, | महात्मा आनन्द स्वामीजी | ( तिष्ठितों से ) |
| ६ | ,, | पं. वासदेवजी शर्मा पटना | ( विहार सभा से ) |
| ७ | ,, | वीलरेड्डीजी हैदरावाद | ( मध्य पश्चिम सभा से ) |
| [illegible] | ,, | हरगोविन्द धरमसी कांचवाला बम्बई | ( मुम्बई सभा से ) |
| [illegible] | ,, | छोटूसिंहजी एडवोकेट अलवर | ( राजस्थान सभा से ) |
| १० | ,, | डॉ. महावीरसिंहजी लश्कर | ( मध्य भारत सभा से ) |
| ११ | ,, | मिहिरचन्दजी धीमान कलकत्ता | ( बंगाल सभा से ) |
| १२ | ,, | स्वामी दिव्यानन्दजी सरस्वती | ( मध्य प्रदेश ) |
| १३ | ,, | ला. चतुरसेनजी शामली ( उ. प्र. ) | ( आजीवन सदस्यों से ) |
| १४ | ,, | विष्णुदेव मेघराजजी साधु आश्रम ( अलीगढ़ ) | ( मौरीशस सभा से ) |
| १५ | ,, | महेन्द्रपालजी बम्बई | ( ईस्ट अफ्रिका सभा से ) |
| १६ | ,, | प्रो. महेन्द्रप्रतापजी शास्त्री गु. कु. हाथरस ( उ. प्र. ) | उत्तर प्रदेश |
| १७ | ,, | चंद्रदत्तजी लखनऊ | उत्तर प्रदेश |

१९७५ में आर्यसमाज स्थापना शताब्दी मनाई जायगी/सभाने इस शताब्दी के कार्यक्रम की स्थूल योजना बनाई है जिसके अन्तर्गत आर्यों की संख्या वृद्धि का यत्न किया जायेगा, आर्य विद्वानों के अप्राप्य श्रेष्ठ साहित्य के पुनर्मुद्रण की व्यवस्था की जायेगी और वर्तमान आवश्यकताओं को दृष्टि में रखकर विविध भाषाओं में भी साहित्य प्रकाशित किया जायेगा। ९ वर्षों के भीतर विविध प्रान्तों में प्रतिवर्ष आर्य महासम्मेलनों की आयोजन किया जायेगा। सुयोग्य उपदेशकों के प्रशिक्षण के लिये कई उपदेशक विद्यालय खोलें जायेगें। शताब्दी महोत्सव के कार्य संचालन के लिये सार्वदेशिक सभा के प्रबन्ध में १ समिति नियुक्त की जायेगी, जिसमें प्रान्तीय सभाओ का पर्याप्त प्रतिनिधित्व होगा। श्रेष्ठ आजीवन सेवकों की प्राप्ति के लिये सभा के आधीन दयानन्द सेवा संघ स्थापित करने का निश्चय हुआ।

( જુઓ પાન ૪ )

# કેનોપનિષદ્

લેખક : પંડિત મયાશંકર શર્મા

આ સામવેદીય કેન-ઉપનિષદ બહુ નાનું છે અને એ ગુરુશિષ્યના સંવાદના રૂપમાં ઉપદેશવામાં આવ્યું છે. વિષયને સરળ બનાવવો એ સંવાદનું પ્રયોજન છે. બ્રહ્મનું સ્વરૂપ કેવું છે? એના ગુણધર્મો કેવા છે? એમાં કેવી કેવી શક્તિઓ રહેલી છે? ઉપાસક એને કેવી રીતે મેળવી શકે? વગેરે સમજાવવું એ દરેક ઉપનિષદનો હેતુ હોય છે. છતાં ઋષિની વિષયને પ્રતિપાદન કરવાની રીત જુદી જુદી હોય છે. આ ઉપનિષદ પ્રશ્નાર્થક 'કિમ્' સર્વનામના ત્રીજી વિભાક્તના રૂપથી શરૂ થાય છે અને મંત્રનો પ્રસ્તાવ આ પ્રમાણે છે.

ओ३म् केनेषितं पतति प्रेषित मनः ? केन प्राणः प्रथमः प्रैति युक्तः ? केन वाचमिमां वदन्ति ! चक्षुः श्रोत्रं क उ देवो युनक्ति ॥१॥

શબ્દાર્થ : ( इषितम् ) ઇષ્ટ અથવા અનિષ્ટ સારા અથવા ખરાબ વિષય તરફ (मनः) મન (केन) કોનાવડે (प्रेषितम्) પ્રેરણા પામેલું (पतति) જાય છે?

( केन ) કોનાવડે ( युक्तः ) પ્રેરણા પામેલો ( प्रथम : ) મુખ્ય ( प्राण ) ( प्रैति ) શરીરમાં કામ કરે છે. ( केन ) કોના વડે ( इमाम् ) આ આઠ સ્થાનોમાં રહેલી ( वाचम् ) પ્રેરણા પામેલી વાણીને ( वदन्ति ) માણસો બોલે છે, ( चक्षुः श्रोतम् ) આંખ અને કાનને પોતપોતાના વિષયમાં ( कउ देवो युनक्ति ) કયો દેવ નિયુક્ત કરે છે!

આ મંત્રમાં શિષ્યે આચાર્યને ચાર પ્રશ્નો પૂછ્યા છે. માણસ વિચાર કરનાર અને કંઈને કંઇ શોધક બુદ્ધિ ધરાવનાર પ્રાણી છે. વૈજ્ઞાનિકોએ હેરત પમાડે એવી શોધો શું નથી કરી? વિજ્ઞાન અને બ્રહ્મવિદ્યાના વિષયમાં ફેર છે, તે એ કે, વિજ્ઞાનનો વિષય ઇંદ્રિયો સાથે સંબંધ પામે છે, જ્યારે બ્રહ્મવિદ્યાનો વિષય ઇંદ્રિયોથી પકડાતો નથી, આ કારણને લીધે બ્રહ્મ જાણવા માટે ગહન છે. વિજ્ઞાનવેત્તાઓ પણ આટલા જ માટે બ્રહ્મની=આત્માની ઉપેક્ષા કરે છે.

આમ છતાં અધ્યાત્મ-વિદ્યાના પક્ષમાં યોગ એ એક અદ્ભુત ઉપાય છે. શિષ્ય ધારત તો યોગના બળે ઉપરના પ્રશ્નોનો ઉત્તર મેળવી શકત. નિત્ય મનન પણ અમોઘ શક્તિ છે. તર્ક પણ અનુમાનને મદદ કરવામાં પ્રબળ સાધન છે. આમ હોવા છતાં શિષ્યે બ્રહ્મનિષ્ઠ આચાર્ય પાસે જવું જ યોગ્ય ધાર્યું. नैषा तर्केण मति रापनेया । તર્ક અનુમાનોનો જ આશ્રય લેવાથી બ્રહ્મનું જ્ઞાન મળી શકતું નથી. એને માટે તો ખૂબ વિનયી બની અનન્યશ્રદ્ધા રાખી આચાર્યને જ શરણે જવું રહ્યું. आचार्यवान् पुरुष वेद જેને સદાચારી, પરોપકારી, બ્રહ્મનિષ્ઠ આચાર્ય મળ્યા છે તે જ પ્રેરણા આપનાર બ્રહ્મને જાણી શકે છે. શ્રીકૃષ્ણ ભગવાન્ પણ આત્માને જાણવા માટે બ્રહ્મનિષ્ઠ ગુરુ પાસે જવાનું કહે છે. तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया । બ્રહ્મને જાણવા માટે ગુરુને પ્રમાણ કરો, એને પ્રશ્નો પૂછો એની સેવા કરો એટલે તમને એ જરૂર ઉત્તર આપશે.

આજકાલના લોકો અભિમાન કરી તર્કને રવાડે ચડી નાસ્તિક બને છે. પૂજ્ય અને અપૂજ્યનો વિચાર કરતા નથી. અહંકારમાં પડી વિવેકને ગુમાવી રહ્યા છે.

મનમાં પ્રશ્નો ઊભા થાય છે એ મનનનું ફળ છે. શોધક બુદ્ધિ ધરાવનાર શિષ્ય જગત ઉપર નજર કરે છે. મનન કરે છે. પ્રકૃત શિષ્યને એમ સમજાય છે કે મન, પ્રાણ, વાણી, આંખ, કાન વગેરે જડ અર્થો છે, જડમાં સ્વયંપ્રેરણા સ્ફુરતી નથી. કલાકના સાઠ માઇલ દોડતી ગાડી સ્ટેશનમાં ઊભી છે, એનાં બધાં યંત્રો બરાબર છે. છતાં એ કેમ દોડતી નથી? જ્યાં સુધી ડ્રાઇવર એંજિનમાં બેસી યોગ્ય કળ નહિ દબાવે ત્યાં સુધી તે સ્ટેશનમાં પડી જ રહેવાની છે. ડ્રાઇવર ચેતન છે તે ચલાવે તો જ ગાડી ચાલે છે. ચેતન જડને ગતિ આપે છે એવા સેંકડો દાખલા શિષ્યો જોતા હશે એટલે જ તે આચાર્યને પૂછે છે કે મન જડ છે એને સંકલ્પ વિકલ્પ કરવાની શક્તિ કોણે આપી? ઇષ્ટ અને અનિષ્ટ વિષય તરફ જવાની ગતિ એને કોણે આપી? માતાના ગર્ભ સાથે સૌથી પહેલાં પ્રાણ જોડાય છે અને પછી ઇંદ્રિયો જોડાય છે. પ્રાણ શરીરમાં સતત કાર્ય કરે છે એ કદિ પણ વિરામ લેતો નથી. આ જડ પ્રાણને શરીરનું રક્ષણ કરવાની પ્રેરણા કોણે કરી? કોણે એનામાં ગતિ મૂકી?

'अग्निर्वाग्भूत्वा मुखं प्राविशत्' અગ્નિ તત્ત્વ વાણીરૂપ ધારણ કરી મુખમાં પ્રવેશ્યું અને એ છાતી, કંઠ, મૂર્ધા, જીભનું મૂળ, દાંત, નાક, ઓષ્ઠ અને તાલુ આ આઠ સ્થાનમાં સ્થિર થઇ જુદા જુદા વર્ણોને ઉચ્ચારે છે, માણસ પણ એ વર્ણમયી વાણીને ઉચ્ચારે છે, આ પ્રેરણા વાણીને કોણે આપી?

આંખને રૂપ તરફ જ જવાની પ્રેરણા કોણ આપે છે?

શ્રવણેન્દ્રિય અર્થાત્ કાનને શબ્દ સાંભળવાની પ્રેરણા શક્તિ કોણે આપી?

પાંચભૂતોથી બનેલા સંઘાતરૂપ શરીરને તો પ્રેરણા આપવાની શક્તિ નથી. કારણ કે શરીર પોતે જડ છે, પરાર્થ છે ( બીજાને માટે છે ) અને પોતાને જ કોઇ બીજા તરફથી પ્રેરણા મળે ત્યારે ગતિવાળું થાય છે.

આ પ્રેરણા આપનાર કોઇ દેવ છે. દેવ સિવાય બીજામાં પ્રકાશ આપવાની શક્તિ નથી. મન અને ઇંદ્રિયોથી જ જ્ઞાન રૂપ પ્રકાશ મળે છે.

જીવાત્મામાં ઇંદ્રિયોને પ્રેરણા આપવાની શક્તિ નથી, જો એ શક્તિ જીવાત્મામાં હોત તો દુનિયામાં કોઇ આંધળું ન બનત, કોઈ મૂઢ ન બનત, કોઇ બહેરું ન બનત અને કોઇ મૂંગું પણ ન બનત. હે આચાર્ય દેવ હું આપને શરણે આવ્યો છું, આપ બ્રહ્મનિષ્ઠ છો, તો મને આ વસ્તુ સમજાવો.

આધુનિક નાસ્તિક ચેતન સંસાર પોતાને સર્વ પ્રેરણાદાનનું મૂળ સમજે છે એ તો માત્ર એમની બાલિશતા છે, ખોટું અભિમાન છે.

હા, લોહચુંબક લોઢાને ખેંચે છે પણ એ શક્તિ એનામાં કોણે મૂકી છે? વળી એ લોઢાને ખેંચે છે અને બીજાને કેમ ખેંચતું નથી? કલકત્તાની દુકાનમાં પડેલું ચુંબક મુંબઇની દુકાનમાં પડેલા લોઢાને કેમ ખેંચતું નથી? ચુંબક અને લોઢાને અમુક અન્તર હોય તો જ ચુંબક લોઢાને ખેંચે છે આ નિયમ કોણે ઘડ્યો?

સાધન માત્ર સાધ્યને માટે હોય છે. અને તે સ્વયં સાધ્યને સિદ્ધ નથી કરતું. છરી એક સાધન છે, છોલવા રૂપ સાધ્યને સિદ્ધ કરવા તેને કોઇ ચેતન પ્રેરણા આપે છે. ગમે તેટલી છરી તીક્ષ્ણ હોય પણ તે આપોઆપ શાક સુધારવા મંડી પડતી નથી. કોઇ ચેતન કર્તા તેને ચલાવે ત્યારે જ તે ચાલે છે. ઇંદ્રિયો પણ સાધન છે એને પ્રેરણા કોણ આપે છે?

ઇંદ્રિયો જીવાત્માને અતીન્દ્રિય છે. જે વસ્તુ જેને પ્રત્યક્ષ નથી તેમાં તે પ્રેરણા ન મૂકી શકે એ તો સર્વ કોઇ જાણે છે માટે પ્રેરણા આપનાર કોણ છે? એ સમજાવો.

ક્રમશઃ




તંત્રીસ્થાનેથી

## ચિરસ્મરણીય ધ્રુવાનંદજી

કાલિન્દીના કાંઠે તપોમૂર્તિ સર્વદાનંદજીના ચરણે બેસીને બાળક ધૂરેન્દ્રે ધ્રુવાનંદ સુધીની પ્રગતિના સોપાન ચઢી આર્ય સમાજના સમસ્ત કાર્યની આવા વિષમ કાળે ધૂરા વહન કરી હૈદ્રાબાદ સત્યાગ્રહ, સિંધ સત્યાર્થપ્રકાશ સત્યાગ્રહ તથા પૂર્વ પાકીસ્થાનની ત્રસ્ત હિન્દુ જનતાના સંરક્ષણ કાર્યમાં વિજયસિદ્ધિ કરી અંતિમ શ્વાસ સુધી આર્યસમાજની યજ્ઞ-વેદિમાં સ્વજીવનને સમિધા બનાવી આત્મ વિસર્જન કર્યું. સ્વામીજીનું જીવન સહસ્ત્રશઃ ધન્યવાદને પાત્ર હતું. તેથી જ આર્યજનતા પોતાના અમર નેતાના અવસાનથી અનાથપણું અનુભવી રહી છે.

"આર્યાવર્ત"નું સ્વપ્ન સાકાર કરવા પ્રયત્ન કરનાર આર્યસેવકો અને આર્યનેતાઓ છેલ્લા થોડાક સમયથી મોતના ખપ્પરમાં એક પછી એક હોમાતા ગયા છે. એમાં સ્વામી ધ્રુવાનંદજીનું શોકજનક અવસાન દેશને, સમાજને અને ધર્મ-કાર્યને ભારે ફટકા સમાન છે. આર્ય સંગઠનને સુદૃઢ અને સબળ કરવા મથનાર પીઢ આર્ય નેતાઓની પરંપરાનો ધ્રૂવતારક અસ્ત પામ્યો છે. અમે એમના અવસાનથી અનુભવી-એ છીએ કે સ્વામી સર્વદાનંદજીની ધર્મભાવના અને સ્વામી શ્રદ્ધાનંદજીની કાર્યનિષ્ઠાના વારસદારનું અવસાન આર્યજગતને માટે ખરેખર અસહ્ય છે.

આજે આર્યસમાજની અગ્નિ પરીક્ષાનો કાળ છે. એવા વિષમ સમયે આંતરિક નિર્બળતાઓને નિર્મૂળ કરી શકે અને બાહ્ય આક્રમણો સામે ટક્કર ઝીલી-ઝીલાવી શકે એવા કુશળ અને કુનેહબાજ કર્ણધાર ધ્રુવાનંદજીનું અવસાન દેશને અને દ્વીપ દ્વીપાન્તરમાંના સાંસ્કૃતિક ઉત્થાન કાર્યમાં મચી રહેનારા-ઓને એક વાર તો હતાશામાં ગરકાવ કરી દેશે. સાર્વદેશિકના પ્રધાન શ્રી પ્રતાપભાઈથી માંડીને અદનામાં અદના આર્ય કાર્યકરને ધ્રુવાનંદજીના શોકજનક અવસાનથી પિતૃવાત્સલ્યની છત્રછાયા ગુમાવી બેઠાની અસહ્ય વેદના જરૂર થશે.

ત્યાગી, તપસ્વી, ધ્યેયનિષ્ઠ, આર્યશ્રેષ્ઠ, શ્રદ્ધેય સંન્યાસી ધ્રુવાનંદજી રાજયોગીની માફક જીવતાં છતાં હૃદયમાં આર્ય વૈશ્વાનરની જાજવલ્યમાન દયાનંદ-જ્યોત સતત જ્વલંત રાખીને સદાસર્વદા રાતદિવસ અખંડ કાર્યમસ્ત રહેતા હતા. એમની માનવી મહત્ત્વાકાંક્ષા દૈવી સ્વરૂપ ધારણ કરવા સતત પ્રયત્ન-શીલ રહેતી હતી. એમની સાધનાના કાંઠે વસીને અનેક શિષ્યોએ એમના હૃદયામૃતનું પાન કર્યું હતું. પરમ પ્રિય ગુરુદેવ દિવંગત થતાં આ શિષ્યો અન્યમનસ્ક થઈ જવાને બદલે એમના પરમ પવિત્ર ધ્યેયને સિદ્ધ કરવા પ્રયત્ન કરશે એવી અમે આશા રાખીએ છીએ. પરમાત્મા એ શિષ્ય મંડળને સ્વામી ધ્રુવાનંદજીની પરંપરા અખંડ રાખવાનું સામર્થ્ય આપે એવી અમે પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના કરીએ છીએ.

મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા અને તેના કાર્ય પ્રદેશની આર્યજનતા સ્વામી ધ્રુવાનંદજીની સવિશેષ ઋણી રહેશે. સ્વામીજીને ગુજરાત-કાઠિયાવાડ-મહારાષ્ટ્રની જનતા સારી રીતે ઓળખતી-માન આપતી ને ધન્યતા અનુભવતી. આંતરપ્રાંતીય એકતા અને જનસંપર્કથી "આર્ય સંગઠન"ને વધુ સફળ કરવા પ્રાંતે પ્રાંતે સાર્વદેશિકનું અધિવેશન ભરાતું થાય તે માટે મુંબઈ પ્રાંતમાં "પ્રતાપભાઈ-કાંતિભાઈ અને વેણીભાઇ"ની ત્રિપુટિએ પહેલું અધિવેશન ભરવાનું કાર્ય માથે લીધું હતું તે સફળ થાય તે માટે સ્વામી ધ્રુવાનંદજીએ તમામ સહાય આપી મુંબઇ પ્રદેશ પ્રતિનિધિની આર્ય જનતાને ઉત્સાહિત કરી હતી.

પ્રદેશ પ્રતિનિધિ અખંડ રહે અને વિભાગ વાર વહેંચાઇ ન જાય તે માટેના વેણીભાઇ, બળદેવભાઇ અને માધવેન્દ્ર શાસ્ત્રીના તમામ પ્રયાસોમાં સ્વામીજીએ સંપૂર્ણ મદદ કરી હતી.

રાજગુરુ ધુરેન્દ્ર શાસ્ત્રીએ ધ્રુવાનંદ બની આર્યજગતને "ધ્રુવતારક" તરીકે હરહંમેશ કાર્યદિશા દાખવી હતી.

પક્ષકારણ, જૂથવાદ, રાજકારણ વગેરેથી રાષ્ટ્ર ઉપર ઘેરાતા જતા આપત્તિના વાદળોમાં સર્વજનપ્રિય થવાનું ઘણું જ કપરું કાર્ય સ્વામીજીને માટે પણ ખરેખર મુશ્કેલ હતું. પરંતુ આર્ય-જગત જ્ઞાન, ચારિત્ર્ય, દર્શનની સિદ્ધિ માટે મથતી આર્ય સંસ્કૃતિના એક ચિર સ્મરણીય સાધક તરીકે સ્વામીજીને ખરેખર ભૂલી શકશે નહિ. પરમકૃપાળુ પરમાત્મા ધ્રુવાનંદજીના શોકજનક અવસાનનો અસહ્ય ઘા સહન કરવાની સૌને શક્તિ આપે અને ધ્રુવાનંદજી શ્રદ્ધાનંદજી તરીકે પુનર્જન્મ પામે એવી અમારી પ્રભુ ચરણે પ્રભુ પ્રાર્થના.

## આર્યસમાજ, રાજકોટ શોકપ્રસ્તાવ

શ્રી રામસીંગ દેવીસીંગ આર્યના પ્રમુખપણા નીચે થયેલી રાજકોટ આર્યસમાજની આજની આ સભા પરમપૂજ્ય સ્વામીશ્રી ધ્રુવાનંદજીના ૮૨ વર્ષની વયે થયેલા અવસાનની નોંધ લેતાં ઘણા જ ઉંડા દુઃખની લાગણી અનુભવે છે.

સ્વર્ગસ્થ સ્વામીશ્રી ધ્રુવાનંદજી આર્યસમાજની સેવા વર્ષોથી કરી રહ્યા હતા. વિદેશોમાં પણ આર્ય સમાજનો પ્રચાર કરી આર્યસમાજ માટે વિદેશીઓના દિલમાં માનની લાગણી પ્રગટાવી સ્વદેશોમાં પણ નિરંતર સેવા કરતા રહ્યા હતા. નવી દિલ્હીના સાર્વદેશિક આર્ય પ્રતિનિધિ સભાના વર્ષો સુધી પ્રમુખ રહીને સેવા કરેલી. ૮૨ વર્ષની ઉમરે પણ તેઓશ્રી આર્યસમાજની સુંદર સેવા કરી રહ્યા હતા. હાલમાં જ પ્રચારાર્થે તેઓશ્રી મુંબઇ જઈ રહ્યા હતાં જ્યાંથી સાર્વદેશિક આર્ય પ્રતિનિધિ સભાના વાર્ષિક અધિ-વેશનમાં જવાની તૈયારી કરી રહ્યા હતાં, ત્યાં જ અચાનક તેઓનું અવસાન થયેલ છે. તેઓશ્રીના અવસાનથી આર્ય જગતને કદી ન પૂરાય તેવી મહાન ખોટ પડી છે.

પરમ કૃપાળુ પરમાત્મા એ પરમ પુનિત દિવગંત આત્માને ચિર શાંતિ તથા દુઃખીત આર્ય જગતને આ દુઃખ સહન કરવાની શક્તિ પ્રદાન કરો એ જ અભ્યર્થના.

## ચરોતર પ્રદેશ આર્યસમાજ, આણંદ શોકાંજલિ

સાર્વદેશિક આર્ય પ્રતિનિધિ સભાના ભૂતપૂર્વ પ્રધાન સ્વામીશ્રી ધ્રુવાનંદજી સરસ્વતીના અણધાર્યા અવસાનથી ચરોતર પ્રદેશ આર્ય સમાજ, આણંદ: શોક પ્રદર્શિત કરે છે. આકસ્મિત આવી પડેલા આ દુઃખથી આર્યસમાજે એક સેવાનિષ્ઠ આર્ય સંન્યાસી ગુમાવ્યો છે. સ્વર્ગસ્થની ખોટ પૂરાય તેમ નથી.

( પ્રાન ૧નું ચાલુ )

इस अधिवेशन में पाखण्ड और अनाचार के गढ़ आनन्दपुर ( मध्य प्रदेश ) मठ के सम्बन्ध में एक महत्त्वपूर्ण प्रस्ताव पारित किया गया जिसमें इस मठ की आन्तरिक जांच कराने की भारत सरकार से मांग की गई है। इस सम्बन्ध में भारत सरकार के विशिष्ट सभा का एक शिष्ट मण्डल भी इस सम्बन्ध में भारत सरकार के विशिष्ट अधिकारियों से भेंट करेगा।

कांग्रेस कार्यकारिणीने राज्य भाषा के सम्बन्ध में जो निर्णय अभी हाल में किया है उसके सम्बन्ध में एक विशेष वक्तव्य के द्वारा आर्यसमाज का मत शीघ्र ही प्रचारिक किया जायेगा। इसके लिये सभाने सुयोग्य विद्वानों और शिक्षा शास्त्रीयों की एक समिति बनाई।

एक अन्य प्रस्ताव में गुरुकुल वैदिक आश्रम वेद व्यास के समक्ष में आर्यसमाज के कार्यमें बाधा डालने के निमित्त ईसाई पादरियोंने जो १४ एकड़ भूमि अपने चर्चा इत्यादि के निर्माणार्थ क्रय करने का प्रयत्न किना है वह सदैव अशान्ति का कारण बनी रहेगी, सह भय प्रकट करते हुए भारत सरकार को प्रेरणा की गई है कि वह बनवासी भाईयों की परम्पराओं की रक्षा करें और अशान्ति के कारण को तत्काल सदैव के लिये दूर कर दे।

वहां आर्यसमाज अपने कार्य को चलाने एवं संगठित करने के लिये श्री स्वामी ध्रुवानन्दजी सरस्वती के नेतृत्व में जो यत्न कर रहा है वा करेगा, उसे और भी वेग और दृढ़ता के साथ चलाने के लिये आर्यसमाजों को पूर्ण सहयोग देने की अपील की गई है।

सभा का अधिवेशन बड़ी शान्ति और सौहार्द के वातावरण में सम्पन्न हुआ। श्री पूज्यपाद स्वामी ध्रुवानन्दजी के आकस्मिक निधनने इसकी गम्भीरता को और भी बढ़ा दिया था। प्रदेशोंसे आये हुए प्रतिनिधियों की आकृत्ति स्वामीजी महाराज के निधन से अत्यन्त शोकाकुल एवं उमिविग्न थी।

अधिवेशन की समाप्ति पर सभा प्रधान श्रीयुत शेठ प्रतापसिंह शूरजी वल्लभदास तथा ला. रामगोपालजी के विशेष वक्तव्य हुए, जिनमें इस अधिवेशन की सुन्दर प्रबन्ध व्यवस्था करने पर कानपुरके समस्त आर्यसमाजों के आर्य बन्धुओं विशेषतः श्री पं. विद्याधरजी शर्मा ( डी. ए-वी. कालेज ), तथा उनके सहयोगियों को धन्यवाद दिया गया और मान्य सदस्यों को सभा के कार्य संचालन में अधिकाधिक सहयोग देने का निवेदन भी किया गया।

श्रीयुत शेठ प्रतापसिंहजीने अपने वक्तव्य में श्री स्वामी ध्रुवानन्दजी महाराज की विस्मृति को चिरस्थायी रूप देने के लिये श्री सर्वदानन्द साधु आश्रम, अलीगढ़ में स्वामी ध्रुवानन्द उपदेशक विद्यालय की स्थापना की आयोजना की घोषणा की।

( પાન ૫નું ચાલુ )

ઔર શતાબ્દીકે અવસર પર સમસ્ત શિક્ષણ સંસ્થાઓંકા પૂરા પરિચય ઔર કિતના વ્યય વર્ષમેં ઉન પર હોતા હૈ ઇસકી વિસ્તૃત જાનકારી દેને વાલી પુસ્તકભી છપની આવશ્યક હૈ।

ઐસાભી અનુભવ કિયા જા રહા હૈ કિ અબ ભવિષ્યમેં શિક્ષણ સંસ્થાઓં પર અધિક ધ્યાન દેનેકી વજાય યદિ છાત્રાવાસો પર અધિક ધ્યાન દિયા જાય તો વહાં અધિક અપને ઉદ્દેશ્યકી પૂર્તિમેં સહાયતા મિલેગી। ઇસી યોજનામેં અચ્છે આર પ્રતિભાશાલી પાત્રોંકો છાત્ર-વૃત્તિ દેનેકાભી ક્રમ ચાલુ હોના હિતકર રહેગા।

### ૫ શતાબ્દી સમારોહ

શતાબ્દી સમારોહ તો બમ્બઈ મેં હી હોના ઠીક હોગા પરન્તુ ઉસસે પૂર્વ દેશકે પ્રમુખ નૌ રાજ્યોમે અખિલ ભારતીય આર્ય મહાસમ્મેલન અચ્છેસ્તર પર હોને ચાહિયેં। જહાં તક પ્રાન્તીય સભાઓંકા સમ્બન્ધ હૈ વહ ઇન નૌ વર્ષોમેં પ્રાન્તીય આર્ય સમ્મેલન કમિશ્નરિયોંકે હિસાબસે રખેં તો ઉસસે અચ્છા પ્રચાર હો જાયગા।

### ૬ શુદ્ધિપ્રચાર

શુદ્ધિ પ્રચારકા કાર્યભી કુછ દિનોંસે પર્યાપ્ત મન્દ પડ ગયા હૈ। જબ કિ દૂસરે મતાવલમ્બી ઇસ દિશામેં અધિક સક્રિય હો ગયે હૈં। ભારતકે સીમાવર્તી ક્ષેત્રોં ઔર પર્વતીય પ્રદેશોમેં વિશેષ રૂપસે જાલ ફૈલ રહા હૈ। મહર્ષિ દયાનંદ સરસ્વતી ઔર ઉનકે બાદ અમરશહીદ સ્વામી શ્રદ્ધાનન્દજી ઔર લા. લજપતરાયજી આદિને જબ ઇસ બીડેકો ઉઠાયાથા તો ન કેવલ અપની સંસ્થા બઢાનેકાહી ઉદ્દેશ્યક થા અપિતુ દેશમેં ધર્મ-પરિવર્તનકી આડમેં જો રાષ્ટ્રીયતાકા અભાવ હોતા જા રહાથા ઉસે સંભાલના ભી બહુત બડા ઉદ્દેશ્ય થા ઇન નૌ વર્ષોમેં ઇસકેલિયે ભી કુછ યોજના બનાકર લગ પડના હર દૃષ્ટિસે બહુત આવશ્યક હૈ। સીમાઓંપર જો શત્રુ રાષ્ટ્ર ઇસ સમય હમેં લલકાર રહે હૈં, આર્ય સમાજ અપને ઇસ શુદ્ધિ આન્દોલનસે આન્તરિક પુષ્ટિમેં દેશકો એક બડા યોગ દે સકતા હૈ।

ઇન તથા ઐસી હી અન્ય સમસ્યાઓંપર વિચાર કરનેકે લિયે પ્રાન્તીય ઔર ભારતીય સ્તર પર પ્રમુખ કાર્યકર્તાઓંકી બૈઠકેં પહલે હો જાની આવશ્યક હૈં। ઇન બૈઠકોંમેં હી આગામી નૌ વર્ષોકે કાર્યક્રમકી રૂપરેખા સ્વીકૃત કર દી જાયે। શતાબ્દી સમારોહકે આને તક બીચમેં જો યહ સમય શેષ હૈ ઉસમેં જો જો કાર્ય ઉસ બૈઠકમેં નિશ્ચય હોં ઉનકો પૃથક્ પૃથક્ બાંટકર દાયિત્વ સૌંપ દેના કાર્ય-સંચાલનકી દૃષ્ટિસે સુગમ હોગા। આશા હૈ આર્યજન ઇસમે અપને અપને ઔર ભી સુકાવ ભેજેંગે। વ્યક્તિયોંકે શતાબ્દી સમારોહ જબ દો દો ઔર ચાર ચાર સાલ પહલે આરમ્ભ હો જાતે હૈં તબ એક ઇતને બડે વ્યાપક સંગઠનકી શતાબ્દીકે કાર્યક્રમ અભીસે ચાલુ હોને ઔરભી જરૂરી હૈ।

**પ્રકાશવીર શાસ્ત્રી એમ. પી.**
ઉપપ્રધાન-સાર્વદેશિક સભા,
નઈ દિલ્લી-૧

## શ્રીમદ દયાનન્દ કન્યા વિદ્યાલય-જામનગર

જામનગરના અગ્રગણ્ય વ્યાપારી શેઠશ્રી જેઠાલાલભાઈ રૂગનાથના અધ્યક્ષસ્થાને ઉજવાએલ સ્થાપના દિન ઉત્સવ.

મુખ્ય મહેમાન તરીકે પધારેલ અગ્રગણ્ય શેઠશ્રી ખીમજીભાઈ રામજી શાહ

શ્રી લાલજીભાઈ શાહના વરદ હસ્તે કન્યાઓને અર્પણ કરવામાં આવેલ પારીતોષિક અને સ્કોલરશીપ.

એસ. એસ. સી. માં વિદ્યાલય-માંથી પ્રથમ આવનાર બહેન હંસા આણંદજીને આફ્રિકાનિવાસી શેઠશ્રી મેઘજી રૂપશી શાહ તરફથી આપ-વામા આવેલ સુવર્ણચંદ્રક.

વિદ્યાલયના વિકાસ અર્થે વિદ્યાલયને મળેલ ઉદાર સહાયતા.

સૌરાષ્ટ્રના આર્યદાનવીર શેઠ શ્રી નાનજીભાઈ કાલિદાસ મહેતા તરફથી મળેલ રૂા. ૨૫૦૦૦ અને રૂા. ૫૦૦૦ની કિંમતનું ટાવર.

આફ્રિકાનિવાસી બહેનશ્રી કેસર-બેન દાવડા તરફથી વિજ્ઞાન ભવન માટે મળેલ શીલીંગ ૨૫૦૦૦નું દાન.

જામનગર આગેવાન ગૃહસ્થ શ્રી એચ. ડી. માંકડ તરફથી મળેલ રૂા. ૫૦૧ નું દાન.

જામનગરના આગેવાન વ્યાપારી શેઠશ્રી જેઠાલાલભાઈ રૂગનાથ તરફથી રૂા. ૨૫૦૧ના દાનની જાહેરાત.

શેઠશ્રી ખીમજીભાઈ રામજી શાહ અને તેમના મિત્રો તરફથી રૂા. ૨૫૦૧ મેળવી આપવાનું શ્રી ખીમજીભાઈનું વચન.

આફ્રિકાનિવાસી ઝાંખરિયા પરમાણંદ લાધાભાઈ રૂા. ૧૦૦૧ નું મળેલ દાન.

જામનગરના આગેવાન નાગ-રિકોને વિશેષ દાન માટે સંચાલકો તરફથી કરવામાં આવેલ અપીલ.

રૂા. ૧,૨૪,૦૦૦ના ખર્ચે થનાર ભવ્ય મકાન.

જામનગરની કન્યા કેળવણીને અવશ્ય મદદ કરો.

મંત્રી.
**આર્યસમાજ-જામનગર.**

# આર્યસમાજ સ્થાપના શતાબ્દી મહોત્સવ કી પ્રસ્તાવિત સ્થૂલ યોજના

મહર્ષિ દયાનન્દ સરસ્વતીને ૧૮૭૫મેં આર્યસમાજકી સ્થાપના બમ્બઈમેં કી થી। ૧૯૭૫મેં આર્યસમાજકો સ્થાપિત હુએ પૂરે ૧૦૦ વર્ષ વ્યતીત હો જાયેંગે। ઇતને થોડે સમયમેં જો સામાજિક, સાંસ્કૃતિક ઔર રાજનૈતિક સફલતાએં આર્યસમાજને પ્રાપ્તકી હૈં તથા જિસ ગતિસે દેશ વિદેશમેં ભારે સંગઠનકા વિસ્તાર હુઆ હૈ, વહ હમ સબકે લિયે ગૌરવકી બાત હૈ। અપની ઇનસ ફલતાઓંકા મૂલ્યાંકન કરને ઔર ભાવી યોજના બનાકર ફિર નઇ ચેતના જાગૃત કરનેકે લિયે ૧૯૭૫મેં આર્ય સમાજકા શતાબ્દી સમારોહ મનાનેકે લિયે યહ આવશ્યક હૈ અબસે હી તૈયારિયાં આરમ્ભ કર દી જાય। સન ૬૫ તો આધા નિકલ હી ચુકા ઔર સન ૭૫ કે પ્રારમ્ભમેં આર્યસમાજ સ્થાપેના-દિવસ પર યહ આયોજન હોગા, ઇસ તરહ કેવલ ૯ સાલ બીચમેં રહ જાતે હૈં। ઇન નૌ વર્ષોમેં યદિ નિમ્ન કાર્ય પૂરે હો સકે તો શતાબ્દીકી સફલતાઓંમેં ઔર ચાર ચાન્દ:લગ જાયેંગે.

### ૧. આર્યસમાજકી સદસ્ય સંખ્યા

શતાબ્દી સમારોહ તક નિશ્ચિત હી દેશકી જન સંખ્યા ૫૦ ક્રોડકો લાંઘ-જાયગી। ઉસમેં યદિ હમ કમસે કમ પાંચ કરોડ અપને સદસ્ય સારે દેશમેં બના લેં તો ઇસકા અભિપ્રાય હોગા દસમેં એક વ્યક્તિ આર્યસમાજી હૈ। ક્યોંકિ એક સુધરા હુઆ ઔર લગનશીલ આર્ય દસ વ્યક્તિયોં પર અપની છાપ આસાનીસે ડાલ સકતા હૈ। ઇસ તરહ દેશકો વૈદિક વિચારોંસે અનુપ્રાણિત કરનેમેં સુગમતા હો જાયગી। પરન્તુ ઇસકે લિયે અભી સે યોજનાબદ્ધ અભિયાન પ્રારંભ કરના હોગા।

કુછ દિનોંસે અપની ઇસ આર્ય-સામાજિક પરિવારકી સદસ્ય સંખ્યા બઢાનેકા કામ ન કેવલ રુકસા હી ગયા હૈ અપિતુ જો થે ભી ઉનમેંસે જો કુછ કિન્હીં કારણોંસે હટકર દૂર ચલે ગયે હૈં, ઉન્હેં વાપિસ લાને અથવા ઉનસે સમ્પર્ક બનાનેકા પ્રયાસ નહીં કિયા ગયા। ઇસ નયે અભિયાનકા પ્રારમ્ભ પહલે યહીંસે હોના ચાહિયે।

આર્યસમાજ ક્યોંકિ વિચારોંમેં ક્રાન્તિ લાનેવાલા સંગઠન હૈ ઇસલિયે શિક્ષિત ઔર બુદ્ધિમાન વ્યક્તિયોંકા પ્રારમ્ભસે હી ઇસકી ઔર સભાન હોના સ્વાભાવિક થા। સદસ્યતા વૃદ્ધિકે ઇસ અભિયાનમેં શિક્ષિત સમુદાયકો નિકટ સમ્પર્કમેં લાના હર દષ્ટિસે ઉપયોગી હોગા।

### ૨. સાહિત્ય પ્રચાર

આર્ય સમાજકી સ્થાપનાકે લગભગ પચીસ સાલ તક સાહિત્ય સૃજનકા કામ બડે ઉત્સાહસે ચલતા રહા। સ્વયં સ્વામીજી હી કિતના આવશ્યક સમજતે થે, ઉસકા પ્રમાણ ઉનકી લેખની સે નિકલા સાહિત્ય હૈ। યોં પચાસ સાલ કે બાદભી સાહિત્ય તો તૈયાર હુઆ પર અપેક્ષાકૃત કમ। ઇસકા કારણ જહાં વિદ્વાન લેખકોંકા ઉસ ઓર કમ ઝુકાવ રહા વહાં તૈયાર સાહિત્યકી ખપતકા પ્રશ્નભી થા। સ્વાધ્યાયકી રૂચિ ધીરે ધીરે ગિરતી ચલી ગયી। કુછ પ્રાચીન ઉપયોગી આર્ય સાહિત્ય એસાભી હૈ જો એક દો બાર હી છપકર રહ ગયા હૈ।

સમય ઔર પરિસ્થિતિકો ધ્યાનમેં રખકર જહાં નયા સાહિત્ય તૈયાર હોના બહુત અવશ્યક હૈ વહાં પુશને ઠોસ-આર્ય સાહિત્યકા ભી સુન્દર પ્રકાશન હોના ચાહિયે। યહ કામ પ્રાંતીય ઔર સાર્વદેશિક સભાકે અતિરિક્ત પરોપકારિણી સભા એવં સમ્પન્ન આર્ય સમાજે અચ્છા કર સકતે હૈ। કામ દુહરા નહી જાયે ઇસકે લિયે વહ બાટ લેના ઠીક રહેગા। નયે સાહિત્યકે લિયે ઉંચે ઔર કલમકે ધની લેખકાંકો પુરસ્કાર યોજના અચ્છા પ્રોત્સહાન દે સકગી। ઇસસે એકહી વિષય પર કઇ લેખકાં કે વિભિન્ન ઢંગ સે દિયે ગયે વિચાર ઉપબ્ધ હો સકે।

### ૩. મંચદ્વારા પ્રચાર

જયોં જયોં જનતાકા શૈક્ષણિક સ્તર ઉંચા હો રહા હૈ, ઉસ હિસાબસે હમારે ભી મંચકા સ્તર ઉંચા હોના આવશ્યક હૈ। ઇસકે લિયે સુપઠિત ઔર પરિશ્રમી બ્યાખ્યાતા ચાહિયે। બહુત દિનોંસે ઇસકે લિયે ઉચ્ચસ્તરીય ઉપદેશક વિદ્યાલયકી બાત ભી ચલ રહી હૈ। પરન્તુ વહ એક વિદ્યાલયસે કામ પૂરા નહીં હો સકેગા। દેશકો પાંચ ભાગોં મેં બાંટકર ૧૯૭૫ તક ઇસ પ્રકારકે ૫ કેન્દ્ર યથાશીઘ્ર ચાલુ હોને ચાહિયે। અચ્છી યોગ્યતા કે મેધાવી છાત્રોંકો ઉનમેં પ્રવેશ દિયા જાયે ઔર અધ્યયન કાલકા પૂરા ભાર વહન કરનેકે અતિરિક્ત સ્નાતકોત્તર જીવનકી ભી ગારન્ટી ઉન્હેંદી જાની ચાહિયે।

વાન પ્રસ્થીઔર સંન્યાસિયોંકા ભી બડી તેજીસે અભાવ હો રહા હૈ। ઉંગલિયોં પર ગિનને લાયક કુછ મહાત્માઓંકો છોડકર અચ્છે સ્તરકે વાનપ્રસ્થી ઔર સન્યાસી-પ્રાય: કમ હો રહે હૈ। ઉધર અચ્છે અચ્છે સેવા-નિવૃત્ત (રિટાયર્ડ) ડાક્ટરોં, પ્રોફેસરોં, ઇંજીનિયરોં ઔર દૂસરે ભી ઇસી પ્રકારકે વ્યક્તિયોંકા સમય કાટના ભારી હો રહા હૈ। દેશકી ઔર આર્ય સમાજકી બહુત બડી સેવા હમસે હો સકેગી, યદિ ઇસ પ્રકારકે વ્યક્તિયોં મેં સે સમાજ સેવાકી રૂચિ રખને વાલે વ્યક્તિયોં કો કુછ કામ હમ દે સકેં।

કામભી દેં ઔર ઉનસે ઉનકી આવશ્યકતા પૂછકર દામભી દેં ઇસકે લિયે દયાનન્દ સેવા મંડલકી સ્થાપના કી જાયે। હર પ્રાન્તેમેં ઇસકે કેન્દ્ર હોં ઔર વહાં ઉન્હેં કુછ દિન રખકર પ્રશિક્ષણ દિયા જાયે। ઇસી બીચમેં ઉનકી રૂચિકા પતા લગ જાયગા ઔર ઉસી આધાર પર ઉનકે અનુરૂપ કામભી: સોંપા જા સકેગા।

હમારા વિચાર કેવલ આન્દોલનાત્મક ઔર વિચારોત્તેજકહી ન હો। ઉસમેં રચનાત્મક ઔર શ્રદ્ધા કી ભી પુટ પૂરી હોની ચાહિયે। ઇસકે લિયે જહાં ચિકિત્સાલયોં આદિકે દ્વારા અચ્છી સેવા હો સકેગી વહાં યજ્ઞોં ઔર કથાઓં આદિકી પરમ્પરાસે શ્રદ્ધા જાગૃત કરનાભી ઉપયુક્ત રહેગા। અન્ધ શ્રદ્ધાકે હમ વિરોધી જરૂર હૈં પર શ્રદ્ધા ભી હમારે કિસી વ્યવહારસે ન ટપકે ઇસ ઓરભી:સજાગ રહના બહુત જરૂરી હૈ।

### ૪ શિક્ષા સંસ્થાયેં

દેશમેં ઇસ સમય આર્યસમાજ ઔર ઉસકે સંગઠનોં દ્વારા સંચાલિત હોનેવાલી શિક્ષણ સંસ્થાઓંકા એક અચ્છા જાલ બિછા હુઆ હૈ। મહાવિદ્યાલયોં, વિદ્યાલયોં ઔર કન્યા પાઠશાલાઓં આદકે અતિરિક્ત ગુરૂકુલોંનેભી જો સેવા દેશકી કી હૈ. વહ ઇતિહાસમેં અચ્છે શબ્દોં મેં સ્મરણ કી જાયેગી। ભારત સરકારકે બાદ નિજી સંગઠનોંમેં શિક્ષા વિસ્તાર કાર્યક્રમોં પર વ્યય કરને વાલી પ્રમુખ સંસ્થાઓંમેં આર્યસમાજકા અપના મહત્વપૂર્ણ સ્થાન હૈ પરન્તુ શિક્ષા પ્રસારકે ભી ઇસ કાર્યક્રમકી કોઇ શ્રૃંખલા-બદ્ધરુપ ન હોનેસે જહાં ઉસકા પૂરા લાભ નહીં ઉઠાયા જા રહા હૈ વહાં જિસ ઉદ્દેશ્યકી પૂર્તિકે લિયે યહ સંસ્થાએ ચાલુ કી ગયીથી, ઉસમેં ભી કોઇ વિશેષ પ્રગતિ નહીં હુઇ। શિક્ષણ સંસ્થાઓંકે માધ્યમસે ધાર્મિક વાતાવરણકે પ્રચારમેં જો સહયોગ મિલના ચાહિયેથા પ્રારંભમેં વહ અવશ્ય રહા પરંતુ અબ તો કહીં કહીં યહ શિક્ષણ સંસ્થાએં અપને મૂલકાભી નષ્ટ કરને પર તુલી હુઇ હૈં।

દેશકી ઇન સમસ્ત શિક્ષણ સંસ્થાઓંકો એક સત્રમેં પિરોનેકે લિયે એક મજબુત સંગઠન બનના હર દષ્ટિસે આવશ્યક હૈ। શતાબ્દીસે પૂર્વકે નૌ વર્ષોમેં યહ કાર્યભી સમ્પન્ન હોહી જાના ચાહિયે।

( જુઓ પાન ૪ )

# વિષમજ્વર MALARIA (મલેરિયા)

## નગર પાલિકાને નમ્ર નિવેદન

લેખક :-પંડિત વસિષ્ઠજી યાજ્ઞિક હલવદકર
(આયુર્વેદાલંકાર) રાજકોટ

(લેખાંક-૨)

ઉપર જણાવીને ચારેય જાતિના કીટાણુઓનું જીવનચક્ર એકજ પ્રકારનું છે. જો જીવાણુઓના જીવનમાં બે પ્રકારનું ચક્ર છે. (૧) અમૈથુનીચક્ર (Asexualcyele મનુષ્યના શરીરમાં જઈને તેનો પ્રભાવ બતાવે છે.




વિષમજ્વરનું સંક્રમણ મુખ્ય પણે ઉપસૃષ્ટ એનોફેલીન મચ્છરીના દંશથી થાય છે. મચ્છરી દ્વારા વિષમજ્વરનું સંક્રમણ થાય છે તે માટે નીચે આપેલી બાબતો પર લક્ષ આપવું જરૂરી છે.

(૧) મચ્છરી પોતાના સ્થાનથી બહાર આવતાં જ મચ્છર સાથે સંભોગ કરે છે અને જ્યારે નિષિક્ત (Fertilsed ફલદ્રૂપ) થાય છે ત્યારે તેના બલ પર જીવન પર્યંત ઇંડાં આપે છે.

(૨) મચ્છર પુષ્પ ફલ, શાક, તથા અન્ય વનસ્પતિયોના રસો પર નિર્વાહ કરે છે. મચ્છરીઓ પણ તે ચીજો પર નિર્વાહ કરે છે. પરંતુ ઇંડાં આપવાના સમયે તેને ઉચ્ચ પ્રકારનાં પ્રોટીનની આવશ્યકતા રહે છે. તેથી તે મનુષ્યો અથવા અન્ય પ્રાણીઓને દંશ મારીને તેના રક્તમાંથી તે પ્રોટીન પ્રાપ્ત કરે છે તેથી રોગનું સંક્રમણ કેવલ મચ્છરીયોથી જ થાય છે. **મચ્છરોથી નહી.**

(૩) ઇંડાં આપવાના નિમિત્તે જ્યારે કોઈ પણ વિષમજ્વર (મલેરિયા) પીડિત રોગીને મચ્છરી કરડે છે ત્યારે તેના પેટમાં વિષમ કીટાણુઓના વ્યવાયકાણુ (મૈથુનકામીપણું) પ્રવિષ્ટ થાય છે અને તેનું મૈથુની ચક્ર ચાલુ થાય છે.

### મલેરિયા (વિષમજ્વર) અન્વેષણ

વિષમજ્વર નિવારણ માટેના ઉપાયો જાણવા પહેલા વિષમજ્વર નો નિર્ણય કરવા માટેના સાધનો વિષે જાણવું જોઈએ.

વિષમજ્વર માપન માટે (Measurement) પ્રથમ રોગીના જન્મથી દસ વર્ષ સુધીમાં પ્લીહા વૃદ્ધિ (બરોડ) માટે રક્ત ગત કીટાણું માટે પરીક્ષા કરાવી બાલકોની પ્લીહાવૃદ્ધિના પ્રતિશતકને ફ્લૈહિક દેશના Splenic Index, અને રક્તમાં કીટાણું મલી આવે તો તે પ્રતિશતક તે સ્થાન પદિક દેશના (*Endemic Index*) કહે છે.

રક્તકણોની પરીક્ષા વિષમજ્વર, શ્લીપદ અને પીત્તજ્વર મુખ્ય છે. વિષમજ્વરનાં રોગીમાં વિટામીન બ ઘટી ગયેલું હોય છે. શ્વેતાપકર્ષ અથવા કલીબાપકર્ષ Leucopenia or Neutropenia) સંખ્યા ૩ હજારથી ઓછી થતાં આ વ્યાધીની સ્પષ્ટતા થાય છે.

(૪) આ ચક્રની પૂર્તિ માટે થોડા દિવસોની આવશ્યકતા રહે છે. અને જ્યારે તે ચક્રપૂર્ણ થઈને મચ્છરીની લાલા ગ્રંથીઓમાં ક્ષુલ્લકેત (Sporozoites) પહોંચી જાય છે ત્યારે મચ્છરી ઉપસર્ગી (Infective) થાય છે, તે પહેલા નહી, તે માટે-જો ક્ષુલ્લકેન પૂર્વે કરડે તો સ્વસ્થ માણસને રોગ સંક્રમણ કરી શકતી નથી.

(૫) ઉપસૃષ્ટ થયેલી મચ્છરી એક વાર દંશ મારીને વિષમજ્વર (મલેરિયા)નું સંક્રમણ કરી શકે છે; પરંતુ વિદ્વાના તજજ્ઞોનું મન્તવ્ય છે કે સંક્રમણ માટે ઓછામાં ઓછા બે વાર દંશ મારવાની જરૂર પડે છે. જે ઘરમાં પ્રકાશ અને સૂર્યના કિરણોનો તાપ મળે છે તે ઘરમાંથી મચ્છર બહાર જતા રહે છે. પણ રાત્રીના સમયે તે પાછા આવે તેવો સંભવ છે. તેથી અનેક વાર મચ્છર દંશનો સંભવ રહે છે. અંધારું છે ત્યાં તો અનેક વાર મચ્છર-કરડવાનો ભય છે.

(૬) મચ્છરી પોતાના જીવનમાં અનેક વાર ઇંડાં આપે છે, એક વાર ઉપસૃષ્ટ થયા પછી જીવનભર તે ઉપસૃષ્ટ રહે છે. અને ૨થી ૩ માસ સુધી રોગનું સંક્રમણ કરી શકે છે. તેથી ઉપસૃષ્ટ મચ્છરી દ્વારા અનેક વ્યક્તિઓ પર વિષમજ્વરનું સંક્રમણ થઈ શકે છે.

(૭) એનોફેલીન મચ્છરની અનેક જાતિઓ છે. પણ રોગનું સંક્રમણ દરેક મચ્છરથી થતું નથી. ભારતવર્ષમાં વિષમજ્વર (મલેરિયા) ઉત્પત્તિ માટે જ અત્રે જણાવેલ જાતિ મુખ્ય છે.

| જાતિનાં નામ | પ્રદેશ |
|---|---|
| (૧) એ-ક્યુલિસી ફેસિસ (Aculicifacies) | ભારતભરમાં, બંગાલ, આસામ છોડીને |
| (૨) એ-સ્ટીફેન્સી<br>(૩) એ-તર્ખંડી | કલકત્તા, મુંબઇ, વાવવ્ય, ભારત, દિલ્હી મદ્રાસ, બેંગ્લોર વગેરે |
| (૪) એ-મિનીમસ | આસામ, ઉત્તરબંગાળ, ઉત્તરપ્રદેશ મદ્રાસ, મધ્યપ્રદેશ, છોટાનાગપુર આસામ |
| (૫) એ-ફ્લૂવિયાટીન્સિ — | |
| (૬) એ-મ્યાકુલેટસ — | બંગલ આસામ |
| (૭) એ-ફ્લિપેનેસિસ | ઉડીસા-બંગાલ |
| (૮) એ-સુન્દઇક્સ | બંગાલ, ઉડીસા, મધ્ય ભારત |
| (૯) એ-વરુણ- | |

(સ્વાસ્થ્ય વિજ્ઞાન)

વિષમજ્વર મુખ્યપણે ગ્રામ્ય (Rural) રોગ છે. તેનું કારણ એ છે કે તેને ફેલાવનાર એનોફેલીનની જાતિયો શહેરોમાં મળનારું પાણી તે મૂળ સ્થાન કે તેને થવા દેતા નથી તેથી એ-સ્ટીફેન્સી અપવાદ રૂપમાં શહેરના કુવા, કુંડ, ટાંકીયોમાં ઇંડાં મૂકી શકે છે. તેથી ભારત વર્ષમાં શહેરોમાં પણ મલેરિયાનો ઉપદ્રવ થાય છે.

આજે વિશ્વના અનેક દેશોમાં મલેરિયાનો રોગ થાય છે. ભારત વર્ષમાં મલેરિયાની મોસમ વર્ષા અને શરદઋતુ ગણાય છે. સન ૧૯૩૪માં લંકામાં આ રોગ ભયંકર પ્રમાણમાં ફેલાયો હતો. તેથી સાત-આઠ માસમાં એક લાખથી વધારે માણસો મરણ પામ્યા હતાં. આ રોગના તજજ્ઞોનું મન્તવ્ય છે કે પ્રતિ વર્ષ ભારતમાં ૧૦ કરોડ માણસ આ રોગથી પીડિત થાય છે અને ૨૦ લાખ માણસોનું મૃત્યુ આ રોગથી થાય છે

ભારત વર્ષમાં મલેરિયા (વિષમજ્વર)નો ઉપદ્રવ વ્યાપક બની ગયો છે. મલેરિયા નિવારણ માટે એલોપથી દવાઓ અપાય છે. પણ જ્યાં સુધી મલેરિયા રોગ થવાના કારણો અટકાવી શકાય નહી ત્યાં સુધી દવાથી કામ થશે નહીં. આયુર્વેદમાં મલેરિયાને વિષમજ્વર માન્યો છે. લેખક મલેરિયા થવાના કારણોમાં કીટાણુ વિષે માહિતી આપે છે. પછી આયુર્વેદ અને એલોપથી માન્ય ઔષધેનું માર્ગદર્શન કરશે. જે આયુર્વેદીય ઔષધો અને મલેરિયાનાં જંતુ નિવારણ માટે આજે 'ડી. ડી. ટી.' છાંટે છે તે પણ શ્વાસ-પ્રશ્વાસ માટે હાનિજનક છે તે કારણે જંતુઘ્ન રૂપ આયુર્વેદીય દ્રવ્યોથી બને છે તે આપશે. સૌ વૈદ્ય મિત્રો પોતાના ગામમાં લેખ વાંચી ઉપયોગ સેવા કરશે. અને નગરપાલિકા પણ સહકાર આપે તેવી આશા રાખું છું.

તૃતીયક ચાતુર્થીક જ્વરમાં પણ મલેરીયાનાં જ જંતુ કારણરૂપ ગણાય છે. પણ તેમાં ભય જેવું નથી. મૃત્યુ પમાડનાર વિષમજ્વર (મલેરીયા) વિષુવવૃત્તના નજીકના ઉષ્ણકટિબંધ (Tropics)માં વધારે થાય છે. વિષમજ્વરનાં સહાયક કારણોમાં મચ્છરોની ઉત્પત્તિ, વૃદ્ધિ માટે જલસંચય મુખ્ય છે. જ્યાં પાણીનો સંચય નહી હોય ત્યાં તે ઉપદ્રવ નહી થાય, પણ પાણી ભરાઈ રહેનારા ખાડા, ખાબોચીયા માં મચ્છર થાય છે મચ્છરીને ઈંડા મૂકવા માટે પાણીની આવશ્યકતા હોય છે. કે જ્યાં પાણી હોય ત્યાં જઈને ઈંડા મૂકે છે તેથી મચ્છરીને આવા ખાડા જ્યાં પાણી ભરેલું હોય તે શોધી લે છે. વરસાદના પાણીનો જલસંચય કરતાં પણ માણસોની બેદરકારીથી હોજ, ટાંકી, ખાળ, મોરી, બગીચામાંનાં ખાડા ઇત્યાદિ સ્થળો છે.

(વધુ આવતા અંકે)

(પાન ૯નું ચાલુ)

સ્વાધ્યાય, ઇશ્વર પ્રણિધાન, અહિંસા, સત્ય. અસ્તેય, બ્રહ્મચર્ય, આદિ ઉદાત્ત એવં સમુજ્જવલ સદ્‌ભાવનાઓંકો જીવનકા ધ્યેય બનાના ચાહિયે। ઇન્હેં અપને જીવનકા પાથેય બનાકર પ્રચારકાર્ય મેં હમેં અગ્રેસર હોના ચાહિયે। પ્રત્યેક વ્યક્તિકો આત્મ નિરિક્ષણ દ્વારા આત્મસુધાર કરના ચાહિયે। જિસસે આર્ય સમાજ જ્યોતિ-સ્તમ્ભકા કાર્ય કર સકે।

રાજનીતિકે ક્ષેત્રમેં તથા દૂસરે નાનાવિધ વિષમ ક્ષેત્રોંમેં બિખરે હુએ અર્ય સમાજકે સિતારે યદિ આર્ય સમાજકે પુનિત કાર્યમેં પૂર્ણ સહયોગ દેં, તો દેશકે ઉત્થાન એવં ઉત્કર્ષ મેં મહત્વપૂર્ણ પ્રગતિ હો જાય।

ગત વર્ષ આર્ય સમાજને સેવાકે ક્ષેત્ર મે જો રચનાત્મક કાર્ય કિયે હૈ, વે આપ સબકો રિપોર્ટ દ્વારા વિદત હી હૈ!

હજારોં લાખોં નિર્વાસિત શરણાર્થિયોં કી જો સેવા આર્ય સમાજને કી હૈ, ઉસકી ભૂરિ ભૂરિ પ્રશંસા ભારત સરકારને ભી મુક્ત કણ્ઠ સે કી હૈ।

ઇસાઇ પ્રચારનિરોધ કે સંબંધ મેં જો પ્રવૃત્તિયાં હુઈ, જો સાહિત્ય છપા, જો પ્રચાર કાર્ય હુઆ ઔર હો રહા હૈ, ઉન સબકા મૂલ્યાંકન કરના મેરે લિયે અસમ્ભવ હૈ।

ઐસે સેકડોં ઋષિભક્ત કાર્ય કર્તાઓં કી આવશ્યકતા હૈ, જો રચનાત્મક સામાજિક કાર્યો મેં પૂર્ણ સહયોગ એવં સારા સમય દે સકે। કઇ સ્થાનોં પર દયાનન્દ સેવાશ્રમ ખોલે જા ચુકે હૈ, જિનમે સુચારૂ રૂપેણ કાર્ય હો રહા હૈ। ઐસે અનેક આશ્રમ ખોલનેકા હમ નિશ્ચય કર ચુકે હૈં। જીનકી સ્થાપનાકો સભા પરમ આવશ્યક સમઝતી હૈ। જિસસે સેવા કા કાર્ય પ્રબલતા સે આગે બઢ સકે।

આર્ય સમાજને પંજાબ તથા ઉત્તર ભારત મેં જિતના પ્રચાર તથા પ્રસાર કા કાર્ય કિયા હૈ, ઉસકી તુલનામેં દક્ષિણ ભારત મેં સમાજ કા પ્રચાર કાર્ય કુછ કમ હૈ। ઇસ કમી કો પૂર્ણ કરને કે લિયે સાર્વદેશિક સભાને યહ આવશ્યક સમઝા કિ મદ્રાસ મેં કાર્યાલય કી સ્થાપના કી જાય।

ઇસી પ્રકાર દક્ષિણ કે સભી પ્રાન્તોં મેં પ્રચાર કાર્ય કો વિશિષ્ટ યોજનાએ બનાકર ઇસ કાર્યકો વિશેષ મહત્વ દિયા જાય।

પિછલે દિનોં રાષ્ટ્ર ભાષા હિન્દી કા જિસ રૌદ્ર રૂપ મેં વિરોધ હુઆ હૈ તથા કેરલ આદિ પ્રાન્તોં મેં ઈસાઈયત તથા સામ્યવાદ કી વિચાર ધારા કા જો પ્રાબલ્ય દ્રષ્ટિગોચર હો રહા હૈ, ઉસકે પ્રતિ ભી હમ ઉદાસીન નહીં હૈ। હમ ઇનકી ગતિ વિધિયોં કો ભી નિરન્તર ધ્યાન સે દેખતે હૈ તથા નિરાકરણ કે ઉપાયોંપર સતત વિચાર કરતે રહતે હૈ। ઇસ વિષય મેં હમાર લિયે જાગરૂકતા નિતાન્ત સ્પૃહણીહ એવં વાંછનીય હો જાતી હૈ।

આસામ ઔર નાગાલેન્ડકી સમસ્યાએંભી હમારે સામને વિષમતમ બનતી જા રહી હૈ। ઇસ સમ્બન્ધમેં ભારત સરકારકા યહ પરમ પુનિત કર્તવ્ય હો જાતા હૈ કિ વહ સુદ્રઢ નિશ્ચાત્મક નીતિ તર્ક એવં ધર્મસંગત માર્ગકા અનુસરણ કરે। સીમાઓંકી આક્રમણાત્મક સંઘર્ષપૂર્ણ ગતિવિધિકે પ્રતિભી ઉસે સદૈવ સતર્ક ઔર સચેષ્ટ રહના ચાહિયે। વહ સંઘર્ષાત્મક તથા ઉત્તેજનાત્મક આન્દોલન, પાકિસ્તાન ચીન યા આસામ કિસીભી પ્રતિપક્ષી દ્વારા સંચાલિત કિયા ગયા હો, હમેં નિર્ભય હોકર ઉસકા પ્રતિકાર એવં વિરોધ કરના ચાહિયે। ઇસ સમ્બન્ધમેં કેવલ પ્રબલ વિરોધાત્મક પત્રોંસે તથા કોરે વક્તવ્યોંસે કાર્ય નહીં ચલેગા।

બાહ્ય દેશોંકી મધ્યસ્થતાકી નીતિ પર આશ્રિત રહનાભી હમારે લિયે નિતાન્ત અવાંછનીય હૈ। ઇસીકે પરિણામ સ્વરૂપ તીન વર્ષોસે ચીન દ્વારા બલાત્ ગ્રહીત પ્રદેશકો ભી વાપિસ લેનેકા કોઇ વિશેષ પ્રયત્ન હમને નહીં કિયા।

ઇસી દૌર્બલ્યકે કારણ કાશ્મીરકા પ્રશ્નભી પાકિસ્તાનકી કુટિલ ચાલકે સાથ ઉલઝ રહા હૈ। કાશ્મીરકે કુછ પ્રદેશકો ઉસને અબતક અપને આધીન કિયા હુઆ હૈ। અબ ઇસને અપની કુટિલ નીતિ દ્વારા કચ્છકે કુછ પ્રદેશકો આપને હસ્તગત કર લિયા હૈ। યદિ ઇસેભી ઇસી મધ્યસ્થતાકી નીતિ પર છોડ દિયા જાયગા તો હમ ઇસસેભી સદાકે લિયે હાથ ધો બૈઠેંગે।

વિચારશીલ કોઇભી દેશભક્ત ઇસ બાતકો કૈસે સહન કર સકતા હૈ।

સાર્વદેશિક સભાકે પ્રચારકે પરિણામ સ્વરૂપ ફિજી, બ્રિટિશ ગાયના, ડચ ગાયના, મારિશિયસ, ઇસ્ટ આફ્રિકા આદિ સ્થાનોંમેં ભી પ્રતિનિધિ સભાએં સ્થાપિત હો ચુકી હૈં। અમેરિકન મિશન ભી ગત વર્ષસે હમારે સાથ સમ્બદ્ધ હો ગયા હૈ

હર્ષકા વિષય હૈ કિ પશ્ચિમકે દેશોંમેં ભી આર્યસમાજકે વિશેષ પ્રચારકી આવશ્યકતાકો અનુભવ કરતે હુએ આર્યસમાજ લન્દનમેં ભી ખોલનેકી આવશ્યકતા પ્રતીત હોતી હૈ। આર્યસમાજકી વૈજ્ઞાનિક એવં વૈદિક સિદ્ધાન્ત વિચાર માલા કે પ્રચારકે લિયે હમેં ઐસે ત્યાગી, તપસ્વી, મનસ્વી, ઔર વિદ્વાન પ્રચારક ઉપદેશકોંકી પરમ આવશ્યકતા હૈ જો કિ તુલનાત્મક વિચારોં દ્વારા વૈદિક ધર્મકી શ્રેષ્ઠતાકા પ્રતિપાદન કર સકેં। જિસકા મહર્ષિકે પવિત્ર ગ્રન્થોંકે સ્વાધ્યાયકે સાથ અંગરેજી ભાષા પર ભી પૂર્ણ પ્રભુત્વ હો। ઇસી પ્રકાર જર્મની, ફ્રાન્સ, અમેરિકા, ઇટલી આદિ પ્રમુખ નગરો તથા દૂર સુદૂર વિદેશોંમેં ભા આર્યસમાજકી સ્થાપનાકા વિચાર કર રહે હૈં। જિસસે મહાર્ષકે વૈજ્ઞાનિક એવં વૈદિક સત્ય સિદ્ધાન્તોંકા અધિકતર પ્રચાર એવં પ્રસાર હો સકે।

વૈદિક સાર્વદેશિક:સભાન્તર્ગત: અનુસન્ધાનવિભાગ દ્વારા આચાર્ય વૈદ્યનાથજી શાસ્ત્રીકી અધ્યક્ષતામેં સર્વોત્તમ વૈદિક સાહિત્યકે સમ્પાદન કા કાર્ય ભા સુચારૂરૂપેણ ચલ રહા હૈ। ઇસ વિભાગકી ઓરસે શ્રી આચાર્યજીને અનેક ગ્રન્થોંકા સમ્પાદન કરકે સમાજકે ગૌરવકો બઢાયા હૈ। ઇસે ભી ભુલાયા નહી જા સકતા।

ઇસ પ્રકાર આર્ય સમાજકા કાર્ય ઉત્તરોત્તર બઢ રહા હૈ। મુઝે પૂર્ણ આશા ઔર વિશ્વાસ હૈ કિ વિશ્વકે વિદ્વાન વૈદિક સિદ્ધાન્તોંકી પ્રામાણિકતાકો સ્વીકાર કરેંગે। વિશ્વમેં વૈદિક ધર્મકી વિજય હોગી, યતઃ સત્યમેવ જયતે નાનૃતામ્।

અન્તમેં સબ સન્યાસિગણ, વિદ્વદ્વૃન્દ, નેતૃગણ, આર્ય જગતકે સમસ્ત કાર્ય કર્તૃ વૃન્દ એવં સ્થાનિક સ્વાગતસભાકે કાર્યકર્તાઓં કા હૃદયસે આભાર પ્રદર્શન કરકે સર્વેશ્વર પરમેશ્વરસે પ્રાર્થના કરતા હું

आ ब्रह्मन ब्राह्मणो ब्रह्मवर्चसी
जायताम्। आ राष्ट्रे राजन्यः
शर इषव्योऽति व्याधी महारथौ
जायताम्। दोग्ध्री धनुर्वोढान
ड्वानाशुः सप्तिः पुरन्धि र्योषा जिष्ण
रथेष्ठा सभेयो
युवाऽस्य यजमानस्य वीरो जायताम्।
निकामे निकामे नः पर्जन्यो
वर्षतु। फलवत्यो न औषधयः
पच्यन्ताम् योगक्षेमो नः कल्पताम्॥

Regd.No. G/374



# શ્રી પ્રતાપસિંહ શૂરજી વલ્લભદાસ કા

# અધ્યક્ષીય ભાષણ

## સાર્વદેશિક આર્ય પ્રતિનિધિ સભા મેં વાર્ષિક અધિવેશન જો કાનપુર મેં તા. ૩-૭-૬૫ કા હુઆ, ઉસ દિન દિયા ગયા

ઓ૩મ્ અગ્ને નય સુપથા રાયે
ઉસ્માન્ વિશ્વાનિ દેવ વયુનાનિ
વિદ્વાન્ યુયોધ્યસ્મજ્જુહુરાણમેનો
ભૂયિષ્ઠાન્તે નમ ઉક્તિં વિધેમ।
યજુ. અ. ૪૦ । મંત્ર ૧૬ ॥

આર્ય જગદ્હિત પરાયણ શ્રદ્ધેય સંન્યાસીગણ, આદરણીય વિદ્દદ્વૃન્દ, માનનીય શ્રોતૃજન એવં વન્દનીય માતૃવર્ગ।

આજ પુનઃ એક બાર આપ સબકે સમક્ષ સમુપસ્થિત હોકર અભિનન્દન કરનેકાસુ અવસર મુઝે પ્રાપ્ત હુઆ હૈ।

બમ્બઇ અધિવેશનકે બાદ ભારત દેશમેં અનેક ઘટનાએં ઘટિત હુઇ હૈ। અનેક ઉતાર ચઢાવ હુએ હૈં। જિનકા ન કેવલ દેશવ્યાપી પ્રભાવ રહા, પરંતુ વિશ્વભરમેં ઉનકી ગહરી છાપ પડી। સ્વાતંત્ર્ય ઔર સ્વરાજ્યકે અનન્તર પ્રથમ બાર દેશકી એસી પરિસ્થિતિ પ્રાદુર્ભૂત હુઇ કિ વહ અપનેકો અસહાય, અસમર્થ ઔર નિર્બલ અનુભવ કર રહા હૈ। પંડિત જવાહરલાલ નહેરુકી ઉપસ્થિતિને વિશ્વવંદ્ય મહાત્મા ગાંધીજી તથા લૌહ પુરુષ સરદાર પટેલકે અભાવકા અનુભવ હમેં નહીં હોને દિયા થા। જિતના કિ આજ ઇન તીન મહા વિભૂતિયોંકે વિયોગમેં સમ્પૂર્ણ દેશ અપનેકો અસહાય ઔર કિંકર્તવ્યવિમૂઢસા અનુભવ કર રહા હૈ। દેશકી આન્તરિક સ્થિતિ ઉત્તરોત્તર મહતી ચિન્તાકા વિષય બનતી જા રહી હૈ। બાહ્ય સ્થિતિભી અત્યન્ત વિષમ હો ગઇ હૈ। વિદેશોંકે સાથ સુસમ્બદ્ધ હમારા રાજનૈતિક સમ્બન્ધ સૂત્રભી દિનોદિન શિથિલ હોતા જા રહા હૈ, જો દેશ હમારે સાથ અપના નિકટતમ મૈત્રી સમ્બન્ધ બનાયે હુએ થે, વહભી શંકાસ્પદ બનતા જા રહા હૈ। દેશકી સારી સીમાએં શત્રુઓંકે દુન્દુભી નાદસે નિનાદિત હૈ। એસી સર્વતોમુખી નિરાશાકે ઘોર અન્ધકારસે પૂર્ણ પરિસ્થિતિમેં યદિ કહીં પ્રકાશપુંજકી આશાકી અપેક્ષા કી જા સકતી હૈ તો વહ આનન્દકન્દ દેવ દયાનન્દકે પુણ્ય પ્રભાવસે પ્રભાવિત વૈદિક ધર્મ ધુરીણ મહર્ષિકે અનુયાયિયોંસેહી કી જા સકતી હૈ। ક્યોંકિ ઇનમેં ઇતના આત્મિક બલ, તેજ, જ્ઞાન ઔર સાહસ હૈ કિ અપની સંગઠિત શક્તિસે ઇસ નિવિડતમ અન્ધકારકો દૂર કર સકતે હૈ। મહાકવિ માઘને કહા હૈ:

ऋते रवेः प्रक्षालयितुं क्षमेतकः ।
क्षपातमस्काण्ड मलीमसं नमः ॥

ભારત વહી દેશ હૈ જિસકી સભ્યતા, સંસ્કૃતિ, શિક્ષા દીક્ષા, આચાર વિચાર, કલાકૌસલ ઔર જ્ઞાન વિજ્ઞાન કે પ્રકાશ સે પ્રકાશિત હોને કે લિયે દેશ દેશાન્તર તથા દ્વીપદ્વીપાન્તર કે સમસ્ત માનવ લાલાયિત રહતે થે। ઇસી વિશુદ્ધ નિર્વિકલ્પ સત્ય કો લક્ષ્ય મેં રખકર મહારાજા મનુ ને અપને વિશ્વ વિખ્યાત માનવ ધર્મ શાસ્ત્ર મનુસ્મૃતિ મેં ઉદ્ઘોષિત કિયા યા:

एतद्देश प्रसूतस्य, सकाशा दग्रजन्मनः ।
स्यं स्वं चरित्रं शिक्षेरन, पृथिव्यां
सर्वं मानवाः ॥

યહ વાત ભી નિર્વિવાદ પ્રમાણિત હો ચુકી હૈ કિ વિશ્વ મેં માનવ માત્ર કો આદિ જ્ઞાન કે દેને વાલા યદિ કોઇ સાહિત્ય હૈ, તો વહ કેવલ વેદહી હૈ। વેદોઽખિલં ધર્મ મૂલમ્। વેદહી સબ ધર્મો કા આદિસ્રોત હૈ। યહી સમસ્ત જ્ઞાન વિજ્ઞાન કા મૂલ હૈ। નિખિલબ્રહ્માણ્ડ મેં વ્યાપ્ત સમ્પૂર્ણ જ્ઞાન કી ધારાઓ કા વેદ હી ઉદ્ગમ સ્થાન હૈ। ઇસ તથ્ય કો પાશ્ચાત્ય વિદ્વાનો ને ભી મુક્ત કણ્ઠ સે અંગીકાર કિયા હૈ। ઉનકા કથન હૈ:

Rigved is the oldest book in the library of the universe :

ધર્મ, રાજનીતિ, દર્શન શાસ્ત્ર, અર્થ શાસ્ત્ર, મનોવિજ્ઞાન, કલાકૌશલ, શિલ્પશાસ્ત્ર, સાહિત્ય, યુદ્ધવિદ્યા, આદિ સમસ્ત જ્ઞાન વિજ્ઞાન કે ક્ષેત્ર મેં ભી યહ દેશ ઉન્નતિ કે શિખર પર આરૂઢ થા। કવિકુલગુરુ કાલિદાસકી ઇસ સૂક્તિ કે અનુસાર યહી પરમપાવન દેશ અવનતિ કે ભયંકર ગર્ત મેં જા પડા હૈ:

नीचैर्गच्छत्युपरि च दशा
चक्रनेमिक्रमेण इति ।

મહાન ઉચ્ચ ઔર ઉજ્વલ આદર્શો કો દૃષ્ટિ પથમેં રખકર યુગદ્રષ્ટા મહર્ષિને જિન ઉદાત્તભાવનાઓં, દિવ્ય પ્રેરણાઓં, નિસ્પૃહ સાધનાઓં તપસ્યાઓં ઔર નિષ્કામ સેવા વૃત્તિયોંકો અપને જીવનકા પાથેય બનાયા થા, ખેદ હૈ હમ ઉનકે માર્ગ કા પૂર્ણતયા અનુસરણ ન કર સકે।

જિન આર્ષ ગ્રન્થોંકે પઠન પાઠન, અધ્યયન અધ્યાપન ઔર નિરન્તર સ્વાધ્યાયપર મહર્ષિ દયાનન્દ સરસ્વતીને વિશેષ બલ દિયા થા ઉસકે પ્રતિ હમારી વિશિષ્ટ શ્રદ્ધા હોની ચાહિયે। હમારે ઉપદેશક, પ્રચારક ઔર સુધારક આર્ય સમાજકી પવિત્ર વેદીસે, જિન વૈદિક આદર્શો ઔર વૈદિકજીવનોંકી દુહાઇ દેતે હૈ। જનતાકે સમક્ષ વેદોંકી પુનીત ઋચાઓ દ્વારા જિન ઉચ્ચ વૈદિક સિદ્ધાન્તોં કા સમર્થન કિયા જાતા હૈ, ઉન્હેં જીવનમેં ઉતારનેકા ભી પ્રયત્ન કરના ચાહિયે। જીસસે તદનુકૂલ વાતાવરણ બન સકે। કથની ઔર કરનીમેં અન્તર નહીં રહના ચાહિયે! ઉક્ત સુકૃતિકે સૂત્રમેં હોને પર હી ઉત્કર્ષ ઔર અભ્યુદયકા હેતુ બન સકતી હૈ। કિસી વિદ્વાનકા કથન હૈ

मनस्येकं वचस्येकं कर्मण्येकं
महात्मनाम् ।

ભારતીય સંસ્કૃતિ ઔર સભ્યતાકા પ્રાણ ધર્મ હી હૈ। ધર્મ વિમુખદેશ પતનકે ભયાનક ગર્તમેં જા ગિરતા હૈ। યતઃ વહ વિવેકભ્રષ્ટ હો જાતા હૈ। ઇસસે પરાઙ્મુખ હોને પર ઇસ દેશકી ભી વહી દુર્દશા હોગી જો મિશ્ર, એબિલોનિયા, ગ્રીસ, રોમ, આદિ અનેક દેશોંકી હુઇ। યતઃ ધર્મ હી હમારા સર્વસ્વ હૈ। હમેં સ્મરણ રખના ચાહિયે કિ ધર્મ એવ હતો હન્તિ, ધર્મો રક્ષતિ રક્ષિતઃ।

હમમેં અપને પૂર્વજોંકે સમાન હી શ્રદ્ધા, ઇશ્વર ભક્તિ, પ્રેમ, આસ્તિકતા, સહાનુભૂતિ, સેવા, ત્યાગ, ઔર તપસ્યા આદિકી સદ્ભાવનાએં હોની ચાહિયે। જિસસે હમ આર્યવીર, ધર્મવીર ઔર કલ્યાણમાર્ગકે પથિક બન સકેં। ઇન સદ્ગુણોંકે લિયે પુરૂષાર્થ ઔર ઇશ્વરીય પ્રેરણાકી વિશેષ આવશ્યકતા હૈ। હમેં અવિશ્વાસ, નિરાશા, નાસ્તિકતા, ઔર અશ્રદ્ધાકે મનોવેગોંસે દૂર રહના ચાહિયે। જિસસે હમારા ઝુકાવ સામ્યવાદકે અરાષ્ટ્રીય તત્વોંકી ઓર હો। ઇસકે અતિરિક્ત ઇસાઇ ઔર મુસલમાનોંકી સંખ્યામેં ઉત્તરોત્તર વૃદ્ધિકે પ્રતિ ભી હમેં સજગ એવં સતર્ક રહના ન ચાહિયે।

પ્રત્યેક આર્ય જન મહર્ષિ ભક્તકા પુનીત કર્તવ્ય હૈ કિ વહ અપને જીવનકા લક્ષ્ય કૃણ્વન્તો વિશ્વમાર્યમ્ બના લે। સ્વયં આર્ય બને। અપને પરિવાર, કુટુમ્બ સમાજ, રાષ્ટ્ર એવં દેશકે પ્રત્યેક વ્યક્તિકો ઇસ વૈદિક ધર્મકી શિક્ષા દીક્ષા, આચાર, વિચાર ઔર રહન સહન તથા નીતિ રીતિસે સંસ્કાર સંપન્ન બનાકર સચ્ચે અર્થોમેં આર્ય કર દે। સબકો વેદામૃતકા પાન કરાકર અમર બનાદે। પ્રત્યેક ગ્રામ તથા નગરકો ભી વૈદિક ધર્મકે પ્રકાશસે પ્રકાશિત કરદે। હમેં પદલિપ્સા, સ્વાર્થ બુદ્ધિ, અધિકારલિપ્સા, માત્સર્ય, ઇર્ષ્યા, દ્વેષ, કલહ ઔરવૈમનસ્ય આદિ દુર્ગુણોંસે દૂર રહના ચાહિયે। શૌચ, સન્તોષ, તપ

( જુઓ પાન ૭ )

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૧ માલિકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

श्री आचार्य जी, गुरुकुल कांगड़ी
जि. सहारानपुर, (उ. प्र.)

॥ ओ३म् ॥

રજી. ન. જી/૩૭૪

# आर्यप्रकाश

ऋग्. यजु. साम. अथर्व.

મુંબઇ પ્રદેશ આર્ય પ્રાંતનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬–૦૦ | તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ | [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] | સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ અષાઢ સુદ ૫ને શનિવાર તારીખ ૩–૭–૧૯૬૫ | [ અંક ૧૪મો

## અનભ્ર વજ્રપાત

7-7-65

# આર્યજગતના મૂર્ધન્ય નેતા સ્વામી શ્રી ધ્રુવાનંદજી મહારાજનું અણધાર્યું દુઃખદ અવસાન

વર્તમાન આર્યજગતના એક માત્ર કર્મનિષ્ઠ નેતા સ્વામી શ્રી ધ્રુવાનન્દજી મહારાજનું તા. ૨૯–૬–૬૫ ને મંગળવારે સવારે મુંબઈમાં સાર્વદેશિક આર્યપ્રતિનિધિ સભાના પ્રધાન શેઠ શ્રી પ્રતાપસિંહ શૂરજીવલ્લભદાસના કચ્છકેસલમાં હૃદયરોગના હુમલાથી અચાનક થયેલા દુઃખદ અવસાનના સમાચારોથી આર્ય માત્રને અસહ્ય વેદનાનો અનુભવ થાય તે સ્વાભાવિક છે. સ્વામીજી મહારાજ તે જ દિવસે સવારના વિમાનથી દિલ્હી જઈ ત્યાંથી વિમાનમાર્ગે જ કાનપૂરમાં તા. ૩, ૪, ૫ જુલાઈના દિવસોમાં થનાર સાર્વદેશિક સભાના વાર્ષિક અધિવેશનમાં ભાગ લેવા સારૂ જવાની તૈયારી કરી રહ્યા હતા. પ્લેનની ટિકિટ પણ રિઝર્વ થઈ ચૂકી હતી. શેઠ શ્રી પ્રતાપભાઈ વિદાય આપવાની તૈયારી કરી રહ્યા હતા. એટલામાં અચાનક જ હૃદયરોગના હુમલાએ સ્વામીજી ઉપર પોતાનો વિકરાળ પંજો ફેલાવ્યો અને જોતજોતામાં જ સ્વામીજીનું પ્રાણપંખેરૂં ઊડી ગયું. સમાચાર સાંભળતાં જ શેઠ શ્રી પ્રતાપભાઈનાં કુટુંબીજનો દોડી આવ્યા અને આ અણધાર્યા અવસાનથી અવાક જ બની ગયા. મુંબઈના આર્ય નેતાઓને તુર્ત જ ફોનથી ખબર આપવામાં આવી. જેણે સમાચાર સાંભળ્યા તેણે કચ્છકેસલનો રસ્તો પકડયો અને થોડી જ વારમાં માનવમેદનીની ભીડ જામી ગઈ. બધાની આંખોમાંથી આ અદમ્ય અને કર્તવ્યનિષ્ઠ આર્ય નેતાના અવસાનથી આંસુઓની ધારા વહી રહી હતી. ચારે બાજુએ ખિન્નતાનું વાતાવરણ સર્જાઈ ગયું હતું. સૌના મોઢામાંથી એક જ શબ્દ નિકળતો હતો



સ્વામી શ્રી ધ્રુવાનન્દજી મહારાજ

કે આર્ય સમાજ માટે આ અનભ્રવજ્રપાત છે. વિધિની આ ક્રૂર વિટંબનાથી આર્ય સમાજ અનાથ અને નિરાધાર બન્યો છે. સ્વામિજીના અવસાનથી પડેલી ખોટ કોઈ રીતે પૂરાય તેમ નથી. લગભગ ૮ાના સુમારે સભાકાર્યાલય વડોદરામાં ફોનની ઘંટડી રણકી અને આ દુઃખદ અવસાનના સમાચાર મળતાં જ પ્રાંતભરના મુખ્ય મુખ્ય સ્થળોએ સમાચાર આપવામાં આવ્યા. જેણે જેણે સમાચાર સાંભળ્યા તે બધાએ એટલું જ કહ્યું કે સ્વામીજીનું નિધન વર્તમાન સંક્રાંતિકાળમાં ભયંકર નિરાશાનું દ્યોતક છે. વિશેષ સમાચાર આવતા અંકે.

# બિમારીનું મૂળ ક્યાં છે

લેખક : એસ. કે. રાવ

થોડા સમય પહેલાં જ અલીગઢ યુનિવર્સિટીનું નામ, ફરી એક વખત અખબારોને પાને ચમકી ગયું. યુનિ.માં વિદ્યાર્થીઓને પ્રવેશ આપવાની નીતિમાં થોડા ફેરફારો કરવામાં આવ્યા હતા. વિદ્યાર્થીઓએ આ ફેરફારોનો વિરોધ કર્યો. અને પરિણામે, અલીગઢ યુનિવર્સીટીમાં અનિચ્છનીય બનાવો બન્યા.

આજથી ત્રણ વર્ષ ઉપર, અલ્લાહાબાદ યુનિવર્સીટીના વિદ્યાર્થીઓએ ઉપકુલપતિના ઘર ઉપર હુમલો કર્યો હતો અને તેમની જિંદગી જોખમમાં મૂકી દીધી હતી. અખબારોએ આ ઘટનાની સાધારણ નોંધ લીધી હતી. આવા બનાવો થોડા સમય માટે વાતાવરણને ઉત્તેજીત કરી નાંખે છે. પણ પછી પરિસ્થિતિ થાળે પડતાં વિસરાઈ જાય છે.

પરંતુ અલીગઢ યુનિવર્સિટીમાં બનતું નાનું સરખું છમકલું પણ ઉગ્ર પ્રશ્નનું સ્વરૂપ ધારણ કરી લે છે. અલીગઢ યુનિવર્સિટી, બીજી યુનિવર્સિટીઓ કરતાં જુદી જ ભાત કેમ પાડે છે? આ પ્રશ્નના જવાબમાં અલીગઢ યુનિવર્સિટીની સમસ્યાનો ઉકેલ છૂપાયો છે.

## ઇતિહાસ

અલીગઢ યુનિવર્સિટીનો ઇતિહાસ અનોખો છે. પાકિસ્તાનની રચના કરવાનું આંદોલન અહીં જન્મ પામ્યું હતું. પાકિસ્તાન માટેના આંદોલનના કેટલાક નેતાઓ અલીગઢ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ હતા. આઝાદી પ્રાપ્ત થયા બાદ, તરત જ પાકિસ્તાનમાં અલીગઢ સોસાયટીની સ્થાપના થઈ હતી.

ભારતીય વિદ્યાર્થીઓ જો ઓક્સફર્ડ સોસાયટીની સ્થાપના કરે તો તેમના શુભ ઇરાદાઓ વિષે કોઇના મનમાં શંકા નહીં જાગે. પણ અલીગઢ સોસાયટીની સ્થાપના પાછળના આશયો જુદા હતા અલીગઢ યુનિવર્સિટીમાં અભ્યાસ કરતા મુસ્લિમ વિદ્યાર્થીઓમાં પાક. આદર્શોનો સંચાર કરવાની આ સોસાયટીની નેમ હતી, પણ જે વિદ્યાર્થીઓ અને પ્રાધ્યાપકો દ્વિરાષ્ટ્રના સિદ્ધાંતના હિમાયતીઓ હતા તેઓનો એકજ રાતમાં હૃદયપલટો થઇ જાય તે વાત માની શકાય તેવી નથી. ઘણા વિદ્યાર્થીઓના દિલમાં, પાકિસ્તાન પ્રતિ મમતાનો કીડો સળવળી રહ્યો હતો. અને નજીવી ઉશ્કેરણી બળતામાં ઘી હોમી વિખવાદની જવાળાઓ ફેલાવે છે.

## એક હજાર હિંદુ વિદ્યાર્થીઓ

અલીગઢની બહાર, દેશમાં ઘણા ઓછા લોકોને ખબર હશે કે અલીગઢ યુનિ. માં ૧૦૦૦ કરતાં પણ વધુ હિંદુ વિદ્યાર્થીઓ ભણે છે. હિંદુ-મુસલમાન વિદ્યાર્થીઓના સંબંધો સામાન્ય રીતે શુભેચ્છાભર્યા રહે છે. આંદોલનો ચાલે ત્યારે જ તેમાં કટુતા આવે છે.

દેશમાં થતા કોમી વિખવાદોના પ્રત્યાઘાતો અલીગઢ યુનિવર્સિટીમાં વાતાવરણને ઉત્તેજીત કરી દે છે. યુનિવર્સિટીમાં અભ્યાસ કરતા ઘણા પાકિસ્તાની વિદ્યાર્થીઓ આવેશમાં તણાઈ જઇ પાકિસ્તાન ઝીંદાબાદનાં સૂત્રો પોકારી દે છે. પણ કાનૂની દ્રષ્ટિએ આમાં કશું ખોટું નથી. અને ભારત, પાકિસ્તાનનો વિનાશ થાય તેમાં રાજી નથી. અને તે છતાં પણ...

ભારતીય વિદ્યાભવને 'ધાર્મિક નેતાઓ' નામનું એક પુસ્તક પ્રકાશીત કર્યું હતું. શ્રી કનૈયાલાલ માણેકલાલ મુન્શીએ આ પુસ્તકની પ્રસ્તાવના લખી હતી. જ્યારે શ્રી મુનશી ઉત્તર પ્રદેશના રાજપાલ બન્યા ત્યારે આ પુસ્તકે અલીગઢ યુનિવર્સિટીમાં ઉગ્ર વાતાવરણ પેદા કરી દીધું હતું. કાનપુરના એક ઝનૂની મુસ્લિમ અખબારે શ્રી મુન્શી ઉપર મહંમદ પયગંબરની હાંસી ઉડાવ્યાનો આક્ષેપ મૂકયો. શ્રી મુન્શીએ તેમની ભૂલ બદલ માફી માંગી હતી અને પુસ્તકને બજારમાંથી પાછું ખેંચી લીધું હતું.

અને તે છતાં પણ, અલીગઢ યુનિવર્સિટીએ આ પુસ્તક વિરૂદ્ધ આંદોલન શરૂ કર્યું. શ્રી મુન્શીની નનામી યુનિવર્સિટીના પટાંગણમાં બાળવામાં આવી હતી. આ પુસ્તક યુનિવર્સિટીના પુસ્તકાલયમાં ઘણાં સમયથી રખાયેલ હોવા છતાં, કોઇએ કહ્યું ન હતું કે તેમાં પયગંબરનું અપમાન કરવામાં આવ્યું છે!

ત્રણ વર્ષ પહેલાં, સ્ટુડન્ટ યુનિયનની ચૂંટણી વખતે કોમી તોફાનો થયા હતા. હિંદુ વિદ્યાર્થીઓ યુનિયનની ચૂંટણીમાં, સામાન્ય રીતે, સક્રીય ભાગ નથી લેતા. પણ તે વર્ષે એક હિંદુ વિદ્યાર્થીએ પ્રમુખની ચૂંટણીમાં ઝંપલાવ્યું હતું. આ વિદ્યાર્થીએ સારી લોકચાહના પ્રાપ્ત કરી હતી. તે વિચારસરણીઓના પ્રશ્નો ઉપર ચૂંટણી લઢતો હતો અને સમાજવાદ ઉપર વ્યાખ્યાનો આપતો હતો. તેના મુસ્લિમ પ્રતિસ્પર્ધીએ ચૂંટણી જીતવા માટે, એવી અફવા ફેલાવી કે આ વિદ્યાર્થી સામ્યવાદી છે અને મુસ્લિમ વિદ્યાર્થીઓએ સામ્યવાદીને મત ન આપવો જોઇએ. આમ ચૂંટણીમાં કોમી તત્ત્વ દાખલ થયું અને મુસ્લિમ વિદ્યાર્થીઓએ હિંદુ વિદ્યાર્થીઓને માર્યા.

ઉપકુલપતિએ કોમીતત્ત્વ ચૂંટણીમાં ન પ્રવેશે તેની તકેદારી રાખવી જોઇતી હતી. પણ તેઓ બહુ મોડા જાગ્યા અને આ તોફાનોના છાંટા નજદીકના ગામોમાં પણ ઉડયા.

અલીગઢ કસ્બા જેવું નાનું શહેર છે, અને આવી ઘટનાઓ બન્યા બાદ જ દેશના અખબારો અલીગઢ યુનિવર્સીટીમાં રસ લે છે. જે બે-ત્રણ ખબરપત્રીઓ અલીગઢમાં રહેતા હોય છે તેઓ પ્રશ્નના મૂળભૂત કારણો ઉપર પ્રકાશ ફેંકી શકતા નથી. આને લીધે પત્રકારો અલીગઢમાં બનતા બનાવોથી છેલ્લી ઘડીએ જ વાકેફ થાય છે.

પણ આ વખતે બનેલા બનાવો આંતરિક પ્રશ્નોને લીધે ઉદ્ભવ્યા હતા. તેમાં કોમી તત્ત્વ સંડોવાયું નહોતું તેમજ પાકિસ્તાન તરફની સહાનુભૂતિ પણ આ તોફાનો માટે જવાબદાર ન હતી.

પાકીસ્તાનના ઘણા વિદ્યાર્થીઓ શિષ્યવૃત્તિઓ લઈ અલીગઢ યુનવર્સિટીમાં ભણતા હોય છે તેઓ ઇસ્લામની સંસ્કૃતિ, ઇતિહાસ અને સાંસ્કૃતિક બાબતોનો અભ્યાસ કરવા માટે યુનિવર્સિટીમાં દાખલ થાય છે. આમાં કશું અજગતું નથી. ઇરાન અને અફઘાનીસ્તાનથી પણ વિદ્યાર્થીઓ આવતા હોય છે. પણ જ્યારે કોમી વિખવાદો જાગે છે ત્યારે પાકિસ્તાનના વિદ્યાર્થીઓ ઉપર જાસૂસી કરવાનો આરોપ મૂકાય છે. એ પણ સાચું છે કે કેટલાક પાકિસ્તાની વિદ્યાર્થીઓ ભારત દુશ્મન હોય તેવો વર્તાવ કરે છે.

## પ્રાધ્યાપકોનો દોષ

અલીગઢ યુનિવર્સિટીના પ્રાધ્યાપકો પણ કંઈક અંશે દોષિત છે. કેટલાક પ્રાધ્યાપકો વિદ્યાર્થીઓને ઉત્તેજીત કરે છે અને કોઈ કોઈ વખત તો પક્ષકાર પણ બને છે.

શ્રી ચાગલાનું કથન સર્વથા સત્ય છે કે ઉપકુલપતિને ઇજા પહોંચાડવાના કાવત્રામાં કેટલાક પ્રાધ્યાપકો પણ સામેલ હતા.

અલીગઢ યુનિવર્સિટીમાં ઘણા હિંદુ વિદ્યાર્થીઓ દાખલ થવા આવે છે. ઓછી ગુણવત્તાવાળા આ વિદ્યાર્થીઓને જ્યારે બીજી યુનિવર્સિટીઓ જાકારો આપે છે ત્યારે જ તેઓ અલીગઢનો આશ્રય લેતા હોય છે અલીગઢ યુનિવર્સિટીમાં બેઠકોની સંખ્યા વધુ છે અને પ્રાધ્યાપકો યોગ્ય ગુણવત્તાવાળા છે.

## પ્રવેશનાં આગવાં ધોરણો

વિદ્યાથીઓને પ્રવેશ આપવાના યુનિ. ના પોતાનાં આગવાં ધારાધોરણો છે. બીજી યુનિવર્સિટીએ માં યોગ્ય ગુણવત્તાવાળા વિદ્યાર્થીઓને જ પ્રવેશ મળે છે.

દા. ત. બીજી યુનિવર્સિટીઓ એમ. એસ. સી.ના વર્ગમાં દાખલ થવા માટે પ્રથમ વર્ગ મેળવેલા, યુનિવર્સીટીના વિદ્યાર્થીને પહેલી તક આપે છે. અને ત્યાર બાદ બહારની યુનિવર્સિટીનો પ્રથમ વર્ગનો વિદ્યાર્થી પ્રવેશ મેળવી શકે છે. અને જો ત્યાર બાદ બેઠકો વધે તો દ્વિતીય વર્ગમાં પાસ

( જુઓ પાન ૭ )




તંત્રીસ્થાનેથી

## સ્વરાજ્ય કે સ્વરાજ્યનો આભાસ માત્ર !

કચ્છ સરહદે સ્વરાજ્ય બાદ સત્તર વર્ષે ગેરકાયદેસર લશ્કરી આક્રમણ દ્વારા આદરેલ સરહદી ઘૂસણખોરીને બ્રિટિશ મધ્યસ્થી દ્વારા ન્યાયી ઠરાવવાનાં ફાંફાં પાકિસ્તાન મારી રહ્યું છે. મક્કમ શાસ્ત્રી સરકાર આખરે વાટાઘાટોમાં ઉતરી. **પરિણામે સમજૂતી થઈ છે એવી જાહેરાતો થઈ છે.**

રાષ્ટ્રની સરહદો સંબંધમાં આ રીતરસમ ભારત સિવાય જગતમાં કોઈ રાષ્ટ્ર સ્વીકારતું નથી. આપણી સરકાર કચ્છ સરહદે આ રાતે પૂરી સબળતા બતાવતાં અચકાઈ છે. આસામ સરહદે તો વધુ ભયંકર રમત ખેલાઇ રહી છે. બંગાળમાં પચાસ વર્ષ ઉપર ખરેખર હિન્દુ બહુમતિ હતી. થોડા જ વર્ષોમાં એંગ્લો-મુસ્લિમ પ્રપંચે બંગાળને મુસ્લિમ બહુમતિવાળો પ્રાંત બનાવી દીધો. ભારત સંરક્ષક સરદારની વિચક્ષણ રાજ્યનીતિએ પંજાબ સાથે બંગાળના વિશાળ હિન્દુ બહુમતિવાળા વિભાગોને આંચકી લીધા ના હોત તો પંજાબ-બંગાળ આપણે ખોઇ બેસત. આસામને પણ ગળી જવા મુસલમાનિયત આ સમયથી ફાંફાં મારી રહી છે. ભારતના ભાગલા પછી પણ આસામમાં મુસ્લિમ ઘૂસણખોરીએ માઝા મૂકી છે. એ ઘૂસણખોરોની સતત વધતી જતી ત્રાસજનક આગેકૂચને રોકવા ભારત સરકાર દ્વારા લેવાતાં નબળામાં નબળા પગલાંનો પણ આસામના માંધાતા ફકરુદ્દીન અને તેર કોંગ્રેસવાદી મુસ્લિમ એમ. એલ. એ. આગેવાનોએ વિરોધ કરી રાજીનામાં આપવાની ધમકી આપી છે. આસામના ભૂતપૂર્વ નાણાંપ્રધાન દેવેશ્વર શર્માએ આ રાષ્ટ્ર-દ્રોહી પ્રવૃત્તિ સામે ચેતવણીનો શંખ બજાવ્યો છે. ભારતની ઉત્તર સરહદે ચીની લશ્કરી ધાડાં સુસજ્જ ખડાં છે અને પાકિસ્તાની લશ્કરી ધાડાં પૂર્વ-પશ્ચિમ સરહદે ઘૂસવા મથી રહ્યાં છે, ત્યારે ભારત સરકાર આ પાંચમી કતારિયાંને પણ હાંકી શકતી નથી. પાકિસ્તાને પોતાની પંદર માઇલની સરહદ કત્લેઆમ ચલાવી હિન્દુ-ખ્રિસ્તીઓથી નિર્ભય કરી દીધી છે. પંદર માઇલમાં આજે હિન્દુ-ખ્રિસ્તીનું નામનિશાન મિટાવાઇ રહ્યું છે જ્યારે ભારત સરહદે કોમીવાદી રાષ્ટ્રદ્રોહી મુસ્લિમોથી અરે પરદેશી મુસ્લિમોથી વસાવાઇ રહ્યું છે. આસામ પિસ્તાળીસ ટકા ઘૂસણખોરીથી મુસ્લિમ બહુમતિવાળો પ્રાંત બની જવા બેઠો છે. આસામ બીજું કાશ્મીર બની રહ્યું છે. આ છે આપણા સ્વરાજ્યની શક્તિ. સમય આવે સંરક્ષણના ભારત સરકારના પ્રયત્નોનો પણ દૂધ પાઇને ઉછેરેલા દેશદ્રોહીઓ નિષ્ફળ બનાવી રહ્યા છે. ભારતીયો કચ્છ કે આસામ ગમે તે સરહદે સ્વરાજ્યની હૂંફ મેળવી શકતા નથી. આ તે સ્વરાજ્ય છે કે સ્વરાજ્યનો આભાસ માત્ર ? હવે એકવારના ભારતના અંગરૂપ બ્રહ્મદેશની સ્થિતિ જોઇએ. ભારતે જ તન, મન, ધનથી બરમી સ્વરાજ્ય મેળવી આપ્યું છે. રક્ષ્યું છે અને વિકસાવ્યું છે. આજે મહાન ભારતભક્ત અમરશહીદ ફુંગી વિજય અને ભિક્ષુ ઉત્તમના બલિદાનથી અસ્તિત્વમાં આવેલ બરમી સ્વરાજ્ય ભારતીયો ઉપર ચારે તરફથી તૂટી પડી તેમને લૂંટી રહ્યું છે.

જનરલ નેવીનની સરકારે "રાષ્ટ્રીયકરણ"ના નામે સાત લાખ ભારતીય વ્યાપારીઓને વેપારશૂન્ય કરી દીધા છે. નેવુ ટકાને ભારત ભગાડી દીધાં છે. બાકીનાઓને કયાં તો છીનવેલા વેપાર ચલાવવાને કમતીમાં કમતી પગારે નોકરીએ રાખી પગાર પણ પૂરો ન અપાય એવી સ્થિતિમાં-કમોતમાં ધકેલ્યા છે. કેટલાકને નજીવા કારણસર જેલમાં ધકેલ્યા છે. કેટલાકે ભારતીય એલચીખાતામાં બરમી લૂંટથી બચાવવા મૂકેલી મિલ્કતો ભારત સરકારના સચિવ ગણદેવીયાએ બરમી સરકારને લખી જણાવી બરમો સરકારની કદમબોસી કરી છે. આ છે, આપણા સચિવેન્દ્રની રાષ્ટ્રભક્તિ ? બિચારા ભારતીયો દેશપરદેશમાંથી હડસેલાઇ રસ્તે રખડતા ભિખારી બની રહ્યા છે.

છતાં આપણી સ્વરાજ્યસરકારની આંખમાં ક્ષાત્રતેજ પ્રગટતું નથી. નાસર હોય કે સુકર્ણો, નેવીન હોય કે રાજાધિરાજ મહેન્દ્ર; શેખ અબ્દુલ્લા હોય કે અયુબખાન તમામ-વિલ્સન-જોન્સન સુદ્ધાંત સમજતા થઇ ગયા છે કે "ભારત બિચારું છે."

**રાષ્ટ્રશક્તિ પ્રગટાવનાર દયાનંદનો આત્મા આ નમાલાપણુ જોઇ જરૂર ખિન્ન થતો હશે. આજે આપણું સ્વરાજ્ય આભાસ માત્ર જણાય છે.**

**સાચું સ્વરાજ્ય આર્ય હૃદયોના સુદઢ સંકલ્પ વિના પ્રગટવું શકય નથી. વિશ્વકલ્યાણ સાધવાનો સંકલ્પ નિર્બળ ભારત શું કદીયે પાર પાડી શકશે ખરૂં ? આસુરિક બળો મદમસ્ત બની નિરંકુશ રીતે વિહરી રહ્યા છે. ભારતના સીમાડે તેમની વિચારહીન તાંડવ-લીલા ચારેકોર શરૂ થઇ ચૂકી છે અને વિસ્તરી રહી છે. શાસ્ત્રી સરકારે કારગીલવિજયનો બનાવેલ ચમત્કાર ભારતીય રાજ્યનીતિનું મધ્યબિન્દુ બની રહેવો જોઇએ. વેદ ભગવાન સ્પષ્ટ કહે છે. બલંબ્રહ્મ બલં ઉપાસસ્વ તો જ સ્વરાજ્ય સાર્થક બનશે. પમરકૃપાળુ પ્રભુ સરકારને સદ્‌બુદ્ધિ આપે.**

## આર્યકન્યા વિદ્યાલય, વડોદરા

સ્વામી શ્રી ધ્રુવાનંદજીના અવસાનના સમાચાર સાંભળતાં જ શ્રી પં આનંદપ્રિયજી અવાક બની ગયા હતા. અને તેમના મોઢામાંથી સ્વાભાવિક રીતે જ શબ્દો સરી પડયા હતા કે આર્યસમાજ દિન-પ્રતિદિન કંગાલ થતો જાય છે. જૂના નેતાઓ જાય છે અને નવા આવતા નથી. આ મોટામાં મોટી આપણી કમનસીબી છે.

વિદ્યાલયમાં રજા પાળવામાં આવી હતી, તેમ જ શોકસભા ભરી બ્રહ્મચારીણીઓએ તેમ જ કાર્યકતાઓએ શોકાંજલિ આપી હતી.

## આર્યસમાજ વારસિયા, વડોદરા

આર્યસમાજ વારસિયા કોલો-નીના આર્યભાઇઓએ શોકસભા ભરી સ્વામીજી મહારાજને શ્રદ્ધાંજલિ આપી હતી. તેમજ દિવંગત આત્માને શાંતિ આપવા તથા આર્યજનોને તેમનું અધુરું કાર્ય પૂરું કરવાની શક્તિ આપવા પ્રભુને પ્રાર્થના કરી હતી.

## શહેર આર્યસમાજ વડોદરા

શહેર આર્યસમાજના સભ્યોએ શોક સભામા સ્વર્ગસ્થ આત્માને નિધતાંજલિ અર્પી દિવંગત આત્માની ચિર શાંતિ માટે પ્રાર્થના કરી હતી.

# જવાહરલાલ કા દ્રષ્ટિ કોણ-એક પહલૂ

લેખક ।
શ્રી જયસિંહજી ગાયકવાડ
એમ. એ., હિન્દી વ રાજનીતિ વિજ્ઞાન, નર્મદાપથ, જબલપુર

સ્વર્ગીય પં. જવાહરલાલ નેહરૂ કે બારે મેં યહ ભ્રાન્ત ધારણા પ્રચલિત હૈ કિ વે નાસ્તિક વિચાર ધારા કે વ્યક્તિ થે। વાસ્તવિકતા યહ હૈ કિ વે ધર્મ, નૈતિકતા આદિ કે ઇતને નિકટ થે કિ બહુત કમ રાજનીતિજ્ઞોં સે ઇતની અપેક્ષા કી જા સકતી હૈ। વૈસે વે સ્વતંત્ર વિચારક થે। ઉનસે અનેક પહલુઓંસે સહમતિ આવશ્યક નહીં હૈ। પાખણ્ડ, બાહ્યાડમ્બરોં એવં કર્મકાણ્ડ આદિ કે વિરોધી થે!

કહના ન હોગા કિ જવાહરલાલ નેહરૂને ભારતકો પશ્ચિમકે માધ્યમસે જાના હૈ ઇસ તથ્યકો ઉન્હોંને સ્વીકાર ભી કિયા હૈ! બહુધા અપ્રત્યક્ષ માધ્યમસે પ્રાપ્ત જાનકારીકે બારેમેં નિરપેક્ષતા રહા કરતી હૈ યહ હમેં નેહરૂજીમેં કાફી હદ તક પ્રાપ્ત હોતી હૈ। પશ્ચિમસે ભારતકો જાનને કે બાવજૂદ ભી નેહરૂકે સાહિત્યમેં ભારતકે બારેમેં જો ચિત્ર દેખનેકો મિલતા હૈ વહ ઉન પશ્ચિમી વિદ્વાનોંસે ભિન્ન હૈ જો ભારતકો સપેરોં, જાદૂગરોં આદિકા દેશ માના કરતે હૈં। હમેં ખેદ હૈ કિ અભી ભી ભારતકે બારેમેં વિદેશોંમેં કહીં કહીં ઇસી પ્રકારકી ભાવના વિદ્યમાન હૈ।

ભારતકે અતીતકે ગૌરવકી કહાની જિસ જોરદાર ભાષામેં જવાહરલાલજીને કહી હૈ વહ અન્યત્ર દુર્લભ હી હૈ। જવાહરલાલને ભારતકે અતીત એવં સાહિત્યકા અધ્યયન કિયા। ઉન્હોંને સાહિત્યકે બારેમેં કહા હૈ। મૈં વિચારોંકી પ્રબલતા, ભાષાકી સ્પષ્ટતા ઔર મસ્તિષ્કકી ધનાઢ્યતાસે અત્યધિક પ્રભાવિત હુઆ હૂં। સંસ્કૃતિકે પ્રણેતાઓંકે બારેમેં આપકે વિચાર દ્રષ્ટવ્ય હૈં "અપની બુદ્ધિકે દ્વારા ઉન્હોંને એક એસે ઢાંચેંકા નિર્માણ કિયા જિસને ભારતકો સાંસ્કૃતિક સ્થિરતા પ્રદાન કી ઔર જો હજારોં વર્ષોં તક રહી।

"હિન્દુ"કે બારેમેં જવાહરલાલજીકા મત હૈ "યહ શબ્દ હમારે અતિ પ્રાચીન સાહિત્યમેં ઉપલબ્ધ નહીં હૈ। આઠવી સદીસે ઇસકા પ્રયોગ પ્રારમ્ભ હુઆ હૈ। અન્યત્ર આપને લિખા હૈ" ભારતમેં ધર્મકે લિએ જિસ શબ્દકા પ્રયોગ હોતા આયા હૈ વહ "આર્ય ધર્મ હૈ। યે દોનોંહી વિચાર મહર્ષિ દયાનન્દકી વિચારધારા કે કિતને નિકટ હૈ યહ કહનેકી આવશ્યકતા નહીં હૈ।

"વેદો"કી પ્રાચીનતાકે બારેમેં આપકે વિચાર હૈ "વાસ્તવિક તિથિ ચાહે જોભી હો યહ સમ્ભવ હૈ કિ યહ સાહિત્ય ગ્રીક વ ઇજરાઇલકે સાહિત્યસે પુરાના હૈ ઔર માનવકે પ્રાચીનતમ મસ્તિષ્કકા પ્રતિનિધિત્વ કરતા હૈ।" આપને મૈકસમૂલરકા નિમ્ન ઉદાહરણ દિયા હૈ "વેદ આર્યોકે ભારતમેં પ્રવાહિત હી બોલે હુએ પ્રથમ વચન હૈ।" નેહરૂજીને વેદોંકી વિષય વસ્તુકે બારેમેં વિસ્તારસે લિખતે હુએ કહા હૈ। "ઉનમે મૂર્તિ પૂજા નહીં હૈ ભગવાન કે લિએ મન્દિર નહીં હૈ। ઉનમેં જીવન કે પ્રતિ નિષ્ઠા ઔર ઓજસ્વિતા વિશેષ રૂપસે ઉપલબ્ધ હૈ।"

મહર્ષિ દયાનન્દ વેદોંકો સબ સત્ય વિદ્યાઓંકા આદિ મૂલ માનતે થે। તાત્પર્ય યહ કિ ઉનમેં કેવલ આધ્યાત્મિક બાતેં હી નહીં હૈં। ઇસ બારેમેં નહેરુજી કે વિચાર દ્રષ્ટવ્ય હૈં। "ભારત મેં પ્રત્યેક ઐસે સમયમેં જબ સંસ્કૃતિ ઉત્કર્ષ પર રહી હમ જીવન વ પ્રકૃતિ કે બારેમેં પ્રફુલ્લતા, રહને કે ઢંગ મેં આહલાદ દેખતે હૈં।...મુઝે વિચારના ચાહિએ કિ સમય રૂપસે લેને પર ભારતીય વિચાર ધારાને કભી ભી જીવન કો નકારાત્મક રૂપમેં નહીં લિયા યદ્યપિ કુછ દર્શનોંને ઇસ પ્રકાર કે વિચાર રખેં હૈં પરન્તુ યે ઇસાઇયત કી અપેક્ષા કમ હૈં। બૌદ્ધ ઔર જૈન ધર્મને જીવન કી નકારાત્મકતા પર જોર દિયા ઔર કુછ કાલ તક ભારત કે ઇતિહાસ મેં જીવનસે પલાયન બડી માત્રામે દેખતે હૈ" વે અભી કહતે હૈ હોસકતા હૈ કિ રાજનૈતિક ઔર આર્થિક કારણોકી વજહસે ઉત્પન્ન હુઈ ઉદ્વિગ્નતાકી ભાવનાહી જીવન કે પ્રતિ ઉદાસીનતા યા નકારાત્મકતા કા કારણ હો।" તાત્પર્ય યહ કિ ભારતીય વિચારધારાકા મૂલ રૂપ સે પલાયન કી ઔર લે જાને વાલી નહીં હૈ। વહ તો સુખી ઔર સમૃદ્ધ જીવન વ્યતીત કરનેકી આજ્ઞા દેતી હૈ। મહર્ષિનેભી અનેક સ્થાનો પર ઇસ પ્રકારકા પ્રતિપાદન કિયા હૈ।

'ભારતીય દર્શનો'કે બારેમે નેહરૂજીને કહા 'દર્શન પ્રકૃતિકે નિયમો તથા કારણોંકા જ્ઞાન, જીવનકે અન્તિમ ઉદ્દેશ્યકી ખોજ ઔર જીવન કે અનેક વિરોધાભાસો મેં સાવયવિક એકતા કી પ્રાપ્તિ કે પ્રયાસોંકા ગહન એવં મહીન અધ્યયન હૈ।"

**ઉપનિષદો** કે બારેમે નેહરૂજી કા દૃષ્ટિકોણ દેખેં। વે કહતે હૈ કી "ઉપનિષદોં ને મસ્તિષ્ક ઔર રાષ્ટ્રીય ચરિત્રકો પ્રભાવશાલી ઢંગસે ઢાલા હૈ।" વે આગે કહતે હૈ। પ્રારમ્ભિક ભારતીય વિચાર ધારા ઈરાનકે માધ્યમસે ગ્રીકમેં પ્રવેશ હુઈ ઔર ઇસને વહાંકે વિચારકોં ઔર દાર્શનિકોંકો પ્રભાવિત કિયા। કાલાન્તર પ્લોટિનસ પૂર્વમેં ઇતની આર ભારતીય દર્શનોં કા અધ્યયન કરને આએ ઔર યહાં વે ઉપનિષદોં કે રહસ્યવાદસે કાફી પ્રભાવિત હુએ। ઐસા કહા જાતા હૈ કિ યહ પ્રભાવ પ્લોટિનસસે સેંટ આગસ્ટાઇન પર પડા ઔર ઉનકે માધ્યમસે ઇસાઇયત પર ઉસકા પ્રભાવ પડા।" નહેરુજીને ઇસી પ્રકરણમેં શોપનહોવર, મૈકસમૂલર, રસલ આદિ કે સુન્દર ઉદ્ધરણ પ્રસ્તુત કિએ હૈં।

ભારત કે પ્રાચીન સાહિત્યમેં ભાતિક જ્ઞાન કે અનેક ગ્રંથ હૈં। ઇસ સંબંધમેં નહેરુજીકા કથન દ્દષ્ટવ્ય હૈ। 'યહ હમારા એક બડા દુર્ભાગ્ય હૈ કિ સંસારકા પ્રાચીન સાહિત્ય,-ગ્રીક, ભારત યા અન્ય, ખો ગયા હૈ। અભી તક ૫૦ હજાર સે અધિક ઇસ પ્રકાર કી પાણ્ડુલિપિયાં ખોજી જા સકી હૈ। યે બતાતી હૈં કિ સાહિત્ય, નાટક, દર્શન વ અન્ય કૃતિયાં કિસ વિશાલ માત્રામેં અસાધારણ રૂપસે રહી હોંગી।" ઇસ સમ્બન્ધમેં આપને કૌટિલ્ય કે અર્થશાસ્ત્ર કા ઉલ્લેખ કિયા હૈ।

નેહરૂજી કે આધ્યાત્મિકતા સમ્બધી વિચાર ઉદ્ધરણસે સ્પષ્ટ હોતે હૈ—"સબસે પહલે મેરા વિશ્વાસ હૈ કિ ભૌતિક તરક્કી કે અલાવા એક તરક્કી ઔર અનિવાર્ય હૈ। ઇન્સાનકા મન નૈતિક ઔર આધ્યાત્મિક ઉન્નતિ પાનેકે લિએ ભૂખા હૈ જિસકે બિના ભૌતિક તરક્કી કિસી કામ કી નહી। પુરાની હિન્દુ માન્યતા હૈ કિ દુનિયા મેં કોઇ દૈવી તત્વ જરૂર હૈ આર હર ઇન્સાન ઉસકા કુછ જુજ રખતા હૈ। જિસકા યહ વિકાસ કર સકતા હૈ। યહ વિચાર મુઝપર જીવન શક્તિ કી શબ્દાવલિ મેં અસર ડાલતા હૈ। મૈં કોઇ ધાર્મિક આદમી નહીં હૂં પર મૈ કિસી એસી ચીજ મેં વિશ્વાસ રખતા હૂં, ઉસે આપ ધર્મ કહે યા

(જુઓ પાન ૬)

## આર્યસમાજના

# કર્મયોગી સંન્યાસીનું અણધાર્યું અવસાન

આર્યજગતના મહાન અને તપસ્વી વર્તમાન સમયના એક માત્ર આર્ય નેતા સંન્યાસી સ્વામી ધ્રુવાનંદજી મહારાજના તા. ૨૯-૬-૬૫ ને મંગળવારે મુંબઈમાં હાર્ટ ફેલથી થયેલાં દુઃખદ અને અણધાર્યા અવસાનથી આર્યજગતને એક વધુ આચકો લાગ્યો છે.

સ્વામી શ્રી ધ્રુવાનંદજી મહારાજની ઉમર લગભગ ૮૦ વર્ષ ઉપરાંત હોવા છતાં તેઓ એક સાચા સંન્યાસી તરીકે જીવનની અંતિમ પળ સુધી આર્યસમાજની શક્તિને એકત્રિત કરવામાં તેમ જ મહર્ષિ દયાનંદે પ્રતિપાદિત કરેલ વૈદિક સિદ્ધાંતોના પ્રચારાર્થે રાત-દિવસ એક કરી રહ્યા હતા.

બાલ્યાવસ્થાથી સ્વામીજીએ તપસ્વીનું જીવન ગાળ્યું હતું. તેમની મેધાવી બુદ્ધિને પારખી સ્વ. સ્વામી સર્વદાનંદજી મહારાજે તેમને પોતાના અલીગઢ પાસે આવેલી કાલિન્દી નદીના કાંઠે આવેલા હરદુઆગંજના આશ્રમમાં રાખી સંસ્કૃત ભણવાની વ્યવસ્થા કરી આપી હતી.

સ્વામી ધ્રુવાનંદજીનુ મૂળ નામ ધ્રુવાનન્દ. પ્રથમથી જ તેઓ ખૂબ મેધાવી તો હતા જ, મહેનતુ પણ ખૂબ હતા. "જાત મહેનત જીંદાબાદ"નો સિદ્ધાન્ત તેમણે અપનાવેલો. પોતાની મહેનતના બળે તેમણે થોડા જ વખતમાં શાસ્ત્રીની પરીક્ષા પસાર કરી, તેઓ ફક્ત બુદ્ધિશાળી જ ન હતા પણ ઉત્તમ પ્રકારના વક્તા પણ હતા

વિદ્યાભ્યાસ પૂરો કરીને કાર્યક્ષેત્રમાં કૂદી પડચા. ગામડે ગામડે ફરીને પ્રચાર કાર્ય પ્રારંભકર્યું, જ્યાં ત્યાં પોતાની રણહાક વગાડતા. આ બાલબ્રહ્મચારીના બ્રહ્મતેજથી તેમજ અજબ વક્તૃત્વ શક્તિથી જનતા અંજાઇ જતી. તેમના વ્યાખ્યાનોમાં હજારોની ભીડ જામતી.

સ્વામીજી ફક્ત વક્તા જ ન હતા સાથે સાથે કાર્યકુશળ પણ હતા. ધીમે ધીમે તેમની આર્યજગત ઉપર એવી તો પકડ જામી કે થોડા જ સમયમાં કાલાકાંકર, શાહપુર રાજ્ય પરિવારોના તેઓ રાજગુરુ બન્યા. વર્ષો સુધી તેમણે આ રાજ્યોને આર્ય સંસ્કૃતિથી સંસ્કારિત કરવામાં સફળતાપૂર્વક સહયોગ આપ્યો હતો.

ઉત્તર પ્રદેશની આર્યસમાજોમાં સ્વામીજીનો એટલો વિશાળ પ્રભાવ જામ્યો કે કેટલાક ઇર્ષ્યાળુઓની નજરે ચઢવા છતાં ઉત્તર પ્રદેશ આર્યપ્રતિનિધિ સભાના પ્રધાન બન્યા, અને વર્ષો સુધી સભાનું સુકાન સંભાળતા રહ્યા. તેમની છત્રછાયામાં સમાજોમાં નવચેતનની ઉષા પ્રગટી, સમાજો સુવ્યવસ્થિત થઈ અને આખા પ્રાંતમાં વૈદિક સિદ્ધાંતોના પ્રચારની ખૂબ દુદુંભી વાગી. સનાતનીઓમાં ખળભળાટ જાગ્યો. ખ્રિસ્તી અને મુસલમાનો પોથી પત્રા સંભાળવા મંડી પડયા હતા.

ફક્ત વ્યાખ્યાનોથી તેમને સંતોષ ન થયો શુદ્ધિ, પતિતોદ્ધાર ગોરક્ષા, અબલારક્ષાના સક્રિય કાર્યમાં તેમણે ઝુકાવ્યું. આખા પ્રાંતમાં શુદ્ધિનું આંદોલન ખડું થયું, અને જોતાં જોતાં તો લાખોની સંખ્યામાં મુસલમાનોને વૈદિક ધર્મના અમૃતપાનથી પાવન કરી રામ અને કૃષ્ણના ભક્તોમાં સામેલ કરી દીધા. મલબાર હત્યાકાંડ વખતે પણ મલકાનાઓની શુદ્ધિમાં તેમનો ઘણો મોટો હિસ્સો હતો.

આવશ્યકતા વડે સત્યાગ્રહનું હથિયાર અપનાવવામાં પણ તેઓ પાછીપાની કરવામાં માનતા ન હતા. હૈદ્રાબાદની હિંદુ પ્રજા ઉપર થતા અત્યાચારોનો સામનો કરવા આર્યસમાજે નિશ્ચય કર્યો અને જોરદાર સત્યાગ્રહ શરૂ કર્યો. દેશના ખૂણે ખૂણેથી સત્યાગ્રહીઓના ધાડાં આવવા લાગ્યાં. ડિક્ટેટરોની પડાપડી થવા લાગી. સ્વામીજી મહારાજ પાછા પડે તેવા ન હતા. ત્રીજા ડિક્ટેટર તરીકે સોલાપુરથી લગભગ ૧૦૦૦ સત્યાગ્રહીઓની સરદારી સંભાળી અને નિજામ રાજ્યમાં સત્યાગ્રહનો શંખ ફૂંકતાં તેમને વાર ન હતી લાગી.

સિન્ધમાં મહર્ષિના અમર ગ્રન્થ સત્યાર્થ પ્રકાશ ઉપર પ્રતિબંધ મૂકવાનો પ્રયત્ન ત્યાંની સરકારે કર્યો. સ્વામી ધ્રુવાનન્દજી તે સહન કરી શકયા નહીં. સત્યાગ્રહનું વાતાવરણ સર્જાતા પહેલાં તો બગલ થેલીમાં સત્યાર્થ પ્રકાશની નકલો ભરી કરાંચીનો રસ્તો પકડતાં તેમને વાર ન હતી લાગી. સ્વામીજી મહારાજે જ્યાં અને જ્યારે ઝુકાવ્યું ત્યાં ત્યાંથી સફળ થઇને જ પાછા ફર્યા છે. નિરાશા તો તેમના જીવનમાં કોઇ દિવસ દેખાઇ જ નહીં.

મુસીબતોનો સામનો કરવાથી ફુરસદ મળતાં જ તેઓ પ્રચારમાં લાગી જતા. છેલ્લે છેલ્લે બરમા, મોરીશસ, આફ્રિકા, થાઇલેંડ, હોંગકોંગ વગેરે દેશોમાં પણ પ્રચારાર્થે જઇ આવ્યા. છેલ્લે મોરીશસથી પાછા ફર્યા પછી તેમની શારીરિક અવસ્થા બગડી તે ઠેઠ સુધી ન સુધરી તે ન જ સુધરી. બીમારીની અવસ્થામાં પણ જીવનની એક એક પળ મહર્ષિના આ અનન્ય ભકતે આર્યસમાજના પ્રચારમાં અને ગરીબોની સેવામાં વિતાવી છે.

વર્ષો સુધી સાર્વદેશિક સભાનું સુકાન સંભાળ્યા પછી પ્રધાનપદનો બોજો શેઠ શ્રી પ્રતાપસિંહભાઇને સોંપી પોતે નિવૃત્ત થયા છતાં આ ભેખધારીએ સેવા તો યથાવત ચાલુ જ રાખી હતી.

હમણાં થોડા દિવસ ઉપર જ તેઓ સ્વાસ્થ્ય સુધરવાની દૃષ્ટિએ મુંબઇ આવેલા. શેઠ શ્રી પ્રતાપભાઇને ત્યાંજ તેમની સેવા સુશ્રુષા થતી હતી. પગે સોજા આવી ગયા હતા. એક દિવસે મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિસભાના મહોપદેશક શ્રી પં. દયાશંકરજીએ કહ્યું. "સ્વામીજી મહારાજ! પગ ઉપર સોજા આવી ગયા છે. સાંભળીને હસતાં હસતાં જવાબ આપ્યો અબ મેં મોટા હો ગયા હું" કેટલું ધૈર્ય અને કેટલી હિંમત. ઘણા લાંબા વખતથી તેઓ મોતની સામે ઝઝુમતા રહ્યા.

આખરે વિધિની વક્રતાએ પોતાનો વિકરાળ પંજો તારીખ ૨૯-૬-૬૫ના રોજ સવારે ૬ વાગે તેમના ઉપર ઉગામ્યો. તે જ દિવસે પ્લેન દ્વારા તેઓ દિલ્હી થઇ તા. ૩, ૪, ૫ જુલાઇના દિવસોમાં કાનપુરમાં ભરાનારા સાર્વદેશિકના અધિવેશનમાં જવાની તૈયારી કરી રહ્યા હતા. ટિકિટ રિઝર્વ થઇ ચુકી હતી. કચ્છ કેસલની નીચે તેમની ચરણ રજથી પાવન થવા સારું પ્રતાપભાઇની મોટર રાહ જોતી ખડી હતી. એટલામાં તો સ્વામીજીને હૃદયમાં ઘબરામણ થવા લાગી. પ્રતાપભાઇને જરા થોભી જઇ પાસે બેસાડચા. અચાનક જ લોહીની ઉલટી થઇ. પ્રતાપભાઇના કપડાં ઉપર જ. અને થોડીવારમાં તો ડોકટરો આવે છે ત્યાં સુધી તો સ્વામીજી ઢળી પડચા. ચારે બાજુએ હાહાકાર મચી ગયો આર્યસમાજના સ્થાનિક નેતાઓ તથા ભક્ત જનોની ઠઠ જામી ગઇ. આંખોમાંથી આંસુઓ ટપકી રહ્યાં હતાં. આર્યસમાજ ઉપરથી જોતાં જોતાં તો છત્ર છાયા ઊડી ગઇ. આખા દેશમાં ફોનથી ખબર આપવામાં આવી. તારો ઉપર તારો આવવા લાગ્યા. આખરે અંત્યેષ્ટી માટે સ્વામીજીના શબને દિલ્હી મોકલવાનો નિશ્ચય થયો. અને રાત્રે ફ્રંટીયર મેલથી શબ દિલ્હી મોકલવામાં આવ્યું. રાત્રે બરાબર બે વાગે મેલ વડોદરા સ્ટેશને આવ્યો. સ્ટેશન ઉપર શ્રી. પં. આનન્દપ્રિયજી, શ્રી. પં. પ્રતાપચંદ્રજી, શ્રી. પં. દયાશંકરજી, શ્રી. જગદીશજી, શ્રી. ગોવિંદરાયજી, શ્રી. જ્ઞાનચંદ્રજી, શ્રી. મણિભાઇ વગેરે આર્ય ભાઇઓએ આશ્રુભીની આંખોએ શબની પેટીને ફુલહાર કરી અંતિમ શ્રદ્ધાંજલિ આપી દુઃખીત હૃદયે આખરી વિદાય આપી.

**કર્મયોગી સ્વામી ધ્રુવાનંદજી મહારાજ પોતાના સમગ્ર જીવનથી આર્ય જગતને એક સંદેશો આપતા ગયા છે અને તે એ છે કે "મહર્ષિ દયાનંદના અનુયાયીઓ જાગો, ઊઠો, આળસનો ત્યાગ કરી સંસારની પરિસ્થિતિને ઓળખી સંસારમાં ફેલાતા અન્યાય, અત્યાચાર, સંપ્રદાયવાદ, પાખંડ અને દંભનો નિડરતાપૂર્વક સામનો કરવા માટે-કૃતનિશ્ચયી બનો. આર્ય તરીકે જીવો અને આર્ય તરીકે જ મરવાનું પસંદ કરો. મહર્ષિના સિદ્ધાંતોનો પ્રચાર કેવળ વાણીથી નહીં પણ આચરણથી કરવાનું વ્રત લો. તેમાં જ સંસારનું કલ્યાણ છે."**

માધવેન્દ્ર શાસ્ત્રી

( પાન ૪નું ચાલુ )

કુછ ભી, જો ઇન્સાન કો ઉસકી સાધારણ સતહ સે ઉંચા ઉઠાતી હૈ ઔર ઉસકે વ્યક્તિત્વ કો એક નયા આધ્યાત્મિક ગુણ ઔર નૈતિક ગહરાઇયોં કા અભ્યાસ દેતી હૈ।... જહાં તક મેરે ખુદ કા સમ્બધ હૈ મેરા ધર્મ હૈ તમામ ધર્મો કે આદર્શો ઔર ઉનકે દર્શનકે પ્રતિ સહિષ્ણુતા।...માનવ કી યહ ભાવના કિતની અદભુત હૈ કિ અનેક અસફલતાઓં કે બાબજૂદ મનુષ્યને અપની સભી પ્રિય વસ્તુઓં જૈસે આદર્શ, સત્ય, નિષ્ઠા, દેશ પ્રતિષ્ઠાકે લિએ અપના જીવન બલિદાન કિયા હૈ। આદર્શ બદલ સકતા હૈ કિન્તુ બલિદાનકી ક્ષમતા કાયમ હૈ ઔર ઇસી વજહસે મનુષ્ય પરસે વિશ્વાસ ખોના અસંભવ હૈ।

ડા. સમ્પૂર્ણાનન્દને નેહરૂજીકે બારેમેં લિખા હૈ કિ "જવાહરલાલ નેહરૂકે ધાર્મિક મનુષ્ય હોને યા આધ્યામિકતાકી ઔર ગમ્ભીર ધ્યાન દેનેવાલે વ્યક્તિકે રૂપમેં સન્દેહ કર સકતા હૈ પરન્તુ જો ઉનકે કાફી સમ્પર્કમેં આએ હૈં વે જાનતે હૈં કિ આધ્યાત્મિક મૂલ્ય ઉન્હે કિસ પ્રકાર અચ્છે લગા કરતે થે।" ડા. સમ્પૂર્ણાનન્દને નેહરૂજી કા નિમ્ન ઉદ્ધરણ દિયા હૈ "આર્થિક સમસ્યાઓંકે પહલુઓં પર ધ્યાન દેતે હુએ હમેં સદા શાન્તિપૂર્ણ તરીકોં કો દૃષ્ટિમેં રખના હોગા ઔર સમ્ભવત: હમેં વેદાન્તકે આદર્શોકો જો કિ સારે અસ્તિત્વોંકા આન્તરિક આધાર હૈ, વો ભી મસ્તિષ્કમેં રખના હોગા।" આગે ડા. સમ્પૂર્ણાનન્દ કહતે હૈં। યદિ યહ લેખ ( નેહરૂ દ્વારા ) ન લિખા ગયા હોતા તો કુછ મનુષ્યોંને યહ કલ્પનાકી હોતી કિ ઉનકે મસ્તિષ્કમેં મૌલિક રૂપસે અમૌલિકવાદી દૃષ્ટિકોણકે લિએ કોઇ સ્થાન નહીં હૈ।

એક ઔર બાત પર પ્રકાશ ડાલકર ઇસે સમાપ્ત કિયા જાતા હૈ। પં. જવાહરલાલ નેહરૂકી વસીયતકો પઢકર ઉનકે દેશ પ્રેમ એવં ભાવવિભોરતાસે કોઇ ભી વ્યક્તિ ગદગદ હો સકતા હૈ। મહર્ષિદયાનન્દકી ઓર દેખેં તો પતા લગતા હૈ કિ દાહ કર્મકે પશ્ચાત અસ્થિયોં આદિકે પ્રવાહકે લિએ આપને રોક લગા દી થી। ઉનકી ઇચ્છા થી કિ ઉનકી અસ્થિયોં એવં ખાખ આદિકો ખેતમેં બિખેર દિયા જાય। જવાહરલાલજીકો ગંગાસે પ્રેમ થા। ધાર્મિક કારણોંસે નહીં અન્ય કારણોંસે। એ ઉસકે માધ્યમસે અપની અસ્થિયોંકો મહાસાગરમેં પહુંચાના ચાહતે થે ઔર શેષકો ઉન્હોંને ખેતોંમેં ફૈલવાનેકે લિએ લિખા થા। અવશેષ ન રખને ઔર ખારી આદિકો ખેતોંમેં ફૈલાનેમેં હમ દોનોં મહાન આત્માઓંમેં એક બડી સમાનતા દેખતે હૈં। યહ સહસા નહીં હો સકતી।

# વિષમજ્વર MALARIA ( મલેરિયા )

## નગર પાલિકાને નમ્ર નિવેદન

લેખક:-પંડિત વસિષ્ઠજી યાજ્ઞિક હલવદકર
( આયુર્વેદાલંકાર ) રાજકોટ

( લેખાંક-૧ )

વિષમજ્વરના પર્યાય-શીતજ્વર, જૂડી બુખાર, હિમજ્વર - Malaria Ague. ભારત સ્વતંત્ર થયા પછી છેલ્લા એ વર્ષથી સારાએ વિશ્વની આરોગ્ય સાહિત્ય સંસ્કૃતિમાં પ્રધાન સ્થાન પામે તેવી ભારતીય અષ્ટાંગ આયુર્વેદ સંસ્કૃતિ ઉપર જે ઘેરાયેલાં વાદળ હતાં તે દૂર કરી સારાએ ભારતમાં શુદ્ધ આયુર્વેદ અર્થાત્ ભારતીય અષ્ટાંગ આયુર્વેદની પુન: પ્રતિષ્ઠા થઇ છે, તેના યશભાગી ગુજરાત રાજ્યના માનનીય આરોગ્ય પ્રધાન શ્રી. મોહનલાલ વ્યાસ છે.

આયુર્વેદના ઉપાસક વૈદ્યોનું આજે ઉત્તરદાયિત્વ છે કે હવે આયુર્વેદની પ્રતિષ્ઠાનું સંરક્ષણ અને લોકપ્રિય બનાવવો જોઇએ. વર્ષાઋતુમાં પણ ઓગસ્ટથી ડિસેમ્બર સુધી વિષમજ્વર ( મલેરિયા-તાવ )નો ઉપદ્રવ વિશેષ હોય છે-વિષમજ્વર ( મેલેરિયા ) નિવારણ માટે પ્રજાકીય સરકારનું આરોગ્યખાતું આવકારપાત્ર પ્રવૃત્તિ કરે છે. અને 'મેલેરિયા નાબુદી' શબ્દની ગર્જના સાથે ગામની ગલી અને શેરીએ શેરીએ માણસો ( મેલેરિયા રોગ:નિવારણની તાલીમ પામેલા માણસોને મોકલે છે. અને લોહી લે છે અને જ્વર છે તેવું કહે તેને મેલરીયાની ટિકડીઓ પણ અપાય છે. આ તમામ કાર્યવાહીને હું સ્થૂલ કાર્યવાહી અથવા બુદ્ધિથી વેગળી કાર્યવાહી માનું છું એટલે જ "દરેક શહેરની નગરપાલિકાઓને નમ્ર નિવેદન કરૂં છું. મલેરિયાની ટીકડી આપવી તેથી રોગનિવારણની કાર્યવાહી સમાપ્ત થતી નથી. પરન્તુ મલેરિયા રોગનાં કારણો અને રક્ષણ માટેનું લોકભોગ્ય ભાષામાં સાહિત્ય પ્રકાશન કરવું. તેમજ વૈદ્યોએ શ્રાવણ માસથી માર્ગશિર્ષનાં અંત સુધી ગામમાં સભાઓ યોજવી. અને જનતા જનાર્દનની સેવારૂપ મેલેરિયા રોગનું આધુનિક અને પ્રાચીન નિદાન અને તેના કારણો સમજાવવા. તથા તે રોગથી બચવા માટે સરલ માર્ગો સમજાવવા તથા તદ્દન સરલતાથી બની શકે તેવી આયુર્વેદિક દવાઓ નગરપાલિકાના સહકારથી બનાવીને લોકોને આપવી અને દરદીના ખાન-પાન, દિનચર્યા વિષે નોંધ અને કેસનું રજીષ્ટર રાખવું,

### વિષય-પ્રવેશ

મલેરિયા શબ્દ મૂળ ઇટાલીયન ભાષાનો છે. જેનો અર્થ ખરાબ ( Mal ) હવા-( Aria ) થાય છે. ઘણાં સમય પૂર્વેથી યૂરોપના લોકોની એ કલ્પના હતી કે વિષમજ્વર ( મલેરિયા ) ખરાબ હવા, વિશેષતયા જંગલ, દલ-દલના સ્થાનની ખરાબીથી થાય છે. તેથી વિષમજ્વર માટે Jungle Fever, Marsh Fever, Paludism ઇત્યાદિ શબ્દો અંગ્રેજીમાં પ્રચલિત છે. છેલ્લા શબ્દને મુખ્ય રાખી તેની દવાનું નામ પેલ્યુડ્રીન રાખીને દવા બનાવી.

મલેરિયા ઉત્પન્ન થવાનું પ્રધાન કારણ એક પ્રકારના પ્રજાતિ કીટાણુ છે. તેમાં ચાર જાતિના કીટાણુ મનુષ્યોને મલેરિયા ઉત્પન્ન કરે છે.

મલેરિયા ઉત્પન્ન કરનારા ચાર જાતિના કીટાણું છે. ( ૧ ) તૃતીયક ટાઢીયો તાવ, ( Plasmupium ) ( ૨ ) ચાતુર્થકજ્વર : Malariae, ( ૩ ) દાત્રાકૃત્રિક: Falciparum, ( ૪ ) અંડાકૃતિક, Ovale. પ્રથમની ત્રણ જાતિ પુરાણી અને પ્રસિદ્ધ છે. પણ ચોથી જાતિનો પત્તો મિ. સ્ટીફન્સે સન ૧૯૨૨માં આપ્યો, વાંદરાઓમાં રોગ ઉત્પન્ન કરનારા જે કીટાણું છે તે વિશેષત: આફ્રિકામાં જોવા મળે છે, પરન્તુ કીટાણુ વિજ્ઞાનના વિદ્વાનોનું મન્તવ્ય છે કે આજકાલ તે કીટાણું આફ્રિકા સિવાય પણ અનેક દેશોમાં જોવા મળે છે. પરન્તુ ભારતમાં આજ સુધી તે કીટાણું જોવા મળતાં નથી. વિષમ જ્વર ( મલેરિયા )નાં કીટાણું ( જંતુઓ )નાં જીવનની ત્રણ અવસ્થા છે ( ૧ ) યકૃતમાં જઇને જે જીવંત છે તે, ( ૨ ) રક્તમાં ગયેલા અને અને મચ્છર શરીર ગત જીવનની અવસ્થા આ વિષયનું વિશેષ વિવેચનપત્ર ઉપયોગી નથી તો પણ ચિકિત્સક વ્યવસાય મિત્રોને આ વિવેચન ઉપયોગી છે તેથી સંક્ષેપમા તે ચાર પ્રકારનાં કીટાણુ ( મચ્છરો )નું જીવનચક્ર જે પ્રકારે છે તે મળ્યું છે.

( વધુ આવતા અંકે )

( પાન ૨નું ચાલુ )

થયેલા યુનિવર્સિટીના વિદ્યાર્થીને પ્રવેશની તક આપવામાં આવે છે. ત્રીજા વર્ગમાં પાસ થયેલા વિદ્યાર્થીઓને લેવામાં આવતા નથી.

અલીગઢમાં આવું નથી. અલીગઢ યુનિવર્સિટીનો ત્રીજા વર્ગમાં પાસ થયેલો વિદ્યાર્થી પ્રવેશ મેળવી શકે છે. જ્યારે બહારની યુનિવર્સિટીના પ્રથમ વર્ગના વિદ્યાર્થીને જાકારો આપવામાં આવે છે.

એન્જિનીયરિંગના વર્ગોમાં છપ્પન એઠકો અલીગઢ યુનિવર્સીટીના વિદ્યાર્થીઓ માટે અનામત રાખવામાં આવે છે. પ્રવેશ આપવાની આવી નીતિના લીધે ઠોઠ વિદ્યાર્થીઓ પણ પ્રવેશ મેળવી લે છે.

### ઉપકુલપતિ સામે આંદોલન

હાલના ઉપકુલપતિ તેમની રાષ્ટ્રિય ભાવનાઓ અને વિશાળ દ્રષ્ટિબંદુ માટે જાણીતા છે. તેઓ આ પદ્ધતિમાં ફેરફાર કરવા માગતા હતા. તેમના આ પગલાને યુનિવર્સિટી સ્ટાફનો ટેકો હતો. એટલું જ નહીં પણ એકેડેમિક કાઉન્સિલે પણ આ વિચારને વધાવી લીધો હતો, પરંતુ તેઓ આ પદ્ધતિને સંપૂર્ણ રીતે બદલવા તૈયાર ન હતા. તેઓ આ પદ્ધતિમાં થોડી છૂટછાટ મૂકવા રાજી હતા. પણ જ્યારે પદ્ધતિ પાયામાંથી જ ખામીયુક્ત હોય ત્યારે છૂટછાટો આપવાનો પ્રયત્ન ઉપસ્થિત થતો નથી.

કેટલાક પ્રાધ્યાપકોને પ્રવેશ આપવાની પદ્ધતિમાં થયેલો ફેરફાર ખૂંચતો હતો. તેથી તેઓએ વિદ્યાર્થીઓને પ્રોત્સાહન આપ્યું અને હિંદુ વિદ્યાર્થીઓએ તેને ટેકો આપ્યો. ધાર્મિક મતભેદો વિસરાઈ ગયા.

વિદ્યાર્થીઓને ઉપકુલપતિના મક્કમ નિર્ણયની જાણ હતી અને એ સુવિદિત હતું કે તેઓ તેમનો અભિપ્રાય કોઇ પણ સંજોગોમાં બદલશે નહીં. વિદ્યાર્થીઓએ ઉપકુલપતિને પદાર્થ પાઠ આપવાનો નિર્ણય કર્યો. ઉપકુલપતિને ઇજા પહોંચાડી. તેમની પાસેથી બળજબરીપૂર્વક રાજીનામું લખાવી લેવાનો નિર્ણય થયો.

વિદ્યાર્થીઓને જોઇતી તક મળી ગઇ. કોર્ટ ઓફ યુનિવર્સિટીની ચાલુ બેઠકમાં તેઓ દાખલ થયા. અને ઉપકુલપતિને માર મારી ઇજા પહોંચાડી. કોર્ટમાં ઉપસ્થિત સભ્યોની વિનંતિથી આવી પહોંચેલા પોલીસદળને, બહાર ઉભેલા કેટલાક પ્રાધ્યાપકોએ ખાત્રી આપી કે અંદર કોઇ દૂર્ઘટના બની નથી !

પ્રત્યાઘાતી તત્ત્વોએ ઉપકૂલપતિના પ્રગતિશીલ પગલાનો વિરોધ કરવા, હિંદુ-મુસ્લિમોનું જોડાણ કર્યું. આર્થિક હિતોએ ધાર્મિક મતભેદોને વિસરાવી દીધા.

પરંતુ ઉત્તર પ્રદેશની વિધાન સભામાં ભારે ઉહાપોહ મચ્યો. અનેક તર્કવિતર્ક થયા. વાત ત્યાં સુધી પહોંચી કે ઉર્દુ ભાષાને સહાયક સત્તાવાર ભાષાનું સ્થાન આપવાની માગણી કરવા, એક લખનૌના સજ્જન ઉપર પાકિસ્તાની જાસૂસ હોવાનો આક્ષેપ મૂકવામાં આવ્યો. કેટલાક લોકોએ આ બનાવની સંપૂર્ણ અદાલતી તપાસની માંગણી કરી અને યુનિવર્સિટીને બંધ કરવાની માંગણી કરી.

### પાયાની ખામી

અલીગઢ યુનિવર્સિટી અંગે સરકારની નીતિ પાયામાંથી જ ખામી ભરેલી છે. અલીગઢને જ મુસ્લિમ સંસ્કૃતિના અભ્યાસનું મથક શા માટે બનાવાયું છે? જો વિશ્વભારતીમાં ચીની ભાષા શીખવાડાતી હોય તો બનારસ યુનિવર્સીટીમાં મુસ્લીમ સંસ્કૃતિનો અભ્યાસ માટે કેમ નહીં ?

અલીગઢ યુનિવર્સીટીના ઉપકુલપતિ તરીકે, મુસ્લિમ ઉપર જ પસંદગી કેમ ઉતરે છે? બીન સાંપ્રદાયિકતાની ભાવના સાથે આ નીતિ સુસંગત નથી. તેજ પ્રમાણે એક મુસ્લિમ બનારસ યુનિવર્સિટીના ઉપકુલપતિ પદે નિમાય તેમાં કશું અજુગતું નથી.

ભારત બિનસાંપ્રદાયિક દેશ હોવાનો આપણો દાવો છે અને વાસ્તવમાં આપણે અસાંપ્રદાયિકતા નીતિને અનુસરતા હોઇએ છીએ.

આ પ્રશ્નમાં શ્રી. ચાગલા માને છે કે બિનસાંપ્રદાયિકતાની નીતિ શકય છે. કેળવણીનો પ્રશ્ન ધાર્મિક મતમતાંતરોથી પર રહેવો જોઇએ. અલીગઢ યુનિવર્સિટીમાં ભારતીય જીવનની પૂર્વભૂમિકાને દૃષ્ટિ સમક્ષ રાખીને જ મુસ્લિમ સંસ્કૃતિનો અભ્યાસ થવો જોઇએ એવું તેમનું માનવું છે. તેમણે ઉપકુલપતિ શ્રી. અલી યાવરજંગને, તેમને મળેલી સત્તાઓ સમજપૂર્વક અને નિર્ભીક રીતે વાપરવાનો અનુરોધ કર્યો હતો.

જ્યારે જ્યારે અલીગઢમાં વિખવાદ જાગે છે ત્યારે મોટો ઉહાપોહ થઇ જાય છે અને શાંતિ સ્થપાતાં જ પ્રશ્ન ખોરંભે પડે છે. અલીગઢ યુનિવર્સિટીએ બીજી યુનિવર્સિટીઓનું અનુકરણ કરી, પ્રવેશ આપવાની નીતિમાં યોગ્ય ફેરફાર કરવો જોઈએ.

કેળવણીના ક્ષેત્રમાં, ધાર્મિક મતભેદો વિસારે પાડી દેશની એકતાને દ્રષ્ટિ સમક્ષ રાખવી જોઈએ.

જો સંસ્કૃતિના આધારસ્તંભ સમા કેળવણીના ક્ષેત્રમાં જ આવી ખામીઓ રહેશે તો દેશની એકતામાં ઉણપ રહેશે.

કેળવણીકારોએ તેમના હાથમાં મુકાયેલ સત્તાનો સદ્ઉપયોગ બુદ્ધિપૂર્વક અને દૂરંદેશીથી કરવો જોઈએ.

કોમી ભાવનાઓને પ્રોત્સાહન આપતા પ્રાધ્યાપકોની સામે કડક પગલાં ભરી ફરીથી ભવિષ્યમાં આવું ન બને તેની તકેદારી રાખવી જોઈએ.

પાકિસ્તાનના વિદ્યાર્થીને અલીગઢમાં પ્રવેશ ન આપતાં બીજી યુનિવર્સિટીઓમાં મોકલવા જોઈએ. ભારતની બિનસાંપ્રદાયિકતાની નીતિનો ત્યારે જ તેમને સાચો અનુભવ થશે.

ભૂતકાળનાં ભૂતો હજી અલીગઢ યુનિવર્સિટીને રંજાડે છે અને તેને દૂર કરવાની જરૂર છે. શ્રી ચાગલા આ કાર્ય પૂરું કરશે અને જો શ્રી ચાગલા નિષ્ફળ નીવડે તો પછી બીજા કોઈ પ્રધાન સફળ થાય તેમ લાગતું નથી. હવે શ્રી ચાગલા શું કરે છે તે જોવાનું રહ્યું.

( 'ગુજરાત સમાચાર'માંથી )

Regd.No. G/374
તા. ૩-૭-૬૫

# "મા"

અનુવાદક :
કુમારી સદ્‌ગુણા અમૃતલાલ
નાગર,-વડોદરા

माता च मे छदयथः समा वसो वसुत्वानाय राधसे ॥
( સામવેદ મં. ૨૯૨ )

ઈશ્વર સમસ્ત સંસારને ગર્ભમાં રાખવાવાળો છે, તે હિરણ્યગર્ભ કહેવાય છે. ( તેને પ્રકાશનો પ્રકાશ કહેવામાં આવે છે. ) આ મારાં માતા પણ પોતાના ગર્ભમાં જીવાત્માને રાખે છે.

ઈશ્વરનું બીજું સ્વરૂપ બ્રહ્માના રૂપમાં છે. તે સંસારની ઉત્પત્તિ કરે છે, અરે મા પણ જીવાત્માને માનવ શરીર તૈયાર થતાં જન્મ આપે છે. જે સંસારની રચનાને અને જે સંસારને ઉત્પન્ન કરનાર સ્રષ્ટા પરમેશ્વરના રહસ્યોને સમજવા આ જીવાત્મા સંસારમાં આવે છે.

ઈશ્વરનું ત્રીજું સ્વરૂપ વિષ્ણુના રૂપમાં છે. જે વ્યાપક થઈને પાલક છે. બધા જીવોનું પાલન પોષણ કરે છે. પોતાની ગુપ્તકળાથી પત્થરની અંદર સૂક્ષ્મ જંતુનું પણ પાલન કરે છે. માતા પણ પોતાના સંતાન માટે વિષ્ણુ સ્વરૂપ છે. કઈ રીતે? તેમનો અનહદ પ્રેમ, ઉદારતા, દયાથી પ્રેરિત થઈને પોતાના સ્તનોથી-જીવનસ્રોતથી પોતાના પુત્રને વગર મુલ્યે દૂધ પાય છે. અમૃતપાન કરાવે છે. કયા ગુપ્તકોષથી તે રત્ન નિકળે છે, કદાચ માતાને દૂધ પૈસાથી ખરીદ કરવું પડે તો ક્યાં સુધી લઈ શકે? ગ્રીષ્મ ઋતુમાં તે ફાટી જાય, ખરાબ થઈ જાય, શીત ઋતુમાં હિમ સમાન જામી જાય. અને માતા કદાચ નિર્ધન હોવાથી તે દૂધ કઈ રીતે લે! વાહરે પ્રભો? તમારૂં વિષ્ણુસ્વરૂપ! ગુપ્ત કોષ! વળી દયાળુ સ્વભાવ-પ્રેમથી માના હૃદયને ભરી દીધું જ્યારે બાળક રડે, તત્કાલ દયાથી આર્દ્ર થઈને પ્રેમથી પોતાનો સ્રોત દઈ દે છે. સત્ય કહ્યું છે.

'मात्रा समं नास्ति शरीर पोषणम् ।'

ઈશ્વરનું ચોથું સ્વરૂપ શિવનું છે. તે કલ્યાણકારી છે. માતા જેવી સંસારમાં કોઈ કલ્યાણ ઈચ્છતાર છે જ નહીં. દુઃખી બાળકને ખોળામાં રાખી રાતભર જાગરણ કરે છે વિશ્રામને તજી દે છે. શિયાળામાં બાળક વારંવાર પથારીમાં મુત્ર કરે છે. તેને માતા પોતાની તરફ સુવાડે છે; અને પોતે ભીના કરેલ બિછાના ઉપર રાત વીતાવે છે. એક બે દિવસ નહીં! વર્ષો વીતાવે છે. આ તો રહી સાકાર પ્રભુના સેવકની મૌખિક વાર્તા. હવે જુવો પોતાની આંખે જોએલ ક્રિયાત્મરૂપ.

પરમાત્મા ભક્તને માટે નમસ્કારણીય છે. વંદનીય છે. જન્મથી જ માતા બાળને વંદનીય પ્રકટ કરે છે; નવમહીના સુધી બાળકનું માથું માતાના ગર્ભમાં ઊંધુ લટકેલું માતાના ચરણોમાં નમસ્કાર કરતું બહાર સંસારમાં આવે છે. સર્વ પ્રથમ નમસ્કાર, વંદન પરમાત્માએ માના ચરણોમાં કરાવ્યું.

પરમાત્મા તો સર્વાધાર છે, નિરાકાર છે અને મા પોતાના બાળકની જીવનાધાર છે. સાકાર છે. જીવન આધારને જ નમસ્કાર કરાવી તે! હવે વિચાર કરો! કદાચ બાળકનું માથું પહેલે માતાના ચરણોમાં ન આવે, ઉલટું થઈ જાય તે કેટલું કષ્ટ થાય છે. ક્યારેક ડો. માતાના ગર્ભથી બાળકને ઓપરેશન કરી બહાર લાવે છે. એ પ્રભુ આજ્ઞાથી વિપરીત ચાલવાનું પરિણામ કહેવાય, જે બાળક માતાને નમસ્કાર કરી ગર્ભથી બહાર નથી આવવા ચાહતું. તે પોતાના જીવનથી પણ હાથ ધોઈ બેસે છે.

હે માનવ! હવે તમે સમજી ગયા હશો. આ પ્રસવ દ્રશ્યને? અને દ્રષ્ટાંતને પણ! માનવનો બાળક જન્મ સ્વભાવથી જ સિદ્ધ હોય છે, ચાહે તે આંગ્લભાષા બોલવાવાળી માતાના ગર્ભથી તે દેશમાં ઉત્પન થાય અથવા પુશ્તુ બોલવાવાળી અથવા અરબી, અફગાનિસ્તાન, અરબસ્તાન, તેલગું તામીલ અને હિન્દી બોલવાવાળી માતાથી હિન્દુસ્તાનમાં પેદા થાય છતાં તે કોઈ દેશ વિદેશની ભાષા નહીં બોલશે. જન્મ થતાં જ તે નિરાકાર પરમાત્માનું નામ 'ऊआं ऊआं' અઉમ નામથી ઉચ્ચાર કરશે. ઓંકાર-નિરાકાર પ્રભુને બોલાવે છે અને જન્મ આપનાર સરકાર-પ્રભુની દૂત-માતાને નમસ્કર કરે છે. નમસ્કારથી ભક્તિ પ્રારંભ થાય છે. તો એ "માતા ભક્તિની ભૂમિકા રૂપ છે." અસ્તુ.

શ્રી મહાત્મા પ્રભુ આશ્રિત લેખીત નિરાકાર તથા સાકાર પૂજા માંથી અનુવાદીત

# પારિવારિક જીવન અને શાંત વાતાવરણ

( લેખક : શ્રી સુરેશચંદ્રજી એમ. એ. )

( ગતાંકથી ચાલુ )

એવી જ રીતે ઘરને શાંત બનાવવા માટે પ્રથમ સૂત્ર છે વાસ્તવિક સંસારમાં નિવાસ કરવો અર્થાત્ વ્યાવહારિક બનવું. પરંતુ ફક્ત વ્યાવહારિકતાથી જ માણસ શાંતિ નથી મેળવી શકતો વ્યાવહારિકતા સાથે પોતાના ભણી પણ જોતા રહેવાની ટેવ પાડવી જોઇએ.

મને એક બીજી પણ ઘટના યાદ આવે છે કે શિક્ષકે વિદ્યાર્થીઓને કહ્યું કે "તમે ચૂપચાપ તમારું લેસન યાદ કરો" વિદ્યાર્થીઓ વાંચવા મંડયા. થોડા સમય પછી એક બાળકે ઊભા થઇને કહ્યું "ગુરુજી! વિદ્યાધર ઘણા વખતથી ખિડકીની બહાર જોયા કરે છે, તે ચોપડી વાંચતો જ નથી."

"તું શું કરતો હતો?"

શિક્ષકે હસીને કહ્યું કે "તારી નજર ચોપડી ભણી હતી કે વિદ્યાધર ભણી?" આ સાંભળી બધા જ વિદ્યાર્થીઓ હસી પડયા.

અમે જો ઘરની અશાંતિ અને દુઃખના વિષયમાં ગંભીરતાથી વિચાર કરીશું તો માલૂમ પડશે કે અમે બીજાઓના દોષો તરફ જ નજર નાખતા રહીએ છીએ. પોતાની કમજોરીઓને નથી જોતા. કોઇક મહાન પુરુષે માનવજીવનની અશાંતિનું મૂળ કારણ ઇર્ષ્યાને માન્યું છે. અને ઇર્ષ્યાનો આધાર એ જ છે કે અમે બીજાની આંખનું તલ જોઇએ છે પણ પોતાની આંખમાનો તાડ નથી જોતા. પારિવારિક અશાંતિનું મૂલ કારણ એ જ છે. અમે પોતાના પરિવારના સદસ્યો અર્થાત્ ન્હાનો ભાઇ મોટાભાઇની, પુત્ર માતા-પિતાની, બહેન બહેનની આલોચના અને નિંદા કરવા મંડી પડીએ છીએ. અને એ રીતે અમે પોતે જ ખરાબ પરિસ્થિતિમાં મુકાઇ જઇયે છીયે. કેમકે આપણે પોતાના દોષોને દૂર ન કરતાં તેમને ભૂલવાનો પ્રયત્ન કરીએ છીએ.

ઘરેલું વાતાવરણ શાંત બનાવવા માટે ત્રીજું તત્વ છે. "संतोष परमम् सुखम्" એટલે અસંતોષને લીધે અમે રાતદિવસ હાય હાય કરતા ફરીએ છીએ. અને સમસ્ત પરિવારના સભાસદોના જીવનને નરકધામ બનાવીએ છિએ. પણ જો અમારી બુદ્ધિ અમારા હાથમાં હોય :અને અમારૂં મન કાબુમાં રહે તો વિકટ સ્થિતિમાં પણ અમારી શાંતિ નષ્ટ નહીં થાય. તે વખતે તો નિર્ધનતામાં પણ અમે સંત કબીરના શબ્દોમાં ગાઇશું:—

मन लागो मेरो यार फकीरीमें ।
जो सुख पायो नाम भजनमें ।
सो सुख नाहीं अमीरीमें ।

જેના મનમાં સન્તોષ છે, આનન્દ છે તેને સંસારની કોઇ વસ્તુ અશાંત નહીં બનાવી શકે. કબીરે કહ્યું છે:—

कहे कबीर सुनो भाई साधो,
साहिब मिले सबूरीमें (संतोष)

એવી રીતે જ્યારે અમે પોતાના જીવનમાં વાસ્તવિકતા, આત્મનિરીક્ષણ અને સંતોષ પેદા કરીશું ત્યારે જ અમારામાં સંતોષ આવશે. અને તેનું પરિણામ એ થશે કે અમારામાં શક્તિ આવશે, અને શક્તિ જીવનના વિકાસમાં સહયોગ આપશે. તેથી અમને આન્તરિક આનંદ પ્રાપ્ત થશે, તેમ જ પરિવાર પણ સુખી અને સમૃદ્ધ બની શકશે. એ છે પારિવારિક જીવન માટે શાંતિની આવશ્યકતા. શાંતિ પ્રકરણમાં પણ તે જ વાતોનો ઉલ્લેખ છે.

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૬
માલિકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

६१०
श्री आचार्य जी, गुरुकुल कांगडी
जि. सहरानपुर, (उ. प्र.)

रजि. नं. जी/३७४





ओ३म्

# आर्यप्रकाश

ऋग. साम. यजु. अथर्व.

मुंबई प्रदेश आर्य प्रतिनिधि सभानुं वैदिक धर्म अने जनकल्याणना प्रश्नो चर्चतुं साप्ताहिक मुखपत्र

वार्षिक रु. ६-०० तंत्री : विष्णुभाई मणिलाल भट्ट बी. ए. स्नातक गु. विद्यापीठ [ परदेश, शिलिंग १०

वर्ष ६१मुं ] सृष्टि संवत १९७,२९,४९,०६४ ☆ विक्रम संवत २०२१ दयानंद १४० ☆ भादरवा सुद २ ने शनिवार तारीख २८—८—१९६५ [ अंक २२ मो

## आर्यसमाज की यश सम्पत्ति। राजनैतिक दलों की गृद्ध दृष्टि

( ले०—श्री मनुदेव 'अभय' एम. ए. डी. एड. इन्दौर )

आर्यसमाज के बढ़ते हुए प्रभाव एवं विस्तार को देखकर कतिपय अन्य संस्थाओं का ध्यान उसकी ओर आकर्षित हुआ है। कांग्रेस के इतिहास के लेखक पट्टाभिसीतारमैया ने ठीक ही लिखा है कि जहां जहां आर्यसमाज का प्रभाव क्षेत्र पाया जाता है वहां वहां राष्ट्रीयता ( कांग्रेस ) के कार्यों की जड़ों को जमने में बड़ी आसानी दिखलाई पड़ती है। हमारा तो विश्वास है कि आर्यसमाज रूपी उद्यान के अनेकों पुष्पों ने राजनीतिक सामाजिक, आर्थिक एवं सांस्कृतिक क्षेत्रों को अपने सुगन्ध से सुगन्धित किया है। कोई चाहे स्वार्थवश हमारी इस मान्यता का स्वीकार न करे परन्तु दो और दो चार होते हैं, इस सत्यता को मानने से इन्कार नहीं किया जा सकता।

स्वतन्त्रता प्राप्ति के पश्चात, देश के विभिन्न क्षेत्रों में अनेकों संस्थाएं, दल, स्वयंसेवक संगठन आदि तीव्र गति से सक्रिय हो गये हैं। प्रारम्भिक गतियों को देखकर तथा उनके उत्साह, संगठन एवं शैली से ऐसा लगता था मानो सारा देश अपनी सहस्त्रों वर्षों का आलस्य और जड़ता छोड़कर पुनः नवयौवन प्राप्ति हेतु उठ खड़ा हुआ है। परन्तु आज १८ वर्षों के पश्चात् यह देखा गया कि देश का चारित्रिक सामाजिक एवं सांस्कृतिक पतन अपने अन्तिम बिन्दु को भी लांघ रहा है। देश में भ्रष्टाचार और चारित्रिक पतन, शराब के प्रचार आदि को देखकर कभी-कभी सारा शरीर कम्पित सा हो जाता है।

इधर आर्यसमाज भी कतिपय सामाजिक रोगों से ग्रसित हो रहा है। आर्यसमाज में अपने पूर्वजों एवं ऋषियों की अनुकम्पा से करोड़ों रुपयों की चल अचल सम्पत्ति विद्यमान है। हजारों कालेज विद्यालय एवं समाज भवन खड़े हैं। अनेकों स्थानों पर यह कार्य बडे सुचारु रूप से चल रहा है। आर्यसमाज की इस स्थायी सम्पत्ति को कुछ चतुर राजनीतिज्ञोंने लालच भरी दृष्टि से देख लिया है। उन्होंने अपने कार्य क्षेत्र को और अधिक विस्तृत करने की दृष्टि विद्यालयों के भवनों एवं प्रांगणों को हडपने की योजना बनाई और तदनुरूप अपना कार्य भी प्रारम्भ कर दिया है।

हमारे देश में संगठन के नाम पर प्रजातन्त्र के नाम पर न जाने क्या हो रहा है। राजनीति के विद्यार्थी भलीभांति जानते हैं कि सफल प्रजातन्त्र को आधारशिला व्यक्तियों की नैतिकता पर आधारित रहती है। उसमें देश और संस्कृति की रक्षा के लिए आत्म-समर्पण तथा त्याग की भावना होना चाहिए। हमारे देश में भौतिकवाद की ऐसी आंधी चल रही है कि कालान्तर में त्याग, सेवा, आत्म-समर्पण, आस्तिकता आदि सम्भवतः अजायबघर या पुस्तकालयों की सामग्री के रूप में अवशिष्ट रह जावेंगी।

हां, तो हम कह रहे थे कि आर्यसमाज की इस सम्पत्ति पर कुछ लालची भेड़ियों की दृष्टि पड़ गई गई है। आर्यसमाज का संगठन शुद्ध प्रजातन्त्रात्मक प्रणाली पर आधारित है। आर्यसमाज का सदस्य बनना अब बड़ा सरल हो गया है। आज से कुछ वर्षों पूर्व आर्य सभासद् को अपने पौराणिक परिजनों तथा टोले मोहल्ले से कितना कष्ट उठाना पड़ता था उसे तो भुक्तभोगी ही जान सकते हैं। परन्तु अब तो किसी भी आर्यसमाज का सदस्य बनने के लिए फार्म भर दो और चार आना या आठ आना मासिक देना ही पर्याप्त है। आर्य सभासद् का सदाचारी जीवन, उसकी उत्कट देश-भक्ति, त्याग, बलिदान आदि की ओर तो शायद ही किसी का ध्यान जाता हो न जाने कहां कहां के लुच्चे लफंगे आर्यसमाज के सदस्य बन जाते हैं और अपनी काली करतूतों से आर्य-समाज को कलंकित करते हैं।

आर्यसमाज के सदस्य बन जाने पर वार्षिक निर्वाचन में भाग लेने का पूरा अधिकार हो जाता है। यहां संगठन के सबल बनाने की दृष्टि में एक बात का उल्लेख कर देना अत्यावश्यक है। इन दिनों आर्यसमाज में विभिन्न राजनैतिक दलों में सक्रिय रूप से कार्य करने वाले भी लाखों सदस्य मिलेंगे। जब विरोधी राज-नीतिक विचारधारा रखने वाले लोग आर्यसमाज में भी अपनी बौखलाहट अथवा राजनीतिक वर्चस्व का प्रभाव दिखलाने लगते हैं, तब तो आर्य-सामाजिक संगठन की स्थिति और भी दयनिय बन जाती है। आर्यसमाज में फूट वैमनस्य एवं दलबन्दी का मूल कारण यही राजनीति विचारधारा की भिन्नता है। आर्यसमाज की गतिशीलता में बाधा पहुंचाने वाली यह विरोधी भावना अधिक अंशों में उत्तरदायी है। इसी फूट ने आर्य-समाज की गति को रोक रखा है।

ऐसे ही लोगोंने आर्यसमाज में घुसकर आर्यवीर दल को समाप्त कर दिया है और अनेक प्रांगणों पर अपना अधिकार कर लिया है। ऐसा हां लोग नमस्ते के स्थान पर नमस्कार का प्रचलन करते हैं। यहां तक कि कुछ लोग यह भी कहने लगे कि आधुनिक युग में दयानन्द एक ऐसे व्यक्ति था जिसने धर्म को लेकर हिन्दुओं को आपस में लड़वा दिया और हिन्दू संगठनों में फूट फैला दी। अब इन्हीं तत्वोने हमारे आर्य भवनों पर चुनावों के आधार पर अपना अधिकार जमाना प्रारम्भ कर दिया है। कई धूर्त लोग तो ऋषि दयानन्द और स्वामी श्रद्धानन्द का नाम लेकर संस्थाएं स्थापित कर लेते हैं। वहां न

( जुओ पान ६ )

# હરી નામ સંકીર્તન

શ્રી પં. રાજેન્દ્રજી

( ગતાંકથી ચાલુ )

ખરું પુછો તો ' કિર્તન ' શબ્દ ' સ્તુતિ 'નો પર્યાયવાચી છે. 'સ્તુતિ' અને ' પ્રાર્થના ' ઈશ્વરોપાસના ના બે મુખ્ય અંગ છે. ઈશ્વરને આદર્શ માની એના ગુણાનુવાદ કરવા અને એ ગુણોને મનસા, વાચા, કર્મણા આપણા જીવનમાં લાવવાનો સતત પ્રયત્ન કરવો એજ એનું વાસ્તવિક કિર્તન છે. પણ અમે અમારા મહાપુરુષને જ જો ' ચોર જાર શિરોમણી ' એટલે કે ( ચોર અને વ્યભિચારીઓનો સરદાર ) માખણ ચોર, દુકુલ ચોર, ગોપીવલ્લભ તથા ભાંગ, ગાંજો વગેરે માદક દ્રવ્યોનું સેવન કરનારો તથા માંસ, મદીરા આદીનું પાન કરનારો સમજી બેસીએ. તો બિચારા ઉપાસકની શું ગતી થશે ? લોકો દેખાવ માટે સ્તુતિ યા કિર્તન કરે અને એવું સમજે કે આવી ચીકણી ખુશામતોથી ઈશ્વર અમારા પાપોનો નાશ કરશે અને અમને ક્ષમા આપશે, એ પોતાની જાતને મોટો દગો કરવા બરાબર છે. સ્તુતિ કરવાથી વાસ્તવીક લાભ તો ત્યારે જ થાય કે જ્યારે અમે એને આત્મ સુધારકની દષ્ટીથી ઉચીત રૂપમાં કરીએ.

ઈશ્વરોપાસનાનો અર્થ છે કે ઈશ્વરની સમીપ જવું અને આયોગનું એક અંગ છે એટલે ઈશ્વરની સમીપ થવા માટે જે જે કર્તવ્યો અને કર્મોની આવશ્યકતા છે એ કરવાથીજ અમે કંઇક લાભ લઇ શકીએ છીએ. મહર્ષિ પતંજલિએ એમના યોગ શાસ્ત્રમાં ઉપાસકો માટે બતાવ્યું છે કે.

तत्रा हिंसा सत्यास्तेय
ब्रह्मचर्यापरिग्रहा यमाः ।।

योग शास्त्र साधनपाद ।

सू० ३०। शौचसन्तोषतपः ।
स्वाध्यायेश्वर प्रणिधानानि नियमाः ।।

यो० साधन० मू० ३२

( ૧ ) કોઈ સાથે વેર ન કરવું બધાથી પ્રેમ રાખવો. ( ૨ ) સત્ય બોલવું જુઠુ ન બોલવું. ( ૩ ) ચોરી ન કરવી. ( ૪ ) ઇન્દ્રિઓ પર જીત મેળવવી. ( ૫ ) અભિમાન ન કરવું. આ પાંચ ધર્મ અને (૧) રાગદ્વેષ છોડી અંદર અને બહારની શુદ્ધી (૨) ધર્મથી પુરુષાર્થ કરવામાં થતા લાભમાં સુખ અને હાનીમાં દુઃખ ન માનવું. (૩) સદા સુખ દુઃખ સહન કરવું. (૪) આળસ છોડીને હંમેશાં પુરુષાર્થ કરવો, સારા શાસ્ત્રનું પઠન કરવું. (૫) તથા ઇતર ઈશ્વર ભક્તિ. આ પાંચે નિયમને મેળવીને ઉપાસના અને યોગનાં બેઅંગો વર્ણવ્યાં છે. એથી વધુ યોગનાં બાકી છ અંગોનું વર્ણન કર્યું છે. જેનું વિસ્તાર-વર્ણન અહીં થઇ શકતું નથી.

( જે સજ્જનો જોવા માંગતા હોય એ લોકો ' યોગ દર્શન 'માં જોઇ લો અથવા શ્રી મહાત્મા નારાયણ સ્વામીકૃત ' યોગ રહસ્ય ' જેમાં તેઓએ ઘણી સુંદર અને સરળ સુબોધ વ્યાખ્યા આપી છે. ) કહેવાનું તાત્પર્ય એ છે કે ઇશ્વરોપાસના માટે આ સાધનોની આવશ્યકતા છે. એને બાળકોની રમવાની રમત સમજીને વ્યર્થ હુલ્લડ કરવું. પોતાના બહુમૂલ્ય સમયનો નાશ કરવો તથા પોતાની શક્તિઓનો દુરૂપયોગ કરવો.

આપણે વિચાર પુર્વક દ્વેષભાવ છોડીને સત્ય અને અસત્યનો નિર્ણય કરવો જોઇએ. ધાર્મિક તત્વોને વગરવિચારે સમજ્યા વગર સંપ્રદાયી લોકોની પાછળ ઘેટા, બકરાની માફક દોડવું એ બુદ્ધિમત્તા નથી. આપણે બે પૈસાની કુલડી લેતી વખતે એને ઠોકીને જોઇએ છીએ પણ દુઃખ તો એ વાતનું છે કે આપણે ધર્મ જેવી કિંમતી વસ્તુને વગર વિચારે, સમજ્યા વગર, ગ્રહણ કરી લઇએ છીએ. કોઇ પણ સિદ્ધાંતોને અપનાવતા પહેલાં આપણે એના પર એકાન્તમાં વિચાર કરીએ, ધર્મગ્રંથોની શોધ-ખોળ કરીએ, વિદ્વાનોના સત્સંગ દ્વારા એનો નિર્ણય કરીએ અને પછી જ એને બુદ્ધિપૂર્વક ગ્રહણ કર્યા વગર, જેણે જેવું કહ્યું તેવું કરવા માંડવું એ પશુતા છે માનવતા નહીં.

એવું કહેવું કે સંધ્યા, ઉપાસના, યોગ, સમાધી વગેરે વિદ્વાનો માટે છે. મુર્ખ અને અભણ માણસો, માટે તો ' રામ ' ' કૃષ્ણ ' ભજવાનો માર્ગ સારો છે. તો એ એક મોટી ભૂલ છે. ધર્મનો માર્ગ તો એક જ છે. વિદ્વાનો અને અજ્ઞાનીઓ માટે એના બે માર્ગ હોઇ શકે જ નહીં. અગર જો વિદ્વાનો માટે ઇશ્વર પ્રાપ્તિનો માર્ગ કઠિન અને મુર્ખાઓ માટે સરળ હોય તો પછી વિદ્યા-લાભ મારનો પરિશ્રમ વ્યર્થ થઇ જશે વાસ્તવમાં વિદ્યાદ્વારા વગર જ્ઞાને પ્રાપ્ત કર્યે અમારી બુદ્ધિ વિકસી શકતી નથી અને બુદ્ધિના વિકાસ વગર સત્ય અસત્યનો નિર્ણય કરવો અસંભવ છે. કદાચ એવું થઇ શકે કે જેમનો વિદ્યા ભણવાનો સમય વીતી ગયો હોય તેવા લોકો સંત-પુરુષોના સત્સંગથી અને સત્શાસ્ત્રોના શ્રવણ અને મનનથી જ કંઇક લાભ મેળવી શકે છે. વેદ શાસ્ત્ર પ્રતિપાદિત પરમેશ્વરના નિત્ય નામ ' ઓરૂમ ' તથા ગાયત્રીમંત્રનું પ્રતિદીન પ્રાતઃકાલ તથા સાયંકાલમાં અર્થ સમજીને એકાંતમાં જપ કરે અને યમનિયમો-નું પાલન કરે. પણ જે લોકો શિક્ષિત છે. એમના માટે એ જ ઉચીત છે કે તેઓ આળસ છોડો અને પક્ષપાત છોડી દઇ ને શાસ્ત્રોનું પઠન, પાઠન અને મનન કરે. આળસ, પ્રમાદવશ થઇ પોતે કંઇ પણ ન વાંચવું અને બીજાઓની કહેલી વાતો અને સાંભળેલી વાતોના અનુગામી થવું એ બુદ્ધિમાનનાં લક્ષણો નથી. કેટલાક લોકો પક્ષપાત વશ થઇને એવા જ ગ્રંથોને વાંચે છે કે જેમાં એમના માનેલા સિદ્ધાંતોની પુષ્ટી હોય પણ એ એમની ભૂલ છે. એક એવી વાત ગોળથી પણ વધુ મધુરી હોય છે. અન્ય ધર્માચાર્યો અને વિદ્વાન મહાત્માઓના એ સંબંધમાં શું મત છે એ જાણ્યા વગર ' લકીરનો ફકીર ' બનવાથી આ બહુ મત-મતાંતરોના યુગમાં સત્યાસત્યનો નિર્ણય થવા અસંભવ છે.

ભગવાન બુધ્ધે આ સંબંધમાં ઘણું સુંદર કહ્યું છે કે કોઈ એક સિદ્ધાંત પર વિશ્વાસ એટલા માટે ન કરો કારણ કે એની પુષ્ટીમાં કેટલાક પ્રાચીન હસ્તલિખીત મંત્ર ઉપસ્થિત કરવામાં આવે છે. અને પરમ્પરાગત આપણી જાતી વિશ્વાસ કરતી આવી છે એવું માનીને પણ વિશ્વાસ નહિ કરવો જોઇએ અને ના એટલા માટે કે બચપણથીજ તમને એવો વિશ્વાસ અપાવવામાં આવ્યો છે, પણ એને તર્કની કસોટી પર બરાબર કસો અને તમે જ્યારે એની પૂરી શોધ કરી લો અને એ સમયે તમે જુઓ કે એમાં પ્રાણિ માત્રની હિત સિદ્ધિ થઇ શકે છે તો એના પર વિશ્વાસ કરો અને એને અનુકુળ તમારું જીવન બનાવો. અને બીજાઓને પણ એમના અનુકુળ જીવન બનાવવામાં મદદ કરો.

બુદ્ધિને ખુંટીએ ટાંગી દઇ, સંપ્રદાયી સાધુ, સન્યાસીઓ તથા પંડિત પૂજારીઓની જ્ઞાન-શુન્ય વાતોને સત્ય માની લઇ, એમની ચરણરજ ધોઇને પીવી એમનું એંઠુ ખાઇને કે એમના દર્શન માત્રથી કલ્યાણ થાય છે એવું માનવાથી હિત સિદ્ધી થતી નથી. એવા પ્રકારની મનુષ્ય પૂજા અને ગુરુ આડંબરોથી આ દેશમાં નહીં પણ આખી દુનિયામાં અનર્થ થઇ ગયો છે. આવા ગુરુઓના પ્રતાપથી આખા દેશમાં વિદ્યા અલોપ થઇ ગઇ છે અને અનેક વેદ વિરુદ્ધ મતંમતાંતર થઇ ગયા છે. અંતમાં એટલું કે આ આ કમનસીબ દેશ પર અને આર્યજાતી પર દયા કરો અને એને સન્માર્ગે આવવા દો જેથી સદીઓ પછી સ્વતંત્રતા પ્રાપ્ત કરનાર આ પ્યારા દેશને એકવાર કરી જગદ્ગુરુના ઉચ્ચ આસને બેસવા દો. ઓમશમ




તંત્રીસ્થાનેથી

# વિકૃતિ, પ્રકૃતિ અને સંસ્કૃતિનો દેવાસુર સંગ્રામ

વિકૃતિ, પ્રકૃતિ અને સંસ્કૃતિ માનવમનમાં ત્રણ મહાન બળ રહેલાં છે. વિકૃતિ રાક્ષસી બળ હોય છે. પ્રકૃતિ આસુરિક બળ હોય છે, સંસ્કૃતિ દૈવી બળ હોય છે. વિકૃતિ અજ્ઞાનજન્ય હોય છે. પ્રકૃતિ વાસનાજન્ય હોય છે અને સંસ્કૃતિ ભાવનાજન્ય હોય છે. આજના વિશ્વસંઘર્ષમાં વિકૃતિના પ્રતીક ચીન – પાકિસ્તાન બન્યા છે. અને બન્નેએ સંસ્કૃતિના ઉગમસ્થાન ભારત ઉપર યુદ્ધ લાદવા કર્યું છે. સ્પષ્ટ રીતે એ રાક્ષસી બળો છે. ભારતે તેમને તે જ રીતે ઓળખવા પડશે અને બ્રાહ્મણત્વ એટલે શ્રેષ્ઠ વિચારધારા અને ક્ષત્રિયત્વ એટલે શ્રેષ્ઠ સંરક્ષણદ્વારા મુકાબલો કરવો પડશે દેશના બ્રાહ્મણો એટલે વિચારકો અને ક્ષત્રિયો એટલે યુદ્ધવિશારદોએ માએ જન્મ આપેલો દિવસ સાર્થક કરવાનો સમય આવી લાગ્યો છે ત્યારે અફસોસ ! દેશના બ્રાહ્મણ બળો ક્લૈબ્યત્વ – કાયરતાના ભોગ બન્યાં છે. ક્ષત્રિય બળો પરસ્પર છેદનની આંતરકલહની આગમાં હોમાઈ રહ્યાં છે. પ્રકૃતિ પરવશ ઈંગ્લેન્ડ, અમેરિકા, યુદ્ધ ઈચ્છતાં નથી. સમૃદ્ધિ ભોગવવા શાંતિ ઝંખે છે. અશાંતિ પેદા કરનાર બળો સામે ધૂંધવાય છે – સ્વતંત્રતા ખોઈ રાક્ષસી બળોનો શિકાર થવા ઈચ્છતાં નથી. પરંતુ ભારતની દૈવી શક્તિને આસુરિક બળો હોઈ સાંખી શકતાં નથી. વિશ્વનિયન્તા સદા – શિવ – સદા સૌના કલ્યાણક ભગવાનની ભાગવતી શક્તિ ભારત માતા અસુરોનું દાસત્વ કરવા ઈચ્છતી નથી. આસુરિક બળોએ તેથી ભારત ભૂમિમાંથી પ્રગટેલા હાઈડ્રોજન બોમ્બ જેવા પાકિસ્તાનને હરહંમેશ છાતી સરસું રાખ્યું છે. રાવણી બળ ચીન – પાકિસ્તાન સામે રશિયાએ વિભિષણત્વ ધારણ કર્યું હોય તેમ જણાય છે.

આવા વિકૃતિ, પ્રકૃતિ, સંસ્કૃતિના દેવાસુર વિશ્વસંગ્રામના સમયે આપણા કહેવાતા સંસ્કૃતિવાદીઓ એટલે આચાર્યશ્રી કૃપાલાનીના શબ્દોમાં :–"શત્રુ કદમબોસી – મિત્રદ્રોહી" ભયંકર ભલા માણસોના "કચ્છ કરાર" ઉપર વાહવાહ પોકારી ઉઠનાર – પાકિસ્તાન અને અયૂબખાંને દુશ્મન નં. ૧ માનનારાની આટકણી કાઢેલા તંત્રી લેખોની શાહી પણ સૂકાઈ નથી ત્યાં કાશ્મિરમાં દુશ્મન રણગાડીઓ ગર્જી ઊઠી છે.

કૃષ્ણમેનન, મોરારજીભાઈ, સાવરકરજી, ગોળવેલકરજી, પ્રકાશવીર શાસ્ત્રી, શ્રી. કામઠ, અટલવિહારી બાજપેયી, દીનદયાળ ઉપાધ્યાય, સદ્‌ગત રામાનંદ ચેટર્જી, માલવીયાજી, મુકર્જી, શ્રદ્ધાનંદજી, સરદારશ્રી, લાલ, પાલ, બાલ – શ્રી અરવિંદની રાષ્ટ્ર શક્તિને સુસજ્જ કરવાની અને જરૂર પડે પ્રતિકાર કરવાની વાત સત્ય પૂરવાર કરવાનો સમય આવી લાગ્યો છે ત્યારે "સંસ્કૃતિ" (?)ના તંત્રી ઉમાશંકર તેમના તાજેતરના તંત્રી લેખમાં આસામ, નાગાલેન્ડ પાકિસ્તાનમાં નિષ્ફળ પૂરવાર થઈ ચૂકેલા "જયપ્રકાશ"ની નીતિને હાસ્યાસ્પદ રીતે થાબડી રહ્યા છે. પરંતુ કાશ્મિર ઉપરના તાજા આક્રમણે આ ભલા માણસોની નીતિની ભયંકરતાને ખૂલ્લી પાડી દઈ તેમની માર્કસવાદી જાળમાં ન ફસાવા પ્રજાને ચેતવી છે.

સાધકશ્રેષ્ઠ ગાંધીજી – હૃદયશ્રેષ્ઠ જવાહર પણ હૃદય પરિવર્તન સાધી શકયા નથી. વિનોબાજી પણ નથી સાધી શકયા તો માર્કસવાદ – ગાંધીવાદ ના વિચારસંકરત્વના પ્રતીક જયપ્રકાશવાદી સમાજવાદીઓની છતે દહાડે તારા દેખાડવાની સમાજવાદી-વિશ્વએકતાવાદના બ્હાને ભારતને ખતમ કરી ભારતીય સંસ્કૃતિના સ્થાને સ્વરચિત સંસ્કૃતિસંકર ખડો કરવાની તરકીબોમાં પ્રજાએ ફસાવું જોઈએ નહિ.

વિકૃતિ, પ્રકૃતિ, સંસ્કૃતિના વિશ્વસંગ્રામમાં વિશ્વકલ્યાણક ભારત "લોકા સમસ્તા સુખીનો ભવન્તુ"નું તેનું આજીવન ધ્યેય બિનસંપ્રદાયિક વદિક વિચારધારાથી તે સિદ્ધ કરી શકે તે માટે તમામ પ્રાંતપ્રતિનિધિ સભાઓ અને સાર્વદેશિકે સત્વર આંતરિક વિખવાદોમાંથી બહાર આવી જઈ રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય મોરચા (સમાન વિચારના બળો સાથે મળી) ખડા કરવા જોઈએ અને ભારતીય સંસ્કૃતિ અને ભારતને પ્રકૃતિના આસુરિક બળો અને વિકૃતિના રાક્ષસી બળો સામે વિજયી કરવા કમર કસવી જોઈએ. પરમ કૃપાળુ પરમ પિતા પરમાત્મા માતૃભાષા, માતૃસંસ્કૃતિ, માતૃભૂમિ રક્ષવાનું બળ આપો એજ પ્રભુ ચરણે પ્રભુ પ્રાર્થના.

---

## ઉપદેશક મહાનુભાવોને સૂચના

સભાના ઉપદેશક તથા ભજનિક મહાનુભાવોને નમ્ર સૂચના આપવામાં આવે છે કે તેઓ તેમના સાપ્તાહિક પ્રચારનો વૃત્તાન્ત સભાકાર્યાલયમાં નિયમિત મોકલતા રહેવા કૃપા કરે જેથી વૃત્તાન્ત આર્યપ્રકાશમાં આપી શકાય. તે સાથે સભા સાથે જોડાયેલી સમસ્ત આર્ય સમાજોના મંત્રી મહાશયોને પણ નમ્ર પ્રાર્થના છે કે તેઓ પોતાના અહેવાલ આર્યપ્રકાશમાં પ્રસિદ્ધિ માટે નિયમિત મોકલતા રહે જેથી આર્યજગત પ્રચાર વૃત્તથી પરિચિત રહે.

કાર્યવાહક મંત્રી સભા

વડોદરા આર્યસમાજ

## શ્રાવણી પર્વ તથા વેદપ્રચાર

તા. ૧૨-૮-૬૫ના રોજ વડોદરા શહેર આર્યસમાજ તરફથી દયાનન્દ ભવનમાં પ્રાતઃ ૮ાા વાગ્યાથી શ્રાવણી પર્વ તથા બલિદાન દિવસ ઉજવવામાં આવ્યા હતા. હોલને સુંદર રીતે આસો પાલવના તોરણોથી સજાવવામાં આવેલો. સંસ્કાર મું. પ્ર. આ. પ્ર. સભાના મહોપદેશક તથા વડોદરા શહેર આર્યસમાજના મંત્રી શ્રી. પં. દયાશંકરજી શર્માના આચાર્યપદે ભવ્ય રીતે સમ્પન્ન થયો હતો. આ શુભ પ્રસંગે હોલ ખીચોખિચ ભરાઈ ગયો હતો. લગભગ બસોથી ત્રણસો સંભવિત સદ્ગ્રહસ્થોની હાજરી વિશેષ આકર્ષક હતી. સંસ્કાર પછી શ્રી. પં. દયાશંકરજીનું યજ્ઞોપવિત સંસ્કારનું મહત્ત્વ સમજાવતું ભાષણ થયું હતું.

*

શ્રાવણીથી જન્માષ્ટમી સુધી શહેરના અલગ અલગ ફળિયાઓમાં જેમકે તાડફળીયું. વાડી, નવાબજાર, રાજમહેલરોડ, ઢમઢેરેનો વાડો, નવાપુરા, વગેરે સ્થળોએ પ્રતિદિન રાત્રે ૭ થી ૯ વાગ્યા સુધી શ્રી. પં. દયાશંકરજીનાં ભાષણો થયાં હતાં. ઉપસ્થિતિ ઘણીજ સંતોષજનક રહેતી હતી.

### પ્રચાર વૃત્તાન્ત

સભાના કાર્યવાહક મંત્રી શ્રી. પં. રવિશંકરજી દ્વિવેદી શ્રાવણી પર્વ ઉપર ખાસ આમંત્રણથી આર્ય સમાજ પાટણ, વિસનગર તથા મહેસાણા પધાર્યા હતા. ત્યાંથી આવ્યા પછી ચરોતરના ખંભોળજ, ચિખોદરા, ઉંદેલ વગેરે ગામોમાં પણ પ્રચારાર્થે જઈ આવ્યા તેમજ નડિયાદ જઈ ત્યાંની આર્યસમાજનું નિરીક્ષણ કર્યું હતું.

શ્રી હરસિંહજી ઠાકોર લગભગ એકમાસથી દેવલાલી કેંપ આર્યસમાજના આગ્રહથી ત્યાં તથા નાસિક ભગુર આદિ સ્થાનોમાં સુંદર ભજનોપદેશ દ્વારા પ્રચાર કર્યા પછી હવે ખડકી તથા પૂના તરફ જવાના છે.

શ્રી પં. જગદીશચંદ્ર પ્રવાસી લગભગ એક માસની રજા ભોગવી હમણાં કલકત્તાથી મુંબઈ આવી ગયા છે અને મુંબઇનાં પરાંઓમાં પ્રચારકાર્યનો પ્રારંભ કર્યો છે.

શ્રી બળદેવભાઈ પ્રવાસી ભરૂચ જિલ્લાના મનુબર તથા ચરોતરના હરિજનોમાં ભજનોના દ્વારા પ્રચાર કાર્ય કરી રહ્યા છે.

## " વેદોક્ત આર્ય સંન્યાસી મહાત્માનું તપ "

આર્ય સમાજના સ્થાપક અને વેદોનો પ્રકાશ પાડી ભારતીય અને વિશ્વની માનવજાતને અંધકારમાંથી પ્રકાશ તરફ પ્રગતિ કરાવનાર મહર્ષિ દયાનંદ સરસ્વતી કે જેમણે આજથી લગભગ ૧૧૦ વર્ષ પહેલાં પ્રજ્ઞાચક્ષુ પરમ પૂજનીય સદ્ગુરૂ સ્વામીશ્રી વિરજાનંદજીની પવિત્ર સેવામાં રહીને સંન્યસ્ત અવસ્થામાં વેદોનું સાંગોપાંગ જ્ઞાન મેળવી ગુરૂદક્ષિણામાં ગુરૂની માંગણીને આધિન સમસ્ત જીવન ગુરૂચરણે ધરનાર મહર્ષિ દયાનંદ હતા. તેમના શિષ્ય સ્વામી શ્રી શ્રદ્ધાનંદજીના ગુરૂકુળમાં જ્ઞાન મેળવી ૪૦ વર્ષની ઉંમરે સંન્યાસ દીક્ષા લઇને સમસ્ત ભારત વર્ષમાં વેદજ્ઞાનનો પ્રચાર કરી રહેલ સ્વામીશ્રી મેધારથીજી એમ. એ. પાલીરત્ન આજે લગભગ પોતાની ૭૦ વર્ષની વૃદ્ધાવસ્થામાં પણ ભારતવર્ષમાં અજોડ સામવેદનું ગાન સસ્વર ગાનાર પ્રથમ પંક્તિના પંડિત શ્રી રેવાશંકરજી શાસ્ત્રી-પડધરી ગામમાં જેઓ પોતાનો નિવાસ કરી રહ્યા છે ત્યાં તેમના ચરણોમાં આર્ય સંન્યાસીઓની પ્રથમ પંક્તિમાં જેઓની આજના યુગમાં ગણતરી થઇ રહી છે તેવા સ્વામીજીશ્રી મેધારથીજી અત્યારે પવિત્ર શ્રાવણ માસમાં સામવેદનું સસ્વર ગાનનું જ્ઞાન મેળવી રહ્યા છે. જેઓ ગુરૂ પાસે એક ખરેખરા શિષ્ય તરીકેનું મહાન કષ્ટદાયી તપસ્વીવ્રત ધારણ કરી ભોંયપથારી પર આસન અને સર્વ કાર્ય નિજ હસ્તે અને દિનરાત જાગરણ કરી ગુરૂ પાસેથી જ્ઞાન મેળવી રહ્યા છે. આજે ગુરૂકુળ પદ્ધતિનો આપણી આજની સરકારના કેળવણીકારો કોઇપણ જાતના જ્ઞાન વગર વિનાશ નોતરી રહ્યા છે. ત્યારે આજે એક મહાન સંન્યાસી તપસ્વી રૂપે પૂજનીય ગુરૂના ઘેર રહી જ્ઞાન મેળવી રહ્યા છે. આ છે ભારતની આદ્ય પ્રાચીન ભવ્યતા ! !

આ શિષ્ય પાસેથી સામવેદના સસ્વર જ્ઞાન દાતા ગુરૂની અગમ ગુરૂદક્ષિણામાં તેનું જ્ઞાન ભારત વર્ષ અને અન્યત્ર ફેલાવવા માટેની જીજ્ઞાસાજ હોય !

પૂજ્ય સ્વામીશ્રી મેધારથીજી પોતાની આ ઉંમરમાં પણ ખૂબજ પરિશ્રમપૂર્વક જ્ઞાન મેળવવાની જિજ્ઞાસા જે બતાવી રહ્યા છે. તે આજના એકેક નાગરિકને પોતાના જીવનમાં અપનાવવા જેવી છે !

પૂજ્ય સ્વામીજી પોતાના સામવેદનું જ્ઞાન દેનાર ગુરૂનું તેમજ પરમેશ્વર દ્વારા પુરસ્કૃત થયેલ વેદોનું જ્ઞાન તેમજ મહર્ષિ દયાનંદ સરસ્વતી અને પોતાના બ્રહ્મચર્યાશ્રમના જ્ઞાન દાતા ગુરૂશ્રી સ્વામી શ્રદ્ધાનંદનું ઋણ ભવ્ય રીતે પુર્ણ કરશે. એવી સ્વતમન્નાઓને પરમકૃપાળુ પરમાત્મા સદાય સહાય કરે તેવી પ્રાર્થના સાથે વિરમું છું.

કાનજી વાલજી પાડલિયા
જામનગર.

## પ્રત્યેક હિન્દુ બાળકને સંસ્કૃત ભણવાની આવશ્યકતા.

ભારતીય સંસ્કૃત સમ્મેલન દ્વારા આયોજીત સમારંભમાં પ્રધાન મંત્રી શ્રી. શાસ્ત્રીએ કહ્યું કે સંસ્કૃતને દેશના પ્રત્યેક ભાગમાં લોકપ્રિય બનાવવામાં આવે.

આ પ્રસંગે શ્રી. શાસ્ત્રીને વિશ્વ સંસ્કૃત શતાબ્દી ગ્રન્થનો પ્રથમ અંક ભેટ આપવામાં આવ્યો હતો.

તેમણે કહ્યું કે ભાષા સંબંધી પ્રસ્તાવિત ધારામાં સંસ્કૃતની શિક્ષા સંબંવી ધારા જોડવી ઇચ્છનીય થશે, પરંતુ તેના લીધે ધારા બનાવવામાં વિલંબ થઇ શકે નહીં. આવશ્યકતા ઊભી થયે ભાષા ધારામાં સંશોધન કરી શકાશે.

રાજસ્થાનના રાજ્યપાલ ડો. સંપૂર્ણાનંદે કહ્યું કે ત્રિભાષા ફાર્મ્યુલાથી સંસ્કૃતને હાની પહોંચશે. ત્રણ ભાષાઓ શિખવાના બોજાથી લદેલા બાળકો માટે ચોથી ભાષા શિખવું મુશ્કેલ બનશે. જો એજ સ્થિતિ ચાલુ રહેશે તો આગામી ૧૫ વર્ષમાં સંસ્કૃત ખતમ થઇ જશે.

નવભારત ટાઇમ્સ.

## લુણસાવાડા આર્યસમાજ, અમદાવાદ

શ્રાવણ સુદ પૂનમને દિવસે લુણાવાડા આર્યસમાજ મંદિરમાં શ્રાવણ મહોત્સવ,યજ્ઞોપવીત પરિવર્તન અને આર્ય શહીદોને શ્રદ્ધાંજલિ વગેરેનો કાર્યક્રમ શ્રી સ્નાતક સત્યવ્રતજી વેદાલંકારના આચાર્યપદે ઉજવવામા આવ્યો હતો. જેમાં સ્વસ્તિ-વાચન, શાંતિ પ્રકરણ,ઉપાકર્મ વિધિ, આર્ય સાર્વદેશિકના આદેશ મુજબના મંત્રોચ્ચારણ તથા અમીર-શહીદ સ્તુતિગાન બાદ શ્રી નરસિંહભાઇ શ્યામસુંદરે રોચક ભાષામાં ભજન અને શહીદો વિષે પ્રકાશ પાડયો હતો, બાદ સ્નાતકજીએ શ્રાવણી, રક્ષાબંધન અને હૈદ્રાબાદના શહીદોને ભાવભીની અંજલિ સમર્પી હતી. કાર્યક્રમ લગભગ રા કલાક ચાલ્યો હતો. બાદ પ્રસાદ વિતરણ, વિસર્જનાદિ થયું હતું.

તેજ દિવસે રાત્રે ાા થી ૧૦ સુધી શાહપુર, પાંજરાપોળની ચાલીમાં શ્રીમાન્ ભૂરાલાલજી આર્યને ત્યાં વેદોક્ત હવન-યજ્ઞ તથા સત્યનારાયણની (પ્રશ્નોપનિષદ) કથા સ્નાતક વેદાલંકારજીએ કહી હતી પ્રભાવ સારો પડયો હતો. શ્રી સ્વા. સચ્ચિદાનંદજી મહારાજ, શ્રી મંત્રી ખેમચંદભાઇ તથા શ્રી નરસિંહભાઇની વિશેષ હાજરી હતી. સ્વા. સચ્ચિદાનંદજીએ છેવટે આશીર્વચનો કહ્યાં હતાં.

## આર્યસમાજ અમદાવાદ

તા. ૧૫-૮-૬૫ના રોજ સાધારણ અધિવેશનમાં શ્રી હીરજીભાઇ મકનજી આર્યે 'વૈદિક ધર્મ'ની વિશેષતા એ વિષય પર પ્રકાશ નાંખ્યો હતો.

તા. ૧૫-૮-૬૫ના રોજ શ્રી અર્જુનસિંહભાઇના પુત્રનો મુંડન સંસ્કાર કરાવવા શ્રી પં. ધર્મેન્દ્રજી વેદાલંકાર ગયા હતા.

તા. ૨૦-૮-૬૫ના રોજ શ્રી એલ. કે. નંદવાણાજીના સભાપતિત્વમાં "જન્માષ્ટમીનું પર્વ" ઉજવવ માં આવ્યું હતું. જેમાં સર્વ પ્રથમ બૃહદ્યજ્ઞ તથા સંધ્યા કર્યા બાદ દયાનંદ આદર્શ વિદ્યાલયના શિક્ષક શ્રી ડાહ્યાભાઇ બેચરભાઇ વ્યાસનું અને શ્રી બાપુજી શર્માનું સુમધુર ભજન થયું હતું. શ્રી દેવજીભાઇએ ત્રણ ભજન ગાયાં હતાં. ત્યારબાદ શ્રી દેવજીભાઈ,શ્રી ઘનશ્યામભાઈ આર્ય, શ્રી બાપુજી શર્મા, સ્નાતિકા શ્રી વિજ્યાબહેન ઝીણાભાઇ સ્નેહરશ્મિએ પ્રસંગોચિત વ્યાખ્યાનો આપ્યાં હતાં. ત્યારબાદ આજના સભાપતિ શ્રી એલ. કે. નંદવાણાજીએ ઉપસંહાર કર્યો હતો. ત્યારબાદ મંત્રી શ્રી અંબાલાલભાઇએ સૌનો આભાર માની પોતાના વિચારો રજૂ કરી આજનું પર્વ શાંતિપાઠ સાથે સમાપ્ત થયું હતું. ઉપસ્થિતિ સારા પ્રમાણમાં હતી.

## યજ્ઞોપવીતનો યજ્ઞ-સંદેશ

જેમ રાષ્ટ્રીય ઝંડા ત્રિરંગાના રહસ્યોથી તેનું મહત્ત્વ છે, તેમ ત્રિતારની યજ્ઞોપવીતમાં ગૂંથાયેલા ગૂઢ રહસ્યોથી તેનું મૂલ્ય અને મહત્ત્વ છે; જેનો આછો પરિચય ત્રણ તારના ત્રિવિધ સારથી સમજીને વિચારીએ.

(૧) 'સત્ય', 'નીતિ' અને 'ન્યાય'-ના માર્ગે ચાલવા સતત પ્રયત્નશીલ રહીશું.

(૨) 'બ્રહ્મચર્ય', 'ગૃહસ્થ' અને 'વાનપ્રસ્થાદિ' આશ્રમ વ્યવસ્થાને અનુસરવા પ્રયત્ન કરી, ગુરુશિષ્ય પરંપરાવાળું ગુરુકુળ શિક્ષણ સંસારમાં પ્રસારિત થાય તેવા પ્રયત્નો સદા કરતા રહીશું.

(૩) 'માતા', 'પિતા', 'વિદ્વાન-આચાર્ય' અને 'સંત-સાધુ-આર્યો'નું સન્માન થાય તેવી આર્યપ્રણાલીને અનુસરવા પ્રયાસ કરીશું.

(૪) 'વેદ,' 'ઉપનિષદ' અને 'દર્શનશાસ્ત્ર' આદિ આર્યશાસ્ત્રોને મંદિરમાં પધરાવી તેને વાંચવા-વંચાવવાનો ભણવા-ભણાવવાનો અને પ્રસારવા-પ્રચારવાનો યથામતિ, યથાશક્તિ, યથાયોગ્ય યત્ન કરીશું.

(૫) વ્યક્તિગત જીવનમાં પણ વેદાનુકૂળ, 'વિચાર', 'પ્રચાર' અને 'વહેવાર' માટે મથીશું.

(૬) આર્ય-હિંદુના ૧૬ સંસ્કાર-વૈદિક 'સંસ્કારવિધિ', તમામ ધર્મોના સત્ય અર્થોનો જેમાં જ્ઞાનપ્રકાશ છે તે 'સત્યાર્થપ્રકાશ' ગ્રંથ અને વેદ-શાસ્ત્રના સહીઅર્થો સમજવાની ઋષિ-પ્રણાલીની ગુરુચાવીઓ જેમાં ગ્રંથબદ્ધ થયેલી છે એવા અદ્ભૂત ગ્રંથ 'ઋગ્વેદાદિભાષ્યભૂમિકા'નો નિત્યપાઠ કરી તેને અનુસરવા પ્રયત્નગામી બનીશું.

(૭) 'માતૃભાષા', 'રાષ્ટ્રીયભાષા' અને 'આતરરાષ્ટ્રીયભાષા' એ ક્રમે ભાષાને સ્થાન આપી વેદાદિ શાસ્ત્રોનાં ભાષાંતર અને વેદાનુકૂળ સાહિત્ય સર્જન માટે સક્રિય યત્ન કરવા મથીશું, બધા તારોને જોડવાવાળી યજ્ઞોપવીતમાં ગાંઠ હોય છે, તેવી રીતે બધી ભાષાઓને જોડવાવાળી પ્રાચીન 'સંસ્કૃતભાષા' છે, આ દેવભાષાને યોગ્ય સ્થાન આપવા સદા સર્વદા પ્રયત્ન કરીશું.

(૮) 'શારીરિક', 'આત્મિક' અને 'સામાજિક' ત્રણે ઉન્નતિ માટે સદા પ્રયત્નશીલ રહીશું.

(૯) 'પ્રકૃતિ', 'આત્મા', 'પરમ આત્મા' ત્રણેને તત્ત્વતઃ સમજવા વિચાર વિનીમય કરીશું.

(૧૦) 'જાગૃત', 'સ્વપ્ન' અને 'સુષુપ્તિ' એ ત્રણેથા પર એવું મોક્ષ અવસ્થાનું ધર્મધ્યેય ધારણા કરી આધ્યાત્મિકયોગ માર્ગે આગળ વધવા સદા પ્રયત્નશીલ રહી અષ્ટાંગ યોગની કેડીએ કદમ કૂચ કરવા મથીશું.

(૧૧) 'સ્વાશ્રયી', 'સાદુ' અને 'સાત્વિક' જીવન જીવી સમાજ, રાષ્ટ્ર અને જગતભરમાં ભૂમંડળ પર આર્યત્વની સ્થાપના અને વિશ્વકલ્યાણની કામના સાથે વિચારક્રાંતિના શાસ્ત્રથી જીવન જંગમાં ઝુકાવીશું અને એ પવિત્ર કાર્યમાં તન, મન, ધન અને છેવટ જીવનનું બલિદાન કરતાં પણ અચકાઇએ નહીં, એ ઉદાત્ત ભાવનાને મજબુત કરવા હરહંમેશ મથીશું.

આ ઉદાત્ત ભાવનાના અગિયાર રસ મનમાં અને જીવનમાં સતત ઝરતા રહે એવી મન મંદિરના મહાપ્રભુ ઓમકારને અંતરની અભ્યર્થના સાથે આત્મા, પરમ આત્મા અને પ્રકૃતિના પ્રતિનિધિ જેવા આદર્શ ભાવનાના પ્રતીક ત્રિતારના શુભ યજ્ઞોપવીતને ધારણ કરીએ. પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને ૧૧મું મન શરીરમાં આ આર્યભાવનાના અગિયાર રસથી જીવનનૌકાને સદા આગળ ને આગળ ધપાવો. આ રીતે પૃથ્વી પરના સઘળા માનવમિત્રોનું જીવન પૂર્ણિમાના પૂર્ણ ચંદ્ર જેવું પૂર્ણ સૌમ્ય, પવિત્ર અને તેજસ્વી બની રહો એજ યજ્ઞોપવીત ધારણની મંગળ કામના.

## વિસનગર આર્ય સમાજની ચૂંટણી

તા. ૧૩-૮-૬૫

વિસનગર આર્યસમાજના પ્રમુખ શ્રી સીતારામ બારોટે તા. ૩-૮-૬૫ના દિવસે સમાજની અંતરંગ સભામાં પોતાના અંગત કાર્યને કારણે સ્વેચ્છાએ રાજીનામું આપવાથી અંતરંગ સભાએ તે મંજૂર કર્યું હતું. ઉપરોક્ત સ્થાને શ્રી નાથાલાલ બબુભાઇ કંસારાની સર્વાનુમતે નિમણુંક કરી છે.

કાર્યવાહક કમિટીના સભ્યો નિચે પ્રમાણે છે.

પ્રમુખ : શ્રી નાથાલાલ બબુભાઇ કંસારા

ઉપ-પ્રમુખ : શ્રી ખેતાભાઇ ઘેલારામ દવે

મંત્રી : સોમાભાઈ ભાવસાર

ઉપમંત્રી : છગનલાલ ગંગારામ ચોકસી

કોષાધ્યક્ષ : છગનલાલ ગંગારામ ચોકસી

પ્રતિનિધિ : નાથાલાલ બબુભાઇ કંસારા

પ્રતિનિધિ : ખેતાભાઇ ઘેલારામ દવે

## સાચું બતાવતા કેમ નહીં હોય ?

લે. આર્યબંધુ (વડોદરા)

સંપ્રદાયને સાથ આપનારા સાધુ, સન્યાસીઓ, મહંત, સંત, શાસ્ત્રી અને ધર્મ પ્રચારકો વિદ્યામાં આગળ વધેલા વિદ્વાન જોવામાં આવે છે. છતાં પરમાત્માનું સાચું નામ જે ૐ છે તે ભાવિક ભક્તોને ખરી રીતે ન બતાવતાં રામ, કૃષ્ણની ધુનમાં લગાડી રાખે છે.

તેનું કારણ અમોને એ લાગે છે કે તેઓની સ્વાર્થવૃત્તિ, અને સંકુચિત વિચારને લઈને તેઓ એમ ધારતા હશે ! સાચું બતાવવાથી આપણું અહિત થશે. એવું સમજી ખોટી ભાવનાને પોષે છે. અથવા પોતાનો વેદ, ઉપનિષદ્ પ્રત્ય સ્વાધ્યાય કે સ્વ અનુભવ ન હોવો જોઇએ, તેથી તેઓ પ્રભુનું સચું નામ પ્રેમ ઘેલા ભકતજનોને બતાવતા નહીં હાય.

પ્રેમઘેલા ભકતજનોને એ બુદ્ધિ પણ કયાંથી આવે ? કે તેઓ પ્રવચન કર્તાઓને પૂછે. તેઓ તો ગાડરિયા પ્રવાહમાં તણાતા જઈ લેલે લેલ કરે જાય છે. એવું જ્યાં અને ત્યાં મંદિરોમાં, ભાવિક ભકતોના આંગણે, રસ્તાઓમાં સાભળીએ છીએ, અને નરી આંખે નિહાળીએ છીએ ત્યા રે મનમાં દુઃખ અનુભવાય છે; વાહરે, વાહ હિન્દુસ્તાન તારી બલિહારી. પાચ હજાર વર્ષથી બગડેલી પરિસ્થિતિ હજુ રાગે આવી નથી. હવે તો સ્વતંત્રતા મળી છે ભાઈ ? ? હવે તો સમજો અને વિચારો. ગુરુદત્ત વિદ્યાર્થી જે મહાન નાસ્તિક હતા તે મહર્ષિ દયાનંદનાં અંતિમ દર્શન કરી ગદ્ગદ કંઠે બોલી ઊઠયા. "ઋષિ તૂ મહાન હૈ" કૃતઘ્ન હૈ વે લાગ જો તેરા ઉપકાર નહીં માનતે. ભારત કા સંપૂર્ણ ગૌરવ ઔર વિશ્વમાનવતા તો વાસ્તવ મેં તુમમં હી મૂર્તિમંત હુઈ હૈ.

પ્રાચિન પ્રણાલીને ભૂલી બેઠેલા માનવી નાસ્તિકના પણ નાસ્તિક કહેવાય. કારણ પેટના એક શેર લોટ માટે પોતાનું અને પોતા પર વિશ્વાસ રાખનાર ભક્ત જનો સાથ વિશ્વાસ ઘાત કરી રહ્યા છે. સર્વવ્યાપક પરમકૃપાળુ પરમાત્મા સર્વને સદ્બુદ્ધિ આપે એ જ પ્રાર્થના.

## આર્યસમાજ મહેસાણા

તા. ૧૨-૮-૬૫ના રોજ આર્યસમાજ મહેસાણામાં શ્રાવણી ઉત્સવ શ્રી છગનભાઈ (પ્રમુખ આર્યસમાજ મહેસાણા) તેમને ત્યાં ઉજવ્યો હતો તે પ્રસંગે આર્યસમાજના પ્રતિષ્ઠિત. ડો. શ્રી. ગજાનંદ ગિરધરલાલ પાંચોટિયા યજ્ઞના યજમાનપદે હતા. શ્રી. લાભશંકરભાઈ, તથા શ્રી. ભીમાભાઈ તથા વાડીલાલ બ્રહ્મભટ્ટ તથા ચીમનલાલ મણિલાલ સોની ઉમાકાન્ત ગજાનંદ તથા કૈલાસચંદ્ર તથા સૈલેશકુમાર કૈલાસચંદ્ર વગેરે. જનોઈ ધારણ કરી હતી. જનોઈનું મહત્ત્વ શ્રી. પં. ડાહ્યાભાઈ આચાર્યે સમજાવ્યું હતું. સદસ્યોનો ઉત્સાહ સારો હતો.

## સદ્બુદ્ધિ કાયમ આપજો હરજો અમારી આપદા

લેખક : આર્યકવિ જીવનલાલ રાઠોડ, વડોદરા

આપ્યું જીવન આ જગતને, સંસારની રચના કરી,
રક્ષા કરો છો સર્વદાને, દુઃખ સૌ હ્યો છો હરી;
પ્રકાશ આપો જ્ઞાનનો, ધારણ અમે કરીએ સદા,
સદ્બુદ્ધિ કાયમ આપજો, હરજો અમારી આપદા.

*

પરમ પિતા કલ્યાણકારી, સૃષ્ટિના રચનાર છો,
શુદ્ધ રૂપી, સુખદાતા, ઐશ્વર્યના ભંડાર છો;
કલ્યાણ થાયે જે થકી, એ વસ્તુઓ દેનાર છો;
દુઃખ, દુર્ગુણ, દુર્વ્યસનને, આપ તો હરનાર છો.

*

જગતના સ્વામી તમે, ચેતન અને અવિનાશ છો;
સૂર્ય ચંદ્રાદિક રચ્યા, પ્રકાશના પ્રકાશ છો.
બ્રહ્માંડના સર્જક તમે, તમ સમુ વિશ્વે નથી,
ભક્તિ કરીશું આપની, નિત્ય યોગના અભ્યાસથી.

*

શાસન તમારું શ્રેષ્ઠ છે, આનંદમય છે આપથી,
ભક્તિ કરે વિદ્વદ્જનો. બચતા રહે ઉત્પાતથી;
દેહને, આત્મા વળી, સંસારને બળ દયો સદા,
જ્ઞાનદાતા, સુખપ્રદાતા, ભક્તિ કરશું સર્વદા.

*

અધિપતિ બ્રહ્માંડના, વળી વ્યાપ્ત છો સંસારમાં,
પશુ, પક્ષી માનવને ઘડયા, પ્રભુ નામ મુજ ઉચ્ચારમાં;
ઐશ્વર્યના દેનાર છો, આનંદના આગાર છો,
ઉપકાર અગણિત આપના, નિત્ય સુખના દેનાર છો.

*

જે સ્થાનમાં ના દુઃખ છે, એ મોક્ષના ધારક તમે,
તેજદાતા સૂર્યને, પૃથ્વી તણાંસર્જક તમે;
ગ્રહણ કરવા યોગ્ય છો શાન્તિતણાં ભંડાર છો;
આપી રહ્યા છો સુખને, આ જગતના આધાર છો.

*

વ્યાપક ચરાચર જગતમાં, પ્રજાપાલનહાર છો,
પુરુષાર્થ કરશું સર્વદા, સુખ સંપત્તિ દેનાર છો;
પદાર્થ સહુ સંસારના, પામું પ્રભુ મુજ યાચના
ઐશ્વર્ય સુખ અમને મળો, એ નમ્ર છે અમ પ્રાર્થના.

*

ઉત્પન્ન તમો કરનાર છો, રક્ષા સદા કરનાર છો,
છો ચરાચર જ્ઞાતા અને આનંદના ભંડાર છો;
છો મોક્ષના દાતા તમે, માતા પિતા બંધુ તમે,
પામવા તમને પ્રભુ! પ્રયત્ન કરશું સૌ અમે.

*

વિદ્યા તણા આગાર છો, પ્રકાશના દેનાર છો,
છો જ્ઞાનના દાતા તમો, ને દુઃખ સહુ હરનાર છો;
સારાં કરીશું કર્મ નિત્ય, પ્રભુ! પાપથી દૂર રાખજો,
ઐશ્વર્યની પ્રાપ્તિ થજો, આનંદ કાયમ આપજો.
(ગાયત્રી મંત્ર અને ઇશ્વર પ્રાર્થના આઠ મંત્રોનો ભાવાનુવાદ)

## પાટણ આર્યસમાજ તરફથી શ્રાવણી ઉપાકર્મ કાર્યક્રમ

તા. ૧૨-૮-૬૫ ને ગુરુવારે પાટણ આર્ય સમાજના તમામ આર્ય બંધુઓ તથા નગરના ગણ-માન્ય નાગરિકોએ સરસ્વતી નદીના તટ પર શ્રાવણી ઉપાકર્મ વિધિનો મંગલ ઉત્સવ ઉજવ્યો હતો. બ્રહ્મયજ્ઞ તથા દેવયજ્ઞ પૂર્ણ થયાબાદ વૈદિક રીત્યાનુસાર જનોઈ બદલવાનો કાર્યક્રમ થયો હતો.

યજ્ઞના યજમાન તરિકે પાટણ આર્યસમાજના પ્રધાન શ્રી નાથાલાલ પંચાલ બેઠા હતા.

સંસ્કારવિધિ માટે ખાસ પં. રવિશંકરજી દ્વિવેદી (મંત્રી : મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા)ને આમંત્રણ આપવામાં આવ્યું હતું પંડિતજીએ ઉપવિત (જનોઇ) વિષય પર સુંદર અને સારગર્ભિત ઓજસ્વી વાણીમાં પ્રવચન આપેલું.

આ પ્રસંગમાં શ્રી ભૈયાજીની ઉપસ્થિતિ વિશેષ રૂપે તરી આવતી હતી. શ્રી કાંતિલાલ પેન્ટર શ્રી. મોદી (મંત્રી આર્ય સમાજ પાટણ) શ્રી મિસ્ત્રીજી વગેરેનો ઉત્સાહ અનેરો હતો. પાટણ આર્યસમાજના દરેક સભ્યો ઉત્સાહી આર્યો છે. પાટણ શહેરમાં આર્યસમાજનું વ્યક્તિત્વ સામાજિક પ્રવૃત્તિઓમાં અગ્રસ્થાન ધરાવે છે.

આરતિ શાંતિપાઠ થયા બાદ પ્રસાદ વહેંચવામાં આવ્યો હતો.

તમામ આર્યબંધુઓ બબ્બેની સરખી કતારમાં સરઘસાકારે આર્ય-ધ્વજ (ॐ પતાકા) હાથમાં લઇને સરસ્વતિ નદીના તટેથી પાટણ આર્ય સમાજ સુધી કુચ કરી સમાજમાંદરે વિખરાયેલા હતા.

( પાન નું ચાલુ )

तो आर्यसमाज का ही कार्य होता है और न सामाजिक संगठन के लिए ही कुछ क्रियाशीलता दिखलाई पड़ती है। इन पंक्तियों के लेखक को ऐसा अनुभव होने लगा है कि देश में कतिपय संगठनों द्वारा योजनाबद्ध तरीकों से आर्यसमाज की सम्पत्ति जैसे भवन, प्रांगण (खेल के मैदान) आदि पर शनैः शनैः अधिकार किया जा रहा है। हमारे लिये यह एक नया खतरा पैदा हो गया है।

अतएव आर्यसमाज के क्षेत्र में कार्य करने वाले समस्त आर्य कार्यकर्त्ताओं को इस नवीन गतिविधि से सतर्क हो जाना नितान्त आवश्यक है। आर्यसमाज में एक और योग्य नेतृत्व का निरन्तर अभाव होता जा रहा है, तो दूसरी और कतिपय राजनैतिक संगठन प्रजातन्त्र के नाम पर आर्यसमाज में घुसकर वहाँ की सम्पत्ति अपने अधिकार में करने का उद्योग कर रहे हैं। इस सोई हुई हिन्दू जाति को हाथ पकड़कर उठा देने वाला आर्यसमाज क्या इस खतरे से अपने आपको नहीं बचा सकता? क्या हमारा नेतृत्व एवं वर्तमान सगठन इतना शुष्क एवं पुरुषार्थहीन होता जा रहा है कि हम इन राजनैतिक भेड़ियों की चालों से अपने आपकी रक्षा नहीं कर सकते? यदि हां तो सावधान हो जाइये, कि कहीं हमारा नेतृत्व गलत हाथों में न पहूंच जावे। हमारी चल अचल सम्पत्ति राजनैतिक पद लिप्सुओं की दल दल में न फस जावे। क्या आर्यसमाज का सर्वोच्च संगठन इस और ध्यान देने का कष्ट करेगा।

# વિશ્વ શાન્તિ માટે ઋષિ દયાનંદનાં પાંચ સૂત્રો

( ગતાંકથી ચાલુ )

આ વિચાર ધારાના પ્રચારથી કોઇ પણ સ્થળે અશાંન્તિ રહી શકવાની છે?

( ૨ ) ઋષિનું આ મંતવ્ય તમામ પ્રકારની મનની ઉથલ-પાથલોનું સુંદરતમ સમાધાન છે. પરંતુ અહીં એક વિચારણીય પ્રશ્ન છે કે ઋષિની આ ભાવના વ્યવહારુ છે કે નહીં?

આજે અનેક વિચાર ધારાઓ સંસારની સમક્ષ ખડી છે. પરંતુ ગહનતાથી અને ગંભીરતાથી જો તેને જોવામાં આવે તો જણાશે કે સંસારમાં આધારરૂપ માત્ર બેજ વિચારધારાઓ છે ( ૧ ) પોતાના સ્વાર્થ માટે બીજાને દુ:ખ દેવામાં જરાયે સંકોચ ન રાખવો. ( ૨ ) પોતે દુ:ખ વેઠીને પણ બીજાનું ભલું કરવું અને તે માટે પ્રયત્નશીલ રહેવું.

પહેલી વિચારધારાને આપણે ખરાબ અને બીજીને સાચી કહી શકીએ, તેને બીજી રીતે સ્વાર્થ અને ત્યાગનું નામ પણ આપી શકીએ. આજે ભલે કોઈ પોતાને ગમે તે કહે પરંતુ તમામનું પ્રેરણા સ્રોત્ર છે પ્રથમ વિચારધારા.

ઋષિ દયાનંદનો એવો ઉદ્દેશ હતો કે સંસારના તમામ લોકોના મગજમાંથી પહેલી વિચારધારાને કાઢીને બીજીની સ્થાપના કરવી. અને તેથી તેઓએ “સત્યાર્થ પ્રકાશ”માં એજ ભાવનાથી સ્પષ્ટતાપૂર્વક લખ્યું છે કે પક્ષપાતનો ત્યાગ કરી આ વાતને બરાબર જોવાથી સત્ય અને અસત્ય મત શું છે? તે સૌ જાણી શકશે. આ ઉપરાંત તેઓ આગળ લખે છે કે હું મારું મંતવ્ય તેને જ ગણું છું કે જે ત્રણ કાળમાં સૌને એક સરખું માનવા યોગ્ય હોય અર્થાત જે સત્ય છે તે અપરિવર્તનશીલ છે. તેને સૌ કોઈ માને પરિવર્તનશીલ વિચાર કદી સત્ય હોતો નથી. તે સાથેસાથ સ્વાર્થપૂર્ણ વિચારવામાં પણ સ્થાયીપણું રહી શકતું નથી. કારણ કે ભોગની ઇચ્છાઓનો અંત હોતો નથી. સંગ્રહની કોઈ સિમા નથી તેનો સંતોષ નથી. અને વિચારોની એકતા માટે મનુષ્યોએ સંતોષ, અપરિગ્રહ, ત્યાગ અને સત્ય માર્ગનો આશ્રય લઈ તેનેજ ગ્રહણ કરવું જોઇએ.

જે લોકો ભોગને ભોગવવા માટે મનુષ્યની ઇચ્છાઓને પુરી કરવા માટે વિચારે છે તે મૃગજળથી તરસ છીપાવવા માટે મૃગ ભટકે છે. તેજ રીતે ભટકચા કરે છે.

કારણ કે ભૌતિક પદાર્થોથી પ્રેમ કરીને મનુષ્ય કદી પણ દુ:ખથી મુક્ત થઇ શકતો નથી. કારણ કે દુ:ખનું કારણ તેઓ સમજી શકતા નથી. જે વસ્તુ નાશવાન છે. આપણાથી અલગ થનાર છે તેનાથી પ્રેમ કરે છે. અને પરિણામે દુ:ખ વહોરી લે છે.

અને જે કંઇ ભૌતિક પદાર્થો છે. તે તમામ નાશવંત છે એનાથી જે કોઇ મનુષ્ય પ્રેમ કરશે, અને શરૂશરૂમાં સુખ માનશે. પરંતુ તેનો નાશ થવાથી કે તે અલગ થયાથી તેને જરૂર દુ:ખ થશે, દુ:ખથી છૂટવાનો માત્ર એક જ ઉપાય છે

અનુવાદક :
શ્રી જીવણલાલ રાઠોડ

કે અમે એવી વસ્તુ પ્રત્યે પ્રેમ કરીએ કે જેનો નાશ જ ન હોય. અને એ વસ્તુ પર પ્રેમ કરવા અને તેને મેળવવા માટેજ મનુષ્ય શરીર પ્રાપ્ત થયેલું છે.

આપણે અહીં એ પ્રકારના નિશ્ચય પર આવી પહોંચ્યા કે વિચારોની એકતા માટે એ જરૂરનું છે કે ( ૧ ) તમામ મનુષ્યો પોતે દુ:ખ વેઠીને પણ બીજાને આરામ મળે તે ભાવનાથી કામ કરે. ( ૨ ) ભૌતિક પદાર્થો પ્રત્યેની મમતા ત્યાગીને પરમાત્માથી પ્રેમ કરવાના સાધનપથ પર ચાલવા લાગે. ( ૩ ) ભૌતિક પદાર્થોના સંગ્રહ માટે ત્યાગ, અપરિગ્રહની ભાવના પર આચરણ કરવામાં આવે.

એકતાના આ ત્રણ મુળ તત્વોને સમજીને કેટલીક બીજી વ્યવહારીક વાતો પણ આપણા સમક્ષ ઊભી થાય છે. જેનો સ્પષ્ટ ઉપાય મહર્ષિ દયાનંદે “સત્યાર્થ પ્રકાશ”માં કરેલો છે. આ વિચાર આપણને દૈનિક વ્યવહારમાં દિવાદાંડીની ગરજ સારે છે. આપણે ગંભીરતાપૂર્વક મહર્ષિની વિચારધારાનું બરાબર મનન કરીએ.

અન્યાયકારી બળવાનથી પણ ડરો નહી. અને ધર્માત્મા નિર્બળોથી પણ ડરતા રહો. એટલુંજ નહીં પરંતુ આપણે તમામ શક્તિથી ધર્માત્માઓ ભલે ને મહા અનાથ નિર્બળ અથવા ગુણરહિત કેમ ન હોય? તો પણ તેનું રક્ષણ ઉન્નતિ, અને પ્રિય આચરણથી વર્તવું જોઇએ, અને અધર્મા ભલે ચક્રવર્તી, સનાથ, મહાબળવાન અને ગુણવાન ભલેને હોય, તથાપી તેનો નાશ, અવનતિ અને અપ્રિયાચરણ કાયમ કરતા રહો.

મહર્ષિના આ શબ્દો તદ્દન સ્પષ્ટ છે. તેની વ્યાખ્યાની આવશ્યકતા નથી, અને ખરી રીતે વિચારોની એકતા માટે એ પરમ આવશ્યક છે કે આપણે નિર્ભય હોઇએ, અને અન્યાયની સામે ઝૂકીએ નહીં, અન્યાયકારીઓથી કોઈ પણ સંયોગોમાં સમાધાન ન કરીએ પરંતુ તેનો નાશ કરવા પુરી શક્તિથી પ્રયત્નો કરીએ.

અને એ રીતે આનંદની પ્રાપ્તિ માટે મહર્ષિએ ઇર્ષા, દ્વેષનો ત્યાગ કરવા અને અસત્યને છોડવા માટે સંપુર્ણ શક્તિ લગાવી છે. મહાર્ષ લખે છે કે,

જ્યાં સુધી આ મનુષ્ય જાતીમાં પરસ્પર મીથ્યા મતમતાંતરોના વિરુદ્ધના વાદો નહીં છૂટે ત્યાં સુધી અન્યોઅન્યમાં આનંદ નહીં થાય, જો આપણે સૌ મનુષ્યો અને ખાસ કરીને વિદ્વાનો ઇર્ષા, દ્વેષને છોડીને સત્યાસત્યનો નિર્ણય કરીને સત્યને ગ્રહણ કરવામાં અને અસત્યનો ત્યાગ કરવા માંડે અને કરાવવા માંડે તો આ અમારા માટે અસાધ્ય નથી.

મહર્ષિના આ વિચારો સંયુક્ત રાષ્ટ્ર સંઘના ઘોષણા પત્રોની રૂપ રેખા નથી તો બીજું શું છે?

( ૩ ) સૌ પ્રથમ એ જાણવું જોઇએ કે દ્વેષ કોને કહેવાય છે? અને ઇર્ષા અને દ્વેષ વચ્ચે શું અંતર છે? અથવા આ બન્ને એક જ ભાવનાના સુચક છે.

એના પર વિચારવાથી સમજાશે કે ઇર્ષા એટલે બીજાની ઉન્નતિ જોઇને સળગવું, દુ:ખી થવું. પરંતુ એને દ્વેષ કહી શકાય નહીં.

દ્વેષ એટલે બીજાની ઉન્નતિ જોઇને સળગવું, દુ:ખી થવું, અને તેને હલકો પાડવા માટે દુ:ખ પહોંચાડવા પ્રયત્ન કરવો, તેને દ્વેષ કહેવામાં આવે છે.

મનુષ્ય હૃદયમાં રહેલી દ્વેષની ભાવના. તેને કહી શકાય કે જે બીજાને સુખી, આનંદીત જોઇ ન શકે અને પોતે દુ:ખી થાય. બીજાનું અહિત ઇચ્છે અને અહિત કરવા પ્રયત્નો કરે.

આપ જોઇ શકશો કે મહર્ષિજીએ દ્વેષની ભાવનાનો સમૂળો નાશ કરવા આદેશ આપીને શાંતિ માટે અતી મજબુત પાયો નાંખ્યો હતો. હવે આપણે થોડાક વિસ્તારથી સંસારના અનેક મહતવપૂર્ણ વિષયો પર દ્વેષના પ્રભાવનો વિચાર કરીએ.

દ્વેષ એ કોમવાદનો પિતા છે. ઇતિહાસના એ યુગમાં કે જ્યારે માનવજાતીમાં કોઇ પણ પ્રકારનો ભેદભાવ ન હતો. ધરતી પર એક જાતી, એક ધર્મ, અને એક જ વિચારની ધજા ફરકતી હતી, ત્યારે સૌ પ્રથમ એક વ્યક્તિના હૃદયમાં એ જાતની ભાવના પેદા થઇ હશે અને તેની ઇંદ્રિયો કર્મક્ષેત્રમાં નિષ્ફળ નિવડી હશે, જેનું મગજ કામ નહીં કરી શકતું હોય, જે આળસના કારણે શિથીલ રહેતો હશે. અને તેના પરિણામે તેના પાસે જીવન સામગ્રીનો અભાવ થયો હશે. અને બીજાના સુખ અને આનંદને જોઇ તેના અંતરમાં ઇર્ષાની અગ્નિને સ્થાન મળ્યું હશે? એ અગ્નીએ તિવ્ર થઇને અજ્ઞાનના બળે દ્વેષનું રૂપ ધારણ કર્યું હશે, અને પોતાની ભાવનાનો આધાર લઇ સુખ અને શાન્તિ સંપન્ન મનુષ્યને મીટાવવા નિશ્ચય કર્યો હશે.

ધરતીના આરંભકાળમાં એક વ્યક્તિના અંતરમાં સળગેલી આ ચિનગારીએ મમત્વની એકતાની અભેદ્ય નિવાસને તોડી પાડવા પ્રથમ પગ ઉઠાવ્યો, આ મારું ઓ है આ પરાયું એ જાતનો ભ્રાષા क्यों न અને કોરિયાં जाय। मेरा उत्तर है

( જુઓ પાન ૬ )

# પંજાબ કા ક્ષેત્રીય વિભાજન સમાપ્ત કિયા જાએ

જો લોગ સિખોં મેં યહ ભાવના ભરતે હૈં કિ વે હિન્દુઓંસે બિલકુલ અલગ હૈ વે હિન્દુઓ વ સિખોં કે બીચ દીવાર ખડી કર દેશકા અહિત હી કરતે હૈં। સિખ ઔર હિન્દુ આપસમેં માંસ ઔર ચમડી કે સદશ હૈ। ઇનકે આપસમેં બ્યાહ-શાદી ઔર રિસ્તે-નાતે હૈ। સસુર સિખ હૈ તો જમાઇ હિન્દુ. સાલા બાલ કટવાતા હૈ તો બહનોઇ લમ્બે કેશ રખે હુએ હૈ। જૈસે હિન્દુ અપનીહી જાતિમેં બેટી વ્યવહાર કરતે હૈ વૈસેહી જાર-સિખ જાર-સિખોંમેં ઔર ચમાર સિખ ચમાર સિખોંમેં હી બેટી વ્યવહાર કરતા હૈ। સિખોંકે દસ ગુરુઓંમેંસે પહલે ગુરુ હિન્દુહી થે। સભી ગુરુઓંકા હિન્દુ સમાજમેં વૈસાહી સમ્માનપૂર્ણ સ્થાન રહા જૈસા કિ ઋષિયોં-મહાત્માઓંકા રહા હૈ। કિસીને કલ્પનાભી ન કી કિ વે હિન્દુઓંસે ભિન્ન હૈ। દસમે ગુરુ ગોવિંદસિંહજી ને ભી યહ કભી નહીં કહા કિ મૈં હિન્દુ નહીં। વહ હિન્દુ દેવી-દેવતાઓં કી આરાધના કરતે ઔર હિન્દુ-સંસ્કૃતિકે પરમ પ્રેમી થે। ચણ્ડી દેવીકી આરાધના કરતે હુએ વહ ઉસસે વરદાન માંગતે હૈં.

સકલ જગતમેં ખાલસા પંથ ગાજે।
જગે ધર્મ હિન્દ સકલ
દવન્દવ ભાજે ॥

અલગ સિખ રાજ્ય કી માંગ ઔર હિન્દીકા વિરોધ કરને વાલે થોડેસે સ્વાર્થાન્ધ, પદલોલુપ ઔર અદૂરદર્શી વ્યક્તિ હૈ। ઇનકે હોહલ્લા ઔર ઉદણ્ડતાસે ડર કર ઇનકે સામને ઘુટને ટેંક દેના રાષ્ટ્રકે વિનાશકા માર્ગ તૈયાર કરના હૈ।

### ગુરુ વાણી ઔર હિન્દી

પંજાબમેં હિન્દીકા વિરોધ કરને વાલે થોડેસે અકાલી સર્વસાધારણ શિખ જનતાકી આંખોમેં ધૂલ ઝોંક રહે હૈં। મેરા દઢ મત હૈ કી ગુરુ વાણીકો ભલીભાંતિ વહી વ્યક્તિ સમઝ પાતા હૈ જિસે હિન્દીકા અચ્છા જ્ઞાન હૈ। કારણ યહ કી યહ ગુરુ-વાણી વ્રજભાષા હિન્દીમેં હૈ; વિશેષતઃ ગુરુ ગોવિંદસિંહકી વાણી તો વિશુદ્ધ હિન્દી હૈ। ઉદાહરણાર્થ શિખોંકે 'આરતી મોહલા'કો હી લે લીજિએ। ઉસકે શબ્દ હૈ :

ગગનમય થાલ કવિચન્દ્ર દીપક બનો
તારકા મણ્ડલ જડિત મોતી।
ધૂપ મલયાનિલે પવન ચંવરા કરે।
સકલ બનરાય ઝુલન જ્યોતિ ॥

જો સિખ ગ્રંથી હિન્દી નહીં જાનતા વહ ગગન, રવિ તારકા, સકલ વનરાજી, મલયાનિલ પ્રભૃતિ શબ્દો કા ક્યા અર્થ સમઝેગા ?

### ક્ષેત્ર-વિભાજન સે હાનિ

અકાલિયોં કો તો યહ ચાહિએ કિ વે પૂજ્ય ગુરૂઓં કી શિક્ષાઓં કા પ્રચાર કરેં ન કિ અલગ સિખ રાજ્ય બના કર 'જાટશાહી' કી સ્થાપના કરને કા પ્રયત્ન કરેં। યહ હમારે નેતાઓં કી અદૂરદર્શિતા થી કિ છોટે સે પંજાબ કો દો ક્ષેત્રોં-પંજાબી ક્ષેત્ર તથા 'હિન્દી ક્ષેત્ર' મેં વિભાજીત કિયા ગયા। સિખોં કી અનુચિત સાંપ્રદાયિક માંગ કો ઇસ રૂપ મેં સ્વીકાર કરને સે એક બુરાઇ હી હુઇ હૈ। પૈંતાલિસ પ્રતિશત સે ભી અધિક જનતા કી પવિત્ર ભાવનાઓં કો નિર્દયતાપૂર્વક કુચલ કર જિસ કથિત પંજાબી ક્ષેત્ર મેં બલાત ગુરૂમુખી લિપિ મેં પંજાબી બોલી રાજ્ય ભાષા બના દી ગઇ હૈ, ઉસકી વાસ્તવિક અવસ્થા યહ હૈ કિ આજ ભી વહાં હિન્દી કે તીન દૈનિક પત્ર, કઇ સાપ્તાહિક ઔર માસિક પત્રિકાએં નિકલતી હૈ। પંજાબ વિશ્વવિદ્યાલય કી હિન્દી પરીક્ષાઓં મેં જીતને પરીક્ષાર્થી બૈઠતે હૈ ઉસકે ચતુર્થાંશ ભી પંજાબી પરીક્ષાઓં મેં નહીં બૈઠતે। ઇસી ક્ષેત્ર મેં આર્યસમાજ કા બડા પ્રચાર રહા હૈ ઔર અબ ભી હૈ। યહ બતાને કી આવશ્યકતા નહીં કિ મહર્ષિ દયાનન્દ ને ગુજરાતી ભાષી હોતે હુએ ભી રાષ્ટ્રભાષા હિન્દી કો અપનાયા। તબ સે આર્યસમાજ ને હિન્દી કો હી અપનાયા।

ઇસી કથિત પંજાબી ક્ષેત્ર મેં સ્વામી કેશવાનન્દ, સ્વામી સર્વદાનન્દ આચાર્ય રામદેવ, પં. ચમુપતિ, ભાઇ પરમાનન્દ, મહાત્મા પુરુષરત જૈસે હિન્દી પ્રચારક ઔર શ્રી ઉપેન્દ્રનાથ અશ્ક, સ્વામી સત્યદેવ, શ્રી ગુરૂદત ઔર શ્રી યશપાલ જૈસે હિન્દી લેખક હુએ હૈ। ઇસ ક્ષેત્ર મેં હિન્દી કી સર્વપ્રિયતા કા ઇસસે બઢ કર ઔર કયા પ્રમાણુ હો સકતા હૈ? પરંતુ ખેદ હૈ કિ નેહરૂ સરકાર ને અકાલિયોં કો સંતુષ્ટિ કી લિએ 'પંજાબી' તથા 'હિન્દી' ક્ષેત્ર બના દિએ। ઔર સરદાર પ્રતાપસિંહ કેરોં કે શાસન મેં વહાં હિન્દીપ્રેમિયોં પર ભારી અત્યાચાર ભી હુએ। લેકિન અબ ભી સમય હૈ કિ સરકાર અપની ભુલ કા સુધાર કર કે પંજાબ કે ક્ષેત્રીય વિભાજન કો સમાપ્ત કર દે।

—સન્તરામ

('હિન્દુસ્તાન' કે સૌજન્ય સે)

---

(પાન ૯નું ચાલુ)

કોઇથી વિરોધ કર્યો અને આ પ્રકારે કેટલાકથી પ્રેમ કર્યો. ભલે તે ખોટા માર્ગે જનારો હોય, તેને તેણુ સારો કહ્યો, બીજા સત્ય પંથે જનારા હોવા છતાં તેને બૂરા કહ્યા. અને આ પ્રકારે સાંપ્રદાયીકતાનાં બીજ માનવજાતીમાં ફુટયાં. મોટાં થયાં. અને વિકાસ પામ્યાં.

સૌ પ્રથમ, આળસ, આળસથી અભાવ, અભાવથી અજ્ઞાન, અજ્ઞાનથી ઇર્ષા ઇર્ષાથી દ્વેષની ઉત્પત્તી ધરતી પર થઇ, દ્વેષે માનવ જાતીની સમસ્ત વિષમતાઓ અને વિનાશકારી લીલાઓને જન્મ દીધો.

પાછળના ત્રણ આદેશોમાં મહર્ષિ દયાનંદે જ્યાં વિશ્વશાંતિની સુદ્રઢ આધારશીલ રાખી, ત્યાં આ ચોથા આદેશમાં તેઓએ શાન્તિના વિશાળ ભવન બનાવવાની સામગ્રી એકઠી કરી. પોતાના દૈનિક વ્યવહારમાં મનુષ્યનું પ્રેરણા કેન્દ્ર અને લક્ષ શું છે? એ સ્પષ્ટ કરી દીધું, અને કહ્યું કે તમામે સૌ કોઈથી અત્યંત પ્રેમ કરવો જોઇએ. જ્યાં ત્રીજા આદેશમાં દ્વેષથી દૂર રહેવાનો આદેશ આપ્યો ત્યાં તેને નિરપેક્ષ રહેવાનું નહીં કહેતાં પ્રેમની અવિરલ ધારામાં સ્નાન કરીને કાર્ય ક્ષેત્રમાં ઉતરવાની પણ આજ્ઞા આપી.

આ આદેશ પર વિચાર કરતા પહેલા સૌ પ્રથમ એ વિચારવું જોઇએ કે પ્રેમનું તાત્પર્ય શું છે? કારણુ કે વિશ્વ સાહિત્યમાં પ્રેમ શબ્દની વ્યાખ્યા જ સૌથી વધુ કઠીન છે. કારણુ કે તે દેશ, કાળ, અને પાત્રના આધાર પર જુદા જુદા રૂપોમાં પ્રગટ થાય છે. જુદી જુદી વ્યક્તિઓની સાથે જુદા જુદા પ્રકારે આ પ્રયોગને કરવાનું સમજાવવું તે બુદ્ધિની વાત નથી.

કોઈ વિચાર કે જ્યાં મમત્વની સતત વહેતી ધારાને પ્રેમની સંજ્ઞા આપી તો કોઈએ કોઈના માટે સર્વ કંઇ ભુલી જવું તેને પ્રેમ કહ્યો છે, કોઈએ તેને શૃંગાર સાથે જોડયો તો કોઇએ અધ્યાત્મમાં તેના ગુણગાન કર્યાં. અહીં પ્રેમના સાચા સ્વરૂપને સમજવા માટે થોડા ઉંડા ઉતરવું પડશે. અને મહર્ષિ દયાનંદ કૃત "સત્યાર્થ પ્રકાશ" ના આધાર પર તેનું નિરૂપણુ કરવું પડશે.

મહર્ષિ લખે છે કે પશુ બળવાન હોઈ નિર્બળોને દુઃખ આપે છે અને મારી પણુ નાંખે છે જ્યારે મનુષ્ય શરીર પામીને જો તેવું કર્મ કરે તો એ મનુષ્ય સ્વભાવ યુક્ત નથી. પરંતુ પશુવત છે. અને જે બળવાન થઇને નિર્બળોની રક્ષા કરે છે. તેજ મનુષ્ય કહેવાય છે. અને જે સ્વાર્થ વશ થઇને માત્ર બીજાનું નુકશાન જ કર્યા કરે છે તે પશુઓનો પણુ મોટો ભાઇ છે. એમ જાણી લેવું.

તો એમના આધારે આપણે એ નિર્ણયપર પહોંચી શકીએ કે પ્રેમ ભારે આવશ્યક છે કે મનુષ્ય માત્રે (૧) કાયમ નિર્બળોની રક્ષા કરવી જોઇએ. (૨) સ્વાર્થના માટે કોઇનું પણુ અકલ્યાણુ નહીં ઇચ્છવું જોઇએ. (૩) સાચા અર્થોમાં મનુષ્ય બનવું જોઇએ.

સારાંશ એ છે કે પ્રેમ કરવો એ મનુષ્યનો સ્વાભાવિક ધર્મ હોય છે. અને દ્વેષ હિંસક પશુઓનો સ્વભાવ હોય છે.

(૫) સંસારની એકતાના માટે આથી વધીને બીજા કયા વિચારો હોઇ શકે? આપણા તમામ વિચારો અને પ્રયત્નો "વસુધૈવ કુટુમ્બમ" ની ભાવનાથીજ હોવા ઘટે!

આજે એ આવશ્યકતા છે કે સૌ કોઇ તેના સત્ય સ્વરૂપને સમજે. અને વિશ્વકલ્યાણુના માટે તેના માર્ગનું અનુકરણુ કરે.

(હિંદી પરથી)

---

...ના મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણુ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૬
(ગાયત્રી મંત્ર અને ઇશ્વર માલિકીએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

श्री आचार्यजी, गुरुकुल कांगडी
जि. सहारानपुर, (उ. प्र.)



॥ ओ३म् ॥




મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ | તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ | [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું | સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ શ્રાવણ સુદ ૧૧મ શનિવાર તારીખ ૭-૮-૧૯૬૫ [ અંક ૧૯મો

# हिन्दी संस्कृत का महत्व

## आचार्य विनोबा भावे

जब हम स्कूल में पढ़ते थे, तब शिक्षा का माध्यम अंग्रेजी था। यह बात कुछ विचित्र सी थी। विपरीत इसके क्या करोड़ों वर्ष पुरानी कोई दूसरी ऐसी भाषा है, जिसके शब्द आज भी ठीक-ठीक अर्थ मे प्रयुक्त होते हों? उदाहरण के लिए वेद के प्रथम मंत्र को लेलो।

अग्नि मीडे पुरोहितम् यज्ञस्य
देवमृत्विजम्।
होतारं रत्न धातमम् ऋ० ॥ १ ॥

अग्नि, पुरोहित, यज्ञ, देव, रत्न आदि शब्द आज भी आधुनिक भारतीय भाषाओं में उनके मूल अर्थों में प्रयुक्त होते हैं। संस्कृत के सहस्रों शब्द अग्नि, वायु, पवन, पृथ्वी, चन्द्र, सूर्य, बुद्धि, अलङ्कार आदि-आदि शब्द पूर्व की भाँति अब भी व्यवहार में चले आते है। ऐसी कौन सी कोई दूसरी भाषा है, जो परम्परागत प्राचीन शब्द भांडार को इतनी समृद्धि का दावा कर सके।

भारत में इस प्रकार की एक भाषा है, जो प्राचीन होती हुई भी अर्वाचीन है। यूनाना और लैटिन भाषा के समान संस्कृत मृत भाषा नहीं, अपितु जीवित भाषा है। कुछ अवस्थाओं में तो यह भाषा अनेक आधुनिक भाषाओं से भी अधिक जीवित भाषा है।

भारत की किसी भी भाषा के पारिभाषिक शब्दों के निर्माण के लिए संस्कृत का सहारा लिए बिना नहीं रहा जा सकता। संस्कृत का

अंग्रेजी में अनुवाद करना कठिन है। इस पर भी हमारे स्कूल के दिनों में संस्कृत अंग्रेजी द्वारा पढ़ाई जाती थी। उस समय अंग्रेजी को अनुचित महत्त्व प्राप्त था। फिर भी अंग्रेजी के उच्च कोटि के साहित्य-कार बहुत कम थे। परन्तु, आज हमारे बच्चों को अंग्रेजी पढ़ाए जाने की अत्यधिक उत्सुकता क्यों है? बच्चे अंग्रेजी-पढ़ें या न पढ़ें, इसकी उन्हें छूट होनी चाहिए।

स्वतंत्र भारत के लोगों की अच्छी अंग्रेजी पढ़ने दो परम्परागत अंग्रेजी शिक्षण हमारे किसी काम का नहीं है। ऐसा होने से मातृभाषा में कमजोरी बनी रहेगी। अंग्रेजी सीखने की आवश्यकता को मैं स्वीकार करता हूं। इसे सीखने में कोई हानि नहीं है। फिर भी मैं यह अवश्य कहूंगा कि जो व्यक्ति अंग्रेजी पढ़ने का इच्छक हो, उसके सामने प्रारंभ से ही उद्देश्य सुस्पष्ट होना चाहिए। क्या वह अंग्रेजी का कवि या साहित्यकार बनना चाहता है? अथवा यह व्यापारिक कार्यों के सम्पादन के लिए सीखी जा रही हैं? अथवा बाहर यात्रा करने के लिए, राजनीति का अध्ययन वा अंग्रेजी के समाचार पत्रों को पढ़ने के लिए पढ़ी जा रही है? वा वह साधारणतः अंग्रेजी पुस्तकों के पढ़ने का कामचलाउ ज्ञान प्राप्त करना चाहता है?

अंग्रेजी सीखना प्रारंभ करने से पहले इन बातों में उसका मस्तिक साफ होना चाहिए। हमारे अधिकांश लोगों के लिए अंग्रेजी का ज्ञान अनावश्यक है। आजकल के बी० ए० और एम० ए० पास लडके भी अंग्रेजी में अपना साधारण काम भी नहीं कर सकते।

हमारे बच्चों को मातृभाषा के माध्यम से प्रत्येक वस्तु सीखने की अनुमति होनी चाहिए। यह है पहली चीज, जिसे हमको हृदयङ्गम कर लेना चाहिए। आज भारत में लगभग ८० लाख व्यक्ति अंग्रेजी जानते हैं और उनमें से लगभग ५० हजार व्यक्ति अंग्रेजी का अनुवाद कर सकते है। वे अंग्रेजी की ५० हजार पुस्तकों का अनुवाद करें। माता पिताओं अपने बच्चों पर दया करके उस झंझट से उन्हें बचाना चाहिए जो, अंग्रेजी पढ़ने से हमें भुगतनी पड़ी थी। यदि कोई माता पिता यह चाहे कि उनके बच्चे उसी कठिनाई में गुजरें तो यह अपवाद ही समझा जाना चाहिए।

अंग्रेजी की शिक्षा माध्यम बनाना गलत है। इसी प्रकार सबके लिए अंग्रेजी का पढ़ना अनिवार्य बनाया जाना भी गलत है। कुछ व्यक्तियों के लिए अंग्रेजी पढ़ाई आवश्यक है, परन्तु अंग्रेजी, की पढ़ाई बचपन में प्रारंभ नहीं होनी चाहिए। बचपन से ही अंग्रेजी के शिक्षण के लिए जो वातावरण आवश्यक होता है, उसका भारत में निर्माण होना संभव नही है। अपनी मातृभाषा और उसके व्याकरण का सम्यक् ज्ञान प्राप्त किए बिना दूसरी भाषा का पढ़ना बहुत कठिन होता है।

मातृभाषा के व्याकरण का सम्यक ज्ञान प्राप्त कर लेने पर तुलनात्मक भाषा के रूप में अंग्रेजी पढ़ई जा सकती है। बच्चे की पढ़ाई प्रारंभ के ८ वर्षों में अंग्रेजी नहीं पढ़ाई जानी चाहिए। इसके बाद जो अंग्रेजी पढ़ने को इच्छुक हों, वह उसके पढ़ने में अधिक समय लगा सकते हैं। मातृभाषा में पूरी योग्यता प्राप्त कर लेने, संस्कृत का आवंश्यक ज्ञान उपलब्धकर लेने और थोड़ी सी हिन्दी जान लेने पर अंग्रेजो के अध्ययन पर मुझे कोई आपत्ति नही है।

बहुत से अंग्रेजी पढे लिखे लोगों का दावा है कि वे जितने प्रभाव-शाली ढग से अंग्रेजी में विचार प्रकट कर सकते हैं, उतने प्रभाव शाली ढंग से अन्य भाषा में प्रकट नही कर सकते क्या मैं उनसे बड़ी विनम्रता से पूछ सकता हूं कि यह उनकी कमजोरी है या भाषा की?

मुझसे प्रायः यह पूछा जाता है कि संस्कृत को राज भाषा क्यों न बना दिया जाय। मेरा उत्तर है

( જુઓ પાન ૬ )

# એકલિયો પુનગર

શ્રી ગુણવંતરાય આચાર્ય

ચારે તરફથી ગોવિંદજી શુક્લની વાહવાહ થઇ રહી. વઢવાણના એ ઓદીચ્ય બ્રાહ્મણ. પોલીસ ખાતાના અમલદાર. ને પોલીસ અમલદારની વાહવાહ ક્યારે થાય ?

જ્યારે એ કોઇ નામચીન બહારવટિયાને ઠાર મારે ત્યારે.

ને ગોવિંદજી શુક્લે કોઇ જેવા તેવા નામચીન લૂંટારાને ઠાર નહોતો માર્યો. એકલિયા પુનગરને ઠાર માર્યો હતો.

એકલિયો પુનગર એકલવિહારી હતો. કોઇ કરતાં કોઇ સાથી એ રાખતો જ નહિ, એટલે એને ક્યારેય પોતાનો સાથી ખુટવાની બીક જ નહોતી રહેતી. એટલે એ એકલિયો પુનગર કહેવાતો. પુનગર જાતનો રબારી. કાંઇક બાઇ માણસથી તકરારમાં એક પોલીસને મારીને બહાર નીકળી ગયો હતો.

સોએક જેટલા ખેડૂત–વાણિયા, પચીસેક જેટલા પોલીસ, દશેક જેટલા અમલદારોની હત્યા એને માથે હતી. કાંઇક બસોએક જેટલી ડાકાયટીઓ એણે કરેલી. કાળઝાળ દૈત્ય તરીકેની નામચીની પણ એના જેવી કાઠિયાવાડમાં બીજા કોઇ લૂંટારાને નથી વરી. એમાં પણ એ એકલિયો હતો.

ને પાંચ સિપાહીની ગિસ્ત લઇને ગોવિંદજીભાઇ એની પાછળ ચડેલા. કહે છે કે કલાકેક તો એમની ને પુનગર વચ્ચે રમઝટ બોલી હતી.

આ એમ પુનગર મરાયો–ગોવિંદજીભાઇને હાથે. એની તારીફની સીમા ન રહી. સામાન્ય ફોજદારમાંથી એકદમ બઢતી મળી.

ને આ કાળઝાળ દૈત્યની લાશ ગામને જોવા માટે ગામપાદરે લટકાવી.

ને ઢંઢેરો પિટાયો: " એકલિયા પુનગરની લાશ ગામ ઝાંપે ટાંગી છે. જોવા આવવું હોય તે આવજો. એને ગોવિંદજી ફોજદારે ઠાર કર્યો છે. ગામલોક હવે નચિંત રહે ને લાશ જોવી હોય તો ગામઝાંપે જઇને જોઇ આવે.'

કાઠિયાવાડનું માણસ હાડે–દયાળુ ને માયાળુ છે. ગમે તેવા દુશ્મનના મોત ઉપર એ હસતું નથી. ગમે તેવા નીચ મરણની પાછળ પણ એના મોઢામાં કરુણાનો એકાદ બોલ તો છે જ.

એવા કાઠિયાવાડમાં પણ ફરતા સો ગાઉના પંથકમાં ગામેગામ મીઠાઇ વહેંચાઇ, ગામેગામ ઉજવણાં થયાં ને દુશ્મનનીયે લાશ ઉપર કફન ઢાંકતા ગામલોક ગામેગામથી ગાડાં જોડીને આ ભયંકર દૈત્યના શબને જોઇને આંખો ઠારવા નીકળ્યા. ગમે તેવા ભયંકર માણસની તમે કલ્પના કરો. એના કરતાં એ વધારે ભયંકર હતો.

એવો એ ભયંકર માણસ. એવી એની નાનચીની હતી.

*

' કાં ગોવિંદજી, આવ્યો કે ? ' મારા પિતાએ કહ્યું: ' આવ ભાઇ, તું તો ભારે પરાક્રમ કરી આવ્યો !'

' કાકા, એમાં પરાક્રમ શું ? સામસામી ઝપાઝપી થઇ ગઇ. કાંઇક સામસામા બસો ભડાકા થઇ ગયા. એની ગોળી મને વાગી હોત તો મારી લાશ ઢળી હોત. મારી ગોળી એને વાગી તો એ ઢળી પડયા. '

' તોય તું સામી છાતીએ ઊભો તો રહ્યા ને ? એવી છાતીવાળા મરદથી જ પુનગર જેવો દૈત્ય મરે. '

' કાકા, બીજાને તો નથી કહેતો, તમને કહું છું. પુનગરને મેં નથી માર્યો. એ એને હાથે મૂઓ છે. '

' એ દૈત્યે આપઘાત કર્યો ? '

' ના કાકા ! ગોળી મારી પોતાની, પણ સામે ચાલીને નોતરી એણે. '

' એ વળી શું ? '

' એ કાકા, એવો, એ બધા કહે છે એવો દૈત્ય નહોતો હો. એનામાં માણસાઇ તો હતી થોડીક. ને ભગવાનની માયા પણ જુઓ. એ ખૂની દૈત્ય હતો ત્યારે એને કાંઇ ના થયું. દૈત્ય ટળીને માણસાઇ બતાવવા ગયો ત્યારે મૂઓ. '

' એ શું ? તારી વાતમાં ભેદ છે ? '

' ના, કાકા, ભેદ કાંઇ નથી. ભયંકરમાં ભયંકર માણસના મનમાં પણ માણસાઇ ખૂણેખાંચરે પણ ઘર કરી રહી છે એમ આપણે સમજીએ. પછી વાત સીધી સાદી છે. '

' વાત તો કર. '

' વાત આમ છે: એણે સોનગઢકા ભાંગ્યું ને મારું થાણું પાસે; એટલે મને ખબર મળી ને પાંચ સિપાઇ લઇને હું સોનગઢકા ગયો. ગામમાં તો ત્રાસ–નર્યો ત્રાસ. ગામના ત્રણ વાણિયા ને બે લુહાણા એમ પાંચનાં નાકકાન કાપી પછી એની આસપાસ એના ચોપડા ખડકી ચોપડાને આગ લગાડીને, પછી પુનગરે એ પાંચેયને ગોળીએ દીધા. તલાટી ને પટેલનેય ગોળીએ દીધેલા. બાઇયુંનાં કાંડાં ને કાન કાપીને ઘરેણાં લઇ ગયેલો. '

' હું જ્યારે સોનગઢકા પહોંચ્યો ત્યારે આખા ગામમાં ત્રાસનો સન્નાટો છાઇ ગયેલો. ગામની શેરી એક તે લોહીથી કચકાણ થયેલી. રોકકળનો પાર નહિ ને ભલભલા મરદની છાતીનાં પાટિયાં બેસી ગયેલાં.

' ગીરના જંગલમાં મારું થાણું. આયર, ખાંટ ને માલધારીનો પથારો મોટો ને મોટે ભાગે નિરૂપદ્રવી જાત એમાં એક દેવો આયર રહે. એની પાસેથી પગેરું કાઢવાની કળા હું શીખેલો. ને મેં સોનગઢકા ગામમાંથી પુનગરના સગડ કાઢયા.

' સામાન્ય વાત તો એમ કે લૂંટ થાય ને પછી પોલીસ આવે, પાછળથી તપાસ કરવા. એ ગામમાં લાંબો પડાવ નાખે. પંચક્યાસ કરવામાં વખત ગાળે એને બદલે પંચક્યાસ કરવાનીયે રાહ જોયા વગર જ મેં પુનગરના સગડ પકડયા એટલે ગામલોકને નવાઇ લાગી. ને ઘણાના મનમાં તો આશંકાયે થઇ કે હું પુનગરનું નામ સાંસળીને ભાગી જઉં છું.

' પણ મેં તો સગડ પકડયા. એકલિયો પુનગર ઘોડું રાખતો અફલાતૂન. પાંચાલના કોઇ કાઠીની લાડકી લખડી જ ઉપાડી લાવેલો. પુનગર આમ તો રબારી, પણ ખૂને ચડેલા માણસમાં અક્કલ પણ અજબ આવે છે. એણે ઘોડીને ગાયની ખરી જેવી નાળ જડેલી. પુનગરની ઘોડીનાં પગલાં પડે એ ઘોડીના ડાબલા ના લાગે, ગાયની ખરી જેવા લાગે.

' એટલે એક વાર ભેદ કળાયો પછી ઘોડાના વેગથી ને ઘોડાના ચાલથી ચાલતી ગાયનાં પગલાં પારખવાં કાંઇ અઘરાં ન હતાં.

' મેં માણસોને કહ્યું: આજ કાં પુનગર નહિ ને કાં હું નહિ. માટે એક એક ઘોડું સાથમાં વધારાનું રાખજો. રોટલા ઘોડા માથે જ ખાવાના છે હો. પુનગરનો ભેટો ન થાય ત્યાં સુધી કે આપણાં ઘોડાં આપણી સવારી નીચે મરી ના જાય ત્યાં સુધી જંપવાનું નથી કોઇને. પુનગરનો ભેટો થાય પછી તમે છૂટા. મારી જોડે રહેવું હોય એ ભેગા ઊભા રહે; ને પુનગરની બંદૂકની બીક લાગે એ પાછળ રહે. મને એનું માઠું નહિ લાગે. '

ગોવિંદજીભાઇએ આગળ વધતાં કથાનક ચલાવ્યું:

' આ એમ અમે પુનગરનો કેડો પકડયો. એક વાર એના ઘોડીના પગનો ભેદ કળાયો પછી તો અમે જાણે રાહદારી મારગે જતા હતા. મારી નેમ હતી એક: પુનગરને તગડાવવો જ. એને ક્યાંય ઠરીને બેસવા જ ન દેવો. અમારી પાસે એકેક અસવારીનું ને એકેક ફાજલ એમ ઘોડાં હતાં. વધુ જોઇએ તો મળી શકે એમ હતું. મારગમાં ગમે તેનાં લઇ લઇએ. સારાં–માઠાં–માંદલાં ગમે તેવાં ઘોડાં લઇને પણ પીછો પકડેલો રાખવો. સગડે ચાલતા જ રહેવું. એ જ્યાં જાય, જ્યાં બેસે, જ્યાં આરામ લેવા થંભે, ત્યાં એની પાછળ વહારના ભણકારા જ વાગે.

એક વાત ઉઘાડી હતી. જો પુનગરની ઘોડીને જંપવા દઇએ તો, જો એને વચમાં વચમાં થાક ખાવા દઇએ, તો પુનગર આ ભવમાં હાથ ના આવે. માટે એની ઘોડીને ચાલતી જ રાખવી. અમારું કામ જ એ; ને અમારા સગડ પણ એ. મોટેથી વાતો કરતા જઇએ. ધડાકા ભડાકા કરતા, પણ ચાલતા જ રહીએ. અગર પુનગર જેટલું અમારું શરીરનું ખમીર હશે તો પછી આવા ગરમ સગડને છેડે જો

( જુઓ પાન ૭ )




તંત્રીસ્થાનેથી

# "આર્યપ્રકાશ"નું ધ્યેય

"આર્યપ્રકાશ"ના તંત્રીલેખ કડક હોય છે એવી સમજ કેટલાક સ્વજનોને તથા સરકારને થઈ છે તેથી અમારી ફરજ છે કે "આર્યપ્રકાશ"નું દૃષ્ટિબિંદુ રજૂ કરવું. એના ધ્યેયનું સ્પષ્ટીકરણ કરવું.

સૃષ્ટિના આદિકાળથી આજ સુધી પ્રગટેલી વિચારધારાઓમાં રહેલા સત્યાંશનું આદિ મૂળ આર્યાવર્ત એટલે કે ભારતમાં આર્યતાના શ્રેષ્ઠ પ્રતિક મહર્ષિઓની સમાધિસ્થ અવસ્થામાં તેમની હૃદયગુહામાંથી વહી નીકળેલી વૈદિક સરસ્વતીમાંથી પ્રગટેલા ધર્મોનું આદિ મૂળ વેદમાં રહેલું છે. મહર્ષિ દયાનંદજીની તપસાધનાએ તારવેલ એ સત્યને અનેક આર્યવિદ્વાનોએ અનેક રીતે સાબીત કરી બતાવ્યું છે.

આ વેદસૂર્યના પ્રતિબિંબો જેવા ન્હાના ન્હાના સત્યોને પોતાની રીતે તારવીને અમુક મહાન કહેવાતી વ્યક્તિઓએ પોતાના મર્યાદિત મનથી રજૂ કરેલ માન્યતાઓને મૂળ તરીકે રાખી તેમાંથી જગતના અન્ય ધર્મ, મત, પંથ, સંપ્રદાયો જગતની મોટી જનસંખ્યાને વટલાવી ફાલ્યા ફૂલ્યા છે. આ ધર્માભાસો વૈદિક વિચારધારા અને તેની વાહક ભારતીય જાતિને નામશેષ કરી નાખવાની પ્રવૃત્તિ વર્ષોથી ચલાવી રહ્યા છે. તેમણે ભારતના અગત્યના મસ્તક અને જમણા-ડાબા બાહુ અને હૃદય જેવા વિભાગોમાંથી વૈદિક વિચાર અને તેની વાહક જાતિને નામશેષ કરી નાંખી છે. પાકિસ્થાને આ રીતે ભારતને ભારતના જ એક અગત્યના ભાગમાંથી લગભગ ખતમ કરી નાખ્યું છે. આપણી પ્રજા અને સરકારે આનો બોધપાઠ લેવો જરૂરી છે. છતાં આપણી પ્રજા અને સરકાર તથા બન્નેના નેતાઓ કેવળ-બેફામ-બેભાન-બેદરકાર અને બેખબર છે તેનો લાભ લઈ ગોવા-વોલ્ટેરથી આસામ નાગાલેન્ડનો ભારતનો મોટો બીજો વિભાગ વિદેશી વિચારધારાના ચક્રવર્તીપણા નીચે જતો જાય છે, અને વૈદિક વિચારધારા અને તેની વાહક ભારતીય જાતિને ખતમ કરી નાંખવાની પ્રવૃત્તિ જૂસ્સાભેર આગળ વધી રહી છે. સરહદી વનવાસીઓ આદિવાસીઓ આ ભારત ભક્ષક પ્રવૃત્તિઓમાં સૌથી પહેલા હોમાઈ રહ્યા છે.

**ભારતની બીનસાંપ્રદાયિક સમાજવાદી લોકશાહીને ખતમ કરી નાંખવાની ભેદભરી રીતરસમો પ્રત્યે પણ આપણી પ્રજા અને સરકાર બેદરકાર હોવાથી ભારતશત્રુઓ ભારતને જ ભારત તરીકે મીટાવી દેવાની સાહસપૂર્ણ વિનાશક પ્રવૃત્તિઓ સીફતથી આગળ ધપાવી રહ્યા છે.**

આ પ્રવૃત્તિનાં ત્રણ મુખ્ય બળો (૧) કોમીવાદ (૨) સામ્યવાદ (૩) અને આધુનિકતાવાદ છે. હિન્દુસ્થાનની પ્રજા અને સરકારની બેદરકારીનો લાભ લઈ કોમીવાદ મુસ્લિમ ખ્રિસ્તી પ્રજાસંખ્યા (સંતતિનિયમનનો વિરોધ અમલમાં મૂકીને સક્રિય-સજ્ઞાન પ્રજનન, વટાળ, ધાકધમકી, ડર, લાલચ અને બળાત્કાર તથા હિન્દુસ્ત્રીઓનાં અપહરણ-વેચાણ દ્વારા) વધારી રહ્યો છે.

**સામ્યવાદ** : અછત, મોંઘવારી, બેકારી, પક્ષાપક્ષી, જૂથવાદ અને સત્તાધારીઓના સ્વાર્થાંધપણાનો લાભ લઈ સ્વરાજ્ય ખતમ કરવાની વેતરણ કરી રહ્યો છે.

**આધુનિકતાવાદ** : ભાવિ પ્રજાના મસ્તક અને હૃદયમાંથી જ્ઞાન, દર્શન અને ચારિત્ર્યની શક્તિપ્રદાયક અનિવાર્યતાના વિચારને નાબૂદ કરી નાંખી ભાવિ પ્રજાને ભ્રષ્ટાચાર-દુરાચારના નરકમાં હડસેલી રહ્યો છે.

આ રીતે આર્યાવર્ત-ભારત જ ખતમ થઈ રહ્યો છે તો વિશ્વકલ્યાણ વૈદિક વિચારધારા ક્યાં રહેશે ? કોનામાં રહેશે ? કયી ભૂમિમાં રહેશે ? કયી જાતિ તેને ધ્યેય તરીકે રાખી, તેને ચરિતાર્થ કરી વિશ્વમાં પ્રસરાવશે ? આ બધા પ્રાણપ્રશ્નો છે.

"આર્યપ્રકાશ" માને છે કે આર્યાવર્ત અને વૈદિક વિચારધારાને ધારણ કરનાર દેશ, ભાષા, જાતિ, ધર્મ અને સંસ્કૃતિને તન, મન, ધનના ભોગે રક્ષવાં જોઈએ, સચેતપણે-સજ્ઞાનપણે રક્ષવાં જોઈએ એટલું જ નહિ માનવતાને કોમીવાદ સામ્યવાદ—આધુનિકતાવાદના લોહિયાળ પંજામાંથી મુક્ત કરનાર આર્યસંસ્કૃતિને વિશ્વભરમાં વિશ્વકલ્યાણ માટે સચેતપણે-સજ્ઞાનપણે પ્રસરાવવી જોઈએ. તેને માટે આવશ્યક બ્રાહ્મણત્વ અને ક્ષત્રિયત્વ રાષ્ટ્રે અને સરકારે સુસજ્જપણે સજવાં જોઈએ. ધર્મવિચારમાં દયાનંદ અને અર્થવિચારમાં ગાંધીજી રાષ્ટ્ર વિધાતા હતા. આપણે શું એમના કાર્યને પણ અમલમાં મૂક્યું છે ? "આર્યપ્રકાશ"નું ધ્યેય રાષ્ટ્રધર્મની ઉપાસના છે. વેદ, ગાય, ખાદી અને ઈશ્વરભક્તિ ચારેની સક્રિય-સજ્ઞાન ભક્તિ ન કરનારાને તે માર્ગે વાળવા એ પવિત્ર કાર્ય છે.

રાષ્ટ્રના ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પુરુષાર્થોની સાધનામાં અંતરાય ખડા કરનારને તેમના કાર્યમાં વિજય નહિ-પરાજય સાંપડે એવી પ્રવૃત્તિઓ પ્રેરવી એ એનો રાષ્ટ્રસંરક્ષણનો પરમ ધર્મ છે.

**આર્યસમાજ કે આર્યપ્રકાશને મન કોઈ પણ મત, પંથ કે સંપ્રદાયમાં માનનાર દેશવાસી શત્રુ નથી. પરંતુ દેશ અને તેની સંસ્કૃતિનું કાસળ કાઢી નાંખવા ઇચ્છનાર કે તેમને પ્રેરનાર પરદેશ કે પરધર્મ જરૂર તેને મન શત્રુબળ છે. આર્યપ્રકાશનું કર્તવ્ય આ શત્રુબળોથી સરકાર તથા પ્રજાને સાવધ કરવાનું અને સ્વરાજ્ય તથા સ્વધર્મને સબળ કરવાનું છે.**

આર્યસમાજ માનવ માત્રને માટે સ્વમાન, સ્વતંત્રતા

(જુઓ પાન ૬)

# કર્મનું ફળ

( લેખક : સ્વામી શિવાનંદજી )

( ગયા અંકથી ચાલુ )

તમારી વર્તમાન પરિસ્થિતિને માટે તમારા ભૂતકાળનાં કર્મો જવાબદાર છે. તમારાં વર્તમાન કર્મો તમારા ભાવિને ઘડશે. આકસ્મિક કે તરંગી કશું જ નથી. આ વિશ્વમાં સત્કર્મો દ્વારા માણુસ સજ્જન બને; દુષ્ટ કૃત્યો દ્વારા દુર્જન.

દુર્વિચારોનું પરિણામ દુઃખમાંજ આવે, પછી માણુસ પોતાનાં દુઃખોને માટે હજાર ચીજોને દોષ દે, સંયોગોનો વાંક કાઢે એ ખોટું. માટે કર્મના સિદ્ધાંતને જ માણુસે બરાબર સમજી લેવો ઘટે. સુવિચારો કરનારો સદા સુખી જ રહેવાનો.

વિચારો ચારિત્ર્યને ઘડે છે. ઉન્નત વિચારો ઉન્નત ચારિત્ર્ય સરજે; અધમ વિચારો અધમ ચારિત્ર્યને સરજે.

વિચાર આચારમાં પરિણુમે. મનને સુવિચારોમાં રમતું રાખશો તો સુકૃત્યો આપોઆપ તમારા હાથે થશે.

વર્તમાન ચારિત્ર્યનું સૂચક છે. વર્તન પણુ ચારિત્ર્યના ઘડતરમાં સારો એવો ભાગ ભજવે છે. સદ્વર્તન કડક સંયમ અને જાગૃતિ વગર શકય જ નથી. પ્રત્યેક વિચાર, શબ્દ અને કૃત્ય પર ચોકી રાખવાની છે. બીજાઓની સાથે વ્યવહાર કરતાં માણુસે ખૂબ જ તકેદારી રાખવાની; કારણુ કે નહીં તો પહેલાંના કુસંસ્કારો અથવા મનમાં ઘર કરીને બેઠેલી દુર્વૃત્તિઓ અથવા તરંગો એને કયાંય ઘસડી જશે.

અત્યંત શિક્ષિત માણુસો પણુ વર્તનની બાબતમાં ખૂબ જ પછાત હોય છે.

સદ્વર્તન તો, તો જ શકય છે, જો મન સંસ્કારસંપન્ન, સંયમશીલ અને આધ્યાત્મિક વલણુવાળું હોય. જપ, પ્રાણુાયામ અને મૌન આ દિશામાં ખૂબ સહાયતા કરી શકે.

કર્મ, કૃત્ય, કાર્ય ટેવમાં પરિણુમે છે; ટેવો બધી સાથે મળીને ચારિત્ર્યનું ઘડતર કરે છે; અને ચારિત્ર્ય ભાગ્યનું નિર્માણુ કરે છે. એટલે ભાગ્ય એ આખરે તો માનવીનું પોતાનું જ સર્જન છે. આનો અર્થ એ કે દુર્ભાગ્યને સદ્ભાગ્યમાં પલટી નાખવાની શક્તિ તમારામાં છે. તમારું શરીર એ જ તમે, એવો વિચાર છોડીને, અનાદિ, અનંત બ્રહ્મ એ જ તમે છો, એવું રટણુ શરૂ કરશો, તો બ્રહ્મરૂપ જ બની રહેશો. આ પણુ કર્મનો જ અફર સિદ્ધાંત છે.

કર્મ ત્રણુ પ્રકારનું હોય છે: સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણુ. ભૂતકાળનાં કર્મો એ સંચિત. અમુક અંશે એ માણુસના ચારિત્ર્યમાં દેખાય; એની વૃત્તિઓમાં, એની શક્તિઓમાં, વાસનાઓમાં અને એવી બીજી અનેક વસ્તુઓનાં વલણો આમાંથી જ સરજાય. પ્રારબ્ધ એ સંચિત કર્મોના તે અંશનું નામ છે, જે તેના વર્તમાન જન્મ અને જીવન માટે જવાબદાર છે. એને તો ભોગવે જ છૂટકો. છેલ્લે, પ્રતિદિન આપણે હાથે થતાં કર્મોને ક્રિયમાણુ કહેવામાં આવે છે.

વૈદિક સાહિત્યમાં એક સુંદર રૂપક આપવામાં આવ્યું છે. ધનુર્ધર ધનુષ્યને ખેંચીને બાણુ ફેંકે છે. બાણુ છૂટી ગયું છે. હવે તે પાછું ધનુષ્યમાં આવીને બેસવાનું નથી. પછી ધનુર્ધર ભાથામાંથી બીજું બાણુ કાઢીને ધનુષ્ય પર ચઢાવે છે.

હવે ધનુર્ધરને ખભે જે ભાથું છે, તેમાં જે અનેક બાણો છે, તે એનું સંચિત કર્મ છે. જે બાણુ ધનુષ્ય ખેંચાયાને પરિણુામે છૂટી ગયું. તે પ્રારબ્ધ; અને જે બાણુ હવે તે છોડી રહ્યો છે, તે ક્રિયમાણ.

આ ઉપરથી સ્પષ્ટ સમજી શકાય છે કે સંચિત અને ક્રિયમાણ પર માણુસ ધારે તો અંકુશ રાખી શકે છે, પણુ પ્રારબ્ધ એના હાથમાં નથી; પ્રારબ્ધને તો એણે ભોગવ્યે જ છૂટકો.

એક બીજું રૂપક પણુ છે. ધાન્યનો કોઠાર એ સંચિત છે. કોઠારમાંથી કાઢીને દુકાનમાં લાવ્યા, તે પ્રારબ્ધ છે. એમાંથી રોજ રોજ જે વેચાણુ, તે ક્રિયમાણુ.

બ્રહ્મજ્ઞાન થતાં સંચિત નાશ પામે. જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મોને બાળીને રાખ કરી નાંખે છે, એવું જે ભગવદ્ગીતામાં કહ્યું છે તે આ જ અર્થમાં. ઉન્નત વિચારોની અને સત્કાર્મોની પણ એના પર, સંચિત ઉપર, પુષ્કળ અસર થાય. ક્રિયમાણુ કર્મ પણુ પ્રાયશ્ચિત્તાદિથી નિરુપદ્રવી બને. 'હું તો નિમિત્ત માત્ર છું' એવો ભાવ કેળવીને કર્તવ્ય કર્મો કરનાર માણુસ બંધનથી અલિપ્ત રહી શકે.

તમે જ તમારા ભાગ્યના વિધાતા છો, તમારાં દુઃખો માટે તમે જ જવાબદાર છો; અને તમારાં સુખો માટે તમે જ જશના ભાગી છો. ફળની બાબત તમે સ્વતંત્ર નથી, પણ કર્મની બાબતમાં તમને પૂરેપૂરી સ્વતંત્રતા છે. તમે ધારો તો સત્કર્મો કરી શકો અને ધારો તો દુષ્કર્મો પણુ કરી શકો; પણુ સત્કર્મ કે દુષ્કર્મ, એકવાર તમારા હાથે થયું કે પછી એના ફળની બાબત તમે જરા પણુ સ્વતંત્ર નથી એ તો ભોગવ્યે જ છૂટકો. માટે જ શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે: कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।

જનકાદિ કર્મને પ્રતાપે જ પૂર્ણતાને પામ્યા હતા તમે પણુ કર્મ દ્વારા તમારા જીવનને પલટાવી શકો છો. કર્મસ્વાતંત્ર્ય માનવીને સંપૂર્ણ છે. આ બાબતમાં પ્રત્યેક માનવીને ખેડૂતની સાથે સરખાવી શકાય. એની પાસે જમીન છે. તેનું સ્વરૂપ, તેની ફળદ્રુપતા, તેમ જ વૃત્તિ તેના હાથમાં છે. પોતાની જમીનને, તે, ધારે તો ખેડી શકે છે અને ધારે તો અમુક જમીન ખેડીને રાખી શકે છે ઉપરાંત ખેડેલી જમીનમાં ધારે તો તે ઊંચામાં ઊંચું ધાન વાવી શકે છે અને ધારે તો કોદરા વાવી શકે છે.

તમારું આજનું જીવન એ તમારા ભૂતકાળના વિચારો અને આચારોના પરિપાકરૂપ છે. એ જ ભાવિ પ્રમાણે તમારું ભાવિ જીવન તમારા વર્તમાન વિચારો અને આચારોના પરિપાકરૂપ બનવાનું છે. આજે તમને જે સંયોગો સાંપડયા છે, તે ભૂતકાળનાં તમારાં કર્મોએ તમારામાં સરજેલાં વલણોને અનુરૂપ છે. ભવિષ્યમાં પણ તમે તમારા માટે વધારે સારા સંયોગો જરૂર સરજી શકો છો. તમે ધારો તો તમારા પુરુષાર્થને બળે ઇંદ્ર સમ સમૃદ્ધિવંત બની શકો. તેથી ભીષ્મ અને વસિષ્ઠ પુરુષાર્થને ભાગ્યના કરતાં ચડિયાતો ગણે છે.

સઢ, સુકાન અને હલેસાં વગરની હોડી વાયુ અને મોજાંઓ વડે ગમે તે દિશામાં ઘસડાઈ જાય; પણુ સઢ, સુકાન અને હલેસાંવાળો ખલાસી અસંખ્ય અંતરાયોને પાર કરીને હોડીને ધારેલે બંદરે નાંગરવાનો જ. એવી જ રીતે કર્મના અટલ સિદ્ધાંતને સમજનાર અને અમલમાં મૂકનાર આત્માને સંસારસાગરમાં નિર્ભયતાનો કિનારો અવશ્ય લાધવાનો અને એ હોડીને શાંતિ અને મુક્તિનું બંદર અવશ્ય સાંપડવાનું.

સ્વાર્થી કર્મો માણુસને જન્મ-મરણુના ચકરાવામાં નાખે છે; અને જન્મે જન્મે જૂનાં કર્મોનાં ફળો હજુ પૂરાં ભોગવાઇ ન રહ્યાં હોય ત્યાં નવાં કર્મો ઉમેરાતાં જાય છે પણુ નિઃસ્વાર્થ, અનાસક્ત

( જુઓ પાન ૬ )

# કોલેજિયનોનાં કાળાં કરતૂત

**લગભગ એક માસ પહેલાં સંસ્કાર નગરી મનાતા વડોદરા શહેરના પ્રી. કોમર્સ કોલેજમાં સવારના સમયે સભ્ય સમાજને ખળભળાવી મુકે એવો એક હિચકારો બનાવ બન્યો છે. જે અત્યંત શરમ જનક જ નહીં પણ યુનિવર્સિટીના અધિકારીઓ માટે લાલબત્તી સમાન છે. છોકરા છોકરીઓના વાલીઓએ પણ ખૂબ જ સાવધાન થવાની આવશ્યકતા ઊભી થઇ છે. જો સમયસર આ ભયંકર રોગને ડામવામાં નહીં આવે તો સમય જતાં આ ઉચ્છૃંખલતાનાં કેટલાં ભયંકર પરિણામ આવશે તેનો ખ્યાલ દરેક નાગરિકને આવી જવો જોઇએ.**

**માધવેન્દ્ર શાસ્ત્રી**

ગયા ગુરૂવાર તા. ૮-૭-૬૫ના રોજ એક ચોંકાવનારો તથા સભ્ય સમાજને ખળભળાવી મુકે એવો એક બનાવ સવારના સમયની પ્રી. કોમર્સ કોલેજના :સમય દરમિયાન લો ફેકલ્ટીના બિલ્ડિંગની એક લોબીમાં બન્યો.

એમ જાણવા મળે છે કે સવારની આ કોલેજના સમય દરમિયાન આર્ટસ ફેકલ્ટીના બિલ્ડિંગમાં જ્યાં પ્રો. કોમર્સના પીરીયડ લેવાય છે તેની અડોઅડ આવેલા લો ફેકટરીના બિલ્ડિંગના ભાગની એક લોબીમાં કેટલાક ગુંડા કોલેજિયનોએ એક ખાનદાન કોલેજિયન કિશોરીની નિર્બળતાનો લાભ લઈ તદ્દન બેશરમ અને નફ્ફટાઇથી નિર્લજ્જતા પૂર્વક એ કિશોરીની લાજ લુંટવાનો પ્રયાસ કર્યો હતો. કેટલાક ગુંડાતત્ત્વ યુક્ત કોલેજિયનોની ટોળી ત્રણ ચાર કિશોરીઓની પાછળ પડી ઉપરોક્ત બિલ્ડિંગમાં લોબી લગી આવી હતી ત્યાર બાદ ઉપરોકત ગુંડા કોલેજિયન ટોળકી પૈકીમાંના એક નીચ વિદ્યાર્થીએ એક દેખાવડી લાગતી છોકરીને એની ઇચ્છા વિરૂદ્ધ જોરથી એની બાથમાં પકડી રાખવાનો અધમ પ્રયાસ કરતાં આ છોકરીએ એનો સામનો કરવા પ્રયત્ન કર્યો અને થોડીક ક્ષણો માટે તો આ એક કોલેજ વિદ્યાર્થીની અને ૬-૭ ગુંડા તત્ત્વયુક્ત કોલેજિયનો સામે સામસામી ઝપાઝપી જ થઇ. પણ એકલી નિર્બળ ગભરુ છોકરીનું આ ગુંડાઓ સામે શું ચાલી શકે? પોતાની ઇજ્જત બચાવવા જતાં ઉલ્ટી એ વિદ્યાર્થીનીને ગુંડા કોલેજિયનોએ ઘેરી લઇ સામો માર માર્યો. એની સાથેની એની બહેનપણીઓ આ બધું જોઇ ડઘાઇ જ ગઇ. ત્યાં આવી ચડેલા એક-બે સભ્ય કોલેજિયનોએ આવા હીચકારા કૃત્યને અટકાવવા વચ્ચે પડતાં તેમને પણ માર મારવામાં આવ્યો. એટલામાં ધમાલથી કોલેજનો પ્યુન-પટાવાળો ત્યાં આવી ચડતાં એણે ગુંડા કોલેજિયનો પૈકીના બે જણને પકડયા પણ મારની ધમકીએ ડરતાં છોડી મૂકયા.

આ ગંભીર બનાવ સભ્ય સમાજને ઘેરો આંચકો આપે એવો છે. જો કે આવા બનાવ ખોટી શરમ કે ડરને લઇને દબાઇ જ જાય છે; પરંતુ સભ્ય સમાજને એ સામાજિક તત્વોના પંજામાંથી થોડો ઘણોય બચાવવો હશે તો આવાં નીચ કૃત્યો સામેનાં આંખમીચામણાં સમગ્ર સમાજને માટે આપઘાતક નીવડશે.

આ રીતે 'સંસ્કાર નગરી' ગણાતી વડોદરા નગરીમાં સરસ્વતીના ધામ સમા પવિત્ર વિશ્વવિદ્યાલયના પ્રાંગણમાં ધોળે દિવસે કોલેજમાં ભણતી ખાનદાન ગભરુ વિદ્યાર્થી કન્યાઓનાં શીલ અને ઇજ્જત પર હીચકારા હુમલા ખુદ શિક્ષિત એવા ગુંડા કહી શકાય એવા કોલેજિયનો દ્વારા થાય એ ખૂબ ભયંકર ગણાય. ગુંડાઓ કે દાદાઓ તો એમનાં બાહ્ય લક્ષણોથી ઓળખાય. પણ શિક્ષણનો આંચળો ઓઢી, ડ્રાય કરેલાં ટીપટોપ કપડાંમાં સજ્જ થયેલા નીચ કૃત્ય કરતા ખાનદાન કુટુંબના આવા નબીરાઓએ રૂપાળા ફૂલના કરંડિયામાં છુપાયેલા વિષારી ઝેરીલા નાગ કરતાંય વધુ ભયંકર છે, એ સમજ્યા વગર હવે સમાજને ચાલી શકે એમ નથી. આવા બનાવથી કોલેજના નિર્મળ અને શાંત વાતાવરણમાં ખુબ ઘેરા પડઘા પડે છે. કાચી કુમારિકા કોલેજ-કન્યાઓના માબાપોનો ફફડાટ અને ભય અસહ્ય બને છે. ઉપરોક્ત આમ બનાવ બનવાનું એક એ પણ કારણ માનવામાં આવે છે કે સવારે પ્રેપ. કોમર્સના પીરિયડ જ્યાં લેવાય છે ત્યાં કોઇ જ પ્રિન્સિપાલ જેવું હોતું નથી. પ્રી. યુનિવર્સિટીનું બિલ્ડિંગ ત્યાંથી દુર આવેલું હોઇ પ્રિન્સિપાલ સાહેબને ભાગ્યેજ અહીં આવવાની ફુરસદ મળે છે. એટલે ધણી વગરના ઢોર સુનાં જેવો ઘાટ થતાં વકરેલા સાંઢ જેવા કોલેજિયનો આ રીતે મન માન્યું કરે છે.

અને આવા બનાવો અવારનવાર બન્યાં જ કરે છે આ કાંઇ પ્રથમ બનાવ નથી પણ કુમારી કોલેજ કન્યાઓ શરમ અને ડરના માર્યા ચૂસાઇને બેસી રહે છે. કોને મોંએ પોતાના જ સહાધ્યાયીની સભ્ય ગણાતા એવા શિક્ષિત શયતાનોની નીચલીલા એ કહી શકે? સબબ, આથી યુનિવર્સિટી સત્તાવાળાઓને પ્રી. કોમર્સ કોલેજના પ્રિન્સિપાલને વિનંતી કરવામાં આવે છે કે ઉપરોકત બનાવની ભીતરમાં ઊંડા ઊતરી જવાબદાર ગુન્હેગાર વિદ્યાર્થી અને એની ટોળકીને શોધી ઉઘાડી પાડી એમને કાયદાના રાહે અને કોલેજ નિયમોના આધારે વધુમાં વધુ શિક્ષા કરી, કરાવી અને યુનિવર્સિટીમાથી રસ્ટીકેટ કરવા જોઇએ.

મક્કમ હાથે કોઇ પણ આવા નીચ વિદ્યાર્થીના માબાપની શેહ શરમ કે લાગવગમાં તણાયા વગર કડક પગલાં જ્યાં લગી નહીં ભરાય ત્યાં લગી આવા નીચ બનાવોની ભીતી સભ્ય સમાજનું કાળજું કોરા ખાતી જ રહેશે.

કોલેજના સભ્ય વિદ્યાર્થીઓ વિદ્યાર્થી યુનિયનના હોદ્દેદારો સહુએ આવો કોઈ પણ બનાવ પોતાની ધ્યાનમાં આવતાં પ્રિન્સિપાલને ખાનગીમાં રિપોર્ટ કરી એ જ બનાવની તપાસમાં અને જવાબદાર ગુન્હેગાર વિદ્યાર્થીને યોગ્ય નશિયત આપવામાં સહાય કરવી એ એક પવિત્ર ફરજ થઇ પડે છે. સહુએ સમજવું જોઇએ કે આજે કોઇની બહેન દીકરી છે. કાલે આપણી બહેન દીકરીને આવું નહિ થાય એની ખાતરી શી?

જે વિદ્યાર્થીની બહેનને આવા હલકટ હુમલાનો ભોગ બનવાનું દુર્ભાગ્ય સાંપડે એ બહેનોએ પણ ડર રાખ્યા વગર પોતાના ભાઇ, મા, બાપ, બહેન, કોલેજના પ્રિન્સિપાલ કે કોઈ વડીલની કે છેવટે હોમગાર્ડ કમાન્ડન્ટને કાને આવા બનાવની વિગત આપી જવાબદાર ગુન્હેગારને યોગ્ય નશિયત અપાવવા યોગ્ય સહાય મેળવવી જોઇએ. 'મૈં ચુપ રહુંગી' જેવું આજના વિષમ અને આવા શિક્ષિત શયતાનોના જમાનામાં ન ચાલી શકે એ સમજી લેવું અત્યંત આવશ્યક છે.

—એક સંસ્કારપ્રેમી નાગરિક
એમ. એ. એલએલ. બી.

(સ્વતંત્ર સર્જનના સૌજન્યથી)

( પાન ૩નું ચાલુ )

સ્વાયત્તતા ઇચ્છે છે. હિન્દુ, મુસ્લિમ, પારસી, ખ્રિસ્તી, યાહૂદી કોઈનો કોમવાદ તેને ખપતો નથી. તમામની આર્યતા ને સુસંસ્કૃત મૌલિક વિચારધારાને તે માન આપે છે. પરંતુ વિચારવિનિમય શાંત વાદવિવાદદ્વારા સત્ય સંસ્થાપવા ઇચ્છે છે. કોઈ પણ મત, પંથ, કોમ, સંપ્રદાય કે દેશની લાગણી દૂભવવા તે ઇચ્છતો નથી. પણ ભારતભક્ષક બળો સાથે ડર કે લાચારીથી તે મિથ્યા સમાધાન પણ ઇચ્છતો નથી. આર્ય-સમાજ કે આર્યપ્રકાશ સ્મશાનની શાંતિ નહિ પણ સ્વર્ગીય શાંતિ ઇચ્છે છે.

અભય તેનું શસ્ત્ર છે તેના સંસ્થાપક વેદમહર્ષિ દયાનંદનું સિંહરૂધિર તેની નસેનસમાં વહે છે.

આર્યસમાજને મન અવનીસમસ્ત આર્યાવર્તનું કર્મક્ષેત્ર-ધર્મક્ષેત્ર છે. તેને મન હિન્દુસ્થાન પાકિસ્થાનની સીમાઓના ભેદ નથી. તે અખંડ માતૃભૂમિનું સુખ અને કલ્યાણ ઇચ્છે છે. અખંડ ભારતના માનવસમાજને સૌથી પ્રથમ તે કોમીવાદ, સામ્યવાદ અને આધુનિકતાવાદના દૈત્યોના પંજામાંથી ધર્મામૃતથી મુક્ત કરવાના મનોરથો સેવે છે. અખિલ ભૂમંડળ માનવ-પક્ષીઓના શાંતિમય સહઅસ્તિત્વનો માળો બની રહે તે કાર્ય અને ધ્યેય આર્યસમાજ સાધવા ઇચ્છે છે. આર્યપ્રકાશ તેનું સુયોગ્ય વાજિંત્ર બની પ્રજા અને સરકાની ઉત્તમ સેવા બજાવે એજ પ્રભુપ્રાર્થના.

---

( પાન ૧નું ચાલુ )

अवश्य बनाया जाय। उस भाषा का स्वरूप संस्कृत होगा और सामग्री हिन्दी होंगी। शब्दावली संस्कृत की होगी और एिन्दी में उसके रूप यिस्तार और संयोजन के नियम व्यवहृत होंगें। दूसरे शब्दों में सस्कृत सुगम एवं सुबोध बनाई जायगी क्योंकि संस्कृत में विस्तार और संयोजन के नियम कठिन होते है। संस्कृत की मौलिक विशेषता यह है कि 'धातु' उसकी माता हैं जिसके मूल शब्द से बहुत से शब्द बन सकते और ग्रहण किए जा सकते हैं। हिन्दी में इसका विस्तार निरापद ढंग से होगा। इसलिए इस विषय में कोई भ्रान्ति न होनी चाहिए। यदि मैं हिन्दी का सहारा न लेता तो कशमीर से लेकर कन्या कुमारी तक और आसाम से लेकर केरल तक ग्रामों में सर्वोदय भूदान का सन्देश प्रसारित करना मेरे लिए संभव न होता। यदि मैं मराठी में संदेश प्रसारित करता तो मैं महाराष्ट्र के बाहर सफल न होता। अवश्य कुछ प्रान्तों में अंग्रेजी से मुझे सहायता मिलती, परन्तु वहाँ भी गाँव-गाँव तक अपनी विचारधारा का अंग्रेजी में प्रसारित करना संभव न होता।

लोक भाषाओं का अपना स्थान ह। किसी क्षेत्र विशेप के लोगों में लोकभाषा की सहायता से जाग्रति उत्पन्न की जा शकती है। अंग्रेजी का भी अपना स्थान है। भारत के बाहर के देशों में सम्पर्क वनाए रखने में कुछ सीमा तक यह हमारी सहायता कर सकती है। 'कुछ सीमा' शब्द का प्रयोग मैंने जान बूझकर किर किया है, क्योंकि संसार के अनेक ऐसे भाग हैं, जहाँ अंग्रेजी नहीं समझी जाती।

अंग्रेजी, बैज्ञानिक ज्ञान की प्राप्ति में सहायक हो सकती है। अंग्रेजी की महत्ता स्वीकार करते हुए भी मै इस बात पर बल दूंगा कि हिन्दी का अपना स्थान और कर्तव्य है जिसकी पूर्ति अंग्रेजी से नहीं हो सकती। क्षेत्रीय और राष्ट्रिय भाषाएँ व्यक्ति की दो आँखों के सदृश हैं, संस्कृत हयारी तीसरी आंख होगी। अंग्रेजी का अध्ययन चश्मे का प्रयोग करने के समान हैं। प्रत्येक व्यक्ति को चश्मा लगाने की आवश्यकता नहीं होती।

हिन्दी राष्ट्रभाषा स्वीकार की गई है, इसमें बाध्यता नहीं है। देश ने इसे अपनी इच्छा से स्वीकार किया है। दक्षिण वालों को इससे भयभीत होने का कोई कारण नहीं है। इससे उन्हें ही लाभ होगा। यदि वे हिन्दी पढेंगे तो समस्त भारत में अपने विचार फैला सकेंगे। दक्षिण के साहित्य में अनेक विचार हैं, जिनका प्रचार और प्रसार समस्त भारत में होना चाहिए। अतः, अहिन्दी भाषाभाषीं प्रान्त जितनी जल्दी हिन्दी सीखेंगे उतनाही अधिक उन्हें और उनके साथ समस्त देश को लाभ होगा।

(इन्डियन रिव्यू, मद्रास, में प्रकाशित

( लेखों का सार )

( પાન ૪નું ચાલુ )

ભાવે કરવામાં આવેલું કર્મ બંધન નથી સરજતું. ઊલટાનું, એવું કર્મ માનવહૃદયને વિશુદ્ધ કરે છે; અને જીવનમાં દિવ્ય પ્રકાશ આણે છે. માટે કર્મના નિયમને, સંપૂર્ણ-પણે સમજીને સદ્‌વિચાર અને સત્કર્મને પંથે પળો અને નિયમિત ધ્યાન દ્વારા અનંત શાંતિ અને અમરતાને પ્રાપ્ત કરો.

પુનર્જન્મનો સિદ્ધાંત હિંદુ-ધર્મના પાયામાં રહેલો છે. પુનર્જન્મ એટલે જૂના શરીરનો ત્યાગ કર્યા પછી આત્માનો નવા શરીરમાં પ્રવેશ.

સંસાર શબ્દ સૃ ધાતુમાંથી આવેલો છે. સૃ એટલે સરવું. સરકવું. સમ્ ઉપસર્ગનો અર્થ 'સારી રીતે' થાય છે. આ રીતે સં-સાર એટલે સારી રીતે, સારી પેઠે, ખૂબ સરતો રહે તે. આત્મા અનેક શરીરોમાં અને અનેક સૃષ્ટિઓમાં-સ્થૂલ અને સૂક્ષ્મ શરીરો અને સૃષ્ટિઓમાં થઇને 'સરતો' જ છે; માટે આ વિશ્વને સંસાર એવું નામ આપવામાં આવ્યું છે.

પ્રત્યગ્ આત્મા પોતાની જાતને ઓળખતાં શીખે, ઓળખીને સ્વરૂપમાં-વિશ્વરૂપમાં-પરમ-આત્મા-માં લીન થતાં શીખે, એ આ સંસારનું પ્રયોજન છે.

માનવીમાં અસંખ્ય શક્યત-ઓનાં બીજો રહેલાં છે. શક્તિ અને જ્ઞાનના અનંત ભંડારો તેનામાં પડ્યા છે. પોતાનામાં પ્રસુપ્ત પડેલી દિવ્યતાને તેણે પોતે જાગૃત કરવાની છે. જીવનનો અને મૃત્યુનો આ જ ઉદ્દેશ છે.

મૃત્યુ એ આત્માનો અંત નથી. આ જન્મ પહેલાં અનેક જન્મો એણે લીધા છે. શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે: 'તારા અને મારા અનેક જન્મો વ્યતીત થયા છે. તે બધાને હું જાણું છું, જ્યારે તું નથી જાણતો. મૃત્યુ પછી જન્મ અને જન્મ પછી મૃત્યુ નિશ્ચિત જ છે. જૂનાં વસ્ત્રોને ત્યજીને માણસ જેમ નવાં વસ્ત્રો પહેરે છે, તેમ આ આત્મા જૂનાં શરીરોને છોડીને નવાં શરીરો ધારણ કરે છે.'

ઉપનિષદો પણ કહે છે: 'જેમ ખડમાંકડી ઘાસના એક તણખલા પરથી બીજા તણખલા પર જાય છે. તેમ આત્મા પણ એક શરીર-માંથી નીકળીને બીજામાં પ્રવેશ કરે છે.' ( બૃહદારણ્યક ઉપનિષદ ). જેમ સુવર્ણકાર સુવર્ણમાંથી નવો ઘાટ-પહેલાંના કરતાં વધારે સુંદર-સરજે છે, તેવી જ રીતે આત્મા એક શરીરનો ત્યાગ કરીને તેમ જ અવિદ્યાનો ત્યાગ કરીને પોતા માટે એક નવું અને પહેલાંના કરતાં વધારે સુંદર શરીર સરજે છે. ( બૃહદારણ્યક ઉપનિષદ ). 'અનાજના કણની પેઠે માણસ પાકે છે, પાકીને ખરી પડે છે અને અનાજના કણની પેઠે એ ફરીથી નવજીવન પામે છે.' ( કઠોપનિષદ )

પુનર્જન્મનો સિદ્ધાંત કર્મના સિદ્ધાંતમાંથી આપોઆપ ફલિત થાય છે. એક વ્યક્તિ અને બીજી વ્યક્તિ વચ્ચે જે તફાવત દેખાય છે, તે એના ભૂતકાળનાં કર્મોનાં ફળરૂપે જ હોય છે, અને ભૂતકાળના જન્મોનાં બધાં જ કર્મોનું ફળ એક જ જીવનમાં ભોગવી શકાય નહિ. ( સંચિત કર્મ એક જ જીવનના પ્રારબ્ધમાં પૂરેપૂરું ન જ સમાઈ શકે! ) માટે શેષ કર્મોનાં ફળોને ભોગવવા માટે બીજા જન્મો માનવાના રહ્યા જ! જન્મ-મરણનો આ ચકરાવો ત્યારે જ શમે, જ્યારે જ્ઞાન લીધે અને વસ્તુસ્થિતિનું યથાર્થ જ્ઞાન થાય.

(પાન ૨નું ચાલુ)

એ દૈત્યનો ભેટો ના થાય તો પછી ક્યારેય એનો મુકાબલો થવાનો જ નાહે.

'ને પુનગરની પાછળ જે ચોલીસો ને પોલીસ અમલદારો હતા. એમાં એક મને જ સગડ કાઢતાં, વાંચતાં ને લેતાં આવડે. બીજા બધાને પગારદાર પગીઓના ભરોસે રહેવું પડે.

'એટલે અમે ચાલ્યા.

'પુનગર એની રીત પ્રમાણે ગીરમાં ઉતરી ગયો હતો. બહારવટિયામાત્રને મન ગીર એટલે જાણે માનું પેટ, ગીરમાં અંદર ઊતરી ગયો એટલે બહારવટિયાનો પીછો કોઇ કરે નહિ.

'પણ મેં તો પાકો ઠરાવ કરેલો કે કાં આ જ ગોવિંદજી નહિ ને કાં આજ રમારી નહિ. આજ, કાલ, પરમ, ચાર દિવસ, પણ એમાંથી એક નહિ. ભલા, ફોજદાર બ્રાહ્મણ હોય એનો ફેર તો પડે જ ને. બ્રાહ્મણમાં જો એવી બ્રહ્મહઠ ન હોય, તો પછી બ્રાહ્મણમાં ને માંગણમાં વળી ફેર શો ?

'મારી પાસે પાંચ માણસ ને બાર ઘોડા. ને એકાદ માણસને હું પાછળ ભાથાં માટે રોકતો જઉં. એ પાછળ આવીને અમને પહોંચી જાય. વચમાં કેડો ફરે ત્યાં એક ચોકિયાત મૂકતો જઉં. આમ અમે તો બે દિવસ સતત પીછો લીધો.

'બે દિવસ પછી મને લાગ્યું કે મારાથી જેને ચાર છ કલાક વહેલો નીકળવાનો ગાળો મળ્યો છે, એ હવે ઝાઝો આઘો નથી. સગડ ઉપર એ થાક ખાવા બેઠો હોય ને ભાગવું પડ્યું હોય એવાં એંધાણ જોયાં. હવે એની ઘોડી થાકતી હતી, ઠોકરાતી હતી. એક જગ્યાએ અમને એનું ભાથું અધૂરું મૂકેલું મળ્યું, હવે સ્થળે સ્થળે થોડે થોડે અંતરે એની ઘોડીની લાદ મળતી. મેં હાથ લગાડીને જોયું : લાદ ગરમ હતી. હવે એ લોંકી લેતો હતો. આગળ પાછળ, આડાઅવળો થતો હતો. ગીરમાં છેક વેજલકાંઠા સુધી ઊતરી ગયેલો હવે એ પાછો ડેડાણના ઉઘાડા ને આછા મેદાનમાં આવ્યો હતો.

'અમે ધડાકા ભડાકા કરતા ચાલતા રહ્યા ને એને આગળ ને આગળ ચલાવવા જ રહ્યા. ભાગવાનું એનું સાધન એક એની ઘોડી. અમારે એ ઘોડીને થકાવવી હતી ને એ હવે ખરેખર થાકી હતી. હવે એ દારૂ પીધેલા માણસની જેમ ઠોકર ખાતી હતી.

'ને અમારો પીછો એટલો સખત હતો અને અમારો કોલાહલ એટલો શોરીલો હતો કે પાછળ ગીસ્ત પડી હોય એમ લાગે. એટલે જૂના આશરાનાં કોઈ ધામ એને કામમાં લેવાનું સૂઝે નહિ. ગઇ કાલનાં એનાં આશરા ધામો આજ એને પિંજરા જેવાં લાગ્યાં.

'બે દિવસ ને બે રાત પછી અમે સગડ લેતા લેતા ડેડાણ આવ્યા. હવે તો અમારોય તાગ આવતો હતો. હું જો જરા આરામ લઉં તો મારા સાથીઓ વધારે આરામ લે ને એટલો વખત પુનગર ને એની ઘોડીનેય આરામ મળે ને ?

'સાત પેઢીથી બાપદાદાઓએ દેશનાં ખાણિયાં ઘી ખાધેલાં એ અત્યારે મારી વહારે આવ્યાં.

'ને એમ અમે ડેડાણના પટમાં આવ્યા. લગભગ અડધા ગીરનો ચક્રાવો લઇને અમે જતા હતા ત્યાંથી બેએક ત્રણેક ગાઉ દૂર જ પાછા આવ્યા.

'અમે ચાલ્યા જતા હતા. ઉગતો પહોર હતો. એકાએક બંદૂકનો ભડાકો થયો ને મારા ઘોડાથી વીસેક હાથ છેટે ગોળી પછડાઈ ને મારા માથા ઉપરથી ચાલી ગઈ.

'મેં જોયું : ચમકેલા ઘોડાને કાબૂમાં લઇને મેં તરત ભડાકો થયો એ તરફ મારા ઘોડાની ઓથ લીધી, મારા સાથીઓએ લીધી.

'ને ઘોડાની પીઠ ઉપરથી મેં જોયું. અમે હતા ત્યાંથી પાંચસોએક વાર દૂર ઊંચા ઢાળ ઉપર પુનગર ઊભો હતો. ઘોડા ઉપર સવાર થયો હતો. અમારા તરફ ધ્યાનથી જોઇ રહ્યો હતો. એક ભડાકો કર્યા પછી એની બે જોટાળી બંદૂકનો કૂંદો એણે જમીન સાથે ટેકવીને બંદૂકને નાળથી પકડી હતી.

'અમારું ધ્યાન એના તરફ ગયું, મેં પડકાર કર્યો : 'પુનગર ! પુનગર ! માટી થાજે.'

મારો પડકાર સાંભળીને એણે ઘોડી પાછી વાળી અને લોંકી લઈ ને સામી દિશાએ જતો હતો; ત્યાંથી પાછો વળી અમારી આગળ દોડવા લાગ્યો. એની ઘોડી થાકી હતી. લથડતી હતી તોય ઘોડાના પડખામાં પગની એડીઓ મારીને એ એને દોડાય એટલું દોડાવતો હતો.

"કિકિયારી કરીને હું એની પાછળ દોડ્યો. એની ઘોડી કરતાં મારો ઘોડો તાજો હતો.

'પાછળ વળીને એ જોતો જાય ને આગળ ભાગતો જાય.

'એમ કરતાં ઢાળનું ચડાણ પૂરું થયું. ઉતરાણ આવ્યું. ને ઢાળના ઉતરાણમાં દૂરથી એક કૂઓ દેખાયો. પુનગર કૂબા તરફ ભાગ્યો.

'કૂબા પાસે આવીને એણે ભડાકો કર્યો. ગોળી ગમે એ તરફ ગઇ. મારા તરફ ના આવી. ભડાકો કરીને થોડીવાર એ ઊભો રહ્યો. મારા તરફ જોઇ રહ્યો; ને મેં એને જોયો છે એમ એને લાગ્યું એટલે પછી એ આગળ ભાગ્યો.

'ઢાળ ઉપર ઘોડાને દોડાવતો હું કૂબા પાસે આવ્યો. કૂબા પાસે એ લૂંટારો શું કામ ઊભો રહ્યો ને ત્યાંથી આગળ ગયો એ જોવાને મેં નજર ફેરવવા માંડી.'

'ગોવિન્દજી શુક્લનો અવાજ ભારે થયો.

'અને હું ત્યાં ઊભો હતો, ત્યાં મારા કાન ઉપર એક નાના બાળકના રડવાનો અવાજ આવ્યો.

'મારા સાથીઓ મારી સાથે થઇ ગયા હતા. મેં ઘોડા ઉપરથી ઊતરીને કૂબામાં નજર કરી.

'હરિ ! હરિ ! બે પુરુષ ને ત્રણ બાઇઓ કૂબાની ભોંય ઉપર પોતાનાં ઊલટી અને ઝાડામાં પડ્યાં હતાં. ને એક બાઇ પાસે બેસીને એક નાનું નવ દશ મહિનાનું બાળક એકલું રડતું હતું !

'ગીરનો મેલેરિયા તો તમે જાણો છો ને ! કોઇનેય મૂકે નહિ. ને કોલેરા-પાંડુરોગનાં બધાં લક્ષણો પણ બતાવે.

'એમને શરીરે મેં હાથ મૂક્યો. લુહાર ભઠ્ઠી જલે એવો તાવ એમના અંગમાં ધખતો હતો. લુહારની ધમણ ચાલે એમ એનો શ્વાસ ચાલતો હતો.

એ બેભાન હતાં. શુધસાન વગરનાં હતાં.

(વધુ આવતા અંકે)

# "સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ અધિકાર છે"ના ઉદ્‌ગાતા પુણ્યશ્લોક લોકમાન્ય તિલક

સમસ્ત ભારતવર્ષમાં સ્વાવલંબન અને સ્વાભિમાનપૂર્વક જીવવાની સુષુપ્તભાવનને પુનર્જીવન આપવા માટે લોકમાન્ય તિલકે ભારતીય જનતાને સ્વદેશી વસ્તુઓનો ઉપયોગ, વિદેશી માલનો સંપૂર્ણ બહિષ્કાર તેમ જ નવજવાનોમાં રાષ્ટ્રીય ભાવનાને જાગૃત કરવા માટે રાષ્ટ્રીય શિક્ષા અપનાવવાનો ઉપદેશ આપ્યો. મહાત્મા ગાંધીજીએ તે જ વાતોને આધારરૂપે માની જનતાને સંગઠિત કરી સ્વરાજ્ય પ્રાપ્તિમાં સફળતા મેળવી.

છતાં દેશની કમનસીબી છે કે સ્વરાજ્ય મળે ૧૮ વર્ષ થયાં છતાં જનતા ઉપરોક્ત બેઉ નેતાઓના આદર્શોને ભૂલી રહી છે. આજના નેતાઓની પણ એ જ દશા છે. સ્વાવલંબન તો દૂર રહ્યું આજે અમારા કર્ણધારો વિદેશી પુંજી અને વિદેશી સાધનો દ્વારા જ ભારતને સુસજ્જિત કરવા મથી રહ્યા છે. પરિણામે આજે આખો દેશ મોંઘવારીથી પિસાઈ રહ્યો છે. મધ્યમ વર્ગ મરવાને આરે જ જીવી રહ્યો છે. જે કાંઈક મળે છે તેના કરતાં મોંઘવારીનું પ્રમાણ ઘણું જ વધી ગયું છે. સરકારી તંત્રનો આદર્શ તો સમતાનો છે. પણ વિષમતા દિનપ્રતિદિન વિકરાળ રૂપ ધારણ કરી રહી છે.

બીજી બાજુ સમસ્ત દેશ વિદેશી આચાર-વ્યવહાર, રહન-સહન અને ખાન-પાનની નકલ કરી પોતાના ઋષિમુનિઓની સંસ્કૃતિને સદાને માટે તિલાંજલિ આપવા કટિબદ્ધ બન્યો હોય એમ સ્પષ્ટ દેખાય છે. દયાનન્દ, લોકમાન્ય તિલક અને ગાંધીએ જનતાકામથી મૂકેલો ભારતીય ગૌરવ અને યશગાથાનો ત્યાગ કરી વૈદિક સંસ્કૃતિની પરંપરાઓનો ત્યાગ કરવામાં જ ગૌરવ અનુભવ કરવાનો પ્રયત્ન થઈ રહ્યો છે.

આશ્ચર્ય તો એ છે કે આવા મહાન પુરુષોની જન્મજયંતિ તથા પુણ્યતિથિઓ ઉજવવા છતાં ભારતની ધાર્મિક તથા સાંસ્કૃતિક પરંપરાઓનો ત્યાગ કરી જનતા ફક્ત ભૌતિકવાદ તરફ વાયુવેગે ઢળી રહી છે.

લોકમાન્ય તિલકનું જીવન આજે પણ દેશને તે જ સંદેશ આપી રહ્યું છે કે "પોતાની સંસ્કૃતિ અને સભ્યતાને અપનાવો, વિદેશી સંસ્કૃતિના અન્ધાનુકરણમાં ભારતીય ઋષિમુનિઓની સભ્યતાનો ત્યાગ કરવાની ભૂલ કરશો મા."

વાસ્તવમાં લોકમાન્ય તિલક દેશનું ગૌરવ હતા અને આજે પણ છે. તેમણે ગીતાના કર્મયોગ અને જ્ઞાનયોગનો સમન્વય કરી દેશને આત્મનિર્ભર બનાવવા માટે નિરાશાવાદના વિરૂદ્ધ પ્રચંડ આંદોલન ઊભું કર્યું. લોક-કલ્યાણ અને રાષ્ટ્રોત્થાન માટે તેમણે આજીવન સંઘર્ષ કર્યો. તેમના જાજ્વલ્યમાન સંદેશને ટકાવી રાખવા માટે પ્રત્યેક ભારતીયનું પરમ કર્તવ્ય છે કે તેમના દ્વારા પ્રદર્શિત માર્ગનું અનુસરણ કરે. તેમાં જ ભારતનું કલ્યાણ છે.

માધવેન્દ્ર શાસ્ત્રી

## વડોદરામાં પારિવારિક સત્સંગ

વડોદરા શહેર આર્યસમાજ તરફથી શહેરના જુદા જુદા ફળિયાઓમાં પારિવારિક સત્સંગ શરૂ કરવામાં આવ્યા છે. આ પરિપાટીનું આયોજન ખૂબ જ રસપ્રદ તથા પ્રચારની દષ્ટિએ ખૂબ જ પ્રભાવશાળી સાબીત થઈ રહ્યું છે. દરેક સત્સંગમાં આસપાસનાં પચાસ સાઠ ભાવિક સ્ત્રી પુરુષો તો અવશ્ય એકત્રિત થાય છે જ. પ્રવચન પછી શંકાસમાધાન પણ થાય છે. પરિણામે સત્સંગ માટે દિન પ્રતિદિન માંગ વધી રહેલ છે.

શહેર આર્યસમાજના મંત્રી શ્રી પં. દયાશંકરજી શર્માની કથાત્મક શૈલીથી શ્રોતાજનક ખૂબ જ પ્રભાવિત થાય છે. ગત સપ્તાહમાં સાપ્તાહિક અધિવેશન સિવાય તાડ ફળિયામાં બે, તથા જ્યુબિલીબાગ પાછળ બે સત્સંગો ગોઠવવામાં આવ્યા હતા. તા. ૨-૮-૬૫ના સત્સંગમાં અચાનક જ શ્રી પં. રવિશંકરજી ત્રિવેદીનો પણ લાભ મળ્યો હતો. એકંદરે આ પરિપાટી દરેક શહેરમાં ચાલુ કરવામાં આવે તો સારી જાગૃતિ આવે એમ સ્પષ્ટ જણાય છે.

## વડોદરા શહેર આર્યસમાજની ચૂંટણી

તા. ૧-૮-૬૫

પ્રધાન : શ્રી ડૉ. કૃષ્ણસ્વરૂપજી નિગમ

ઉપપ્રધાન : શ્રી મહીજીભાઈ કાળિદાસ પટેલ

„ શ્રી ડૉ. દુર્ગાવતીજી નિગમ

મંત્રી : શ્રી પં. દયાશંકરજી શર્મા

ઉપમંત્રી : શ્રી મણિભાઈ ઉકાભાઈ પટેલ

કોષાધ્યક્ષ : શ્રી પુરુષોત્તમદાસ વાઘજીભાઈ પટેલ

પુસ્તકાધ્યક્ષ : શ્રી નગીનલાલ નાથાલાલ પંચાલ

અંતરંગ સદસ્ય

(૧) શ્રી કમળસીભાઈ સોની
(૨) શ્રી જગન્નાથજી શર્મા
(૩) શ્રી વસંતરાવ મહાળે
(૪) શ્રી માધવેન્દ્ર શાસ્ત્રી

મું. પ્ર. આ. સભા માટે પ્રતિનિધિ

(૧) શ્રી પં. દયાશંકરજી શર્મા
(૨) શ્રી મણિભાઈ ઉકાભાઈ પટેલ

## નેપાળના મહારાજા મહેન્દ્રે આર્યસમાજ મંદિર માટે દાનમાં આપેલી ભુમિ

નેપાલનરેશ શ્રી મહેન્દ્રે નેપાલની રાજધાની ખટમંડુમાં આર્યસમાજ મંદિરની સ્થાપના માટે ૩-૫ રેપની (નેપાલી માપ) ભૂમિ દાનમાં આપી છે.

રાણા કાળમાં આર્ય સમાજ આંદોલન ચલાવવાના અપરાધ માટે શહીદ શ્રી સુખરાજ શાસ્ત્રીનાં બહેન શ્રી ચંદ્રકાન્તાબહેને ભૂમિદાન માટે નેપાલ નરેશનો આભાર માન્યો છે. અમે પણ ગુજરાતના આર્યજગત તરફથી મહારાજાને હાર્દિક અભિનંદન આપતાં આનંદ અનુભવીએ છીએ.

## સાભાર સ્વીકાર

દેવદર્શન

લેખક : શ્રી સુદર્શન વિદ્યાવાચસ્પતિ, ભરૂચ

વૈદિક સત્સંગ મંડળ ભરૂચનું આ છઠ્ઠું પ્રકાશન છે. ચોપડી ૬૦ પેજની જ હોવા છતાં વાર્તાલાપના રૂપમાં હોવાથી ખૂબ જ ઉપયોગી અને સરળભાષામાં જ્ઞાનપ્રદ છે. બે બહેનોના વાર્તાલાપના રૂપમાં શાસ્ત્રીય ગંભીર વિષયોને બોલચાલની ભાષામાં ગુંથી લેવામાં આવ્યા છે. શ્રી સુદર્શનજીની સાહિત્ય સેવા પ્રશંસનીય છે તે માટે તેઓ ધન્યવાદને પાત્ર છે. સાહિત્યપ્રેમી સંસ્થાઓએ તેમજ દરેક આર્ય સમાજે આવા સાહિત્યનો ઘરઘરમાં પ્રચાર કરવો જોઈએ.




મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઈવેટ લિ., નવા બજાર, વડોદરા-૧ માલિકોએ મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

६१०
श्री आचार्य जी, गुरुकुल कांगड़ी
जि. सहारनपुर, (उ. प्र.)






મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ | તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ | [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] | સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ | વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ | ભાદરવા વદ ૦))ને શનિવાર તારીખ ૨૫—૯—૧૯૬૫ | [ અંક ૨૬મો

# ऋषि दयानन्द की जन्मभूमि "टंकारा" या "जीवापुर"?

## इसको पुनः खोज की जाय

ले. कन्हैयालाल आर्य, सिद्धांत रत्न, अजमेर

कुछ दिनों से समाचार पत्रों में यह समाचार प्रकाशित हो रहे हैं कि महर्षि दयानन्द का असली जन्मस्थान टंकारा से ४ मील की दूरी पर "जीवापुर" ग्राम है, "टंकारा" ऋषि का असली जन्म-स्थान नहीं है! इससे संबंधित काफी प्रमाण एकत्रित किये गये हैं और किये जा रहे हैं। इससे यह जाहिर होता है कि अबतक जितनी भी खोज ऋषि की जन्म भूमि की जानकारी के लिये की गई, वह अधूरी है। पूर्ण नहीं।

किसी भी महापुरुष का इतिहास तब तक अधूरा ही रहता है, जबतक कि उसके जन्म स्थान, कुछ तथा तत्कालीन सामयिक परिस्थितियां का विवरण पूर्ण रूप से न लिखा जाय। आज साहित्य संसार में स्वामी दयानन्द के भक्तों के लिखे हुये अनेकों दयानन्द चरित्र हमें देखने को मिल रहे हैं, जिनमें ऋषि भक्तों का भक्ति की भावना से ओतप्रोत ऋषि के महान् कार्यों का हृदयस्पर्शी वर्णन तो मिलता है, परन्तु जैसे ही हमारी दृष्टि उक्त समाचारों की ओर उस महापुरुष की जन्म भूमि की तरफ जाती है, तो शंकाओं के बादल मस्तिष्क में उल्कापात मचाते हुये असली जन्म स्थान जानने की ओर हृदय को प्रेरित करते हैं।

यद्यपि आर्य पथिक पंडित लेखरामजी ने ऋषि के जन्म स्थान का पता लगाने पक्का यत्न किया और उन्होंने सौराष्ट्र का भ्रमण भी किया, परन्तु वे वास्तविक स्थान का पूरा पूरा पता न लगा सके। हां! पं. देवेन्द्रनाथ मुकर्जी ने–जो कि वे आर्य समाजी नहीं थे, परन्तु सत्य के अन्वेषक थे, उन्होंने सत्य के अन्वेषण तथा महर्षि के प्रति अटूट श्रद्धा और भक्ति होने के नाते, सत्य की खोज की। और काफी छान–बीन व खोज के आधार पर वे इस निर्णय पर पहुँचे कि ऋषि दयानन्द का जन्म मौरवी राज्य में ही हुआ है। परन्तु टंकारा में ही ऋषि का जन्म हुआ–इसको स्पष्टतया निश्चयात्मक रूप से वे भी नहीं कह पाये। अपनी खोज के आधार पर वे ऋषि का जीवन चरित्र भी लिखना चाहते थे, परन्तु कराल काल ने उनकी इस इच्छा को पूर्ण नहीं होने दिया। आचार्य रामदेवजी ने भी पं. देवेन्द्रनाथ मुकर्जी की इस खोज को सही माना है। अन्य लेखक भी इस विषय में अपने सीमित अल्प ज्ञान के आधार पर जितनी भी दौड़ लगा सके. वह लगाकर रह गये निश्चित लक्ष पर नहीं पहुँच सके।

दूसरा ऋषि के जन्म स्थान का वास्तविक पता न लगने का एक कारण यह भी है कि ऋषि स्वयं अपने स्थान कुछ आदि का परिचय देना नहीं चाहते थे, इसलिये उन्होंने अपने जन्म स्थान व कुल आदि का स्पष्ट तौर पर परिचय ही नहीं दिया। साथ ही इससे उनके परिवार वालों में भी यह धारणा बैठी हुई थी कि करसनजी का पुत्र मूलजी तो खिस्ती (क्रिश्चियन) हो गया। अतः अपने कुल पर किसी प्रकार धब्बा न लगने पावे, उन्होंने इस संबंध में किसी से बात ही नहीं की। लेकीन जितनी भी खोज उक्त महानुभावों ने की उसके आधार पर मौरबी राज्य में तो ऋषि का जन्म होना सिद्ध होता है, परन्तु टंकारा म ही ऋषि का जन्म हुआ हो—ऐसा न तो स्वयं ऋषि ने ही कहा और न अन्वेषण कर्ता ही इस निर्णय पर पहुच पाये हैं। जैसा कि अन्वेषण कर्ताओं को प्राप्त सामग्री से मालूम होता है।

सन् १८७५ में ऋषि ने अपने राजकोट के व्याख्यान में, जिसमें मौरवी के महाराजा सर वाघजी भी उपस्थित थे, व्याख्यान की समाप्ति पर महाराजा को अपनी भेंट में बतलाया कि मेरा जन्म मौरवी रियासत का है, उस समय ऋषि ने टंकारा का नाम नहीं लिया।

बड़ोदा रियासत के भूतपूर्व विद्याधिकारी श्री हरगोविन्ददास द्वारकादास कांटावाले जिनका राजकोट में महर्षि के साथ प्रगट परिचय था, उन्होंने स्वामीजी से उनके जन्म स्थान के बारे में पूछा तो स्वामीजी ने कहा कि मेरा जन्म वांकानेर संस्थान की सीमा के पास एक ग्राम में हुआ था। उस समय भी टंकारा का नाम नहीं लिया।

श्री विठ्ठलराय जो उस समय झालावाड़में डिप्टी असिस्टेन्ट पोलिटिकल एजेन्ट के कार्यालय में लेखक का कार्य करते थे उन्होंने अपने पत्र में यह लिखा है कि सन् १८७५ में वढ़वाण सिविल स्टेशन के लखतर के उतारे में मैंने महर्षि के दर्शन किये थे, उस समय आधा घंटे तक हम दोनों में वार्तालाप होता रहा। उसी समय मैंने स्वामीजी से उनके जन्म स्थान के लिये पूछा तो स्वामीजी महारीज ने कहा कि मैं मौरवी रियासत की प्रजा हूँ। टंकारा का नाम तक नहीं लिया।

इसके अतिरिक्त थियोसोफिकल सोसाइटी के प्रमुख पत्र थियोसोफिस्ट, जिसमें ऋषि का संक्षिप्त जीवन चरित्र प्रकाशित हुआ है, सोसाइटी

( જુઓ પાન ૨ )

(પાન ૧૯ ચાલુ)

के बहुत ही आग्रह करने पर ऋषिने अपने जन्म स्थान को बताते हुये कहा कि-'ध्रांगधरा, नाम का एक राज्य गुजरात देशमें है, उसकी सीमा पर मौरवी नगर है वहां पर मेरा जन्म हुआ था।' उस समय भी ऋषि ने टंकारा का नाम नहीं लिया।

जब कि उस समय में टंकारा को बड़ा ही वैभवशाली और व्यापार का केंद्र बताया गया है। इसलिये टंकारा ग्राम एक मामूली ग्राम तो नहीं था? व्यापारिक केंद्र और साधन संपन्न गांव होने के नाते टंकारा की प्रख्याति होना जरूरी है एवं टंकारा की जानकारी सभी को होनी ही चाहिये। ऐसी दशा जब कभी भी जिस किसी ने भी ऋषि से अपनी जन्मभूमि के बारेमें पूछा तो उस समय ऋषि ने यही उत्तर दिया कि मेरा जन्म मोरवी राज्य के एक ग्राम में हुआ है। यदि टंकारा में ही ऋषि का जन्म हुआ होता तो ऐसे प्रख्यात व्यापारिक केन्द्र टंकारा का नाम ऋषि दयानन्द अवश्य ही बताते। जबकि मोरवी राज का नाम ऋषि ने बताने में कोई संकोच नहीं किया, तो टंकारा का नाम बताते हुये यही कहते कि मेरा जन्म मौरवी राज्य के टंकारा ग्राम में हुआ है। न कि मौरवी राज्य के एक ग्राम में। इससे यही सिद्ध होता है कि ऋषि की जन्म भूमिवाला गांव मौरवी राज्य का कोई दूसरा ही गांव होना चाहिये न कि टंकारा।

हम यह भी मानते हैं और इसमें दो राय हो ही नहीं सकती कि ऋषि के पिता करसनजी टंकारा के उच्चाधिकारी थे, उनका सारा कारोबार टंकारा में ही था। ऋषि का बाल्यकाल टंकारा में ही बीता। श्री इब्राहीम के कथनानुसार सारी बाल क्रीड़ायें ऋषि ने टंकारा में ही कीं। श्री पोपटलाल के कथन व प्रमाणों आदि से करसनजी का वही शिव मन्दिर भी है, जिसमें ऋषि को बोध प्राप्त हुआ और वे घर छोड़ कर भागे। परन्तु जब असली ग्राम जीवापुर ही करसनजी का था, तो यह भी हो सकता है कि ऋषि का जन्म जीवापुर में ही हुआ हो और बाद में वे अपने पिता के साथ टंकारा में आये हों। इसलिये वास्तविक ऋषि का जन्म स्थान जिसे कहा जाय वह उपरोक्त बातों के देखते हुये टंकारा हो नहीं सकता। वह तो और ही होना चाहिये। हो सकता है "जीवापुर" ही ऋषि का जन्म स्थान हो, जैसा कि अब तक की खोज में प्रमाण प्राप्त हुए हैं।

दुर्भाग्य कहो या सौभाग्य। कुछ दिनों पूर्व मुझे भी टंकारा जाने का अवसर मिला था। मैं इसी निर्णय पर पहुँचा। यह स्थान ऋषि की जन्म भूमि हो ही नहीं सकता। ऋषि की जन्म भूमि तो कोई और ही होनी चाहिये.

दूसरी तरफ इसी सौराष्ट्र के पोरबन्दर (सुदामापुरी) में, जिस भूमिने विश्व वन्द्य महात्मा गांधी जैसे अहिंसा के पुजारी को जन्म दिया, उनके जन्म स्थान पर जाकर अपने आप मस्तक झुक जाता है, जनता नत मस्तक हो वहां से प्रेरणा लेकर जाती है। परन्तु टंकारा जैसे स्थान में जाकर तो प्रेरणाओं का श्रोत ही सूख जाता है, सम्पूर्ण आशायें निराशा में परिणित हो हृदया बागी बन बगावत करने को तैयार हो जाता है। तथा हृदय में एक प्रकार की टीस सी निकलती है कि—यही है ऋषि की पवित्र भूमि। जिस भूमि में से विश्व को ज्योति देने वाला अवधूत दयानन्द पैदा हुआ था। उस समय अन्तर आत्मा में से आवाज आती है, नहीं। नहीं। उस विश्व ज्योति दाता का जन्म स्थान तो कोई और ही होना चाहिये।

इटली के महाकवि होमर के जन्म स्थान के बारे में लिखते हुये लेखकोंने उसके सात जन्म स्थान बताये हैं। महाकवि कालिदास की जन्म भूमि का निर्णय भी अद्यावधि नहीं हो पाया है। कुछ विद्वानों का कथन है कि वे उज्जैन के निवासी थे, कुछ उन्हें काश्मीरी और बंगाली बताते थे। इस का मुख्य कारण ही यही है कि स्वयं महाकवि कालिदासने अन्य कवियों की तरह अपनी जन्म भूमि और कुल आदि को स्पष्ट नहीं किया।

सैंकड़ो वर्षों के निरन्तर परिश्रम करने के बाद भी जब अन्वेषक लोक उपरोक्त व्यक्तियों के जन्म स्थान का निश्चित निर्णय नहीं कर पाये तो ऋषि दयानन्द के जन्म स्थान आदि का जहां तक उस समय के अन्वेषकोंने अपने अन्वेषण द्वारा पता लगा पाया अथवा जो कुछ भी खोज कर सके, की। उसी पर सन्तोष मानकर आगे का अन्वेषण न करना कहां की बुद्धिमत्ता है? नहीं, अन्वेषण चालू ही रहना चाहिये, जबतक कि सही लक्ष पर न पहुँचा जाय।

अन्वेषण कहते ही उसे हैं जिसमें अन्वेषण कर्ता क्रमशः खोज करता हुआ अपने किये हुये लक्ष बिंदु पर पहुँचे। महायात्री कोलम्बस का उदाहरण हमारे सामने उपस्थित है। प्रथम बार जब कोलम्बस भारत की खोज करने निकला तो वह बजाय भारत आने के पाताल देश जिसे अमेरिका कहते हैं उसके तट पर जा पहुँचा। उसने वहां के आदिवासियों को ही भारतीय मानकर अमेरिका को ही भारत मान लिया। परंतु उसका भ्रम तभी दूर हुआ जब उसने अपनी दूसरी यात्रा में भारत भूमि के दर्शन किये। यही हाल न्यूटन का भी है। उसने भी तो अनेकों उथल पुथल के बाद ही पृथ्वी के गुरुत्वाकर्षण को प्रत्यक्ष कर पाया। अन्वेषण (खोज) का क्रम ही यही होता है कि जब तक लक्षित किये गये सत्य बिंदु पर नहीं पहुँचे, अन्वेषण चालू ही रहें। स्वयं ऋषि ने भी सत्य का अन्वेषण किया और उस अन्वेषण के बाद ही वे अपने निश्चित लक्ष पर पहुँच पाये, जैसा कि ऋषि ने स्वयं अपनी जीवनी में अंकित किया है कि मैं अनेक भ्रम पूर्ण सिद्धांतों के ग्रहण और त्याग के बाद ही सत्य सनातन वैदिक धर्म का साक्षात् कर पाया हूँ।'

टंकारा जन्म शताब्दी और मथुरा आदि शताब्दियों के अवसरों पर उस समय के अन्वेषकों के अन्वेषण के आधार पर टंकारा को ही जन्म स्थान मानने का निर्णय अनेक पहलुओं को लेकर किया गया था, वह उस समय तक के लिये युक्ति संगत था। परंतु फिर भी यह शंका तो बनी ही रही थी कि ऋषि का जन्म स्थान तो कोई और ही होना चाहिये। इसलिये जब तक कि ऋषि के जन्म स्थान का पूरा पूरा पता न लग जाय और निर्णय न हो जाय अन्वेषण चालू ही रहना चाहिये।

इस अधूरे कार्य को पूरा करने का संकल्प महर्षि के अनन्य भक्त,

(જુઓ પાન ४)

## । विजयनाद ।

वीरो लिखदो वीर कहानी।
अपने शोणित को स्याही से, देकर जन धन की कुर्बानी
आज फैसला करदो रण में, दूध दूध पानी का पानी,
वीरो लिखदो युद्ध कहानी।

राम कृष्ण सुरुचन्द्रगुप्त सम बनकरके फिर रण सयनानी,
बन प्रताप बन वीर शिवाजी, बन दुर्गा झांसी की रानी,
वीरो लिखदो समर कहानी।

देखो घुस न आए फिर से घर में कोई पाकिस्तानी,
देखो घुस न पाए फिर से चीनी चोर या चोर ईरानी,
वीरों लिखदो शूर कहानी।

जैन, बौद्ध, सिख, यवन, इसाई सभी हिन्द के हिन्दुस्थानी,
सभी आर्य–हिन्दू के भाई दिखलादो रण में मर्दानी,
वीरो लिखदो विजय कहानी।

ले:—जगदीश प्रवासी भजनोपदेशक




તંત્રીસ્થાનેથી

## "વિશ્વસંસ્કૃતિ યુદ્ધમાં પાર્થ બનેલ એકલવાયું ભારત વિજયી થાવ"

રાવણ-કુંભકર્ણ, હિરણ્યાક્ષ-હિરણ્યકશ્યપુ; કંસ-જરાસંધ વગેરે અહંકાર-સમ્રાટ રાક્ષસો-હિટલર-મુસોલિની જેવા વર્તમાન યુદ્ધખોરો વગેરેનાં સ્વરૂપો જેવા ઝનૂની કોમવાદી પાકિસ્થાન સાથે ઝનૂની લોહીતરસ્યા સામ્યવાદી ચીનની ભારતીય ધર્મયુદ્ધના યજ્ઞકુંડમાં પશુબલિ રૂપે પધરામણી થઈ છે. અમે દૈવી સંકેતથી વધ માટે લવાયેલા આ બે બલિદાનનું વીરતાપૂર્ણ સ્વાગત આપણા યુદ્ધમંત્રી નૂતન શિવાજી-ચૌહાણે કર્યું છે તેને આર્ય-જનતા તરફથી સહર્ષ વધાવી લઈએ છીએ.

પરમાત્મા પૃથ્વીમાં હોય અને છે જ-ધર્મ સત્ય હોય અને છે જ-સત્ય અને પ્રેમનો અંતે વિજય હોય અને છે જ-વિશાળતામાં સંકીર્ણતા સમાઇ જવાની હોય-માનવતા વિકસવાની હોય-પાંગરવાની હોય-પ્રફુલ્લવાની હોય, દૈવી પ્રકાશ પ્રાપ્ત કરી વિશ્વકલ્યાણ સાધવાની જ હોય તો ભારતનો જ વિજય અને ચીન-પાકિસ્થાનનો પરાજય-ચોક્કસ હકીકત છે. માનવની અહંતાનો નહિ અંતિમ વિજય ભગવાનની દિવ્ય શક્તિનો થવાનો છે. ભારત લોકશાહીના ત્રિશૂળનું અણુંફણીયું છે. અમેરિકાને એ ભાલાના ફણીની સાંગ-યષ્ટિકા બનવાની લીલા સ્વીકારવી પડે એવી કરામત કુદરતી નિર્માણ થઈ રહી હોય એમ જણાય છે. બ્રિટનને પણ એ સાંગયષ્ટિકામાં સમાઈ જવું પડશે એમ જણાય છે.

આવા વિષમ પ્રસંગે પણ રાક્ષસવૃત્તિ પાકિસ્થાનનો સંગ અસુરવૃત્ત બ્રિટન-અમેરિકા છોડવા રાજી નથી, બલ્કે ભારતને ઘેરી લઈ તેને ફરજિયાત નામોશીપૂર્ણ યુદ્ધવિરામ સ્વીકારવો પડે તેવી પરિસ્થિતિની સોગટાબાજી ગોઠવી રહ્યાં છે. આ જોઈ વિધિ અટહાસ્ય કરી રહી છે. લોકશાહીના કહેવાતા સમર્થક બ્રિટન-અમેરિકાની જડસૂ શાહીવાદી વલણની જગતમાં હાંસી થઈ રહી છે-કસોટી થઈ રહી છે. શ્વેત સામ્રાજ્યવાદીઓ નહિ પણ ભારત જ સાચી લોકશાહીનો વિજયધ્વજ જગતમાં ફરકાવી શકે તે માટે પરમકૃપાળુ પરમાત્માએ શાહીવાદી મૂડીવાદી-સંસ્થાનવાદી-સામ્રાજ્યવાદી-શ્વેત જાતિવાદીઓ એક બાજૂ અને બીજી બાજુ તેમના જ સર્જન પાકિસ્થાન દ્વારા જ લલચાઈ આવેલા સામ્યવાદી સામ્રાજ્ય લોલૂપ-ભૂમિભૂખ્યા-લોહીતરસ્યા-યુદ્ધખોર ચીનના રચાતા જતા કોઠાયુદ્ધની વચ્ચે ધર્મયુદ્ધના સારથી તરીકે ઉન્નતમસ્તકી સેનાપતિપદે ભારતને સ્થાપ્યું છે ભાવિ ધર્મયુદ્ધ-મહાભારતમાં-વિશ્વવિજય ભારતના ધર્મયુદ્ધનોજ થવાનો છે એમાં અમને કાંઈ શક નથી. ભારતના પનોતાપુત્ર દેશભક્ત પંતપ્રધાન બળવંતરાય મહેતાનો, સરોજબહેનનો પાકિસ્થાની વિમાને પત્રકારબંધુ કે. પી. શાહ, સચિવમંત્રી પરેરા એન્જિનીયર વગેરે સાથે ભોગ લીધો છે અને કચ્છ-કાઠિયા-વાડ-ગુજરાતની જનતા શોકવિમૂઢ બની ગઈ છે ત્યારે પણ ભારતીય રાજદૂત ચાગલાશ્રીએ યુનોની યુદ્ધવિરામ તત્કાળ કરવાની શાસ્રીજીએ મંજૂર કરેલી કુનેહભરી શાંતિની શરતની રજૂઆત સરસ રીતે કરી છે. યુદ્ધવિરામ સ્વીકારવાની તત્પરતા બતાવી છે-હવે જો યુદ્ધવિરામ નહિ થાય અને સર્વનાશ સરજાશે તો જવાબદારી પાકિસ્થાની દુઃશાસની-શકુનિ નીતિને શિરે જ રહેશે. યુનોના સબળ રાષ્ટ્રોની પાકિસ્થાન તરફી પ્રપંચ નીતિનો લાભ લેતા પણ પાકિસ્થાનને આવડ્યો નહિ. એમ ખસૂસ કહેવાશે. ચીનની સામ્યવાદી લોહીતરસી વિસ્તારવાદી નીતિનો ભોગ થઈ પડેલ પાકિસ્થાન કોઈ પણ રીતે ભારતને ખતમ કરવા ઇચ્છે છે, બ્રિટન-અમેરિકાની કુશળતા આ સત્ય ન જોઈ શકવા જેટલી હદે પરવારી ગઈ છે? શું લોકશાહીનો વિજય કરવાની આ તમન્ના છે? આ સ્વાર્થાંધતાના વાતાવરણમાં ભારતને શિરે ભગવાને સાંસ્કૃતિક વિશ્વયુદ્ધની દૈવી જવાબદારી મૂકી છે. ગીતા ગાયકની અમરવાણી-"કલૈબ્યં માસ્મગમઃપાર્થ-તસ્માત્ યુદ્ધસ્વ ભારત" કૃષ્ણવાસુદેવના પાંચજન્યની વિજય નિનાદપૂર્ણ ઘોષણાથી યુદ્ધ મંત્રી શ્રી યશવંતરાવ ચૌહાણે રાષ્ટ્રચેતનાને જ્વલંત રીતે પ્રગટાવી છે.

ન કરે નારાયણ ને ચીન-પાકિસ્તાનની રાક્ષસી વૃત્તિ ભારતને અસહ્ય અને અસાધારણ વિનાશની પરિસ્થિતિમાં મૂકી દે અને યુરોપ-અમેરિકાની વિલંબ નીતી સહાયક થાય તે પ્રસંગે નાકામયાબી જેટલી જ - જેવી જ નીવડે તો પણ ભારતની અમર જનતા પુનર્જિવિત થઈ શકે-ભારતની અમર સંસ્કૃતિ નવપલ્લવિત પુનઃ થઈ શકે તે માટેની આંતરિક શક્તિ સદા અખંડ રહે-રખાય તેની કાર્યવાહી આર્યનેતાઓએ એકાગ્રપણે વિચારી રાષ્ટ્રીય, પ્રાંતીય, વિભાગીય અને જિલ્લાવાર-શહેરવાર ગામવાર આરંભવી જોઈએ.

લોક અને લશ્કરને જરૂરી અન્નજળ-પૂરવઠાનું બળ તૂટે નહિ-આંતરિક દુશ્મનો ફાવે નહિ-પ્રજા હતાશ બની જાય નહિ; બાળકો-સ્રીઓ-વૃદ્ધો બને તેટલા સુરક્ષિત રહે-નવા બળ પ્રગટતા જાય ને મોરચામાં અખંડ શક્તિ પૂરતા રહે એ માટે લોકનેતાઓએ સ્પષ્ટ રીતે પ્રજાને સાચી દોરવણી આપવી પડશે. લોકસમૂહની ચારગણી શક્તિ ખર્ચાવી દઈ પોતાની મહત્વકાંક્ષા પોષવા આગળ આવનાર રાષ્ટ્રશત્રુ બળોનો પ્રજા ભક્ષ ના થઈ પડે તે માટે તમામ દેશભક્ત ભાઈ બહેનોએ સતત જાગૃત રહેવું પડશે.

પરિસ્થિતિ કેવો પલટો લે છે તે વિષે અત્યારે કશું જ કહી શકાય નહિ; પરંતુ મહાભારત યુદ્ધ બાદનો કાળ કદાચ ભારતની પ્રજાને જોવો પડે એવી પરિસ્થિતિ સર્જાઈ છે.

ભારત અમર છે ને રહેશે. અસુરો ને રાક્ષસો બન્ને પરાજિત પણ થશે. પણ જ્ઞાન-દર્શન-ચારિત્ર્ય વંચિત છેલ્લા સત્તર વર્ષોમાં બનતી જતી આપણી પ્રજાને ધર્મયુદ્ધના યજ્ઞકુંડના પુરોહિતપદે શુદ્ધિ, ત્યાગ, તપશ્ચર્યા, સંયમ, પવિત્રતાને સ્વીકારવાંજ પડશે અને વાસનાજન્ય વિનાશક આધુનિકતાવાદના અસુરને અંતરમાંથી અને રાષ્ટ્રમાંથી પહેલો સળગાવી દેવો પડશે. કોમીવાદ-સામ્યવાદના દૈત્યોને રણમાં હણવા પડશે. અને આધુનિકતાવાદના મોહને અંતરમાં હણવો પડશે પૃથ્વીના નવસર્જન-નવઉત્થાન-દૈવીકરણ માટે એ પરિસ્થિતિ પ્રભુએ સર્જિ છે, 'આર્યતા' નો પ્રકાશ એમાંથી પ્રગટે અને અવની સમસ્ત આર્યાવર્ત બની જાય તે માટેનો પુરૂષાર્થ આપણા બ્રાહ્મણત્વ-ક્ષત્રિયત્વ બન્નેની અલૌકિક શક્તિની અપેક્ષા રાખે છે.

અંતે ગુજરાત રાજ્યના શહીદ પંતપ્રધાન બળવંતરાય અને તેમના સાથીઓની અમરશહીદી બદલ અમારી શ્રદ્ધાંજલિ અર્પી તેમના આત્માને શાંતિઇચ્છી પ્રાર્થીએ છીએ કે પરમ-કૃપાળુ પરમાત્મા વિશ્વના સાંસ્કૃતિક યુદ્ધમાં ભારતને વિજયી કરી વિશ્વકલ્યાણક બનાવે એવી અમારી પ્રભુચરણે પ્રભુપ્રાર્થના.

## આર્યસમાજ અમદાવાદ

તા. ૨૮-૯-૬૫ના રોજ આર્યસમાજ મંદિર, મહર્ષિ દયાનંદમાર્ગ, અમદાવાદ-૧૭માં આર્યસમાજના તમામ સભ્યો, દયાનંદ આદર્શ વિદ્યાલયના શિક્ષકો, બાળકો અને બાલિકાઓની મળેલી આ શોકસભા શાણા, કાબેલ અને વયોવૃદ્ધ કુશળ વહીવટકર્તા, કસાયેલ અને વફાદાર સેવક, ગરીબોના બેલી, વિરોધપક્ષને વિશ્વાસમાં લઇને કામ કરનાર, જીવનની છેલ્લી પળોમાં પણ પોતાની ફરજ અદા કરનાર, નિષ્ઠાવાન દેશભક્ત, ઘણી જ સામાજિક સંસ્થાઓ સાથે સંકળાએલા, ગુજરાત રાજ્યના મુખ્ય મંત્રી સ્વ. શ્રી બળવંતરાય મહેતા તથા સ્વ. શ્રી સરોજબહેનના આકસ્મિક દેહાવસાન પ્રસંગે શોક પ્રકટ કરે છે. આ દુઃખદ અવસાનથી આ કટોકટીની પળે માત્ર ગુજરાતને જ નહિ, પરંતુ દેશને ભારે ખોટ પડી છે. પરમપિતા પરમાત્માને પ્રાર્થના છે કે દિવંગત આત્માને શાંતિ અર્પે તથા એમના અવસાનને લીધે સંતપ્ત પરિવારને દુઃખ સહન કરવાની શક્તિ અર્પે.

## આર્યસમાજ અમદાવાદ

તા. ૧૩-૯-૬૫ના રોજ શ્રી આનંદમહારાજનાં માતુશ્રીના અવસાન અંગે શાંતિયજ્ઞ કરાવવા સ્વામીશ્રી બ્રહ્માનંદજી અને પં. ધર્મેન્દ્રજી વેદાલંકાર ગયા હતા.

તા. ૧૯-૯-૬૫ના રોજ શેઠ શ્રી રમણલાલ મ. પટેલનાં માતુશ્રીના દેહાવસાન પ્રસંગે શાંતિયજ્ઞ કરાવવા શ્રી પં. દુર્લભદેવજી, પં. ધર્મેન્દ્રજી વેદાલંકાર, શ્રી પં. બાલકૃષ્ણજી અને શ્રી માધવલાલ ત્રિકમલાલ જાની ગયા હતા.

તા. ૧૯-૯-૬૫ના રોજ સાધારણ અધિવેશનમાં શ્રી સ્વામી બ્રહ્માનંદજી અને શ્રી હીરજીભાઇ આર્યનું ધાર્મિક પ્રવચન થયું હતું.

તા. ૧૯-૯-૬૫ના રોજ આણંદના સ્વસ્તિક લોજના માલિક ઉત્સાહી કાર્યકર્તા શ્રી ધનજીભાઇના મૃત્યુનો શોક ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

## । वेद प्रचार समाचार ।

गत् ता. ६-९-६५ से ता. १४-९-६५ तक बम्बई नगर एवं-उपनगरों में मुख्यतः आयसमाज काकडवाडो, लोअर परेल भोईवाड़ा, चेम्बुर और आर्यसमाज मुलुंड में, मुंबई प्रदेश आर्य प्रतिनिधि सभा के भजनोपदेशक पं. जगदीशचन्द्र 'प्रवासी' का राष्ट्र रक्षा और वैदिक धर्म पर भजनोपदेश हुआ।

### आर्यसमाज थाणा (बम्बई उपनगर)
### । का वार्षिकोत्सव और हिन्दी दिवस ।

गत् ता. १४-९-६५ को प्रातः थाणा आर्यसमाज की ओर से और वी. पी. मंगला हिन्दी हाईस्कुल को ओर से एक विशाल नगरकीर्तन निकलकर मुख्य सड़को से होता हुआ हाईस्कुल में समाप्त होकर सभा का रुपधारण किया। सभा में उपस्थित सभापति श्री ओंकारनाथजी (माटूंगा) के सभापतित्व में आर्यसमाज के संस्थापक महर्षि स्वामी दयानन्दजी का एक विशाल चित्र के पास होल के सुन्दर मंच पर यज्ञ-हवन के पश्चात श्री जगदीशचन्द्र 'प्रवासीजी' भजनोपदेश और पं. विभुदेव शास्त्री के भाषण तथा चेयरमैन वाटर कमीटी म्युनिसिपल थाना का हिन्दी भाषा पर प्रकाश वक्तव्य एवं स्कूल के छात्र-छात्राओं संगीतों के बाद प्रसाद वितरण भी हुए एवं भक्ति पाठ इत्यादि।

(પાન ૨નું ચાલુ)

दयानन्द के दीवाने वेदका ओथेंटिक (प्रमाणित) विद्वान जिसके रोम रोम में वेद की ऋचायें व्याप्त हैं, आचार्य मेचारथी स्वामी, जिनका सम्पूर्ण जीवन ही त्याग और तपस्यामय है, तथा जहां जहां उन्होंने ऋषि प्रणीत वेद भाष्यों के वेदाख्यान किये जनता मुग्ध हो उठी और प्रेम के वशीभूत उनकी अंतर आत्मा से यही ध्वनि ध्वनित हुई कि महर्षि दयानन्द की आत्मा ही स्वामीजी में अवतरित हो कर वेद का पाठ करा रही है। इसी दयानन्द के दीवाने, धुनके पक्के, निर्भीक, अपराजित शास्त्रार्थ विजयता अवधूत ने दयानन्द के असली जन्म स्थान की प्राप्ति का अन्वेषण प्रारम्भ किया है और बहुत कुछ निर्णय पर पहुँच गये हैं, आर्य जनता को चाहिये कि ऐसे निर्भीक वेद और दयानन्द के दीवाने अन्वेषण कर्ता को जिसका सर्वस्व ही वेद और दयानन्द के अर्पण है उनकी इस सत्य की खोज में पूरा पूरा सहयोग दें। साथ ही ऋषि के बंशज कहलानेवाले, भू. पू. मोरवी राज्य के शासकों तथा आर्य समाज की सर्वोपरि संस्थाओं को चाहिये कि, ऋषि के जन्म स्थान का सत्य जो अभी भी गौण बना हुआ है उसको प्रकाश में लाकर जनता का भ्रम दूर करें।

(પાન ૫નું ચાલુ)

આવરી લેવામાં આવે તો જ પ્રાદેશિક સંરક્ષણ અસરકારક રીતે થઈ શકે એ સમજતાં ભારતને અઢાર અઢાર વર્ષનાં વહાણાં વાયાં. વિજયનો આસ્વાદ માણવાની તકો જતી કરવી, પીછેહઠ સહેવી અને છતાં લશ્કરી ખમીર ટકાવી રાખવું. એ માનવસ્વભાવથી વિસંગત બાબત છે. જુસ્સો ટકાવી રાખવા માટે ભારતીય લશ્કરને કાર્યક્ષેત્રની મોકળાશ જોઇતી હતી. આખરે ભારત સરકારને આ લક્ષમાં લેવાની ફરજ પડી.

### ભારતીય જનમત

ભારતીય જનમત પણ સરકારની સમાધાનકારી નીતિની વિરૂદ્ધ જઈ રહ્યો હતો. ૧૬મી ઓગસ્ટે જનસંઘના ત્રણેક લાખ માણસોએ કચ્છ કરાર વીરૂદ્ધ જે ઉગ્ર દેખાવો કર્યા તેણે પણ સરકાર પર જબ્બર છાપ પાડી. ત્યારે સરકારને મન એમ વસી ગયું હોવું જોઈએ કે તેની પકિસ્તાન પ્રત્યેની નીતિ ભારતીય સામાન્ય જનતી મહત્વાકાંક્ષાઓને સંતોષી શકે એમ નથી. શાંત વિચારણાને અંતે એણે એ પણ તારવ્યું હોય કે હવે સરકાર પાકિસ્તાન સામે ગમે તેવાં કડક પગલાં લે તો એને પ્રજાનો ટેકો સાંપડી રહેશે પ્રજા એને માટે તૈયાર છે!

# લશ્કરી તાકાતની બોલબાલા

રમણીક કોઠારી

ભારત-પાકિસ્તાન સંઘર્ષમાંથી શું નવનીત નીકળશે-વિદેશી રાષ્ટ્રો એ વિષે કેવું વલણ અપનાવશે-એમાંથી વિશ્વયુદ્ધ ફાટી નીકળશે કે કેમ-એ સઘળા પ્રશ્નોના ઉત્તર ધીમે ધીમે વધુને વધુ સ્પષ્ટ આકાર લઈ રહ્યા છે.

ઉપલબ્ધ માહિતી પરથી એવું અનુમાન તારવી શકાય એમ છે કે પાકિસ્તાનની સઘળી ગણત્રીઓ ઊંધી પડી છે. એણે એમ સામાન્ય માન્યતા બાંધેલી કે ભારતમાં ઇતિહાસનું પુનરાવર્તન થશે અને ૧૯૪૭માં તથા તાજેતરમાં કચ્છમાં અપનાવેલા વલણના ઢાંચા અનુસાર આ સમયે પણ ભારત સરકાર વર્તશે. હજારો ઘૂસણખોરોનાં ધાડાં કાશ્મીરમાં ધકેલી ભારતીય ગાફેલગીરીનો લાભ લઈ કાશ્મીરી મુસ્લિમોના ટેકાથી કાશ્મીર પર હકુમત સ્થાપીત કરવાની પાકિસ્તાનની મેલી મુરાદ હતી. એણે માનેલું કે આ દાવ નિષ્ફળ જશે તો વધુમાં વધુ ઘૂસણખોરોને કાશ્મીરમાંથી પાછા હઠવું પડશે એટલું જ.

## નવો ઇતિહાસ રચાય છે

ઇતિહાસનું આબેહુબ પુનરાવર્તન ભાગ્યે જ થાય છે. અલબત્ત કેટલીકવાર પુનરાવર્તન થતું દેખાય છે ખરૂં. આમ છતાં મૂળ પ્રસંગના સંજોગોને બીજા પ્રસંગના સંજોગો સાથે સરખાવવામાં આવે તો બીજા પ્રસંગે જે કંઈ બને છે તેને પહેલા પ્રસંગનું સર્વાંગી પુનરાવર્તન ભાગ્યે જ કહી શકાય એમ હોય છે.

એમ હોય કે ન હોય ગમે તેમ પણ આ સમયે ઇતિહાસનું પુનરાવર્તન ન થયું. ભારતના કહેવાતા કબુતર-હૃદયી વહીવટી તંત્રે પાકિસ્તાનને યાદ રહી જાય એવો જડબે સલાખ નિર્ણય લીધો; અને પાકિસ્તાન વિચારમાં પડી ગયું. વાસ્તવિકતાનું પૂરું ભાન આવે એ પહેલાં તો યુદ્ધની જ્વાળાઓ વધતી ચાલી; અને પછી તો એમાંથી કોઈપણ પક્ષ પીછેહઠ કરી શકે એવી સ્થિતિ જ રહી નહોતી!

## અન્ય ગણત્રીઓ

પાકિસ્તાનની બીજી પણ કેટલીક ગણત્રીઓ હતી. ચીન સાથેનું એનું સંવનન ચાલુ જ હતું-માત્ર વધતી જતી હતી. તેણે માન્યું હતું કે અન્ય કોઈ નહીં તો પણ આખરે ચીન તો એને સીધી અને એમ શક્ય નહી હોય તો આડકતરી પણ મદદ કરશે. એવી માન્યતા સેવવાનું બીજું કારણ ભારત અને ચીન વચ્ચે ચાલુ રહેલી તંગદિલી હતું.

આ ઉપરાંત ઇન્ડોનેશિયા, તુર્કસ્તાન, ઇરાન આદિ મુસ્લિમ રાજ્યો પણ એને જરૂર મદદ કરશે એવી એને આશા હતી. વધુમાં સીટો અને સેન્ટો કરારનાં રાષ્ટ્રો સમક્ષ પણ તે ધા નાખી શકશે એવી શક્યતામાં એ રાચી રહ્યું હતું.

## ત્રીજું વિશ્વયુદ્ધ

ભારત-પાકિસ્તાન ઘર્ષણ શરૂ થયું ત્યારથી ચીન આ યુદ્ધમાં ઝંપલાવી ભારતને બીજું વીયેટનામ બનાવી દેશે એવા અંદેશામાં સામાન્ય ભારતીય મૂંઝવણ અનુભવી રહ્યા હતો. ભય એ હતો કે પાકિસ્તાનના પક્ષે ચીન ઉતરે અને ભારતના પક્ષે અમેરિકા આવે તો આ સંઘર્ષ તરતજ ત્રીજા વિશ્વયુદ્ધ રૂપી વડવાનળમાં પરિણામે એમાંથી અન્ય ગમે તે પરિણામ આવે પણ અણુશકતીથી સુસજ્જ રાષ્ટ્રો વચ્ચેની આ ચકમક ભારતીય ધરા સંઘર્ષની શરૂઆતમાં સૌ રાષ્ટ્રો પવન કઈ બાજુ વહે છે એનો તાગ કાઢી રહ્યાં હતાં. કોઈ પણ પક્ષે ઝંપલાવવા કોઈ તૈયાર નહોતું. જેમ જેમ યુદ્ધ રંગ પકડતું ગયું અને પાકિસ્તાન જબ્બર લશ્કરી શિકસ્તો ખાતું ગયું તેમ તેમ પાકિસ્તાનના મિત્રોની સ્થિતિ વધુને વધુ મૂંઝવણભરી થતી ચાલી.

## ચીનનું ધર્મસંકટ

ચીન હરહંમેશ પાકિસ્તાનને ભારત વિરૂદ્ધ ઉશ્કેરણી કરતું રહ્યું છે. ભારતીય ભીંસથી અકળાઈને પાકિસ્તાને ચીન સમક્ષ મદદ માટે ધા નાખી ત્યારે ચીને સઘળી શક્યતાઓ વીચારી જોઈ. પરંતુ ચીન પણ આંધળિયા કરી શકે એમ ન હતું. કારણ કે ચીન યુદ્ધમાં ઉતરે એ ઘડીની અમેરિકા તો વાટજ જોઈને બેઠું છે. આ બહાના હેઠળ અમેરિકા ભારતની પડખે આવી ચીની અણુ-શક્તી ઉત્પાદક કારખાનાં ભસ્મીભુત કરવાની તક ભાગ્યે જ ચુકે!

ચીનને તૈયારી માટે વધુ સમય જોઈએ છે અને એટલે જ ચીન હાલના તબક્કે ઘણુંખરું ચુપ રહેવાનું જ પસંદ કરશે!

## અમેરિકા

અમેરિકા પાકિસ્તાન સાથે સીટો અને સેન્ટો કરારોથી જોડાએલ છે. વધુમાં ગીલગીત ખાતે અમેરિકાને હવાઈ પટ્ટીની સુવિધા કરી આપીને પાકિસ્તાન અમેરિકાની વધુ નજીક આવ્યું છે. આમ છતાં પાકિસ્તાને ચીન સાથે સંવનન કરી બન્ને સત્તા જૂથોમાંથી લાભ ખાટવાની એવડી ચાલ અપનાવી છે એ અમેરિકાને જરાએ રુચ્યું નથી. ભારત વિરૂદ્ધ પાકિસ્તાનને પંપાળવા જતાં સામ્યવાદી વિસ્તારવાદને કચડવાનાં વિશાળ ધ્યેયને જો હાની પહોંચે એમ હોય તો પાકિસ્તાનનો હાથ તરછોડયા વીના અમેરિકાનો છૂટકો જ નથી.

રશિયાનું વલણ પણ અંશતઃ અમેરીકાને મળતું છે. દુર દુરની એક એવી પણ શક્યતા છે કે જો ચીન આ વિપ્લવમાં ઝૂકાવે તો અમેરિકા અને રશિયા કદાચ તત્પુરતું એક થઈ જઈ ચીનને મસળી નાખવામાં પોતપોતાનું હિત જુએ! કારણ કે જો ચીન એશિયાનાં રાષ્ટ્રોને ક્રમશઃ ગળી જઈ અતિશય બળવાન થઈ જાય તો આખરે રશિયાની અને છેલ્લે અમેરિકાની શાંતિ પણ અવશ્ય જોખમાય એમ છે; અને સૌ આ વાત સારી રીતે સમજે છે!

વિશ્વભરમાં લશ્કરી તાકાતની હાલ જેટલી પ્રતિષ્ઠા છે એટલી અન્ય કશાયની નથી! આ સત્ય સમજી ભારત હવે સાચી દિશામાં પગરણ માંડી રહ્યું છે એ એક સારી વાત છે!

માટે તો તારાજી જ નોતરે અને યુદ્ધ પછી પણ ભારતને પુનઃ વ્યવસ્થિત થતાં કદાચ વર્ષો લાગે. કદાચ આજ ગણત્રીને અનુલક્ષી ભારત અત્યાર સુધી સંઘર્ષનું વર્તુળ સાંકડુ રાખ્યા કરતું હતું. સમય જતાં અનુભવે એણે જોયું કે જેમ જેમ એ સંઘર્ષ ટાળવા વધુનેવધુ છૂટછાટો આપ્યા કરતું હતં તેમ તેમ એ છૂટછાટો એને નવાને નવા સંઘર્ષ પ્રતિ ખેંચી જતુ હતું.

આ નીતિનાં બીજાં પણ ભયસ્થાન હતાં. ઓચિંતા છાપા મારી પાડોશી રાષ્ટ્રો ભારતીય પ્રદેશમાંથી થોડો ઘણો ભાગ દબાવી ચુપકીદી સેવતા. 'પછીતો આ ચાંચિયાગીરી નિયમીતતાનું રૂપ ધારણ કરતી ચાલી. દુશ્મનોના પ્રદેશમાં ભારતીય સૈન્યનો પ્રવેશ નિષીદ્ધ કરવા છતાં પ્રાદેશિક અખંડીતતા જાળવી રાખવાની આજ પર્યંત નેમ રાખવામાં આવતી હતી. લશ્કરી દ્રષ્ટીએ આ એક મોટી ભૂલ હતી. જો લશ્કરી પ્રવૃત્તિનું વર્તુળ વ્યાપક બનાવી આક્રમક રાષ્ટ્રની ભુમીને પણ એમાં

(જુઓ પાન ૪)

( પાન ૮નું ચાલુ )

રેલ', 'હુલા ગુલ્લા' કે આવારા પદ્ધતિનાં ફિલ્મી ગંદા ચેનચાળા, અશ્લીલતાભર્યાં ગીતો કે દ્વિઅર્થી સંવાદો દ્વારા આ ઋષિરાહને બદનામ કરવો ન જોઇએ. સંવત ૨૦૧૭ના ગત ગણેશ-ઉત્સવમાં આવા ચેનચાળા સામે મહારાષ્ટ્રનાં ભાઇબહેનોએ જેહાદ જગાવી હતી. પરિણામે આવા બેહુદા ચેનચાળા પશ્ચિમી ઢબના પ્રદર્શન પર પ્રતિબંધ મૂકતું સરકારી ફરમાન મુંબાઇના પોલીસ કમિશ્નરને કાઢવાની ફરજ પડી હતી. માટે ગુજરાતે પણ એ દિશામાં હવે જાગ્રત થવું જ જોઇએ.

વળી ભૂવા-ભરાડી અને વહેમનાં ડાકલાંઓ પણ આપણે ત્યાં કયાં ઓછાં છે? પર્વને નામે પેદા થયેલી આવી માનસિક નબળાઇને નદીમાં વહેતી કરી નવરાત્રીને તેના નવસ્વરૂપમાં પ્રગટાવવાની જરૂર છે. જગતની માતા કહો કે પિતા કહો તે તો કેવળ એક પરમાત્મા જ છે. પ્રભુની સર્જન-પોષણ-સંહાર જેવી વિવિધ શક્તિને જ આપણે માતા નામથી સંબોધી છે. જેમ કેઃ—त्वमेव माता च पिता त्वमेव, त्वमेव बंधुश्च सखा त्वमेव । માટે 'માતા' નામથી કોઇ જુદી શક્તિની માન્યતામાં લલચાઇ વેવલાવેડામાં ઊતરી, દોરાધાગાના તાણાવાણામાં વણાઇ ન જઇએ ને નાહક વહેમમાં ફસાઇ હેરાન ન થઇએ, તે આજના નવયુગની નવરાત્રીએ ખાસ નિરીક્ષણ કરતા રહેવાનું છે. માતા-દેવીની પ્રચલિત બે, ચાર, છ કે દશ હાથવાળી વિવિધ છબી-મૂર્તિ એ તો પેલા દશમસ્તકી રાવણની કલ્પના જેવાં પ્રાચીન શસ્ત્રધારી અને શાસ્ત્રધારી વીરાંગના અને વિદુષી રમણીઓનાં કારટૂન માત્ર છે. આ કારટૂનોમાં જો અટવાયા કરીશું તો દુનિયા આગળ આપણું અને આપણી દેવદેવીઓનું કૌતુક થશે. આપણા આદર્શો ઉપર આગ ચંપાઇ જશે. માટે વિવેકાનંદની ભાષામાં કહીએ તો આપણે દરેક ક્ષેત્રે વિવેક દૃષ્ટિ કેળવવાની જરૂર છે. અને મહર્ષિ દયાનંદની ભાષામાં કહીએ તો આપણા ધર્મમાં સંશોધનાત્મક વૃત્તિ વિકસાવવાની જરૂર છે.

માટે ખૂબ ખૂબ યાદ રાખો કે ગરબામાં જે દેવીઓનાં નામ લઇએ છીએ તે આ દેશમાં શહીદીને વરેલી વિદૂષી વીરાંગનાઓ જ છે. દેશના અશ્લીલ અને અભદ્ર તત્વો સામે શસ્ત્રો ઉઠાવી, એ શહીદીને વરી જનતાના દિલમાં અમરપદ પામી ચૂકેલી; તે આજે દેવી રૂપે પૂજાઇ રહી છે. માટે એવી વીર-વીરાંગનાઓની અંજલિનું આયોજન આ ગરબે ગૂંથાઇ ગયેલું છે. આ રાષ્ટ્રીય દૃષ્ટિ અને વાસ્તવિક દૃષ્ટિ દેશના કર્ણધારો અને દેશની નવપ્રજાને જો લાધશે તો આ પર્વ એક પ્રેરણાનું પર્વ બની દેશની એકતામાં એક આગવો ફાળો આપી શકશે. તદ્ઉપરાંત આવી આધુનિક વીરાંગનાઓની કદર કરવાની અને તેને અનુસરવાની દ્રષ્ટિ પણ ધીરે ધીરે ખીલતી જશે; જો આ વાસ્તવિક દ્રષ્ટિને પ્રોત્સાહન આપશે તો!

બાકી માતાની માતા, જગજનની અને જગદંબા તો પરમાત્માની એક નિરાકાર શક્તિજ છે; જે જગત ઉપર નિયમન કરી રહેલી છે. આશા જ નહિ વિશ્વાસ છે, કે નવયુગની જનતા નવનોરતાં ને દશેરા પાછળની આ વાસ્તવિક દ્રષ્ટિને અપનાવી પોતાના જીવનને લાભાન્વિત કરી, જગતની સુખ શાંતિમાં અભિવૃદ્ધિ કરશે જ. सबको सन्मति दे भगवान । अस्तु सबको नमस्ते.

# અનમોલ મોતી

સંગ્રાહક :
આર્યબંધુ, વડોદરા

પ્રત્યેક ક્ષણિક વિચાર, પ્રત્યેક ક્ષણિક તરંગ વ્યક્તિના સત્યને પૂર્ણ રીતે પ્રતિબિંબિત કરતું જે ચિત્ર હોવું જોઈએ તેને કાંતો ઘડનારું કે બગાડનારું હોય છે.

*

બ્રહ્મચર્યવ્રત એ ભારત વર્ષનો એક મહાન આદર્શ છે. આ રીતે અમારી દૃષ્ટિએ સંસારમાં કોઈ પણ વસ્તુનો સંગ્રહ કરવા યોગ્ય હોય તો તે ધન નહીં પણ વીર્ય છે.

*

સંતાનો ને ધન દોલતનો વારસો નહિ પણ સદ્ગુણોનો અને ઉચ્ચ અભ્યાસનો વારસો આપવો જરૂરી છે.

*

બેટા! તને ભણવા મોકલ્યો એમાં અમે ગુન્હો કર્યો છે? કાળી મજૂરી કરી પૈસા કમાતો પિતા પુત્રને કહે છે.

*

જે લોકો બીમાર મા બાપની સેવા કરતા નથી, તેની વૃદ્ધાવસ્થામાં તેમનું ધ્યાન રાખતા નથી તે એક વાર નહીં પણ સો વાર તેમના મૃત્યુ પછી શ્રાદ્ધ કરશે તો પણ તેમના પાપોની માફી કોઈ દહાડે મળવાની નથી.

*

આપણને બીજાથી દુઃખ નથી મળતું પરંતુ આપણા ખોટા કર્મને લઈને દુઃખી થઈએ છીએ.

*

સૂર્યોદય સુધી સુતા રહેવું, કામકાજમાં મન ન લગાડવું, સમય વગર ખેતીમાં બીજ નાખવાં, પહેરેલાં કપડાં ન ધોવાં આ નિયમ ઐશ્વર્ય નાશક છે.

*

યુવાનીનો સમય વિદ્યાભ્યાસનો સમય છે. યુનિવર્સિટીનું શિક્ષણ એ ભારતનો આત્મા નથી, ભારતનો આત્મા વૈદિક સંસ્કૃતિમાં છે એ વસ્તુ મહર્ષિ દયાનંદજીએ સમજાવી છે.

*

પાંચ હજાર વર્ષ પૂર્વે ભારતનું નેતૃત્વ શ્રી કૃષ્ણચંદ્રજીના હાથમાં હતું. તે દેશના નેતા હોવા છતાં દેશવાસિયોના સઘળાં કલાસોની સાથ એવો વ્યવહાર કર્યો જે આજકાલના નેતાઓને તે અનુકરણીય છે. તેમનું ક્રિયાત્મક જીવન શારીરિક શક્તિ, અધ્યાત્મિકમાં ઉંચામાં ઉંચું સ્થાન, સામાજિક ઉન્નતિના ઉપદેશક, બ્રહ્મચર્ય પાળી બ્રહ્મને જાણનાર શ્રીકૃષ્ણ યોગેશ્વર થયા. નિર્ધન ઉપર દયાનો વ્યવહાર, રાજ્યનીતિમાં કુશળતા વગેરે શ્રીકૃષ્ણ ભગવાનમાં હતા. પહેલાના નેતા પોતે ઝેર પી બીજાને અમૃતદાન કરતા, અત્યારે એથા ઉલટું જ જણાય છે.

*

ગણેશ :— કિસી ભી વેદ અથવા આર્ય ગ્રન્થો મેં ગણેશ શબ્દ નહીં પાયા જાતા. યહ શબ્દ ગણ ઔર ઈશ ઈન દો કા સમસ્ત રુપ હૈ. ગણ કે અર્થ હૈં :- સમૂહ, ઢેર, જત્થા, શ્રેણી, કોટી, ઔર તીન ગુલ્મ કા સેના વિભાગ. ગુલ્મ કા અર્થ હૈ સેનાકા વહ અંશ જીસ મેં એક રથ, એક હાથી, પાંચ પૈદલ, તીન ઘોડે, હોતે હૈં. ઈસ પ્રકાર સે તીન ગુલ્મો કા સમૂહ ગણ કહલાતા હૈ. ઔર ઈસ ગણ કે નાયક કા નામ હુઆ ગણેશ.

*

# ઇશ્વર અને તેની પૂજા

લેખક : રામચંદ્ર કાલિદાસ આર્ય

મનુષ્ય જાતિને ઝુલાવનારી પુરાતન આર્યભૂમિ તારો જય હો. સેંકડો વર્ષો સુધી તારા પર જંગલી હુમલાઓ થયા. છતાં હજુ સુધી તારું નામ સ્મરણ ભુંસાઇ જવા પામ્યું નથી એવી તારી ઉજ્જવળ કીર્તિ છે. ધર્મ, પ્રેમ, કાવ્ય અને વિજ્ઞાનના પિતૃદેશ તારો જય જયકાર હો. ભારતની ભાગ્યવંતી પુત્રી ગુજરાત તારી પ્રશંસા હું શું કરૂં !

"યુગ પુરુષો જન્મ્યા અહીં,
ગાંધી દયાનંદ અવતર્યા "
"સરદાર વલ્લભભાઈ ચરણમાં
શીષમુકુટ રાજવીએ ધર્યા "
"ઇતિહાસના પાના ઉપર
લખાયેલી આ વાત છે "
"પ્રશંસા હું શું કરું
ગુજરાત તે ગુજરાત છે "
આદિ કવિ નરસિંહ
ખોડાણો અને ભકતો ઘણા,
શ્રી કૃષ્ણ પણ આવી વસ્યા
છોડી મથુરા તે તણા,
બેટ વસાવી દ્વારિકા
જે સ્થાન જગવિખ્યાત છે,
પ્રશંસા હું શું કરું ?
ગુજરાત તો ગુજરાત છે.
ધાર્મિકતા, ઉદારતા
ગુજરાતની નસનસ વહે,
નિત્ય કામ લે ડહાપણ થકી
ના વેર એ સંઘરી શકે,
છે સહનશીલ એ તો ઘણું
ખોટી જરા જ વાત છે,
"પ્રશંસા હું શું કરું
ગુજરાત તો ગુજરાત છે."

કવિશ્રી જીવનલાલ રાઠોડ

જગતમાં આજે વાદનું પ્રાબલ્ય વધતું જાય છે. સ્ટેલીન વાદ– માર્કસવાદ–વિકાસવાદ– નિરીશ્વરવાદ વગેરે. ખાસ કરીને નિરીશ્વરવાદના સાહિત્યે પગપેસારો વધુ પ્રમાણમાં કર્યો છે. પશ્ચિમની સંસ્કૃતિ તેમ જ અંગ્રેજી શિક્ષાથી રંગાતા ઘણાખરા લોકોની ઇશ્વર ઉપરની શ્રદ્ધા ડગતી જાય છે. અને તેથી આ પુસ્તક ઇશ્વર અને તેથી પૂજા લખવાની આવશ્યકતા ઉપસ્થિત થઇ છે.

ઇશ્વરના અસ્તિત્વનો પ્રથમ સંદેશ આપનાર ભારતદેશ કોઇ પણ દિવસ નિરીશ્વરવાદી બની શકતો નથી.

असन्नेव सभवति असत्
ब्रह्मेति वेदचेत्
अस्ति ब्रह्मेति चेतवेद,
सतमेनम् ततो विद रिति

આ ઇશ્વરવાદનું સમર્થન કરનાર મંત્રને વિશ્વની સમક્ષ સૌથી પ્રથમ ભારતવાસીઓએ જ મૂકયો છે. અને તેથી સિદ્ધ થાય છે કે અમે કદી નિરીશ્વરવાદી બનીશું નહિ. મહર્ષિ પતંજલિ–કપિલ–કણાદ–ગૌતમ વગેરેના ગ્રંથ સમજવાની મહેનત નહિ લેવાનું માનસ ધરાવનાર મારા યુવાન દેશબંધુઓને ઉપનિષદના નીચેના વાકયોનો ભાવાર્થ સમજવાની અગત્ય છે.

अविद्याया मन्तरे वर्तमाना :
स्वयंधीरा पण्डितं मन्यमानाः
ज घन्यमाना : परियन्ति मूढम्
अन्धे नवनीय मान्स यथा न्धो :
માંડુકય ઉપનિ૦ ૧–૨ ॥

અર્થ–કેટલાક અવિદ્યાથી ભરેલા પુરૂષો અભિમાન પૂર્વક પોતાને પંડિત માની બેસે છે. અને મિથ્યા જ્ઞાનથી ફુલાઈ જઈને જગતમાં આંધળા લોકોના નેતાઓ થઈને ફરે છે. તથા બીજાઓના દુઃખના કારણરૂપ નીવડે છે. વળી બીજા અજ્ઞાન બાળક જેવાજ લોકો અભિમાનથી પોતાને જીવન હેતુ સમજેલા ( કૃતાર્થ ) માને છે. એવા લોકો સંસાર સાગરમાં ડૂબીને વિશેષ દુઃખને પાત્ર બને છે.

હિન્દુસ્તાનના ઇતિહાસમાં એક સમય એવો પણ હતો; કે જ્યારે મિ. કોલબુકના કહેવા પ્રમાણે " વેદો હજુ સુધી વિદ્યમાન હતા કે કેમ એ શંકાસ્પદ હતું. જો તેમાંના કોઈ ભાગો સચવાયા હોય, તો કોઈ પણ માણુસ બીજા વિષયોમાં ગમે તેટલો વિદ્વાન હોય, પણ વેદોની અપ્રચલિત ભાષા સમજવાની તે શકિત ધરાવતો હશે કે કેમ એ સંબંધી શંકાશીલતા રહેતી હતી. "

પરંતુ અત્યારે તેથી ઉલટું નજરે પડે છે. ચારેય વેદોની સંહિતા માત્ર સાઇઠ રૂપિયા જેવી નજીવી હિંમતમાં મળી શકે છે.

યુરોપવાસીઓએ જે ગુરુઓ પાસેથી મંત્ર લીધો છે. તેઓ તત્વવિત્ વા તત્વદર્શીન હતા. બેન અને બેન્થમ, પેન અને સ્પેન્સર કુન્ત અને કાન્ટ, પ્લેટો અને પૈથાગોરસ જ્ઞાન પર્વતપર ઊંચા તો ચઢી ગયા હતા. પરંતુ તેઓ માત્ર તત્વોની શોધખોળ કરનારાજ હતા. તેઓ કોઈ પણ વસ્તુનું પ્રકૃત સ્વરૂપ અથવા વિષયો વિશેષના યથાર્થ તત્વોનો નિશ્ચય કરવામાં સમર્થ નીવડયા નથી. હકસલે અને ટિએડલેનો અવશ્ય વિષય વિશેષની પ્રકૃત તત્વોનો નિશ્ચય કરવામાં યથાશક્તિ પ્રયત્ન કર્યા છે. પરંતુ તેઓ અવિદ્યાના અંધકારમાં જ ડૂબેલા હતા. તેથી તેઓ તત્વાવધારણમાં શી રીતે ફાવી શકે ? અને તેઓ મનુષ્યને શાંતિ કેવી રીતે આપી શકે ? આ કારણથી જ યુરોપ સ્વયં પોતાની અશાન્તિના અગ્નિમાં બળી રહ્યું છે. યુરોપ ખ્રિસ્તને ભજતું નથી મેમેન અસુરને પૂજે છે. ખ્રિસ્તના કહેવાતા અનુયાયીઓ આજે સામ્રાજ્યના માપથી આધ્યાત્મિક વિકાસનું માપ કહાડવા મથે છે. શાંતિસમ્રાટ જિસસના ઉપદેશને માનનારા ભાગ્યે જ એને આચારણમાં મૂકે છે. અને એ માનવ જીવનની મોટામાં મોટી ભૂલ છે.

જો તમો એકાંતમાં બેસી દેશની આધુનિક દશાની મૂળભૂત બાબતો વિષે વિચારશો તો માલમ પડશે કે પૂજાના નામે દરરોજ હજારો રૂપિયા પૂજારિના અંગત ઉપયોગમાં જ લેવાય છે.

આજે ધાર્મિક સ્થળોમાં અસભ્ય પંડ્યા, પૂજારિ, સ્વાર્થી સાધુને પથ્થર જેવા ગુરુઓ દ્વારા જે અનર્થ થઈ રહ્યો છે. તે જોઇ દેવોને પણ જરૂર દુઃખ થતું હશે જ.

જાપ અને પાઠ કરવાના આશ્રયે રહી મહારાજ કળિયુગમાં આશીર્વાદ આપે છે. જાપ ને પાઠ કરનાર જ્યાં વધારે ચારો મળે ત્યાં જઇ ઝટ હાથ મારે છે.

" મતમતાંતરવાળા અવિદ્યા, બળનો–ધર્મનો અખાડો રચી હિંદુ જાતિને ઠગવા મથે છે. "

હિન્દુઓનાં દેવસ્થાન, બૌદ્ધના વિહાર, મુસલમાનોની મસજિદ, યહુદીઓનાં ભજનાલય ને ઇસાઇઓના દેવળની સ્થાપના ને તેને નિભાવવા પાછળ ખરચાતાં નાણાં; આ બધાનો શુભ હેતુ માનવીને શ્રેયને પંથે લઈ જવાનો છે.

આ બધાં સ્થળોમાં સીધી યા આડકતરી રીતે જે શીખવવામાં આવે છે. તેમાંથી ઘણો ભાગ છોડવા જેવો છે. તે છોડી દેવામાં આવે તો આ ધાર્મિક સ્થાનમાંથી દરેક માણુસ કંઈક ને કંઈક ઘેર લઈ જઈ નિદિધ્યાસનથી ઉચ્ચ ભૂમિકા પર જઇ શકે છે.

બધા ધર્મોવાળા પોતાના ગ્રંથામાંથી કચરો વીણી વીણીને ફેંકી દેવા પ્રયત્ન કરે, અને ફેંકી દે. તો તમામ ધાર્મિક સ્થળો એકતા સાધવામાં પ્રતીક રૂપ બની રહે.

ભલે તેઓ ઈશ્વરને માટે અનન્ત, અદ્રશ્ય – અમરપિતા, પરમાત્મા, ખુદા – સર્વાધિષ્ઠિત, સર્વગત, સર્વાન્તર્યામી વગેરે શબ્દોમાંથી કોઈ પણ શબ્દ વાપરીને એક જ ઈશ્વર વિષેની શ્રદ્ધાને પરિપકવ બનાવે.

પરિપકવ શ્રદ્ધા જ નવયુવકોમાં જોશ પ્રેરે છે. શ્રદ્ધા માનવ જીવનનો પ્રાણ છે. મનવચન અને કર્મે કરીને જ સુપરિક્ષિત સત્યને હૃદયમાં સ્થાન અપાવનાર શ્રદ્ધા જ છે. શ્રદ્ધા હૃદયની સૂક્ષ્મ પવિત્ર તથા ભવ્ય ભાવના છે. ઈશ્વર સત્યમાં જ શ્રદ્ધાને સ્થિર રખાવનાર છે.

પરમાત્મા સત્ય છે. તેની સાથે સત્યપરાયણ, સત્યમાની અને સત્યકારી હોય તો જ મેળ થઈ શકે છે. માટે આપણે તર્ક એ મસ્તકની વસ્તુ છે. અને શ્રદ્ધા એ હૃદયની ભાવના છે. તેનું સારી રીતે મિલન કરીને જીવનમાં ઉન્નતિ સાધવા એક જ ઈશ્વરની ખરા હૃદયથી ઉપાસના કરી પૂજાને શોભાવીએ.

( વધુ આવતા અંકે )

Regd. No. G/374
તા. ૨૫-૯-૬૫

# નવજીવનના નવયાત્રીની નવરાત્રી

આસો માસ એટલે જ વર્ષા ઋતુની અંતિમ વિદાયગીરી. આ માસમાં વર્ષા ઋતુ પૂરી થાય છે. ચાર માસ ચોમાસામાં જે આપણાં કાર્યો થંભી ગયેલાં તે પૂર્વવત્ હવે ચાલુ કરવાની તૈયારીના આ દિવસો છે. કોઇ પણ કાર્ય માટે શક્તિ તો જોઇએ જ. જ્યારે ચોમાસાનાં બેઠાડુ જીવન, ભેજવાળી આબોહવા અને ભાદરવાના પિત્ત પ્રકોપથી માણસ કંઇક ઢીલો જેવો બની ગયો હોય છે. માટે એને શક્તિ સંચયનાં અને તંદુરસ્તીનાં આયોજનો કરવાં પડે છે. કારણ આરોગ્ય-શક્તિ એ દરેક કાર્યોનો આધાર-સ્થંભ છે.

આપણે જાણીએ છીએ કે નવરાત્રી આવતાં જ હોમ-હવન, ઉપવાસ, અનુષ્ઠાન આસો સુદી એકમથી શરૂ થાય છે. હોમ-હવનમાં ખીજડો, આકડો, આંબો, ખેર, જવ, તલ, ઘી વગેરેનું સંયોગીકરણ અણુ-પરમાણુમાં વિખરાઈ જઇ વાતાવરણમાં રહેલા ભેજનો અને ભેજના પરિણામે પેદા થએલાં રોગોત્પાદક જંતુઓનો નાશ કરે છે, આ રીતે આપણા પ્રાથમિક આહાર હવાની હવન દ્વારા શુદ્ધિ આપણે કરીએ છીએ; જે પ્રાણી માત્રને જરૂરી છે. પછી તે હિંદુ હોય, મુસ્લિમ હોય, કે ખ્રિસ્તી હોય. માટે આમ હોમ-હવનનું અનુષ્ઠાન માનવ માત્રને ઉપયોગી છે. અને તેથા આર્ય પૂર્વજોએ યજ્ઞને ધર્મનું પહેલું પગથિયું અને મુખ્ય અંગ તરીકે સ્વીકારેલું છેજ.

આ થઇ માનવીના મુખ્ય આહારની વાત. હવે આવીએ આપણા આહાર-વિહાર ઉપર. આ નવરાત્રીના નવ દિવસોમાં ઘણા સાત્વિક આહાર, ફળ, કંદમૂળ ઉપર ઉપવાસ આદરે છે, કોઈ કોઈ તો નકોરડા ઉપવાસ પણ કરે છે. આ રીતે સાત્ત્વિક આહાર, કંદમૂળ સૂરણ, દૂધ વગેરેથી ભાદરવાનું ઉશ્કેરાયેલું પિત્ત શાન્ત થાય છે. જે લોકો નકોરડા ઉપવાસ કરે છે તેઓ પણ છેવટે જાણે પેલા પિત્ત ઉપર વિજય મેળવ્યો હોય અને તંદુરસ્તીને જીતી લાવ્યા હોય એ રીતે દશમે દિવસે "વિજયા દશમી" ઉજવી પારણું કરે છે. પરંતુ આવા નકોરડા ઉપવાસનું પારણું મધ-ફળરસ વિગેરેથી જ થવું જરૂરી ખરું. અને ઉપવાસ બાદ શાસ્ત્રીય નિયમ મુજબ હળવે હળવે પ્રવાહીમાંથી હલકા ખોરાક ઉપર આવવું એ જ ખરી પદ્ધતિ છે. અને એ રીતે દેહશુદ્ધિ થાય છે. તેમ જ કંઈક રોગનાં મૂળ હોય તો તે પણ જડમૂળમાંથી ઊખડી જાય છે. માટે આ દેહશુદ્ધિની દૃષ્ટિથી બાર માસની આખરે આજે પણ આપણા ગુજરાતના મૂકસેવક (જુના આર્ય-સમાજી) શ્રી રવિશંકર મહારાજ દર વરસે શ્રાવણ માસમાં ૧૫ દિવસનાં પર્યૂષણ જેવા નકોરડા રાત-દિવસના રોજા-ઉપવાસ આદરે છે. પછી મગદાળનું રૂપિયાભાર પાણી-ઓસામણ, ત્યાર પછી થોડા થોડા મગ ભાત લઇ, એ રીતે ૧૫ દિવસ બાદ મૂળ ખોરાક પર આવે છે. આ રીતે શાસ્ત્રીય ઢબે તેઓ વાસ્તવિક રોજો, વાસ્તવિક પર્યૂષણ અને સાચા સ્વરૂપમાં ઉપવાસ કરે છે.

આ આર્ષ દૃષ્ટિએ અને આયુર્વેદિક પદ્ધતિએ જો નવરાત્રોનાં નવ નોરતાં થાય તો એ માનવ માત્રનું પર્વ ફરી પાછું બની જાય એમાં નવાઇ નથી. પરંતુ આવા ઉપવાસ કરનારે પૂર્ણ આરામ અવસ્થામાં રહેવું જરૂરી છે. રોગી, અશક્ત અને વૃદ્ધ ભક્તો આ રીતે નવજીવનના નવયાત્રી બની શકે છે. બાળકો-યુવકો ચાંદનીમાં વ્યાયામ, રાસ-ગરબા દ્વારા તાજગી પ્રાપ્ત કરી શકે છે. આમ આ પર્વની ઊજવણીમાં વિવેક વાપરવાની કાળજી લેવાની ખાસ જરૂર છે.

બાકી ઋષિ દૃષ્ટિએ તો માનવ-માત્રને ખ્યાલમાં રાખીને જ યમ નિયમ ઘડે છે. પરંતુ એના પથ્યને પાળનારાં પટકાઇ જાય, કંઇ કંઇ ઢોંગ-ધતિંગ અને ડાકલાંની ડૂગ-ડૂગીમાં અટવાઇ જાય; તેમાં એ ઋષિ દૃષ્ટિનો શો વાંક?

માટે હે! દેશવાસીઓ!! હવે હુંફાળા થઇ આપણા આદિ-ઋષિ-ઓની પદ્ધતિનું અનુસરણ કરો. તેમના શબ્દાર્થને વળગી ન રહેતાં તેના ભાવાર્થને અનુસરો. પ્રાચીન પરંપરાને પાંગરતી કરી, ફરી પલ્લવિત કરો. વચગાળાના પૂર્વજોએ કરેલી ભૂલને સુધારો અને આ ઋષિ રીતે નવરાત્રી ઉજવી જીવનજંગના નવયાત્રી બની જાવ.

પરંતુ બની જાવ એમ કહેવાથી કંઇ થોડું જ બની જવાય છે? એને માટે તપ કરવું પડે. કષ્ટ સહન કરવું પડે. સંયમ જાળવવો પડે. અરે! સંયમ એ તો શક્તિ ઉપાસનાનો એકડો છે એકડો!! એના વિનાના સેંકડો પ્રયત્નો કરો પણ તેની કિંમત એકડા વિનાના મીંડા જેવી જ થઇ જવાની. માટે સંયમી બનવું એ જ મહાન તપ છે. આ તપ તપ્યા વિના સિદ્ધિ નથી, નથી ને નથી જ.

સંયમ માટે વર્ષાની શરૂઆત-શ્રાવણ માસમાં બહેનોએ આપણને

લેખક :
ડૉ. ખુશાલભાઈ કે. પટેલ
'સુદર્શન' ભરૂચ

રક્ષાબંધન કરેલું છે જ. સમાજમાં બહેનભાવનાની વૃત્તિ વિકસાવવાનું એ (રક્ષાબંધન) એક સુંદર આયોજન છે. જેમ આજનો યુવાન વારે ઘડીએ પોતાની એટિકેટ બતાવવા ઘડિયાળ પર વારંવાર એક અનોખી અદાથી નજર નાખે છે. તેમ પેલી રાખડી (રક્ષા) ઉપર નજર નાખતો રહી આંખની વિકાર દૃષ્ટિ ઉપર જેણે વિજય મેળવ્યો છે; તે વીર આ વિજયાદશમી એ પોતાની રક્ષા છોડી વિજયા દશમીનો ઉત્સવ ઉજવવાનો અધિકારી બને છે. વીર જેટલું જ યા એથી એ અધિક વીરાંગનાનું સમાજમાં ગારવભર્યું સ્થાન છે.

શસ્ત્રો પકડી શહીદીને વરેલી સમાજની દેવીઓનું એટલે કે વીરાંગના-વિદુષી નારીઓનું આ નવ દિવસમાં સન્માન-સ્મરણ ગરબે ગવાય છે. આ રીતે પણ વાસ્તવિક દ્રષ્ટિ અપનાવી આગળ વધીએ તો પણ સંયમની આચારસંહિતા આપોઆપ ગૂંથાઇ જ છે. આમ નવનોરતામાં એવી વીર રમણીઓના ગરબા ગોઠવવામાં પણ નારી પ્રત્યેનો આદર સત્કાર અને પૂજ્યભાવ કેળવી આધુનિક વિદુષી-વીરાંગનાઓ પ્રત્યે સન્માનની લાગણી પ્રજામાં પેદા કરી શકાય છે; જો વાસ્તવિક દૃષ્ટિનું ભાન કરાવાય તો?

વળી એવા ગરબા માટે શીતળ ચાંદની પસંદ કરવામાં પાછી આરોગ્યની દૃષ્ટિની ફૂલગૂંથણી કરી ઋષિઓએ પોતાની આર્ય બુદ્ધિની પ્રખરતાનો પરિચય કરાવ્યો છે. જરૂર છે કેવળ બાહ્યડંબરના બખેડામાંથી અળગા થઇ આંતરિક ધર્મમાં ઊંડા ઊતારવાની.

આપણે જાણીએ છીએ કે સૂર્યની જેમ ચંદ્રકિરણોમાં પણ ઔષધિય ગુણોનો ભંડાર છે. જેના આધારે ઔષધિમાત્રને પુષ્ટિ મળે છે માટે દૂધ પૌંઆ ને ચાંદનીમાં મૂકીને ચંદ્રનાં સિધાં કિરણો એમાં ઝીલી એનું અમૃતિકરણ કરીને ખાવાનો પણ એક રિવાજ છે. કારણ શરદના દૂધ પૌંઆ અને ચાંદનીવિહાર દેહના રહ્યાસહ્યા દોષોનું શમન કરે એ ભાવના નિહિત છે. માટે કંઈક હળવા શ્રમ-વ્યાયામ સાથે આવે; ચાંદનીવિહાર થાય તે માટે રાસ ગરબાની યોજના મનોરંજનપૂર્વક ગોઠવાયેલી છે. જો આ વાસ્તવિક દ્રષ્ટિ અપનાવીને આગળ વધાય તો જીવનજંગના નવયાત્રીને આ આસોની નવરાત્રીઓ એક અચ્છુ પાથેય (ભાથું) પૂરું પાડે એમાં નવાઇ નથી.

માટે સંયમ અને શક્તિ સંપાદનનું આ ઋષિ આયોજન સર્વએ-માનવમાત્રએ આ દેશમાં આવકારવું જોઇએ. એને રાષ્ટ્રીય પર્વ બનાવવું જોઇએ. હોમ-હવનનાં આયોજન આવકારવાં જોઇએ. દૂધ, ખીર, સૂરણ, લઘુભોજન કે ઉપવાસ યથાશક્તિ અપનાવવાં જોઇએ. સાફસફાઈ, ચાંદનીવિહાર, રાસ, ગરબાને નામે 'ઝંઓ-ઝંઓ', 'રોક એન્ડ

(જુઓ પાન ૬)

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૬
માલિકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

६१०
श्री आचार्य जी, गुरुकुल कांगड़ी
जि. सहारनपुर, (उ. प्र.)

રજી. નં. જી/૩૭૪



॥ ओ३म् ॥

# आर्यप्रकाश

ऋग. यजु. साम. अथर्व.



મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ ભાદરવા વદ ૧ને શનિવાર તારીખ ૧૧—૯—૧૯૬૫ [ અંક ૨૪મો

# મહર્ષિ દયાનંદ

## ( સમર્થ કેળવણીકારરૂપે )

લેખક : સ્વ. શ્રી. ઝવેરચંદ મેઘાણી તથા શ્રી કકલભાઇ કોઠારી )

યુગ પ્રવર્તક મહર્ષિ દયાનંદને કોણ ઓળખતું નહિ હોય? આર્યસમાજની સ્થાપના કરી ભારતને સાચું આર્યત્વ સમજાવનાર, હિન્દુ સંસ્કૃતિનો પ્રચાર કરનાર અને સમાજમાં નવું ચેતન લાવનાર દયાનંદે કેળવણી પાછળ પણ કેટલું કર્યું તેનો ખ્યાલ આપણને આ લેખમાં આપવામાં આવ્યો છે. આ લેખ શ્રી ઝવેરચંદ મેઘાણી તથા શ્રી કકલભાઇ કોઠારીના લખેલા ‘ ઝંડાધારી ’ પુસ્તકમાંથી લેવામાં આવ્યો છે. એમાં આપેલા આંકડા તો આ પુસ્તક ૧૯૨૬માં છપાયું ત્યારના છે. પણ આર્યસમાજના પ્રમાણિક પુરુષાર્થથી આ આંકડાઓ તો ક્યારનાયે દશગણા આગળ વધી ગયા છે. અને હજીએ વધ્યે જ જાય છે.

મહર્ષિજીની આર્ષદષ્ટિએ શિક્ષણપ્રચારની અને આદર્શ શિક્ષણપ્રણાલી સ્થાપવાની જરૂરત પણ જોઇ લીધી. આજે દેશમાં રાષ્ટ્રીય શિક્ષણના જે પ્રયોગો મંડાઈ રહ્યા છે તેની પાછળ ઉભેલા આદર્શો તો દયાનંદજીએ દશકાઓ પહેલાં ઉચ્ચારેલા. ત્યારે શિક્ષણના અણખેડાએલા ક્ષેત્રમાં દયાનંદજી એકલા તેમનું હળ લઇ પ્રાથમિક ખેડ કાર્ય કરતા તેમના આ પરિશ્રમને પરિણામે ગુરુકુલ-શિક્ષણનો આદર્શ શોધ્યો. સર્વ-ત્યાગી શિક્ષકો, બ્રહ્મચારી વિદ્યાર્થીઓ, ગામના કલુષિત વાતાવરણથી દૂર અરણ્યમાં ઊભેલા શિક્ષણ-આશ્રમોની પુરાતન શિક્ષણપ્રથા તેમણે સજીવન કરી. એ ગુરુકુલોમાં મહર્ષિજીના આદર્શ મુજબ, વિદ્યાર્થીઓના ઉદ્યોગ-શિક્ષણ ઉપર ખૂબ ભાર મૂકાયો. એ માટે સર્વવ્યાપક શિક્ષણની સર્વોપરિ જરૂરત પણ જાહેર કરી. અને બાળક-બાળકીઓ બન્નેના ફરજિયાત શિક્ષણનો પ્રાચીન આદર્શ નવે સ્વરૂપે રજૂ કર્યો.

એ રીતે, મહર્ષિજીએ ધર્મ. સમાજ અને શિક્ષણ જાતિના અસ્તિત્વને પાટે મહત્ત્વના ત્રણે પ્રશ્નોના સમર્થ ઉકેલ રજૂ કર્યા અને આચરણીય સુધારાઓ યોજ્યા. મહર્ષિજીનું એ ત્રિવિધ સુધાર-કાર્ય તેમને સાચા રાષ્ટ્રવિધાયક તરીકેના પરમ પૂજનીય સ્થાને સ્થાપી રહ્યું છે. મહર્ષિજીની રાષ્ટ્રવીર તરીકેની સેવાઓની કદર હજી ભારતવર્ષ નથી કરી શક્યો. મહર્ષિજીના જીવનની મતસ્થાપક તરીકેની ભડકાવનારી છબી આલેખનારાએ ઊભા કરેલા કાળા ઓળાઓ નીચે સાચો દયાનંદ રાષ્ટ્રનો વિધાયક દયાનંદ, દટાઇ ગયો છે એવું નિર્મળ નયનને સહેજે દેખાય છે. આવતી કાલે દયાનંદજીના સુધારકાર્યનાં મીઠાં ફળ પાકી રહેશે અને આજના વેરાન ભારતવર્ષમાં નન્દનવન ખડું થશે, ત્યારે આવતી કાલની નવી પ્રજા એ પુરુષવરને કૃતજ્ઞતાપૂર્વક જરૂર સંભારશે અને એ મહત્તર દયાનંદને પ્રાતઃસ્મરણીય રાષ્ટ્ર-સ્રષ્ટા તરીકે પૂજશે.

મહર્ષિ દયાનન્દે તેમના જીવન-કાળમાં કેવું જમ્બર ઉદ્ધારકાર્ય સાધ્યું છે અને તેમના મૃત્યુ પછી એ કાર્ય કેટલું ફૂલ્યુંફાલ્યું છે તેનો ખ્યાલ સરખોયે આવતાં આપણાં હૃદય એહેસાનની લાગણીથી છલો-છલ ભરાઇ જશે.

મહર્ષિજીએ સ્થાપેલા આર્ય-સમાજની સંસ્થાઓની સંખ્યા આજે ૧૫૧૦ થઇ છે. એ સંસ્થાઓ હિંદુસ્તાની ચોદિશના પ્રાન્તપ્રાન્તમાં અને હિન્દુસ્તાન બહાર આફ્રિકા, અમેરિકા અને ફીઝીમાં ફેલાયેલી છે. આર્યસમાજને ચોપડે નોંધાયેલી એ સમાજના સભાસદોની સંખ્યા ૬.૪૮,૦૦૦ની છે. આર્યસમાજનું ખરું દળ તો એ ચોપડે ચડેલા સભાસદો કરતાં દશગણું વધારે કહેવાય. મહર્ષિજીના બોધ મુજબ જીવનમાં સુધારણા ઉતારનારા મહર્ષિના અનુયાયીઓ અર્ધો કરોડ હિન્દુઓ છે.

આર્યસમાજ તરફથી વાર્ષિક દોઢ કરોડ રૂપિયાને ખર્ચે ૫ કોલેજ, ૩૨ હાઇસ્કૂલ, ૧૫૦ મિડલસ્કૂલ, ૧૬૨ પ્રાથમિક શાળાઓ, ૧૪૨ રાત્રિ શિક્ષણશાળા, તેમ જ ૨૮ ગુરુકુલ, ૩૦૦ સંસ્કૃત પાઠશાળા,

( જુઓ પાન ૬ )

## आवश्यक सूचना

मुंबई प्रदेश आर्यप्रतिनिधि सभाकी अंतरंग सभाका अधिवेशन ता. १९-९-६५ रविवारको दोपहर २ बजेसे आर्यसमाज, सोनीफलिया, सूरतमें होगा। सदस्योंके भोजनादि आतिथ्यका प्रबन्ध सूरत आर्यसमाजकी ओरसे होगा। सदस्य महानुभावोंसे नम्र प्रार्थना है कि अपने सूरत पहोंचनेकी गाडी, तारीख़ तथा समयसे मंत्री आर्यसमाज सूरत, सोनीफलियाको अवश्य सूचना देनेको कृपा करें। जिससे व्यवस्था करनेमें सरलता हो सकें।

निवेदक:
रविशंकर म. द्विवेदी.
कार्यवाहक मंत्री सभा.

# જમાનાની એક બુરી ફેશન-છોકરાઓને કંપની આપતી છોકરીઓ

(ગયા અંકથી ચાલુ)

પત્રલેખકે વર્ણવેલો પ્રસંગ ખરેખર ગંભીર છે એની વિગતોમાં કોઇ અતિશયોક્તિ હોય એમ લાગતું નથી. આવા વર્તન છતાં (આ કીસ્સામાંનાં) બહેનનાં સગપણ અને લગ્નજીવનમાં કોઇ મુશ્કેલી આવી નથી. એટલાં એ ભાગ્યશાળી. આવી હોત તો પત્રલેખકે તે પણ લખી જ હોત. પ્રસંગને અંતે બહેનના ભાવિની ફિકર કરતાં પત્રલેખકે લખ્યું છે. 'મને દિલમાં ઊંડે ઊંડે બીક છે. તેનો વર તેનો પાછલો ઇતિહાસ જાણે નહિ તો સારું. નહિ તો છોકરીની જિંદગી બેકાર થઇ જશે. જિંદગીની ભૂલનું પ્રાયશ્ચિત મરતા સુધી કરવું પડશે.

નોકરી કરતી આ બહેનનું અનુચિત વર્તન છતાં કોઇ કરુણતા પેદા નથી થઇ તેમજ પ્રસંગને અંગે કોઇ સમસ્યા પણ રજૂ કરી નથી તેમ છતાં આ પત્રને અમે અહીં સ્થાન આપ્યું છે. કારણ છોકરાઓને છોકરીની કમ્પની જોઇએ છે અને એમને કમ્પની આપનાર ફૂદ્દ (પતંગિયું) છોકરીઓ પણ મળી આવે છે. આ 'ફેશન' સામે લાલ બત્તી ધરવી જોઇએ.

આ બાબત કેવળ સરકારી ખાતામાં નોકરી કરતી છોકરીઓ પૂરતી મર્યાદિત નથી. હાઇસ્કુલના ઉપલા વર્ગોમાં અને કોલેજોમાં ભણતી છોકરીઓમાં પણ આવી છોકરીઓ જોવા મળે છે. રેલ્વે, મ્યુનિસીપાલિટી, બેન્કો, તેમજ વેપાર ધંધાની મોટી મોટી ઓફિસો જ્યાં સેંકડો માણસો કામ કરતા હોય છે ત્યાં છોકરીઓ પણ કામ કરતી હોય છે. સહશિક્ષણ કે સાથે નોકરી ધંધો કરવાનાં સ્થળોમાં સ્ત્રીપુરુષોને આછી પાતળી પરિચયની તકો મળે છે

'આછી પાતળી' એટલા માટે કે મળવા હળવાની પૂરતી તકો હોવા છતાં તંદુરસ્ત મનથી મોકળા મને પરિચય સાધવાનું ઓછું બને છે. આપણો એક પણ પગ જૂના સંકુચિત ખ્યાલોમાં છે, જૂના રીત રિવાજો, પ્રણાલિકાઓ અને વહેમોમાં છે તો બીજો પગ પશ્ચિમની જીવન પદ્ધતિમાં વળતો જાય છે.

કેળવણીએ સ્ત્રીઓને નોકરીની તકો આપી અને આર્થિક ભીંસને કારણે તે કરવી જ પડે એવી સ્થિતિ આવી. સિનેમા ફિલ્મો અને બીજાં રંજનોમાંથી આપણાં યુવક યુવતીઓ રહેણી કરણીમાં ખાસ તો પોશાકમાં 'આધુનિક' બનતાં ચાલ્યાં. વડીલો અને આસપાસનો સમાજ જૂની રીતે વિચારેછે. આથી જૂના અને નવા વચ્ચે સંઘર્ષ ચાલ્યા જ કરે છે.

આપણા ઉછેર પ્રમાણે છોકરી ભીરૂ અને ચંચળ મનની હોય છે અને છોકરા ચબરાક, ટીખળી, અને કુતુહલપ્રિય. આથી બન્ને વચ્ચે તંદુરસ્ત મનનો પરિચય શકય બનતો નથી. છોકરો છોકરા સાથે કામ પૂરતી વાત કરે તોપણ છોકરી ગભરાય છે. કારણ જરા દૂર બેઠેલા કે ઊભેલા બીજા તેમના તરફ કુતહલ અને શંકાની નજરે જુએ છે.

સામાન્ય રીતે સહશિક્ષણ લેતી કે સાથે નોકરી ધંધો કરતી છોકરીઓ અને સ્ત્રીઓ 'પોતાનું કામ ભલું અને ઘર ભલું' એ રીતે ચાલનારી હોય છે. કોઈ મશ્કરી કરે કે અપશબ્દ બોલે તો પણ તેને મહત્વ ન આપતાં ગળી જાય છે. જેથી પોતાનું નામ ગવાય નહિ ચવાય નહિ.

અને એ જ પ્રમાણે સામાન્ય રીતે છોકરાઓ તેમ જ પુરુષો પણ સામી જાતિને મા બહેન કે છોકરીની રીતે જુએ છે. પોતાની બહેન દીકરીની કોઇ મશ્કરી કે છેડતી કરે તો પોતાને ન ગમે તો બીજાની બહેન દીકરીની મશ્કરી કેમ થાય એવો ખ્યાલ તેઓ સતત રાખે છે.

### ગેરલાભ ન ખપે

સામી જાતિ સામે ચાલીને છૂટ લે તો પણ મોટા ભાગની છોકરીઓ અને સ્ત્રીઓ તેમ જ છોકરાઓ અને પુરુષો તેનો ગેરલાભ ઉઠાવતા નથી. સાંભળ્યું કે જોયું હોય કે અમુક આવું છે તો પણ તેઓ લાભ ઉઠાવવા જતા નથી.

આમાં છોકરીના ઘરના સારા સંસ્કાર, વ્રત, તપ, સંયમ કામ કરી જાય છે. છોકરાને માટે પણ માબાપનું જીવન, સંસ્કાર અને શુભવૃત્તિઓ કામ કરી જાય છે. જો કે ખરાબ સોબતથી બગડવાના ટકા છોકરીઓ કરતાં છોકરાઓના વધી જાય છે.

નોકરી ધંધો કરતી પ્રૌઢ સ્ત્રી પોતાના પતિ તરફની વફાદારીનો હંમેશાં ખ્યાલ રાખે છે. વળી તે પોતાના સારા આચરણથી બાળકો પર સારા સંસ્કાર પડે તે વાત પણ બરાબર સમજે છે.

સમાજની આ એકંદર સ્થિતિ છે. પત્રલેખકે લખ્યો છે એવો કેસ એમાં અપવાદ હોય છે. પત્રલેખકે છોકરી લપસી પડયાનો સ્પષ્ટ આરોપ મૂકયો નથી, પણ આવી સ્થિતિમાં તો આડા સંબંધો પણ જાણીતા છે. વળી નોકરીની ગરજનો લાભ શેઠ કે મેનેજર લેતા હોય છે એવી પણ રંગબેરંગી વાતો આપણી ફિલ્મોમાં અને રંજન માટે પીરસાતી વાર્તાઓમાં વાર્તાલેખકો રજૂ કરે છે. એનો અર્થ એવો નથી કે નોકરી ધંધામાં પુરુષ સાથે કામ કરતી બધી સ્ત્રીઓ ખરાબ છે. ના, મોટા ભાગની છોકરીઓ માબાપનો અને ભાઇભાંડુનો તેમજ સ્ત્રીઓ પતિ અને બાળકોનો ખ્યાલ રાખે છે અને જવાબદારીપૂર્વક વર્તે છે.

સહ શિક્ષણ લેતી છોકરીઓ પણ છોકરાઓ સાથે જાતિય વૃત્તિઓને ઉત્તેજન ન મળે એ રીતે મર્યાદામાં રહીને વર્તે છે. સાચી વાત તો એ છે કે થોડાં ઉખડેલ યુવક યુવતીઓના દાખલાથી, આપણે યુવક યુવતીઓનાં તમામ મિલન ઝૂલનને કુતૂહલ અને શંકાની નજરે જોઇએ છીએ. આ ટેવ આપણે છોડવી જોઇએ. જે જરૂર છે. તો આપણા વાલીપણા નીચેનાં છોકરાં અને છોકરીઓ શું વાંચે છે. જુએ છે. અને કયાં ફરે છે. તેનો ખ્યાલ રાખવાની તે માટે તેમના તરફ વાઘની નજરે કે ચોકિયાતની રીતે નહિ વર્તતાં મિત્રભાવ કેળવીએ. એમ કરતાં આપણાં સગીર નાનામાં નાની વાત પણ આપણને કરશે. અને ફિલ્મ, પાર્ટી, મેળાવડા કે પીકનીકમાં જવા માટે આપણી રજા માગશે અને સાથીદારોમાં કોણ કોણ છે. તે વિગતો છૂપાવ્યા વિના કહેશે. અને પાછા આવીને ત્યાં પણ શું બન્યું તેની જાણવા જેવી વિગતો કહેશે. કોઈની ખરાબ વર્તણુક હોય, કોઇની નજર બગડી હોય તો પણ કહી દેશે. આમ થતાં વાતને ચોળ્યા વિના ખાનગીમાં ઠપકો અને ચેતવણી આપવાનું બની શકશે.

સમાજનો કેટલોક વર્ગ તો નઠારો હોવાનો જ. પહેલાં પણ હતો અને આજે પણ, આજે કંઇક વધારે. આ વધારા માટે ઘણાં કારણો છે. એમાં મુખ્ય છે ગરીબાઇ, સોબત, નાદાનિયત અથવા છીછરું મન.

આજે સારા છોકરા છોકરીઓને કુમાર્ગે ચઢવા માટે પ્રલોભનોનો પાર નથી. એમાં હળવા મનોરંજનને નામે પિરસાતું અશ્લિલતા તરફ ઢળતું બજારું, સાહિત્ય, નવી નવી ફેશનોની નકલ અને વાસ્તવિકતાને માથે મીંડું મૂકીને તેમજ વાર્તા કે કલાના કોઇ મેળ વગરની કેવળ કમાણી માટે જ તૈયાર થતી ફિલ્મો મુખ્ય છે.

## આર્યસમાજ જામનગરની ચૂંટણી

આર્યસમાજ જામનગરના સન ૧૯૬૫-૬૬ માટે નિચેના પદાધિકારીઓ ચૂંટાયા છે :-

પ્રમુખ : શ્રી ભાણજીભાઇ સંઘરાજ પટેલ

ઉપપ્રમુખ : શ્રી મગનલાલ નાથાલાલ કોન્ટ્રાકટર

મંત્રી : (૧) શ્રી જયંતિલાલ ગોકળદાસ ઠકકર

(૨) શ્રી છગનલાલ રામજી મહેતા

કોષાધ્યક્ષ : ડૉ. મગનભાઇ ભટ્ટ

પુસ્તકાધ્યક્ષ : શ્રી નટવરસિંહ ચાવડા

કારોબારી સદસ્ય :-

શ્રી રામચંદ્ર મુળજી, શ્રી ભાનુભાઇ કપાસી, શ્રી કાનજી વાલજી પાડલિયા, શ્રી દામજી રામજી મહેતા, શ્રી ભાણજી દેવજી આર્ય, શ્રી રઘુનાથ દયારામ તથા શ્રી માધવજી રત્નાભાઇ.




તંત્રીસ્થાનેથી

# "જયાં ધર્મ ત્યાંજ જય"

આખરે પાકિસ્થાને યુદ્ધ જાહેર કર્યું છે, પરંતુ ભારતીયોએ અનિવાર્ય આવશ્યકતા ખાતર ખસૂસ યાદ રાખવાનું છે કે આ "હિન્દુથાન-પાકિસ્થાનની" લડાઇ છે-હિન્દુ-મુસલમાનની લડાઇ હરગિઝ નથી. દેશદ્રોહીઓ આ લડાઈથી કોમી તંગદિલી ન વધારે, કોમી બખેડા ન જગાવે અને આંતરિક અશાંતિરૂપી ખંજર ભારત સરકાર અને ભારત-રાષ્ટ્રની પીઠમાં દુલાવી ન દે તે માટે સૌ દેશપ્રેમીઓએ સાવધ રહી-વાણીવર્તન ઉપર સંયમ રાખી આપણા બચાવાત્મક યુદ્ધને સંપૂર્ણ ધર્મયુદ્ધજ રાખવાનું છે. તોજ અંતે આપણો સુનિશ્ચિત વિજય થશેજ થશે. આ ધર્મયુદ્ધજ આપણી રાષ્ટ્રીય-આંતરરાષ્ટ્રીય હરોલ સુરક્ષિત રાખી શકશે.

આપણી ભારતીય સેના બહાદુરીપૂર્વક આગળ ધસે છે. રણમોરચે મુસલમાન, હિન્દુ, સિકખ ગુરખા, જાટ, ડોંગરા, રાજપૂત, મરાઠા, આંધ્ર જેવા કોઇ ભેદ નથી. સમસ્ત ભારતીય જવાનો માનું ખપ્પર પૂર્ણ દેશભક્તિથી સમાન ભાવે છલકાવી દે છે. સુધનવીર મુસલમાન ભાઇ સાદિક ભારત ભક્ત યોદ્ધો હોવાને કારણે ઘાયલ અવસ્થામાં બેયોનેટની અણીઓથી તેની છાતી ચીરી ધગધગતું લોહી પાકિસ્થાની ગુંડાઓએ વહેવરાવી તેને શહીદ બનાવ્યો છે. શહીદે આઝમ સાદિક જેવા ભારતવીરોની શહીદી રાષ્ટ્રીય એકતા કોક સુવર્ણ સમયે જરૂર સિદ્ધ કરશે. ભારતીય બચ્ચા-બચ્ચાએ સમજવું જોઇએ કે પાકિસ્થાની ગૂંડાશાહીએ આપણા ઉપર લાદેલા યુદ્ધે આપણે પક્ષે ધર્મયુદ્ધ બની સૌની સમાન કુરબાનીથી રાષ્ટ્રની શાન વધારી છે.

જવાહરવાદ અને જયપ્રકાશવાદની નિષ્ફળ નીતિને કોરે મૂકી ક્ષત એટલે સંકટ પેદા થાય ત્યારે રાષ્ટ્રની ક્ષાત્રશક્તિ-અગ્નિશક્તિથી રાષ્ટ્રને સંરક્ષવાની શાસ્ત્રીજીની દીર્ઘદૃષ્ટિ, ધર્મ-નિષ્ઠા, અને કર્તવ્ય પરાયણતાએ સાચે જ જગતની નજરમાં ભારતનું મસ્તક ગૌરવમંડિત કર્યું છે. અમે શાસ્ત્રીજી વડા-પ્રધાન બન્યા ત્યારે જ કહ્યું હતું કેઃ—

"લાલબહાદુર! જવાહર બહાદુર બનવાને બદલે ગાંધી બહાદુર, રાષ્ટ્ર બહાદુર, દયાનંદ બહાદુર બનો." આખરે શાસ્ત્રીજીએ દયાનંદદીય દીક્ષા દીપાવી છે. દયાનંદ "અહિંસા પરમો ધર્મ"ની સાક્ષાત જયોતિ હતા. છતાં બ્રાહ્મણત્વ સાથે ક્ષત્રિયત્વની અનિવાર્ય આવશ્યકતા સ્વીકારતા હતા. તેથી "વીરની અહિંસા" મહાવીરની અદાથી તેમણે આચરી બતાવી હતી, તમામ કોમોના દેશભક્ત સત્ય સંસ્કૃતિ ઉપાસકોને સ્વામીજીએ હૃદય સરસા રાખ્યા હતા. પરંતુ સદોષ પાખંડીઓ અને વટાળકોને કદી સાંખ્યા નહોતા, દેશ-ધર્મ ઉપરના આક્રમકોને દયાનંદી રાજ્યનીતિ જ શિકસ્ત આપી શકે તેમ છે. કૃષ્ણ વાસુદેવથી સરદાર પટેલ સુધી તમામ મહાપુરુષોએ આજ નીતિથી સદા વિજય હાંસલ કર્યો હતો. શાસ્ત્રીજી પણ એ નીતિ અજમાવવાથી જ જવાહર નીતિની પરાજય કથાને સ્થાને વિજય કથા સોનેરી અક્ષરે આલેખી રહ્યા છે.

આંતરરાષ્ટ્રીય પાખંડી નીતિ આચરનાર અને સત્યને બદલે આક્રમણખોરોના અસત્યનો પક્ષ કરનાર કહેવાતા પાશ્ચાત્ય મૂડીવાદી શાંતિવાદીઓની વર્ષો સુધી પીડક બનેલી નૃશંસ સૂફીયાણી સલાહને પણ શાસ્ત્રીજીએ ઠોકરે મારી છે તે બદલ શાસ્ત્રીજીને રાષ્ટ્ર સમસ્તના અભિનંદન મળ્યા છે. અમે આ બાબતમાં ભારત સરકારની ભગવાન ઉપર ભરોસો રાખી સત્યનો અંતે જય કરનારી કર્તવ્ય નિષ્ઠા આચરવાની સ્વાર્પણ નીતિની હૃદયપૂર્વક પ્રશંસા કરી સમસ્ત આર્યશકિતના સંપૂર્ણ સહકારની ભારત સરકારને ખાત્રી આપીએ છીએ. રાષ્ટ્ર ચૈતન્ય સાવરકરને અંતિમ સમયની આત્મતૃપ્તિ લાધી છે તેવી જ રીતે રાષ્ટ્રભકત ગોળવેલકરજીની રાષ્ટ્ર ભકિતને સરકારી સામાન્ય સ્વીકૃતિ સાંપડી છે. વર્ષોની બન્નેની તપઃ પરિપૂત ચેતના શકિત રાષ્ટ્રને વિજયી કૂચ કરવાને સમર્થ સહાયક થઇ શકી છે. એ બદલ શાસ્ત્રીજીને અમારા સહસ્રશઃ અભિનંદન છે. લાહોર અને રાવલપિંડી તરફની વિજયી ભારતીય જવાનોની કૂચ ભારતની સિંહશક્તિને જગાડી રહી છે. અને આર્થિક તથા રાજકીય મોરચે પ્રમાણિક રાષ્ટ્રભકિત સત્વર આચરણમાં મૂકી રાષ્ટ્રીય એકતા અને અખંડિતતા સાધવાની ઝડપી જરૂરિયાત જનતા અને સરકારને પ્રબોધી રહી છે. માતૃભૂમિ તરફની ફરજનો અંતરનો હૃદય હૃદયનો પુકાર આપણા સંકટકાળે તમામ ભેદાભેદને ભસ્મિભૂત કરી દેવાજ પ્રગટયો છે.

રાષ્ટ્રધર્મના જવલંત પ્રબોધદ્વારા રાષ્ટ્રની આત્મશકિતને પ્રગટાવવાનો યજ્ઞ આર્યનેતાઓ યોજનાપૂર્વક સમસ્ત રાષ્ટ્રમાં આરંભશે તો જય કે પરાજયના ગમે તેવા સારાનરસા પ્રસંગો ઉપસ્થિત થવાના પ્રસંગે પણ ખંડેર જાપાન-ખંડેર જર્મની કે ભડકે બળી ચૂકેલા મોસ્કો-રશિયાની નવવિધાનની નવપલ્લવિત થવાની-શૂન્યમાંથી સુવર્ણસર્જન કરી શકવાની અમર રાષ્ટ્રશક્તિ ભારતભરમાં પ્રગટાવેલી સતત ઝણહળાવી શકશે. અને પુનઃ અખંડ માતૃભૂમિ પ્રાપ્ત કરી શકશે.

અમે તો ચાહીએ છીએ કે નામદાર શાસ્ત્રીજીની સબળ શક્તિ કાશ્મીરની માફકજ ભારતરાષ્ટ્રના બલુચિસ્થાન, પુનઃ પ્રાપ્ત કરી અખંડ ભારતમાતાના મસ્તકે દલાઇ લામારચિત તિબેટિયન સ્વાયત્તતાનો સુવર્ણ મુકુટ મૂકી ઈરાન, અફગાનિસ્થાન બ્રહ્મદેશ, જાવા, બાલિ, સુમાત્રા, મલયેશિયા, વિયેટનામ કોરિયામાં આર્ય-બંધુભાવની જવલંત જયોત પુનઃ પ્રગટાવી વિશ્વની એકતા સિદ્ધ કરવાની વિજયી કૂચમાં ચીન અને રશિયામાં ઉત્તરોત્તર પ્રગટતી સદ્‌બુદ્ધિની સહાય મેળવી યુરોપ-અમેરિકાને પણ વિશ્વસમસ્તની માનવતાને સમૃદ્ધિ અર્પવાના ધર્મકાર્યમાં દોરવણી આપે અને કૃષ્ણવાસુદેવ - દયાનંદજી-ગાંધીજી-શ્રદ્ધાનંદજી-સરદારશ્રી-સાવર-કરજી-ગોળવેલકરજી અને યોગીરાજ અરવિંદનું અવની સમસ્તને આર્યાવર્તને એક કરવાની પ્રક્રિયામાં પરમકૃપાળુ પરમાત્માની પૂર્ણકૃપા પ્રાપ્ત કરે એજ અમારી પ્રભુ શરણે પ્રભુ પ્રાર્થના.

# ગણપતિ ઉત્સવનો ગરવો સંદેશ

લેખક
શ્રી સુદર્શન વિદ્યાવાચસ્પતિ
ભરૂચ

गणानामृत्वा गणपतिम् हवामहे કહીને આપણાં વૈદિક શાસ્ત્રોએ ગણપતિ શબ્દની વ્યાખ્યા કરોડો વર્ષ પૂર્વે આપી દીધી છે. કેવળ જરૂર છે સમજણની. વેદ ભગવાન કહે છે કે પશુગણ, પક્ષીગણ કીટગણ, માનવગણ આદિ તમામ ગણોનો પતિ ગણપતિ છે. એ તમામ ગણનો ઇશ [ ઇશ્વર યાને માલિક ] હોવાથી એનેજ ગણેશ પણ કહેવામાં આવે છે.

એક બાળકની નાજુક નાના ડાયામીટરની ડોકી ઉપર હાથી જેવા મદમસ્ત વિશાળ પશુની પહોળી ડોક બેસે ખરી? માણસ પણ કંઇ મનન કરે માટે જ પશુ અને માનવીનાં બે અંગો ભેગાં કરી રજૂ કરેલ છે. માટે બુદ્ધિનાં બારણાં ખુલ્લાં રાખીને વિચાર કરી જુઓ! વિચાર કરતાં જ વિસ્મય પામશો. પરંતુ આ એક અલંકારી કાર્ટૂન-મૂર્તિ છે. કલ્પના પણ એક રસિક કલ્પના છે.

મોંઘવારીને કોઇએ આંખોએ નિહાળી છે ખરી કે? ના. પરંતુ એ જ મોંઘવારીની ભયંકરતા રાજ્યને અને જનતાને ઠસાવવા માટે કેટલીકવાર અલંકારી કૃતિએ અને મૂર્તિઓ-બાવલાંઓ કે કાર્ટૂનો રજૂ કરવાં પડે છે. છાપાંઓમાં આવા ચિત્રો અવારનવાર રજૂ થાય છે. ઇ. સ. ૧૯૬૨ની ૩૦-૩૧ જુલાઇના દિવસોમાં તો સરઘસો વચ્ચે શહેરોમાં મોંઘવારીની રાક્ષસી મૂર્તિઓ જોઇ પણ ખરી. દારૂ એક પીણું છે. છતાં તેની પણ પ્રતિમા બનાવી બાળી છે અને તેના ફોટાઓ છાપી દારૂબંધી પ્રચારના કામે લગાડયા છે. ગંગા-જમના કે નર્મદા એ નદીઓ છે, તેની પણ મૂર્તિઓ બનાવી તેનું મહત્ત્વ ગાયું છે. મેઘ એ વિશાળ જલરાશિ છે. પણ ભરૂચે તો મેઘરાજાની પણ મૂર્તિ બનાવી દર વરસે તેને પાણીમાં ડૂબાવવાનાં આયોજન કરી દીધાં છે. ગીતા એક આધ્યાત્મિક છતાં ઐતિહાસિક ગ્રંથ મહાભારતનો ભાગ છે, છતાં તેનું મહત્ત્વ રજૂ કરવા મહામંડલેશ્વરોએ એની પણ મૂર્તિ બનાવી છે. મૂર્તિ બનાવવામાં વાંધો નથી પરંતુ તેની પાછળ પૂજાને નામે વેવલાંવેડામાં અટવાઇ જવું એ એક મહાન અનિષ્ટ અને પાપ છે.

આપણે ગણપતિની મૂર્તિ બનાવી ઉત્સવ ઉજવી આનંદ માણી છેવટે તો પાણીમાં જ ફેંકી દઇએ છીએ. જો કે આપણી સંસ્કારી ને ઊંચી ભાષામાં એને શ્રીજીનું વિસર્જન કહીએ છીએ. પરંતુ આ બાહ્યરૂપ તો ફેંકી દેવા જ સર્જાયેલું છે, એમ સ્વયં ગણપતિ ઉત્સવ જ આપણને સંબોધી જાય છે, ત્યારે લેવાનું શું છે? કંઇ નથી? ના છે. ચાલો ત્યારે એ ગુપ્ત રહસ્યનો વિચાર કરીએ.

આપણા પૂર્વજ ઋષિઓ પ્રભુનું ૐ નામથી જ ભજન કરી આતરિક ઉપાસના કરતા હતા. તે આપણે જાણીએ છીએ. પરંતુ વૈદિક ધર્મને મહાભારતના યુદ્ધ પછી ઉધઇ લાગી. કારણ યુદ્ધમાં વેદજ્ઞ બ્રાહ્મણો પણ હણાઇ ગયા હતા. તેથી ધર્મમાં સડો પેઠો, હિંસા વધી અને વામમાર્ગ ફેલાયો. પરિણામે બૌદ્ધ-જૈન મતો પેદા થઇ તેમનો સામનો કરવા જુદા પડયા. તેમણે મૂર્તિ પૂજાની યોજના ચાલુ કરી એટલે વૈદિક ધર્મના વિચારકોએ પણ ઓમકાર પ્રભુના ગુણોની પ્રતિનિધિ જેવી એક વિસ્મયકારક પ્રતિમા તૈયાર કરી. તે જ આ ગણપતિ ગજાનન. હવે રહસ્ય વિચારીએ.

ગણપતિદાદાને ચાર હાથ હોય છે. તે દર્શાવે છે કે ચારે દિશામાં સર્જનહાર પ્રભુ ઓમકાર વ્યાપી રહેલ છે. એનું મહામંડળ જેવું મોટું માથું પ્રભુની વ્યાપક વિશાળ બુદ્ધિ અને સર્વજ્ઞતાનો નિર્દેશ કરે છે. એમના મોટા કાન એ દર્શાવે છે કે પ્રભુ બધું જ સાંભળી શકે છે. એમની નાની નાની આંખ આપણને કહે છે કે પ્રભુની દષ્ટિ એટલી સૂક્ષ્મ છે કે માણસનું અંતર સુદ્ધાં વાંચી શકે છે. શું વિચાર છે તે પણ જાણી શકે છે.

એમનું પેટ ઘણું જ મોટું ગોળ તાંસા જેવું બનાવ્યું છે, એ બ્રહ્માંડનું પ્રતિનિધિત્વ કરે છે અને કહે છે કે પ્રભુના પેટામાં [ અંતર્ગત ] આપણે જડ-ચેતન સૌ તેમ જ પૃથ્વી, ચંદ્ર, મંગળ, બુધ. આદિ ગ્રહો સહિત સૌર મંડળોના અનેક ગોળાઓ સમાયેલા છે. પૃથ્વીથી ૧૩II લાખ ગણો મોટો સૂર્ય છે. અને તેનાથી પણ મોટા મોટા ગોળા એ મહાપ્રભુ ઓમકારના ઉદરના લાડુ છે! આવો જબરો દૂંદાળો દેવ! છતાં તેનું વાહન ઊંદર જેવું તુચ્છ પ્રાણી!!

એ શું બતાવે છે? એ બતાવે છે કે આવો મોટો વ્યાપક પરમાત્મા છે છતાં તેને મળવું હશે [ સાક્ષાત્કાર કરવો હશે ] તો પેલાં સૂક્ષ્મ-નાનકડાં મન દ્વારા મનમંદિરમાં જ મળી શકાશે. કારણ સૃષ્ટિનો સર્જનહાર હોવા છતાં પ્રભુ એક વિરાટ શક્તિ રૂપે અણુ-પરમાણુ અને આત્મા સુદ્ધામાં વ્યાપીને સૂક્ષ્મરૂપે રહેલ છે.

સંસારમાં સૌથી સૂક્ષ્મ પણ પરમાત્મા જ છે. માટે વાહન પણ સૂક્ષ્મ જ હોય ને?

માટે જ આત્માના માટે પરમાત્માના સાક્ષાત્કારનું સાધન આપણું મન છે. મન સાધે બધું સધાય, મન બગડે બધું બગડે, આવી વાત છે. ઘડીમાં મન પવનથી પણ વધુ વેગે દૂર દૂરના દેશ-પ્રદેશમાં જઇ આવે છે. જાત જાતના વિચારો અને દશ્યો મન પર સવાર થઇને દિવ્ય મન-મંદિરમાં દાખલ થાય છે. જેનો સૌને અનુભવ છે જ. તે જ રીતે સત્-ચિત્ત સ્વરૂપ વિરાટ છતાં સૂક્ષ્મતમ સચ્ચિદાનંદ પણ જ્ઞાન-દ્વારા-ચિંતન દ્વારા આપણું હૃદયસિંહાસન શોભાવી શકે છે. માટે વેદનો ઋષિ કહે છે, કે तन्मे मन : शिव संकल्पमस्तु । અર્થાત્ મન દ્વારા શિવ-કલ્યાણને પ્રાપ્ત કરી શકાય છે. માટે પ્રભુના વાહનનું સાધન આપણું મન છે. એને જ ઊંદર રૂપે ગણપતિના વાહનરૂપે રજૂ કરેલ છે. માટે પ્રભુના આવાહનના અલૌકિક વાહન મનને દૈવી સંપત્તિથી શણગારી સજવામાં આવે તો જ ઉત્સવની સાર્થકતા છે. નહિતર બે ઘડીના મનોરંજન માટે ધનના ધૂમાડા અને સમય શક્તિની બરબાદી સિવાય કાંઇ નથી.

પરંતુ મનને શિવ-સાત્વિક વિચારવાળું કરવા ગણપતિને ધરવામાં આવે છે એવો સાત્વિક ખોરાક ફળ, કોપરૂં, ઘી, દૂધ, અન્ન જેવો વનસ્પત્યાહારી ખોરાક લેવો જોઇએ. તામસી આહારને તિલાંજલિ આપવી પડે. ઉત્સવ ઉપર આટલું પણ કાંઇ કરવાનું નક્કી કરીએ. અને માંસાહાર પ્રચારનાં આયોજના બંધ કરીએ તો પણ ઘણું ઘણું છે.

છોકરાંએ દાદાને અનુસરવું તો જોઇએ જ ને? त्वमेव माता च पिता त्वमेव પરંતુ ગણપતિને તો દાદા કહીએ છીએ. કેમ? કારણ અખિલ સૃષ્ટિનો સર્જનહાર ઓમકાર પ્રભુ જ પિતા અને પિતામહ દાદો છે. ऐकं सत् विप्रा बहुधा वदन्ति પ્રભુ ઓમકાર એક છે પણ એનાં ગુણવાચક નામ અનેક છે. ઉત્પન્ન કર્તા તરીકે બ્રહ્મા પાલનકર્તા તરીકે વિષ્ણુ, સંહારકર્તા તરીકે રુદ્ર, કલ્યાણકર્તા તરીકે શિવ: અને બધાં કીટ, પશુ-પક્ષી-માનવ ગણનો પતિ હોવાથી ગણપતિ પણ તે જ છે એક વિશાળ ને વિરાટ શક્તિ રૂપે માતા પણ તે જ છે માતા, પિતા, બંધુ, દાદા તરીકે એક ઓમકાર શક્તિ જ છે.

આ બધું વિચારવા અમલ કરવાને બદલે આપણે બાહ્ય આનંદ-પ્રમોદ, નાચ ગાનના મૂશાયરામાં જ મશગૂલ બની રહીએ એ શું વ્યાજબી છે? પ્રભુના ગુણોને બાહ્યરૂપ આપવાથી આપણી મનોવૃત્તિ પણ જાણે દિનોદિન બાહ્ય રંગ-રૂપમાં અટવાતી થઈ ગઈ એવું શું નથી લાગતું? મહાભારતના યુદ્ધ પછી ખરેખર ધર્મ એ બાહ્યરૂપ ધારણ કરી જ્ઞાનના નામે મીંડું જ વાળી દીધું છે.

આપણાં ઋષિ, મહર્ષિ, રામ અને કૃષ્ણ બધાં જ અંતરથી ઓમકારને ભજનારાં હતાં. આજે લોકો સ્વયંભૂને પડતા મૂકી ભજનારાને જ ભજે છે! અને તે પણ જુદા જુદા ચોકા કરી વહેંચાઇ જઇને! ગીતામાં પણ એકાક્ષરી એક પ્રભુ ઓમકારને મોક્ષ ગતિ મેળવવા જણાવ્યું છે. માટે પ્રભુ ૐની સાન્નિધ્યમાં વેદના ઝંડા નીચે સૌ સંગઠિત થઇ પ્રગતિ કૂચ આરંભીએ એ જ અભ્યર્થના.
सबको सम्मति दे भगवान।

## હાર્દિક અભિનંદન

આપણા જાણીતા કાર્યકર્તા શ્રી. સ્નાતક સત્યવ્રતજી માટુંગા–મુંબઇ આર્યજગતમાં સુપરિચિત છે. સંસ્કાર, વિદ્યા અને વૈદિક સિદ્ધાંત નિષ્ઠામાં તેમનું આખું કુટુંબ અનોખું તરી આવે છે. અમને જાણીને આનંદ થાય છે કે શ્રી. સ્નાતક સત્યવ્રતજીની બન્ને પુત્રીઓએ અભ્યાસક્ષેત્રમાં સરસ પ્રગતિ કરી છે.

ચિ. ભારતીબેન, ગત એપ્રિલમાં મુંબઈ યુનિવર્સિટીની B. A. ની પરીક્ષામાં ઓનર્સ થયા છે અને ખાસ ગુજરાતી વિષય લઈ આખા યુનિવર્સિટીમાં પ્રથમ આવવાથી તુલજાગૌરી કૃષ્ણુલાલ ઝવેરી સ્કોલરશિપ મળી છે તથા પ્રો. મનસુખલાલ ઝવેરી પ્રાઈઝ ફાર્બસ સોસાઈટી તરફથી મળ્યું છે. હવે સંસ્કૃત લઈ ને M. A. નો અભ્યાસ કરે છે. બીજાં નાનાં પુત્રી ચિ. ચારૂલતા-બહેન પણ સેંટઝેવિયર કોલેજમાં ફર્સ્ટ ઈયરમાં (પ્રિવીયસમાં) પ્રથમ વર્ગમાં ઉત્તીર્ણ થઈ ઇંટરમાં ગયાં છે. અને ફર્સ્ટ ઇયરમાં અભ્યાસ કરતી વખતે દેવકરણ નાનજી બેંક-વાળા સ્વ. પ્રાણુલાલ નાનજી ટ્રસ્ટ તરફથી "સંસ્કૃત ભાષા અને સાહિત્યના પ્રચારના સાધનો" એ વિષય ઉપર મુંબઈની બધી કોલેજોની આંતર નિબંધ સ્પર્ધામાં સૌથી પ્રથમ આવી રૂા. ૩૦૦) નું પ્રથમ પારિતોષિક તેમણે મેળવ્યું છે.

બંન્ને બહેનોને તેમની યશસ્વી કારકિર્દી માટે આર્યજગતનાં અભિનંદન છે અને ઉત્તરોત્તર પ્રગતિ કરતાં રહે એ શુભ કામના છે.

## આર્ય સમાજ પિમ્પરી કોલોની (પૂના)

પૂના સે એક સિંધી લડકી એક સાઉથ આફ્રિકન (નિગ્રો) લડકે કે સાથ અપને ઘર સે ભાગ ગઈ! ઇસ બાત કા પતા જબ પૂના "કેન્દ્રીય આર્ય સમાજ" કે કાર્યકર્તાઓં કો પડા તબ ડો. જાંગીરા, શ્રી શ્યામલાલ આર્ય, શ્રી તેજપાલ બજાજ, શ્રી કૃષ્ણચંદ્રજીને જબરદસ્ત કોશિશસે ઉસ માર્ગવિચલિત લડકી કો સમઝાકર ઉસકે પિતા કે ઘર પહુંચાયા।

જિસ પર ઉસ લડકી કે માતા-પિતા આદિ સમ્બંધિયો ને આર્ય સમાજ કો ધન્યવાદ દિયા।

**શ્યામલાલ આર્ય.**
મંત્રી.

## આર્યસમાજ દેવલાલી

આર્યસમાજ દેવલાલી તરફથી તા. ૨૩–૭–૬૫થી તા. ૩૧–૮–૬૫ સુધી વેદપ્રચારની સુંદર વ્યવસ્થા કરવામાં આવી હતી. મું. પ્ર. આ. પ્ર. સભાના ભજનોપદેશક શ્રી. હરિસિંહજી ઠાકોરને ખાસ નિમંત્રણ આપવામાં આવ્યું હતું. પ્રતિદિન આદરણીય સ્વામી શ્રી જ્ઞાનેશ્વરાનંદજી મહારાજની વેદકથા તથા શ્રી હરિસિંહજીનો ભજનોપદેશ થતો હતો. આ બધા સવામાસના કાર્યક્રમમાં શ્રી ભગવન્તસિંહજી કપુર, શ્રી આલનદાસજી આર્ય. શ્રી દૌલતરામજી ચટ્ઠા, તથા શ્રી કનૈયાલાલજી આર્યનો સુંદર સહયોગ મળતો રહ્યો. આર્ય સમાજના પ્રાયઃ બધા જ સભાસદો નિયમિત હાજર રહેતા હતા. નાશિક રોડ આર્ય સમાજ, દેવલાલી કેંપ, ભગુર, મિલીટરી કેંપ આદિ સ્થાનોમાં પ્રચારની વ્યવસ્થા કરવામાં આવી હતી. શ્રી શિવલાલ રામપ્રસાદજી, અને શ્રી તુકારામજીના સહયોગથી માલેગાંવમાં પણ પ્રચારનું આયોજન કરવામાં આવેલું. માલેગાંવમાં તો પ્રતિદિન લગભગ હજારથી પંદરસોની હાજરી રહેતી. માલેગાંવમાં તો આર્ય સમાજની સ્થાપનાની પણ વ્યવસ્થા કરવામાં આવી છે. તા. ૧૨–૮–૬૫ના રોજ આર્યસમાજ દેવલાલી કેંપમાં શ્રાવણી પર્વ તથા બલિદાન દિવસ ખૂબ ધૂમધામથી ઊજવવામાં આવ્યો હતો. કેટલાકનો નવીન યજ્ઞોપવિત સંસ્કાર પણ કરવામાં આવ્યો હતો. આ આખા જ પ્રચારમાં સ્વામી શ્રી જ્ઞાનેશ્વરનંદજી મહારાજની વેદકથાનો પ્રભાવ ખુબ જ મહત્ત્વનો રહેતો હતો. એક માસના પ્રચાર પછી હવે શ્રી હરિસિંહજી ખડકી તથા પૂના તરફ પ્રચારાર્થે ગયા છે.

## આવશ્યકતા છે પુરોહિતોની

આર્યસમાજ સુરત તથા આર્ય સમાજ વલસાડને ચોવીસ કલાક સેવા આપી શકે એવા સેવાભાવી તેમજ આર્ય સમાજના સિદ્ધાન્તોના જ્ઞાતા તેમજ સંસ્કારો સારી રીતે કરાવી શકે એવા પુરોહિતોની આવશ્યકતા છે. દક્ષિણા યોગ્યતાનુસાર અવશ્ય આપવામાં આવશે. પત્ર વ્યવહાર કાર્યવાહક મંત્રી મું. પ્ર. આ. પ્ર. સભા કારેલીબાગ, વડોદરાના સિરનામે કરવા વિનંતિ છે.

## આર્ય સમાજ, મહર્ષિ દયાનન્દ માર્ગ, અમદાવાદ

તા. ૨૩–૮–૬૫ના રોજ સાધારણ અધિવેશનમાં શ્રી હીરજીભાઇએ મહાત્મા હંસરાજજીના જીવનપર પ્રકાશ નાંખ્યો હતો. ત્યારબાદ ઉપમંત્રી શ્રી જેઠાલાલભાઇએ સત્યાર્થ પ્રકાશની મહત્તા એ વિષય પર વ્યાખ્યાન આપ્યું હતું.

તા. ૨૯–૮–૬૫ના રોજ સાધારણ અધિવેશનમાં શ્રી હીરજીભાઇ આર્યે બોલતાં જણાવ્યું હતું કે સંસારમાં મહર્ષિ સ્વામી દયાનંદજી સૂર્ય સમાન હતા. એ સૂર્યના પ્રકાશ વડે સંસારને સાચું માર્ગદર્શન મળ્યું. ત્યારબાદ મંત્રીશ્રી અંબાલાલભાઇએ અજકાલના "ગૃહસ્થાશ્રમ" પર પ્રકાશ નાંખ્યો હતો. ત્યારબાદ શ્રી સંતોષકુમારજી માલે "યજેમાં વાચં કલ્યાણીમ્" મંત્રની વ્યાખ્યા કરી હતી.

તા. ૩૦–૮–૬૫ ના રોજ જૂની શારદા સોસાયટી જવાહર નગરમાં શ્રી યશ શેઠીના પુત્રનો મુંડન સંસ્કાર કરાવવા શ્રી પં. ધર્મેન્દ્રજી ગયા હતા.

## શ્રી પં. દયાશંકરજી શર્મા

મું. પ્ર. આર્ય પ્ર. સભાના મહોપદેશ તથા વડોદરા શહેર આર્ય સમાજના મંત્રી શ્રી પં. દયાશંકજી શર્માએ ગત સપ્તાહમાં વડોદરામાં રોકડનાથ હનુમાન પાસે શહેર: આર્ય-સમાજના ઉપમંત્રી શ્રી મણિભાઇ પટેલના નિવાસસ્થાને તથા તેમના મુનીમના ઘરે યજ્ઞ તથા સત્સંગમાં ભાગ લીધો હતો. સત્સંગમાં તેમના કારખાનાના બધા જ કારીગરોએ તેમ જ તેમના મોટા તથા ન્હાના ભાઇઓએ સપરિવાર ભાગ લીધો હતો. તે સિવાય તાડફળીયામાં શ્રી કમળશીભાઇ સોનીની પ્રેરણાથી સત્સંગ રાખવામાં આવેલો. તેમાં સ્કૂલોના શિક્ષકોએ ભાગ લઇને સત્સંગ પછી પ્રશ્નોત્તરના રૂપમાં ચર્ચા વિચારણા કરી હતી. તેમ જ બરાનપુરામાં પણ યજ્ઞ તથા સત્સંગ રાખ્યો હતો. સત્સંગોની માંગ વધી રહી છે. તેમ જ મહર્ષિ દયાનન્દના અમરગ્રંથ સત્યાર્થ પ્રકાશની પણ માંગ વધતી જાય છે. તેમનો પ્રાયઃ પ્રતિદિન સાંજના ૬થી ૯નો સમય સત્સંગોમાં જ જાય છે.

## आर्यसमाज हुबलीमें श्री. पं. दयाशंकरजी शर्माके प्रचारसे प्रभावित हिन्दु मुस्लिम जनता. प्रधानजीका विशेष पत्र

From : Sanjeevarao Kadrikar,
Chairman Shudhikaran & Marriage Committee
Arya Samaj,
Hubli
Date 7th June, 1965

To,
The President,
Arya Samaj
Kakadwadi,
Bombay

Dear Sir,

I, on behalf of our aryasamaj, tender our hereafter thousand thanks to you for your having immediately complied with our request and sent your representative Shri Dayashankar Sharma for our Annual Conference. Shri Dayashankar Sharma contributed a great deal to the grand success of our conference for which I am much greatful to him. On arrival of Shri Sharmaji, he advised us to invite Shri Jagadishchandra Pravasi and accordingly we invited him who also graced the occassion by the presence.

Shri Dayashankar Sharma in his wonderful speech convienced the people that " Vedas " which narated the path of truth are the property of all human beings and not concerned to any perticular religion. This impressed the people both Hindus and Muslims and they were very much pleased with his speech. Thousands of Muslims and Hindus are after him now. Our Aryasamaj is very much indebted to him.

*On behalf of our Aryasamaj once again thankful to you* and your Aryasamaj for your kind co-operation and hope the same in future also.

Yours faithfully,
( Sanjeevrao Kardikar )
Chairman,
Aryasamaj Hubli

मैं अपनी औरसे तथा हमारी आर्यसमाजकी ओरसे आपका तथा श्री: पं. दयाशंकरजी शर्माका हार्दिक आभार मानता हूं। श्री. दयाशंकरजीका हमारी अपूर्व सफलतामें बडा हिस्सा है अत: मैं उनका अत्यन्त ऋणी हूं। उनके साथ श्री. पं. जगदीशचन्द्रजीके आनेसे हमारे उत्सवकी शोभा और भी बढ गई थी।

श्री. पं. दयाशंकरजी शर्माने अपने आश्चर्यजनक व्याख्यानोंके द्वारा यहांके हिन्दु तथा मुसलमानोंको समझाया कि वेद सत्यमार्गका ग्रन्थ है वह मानवमात्रके लिये हैं किसी सम्प्रदायके लिये नहीं। यह बात हिन्दु मुसलमानोने स्वीकार की और वे उनके युक्तिपूर्ण व्याख्यानोंसे खूब ही प्रसन्न तथा प्रभावित हुवे। आज यहांके हजारो हिन्दु मुसलमान उनके प्रशंसक बने हैं। हम उनके खूब ही ऋणी हैं। आपका पुन: धन्यवाद।

आपका
संजीवराव कादरीकर

( પાન ૧નું ચાલુ )

૩ કન્યા ગુરુકુલ. ૧ કન્યા મહાવિદ્યાલય. ૨ કન્યા વિદ્યાલય (હાઇસ્કૂલ) અને ૨૬૨ કન્યા શાળાઓ ચાલી રહી છે. એ લગભગ ૧૨૦૦ સરસ્વતી-મંદિરો આર્યસમાજીઓના દાન ઉપર જ નભે છે. એ માંહેનાં કેટલાંયે શિક્ષણાલયોને આજે તેમની પોતાની માલિકીની લાખોની મિલ્કત છે. દુનિયાની સપાટી ઉપર એક પણ એવો સમાજ કે પંથ હસ્તી નથી ધરાવતો કે જેના તરફથી ૧૨૦૦ શિક્ષણાલયો, સરકારની કશીયે સહાય લીધા વિના શિક્ષણપ્રચારનું પ્રચંડ કાર્ય કરતાં હોય.

આ ઉપરાંત, આર્યસમાજ તરફથી ૪૮ અનાથાલયો, ૪૦ વિધવાશ્રમો અને ૧૪ ઔષધાલયો ચાલી રહ્યાં છે.

આર્યસમાજનાં સૌથી વિશાળ પુસ્તકાલયો લાહોરની દયાનંદ એંગ્લોવેદિક કોલેજમાં. કાંગડી ગુરુકુલમાં અને વંદ્રાવન શ્રેષ્ઠ-મહાવિદ્યાલયમાં ઊભાં છે. ભારતવર્ષના શ્રેષ્ઠ પુસ્તકાલયોની હોડ કરી શકે એવાં તે સમૃદ્ધ છે.

વેદધર્મના પ્રચાર અર્થે, હિન્દુત્વને જાગ્રત કરવાના ઉદ્દેશથી, આર્યસમાજ તરફથી હિન્દી, ઉર્દુ, અંગ્રેજી, ગુજરાતી. તેલુગુ વગેરે ભાષાઓમાં દૈનિક, સાપ્તાહિક, પાક્ષિક અને માસિક મળીને આજે કુલ ૪૦ સામયિકો પ્રગટ થાય છે.

કેટલાક વર્ષથી એક આર્ય-સ્વરાજ્યસભા આવી છે. તેના તરફથી પંજાબમાં પતિતોદ્ધારનું કાર્ય વેગથી વધી રહ્યું છે. સંયુક્ત પ્રાન્તમાં આર્યસમાજીઓના ઉપયોગને અર્થે એક કોઓપરેટિવ બેન્ક ચાર વર્ષથી લખનૌમાં સરસ રીતે ચાલી રહી છે.

આટલી વિધવિધ સંસ્થાઓ આપવા ઉપરાંત દયાનંદજીએ-એમના આર્યસમાજે અનેક સમર્થ દેશભક્તો આપ્યા છે. લાલા લજપતરાય, લાલા હંસરાજ, લાલા હરદયાળ, સ્વામી શ્રદ્ધાનંદ, ગુરુદત્ત, લેખરામ, રાજા મહેન્દ્રપ્રતાપ, રામભજદત્ત ચૌધરી, પ્રો. રામદેવ, ભાઇ પરમાન્દ. સ્વામી સત્યદેવ વગેરે અનેક રાજકીય નેતાઓએ આર્યસમાજની ભારતવર્ષને ચરણે બક્ષીસ છે.

આવું કાર્ય સાધનારો, આટલો પ્રેરક સંદેશ આપનારો. આવડો જબ્બર અનુયાયી સંઘ મેળવનારો રાષ્ટ્રોદ્ધારની આવી પ્રચંડ શક્તિ સર્જનારો કોઇ પુરુષ ભારતની તવારીખમાં બીજો નથી દેખાતો. દયાનંદ અજોડ છે. એ પુરુષવરના ચરણમાં કોટિ કોટિ પ્રણિપાત હો!

( મું. પ્ર. આ. વિદ્યાસભા, ઘાટકો પરના ત્રૈમાસિક પત્રિકાના સૌજન્યથી )

### શ્રી.પં. જગદીશચંદ્રજી પ્રવાસી

મુંબઇના પરાઓમાં પ્રચાર કરી રહ્યા છે. મુંબઇની આર્યસમાજોને નમ્ર નિવેદન છે કે પંડિતજીના મધુર તથા જોશીલા પ્રચારનો અવશ્ય લાભ લે.

### શ્રી. બલદેવપ્રસાદ પ્રવાસી

ગત સપ્તાહમાં શ્રી. બલદેવપ્રસાદ પ્રવાસીએ, પેટલાદ, સામરખા, આણંદ, બોરસદ, વાકળ, કાવિઠા વગેરે સ્થાનોના હરિજનોમાં પ્રચાર કરી કેટલેક ઠેકાણે ખ્રિસ્તી પાદરીઓ સાથે ધાર્મિક ચર્ચા વિચારણા પણ કરી હતી.

### શ્રી. હરિસિંહજી ઠાકોર

લગભગ દોઢ માસ સુધી દેવલાલી, માલેગાવ, ઇગતપૂરી; નાશીક, ભગુરમાં ભજનોપદેશ દ્વારા પ્રચાર કરી હવે ખડકી તથા પૂના, ખડકવાસલા પિંપરી ભણી પ્રચારાર્થે ગયા છે.

# યોગ અને ભક્તિનો સમન્વય કરતા સ્વામી દયાનંદ

આત્મ સાક્ષાત્કાર કરવા માટે યોગીઓએ અને સંતજનોએ અનેક ઉપાયો બતાવ્યા છે. તેમાં યોગ અને ભક્તિ આ બે ઉપાયો પણ છે. તેને યોગ માર્ગ અને ભક્તિ માર્ગ એ રીતે કહેવામાં આવે છે.

શંકરાચાર્ય વગેરે આચાર્યો અને કેટલાક મધ્ય યુગી યોગીઓએ પણ યોગ અને ભક્તિ આ બંન્નેને તદ્દન જુદા જુદા દર્શાવ્યા છે. અને બંન્નેનું ફળ પણ જુદું જુદું બતાવ્યું છે.

યોગનો ઉદ્દેશ તેના મતે ચિત્તની એકાગ્રતા કરવા અને તેના દ્વારા અલ્પ સાક્ષાત્કાર કરવાનો છે. અને ભક્તિનો ઉદ્દેશ ભગવાનને મેળવવાનો છે. પરંતુ ઋષિ દયાનંદજીએ આ બંન્ને માર્ગોનો સમન્વય કરી બંન્નેનો હેતુ પરમાત્મ દર્શન બતાવેલ છે.

મહર્ષિ દયાનંદના વિચારમાં માનવ જીવનનું પરમ લક્ષ પરમાત્મ દર્શન કરવાનું જ છે, અને જેઓએ પરમાત્મ દર્શન કરી લીધું તેને આત્મદર્શન પણ થઈ જ જવાનું. તેમાં જરા પણ સંદેહ રાખવાનો નથી. પરંતુ પરમાત્મ દર્શન દ્વારા આત્મ દર્શન પામવું જેટલું સરલ છે. તેટલું આત્મ દર્શન દ્વારા પરમાત્મ દર્શન કરવું સરળ નથી.

અને તે માટે યોગના ફળનું નિરૂપણ કરવાવાળા પાતંજલ ઋષિના "तदा द्रष्टुः स्वरुपेऽवस्थानम्" આ સૂત્રનો અર્થ જ્યાં અન્ય આચાર્યો તથા ભાષ્યકારોએ (ચિત્ત વૃત્તિઓનો નિરોધ થઈ જવાથી) મન, બુદ્ધિ ચિત્ત, અહંકાર વગેરેના દ્રષ્ટા જે આત્મા જેમાં યોગીની સ્થિતિ થઈ જાય છે એવો અર્થ કરેલો છે. ત્યાં ઋષિ દયાનંદજીએ આ સૂત્રનો અર્થ "ત્યારે સર્વ દ્રષ્ટા પરમાત્મામાં યોગીનું ચિત્ત સ્થિર થઈ જાય છે" એવો કરેલો છે. તાત્પર્ય એ છે કે જ્યાં અન્ય આચાર્ય યોગ અને ભક્તિનો ઉદ્દેશ જુદો જુદો બતાવે છે ત્યાં આચાર્ય દયાનંદ યોગ અને ભક્તિ આ બંન્નેનું એક માત્ર લક્ષ પરમાત્મ દર્શન કરવું એમ માને છે.

અને તે માટે ઋષિએ પોતાના ગ્રંથોમાં યોગના યમનિયમ વગેરે અંગોનો જ્યાં પણ ઉલ્લેખ કરેલો છે. તે બધા ઉલ્લેખોમાં ઈશ્વર ભક્તિની ઝલક મળે છે, ઋષિ યોગના રૂપનું વર્ણન કરતા યજુર્વેદ ભાષામાં લખે છે કે "યોગક્રિયા વિના કોઇ પણ મનુષ્ય પૂર્ણ વિદ્વાન થઇ શકતો નથી અને પૂર્ણ વિદ્યા વિના પોતાનું સ્વરૂપ તથા પરમાત્મ સ્વરૂપનું જ્ઞાન પણ કદી થવા પામતું નથી."

યજુ. ભા. ૭-૨૮

અહીં યોગનો હેતુ આત્મદર્શન તથા પરમાત્મ દર્શન બંને બતાવેલ છે. ઋષિ સત્યાર્થ પ્રકાશમાં યોગના બીજા અંગ નિયમોનો અર્થ કરતાં લખે છે કે.

"રાગદ્વેષનો ત્યાગ કરી, અંદર અને બહાર સદા પવિત્ર રહે, ધર્મપૂર્વક પુરુષાર્થ કરવાથી લાભમાં

અનુવાદક :

જીવણલાલ રાઠોડ

પ્રસન્નતા અને હાનીમાં અપ્રસન્નતા ન માને, પ્રસન્ન થઇને આળસનો ત્યાગ કરીને સદા પુરુષાર્થ કર્યા કરે, સદા દુઃખ અને સુખોને સહન કરી ધર્મનું જ અનુષ્ઠાન કરે, અધર્મનું કદી નહીં. સદા સત્ય શાસ્ત્રોને જ વાંચે, વંચાવે, સાધુઋષિનો સંગ કરે, અને "ઓરૂમ" પરમાત્માના આ પવિત્ર મંત્રનો અર્થ વિચારપૂર્વક કાયમ જપ કર્યા કરે. અને પોતાના આત્માને પરમેશ્વરની આજ્ઞામાં સમર્પિત કરી દે."

હવે યોગના ચોથા અંગ "પ્રાણાયામ"નું ઋષિના શબ્દોમાં જ વર્ણન સાંભળીને (આ પ્રકારે વારંવાર પ્રાણવનો અભ્યાસ કરવાથી પ્રાણ ઉપાસકના વશમાં થઇ જાય છે અને પ્રાણને સ્થિર થવાથી અને મન સ્થિર થવાથી આત્મા પણ સ્થિર થઈ જાય છે. અને આ બંને સ્થિર થવાથી આત્માની અંદર જે આંતર સ્વરૂપ અંતર્યામી વ્યાપક પરમેશ્વર છે. તેના સ્વરૂપમાં મગ્ન થઇ જવું જોઇએ.

જેવી રીતે પાણીમાં ડૂબકી મારનાર ઉપર આવે છે. અને પાછો નીચે જાય છે. એ પ્રકારે પોતાના આત્માને પરમાત્મ સ્વરૂપમાં વારંવાર મગ્ન કરી દેવો જોઇએ.

રૂ. ભા. ભૂમિકા.

પ્રાણાયામ પછીનું અંગ છે "પ્રત્યાહાર" જેનો પ્રસિદ્ધ અર્થ ઇંદ્રિયોને બાહ્ય વિષયથી દૂર કરીને તેને અંતરમુખી બનાવવાનો છે. પરંતુ પૂનામાં વ્યાખ્યાન દેતાં ઋષિએ પોતાના એક વ્યાખ્યાનમાં યોગાંગોના પ્રસંગમાં કહ્યું હતું કે પ્રભુમાં લીન થઇ જવાનું નામ પ્રત્યાહાર છે. એવો અર્થ કરેલો છે.

હવે યોગના આઠમા અંગ "ધારણા" અંગે ઋષિએ કહેલું તે તેના શબ્દોમાં આપેલી વ્યાખ્યા સાંભળીએ.

ઋષિ દયાનંદને જનકધારીલાલ નામના એક ભાઇએ પૂછ્યું કે ભગવન આ ચંચળ મનને કેવી રીતે એકાગ્ર કરી શકાય? અને કયા સ્થાન પર એકાગ્ર કરવામાં આવે? મહારાજે જવાબમાં કહ્યું કે.

મુલાધારથી બ્રહ્મરંધ્ર સુધી જે ચક્રમાં આપનું ચીત્ર સ્થિર થઇ શકે. તેમાં સ્થીર કરો. જો ચિત્ત કોઇપણ રીતે સ્થિર થવા ન પામે તો મુલાધારથી બ્રહ્મરંધ્ર સુધી પ્રત્યેક ચંદ્રમાં ચમકતા મણિઓની ધારણા કરો. અને તેની સાથે જ પ્રભુના પવિત્ર નામ ઓરૂમનો જપ કરતા જાઓ. (શ્રી દયાનંદ પ્રકાશ)

વ્હાલા વાંચક! જુઓ, જે ધારણાનો ઉદ્દેશ મહર્ષિ પતંજલીના શબ્દોમાં માત્ર કોઈ વિશેષ સ્થાનમાં ચિત્રને એકાગ્ર કરવાનું કહ્યું છે.

ઋષિ દયાનંદ પણ પ્રભુ નામ સ્મરણની પાવનગંગા વહાવી દે છે હવે જરા યોગના સાતમા અંગ "ધ્યાન" સબંધમાં ઋષિના વિચારોને જોઇએ.

ઋષિના જીવનમાં આવે છે કે એક દિવસ એક ભક્તે મહારાજને પૂછ્યું કે ભગવન! નિરાકાર પરમાત્માનાં દર્શન કેવી રીતે થાય? મહારાજે ઉત્તર આપતા કહ્યું કે.

જેવી રીતે સુક્ષ્મ રજકણ સારાએ આકાશમાં છવાએલી રહે છે. પરંતુ તે ત્યારેજ દેખાય છે કે જ્યારે સુર્યનાં કિરણો ઝરૂખા વાટે થઇ તેને પ્રકાશ આપે છે ત્યારેજ નજરે પડે છે. એવી રીતે પરમેશ્વર સર્વત્ર પરિપૂર્ણ છે. પરંતુ હૃદયરૂપી ઝરૂખામાં "ધ્યાન" કર્યા વિના એ દેવનાં દર્શન કરવા દુર્લભ છે.

અહીં પણ ઋષિએ યોગના સાતમા અંગ "ધ્યાન"નો મુખ્ય ઉદ્દેશ પરમેશ્વરનું દર્શન કરવાનું જ બતાવેલું છે હવે જરા યોગના છેલ્લા અંગ "સમાધિ" અંગે ઋષિના ધાર્મિક વિચારો વાંચીએ.

જેવી રીતે અગ્નિ વચ્ચે લોઢું પણ અગ્નિ રૂપ થઈ જાય છે એવીજ રીતે પરમેશ્વરના જ્ઞાન (સ્વરૂપ) પ્રકાશમય થઈને પોતાના શરીરને પણ ભુલીને આત્માને પરમાત્માના પ્રકાશ, આનંદ અને જ્ઞાનથી પરિપૂર્ણ કરવાને સમાધિ કહે છે.

રૂગ્વેદાદી ભા. ભૂ.

વાંચકો જુઓ! ઋષિએ સમાધિનો કેટલો સુંદર ભક્તિ રસથી ભરપૂર અર્થ કર્યો છે! માત્ર સમાધિનો જ નહીં પણ યોગના પ્રાયઃ તમામ અંગોનો ભક્તિ રસથી પૂર્ણ અર્થ કરીને ઋષિએ યોગ અને ભક્તિનો સુંદર સમન્વય કરેલો છે.

અમોએ યોગાંગોના સંબંધે ઋષિના વિચારોને સંક્ષિપ્તરૂપમાં રજુ કર્યા છે. વાંચકોને વિસ્તારપૂર્વક યોગ અને ભક્તિના અંગે ઋષિના વિચારો જોવા હોય તો મારા પ્રસિદ્ધ ગ્રંથ "પ્રભુ ભક્ત દયાનંદ અને તેમનો આધ્યાત્મિક ઉપદેશ" તેમાં જોઈ શકે છે.

## आर्यसमाज, काकडवाडी, बम्बई
# महर्षि दयानन्द सरस्वती महाराज का जन्म महोत्सव

दि. ४-९-६५ को आ. स. मन्दिर काकड़वाड़ी में बम्बई नगर के प्राय: सभी आर्यसमाजो की तरफ से आधुनिक जनजागृति के जन्म दाता, आर्ष द्रष्टा, विश्व दार्शनिक महर्षि दयानन्द सरस्वती का १४२ वां जन्म दिवस महोत्सव पूज्यपाद् श्री स्वा. विशुद्धानन्दजी सरस्वती महाराज की अध्यक्षता में सायंकाल ६ बजे से ९ बजे पर्यन्त बड़े धूम धाम से मनाया गया।

आचार्य श्री पं. ऋषिमित्रजी शास्त्री M. A. के तत्वावधान में बृहद् यज्ञ सम्पन्न हुआ। तत्पश्चात् बम्बई के सुप्रसिद्ध ऋग्, यजु, साम वेदों के विद्वानोंने जिस समय सस्वर वेद पाठ प्रारम्भ किया, उस समय सारा वातावरण वैदिक भावनाओं से ओत प्रोत हो गया था। सभा खण्ड महर्षि भक्त स्त्री पुरुषों से खचाखच भर गया था। ध्वनि वर्धक यंत्र के कारण वेद मन्त्रों के मधुर गुंजार से दूर २ तक वातावरण गुंजित हो गया था।

समाज के महा मन्त्री श्री पं. समाजित मिश्रने वैदिक विद्वानों का जिस समय सत्कार किया और सात्विक दक्षिणा प्रदान की उस समय श्रद्धालु सभाजनोंने भी उठ कर करतल ध्वनि के साथ उन विद्वानों को सभा स्थल से विदाई सन्मान प्रदान किया।

सभापति के आसन से महर्षि दयानंद सरस्वती के जन्म दिवस के महत्वको बतलाते हुए बड़ी ही श्रद्धा भक्ति के साथ वक्तव्य देते हुए श्री स्वा. विशुद्धानन्दजी सरस्वती महाराजने आर्य मिशनरी श्री पं. कृष्णशर्माजी को ऋषि जन्म सम्बन्ध एक प्रस्ताव प्रस्तुत करने की आज्ञा प्रदान की जीसका समर्थन श्री पं. ऋषिमित्रजी शास्त्री एम. ए.ने किया। वक्ताओंने संक्षिप्त प्रवचन करते हुए कहा कि अन्वेषण के पश्चात बार महर्षि के कुटुम्बिओं के पास से मिली हुई जन्म कुण्डली से अब यह निश्चित हो गया है कि महर्षि की जन्मतिथि भाद्र पद् शुक्ल नवमी ही थी।

तत्पश्चात् श्री पं. सभाजितजी मिश्र के प्रस्ताव का सौराष्ट्र निवासी दरबार श्री हरिसिंह गोहिल द्वारा अनुमोदन के पश्चात् युद्ध सम्बन्धी दूसरा प्रस्ताव सर्व-सम्मति से पास हुआ। अन्त में शांति-पाठ और प्रसाद वितरण के पश्चात् सभा विसर्जित हुई।

दोनों प्रस्ताव संलग्न हैं।

**रवीन्द्र**
कृते मंत्री,
आर्यसमाज, बम्बई ४

### प्रस्ताव नं. १

प्रात: स्मरणीय महर्षि दयानन्द सरस्वती के १४२ वें जन्म दिवस के उपलक्ष्य में आर्यसमाज-बम्बई (काकड़वाड़ी) यें बम्बई की ओर से सम्पन्न आज ता. ४-९-६५ की यह सभा सार्वदेशिक आर्य प्रतिनिधि सभा से अपील करती है कि अब, यह सब प्रकार से सिद्ध हो चुका है कि "महर्षि दयानंद सरस्वती की जन्म तिथि भाद्र पद् शुक्ल नवमी ही है"। अत: वह अपनी पर्वों की सूची में इस दिवस को सम्मिलित करे। साथ ही वह ऐसा प्रयत्न करे, जिससे केन्द्रीय सरकार व राज्य सरकारे, जिस प्रकार अन्य देश भक्त महापुरुषों के जन्म दिवस को अवकाश के रुप में मनाती है उसी प्रकार महर्षि दयानंदजी सरस्वती महाराज के जन्म दिवस को भी विशेष अवकाश के रुप में स्वीकार करे।

*

प्रतिलिपि :—

श्री मंत्रीजी, सार्वदेशिक आर्य प्रतिनिधि

श्री शेठ प्रतापसिंह शूरजी वल्लभदास प्रधान सा. दे. आ. प्र. स.-बम्बई

'आर्य मित्र' साप्ताहिक लखनऊ (प्रकाशनार्थ) परोपकारी, मासिक, अजमेर, प्रकाशनार्थ, 'सार्वदेशिक' मासिक, सा. दे. आ. प्र. सभा देहली 'प्रकाशनार्थ'

### प्रस्ताव नं. २

प्रात: स्मरणीय महर्षि दयानन्दजी सरस्वती के १४२ वें जन्म दिवस पर आर्यसमाज बम्बई में, बम्बई की समस्त आर्यसमाजों की ओर से सम्पन्न आज दि. ४-९-६५ की यह सभा, साम्प्रदायिकता के पर जनतांत्रिक स्वतंत्र भारत के अभिन्न अंग काश्मीर पर पाकिस्तानने क्रूर, बर्बर ओर घातक आक्रमण किया है, उसके प्रति रोष व्यक्त करती है और उसके विरुद्ध भारत सरकारने जो प्रतिकारात्मक कदम उठाया है उसका हार्दिक समर्थन करती है।

इस संकट काल में देश के सभी वर्गों से यह सभा, अपील करती है कि वे आपसी भेद भावों को भुलाकर सरकार को अपना सहयोग दें।

प्रतिलिपि :—

माननीय श्री लालबहादुरजी शास्त्री प्रधान मंत्री, भारत सरकार,

'सार्वदेशिक' मासिक देहली-प्रकाशनार्थ:

'आर्य मित्र' लखनऊ प्रकाशनार्थ:

परोपकारी मासिक अजमेर ,,

## आर्यसमाज और ग्रामफोन रिकार्ड

बहुत वर्षों से इस पर विचार विनिमय होता रहा किन्तु किसीने इस ओर प्रयास नहीं किया। अब एक व्यक्ति को सफलता मिली है, और कठोर परिश्रम व तपस्या के पश्चात् उन्होंने निम्नलिखित ६ रिकार्ड बनवाये हैं।

१. ईश्वर प्रार्थना के-मंत्र तथा उसका पद्यानुवाद
२. वैदिक धर्म की जय
लहराये जग में झन्डा प्यारा ओमका
३. पुजनीय प्रभु हमारे-यज्ञ महिमा
ओ३म रस बरसे
४. वैदिक नाद सुनाओ
आर्यसमाज महत्व गान
५. यूं तो कितने महापुरुष हुए दुनियां में
नहि गुरुदेव दयानद सा देखा हमने
६. मधुर वेद वीणा बजाये चला जा
सुनो २ ऐ दुनियावालो, आई दयानंद की टोली

प्रचार में रुचि रखने वाले इस पते पर सम्पर्क स्थापित करें।

पोस्ट बक्स 149
अजमेर (राजस्थान)

### મહર્ષિ દયાનન્દ સરસ્વતીની જન્મભૂમિ જીવાપરમાં
# મહર્ષિ દયાનન્દની જન્મજયંતી
### તથા
## આદર્શ આર્યસમાજ જીવાપુર-ભવનનો શિલાન્યાસ

તા. ૯-૧૦-૬૫ સપ્ટેમ્બરના રોજ મહર્ષિ દયાનન્દ સરસ્વતીની જન્મભૂમિ જીવાપરમાં "જન્મજયંતી" ધામધુમથી ઊજવવામાં આવશે.

અધ્યક્ષપદે પૂજ્ય પંડિત હીરાલાલ મણિશંકર રાવલ (ગાયત્રીબાપા) બિરાજશે.

સર્વશ્રી ડૉ. મગનભાઈ ભટ્ટ (જામનગર), લાલા ધર્મવીર ખન્ના ઇન્જીનીયર, પંડિત બ્રહ્મદત્ત શર્મા ડાયરેકટર આયુર્વેદ, પંડિત શ્રીકૃષ્ણ શર્મા વૈદિક મિશનરી, અને વેદસ્વામી મેધારથી મહારાજ એમ. એ. શ્રદ્ધાંજલિ સમર્પિત કરશે.

આર્યસમાજ જીવાપુર ભવનનો શિલાન્યાસ વયોવૃદ્ધ વિદ્વાન શ્રી જામલસિંહ જાડેજા (પ્રધાન આર્ય સમાજ-જીવાપુર) ના કરકમલો દ્વારા થશે.

પવિત્ર ઓરૂમ્ ઝંડાની સ્થાપના ધર્મપ્રેમી શ્રીમાન સી. પી. ધ્રુવ કરશે.

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૧ માલિકોએ મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

રજી. નં. ૭/૩૭૪




મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ | તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ. બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ | [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] | સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ વિક્રમ સંવત ૨૦.. દયાનંદ ૧૪૦ ☆ ભાદરવા સુદ ૯ ને શનિવાર તારીખ ૪—૯—૧૯૬૫ | [ અંક ૨૩મો

# દયાનંદ : ભારત ભાગ્ય વિધાતા

આમરાઇઓ આમ્રફલોથી લચી રહી છે. અવનવા લીલા-પીળા-લાલ રંગી આમ્રફલોથી આસપાસનું વાતાવરણ દેદીપ્યમાન થઇ રહ્યું છે.

અને પરિપકવ આમ્રફલોની સુગંધ ચોફેર પથરાઈ રહી છે. ભોગીઓ-રસલોલુપો રસની લ્હાણુ માણવા અધીરા થઇ રહ્યા છે. ઘ્રાણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય, રસનેન્દ્રિય, સુગંધ, રૂપ અને રસથી ઉત્ફુલ્લ બની રહી છે. એ આમ્રફલનો આધાર આમ્રવૃક્ષ તો પેલા કવિએ કહ્યુ તેમ.

भवन्ति नम्रा स्तर वः फलोग्दमैः

ફલના ઉદ્‌ગમથી વૃક્ષો નીચા નમી રસ કસ દેતી ધરિત્રીમાતાને નમસ્કાર જાણે કરતા હોય તેમ ઝુકી રહે છે। અને જીવનનું સાર્થક સહસ્ત્ર ધારમાં

परोपकार सतां विभूतयः

પરોપકારમાં સ્વાર્પણ કરી દે છે.!! તેને સુંઘ્યા પછી, તેના રૂપનું પાન કર્યા પછી, તેના રસનો આસ્વાદ લીધા પછી, થોડી વારમાં જ વિસરવું માનવી તે આમ્રફલને અને તેની જન્મસ્થલિ આમ્રવૃક્ષને સહેલાઇથી ભૂલી જાય છે, કેમ જાણે ફરી માનવીને તેની પુનઃ આકાંક્ષા નહિં જ થાય। પણ માનવપ્રાણીની એ ઉપેક્ષા, એ નઠોર સ્મરણશીલતાને આમ્રવૃક્ષ જરાય ધ્યાનમાં લેતું નથી. અને બીજે વર્ષે ફરી વસંત ઋતુમાં આંબો મોરે છે, પંખીઓ કલરવ કરે છે અને ફરી અમૃતોપમ ફળ-જીવનના રસકસને ભોગે-માનવીને નિયમિત અર્પતો રહે છે. જ્ઞાનીઓ કહે છે કે

स्वभाव एवैष परोपकारिणाम्

–પોતે કરેલા ઉપકારોને ભૂલી જવું એ તો પરોપકાર પરાયણોનો નૈસર્ગિક ધર્મ છે।

મહાત્મા અને માનવમાં એ તફાવત છે–સદા રહેવાનો કે સામાન્ય માનવીને એ વિસ્મરણમાં કૃતઘ્નતાનું દર્શન થાય છે. આ લેખક જરૂર સામાન્ય માનવી છે. અને ઋષિ દયાનંદ પ્રતિ અખૂટ શ્રદ્ધા ધરાવતો હોવાથી આજે ફરિયાદના રૂપમાં આ લેખ લખી ઘણાં વર્ષો સુધી સંઘરી રાખેલી હૈયાવરાળમાંથી આજ થોડીક ઠાલવવા માંગુ છું :–

મારી ફરિયાદનું સુત્રાત્મા રૂપ પં. બુદ્ધદેવે કહ્યું છે તેમ, છે–भोले लोगोनें उस योगी का भेद न पाया !–ભારત વર્ષની ભોળી જનતાએ એ અલૌકિક અવધૂત, એ ઠેઠ પહોંચેલ યોગીનો ભેદ–તેના હૃદયના રહસ્યને નથી જાણ્યું ! આજ દુનિયાની ક્ષિતિજો અનંત તરફ મિટ માંડી રહી છે, આર્યસમાજો ફેલાતી જાય છે, પણ એ વિસ્તરતી ક્ષિતિજોને પહોંચી વળવા તેના વામણા પ્રયાસો અપર્યાપ્ત છે, અને જે થોડા ઘણા પ્રયાસો દૃષ્ટિગોચર થાય છે તે પણ અરધા મને, જાણે કે છૂટકાનાં થતા હોય તેવા ભાસે છે। ઋષિનો વારસદાર આર્યસમાજની એ સ્થિતિ નિહાળી હૃદયમાં એક ટીસ–એક કસક–એક વેદના ઊઠે છે કે, તો પછી પાંચ પાંચ સહસ્ત્ર વર્ષો પછી થએલ એ અદ્વિતીય પુરુષપુંગવની પિછાન, જગતને-ભાન ભુલ્યા અને બે ખબર માનવીને કોણ કરાવશે? દયાનંદને તેના સાચા સ્વરૂપમાં દેશ અને જગત સામે રજૂ કરવાની જવાબદારી કોની? કેવળ આર્યસમાજીઓની જ છે? દેશની રાજસત્તાની જરાય નથી? અને હોય તો દેશની રાજસત્તાએ તે માટે આજ સુધી શું કર્યું? દયાનંદની એકાદ ટપાલ ટિકિટ કાઢી કે પાર્લામેન્ટ ભવનમાં કચવાતા હૈયે તેની ચિત્રકૃતિ મૂકી એટલાથી તેનું ઇતિ કર્તવ્ય પુરૂં થયું?

આર્યસમાજની એ જવાબદારી તો છે જ, પણ એકલા આર્યસમાજની જ એ જવાબદારી નથી. એ જવાબદારી તો આર્યસમાજની સાથે સાથે એ રાજસત્તાની છે. જેણે સ્વરાજ્ય મેળવ્યા પછી સત્તાનાં સિંહાસનો કબજે કર્યા છે. અને એ સત્તાના સૂત્રો આજે કોંગ્રેસના હાથમાં છે, એટલે મોટી જવાબદારી કોંગ્રેસની છે કે સ્વરાજ્યના એ આદિ ઉદ્‌ગાતા મહર્ષિ દયાનંદના મૂલ મૂલવવા અને જગતને તેનો ઉચિત પરિચય આપવો. એ શા માટે? તે માટે મારું નિવેદન છે કે આજના સ્વરાજ્યના જો પિતા મહાત્મા ગાંધીજી ગણાતા હોય, તો એ ગાંધીજીને સ્વરાજ્યની ચતુઃસૂત્રી (૧) અસ્પૃશ્યતા નાશ (૨) સ્વદેશી (૩) સ્વ. શિક્ષા અને (૪) દેશનું ઐક્ય એ ચતુઃસૂત્રી તો ગાંધીજી જ્યારે વિદેશમાં સ્વરાજ્યનો કક્કો ઘૂંટતા હતા, ત્યારે મહર્ષિ દયાનંદના ઉપદેશો અને કાર્યોમાંથી તેમણે તારવી કાઢી હતી; અને કૃતજ્ઞ ગાંધીજી જ્યારે દક્ષિણ આફ્રિકામાંથી વતન પાછા આવ્યા ત્યારે સુરત આર્યસમાજના ઉત્સવ ઉપર સ્પષ્ટ શબ્દોમાં કહેલું કે જ્યાં દયાનંદજીનું શાસન પ્રવર્તતું હોય ત્યાં મારે નવું કહેવાનું શું હોય? અને ત્યારબાદ અનેક વાર તેમણે ઋષિ દયાનંદના અખંડ બ્રહ્મચર્યની ઇર્ષા કરી અને તેમને ગુરુ તરીકે માન્યા હતા! એટલે ગાંધીજી જો રાષ્ટ્રપિતા હતા તો દયાનંદ રાષ્ટ્ર-પ્રપિતા હતા એ નિર્વિવાદ છે. માટે કહું છું કે કોંગ્રેસ અગર ગાંધીજીની શિક્ષા–તેના આદર્શો માટે લાખો અને કરોડો ખર્ચી તેના પ્રદર્શનો, તે માટે વિદ્યાલયો, પ્રચારકો શિષ્યવૃત્તિઓ, સંશોધનો, સંગ્રહાલયો ઇસ્પિતાલો અને વૈવિધ્યભર્યાં પ્રકાશનો દ્વારા દેશ વિદેશમાં પ્રચાર કરી

( જુઓ પાન ૪ )

## આર્યસમાજોને સૂચના

સભાના કાર્યવાહક મંત્રી શ્રી. પં. રવિશંકરજી આર્ય-સમાજોનું નિરીક્ષણ કરવા માટે ૧૫ દિવસના પ્રવાસે તા. ૧-૯-૬૫ થી નિકળ્યા છે. તો સમાજોના અધિકારીઓને નમ્ર નિવેદન છે કે સમાજોનું રેકાર્ડ વ્યવસ્થિત રાખે તથા ચર્ચા વિચારણા માટે કાર્યકર્તાઓને એકચિત કરી વ્યાખ્યાન આદિનો પણ સુવ્યવસ્થિત પ્રબંધ કરવાની કૃપા કરે.

માધવેન્દ્ર શાસ્ત્રી

## પ્રચાર વૃત્તાંત

ગત સપ્તાહ કૃષ્ણાષ્ટમી પછી શ્રી. પં. દયાશંકરજી શર્મા કમલજી કપૂરના ખાસ આગ્રહથી મુંબઈ ગયા હતા. તેમના નિવાસસ્થાને પારિવારિક યજ્ઞ તથા સત્સંગનો વિશેષ કાર્યક્રમ રાખવામાં આવેલો. સત્સંગમાં લગભગ બસો ભાઈ બહેનોની હાજરી હતી. સત્સંગમાં શ્રી. પંડિતજીના પ્રવચનથી પ્રભાવિત થવાથી ત્રણથી ચાર બીજાં પણ નિમંત્રણો મળ્યાં છે. આ સનાતન પ્રથા જો વ્યવસ્થિત રીતે અપનાવવામાં આવે તો પરિવારોમાં આર્ય સમાજના સિદ્ધાન્તો સારી રીતે પહોંચી શકશે એ નિર્વિવાદ છે.

એક દિવસ શ્રી. પંડિતજીએ કોલાબા વિસ્તારમાં પણ સત્સંગનું આયોજન કરી વૈદિક સિદ્ધાન્તોની વિશાળતા ઉપર પ્રવચન કર્યું હતું. ત્યારપછી નેચરલ ગેસ કમિશન વડોદરાના ખાસ નિમંત્રણને માન આપી પંડિતજી તા. ૨૯-૮-૬૫ના રોજ પ્રતાપનગર સ્થિત કમિશનના ચોગાનમાં સુંદર રીતે સુસજ્જીત શામિયાનામાં લાઉડસ્પીકરોની ગોઠવણ સાથેના યજ્ઞમાં ભાગ લેવા પધાર્યા હતા. યજ્ઞ પ્રાત : ૯ થી ૧૨ વાગ્યા સુધી શ્રી. પં. દયાશંકરજીના આચાર્યપદે યોજાયો હતો. ત્રણસોથી ચારસો સુશિક્ષિત સદ્‌ગૃહસ્થોની હાજરીમાં સ્વાહાકારથી ગુંજતા વાતાવરણમાં આહુતિઓ અપાતી હતી. યજ્ઞ પછી શ્રી. પંડિતજીનું યજ્ઞની મહત્તા ઉપર ભાષણ થયું હતું.

## ભરૂચના સમાચાર

ભરૂચ આર્ય સમાજમાં શ્રાવણી પર્વ નવા-જૂના આર્યોના શુભ મિલનથી સમાજના ભવનમાં યોજાયું હતું. અને ઉપવિત બદલવામાં આવી હતી.

વૈદિક સત્સંગ મંડળ તરફથી શ્રાવણી નિમિત્તે યજ્ઞોપવિતનું રહસ્ય નામની પત્રિકાઓ જુદે જુદે ઠેકાણે વહેંચવામાં આવી હતી તથા મંડળનું સાતમું પુસ્તક 'દેવદર્શન' શાળા, કોલેજની લાયબ્રેરીઓ, પંચાયત, અને શહેરોના વાંચનાલયોમાં વિના મૂલ્યે વિતરણની યોજનામાં ભેટ મોકલાવાઈ રહી છે, આ પુસ્તક શ્રાવણ માસ દરમ્યાન મંગાવનારને અડધી કિંમતે પ્રચારાર્થે આપવામાં આવશે, અને તે માટે ઠે. આચાર્ય મંદિર રૂમ નં. ૯૬ એ જગ્યાએ શ્રી સુદર્શનને મળવા યા લખવાથી મળી શકશે. ટ. ખ. જુદું.

વૈદિક સત્સંગ મંડળ તરફથી "યજ્ઞોપવિત રહસ્ય" પણ શ્રાવણી પર્વ પર વિતરણ કરવામાં આવેલ છે. આ પ્રકાશન આર્ય સેવા સંઘ સુરત તરફથી હાલ પ્રકાશિત થયેલ છે. સંઘનું પ્રકાશન "દાંપત્ય જીવન રહસ્ય" સચિત્ર પ્રકાશિત થયું તે પણ આ માસમાં મંગાવી વિતરણ કર્યું હતું. આ પુસ્તિકાની કિંમત ૦-૧૦ પૈસા છે. દરેક સમાજે સેંકડોની સંખ્યામાં મંગાવી લગ્ન વખતે તથા લગ્ન જીવનની તૈયારી કરતા ઉગતા યુવાનોમાં વિના મૂલ્યે વિતરણની યોજના કરવી એવું વાંચકોનું મંતવ્ય છે, આર્ય સમાજ ભાવનગરના મંત્રીજી શ્રી મીલિન્દના સંપર્કથી "યૌવન રક્ષા" પુસ્તકો યુવકોમાં વિતરણ કર્યાં ધતાં. આમ શ્રાવણી સપ્તાહ અત્રે ઉજવાયું હતું.

## આર્યસમાજ સાયલા

શ્રાવણી પર્વ ખૂબ જ ઉત્સાહ-પૂર્વક શ્રી. મોહનલાલ શર્માના આચાર્યપદે ઉજવવામાં આવેલું. તે પ્રસંગે રૂા. ૯ દાનમાં મળ્યા હતા. શ્રાવણ સુ. ૧૪ થી હરિજન-વાસમાં વાલ્મીકિ રામાયણની કથા તેમ જ વેદ મંદિરમાં વેદસપ્તાહ નિમિત્તે નિયમિત સત્યાર્થ પ્રકાશની કથા શરૂ કરી છે.

## શ્રી. પં. દયાશંકરજી ત્રિવેદીનું પ્રચાર વૃત્તાન્ત

શિવરાજપૂર આર્યસમાજ તરફથી તા. ૧૨-૮-૬૫ના રોજ શ્રી. પં. દયાશંકર ત્રિવેદીના આચાર્યપદે શ્રાવણીપર્વ ઉજવવામાં આવેલું. યજ્ઞોપવિતનું મહત્વ સમજાવતાં જણાવેલું કે યજ્ઞોપવિત રાષ્ટ્ર, ધર્મ અને સંસ્કૃતિનું પ્રતિક છે. આ પર્વની સફળતા શ્રી. મણિભાઈ દેસાઈભાઇને આભારી હતી.

શ્રાવણીપર્વ પછી શ્રી. પંડિતજીએ સાવલીમાં યજ્ઞ તથા સેમારાના મુવાડામાં વિશેષ યજ્ઞો કરાવેલા.

શ્રી. પંડિતજી દયાનન્દના મિશનને ફેલાવવાની ખૂબ જ તમન્ના ધરાવે છે. તેઓ ગુજરાતી ભાષામાં ભજનો સાથે સુંદર તથા રોચક પ્રચાર કરે છે. પંચમહાલ જિલ્લામાં તેમના પ્રચારથી સારી અસર પડી છે.

## વડોદરા શહેર આર્યસમાજ

તા. ૨૯-૮-૬૫ના સાપ્તાહિક અધિવેશનમાં યજ્ઞ આદિ પછી શ્રી. પં. માધવેન્દ્ર શાસ્ત્રીએ આર્યસમાજના બીજા નિયમ ઉપર બોલતાં જણાવેલું કે આ નિયમતો "सपर्यगात्" મંત્રનો જ અનુવાદ છે. તેમ જ સમ્પ્રદાયવાદે ઉભા કરેલા અનેક દેવી દેવતાઓના પ્રતાપે જ દેશ દુ:ખસાગરમાં ડૂબેલો છે. તેથી મુક્ત થવું હોય તો એકેશ્વર પૂજા અપનાવ્યા સિવાય છૂટકો નથી.

———

શ્રી. પં. જગદીશચંદ્રજી પ્રવાસી મુંબઈના પરાઓમાં પ્રચાર કરી રહ્યા છે. પ્રાય : પ્રતિદિન રાત્રે તેમનો ભજનોપદેશનો કાર્યક્રમ ચાલતો જ હોય છે.

શ્રી. બળદેવપ્રસાદ પ્રવાસી ધર્મજ, ભાદરણ તથા વડોદરાના હરિજનોની ચાલીઓમાં પ્રચાર કરી હવે ભરૂચ જિલ્લામાં પ્રચારાર્થે જવાના છે.

## શ્રી સભાપ્રધાન વડોદરાની મુલાકાતે

મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના માનનીય પ્રધાન શ્રી જયદેવજી આર્ય તા ૨૮-૮-૬૫ના રોજ અચાનક જ બપોરે વડોદરા સભા કાર્યાલયમાં પધાર્યા હતા. તેમની સાથે શ્રી પં. દયાશંકરજી શર્મા પણ હતા.

થોડી વાર કાર્યાલયમાં રોકાયા પછી દયાભવનમાં પણ પધાર્યા હતા. ત્યાંથી શ્રી વેણીભાઇ સાથે દેના બેંકના મેનેજર શ્રી ત્રિવેદીને મળીને કેટલીક અગત્યની વાતો કરી હતી. રાત્રે સભાના વર્તમાન અધિકારીઓ સાથે વેદપ્રચારને વેગ આપવા સંબંધી વિચાર વિનિમય કર્યો હતો. બીજે દિવસે સવારની વહેલી ગાડીએ ત્રિખોદ્રા આણુંદ તરફ રવાના થયાં હતા. તેમની સાથે સભાના કાર્યવાહક મંત્રી શ્રી પં. રવિશંકરજી પણ જોડાયા હતા.

## શોકજનક અવસાન

માતા યેલાદેવીના તા. ૨૪-૭-૬૫ ના રોજ થયેલ દુ:ખદ અવસાન નિમિત્તે આર્યસમાજ માડુંગાની સાધારણ સભાયે શોક પ્રદર્શિત કરતો ઠરાવ પસાર કરી સ્વર્ગસ્થના શોકસંતપ્ત પરિવારને ધૈર્ય પ્રદાન કરવા તથા સ્વર્ગસ્થને ચિરશાંતિ પ્રદાન કરવા પરમાત્માને પ્રાર્થના કરી હતી.




તંત્રીસ્થાનેથી

# સત્યાસત્ય નિર્ણય કરવાનું આર્ય પંડિતોને આવાહન

ધૂરંધર વયોવૃદ્ધ સન્માન્ય આર્યોમાં સણસોલીના ચૂનીભાઇ આર્ય આપણા ગણનાપાત્ર વિચારક, ચિંતક નેતા અગર વડીલ મનાય છે.

ઘણા સમયથી તેમની હૃદયાભિલાષા અમારાથી પણ સંતોષાઇ નથી તે માટે અમે સમસ્ત વયોવૃદ્ધ નેતાઓની ક્ષમા ચાહીએ છીએ.

ચૂનીભાઈ ચાહે છે કે તેમના સમયમાં તર્કશુદ્ધ વદિક વિચારધારાના પ્રચાર અર્થે આવાહનો, ચેલેન્જો, શાસ્ત્રાર્થો થતા અને સરેરાશ જનસમાજને શુદ્ધ ધર્મની દીક્ષા મળવાના પ્રસંગો જાહેર ખળભળાટોમાંથી સાંપડતા તેવું કાંઈ કરવાથી જીવંત પ્રચારની તકો ખડી થાય છે અને પ્રચારને અસાધારણ શક્તિ પ્રાપ્ત થાય છે.

શિરડીના સાંઇબાબાના વિદેહ થયા બાદ પણ તેમના ચમત્કારોની દંતકથાઓ ફેલાવવામાં આવે છે. હવે ગઇ તા. ૨૫મી જુલાઈના "ઇલસ્ટ્રેટેડ વીકલી"માં પોતાને તેમના અવતાર તરીકે વર્ણવતા આંધ્રના પુત્રપારથી ગામમાં "પ્રશાન્ત નિલયમ"માં રહેતા શ્રી સત્યનારાયણ રાજૂ ઉર્ફે શ્રી સત્ય સાંઈબાબાએ મુંબઈમાં આવી સેંકડો ચમત્કારો કર્યાની હકીકત તેમના ભવ્ય ફોટાઓ સાથે છપાઈ છે. તા. ૨-૮-૬૫ના "ધર્મસંદેશ" ગુજરાતી પત્રે પણ તેમના ફોટા સાથે ચમત્કારોની હકીકત છાપી છે, તેથી મુંબઈની કાકડવાડી, માટુંગા, ચેમ્બુર વગેરે આર્યસમાજોની, આપણા પ્રાંત પ્રતિનિધિના અગ્રગણ્ય નેતાઓ અધ્યક્ષ શ્રી જયદેવજી, ઓમકારનાથજી, સત્યવ્રતજી, ગુલઝારીલાલજી તથા આપણા કાર્યકર મંત્રીશ્રી રવીશંકરજી, દયાશંકરજી, માધવેન્દ્રજી, વેદમિત્રજી જેવા સમર્થ આર્ય સિદ્ધાંતના જ્ઞાતાઓની ફરજ થઈ પડે છે કે "ઇલસ્ટ્રેટેડ વીકલી"ના તંત્રીશ્રી પાસેથી છપાયેલી હકીકતોના મૂળ શોધી તેના સત્યાસત્યના પરિણામો જાહેર જનતા આગળ રજૂ કરવા. પરિણામે સિંહો અદૃશ્ય થતા જાણી રાજા થવા મથતા શિયાળોનું સાચું સ્વરૂપ સમજવાથી પ્રજાને રાજકીય અને સામાજિક સ્વાતંત્ર્ય સમજવાની અને રક્ષવાની અલૌકિક અભયસિદ્ધિ-આત્મશક્તિ પ્રાપ્ત થશે.

આપણી પ્રજા ભગવાનને સ્થાને જાતને સિંહાસનસ્થ કરવા મથતા રાજકીય, ધાર્મિક, આર્થિક શોષણખોરોથી પીડાવાથી વિરાટમાંથી વામન થતી જાય છે અને લઘુતા ગ્રંથીથી પીડાય છે. તેને ઉગારનાર શું કોઈ નથી ? આર્યાવર્ત-હિંદુસ્થાન થઈ ભાંગી પડી ભારત-પાકિસ્તાન બન્યું અને પ્રજા આર્થિક-રાજકીય-ધાર્મિક શોષકોનો ભક્ષ્ય બનતી જાય છે.

શ્રી સત્યનારાયણ રાજૂ-સત્ય સાંઈબાબાએ ૧૯૬૨માં વેદ-પાઠશાળા સ્થાપી છે. સંસ્કૃત ભાષાના તે અનન્ય પ્રેમી છે. "વિદ્વત મહાસભા"ની તેમની પ્રવૃત્તિની શાખાઓ દેશમાં નીકળવા માંડી છે "સનાતનસારથી" માસિક તે કાઢે છે, સનાતન ધર્મના ઉદય માટે ભારતને તેના આધ્યાત્મિક કર્તવ્ય તરફ વાળવાને તે જન્મ્યા છે એમ તે અને તેમના ઝડપથી વધતા જતા હજારો ભક્તો કહે છે. માને છે શ્રી સત્ય સાંઈબાબાની હકીકતોની વૈજ્ઞાનિક અગર અવૈજ્ઞાનિક સાબિતીઓ અને તેના સત્યાસત્યના નિર્ણયથી દેશમાં નાના મોટા હજારો અંધશ્રદ્ધા પ્રચારકોના કાર્યને ખુલ્લું પાડી શકાશે.

વેદમહર્ષિ દયાનંદજી યોગેશ્વર હતા. તેમના મહાન સમર્થક ભક્ત શ્રી અરવિંદ પણ યોગેશ્વર હતા. બન્નેમાંથી કોઈએ ચમત્કારોનું મહત્વ જાહેર પ્રચાર માટે સ્વીકાર્યું નથી. બલકે તેનો નિષેધ કરી-આધ્યાત્મિક પ્રગતિમાં તેને અવરોધક માન્યા છે.

આજે પ્રાચીનમાંથી અંધશ્રદ્ધા જેટલી જ ભયંકર રીતે અર્વાચીનમાંની અંધશ્રદ્ધા આપણી પ્રજાને ખાઈ રહી છે, સિગરેટો ફૂંકવી, માંસાહાર કરવો, તેને પચાવવા ગેરકાયદેસર દારૂ છાની રીતે પીવો અને આજુબાજુ અભ્યાસ અગર પ્રગતિ માટે સ્કુલ કોલેજોમાં આવતી ગરીબ અગર મધ્યમ વર્ગની બહેનદીકરીઓને ફસાવી ભ્રષ્ટ કરવાની ફેશન આધુનિકોમાં પ્લેગ-કોલેરા-ક્ષય જેવાં જીવલેણ દર્દોની માફક આગની ગતિથી ફેલાતી જાય છે.

શ્રીમંતો, નેતાઓ, ઉચ્ચ અમલદારો આધુનિકતાવાદના મહંતો બન્યા છે. ભારતના પાટનગરમાંથી આ ભ્રષ્ટાચારના નેતાઓની મુખ્ય વૈતરણી વહે છે. આધુનિકતાના શિકાર તમામ શહેરોના આધુનિકો તેમાં ઉમેરો કરે છે.

પ્રાચીન અંધશ્રદ્ધા અને અર્વાચીન અંધશ્રદ્ધાના જડબામાં ત્રિશૂળ ભોંકી "આર્યતા"ની રક્ષા કરવાનું કાર્ય આર્ય પંડિતોનું છે એમ ચૂનીભાઈ જેવા મુરબ્બીઓ ચાહે છે. "આર્યપ્રકાશ" તેનું સમર્થન જરૂર કરશે જ પણ ચૂનીભાઈ જેવા મુરબ્બીઓએ આર્ય સંન્યાસીઓ બની તેની દોરવણી માટે બહાર આવવું પણ એટલું જ જરૂરી છે. સાથે સાથે જયદેવજી, નંદવાણાજી, વયોવૃદ્ધ કાચવાળા શ્રી પ્રતાપભાઇએ ભામાશા બની આર્ય પંડિતોને પ્રોત્સાહિત કર્યા કરવાની પણ એટલી અનિવાર્ય આવશ્યકતા છે. તો જ ભૂતપૂર્વ મંત્રી વેણીભાઈ અને સદ્ગત કાંતિલાલ શર્માએ સાર્વદેશિક અધિવેશન અને પોપાશ્રિત કેથોલિક વિશ્વ પરિષદ વખતે બતાવેલી ઝડપ અને ઝલક જેટલી કે તેથી પણ વધુ કાર્યસિદ્ધિ પ્રાંત પ્રતિનિધિના કાર્યકરો અને વિદ્વદ્વરો બતાવી શકશે. પરંતુ સામાજિક, ધાર્મિક કે રાજકિય અગર સાંસ્કૃતિક સિદ્ધિઓ માટે આંતરિક સંગઠન પરસ્પર વિશ્વાસ, પ્રેમ, એકતા, એકાત્મતા, આત્મીયતા અને અખંડિતતાની સૌથી વધુમાં વધુ જરૂર છે. પરમ કૃપાળુ પરમાત્મા આપણા વયોવૃદ્ધ નેતાઓની મનોકામના સફળ કરવાની શક્તિ-ભક્તિ-નિષ્ઠા-એકતા આપણા સૌમાં પ્રગટાવે એ જ પ્રભુ ચરણે અમારી મંગલકામના.

( પાન ૧નું ચાલુ )

ગાંધીજીના સાચા સ્વરૂપને જાહેર કરવા અહર્નિશ પ્રયાસ કરે છે તો ગાંધી જેને ગુરૂ માની. જેની શિક્ષા-માંથી પયઃપાન કરી સ્વરાજ્યના પાયા નાખ્યા, એ ભારત ભાગ્યવિધાતા દયાનંદ માટે સત્તાધિરૂઢ કોંગ્રેસે શું કર્યું ? કેટલું કર્યું ? તેનો જવાબ રાજકર્તાઓ પાસેથી દેશની આગામી ચૂંટણી પહેલાં માગવાનો સમય હવે પાકી ગયો છે.

ગાંધીજીની સ્વરાજ્યની લડતમાં ૮૫ ટકા પ્રારંભથી છેવટ સુધી આર્યસમાજીઓ હતા. એ સ્વીકૃત બિના છે, ઘરબાર ફના કરવામાં જેલોમાં પૂરાવામાં અને ખીજા ભોગો આપવામાં દયાનંદના સૈનિકો ગાંધીજી સાથે છેવટ સુધી હતા. અને તે સૌ કરતાં સ્વરાજ્યનો મંત્ર પ્રથમ આપનાર દયાનંદ હતા. કોંગ્રેસનો જન્મ તો સન ૧૮૮૫માં મુંબઇમાં થયો અને મુંબઇ શહેરમાં જ તેની દસ વર્ષ પહેલાં ૧૮૭૫માં દયાનંદે આર્યસમાજ સ્થાપી; અને દંભ-પાખંડ; અજ્ઞાન-કુરૂઢિઓ; બુજારાઓ અને અસમાનતા તેમ જ પરદેશી દાસતા સામે મોરચો લેવા તેને જનજાગરણના શ્રી ગણેશ કર્યા. અને ૧૮૭૫માં બનારસથી તેનું સર્વવિદિત અદ્ભુત પુસ્તક सत्यार्थ प्रकाश પ્રસિદ્ધ કર્યું. તેના દ્દષ્ઠા સમુલ્લાસમાં વેદ ઋચાથી

यते महि बहु पाय्ये स्वराज्ये

નો ઘોષણા કરી સ્વરાજનો મંત્ર આપ્યો. તેજ ગ્રંથના ૧૧મા સમુલ્લા-સમાં વિદેશી રાજ્ય ગમે તેટલું સારું હોય તો પણ સ્વદેશી રાજ્યની તુલનામાં ન આવે એ ઘંટાનાદ કરી રાજ્યક્રાંતિના મંગળાચરણ કર્યા ! સ્વરાજ્યના એ અગ્રદેવદુત દયાનંદના સુશિષ્ય શ્યામજી કૃષ્ણવર્માએ દયાનંદના કહેવા અને પ્રેરણાથી ઇગ્લાંડ જઇ India Houseની સ્થાપના કરી મેડમ કામા, લાલા હરદયાળ અને દામોદર સાવરકર જેવા ક્રાંતિકારીઓની સેના તૈયાર કરી અને પછીના સશસ્ત્ર ક્રાંતિકારીઓએ પણ દેશ માટે ફના થવા કુરબાનીની પરંપરા ચલાવી. તેમાં પણ રામપ્રસાદ બિસ્મિલ; ચંદ્રશેખર 'આઝાદ' ભગતસિંહ વગેરે દયાનંદના આર્ય સૈનિકો હતા. એ રીતે દેશ માટે તન, મન અને ધનનો ભોગ આપી ભારતમાતાને દાસતાના બંધનથી મુક્ત કરી સ્વરાજ્યના આસને બિરાજમાન કરવામાં દયાનંદ અને તેના અનુયાયિઓ આગેકદમ રહ્યા છે.

ગાંધીજીએ તો ભારતને પરાધિન-તામાંથી છોડાવવા સફળ યત્ન કર્યો, પણ દયાનંદનું સ્વપ્ન તો જગતભરને ઉંચ-નીચ, અને વિવિધ ભેદભાવોથી રહિત કરી એક વિશ્વ One World બનાવવાના કોડ હતા. દયાનંદના વેદભાષ્ય યજુર્વેદના ૩૨મા અધ્યાયનો મંત્ર

यत्र विश्व भवत्येकनीडम् જ્યાં સમગ્ર વિશ્વ એક માળા રૂપે-એક ઘર રૂપે-સુખ અને સમાનતાથી વસી શકે એ મુજબ તમન્ના હતી. પણ વિધર્મીઓ અને વિદેશીઓની ચાલથી તેને હળાહળ અપાઇ તેને નામશેષ બનાવવા એ દયાનંદની ૧૮૭૫ની સ્વરાજ્ય મંત્ર દીક્ષા લઇને દાદાભાઇ નવરોજીએ ૧૯૦૬માં કલકત્તા કોંગ્રે-સમાં 'સ્વરાજ્ય' શબ્દનો પ્રથમવાર પ્રયોગ કર્યો હતો. આ લેખક, મુંબઇ ગુરુકુળમાં ૧૯૨૨માં વેસાળા ખાતે ભણતો હતો. ત્યારે વૃદ્ધ દાદાભાઇ નવરોજી પોતાના વેસાળાના સમુદ્ર કિનારા પરના બંગલામાં જીવનના અંતિમ દિવસો વિતાવતા હતા અને અમે બ્રહ્મચારીઓ તથા અધ્યાપકો અનેક વાર તેમનાં દર્શન કરવા જતા હતા. મને નાનપણથી દયાનંદની પ્રતિભાએ પ્રભાવિત કર્યો હતો. એટલે એક દિવસ મેં પ્રશ્ન કર્યો કે તેમણે ૧૯૦૬માં કલકત્તા કોંગ્રેસમાં 'સ્વરાજ્ય' શબ્દનો પ્રયોગ કર્યો, તે શબ્દ તેમને કયાંથી મળ્યો ? થોડીવાર વિચાર કરીને નોકરને તેમનું પુસ્તકાલય ખોલવા જણાવ્યું અને ધીરે ધીરે ત્યાં જઇ એક પુસ્તક મને બતાવ્યું અને કહ્યું કે આ પુસ્તકમાં એ અનેક સ્થળે વપરાયો છે ! મેં જોયું તો તે પુસ્તક सत्यार्थ प्रकाश હતું !! મારા મનનું પુરું સમાધાન થયું અને અમે બ્રહ્મચારીઓ તેમને વંદન કરી આશ્રમમાં ગયા પછી તો ભક્તિભાવે અનેકવાર અમે તેમને મળતા. ઇગ્લાંડમાં તેમનાં કાર્યની વાતો સાંભળતા અને ગુરુકુળની પ્રવૃત્તિઓ માટે તેમના આશિર્વાદ મેળવતા. એ દાદાભાઇ પછી લોકમાન્ય તિલકે Swarajya is my birth right and I will have itનો દ્દઢ નિર્ધાર દેશ સામે રજૂ કર્યો અને ત્યારબાદ ગાંધીજીનું આગમન થયું. એ સ્વરાજ્યના પાયામાં દયાનંદ ચણાએલ છે, તેના સૈનિકોના રૂધિર અને પસીનાથી તે પાયો દ્દઢ મૂલ બન્યો છે અને આજ સ્વરાજ્યની ઇમારત ઊભી થઇ રહી છે. અત : દેશના સત્તાધારીઓનું સૌથી પ્રથમ કર્તવ્ય-કૃતજ્ઞતાનો તકાજો છે કે દયાનંદને તેના યથાર્થ રૂપમાં વિશ્વ આગળ રજૂ કરવા ઘટતું કરી છૂટે.

'જનજાગરણ 'માંથી ઉદ્ધૃત

# વિદ્યાપીઠોમાં ધર્મનું પણ સંશોધન થવું જરૂરી છે

## ધર્મનું રહસ્ય સમજાવતા ચિન્મયાનંદજી

આજે સાંજે વડોદરાના ગાંધીનગર ગૃહ ખાતે નગરપતી શ્રી. નાનાલાલ ચોકસીના પ્રમુખ પદે યોજાયલી સભાને "જીવન અને ધર્મ" એ વિષય ઉપર સંબોધતાં સ્વામી શ્રી ચીન્મયાનંદજીએ જણાવ્યું હતું કે આપણે આજે વિજ્ઞાનના વિકાસમા તન્મય બનતા જોઇએ છીએ વિજ્ઞાનની શોધો કરનાર ને અને સંશોધન કરનારને આપણે વિજ્ઞાની તરીકે બિરદાવીએ છીએ. ભૌતીક વિજ્ઞાનના આપણે ઉપાસક બની ગયા છીએ પરંતુ તત્વજ્ઞાન કે જે આપણા આત્મા અંગેનું સાચું જ્ઞાન છે. તેને આપણે સમજી શકતા નથી તેને મહત્વ આપતા નથી કે આપણા તત્વ-ચિંતકોને આપણે વિજ્ઞાનીઓ તરીકે બિરદાવવા તૈયાર નથી.

પ્રયત્ન કરી સંશોધન દ્વારા જેઓ ભૌતિક વિજ્ઞાનના કાયદાઓને અનુસરે છે અને તેની અસર ઊપજાવે છે તેને આપણે વિજ્ઞાની કહીએ છીએ. પરંતુ આપણા તત્વ-ચિંતકો કે જેમણે વર્ષોની તપશ્ચર્યા પછી અને ચિંતન પછી સમાજમાં નવી ક્રાંત સર્જી છે, સમાજને ધર્મનું ચિંતન કરતો કરી મૂકયો છે તેઓને આપણે વિજ્ઞાની કક્ષામાં મુકવા તૈયાર નથી. તે આપણને અકસ્માત લાગે છે તો પછી આજે જે બની રહ્યું છે તેને કેમ અકસ્માત તરીકે ગણવામાં આવતું નથી ?

### વિજ્ઞાન ને તત્વજ્ઞાન

તેમણે ધર્મ એક અનોખું વિજ્ઞાન છે તેનું પ્રતિપાદન કરતાં જણાવ્યું હતું આજના વિજ્ઞાનથી માણસ આગળ વધી શકે છે. પરંતુ રાજકીય સંજોગો બદલાય અને તેનો દુર ઉપયોગ થાય તો તે માણસોનો સર્વનાશ પણ કરી શકે છે જ્યારે આપણું તત્વજ્ઞાન અને ભારતીય સંસ્કૃતીને જો આપણે અનુસરીએ તો તે સમાજને એક નવો ઓપ આપી શકે પરંતુ તે કોઇ હાની કરી શકે તેમ નથી.

### ધર્મનું સંશોધન

તેમણે જણાવ્યું હતું કે આપણી વિદ્યાપીઠો ભૌતિકશાસ્ત્રમાં સંશોધન માટે વિભાગો શરૂ કરે છે. જ્યારે ધર્મની બાબતમાં કોઇ સંશોધન થતું નથી. વિદેશો કે જે આપણાથી સંસ્કૃતીમાં પછાત છે તેઓ ધર્મના સંશોધન માટે વિદ્યાપીઠોમાં મોટા વિભાગો શરૂ કરે છે.

### ધર્મનો અર્થ

અંતમાં તેમણે જણાવ્યું હતું કે ધર્મનો અર્થ કોઇ મંદિર કે મસ્જિદ કે ચર્ચમાં જવામાં આવી જતો નથી કે ઉપવાસ કરવામાં આવી જતો નથી આપણા આદર્શો અને ખ્રિસ્ત સાથે આપણે આપણી સંસ્કૃતિને અનુસરીએ ધર્મ હિન્દુ એ કોઇ ધર્મ નથી હિન્દુમા બધા ધર્મો સમાયેલા છે હિન્દુ એ તો સંસ્કૃતિ અને પ્રજા માટે વપરાયેલો શબ્દ છે.

## આર્યસમાજ કાકડવાડી, મુંબઇ

તા. ૧૨-૮-૬૫ના રોજ આર્ય-સમાજ કાકડવાડી મુંબઇમાં શ્રા. પં. ઋષિમિત્રજીના આચાર્યપદે શ્રાવણી પર્વ તથા ઉપાકર્મવિધિ ખૂબ ધૂમધામથી ઊજવવામાં આવેલાં. યજમાન સ્થાને સમાજના પ્રધાન શ્રા. દિતુભાઈ ભટ હતા. હોલને ખૂબ સુંદર રીતે સજાવવામાં આવ્યો હતો. બહેનો માટે અલગ વ્યવસ્થા કરવામાં આવેલી તેમાં શ્રી. યશોદાબહેન અમૃતલાલ પટેલ યજમાનપદે બેઠાં હતાં. આ શુભ પ્રસંગે શેઠ શ્રી. હરગોવિંદ ધરમશી કાચવાલા, શ્રી. રમેશચન્દ્ર હરગોવિંદ કાચવાલા, શ્રી. રતનસી રાયસી, શ્રી. ગોરધનદાસ ટી. શાહ, શ્રી. પ્રભાશંકર દવે, શ્રી. પૂરણચન્દ ચાવલા, શ્રી. મધુભાઈ કાકુ, શ્રી. મહેન્દ્ર શિવલાલ કાકુ વગેરે મહાનુભાવોની હાજરી વિશેષ તરી આવતી હતી.

# જનતાની ઇચ્છા વિરુદ્ધ ચાલતો રાજ્યવહિવટ

## ગમે તે પ્રકારનો હોય તો તે કદી પણ સફળ થતો નથી

આજે ભારતવર્ષમાં લોકશાહી છે. કેટલાક લોકો માને છે કે આ પદ્ધતિ સૌથી શ્રેષ્ઠ છે. આ શ્રેષ્ઠતાના કારણોમાં જણાવે છે કે રાજ્યવહીવટ જનતાની ઇચ્છાપૂર્વક ચાલી શકે છે. આનાથી વિરૂદ્ધમાં એક રાજા અથવા તો કોઇ સરમુખત્યારનું રાજ્ય જનતાની વિરૂદ્ધ ચાલતું ન હોઇ તે સારું હોઇ શકે નહીં.

હકીકતમાં એવું નથી. રાજ્ય વહીવટ ગમે તે પ્રકારનો હોય, પરંતુ જ્યાં સુધી જનતાની ઇચ્છા મુજબ ચાલતું ન હોય તો તે કદી પણ ચાલી શકવાનું નથી. રાજા હોય કે પ્રજાના પ્રતિનિધિ હોય. જ્યાં સુધી પ્રજાની ઇચ્છાને પોતાની ઇચ્છાને અનુકુળ રાખી શકે ત્યાં સુધી જ તે રાજ્ય કરી શકે છે. કહેવાનો હેતુ એ છે કે કોઇ પણ રાજ્ય પ્રજાની ઇચ્છા વિરૂદ્ધ કદી પણ ટકી શકે નહીં.

જેથી રાજાનું એ કર્તવ્ય થઇ પડે છે કે તે પોતાના રાજ્યને એવી રીતે ચલાવે કે તે જનતાના હિતમાં અને જનતાની ઇચ્છા મુજબ ચલાવી શકે, પરંતુ એક વિશાળ રાજ્ય કે જેમાં કરોડો લોકો વસતા હોય ત્યાં દરેક લોકોની ઇચ્છા એક સરખી હોતી નથી. જેના લીધે રાજા ભલે તે રાજ્ય પરિવારનો એક સભ્ય હોય અથવા ભલે તે જનતાનો પ્રતિનિધિ હોય. પરંતુ તેઓનું એ પરમ કર્તવ્ય થઇ પડે છે કે તે પોતાની કાર્યપ્રણાલી અને જનતાની ભાવનામાં એકતા સ્થાપતા રહે.

કેટલાક સરમુખત્યારો એવા પણ હોય છે કે ધાકની સાથોસાથ પ્રેરણાનો પણ ઉપયોગ કરે છે. તે મોટા મોટા સિદ્ધાંતોનો ઉલ્લેખ કરે છે અને પોતાના કાર્યને આ સિદ્ધાંતોને અનુકુળ દર્શાવી લોકોને પોતાની સાથે રાખવાના પ્રયત્નો કરે છે, યુરોપમાં આવા સરમુખત્યારો થયા છે. નેપોલિયન, હિટલર, સ્ટાલિન આ બધા એ પ્રકારના લોકો હતા. જ્યાં તેઓએ કેટલાક સિદ્ધાંતોને પોતાના કાર્યની સહાયતા-માટે ઉપયોગ કર્યો અને ત્યાંની જનતા પર ધાક બેસાડી દીધી.

કેટલાક રાજાઓ પોતાની પ્રજાને પોતાને અનુકુળ બનાવવા માટે શિક્ષણ પદ્ધતિને વિકૃત કરવાના પ્રયત્નો કરતાં રહે છે. અંગ્રેજોએ ભારતમાં આ પ્રકારનો પ્રયત્ન કર્યો અને તેમાં તેને ઘણી સારી સફળતા પણ મળવા પામી. આ રીતે રશિયામાં લેનીને પણ અમલમાં મૂકી. તેણે તો પ્રજાને એવા પ્રકારના શિક્ષણ આપવાની વ્યવસ્થા કરી કે પોતાની પ્રજાને બીજા કોઇ પ્રકારના વિચાર, આચાર અને શિક્ષણથી જુદી પાડી દીધી. દેશની બહારના

અનુવાદક :
**શ્રી જીવનલાલ રાઠોડ, વડોદરા**

સમાચાર પત્રો, પુસ્તકો અને વિદ્વાન લોકોને આવવાજ ન દીધાં. અને આ બધું એ માટે કરવામાં આવ્યું કે બીજા કોઇ પણ પ્રકારની રાજ્ય પદ્ધતિ આચાર-વિચાર વગેરેના જ્ઞાનથી વંચિત રાખવામાં આવે કે જેથી પોતાની વિચાર ધારાને જ શ્રેષ્ઠ મનાવવા ફરજ પાડી શકાય.

ગમે તે કારણ હોય પરંતુ લોકોને રાજ્યને અનુકુળ રાખવા માટેની આ રીત લાંબો વખત સુધી ચાલી શકે નહી. જો કે રશિયામાં આ રીત છેલ્લા ચાલીસ વર્ષથી ચાલી રહી છે તેનું કારણ એ છે કે લોકોને સ્વેચ્છાપૂર્વક તથા સ્વતંત્રતા-પૂર્વક વિચાર કરવાની તક જ ન આપવામાં આવી. અને જે લોકોએ સ્વતંત્રતાપૂર્વક વિચાર કરવાના પ્રયત્નો કર્યા તેના પર કઠોર નિયં-ત્રણ રાખવા માટે પોલીસ અને લશ્કરનો પૂરેપૂરો ઉપયોગ કરવામાં આવ્યો. આનુ પરિણામ સારું તો ન જ આવે. અને એ તો ભવિષ્ય આપણને કહેશે.

આ તમામ ઉપાયોમાં સૌથી શ્રેષ્ઠ ઉપાય તો ધર્મનો ઉપાય જ છે. ધર્મનો અર્થ એ છે કે દેશમાં પ્રત્યેક વ્યક્તિના માટે કર્તવ્યનો નિર્ણય કરવો, તેને રાજ્યબંધારણ કહે છે. રાજ્ય ભલે એક વ્યક્તિને આધીન હોય કે વધુ વ્યક્તિઓને આધીન હોય. પણ જો બંધારણને અનુરૂપ વહિવટ ચાલે તો એ ધર્મ રાજ્ય કહેવાય છે. તેમાં એક શર્ત એ પણ હોવી જોઇએ કે ધર્મનું એક વ્યાપક અને સર્વકાલિન રૂપ પણ હોય છે. કોઇપણ રાજ્યનું બંધારણ વ્યાપક ધર્મથી વિપરીત હોય તો તેને ધર્મ વ્યવસ્થા કહી શકાય નહીં. તેનો હેતુ એ છે કે ધર્મરાજ્યમાં જ્યાં રાજાથી લઇને રંક સુધી તમામના કાર્યનો નિર્ણય થાય છે. અને ત્યાં આગળ તે કાર્યને વ્યાપક ધર્મને અનુકુળ રાખવો પડે છે. એક ધર્મ રાજ્યની અંદર રાજ્ય પદ્ધતિ પણ ધર્મનું અંગ બની જાય છે. તે રાજ્ય પદ્ધતિને પણ વ્યાપક ધર્મને અનુકુળ જ રાખવી પડે છે વ્યાપક ધર્મનાં માત્ર દસજ લક્ષણો છે અને તે આ દસ લક્ષણોને અનુકુળ રહીને રાજ્ય પદ્ધતિ એક વ્યક્તિના હાથમાં હોય કે લોકશાહીના હાથમાં હોય પરંતુ તેમાં જરાપણ તેથી દોષ આવવા પામતો નથી.

દોષ તો માત્ર ત્યારેજ આવે છે કે જ્યારે સત્તાસ્થાને બેઠેલો શાસક બંધારણના નિયમોને ઘોળીને પી જતો હોય. જ્યારે રાજા અથવા તો પ્રધાન મંત્રી બંધારણને પોતાની ઇચ્છા મુજબ બદલવા તૈયાર થઈ જતા હોય ત્યારે અવ્યવસ્થા અને અસંતોષ ઉત્પન્ન થવા પામે છે અને તેથી રાજા અથવા તો પ્રધાન મંત્રી પર કોઈ પણ પ્રકારનો અંકુશ રહે તે માટે જુદી જુદી રીતની રાજ્ય પદ્ધતિઓનું નિર્માણ કરવામાં આવેલી છે.

લોકશાહી પદ્ધતિમાં એક એવી રીત નિર્માણ કરવામાં આવી છે કે જેથી રાજા અથવા પ્રધાન મંત્રી પર અંકુશ રાખી શકાય અને તે પોતાની ઇચ્છાથી બંધારણનું ઉલ્લંઘન ન કરી શકે. આ અંકુશ લોકશાહીમાં પ્રજાના હાથમાં આપવામાં આવેલા

( જુઓ પાન ૬ )

( પાન ૫નું ચાલુ )

છે. અને પ્રજા પોતાના પ્રતિનિધિઓ દ્વારા પ્રધાન મંત્રી પર અંકુશ રાખી શકે છે. એવો નિયમ છે.

હવે સવાલ એ ઊભો થાય છે કે લોકશાહીમાં આ અંકુશને સારી રીતે અમલમાં મૂકી શકાય છે કે નહી! એ સાથોસાથ એ સવાલ પણ ઊભો થાય છે કે જો આ અંકુશ લોકશાહીમાં પૂર્ણ રીતે સફળ નં થઇ શકે તો એક રાજાથી ચાલતા રાજ્યથી તે ઉત્તમ છે કે નહિ! સાચું તો એ છે કે બન્ને પ્રકારની પદ્ધતિઓમાં આ અંકુશ પ્રજાની પોતાની સુશિક્ષા અને સુક્રિયતાને આધીન જ હોય છે. જો પ્રજા સુશિક્ષીત, સદાચારી, ધર્મ-પરાયણ અને દ્રઢ નિષ્ઠાવાન હોય છે અને શાસન પ્રણાલી ગમે તે હોય શાસક સંવિધાન ( અર્થાત ધર્મ )નું કદી પણ કરતી નથી. જો લોકશાહી પદ્ધતિ હોય પણ પ્રજા વિષયાસક્ત, ધર્મહીન, અશિક્ષીત અને ચારિત્ર્યમાં શિથીલ હોય તો તેના કારણે શાસકો પોતાનું મનનું ધાર્યું કરવા અને બંધારણનું ઉલ્લંઘન કરવા માટે પ્રેરાય છે.

આનું પરિણામ મુખ્ય વાત રાજ્ય પદ્ધતિ નહીં પણ શિક્ષણ પદ્ધતિ છે. વર્તમાનયુગના પ્રત્યેક પ્રકારના શાસકો કોઇને કોઇ રીતે જનતાની શિક્ષા અને તેના આચાર વિચારને પોતાને આધીન રાખવા માટે પ્રયત્નો કરતા રહે છે. શાસકો તરફથી એ જાતના પ્રયત્નો કાયમ થતા રહે છે કે જનતાની શિક્ષણ પદ્ધતિમાં કાયમ તેની સત્તા જ રહે.

ભારતમાં આ વસ્તુનો મોટા પ્રમાણમાં ઉપયોગ થઇ રહ્યો છે. અત્યારની ભારત સરકાર લોકશાહી ઢબે ચાલી રહી છે. લોકશાહી પદ્ધતિ અમલમાં આવી તે વખતે જનતા અને શાસકો વચ્ચે અનેક પ્રકારના મતભેદો હતા. શાસકો અર્થાત વર્તમાન નેતાઓ એમ માનતા હતા કે ભારતવાસીઓ પોતાના પ્રાચીન સંસ્કારોના લીધે એક રીતે વિચારે છે. નેતાઓ પ્રાય: અંગ્રેજી શિક્ષણના પ્રભાવે કરીને જનતા કરતાં બીજી રીતે વિચારતા હતા. નેતાગણ અને તેમાંયે ખાસ કરીને પં. જવાહરલાલ નહેરૂને ભારતીય સંસ્કારો અને પરંપરાઓનો સ્પર્શ પણ થયો નહતો. પં. નહેરુના મનમાં એ વિચારો હતા કે ભારતીય પ્રજાના સંસ્કારો જુના સડેલા અને નકામા છે: જેથી તે સમજતા હતા કે પ્રજાને પોતાની સાથે રાખવા માટે તેના શિક્ષણ પર પોતાનો સંપૂર્ણ અંકુશ રહેવો જોઇએ જેથી તેઓએ પોતાના સત્તર વર્ષના રાજ્ય કામમાં આ વાત પર પૂરા પ્રયત્ન કર્યા. અને દેશનું શિક્ષણ તેમના અનુકુળ કરવા માટેજ પ્રયત્નો કર્યા હતા. તે પોતે જે રીતે જન્મ્યા. ઉછર્યા અને રમ્યા અને પોતે વિદ્યા પ્રાપ્ત કરી ત્યાં સુધી શિક્ષા-દીક્ષા આચાર-વ્યવહારમાંજ મોટા થયા પરિણામે તેનેજ આ શિક્ષણ શ્રેષ્ઠ માનતા હતા જેથી આ શિક્ષા-દીક્ષા આચાર વ્યવહારને પોતાના છાપવા માટે પ્રયત્નો કર્યા, અને તેમાં તેને સારી એવી સફળતા પણ મળી આ વાત અંગ્રેજો પણ પોતાના રાજ્ય કાળમાં કરવા ઈચ્છતા હતા. તેઓ પ્રજાને બહુ જ ઓછા અંશે આકર્ષિત કરી શકયા હતા. પં. નહેરુ પ્રજાના એક વિશ્વાસુ નેતા હોઈને અંગ્રેજોથી ઘણી આગળ વધીને તેઓ કરી શક્યા. અને પરિણામ એ આવ્યું કે જે અંતર પ્રજા અને અંગ્રેજ શાસકો વચ્ચે હતું તે આજે કોંગ્રેસી શાસકો અને જનતા વચ્ચે બહુ જ ઓછું થઇ જવા પામ્યું છે, જેથી કહેવાનો એ હેતુ છે કે રાજ્ય પર જનતાનો અંકુશ ન રહેવા પામ્યો. પરંતુ શાસકોનાં અંકુશ જનતા પર થઇ ગયો જનતાએ શાસકોને પોતાને અનુકૂળ ન ચલાવ્યા. પરંતુ નેતાઓએ જનતાને પોતાની સાથે ચલાવવાને અનુકુળ બનાવી લીધી. અહીં કહેવાનો આશય એ છે કે આ રીત તો કોઇ રાજા પણ કરી શકત તે પણ જનતાની સામે તેના હિતની વાતોની જાહેરાતો કરીને પોતાના બનાવેલા શિક્ષણના ઢાળામાં જનતાને ઢાળી શકતે, અને જનતા તે પણ રાજાની ઇચ્છા એ જ પોતાની ઇચ્છા સમજવા લાગી જતે.

જો નેતાઓની ઇચ્છા અને તેની રીત કાનૂન વ્યાપક ધર્મને અનુકુળ હોત અને તેઓએ જનતાને પણ વ્યાપક ધર્મ અનુકૂળ બનાવવાનો પ્રયત્ન કર્યો હોત તો કશું નુકસાન થવા પામત નહી અને તેથી દેશ અને જાતિનું પણ કલ્યાણ થઇ શકત. પરંતુ એવું દેખાય છે કે નેતાઓની કે વિશેષ રૂપે પ્રમુખ નેતા પં. જવાહરલાલજી નહેરુના આચાર-વિચાર અને વ્યવહાર અને જાતિ વ્યાપક ધર્મોને અનુકૂળ ન હતી. અને તેથી તેણે જનતાને પણ એ રાહ પર તેઓ લઇ જઇ શકયા નહીં. પરિણામ તેનું જે બૂરુ આવવું જોઇતું હતું તે આવીને જ રહ્યું.

દાખલા રૂપે આપણી જનતા. આજે અધીર અસહનશીલ, અસંયમી, જુઠા બોલી, મન-વચન અને કર્મથી અશુદ્ધ, ઇન્દ્રિય લોલુપ, વિદ્યા-વિહીન, બુદ્ધિથા શિથાલ. બીજાની મહેનત અને ધન પર જીવવાની ઇચ્છાવાળી અને ક્રોધી બનવા પામી છે. આ બધું થવાનું કારણ દોષ પૂર્ણ શિક્ષણ ને જ આભારી છે.

સ્વરાજ્ય પ્રાપ્તિ પછી વિસ્તૃત પ્રલોભનો આપણા સમક્ષ હતા અને આ પ્રલોભનોથી બચવા માટે ધર્માનુકુળ શિક્ષણની આવશ્યકતા હતી. પરંતુ શિક્ષણ પદ્ધતિમાં ધર્મના આ રૂપોની અવગણના કરવામાં આવી એટલું જ નહીં પણ તેનો વિરોધ કરવામાં પણ આવ્યો છે. જેથી ભારતની લોકશાહી નિષ્ફળ થઈ રહી છે. તેનું કારણ અહીં જે બતાવ્યું છે તે એ છે કે રાજ્યને આધિન શિક્ષણ છે તે શિક્ષણ ગુલામીથી મુક્ત હોવું જોઈએ. તે વિદ્વાન વ્યક્તિઓની દેખરેખમાં ચાલવું જોઈએ અને તો જ જનતામાં ચારિત્ર્ય, દઢતા, બુદ્ધિશીલતા, વિવેક વગેરેનો પ્રચાર થશે અને પછી ભલે તે લોકશાહી હોય કે એક વ્યક્તિ ને આધીન હોય. પરંતુ આજે તો આપણે જોઈ રહ્યા છીએ કે જનતા રાજ્યને અનુકુળ થઈ રહી છે. પરિણામ જે આવ્યું છે તે આપણે નજરે જોઇ રહ્યા છીએ.

( શાશ્વત વાંણીમાંથી )

# દક્ષિણના લોકોને હિંદી પ્રત્યે સુગ નથી

## હિંદી રાષ્ટ્રભાષા તરીકે અંગ્રેજીનું સ્થાન પ્રાપ્ત કરશે જ : કામરાજ

નવી દીલ્હી

કાંગ્રેસ પ્રમુખ શ્રી કામરાજે અત્રે કહ્યું હતું કે દક્ષિણ ભારતના લોકોને હિંદી પ્રત્યે કંઇ જ વિરોધ નથી. તામિલનાડમાં અને બીજાં દક્ષિણનાં રાજ્યોમાં વર્ષે બે લાખ માણસો હિંદીની પરીક્ષાઓમાં બેસે છે તેજ આની સાબિતી છે.

અખિલ ભારત કોંગ્રેસ કમિટીના વડા મથકે વીસ વિદ્યાર્થીઓને ઇનામો તથા પ્રમાણપત્રો એનાયત કરવાના સમારંભમાં શ્રી કામરાજે ઉપર મુજબ જાહેરાત કરી હતી.

આ વિદ્યાર્થીઓમાં મહિલાઓ અને પુરુષો બંને સામેલ હતાં તેઓ તામિલ અને બંગાળી ભાષાના વર્ગોમાં ઉત્તિર્ણ થયાં હતાં. આ વર્ગો અ. ભા. કોં. કમિટીના મહિલા વિભાગ તરફથી ચલાવવામાં આવે છે.

કેટલાક સમય બાદ દક્ષિણ ભારતના લોકો હિંદી ભાષાનું સારૂ જ્ઞાન પ્રાપ્ત કરશે કેમ કે અત્યારે પણ હિંદી ભાષા તેમનામાં સારી પેઠે પ્રચાર પામી છે જ.

તામિલ ભાષામાં પ્રવચન કરતાં શ્રી કામરાજે કહ્યું કે અ. ભા. કોં. કમિટી તરફથી દક્ષિણ ભારતની તેલુગુ, કન્નડ અને મલાયમ ભાષાઓ શિખવવા માટેનો પ્રબંધ પણ કરવામાં આવશે.

તેમણે કહ્યું કે હિંદી રાષ્ટ્રભાષા છે અને વખત જતાં તે દેશની રાષ્ટ્રભાષા તરીકે અંગ્રેજીની જગ્યા પ્રાપ્ત કરશે જ.

મારી તો ઇચ્છા એવી કે દક્ષિણ ભારતના લોકો ઉત્તર ભારતની ભાષાઓ શીખે અને ઉત્તર ભારતના લોકો દક્ષિણ ભારતની ભાષાઓ શીખે પરંતુ કોઇ પણ ભાષા કોઇ પણ વિસ્તાર પર લાદવામાં આવે તે મને પસંદ નથી.

# જમાનાની એક બુરી ફેશન-છોકરાઓને કંપની આપતી છોકરીઓ

**આજે સારા છોકરા છોકરીઓને કુમાર્ગે ચઢવા પ્રલોભનોનો પાર નથી. અશ્લિલતા તરફ ઢળતાં વાચન, હલકાં મનોરંજન અને નવી નવી ફેશનોની નકલ પણ તે માટે જવાબદાર છે. પરંતુ તે કરતાં યે નાદાન અથવા છીછરું મન વિશેષ જવાબદાર છે.**

એક ભાઇ લખે છે :

આજથી ચારેક વર્ષ પહેલાં હું નોકરીમાં દાખલ થયેલો. મારી ઓફિસમાં એક છોકરી કામ કરતી હતી. થોડી થોડી વારે હું તેના તરફ કુતૂહલથી જોયા કરતો. એ કંઇ ખાસ સુંદર ન હતી પણ એના દેહનો આકાર સપ્રમાણ હતો. ખૂબ ખૂબ ફોરવર્ડ છોકરી. તમે કલ્પના પણ ન કરી શકો–એટલી છૂટથી તે વર્તતી. ઓફિસમાં પ્રવેશતાં જ હાથમાંના કોઈ મેગેઝિનથી કોઇ છોકરાને વાંસે ધબ્બો મારે ને કહે, ‘ લે વાંચ ’ પછી પોતાની જગ્યાએ બેસે. ૧૧ વાગ્યાથી એ બોલવાનું શરૂ કરે તે છેક ઘરે જતા સુધી. આખો દિવસ છોકરાઓ સાથે ગપ્પાં માર્યા કરે, જાણે ટેપ રેકર્ડ ! ઓફિસ કામમાં ખાસ હોંશિયાર નહિ પણ છોકરાઓ તેનું કામ કરી દે.

સરકારી ઓફિસમાં રજાના દિવસે પણ એક બે કારકુન કામ પર જાય. બીજા વિભાગમાં હોવા છતાં આ છોકરી ખાસ ગપ્પાં મારવા ઘરેથી કોઇ બહાનું કાઢી ઓફિસમાં જતી. ઓફિસમાં બીજું કોઇ નહિ. ત્યાં એ શું કરે અને શેના ગપ્પાં મારે તે તો કોને ખબર !

એક રજાના દિવસે એક છોકરાએ પિકચર જોવાની ‘ ઓફર ’ આપી. છોકરીએ તે સ્વીકારી. પછીના રજાના દિવસે તે ટિકિટ લઇને ઓફિસે આવ્યો. છોકરીએ પિકચરમાં જવાની ના પાડી દીધી! તે ચેતી ગઇ.

આ છોકરી જાણતી હતી કે આ કારકુનોની મારા પર ખરાબ દાનત છે. આમ છતાં તે બોલતી તો પહેલાંની માફક જ. હવે આ છોકરી પોતાના વિભાગના છોકરાઓ સાથે પણ છૂટ લેવા લાગી. ધીમે ધીમે તે એક છોકરા સાથે રિસેસમાં શહેરની હોટેલોમાં ચા નાસ્તો લેવા જવા લાગી. હોટેલમાં ગપ્પાં અને હસાહસ...આમ દિવસો વીતવા લાગ્યા.

એક દિવસ બહારનો એક છોકરો ચાલુ ઓફિસે તેને બોલાવવા આવ્યો. તેને બહાર બોલાવી વાત કરી. સાહેબની રજા લઈ છોકરી તેની સાથે સ્કૂટર પર રવાના થઇ. બીજે દિવસે મેં તેને પૂછ્યું તો કહે સ્કૂટરવાળા છોકરાના પાંચ છ મિત્રો મુંબઇથી આવ્યા હતા તેમને કંપની આપવા માટે ગઇ હતી.

## ફેશન

આજે છોકરાઓ સાથે ગપ્પાં મારવા એક છોકરી હોય એ તો ફેશન થઈ પડી છે. આ છોકરી એ રીતે છોકરાઓનું રમકડું થઇ ગઇ હતી. આમંત્રણ આપો કે સ્વીકાર. કોઈ દિવસ ‘ ના ’ તો પાડે જ નહિ.

છોકરીએ લાજ, શરમ અને અક્કલ કેટલી અભરાઇએ મૂકી તે તો જુઓ. ઓફિસના છોકરાઓએ એક દિવસ ‘ પીકનીક ’ ગોઠવી. સાઇકલો લઇને બધા ઊપડ્યા. ખૂબ મઝા કરી. વધારાની એક એવી મઝા કરી–એક છોકરો કેમેરા લાવેલા. સ્કૂટર પણ હતું. છોકરી એટલી નાદાન કે સ્કૂટર પર બેસી એક પછી એક બધા છોકરાઓ સાથે તેણે ફોટા પડાવ્યા !

જિંદગીની મોટામાં મોટી ભૂલ આ છોકરી અહીં કરી બેઠી. તેણે પોતાની ભાવિ જિંદગીનો બિલકુલ વિચાર જ કર્યો નહિ. પણ હવે શું ? ફોટા પડી ગયા અને તેની પ્રિન્ટો પણ જેને તેને વહેંચાઇ ગઇ ! થોડા દિવસ સુધી ઓફિસમાં આ આ બાબતની ચર્ચા ચાલી ને વાત ભૂલાઈ ગઇ.

પછી ભયંકર મોટો ધડાકો થયો. એક છોકરાએ બરાબર, ‘ એપ્રિલ ફૂલ ’ ને દિવસે તેના પર પ્રેમપત્ર પાઠવીને લગ્નની માગણી કરી. પત્ર વાંચતાંજ છોકરી ફફડી ગઇ. શું નું શું થઇ ગયું ! વાત બધે ફેલાઇ ગઇ.

બીજી બાજુ છોકરીનાં માબાપ તેના લગ્ન માટે કોઈ સારા ઘરની તપાસ કરતા હતા. છોકરીને મેં સમજાવવા ઘણો પ્રયત્ન કર્યો પણ પત્થર પર પાણી. ઉપરના બનાવોની તેણે તેના ઘરના કોઈ પણ માણસને ખબર પડવા દીધી ન હતી.

હવે છોકરીનાં લગ્ન એક પ્રતિષ્ઠિત કુટુંબના છોકરા સાથે થઇ ગયાં છે. છતાં પેલા છોકરાઓ સાથે એનું વર્તન એનું એજ છે. તેમને ઘરે પણ મળવા જાય છે. અલબત્ત પોતાના ઘરથી છૂપાવીને, નોકરીમાંથી તેણે હવે રાજીનામું આપી દીધું છે.

## માર્ગ દર્શન

આ ભાઈએ ઉપરનો પ્રસંગ પ્રગટ કરવા માટે વિનંતી કરતો અંગત પત્ર મને લખેલો. એમાં તેઓ લખે છે “ તા, ૪-૬-૬૫ ના ‘ લોકસત્તા ’ માં સંસાર મંથન વિભાગમાં કોઇ ભાઇએ લખેલો પ્રસંગ વાંચ્યો. વાંચતાં લાગ્યું કે આવા પ્રસંગો પેપરમાં આવતા રહે તો તેનાથી ઘણો બહેનોને માર્ગ-દર્શન મળે. બગડતી જિંદગી સુધરે. આ દૃષ્ટિએ સરકારી ઓફિસોમાં કામ કરવા જતી છોકરીઓ ઓફિસમાં શું કામ કરે છે તે એક કિસ્સા મારફતે આપના વાંચકોને જણાવવા માગું છું. તો આપને યોગ્ય લાગે તો પ્રગટ કરશો. ’

લોકસત્તાના સૌજન્યથી

( વધુ આવતા અંકે )

( પાન ૮નું ચાલુ )

राज्य व्यवस्था की रक्षा में हम जातियों की बिना शर्त समानता की मांग करते हैं, हम किसी एक या कुछ जातियों के पक्ष में किसी प्रकार के विशेषाधिकारों के विरोध में लडते हैं।

लेनिनने लिखा था कि सोशल डेमोक्रैट एक ‘ राज्य-भाषा ’ के विचार को अस्वीकार करते हैं। हमारे देश की जातियोंने अपने नेता के आदेशों का पालन किया। रूसी भाषा को न तो सोवियत संघ की ‘ राज्य ’ भाषा घोषित किया गया, न ‘ सरकारी ’ भाषा, नतीजा यह हुआ कि रूषी भाषाने सोवियत संघ की तमाम जातियों का प्रेम प्राप्त कर लिया और अनेकों के लिए अब यह अपनी दूसरी भाषा बन गई है। सोवियत संघ में बसने बालो विभिन्न जातियों के इलाकों में स्थानीय भाषाओं के विकास के लिए तमाम आवश्यक हालतें उपलब्ध हो गई हैं। सुविधा की दृष्टि से, ये प्रदेश केन्द्रीय कार्यालयों के साथ पत्र-व्यवहार रूसी भाषा में करते हैं किन्तु इस प्रकार की कार्य प्रणाली को कोई कानूनी रूप नहीं दिया गया है ओर इस कारण किसी प्रकार की और जबरदस्ती का सर्वथा अभाव है।

Regd. No. G/374
તા. ૪-૯-૬૫

# सोवियत विद्वान् की दृष्टि में—
# भारत की भाषा समस्या

[ श्री वारान्निकोव, भारतीय भाषाविद् ]

भारत की भाषा समस्या में मेरी दिलचस्पी पिछले १५ वर्षों से है पिछले कुछ वर्षों से मैं ' आधुनिक भारत की भाषा समस्यायें ' नामक पुस्तक लिखने में व्यस्त हूं। भारत के सामने भाषा सम्बन्धी अनेक गम्भीर प्रश्न प्रस्तुत हैं—जैसे भारत की आधुनिक भाषाओं में पारिभाषिक शब्दावली का विकास और प्रचलन, छापे के टाईपों की समस्या विभिन्न बोलियों की समस्या, हिन्दी और उर्दू की समस्या, एक समान भारतीय भाषा और सरकारी कामकाज के लिए उसके प्रयोग की समस्या।

अपनी पुस्तक में मैंने सर्वोपरि उन समस्याओं पर प्रकाश डालने का निश्चय किया, जिनका सम्बन्ध समूचे भारत से अथवा उसकी जनता के विशाल समुदायों से है। स्पष्ट ही, सबसे महत्वपूर्ण प्रश्न एक ऐसी भाषा का प्रश्न रहा है जो सारे भारत में काम दे सके। भारत में आज भाषा स्थिति को बेहतर समझ सकने के उद्देश्य से मैंने उसके इतिहास के विभिन्न कालों में भाषा के सर्वेक्षण किये ( अ ) मुसलमान शासकों की विजय से पहले का काल, ( अ ) मुस्लिम शासन काल, ( इ ) ब्रिटिश औपनिवेशिक शासन के अन्तर्गत और ( ई ) स्वाधीन भारत में।

अपने शासनकाल में अंग्रेजोंने भारत में अंग्रेजी भाषा के प्रसार के लिए भारी प्रयास किये। यह एक निश्चित उद्देश्य को लेकर किया गया था, जो लार्ड मैकाले तथा अन्य अंग्रेजोंने स्पष्ट अभिव्यक्त किया था, जिनका कहना था कि अंग्रेजी भाषा के प्रसार का उद्देश्य एक ऐसे वर्ग को जन्म देना है जो अंग्रेजों के और उनके द्वारा शासित करोड़ों भारतीयों के बीच दुभाषियों का काम कर सके, ऐसे लोगों का एक वर्ग जो वर्ण से भारतीय हो, किन्तु अपनी अभिरुचियों, विचारों नैतिक मान्यताओं में और दिमागी तौर पर अंग्रेज हों। अंग्रेजी भाषा के प्रसार का उद्देश्य भारत की राजनीतिक, सैद्धान्तिक तथा आर्थिक गुलामी को मजबूत करना था। इस प्रकार अंग्रेजों को भारतीय जीवन के अनेक क्षेत्रों में प्रधानता प्राप्त हुई जिन से भारतीय भाषाओं प्रतिबन्धित कर दिया गया था और उनके क्षेत्र को अत्यधिक संकुचित एवं सीमित कर दिया गया था।

### हिन्दी के प्रसार के लिए संघर्ष

भारतीय देश भक्तोंने अपने देश की मुक्ति के लिये और अंग्रेजी भाषा की प्रभुता के विरुद्ध संघर्ष छेड़ा। तब एक ऐसी भाषा की आवश्यकता पैदा हुई जो बहुभाषी भारतीय आबादी के लिये बोधगम्य हो, और जो उपनिवेशवादियों के विरुद्ध जनता के प्रयासों को एकता बद्ध कर सके। स्वामी दयानन्द सरस्वतीने हिन्दी को ऐसी भाषा घोषित किया यह निश्चय ही एक निष्पक्ष राय थी। क्योंकि दयानन्दजी की मातृभाषा गुजराती थी। भारत में अंग्रेजी के विरुद्ध हिन्दी के प्रचार के लिये एक आन्दोलन उठ खड़ा हुआ। विशेष संगठन कायम किये गये : " नागरी प्रचारिणी सभा " काशी में इलाहाबाद में " हिन्दी साहित्य सम्मेलन " और मद्रास में दक्षिण भारत हिन्दी प्रचार सभा। हिन्दी भाषा की पत्र-पत्रिकाओं के प्रकाशन के कारण हिन्दी के प्रचार को बहुत बढ़ावा मिला। ( मेरी पुस्तक में हिन्दी भाषा के प्रकाशनों की संख्या में बढ़ती और हिन्दी प्रकाशन गृहों की संख्या में वृद्धि का एक सर्वेक्षण शामिल है। ) यह बात उल्लेखनीय है कि हिन्दी भाषा में भारत का प्रथम समाचार पत्र " उदन्त मारतण्ड " ( १९२६ ) कलकत्ता से प्रकाशित हुआ था जो एक अहिन्दी प्रदेश है। कलकत्ता देश में हिन्दी में नियमित रूप से प्रकाशित होने वाली पत्रिकाओं की संख्या के मामले में अग्रणी था। ( १९२५ से पहले वहां ९० हिन्दी पत्रिकायें प्रकाशित होती थीं। आज त्रिपुरा और अण्डमान-निकोबार द्वीप समूह के अतिरिक्त देश के सभी राज्यों से हिंदी पत्र-पत्रिकायें प्रकाशित की जाने वाली अनेकों पत्रिकाओं में हिन्दी के लेख रहते हैं ( ऐसी पत्रिकाओं की संख्या केरल में २७, मद्रास में २१, आंध्र में १७ और मैसूर में २ है।

### सभी मुख्य भाषाओं का विकास

स्वाधीन भारत में देश की समस्त मुख्य भाषाओं के विकास के लिये और धीरे-धीरे अंग्रेजी को हटाकर भारतीय भाषाओं के प्रयोग के लिये कदम उठाये जा रहे हैं। भारत में आज एक लोकप्रिय नारा ' है ' अंग्रेजी के बजाय हिन्दी। '

मुझे ऐसा लगता है कि यह नारा पूरी तरह केवल हिन्दी भाषी प्रदेशों पर ही लागू हो सकता है। जहां तक गैर हिन्दी इलाकों का सवाल है, एक अधिक सही नारा होगा ' अंग्रेजी के बजाय प्रादेशिक भाषा तथा हिन्दी। '

इसका अर्थ होगा समस्त हिन्दी भाषी प्रदेशों में अंग्रेजी के स्थान पर हिन्दी का प्रयोग। गैर-हिन्दी प्रदेशों की जनता इस बात को तय कर सकती है कि आज दिन जिन क्षेत्रों में अंग्रेजी का बोलबाला है उनमें से किन क्षेत्रों में प्रादेशिक भाषा का प्रयोग किया जाए और किन के लिए हिन्दी अधिक उपयुक्त होगी। प्रकटतया राज्य के भीतर का सारा कामकाज भाषा प्रादेशिक भाषा में चलाया जा सकता है, और तमाम अन्तर राज्योमे कामकाज के लिए हिन्दी का प्रयोग हो सकता है। उच्चतर शिक्षा सस्थानों में शिक्षा का माध्यम क्या हो जहां इतने वर्षो से अंग्रेजी की प्रधानता रही है? शिक्षा के क्षेत्र में अंग्रेजी को अपदस्थ करने के लिये ( अ ) हिन्दी भाषी क्षेत्रों में शिक्षा का माध्यम हिंदी होना चाहिये और ( आ ) गैर हिंदी प्रदेशोंको सुविधानुसार प्रादेशिक भाषा तथा हिंदी दोनों का प्रयोग किया जा सकता है। मेरे विचार से ऐसा तरीका विभिन्न भाषायें बोलने वाले सभी भारतीयों को शिक्षा के लिये समान अवसर प्रदान करेगा।

### कुछ सम्भव हल

समान भाषा के रूप में अंग्रेजी को त्यागने पर, मेरी राय में, गैर हिंदी राज्यों तथा केंद्रीय कार्यालय के बीच पत्र-व्यवहार के लिये प्रादेशिक भाषा को तथा हिंदी का प्रयोग करना सबसे अच्छा रहेगा। केंद्रीय कार्यालय अपनी बारी पर गैर हिंदी राज्य को अपने आदेश उसकी प्रादेशिक भाषा में भेज सकते हैं और साथ में उसका हिंदी अनुवाद भेज सकते हैं। इस तरीके में जो अतिरक्त कठिनाइयां पैदा होंगी उन की तुलना में इसके फल स्वरूप प्राप्त होने वाला लाभ कहीं अधिक होगा। जैसे कि भारत की सभी मुख्य भाषाओं को सरकारी कामकाज के क्षेत्र में समान अधिकार प्राप्त हो जायेंगे। इस के अलावा, कुछ समय बाद, हर राज्य के प्रतिनिधि स्वयं ही धीरे-धीरे केंद्रीय कार्यालयों के साथ पत्र-व्यवहार के सब से सुविधामय और प्रभावशाली माध्यम पर पहुंच सकते हैं।

ये हैं, कुछ हल जो आज के भारत में भाषा—स्थिति के अध्ययन के दौरान मेरे दिमाग में आये।

### जातियों को बिना शर्त समानता

हमारा देश भी बहुभाषी है। इस लिये भारतीय पाठकों के लिये यह जानना रुचिकर सिद्ध हो सकता है कि सोवियत संघ में भाषा समस्या को किस प्रकार हल किया गया। अक्तूबर क्रान्ति के पहले भी लेनिनने रूसी भाषा को समस्त देश को अनिवार्य राज्य भाषा घोषित किये जाने का जबरदस्त विरोध किया था। ( लेनिन की मातृभाषा रूसी थी। ) इस सम्बन्ध में लेनिनने लिखा था कि एक अविचल जनतान्त्रिक

( જુઓ પાન ૭ )

## અગત્યની સૂચના

મું. પ્ર. આ. પ્ર. સભાની અંતરંગ સભાનું અધિવેશન તા. ૧૯-૯-૬૫ને રવિવારે બપોરે ૧ વાગે આર્યસમાજ સુરત સોની ફળિયામાં થશે. સભાસદોને પધારવા વિનંતિ છે.

નિવેદક
રવિશંકર મ. દ્વિવેદી
કાર્યવાહક મંત્રી સભા

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૬ માલિકોએ મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.



રજી. નં. જી/૩૭૪

॥ ओ३म् ॥

# आर्यप्रकाश

ऋग. यजु. साम. अथर्व.



મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ | તંત્રી : આચાર્યેન્દ્ર શાસ્ત્રી | [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ કારતક સુદ ૬ને શનિવાર તારીખ ૩૦—૧૦—૧૯૬૫ [ અંક ૩૦-૩૧મો

## यत्र - तत्र - सर्वत्र

### रावण का शुक्रिया

रावण ने अयुब का दिली शुक्रिया अदा किया है कि उसने इस बार उसको जगह-जगह जलने और अपमानित होने से बचा लिया।

रावण का यह घन्यवाद संदेश स्यालकोट में लगी भारतीय सेना के एक वायरलेस अफसर ने अपने सेट पर दो अक्तूबर को दिन के १२ बजे पकड़ा।

उस घन्यवाद संदेश की पुरी जानकारी अब सुलभ हो गई है और इसे आजकल रूप में यह दिया जा रहा है—

मेरे प्यारे अयुब खां, प्रसन्न रहो! तुम्हारे कारनामों पर बड़ा गर्व है! सचमुच तुमने एक बार फिर निशाचरों की लाज रख ली है। तुम हमारे कुल के दीपक हो और हिन्दुस्तान के साथ पिछली लड़ाई में तुम ठीक उसी 'तरह लडे' हो जैसे में लंका में रामदल के साथ लड़ा था।

तुम्हारी तरह मेरी लंका पर भी राम ने अपने बंदरों के साथ चढाई कर दी थी। और मुझे, मेरे परिवार को और मेरे राष्ट्र को तबाह कर दिया था। में तो इस लड़ाई में वीरगति प्राप्त कर गया, मगर तुम मुझसे भी बहादुर निकले कि अभी तक जीवित हो।

मेरी ही तरह तुम्हारी भी लंका फुक गई। तुम्हारे भी हजारो रजनीचर इस लड़ाई में काम आए. पर वाह रे वीसवी सदी के रावण तु तो मुझे भी मात कर गया। तेरी अकड़ और हेकड़ी से तो मैं भी बहुत कुछ सीख सकता हूं। मुझ में एक भारी कमी थी, इसकी बजह में परास्त हुआ मगर तुमने उस कमी को बड़ी खुबी से पुरा कर दिया। मेरा यह भ्रम था कि लड़ाई के वक्त भी आदमी को सत्याचरण करना चाहिए। अपने आदर्शों पर दृढ रहना चाहिए। पर वाह रे मेरे नए उत्तराधिकारी! तुने यह सिद्ध कर दिया कि सत्य का लड़ाई से कोई संबध नहीं है। झूठ हि युद्धका सबसे बड़ा हथियार है। काश! अगर मेरी समझ में भा यह महत्वपूर्ण बात तब आ गई होती तो मेरी ऐसी दूर्गति नहीं होती कि हर साल छोटे-छोटे लडके तार कमान लेकर मेरे दैत्याकार शरीर को छेदते और लाखों लोगो की उपस्थिति में मुझे फुंक दिया जाता।

मुझे हर साल भारी अपमान और क्षोभ बर्दाश्त करना पड़ता था। पर युग-युग जीओ मेरे सपुत कि तुने इस साल मुझे कुछ राहत दिला दी। भारतीयों को इस साल गांव-गांव रामलीला करने का हौंसला नहीं हुआ। तुम्हारे डर से ही अपने घर में छिपे रहे उस रुपए को चूपचाप रक्षाकोष में दे आए। इससे भारत की रक्षा हो या न हो, कमसे कम इस वार मेरी रक्षा अवश्य हो गई।

इसलिए मेरा हार्दिक धन्यवाद स्वीकार करा। मुझे पूरी उम्मीद है कि तुम धवराओगे नहीं और हिम्मत के साथ इस नए नए दल का अंतिम दम तक सामना करेंगे। मेरी मिसाल तुम्हारे सामने है। मैं अपने पुरे परिवार और आखिरी हथियार को भी लड़ाई में अपने साथ ले मरा। जैसे तुमने चीन को अपनी हिमायत के लिए बुलाया था मैंने भी पाताल से अहिरावण को बुला लिया था। अभी तो तुम दोनों जीवित हो फिर युद्ध-विराम कैसा?

अभी इतना ही किसी समय तुमसे आकर मिलूंगा, अगर में धरती पर न आ पाऊं तो तुम तो शीघ्र ही मेरे पास आ ही रहे हो।

आने से पहले मुझे तार कर देना. ताकि मैं तुम्हारे निवास इत्यादि का समुचित प्रबंध कर सकूं। कारण आजकल यहां भी बड़ी भीड़भाड़ है। हमारी बिरादरी के काफी लोग इधर तेजी से आ रहे है। और उनके लिए सारा-सामान जुटाना लगभग कठिन ही हो गया है।

लेकिन तुम अपने लिए चिन्ता न करना। तुम्हे दोजक में कोई तकलीफ नहीं होगी। मैंने अपना यहां भी काफी दबदबा बैठा लिया है। मेरा प्रभाव तुम्हारे लिए नहीं तो फिर और किसके काम आएगा? अपनी जरुरत की चीजो की सूची तो तुम पहले भी भेज सकते है। क्योंकि अभी-अभी मेरा गुप्तचर मेरे कान में कह गया है कि यमराज ने कुछ बहुत ही महत्वपूर्ण वारन्ट काटे है। डरता हू कहीं उनमें तुम्हारा भी नाम न हो।

( दैनिक हिन्दुस्तानके सौजन्यसे )

# દીપાવલીનો દિવ્ય સંદેશ

લેખક :
ડા. શ્રી ખુશાલભાઇ કે. પટેલ
વિદ્યાવાચસ્પતિ

દિવાળીનું દિવ્ય પર્વ આપણા ભારત દેશમાં વર્ષોથી ઉજવાતું આવ્યું છે. ભા=પ્રકાશ=જ્ઞાનપ્રકાશ તે રીતે भायाम् रत इति भारतः અર્થાત્ જ્ઞાનના દિવ્ય પ્રકાશમાં જે રમમાણ કરે છે એવો જે દેશ તે આ ભારત દેશ. આ રીતે ભરત ઋષિનું નામ ગૂંથી લઇ આ દેશનું નામ ભારત પાડેલું છે. તે અગાઉ આ દેશનું નામ ' આર્યાવર્ત ' હતું. આર્ય એટલે ઉન્નતિશીલ, પ્રગતિશીલ અને સાત્વિક વૃત્તિવાળો શ્રેષ્ઠ મનુષ્ય. અને આસુરી વૃત્તિવાળો રાવણ જેવો મનુષ્ય તે અસુર-અનાર્ય. માટે રામને સીતાજી પણ પણ " હે આર્યપુત્ર " કહીને સંબોધતાં હતાં,

આમ વિચારતાં જઈ એ તો તે આર્યપુત્ર રામે રાવણ ઉપર વિજયાદસમીને દિવસે વિજય પ્રાપ્ત કર્યા પછો જે દિવસ: ઉજવેલો તે આ દીપાવલી પર્વ. કેટલાક એને વૈશ્યોના હિસાબી વર્ષના અંતિમ દિન તરીકેનું પર્વ ગણે છે. વળી અહિંસાના પરમ ઉપાસક આર્યવીર મહાવીરસ્વામીનો તથા ગુર્જર સપૂત સૌરાષ્ટ્રના સંત ઋષિકુલકમલ મહર્ષિ દયાનંદનો નિર્વાણ દિન દિવાલી છે. આમ કોડિયું, દિવેલ અને દિવેટ ત્રણના સંયોગથી જલતા એ ભૌતિક દીપકના પ્રકાશમાં આપણા રામ, મહાવીર, અને મહર્ષિએ પ્રગટાવેલો દિવ્ય પ્રકાશ અને દિવ્ય સંદેશ છૂપાયેલ છે.

પરંતુ આ દિવ્ય પ્રકાશ લાધે ક્યારે? એના જવાબનો સંકેત પેલા કોડિયામાં ટીમટીમતાં દીપકમાં જ સમાયેલો છે. દીપક પોતે બળે છે. અંધકારનો નાશ કરી પ્રકાશને ફેલાવે છે. અંધકાર એટલે જ આસુરી વૃત્તિ અને પ્રકાશ એટલે જ સાત્વિક વૃત્તિ. માટે જીવનમાં સાત્વિકતા વિના અજવાળાં થવા અસંભવ છે. માટે સાત્વિકતાની સાધના અને રક્ષા માટે વિદ્વાનોએ પોતાની સરસ્વતિ [ વિદ્યા ]ને લગાવી દેવી જોઈએ, એજ સાત્વિકતાના પ્રચાર-પ્રસારમાં ધનવાનોએ પોતાની લક્ષ્મી [ ધન ] નો સદુપયોગ કરી લેવો જોઈએ, અને ભાવિકો તથા બલવાનોએ પોતાની દુર્ગા [ બલ-શક્તિ ] ને આ કાર્યમાં સહકાર-સહયોગમાં સંગઠિત કરવી જોઇએ.

કારણ આજે દેશમાં આસુરી વૃત્તિને બહેકાવવાના પ્રયાસો માંસાહારના પ્રચારથી થઇ રહ્યા છે. અંગ્રેજ, મોગલ કે મુસ્લિમ રાજ્યે જે નથી કર્યું તે માંસાહાર પ્રચારનું ભયંકર આસુરી કાર્ય આ આર્ય ઋષિઓના દેશ ભારતમાં ધમધોકાર થઇ રહ્યું છે અને તે પણ કહેવાતી ગાંધીની અનુગામી અહિંસક સરકાર તરફથી! આવી આસુરી સંપત્તિને ફાલવા દેવી, નિર્દોષ પ્રાણીની કતલ થવા દેવી અને અન્યાય સહન કરવો શું વ્યાજબી છે? અન્યાય કરનાર કરતાં અન્યાય સહન કરનાર વધારે પાપી છે. માટે રાવણના ભાઇ વિભિષણની માફક શાસનકર્તા આપણા ભાઇઓ સામે સંગઠિત થઇ અવાજ ઉઠાવવો જોઇએ. ઋષિ, રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, શંકરાચાર્ય, સહજાનંદ, નાનક, કબીર, દયાનંદ, ગાંધી વગેરે મહાપુરુષોએ પોષેલી સાત્વિકતાને આપણું જ રાજ્ય આજે કોળિયો કરી જવા માગે છે! આ વિકાસના નામે વિનાશના પંથેથી પાછા વળવું જ જોઇએ.

યાદ રાખો! સાત્વિકતા વિના દિલમાં દીવો થઇ શકશે નહિ. આસુરી પશુવૃત્તિમાંથી આગળ વધવા મનનશીલ માનવ શરીર મળેલું છે. જંગલી વાનર પણ જાણે છે કે માંસાહાર મારો ખોરાક નથી. જ્યારે માનવ વાનરથી પણ અધમ દશાએ જવા મથે છે. માટે દિવાળીના દિવ્ય દિવસોમાં વિશ્વશાંતિ માટે બીજાને સુફિયાણી સલાહ આપનાર આપણે ભારતીઓએ પ્રથમ અંતરમાં અજવાળું કરવું જોઇએ.

સાધનાની માંડણી માટે અહિંસાનું પ્રથમ સોપાન મહર્ષિ પાતંજલીએ બતાવેલું છે. ધર્મ એ ધારણ કરવાની વસ્તુ છે. પણ શું ધારણ કરવું? તો તરત પેલી સંત તુસીદાસની સાખી ગૂંજી ઊઠે છે કે दया धर्म का मूल है...માટે મૂળને જ પ્રથમ :ધારણ કરવું પડશે. એટલે દિવાળીનો દિવ્ય દીવો કરવા ઇચ્છનારે પ્રથમ અહિંસા અને દયા ઉપર આવવું પડશે. બહારના લાખ કોડિયાંના પ્રકાશ અંતરના આ દિવ્ય પ્રકાશ વિના કોડીની કિંમતના પણ રહેતાં નથી. માટે એ પ્રકાશને પામવા આ પાયાની વાતનો આજે વિચાર કરવો જોઇએ.

શું આજે અહિંસા અને દયાના તેલથી આપણાં દિલ ભરેલાં છે? વિચાર કરતાં જ આપણાં કાળાં-ધોળાં કર્મ આપણને અકળાવી મૂકે છે. નિર્દોષ પ્રાણીને ચાઉં કરી આજે કેટલાય પ્રભુ પ્રાર્થના કરી ભક્તાઇનો ઢોંગ કરે છે! નિર્દોષ ઉપર છરી ફેરવી પેટને કબર બનાવી પ્રભુ પાસે દયાનું દાન માંગે છે! વિચારવું જોઇએ કે દયાની માંગણી કરતાં પહેલાં દયાળુ બનવું પડે છે. બધાનો એક જ ઇશ્વર, એવું માનનારા પણ આજે નિર્દોષ મૂંગા પ્રાણીની હત્યા કરે છે! જે દેશમાં ઘી દૂધની નદીઓ વહેતી હતી ત્યાં આજે લોહીની નીકો વહેતી થઇ છે. ગૌપુત્રો બળદોની છબીઓનું મતપેટી ઉપર તો માનવંતુ સ્થાન ને નિશાન છે, પરંતુ કતલખાનામાં તેના ગળા ઉપર ઘાતકી નિર્દય છરો ફરે છે! વળી હવે તો દેવનાર પાસે જંગી યંત્રોથી એની હત્યા કરવાની વાત છે!! દેવ શબ્દને જ શરમાવનારા દેવનારના આ દૈત્ય જેવાં કાળાં કર્મને કયો મૂર્ખ વખાણશે? પહેલાં મૂંગી ફિલ્મ નીકળી અને પછી બોલતી ફિલ્મ આવી, તેમ આજે મૂંગા પ્રાણીઓ માટે જંગી કતલખાનું કરવા વિચાર્યું તો પછી બોલતાં પ્રાણી માટે પણ કતલખાનું ખોલનારાં આદેશમાં ફૂટી નીકળશે. કારણ અહાર તેવો ઓડકાર. માંસની સાથે મદીરા પણ જોડીયા ભાઇની માફક રહે છે જ. આ રીતે પ્રજાનાં ભેજાં તામસી બનશે, તેનો ખ્યાલ કેમ આવતો નથી? એક સમય કીડી જેવા પ્રાણીની પણ દરકાર કરનાર ભારતની આ ઘાતકી મનોદશા કોણે કરી?

માંસ કંઇ કુદરતી ખોરાક નથી. વાઘ, કૂતરાં, બિલાડાંનો એ ખોરાક છે. કારણ તેના તીક્ષ્ણ દાંત, પગનાં પંઝા, તેજ જઠર આ બધું તેને પચાવવા યોગ્ય બનાવી શકે છે. ગાજર, મૂળા, સક્કરીઆં, જામફળ

( જુઓ પાન ૭)




તંત્રીસ્થાનેથી

## દયાનન્દનો અમર સંદેશ

દિવાળી આવી અને ગઇ, અને પોતાની પાછળ કંઇક નવાંજૂનાં સંસ્મરણો મૂકતી ગઇ. મોંઘવારીને લીધે ગણો કે પાકિસ્તાનના પાપે થયેલી અથડામણને લીધે ભારતીય જનતામાં જાગેલી નવજાગૃતીને લીધે કોડિયાંઓનો ઝગમગાટ અને ફટાકડાના ધુમધડાકા મોટા પ્રમાણમાં ઓછા હતા.

મોંઘવારીથી પિસાતી ગરીબ પ્રજાનાં ઝુંપડાઓ નિશ્તેજ અને નિરાશાના વાદળોથી ઘેરાએલાં દેખાતાં હતાં. છતાં ધાર્મિક ભાવનાઓમાં ઓટ ન હતો દેખાયો. મંદિરોમાં પૂજા-પાઠ, હાલતાં ચાલતાં "સાલ–મુબારક", "નૂતન વર્ષાભિનન્દન" વગેરે શુભ ભાવનાઓનો ધોધ તો વહેતો જ હતો. જ્યાં જુઓ ત્યાં ભરત મિલાપનાં દૃષ્યો નજરે પડતાં અને રામ–રાવણની ચર્ચા સંભળાતી.

લાખો સાલ પૂર્વે વિજયાદશમીનો દિવસ સાત્વિકવૃત્તિનો આસૂરીવૃત્તિ ઉપરના વિજયની યાદ આજે પણ યથાવત રજૂ કરે છે અને દિવાળી તે જ વિજયની અભૂતપૂર્વ ઝાંખી કરાવી દર વર્ષે વિજયની ભવ્ય ભાવનાનાં દર્શન કરાવે છે.

આર્યસમાજની નજરે દિવાળીનું મહત્વ નિરાળું છે. મહર્ષિએ દિવાળીને દિવસેજ સૂર્યાસ્તના સમયે પોતાના જીવનનો દીપક બૂઝાવી આખા જગતમાં 'નવચેતનના દિવડાઓ પ્રગટાવ્યા હતા. ભગવાન् तैने अच्छी लोलाकी तेरी ईच्छा पूण हो" કહીને સંસારથી વિદાય લીધી હતી. હસ્તે મોઢે શરીર છોડતાં મહર્ષિએ તેમના અનુયાયીઓને આદેશ આપ્યો કે ઇર્ષ્યા દ્વેષથી પર રહી પ્રામાણિકતાથી સેવાવ્રતનું ચુસ્તપણે પાલન કરો, દેશમાં ફેલાયેલા અંધકારનો તેમજ પાપનો જીવનના જોખમે પણ સામનો કરી માનવતાનો પરિચય આપો.

પરમાત્મા અમ સહુને દિવાળીનો મહર્ષિનો સંદેશ જીવનમાં ઉતારવાની શક્તિ આપો એજ મંગળ કામના.

## ગુજરાતના સમર્થ વિદ્વાન્ શ્રી. આચાર્ય પં. મયાશંકરજીને દીર્ઘાયુષ્ય પ્રદાન કરે

ગુજરાતની આર્યજનતા દર્શનોના તેમજ સંસ્કૃત સાહિત્યના મૂર્ધન્ય બુઝુર્ગ વિદ્વાન પૂજ્ય શ્રી. આચાર્ય પં. મયાશંકરજીના નામથી તેમજ તેમની સાહિત્યિક સેવાઓથી ખૂબજ પરિચિત છે.

તેમણે મહર્ષિ દયાનન્દના અમર ગ્રન્થ સત્યાર્થ પ્રકાશનો ગુજરાતીમાં અનુવાદ કરીને મહાન્ અને આવતા દીર્ઘકાલ સુધી ન ભૂલાય તેવી સેવા તો બજાવીજ છે. તે શિવાય ભારતીય સંસ્કૃતિના પ્રેરણાશ્રોત છએ દર્શનોનું ગુજરાતીમાં ભાષ્ય કરી અમૂલ્ય ભેટ ગુજરાતના ચરણે ધરી છે. આ અપૂર્વ સેવા માટે આર્યજગત તેમનું સદા ઋણી રહેશે.

સરળ અને સાધુસ્વભાવ એ મહાન વિભૂતિની આજે ૮૦ વર્ષની ઉમ્મરે પણ અવિરત સેવા ચાલુજ છે. આર્યપ્રકાશના વાચકો આર્યપ્રકાશદ્વારા તેમના ઉપનિષદો ઉપરના લેખોનું અમૃતપાન કરવા ભાગ્યશાળી થયા છે.

પાછલા કેટલાક વખતથી તેમને શારીરિક અશક્તિને લીધે પેશાબની તકલીફ રહેતી હતી. સમય જતાં તકલીફ વધી અને છેલ્લે આણંદના ફૂકના દવાખાનામાં દાખલ કરવામાં આવેલા. ત્યાં તેમના પ્રોસ્ટેડ ગ્લેંડ્સનું ઓપરેશન કરવામાં આવેલું. ઓપરેશન સફળ થયું અને હવે ભગવાન્‌ની કૃપાથી આચાર્યશ્રીની તબિયત ઘણીજ સુધારા પર છે.

પરમાત્મા આચાર્યશ્રીને શીઘ્ર સુસ્વાસ્થ્યપૂર્ણ દીર્ઘાયુષ્યપ્રદાન કરે એજ પ્રભુ પ્રત્યે નમ્ર પ્રાર્થના.

માધવેન્દ્ર શાસ્ત્રી

## એ સમય સ્વામી દયાનંદની યાદ આવી જાય છે

આર્ય કવિ જીવનલાલ રાંઠોડ, વડોદરા

જ્યાં પ્રપંચને પાખંડ કેરી જાળ બિછાવાય છે,
ને ધૂર્તજનથી, માનવીઓ ખૂબ જ્યાં લૂંટાય છે;
કોઇ જન કરે વિરોધ ના, જ્યાં થઇ રહ્યો અન્યાય છે,
એ સમય સ્વામી દયાનંદની યાદ આવી જાય છે.

ડર બતાવે દેવનો ને, ગ્રહ તણી નડતર ઘણી,
નિવારણ તેનું કરો, નહિંતર જરૂર દ્રેશે હણી;
ભૂવા તેમજ બ્રાહ્મણોને, આજ પણ પોષાય છે,
એ સમય સ્વામી દયાનંદની, યાદ આવી જાય છે.

પ્રતિમા એ પ્રભુ છે, સેવા કરો, દર્શન કરો,
મિષ્ટાન્નના ભોગો ધરો, આચાર્યને ચરણે ધરો;
કરોડો રૂપિયા તણું, જ્યાં નિત્ય પાણી થાય છે,
એ સમય સ્વામી દયાનંદની યાદ આવી જાય છે.

આ ઊંચા ને આ નીચા, ભેદો રહ્યા જે પાડતા,
કરોડો અમ બંધુઓનાં, ધર્મ પરિવર્તન થતાં;
ઇશ્વરતણા સૌ પૂત્ર છે, એ વાત ના કહેવાય છે,
એ સમય સ્વામી દયાનંદની યાદ આવી જાય છે.

વેદ એ સત્શાસ્ત્ર છે, પૂરાણ એ પૂરાણ છે;
ત્રણ કાળમાં જે સત્ય છે, એ વેદનું પ્રમાણ છે;
વેદ બદલે પૂરાણોની જ્યાં કથાઓ થાય છે,
એ સમય સ્વામી દયાનંદની યાદ આવી જાય છે.

માનવી ઇશ્વર બનીને, લોકમાં પૂજાય છે,
ભગવાન પણ અવતાર લે, એ માન્યતા વર્તાય છે;
અજન્મા હોવા છતાં, ઉપદેશ ખોટા થાય છે,
એ સમય સ્વામી દયાનંદની, યાદ આવી જાય છે.

કહેવાય છે ત્યાગી છતાં, ભોગી બની જીવી રહ્યા,
ને બોધ દે વૈરાગનો, કષ્ટો નથી જેણે સહ્યાં;
હોંશે ઝીલ્યા ધૂળ પત્થરો, ના મહર્ષિ દેખાય છે,
એ સમય સ્વામી દયાનંદની, યાદ આવી જાય છે.

વેદની વાતો કરી, ને દેશની સેવા કરી,
ક્રાંતિ જગાવી ધર્મમાં, આ દેશ આખામાં ફરી;
બલિદાન આપ્યું "જીવન"નું, ને વિરલ મૃત્યુ થાય છે,
એ સમય સ્વામી દયાનંદની, યાદ આવી જાય છે.

# મહાન વૈજ્ઞાનિક દયાનંદ

લે. શ્રી દેવીદાસ આર્ય અનુ. શ્રી સુભાષ એમ. પટેલ (બી. એ.)

આર્ય સમાજના સંસ્થાપક મહર્ષિ દયાનંદ સરસ્વતિને ફક્ત ધાર્મિક નેતા કહેવું એ અયોગ્ય છે, કારણ કે એમણે ફક્ત ધાર્મિક; સામાજિક અને રાજનૈતિક ક્ષેત્રમાં જ ક્રાંતિ કરી છે એવું નથી પણ જીવનના દરેક ક્ષેત્રમાં પ્રકાશ પાડ્યો છે. મેં આ લેખનું શિર્ષક મહાન વૈજ્ઞાનિક દયાનંદ આપ્યું છે. આનાથી કેટલાકને આશ્ચર્ય તો અવશ્ય થશે પણ એટલું તો હું આત્મવિશ્વાસથી કહી શકું છું કે આ નવા યુગમાં જ્યારે કોઇના માથામાં વિમાન બનાવવાની વાત સૂઝી ન હતી ત્યારે સ્વામીજી એ સંસારનું ધ્યાન આ વિદ્યા તરફ દોર્યું હતું, અને કહ્યું હતું કે "वेद गडरियों के गीत नहीं है बल्कि सत्य विद्याओंकी पुस्तक है"। આમાં તત્વજ્ઞાન ભર્યું છે એટલા માટે જ સ્વામીજીએ ખૂલંદ અવાજે ઘોષણા કરી કે "સંસારના લોકો વેદને અનુસરો." દયાનંદે ફક્ત ઘોષણા જ કરી નથી સિદ્ધ કરીને બતાવ્યું છે.

મહર્ષિ દયાનંદે સન ૧૮૫૭માં ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા નામનું પુસ્તક લખ્યું છે, એમાં હવાઇ જહાજ બનાવવા સંબંધમાં જણાવ્યું છે કે જહાજ ત્રણ પ્રકારનાં બનાવવાં જોઇએ.॥ પૃથ્વી પર, સમુદ્રમાં અને આકાશમાં ઉડે એવાં. શહેરોના રસ્તા પર ચાલે એવી મોટરગાડીઓ અને વાહનો મનથી પણ વધારે ગતિવાળી હોવી જોઇએ." ત્યાર બાદ તેમણે જહાજ બનાવવાની રીતનું સુંદર વર્ણન કર્યું છે.

મહર્ષિ દયાનંદે જ્યારે સન ૧૮૫૭માં જોરદાર શબ્દોમાં વિમાન બનાવવાની વાત કરી ત્યારે વૈજ્ઞાનિકોએ એમની હાંસી ઉડાવી અને નિરર્થક દલીલ કરી કે જ્યાં સુધી ગુરૂત્વાકર્ષણમાં બળ છે ત્યાં સુધી કોઇપણ માનવીને માટે હવામાં ઉડવું એ અશક્ય છે. આ વાત ઇશ્વરના નિયમથી વિરૂદ્ધ છે. લોકોએ સ્વામીજીનો તિરસ્કાર કર્યો અને પૂછ્યું મહારાજ! આપ વાતો તો મોટી મોટી કરો છો પણ શું આપ વિમાન સાચે જ બનાવી શકશો ખરા? આના જવાબમાં એમણે કહ્યું કે "જો મને વિમાન બનાવવાનો સામાન મળે અને સરકાર મદદ કરે તો હું અવશ્ય વિમાન બનાવી શકું છું. સ્વામીજીની ઇચ્છા તો પૂરતા સાધનોના અભાવે પૂર્ણ થઇ શકી નહીં, પરંતુ એમના પરમ શિષ્ય અને આર્યસમાજ મુંબઇના સભ્ય શ્રી તલપદેએ સંસારમાં પહેલું વિમાન સન ૧૯૦૩માં બનાવ્યું અને એનું નામ "**મરુત સખા**" પાડ્યું. વડોદરાના મહારાજાની સમક્ષ મુંબઇમાં ચોપાટી ઉપર એનું સફળતા પૂર્વક ઉડ્ડયન કર્યું. પણ દુર્ભાગ્યની વાત એ થઇ કે શ્રી તલપદે ધાર્યા કરતાં વહેલા મૃત્યુ પામ્યા. અને એમની શોધને કોઇએ આગળ ધપાવવાનો પ્રયત્ન કર્યો નહીં. આખરે જર્મન લોકો એમની શોધનું બધું સાહિત્ય લઇ ગયા અને સન ૧૯૧૦માં જર્મનીના કાઉન્ટ જૈપલને વિમાન બનાવ્યું. હાલમાં બરાબર એવા જ પ્રકારનાં વિમાનો બને છે.

જેના વિષે સ્વામીજીએ ૧૮૫૭માં લખ્યું છે કે "મનના વેગથી પણ તીવ્ર ગતિથી ચાલતું વિમાન હોવું જોઈએ." સ્વામીજી ને મહાન વૈજ્ઞાનિક કહેવાનું આ ઠોસ પ્રમાણ છે.

સ્વામીજી એ પ્રાચીન ભારતના જ્ઞાન ભંડારની પ્રશંસા કરતાં પોતાના અમરગ્રંથ "સત્યાર્થ પ્રકાશ"માં ભારદ્વાજ ઋષિનું અમૂલ્ય પુસ્તક "અંશુબોધની"નું પણ વર્ણન કર્યું છે. આ પુસ્તકમાં અનેક વિદ્યાઓનું વર્ણન છે એમાં વિમાન શાસ્ત્રનું પણ એક પ્રકરણ છે. આ પ્રકરણમાં જુદી જુદી જાતના વિમાનો બનાવવાનું સુંદર વર્ણન કરેલું છે. મહર્ષિ દયાનંદ પહેલા મહાન પુરુષ થઇ ગયા જેમણે દુનિયાના વૈજ્ઞાનિકોને પડકારીને કહ્યું કે "પ્રાચીન ભારતમાં વિજ્ઞાન ઉન્નતિના શિખર પર હતું. અને આ વિદ્યાને ફરીથી જીવિત કરી શકાય છે." આમ સ્વામીજીએ ભારતને પારસમણિ બતાવ્યો અને વેદને બધી સત્ય વિદ્યાઓનું પુસ્તક માન્યું છે.

# ભ્રષ્ટાચારનાં મૂળ

લેખક : રામચંદ્ર કાળીદાસ આર્ય

ભ્રષ્ટાચારનાં મૂળ પાશ્ચાત્ય ઢબની અર્થ વ્યવસ્થા શોષણખોરીના સિદ્ધાંત પર ચાલી રહેલા સંખ્યાબંધ ધાર્મિક સંપ્રદાયોમાં છે. શોષણખોરીના સિદ્ધાંત પર ચાલી રહેલા સંપ્રદાયો માનવીને પ્રમાદી, પાખંડી, તરંગી, બુદ્ધિહીન અને ભ્રમિત બનાવી દે છે.

સાંપ્રદાયિક સામંતશાહીવાદી શોષણખોર જમાત ધાર્મિક પ્રચારને નામે ભયંકર પાખંડો અને પ્રપંચો દ્વારા માનવસમાજના આત્મામાં ભ્રષ્ટાચાર ઘૂસાડી રહ્યા છે.

સિનેમા અને બીજાં કેટલાંક કળામંડળો કળાના નમે ખુલ્લી રીતે ભ્રષ્ટાચારનું શિક્ષણ આપી રહ્યાં છે.

સિનેમાની સ્ક્રીન ઉપર દેખાતી વેષધારી સતીઓ, કામચલાઉ પતિ પરાયણ પત્નીઓ અને કૃત્રિમ પત્નીવ્રતધારી પુરુષોના બનાવટી પૈસાના માટે વેષભજવનારા એક્ટરોના તથા સતિત્વના કૃત્રિમ અભિનયો કરનારી નટીઓ અને એ નટરાજોના ખાનગી જીવનો સિનેમાની સ્ક્રીનોની પડદા પાછળ કયા પ્રકારનાં છે એનો અભ્યાસ કદી કોઇએ કર્યો છે?

સ્ત્રી સ્વાતંત્ર્યતાને નામે નગાડાં વગાડીને સ્ત્રી સમાજને અવનતિમાં ઉતારતી આ એક કળા છે. અરે અજાણમાં થતી ભૂલ છે. અને એ ભૂલનો ભોગ ભારતની ભોળી, વિશ્વાસુ નારીઓ બને છે. હોલીવૂડની ભયંકર ભૂતાવળ સમી સ્વચ્છંદતામાં ભ્રષ્ટાચારની ભઠ્ઠીમાં ભારતી સંતોના સદાચાર અને સંયમની ભસ્મ થઈ જાય છે.

સિનેમા શોખીનો કહે છે કે– "જેનું દિલ કાબૂમાં છે એને કોઇપણ બૂરાઈ કાંઈ કરી શક્તી નથી" આનો જવાબ અમો આપીએ છીએ કે–

આ કહેવાતી પવિત્ર સ્ત્રીનટીઓ જ્યારે એ કહેવાતા પવિત્ર નટરાજોના ગળામાં હાથ નાંખીને નૃત્યના રંગના નશામાં આવી જાય છે. અને એ સ્ક્રીન ઉપર કે રંગભૂમિ ઉપર એક બીજાંઓ ચૂંબનો કર્યે જાય છે. અને જ્યારે તેમના હૃદયસ્પર્શના અભિનયો થતા હોય છે, અને જ્યારે તેઓ એક બીજાને છાતી સરખાં ભેટી પડે છે, ત્યારે શું એ બધાં ચેતન હીન પથ્થરનાં પુતળાં હોય છે? કે જેથી એમના ઉપર કશી બૂરાઈ અસર કરતી નથી? શું એમને કોઈજ વિકાર થતો નથા? ખરું જોતાં તો દીલની મજબૂતાઇના નામે ખાનદાન કુટુંબની કન્યાઓને સિનેમા સ્ટાર બનવાની લાલચ દેખાડવામાં અ વે છે.

સદાચારી આર્ય કુટુંબો એને કોઇ કાળે પણ કબુલ નહિ જ રાખે.

સંગીતની પવિત્ર દેવી સરસ્વતીની મૂર્તિ સામે અત્યારે કરોડો હિન્દુઓનાં મસ્તકો નમી પડે છે. તે તો એ મહાદેવીની પવિત્રતાને આભારી છે. સંગીતને આભારી નથી.

એ સંગીતની દેવીએ ગાલ ઉપર ગુલાબી પાઉડર લગાવ્યો નહતો. એ દેવીએ લિપસ્ટીક લગાવીને પોતાના હોઠને લાલ બનાવ્યા ન હતા. એ સંગીતની પવિત્ર દેવીએ પોતાનાં સંગીતને નટી બનીને વેચ્યા ન હતાં.

એ તો બ્રહ્મચારીણી હતી. એ અગ્નિ જેવી પ્રબળ હતી એ નાણાં લઇને નૃત્ય કરનારી નટી ન હતી. અને એ સરસ્વતીએ ફિલમોના લેખક સાથે ગુસપુસ વાતો કરી ન હતી ને એકાંત જીવન સેવ્યાં ન હતાં. તે પોતે આ વ્રત જન્મ કુંવારી રહેવા છતાં પતંગિયાની માફક પુષ્પે પુષ્પે ભમીને ભાન ખોયાં ન હતાં. સરસ્વતીના સતિત્વ, આદર્શ જીવન અને પવિત્રતાના પમરાટની પ્રભા હજુ પણ ભારતીય સંતાનોને આકર્ષે છે. અને તેથીજ આર્ય સંતાનો તેને માતારૂપે માનીને હજુ પણ નમન કરે છે. એ સંગીતની દેવી એ મહામાયા માતૃદેવી હતી એ કોઈ નગદ નારાયણના નાદમાં કંઠ અને સૌન્દર્યને વેચનારી નટી ન હતી.

આ સર્વ વ્યાપી ભ્રષ્ટાચારતી ભયંકરતાએ સહુને ચિંતાવાળા બનાવી દીધા છે.

આ બધા અનાર્ય સભ્યતાના અવશેષરૂપ અમાનવતા જેવા ભયંકર શત્રુઓને શુદ્ધ કરવાની આપણી સહુની ફરજ છે.

સિનેમાની નાગચૂડમાંથી પ્રભુ આર્યસંતાનોને બચાવે એજ પ્રાર્થના.

ઓરમ્ શાંતિ : શાંતિ : શાંતિ :

# ઈશ્વર અને તેની પૂજા

લેખક : રામચંદ્ર કાલિદાસ આર્ય

( ગતાંકથી ચાલુ )

જે મહાન પ્રભુએ આ મનુષ્ય શરીર આપી આપણા ઉપર ઉપકાર કર્યો છે. અને અમારા કાર્યમાં આંતરિક સહાયતા આપે છે તે આપણને અનુકૂળતાઓ કરી આપે છે, જેથી આપણું બધાં કામ સુગમતાથી કરીએ છીએ. તે પરમાત્માને ચોવીસ કલાકમાં એક ઘડી પણ જે મનુષ્ય યાદ કરતો નથી તે ઉત્તમ દેહરૂપી હીરાને વિષયરૂપી કાચને માટે સદાને માટે ગુમાવી બેસે છે.

પ્ર. તેને ઘણા લોકો નિર્ગુણ અને નિષ્ક્રિય કહે છે તે સાચું છે?

ઉત્તર. જરાપણ સાચું નથી. જુઓ સાંભળો.

न तस्य कार्यं करणंच विद्यते न तत्समस्वाभ्यधिकश्चदृश्यते पराशयशक्तिर्विविधैव श्रयते स्वाभाविकी ज्ञानवल क्रिया च

શ્વેતાશ્વતર ઉપનિ. અ. ૬ મં. ૮

પરમાત્માથી કોઈપણ કાર્ય છૂપું રહી શકતું નથી. તે સર્વજ્ઞ છે. તેથી બધું જ જાણી શકે છે. આ સૃષ્ટિનો ઉત્પન્ન કરનાર તેના સિવાય બીજો કોઈ નથી. કેમ કે તેનાથી અધિક આ બ્રહ્માંડમાં કોઈ નથી. સર્વોત્તમ શક્તિ અર્થાત જેમાં અનંતજ્ઞાન, અનંતબળ, અને અનંત ક્રિયા જોઈ શકાય છે. અને તે પણ તેનામાં સ્વાભાવિક છે.

જો ઈશ્વર નિષ્ક્રિય હોત, તો જગતની ઉત્પત્તિ, સ્થિતિ, અને પ્રલય તેનાથી થઈ શકત નહિ. નિષ્ક્રિય વ્યક્તિથી કોઈ કાર્ય થતું જ નથી. વિભુ ચેતન હોવાથી અનંત ક્રિયાઓ કરી શકે છે.

હવે કોઈને પ્રશ્ન ઉદ્ભવશે કે જ્યારે તે ક્રિયા કરે છે તો તે ક્રિયા અંતવાળી હોય છે કે અનંત? ઉત્તર તદ્દન સમજી શકાય એવો સહેલો છે. કે જેટલા દેશકાળમાં જેટલી ક્રિયા કરવી ઉચિત લાગે, તે પ્રમાણમાં તે ક્રિયા કરે છે. એટલે કે જેટલીની જ્યાં જરૂર જણાય તેટલી જ ત્યાં થાય. કારણ કે તે અનંત જ્ઞાનવાન છે.

પ્ર. જેમ માનવીની હયાતિ મર્યાદિત છે તેવી રીતે પરમાત્મા કેટલો સમય અસ્તિત્વમાં રહે છે.

જ. પરમાત્મા અનાદિ છે. તેનો આદિને અંત છે જ નહિ. તે દેહધારી નથી. પરમાત્મા પૂર્ણજ્ઞાની છે. તે જ્ઞાન એવું છે કે જેનાથી જેવું હોય તેવું જાણી શકાય. જે પદાર્થ જેવા પ્રકારનો હોય તેવો તેને જાણવો તે ખરું જ્ઞાન કહેવાય છે. ઈશ્વરને અનંત જાણવો તે જ્ઞાન કહેવાય. તેનાથી વિરૂદ્ધ સમજવું ને માનો લેવું તે અજ્ઞાન અને અવિદ્યા કહેવાય.

" यथार्थ पूनि ज्ञानमिति "

જેના જેવા ગુણ-કર્મ-સ્વભાવ હોય તેજ પ્રમાણે તેને જાણવું તે જ્ઞાન વિજ્ઞાન કહેવાય તેનાથી ઉલટું તે અજ્ઞાન!

कलेश कर्म वियाकाशयै रपरा मृष्टः पुरुष विशेष ईश्वरः

યોગસૂત્ર સમાધ પાદો સૂ. ૨૪

જે અવિદ્યાદિ કલેશોથા રહિત, ઈષ્ટ-અનિષ્ટ ફળદાયક કર્મોની વાસનાથી પણ રહિત હોય, તે સર્વ જીવોથી વિશેષ ઈશ્વર કહેવાય.

પ્ર. ઈશ્વર અવતાર લે છે કે નહિં?

જ. ઈશ્વર અવતાર લેતો નથી " अज एक पात " सपर्यगाच्छुक्र मकायम् "

આ યજુર્વેદનું વચન છે. ઇત્યાદિ વચનોથી સિદ્ધ થાય છે કે ઈશ્વર જન્મ લેતો નથી.

પ્ર. શ્રી કૃષ્ણજી ભગવદ્ ગીતાના અધ્યાય-૪માં કહે છે કે જ્યારે ધર્મનો લોપ થાય છે અને ત્યારે હું શરીર ધારણ કરું છું. શું આ વાત ખોટી છે?

જ. આ વાત વેદ વિરૂદ્ધ હોવાથી અપ્રમાણ કહી શકાય નહિ. પરંતુ એમ માની શકાય કે શ્રી કૃષ્ણજી ધર્માત્મા અને ધર્મની રક્ષા કરવાવાળા હતા. તેથી તેમણે અનુમાનથી એમ લખ્યું હોય કે હું યુગ યુગમાં જન્મ લઈને દુષ્ટોનો નાશ કરી શકું છું. તો કોઈ દોષ નથી. કારણ " परोपकाराय सतां विभूतयः "

પરોપકારના માટે સત્પુરૂષોનું તન-મન અને ધન હોય છે. પણ તે ઉપરથા શ્રી કૃષ્ણજી ઈશ્વર થઈ શકતા નથી.

પ્ર. જો ઈશ્વર અવતાર નહિં લેતા હોય તો રાવણાદિનો નાશ કોણ કરત.

જ. પ્રથમ તો જે જન્મ્યું છે તે જરૂર મરવાનું તો છેજ. વળી જે પરમાત્મા શરીર ધારણ કર્યા શિવાય આ જગતની ઉત્પત્તિ-સ્થિતિ અને પ્રલય કરી શકે છે. આવા મહાન કાર્યોના મુકાબલામાં કંસ-રાવણ વગેરે એક કીડી સમાન પણ નથી. વળી તે સર્વ વ્યાપક હોવાથી કંસ રાવણદિના શરીરમાં પણ વ્યાપેલો તો છેજ. જેથી તે જ્યારે ચાહે ત્યારે તેનોનાશ કરી શકે છે. એક ક્ષુદ્ર જીવને મારવા માટે અનંત ગુણ કર્મ સ્વભાવ યુક્ત પરમાત્માને જન્મ મરણ યુક્ત સમજવો તે નરી મૂર્ખતા છે.

જો કોઈ કહે કે ભકતનો ઉદ્ધાર કરવા માટે અવતાર લે છે તો તે પણ જરાએ સત્ય નથી. કારણ જે ભક્ત ઈશ્વરની આજ્ઞાનુસાર ચાલે છે. તેમનો ઉદ્ધાર કરવાનું સંપૂર્ણ સામર્થ્ય તેમના હાથમાં જ હોય છે. શાન્તિથી સૂક્ષ્મ દ્રષ્ટિથી જોતાં પ્રભુના મહાન કામોનો વિજય હંમેશાં હોય છે. " न भूतो न भविष्यति " ઈશ્વરની બરાબર ન કોઈ થયો છે અને કોઈ થશે પણ નહિ. પરમાત્મા અનંત હોવાથી તેનું આવવું અને જવું એ સિદ્ધ થતું નથી. યુક્તિ પ્રયુક્તિથી પણ ઈશ્વરનો અવતાર સિદ્ધ થઈ શકતો નથી. આવવા જવાનું તો ત્યાં જ થઈ શકે કે જ્યાં તે ન હોય. પરંતુ જગતમાં તેના સિવાય એક અણુ પણ ખાલી નથી. સૂક્ષ્મથી સૂક્ષ્મ વસ્તુમાં પણ તેની ક્રિયાશક્તિ કાર્ય કરતી આપણે જોઈ શકીએ છીએ તેથી તેના જન્મમરણાદિ માન્ય થઈ શકે નહિ.

પ્રશ્ન :- ઈશ્વર પોતાના ભક્તોનાં પાપ ક્ષમા કરે છે કે નહિ?

જવાબ :- જો ઈશ્વર પાપની ક્ષમા કરે તો તે ન્યાયી રહી શકે નહિ અને સમાજમાં મનુષ્યો મહાપાપી થઈ જાય. પાપની ક્ષમા મળતી જાણી પાપીઓ પાપકર્મો નિર્ભય બનીને કરે. જો રાજા ચોર આદિ ગુનેગારોને તેના અપરાધની ક્ષમા આપે તો લોકો અધિક પાપ અને ચોરી કરશે. કર્મનું ફળ યથાવત આપવું એ જ ઈશ્વરનું કર્તવ્ય છે.

પ્રશ્ન :- જીવ સ્વતંત્ર છે કે પરતંત્ર?

જવાબ:- જીવ પોતાના કર્મોમાં સ્વતંત્ર અને ફળ ભોગવવાની જે ઈશ્વરી વ્યવસ્થા છે તેમાં પરતંત્ર છે. " स्वतंत्रःकर्ता " આ પાણિની વ્યાકરણનું સૂત્ર છે. જે સ્વતંત્ર હોય તે જ કર્તા થઈ શકે છે. જેના સ્વાધીનમાં શરીર પ્રાણ-ઈંદ્રિય અને અંતઃકરણાદિ હોય તે સ્વતંત્ર કહેવાય. જે પરતંત્ર હોય તે પાપપુણ્યના ફળનો ભોક્તા થઈ શકતો નથી. જેમ કોઈ માણસે તલવારથી બીજાને મારી નાખ્યો એટલે મારવા વાળાને સજા થાય છે. તલવારને સજા થતી નથી. જીવ પોતાની શક્તિનુંસાર કર્મ કરવામાં સ્વતંત્ર છે પરંતુ ફળ ભોગવવા માટે સ્વતંત્ર નથી જ. ઈશ્વરી નિયમાનુકૂળ પરાધીન થઈને ફળ ભોગવવું પડે છે ઈશ્વર પવિત્ર હોવાથી તે જીવને પાપ કરવાની પ્રેરણા કરતો જ નથી પરંતુ જીવ વિષય સુખની લાલસાથી સ્વતંત્ર રીતે કર્મ કરે છે.

( વધુ આવતે અંકે )

( પાન ૮નું ચાલુ )

અમોને પૂરેપૂરો સહકાર મળતો, તેઓ પણ આ સભાઓમાં પહેલેથી તે છેલ્લે સુધી અવશ્ય હાજરી આપતા અને પંડિતોને દક્ષિણા પણ આપતા.

સ્વ. નંદકુંવરબા ગરાસિયા બોર્ડિંગ એ ભાવનગર રાજ્યના ખર્ચે ચાલતી હતી. આ છાત્રાલયમાં સૌરાષ્ટ્ર ભરના રાજપૂત કુમારો ભણવા આવતા, કારણ કે અહીં કોલેજ, હાઇસ્કૂલોની સગવડ હતી આ છાત્રાલયના મુખ્ય કાર્યકર્તાઓમાં સ્વ. ધિરસિંહ ધુરાભાઈ ગોહિલ કે જેઓ એક ચુસ્ત આર્ય-સમાજીષ્ટ હતા. "ક્ષત્રિય મિત્ર" નામનું માસિક પ્રગટ કરતા, પોતે સારા લેખક અને વક્તા પણ હતા. તેમના માસિકમાં આર્ય સિદ્ધાંતોનો બહુ સારી રીતે પ્રચાર કરતા. કચ્છ સૌરાષ્ટ્ર અને ગુજરાતના ક્ષાત્રઓમાં આ માસિકનો ફેલાવો પણ મોટો હતો. તેમનું ક્ષત્રિય સમાજમાં સારૂં એવું માન હતું, આ છાત્રાવાસમાં અવારનવાર વ્યાખ્યાનો ગોઠવાતાં; પ્રસિદ્ધ અને પ્રતિષ્ઠિત રાજપુત્ર આગેવાનો તેમાં ભાગ લેતા અને રાજપુત યુવીનોમાં આર્યસમાજ પ્રત્યે સારૂં એવું આકર્ષણ થવા પામતું.

ધારો કે એ સમયમાં બહેનો આર્યસમાજની જાહેર સભાઓમાં ઓછી આવતી. પરંતુ જે પુરુષો આવતા તે પોતાના સંતાનોને અવશ્ય સાથે લાવતા. આર્ય પરિવારના જુવાન છોકરાઓ પણ આર્યસમાજની પ્રવૃત્તિઓમાં પૂરેપૂરો ભાગ લેતા. અને એક જાતની પરંપરા જળવાતી હતી. આ બહેનો આર્ય અતિથિઓનો અને આર્ય પરિવારોનો ખુબ જ ભાવથી સત્કાર કરતી. શ્રદ્ધા અને સદ્ભાવ પણ ખુબ રાખવામાં આવતો.

મને બરાબર યાદ છે કે સ્વ. સ્વામી સત્યદેવ પરિવ્રાજક અને અજમેરના પંડિત સૂર્યદેવ શર્માનાં અને અન્ય પ્રસિદ્ધ વક્તાઓનાં વ્યાખ્યાનોમાં હજારોની સંખ્યામાં જનતા એકત્ર થતી. અને લોકો પણ આર્ય વક્તાઓના વિચારોથી અને વકૃત્વથી પ્રભાવિત થઇને જતા. અને નવી વિચારધારા અને નવી દ્રષ્ટિ પ્રાપ્ત થતી.

એ વખતે સોનગઢ ગુરુકુળના આચાર્ય પદે શ્રી ચંદ્રકાન્તજી વેદવાચસ્પતિ વેદાચાર્ય કે જેઓ ગુરુકુળ કાંગડીના એક ઉજ્જવળ સ્નાતક હતા. પ્રકાંડ પંડિત અને ઉત્તમ વક્તા હતા તેમના ભાષાણો ભાવનગરની શામળદાસ કોલેજમાં રખાતાં. તેમનાં ભાષણોથી કોલેજના યુવકો મુગ્ધ થતા. જાણીતા આર્ય સંન્યાસીઓ અને આર્ય નેતાઓને અમો સ્ટેટ ગેસ્ટ હાઉસમાં ઉતારતા રાજ્ય તરફથી વાહન મળે તેવો બંદોબસ્ત પણ રાખતા. જાહેર સમારંભોમાં રાજ્ય તરફથી દરેક જાતનો સહકાર અમોને મળી રહેતો.

હિંદુસભાની જાતિમાં અમે માનતાની કોંગ્રેસ પ્રવૃત્તિઓમાં અમો ભાગ ન લેતા. પણ અન્ય સેવા પ્રવૃત્તિઓમાં અમો તેમની સાથે મળીને કામ કરતા અને અમારા સહકારની કોંગ્રેસ અપેક્ષા પણ રાખતી. પછાત વર્ગના વિસ્તારોમાં અમારી છાપ તેમના કરતા ઘણી વધારે હતી. આર્ય-સમાજ મંદિરમાં દવાખાનું ચલાવતા મેલેરિયાની સિઝનમાં મફત દવાઓ જનતામાં ઘેરઘેર જઇને સ્વયંસેવકો દ્વારા પહોંચાડવામાં અમારા પ્રયત્નો વધુ લાગણીભર્યા અને ઉષ્માભર્યા રહેતા.

ગુજરાતી ભાષામાં વડોદરાનું પ્રચારક માસિક, અને હિંદુ પત્રિકા તેમ જ આણંદથી પ્રગટ થતું "આર્યપ્રકાશ" સાપ્તાહિકો મંગાવીને શિક્ષિતોમાં પ્રચાર કરતા. મિલ કામદારોમાં આર્યસમાજી સભ્યો ઘણા હતા. મિલના સંચેસંચે આર્યસમાજનું સાહિત્ય વંચાતું.

સંખ્યાની દષ્ટિએ આર્યસમાજ-નો સમૂહ નાનો હતો, પણ ભાવનગર આર્યસમાજની પ્રતિષ્ઠા આર્ય જગતમાં ઘણી હતી. આર્ય નેતાઓ પ્રવૃત્તિઓ લઇને આવતા, અને તેઓને અમો કદી પણ નિરાશ ન કરતા. અમારા પ્રમુખ મોટા વેપારી હોઇને તેમની લાગવગ વેપારી જગતમાં ઘણી હતી.

નિઝામ હૈદ્રાબાદમાં સત્યાગ્રહ ચાલતો હતો. સ્વામી સ્વતંત્રતાનંદજી ઓચિંતા એકાએક આવેલા, તેમને રોકાવાનો બિલકુલ સમય ન હતો. રાતોરાત અમોએ આર્યોની મિટિંગ બોલાવી અંદરોઅંદર ફંડ એકત્ર કરી આપેલું. છેલ્લા સરમુખ્યાર પં. જ્ઞાનેન્દ્રજી પણ ભાવનગર આવેલા ત્યારે અમોએ સત્યાગ્રહીઓ અને ફંડ બંનેનો સહકાર આર્યોએ આપેલ ચિત્રપટની માફક અનેક સંસ્મરણો છે. લખવા બેસુ તો પાનાનાં પાના ભરાય તો પણ તેનો પાર ન આવે. આ સંસ્મરણો દ્વારા ત્રીસ વર્ષ પહેલાના આર્યસમાજ અને આર્ય ભાઇઓની ગતિવિધિનો ખ્યાલ આપવા જ પ્રયત્નો કર્યા છે.

આ બધું લખવા પાછળ મારો એક જ હેતું છે કે આજે આર્ય-સમાજની અને આર્યોની આ સ્થિતિ છે ખરી? આપણે દંભ અને અભિમાનનો ત્યાગ કરી અંતરના અવાજને પૂછો. એક જ જવાબ મળશે. એ સ્થિતિ આજે આર્ય સમાજની નથી કે આર્યોની નથી.

હવે પ્રશ્ન આપણા સામે એ આવે છે કે આ પરિસ્થતિમાં પલટો આવી શકે કે કેમ? એનો જવાબ એકજ હોઈ શકે કે જો ધારીએ તો કશું જ અશક્ય નથી. મહર્ષિ દયાનંદજીએ રચેલા આર્ય સમાજના દસ નિયમોનું બરાબર પાલન કરીએ અને આચારમાં ઉતારીએ તો કશું જ મુશ્કેલ નથી.

આપણે સમસ્ત સંસારને આર્ય બનાવવાનું ધ્યેય લઇને બેઠા છીએ, પરંતુ સ્વામીજીના નિર્વાણ દિને આપણે આત્મ-નિરક્ષણ કરી મનોમન વિચારીએ કે આપણે આર્ય કહેવરાવીએ તો છીએ. પરંતુ આપણું આચરણ આર્યનું છે કે? અને એ આપણે અવશ્ય વિચારી લેવું જોઇએ કે જો આપણે સાચા આર્ય નહીં હોઇએ તો બીજાને આર્ય કેવી રીતે બતાવી શકવાના છીએ? એ પ્રત્યે કદી વિચાર્યું છે ખરૂં?

આ માટે મારી આ લેખ માળામાં આ વિષયમાં ચર્ચા કરીશ. આપણે કઈ રીતે કાર્ય કરીએ તો આર્ય સમાજ તરફ યુવકો અને શિક્ષિતોનું આકર્ષણ થાય? તે અંગે મારા વિચારો રજૂ કરીશ.

પ્રચારની દ્રષ્ટિ પણ બદલવી પડશે. પ્રચાર માટેના નવાં સાધનો અને નવી રીત અજમાવવી પડશે. ચાર ખુણાના આર્ય સમાજ મંદિરોમાંથી બહાર નીકળવું પડશે.

આપણે નિરાશ થવાની કંઇજ જરૂર નથી. આપણા પાસે નક્કર સિદ્ધાંતો છે, ઉચ્ચ ધ્યેય છે. આપણું વિશ્વ વ્યાપી સંગઠન છે. આપણી પાસે સંસ્થાઓ છે. પ્રચાર માટેના પત્રો છે. સ્થાવર મિલકતો છે. આ બધું હોવા છતાં આપણો પ્રચાર કેમ આગળ વધતો નથી? એ પર ગંભીરતાથી વિચાર કરવાનો સમય હવે આવી ગયા છે. આપણી નબળાઇઓ, આપણી ઉણપો અને તે માટે મિથ્યાભિમાન કે સત્તાની લાલસાનો ત્યાગ કરી મહર્ષિના મિશનને આગળ ધપાવવા માટે યુગને ઓળખી યુગને અનુકૂળ ઉપાયો દ્વારા કાર્યનો આરંભ કરવો પડશે.

જે ભૂમિએ મહર્ષિ દયાનંદજી જેવી મહાન વિભૂતિ જગતને ચરણે ધરી. એ ગુંજરાતની ભૂમિના લોકો પણ સ્વામીજીને પૂરેપુરા ન ઓળખે? એ કેટલીક દુઃખદ બીના છે. અને ખરેખર તેનો દોષ જો કોઇને શિરે હોય તો ગુજરાતના આર્યોને શિરે છે.

હવે બેદરકારી પાલવે તેમ નથી. હવે તો દ્રઢ નિર્ણય લેવોજ પડશે. વહેલી તકે વિચારણા કરી કાર્યમાં લાગી જવું એજ આપણા આર્યોનું કર્તવ્ય છે.

( વધુ આવતા અંકે )

( પાન ૨નું ચાલુ )

વગેરે કૂતરાં-બિલાડાં ખાઇ શકે નહીં. કારણ એ સાત્ત્વિક મનવાળા બોલતા પ્રાણી માનવીનો ખોરાક છે, પરંતુ મનુષ્યત્વનો દુરૂપયોગ કરી માણસ મસાલાની મેળવણીથી જીભના સ્વાદ ને ચટાકા કરતો કરતો પાછો કુતરાં બિલાડાંની દિશામાં પિછેહઠ કરવા માંડયો! શું આ કેળવણી છે! અફસોસ! મહા અફસોસ!!

ગાય, ઘેટી, બકરી, ભેંસ બધાં જ દુધ જેવું ઉત્તમ પીણું ખોરાક આપણને આપે છે: જેના એક પ્યાલા દુધમાં અઢી ઇંડાં જેટલો ગુણ છે. વળી બળદો ખેડ ખાતર દ્વારા રોટી પણ આપણને આપે છે. માટે માબાપ જેવાં ઉપકારી અને બાળક જેવાં નિર્દોષ પ્રાણીની હત્યા કરવા કોઈ ધર્મ પરવાનગી આપે ખરો કે? કોઈ ધર્મમાં આવું વિધાન નથી. પરંતુ લોહીચખ્ખું માનવીએ એવી રુઢીઓ બનાવી પોતાની સ્વાર્થવૃત્તિનો જ પરિચય આપ્યો છે. કોઈ તો વળી ધર્મના નામે આવા નિર્દોષ પ્રાણીનો ભોગ આપી તેને સ્વર્ગે મોકલવાનું પણ જણાવે છે!

પરંતુ આ રીતે મૂંગા પ્રાણીનું બલિદાન કરવાથી માતા મેલડી-ભેરવ ખુદા વગેરે રાજી થાય અગર તે પ્રાણી સ્વર્ગે જાય એવું જો વિધાન હોય, તો પછી પોતે અને પોતાનાં બાળકોના આ રીતે ભોગ આપી કતલ થઈ સ્વર્ગે કેમ જતાં નથી? માતા, ખુદા કે પરમાત્માને તો બધાં જ પ્રાણી એનાં બાળકો છે, તે પોતાના જ મૂંગા પુત્રોના ભોગ માંગે એ વાત શું વ્યાજબી છે? આ માન્યતામાં પોતાની બુદ્ધિનાં દેવાળાં અને પશુત્વનું પ્રદર્શન સિવાય બીજું શું છે? અરે હાથી, ગાય, ઘોડો, બકરી, ભેંસ વગેરે પશુ પણ માંસાહારી નથી!

આજે તો પ્રજાને કરવેરાથી ચૂસી લઈ પ્રજાના જ પૈસે જંગી કત્તલખાનાં કરી હુંડિયામણ કમાવાની વાત છે! અશોકનું ચક્ર ધારણ કરનાર રાજ્ય લોકોને સામે ચાલીને માંસાહારના રસોડે ઢસડે છે! અશોક ચક્રનું કેટલું હડહડતું અપમાન!! આર્ય સંસ્કૃતિનું કેટલું કરુણ અધઃપતન!!! મનુ ભગવાન તો કહે છે सर्वेषाम् शौचानाम् अर्थशौचं विशिष्यते। અર્થાત્ બધી શુદ્ધિમાં અર્થ-હુંડિયામણ કમાણીની પવિત્રતા જ શ્રેષ્ઠ છે. માટે દેવનાર જેવા જંગી કત્તલખાનાના હત્યાકાંડ જેવા કારખાનાની કાળી કમાણીથી કોઈ દિવસ દિલમાં દીવો થઈ શકે નહિ. હા, આવા પૈસાથી ઇલેકિટ્રક પંખા, ઇલેકિટ્રક દીવા એ બધું પશ્ચિમનું ભૌતિક અજવાળું જરૂર થશે. પરંતુ તે બધું માનવતાના ભોગે લેશે. આનાથી અધ્યાત્મિક અજવાળાં કદી નહિ થાય. માટે ભારતીય સંસ્કૃતિની હિમાયતમાં તમામ ધર્મો અને સાંસ્કૃતિક મંડળોએ આ દિશામાં સંગઠિત થઈ પોતાનાં તન-મન-ધનનો સદુપયોગ કરી લેવો જોઇએ.

આ દિવાળીનો દિવ્ય પ્રકાશ ભારતમાં જો પ્રકાશતો કરવો જ હશે તો ભગવાન રામની રાજ્યનીતિને વરી, આ દિવાળીના દિવસે મૃત્યુંજય પદને વરેલા ભારતના આર્યસપૂતો ભગવાન મહાવીર અને ભગવાન દયાનંદના આર્ષપંથે જ ભારતને જવું પડશે એ સિવાય બીજો આરો કે ઉપાય નથી; એજ આ દિવાળીનો દિવ્ય સંદેશ છે.

પ્રભુ બધાને સુબુદ્ધિ આપો. અસ્તુ! નૂતન વર્ષાભિનંદન!



## આર્યસમાજ મહર્ષિ દયાનંદ માર્ગ અમદાવાદ

તા. ૧૭-૧૦-૬૫ના રોજ શ્રી સંતોષકુમારજી પાસે "મૃત્યુ" શું છે એ વિષયપર વ્યાખ્યાન આપ્યું હતું. ત્યારબાદ શ્રી સ્વામી બ્રહ્માનંદજીએ "યોગ" એ વિષય પર વ્યાખ્યાન આપ્યું હતું.

તા. ૨૪-૧૦-૬૫ના રોજ રવિવારે સવારે "મહર્ષિ નિર્વાણ દિવસ" પ્રમુખશ્રી એલ. કે. નંદવાણાજીના પ્રમુખપદે ઊજવવામાં આવ્યો હતો. જેમાં શ્રી બાપુજી શર્માએ અને શ્રી હીરજીભાઈ મકનજી આર્યે પ્રસંગોચિત વ્યાખ્યાનો આપ્યા હતા. ત્યારબાદ શ્રી સ્વામી બ્રહ્માનંદજીએ સ્વામીજીના જીવન-ચરિત્રમાંથી અનેકવિધ ઘટનાઓનો ઉલ્લેખ કર્યો હતો. ત્યારબાદ આજના સભાપતિજીએ ઉપસંહાર કરી સર્વનો આભાર માન્યો હતો.

# નૂતન વર્ષની પ્રભાતે

લેખક : શ્રી માણેકલાલ પી. પંચાલ

'નૂતન વર્ષ'ના આગમનની સાથે કયું માનવહૃદય નાચી નથી ઊઠતું! દરેકનાં હૈયામાં આનંદ અને ઉલ્લાસ ઉભરાય છે.

સૂર્યદેવ પોતાનું કાર્ય કરતો હોય તેમ જ કરે છે. સૂર્યનાં કિરણો વાતાવરણને ભરી દે છે અને જાણે કંઈક કરવા માટેનું સૂચન ન કરતાં હોય તેમ ભાસે છે!

નાનાં નાનાં ભૂલકાંઓ, મોટેરાઓ, વૃદ્ધો દરેકના હૃદયમાં કોઈ નવો ધબકાર સંભળાય છે. જાણે કે તેઓ ભાવિને પડકારતા ન હોય તેમ જણાય છે!

પક્ષીઓના કલરવથી વાતાવરણ ભરાઈ જાય છે. ઉષાના આગમન સમયે પક્ષીઓના મધુર નાદ માનવ હૈયાંનો સંદેશો આપે છે, તેઓને જાગૃત થવા માટે સૂચન આપે છે. જાણે કે તેઓ એમ કહેતા જણાય છે કે

"વસુંધરાના સહુ બાળકો મળી બજાવીએ અંતર એકતારા."

રાત્રિનો અંધકાર દૂર થતાંની સાથે જ પ્રકાશનું સામ્રાજ્ય ફેલાય છે. આ પ્રકાશના સામ્રાજ્યમાં જ નવાવર્ષના પ્રથમદિનનો આરંભ થાય છે. તેજ વખતે જૂના સંસ્મરણો ને તે અંધકાર સાથે જ દૂર કરવા માટે તૈયાર રહેવું જોઇએ. આ જૂના સંસ્મરણો ને ભૂલી જઈ નવી નવી મહાન આશાઓ, ઐક્યતા વગેરેની ભાવના ઉત્પન્ન થવી જોઇએ.

આજે આપણે ચારે તરફ દૃષ્ટિ નાખીશું તો જણાય છે કે દુશ્મનોનો ભય સતત ઝઝૂમી રહ્યો છે, દુશ્મનો નો ત્રાસ ખૂબ જ છે, અને તે માટે આપણા વીર જુવાન ભાઈઓ પોતાના દેશની રક્ષા કાજે દુનિયાની વેદી ઉપર પોતાના પ્રાણની આહુતિ આપી રહ્યા છે. આવે સમયે આપણું કર્તવ્ય શું છે? તે તો આપણે વિચાર કરીએ તોજ સમજી શકીએ.

ઈર્ષા, દ્વેષ, દુશ્મનાવટ વગેરેનો ત્યાગ કરી ઐક્યતાની ભાવના, સમાનતાની ભાવના કેળવવાની તૈયારી કરવી જોઇએ. અને જો આ વૃત્તિઓ આપણા હૃદયમાં ઉત્પન્ન થશે તો ખરેખર આપણો દેશ દુશ્મનોની સામે ટક્કર ઝીલવા તૈયાર રહેશે.

આ સમયે 'આર્યસમાજ'નું કર્તવ્ય શું છે? આર્યસમાજના આર્યબંધુઓએ પહેલ કરવી જોઇએ. સૌ પ્રથમ પોતાના દિલમાં સારી વૃત્તિઓનું સ્થાપન કરવું જોઇએ. અને બીજા લોકો માટે તે ઉદાહરણ રૂપ બની રહેવું જોઇએ.

જ્યારે તે વ્યક્તિ સંપૂર્ણ રીતે સારા ગુણ કેળવીને જો બીજાને ઉપદેશ આપશે તો જરૂર તેનો ઉપદેશ અસરકારક નીવડશે. લોકોનાં હૈયાં જરૂર તેનું પાન કરવા તત્પર બનશે. અને તેથી આપણો દેશ આગળ આવશે.

દુશ્મનોના પડકાર વખતે આપણા જુવાનોનાં મસ્તક નત નહીં હોય, પરંતુ તેઓ ઉન્નત મસ્તકે તેમનો જવાબ આપશે. દુનિયાના માનવોને જાણ થશે કે ભારતના જુવાનોમાં હિંમત છે, તાકાત છે, તેઓ શૂરવીર છે, કાયર નથી.

આજના આ મંગળદિને સૌ ભારતવાસીઓ મનમાં જ નિર્ણય કરે કે જરૂર આપણે આવી ભાવનાઓ કેળવવા પ્રયત્ન કરીશું અને દેશને માટે પોતાનો પ્રાણ આપવા માટે તત્પર રહીશું તો ખરેખર તે આપણને લાભદાયી છે.

દરેક આર્યબંધુ પોતાના હૃદયમાંથી દ્વેષ, ઈર્ષા, દુશ્મનાવટનો ત્યાગ કરીને પોતે બીજા માટે ઉદાહરણ રૂપ બની રહેવાની તૈયારી કરે એજ પ્રભુપ્રાર્થના.

# આર્યસમાજ અને આર્યોનું કર્તવ્ય

લેખક : જીવનલાલ રાઠોડ વડોદરા

## લેખાંક પહેલો

આર્યસમાજથી પરિચિત થયો હું સને ૧૯૩૫માં, મારા બનેવી તરફથી મને આર્યસમાજનો રંગ લગાડવામાં આવેલો, વતન ભાવનગરમાં પણ આર્યસમાજ હતું. ત્યાં હું જવા માંડયો, એ સમયના આર્ય પુરુષોએ મને આવકાર્યો. એ વખતે મારી ઉંમર ફક્ત પંદર વર્ષની હતી. તેઓએ મને આર્ય સાહિત્ય પૂરું પાડયું. અને આર્ય પત્રો પણ મને નિર્યામત મળતા રહે; તે માટેની કાળજી પણ તેઓ રાખતા. મારો અભ્યાસ પુરો થયો. મેં પણ ભાવનગર સ્ટેટની મુખત્યારીની પરીક્ષા આપી વકીલાત શરૂ કરી, સ્વતંત્ર વ્યવસાયનો આરંભ કર્યો.

મારા એ વખતના યુવાન મિત્રો કે જેઓ આર્યસમાજીઓ હતા, તેઓની સાથે જ્યારે મળવાનું થતું. ત્યારે આર્યસમાજ અંગેની ચર્ચા કરતા, છેવટે ભાવનગરના મામા કોઠા આર્યસમાજના મંત્રી તરીકે સેવા કરવાની મને તક મળી. એ વખતના મારા સાક્ષીદારોમાં કેટલાક મૃત્યુ પામ્યા છે. કેટલાક ધંધા અર્થે ભાવનગરથી બહાર છે.

છેલ્લાં ત્રીસ વર્ષથી આર્યસમાજની તમામ પ્રવૃત્તિઓમાં હું રસ લઈ રહ્યો છું. વર્તમાનમાં પંડિત આનંદપ્રિયજીના હાથ નીચે વડોદરામાં કામ કરું છું.

આ લેખમાં મારાં છેલ્લાં ત્રીસ વર્ષના આર્યસમાજના સંસર્ગમાંના પ્રાથમિક વર્ષોના અનુભવોનો આછો ખ્યાલ આપવા હું પ્રયત્ન કરીશ. ત્રીસ વર્ષમાં આર્યસમાજી બનનારને ઘરના વડીલો, માતા પિતા તેમ જ જ્ઞાતિ જનો તરફથી કનડગતો થતી. અને તેનો સામનો પણ કરવો પડતો, આજે એ પરિસ્થિતિ નથી, સમયનું જબ્બર પરિવર્તન થવા પામ્યું છે. લોકોને સમયકાળે પલટાવ્યા છે.

આર્યસમાજમાં એ વખતે પ્રવેશ કરનારાઓને એ વખતના પદાધિકારીઓ, અને આર્યો આવકાર આપતા, તેમની સેવાઓ લેવા માટે ઉત્સુકતા સેવતા, અને આર્યસમાજમાં નાની મોટી સેવાઓ કરવાની તક પણ અચૂક આપતા જાહેરમાં તેમના પ્રત્યે માન ભાવના પ્રદર્શિત કરતા, અને પ્રશંસા પણ કરતા. આજે એ વસ્તુ જોવા મળતી નથી. તેનું કારણ સત્તાભુખ અને પદ લાલસાની વૃત્તિ જોર પકડતી જાય છે. એમ માની શકાય.

ખાસ કરીને યુવક વર્ગ અને શિક્ષીત વર્ગને આકર્ષવામાં એ વખતના આર્યો ખૂબ રસ લેતા, આર્યસમાજમાં નવા આવતારા ભાઇઓના પરિચયમાં આવવા પ્રયત્નો કરતા, સાથે મળી ચર્ચાઓ કરતા. અને આર્ય સાહિત્ય અને સામયિકો પણ પુરા પાડતા, રવિવારના સાપ્તાહિક સત્સંગમાં તેમને પ્રવચન કરવા પ્રેરણા આપતા અને પાકા આર્યસમાજીષ્ટ બનાવીને જ રહેતા.

આર્યોમાં અરસપરસ આત્મિકતા અને પારિવારિક ભાવ જોવા મળતો, એકબીજાના સુખ-દુઃખમાં સમયનો ભોગ આપીને પણ ભાગ લેતા, રવિવારના સત્સંગમાં દરેક આર્યો અવશ્ય હાજરી આપતા, એટલું જ નહીં પણ પોતાના મિત્રો અને સ્નેહીઓને અવશ્ય સાથે પણ લઈને આવતા. આર્યસમાજમાં આવનારા પંડિતો, ઉપદેશકો અને સંન્યાસીઓને પોતાને ઘરે નિમંત્રણો આપી ભોજન કરાવતા અને શ્રદ્ધા પૂર્વક આતિથ્યની ભારતીય ઉજ્જવળ પરંપરા એ વખતે જોવાને મળતી.

ગુરુકુળ સોનગઢ ભાવનગરની પાસે જ હોવાથી ત્યાંના આચાર્ય અને અધ્યાપકોને અમો રવિવારે જરૂર બોલાવતા. તેમના વ્યાખ્યાનોમાં લોકોને રસ પણ આવતો, સોનગઢ ગુરુકુળનો વાર્ષિક ઉત્સવ બહુ ઠાઠમાઠથી ઉજવાતો, આર્ય જગતના પ્રસિદ્ધ નેતાઓ, સંન્યાસીઓ અને ઉપદેશકો ત્યાં આવતા આ ઉત્સવમાં અમો બધા આર્યો સપરિવાર ઇષ્ટ મિત્રોને આગ્રહ કરી કરીને સાથે લઇ જતા. વિદ્વાન પુરૂષોના જ્ઞાનામૃતનો લાભ લેતા.

એ વખતે આર્યોમાં શ્રદ્ધા પારાવાર હતી. સ્થિતિ મુજબ દાન-પૂણ્ય પણ કરતા, ભાવનગર આર્યસમાજના મુખ્ય મુખ્ય પદાધિકારીઓ મુખત્યારનું કામ કાજ કરતા, સ્વ. ઓધવજી કાલિદાસ પારેખ, સ્વ. દુર્લભજી જાધવજી પારેખ, સ્વ. હરિલાલ ઓધવજી પારેખ અને હું બધા એક જ વ્યવસાયમાં હતા. અમો અવારનવાર મળતા જ રહેતા. અમોને સમય પણ મળતો, ધંધાને અંગે સામાજિક પ્રતિષ્ઠા પણ અમારી સારી હતી. આર્ય સમાજની પ્રવૃત્તિઓ માટે અમોને પૈસા પણ મળી રહેતા, અમારું સન્માન પણ લોકો જાળવતા.

એ વખતના આર્યો સિદ્ધાંત-નિષ્ઠ બહુ હતા. આર્યસમાજીઓ તરીકે ઓળખાવવામાં ગૌરવ માનતા, રવિવારના સાપ્તાહિક સંત્સંગોમાં જે હાજરી રહેતી તે આજે પણ અમોને બહુ જ યાદ આવે છે. શ્રાવણીપર્વ બહુ જ ઠાઠમાઠથી ઉજવાતો. સપરિવાર આર્યો આ દિવસે આવતા. એ જમાનામાં આ દિવસે વેદપ્રચાર ફંડ ઉઘરાવવામાં આવતું અને ખરેખર આ પ્રસંગે દાનની રકમ પણ સારા પ્રમાણમાં એકત્ર થતી.

મુંબઈ પ્રતિનિધિ સભા અને અજમેરના વૈદિક મંત્રાલયે ચાર ચાર આનાના સત્યાર્થ પ્રકાશની ગુજરાતી અને હિંદીમાં આવૃત્તિઓ કાઢેલી તે અમો અમારા ખર્ચે હજારોની સંખ્યામાં મંગાવેલી અને જનતામાં મફત વહેંચેલી, આગ્રાનું આર્યમિત્ર અને દિલ્હીનું સાર્વદેશિક અમો રસપૂર્વક વાંચતા, વંચાવતા અને તેમાં આપેલા લેખો પર મિત્રોમાં ચર્ચાઓ પણ કરતા. મામાકોઠા આર્યસમાજ મંદિરના હોલમાં સો સો માણસો રવિવારના સત્સંગમાં એકત્ર થતા અમે અમારા અસીલોને પણ આર્યસમાજ મંદિરમાં રવિવારે મળવા માટે બોલાવતા. અને એ રીતે આર્યસમાજનાં ભાષણો તેઓને સંભળાવવા પ્રયત્નો કરતા.

આર્ય પરિવારમાં કોઈને ત્યાં બિમાર પડે કે મૃત્યુ થાય તો અમો આર્યો સામુહિક રીતે તેમને ધીરજ-હિંમત અને આશ્વાસન આપતા, અરસપરસ સુખદુઃખમાં શક્ય એટલો ભાગ પણ લેતા.

આર્યસમાજમાં આવનારા અતિથિઓનો નિકટ પરિચય સાધવા અને આર્ય જગતની પરિસ્થિતિ જાણવા ખાસ સમય કાઢીને રાત્રીના સમયે મળવા જતા તથા વાતો કરતા. અને અમારે ઘેર જમવા આવવા માટે આમંત્રણો પણ આપતા. પરિવારના સભ્યો તેમ જ આડોશ પાડોશ અને સબંધીજનોને ઘેર બોલાવી અતિથિનો પરિચય કરાવતા અને તેમના જ્ઞાનનો લાભ પણ લેતા.

સ્વ. સ્વામી શંકરાનંદજી એક રાજર્ષિ સંન્યાસી હતા. પ્રચંડ શરીર ગૌરવર્ણ હાથમાં લાંબી લાઠી અને ભગવી કંથા પહેરી જ્યારે શહેરમાં નીકળતા ત્યારે લોકો તેમને જોઈ રહેતા. આ સંન્યાસી ખરેખર બહુ જ વિદ્વાન અને મહાન હતા. તેઓએ તેમનું પાછલું જીવન સૌરાષ્ટ્રમાં જ ગાળેલું અને વીરપુર સ્ટેટના રાજગુરુ હોઇને સૌરાષ્ટ્રના રાજવીઓમાં અને રાજપુતોમાં તેમનું વિશિષ્ઠ સ્થાન હતું. લશ્કરના અફસરો તેમના શિષ્યો હતા. ભાવનગર રાજ્યના ઘોડેસ્વારી દળમાં અને પાયદળમાંના રાજપૂત અફસરો સ્વામી શંકરાનંદજીના શિષ્યો હતા. અને આર્ય સમાજીઓ હતા. પરિણામે આર્ય ભજનિકો અને પંડિતો તેમ જ સંન્યાસીઓના પ્રવચનો લશ્કરી બેરેકોમાં જ ગોઠવાતાં, આ રાજપૂત અમલદારોને

( જુઓ પાન ૬ )

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૬
માલિકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.







રજી. નં. ૭/૩૭૪

॥ ओ३म् ॥

# आर्यप्रकाश

ऋग. यजु. साम. अथर्व.

મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ | તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ | [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] | સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ આસો સુદ ૧૪ને શનિવાર તારીખ ૯—૧૦—૧૯૬૫ | [ અંક ૨૮મો

## महर्षि ( मूलशंकर ) की जन्म तिथि भाद्रपद शुक्ल नवमी है

लेखक : पं. श्री कृष्ण शर्मा आर्य मिश्नरी

इस वर्ष भी भाद्रपद शुक्ल ९मी तदनुसार ता. ५-९-६५ के दिन आर्यसमाज बम्बई ( काकडवाडी ) द्वारा महर्षि का जन्म दिन बड़ी धूम-धाम से मनाया गया क्योंकि यह आर्यसमाज स्वयं महर्षि के द्वारा ही स्थापित हुआ था और इस समाज की यह दृढ़ मान्यता भी हैं कि महर्षि ( मूलशंकर ) का जन्म दिन भाद्रपद शुक्ल ९मी ही है, इस मान्यता के आधार पर ही उपर्युक्त जन्म दिन महोत्सव पर उपस्थित नर-नारियाँने सर्व सम्मति से एक प्रस्ताव भी पारित करके अपनी शिरोमणी आर्य सार्वदेशिक सभा से इस दिन को अपने आर्य पर्वो की सूची में सम्मिलित करके भारत सरकार एवं प्रान्तीय सरकारों द्वारा निर्धारित सार्वजनिक अवकाश वाले पर्वों में भी उसे सम्मिलित करवाने का प्रयत्न करने की अपील की थी उसके उत्तर में शिरोमणी सभाने, आर्यसमाज बम्बई से उसके सम्बन्धमें जो भी प्रमाण उसके पास होवे वे सब सभा कार्यालय में भेजने के लिए अपने क्रमांक २३५८ ता. १८-९-६५ के पत्र में समाज को लिखा है समाज की ओर से तो शिरोमणी सभा को प्रमाण भेजे ही जायेंगें परन्तु यह विष सार्वजनिक होने से वर्तमान पत्रो द्वारा भी इस सम्बन्ध में लेख प्रसिद्ध होने चाहिए उसी हेतु से यहाँ यह लेख प्रसिद्ध कराया जा रहा है। प्रथम प्रमाण :—

महर्षि "दयानन्द दिग्विजयम्" नामक महा काव्य स्वर्गीय श्री पं. अखिलानन्दजी कवि रत्नजीने लिखकर विक्रम संवत १९६७ में प्रसिद्ध करवाया था जिसे इस समय लगभग ५५ वर्ष बीत चुके हैं। उस समय वे दृढ़ आर्यसमाजी थे कहा जाता है कि श्री पं. अखिलानन्दजी के पिता श्री पं. टीकारामजी महर्षि के अनन्य एवं विश्वासपात्र अनुयायीओं में से एक थे अतः जिस प्रकार महर्षिने अपने जीवन सम्बन्धी अनेक घटनाए अपने भाषणों में बतलाईथी और पत्रों में भी प्रसिद्ध करने की अनुमति प्रदान की थी उसी प्रकार अपनी जन्म तिथि का संकेत भी यथाप्रसंग यदि उन्होंने श्री पं. टीकारामजी से कह दिया हो तो वह असम्भव तो नहीं है।

इस सम्बन्ध में पं. अखिलनन्दजा का बनाया हुआ यह श्लोक निम्म प्रकार है। :—मासि भाद्र पदे पक्षे सिते वारे बृहस्पते नवम्या मध्य भायाते भास्कारेपि विहायस नक्षत्रेति शुभे मूले यौगिति प्रीति वर्धन।

चन्द्राष्टवसुराकेश योजनालब्ध
भावने ॥
विक्रमादित्य नृपते र्वत्सरे
जगतां गुरुः ।
निर्गत्य जननी कुक्षे रागतो
जगतीबले ॥

द्वितीय सर्ग श्लो ३७, ३८, ३९.

अर्थात् अंकों की वाम से गति हुआ करती है। उस नियम से चन्द्र २ अष्ट ८ वसु ८ राकेश २ इनके योजन से निकले हुए १८८१ बिक्रम संवत् भाद्रपद मास शुक्ल पक्ष ९मी ब्रहस्पति वार मध्यान्ह के समय मूल नक्षत्र और प्रतियोग में जगत्गुरु महर्षि दयानन्द माता के कुक्षि से निकल कर भूतल में पधारे।

महर्षि की जन्म तिथि सम्बन्ध में यह उल्लेख सबसे प्राचीन है। इसी को संभवतः आर्यसमाज बम्बईने आधार बनाया होगा। अब अन्य साधानों द्वारा भी इस की हम परीक्षा करते है प्रमाण-पुष्टि संख्या १

महर्षि आत्म चरित्र जो थियोसोफिस्ट नामक आंग्ल-मासिक में भी प्रसिद्ध हुआ मिलता हैं उसमें उन्होनें अपने जीवन की अनेक घटनाओं का उल्लेखन किया हं वे घटनायें भी उनकी इसी जन्म तिथि के साथ मेल खाती है जो निम्न प्रकार है.

महर्षि लिखते है कि :—चौदहवें वर्षं की अवस्था के प्रारंभ तक पिताजीने मुझे जब शिवरात्री आइ तब त्रयोदशी के दिन कथा का महात्म सुनाकर शिवरात्री के व्रत करने का निश्चय करवा दिया था। इसका मतलब यह है कि शिवरात्री बोध रात्री महर्षि के १४वें वर्ष के प्रारंभ के बाद आई थी अर्थात् उनकी आयु का १३वां वर्ष शिवरात्री के पूर्व पूरा हो चुका था जो माद्रपद शुक्ल नवमी हो सकता है

प्रमाण पुष्टि संख्या २—

आगे चलकर महर्षि लिखते हैं कि जब मेरी १६ वर्ष की अवस्था हुईं थी, तब मुझसे छोटी बहिन को हैजा हुआ जो एक रात्री कै जवनाच ( गरबा नृत्य ) हो रहा था एक नोकरने खबर दी कि उसको हैजा हुआ है... ॥

इस घटना के सम्बन्ध में मैने स्वयं जो -खोज की तो मोर्वी स्टेट के पुराने रिकार्ड से पता चला था कि विक्रम सम्वत् १८९७ के आश्विन मास की नव रात्रियों के दिनों में टंकारा और उसके आसपास के ग्रामों में विशुचिका का प्रकोप फैला हुआ था और राज्य की तरफ से उसको हटाने के लिए मोर्वी से डॉक्टरों और वैद्यों को वहाँ भेजा गया था। समस्त सौराष्ट्र में आज भी यह प्रथा प्रचलित है कि आश्विन मास की नव रात्रियों में सर्वत्र यानी घर २ में गरबा-नृत्य बड़ी ही श्रद्धा भक्ति पूर्वक होते ही है महर्षि ( मूलशकर ) ऐसे ही एक गरबा नृत्य के समय जब "मित।रणा" ग्राम में विद्याध्ययन करते समय बैठे हुए थे तब छोटी बहिन को हैजा हो जाने का उन्हें समाचार मिला था-उस समय उनकी आयु का १६वां वर्ष पूरा हो चुका था जो भाद्रपद शुक्ल ९मी

( જુઓ પાન ૬ )

યુદ્ધ સમયમાં આપણી આસપાસ પ્રગટી ઉઠતાં અનોખા પાત્રોમાંનું એક ઉત્સાહી પાત્ર

# મિ. ઓનરરી એક્સપર્ટ

(બકુલ ત્રિપાઠી)

મિ. ઓનરરી એક્સપર્ટ એ યુદ્ધ સમયમાં નજરે પડતું આપણી આસપાસનું એક એવું પાત્ર છે કે જેમની આપણે પૂરતી કદર કરી શકતા નથી! આ મિત્ર આમ તો કોઈ મિલમાં મુકાદમ હોય છે કે કોઈ ઓફિસમાં કારકુન સુપરિન્ટેન્ડ હોય છે. કોઇ શાળામાં શિક્ષક હોવાનો કે વકીલ, વેપારી કે સરકારી કર્મચારી હોવાનો સંભવ પણ ખરો. કોઇ નિવૃત્ત સજ્જન હોવાનો સંભવ તો ઘણો જ વધારે. પણ એમનો આજીવિકા માટેનો ધંધો કયો છે એ અપ્રસ્તુત છે–એમને તો દેશસેવા માટે જાતે સ્વીકારી લીધેલો વ્યવસાય છે "એક્સપર્ટ એડવાઇઝર ટુ ધ ગર્વર્નમેન્ટસ ઓફ ધ વર્લ્ડ પર્ટિક્યુલર્લી વિથ રિગાર્ડ ટુ મિલિટરી, પોલિટિકલ એન્ડ ઇન્ટરનેશનલ એફર્સ" • વિશ્વની સરકારોના લશ્કરી, રાજકીય અને આંતરરાષ્ટ્રિય બાબતો અંગેના ખાસ નિષ્ણાત સલાહકાર!

અલબત્ત, વિશ્વના રાષ્ટ્રોની સરકારોની કમનસીબી એ હોય છે કે એ આ બંધુની સલાહ પ્રાપ્ત કરવાની કોઈ વ્યવસ્થા કરતી નથી, અને એ રીતે એમની સલાહનો અમુલ્ય લાભ ગુમાવી બેસે છે! અરે, ભારત સરકાર પણ એમને પગાર તો ન જ આપે એઓશ્રી વેતન સ્વીકારવાની ઇચ્છા પણ નથી ધરાવતા—પણ એમને માન્ય પણ કરતી નથી! શાસ્ત્રીજીએ આપણા લશ્કરને પાકિસ્તાન બાજુ આગળ વધવાનો હુકમ આપી દીધેલો તે પણ એમને પૂછ્યા વિના! હકીકતમાં તો જે કોઈ પોળના જે કોઈ ખાંચામાં ભોંય તળિયે જમણી બાજુના જે બે રૂમમાં એ રહેતો હોય છે ત્યાં અથવા તો પોળને ઓટલે–એમણે ખાસ તાર મારફત અથવા પાસેના ડોકટરના દવાખાને ખાસ ટ્રંકકોલ પર એમનો સંપર્ક સાધીને. કે ખાસ વિમાનમાં પોતાનો પ્રતિનિધિ મોકલીને શાસ્ત્રીજીને યુદ્ધ અંગેનું દરેક પગલું લેતાં પહેલાં એમને પૂછવું જોઈએ. જો એમ કરે તો ભારતનો અને શાસ્ત્રીજીનો વિજય નિશ્ચિત છે. સાચું પુછો તો શાસ્ત્રીજીથી, ચૌહાણથી, નંદાજીથી, પાટિલથી કે જયસુખલાલ હાથીથી કે પ્રેસિડેન્ટ જહોન્સનથી જે કંઇ ભૂલો થઇ છે અને થવાની છે એ બધાનું કારણ એક જ છે અને તે એ કે તેઓ આ શ્રીમાન આપણા ઓનરરી એક્સપર્ટને પુછીને કામ કરતા નથી!

કારણ આ મિ. ઓનરરી એક્સપર્ટ પાસે બધા પ્રશ્નોનો ઉકેલ હોય છે! માત્ર ત્રણ જ દિવસમાં પાકિસ્તાન અને ચીન બન્ને દાંતે તરણું લઇને આવે એવી વોર સ્ટ્રેટેજી એમની પાસે હોય છે. અમેરિકા અને ઇંગ્લેન્ડ, ભારતને મબલખ મદદ તો આપે જ પણ ઉપરથી એ લોકો પાકિસ્તાન ઉપર એટમ બોમ્બ ફેંકે એવું કઇ રીતે કરાવી શકાય એ "ડિપ્લોમસી"-ના એ જાણકાર હોય છે. અરે ૧૯૩૯–૪૫ની લડાઈ વખતે શાકબજારમાં ભીંડાના ભાવ વધી ગયેલા એવું આ વખતે ન થાય તે માટેની ભાવ નિયંત્રણની યોજના પણ એમની પાસે તૈયાર છે. પણ શું થાય? જનરલ ચૌધરી, વિદેશ પ્રધાન સ્વર્ણસિંઘ કે પુરવઠા પ્રધાન વિજયકુમાર ત્રિવેદી એમને પૂછે તો ને?

પણ "મને કોઇ પૂછે નહીં તો હું શેનો કહું?" એવી સંકુચિત મનોવૃત્તિ એમની નથી હોતી. મિ. એક્સપર્ટ ઉદારહૃદયી હોય છે. જ્યારે જ્યાં જે વખતે જે મળે એને તેઓ ભારતીય લશ્કરે પાકિસ્તાનનું સરગોધા કેમ કબજે કરવું, કઇ દિશાએથી વિમાની હુમલો કરવો, કેટલી ટેંકો લઇ જવી અને પાયદળ પાસે કઇ બાજુથી ચતુર્પાંખી આક્રમણ કરાવવું એ સમજાવવા તૈયાર હોય છે! અને યુ. નો. વાળા પૂછે તો એમને કેમ ટલ્લે ચડાવવા એની યોજતા પણ એમના ખીસ્સામાં હોય છે!

યુદ્ધ સમયમાં આ પાત્ર આપણી આસપાસ વારંવાર જોવા મળે છે. સૌ ઉત્સાહમાં હોય છે ત્યારે એ ગંભીર મંથનની મનોદશામાં હોય છે.

હોય જ ને? મહાભારત વખતે સહદેવની પણ આવી જ દશા હતી. પણ સહદેવમાં અને આપણા મિ. એક્સપર્ટમાં એક મોટો ફેર છે, સહદેવને ભવિષ્ય વધારે દેખાય. આપણા આ માનદ નિષ્ણાત બંધુ પણ ભવિષ્ય જોઈ શકે છે. પણ તેઓ ચર્ચા તો કરે છે મોટે ભાગે ભૂતકાળના બનાવો અંગે થયેલી ભૂલોની જ. "આપણે લાહોર સેક્ટર પરથી હુમલો કર્યો એને બદલે કચ્છ બાજુથી કરાંચી પર થઇને હુમલો કર્યો હોત તો આજે પેશાવર આપણા કબજામાં હોત" એમ એ સૌને કહેતા ફરે છે અને સાંભળનાર જો એમના પંજામાંથી છટકી જઇ શકે એવો ચાલાક ન હોય તો એને અડધો કલાક રોકીને એ આવી કચ્છ-ટુ-પેશાવર વાયા કરાંચીની સ્ટ્રેટેજી પણ સમજાવવા તૈયાર હોય છે.

અલબત્ત, એ બંધુ અજ્ઞાની નથી જ હોતા. ગપ્પાંબાજ પણ નથી હોતા. મોરચાની અસંખ્ય વિગતો એમને ખરેખર યાદ હોય છે. સાચું પુછો તો એમનું મગજ આજ કાલ ચોવીસે કલાક યુદ્ધમય જ હોય છે. હોય જ ને? એમના જેવા જવાબદાર માણસે બેદરકાર રહેવું કેમ પોસાય? છાપાંમાંથી નકશાઓએ કાપીને ફાઇલ કરી રાખે છે. ભારત, પાકિસ્તાન અને ચીનની લશ્કરી શક્તિના આંકડા એમની ડાયરીમાં ચોકખા અક્ષરે નોંધેલા દેખાશે. અને રોજ રોજ ભારત અને પાકિસ્તાની ટેંકો અને વિમાનો નાશ થયાના ખબર આવતા જાય છે. તેમ તેમ એ ડાયરીની નોંધમાંથી એકલા આંકડા બાદ કરતા જાય છે. અને આપણે ત્રણ ટેંક ગુમાવીને પાકિસ્તાનની પંદર ટેંકો તોડી એને બદલે માત્ર બે ટેંકો ગુમાવી ને પાકિસ્તાનની વીસ ટેંકો કેવી રીતે તોડી શક્યા હોત એ તમને લાયબ્રેરીના કે હોટલના ટેબલ પર કે પડોશીના ઓટલાના પથ્થર પર ચાકથી કે કોલસાના કકડાથી નકશો દોરીને સમજાવવા એ સદા ઉત્સુક હોય છે. અલબત્ત, ઠીંકરા કે પેપરવેટની ટેંકોની મદદ લઇને!

લાયબ્રેરીના ટેબલ પરનાં પાંચ પેપરવેટ લઇને એ તમને સમજાવવા માંડે છે. "જુઓ, આ ભારતીય ટેંકનું જુથ નંબર એક, આ નંબર બે, અને પાકિસ્તાની ટેંકોના જુથ બરાબર? હવે અત્યાર સુધી શું થયું કે પુંચ મોરચે આપણે આ બાજુથી આગળ ધસ્યા...બરાબર...?" એ એક પેપરવેટ આગળ ખસેડે છે "આપણે આગળ વધ્યા! હવે

(જુઓ પાન ૭)

## સાંઘિક ગીત

જાગો હિન્દુ આજ શત્રુને ફીર લલકારા હૈ
સંકટમેં હૈ પડા આજ પ્રિય દેશ હમારા હૈ—॥ ધૃ ॥

હમ તો શાંતી માર્ગ પર ચલતે, જગમેં સબકો બંધુ સમજતે
દુર્બલ કો પર કભી ન દેતા, જગત સહારા હૈ—॥ ૧ ॥

ધન જન બલમેં કભી ન કમ થે, જગમેં સબસે બઢકર હમ થે
યુગ યુગકે સંતપ્ત મનુજને યહી નિહારા હૈ—॥ ૨ ॥

જબ જબ શત્રુ ઇધર ચઢ આયા, તબ તબ હમનેં માર ભગાયા
આદી કાલસે જગમેં પરિચિત શૌર્ય હમારા હૈ—॥ ૩ ॥

હિમમંડીત કૈલાસ શિખરકો ગૌરીશંકર માનસસરકો
દુષ્ટ ચીનને ગિદ્ધ દષ્ટિસે આજ નિહારા હૈ—॥ ૪ ॥




## તંત્રીસ્થાનેથી

# "અખંડ માતૃભૂમિ"નો જય હો !

મહર્ષિ દયાનંદના સૌથી મહાન પ્રશંસક યોગીરાજ અરવિંદે કહ્યું છે કે :-

("ઇન્ડિયાઝ ડિવિઝન મસ્ટ ગો એન્ડ વીલ ગો. ઇટ ઇઝ ધી નેસેસીટી ઓફ ધી નેચર એન્ડ વિલ ઓફ ધી ડિવાઈન") "ઈશ્વરની ઇચ્છા છે અને પ્રકૃતિની અનિવાર્ય જરૂરત છે–ભારતના ભાગલા જવા જ જોઈએ અને જશે જ."

ભારતવાસી હોય કે પાકીસ્થાનવાસી હોય સમસ્તનું કલ્યાણ ઇચ્છનાર દરેક હિન્દુ-મુસ્લિમ દેશભક્તના હૃદયમાં ભારતના ભાગલાએ કરેલ ખંજરનો ઘા તમામને સાલવા લાગ્યો છે. સંરક્ષણેશ ચૌહાણ હોય, ઇસ્માઈલ યુસફજી પટેલ હોય કે બેરિસ્ટર યશોધર મહેતા હોય તમામને બ્રિટનની હરામખોર રાજ્યનીતિએ ભારતમાતાના ગળામાં ઘાલેલા ભાગલાના વિષધરના કારમા–કાતિલ વિખથી "રાષ્ટ્રહત્યા" કરવાની કુટિલનીતિનો ખ્યાલ આવી ગયો છે. ભારત-પાકિસ્થાન બન્નેને આજે એ કુટિલનીતિનો ભોગ થવું પડ્યું છે. કુટિલનીતિનાં થોડાં પ્યાદાં સિવાય સૌ કોઈને ખંડિત ભારતને અખંડિત ભારત બનાવી બન્ને પ્રદેશની લઘુમતિ બહુમતિના કમનસીબે લદાયેલ કલેશ-પરંપરા ટાળવાની સદ્બુદ્ધિ જાગવા લાગી છે.

ભાઈ ઇસ્માઈલ પટેલ સપ્ટેમ્બર તા. ૩૦ ગુરુવાર અને તા. ૧ ઓકટોબર શુક્રવારના 'સંદેશ'ના અંકમાં જણાવે છે :

(૧) ભાગલાથી હિન્દુ-મુસ્લિમ ખટરાગ ઉકેલાયો નથી.

(૨) ભાગલા પછી બન્નેના સમાન હિતશત્રુઓએ પરસ્પર કડવાશ અને દુશ્મનાવટ ઉત્તરોત્તર વધારી બન્નેને જીવનમરણના સંગ્રામમાં હડસેલ્યા છે.

(૩) પાકિસ્થાનની રચનાથી હિંદ-પાકિસ્થાન બન્નેની સમગ્ર મુસ્લિમ જગતની અને ઇસ્લામ ધર્મની તથા સમગ્ર મુસ્લિમ જગતની ભીષણ કુસેવા થઈ છે.

(૪) કુલ વસ્તીના ચાળીસ ટકા એટલે ચાર કરોડ મુસ્લિમો–ઉર્દૂ ભાષાની જનની ઉત્તરપ્રદેશ, મુસ્લિમ સંસ્કૃતિના કેન્દ્રો વિદ્યાધામો, ધર્મસ્થાનો આલિગઢ યુનિવર્સિટી બધાં જ ભારતમાં રહી ગયાં હોવાથી પાકિસ્થાન ઈસ્લામી શ્રેષ્ઠતા કે સંસ્કૃતિ કશાનું પ્રતીક રહ્યું નથી. બની શકતું નથી.

(૫) અખંડ ભારતમાં મુસ્લિમ બહુમતિવાળા રાજ્યો મુસ્લિમ હિત માટે અસરકારક દબાણ લાવી શકયાં હોત જ્યારે આંતરરાષ્ટ્રીય કાયદા મુજબ-શિરસ્તા મુજબ સ્વતંત્ર રાજ્ય આંતરિક સાર્વભૌમત્વના સિદ્ધાંત મુજબ પાકિસ્થાન ભારતના મુસ્લિમો માટે બોલી શકે જ નહિ. બોલે તો ભારતના મુસ્લિમો કઢંગી દશામાં આવી પરદેશને વફાદાર દેશના દ્રોહી ઠરે છે.

(૬) કહેવાતું હતું કે પરસ્પરના રાજ્યની બહુમતિને સહધર્મી લઘુમતિઓનો ખ્યાલ રાખી વર્તન સારું રાખવું પડશે–પરંતુ હકીકતમાં પાકિસ્થાને લઘુમતિઓ તરફ રાખેલ વર્તનથી બન્ને દેશની લઘુમતિઓ ગૂંડાઓના હાથમાં બાન મૂકાઈ છે.

(૭) ભાગલાથી બન્ને રાજ્યમાં વ્હેંચાયેલા મુસલમાનોને સંકટકાળે–યુદ્ધસમયે કાયદેસર, નૈતિક અને ધાર્મિક બધી રીતે પરસ્પર દુશ્મન બની પરસ્પરને સંહારવા જ પડે છે. મુસ્લિમ લીગના કાયદાબાજોના કરપીણ કાળા કામનો વિધિએ કરેલ આ કેવો ક્રૂર અને કરૂણ વ્યંગ કહેવાય ? બન્ને દેશના ગંજાવર લશ્કરી ખર્ચા ગરીબ મુસ્લિમ કોમને વધુ ગરીબ–વધુ લાચાર–વધુ કંગાલ–વધુ મોહતાજ બનાવી રહ્યા છે.

(૮) હિન્દુસ્થાને પાકિસ્થાન લાચારીથી સ્વીકાર્યું છે. પરંતુ તેની રચનાનો સિદ્ધાંત સ્વીકાર્યો નથી. તેથી પોતાની પ્રાદેશિક અખંડિતતાના ભોગે કાશ્મીર જતું કરી શકે નહિ.

(૯) પાકીસ્થાને તેની દશ કરોડની વસ્તીમાંથી માંડ એંશી હજારનો મતાધિકાર આપ્યો છે. પાકિસ્થાની સરમુખત્યારશાહી પખ્તુનો, બલૂચો, બંગાળીઓનો આત્મનિર્ણયનો હક્ક હુકરાવી કયા મ્હોંયે કાશ્મીરી મુસ્લિમોના આત્મનિર્ણયનો હક્ક ચાહે છે ? ચીનને, તિબેટને કે સિન્કયાંગના મુસ્લિમોને આત્મનિર્ણયનો અધિકાર આપવા કેમ કહેતું નથી ? સોવિયેટસંઘ સાથેની સરહદની બન્ને બાજુ વ્હેંચાયેલી સહધર્મી પ્રજાને એક જ રાજ્યમાં મૂકવા અગર તેમનાં સ્વતંત્ર રાજ્યો સ્થાપવા પાકીસ્થાન કેમ તૈયાર થતું નથી ?

(૧૦) પાકિસ્થાનની માંગ મુઠ્ઠીભર સ્થાપિત હિતોએ પક્ષના સંકુચિત તાત્કાલિક હિત ખાતર કરી હતી. ભાગલાથી હિન્દુસ્થાનની મુસ્લિમ કોમ કાયમની કેડમાંથી કપાઈ ગઈ છે. મુસ્લિમ જગત રાજકીય મૂંઝવણમાં વ્હેંચાઈ ગયું છે. ઇસ્લામની ભારે કુસેવા થઈ છે. અખંડ ભારતમાં મુસ્લિમો શક્તિશાળી અસરકારક લઘુમતી બની જગતના મુસ્લિમ રાષ્ટ્રોને મૈત્રી અને સહાય આપી શકયા હોત જગતમાં ભારત સર્વભૌમ ચક્રવર્તી બનત. તેમાં મુસ્લિમ કોમ યશભાગી બની લાભ ખાટી શકતી હોત.

(૧૧) ભારતમાં મુસ્લિમો ફાલ્યાફૂલ્યા છે. વધ્યા છે. પાકિસ્થાની મુસ્લિમો ભારતમાં આવ્યા બાદ બળાત્કાર સિવાય પાછા જતા નથી કે ભારતમાં મુસ્લિમો સુરક્ષિત છે અને ભારતનો સિદ્ધાંત સાચો છે.

(૧૨) અખંડ ભારતમાં પ્રાદેશિક રાજ્ય સરકારોની જેમ મુસ્લિમ બહુમતિ પ્રાંતો સ્વતંત્ર સત્તા ભોગવતા હોત તેથી મુસ્લિમ કોમ કે ઇસ્લામનું હિત જોખમાત નહિ. એક જ રાજ્યમાં રહી સમગ્ર મુસ્લિમ કોમ વધુ સમૃદ્ધ–વધુ સશક્ત, વધુ અસરકારક બની હોત.

(૧૩) ભાગલા કરાવનારાઓ ચાર કરોડ મુસ્મિોને નિકંદન ખાતે ઉધારી નાંખી અગર ખોટી માંગણી કરી ગુનેગાર ઠર્યા.

(૧૪) ભારત જેવા પ્રાચીન દેશના ભાગલા કરી શકાય તો ફેર-જોડાણ કેમ ના કરી શકાય ? ભારત–પાકની સમસ્ત

(જુઓ પાન ૪)

# રાષ્ટ્રની બાજીને બરબાદ કરતી 'ડંખીલી જીભ'

"ડંખીલી જીભ" અનેક જિંદગીઓને બરબાદ કરતી રહી છે. ખાસ કરીને યુદ્ધ કાળ દરમિયાન "ડંખીલી જીભ" વધુ કાતિલ બની રહે છે. અને અનેકની કારકીર્દિને પાયમાલ કરી મૂકે છે. મહાન વ્યક્તિઓ અને આગેવાન સમાજ સુધારકો પણ જીભના આ ડંખથી ઉગર્યા નથી. અફવાઓ આફતને નોંતરે છે એટલું જ નહિ પણ રાષ્ટ્રની બની બનાવી બાજીને પણ બરબાદ કરી મૂકે છે.

મહાયુદ્ધના દિવસોમાં ઇંગ્લાંડના રક્ષણની જવાબદારી જેમના પર હતી એમાંના ઘણાને આ "ડંખીલી જીભે" બદનામ કરી મૂકયા હતા. એ કાળે પ્રિન્સ લુઇસ ઓફ બેટનબર્ગ બ્રિટનના "ફર્સ્ટ સી લોર્ડ" હતા. ચર્ચિલ "ફર્સ્ટ લોર્ડ ઓફ એડમિરાલ્ટી" હતા. ચર્ચિલનો લુઇસ પર સંપૂર્ણ વિશ્વાસ હતો. લુઇસે જર્મન યુદ્ધ માટે બ્રિટીશ નૌકા સેનાને એટલી બધી સજ્જ રાખી હતી કે ૪થી ઓગસ્ટ ૧૯૧૪ના રોજ એ મુકાબલો કરવા તૈયાર હતી.

પણ લુઇસ જર્મન હોવાના કારણે એવી એવી અફવાઓ ઊડી કે એની પાસે રાજીનામું માગવામાં આવ્યું. રાજીનામું આપ્યા પછી પણ એણે વિશ્વાસઘાત કર્યો એવી પણ તરેહતરેહની વાતો લાંબા સમય સુધી ફેલાતી રહેલી.

એ સમયે લોર્ડ હાલડેન પણ પ્રધાન મંડળમાં હતા. તેઓ કાબેલ વહીવટ કર્તા જ નહિ પણ તત્ત્વજ્ઞાની અને ચિંતક પણ હતા. એમણે એક સ્થળે જર્મન સાહિત્ય અને તત્ત્વજ્ઞાન પર બોલતાં કહી નાંખ્યું: "જર્મની મારું આધ્યાત્મિક ઘર છે" બસ લોકોની ડંખીલી જીભે એમનો પીછો પકડયો. અનેક પ્રકારની ખોટી વાતો વહેવા લાગી. આખરે જ્યારે એમને પ્રધાન મંડળમાંથી દૂર કરવામાં આવ્યા ત્યારે જ ડંખીલી જીભ ચુપ થઈ!

જ્યારે બ્રિટનમાં લોઇડ જ્યોર્જ પહેલાં લોર્ડ એસકિવથ વડાપ્રધાન થયા ત્યારે એમને પણ ડંખીલી જીભ ખૂબ ડસેલી. યુદ્ધખોરોએ એમને બદનામ કરવામાં કાંઈ બાકી નહિ રાખેલું. એસકિવથ સજ્જન અને શાળા સ્વભાવના હતા. એમનો કોઈ સાથી અગર તો સહાયક ભૂલ કરે તો એ ભૂલની જવાબદારી પોતાના માથે લઈ લેતા. એમની વિરુદ્ધ એક એવી અફવા ફેલાવવામાં આવેલી કે "બર્લિન ગેસ કંપની"માં એમના શેર હોવાના કારણે એમણે બર્લિન પર બોમ્બમારો કરવાની ના પાડી છે. આ અફવાની સાથે એક એવી પણ અફવા ફેલાવા પામી કે એમની પત્ની જર્મન અફસરોને મળે છે. આવી આવી માથા-પગ વગરની અનેક અફવાઓ ફેલાવીને એસકિવથને ખૂબ બદનામ કરવામાં આવેલા.

લોઇડ જ્યોર્જને પણ આ ડંખીલી જીભે નહિ છોડેલા. એમનું નામ એક સ્ત્રી સાથે જોડી એવી વાહિયાત વાતો ફેલાવવામાં આવી કે એમને અદાલતનો આશરો લઇ કાનુની પગલાં ભરવા પડેલાં. કલીમેન્ટ એટલી સંબંધમાં પણ એવી અફવા વહેતી કરવામાં આવેલી કે એ યહુદી છે.

ફ્રાંસના એક આગેવાન રાજપુરુષ અને પ્રધાન સંબંધમાં એવી એવી અફવાઓ ફેલાવવામાં આવેલી કે એણે રાષ્ટ્રનો દ્રોહ કર્યો છે. બિચારાથી આ અપમાન સહન ન થયું અને એણે આપઘાત કરી જીવનનો અંત આણ્યો.

---

( પાન ૩નું ચાલુ )

મુસ્લિમ કોમ; હિન્દુ-મુસ્લિમ પ્રશ્ન, ભારત-પાકિસ્થાન પ્રશ્ન કે કાશ્મીર પ્રશ્ન કશાનો ઉકેલ ફેરજોડાણ વિના શકય નથી. તેથી પાકિસ્થાનના મુસ્લિમોએ પોતે જ આની ઝૂંબેશ ઉપાડવી જોઇએ કારણ પાકસ્થાનનું હાડોહાડ અધઃપતન અને સરાસર કંગાલિયત ભારતના-જગતના મુસ્લિમોની તથા ઇસ્લામ ધર્મની કુસેવા છે.

(૧૫) મુસ્લિમોને ફેરજોડાણની પ્રવૃત્તિમાં જ્ઞાતિવાદ, કોમવાદ, અસ્પૃશ્યતા, જાતિય અભિમાનથી ભેદાભેદના ખ્યાલો દૂર કરીને ટેકા રૂપ હિન્દુઓએ બનવું જોઇએ.

અખંડ ભારત બનાવવાને બેરિસ્ટર યશોધર "ભારત-પાક" યુનિઅનની પ્રવૃત્તિ આરંભવા મુસ્લિમોને હાકલ કરે છે.

ભારતની સ્વતંત્રતાની જેમ એકતા-એશિયાની સ્વતંત્રતા તથા એકતા અને જગતની સ્વતંત્રતા તથા એકતા સિદ્ધ કરવાને "અખંડ ભારત"ની રચના અનિવાર્ય બનતી જાય છે. યોગી અરવિન્દે બાળપણથી સેવેલા એ ત્રણે સ્વપ્ન ક્રમશ: સિદ્ધ થતા જતા હોઈ ભારતના ભાગલા પણ જશે જ અને આખરે ભારત જ એક અને અખંડ વિશ્વ રચશે. "અખિલ વિશ્વ એકનીડમ્" બનશે. માનવી સ્વાતંત્ર્યનો પંખી મેળો વિશ્વને આર્યાવર્ત બનાવી દેશે અને ધરતી માતા પ્રભુનું દિવ્યધામ બની વેદગાન ગુંજાવશે. પ્રભુ એ દિવસ સત્વર આણે ને કષ્ટ પ્રસૂતિ કલ્યાણ જન્માવે એ જ પ્રભુ પ્રાર્થના.

વડાપ્રધાન શાસ્ત્રીજીને મીરાંબિકાએ સંદેશ તા. ૧૬મીએ સપ્ટેમ્બરે પાઠવ્યો છે કે:—

"ભારત સત્યને માટે લડે છે અને તેની અખંડિતતા સિદ્ધ થતાં સુધી લડશે."

ભગવાનની પરમ કરુણા વિશ્વમાનવતાને સંકુચિતતા અને સરમુખત્યારીમાંથી મુક્ત કરવાને કેવી લીલા ખેલે છે તે તો ભગવાન જ જાણે. પરંતુ વર્તમાન કષ્ટપ્રસૂતિ અખંડ ભારતને પુનર્જન્મ આપવા નિર્માઈ હોય તો પરમાત્મા ભારતને જ સત્ય પ્રતિષ્ઠિત સર્વવિજયી બનાવે તેવી પ્રભુચરણે પ્રભુ પ્રાર્થનામાં અમે સમસ્ત વિશ્વના આત્માના આર્તનાદમાં અમારો નમ્ર સૂર પૂરાવીએ છીએ. પ્રભુ અખંડ ભારતનો વિજય કરો.

# ઈશ્વર અને તેની પૂજા

લેખક : રામચંદ્ર કાલિદાસ આર્ય

( ગતાંકથી ચાલુ )

પૂજા શબ્દ સંસ્કૃત છે. પૂજા શબ્દ પુજા ધાતુ પરથી બન્યો છે. પૂજ્યના આદેશોનું શ્રદ્ધાપૂર્વક પાલન કરવું તેનું નામ પૂજા. પૂજા દેવની, સંતની, માતપિતાની નીરીતી ને દેશની હોઈ શકે છે. અહીં આપણે ફક્ત ઈશ્વર પૂજાની જ વાત કરીશું.

જગતમાં સૌથી શ્રેષ્ઠ, પરિપૂર્ણ, જ્ઞાની અનંત સાર્મથ્યવાળો ન્યાયી વગેરે ઈશ્વર હોવાથી ઈશ્વરને જ પૂજ્ય ગણી તેની જ પૂજા કરવાની હોય છે. ઇશ્વર વિષે પંડિતોને પૂછવામાં આવતાં "વદતો વ્યાઘાત" માં એક બીજાથી ઉલટાં વર્ણનો જાણવા મળે છે, ઈશ્વર વગર માનવને ઘડીસર ચેન પડતું નથી. આદિમાનવ સમાજને જગતના અધિપતિને પ્રીછ્યા સિવાય જીવન વ્યર્થ લાગતું હતું. શતપથ બ્રાહ્મણ ગ્રંથમાં કહ્યું છે કે "યદેવ શુષ્કં તદાગ્નેયં યદેવાર્દ્રં તત્સોમ્યં!" ચાતક પક્ષીની તરસ મેઘના જળથી છીપે છે. અને તે માટે તે પોતાની ચાંચને ઊંચી કરી તરસતી આંખો વડે કહે છે કે હે ભગવાન જળનું એક ટીપું તો વરસાવો. તેવી જ રીતે આર્યો ઈશ્વરનાં દર્શન માટે તલસતા હતા.

ઈશ્વરની ઝંખના કરતાં અર્ધ-દગ્ધહૃદયના માનવીએ એટલા બધા દેવોની કલ્પના કરી નાખી છે કે તે જોઇને અખાને પણ એમ કહેવું પડયું છે કે "ઝાઝા દેવ એ કયાંની વાત". કન્યા વરમાળા પહેરાવવા આવી છે. એકને, પણ સ્વયંવરમાં ઉમટી પડયા છે અનેક? દમયંતીએ નળની આકૃતિ જેવા પાંચ રાજાઓ જોયા. ને તે મૂંઝાઇ હતી. તેવી જ રીતે ઇશ્વર વિષે મુંઝાઈ રહેલા માનવીને પણ એવો જ અનુભવ થાય છે.

ઘણીવાર ગીલ્ટી ગોલ્ડ સોના કરતાં વધુ ચળકાટ આપે છે. પાંખડીઓએ પોતાના સ્વાર્થને પોષણ મળે તેવા સાહિત્યનું સર્જન કર્યું છે. વળી આ સાહિત્ય લોકોને સત્ય વિદ્યાથી વેગળા રાખ્યા છે. અને લોકો ખરા ઇશ્વરને ઉવેખી ખોટામાં ભોળવાઈ અટવાઈ પડયા છે. અને સાચો, પરમ તેજસ્વી, અનંત શક્તિવાળો, સર્વ વ્યાપક, નિરાકાર ઇશ્વર તો રહી ગયો છે કોરો ધાકોર? ઈશ્વરની પૂજા ઘણે અંશે ભૂલી જવામાં આવી છે. ઈશ્વરને ઓળખવા અને સાક્ષાત્કાર કરવા તલસતા માનવીઓને ગોર પૂજારી-મહંત વર્ગમાંથી કોઈક સજ્જનો પૂજાનો સાચો રાહ બતાવતા હશે.

યોગ સુત્રમાં કહ્યું છે કે, "ધ્યાનમ્ નિર્વિષયમ્ મનઃ" સમાધિ કે ધ્યાનાવસ્થામાં આંખો દેખતી નથી. કાન સાંભળતા નથી. ત્વચા સ્પર્શ અનુભવ કરી શકતી નથી. એટલે કોઈપણ ઇન્દ્રિય પોતાનું કામ કરતી નથી. કેવળ મન ઇશ્વરમય થઈ જવાથી બાકી બધું ભાન માણસ ભૂલી જાય છે.

આ બાબતને મીરાંબાઈએ સાદી ભાષામાં સમજાવી છે. સાંભળો. "લાલી મેરે લાલકી લાલી લાલમ લાલ"

"લાલી દેખન મેં ગઈ હો ગઈ લાલ ગુલાલ"

ધ્યાન બાબતને ઈસ્લામ ધર્મના મહાન ફિલોસોફર મહાત્મા મનસુરે સમજાવી છે તે કહે છે કે

"તુજે હૈ શોખ મીલનેકા તો હરદમ લોહ લગાતા જા"

ન રખ રોજા, ન જા મસ્જિદ કિતાબેં ડાલ પાની મેં

હરદમ લોહ લગાતા જા

અરબોની મુખ્ય ઇબાદતના શબ્દ—

હે પરમાત્મા હું તારા શરણમાં પોતાને સમર્પણ કરું છું. કુરાનમાં પણ પ્રધાનત: એક જ સત્ય સ્વરૂપ પરમાત્માની ઉપાસના કરવી. અને તેની ઈચ્છાને સર્વોપરિ માનવી આ પ્રમાણેનો મુખ્ય ઉપદેશ છે.

ઈસ્લામ મતનો આધાર કે જેના ઉપર હજરત મહમ્મદ સાહેબે મુસલમાનોના ધર્મનું ભવન સ્થાપિત કર્યું છે અને તે એ છે કે— સૃષ્ટિના આદિથી અંત પર્યંત એક જ સત્ય આસ્તિક સિદ્ધાંત રહ્યો છે અને હંમેશાં રહેશે. અર્થાત એક જ સચ્ચા ઈશ્વરને માનવો.

યહુદીઓ પણ એકેશ્વર વાદને માને છે.

મહાત્મા કબીરે વિશુદ્ધ એકેશ્વર વાદનો પ્રચાર કર્યો છે.

પરંતુ તેમના સંપ્રદાય વાળાએ તેમના પ્રચારને દુર્ગંધીવાળો—(મૂર્તિપૂજાવાળો) બનાવી દીધો છે.

ગુરુ નાનકદેવના ઉન્નત એકેશ્વર વાદની કથા જાણીતી છે.

संगच्छध्वं संवदध्वं संवोमनांसि जानताम

એક સાથ, એક ભાવ, એક ઉદ્દેશ્ય અને એક જ ધર્મના અનુગામી બનવાથી બધાં સુખ હસ્તામલકવત પ્રાપ્ત થઈ શકે છે.

વેદ પોકાર કરીને કહે છે કે—જે શુદ્ધ હૃદયથી ઈશ્વરનો આશ્રય મેળવવા આવે છે. તેઓ જરૂર અમૃત મેળવે છે. બંધુઓ આપણા મનમાં ભલે ભેદ હોય, પરંતુ ભેદના કારણે અમારે માનુષી કર્તવ્ય (ઈન્સાનિયત) થી ડગવું જોઈએ નહિ. માનવે માનવની સાથે સહાનુભૂતિ રાખવી જોઈએ, જેથી સંસારમાં આનંદ ફેલાય એજ અમારી હૃદયની ઈચ્છા છે.

હવે આપણે પૂજા સંબંધી ટુંકમાં અવલોકન લખીશું. પવિત્ર ધર્મની પ્રથમ ક્રિયાનું રૂપ-પૂજા

અંતરના ઊંડામાં ઊંડા અને સાચી લાગણીઓથી છલાછલ ભરેલા પ્રેમનું સ્વાભાવિક પ્રગટીકરણ, અતિગંભીર આકર્ષણ અને આત્મની ધ્યાન નિમગ્નતમ એનું નામ પૂજા.

આ શૈલી મુજબની પૂજા, એ માંડૂક્ય ઉપનિષદનો વિષય છે.

પરમાત્મા સંબંધી સત્યજ્ઞાન અને તેના યથાસ્વરૂપનો સાક્ષાત્કાર એજ મનની આનંદથી ઊભરાઈ જતી, અને પરમ સુખમય અવસ્થા બીજા શબ્દોમાં કહીએ તો પૂજાથી સમન્વિત છે. પૂજનની વધુ સત્યતા વિષે માંડ્ક્ય ઉપનિષદ વાંચો. ઈશ્વર તો જાણે હિમાલયનું એવરેસ્ટ શિખર, વિશ્વમાં શોધાયેલું છેલ્લામાં છેલ્લું અજાયબ મહદતત્વ. ઇશ્વર સહેલાઈથી પ્રાપ્ત કરી શકાતો નથી જ. માનવી જ્યારે પુરુષાર્થ કરીને થાકી જાય છે. નિરાશાના વાદળોમાં ઘેરાઇ જાય છે. તે વખતે નિ:સહાયતાની દશા, આંતરિક આઘાતોની એ અવદશામાં આવી પડે છે. ત્યારે તે પોતાનાથી ઊંચી કોઈપણ મહાશક્તિની તરફ જુએ છે. આ વખતે પોતાનાથી ઊંચી શક્તિને માટે તે તરસ્યો હોય છે. આ સ્થિતિમાં અંતઃકરણની સઘળી ક્રિયાનું શમન થતું હોય છે. પ્રાકૃતિક આનંદ પૂર્ણ થાય છે. અને ચિદાનંદ જે ધ્યાનના અભ્યાસનો પરિપાક છે. તેની પ્રાપ્તી થવાની આ અવસ્થા છે. આ અવસ્થાનો સંબંધ બ્રહ્મરંધ્રમાં છે. બ્રહ્મરંધ્રમાં એટલા માટે કહેલી છે કે ત્યાં પ્રકૃતિના સૂક્ષ્મ સ્વરૂપથી રહિત ચિદાકાશ રહેલું છે. ત્યાં અભ્યાસીને ચિદાભાસ પછી ચિદાનંદની પ્રાપ્તી થતાં રસના સાગર, કરૂણાના ભંડાર પરમાત્માને પોતાની અંદર જુએ છે. એજ અમારો રક્ષક છે તે બહાર નથી પરંતુ અંદર જ છે.

કોઈ ઉર્દુ કવિએ કહ્યું છે કે—

દિલકે આઈને મેં હૈ તસ્વીરે યાર જબ ચાહા ગર્દન ઝૂકાઈ દેખ લી

પણ અહીં તો ગરદન પણ ઝુકાવવી પડતી નથી. આનંદ સ્વરૂપ તરફથી દરેક માનવીને ઊંઘમાં આનંદ મળે છે. ઊંઘમાં મળતો આનંદ ને મુક્તિનો આનંદ સરખો જ છે. આ સદેહે યોગાભ્યાસ વડે પરમાત્માનાં દર્શન થાય તેને જ મુક્તિનો આનંદ કહી શકાય છે. આપણે આગળ જોઇ ગયા તેમ અંદર રહેલા ઇશ્વરને જોવાનો અભ્યાસ આદરીને વૃત્તિના નિરોધ થાય ત્યાં સુધી પહોંચી જવું. ત્યાં રહી આધ્યાત્મિક આનંદનું પાન કરવું એને જ માનવદેહની સફળતા કહી શકાય.

પૂજા માટે એક એવો ભુરો ખ્યાલ આપણામાં પેસી ગયો છે કે એક ઘટ વગાડીને જ અમો ઇશ્વરને પ્રસન્ન કરી દઇશું. આ ખ્યાલ જ આપણને અધોગતિના ખાડામાં ધકેલનારો છે. હાલમાં પૂજાની ભાવનાનું વિકૃત સ્વરૂપ એવું બન્યું છે કે જડ વસ્તુઓમાં દેવત્વ સ્થાપન કરીને તેની ઉપર કુમકુમ, અક્ષત, ચડાવી, ફૂલ અર્પણ કરી, ઘૃત દીપ કરી, આરતી ઉતારવી. તેને જ પૂજા ગણી પૂજક પોતાનું અહોભાગ્ય માના મનને મનાવે છે. કે મેં ઇશ્વરની પૂજા કરી છે. અને ઇશ્વર મારા ઉપર જરૂર પ્રસન્ન થશે જ.

આ રીતે પૂજા કરવાથી પૂજા કરનારનું કંઇ પણ શ્રેય થતું નથી. જગતની પ્રાકૃતિક જડ વસ્તુઓને

( જુઓ પાન ૬ )

( પાન ૧૯નું ચાલુ )

हो सकता है क्योंकि यह घटना आश्विन शुक्ल पक्ष की है।

प्रमाण पुष्टि संख्या ३—

महर्षि के लेख के अनुसर १९वें वर्ष समाप्ति के बाद उनके चाचा की मृत्यु भी विशूचिका रोग से ही हुई थी संवत् १९०० में भी टंकारा के आसपास विशूचिका ( हजा ) रोग फेला हुआ था उसके भी राज्य के पुराने रिकार्ड से प्रमाण मिले थे इससे भी सिद्ध होता है कि महर्षि का १९वां वर्ष उनके पूर्व यानी भाद्र षद शुक्ल ९मी को ही पूरा हो चुका था। प्रमाण पुष्टि संख्या ४—

महर्षि लिखते है कि "माता पिताने बुलाकर विवाह की तैयारी की तब तक २१वां वर्ष पूरा हो गया ... तब मैने विवाह न करने का दृढ़ निश्चय कर लिया एक मास में विवाह की भी तैयारी हो गई संवत् १९०३ के वर्ष में घर छोड के रात्री के समय भाग उठा चार कोश पर एक गांव था वहाँ जा के रात्री में वहाँ ठहर गया दूसरे दिन प्रहर रात्रो से उठके १५ कोश चला।"

महर्षि के इस कथन में से निम्न बाते सिद्ध होती हैं।

( १ ) गृह त्याग के समय उनकी आयुका २२वां वर्ष चल रहा था। ( २ ) विवाह ( सहालग ) के दिन थे। ( ३ ) वे कृष्ण पक्ष में घर से भागे थे। और प्रात: जब चन्द्रोदय हुआ तब जन्म भूमि से ४ कोस दूर ग्राम से वे आगे को रवाना हुए थे और फिर १५ कोश पर ठहरे थे। ( ४ ) गृह त्याग का संवत् १९०३ था। अब देखना यह है कि इस हिसाब से महर्षि की आयु के २१ वर्ष किस संवत् में पूरे होते हैं?।

गणितसे पता चलता है कि विक्रम संवत् १९०२ मे भाद्रपद शुक्ल ९ को उनकी आयुका २१ वर्ष पूरे हो जाते हैं परन्तु यह २१ वां वर्ष संवत् १९०३ के भाद्रपद शुक्ल ५ तक भी चलता था इससे पता चला कि महर्षि का गृह त्याग संवत् १९०३ के भाद्रपद शुक्ल अष्टमी के पूर्व हुआ होगा और वह भी तब जब सहालग के दिन हो। सौराष्ट्र में प्रचलित प्रथा के अनुसार आषाढ शुक्ल ९ के पश्चात उच्च विवाह नहीं होते उस हिसाब से आषाढ शुक्ल पक्ष के पूर्व हो यानी आषाढ मास में हो मूलशंकर का विवाह होनेवाला था और उससे बचने के लीए आषाढ कृष्णपक्ष में ही घर से निकलकर प्रथम रात्रि अंधकार पूर्व होने से स्वामीजी अपने ग्राम जीवापुर तथा टंकारा स ४ कोश पर आया हुआ तोथवा ग्राम को अपना विश्राम स्थान बनाया था और रात्री बीत जाने पर वे चन्द्रोदय हो जाने पर चन्द्रप्रकाश में वहाँ से चलकर १५ कोश पर स्थिति "पारणेतर" तीर्थ में रहते थे वहाँ से वे सायला गय और वहां वे आषाढ शुक्ल में ही पहुँचे थे और वहाँ लालाभगत की जगह में श्रावण मासान्त ठहरे थे भाद्रपद में कोठ गांगड पहुँचे और उन्होंने वैसा कि आपने पूनाके भाषण में कहा था उस हिसाब से ती_ मास ( कोठ गांगड ) में ठहरे थे अर्थात भाद्रपद आश्विन कार्तिक मासान्त वेवहीं रहे थे। कार्तिक मासान्त में वे सिद्धपुर पहुँचें और कीर्ति व शुक्ल पूर्णिमा के महा मेले तक वे वहाँ रहे उसी समय वे अपने पिता के द्वारा पकडे गये थे उस समय उनकी आयु का २२ वां वर्ष प्रारंभ हो गया और वह संवत् १९०३ था उस हिसाब से भी भाद्रपद शुक्ल ९मी ही महर्षि की जन्मतिथी जन्म सिद्ध हो सकती है।

प्रमाण पुष्टि संख्या ५

महर्षि ( मूलशंकर ) के कुटुम्बियों के पास से उनकी जन्म कुन्डली हमें प्राप्त हुई है उसके अनुसार भी महर्षि की जन्मतिथि भाद्रपद शुक्ल ९मी ही है परन्तु वह तिथि १९९१ कार्तिकी है जो चैत्रोसे १ साल आग है तदनुसार २० सितम्बर सन् १९२५ थी. मूलशंकर का जन्म प्रात: ३ बजकर ३० मिनीट पर हुआ था उस समय मूल नक्षत्र का चतुर्थ अरसा था उस समय धनु राशि.

यह जन्मपत्रिका जन्मभूमि कार्यालय द्वारा समर्थित हो चुकी है. आशा है अब इस संबंध में सब प्रकारके विवाद बन्द हो जायेंगे.



# ભરૂચના સમાચાર

વૈદિક સત્સંગ મંડળ ભરૂચ તરફથી પ્રકાશિત નવરાત્રી અને દશેરાની તેમ જ શૌર્ય ગીતાની પત્રિકાઓ શહેર અને આજુબાજુના ગામોમાં ફરતી કરવામાં આવી હતી.

તા. ૨૬-૯-૬૫ના રોજ આર્ય વૈદ્ય પં. મીલિન્દનો ખાસ લાભ મળેલો. પંડિતજી આર્ય સમાજ ભાવનગરના પુરોહિત અને મંત્રી-પદે હોવાથી ત્યાંની પરિસ્થિતિ-થી પણ વાકેફ કરેલા, આરોગ્ય-સાધના માસિકના અંકો અને આધાશીશીની દવા મફત વહેંચ-વામાં આવી હતી. અત્રેના આર્યોએ ગ્રાહકો નોંધવામાં તેમને સહકાર આપ્યો હતો તથા માસિકના ગ્રાહકો પણ બન્યા હતા.

૨-૧૦-૬૫ના રોજ નાના ભોઈવાડમાં શ્રી ભીખાભાઈ ઠાકોર-ભાઈ યાદવને ત્યાં આઠમનો બૃહદ યજ્ઞ રાખવામાં આવ્યો હતો. યજ્ઞ ક્રિયામાં દેશના વિજય અને વિશ્વ-શાંતિ અર્થે "વયં જયેમ..." મંત્રો ને ગાયત્રી મંત્રોથી એ એ આહુતિ પધારેલા તમામ મહેમાનો અને પ્રેક્ષકોએ આપી હતી. પરિ-ણામે આ કાર્યક્રમમાં દરેક આત્મી-યતા અનુભવતા હતા. યજ્ઞ અર્થ સહિત થવાથી લોકોમાં રસ જળ-વાયો હતો.

ત્યારબાદ રાતના શૌર્યગીતો અને ગરબાનો સમુહ કાર્યક્રમ રખાયો હતો. હિન્દુ-મુસ્લિમ બધા જ આ વૈદિક ગરબા ને ગીતાથી પ્રભાવિત થયા હતા. અને આ ગીતાની માંગણી સારા પ્રમાણમાં થઇ હતી. અંતમાં મંડળને રૂા. ૫ પાંચ દાન મળ્યું હતું.

ભરૂચ આર્ય સમાજમાં તા. ૨૭-૯-૬૫ના રોજ અત્રેના એક મોચી ક્ષત્રિય જ્ઞાતિના કુટુંબમાં લગ્ન તદ્દન સાદાઈથી અને વૈદિક વિધિથી સંપન્ન થયાં હતાં.

તા. ૨૬-૨૭-૨૮ આર્ય વૈદ્ય મિલીન્દ ભરૂચમાં પધારેલા તેમનો લાભ વૈદિક સત્સંગ મંડળને મળેલો. તેમના સહકારથી શૌર્યગીતની પત્રિકા નં. ૨૪મી પ્રગટ કરી હજા-રોની સંખ્યામાં નગર અને આજુ-બાજુનાં ગામોમાં વહેંચવામાં આવી હતી.

'દેવદર્શન' પુસ્તકની લહાણી અંગેની સમાજના મંત્રીજી શ્રી ત્રિભોવનદાસે ભરૂચ-વલસાડ-સુરત જિલ્લાઓના આર. એસ. એસ.ના સંયુક્ત સંમેલનમાં વિતરણ કરી સારો પ્રચાર કર્યો હતો. પત્રિકાઓ પણ વહેંચવામાં આવી હતી.

( પાન ૫નું ચાલુ )

ઇશ્વરત્વ આપીને પૂજા કરવી, એ કોઇ પ્રકારે યોગ્ય નથી. પથ્થરનો ટુકડો એ પથ્થર જ રહેશે. એ ટુકડો કોઇ કાળે ઇશ્વરના ગુણો ધારણ નહિ જ કરે. એ ટુકડો ચેતન સર્વશક્તિમાન, સર્વાન્તર્યામી તો નહિ જ બને. સંસારમાં ઘણા ધર્મોમાં ઇશ્વરની પૂજા મૂર્તિ વિના થાય છે. ચેતનની કલ્પના જડમાં કરવી, અને નિરાકારને મનમાન્યો આકાર આપવો એ અંધશ્રદ્ધા જ ગણાય છે. ધૂળમાં સાકરની શ્રદ્ધા રાખવી એ અંધશ્રદ્ધા જ છે. કોઈ પણ કાળે ધૂળ સાકર બની શકતી નથી.

( વધુ આવતા અંકે )

( પાન ૨નું ચાલુ )

પાકિસ્તાને શું કર્યું ? " એ તમને પુછે છે.

તમે બાઘાની જેમ એમની સામે જોઇ રહો છો એટલે એ સ્પષ્ટતા કરે છે, " પાકિસ્તાને આ બાજુ પીછેહઠ કરી...આ...પાકિસ્તાને... પીછેહઠ કરી બીજું પેપરવેટ પાંચ ઇંચ પાછું ખસેડાય છે.

" હવે આપણું વધારાનું દળ આ વખતે આ બાજુથી આ બાજુ ધસ્યું. આ બાજુ...ધસ્યું...એમાં શું બન્યું કે પાકિસ્તાન આ બાજુથી છટકી ગયું ! આ...છટકી ગયું...! એને બદલે આપણે જો આ બાજુથી ધસ્યા હોત...આ બાજુથી...એટલે કે તમારી બાજુથી.

" મારી બાજુથી ? " તમે ગભરાઇને પુછશો.

" તમારી બાજુથી એટલે કે આ બાજુથી...જો આપણે આ બાજુથી ધસી ગયા હોત તો પાકિસ્તાન કયાં જાત ? બોલો, મહેરબાન, બોલો, જાત કયાં પાકિસ્તાન ? '

" કયાં જાત ? " તમે મુગ્ધભાવે પૂછો છો.

" કરો વિચાર ! કયાં જાત પાકિસ્તાન ? " એ અદાથી ખુરશી પર અઢેલીને તમને જવાબ આપવાની ચેલેન્જ ફેંકે છે.

" આ બાજુ ના જઇ શકે ? "

" કેવી રીતે જઇ શકે ?? એ બાજુ તો આપણી ટેંકો છે ! "

" તો...આ બાજુ ? "

" હા એ બાજુ...ઉભા રહો... હાં...એક વાત મારે તમને કહેવાની રહી ગઇ. એ બાજુ આપણું વિમાની દળ છે હાં " એ ટેબલ પર પડેલું ચિત્રલોક ખેંચી સંકેલીને એ બાજુ ગોઠવે છે. " આ આપણું વિમાની દળ...બોલો, એટમજી, હવે કયાં જશો ? "

" મને પૂછો છો ? "

" હાસ્તો ! બીજા કોને ? બોલો, કયાંથી છટકશો હવે ? "

" મને તો કોઇ રસ્તો દેખાતો નથી. "

" એમ ત્યારે ! સાહેબ, જો આ મુવ લીધો હોતને આપણે તો પાકિસ્તાની લશ્કર ફનાફાતિયા થઇ ગયું હોત પણ આપણે શું કર્યું, કે ટેંકનું જૂથ આ બાજુ નહીં, પણ આ બાજુથી ? "

" ન સમજાયું તમને ? જુઓ. આખી સ્ટ્રેટેજી ફરીથી સમજાવું... આ આપણું ટેંક દળ છે...હવે આ છે પાકિસ્તાની વિમાની દળ... "

" સમજાઇ ગયું, સમજાઇ ગયું, " તમે ગભરાઇને બોલી ઉઠશો.

" ના, ના, તમને સમજાયું ના હોય તો કહેજો હાં ! ફરીથી સમજાવીશ. મારા મનમાં આખું ચિત્ર સ્પષ્ટ છે. "

" મારા મનમાં પણ હવે આખું ચિત્ર થઇ ગયું ! " તમે બોલી ઉઠશો.

" ઠીક ત્યારે, હવે '૬૨ના ચીનના આક્રમણ વખતે આપણે સંરક્ષણમાં શી ભૂલ કરેલી એ સમજાવું. આ વખતે આપણે એ ભૂલ ન કરવી જોઇએ. જુઓ હવે આ છે હિમાલય... " એ "શ્રી"નો છેલ્લો અંક ટેબલ પર પાથરીને કહેશે.

" મારે જરા...કામ છે. પછીથી જરૂર તમારી પાસે આ બધું સમજવા આવીશ. " એમ કહીને તમે ઉઠશો.

" અરે, બેસોને, કયાં જવું છે ? "

" રક્તદાન કરવા " એટલું કહીને તમે ભાગી છૂટશો. એ પણ તમારા ગયા પછી ઉઠશે અને બહાર નીકળશે બીજા કોઇ શ્રોતાની શોધમાં !

અફઘાનિસ્તાન સાથે દોસ્તી કરી ત્યાંથી ચીન પર હુમલો કરી ચીનની બોચી પકડવાની એમની લશ્કરી યોજના આપણે યુ-નોમાંથી નીકળી જવું પછી પાકિસ્તાન આપણું જોઇને જ નીકળી જાય, એટલે પછી આપણે પાછા દાખલ થઇ જવું એની ડિપ્લોમસી પૂર્ણ યોજના બધા બંગલાનાં ભોંયરાં ખાલી કરાવી ત્યાં પબ્લિક એર રેઇડ શેલ્ટર્સ બનાવવા માટે મ્યુનિસિપલ ત્યાં બાંકડા ગોઠવી દેવાની યોજના અને કોલેજમાં કલાસીઝ સો સો વિદ્યાર્થીઓના છે એને બદલે બસો બસોના કરી અડધા પ્રોફેસરોને છૂટા કરીને લડાઇમાં મોકલી આપવાની એમની યોજનાની કદર પૂરતી નથી થતી એ દેશની કમનસીબી છે; !

" જામનગર પર બોમ્બમારો થઇ ગયા પછી કહેતાં સંભળાય છે કે " હું તો પહેલેથી જ કહેતો હતો કે જામનગરની બાજુમાં પણ ઠીક ઠીક અંતરે ખૂબ લાઇટસથી ઝળાંહળાં એવું એક પુંઠાનું બનાવટી જામનગર ઉભું કરી નાંખ્યું હોત તો પાકિસ્તાનનાં વિમાનો ત્યાં જ બોમ્બ નાંખીને મૂરખ બનીને ચાલ્યાં જાત ! ! ને મૂળ જામનગર બચી જાત ! પણ મારું માને કોણ ? "

તમે કહેત " બીજા વિશ્વયુદ્ધમાં ઇંગ્લેંડે લંડનના બચાવ માટે આવું જ કંઇ કર્યાનું સાંભળ્યું છે ખરું... "

તો તરત એ કહેશે. " સંભવિત છે હું તો છેક ૧૯૩૯થી આ સ્કીમ કહેતો આવ્યો છું. તે વખતે તો ઘણા અંગ્રેજો અમદાવાદમાં ફરતા હતા. કોં કે મારી પાસેથી આ સ્કીમ સાંભળી લીધી હોય અને ત્યાં પહોંચાડી દીધી હોય એમ બને ! યુ ડોન્ટ નો બીજાના આઇડિયાઝ ચોરી લેવાનું એ લોકોનું તંત્ર બહુ મજબૂત હોય છે, આપણા જેવું રેંજીપેંજી નહીં ! " મિ. એક્સપર્ટ આત્મશ્રદ્ધાપૂર્વક જાહેર કરે છે અને તમે આંખો પહોળી કરીને સાંભળ્યા કરો છો ! બીજું, કરી પણ શું શકો ?

મિ. ઓનરરી એક્સપર્ટ એ યુદ્ધ સમયમાં આપણી આસપાસ મળી આવતું એક ખુબ મઝાનું મનોરંજક પાત્ર છે.

Regd. No. G/374
તા. ૯-૧૦-૬૫

# અજ્ઞાન અને સ્વાર્થનો નાશ થશે ત્યારે જ પોપલીલાનો નાશ થશે

## વૈદિક ધર્મના પ્રચારથી જ અભ્યુદય થશે

"પોપ" શબ્દ એ લેટીન ભાષાનો છે. જે પાછળથી ગ્રીક અને જૂની અંગ્રેજીમાં પણ ઉપયોગમાં પણ લેવાવા લાગ્યો. વર્તમાન અંગ્રેજીમાં ઉપયોગમાં લેવાતો શબ્દ "પપ્પા" અને પોપ શબ્દનું મૂળ એકજ છે. જે રીતે "પપ્પા"નો અર્થ પિતા થાય છે. એ રીતે પોપનો અર્થ પણ પિતાજ થાય છે. પહેલા ધાર્મિક ગુરૂ અથવા આધ્યાત્મિક પિતાના સબંધે રોમ કેથોલિક ચર્ચના સૌથી મોટા ધર્માધ્યક્ષને પોપ કહેવામાં આવતા હતા. જે રીતે ભારતમાં શંકરાચાર્યની ગાદી ચાલે છે. તે રીતે રોમમાં પોપની પણ ગાદી ચાલે છે.

પોપ એ સમસ્ત સંસારના રોમન કેથોલિક ઇસાઇઓના સૌથી મોટા ધર્મગુરુ માનવામાં આવે છે, રોમના આ પોપની "વૈટિકન સિટી" નામનું અલગ શહેર છે. જેમાં પોપનો પોતાનો કિલ્લો. પોતાનું લશ્કર અને પોતાની જ નાગરિક વ્યવસ્થા ચાલે છે. અને તેમાં સંસારના કોઇ રાજ્યની કોઇ પણ પ્રકારની કશી પણ દખલ નથી. નાતાલના દિવસે નવા વર્ષે આ પોપ સમસ્ત સંસારના ઇસાઇઓને સંદેશો આપે છે. આજે પણ ધાર્મિક જગતમાં જેટલી માન્યતા અને સત્તા પોપની છે. એટલી કદાચ સંસારમાં કોઇ પણ સંપ્રદાયના ધર્મગુરુની નહી હોય.

જના કાળમાં રોમનો પોપ પોતાના ચેલાઓને કહેતો હતો કે તમે તમારા તમામ પાપની કબૂલત અમારા સમક્ષ કરશો તો અમે તમારા તમામ પાપોની ક્ષમા કરાવી દઇશું. સાથે સાથે તે એમ પણ કહેતો હતો કે અમારી સેવા અને અમારી આજ્ઞા સિવાય કોઇ પણ સ્વર્ગમાં જઇ શકશે નહિ. જો તમારે સ્વર્ગમાં જવું હોય, તો ત્યાં તમારે જે કંઇ સુખ સગવડ જોઇતી હોય તે પ્રમાણેની રકમનો હિસાબ કરી તે પૈસા અમોને આપો અને અમારા પાસે જમા કરાવી જાય તો તમોને સ્વર્ગમાં એ તમામ વસ્તુઓ મળી જશે.

પોપના વચનમાં વિશ્વાસ રાખી તેના આંધળા ભક્તો તેને પૈસા આપતા, અને આ પોપ ઇસામસીહ અને મરિયમની મૂર્તિ સામે ઉભો રહી આ પ્રકારની હુંડી લખી આપતો "હે ખુદાવંદ ઇસુ મસીહ! અમુક માણસે તારા નામ ઉપર એક લાખ રૂપિયા અથવા તો જેટલા રૂપિયા આપ્યા હોય તેટલા

લેખક :
**શ્રી જીવનલાલ રાઠોડ, વડોદરા**

રૂપિયા અહીં જમા કરાવ્યા છે, જ્યારે એ સ્વર્ગમાં આવે ત્યારે તું તારા પિતા કે જે સ્વર્ગમાં છે ત્યાં પચીસ હજાર રૂપિયા બાગ-બગીચા અને મકાન માટે પચીસ હજાર રૂપિયા નોકર ચાકર અને વાહન માટે, પચીસ હજાર રૂપિયા ખાવાપીવા તેમજ કપડાં લત્તાં વગેરે માટે અને પચીસ હજાર રૂપિયા તેના મિત્રો અને ભાઇ-બંધુ વિગેરેને ભોજન વગેરે માટે આમંત્રણ આપે તેમાં ખર્ચવાના છે." પછી આ હુંડીની નીચે પોપ પોતાની સહી કરી આ હુંડી પોતાના ભક્તના હાથમાં આપીને કહેતો કે જ્યારે તારૂં મૃત્યુ થાય ત્યારે આ હુંડી કબરમાં તારા માથા નીચે રાખવા માટે તારા કુટુંબીજનોને કહેતો જજે. પછી તને સ્વર્ગમાં લઈ જવા માટે ફીરસ્તાઓ આવશે. અને તે આ હુંડીને જોઇને તેમાં લખ્યા મુજબ તમામ ચીજ વસ્તુઓ તને અપાવી દેશે.

જ્યાં સુધી યુરોપમાં અવિદ્યા અને અંધશ્રદ્ધા રહી ત્યાં સુધી આ પોપ લીલા ખુબ ચાલી. હવે તો અત્યારના વૈજ્ઞાનિક યુગના લીધે અને વિદ્યાના પ્રચારના લીધે આ પ્રકારની પોપલીલા બહુ ઓછી થવા પામી છે. પરંતુ હજુ તે તદ્દન બંધ તો થઇ જ નથી. ઇસાઇઓમાં જ્યાં અન્ય અંધશ્રદ્ધાની કમી નથી ત્યાં પોપ પ્રત્યેની અંધશ્રદ્ધાની પણ કમી નથી.

જેવી રીતે રોમનો પોપ પોતાને ધર્મ અને સ્વર્ગનો ઠેકેદાર સમજે છે, તે પ્રકારે ભારતમાં જે લોકોએ પોતે પોતાને ધર્મના ઠેકેદારો કહી જનતાને અંધશ્રદ્ધાના ખાડામાં ધકેલવા માટે અને ધર્મના નામે સ્વાર્થ સાધવા માટે કશી કસર રાખી નથી. અને તેથી મહર્ષિ દયાનંદજીએ "પોપ" તરીકે ઓળખાવ્યા છે.

ઋષિ દયાનંદના પહેલાં આ પ્રકારના કપટી, સ્વાર્થી, અવિદ્વાન ધર્મના ઇજારદારો, પૂરાણપંથી બ્રાહ્મણોને ગમે તે નામ આપ્યું હોય, તેની ખબર નથી. પરંતુ આવા લોકોને માટે પોપ શબ્દ બરાબર બંધબેસતો આવે છે.

### બ્રાહ્મણ-દેવતા-ગુરુ

જ્યારે તમામ વર્ણોને વ્યવસ્થામાં રાખનારા બ્રાહ્મણો જ અવિદ્વાન અને વિદ્યાથી વિહીન થયા ત્યારે તેના યજમાનો જેમાં રાજા પ્રજા બંન્ને હતા તેઓ વિદ્યા વિહીન કેમ ન થાય? અનેક પ્રકારની કપોળ કલ્પિત વાતો. પૌરાણીક ગપોડાંઓ, અને ગ્રહ, નક્ષત્રનો ફલાદેશ બતાવી લોકોને ભયભીત કરવા બ્રાહ્મણોએ એવું કહેવા માંડયું કે "દેવતાઓને આધીન આ તમામ જગત છે. મંત્રોને આધીન તમામ દેવતાઓ છે. એ મંત્રો બ્રાહ્મણોને આધીન છે. તેથી બ્રાહ્મણો જ સાચા દેવતા છે" આ રીતે મંત્રના બળે દેવતાઓને બોલાવી તેને પ્રસન્ન કરી સિદ્ધિ પ્રાપ્ત કરાવવાનો દાવો કરવાવાળા બ્રાહ્મણોએ જ્યારે પોતાને "પૃથ્વીના દેવતા" છીએ એમ બતાવવાનું શરૂ કર્યું અને પછી તો તેઓએ પરમાત્માના સ્થાને પોતાની જ પૂજા કરાવવા માટે યજમાનોને પ્રેરીત કર્યા.

ગુરુમહાત્મા અંગે "ગુરુગીતા" જેવા અતિશયોક્તિભર્યા ગ્રંથો લખ્યા. અને અનેક પુરાણો પ્રાચીન ઋષિ મુનિઓના નામે પ્રાચીન શાસ્ત્રોના નામે પ્રચારમાં લાવ્યા.

વૈદિક સાહિત્યમાં આ સ્વાર્થી લોકોએ પોતાના તરફથી મૂર્તિપૂજા, શ્રદ્ધા, તથા દારૂ, માંસ, અનાચાર ને સમર્થન આપનારા વધારાના ભાગ મેળવી દેવામાં પણ પાછા ન પડયા. ધીરે ધીરે ગુરુનું સ્થાન એટલું બધું વધી ગયું કે તે પરમાત્માની બરોબર અને પરમાત્માથી પણ શ્રેષ્ઠ બનાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. "ગુરુદેવ: પરં બ્રહ્મ. તસ્મૈ શ્રી ગુરવેનમ:" આ પ્રકારના શ્લોકો એ મનોવૃત્તિના પોષક છે ગુરુના ચરણ ધોઇને ચરણામૃત પીવું, પોતાનાં તન, મન, ધન તમામ ગુરુને અર્પણ કરવાં, સ્ત્રી, કન્યા વગેરે ને ગુરુની ચરણ સેવા માટે સોંપવી અને ગુરુની તમામ આજ્ઞાઓનું પાલન કરવું એ જ પરમ ધર્મ બની ગયો.

(વધુ આવતે અંકે)

**પ્રભુ વ્યાપક છે**

અગ્નિ રહ્યો છે કાષ્ટમાં
તલમાં રહેલું તેલ છે.
દૂધમાં રહ્યું છે ઘી અને
સુવાસ પુષ્પે રહેલ છે.
વાયુ તણા રૂપરંગના
તેનો અનુભવ થાય છે.
છે સર્વ વ્યાપી નાથ ને
સર્વત્ર એ દેખાય છે.

**આર્યકવિ જીવનલાલ રાઠોડ**

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૬
માલિકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

श्री आचार्य जी, गुरुकुल कांगड़ी
जि. सहारनपुर, (उ. प्र.)

२७. नं. ७/३७४





॥ ओ३म् ॥

# आर्यप्रकाश



ऋग. यजु. साम. अथर्व.

મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ । તંત્રી : વિષ્ણુભાઈ મણિલાલ ભટ્ટ બી. એ. સ્નાતક ગુ. વિદ્યાપીઠ [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ આસો સુદ ૮ને શનિવાર તારીખ ૨—૧૦—૧૯૬૫ [ અંક ૨૭મો

## पंजाबी सूबा या सिक्ख राज्य ?

[ श्रीयुत वीरेन्द्र जी एम. ए. संपादक वीर प्रताप जालंधर ]

पंजाबी सूबा के वास्तविक स्वरूप के विषय में कुछ भ्रान्ति पाई जाती है अतः समय आ गया है कि जनता के समक्ष समस्त तथ्य रख दिए जायं जिससे वह स्वयं इस मांग की उलझनों व पेचीदगियों का निर्णय कर सके।

कुछ क्षेत्रों में यह मान लिया गया है कि यह भाषायी मांग है अतएव पंजाबी सूबा की मांग करने का सिक्खों का अधिकार है। परन्तु स्थिति का यह ठीक निरूपण नहीं है।

पंजाबी सूबेकी मांग भाषाई मांग नहीं है। यह तो विशुद्ध साम्प्रदायिक मांग है। अकाली लोग भाषा की आड़ में अन्ततो गत्वा यदि संभव हो तो भारतीय संघ के भीतर अथवा सुगम हो तो उससे बाहर सिक्ख राज्य की प्राप्ति चाहते हैं। उन्हें पंजाबी भाषा की अब चिन्ता नहीं रही है। वे जानते हैं १९६० के पंजाबी औफीशियल लेंग्वेज एक्ट (पंजाबी राज्य भाषा अधिनियम) के अनुसार पंजाबी राज्य की एक सरकारी भाषा बन गई है। राज्य के पंजाबी क्षेत्र में यही एक मात्र राजकीय भाषा है।

हिन्दी क्षेत्र में भी प्राइमरी की चौथी श्रेणी पंजाबी समस्त स्कूलों में अनिवार्य विषय के रूप में पढ़ाई जाती है यद्यपि पंजाबी इस क्षेत्र के लोगों की मातृभाषा नहीं है इसके अतिरिक्त अनुसंधान और उच्चस्तरीय अध्ययन के लिए पंजाबी विश्वविद्यालय की स्थापना हो चुकी है।

पंजाबी क्षेत्र में २ अक्तुबर १९६५ से अदालतों और मालगुजारी के दफ्तरों में एक मात्र पंजाबी भाषा में काम हुआ करेगा। हिन्दी क्षेत्र में भी यदि कोई व्यक्ति पंजाबी में प्रार्थना पत्र देगा तो सरकार की ओर से उसे पंजाबी में ही उत्तर मिलेगा।

पंजाब सरकार ने हिन्दी और पंजाबी की उन्नति के लिए एक भाषा विभाग खोला हुआ है। इस विभाग के बजट का अधिकांश भाग पंजाबी की उन्नति पर ही खर्च किया जाता है।

इस प्रकार पंजाबी सूबा की मांग भाषायी प्रश्न नहीं है यह विशुद्ध साम्प्रदायिक प्रश्न है और इसके पीछे एक स्वतन्त्र सिक्ख राज्य की स्थापना की चाल है। सिक्ख राज्य के लिए स्वाधीनता की प्राप्ति के पूर्व ही आन्दोलन प्रारम्भ हो गया था। जब १९४५ में केबीनेट मिशन भारत में आया था तब मास्टर तारासिंह और ज्ञानी करतारसिंह प्रभृति अकाली नेताओं ने सुझाव दिया था कि विभाजन होने की अवस्था में सिक्ख लोग आजाद पंजाब लेना पंसद करेंगे जो सर्वतंत्र स्वतन्त्र राज्य हो। ब्रिटिश सरकार ने इस सुझाव को स्वीकार नहीं किया। इस पर अकाली नेताओं ने श्री जिन्ना के साथ लेने देने की बात छेड़ी परन्तु सिक्ख नेता मुस्लिम लीग के नेताओं को अपनी मांग स्वीकार कराने को राजी न कर सके।

विभाजन के पश्चात् मास्टर तारासिंह और ज्ञानी करतारसिंह ने पंजाबी सूबा का नया नारा लगाना आरंभ कर दिया। उन्होंने अपना केस इस प्रकार रखा कि हिन्दुओं को हिन्दुस्तान और मुसलमानों को पाकिस्तान मिल गया परन्तु सिक्खों को क्या मिला? इससे स्पष्ट था कि सिक्ख लोग अपने को स्वतन्त्र भारत का अविच्छिन्न अंग नहीं मानते थे। वे ऐसी वस्तु भी चाहते थे जिससे वे हिन्दुओं और मुसलमानों की तरह अपने को स्वतन्त्र अनुभव कर सकें। इस प्रकार मास्टर तारासिंह ने पंजाबी का झण्डा बुलन्द किया। इसकी प्राप्ति के लिए उन्होंने एक २ पग बढ़ाना प्रारम्भ किया। पहला पग यह मांग थी कि पंजाबी को संविधान की ८वी अनुसूची में स्थान दिया जाय। सरकार ने यह मांग स्वीकार कर ली। इससे अकाली नेता श्री सन्तुष्टि नहीं होती थी। वे तो इसे बाद के आन्दोलनों के लिए कूदने के साधन के रूप में प्रयुक्त कर रहे थे। उनकी दूसरी चिता यह थी कि पंजाब में सिक्खों की संख्या ठीक बनी रहे। सिक्खों में वे पिछड़े हुए वर्ग देखना नहीं चाहते थे। अतएव उन्होंने मांग की कि सिक्खों के पिछड़े वर्गों को वे ही सुविधाएं और अधिकार दिए जायं जो अन्य पिछड़े एवं अनुसूचित वर्गों को दिए गए हैं। इस बात को प्रायः सभी जानते हैं कि सिक्ख धर्म्म अस्पृश्यता को अंगीकार नहीं करता परन्तु राजनैतिक उद्देश्यों की पूर्ति के लिए मास्टर तारासिंह ने अस्पृश्यों के एक नए वर्ग की सृष्टि कर दी। उन्होंने धमकी दी कि यदि मेरी मांग स्वीकृत न हुई तो मैं सत्याग्रह आरम्भ कर दूंगा। सरकार पुनः झुक गई और सिक्खों के पिछड़े वर्गों को वे अधिकार दे दिए गए।

सरकार से इन रियायतों को

( જુઓ પાન ૫ )

### अंतरंग सभाकी सूचना

मुंबई प्रदेश आर्य प्रतिनिधि सभाको अंतरंग सभाका अधिवेशन ता. १०.१०.६५ रविवार दो पहर २॥ बजे सभा कार्यालय बडोदामें होगा सदस्य महानुभाव यथासमय उपस्थित रहनेकी कृपा करें।

रविशंकर द्विवेदो
कार्यवाहक मंत्री सभा

# વિજયા દશમીનો વિજય સંદેશ

લેખક :
શ્રી ખુશાલભાઈ કે. પટેલ
'સુદર્શન'

આપણે નવ દિવસ દેવી એટલે વીરાંગના વિદુષી નારીઓને ગરબે અંજલિ આપી આપણા સમાજની—આપણા દેશની—વીર નારીઓનું સન્માન સ્મરણ કર્યું, સાથે સાથે સાત્ત્વિક આહારથી ઉપવાસ—અનુષ્ઠાન યજ્ઞયાગાદિ કર્યાં. આ બધું આપણે કર્યું એ સામાજિક દ્રષ્ટિએ અને શારીરિક દ્રષ્ટિએ ઠીક જ કર્યું છે; જો આપણે દેવીઓને કોઈ ચમત્કારિક શક્તિમાન ન ખપાવતાં સમાજની વીરાંગના—વીર રમણી અને વિદુષી સન્નારી 'સમજી અંજલિ આપી હોય તો !

પણ તેથીએ મહત્ત્વનું આ નવ દિવસ જે કરવાનું છે તે આપણી નવલનગરી, દેહનગરીના નવે દ્વારોની ઇન્દ્રિયોને સંયમની તાલીમ આપવાની છે અને એ જ મુખ્ય મુદ્દાનું કાર્ય તથા કર્તવ્ય છે.

કારણ નવરાત્રી એ આપણા સમાજની વીરાંગના—વીર નારીઓને અંજલિ દ્વારા પ્રેરણા પ્રાપ્ત કરી આપણી ઇંદ્રિયોને સંયમની તાલીમ આપવાનું આ ખાસ સત્ર છે. ખરેખરા 'અર્થમાં આ સંયમની તાલીમ—શિબિર છે. વાસ્તવમાં એના શ્રીગણેશ તો દેવપોઢી એકાદશીથી જ થઇ જાય છે. કારણ દરેક કાર્યને તૈયારીની જરૂર પડે જ છે. એકાએક કંઇ થોડો જ ચમત્કાર થઇ જાય છે ?

દેવ એટલે કે ઇંદ્રિયોને પેલા કાચબાના અંગોની માફક સંકેલી સંયમમાં રાખવી એ આ વર્ષા ઋતુમાં શક્તિ સંચય માટે ખાસ જરૂરી છે. દેવપોઢી અગિયારસનો આ એક આધ્યાત્મિક વિચાર છે, જે સુંદર છે, અતિ સુંદર છે.

કારણ કે જઠર બરાબર તેજ નહિ રહેવાથી નવી શક્તિ મેળવવી મુશ્કેલ છે. જે છે તે સંયમ નિયમથી જાળવી રાખવાનું હોય છે. વર્ષાના વિવિધ વ્રત—નિયમમાં આ સંયેમ એ તો મહાવ્રત અને વ્રતરાજ છે.

પણ આખરે બધું છે આપણા જ સુખ શાંતિ માટે અને આરોગ્ય માટે. દેવોને માટે વ્રત ઉપવાસ કરવાં કે, પ્રભુને માટે ભૂખે મરવું એ તદ્દન સડેલી, મેલી અને મવાળ માન્યતા છે; જેણે દેશ અને સમાજને મોટો ફટકો લગાવ્યો છે. માટે આ મનની અને દ્રષ્ટિની નબળાઇ ટળે એટલે ફરી પાછું આર્યત્વ આવવાનું જ છે. માટે આપણે વ્રત—નિયમ પાળતાં બહાર નજર ન રાખતાં નજર અને નિગાહ અંદર રાખી આંતરિક ધર્મમાં ઊંડે જવાની હવે જરૂર છે.

નવદુર્ગાના ગરબા ગાઇએ છીએ તેનો મુખ્ય હેતુ તો આપણી દેહ-નગરીમાં રહેલી નવદુર્ગાને જગાડવાનો જ છે. બે આંખનાં, બે નાકનાં બે કાનનાં, છીદ્રો—દ્વારો તથા એક મુખદ્વાર, એક મૂત્રદ્વાર, અને એક મળદ્વાર મળી કુલ નવદ્વાર આ નગરીનાં ગણેલાં છે જ. અને એની સાથે જ્ઞાનેન્દ્રિયોનો સંબંધ છે. જ્ઞાનેન્દ્રિયો જ શરીરમાં મુખ્ય ભાગ ભજવે છે. મૂત્રદ્વારનાં બે છીદ્રો ગણી ઘણા તત્ત્વચિંતકો એને દશચક્રોનો દશરણ પણ કહે છે. વળી પાંચ કર્મેન્દ્રિય અને પાંચ જ્ઞાનેન્દ્રિય ગણીએ તો પણ દશ થાય છે જ. માટે સંયમ મારફતે દશે ઇંદ્રિયોની વિકારવૃત્તિ પર વિજય મેળવ્યો હોય તેને—તેવા સાધકને વિજયી ઇંદ્ર કહી શકાય છે.

માટે વર્ષાનાં સંયમી વ્રતોથી જેણે ઇંદ્રપદને પ્રાપ્ત કર્યું હોય, તેજ પોતાના સમાજની વીર—વિદુષીઓની પણ કદર કરી શકે છે. અને તેનું મૂલ્ય—વાસ્તવિક મૂલ્ય સમજી શકે છે. તે સર્વત્ર સ્ત્રીત્વને બહેનભાવે, માતૃભાવે કે પુત્રીભાવે નિહાળે છે. પરંતુ યુવાન—યુવતિ એ તો આપણા સમાજના ઝબકતા અંગારા સરખાં અગ્નિ અને ઘી જેવાં જ્વલંત તત્ત્વો છે. એના ઉપર દેશનો આધાર છે.

એ અગ્નિ અને ઘી દેશનું નિર્માણ પણ કરી શકે અને દેશને બરબાદ પણ કરી શકે. ચુલાનો અગ્નિ બને તો નિર્માણ કરે અને ચિતાનો અગ્નિ બને તો દેશને બરબાદી તરફ વિનાશકારી જ્વાળામાં સ્વાહા પણ કરી દે. તેવી જ રીતે ઘી; એ શરીરને પોષણ આપી વિકાસ પણ કરી શકે અને વિકારને પોષી એજ શરીરનું નિકંદન પણ કાઢે ! આવું ઉલટા—સુલટી કાર્ય એ કરે છે.

માટે અગ્નિ અને ઘી જેવાં—ઝબકતા અંગાર જેવાં—તેજસ્વી અને તેજદાર યુવક—યુવતી આપણા દેશને પ્રાપ્ત થવા છતાં; નિર્માણકર્તા તો ત્યારે જ બને કે જ્યારે તેઓ નિર્વિકારી બને. અને તેને માટે એક જ રસ્તો છે અને તે એક બીજામાં ભાઇબહેનની ભાવના કેળવી એ દિશામાં આગળ વધવાનો.

સંસારમાં એટલે દરેકના ઘરમાં માતા, બહેન કે પુત્રી આ ત્રણ કે ત્રણમાંથી કોઇ તો હશે, હશે ને હશેજ, અને તેઓની સાથે આપણે સંસારમાં રહીએ છીએજ. આપણે કોઇ દિવસ તેમનો વિકાર નજરે નિહાળતાં નથીજ. હવે તેવીજ રીતે સમાજમાં પણ મોટાં પ્રત્યે માતૃભાવ, નાનાં પ્રત્યે પુત્રીભાવ અને સમાન પ્રત્યે બહેનભાવના, આ ત્રણ ભાવના કેળવવા શ્રાવણી પર્વ ઉપર ત્રણ તાર દર વરસે આ ત્રણ વ્રતને પાળવા માટેજ પુરૂષો ધારણ કરે છે. જો કે બીજાં પણ ઘણાં ગૃઢ રહસ્યો એમાં સમાયલાં છેજ : જેનો અત્રે ઉલ્લેખ કરવો અસ્થાને છે.

પુરુષોની માફક આર્ય સન્નારીઓ આજે પણ સમાજમાં મોટાં પ્રત્યે પિતૃભાવ, નાનાં પ્રત્યે પુત્રભાવ અને સમાન પ્રત્યે બંધુભાવ આ ત્રણ ભાવના કેળવવા શ્રાવણી પર્વ ઉપર યજ્ઞોપવિત પહેરે છે—બદલે છે અને ગળામાં ધારણ કરે છે જ. જરૂર છે હવે એ વ્રતને એના વાસ્તવિક સ્વરૂપમાં વ્યાપક કરવાની.

આ ત્રિવિધ દ્રષ્ટિએ વૃદ્ધાવસ્થામાં પરિપકવ થતાં એટલે કે સંન્યાસ આશ્રમને યોગ્ય બનતા એ આશ્રમમાં પ્રવેશતાં જ એ ત્રણ તારને બાહ્યચિહ્ન તરીકે સંન્યાસી દૂર કરી દે છે. કારણ આ સમયે પેલી ભદ્રવૃત્તિ એના અંતરમાં ઘર કરી વસી ગયેલી હોય છે; પછી ડગી જવાનો—લપસી જવાનો એને ભય રહેતો નથી; એટલે જનોઇની પણ જરૂરત રહેતી નથી. તેથી સંન્યાસી થયા બાદ જનોઈ ઉતારી નાખવાનું આજ આર્ય પ્રયોજન છે.

પરંતુ યુવક—યુવતી સમાન હોવાથી તથા તેમની શક્તિઓ ઊગતી અને ઊછરતી હોવાથી વિકારની નાની ખાઈમાં ગબડવાનો તેમને

( જુઓ પાન ૭ )




તંત્રીસ્થાનેથી

## કર્ણધાર–ભગવાન ?

ભલભલાની બુદ્ધિ થાકી જાય તેવી પરિસ્થિતિ પેદા થઈ છે. છેલ્લા અઢાર વર્ષની " શાંતિવાદી–સહઅસ્તિત્વ "ની નીતિએ સિદ્ધ કર્યું કે, " બ્રાહ્મણત્વ ક્ષત્રિયત્વ વિના પાંગળું હોય છે અને ક્ષત્રિયત્વ બ્રાહ્મણત્વ વિના આંધળું હોય છે. "—

શાંતિવાદીઓ ગમે તેટલી હૃદયપરિવર્તનને પ્રેમના પ્રભાવની ડિંગ હાંકે પણ આખા સમાજ ઉપર કોઈ પણ તત્ત્વનિષ્ઠા લાદી શકાતી નથી. પાકિસ્તાની રાજ્ય કે સમાજ પંપાળવાથી પ્રેમનો પ્રવાહ વહેવરાવી દેશે એ સમજ પણ ખોટી છે. લોકશાહીના પુરસ્કર્તા બ્રિટનની પ્રપંચનીતિ એશિયાની સર્વશ્રેષ્ઠ લોકશાહી–ભારતને લોહીચૂતું કરી નિર્બળ જ રાખ્યા કરાય તેવો લાગ ખોળવામાં " ચીન... પાકિસ્તાનની " ભાવી ભયપ્રદતા ન જોઈ શકે અને તેના સમજદાર હૃદયને સચ્ચાઈની કાંઈ જ અસર ન થાય તથા અમેરિકન વલણ પણ ભારતની બાબતમાં સતત નકારાત્મક રહ્યા કરે તે સ્પષ્ટ પૂરવાર કરે છે કે, " આત્મનિષ્ઠાને સતત અભય પણ સંસારનિષ્ઠાને સતત ભય. " રાજ્યસત્તા સંસારનિષ્ઠામાંથી પેદા થાય છે તેથી તેને જાગૃતપણે સતત રક્ષવા ક્ષત્રિયત્વની અનિવાર્ય જરૂર પડે છે. શાંતિના પયગમ્બર ગાંધી–જવાહરના વારસદાર શાસ્ત્રીજીને પણ શક્તિવાદીપણાથી જ શાંતિવાદની રક્ષા કરવાની પરિસ્થિતિએ કહો કે કુદરતે કહો પરંતુ સાચે તો ભગવાને જ ફરજ પાડી છે.–શાંતિ ભગવાનનો ગુણ છે તો શક્તિ પણ ભગવાનનો જ ગુણ છે એ આપણા શ્રીપ્રકાશ સુધીના શાંતિવાદીઓ ક્યારે સમજશે ? ભારતે મોટો ભાઈ બની બનતી મનની મોટાઈ આજ સુધી બતાવ્યા છતાં વિશ્વની મુખ્ય સત્તાઓના દબાણને અત્રે બેશરમ હારમાંથી બચી જનાર પાકિસ્તાન યુદ્ધવિરામ પછી પણ તેની અવળચંડાઈ છોડતું નથી તેના હૃદયમાંથી પ્રેમ પ્રગટી નીકળશે ને વાટાઘાટથી સમજદારી પ્રવર્તશે એમ કહેનારા અમારી દૃષ્ટિથી મૂર્ખોના સરદાર જ છે. ભગવાનને પણ અનુગ્રહ એકલાનો જ નહિ " નિગ્રહ "નો આશ્રય લેવો પડે છે તો માણસનું બિચારાનું શું ગજું ? ધન્યવાદ માનો ભગવાનનો કે ભારતને શાસ્ત્રીજી, ચૌહાણ, ચૌધરી, અરજણસિંહ અને સોમણ જેવા રાજ્યધૂરંધરો રાષ્ટ્રપતિને સહાયક મળ્યા છે, તેથી જ રાષ્ટ્રપતિ રાધાકૃષ્ણન રાષ્ટ્રને રક્ષી શક્યા છે.

ઈંગ્લેન્ડ–અમેરિકાની હરામખોરીને ડામવાને શાસ્ત્રીજીએ યુનો આગળ દલાઈલામા, બલુચિનેતા અબ્દુલ સામદખાન–પખ્તુન નેતા અબ્દુલ ગફ્ફારખાન; બંગાળી રાષ્ટ્રવાદી નેતાઓ, આઝાદ કાશ્મીરના પ્રજાતંત્રવાદી આગેવાનોને નક્કર હકીકતો સાથે રજુ કરવા પોતાના પ્રતિનિધિ મંડળમાં સામેલ કરી ચીન પાકિસ્તાનની કત્લેઆમને બળાત્કારની પિશાચલીલા રજૂ કરવી જોઈએ. જોઈએ પછી બ્રિટન–અમેરિકા કેવી લોકશાહી વલણ ધરાવે છે ?

બ્રિટન અમેરિકાને તો રસ છે ભારત, રશિયા, ચીન ત્રણેના ત્રિભેટે આવેલ કાશ્મીરને સતત તે ત્રણેમાંથી જરૂર પડે તેને લોહીલૂહાણ કરી શકાય ને પોતે જગતના કરતા કારવતા સતત રહી શકે તે માટે પાકિસ્તાની કૂકડાને કાશ્મીર કાશ્મીર બોલાવ્યા કરવો ને ભારત સાથે કૂકડાની લડાઈ ખેલાવે રાખવી. પરંતુ કમનસીબે પાકિસ્તાન કૂકડો મરણતોલ થવાથી યુદ્ધવિરામને બહાને ભારતને ફરી વાટાઘાટોના કોઠાયુદ્ધમાં ગૂંગળાવી પાકિસ્તાની કૂકડાને નવા શસ્ત્રોથી સજીવવો, ચીન સાથે કામચલાઉ કરાર છે અને પાકિસ્તાન અમારી સાથે જોડાયેલું છે કહી અમેરિકી યુદ્ધખોરો તેને શસ્ત્ર આપવા તૈયાર થઈ જાય એ ભયંકર છે. બ્રિટન લોકશાહીના શત્રુ ચીનને શસ્ત્રો વેચે એ પણ ખરેખર ભયંકર છે. રશિયા રાજકીય કારણસર કાશ્મીર ભારત પાસે ઇચ્છે છે પણ ચીન સામે ચૂપ રહે તો ના ન કહેવાય. આ વિષમ પ્રસંગે આપણો કર્ણધાર–સંરક્ષક ભગવાન જ છે અને તેજ આપણને અંતે વિજય અપાવશે.

આપણું રાષ્ટ્ર આજે તો અર્થસંકટ અને રાજ્ય સંકટમાં સપડાયું છે પણ ભગવાન જ આપણો નેતા છે અને તે જરૂર આપણને બચાવશે ને જગતમાં સર્વશ્રેષ્ઠ પૂરવાર કરશે જ કરશે એમાં અમને કાંઈ શંકા નથી. દિવંગત બળવંતભાઈની સ્નાતક સંઘની શોકસભામાં ઠાકોરભાઈ દેસાઈએ કહ્યું કે, " આપણે બાપુનો રસ્તો પાળ્યો તેટલું સ્વરાજ્ય મળ્યું. બાપુનો રસ્તો ચૂકયા તેટલું સ્વરાજ્ય ખોયું. પરિણામે આજની પરિસ્થિતિ પેદા થઈ છે. " અમે તો કહીએ છીએ કે ગાંધીજી અને જવાહરલાલ દયાનંદનો રસ્તો જેટલો ચૂકયા તેટલું સ્વરાજ્ય કાચું રહ્યું અને આજની પરિસ્થિતિ પેદા થઈ. અમે કોમવાદના કટ્ટા શત્રુ છીએ. તમામ મત–પંથ–કોમ–સંપ્રદાયના દેશવાસીઓની લોહીની સગાઈ અને બંધુતા અમારી આંખ આગળ છે અને અંતે રામ-ભરતનું મિલન સત્વર ઇચ્છીએ છીએ. પરંતુ અહિંસાની અગર વિશ્વકલ્યાણ અને વિશ્વબંધુત્વની સ્થાપના પણ કેવળ બ્રાહ્મણત્વથી કે સાધુતાથી થઈ શકતી જ નથી. તેને માટે શક્તિપ્રેરક ક્ષત્રિયત્વની અનિવાર્ય જરૂર થઈ પડે છે. સંકટ સંરક્ષક ક્ષત્રિયત્વ હરગિઝ હિંસા નથી. અધમ નથી પણ " અહિંસા પરમો ધર્મ "ને સંરક્ષનાર સ્થાપનાર–માનવતા–દિવ્યતા પ્રગટાવનાર પણ થઈ પડે છે તે સત્ય પરિસ્થિતિના સમજદાર " રાષ્ટ્રપતિ–શાસ્ત્રીજી–ચૌહાણ "નો ત્રિમૂર્તિએ બતાવ્યું છે. રાષ્ટ્ર સમજે કે શાંતિ જેટલી જ શક્તિ અગત્યની છે અને " સંયમ ત્યાં શક્તિ ને શક્તિ ત્યાં વિજય " સૂત્રાનુસાર સહવિચાર અને સદાચારના પંથે ભાવિ સબળ રાષ્ટ્રસર્જવામાં બાળકો અને નૌજૂવાનોને જ્ઞાન, ચારિત્ર્ય, દર્શનની દીક્ષા રાતદિવસ આપી ભારતીય સંસ્કૃતિને અનુરૂપ બનાવે તોજ માતા, પિતા, આચાર્ય સાર્થક જીવન જીવી, રાષ્ટ્ર રક્ષી વિષમ પરિસ્થિતિમાં ભગવાનને કર્ણધાર બનાવી શકશે–બહાર કોમીવાદ–સામ્યવાદ અને અંદર આધુનિકતાવાદના રાક્ષસોને હણી શકશે.

આપણા રાષ્ટ્રે યાદ રાખવું પડશે કે " આગળ ચાર વેદ પણ પાછળ સશર ધનુ " જ ક્ષત્રિયત્વ સાથેનું બ્રાહ્મણત્વ–

( જુઓ પાન ૪ )

# "નક્કી લાલબહાદુર સાસટરીએ કંઇ મંટર લગારીઓચ"

" આપરે જાને કે બાવા, ખોદા-યજી ખેરિયત કરે તમે કોઈ વાર દિલ્હી... ગેઈલા કે બા ?"–નરીમાનજી.

" કેમ, તે વળી કેમ પૂછવું પડ્યું ?"

" તાંહ કંઇ જંટર મંટર છે એવું કહેચ, ટે ટમુએ જોયું ચ ?"

" જંતર મંતર ?–હા જોયું છે તો ખરૂં. જયપુરમાં પણ છે."

" ટે એ જંટરમંટર આપુને કંઇ કામ લાગે કે નહિ બાવા ?"

" કેમ તમારે વળી જંતર મંતરનું શું કરવું છે ?"

" સાલું વારે ઘટીએતચકિયું ઠયા કરેચ. તચકિયું જાનોચ કે નઇ ? આઈમીન કમ્મરમાં દુખાવો હોય તે ગઈકાલનો ઠયો ચચ, તેને અમુ લોક તર્ચકિયું કહી એચ ! ટો તે તચકિયું મંતારવા, આઈમીન કચોર કરવા વરે તાંહ જંટર મંટરમાં જઇને રહીએ ટો ઓલરા-ઇત ઠઇ જવાય ને ?"

" અરે નરીમાનજી, એ જંતર-મંતર ; તો આકાશ જોવાની કરામત છે. શું છે તે કોણ જાણે ! એનાથી કંઇ રોગઓગ મટે નહિ."

" ટો પછી કંઈ ઘંતાકરન મંટર જંટર આવેચ તેનાકી કચોર હોય ?"

" ઘંતાકરન મંતરજંતર– હં, હં, આઈ સી. ઘંટાકર્ણ યંત્ર કોણ જાણે ભાઈ, મને એવો કશો અનુભવ નથી."

" ટે ટમે લોક યંટર કહોચ એને, કે જંટર ? ઓહ યસ, યંટર જ લખેલું ચ અહીં બી લેવ, જોવ !"–કહી નરીમાનજીએ ગુજરાત સરકારની સાપ્તાહિક પત્રિકાના તા. ૨૬–૮–૬૫ના અંકનું પાનું બતાવ્યું.

" જોવ, આય આપરી ગુજરાત દેશની સરકારનો અથવારિક છાપો, ટેમાં આપ છથ્થે પાને કોઇ જતી મારાજની એદવરતાઈજ છે ટે જોવ. ચમટકારિક ઘંતાકરન યંતર પ્રાઈસ એકજ કામ વરે સવા ચાર ચાતરાને બઢે બઢાં કામ વેર સવા સાત ચીચરા. એવન ટો લખેચ કે કોઈ જઇન ડેવનો ચમટકાર છે, ટો આપરેટે સેવકનું તચકિયું મંતારવા મંગાવીએ ટો હવે આપની સરકાર જાટે ને પોટૂ આય એદવર-તાઈજ છબેચ. ટો ટે ટો મંટર જંટર ટંટરયંટર સાચ્ચે સાચ્ચું જ હોંસે જ હોસે ને બા ?"

જાહેર ખબર જોઇ ને હું વિચારમાં પડી ગયો. હા ભઇ, ખરેખર, ચમત્કારિક ઘંટાકર્ણ યંત્રની જાહેર ખબર હતી જ ! સરકારી અઠવાડિકમાં ઝઘડિયાના કોઈ મુનિ મહારાજે આપેલી.

" ટે સરકાર પોટે બી આય મંટરનો એદવાન્તેજ કાંય નઇ લેટી ? બઢે બઢા વજીરાં આઈમીન પરધાનો આઇમીન પેલો નવો હરફ કાહારિયો ચેન કંઇ ? હા, હા, મંટર...લો વરી ભાઇ. કેવનો પન બઢા ખુદને મંટરીયા ને મંટર જંટર વાલાજ કેહેવવાટાં ડેખું ! ટો આય ઓઈલિ ટો કે ખલાસ ઠઇ ગીઉં, ઘાસલેત તો કે ખૂતી પરિઉં, ખાન સુગર ટો કે પેલું કાંહ, અન્દર ગરાઉંદ ભુગરભ બુગરભ શું કેટોટા ટમે, તાંહ ચાલી ચાલી ગેઈ...ટો પછી આય મંટરી જ કહેચ પોટાને ટે મંટરી સોકે આય મંટર મંટર જંટર કાંય નહિ કામમાં લેટા બા ?"

જવાબ નદારદ.

" પછી આય આપરી લહરાઇ ! ટેમાં બી કોય આય આપરા બઢા ડેવડેવીઓના મંટર જંટર આપરી સરકારના મિનિસ્તરો યાને મંટરોએ લગારી નઈ ડેરી ?

" તે તો લગાડતાં જ હશે રે ?"

" લગારટી હોસે ? ત્રુથ ઓલોચ, કેહવોજી. કે ત્રુથ એન્દ નઠીંગ બતરી ત્રુથ ઓલોચ !" –

" સત્ય તો શું છે તે કોણ જાણે જ છે. નરીમાનજી બાવા ?–કોઇ જાણતું નથી. હું પણ નથી જાણતો પણ આપણે ધડાધડ જીત્યા જઈએ છીએ. ને યાહોમ ધુમ લાહોરમાં ઘૂસી ગયા તે પરથી લાગે છે. જરૂર ચોધરી બહાદુર ને ચૌહાણ બહાદુર ને બધાં શાસ્ત્રોના જાણનારા શાસ્ત્રી બહાદુર મંત્ર જંત્ર લાગડતાં જ હશે !"

" વાહવા ! વાહવા ! ટો હું બી ટો મારૂં તચાકિયું મતાવાવેર મંટર લગાઉં ?"

" લગાવો, લગાવો !"

## શ્રી બળદેવપ્રસાદ પ્રવાસી

શ્રી પ્રવાસીએ ગત સપ્તાહમાં માંગરોળ, માંડણ વિગેરે ગામોમાં પ્રચાર કાર્ય કર્યું હતું. સાથે સાથે શંકા સમાધાન તથા ભજનોનો કાર્યક્રમ પણ રાખવામાં આવેલો,

## આર્યસમાજ. વડોદરા,

શહેર આર્યસમાજ તરફથી તા. ૧૩ તથા ૧૪મીએ શ્રી કેશવલાલ મોહનલાલના ઘેર વિશેષ યજ્ઞનું આયોજન કરવામાં આવ્યું હતું. બન્ને દિવસ સાયં ૪થી ૬ સુધી વિશેષ યજ્ઞ તથા પ્રવચનોનો પ્રબંધ કરવામાં આવ્યો હતો. યજ્ઞમાં શ્રી પં. દયાશંકરજી શર્મા તથા શ્રી પં. રવિશંકરજીના વ્યાખ્યાનોનો સુંદર પ્રભાવ પડેલો. હાજરી પ્રતિદિન ત્રણસોથી ચારસોની રહેતી. તા. ૧૨–૯–૬૫ના રોજ તાડફળિયામાં ઉત્સાહી કાર્યકર્તા શ્રી ગુલાબદાસભાઇના પ્રયાસથી પ્રચારની વ્યવસ્થા કરવામાં આવી હતી. શ્રી કેશવલાલભાઈ તરફથી સમાજને રૂા. ૪૧) દાનમાં મળ્યા હતા. ધન્યવાદ.

( પાન ૩નું ચાલુ )

ક્રિયાશક્તિ સાથેની વિચારશક્તિ જ વિશ્વને આર્ય બનાવી અનાર્યતાને હણી શકશે.

આજનો અને આવતી કાલનો સમય ખરેખર વિષમ છે. શાસ્ત્રીજીની શક્તિ, રાજાજી, જયપ્રકાશ અને બીજા ભયંકર ભલા માણસોની અકાળે શાંતિવાદની રાગરાગણી તો પાકિસ્થાન, ચીન, બ્રિટન, અમેરિકાને કાશ્મીરને ભારત પાસેથી છીનવી તેને રાજ્યસત્તા તથા મોટાઈના લોલૂપ ગીધડાંઓની મિજબાની બનાવી દેશે, અને સિંધ અલગ કરવાથી પાકિસ્થાન બન્યું તો કાશ્મીર અલગ થવાથી ભારત માતાનું મસ્તક છેદાશે. પરમકૃપાળુ પરમાત્મા રાષ્ટ્રને રક્ષે અને રાજ્યસંરક્ષક શાસ્ત્રીજીની અભયનિષ્ઠા અને દયાનંદપ્રેરિત આત્મસિદ્ધિને જ્વલંત વિજય અપાવી ઘોર ખોદનારાઓને ઘોરમાં ગાયબ કરી દે અને સત્યનો અંતે જય કરે એ જ પરમકૃપાળુ પરમાત્માને ચરણે અમારી પ્રભુ પ્રાર્થના.

વિશ્વમાનવતાવાદી ભગવદ્ભક્ત ભારતને સદાસર્વદા વિજયી કરો એટલી અમારી કર્ણધાર ભગવાનને અંતરની પ્રાર્થના. ઇત્યોમ્ શાંતિ :

( પાન ૧નું ચાલુ )

प्राप्त कर लेने पर मास्टर तारासिंह ने पंजाबी सूबे का आन्दोलन छेड़ दिया। सरकार ने फिर घुटने टेक दिए और इसके फलस्वरूप ही समझोता हुआ जो रीजनल फार्मूला ( क्षेत्रीय फार्मूला ) के नाम से प्रसिद्ध है। इस बार मास्टर तारासिंह ने सरकार को बचन दिया कि वे आगे पंजाबी सूबे की मांग न करेंगे। वस्तुतः वे अकाली-दल की प्रगतियों को धार्मिक एवं सामाजिक मामलों तक सीमित रखने के लिए सहमत हो गए थे।

अकाली दल के सदस्यों को कांग्रेस में सम्मिलित होने की अनुमति दे दी गई थी जिससे पंजाब में राजनीतिक प्रभुता में उनका भी भाग रहे। परन्तु यतः कांग्रेसने १९५७ के आम चुनाव में सिक्ख उम्मीदवारों के चयन में मास्टर तारासिंह की अडंगे बाजो को स्वीकार नहीं किया था अतः उन्होंने पंजाबी सूबा की रट लगाते हुए विद्रोह का झण्डा खड़ा कर दिया। १९६० में उन्होंने आमरण अनशन किया।

प्रधान मन्त्री पं. जवाहरलालजी ने दृढ़तापूर्वक इस मांग को रद्द कर दिया। यद्यपि मास्टर तारासिंह पंजाबी सूबा प्राप्त नहीं कर सके थे तथापि सिक्खों के लिए उन्होंने और अधिक रियायतें प्राप्त करलीं। सरकार ने पंजाबी विश्वविद्यालय की स्थापना की मांग स्वीकार कर ली और पंजाबी राज्य भाषा बना दी गई।

घटनाओं के इस विवरण से सिद्ध हो जायगा कि अकालियों ने जब २ कोई आन्दोलन छेडा तब २ वे सरकार से कोई वस्तु प्राप्त करने में समर्थ रहे। यदि उनकी पंजाबी सूबे की वर्तमान मांग स्वीकार भी हो जाय तो वे यहां ही पर नहीं रुकेंगे। उनकी अगली मांग होगी सिक्खों को आत्म निर्णय का अधिकार देना। सच तो यह है कि अकाली दल मास्टर तारासिंह के नेतृत्व में अपनी अगली मांग की बुनियाद रख चुका है। सन्त फतहसिंह का समर्थन करते हुए उन्होंने घोषणा की है कि सिक्ख राज्य के अन्तिम ध्येय की प्राप्ति के लिए पंजाबी सूबा पहली सीढ़ी है।

यह स्पष्ट है कि यदि सरकार उनकी पंजाबी सूबा की मांग स्वीकार कर भी ले तब भी वे सन्तुष्ट नहीं होंगे क्योंकि उनका अन्तिम लक्ष्य सिक्ख राज्य है।

यहां इस बात का उल्लेख कर देना भी उचित है कि पुनर्संगठन आयोग ने भी पंजाबी सूबा मांग रद्द कर दी। उन्होंने पंजाब, हिमाचल और पैप्सू को मिलाकर एक सूबा बना देने का सुझाव दिया था परन्तु सरकार ने सिक्खों की इच्छाओं का आदर करते हुए हिमाचल को पंजाब में नहीं मिलाया। इस कारण कि बड़े राज्य के होने से हिन्दुओं की संख्या बढ़ जायगी। ऐसा लगता है कि अकालियों की मांगों की प्यास कभी न बुझेगी।

अकाली लोग पंजाब के हिन्दुओं की पर्वा नहीं करते जो राज्य की आबादी का ७० प्रतिशतक है। संसार के किसी भी भाग में अल्प-संख्यक बहुसंख्यकों से अपनी मांगें इस प्रकार नहीं मनवाते जिस प्रकार अकाली लाग पंजाब में मनवा रहे हैं। अतः इसी कारण वे पंजाब में हिन्दुओं के अस्तित्व को स्वीकार नहीं करते इसीलिए उन्होंने हिन्दुओ को अपने विश्वास में लेने कु कमी नहीं सोचा। उनकी मांग विशुद्ध साम्प्र-दायिक है और यदि वह स्वीकार कर ली गई तो राज्य में अनेक बहुत सी उलझनें पैदा हो जायंगी।

यदि राजनैतिक मामलों का समाधान आमरण भूख हड़ताल जैसे दबाव के तरीकों से होता जिसका आश्रय प्रधान मन्त्री जी तथा अन्य नेताओं की अपीलों के बावजूद भी श्री सन्त फतहसिंह ने लेने का निश्चय किया है तो सरकार को सिक्खराज्य के निर्माण के लिए किए जाने वाले दूसरे अनशन के लिए तैयार रहना चाहिए जिसका संकेत मास्टर तारासिंह पूर्व ही दे चुके हैं इस प्रकार के हथकन्डों की सीमा होती है और वर्तमान सरकार को उसी दृढ़ता का परिचय देना चाहिए जिस प्रकार श्री पं. जवाहरलाल जी ने १९६० में दिया था।




## आर्यजनता को शुभ सूचना

विदित हो कि आर्यसमाजके प्रसिद्ध संन्यासी, वेदस्वामी मेधारथी एम. ए. विद्यालंकार इस वर्ष 'सौराष्ट्र परिषत् पडधरी' की 'सामवेदाचार्य' परीक्षा प्रथम श्रेणी में उत्तीर्ण हुये हैं। ६६ वर्ष की आयु में आपका वह तप सचमुच सराहनीय और पारितोषिक योग्य है। आप सम्पूर्ण सामगान सीख गये हैं।

इसलिये गुरुजीने आपको 'वेदस्वामी' कहना प्रारम्भ कर दिया है। आर्यजनताको लाभ उठाना चाहिये।

चन्द्रपति वानप्रस्थ
पुस्तकाध्यक्ष आर्यसमाज जीवापुर
वाया-टंकारा ( सौराष्ट्र )

## भारतके प्रधानमंत्री श्री. शास्त्रीजीको मुं. प्र. आ. प्र. सभाके प्रधान श्री. जयदेवजी आर्यका हार्दिक अभिनन्दन.

माननीय श्री लालबहादुरजी शास्त्री प्रधानमंत्री भारत सरकार नई दिल्ली विश्ववंदनीय, विश्व-दार्शनिक, आर्षद्रष्टा एवं आधुनिक जागृतिके जन्मदाता राष्टपितामह महर्षि दयानन्द सरस्वतीके सुप्रसिद्ध दश वैज्ञानिक सिद्धांतोमेंसे ७ वें सिद्धांतके अनुसार आपने चीनीयों और पाकीस्थानीयोंके प्रति जो प्रिति-पूर्वक धर्मानुसार यथायोग्य व्यवहार करनेका क्रियात्मक संकल्प किया हैं उसके लिये मैं अपनी तरफसे और बम्बई प्रदेश आर्यप्रतिनिधि सभाकी ओरसे अंतःकरणपूर्वक अभिनन्दन देता हूं।

जयदेव आर्य
प्रधान
मुम्बई प्रदेश आर्य प्रतिनिधि सभा

## आर्यसमाज, मुंबई

" आर्यसमाज बम्बई (काकड़वाड़ी) में दिनांक १९-९-६५ को सायंकाल साप्ताहिक सत्संग में समाजके पुरोहित श्री पं. ऋषिमित्रजी शास्त्रीने वर्तमान पाक व चीनी आक्रमणसे उत्पन्न स्थितिमें जनताके कर्तव्यों पर प्रकाश डाला और जनताको सर्वस्व त्यागकी भावनाके साथ तैयार रहनेके लिए उद्‌बुद्ध किया। जिसमें लगभग ५० व्यक्तियों ने रक्तदान, प्राथमिक सहायता, स्वयंसेवक आदि सहायता में अपने नाम प्रस्तुत किये। समाजके सदस्य श्री देवेश्वरजी शर्माने प्रतिमास ( जब तक संकटकालीन स्थिति रहेगी ) १००) सौ रुपये देते रहने की घोषणा की। तथा आर्यसमाज द्वारा संचालित बालाश्रमके बच्चोंने अपने एक दिनके घी, दूधका मूल्य सुरक्षाकोषमें देनेका निश्चय किया. "

## આર્યસમાજ, અમદાવાદ

તા. ૨૬-૯-૬૫ના રોજ સાધારણ અધિવેશનમાં શ્રી હીરજીભાઇ મકનજી આર્યે " ऋतेज्ञानान्मुक्ति " એ વિષય પર વ્યાખ્યાન આપ્યું હતું. ત્યારબાદ શ્રી સંતોષકુમારજી પાલે વેદમંત્રની વ્યાખ્યા કરતાં આત્મિક બળ ઉપર વિશેષજોર આપ્યું હતું.

તા. ૨૬-૯-૬૫ના રોજ શ્રી ઘનશ્યામભાઇ આર્યના પુત્રનો શોક ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

## શોકજનક અવસાન

મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના ભૂતપૂર્વ મંત્રી શ્રી. વેણીભાઇ આર્યના મોટાભાઇ શ્રી. નાથાભાઇના અવસાનના સમાચાર સાંભળી દુઃખ થયું. પરમાત્મા સ્વર્ગસ્થને ચિરશાંતિ તથા પારિવારિકજનોને ધૈર્ય પ્રદાન કરે એજ પ્રભુપ્રત્યે પ્રાર્થના.

## વૈદિક સત્સંગ મંડળ, ભરૂચ

આથી વૈદિક સત્સંગ મંડળની આ સભા ગુજરાત રાજ્યના માનવંતા વડાપ્રધાન નાપાક પાપી પાકિસ્તાનના અમાનુષી ને ગાંડા હુમલાના ભોગ બન્યા છે તે બદલ ખેદ અનુભવે છે. અને ધર્મના નામે આ ઉપખંડમાં જે અઢાર અઢાર વર્ષથી વિષ વમન કરી હવે શત્રુતાની શિખરે બેસી જે જૂઠા પ્રચાર સાથે ખંડની પ્રજાનો નિર્દોષ લોકોનો પણ ભોગ લઈ રહેલ છે તે બદલ તેના પ્રત્યે રોષ પ્રગટ કરે છે.

સ્વ. વડાપ્રધાન તેમનાં ધર્મપત્ની, તથા ગુ. સ.ના તંત્રી અને પાયલોટ વગેરેએ દેશને માટે, જેમણે જાન કુરબાન કરી શહીદીને વર્યા તેમના સૌના આત્માની શાન્તિ અર્થે પાંચ મિનિટ મૌન પાળી ગાયત્રી પ્રાર્થના કરીએ છીએ તથા દિવંગતના પરિવારને આ અણધારી આફત સહન કરવા પ્રભુ શક્તિ આપે એવી પ્રાર્થના કરીએ છીએ.

સાથે સાથે શાસ્ત્રીશ્રીને પણ વિનંતી કરીએ છીએ કે પાકિસ્તાન અને પાક-તરફી પ્રજા એ તમામ નિર્દયી અને નીતિનિયમ કે માનવતાથી દૂર ભાગનારા કાયર ને લોકો છે. પ્રાચીન સમયમાં દેશ પર અરબસ્તાનથી આફત ઊતરી ત્યારે જો કાયર પ્રજા મક્કમ ન રહેતાં ધર્મ ત્યજીને શત્રુદળમાં ભરાઇ બેઠેલી તે નાપાક કાયરની વંશ જ ટોળીનો હવે બહુ ભરોસો ન કરતાં ચેતતા રહ તથા ભારત દેશના ટુકડા કરનાર દુશ્મનોથી પણ ચેતતા રહે તેવી વિનંતી.

# ઇશ્વર અને તેની પૂજા

લેખક : રામચંદ્ર કાલિદાસ આર્ય

( ગતાંકથી ચાલુ )

સૃષ્ટિની રચના સમયે આપણા પૂર્વજો કુદરતી વસ્તુઓને નિહાળવાને તેના વિષે જાણવા માટે મનથી તેમજ ઈંદ્રિયોથી પ્રયત્ન કરતા હતા. પવનની મંદમંદ લહરિયો, પહાડમાંથી નીકળતાં ઝરણાં, પુષ્પોની સુવાસ, અમૂલ્ય ફળ આપનાર વૃક્ષો, દૂધ આપનાર પ્રાણીઓ, પક્ષીઓ, બુલબુલ, કોયલ ને મોરનું મધુર સંગીત, પ્રકાશ આપનાર સૂર્ય-ચંદ્ર, તારા ને ઉષા સંધ્યાના અવનવા રંગો, મેઘધનુષ્ય, અનંત વાદળ, પૃથ્વી, જળ વાયુ અગ્નિ વગેરેના સરજનહાર વિષે જાણવાની તેમને પ્રબળ ઇચ્છા થઇ. આ સરજનહાર તે પ્રાણી માત્રનો કલ્યાણકારક છે. એવી તેમને ખાત્રી થઇ હતી. આ બધાના સરજનહારને તેમણે અનન્ત તરીકે વર્ણવ્યો.

આમ ઈન્દ્રિયોનો સંબંધ અનન્તથી થયો. અને તે ઇન્દ્રિયો ભાવવાચક બની. અને તેમાંથી જ ધર્મરૂપી કલ્પના જે બહુ ભાવવાચક છે. તેનું સર્જન થયું. નિયમ, સદ્દગુણ, અમૃત તત્વની કલ્પના પણ એજ પ્રમાણે બની.

અનન્ત ( ઈશ્વર ) વસ્તુને જાણવાની ભાવના એક બીજ છે. અને તેમાંથી ધર્મરૂપી છોડ ઉત્પન્ન થયો છે. જગતના તમામ ધર્મોનું મૂળ અનન્તને જાણવાની ઇચ્છામાંજ રહેલું છે.

આપણા પૂર્વજોને બુદ્ધિના વિકાસની સાથે માલમ પડ્યું કે ઈંદ્રિયોથી સમજી શકાય નહિ; તેવી કોઈ અલૌકિક મહાન, અદ્રશ્ય વિભૂતિ જરૂર છેજ. તેથી તે બધા સસીમ પદાર્થોથી પર છે. આ મહાન વિભૂતિનું નામ પરમાત્મા અપાયું.

આ પ્રમાણે સ્વાભાવિક માર્ગમાંથી એકજ ઇશ્વર વિષેની કલ્પનાનું સર્જન થયું. માનવાની તીક્ષ્ણ બુદ્ધિના પ્રભાવથી ધીમે ધીમે એકજ ઇશ્વર વિષેની શ્રદ્ધા ( જે ઈંદ્રિય જન્ય જ્ઞાનથી મનુષ્યમાં ઉત્પન્ન થાય છે તે ) પરિપક્વ બની. જેથી માનવે ઇશ્વર વિષે વધુ શોધ કરવાનું છોડી દીધું.

ઉપનિષદ સ્પષ્ટ કહે છે કે ચાર વર્ણોવાળી સૃષ્ટિમાં સમાજ રચના કરવા છતાં પ્રગતિ થઇ શકી નહિ. અને તેથીજ ચાર વર્ણોનો પરસ્પર સમન્વય કરવા માટે ધર્મની રચના કરવામાં આવી.

આ ધર્મ એવો નથી કે જે પુરાણોમાં તથા અનન્તર કાળના ઇતિહાસમાં વર્ણોને પરસ્પર વિભિન્ન કરવાવાળો બતાવેલો છે. ખરેખર આ ધર્મમાંથી એક નવી ભાવનાનું સર્જન થયું. જે વાસ્તવમાં ચાર વર્ણોની આધાર શિલાને સમતાના મૌલિક સિદ્ધાંત પર સ્થિર કરનારી બની ગઇ. આ પ્રમાણેની ભાવનાઓને કલ્પનાઓએ પૂજા ને યજ્ઞનું સ્વરૂપ લીધું.

ધર્મ શબ્દ ધૃ ધાતુ ઉપરથી બન્યો છે. ધર્મ શબ્દનો સંક્ષિપ્ત અર્થ શ્રદ્ધા - ભક્તિ - પૂજા - નીતિ - આનંદપ્રદર્શન, ભીતિ - તર્ક અને અજ્ઞાત વસ્તુને જાણવાની ઇચ્છા. આ બધાનો સમાવતો ધર્મ શબ્દમાં થાય છે. ધર્મ એ સ્વાભાવિક ગુણનું નામ છે. જેમકે ગરમી અને તેજ અગ્નિનો ધર્મ છે. તેજ અને ગરમીનો નાશ થતાં અગ્નિનું અસ્તિત્વ પણ રહેતું નથી. તે ઉપરથી સાબીત થાય છે કે ધર્મ વસ્તુની સત્તાને સ્થિર કરે છે. પૂજા કરવી એ મનુષ્યનો ધર્મ છે. ધર્મની રચના સૃષ્ટિ નિયમાનુસાર છે તેમાં કંઇ અલૌકિક કિંવા અદ્દ્ભૂત નથી. વિષયાંતરના ભયથી ધર્મની વિશેષ નોંધ અહીં લખતા નથી. ધર્મ શબ્દની વિસ્તૃત છણાવટ ભગવાન મનુએ કરી છે. તે સુજ્ઞ વાચકને વાંચવા વિનંતી છે. અમારો ધર્મ સારો ને તમારો ધર્મ ખોટો. એવું ખોટું અભિમાન કરીને પરસ્પરના બંધુત્વને તોડવું એ યોગ્ય છે કે નહિ ? એવો પ્રશ્ન અમારા વિષયની સાથે સંબંધ રાખતો નથી. માટે દરેક વાંચકે પોતાની બુદ્ધિ અને અનુભવ પ્રમાણે પોતાનું સમાધાન કરી લેવું.

( વધુ આવતા અંકે )

## તંત્રીની ટપાલ

[ અમને મહર્ષિ દયાનંદ માર્ગ આર્ય સમાજ તરફથી તેની અંતરંગ સભાએ પસાર કરેલ નીચેનો ઠરાવ છાપવા વિનંતિ કરવામાં આવી છે. "તંત્રીની ટપાલ" મથાળા નીચે છપાતા સમાચાર સાથે તંત્રીની સંમતિ કે અસંમતિ કોઇએ માની લેવી નહિ. ]

### મહર્ષિ દયાનંદ માર્ગ આર્ય સમાજનો મહત્વપૂર્ણ ઠરાવ

મહર્ષિ દયાનંદ માર્ગ આર્ય સમાજની અંતરંગ સભા નં. ૮ રવિવાર તા. ૧૨-૯-૬૫ ના રોજ મળી હતી. તેણે શ્રી. હીરજીભાઇ મકનજી આર્યનો અંતરંગ સભા ઉપર આવેલ પત્ર વાંચી સભામાં હાજર રહેલા " આર્ય પ્રકાશ "ના તંત્રીશ્રીનો પ્રમુખશ્રી નંદવાણાની સૂચના મુજબ પ્રશ્ન પરંપરાથી ખુલાસો લીધા બાદ તંત્રી બિલકુલ તા. ૪-૯-૬૫ની શ્રી માધવેન્દ્ર શાસ્ત્રીએ છપાવેલ " આર્ય સમાજોને સૂચના "થી તદ્દન અજાણ છે એમ ખાત્રી કરી તે બાબત તંત્રીની સંમતિ વિના છપાયેલ લખાણ સંબંધી નીચેનો ઠરાવ કર્યો હતો.

#### ઠરાવ નં. ૩

" આર્ય પ્રકાશ " તા. ૫-૯-૬૫ ના અંકમાં શ્રી. માધવેન્દ્ર શાસ્ત્રીએ સૂચના છપાવી છે કે મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના કામ ચલાઉ મંત્રી પંડિત રવિશંકરજી પ્રતિનિધિ કે પ્રતિનિધિના કાર્ય પ્રદેશ અંતર્ગત આર્યસમાજોના નિરીક્ષણ માટે પધારશે. તે સમયે ચર્ચા વિચારણા કરશે અને રેકર્ડ જોશે. તેમના વ્યાખ્યાન આદિનો સુવ્યવસ્થિત પ્રબંધ કરે. મહર્ષિ દયાનંદ માર્ગ આર્યસમાજની અંતરંગ સભાનું આ અધિવેશન સ્પષ્ટ જાહેર કરવાનું ઉચિત માને છે કે માધવેન્દ્ર શાસ્ત્રીજીની આ ચેષ્ટા અનધિકાર ચેષ્ટા છે અને પંડિત રવિશંકરજીની ચૂંટણી ( નિર્વાચન ) અવૈધાનિક છે. જ્યાં સુધી આ વિવાદાસ્પદ વૈધાનિક નિર્ણય ન કરવામાં આવે ત્યાં સુધી પંડિત રવિશંકરજી અને તેમના પ્રતિષ્ઠા પ્રદાયક માધવેન્દ્ર શાસ્ત્રીજીની સૂચનાને આ અધિવેશન અમાન્ય કરે છે; અને દરેક બંધુ આર્ય સમાજને એવું જ કરીને અવૈધાનિક સરમુખત્યારશાહી અને આર્ય સમાજના આંતરિક સંગઠનમાં સુરંગ ચાંપનારી કાર્યવાહીને ખતમ કરવાની અનિવાર્ય આવશ્યકતાને સમજી તે સંબંધી કર્તવ્ય પરાયણ ( જાગૃત ) રહેવાનો અનુરોધ કરે છે. " આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

( પાન ૨નું ચાલુ )

અને મોટાં કરતાં વધુ ભય રહેલો છે. માટે જ પેલા ત્રણ તારની યજ્ઞોપવિત ઉપરાંત એ યજ્ઞોપવિતની સાથે સાથે ભાઇબહેનની ભાવનાના આયોજનરૂપે રક્ષાબંધનનું પર્વ પણ પાછળથી શરૂ કરવામાં આવેલું છે. હર્ષની વાત છે હવે તો શિનોર–રાજપીપળા જેવી કેટલીક શાળાઓમાં વિદ્યાર્થીનીઓ વિદ્યાર્થીઓને રક્ષા-બંધન કરે છે. આવી પરિપાટીથી બહેન–ભાવનાની વૃત્તિ કેળવાય છે; જેથી તે આવકારદાયક છે.

ભારત – પાકિસ્તાન વિભાજન વેળાએ પાકિસ્તાનના રમખાણમાં અમદાવાદના એક મુસલમાને, કે જેને તેના હિંદુ પાડોશાની એક છોકરીએ વર્ષો પૂર્વે રક્ષાસૂત્ર બાંધેલું. પેલો મુસલમાન પણ હતો તો ગુંડો જ! તેણે પેલી છોકરીને દુઃખમાં ગુંડાની જાળમાં ફસાયેલી જોઈ. બંનેની નજર એક થતાં તે ઓળખી ગયો. તેણે પેલા બીજા ગુંડા મુસલમાનોને પોતાની રીવોલ્વોરથી સામનો કરી મિત્રમાંથી શત્રુમાં પલટાઈ ગયો અને પોતાની પડોશી બહેનને આબાદ બચાવી લીધી! બચાવી એટલું જ નહિ પણ પોતાના જીવના જોખમે એક કાર–મોટરમાં બેસાડી છેક દિલ્હી સુધી મૂકી ગયો અને ઉપરથી થોડા રૂપિયા પણ કપડાના કહીને મદદમાં આપ્યા!! આવો હોય છે રક્ષા બંધનની બહેન ભાવનાના વ્રતનો વિજય! જોયું ને!! અરે! તદ્દન સત્ય ઘટના છે, સત્ય!!

પરંતુ રક્ષાબંધન જે જે બહેન કરે છે તે સમસ્ત સમાજની બહેનો તરફથી તેમનાં પ્રતિનિધિરૂપે આપણને બહેન રક્ષાસૂત્ર બાંધે છે. એવી ઉદ્દાત્ત ભાવના હવે ધીરે ધીરે વિકસાવવાની જરૂર છે. પોતાની અર્ધાંગના સિવાય તમામ સ્ત્રી જાતિના પ્રતિનીધિ તરીકે એ રક્ષાબંધન થાય છે; એવી ભાવના જો કેળવાશે તો ભારતમાં ભા=પ્રકાશનું=જ્ઞાન–પ્રકાશનું નિર્માણ થવા માંડશે. આ ભાઈબહેનની ભાવનાથી જ યુવક–યુવતિ આર્યાવર્તમાં આર્યત્વનું આવાહન કરી દેશમાં દેવત્વનું નિર્માણ કરી શકશે. દેશનાં સંયમી ને સશકત યુવક–યુવતિઓ શત્રુઓના દાંત ખાટા કરી શકશે એમાં લગીરે શંકા નથી.

માટે યુવકો પોતાના કાંડાની ઘડિયાળ પર વારંવાર જેમ પેલી અનોખી અદાથી એટિકેટનું પ્રદર્શન કરતાં ઘડિયાળના કાંટા નિહાળ્યા કરે છે. તેમ પોતાની યજ્ઞોપવિતના તાંતણાનો મર્મ યાદ કરતા રહે અને રક્ષાસૂત્રને પલપલમાં નિહાળતા રહી બહેન ભાવનાની વૃત્તિ કેળવી એ દિશામાં આગળ વધે તો સંયમ પાળવો અત્યંત સહેલો અને સરળ બની જશે એમાં નવાઈ નથી. પણ યજ્ઞોપવિતનું સ્થાન આજે કંઠા–કંઠીએ લેવા માંડયું છે, તે હિતાવહ નથી. પૂર્વજોએ જે ઉદાત્તભાવનાથી આ પરિપાટી બનાવી છે એને તોડનાર મહાપાપી લેખાવા જોઇએ.

આવાં આયોજનથી ભદ્રભાવના કેળવાતાં લાભ આપણ પોતાને જ છે. કારણ એવા સંયમથી શક્તિ સંચય થાય છે અને પરિણામે મેધા, પ્રભા, તિતિક્ષા, ક્ષમા, દયા, ધૃતિ, કાન્તિ. શાન્તિ, ભક્તિ જેવી નવધા શક્તિઓ સોળે કળાએ ખિલવા માંડે છે, જે રાષ્ટ્રને ઘણી જ ઉપયોગી થઈ પડે છે.

માટે વર્ષાના વ્રતો પછી છેવટના સંયમના સત્ર જેવાં નવ નોરતાં તેનાં વાસ્તવિક સ્વરૂપમાં દરેકે ઉજવી દશેરો મનાવવો જોઇએ. આ ઉત્સવનો અધિકારી ઇંદ્ર એટલે કે ઇંદ્રિયો પર કાબૂ મેળવનાર માનવ માત્ર છેજ. પછી તે સ્ત્રી હોય યા પુરુષ, હિંદુ હોય યા મુસલમાન, ઇસાઈ હોય યા પારસી અગર તો શિખ હો યા બુદ્ધ, સંયમના એકડા વિના તો વિવિધ વ્રતનાં મીંડાં નકામાં જ બની જાય છે.

માટે સૌ સાથે મળી આ સાંસ્કૃતિક છતાં રાષ્ટ્રીય પર્વ વિજયા દશમીએ રક્ષાસૂત્ર ( જો બાંધેલું હોય તો ) છોડી, આપણી વિકાર વૃત્તિઓનું છેદન ભેદન કરી અંતરમાં આજે વિજયની મજબૂત ગાંઠ વાળી દેવાની છે. આમ વિકારવૃત્તિ ઉપર વિજય મેળવ્યાનું અને શક્તિ સંચય કર્યા બદલનું આ વિજય પર્વ દરેક દેશવાસીએ ઉજવવાનું છે, તેમજ આખું વરસ એ વિજય જાળવી રાખવા પ્રયત્નશીલ રહેવાનું છે.

આશા જ નહિ વિશ્વાસ છે કે દરેક દેશવાસી આ પર્વ પાછળની ઉદ્દાત્ત આર્યભાવનાને અનુસરીને તેના વાસ્તવિક સ્વરૂપમાં આંતરિક રીતે વિજ્યા દશમી ઉજવી પોતાની તેમજ સંસારની સુખ શાંતિમાં અભિવૃદ્ધિ કરશે એ જ અભ્યર્થના. सबको सम्मति दे भगवान! अस्तु, नमस्ते ॥

## આર્યસમાજનું ધ્યેય

આર્ય કવિ : જીવનલાલ રાઠોડ વડોદરા.

( દોહા )

ધ્યેય શું આર્ય સમાજનું, તે સમજાયું આજ!
જાણો સૌ સજ્જન તમે, તરશે "જીવન" જહાજ.

( હરિગીત )

પરમપિતાએ સૌથી પહેલું, આપ્યું જ્ઞાન જ વેદતણું:
શ્રેય રહ્યું તેમાં માનવનું, હિત તેમાં છે ખૂબ ઘણું.
વેદ માર્ગ પર માનવ ચાલો, જીવન પલટો થાયે છે.
આર્ય સમાજનું ધ્યેય એ જ છેઃ વેદ તરફ લઇ જાયે છે.

( ૨ )

ઇશ્વર ના અવતાર જ લેતો, અનંત અનાદિ અધિકારીઃ
નાથ, નિરંજન સૃષ્ટિ કર્તા, ન્યાય નિધિ નિરાકારી.
( એ ) પ્રભુ તણી ભક્તિ કરવાને, સદા વેદ સમજાવે છે.
આર્ય સમાજનું ધ્યેય એ જ છેઃ વેદ તરફ લઇ જાયે છે.

( ૩ )

ન્યાયી શાસન નાથ તણું છે, કર્મ તણાં ફળ દાતા છેઃ
સ્વતંત્ર જીવ છે. કર્મો કરવા, પોતે ભાગ્ય વિધાતા છે.
સદાય કરજો કર્મ જ સારા, ફળ શુભ તેનું આવે છે.
આર્ય સમાજનું ધ્યેય એ જ છેઃ વેદ તરફ લઇ જાયે છે.

( ૪ )

સાધ્ય ન માનો કદી પ્રવૃતિ, પણ સાધન તેને માનોઃ
પ્રભુ પામવા એ જ સાધ્ય છે, માટે પ્રભુને પિછાનો.
પ્રાપ્તિ થાયે કેમ પ્રભુની? એ રસ્તો બતલાવે છે.
આર્ય સમાજનું ધ્યેય એ જ છેઃ વેદ તરફ લઈ જાયે છે.

( ૫ )

ચેતન તત્વો જીવ ને ઇશ્વર, પ્રકૃતિ, જડ, અનાદી છેઃ
આનંદનો ગુણ નથી જીવમાં, વાત સરસ ને સાદી છે.
સત-ચિત-આનંદ ઇશ્વર જાણો આનંદ આનંદ થાય છે.
આર્ય સમાજનું ધ્યેય એ જ છેઃ વેદ તરફ લઈ જાયે છે.

( ૬ )

સર્વવ્યાપી ને સર્વેશ્વર છે. ભંડાર કૃપાનો ઈશ્વર છેઃ
સ્થાન ન એકેયે ખાલી તે વીણ. અજર અમર મહેશ્વર છે.
જ્ઞાન નેત્રથી જોવાયે તે, અનુભવથી ઓળખાયે છે.
આર્ય સમાજનું ધ્યેય એ જ છે; વેદ તરફ લઈ જાય છે.

( ૭ )

ઋષિ, મુનિ ને સંતો જ્ઞાની, પાર નથી તેનો પામ્યાઃ
વિષય નહિં વાણીનો ઈશ્વર નેતી નેતી કહી વિરામ્યા.
પ્રભુ પામવા કરો પુરુષાર્થ, સાચી એ જ કમાઈ છે;
આર્ય સમાજનું ધ્યેય એજ છેઃ વેદ તરફ લઇ જાયે છે.

( ૮ )

કર્મ, ભકિત ને જ્ઞાન થકી, એ પરમ પિતા પામી શકશોઃ
સત્સંગને સ્વાધ્યાય કર્યેથી, મનવાંચ્છિત સહુ મેળવશો.
"જીવન" શુદ્ધ પુનિત બનાવો, તો પ્રભુદર્શન થાયે છે.
આર્ય સમાજનું ધ્યેય એ જ છેઃ વેદ તરફ લઈ જાયે છે.

# આધુનિક યુદ્ધમાં બોમ્બનું સ્થાન

આધુનિક યુગમાં યુદ્ધમાં સફળતા પ્રાપ્ત કરવા માટે જલ, સ્થળ તેમજ નભમાં સુસજ્જ સેનાઓ, પરંપરાગત હથિયારો ઉપરાંત બોમ્બનું મહત્વ પણ ઘણું છે. બીજા વિશ્વયુદ્ધમાં નિર્ણાયક કાર્ય બોમ્બે જ કર્યું હતું. માત્ર બે બોમ્બના ઉપયોગથી જ જાપાન ધ્વસ્ત થઈ ગયું હતું. પરંતુ આજે તો એથીયે વધુ વિનાશક બોમ્બ અને બોમ્બ ફેંકવાના સાધનોનો આવિષ્કાર થયેલો છે. બોમ્બના સફળ પ્રયોગ દ્વારા પોતાની સેના અને દેશનું રક્ષણ કરીને શત્રુનો નાશ કરવાનું હોય છે. આજના યુગમાં દેશની લડાયક શક્તિનું માપ દેશની બોમ્બ મિલ્કત પર જ અવલંબે છે.

### અનેક પ્રકાર

વિસ્ફોટક ક્ષમતાને આધારે અનેક પ્રકારના બોમ્બ હોય છે. જેટલો વિનાશ સર્જવો હોય એ પ્રમાણે વિશિષ્ટ પ્રકારનો, વિશિષ્ટ પ્રમાણનો વિસ્ફોટક પદાર્થો ભરીને બોમ્બની વિસ્ફોટક શક્તિ ઘટાડી કે વધારી શકાય છે. સુવિધાની દ્રષ્ટિએ બોમ્બના ત્રણ પ્રકાર પાડવામાં આવ્યા છે. (૧) નાના બોમ્બ. (૨) મધ્યમ શક્તિના બોમ્બ (૩) અણું બોમ્મ, હાઈડ્રોજન બોમ્બ વગેરે.

બોમ્બ વાપરવાનો ઉદ્દેશ મોરચા પર અને શત્રુ દેશના પ્રદેશોમાં આવેલા સૈનિક સંસ્થાનો, માહિતી કેન્દ્રો, ઔદ્યોગિક ઉત્પાદન કેન્દ્રો, પેટ્રોલ કે રસાયણ યા હથિયારોનાં કારખાનાં નષ્ટ કરીને શત્રુના લશ્કરમાં વિઘ્ન પેદા કરવાનો અને આતંક ફેલાવવાનો છે. જેને પરિણામે શત્રુ દેશનું મનોબળ નષ્ટ થઈ જાય. કેટલાક બોમ્બ હાથથી જ છોડવામાં આવે છે. યાતો વિમાન વગેરે વાહનમાંથા ફેંકવામાં આવે છે. અથવા તો કોઈ મકાન, પૂલ, ટેંક, ગાડી, સૈનિક સમૂહ કે વિમાનોને તોડવા માટે જમીન કે પાણીમાં નાખવામાં આવે છે.

### હાથબોમ્બ

હાથથી ફેંકવાના બોમ્બનો પ્રયોગ કઈ રીતે કરવો એ દરેક સૈનિક જાણતો હોય છે. જ્યારે દુશ્મન સૈનિકોનો સમૂહ એકદમ નજીક આવી જાય અને મશિનગન યા રાયફલ દ્વારા તેમનો મુકાબલો કરવાનું શકય ન હોય ત્યારે હાથથી ફેંકવાના બોમ્બ દ્વારા શત્રુ સેનાને નષ્ટ કરવામાં આવે છે. આ બોમ્બનું વજન લગભગ એકથી દોઢ પાઉન્ડ જેટલું હોય છે એની ઉપર પોલાદનું પાતળું કવચ હોય છે અને અંદર અનેક લોહકણો હોય છે. બોમ્બ ફેંકતાં પહેલાં એની અંદર ફ્યુઝ નાંખીને હોંશિયારી પૂર્વક એ રીતે ફેંકવામાં આવે છે કે જેથી એ હવામાં જ યાતો જમીન પર પડતાંની સાથે જ ફાટી જાય. અન્યથા શત્રુ એનો પુન:ઉપયોગ કરીને આપણને જ નુકશાન કરી શકે. સરદાર ભગતસિંગે પંજાબની સંસદ પર આ પ્રકારનો બોમ્બ ફેંકયો હતો.

દુશ્મન સેનાને આગળ વધતી અટકાવવી હોય, ત્યારે આ બોમ્બને જમીનમાં નાનકડો ખાડો કરી સંતાડી દેવામાં આવે છે દુશ્મનની ગાડી, ટેન્ક સેના વગેરે એની પરથી પસાર થાય ત્યારે દબાણને કારણે બોમ્બ ફાટે છે. અને હોનારત સર્જે છે.

સાગરમાં શત્રુની આગેકૂચ રોકવા સુરંગ છોડવામાં આવે છે જહાજ આવે કે તરત જ સુરંગ ચૂંબક શક્તિથી આકર્ષાઈ, એની સાથે ટકરાઈને ફાટી જાય છે. પરિણામે જહાજ નાશ પામે છે.

ટોર્પિડોનો ઉપયોગ વહાણ પર દૂરથી ફેંકીને કરી શકાય છે. એનાથી વહાણમાં તડ પડી જાય છે.

### ડાઇનેમાઇટ

ઈમારતો, પુલો વગેરે બાંધકામોને ભુક્કા ઉડાવવા માટે ડાઇનેમાઇટ સાથે તાર જોડી દૂરથી વિદ્યુત જોડાણ આપવાથી વિસ્ફોટ થાય છે. અને ઈમારત કે પુલ નાશ પામે છે.

ટાઇમ બોમ્બમાં એવી વ્યવસ્થા હોય છે કે અમુક નિશ્ચિત સમય પછી જ વિસ્ફોટ થાય. ગમે તે સ્થળે આ બોમ્બ છોડવાથી નિશ્ચિત સમયે એ ફાટે છે,

માઈનના દોષોથી ઉગારવા માટે પ્લાસ્ટિક બોમ્બનો આવિષ્કાર થયો. કારણ કે, યંત્ર દ્વારા માઇન બોમ્બ શોધીને દૂર કરી શકાતા. આ યંત્રની પકડમાંથી બચવા એના પર પ્લાસ્ટિકનું આવરણ મૂકવામાં આવ્યું છે. કારણ કે માઈન દર્શાવનાર યંત્ર ચૂંબક શક્તિના સિદ્ધાંત પર કાર્ય કરતું હતું.

અણું બોમ્બ–હાઇડ્રોજન બોમ્બ સિવાય વિમાન યા રોકેટમાંથી છોડાતા અન્ય બોમ્બનો સમાવેશ મધ્યમ શક્તિના બોમ્બમાં થાય છે. આમાં નાના યા મોટા આકારના સાધારણ શક્તિવર્ધક બોમ્બ વિમાનમાંથી દુશ્મનના લશ્કરી સંસ્થાનો, ઉત્પાદક કેન્દ્રો યા તો રાસાયણિક કારખાનાઓ પર ફેંકવામાં આવે છે. ફેંકતી વખતે બોમ્બનું ડેટોનેટર જમીન તરફ રહે છે. કોઈ પણ સખત ચીજ સાથે એ અથડાવાથી ધડાકો થાય છે. અને એમાંના વિસ્ફોટક પદાર્થો સળગવાથી ગરમ તાપ લોહકણો ઝડપી ગતિએ ચારે તરફ ફેલાઇ એ સ્થળનો નાશ કરે છે, તથા આગ લગાડે છે યુદ્ધમાં વારંવાર આ બોમ્બનો ઉપયોગ થાય છે.

### સ્મોક બોબ

શત્રુની નજર ગુમાવીને સરળતા પૂર્વક છટકબારી શોધવી હોય ત્યારે "સ્મોક બોમ્બ"નો ઉપયોગ થાય છે. 'નેપામ બોમ્બ'નો ઉપયોગ આગ લગાડવા માટે થાય છે. મંદ જવલનશીલ પદાર્થો પર આગ લગાડી નાશ કરવા માટે "ફ્લિમ થ્રોઅર' બોમ્બ વપરાય છે. આ બોમ્બ અત્યંત વિનાશકારક હોય છે. એમાંથી સળગતી જવાળાઓ બહાર ફેંકાય છે.

### રસાયણિક બોમ્બ

રાસાયણિક બોમ્બ વિભિન્ન પ્રકારના રસાયણોથી બનાવવામાં આવે છે ઉપરના તમામ બોમ્બ કરતાં એનો પ્રયોગ વધુ હાનિકારક છે. શક્તિ અનુસાર એના અનેક પ્રકાર સંભવી શકે છે. આ બોમ્બના ઉપયોગથી માણસ તેમ જ વનસ્પતિને ભયંકર રોગો લાગુ પડે છે. અને જીવન નષ્ટ બની જાય છે. ગેસ બોમ્બ રાસાયણિક બોમ્બથીય વધુ વિનાશક છે. એના પણ અનેક પ્રકાર છે. આ બોમ્બના ધડાકાથી ગેસ છૂટે છે. અને સૈન્યને તેમજ જનતાને ભારે હાનિ પહોંચે છે. કીટણું બોમ્બ વાપરવાથી અનેક પ્રકારના ઝેરી વાયરસ પેદા થાય છે. અને લોકોને નુકશાન પહોંચાડે છે.

આજ સુધીના તમામ બોમ્બમાં સૌથા શક્તિશાળી અણુંબોમ્બ છે. એના દ્વારા એટલી સખત ગરમી અને અગ્નિ પેદા થાય છે કે ક્ષણ માત્રમાં મોટા મોટા નગરો જ નહીં પણ દેશોય ભસ્મિભૂત થઇ જાય. વળી આધુનિક યુગના અણુબોમ્બની સરખામણીએ હિરોશીમા અને નાગાસાકી પર ફેંકેલા બોમ્બ ઓછા શક્તિશાળી હતા. હાઇડ્રોજન બોમ્બ તો એનાથી ય ભયંકર છે. અમેરિકા અને રશિયા પાસે હાઇડ્રોજન બોમ્બનો ભંડાર છે.

સંહારશક્તિ અને વિભિન્ન ઉપયોગ દૃષ્ટિએ બોમ્બનું આજે ખૂબ જ મહત્ત્વ છે. છતાં એના યોગ્ય કુશળ ઉપયોગ માટે ઉત્તમ પ્રકારના વિમાનીઓ અને કાબેલ લડાયકોની આવસ્યકતા છે. શત્રુથી રક્ષણ થઇ શકે તે માટે રાડાર જેવા સાધનો ઉપયોગી છે. અત્યાર સુધી ભારતીય સેનાએ માત્ર સાધારણ બોમ્બનો જ ઉપયોગ કર્યો છે. પરંતુ પાકિસ્તાને નેપામ બોમ્બનો પ્રયોગ પણ કર્યો છે. બોમ્બશક્તિમાં ભારત પાકીસ્તાનથી ઊતરતું તો નથી જ. ભારતે પાકિસ્તાનના સેબર જેટ વિમાનોના ભુક્કા ઉડાવ્યા છે. પાકિસ્તાની વિમાનો શક્તિશાળી છે એમ માની લઇએ તો પણ પાકિસ્તાન બોમ્બનો જે ગેરઉપયોગ કરી રહ્યું છે અને હોસ્પીટલ તથા મંદિરો, મસ્જિદો અને ચર્ચ પર પણ બોંબ ફેંકતાં એ ખચકાયું નથી!

(ગુજરાત સમાચારના સૌજન્યથી)

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૬
માલિકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

६१०
श्री आचार्य जी, गुरुकुल कांगडी गुरुकुल कांगडी
जि. सहरानपुर, (उ. प्र.) ... न. बी. २०

॥ ओ३म् ॥

# आर्यप्रकाश

ऋग. यजु. साम. अथर्व.

મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂા. ૬-૦૦ | તંત્રી : માધવેન્દ્ર શાસ્ત્રી | પરદેશ શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું | સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૬ ★ વિક્રમ સંવત ૨૦૨૨ દયાનંદ ૧૪૧ ★ શનિવાર તારીખ ૨૭-૧૧-૧૯૬૫ | અંક ૩૫મો

## वैदिक प्रार्थना

ओ३म् मृडा नो रुद्रोत नो मयस्कृधि क्षयद्वीराय नमसा विधेम ते। यच्छं च योश्च मनुरायेजे पिता तदश्याम तव रुद्र प्रणीतिषु।

हे दुष्टों को रुलानेहारे रुद्रेश्वर! हमको "मृड" सुखी कर तथा "मयस्कृधि" हमको मय अर्थात अत्यंत सुख का सम्पादक कर "क्षयद्वीराय, नमसा, विधेम, ते "शत्रुओं के वीरोंका क्षय करनेवाले अत्यन्त नमस्कारादि से आपकी परिचर्या करनेवाले हमलोगोंका रक्षण यथावत कर "यच्छम" हे रुद्र! आप हमारे पिता (पालक) हो हमारी सब प्रजा को सुखी कर "योश्च" प्रजा के रोगोंका भी नाश कर जैसे "मनु," मान्यकारक पिता "आयेजे" स्वप्रजा को संगत और अनेक विध लाडन करता है वैसे आप हमारा पालन करो। हे रुद्र भगवन "तव प्रणीतिषु" आपकी आज्ञाका प्रणय अर्थात उत्तम न्यायपुक्त नीतियोंमें प्रवृत्त होके "तदश्याम" वीरों के चक्रवर्ती राज्य को आपके अनुग्रह से प्राप्त हों।

(आर्याभिविनय)

## બમ્બઇમેં આર્યસમાજકી ગતિ વિધિયાં

બમ્બઇમેં આર્ય સમાજકે શતાબ્દી સમારોહ કા સમય નિકટ આ રહા હૈ વૈસે વૈસે યહાંકી પ્રચાર વિષયક ગતિવિધિયાં યહાંકે નવયુવક કાર્યકર્તાઓ કે સરાહનીય પ્રયત્નોસે પ્રસાર પાર રહી હૈ.

નિકટ સમય મે બમ્બઇ કે ઉપનગર અન્ધેરી મેં શ્રી પ. મહેશચન્દ્રજી શાસ્ત્રી પરીક્ષા મન્ત્રી, ભારતીય વિદ્યા ભવન કે પ્રયત્નોં સે આર્ય સમાજ કી સ્થાપના હુઈ.

કુછ હી દિનોં પશ્ચાત ઇસાઇયો કે ગઢ તથા બમ્બઇ કે સબસે અધીક આકર્ષણ ઉપનગર બાન્દ્રા મેં ભી નવ સ્થાપીત આર્ય સમાજ કો ગતિવિધી પ્રદાન કરને કે લીયે પ્રથમ વાર્ષિકોત્સવ સમારોહ કે સાથ મનાયા ગયા. સાર્વદેશીક સભાકે પ્રધાન શ્રી પ્રતાપસિંહજી શુરજી વલ્લભદાસ કી અધ્યક્ષતા મેં હોને વાલા ઇસ સમારોહ મેં સ્વામી દિવ્યાનંદજી મહારાજ એમ. એ. કે વ્યાખ્યાન સે જનતા ભાવ વિભોર હો ઉઠી. આર્ય સમાજ ચેમ્બૂર કે મન્ત્રી શ્રી દેવવ્રતજી શાસ્ત્રી વ વિદ્યાભાસ્કર શ્રી પ્રકાશચંદ્રજી શાસ્ત્રી કે સંક્ષિપ્ત અપિતુ સાર ગર્ભિત ભાષણોને જનતા કે હ્રદય મેં પ્રસ્તુતઃ આર્ય સમાજ કે પ્રતિ અપાર પ્રેમ ઉત્પન્ન કરને મેં અપાર સફલતા પ્રાપ્ત કી.

શ્રી પ્રતાપભાઇને અપને અધ્યક્ષીય ભાષણ મેં કહા કિ હમે ઠોસ નવયુવક કાર્યકર્તાઓ કી આવશ્યતા હૈ તભી સમાજ કા કાર્ય પ્રસાર પા સકેગા. ઇસકે ઉતરમેં નવયુવક કાર્યકર્તા શ્રી ભારતેન્દુ શાસ્ત્રી (પ્રચાર મન્ત્રી – આર્ય સમાજ – બાંદ્રા) ને નિમ્ન પંકિતયોં દ્વારા પ્રતાપ ભાઇ કો આશ્વાસન દિયા:—

(વધુ માટે જુઓ પાનુ છઠ્ઠું)

# મહર્ષિચરિતામૃતમ્

## (એક અવલોકન)

[વિદ્યાવારિધિ પં. રૂદ્રમિત્રજી શાસ્ત્રી વ્યાકરણાચાર્યના હિંદી પરથી
અનુવાદક: શ્રી મૂળજીભાઇ દીપીકર, ગુરૂકુળ ઘાટકોપર.]

"મહર્ષિચરિતામૃતમ" એ અભિનવ સંસ્કૃત નાટક છે. ભારતની માન્ય રાષ્ટ્રભાષા અને પ્રાદેશિક ભાષા તથા વિદેશી અંગ્રેજી ભાષાના ઝગડામાં સર્વ ભાષાઓની જનની સંસ્કૃત ભાષાની ઉપેક્ષા થઇ રહી છે! એવી વિષમ પરિસ્થિતિમાં સંસ્કૃત સાહિત્યના નિર્માણમાં આર્થિક લાભની તો કલ્પના હોઇ જ ન શકે. છતાં પણ જ્યારે કોઇ સંસ્કૃતમાં હાલ રચના થતી જોવાય ત્યારે નિઃસદેહ તે રચનાકારની નિસ્વાર્થ વૃત્તિ અને સંસ્કૃત પ્રત્યે હાર્દિક લગની જ માની શકાય. એ દૃષ્ટિએ આપણે આ નુતન સંસ્કૃત નાટક 'મહર્ષિચરિતામૃતમ' ને જ્યારે જોઇએ છીએ ત્યારે તેના કર્તા તરફ સ્હેજે આદરની લાગણી ઉત્પન્ન થયા સિવાય રહેતી નથી. આ નાટકના લેખક સૌરાષ્ટ્રના અમરેલી નિવાસી અને મુંબઇ ગુરૂકુળના પ્રથમ સ્નાતક સત્યવ્રત વેદ વિશારદ છે. પ્રકાશન પણ તેમણે જ કર્યું છે. ૧૨૮ પૃષ્ઠના આ નાટકનું અત્યલ્પ મૂલ્ય પણ રૂપિયા બે જ–રૂા. ૨) રાખવામાં આવ્યું છે જે કદાચ લેખકે સમજીને જ રાખ્યું હશે. કે તેનું વેંચાણ તો કદી થવાનું નથી! અને એ હકિકત પણ ખરી છે કે છપાયેલી ૧૦૦૦ પ્રતિઓમાંથી અત્યાર સુધી ૬૦૦ પ્રતિઓ તો ભેટ તરીકે અપાઇ ગઇ છે અને બાકીની પ્રતિઓ માટે પણ એજ ભવિષ્ય નિર્માણ થયેલું છે! લેખકના ગુરૂ ષડદર્શનાચાર્ય પૂ. પં. મયાશંકરજી શર્માએ લેખકનો પ્રારંભમાં આછો પરિચય કરાવ્યો છે અને સ્વ. મહાકવિ મેધાવ્રત કવિરત્ને શુભાશિર્વાદ પણ તેમાં વરસાવ્યા છે જ્યારે આ પુસ્તક છપાતું હતું ત્યારે માનનીય ગ્રંથકારે તેનો થોડો અંશ મને બતાવ્યો હતો હું એટલું તો જાણતો હતો કે શ્રધ્ધેય સ્નાતકજી મુંબઇના આર્ય વિદ્વાનોમાં એક પ્રતિષ્ઠત વિદ્વાન અને પ્રતિભાશાળી વકતા છે તેમની વિદ્વત્તાને કારણે પણ હું હમેશાં તેમનું સન્માન કરતો આવ્યો છું. પરંતુ હું એ વાતથી અનભિજ્ઞ હતો કે સ્નાતક સત્યવ્રતજીનો જેટલો સંસ્કૃત ભાષા ઉપર અધિકાર છે એટલી જ તેમની સંસ્કૃત સાહિત્ય સર્જનની અભિરૂચિ અને એટલું જ તેમનું ગંભીર ચિંતનયુકત પ્રકાંડ પાંડીત્ય પણ છે! આ નાટક જોઇને મારી આંખો ખુલી અને હું આશ્ચર્યચકિત થઇ ગયો! અસ્તુ

આ 'મહર્ષિચરીતામૃતમ'ના પાંચ અંકો છે દરેક અંકમાં બે, ત્રણ કે છ દ્રશ્યો છે. ભરત મુની પ્રણીત નાટયશાસ્ત્રના નીયમોનું આમાં પાલન કરવામાં આવ્યું હોઇ આ શાસ્ત્રીય પૂર્ણ નાટક છે. આ નાટક માટે ઉપયુકત પાત્રોનું ચયન પણ દક્ષતા પુર્વક કરવામાં આવેલું છે.

આર્યસમાજના સસ્થાપક પૂર્ણશ્લોક મહર્ષિ દયાનંદ સરસ્વતી કે જે એક વીશીષ્ટ મહાપુરૂષ, યુગ નીમંતા અખંડ આદિત્ય બ્રહ્મચારી, પરમ તપસ્વી અને વિતરાગ સન્યાસી હતા, તેમના જીવનના પાંચ મુખ્ય પ્રસંગે ને આમાં પાંચ અંકોમાં ગુંથી લેવામાં આવ્યા છે. ક્રમશઃ શિવરાત્રિ–ઉત્સવ; મહાભીનીષ્ક્રમણ; ગુરૂદક્ષીણા; પાખંડ ખંડન અને મૃત્યુંજય. એ નામે પાંચ અંકોની રચના થઇ છે. આ નાટકના ચરિત્ર નાયક બાલ મુલશંકર જે આગળ જતાં મહર્ષિ દયાનંદ સરસ્વતી નામથી સંસારમાં પ્રખ્યાત થયા તે છે. મહર્ષિં દયાનંદ આજીવન બ્રહ્મચારી હોવાથી આ નાટકમાં નાયિકાની કલ્પના અસંભવ છે. એ છોડી સંસ્કૃત નાટકની બધી વીશિષ્ઠતાઓ એમાં જોવા મળશે.

પ્રાયઃ પ્રત્યેક નાટકના પ્રણયન પાછળ કર્તાનો કોઇ વીશીષ્ટ ઉદ્દેશ્ય રહેલો હોય છે. તે ઉદ્દેશ્યોને આપણે આ નાટકના પ્રત્યેક અંકના આરંભમાં જે વેદના મંત્રાશો આપવામાં આવેલ છે તે ઉપરથી સ્હેજ અનુમાન થઇ શકશે પ્રથમ અંકના પ્રારંભમાં (૧) तन्मे मनः शिवसङ्कल्पमस्तु...અર્થાત હે પ્રભુ! મારૂં મન શુભ સંકલ્પયુકત થાય, એ (પ્રર્થના) છે. બીજા અંકના પ્રારંભમાં तमसो मा ज्योतिर्गमय "ઉંડા અંધારેથી પ્રભુ! પરમ તેજે તું લઇ જા" ત્રીજા અંકે यद भद्रं तन्न आसुव હે જગન્નિયંતા! જે કલ્યાણકારક હોય તે અમને પ્રાપ્ત થાય ચોથા અંકસાથે असतोमां सदगमय "અસત્યો માંહેથી પ્રભુ! પરમ સત્ય તું લઇ જા" અને પાંચમાં અંકમાં मृत्योर्माऽमृतं गमय "મહા મૃત્યુમાંથી અમ્રૃત સમીપે નાથ લઇ જા" છે. આ પાંચે અંકોની સાથે ઉપરી નીર્દિષ્ટ વેદ વાકયો દ્વારા લેખકે એક મહાન આદર્શ–ચરિત્ર નાયકના ચિત્રણ દ્વારા આ નાટકના મહાન ઉદ્દેશ્યની સિધ્ધિનો સંકેત કર્યો છે.

ગદ્ય અને પદ્યની રચના અને ઉપયુકત સ્થાનોનું ચયન એ બંને બાબતો રચયતાની વિષયની પકડ અને સિધ્ધહસ્તના પ્રગટ કરે છે આરંભથી અંત સુધી કથાનક અને વિચાર પ્રવાહ આવી છીન્ન રૂપે ગતિ શીલ બન્યા છે. ક્રમ, ભાષા, ભાવ અને ભાવો ટ્રેક આદી ગુણો સ્વાભાવીક ગતીથી જાણે કે આપો આપ સ્વયં ઉપસ્થીત થતા હોય તેમ જણાય છે. સંસ્કૃત છંદો પણ શ્રુતિમધુર બન્યા છે અને સ્થાન સ્થાન ઉપર અત્યંત સુંદર પ્રકારે યોજાયેલા છે. ઠેક ઠેકાણે ઊદાત્ત અલંકાર, ભાષા, ભાંવ રીતી એ તમામ સ્વાભાવિક તથા ઓતપ્રોત બન્યા છે. અને કયાંયે કૃતિમતાનુ નામ નથી.

સંસ્કૃત ભાષા સરળ અને ગુઢ બન્ને છે આના ઉદાહરણ રૂપે ગદ્યોનું પ્રાચુર્ય, શ્લોકોની બહુ લતા તથાં શબ્દોની ગુઢતા એ યત્ર તત્ર જણાશે.

વિષય પ્રવેશની દ્રષ્ટિથી સુત્રધાર અને નટીનો વાર્તાલાપ અત્યંત સુંદરતાથી ઉપસ્થિત કરવામાં આવ્યો છે. યથા અહો! सर्वेषां गुणग्रहणपटीयसी विपश्चित्परिषच्चांतकमण्डलीव कादंबिनीमपेक्षते नूतनचरित्रं निर्मितम् એવી લેખકની બિવક્ષા આ અભીનય ચરીત્ર નિર્માણની છે. તે લક્ષિત થાય છે અને ખરેખર વસ્તુસ્થીતી પણ એજ છે કે આર્યસમાજના સંસ્કૃત સાહીત્યમાં મહર્ષિ દયાનંદનું આ નાટક સૌથી પ્રથમ રચાયું છે. અને અત્યારના ભાષાકીય વીવાદોના અંધકારમાં આં એક પ્રકાશ સ્તંભ બની રહે તેમ છે.

પ્રથમ અંકમાં પ્રાતઃકાલ વીભાવરી અને પ્રકૃતી વીલાસની આંલકારીક ભાવના અનેક શ્લોકોમાં વ્યકત થઇ છે ગુરૂકુળ આશ્રમનો નિર્દ્વન્દ્વ નીવાસ તથા આનંદની સીમાનો સ્વાભાવીક ઉદ્રેક આમાં પ્રગટ થાય છે. રાત્રિનું આગમ અને સૂર્યાસ્ત વેળાનું સુંદર સુંદર ચિત્ર દોરવામાં આવ્યું છે. શીવમંદિરમાં બાલ મુલશંકરના મનમાં સુલભ શીવદર્શનની લાલસા યુકત મનોમંથન વાળો ભાગ વાંચીને તો હર કોઇ ભાવીક મન વિહવળ બની જાય એટલું સુંદર એ બનેલુ છે.

દ્વિતીય અંકમાં મુળશંકરના ગૃહત્યાગનું વિચાર મંથન અત્યંત મર્મિક રીતે દોરવામાં આવ્યું છે. માતા અને પિતાની મમતા, પુત્રધર્મ તથા એ સૌ કરતાં પણ સત્યની શોધને મુળશંકરે મુખ્ય માની સર્વસ્વનો

(વધુ માટે જુઓ પાનું સાતમું)






તંત્રીસ્થાનેથી

## પુનર્મુષકો ભવ



ભારતના મહાન અને ઉપદેશપ્રદ ગ્રન્થ "પંચતંત્ર" માં એક કથાનક આવે છે કે એક બ્રાહ્મણ પાસે તેને મંત્ર જાપ કરતા જોઇ એક ઉંદર પોતાના દરમાંથી નીકળી નમ્રભાવે પ્રાર્થના કરવા લાગ્યો કે ભગવત આપ તપસ્વી છો અને હું આપના જ ઝુંપડામાં રહી આનંદથી કુદાકુદ તો કરૂં છું પણ બિલાડીને જોઇને મારા તો મોતીયા જ મરી જાય છે. મોતનો ડર મને ત્યારે સતાવે છે તો કૃપા કરીને મને મંત્રજલ છાંટી બિલાડી બનાવી આપો. બ્રાહ્મણે તેની કાકલુદી ભરી પ્રાર્થના સાંભળી અને જોત જોતામાં તો બિલાડી બનાવી દીધી. બિલાડી બનતાં ઉંદરના મોહને થોભ ન રહયો. થોડા દિવસ થયાં અને ફરી પાછી મહારાજ પાસે પહોંચી, કુતરાની બીકનું બહાનું બતાવી ડાઘીયો કુતરો બનાવવાની પ્રાર્થના કરી, મહારાજે તો ફરી તેના ઉપર પાણી છાંટીને વાઘ જેવો કુતરો બનાવી દીધો. ફરી થોડો સમય ગયો અને ફરતો ફરતો મહા-રાજ પાસે મોઢું લબડાવી ઉભો રહી યાચના કરવા મંડી પડયો. હવે શું છે પુછતાં જ પુછડી પટપટાવીને કહેવા માંડયું કે મહારાજ આપની કૃપા થાય તો મને એક વિકરાળ વાઘ બનાવી દો, પછી કોની મગદુર છે કે મારૂ નામ પણ લે. પછી તો હું આખા જંગલમાં મનફાવે ત્યાં ફરીશ અને જેની તેની સાથે ફાવે તેમ વર્તી શકીસ. મને પછી તો કોઇ પુછી કે કહી શકશે નહીં. ઇચ્છાનુકુલ શિકાર કરવાની પણ મને છુટ રહેશે. અને મારા ન્હાનાસા રાજનો હું રાજા બની જઇશ. આ પેટ ભર્યા કુતરા, બિલાડા અને ખુશામદીઓ તો મને જોશે અને ભાગતા જ નજર આવશે. કેઇને હું બે ચાર ટુકડા આપીશ તો મારા ગુણ ગાન ગાતાંય થાકશે નહીં. તે પછી તો મારો ઠાઠ બાટ અને દોર દમામ કાંઇક જુદો જ હશે. મહારાજે તો આશી-ર્વાદ આપ્યા મૂષકરાજ કુતરામાંથી વાઘના રૂપમાં બદલાઇ મૂછો ઉપર તાવ દેતા ફરવા મંડયા. થોડો વખત તો એમજ ચાલ્યું. જેને ન તેને આંખો બતાવે. જંગલના પ્રાણીઓ પણ ત્રાસી ઉઠયા. આખરે એક દીવસ બેડમાંથી નિકળી મહાશયજી મહારાજ પાસે સવારના સમયે જ આંખો લાલ પીળી કરી આવીને ઊભા રહયા અને કહ્યું કે, મહારાજ આપે મને વાઘ તો બનાવી દીધો પણ ફરીથી ઉંદર નહીં બનાવી દો તેની મને ખાતરી નથી થતી માટે મેં તો આજે આપને જ ખતમ કરવાનું નક્કી કર્યું છે. મહારાજ પહેલાં તો હસ્યા અને પોતાની તુંબડીમાંથી થોડુ જલ હાથમાં લઇ "પુંનર્મૂષકે.ભવ" કહી પાણી છાંટતા જ વાઘ મહાનામ ફરીથી ઉંદર બની પોતાના વર્ષોથી સુના પડેલા દરમાં પેસી ગયો.

આજે તો ભારતના જુના દેશભકતોની કૃપાથી અયુબ ભુતો જેવા અનેક જેમની ભારતમાં કોઇ કદર નહોતી, પાકિસ્તા-નના સહનશીન બની બેઠા છે. એટલો એટલો માર ખાય છે છતાં ગપ્પા મારવાનું બંદ કરતા નથી. લડ કે લેંગે હિન્દુસ્તાન ની વાહિયાત વાતો કરે છે. અમેરિકાના પૈસે જોર અજમાવી રહયા છે. ત્યારે ભારતના તપસ્વીઓની સહનશકિત હદ વટાવી રહી છે. માટે જરૂર છે એક જબરજસ્ત ઘટકો મારી પુનર્મૂષકો ભવની ઉકતી મારી સાર્થ કરવાની.

## થાક

દિવસમાં પરિશ્રમ સમયે શર્કનો વ્યય કરવો પડે છે. અને એના ફળ આપે રાત્રે લીધેલા ઓકસીજનની અમુક માત્રા વપરાઇ જાય છે. એથી દિવસમાં વપરાયેલી શકિત અને તંદ્રામાં રાતની વપરાયેલી શકિત એમ બેવડી શકિત વ્યય થાય છે અને વધુ ઓકસીજન વપરાઇ જાય છે. એના ફળ રૂપે વ્યકિતને ઉંઘમાંથી ઉઠતાં જ થાક લાગે છે.એવી અનુભૂતિ થાય છે.

એવી જ રીતે રાત્રે અધિક ગરમી હોય તો પણ ફેફસાને હ્રદયને ગરમીને અંકુશિત કરવા માટે વધુ શકિત ખરચવી પડે છે પરિણામે શરીરમાંથી સારા પ્રમાણમાં ઓકસી-જન અને શર્કરા વપરાય છે એવી જ રીતે અનિંદ્રાથી પણ શરીર રાત્રે ઓકસીજન મેળવે એ મેળવી શકતું નથી ને એની શકિતનો વ્યય થાય છે, જેમકે રાત્રે વ્યકિત ઉંઘમાં ઉત્તેજીત થાય તો અંધ દ્વંદ્વ જાગે એવું સ્વપ્ન જુએ છે. અને એ વેળા માનસ પર જોર પડે છે. એથી આખા દિવસમાં ખર્ચેલી શકિતમાં ત્યારે વધારો થાય છે. ત્યારે વ્યકિતને થાક લાગે છે એવું દેખાય છે. સવારે ઉઠતાં વેંત જ થાક લાગે છે એ લગભગ આ ત્રણ કારણો-માંના કોઇ કારણનેજ આભારી હોય છે.

### થાક અને ચા કોફી

થાકી ગયેલી વ્યકિત પીણાં-ઓથી થોડી સ્ફુર્તિ મળવે છે એમ કહેવાયું છે. વિશેષમાં જાણવા જેવું છે કે આવા પીણાઓથી થાક થોડીવાર ઓછો થતો લાગે છે. પણ ખરેખર અર્થમાં થાક નષ્ટ થતો નથી. થાક થોડો વખત કમ થાય છે. થાક સામે સંરક્ષક યા નવીન શકિત પીણાથી બહુ અંશે પ્રાપ્ત થતી નથી.

### થાક દુર કરવાની દવા

થાક દૂર કરવાની દવાઓનું પરિણામ પીણાઓ જેવું છે. જો પીણાંઓ નવી સ્ફુર્તિ દાયક શકિત આપી શકે તો જ દવાઓ થાક દુર કરી શકે. મતલબ કે જેમ પીણાંઓ ટુંકા ગાળામાં સ્ફુર્તિ આપે છે પણ થાકને કાયમી દુર કરી શકાતા નથી એવું જ દવાઓનું છે. એની સાચી દવા તો શરીરને વધુ શકિત અને ઓકસીજન મળે એજ છે, એથી જ શરીરની શકિતઓની કાર્યક્ષમતાઓ જળવાય છે. બાકી દવાઓથી ઉપર ઉપરથી થાક ટળે છે, પણ એનાથી શરીરને જોઇતી શકિતઓ પ્રાપ્ત થતી નથી. એટલે એટલા અંશે દવાઓ નકામી છે. શર્કરા અને ઓકસીજનના અંશોવાળી દવા મહંદ અંશે લાભ કરે છે પણ યોગ્ય ઉપચાર તો સંતુ-લિત આહારનો જ છે.

### થાક અને માદક પદાર્થ

ઘણા લોકો થાક સામેના મારણ તરીકે ગાંજો, ભાંગ, અફીણ, ચરસ, શરાબ આદિનો ઉપયોગ કરે છે. આવા માદક પદાર્થો લેનાર એમ માને છે કે, એનાથી થાક નાબુદ થાય છે. પણ એ વાત સત્ય નથી. આ બધી વસ્તુઓ ત્વરિત ઉત્તેજક અસર શકિતવાળી હોવાથી આવી વસ્તુ ખાનારને ક્ષણિક ઉત્તેજન પ્રાપ્ત થાય છે અને એથી એ થાક ઘટયો છે એમ માને છે.

(વધુ માટે જુઓ પાનું છઠ્ઠું)

# આર્ય સમાજ અને આર્યોનું કર્તવ્ય

લેખાંક ચોથો

—૦૦૦—

લેખક: જીવનલાલ શાસ્ત્રી, વડોદરા.



વ્હાલા વાંચકો! આ અગાઉના "આર્ય પ્રકાશ" ના અંકોમાં આ લેખમાળાના ત્રીજા લેખાંકમાં હું આર્ય પરિવારો વચ્ચેના પારસ્પરિક સબંધો કેમ દ્રઢ થાય તે વિષે લખી ગયો છું. આ ચોથા લેખાંકમાં હું જે જણાવવા માંગુ છું તે એ છે કે આર્યસમાજના પદાધિકારીઓ વચ્ચે મનમેળ હોવો એ પણ ખુબ જરૂરી છે. જો પદાધિકારીઓ વચ્ચે પરસ્પર મનમેળ નહીં હોય તો તેનો પ્રભાવ આર્ય સદસ્યો તેમજ જનતા પર સારો નહીં પડે અને તેનું પરિણામ આર્યસમાજનું સંગઠન મજબુત થવા નહીં પામે.

બુધ્ધિ જીવીઓ વચ્ચે મતભેદો રહે એ સ્વાભાવિક છે. પરંતુ મતભેદો મનભેદોમાં ન પરિણામે એ દરેક બુધ્ધિજીવીએ વિચારવાનું છે. મતભેદોનો નિકાલ સાથે બેસી મુલગવિએ ચર્ચાઓ કરી તેનું સમાધાન કરી લેવું એ બુધ્ધિજીવીઓનું કર્તવ્ય છે. સિધ્ધાંત અંગે બાંધ છોડ ન કરી શકાય. પરતુ કાર્ય પધ્ધતિ અંગે પરસ્પર વિચાર વિનીમય કરી તેનો રસ્તો કાઢી એક મત થઇએ તો જ આપણી સંસ્થા અને આપણા સિધ્ધાંતોનો પ્રચાર કરી શકાય છે. આવું સરલ સત્ય પણ ઘણીવાર સમજાતું નથી ત્યારે દુઃખ થાય છે.

એક બીજા એક બીજા પર ટીકાઓ અને આલોચનાઓ કરવાનું ચાલુ રાખે, કામોમાં દોષ જ જોયા કરે. કાર્યમાં સહકાર ન આપે. પરિણામે કામ કરનારાઓ ઉદાસિન રહેવા લાગે, સદસ્યો પર તેનો પુરો પ્રભાવ પડે અને આપણા સંગઠનને જે નુકશાન થવા પામે છ. તેનો ખ્યાલ પણ ઘણીવાર રાખવામાં આવતો નથી.



પરિણામે પક્ષો પડી જાય છે. એક બીજા સામે આક્ષેપો અને પત્રિકાઓ પ્રગટ થવા માંડે છે. અને આર્યસમાજ પ્રત્યે વિરોધ કરનારાઓને આર્યસમાજ અંગે ટીકાઓ કરવાનું મોકળું મેદાન મળી જાય છે.

મહર્ષિ દયાનંદજીએ આર્યસમાજની સ્થાપના વેદ પ્રચાર માટે કરી છે. અંદરોઅંદર પક્ષો ઊભા કરી. વૈમનસ્ય વધારવા માટે સ્થપના કરી નથી. આર્ય સમાજમાં આ રોગે ઉંડા મૂળ ઘાલ્યા છે. નાનામાં નાની આર્યસમાજથી માંડીને સાર્વદેશિક સભા સુધી આ વ્યાધિ જોવામાં આવે છે. ત્યારે પારાવર દુઃખ થાય છે. બુધ્ધ આર્યોને સન્મતિ આપે એ એક જ પ્રાર્થના કરવી રહી.

જે ગામમાં કે શહેરમાં એકથી વધુ આર્યસમાજો હોય તો દરેક સમાજોના પદાધિકારીઓએ સમય મેળવી મહિનામાં એકવાર મળવાનું રાખવું જોઇએ. અને અરસપરસ એક બીજાના કાર્યમાં મદદરૂપ થવા માટે કટીબધ્ધ રહેવું જોઇએ.

આર્યસમાજ દ્વારા વેદ પ્રચાર સત્ય જ્ઞાનનો પ્રચાર, અંધશ્રધ્ધા વિગેરે મીટાવવાના પ્રયાસોની સાથો સાથ આર્ય. સમાજના આગેવાનોએ જાહેર જીવનમાં પણ રસ લેતા રહેવું જોઇએ અને તે દ્વારા પણ આર્યસમાજી તરીકે આપણા વ્યકિતત્વની અને આપણા સિધ્ધાંતોની છાપ પાડવી જોઇએ.

દરેક જગ્યાએ શહેરમાં અથવા તો નાના ગામમાં જાહેર પ્રવૃત્તિઓ હોય છે જ સમાજીક સંસ્થાઓ. સહકારી અને અર્ધ સહકારી સસ્થાઓ દ્વારા સમાજ કલ્યાણ અને લોક કલ્યાણના કામો થઇ રહયા છે. તેમાં ભાગ લેતા રહેવું જોઇએ. આપણી શકિત અને વ્યવસ્થા દ્વારા આવી સંસ્થાઓમાં પણ આપણું સ્થાન જમાવી દેવુ જોઇએ.

રાજકિય સંસ્થાઓમાં જે આર્ય ભાઇઓ કામ કરતા હોય તેઓએ ત્યાં રહીને પણ આર્ય સમાજી તરીકેનું અસ્તિત્વ કાયમ રાખવું જોઇએ. આપણા સ્વાર્થ માટે કે પદને ટકાવી રાખવા માટે બીજાઓની શેહમાં ન દબાતા આર્યસમાજી તરીકેનું-આપણું ગૌરવ કાયમ રાખવું જોઇએ.

આર્યસમાજના શીખર નેતાઓ સ્વ. લાલા લજપતરાયજી સ્વામી શ્રધ્ધાનંદજી, આચાર્ય રામદેવજી જેવા નેતાઓએ કોંગ્રેસમાં કામ કર્યું હતું હિંદુસભામાં કામ કર્યું હતું. પરંતુ તે સ્થાન પરથી તેઓએ આર્ય સમાજી તરીકે રહીને જ કામ કર્યું હતું અને એવા મહત્વના સ્થાનો પર રહી દેશની સેવા કરી હતી જાતીની સેવા કરી હતી, જયારે આજે આપણે જોઇએ છીએ તો આજે આર્ય ભાઇઓ ઘણા રાજકીય સંસ્થાઓમાં કે સમાજીક સંસ્થાઓમાં કામ કરે છે પરંતુ ત્યાં આર્ય સમાજી તરીકે પોતાનું અસ્તિત્વ જમાવી શકયા નથી તેનું કારણ નૈતિક બળનો અભાવ છે. બીજું કશું નથી.

અત્યારનો યુગ પ્રચારનો છે. પ્રચારના બે મુખ્ય સાધનો પ્લેટફોર્મ અને પત્રકારી કમ છે. વર્તમાન પત્રોની જરૂર આજે પ્રધાનોને પણ પડે છે. પત્રકારોને ખુશ રાખવા માટે તેઓને પણ પ્રયત્નો કરવા પડે છે, તમારા વિચારો અને તમારા કાર્યની પ્રસિધ્ધી વર્તમાનપત્રો દ્વારા જ થવા પામે છે.

( અનુસંધાન પાના નંબર આઠ પર )

# ઇશ્વર અને તેની પૂજા

લેખક : રામચંદ્ર કાલીદાસ આર્ય

( ગતાંકથી ચાલુ )

વૈદ્ માત્રામાંથી દવા બનાવે છે પરંતુ માત્રામાંજ ભૂલ :થયેલી હશે તો બનાવેલી દવાથી ઘણું તુકશાન થશે

જો આપણે ખોરા સિકકા બનાવીશું તો તેના પૈસા વ્યવહારમાં મળતા નથી અને જેલ જવાની સજા મળે છે.

એવી જ રીતે આપણે હીરો ખરીદીએ. આપણને હીરાની સાચી પરીક્ષાનું ભાન નથી. મોહને વશ થઇને ખરીદ તો કર્યો છે. કેટલેક કાળે ઝવેરીની પાસે જતાં હીરો સાચો નથી તેવું જાહેર થયુ. અને તેથી હજારો રૂપિયાનું તુકસાન થયું આવી જ રીતે આપણે અત્યાર સુધી ગ્રહણ કરેલી પુજા માટેની રીતનું સમજવું.

આંખ કોઇ નાની વસ્તુને જોઇને નાની બનતી નથી અને મોટી વસ્તુને જોઇને મોટી બનતી નથી. એવી જ રીતે ભુલના પરિમાણમાં અંતર પડતું નથી.

પરમાત્મા તો મહાન છે તે ભુલ કરે તો તેનું બધું જ કાર્ય બગડી જાય; પરંતુ પરમાત્મા પરિપૂર્ણ છે. તેનાથી ભૂલ થઇ શકતી જ નથી જેથી ભૂલનો પ્રશ્ન રહેતો નથી ઉપસ્થિત પણ થતો નથી.

સેવક સદન સ્વામી ગમન,
મંગલમૂલ અમંગલ દમન.

સેવકને ઘેર જ્યારે સ્વામી પધારે છે ત્યારે સેવકનું અમંગળ (કષ્ટ) દુર થઇ જાય છે અને બધા પ્રકારથી તેનું મંગલ જ (કલ્યાણ) થાય છે, જ્યારે પરમાત્મા બધાનો સ્વામી છે ને અમે બધા તેના સેવકો છીએ. તો જ્યારે પરમાત્મારૂપી સ્વામી આપણે તેના સેવક બનીશું ત્યારે જ આપણી પાસે આવશે. ત્યારે આપણું બધું દુઃખ નાશ થવાનું છે. તે માટે હે ભાઇઓ, ઇશ્વરનું જ ચિંતન કરો અને નઠારાં કર્મોને છોડી દો.

ઓરમ્ योगे योगे तव स्तरं वाजे वन्जें हवा मय घखाय ईन्द्र भूतये। સામવેદ.

ભીડ વખતે બળવાન પરમાત્માને જ પોકારવામાં આવે છે. જો તમે અધ્યાત્મમાં આગળ વધવા માગતા હોતો તમે આત્મબળ કેળવો અને બળ તો જ્યાં આગળનો બળનો પ્રવાહ છે તે જગ્યાએથી (અનંત શકિતવાળા પરમાત્મા પાસેથી) તમને બળ મળશે આત્મિક બળ પરમાત્માના ચિંતનથી પ્રાપ્ત થાય છે, બીજી કોઇ જગ્યાએથી બળ મળવાનું નથી.

પ્રશ્ન જીવ અને ઇશ્વરનાં સ્વરૂપ અને ગુણ કર્મને સ્વભાવ કેવો હોય છે.

જવાબ-કંઇક થોડી બાબતમાં ચેતનતા અને પાલનાદિ ગુણોને લીધે છે. જેમકે, જીવ અને ઇશ્વર બંને અનાદિ છે, ચેતન છે. બનેનો સ્વભાવ પવિત્ર ને ધર્મમાં શ્રધ્ધાવાળો છે.

જીવના ગુણો-અલ્પજ્ઞ. પરિમિત ગુણ કર્મ સ્વભાવવાળો, ઇચ્છા દ્રેષ, પ્રયત્ન (પુરૂષાર્થ) સુખ, દુઃખ, જ્ઞાન-પ્રાણ, અપાનનિમેષ; ઉન્મેષ, મન (નિશ્ચય-સ્મરણ અને અહંકાર કરવો) ગતિ (જવું આવવું) ઇંદ્રયોનો ચલાવવી, અન્તવિકાર (ક્ષુધા તૃષા, હર્ષ, શોક વગેરેથી યુકત થવુ) આટલા ગુણોથી જીવાત્મા પરમાત્માંથી ભિન્ન છે,

જીવના કર્મો-સંતાનોત્પત્તિ કરવી સંતાનોનું પાલન પોષણ કરવું વિજ્ઞાન વિદ્યા શીખવવી. જ્ઞાન વધારવું સત્કર્મો કરવા અને મોક્ષને માટે લાયકાતવાળા થવું એ છે,

ઇશ્વરના ગુણો-નિત્યઆનંદ, નિત્ય-જ્ઞાન, સત્ય સંકલ્પત્વ, જગદાદિત્વ નિમિત્ત કારણત્વ, અનન્તબળ-અનંત ગુણ કર્મવાળો સર્વગતત્વ, સુક્ષ્મત્વ, રૂપરહિત્વ અને આકાશ તુલ્ય છે.

ઇશ્વરના કર્મો-સૃષ્ટિ ઉત્પન્ન કરવી, સ્થિતિમાં રાખવી, પ્રલય કરવો સર્વને નિયમમાં રાખવા અને ધર્માનુસાર જીવોને પાપ પુણ્યના ફળ આપવા એ છે.

ઉપર પ્રમાણેના ગુણોથી જીવાત્મા અને પરમાત્માનુ અનુમાન થાય છે. કારણ કે પરમાત્મા અને જીવાત્મા સ્થુલ નથી. પરંતુ અતિ સુક્ષ્મ હોવાથી આંખના વિષય થઇ શકતા નથી. જીવ જ્યાં સુધી શરીરમાં રહે છે ત્યાં સુધી જીવના ઉપર લખેલા ગુણો શરીરમાં પ્રકાશીત રહે છે અને જ્યારે શરીર છોડી ચાલ્યો જાય છે ત્યારે ઉપર લખેલા ગુણો શરીરમાં રહેતા નથી.

ઇશ્વરના ગુણ, સ્વભાવ અને કર્મનો આરંભ અને અંત નથી. તેમ તેના કર્તવ્ય કર્મોનો પણ આરંભ અને અંત નથી.

જેમ દીપક અને સુર્યાદિના ન ન રહેવાથી પ્રકાશાદિનું ન રહેવું બને છે. તે જ પ્રમાણે પરમાત્મા અને જીવાત્માનું વિજ્ઞાન તેમના ગુણ જાણવાથી પ્રાપ્ત થાય છે.

પ્રશ્ન-પરમેશ્વર સગુણ છે કે નિર્ગુણ છે?

જવાબ-બન્ને પ્રકારના ગુણવાળો છે.

પ્રશ્ન - વિસ્તારથી સમજાવો કારણ કે એક મ્યાનમાં બે તલવાર રહી શકે નહિ.

જવાબ જડમા રૂપ આદિ ગુણ હોય છે તેમ ચેતનના જ્ઞાન આદિ ગુણ જડમાં હોતા નથી તેમ ચેતનમાં ઇચ્છાદિગુણ હોય છે પણ રૂપાદિ જડના ગુણ નથી હોતા.

"यद गुणौ सह वर्तमानं तत्सगुणम" गुणेभ्यो यन्निर्गत पृथगभूतं 'निर्गुणम

જે ગુણો સહિત હોય તે સગુણ અને જે ગુણોથી રહિત હોય તે નિગુર્ણ કહેવાય છે પોત પોતાના સ્વાભાવિક ગુણો સહિત અને બીજા વિરોધી ગુણોથી રહિત હોવાથી સર્વ પદાર્થ સગુણ અને નિર્ગુણ કહેવાય છે.

કોઇપણ પદાર્થ એવો નથી કે ફકત નિર્ગુણ યા સગુણ જ હોય, હરેક પદાર્થમાં બન્ને ગુણ હોય છે. તે પ્રમાણે પરમાત્મા પોતાના અનંત જ્ઞાન, બળ વગેરે ગુણોથી સગુણ કહેવાય છે અને રૂપ આદિ જડના દ્રેષ આદિ જીવના ગુણોથી પૃથક હોવાથી નિર્ગુણ કહેવાય છે.

પ્રશ્ન-સંસારમાં નિરાકારને નિર્ગુણ અને સાકરને સગુણ કહે છે આ વાત સાચી છે?

જવાબ-આ જાતની કલ્પના અજ્ઞાની અને અવિદ્વાનોની છે કારણ કે તેમણે સાચુ જ્ઞાન પ્રાપ્ત કરેલું નહિં હોવાથી મરજી મુજબ ઉપજાવી કાઢેલા વચનો ગોઠવી દે છે માટે તેમાં વિશ્વાસ કરવો નહિં. (ક્રમશ)

## નહેરૂ માર્ગે ચાલવાનો

# દંભ છોડી દો

નહેરૂ જયંતિ ફરી એકવાર આવી ગઇ, ફરી એકવાર તેમની મહાનતા વિષેનાં ભાષણો થયાં. ફરી એકવાર ઘોષણા કરવામાં આવી કે ભારત નહેરૂનો માર્ગ છોડશે નહિ. આવી જ ઘોષણા ગાંધીજીની જયંતિ વખતે પણ પણ થાય છે.

પં. નહેરૂ ગાંધીજીના માર્ગે કદી ચાલ્યા નહોતા છતાં તેઓ ગાંધીજીને વળગી રહ્યાં. કારણ કે તેમને ખબર હતી કે ગાંધીજીનો વિરોધ કરનાર કોઇ વ્યકિત તે વખતે ટકી શકે એમ નહોતી.

ગાંધીજી અને પં. નહેરૂ બંનેની નીતિ સરિયામ નિષ્ફળ જવા છતાં એ જાણે સંપુર્ણ સફળ થઇ હોય એવો દંભ હજી આપણે ચાલુ રાખ્યો છે; આ દંભ આપણે જેટલો વહેલો છોડી દઇશું એટલો આપણને વહેલો લાભ થશે.

આપણો પહેલો દંભ એ હતો કે આપણે અહિંસાથી સ્વરાજ્ય લીધું, સંયોગોના દબાણને કારણે અને નેતાજીએ આપેલા યુધ્ધને કારણે તથા ખુદ ભારતના લશ્કરમાં આવેલા રાષ્ટ્રીય જુવાળને કારણે અંગ્રેજો માટે અહીં રહેવાનું અશક્ય હતું. વળી, ભારતના ભાગલાનો સ્વીકાર ગાંધી–નહેરૂની નેતાગીરીએ કરી લીધો અને શરમરૂપ રાષ્ટ્રસમુહમાં રહેવાનું સ્વીકાર્યું. અહિંઆના ગુણગાન ગાતા આ જુથને એવો ડર હતો કે જતે દિવસે લશ્કરી બળ વાપરીને કોઇ અન્ય નેતા આઝાદી પડાવવાનો જ છે અને તેમ બનશે તો અહિંસાના તેમના પ્રયોગની અને તેમની કહેવાતી વિચારધારાની તથા તેમના નામની પણ કોઇ નિશાની ઇતિહાસમાં રહેશે નહિ. ભારતને માથે પડેલી આ નબળી નેતાગીરી વિદેશીઓ સાથે હાથ મિલાવીને ગાંધી–નહેરૂની નીતિ સફળ થઇ એવો દંભ ચાલું રાખી શકી એ જ વખતે તેમની અહિંસાને કરૂરપણે ધોઇ નાખતી હિંદુ–મુસ્લીમોની આપસની કત્લેઆમ થઇ હતી.

તે પછી કાશ્મીર પરનું આક્રમણ ૧૯૪૭માં થયું. હૈદ્રાબાદ અને જુનાગઢ બળ વાપરીને લેવાં પડયાં. ગોવા સર કરવું પડયું. નેફા અને લડાખમાં ખાંડાના ખેલ ખેલવા પડયા અને વર્તમાનમાં પણ યુધ્ધની નોબતો વગાડવી પડે છે.

આનો અર્થ એ નથી કે યુધ્ધ ઇચ્છનીય છે.

આનો અર્થ એ પણ નથી કે હિંસા જરૂરી છે.

આનો અર્થ એટલો જ છે કે વિદેશી શાસકોને હાંકી કાઢવામાં હિંસાનો ઉપયોગ કરવામાં કશો વાંધો નથી–એમાં હિંસા થતી જ નથી– ઉલટું, એ જ સાચી અહિંસા છે, અને હિંસામાં માનનારા રાષ્ટ્રો તથા લોકો આપણી શાંતિપ્રિયતાનો ગેરલાભ ઉઠાવી ન જાય તે માટે અદ્યતન શસ્ત્રોથી સુસજ્જ લશ્કરો રાખવા પણ જરૂરી છે

ભારત જેવા વિશાળ દેશે શસ્ત્રોની બાબતમાં અન્ય રાષ્ટ્રો કરતાં પાછળ રહેવું તેના જેવી મૂર્ખતા બીજી એકેય નથી.

એટલે અહિંસાની વાતો કર્યાં કરવી તે કેવળ નિર્થક છે.

નહેરૂનીતિ પ્રમાણે આપણે સત્તર વર્ષ ચાલ્યા અને તેનું પરિણામ જોયું એ નીતિને કારણે જ કાશ્મીર ગુમાવ્યું પાકિસ્તાનની લાતો સહન કરવી પડી, ચીને હજારો ચો. મા. નો પ્રદેશ પડાવી લીધો અને જગતમાં ભારતનો કોઇ મિત્ર ન રહયો.

લાલબહાદુર શાસ્ત્રી વડાપ્રધાન બન્યા પછી સંસદમાં તેમના પર ખુદ કોંગ્રેસીઓનો એવો સબળ હુમલો આવી પડેલો કે તેમણે નહેરૂનીતિનો ત્યાગ કરવા માંડયો છે. ત્યારે તેમણે હિંમતપૂર્વક કહેલું કે હું ચીલે ચાલનારો માણસ નથી. મારી અનુકુળતા પ્રમાણે નીતિ ઘડવાનો મને અધિકાર છે. પણ આ શબ્દો તેઓ અમલમાં મુકી શકયા નહોતા.

કચ્છ પરના આક્રમણ પછી તો તેમની સ્થિતી ખુબ કફોડી બની. અને કાશ્મીર પરનું નવું આક્રમણ આવી પડયું. આ વખતે તેમને ગાંધીજી અને પં. નહેરૂ બંનેની નીતિનો સંપુર્ણ ત્યાગ કરવો પડયો. લોકો કહેવા લાગ્યા કે જો આ વખતે પં. નહેરૂ જીવતા હોત તો આપણે કાશ્મીર ગુમાવવું પડયું હોત.

શ્રી શાસ્ત્રીએ બરાબર પગલાં લીધાં. આ પગલાં લીધા પછી તેમને મુંબઇ, કલકત્તા, જોધપુર અને પ્રયાગમાં જે માન લોકોએ આપ્યું તે તેમણે જોયું હશે. આ માન નહેરૂ–ગાંધીની નીતિને કદી મળ્યું નહોતું. અને ખુદ શાસ્ત્રીને પણ કચ્છના બનાવ પછી નહોતું મળતું. બેંગલોર ખાતેની મહા સમિતિમાં તેમની ભૂંડી હાલત થઇ. આ બધા પરથી દેશની હાલની નેતાગીરીને નહેરૂ-નીતિને અનુસરવાનો દંભ છોડી દેવાની સદ્‌બુદ્ધિ સુઝે તો સારૂં. કેવળ રશિયાને રાજી રાખવા ખાતર ભારત નહેરૂ-નીતિને અનુસરી રહ્યું છે એવી વાતો ભારતના લોકો પાસે કર્યા કરવી તે ભારતના લોકોનું અપમાન છે. કારણ કે આજે સૌથી વધુ વગોવાયલા શબ્દ હોય તો તે નહેરૂ નામનો શબ્દ છે.

અમેરિકા, બ્રિટન, જાપાન અને રશિયાના, મદદ બંધ પડે એટલે આપણો અન્નપુરવઠો ખોરવાઇ જાય તથા સંરક્ષણ ખાતાઓને પણ લકવો લાગી જાય એવી પ્રગતિ શા કામની? એને પ્રગતિ કહેનારાઓનું મગજ ઠેકાણે છે કે કેમ એ વિષેજ શંકા પેદા થાય છે.

એટલે ટુંકમાં નહેરૂ-નીતિનું પુરાણ છોડી દઇને શાસ્ત્રીના દંડની ભકિત રાષ્ટ્રે શરૂ કરી દેવી જોઇએ.

(સ્વતંત્ર સર્જનના સૌજન્યથી)

(પાના ત્રણથી ચાલુ)

ખરી રીતે તો આ ક્ષણિક ઉત્તેજના ઉલટી હાનીકારક છે; કેમકે એ ક્ષણિક ઉત્તેજનાએ કેટલીક શકિત ખરચવી પડે છે એટલે કે માદક પદાર્થોથી તો ઉલટી પ્રતિક્રિયાઓ થાય છે અને પરિણામે એવી વ્યકિત વધુ પ્રમાણમાં સુસ્તી યા આળસનો અનુભવ કરે છે.

### થાક અને ધુમ્રપાન

ઘણીવાર થાકેલા લોકો બીડી સળગાવીને કે, સીગરેટ, હોકો-ચુંગી પીને પોતાનો થાક કમ કરવાનો પ્રયત્ન કરે છે પણ ખરી રીતે તો ધુમ્રપાન કરવાથી નાડી અને રકત પ્રવાહની ગતિ તેજ થાય છે અને કેટલોક સમય સુધી થાક દુર થયો એમ લાગે છે, છતાં એ થાક દુર થવાનો આભાસ જ ગણાય. કેમકે તમાકુમાં નિકોટીન હોય છે એને એમાંના કાર્બન મોનોકસાઇડથી લોહીમાં રહેલો ઓકસીજન બહાર નીકળી જાય છે અને અંતે શરીર પહેલાં કરતા વધુ થકી જાય છે.

થાક આમ માનસિક પ્રતિક્રિયા છે. એટલે શરીર વધુ શર્કરા અને ઓકસીજન મેળવી શકે છે. માટે ઉંડા શ્વાસો દ્વારા વધુ શુદ્ધ સ્વચ્છ હવા મેળવવી જોઇએ અને સંતુલિત આહાર લેવો જોઇએ એથી થાકની ફરિયાદ કાયમ માટે દુર થયેલી જણાશે

(પાના પહેલાથી ચાલુ)

પ્રતિભા હે વહ રહે યુગોં તક
તાપ મિટાને કો ધરણી સે
પર હિત મેં જીવન દે ડાલા
સિંહ પ્રતાપાર્જિત કરની સે
હમ ભી તુમસે કહ દેતે હૈં
શૂલોંપર ચલ દેંગે પ્રિયવર
રચ દેંગે જો માર્ગ કહીં ભી
જીવન દેંગે રાહી બનકર

ઇસકે પશ્ચાત અંત મેં બાંદ્રા સમાજ કે પ્રધાન શ્રી હરવશલાલજી ગેંદ વ મન્ત્રી શ્રી ઠાકુરભાઇ દેવકરને અભ્યાગતો કા ધન્યવાદ કરતે હુએ કહા કિ અભી તો હમરા સમાજ બચ્ચા હૈ કિન્તુ હમ નિકટ ભવિષ્ય મેં સબસે આગે નિકલને કી કોશિશ કરેંગે ઔર સફલ હોંગે.

ભવદીય,
ભરતેન્દુ શાસ્ત્રી. (પ્રચાર મન્ત્રી)

### ટેલીફોન નંબર બદલાયો

આર્યસમાજ, કાકડવાડી મુંબઇ ૪નો જુનો ટેલીફોન નં. ૭૨૧૮૨ બદલાઇને તા. ૨૮-૧૧-૬૫થી ૩૬૨૧૮૨ થશે. લાગતા વળગતાઓએ જરૂરી નોંધ લેવી.



( બીજા પાનાથી ચાલુ)

ત્યાગ કરવાની જે તમન્ના બતાવી તે દરેકોઇને સત્ય તરફ દોરી જવાને માટે પ્રેરણા રૂપ બને તે સહેજ છે.

ત્રીજા અંકમાં મૂળશંકરમાંથી બનેલા બ્રહ્મચારી શુદ્ધ ચૈતન્ય અને તેમાંથી સન્યાસની દીક્ષા લઇ બનેલા સ્વામી દયાનંદ સરસ્વતીનુ મન ગુરૂમ પાંખંડ, બાળ વિવાહના કજોડા અને ધર્મને નામે થતા અનાચાર તથા અત્યાચારના દર્શન કરી તે કંપી ઉઠે છે. તે દશાનું ભાવવાહી વર્ણન તો જાતે વાંચીએ ત્યારે જ તેનો ખરો ખ્યાલ આવે! પ્રભુના નામે એકબીજાને તીયા પાડવાની જે મનોવૃત્તિ અનેક મતમતાંતરોમાં જણાય છે તેનું યથાસ્થિત વર્ણન પણ આ અંકમા લેખકે આપણને બતાવ્યું છે. જ્યાં એક બાજુ દયાનંદ દેશની દુર્દશા દેખી કરૂણાંદ્ર બને છે, ત્યાં બીજી તરફ અબલા જાતિના ઉધ્ધારપ માટે પ્રાણને પણ હોડમાં મુકવા તૈયાર થાય છે. એ વિરલ દશ્યની શૌર્યગાથા પણ આ અંકમાં સરસ રીતે વર્ણવાયેલી છે.

વળી દયાનંદને, દયાનંદ બનાવનાર ગુરૂ વિરજાનંદની દક્ષિણા ચુકાવવાનો વિરલ પ્રસંગનો ત્યાગની ચોખ્ખા પરિસીમા બતાવતો પ્રસંગ લેખકે અત્યંત ભકિતપુર્વક લખી નાટકને અમર કરી દીધું છે. એ ગુરૂદક્ષિણાની પ્રતિજ્ઞાનું પાલન એટલે આજના આર્યસમાજનું સંસ્થાપન!

ચોથા અંકમાં દેશના દુર્ભાગ્યનું વર્ણન, સાધુ સમાજની તાત્કાલિન દુર્દશાના ચિત્રણથી વાચકનું મન દ્રવિભૂત થાય અને દયાનંદના સાત્વિક મૃત્યુના પણ તેમાં દર્શન થાય છે, હરિદ્વારમાં પાખંડ ખંડિની ધજા રોપવાનું સાહસપુર્ણ દશ્ય પણ આ અંકમાં આલેખાયેલું છે. ત્યારબાદ આત્મ પરિક્ષણને માટે ફરીથી ગંગાતટ ઉપર એકાંતવાસમાં જીવન વ્યતીત કરવાના પ્રસંગો અને કર્ણસિંહે દયાનંદને તલવારની ધારે ઉતારવા જે કરી. તે કર્ણસિંહની તલવારના ટુકડા કરી તેને અભયદાન આપવાનો ઉદાત પ્રસંગ પણ અહીં જોવા મલે છે. સંસ્કૃત પંડિતોની વિવિધ શાસ્ત્રોમાં અભિરૂચિનું વીશદ વર્ણન પણ મનોહર રીતે આમાં જોવા મળે છે, તે ઉપરાંત કાશીના ૩૦૦ પંડિતો સાથે એકલા દયાનંદે જે શાસ્ત્રાર્થ કરી દ્રિગ્વજય કાર્યો તેનું ગર્ભીત વર્ણન પણ પ્રશંસનીય રીતે કરવામાં આવ્યું છે. અનેક સ્થળે હાસ્યરસનો પણ પરિપાક સુંદર રીતે થયેલો જોવામાં આવે છે.

અને છેલ્લે પાંચમાં-મ્રૃત્યુંજય અંકની અંદર સ્વામી દયાનંદને, વેશ્યા નન્નીજાને સ્વામીજીના રસોયા જગન્નાથ મારફત કાચનું ઝેર અપાવ્યું તે જીવલેણ પ્રસંગ પણ બહુ જ માર્મિક રીતે આમાં ચિત્રિત કરવામાં આવ્યો છે. છેવટે એ વિષની અસરથી સ્વામીજી મૃત્યુશય્યા પર પોઢે છે. તે વખતની તેમની દુઃખ સહન કરવાની સહિષ્ણુતા, મનોધૈર્ય અને આત્મશાંતિના જે સામ્રાજયનું વિસ્તૃત વર્ણન કરવામાં આવ્યું છે તે ખરેખર હૃદયદ્રાવક બન્યું છે.

વિષ દેનાર રસોઇયાને જીવનદાન આપી છોડી મુકનાર મહર્ષિની મહત્તાનું આમાં દિગ્દર્શન છે. અને છેલ્લે 'ઇશ્વર તારી ઇચ્છા પુર્ણ હો! કહીને દેહત્યાગ કરી મૃત્યુની ઉપર જીત મેળવે છે એ દશ્ય ખરેખર અદ્દભુત અને કરૂણા રસના ઉત્તમ નિદર્શન રૂપ છે. એ રીતે આ અંકની સમાપ્તિ સાથે દયાનંદ યશોગાથા પરિપૂર્ણ થતાં તેનો જીવનનો ઉદ્દેશ્ય ભુયાદ મારત ઘર્મવીર વિજય: સૌમાગ્યમુર્ષતય વૈદિક ધર્મનો વિશ્વ વિજય થઇ સમગ્ર સંસાર સુખી થાવ એમ જણાવી ગ્રંથ સમાપ્ત થાય છે.

સૌરાષ્ટ્રના એક વિદ્વાનને હાથે સૌરાષ્ટ્રના સપુતના જીવનને સંસ્કૃત સાહિત્યમાં ઉતારવું એ ખરેખર ક્રમ પ્રાપ્ત હોઇ પુ. રવિશંકર મહારાજના આ વિષેના કથન મુજબ "ઋષી ઋણમાંથી મુક્ત થવાનો લેખકનો સફળ પ્રયાસ છે, એમ સા કોઇ સ્વીકારશે. છેલ્લે જનતા તથા સરકાર જો સંસ્કૃતને ઉતેજન આપે તો આજ પણ સંસ્કૃતમાં આવી અનેક નવી રચનાઓ બનવી શકય છે. લેખકે પોતાનું કર્તવ્ય સફળતાથી બજાવ્યું. હવે જનતા પોતાનું બજાવે. ઇતિ.



## ચરોતર પ્રદેશ

## આર્યસમાજ આણુંદ

દર રવિવારે સમાજમાં સાપ્તાહિક અધિવેશન થાય છે. તા. ૧૪-૧૧-૬૫ના સાપ્તાહિક અધિવેશનમાં યજ્ઞ બાદ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનીધી સભાના પ્રચારક શ્રી ડાહ્યાભાઇ આર્યે પોતાની આગવી શૈલીમાં, આર્યસમાજના દશ નિયમોને સાંકળી લેતી, વૈદિક કથા કરી હતી. ઉપસ્થિત થયેલા સજ્જનો પર કથાની સારી અસર થઇ હતી. આ પ્રસંગે દર્શનાચાર્ય પં. મયાશંકરજી, શ્રી કૃષ્ણદેવ આર્ય, શ્રી દામોદરદાસ આર્ય, શ્રી મણીલાલ ભટ્ટ, શ્રી મીઠાભાઇ તથા સ્વામી સત્યાનંદજીએ હાજરી આપી હતી. સ્વામી સત્યાનંદજીની પ્રેરણાથી સારી સખ્યામાં નાના વિદ્યાર્થી બાળકો હાજર હતાં. શાંતિપાઠ બાદ સૌ વીખરાયા હતા.

( ચોથા પાનાથી ચાલુ )

છતાં પણ આર્યસમાજ એ વસ્તુને હજુ પુરેપુરી સમજી શક્યો નથી આપણા કાર્યો અને આપણા વિચારોનો પ્રચાર આપણા આર્ય પત્રો કરે છે, એમાં સંતોષનો અનુભવ કરે છે. પરંતુ આમ જનતા સુધી આપણો અવાજ પહોંચતો નથી અને આમ જનતા સુધી આપણો અવાજ પહોંચાડવા માટે દૈનિક વર્તમાનપત્રોના સાથની પણ ઘણી જરૂર છે. પરંતુ આ અંગે બહુ દુર્લક્ષ સેવાયું છે, અને આજે પણ સેવાય છે.

દરેક શહેરોમાં જાહેર પ્રવૃત્તિ કરનારાઓનું એક વર્તુલ હોય છે. એ વર્તુલથી દુર રહી આપણે નેતૃત્વ નહીં લઇ શકીએ અને આપણા આર્યસમાજનું વર્તુલ પણ મોટું નહીં કરી શકીએ.

આમ જનતામાં પહેલા આપણે સ્થાન મજબુત કરવું પડશે, એક વર્તુલ જમાવવું પડશે. આપણામાં વકતૃત્વ શકિત હોય તો તે દ્વારા લેખન શકિત હોય તો તે દ્વારા અને કાર્ય શકિત હોય તો તે દ્વારા આપણું સ્થાન મજબુત બનાવીને જાહેરમાં આવવું પડશે. એક આર્યસમાજી તરીકે જાહેરમાં નામના મેળવી તેનો લાભ આપણા સમાજને આપવો પડશે.

આજે એવા ઘણા દાખલાઓ આપણા જોવામાં આવે છે કે આર્યસમાજીઓ જાહેર જીવનમાં નામના મેળવે છે તે આર્યસમાજને છોડી જાય છે અથવા તો આર્યસમાજની પ્રવૃત્તિઓ પ્રત્યે ઉદાસીન બની જાય છે. ત્યારે ખરેખર પારાવાર દુઃખ થાય છે.

જે સમાજ દ્વારા તેઓએ યોગ્યતા પ્રાપ્ત કરી એ સમાજ પ્રત્યે ઉપેક્ષા કરવી એ એક પ્રકારની કૃતઘ્નતા જ કહેવાય, કૃતઘ્નીપણું એ કોઇપણ આર્યના માટે શોભાસ્પદ નથી. આપણે જો માર્ગ ભુલ્યા હોઇએ તો ત્યાંથી પાછા વળવામાં જરાપણ ઢીલ કરવી નહીં જોઇએ.

ધારો કે આજે આર્યસમાજના સિધ્ધાંતોને લગતું સાહિત્ય સારી ભાષામાં સુંદર સ્વરૂપમાં પ્રગટ થાય છે એ દિશામાં આપણે જરૂર પ્રગતિ કરી છે. એમાં જરાયે શંકાને સ્થાન નથી. પરંતુ એ સાહિત્ય શિક્ષીત વર્ગ સુધી પહોંચી શકતું નથી. એ પહોંચાડવા માટે પ્રયત્નો કરવા એ પણ એટલું જ જરૂરી છે.

ગુજરાતના આર્યસમાજના નેતાઓનું અહિં હું એક ખાસ વાત પર ધ્યાન ખેંચવા માંગુ છું. ગુજરાતી ભાષામાં સાહિત્ય પ્રગટ કરતી સંસ્થા "સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય" છે. આ સંસ્થાએ ધાર્મિક સાહિત્ય પણ ઘણું પ્રગટ કર્યું છે અને આજે પણ કરે છે. સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતિર્થ, તેમજ સાંપ્રદંયિક મત મતાંતરોનુ સાહિત્ય પ્રગટ કરે છે. સ્વામીનારાયણ સંપ્રદાયની શિક્ષાપત્રી અને વચનામૃત જેવા ગ્રંથો પણ આ સંસ્થા પ્રગટ કરે છે. અરે! મુસ્લીમ મહાત્માઓના ચરિત્ર પ્રગટ કરતા ગ્રંથો પણ બહાર પાડયા છે. પરંતુ આ સંસ્થાએ મહર્ષિ દયાનંદ સરસ્વતિનું "સત્યાર્થ પ્રકાશ" હજુ બહાર પાડયું નથી તેનું કારણ શું? મારી દ્રષ્ટિએ તેનું એક જ કારણ છે કે આ સંસ્થાના સંચાલકો સાથે આપણે સંપર્કમાં રહેતા નથી. આપણા તત્વજ્ઞાનથી પણ તેઓ પુરા પરિચિત નથી. એ એક જ કારણ છે.

આ સંસ્થાએ સ્વામી દયાનંદજીના જીવન ચરિત્રનું એ પુસ્તક જરૂર પ્રગટ કર્યું છે. પરંતુ સ્વ. ઝવેરચંદ મેઘાણી અને શ્રી કકલભાઇ કોઠારીએ સૌરાષ્ટ્ર સાહિત્ય પ્રકાશન મંદિર તરફથી પ્રગટ થએલા 'ઝંડાધારી' પુસ્તકના નામે એ જીવન ચરિત્ર ઘણું નબળું બહાર પડયું છે. મહર્ષિના તેજસ્વી જીવનને આ પુસ્તકમાં યોગ્ય ન્યાય અપાયો નથી.

ટંકારામાં જ્યારે મહર્ષિ દયાનંદ શતાબ્દિ ઉત્સવ ઉજવાયો ત્યારે સૌરાષ્ટ્ર સાહિત્ય પ્રકાશન મંદિર તરફથી આર્યસમાજના ત્રણ મહા પુરૂષોના જીવન ચરિત્રો પ્રગટ કર્યા હતા (૧) ઝંડાધારી, (૨) સત્યવીર શ્રધ્ધાનંદ અને (૩) નરવીર લાલાજી.

આ ત્રણે પુસ્તકોની નવી આવૃત્તિઓ પ્રગટ થવી જોઇએ અને તેનું પ્રકાશન આપણે નકકી કરતા ગુજરાતી ભાષામાં પ્રગટ કરતા પુસ્તકોની કોઇ પ્રકાશન સંસ્થા દ્વારા થવું જોઇએ અને આ માટે પણ આર્યસમાજના વર્તમાન નેતાઓએ ગંભીરપણે વિચારવાની વેળા આવી ગઇ છે.

આપણે આપણી શકિત, ધન અને બુધ્ધિનો આ દિશામાં વાળવાં જોઇએ, એવી મારી નમ્ર વિનંતિ છે.

હવે પછીના અંકમાં આર્યસમાજે પ્રચાર કઇ પધ્ધતિએ કરવો જોઇએ? એ અંગે મારા નમ્ર વિચારો રજુ કરવા પ્રયત્ન કરીશ. અસ્તુ. (વધુ આવતા અંકે)

## આર્યસમાજ કાંકરીયા રોડ અમદાવાદ

તા. ૧૪-૧૧-૬૫ના રોજ શ્રી જશુભાઇ ચતુરભાઇ પટેલે સત્યાર્થ પ્રકાશનું વાંચન કર્યું હતું. જેનુ શ્રી ગુલાબચંદ દામોદરદાસે ગુજરાતીમાં ઇશ્વરનો સર્વવ્યાપકતા સમજુતિ આપી હતી. ત્યાર બાદ મંત્રી શ્રી અંબાલાલ ભાઇએ સાર્વદેશિક છાપાના સાપ્તાહિક ગ્રાહક બનવા માટે ભલામણ કરી હતી. ત્યાર બાદ આર્ય યુવક સંઘ કાંકરિયાના ઉત્સાહી કાર્યકર્તા શ્રી મૂળશંકરભાઇ આર્યે બોલતા જણાવ્યું હતું કે આપણે અધિવેશનમાં આવવુ જોઇએ સાચા રસ્તે દોરનાર આર્ય સિધ્ધાંતો જ છે. આર્ય સાહિત્ય વાંચવાથી ઘણો લાભ થાય છે. બીજા સાહિત્યનું મહધીશનું વર્ણન હોય છે. ત્યાર બાદ આપે કયાં કયાં ગામડે મંડળો સ્થાપી આર્ય સમાજનો ધ્યેય સમજાવ્યો હતો તેનું જણાવ્યું હતું. શ્રી સંતોષકુમારજી પાસે ઉપરના વકતાઓના આખ્યાનેનું સમર્થન કર્તું ઉદાહરણ આખ્યાન સહિત આપ્યું હતું.

●●

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર આર. પી. આર્ય પ્રકાશ પ્રી. પ્રેસ, કાકડવાડી, મુંબઇ-૪
માલિકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસિધ્ધ કરવામાં આવ્યું છે.

श्री आचार्य जी, गुरुकुल कांगडी
जि. सहरानपुर, (उ. प्र.)

॥ ओ३म् ॥

રજી. નં. જી/૩૭૪

# આર્ય  પ્રકાશ



મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ । તંત્રી : માધવેન્દ્ર શાસ્ત્રી [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ કારતક વદ ૫ને શનિવાર તારીખ ૧૩—૧૧—૧૯૬૫ [ અંક ૩૩મો

गोपाष्टमी की याद में

## गोरक्षा आन्दोलन के जन्मदाता—महर्षि दयानन्द सरस्वती

आज से ८५ वर्ष पूर्व महर्षि दयानन्द सरस्वती ने गौ आदि पशुरक्षा के आन्दोलन का सूत्रपात किया था, इसके लिए महर्षि ने गो करुणा निधि पुस्तक लिखि, उसका अंग्रेजी अनुवाद कराने के लिए राय मूलराज एम. ए. को ता. २५ दिसम्बर १८८१ को एक पत्र में लिखा कि "आपने जो गोकरुणा निधि पुस्तक का इंगलिश में भाषान्तर कर देना स्वीकार किया उससे बहुत आनन्द हुआ"।

महर्षि की योजना थी कि दो करोड़ भारतीयों के हस्ताक्षर से युक्त एक आवेदन पत्र ब्रिटिश साम्राज्ञी महारानी विक्टोरिया की सेवा में प्रस्तुत किया जावे।

इस आवेदन पत्र पर सही कराने के लिए महर्षि ने फार्म छपवाये थे। वह फार्म बा. रूपसिंह जी और आर्य समाज दानापुर को भेजते हुए महर्षि ने ता. १२ मार्च सन १८८२ को एक पत्र में लिखा कि :—

"मैं आप परोपकार प्रिय धार्मिक जनों को सब जगत के उपकारार्थ गाय बैल और भैंस की हत्या के निवारणार्थ दो पत्र एक तो सही करने और दूसरा जिसके अनुसार सही करनी है भेजता हूँ। इसको आप प्रीति और उत्साह पूर्वक स्वीकार कीजिये, जिससे आप महाशय लोगों की कीर्ति इस संसार में सदा विराजमान रहे। इस काम को सिद्ध करने का विचार इस प्रकार किया गया है कि दो करोड़ से अधिक राजे महाराजे और प्रधान आदि महाशय पुरुषों को सही कराके आर्यावर्तीय श्रीमान गवर्नर जनरल साहेब बहादुर से इस विषय की अर्जी करके उपरिलिखित गाय आदि पशुओं की हत्या को छुड़वा देना। मुझको दृढ निश्चय है कि प्रसन्नता पूर्वक आप लोग इस महोपकारक कार्य को शीघ्र करेंगे।"

### सही करने का पत्र

ऐसा कौन मनुष्य जगत् में है, जो सुख के लाभ होने में प्रसन्न और दुःख की प्राप्ति में अप्रसन्न न होता हो। जैसे दूसरे के लिए अपने उपकार में स्वयं आनन्दित होता है, वैसे ही परोपकार करने में सुखी अवश्य होना चाहिए। क्या ऐसा कोई भी विद्वान भूगोल में था, है और होगा, जो परोपकाररूप धर्म और परहानिस्वरूप अधर्म के सिवाय धर्म वा अधर्म की सिद्धि कर सके। धन्य वे महाशय जन हैं जो अपने तन, मन और धन से संसार का अधिक उपकार सिद्ध करते हैं। निन्दनीय मनुष्य वे हैं जो अपनी अज्ञानता से स्वार्थवश होकर अपने तन, मन और धन स जगत में हरहानि करके बड़े लाभ का नाश करते हैं। सृष्टिक्रम से ठीक २ यही निश्चय होता है कि परमेश्वर ने जो २ वस्तु बनाया है, वह उन्हें पूर्ण उपकार लेने के लिए हैं। अल्प लाभ से महाहानि करने के अर्थ नहीं। विश्व में दो ही जीवन के मूल हैं, एक अन्न और दूसरा पान। इसी अभिप्राय से आर्यवर शिरोमणि राजे महाराज और प्रजाजन महोपकारक गाय आदि पशुओं को न आप मारते और न किसी को मारने देते थे। अब भी इन गाय, बैल और भैंस को मारने और मरवाने देना नहीं चाहते हैं। क्योंकि अन्न और पाक की बहुताई इन्हीं से होती हैं। इससे सबका जीवन सुख से हो सकता है। जितना राजा और प्रजा का बड़ा नुकसान इनके मारने और मरवाने से होता है, उतना अन्य किसी कर्म से नहीं। इस का निर्णय गोकरुणानिधि पुस्तक में अच्छे प्रकार प्रकट कर *दिया है अर्थात एक गाय के मारने और* मरवाने से ४,२०००० चार लाख बीस हजार मनुष्यों के सुख की हानि होती है। इस लिए हम सब लोग स्वप्रजा की हितैषिणी श्रीमति राजराजेश्वरी क्विन विक्टोरिया की न्याय प्रणाली में जो यह अन्याय रूप बड़े २ उपकारक गाय आदि पशुओं की हत्या होती है इस को इन के राज्य में से प्रार्थना से छुड़वा के अति प्रसन्न होना चाहते है। यह हम को पूरा निश्चय है कि विद्या, धर्म्म, प्रजा-हित-प्रिय श्रीमती राजराजेश्वरी क्विन महारानी विक्टोरिया पालियामेण्ट सभा और सर्वोपरि प्रधान आर्य्यवर्त्तस्थ श्रीमान गवर्नर जनरल साहिब बहादुर सम्प्रति इन बड़ी हानिकारक गाय, बैल तथा भैंस की हत्या को उत्साह और प्रसन्नतापूर्वक शीघ्र बन्द करके हम सब को परम आनन्दित करें। देखिये कि उक्त गाय आदि पशुओं को मारने मरवाने से दूध घी और किसानों की कितनी हानि होकर राजा और प्रजा की बड़ी हानि हो गई और नित्य प्रति अधिक २ होती जाती है। पक्षपात छोड़ के जो कोई देखता हैं तो वह परोपकार ही को धर्म्म और पर हानि को अधर्म निश्चित जानता है। क्या विद्या का यह फल और सिद्धांत नहीं है कि जिस २ से अधिक उपकार हो उस २ का पालन, वर्धन करना और रक्षा करना। परम दयालु न्यायकारी सर्वान्तर्यामी सर्वशक्तिमान् परमात्मा इस समस्त *जगदुपकारक काम करने में ऐकमत्य* करे॥

( हस्ताक्षर )

### विज्ञापनपत्रमिदम्

'सब आर्य पुरुषों को विदित किया जाता है कि जिस पत्र के ऊपर ( ओम् ) और नीचे ( हस्ताक्षर ) ऐसा वचन लिखा है, वही सही करने का है उस पर सही इस प्रकार करनी होगी कि जिस के स्वराज्य व देश में ब्राह्मण आदि मनुष्यों की जितनी संख्या

( જુઓ પાન ૪ ઉપર )

# આર્ય સંસ્કૃતિનું દિગ્દર્શન

( લે. રામચંદ્ર કાળીદાસ આર્ય )

સંસારના ઘણાખરા દેશોમાં ભિન્ન ભિન્ન પ્રકારની સંસ્કૃતિ અને સભ્યતા જોવાની ને જાણવાની મળે છે. આ તેમની સંસ્કૃતિ કૃત્રિમ છે. શ્રેષ્ઠ શિક્ષણ સંસ્કૃતિ પર આધાર રાખે છે. સારૂં શિક્ષણ-સંસ્કારથી જ અમો ઉન્નતિ કરી શકીએ છીએ. આ વાત બધી પ્રજા કબૂલ કરે છે.

અલૌકિકતાની – દિવ્યતાની ભાવના વિશ્વની સર્વ પ્રજાઓમાં છે. પણ હિન્દુ પ્રજામાં તે વિશેષ પણે ઓતપ્રોત થએલી ને દૃઢપણે જામેલી જોવામાં આવે છે. ખ્રિસ્તી અને મુસલમાન પ્રજા તેમના ઈશ્વર સ્વર્ગમાં નિવાસ કરતા હોવાથી તેમની ભાવના ઘણે અંશે સ્વર્ગમાં સમાએલી છે.

હિન્દુ પ્રજા સ્વર્ગીય ઇશ્વર કરતાં ઉચ્ચ ભૂમિકાના બ્રહ્માંડવ્યાપી ઈશ્વરની ઉપાસક છે. એટલું જ નહિ પરંતુ ઈશ્વરની વિભૂતિઓના-કૃતિઓના પછી તે અદ્રશ્ય પરલોકમાં હોય કે પ્રત્યક્ષ રૂપે અંતરિક્ષમાં હોય, કે પૃથ્વી, જળ, વાયુ, અગ્નિ રૂપે સમીપમાં હોય તેના પણ ઉપાસક હોવાથી દિવ્યતાની ભાવના વિશેષ વ્યાપક છે.

આર્યોની ઉદારતાને લીધે, પરમત સાંહષ્ણુતાને લીધે, ધર્મના ક્ષેત્રમાં મહાન પરાક્રમોથી અંજાઇ પોતાના વેદ ધર્મના, વર્ણવ્યવસ્થાના તથા હિંસાત્મક તેમ જ હિંસા-રહિત યજ્ઞક્રિયાઓના વિરોધી બુદ્ધ ભગવાનને પણ હિન્દુઓએ અવતારોમાં ગણી લીધા છે. અને આ અવતાર ઇશ્વરે આસુરી પ્રકૃતિના મનુષ્યોમાં આસ્તિકતા પ્રસારવા લીધો હતો. એવો લૂલો બચાવ કર્યો છે.

જે સમયમાં ઇશ્વરાવતારની ભાવના ઉત્પન્ન થઇ હશે તે સમયના જનસમાજની મનોદશાને આ ભાવના રુચીકર લાગવાથી એનાં મૂળ ઊંડાં પ્રસર્યાં છે. આ ભાવના પ્રભુભક્તિની પોષક હોવાથી એની અસર હિન્દુ સમાજ પર નહિ ભૂંસાય તેવી જણાય છે.

આમ નક્કી સ્વરૂપે વિરોધી તત્વો કામ કરતાં હોવા છતાં વેદના ગ્રંથો ઇશ્વરપ્રેરિત મનાયા છે. અને તેથી જ આર્ય પ્રજાએ તેને વિશેષ મહત્વ આપ્યું છે.

આર્યોએ ઇશ્વરમાંથી પ્રકટ થએલા વેદના શબ્દ બ્રહ્મને જગતના કારણરૂપ ગણ્યા છે. તેથી વેદ માટે ધાર્મિક પ્રજામાં અત્યંત આદર જોવામાં આવે છે. અન્ય ધર્માભિમાની પ્રજાઓમાં પણ તે આદરણીય થઇ ચૂકયા છે.

મિસ મેયોએ 'મધરઇન્ડિયા' નામનું પુસ્તક લખી જગતના ઘણા દેશોનું ધ્યાન ભારત તરફ દોર્યું છે. ભગવાનની દયાથી આર્ય સંસ્કૃતિનો સર્વ ઠેકાણે વિજય થયો છે.

પશ્ચિમના દેશોમાં ત્યાંની સન્નારી પતિ પાસે લિપસ્ટિક કે પાઉડરની માગણી કરે છે, અને જો પતિ નથી સ્વીકારતો તો ઝટપટ કોર્ટમાં જઇ તે સન્નારી ડાઇવોર્સ (છૂટાછેડા) લઇ લે છે. આ રીતે તેમ જ બીજી રીતે જોતાં પણ પાશ્ચાત્ય શિક્ષામાં ઉચ્છૃંખલતા પ્રાધાન્યપદે જોવામાં આવે છે.

ભારતમાં તો પતિ અને પત્ની લારી ખેંચે છે અને પત્ની પોતાના પતિને કહે છે કે તમો મારા કરતાં ઘણા વહેલા આવી કષ્ટ સહન કરો છો. તો ચાલો હવે તમે લારીમાં બેસી જાઓ કહી બળદની પેઠે ભાર વહેવામાં પોતાનું ઔદાર્ય અનુભવે છે. ગ્રામ્ય પ્રજામાં પણ ગ્રામ્ય સન્નારી ઘરનું કામકાજ આટોપી લઈ ખેતરમાં જઇ પોતાના પતિના કામમાં મદદ કરવા કામે લાગી જાય છે. લૂલી-અપંગ-અંધ બાઇઓની સાથે સ્વેચ્છાથી લગ્ન કરી પોતાની આખી જીંદગી પસાર કરનારાં યુગલો મળી આવે છે.

રામાયણ વાંચતાં જણાય છે કે લક્ષ્મણજી એ મોટાભાઇ અને ભરતની સેવાનું વ્રત સ્વીકારી પોતાની પત્ની ઊર્મિલાને મળવા અંતઃપુરમાં ગયા. ઉમળકાભર્યાં નયનો વડે અને ધબકતે હૈયે ઊર્મિલાએ તેમને આવકાર આપ્યો.

લક્ષ્મણ બોલ્યા, પ્રિયા, આજ મેં તમારો એક મહાન અપરાધ કર્યો છે. તમારી સંમતિ લીધા વિના મેં મારા મોટાભાઇ સાથે ચૌદ વરસ વનમાં જવાનું સ્વીકાર્યું છે.

ઊર્મિલા વચ્ચે જ બોલી ઊઠી તે તમે શું ખોટું કર્યું છે. લક્ષ્મણજી કહે તમારે પતિ સુખ વિનાના અસહ્ય દિવસો ગુજારવા પડશે તે ભયંકર કષ્ટે...મને તમારી માફી માગવાનું મન થાય છે. ઊર્મિલાએ જવાબ આપ્યો પ્રાણનાથ, "અમારી સ્ત્રીઓની સહનશક્તિનો તમને ખ્યાલ નથી. અમે ક્ષત્રિયાણીઓ તો અમારા હૃદયની વેદના પર મૌનનો વજ્રમય પાટો બાંધી જીવન ગાળવું તેને રમત માનીએ છીએ." તમે મારી જરા પણ ચિંતા ન કરો. તમારું જીવનવ્રત એ જ મારું તમારી અર્ધાંગિની તરીકેનું જીવન-વ્રત ગણાય છે. આ થઇ આર્ય સંસ્કૃતિ–આર્ય નારીની સૌંદર્યતાની વાત.

અમારી આર્ય સંસ્કૃતિ હજારો ધર્મ સંકટોમાંથી પસાર થઈ ચૂકી છે. અને કંચન સમાન દેદીપ્યમાન બની છે.

પશ્ચિમના દેશોના વિદ્વાનો સોળ વર્ષ અને તેથી વધુ વય વાળી કન્યાઓ માટે જુદાયદી સ્કૂલોને કોલેજો બનાવવા માટે વિચારો કરી રહ્યા છે. અમેરિકાના લોકો તો આર્યસંસ્કૃતિનો અભ્યાસ કરવા ખૂબ ઇંતેજાર છે: સંસ્કૃતિનો વિજય એ જ સાચો વિજય છે. ઇતિહાસ તરફ દ્રષ્ટિ ફેરવતાં દેખાય છે કે રોમન લોકોએ ગ્રીસને હરાવ્યું. ગ્રીસને રોમનોની તલવાર આગળ નમવું પડ્યું. પરંતુ અમુક સમય વીત્યા પછી ગ્રીસ દેશની સભ્યતા, સાહિત્ય અને કળાએ રોમન લોકોને જીતી લીધા. રોમન લોકોએ ગ્રીક સાહિત્યને ભણવાનું શરૂ કર્યું.

( જુઓ પાન ૬ )

# આર્યપ્રકાશ

તંત્રીસ્થાનેથી

## સંગઠનમાં ફાચર મારશો નહિ

આર્યસમાજનું સંગઠન વિશાળ અને સર્વવ્યાપી છે. સંસારમાં ભાગ્યે જ કોઇ દેશ હશે જ્યાં મહર્ષિ દયાનન્દનો સંદેશ વાહક નજરે ન પડતો હોય. અમેરિકા અને ઇંગ્લેંડમાં પણ આર્યસમાજની સ્થાપનાઓ થઇ છે અને મહર્ષિના માનવતાવાદી સિદ્ધાન્તોના પ્રચારની ભૂખ જગાડી છે. મહર્ષિએ પ્રતિપાદિત યજ્ઞપ્રક્રિયાનું અનુસંધાન ઠેકઠેકાણે ચાલી રહ્યું છે. સંસારના વિદ્વાનોમાં વેદો પ્રત્યેની અભિરુચિ વધતી જાય છે, એમાં આજે કોઇ ના કહી શકે એમ નથી.

મહર્ષિએ સંસારનો ઉપકાર કરવો આર્યસમાજનો મુખ્ય ઉદ્દેશ છે એમ કહી આર્યસમાજની વિશાળતાનું દિગ્દર્શન તેના નિયમોમાં જ કરાવી દીધું છે. સદીઓ પછી એકેશ્વરવાદ, જાતપાતના સંકુચિત વાડાઓના વિરૂદ્ધ બુલંદ આવાજ, ભૂતપલિત, અને જાત જાતના વહેમોની ઝાટકણી, વસુધૈવકુટુમ્બકમની પવિત્ર અને વિશાળ ભાવના કેળવવાનો મંગળ મંત્ર આર્યસમાજે સંસારને આપવાનો પ્રયત્ન કર્યો.

એટલું જ નહીં, ભારતમાં સેંકડો વર્ષોથી ચાલી આવતી ગુલામીની ભાવનાનો સમૂળગો ઉચ્છેદ કરી નવજાગૃતિ લાવવાનો ભગીરથ પ્રયત્ન આદર્યો. અંધકારમય યુગમાં મહર્ષિ દયાનન્દ સૌ પ્રથમ વ્યક્તિ હતા જેમણે ભારતીય પ્રજામાં સ્વદેશપ્રેમની ભાવનાનું સિંચન કર્યું. "पुत्रवत पालने वाले विदेशी राज्यसे अपना खराबसे खराब राज्य अच्छा होता है" કહી સ્વરાજ્ય માટેની ભાવના જાગૃત કરી છે. એટલું જ નહીં તેમણે રાજસ્થાનના તે વખતના રાજાઓમાં ભારતીય સંસ્કૃતિ પ્રત્યેની પ્રેમ અને દેશભક્તિની ભાવના જગાવવાનો ભગીરથ પ્રયત્ન કરેલો.

એક રાજ્યના મુસ્લિમ દીવાને સ્વામીજીને કહ્યું કે આપ કુરાનનું ખંડન કરો છો, તે ઠીક નથી. કોઇ મુસ્લિમ રાજા હોત તો તમને ખબર પડી જાત. સ્વામીજીએ નિડરતાથી જવાબ વાળ્યો કે તેની સામે કોઇ રાણા પ્રતાપ કે વીર શિવાજીની તેઓ પીઠ થાબડી દેતે તો હોંશ ઠેકાણે કરી દેત. સાંભળીને દીવાન તો અવાક થઇ ગયો. કેટલી નિડરતા અને કેટલી સ્પષ્ટોક્તી હતી.

મહર્ષિ બેચેન હતા ભારતને ગુલામીમાંથી ઉગારવા માટે. આજના ઇતિહાસના સંશોધકો હવે માનવા લાગ્યા છે કે સન ૫૭ની ક્રાન્તિમાં મહર્ષિનો હાથ અવશ્ય હતો. પરંતુ જ્યારે તેમાં નિષ્ફળતા મળી ત્યારે જ તેમણે પોતાના પ્રચારની દિશા બદલી અને ભારતીયોના સંગઠનના મૂળમાં લાગેલા સડાને દૂર કરવાનો નિશ્ચય કર્યો, અને પછીની આખી જિંદગી તેમાં જ લગાવી દીધી.

તે વખતે ભારતના વાઇસરાય લોર્ડ નોર્થબ્રુક હતા. એક દિવસ તેઓ સ્વામીજી મહારાજની પ્રાર્થના સભામાં ગએલા. સભા પછી તેમણે સ્વામીજીને પૂછયું આપને પ્રચારમાં કોઇ અડચણ તો નથી પડતી? સ્વામીજીએ જવાબમાં કહ્યું ના. ત્યારે બ્રુકે કહ્યું કે અંગ્રેજોના રાજ્યમાં આપ નિડરતાપૂર્વક કોઇ પણ ધર્મનું ખંડન કરી શકો છો તો આપ પરમાત્માને ભારતમાં અંગ્રેજી રાજ્ય ટકી રહે એવી પ્રાર્થના કરો તો કેવું સારું? મહર્ષિએ તુર્ત જ જવાબ આપ્યો કે "હું તો પરમાત્માને નિત્ય પ્રાર્થના કરું છું કે મારો દેશ વહેલામાં વહેલી તકે સ્વતંત્ર થાય" સાંભળીને બ્રુક તો ડઘાઈ જ ગયો. ઉપરનાં મહર્ષિનાં વચનો તેમની રાષ્ટ્રીય ભાવનાનું ઉજ્જવળ ઉદાહરણ છે. આજે ભલે અમે તેમને ભૂલતા હોઈએ પણ એક દિવસ એવો જરૂર આવશે જ્યારે મહર્ષિના વિચારોની કદર થશે અને તેમનું નામ રાષ્ટ્રના પિતામહ તરીકે આલેખાશે જ.

મહર્ષિએ પોતાના સિદ્ધાન્તોના પ્રચારાર્થે કોઈ ચેલકાઓની તરફદારી ન કરતાં આર્ય સમાજની લોકશાહી ઢબે સ્થાપના કરી નવો ચીલો પાડયો. પ્રારંભમાં તો કામ ખૂબ દીપ્યું. વિરોધીઓમાં ખળભળાટ મચ્યો. દેશમાં નવચેતનાની ઉષા પ્રગટવા લાગી. રાષ્ટ્રીય ભાવનાનાં ચારે તરફ દર્શન થવા લાગ્યાં. ગુરુકુલો અને સ્કુલ કોલેજો-દ્વારા સાચી ભારતીય સંસ્કૃતીના શિક્ષણનો ધોધ વહેવા લાગ્યો.

પરંતુ ધીમે ધીમે પરિસ્થિતિ બદલાઈ. સંસ્થાઓમાં સ્થાપિત હિતોનું વર્ચસ્વ જામવા લાગ્યું. વિરોધીઓએ પણ પોતાની નાગચૂડ ફેલાવી અને પૈસાના જોરે આર્યસમાજની શક્તિ ક્ષીણ કરવામાં ગૂંથાઈ ગયા ફૂટફાટનાં બીજ રોપાયાં તેનું જ પરિણામ આજે દેખાઈ રહ્યું છે.

ખેર, હજી પણ જાગ્યા ત્યાંથી સવાર ગણીને આજની દેશની વિકટ પરિસ્થિતિમાં "સંગચ્છધ્વમ્"ના ધ્વજ નીચે એકત્રિત થઈ પોતાનો આવાજ ફરીથી બુલંદ કરી મહર્ષિના મિશનને આગળ ધપાવવાનો નિશ્ચય કરવાની વેળા આવી પહોંચી છે. આશા છે ગુજરાત મહારાષ્ટ્રના આર્યો સમયસર સાવધાન થઈ વિરોધી અને સ્વાર્થી તત્વોના હાથના રમકડાં ન બનતાં નાની વાતોને વિસારી એક જ મંચ ઉપર ભેગા થવાનો સત્વરે પ્રયાસ કરે એ જ પ્રાર્થના.

### સભામંત્રી શ્રી. પં રવિશંકરજી દ્વિવેદીના આર્ય સમાજોના નિરીક્ષણાર્થે ઝડપી પ્રવાસ

શ્રી. મંત્રીજી આર્ય સમાજ વિસનગર, આર્ય સમાજ પાટણ તથા અમદાવાદની સાઈજપૂર બોઘા, કુબેરનગર વગેરે આર્ય સમાજોનું નિરીક્ષણ કરી મુંબઈ તરફ રવાના થયા છે.

દીપાવળીના શુભ પ્રસંગે તેઓ વડોદરા શહેર આર્ય સમાજના નિમંત્રણને માન આપી વડોદરા પધાર્યા હતા. આર્ય સમાજના ઉપક્રમે દયાનંદભવનમાં મહર્ષિના જીવન ઉપર તેમનું મનનીય પ્રવચન થયું હતું, તેમજ ભાવભીની શ્રદ્ધાંજલિ આપી હતી.



સભામંત્રી
શ્રી. પં. રવિશંકરજી દ્વિવેદી

# પ્રભુ પ્રાર્થના

લેખક : આર્યકવિ જીવનલાલ રાઠોડ-વડોદરા

( દોહરા )

પેસે ના મુજમાં પ્રભુ, પ્રપંચ, પાખંડ વ્હેમ;
સદ્‌બુદ્ધિ આપો સદા, રાખો હરદમ રહેમ. ( ૧ )
સુખ અને દુઃખના વિષે, ભુલું ના તૂજને નાથ;
શ્રદ્ધાશીલ કાયમ રહું, છોડુ નહીં તુજ સાથ. ( ૨ )
તુજ કૃપાથી નાથ હે! પામું ધન ને માન;
માગુ તુજથી હું પ્રભુ !, આવે ના અભિમાન. ( ૩ )
બૂરાથી અળગો રહું, ( ને ) લઉં ભલામાં ભાગ;
સદ્‌બુદ્ધિ દેજો મને, એક જ મારી માંગ. ( ૪ )
વાણી વર્તન એક હો !, રહું પાપથી દૂર;
" જીવન " મારૂં શુદ્ધ હો ! રહું ભક્તિ ભરપૂર. ( ૫ )
માંગુ તારી પાસ હું, પૂરો છું હક્કદાર;
દેજો સન્મતિ તો મને, કૃપાકાંત કિરતાર. ( ૬ )
દાદ લઇ આવ્યો પ્રભુ ! દોડી તુજ દરબાર;
સુણજે મારી વિનતિ કરજે ભવની પાર. ( ૭ )
ધૈર્ય ધરું હું કષ્ટમાં, કદી ન હારું હામ;
સત્કર્મો કરતો રહું, રહી સદા નિષ્કામ. ( ૮ )
ચિંતન તારું હું કરું, હે પ્રભુ ! દિન ને રાત;
પાપ થકી અળગો રહું, કરજો રક્ષા તાત. ( ૯ )
ભૌતિક સુખ તો સાંત છે, પ્રભુનું સુખ અનંત;
એ જાણ્યું છે નામ મેં, ભજીશ ધરીને ખંત. ( ૧૦ )

## દુઃખદ અવસાન

કુબેરનગર આર્ય સમાજ નડિયાદના સદસ્ય શ્રી. ઇશ્વરભાઇ ભુદરભાઈ શુકલના ૪૩ વર્ષની ઉમ્મરે હાર્ટફેલથી થયેલા દુઃખદ અવસાન નિમિત્તે શોરોક મિલમાં આર્ય સમાજના પ્રમુખ શ્રી. શિતલદાસજીના પ્રમુખપદે શોક સભા મળી હતી. તેમજ સ્વર્ગસ્થના આત્માને ચિરશાંતિ તથા સ્વર્ગસ્થના પારિવારિક જનોને ધૈર્ય પ્રદાન કરવા પ્રભુપ્રત્યે પ્રાર્થના કરવામાં આવી હતી. સ્વર્ગસ્થના કુટુંબિયોને આર્થિક મદદ આપવાનો પણ કાર્યક્રમ નક્કી કરવામાં આવ્યો હતો.



( પાન ૧નું ચાલુ )

हो उतनी संख्या लिख के अर्थात् इतने सौ, हजार लाख व करोड़ मनुष्यों की और से मैं अमुक नामा पुरुष सही करता हूँ इस प्रकार एक श्रीयुत महाशय प्रधान पुरुष की सही में सर्व साधारण आर्य पुरुषों की सही आ जायगी। परन्तु जितने मनुष्यों की ओर से एक मुख्य पुरुष सही करे वह उन से सही लेके अपने पास अवश्य रक्खे। और जो मुसलमान वा ईसाई लोग इस महोपकारक विषय में दृढ़ता और प्रसन्नता से सही करना चाहें तो कर दें। मुझ को दृढ़ निश्चय है कि आप परम उदार महात्माओं के पुरुषार्थ उत्साह और प्रीति से यह सर्व उपकारक महापुण्य कीर्त्तिप्रदायक कार्य यथावत् सिद्ध हो जायगा। "

चैत्र कृष्ण ९ सं. १९३९
तदनुसार १४ मार्च १८८२ मुंबई

दयानन्द सरस्वती

गो रक्षा सम्बन्धी उक्त दोनों पत्रों को महर्षिने उस समय के समाचार पत्रों में भी प्रकाशित कराये, विशिष्ट आर्य जनों को भेजे तथा शाहपूरा, मसूदा, बनेड़ा जोधपुर, उदयपुर आदि नरेशों को इस आन्दोलन में सम्मिलित होने के लिए प्रेरित किया था।

शाहपुराधीश राजाधिराज श्री सर नाहरसिंहजी को एक पत्र में महर्षिने लिखा कि :—

" जो आपसे और मुझसे गो-रक्षा के विषय में सम्वाद हुआ था उसके वास्ते जो एक पत्र और एक चिट्ठी छपवाके श्रीमानार्यकुल दिवाकर उदयपुराधीश आदि राजे-महाराजों के पास भेजे हैं वे ही...आप के पास भी दो पत्र भेजते हैं। इसका प्रबन्ध ऐसा किया गया है कि अपने राज्य और मित्रों के राज्य में जो जो ब्राह्मणादि मनुष्य हों उनकी सही एक बही लेके उनकी ओर से राजे-महाराजे और प्रधान पुरुष उस छापे के पत्र के नीचे व बगल में उन सही करने वालों की संख्या लिखके अपनी सही करें। "

महर्षि के इस गोरक्षा आन्दोलन से उदयपुर के महाराणाजी अत्यन्त प्रभावित हुए और उन्होंने जोधपुर के महाराजा जसवन्तसिंहजी को गोरक्षा के सम्बन्ध में पत्र लिखा जिसका उत्तर उन्होंने इस प्रकार दिया था :—

" म्हारी प्रजा १४,६१,१५६ हिन्दु, १,३७,१०९ मुसलमान यों तीनु पशु ( गाय बैल भैंस ) नहीं मारिया जावणरा प्रबन्ध में खुशी हैं। और मैं पिण रजाबन्द हां। "

पौष वदी ५ दस्तखत
सं. १९३९ महाराजाधिराज
खास महर जसवन्तसिंह

इस हस्ताक्षर आन्दोलन की सफलता का ज्वलन्त प्रमाण यह हुआ कि अकेले शाहपुराधीशने ४० हजार मनुष्यों के हस्ताक्षर कराकर महर्षि के पास भेजे थे।

गो रक्षा हस्ताक्षर आन्दोलन के साथ-साथ आर्य भाषा को राज भाषा स्वीकृत कराने के लिए भी महर्षिने मेमोरियल भेजे थे।

—चतुरसेन गुप्त

## ચરોતર પ્રદેશ આર્યસમાજ, આણંદ

તા. ૨૪-૧૦-'૬૫ના ઋષિ નિર્વાણ પર્વ નિમિત્તે સમાજ ભવનમાં યજ્ઞ રાખવામાં આવ્યો હતો. સમાજના મંત્રીજી તથા બીજા આર્યભાઇઓ મોટી સંખ્યામાં હાજર રહ્યા હતા.

તા. ૭-૧૧-'૬૫ના સાપ્તાહિક અધિવેશનમાં આચાર્યપદેથી વિતરાગ સ્વામી સત્યાનંદજી એ દરેક આર્યના કર્તવ્ય વિશે ઉદ્‌બોધન કર્યું હતું. આ સમયે સમાજના મંત્રી શ્રી સત્યદેવભાઇ, શ્રી મણિલાલ ભટ્ટ, શ્રી કૃષ્ણદેવ આર્ય, શ્રી મીઠાભાઇ તથા અન્ય સજ્જનો પધાર્યા હતા.

તા. ૯-૧૧-'૬૫ની પૂર્ણિમાના દિવસે સમાજના પ્રમુખ શ્રી ડા. ડાહ્યાભાઇ પટેલને ત્યાં સાંજના યજ્ઞ રાખવામાં આવ્યો હતો. આ સમયે સમાજમાંથી શ્રી સ્વામી સત્યાનંદજી, શ્રી કૃષ્ણદેવ આર્ય, શ્રી મણિલાલ ભટ્ટ, શ્રી મીઠાભાઇ તથા રાવજી ગયા હતા. યજ્ઞ બાદ શાંતિપાઠ બાદ વાર્તાલાપ કરી સૌ વિખરાયા હતા.

સમાજના સાપ્તાહિક અધિવેશનોમાં આવતા નાના વિદ્યાર્થીઓને શ્રી કૃષ્ણદેવ આર્યે એ 'વૈદિક કર્મકાંડ ચંદ્રિકા' પુસ્તિકા ભેટ આપી હતી.

—શ્રી. ડાહ્યાભાઇએ ઇડર તાલુકના ઉત્સાહી આર્ય શ્રી. ચૂનીલાલ ચોકસીના સહકારથી નારણપુરા, હિંમતનગર વિગેરે ગામોમાં યજ્ઞ તથા પ્રવચનોદ્વારા સુંદર પ્રચાર કર્યો હતો.

# શેખચલ્લીના નવા અવતારની વાર્તા: તેરી ટેંક ગઈ, પર મેરા તો જહાન ગયા!

ઘીનો ગાડવો ભાંગા ગયા પછી ઘીના વેપારીએ શેખચલ્લી પાસે ઘીના પૈસા માગ્યા ત્યારે શેખચલ્લીએ કહ્યું કે, તારો તો ઘડો ભાંગ્યો, પરંતુ મારું તો ઘર ભાંગ્યું! તું તો ઘીનો ગાડવો ભાંગ્યા છતાંય હજી ઘીનો વેપારી જ રહ્યો છે, પણ હું તો વિધુર થઇ ગયો! માટે ઘીના પૈસા આપવા કરતાં, વધારે મહત્વનું એ છે કે મારે તારી પાસે, મારું ઘર ભાંગવાના આરોપસર, નુકસાનીનો દાવો શા માટે ન માંડવો?'

'અલ્યા, મેં તને ઉધારે ઘીનો ગાડવો આપ્યો તેનું આ ફળ?"

'પણ તેં ઘીનો ગાડવો આપ્યો ત્યારે મને એવો વિચાર આવ્યો તે કે, આ ગાડવો વેચાશે તેના પૈસામાંથી એક બકરી ખરીદીશ, બકરી સંતતિનિયમનમાં માનતી ન હોવાને કારણે તેને બચ્ચાં થશે. તે વેચીને હું મહેસાણેથી એક ભેંસ લાવીશ, ભેંસનાં ઘી-દૂધ-છાશ-માખણ વેચીને વેપારી થઇશ, અને સદ્ધર વેપારીની ગુડવિલના બદલામાં એક વીસ નહોરી વહોરી લાવીશ: તેને છોકરો થશે, તે મને દુકાને લાપસી ખાવાને તેડવા આવશે અને હું એને આમ માથું ધુણાવીને ના પાડીશ' એમ કરીને મેં માથું ધુણાવતાં ઘીનો ગાડવો ફૂટી ગયો. એ તો બીજો આવશે. પણ મારે તો આખો સંસાર ઉજ્જડ થઇ ગયો—ન મળે વીસ નહોરી ને ન મળે બત્રીસલક્ષણો દીકરો—લાવ, નુકસાનીના પૈસા લાવ, ઓછામાં ઓછા અર્ધો લાખ રૂપિયા. તેમાંથી તારા ઘીના ગાડવાના પચ્ચીસ રૂપિયા ગણી દઇશ! અથવા અર્ધા લાખમાંથી પચ્ચીસ રૂપિયા કાપીને આપ. હા, પણ એ પૈસા જેટલા મોડા મળશે એટલા સમયનું રૂપિયે પૈસા લેખે વ્યાજ લઈશ. શું સમજ્યો?'

ઘીનો વેપારી તો એ સાંભળીને સડકજ થઈ ગયો! એ જાતનો વાણિયો હતો અને વેપાર ધંધામાં સગવડિયા દલીલો કરવામાં તે એક્કો હતો. છતાં શેખચલ્લીની દલીલ સાંભળીને તો એને પોતાની સિનિયોરિટી ડૂલ થઈ જતી જોતાં આઘાત લાગવાથી હૃદયરોગનો હુમલો થયો અને એમાં જ એ છેવટે મરી ગયો.

શેખચલ્લીને પણ હવે કોઈ ઘીનો ગાડવો ધીરનાર ન હોવાથી અને કાલ્પનિક બૈરી-બાળક મરી જવાનો આઘાત લાગવાથી એ પણ દુઃખી થઈને થોડા સમયમાં મરી ગયો. બન્નેને એક બીજાના લેણદેણ ચૂકવાવા માટે ફરી પૃથ્વી પર જન્મ લેવો પડ્યો અને પેલો ઘીનો વેપારો વાણિયો અમેરિકામાં જન્મ્યો અને શેખચલ્લી જન્મ્યો પાકિસ્તાનમાં.

વાણિયો નવા જન્મે સેમ કાકા કહેવાયા ધોતિયું, પાઘડી ને અંગરખું ધારણ કરવાને બદલે તે કોટપાટલૂન અને હેટ – નેકટાઈમાં ફરવા લાગ્યો. આ જન્મે પણ એની પાસે ખૂબ પૈસા ઘી કાંટે દુકાન રાખવાને બદલે તેણે જનરલ ડિપાર્ટમેન્ટલ સ્ટોર કાઢ્યો. તેમાં દૂધના પાવડરના ડબ્બા, ૪૮૦ નંબરના ઘઉંથી માંડીને તે સેબરજેટ વિમાનો અને પેટ્રન ટેંકો નેપામ બોમ્બો સુદ્ધાં મળે. અને વેપાર વધારવા તે ચીજો ખરીદવાના પૈસા ગ્રાહકને ધીરીને કે ભેટ આપીને પોતાની ચીજો ખરીદાવે એટલો કુનેહબાજ એ બની ગયો હતો.

આ બાજુ શેખચલ્લીએ શરૂઆતમાં તો લૂંગી, બાંડિયું ને લાલ ગોંદા ટોપી પહેરીને ફરવા માંડેલું શરૂઆતમાં તો મરઘીનાં ઇંડા, બકરાં વેચવાની દલાલી કરતો કોઇ વાર ઊંટ વેચવાના ધંધાની દલાલી પણ કરતો પણ પછી એને ખબર પડી કે મારા આગવા ભવનો સાથી વાણીયો આ જન્મે ડિપાર્ટમેન્ટલ સ્ટોર ખોલી બેઠો છે. એટલે એને ઇંડા મરઘા – બકરાં – ઊંટના ધંધાની દલાલ છોડી દીધી અને અમેરિકન સૈનિકોએ કરાંચી છોડતાં લિલામવાળાને આપી દીધેલા કોટ પાટલૂન અને ટાઇ – જોડા એ કોઇને ત્યાંથી કુમ્બો – ઘેટા ચોરી લાવીને તે ઇદને દિવસે લિલામવાળાને ભેટ આપીને તેના બદલામાં લઈ આવ્યો. એ ઊતરેલા કપડાં પહેરીને બેઠો હતો ત્યાં એનો ચીની મિત્ર આવ્યો અને 'ઇદ-મુબારક' કહીને ઇદની ભેટ તરીકે સવામણ અફીણ આપ્યું અને શેખચલ્લી જે આ જન્મે અયુબખાન કહેવાતો હતો – તેણે અફીણની ગોળી ખાધી. અફીણનો અમલ ચઢતાં જ એને ગત જન્મની તરંગલીલા ફરી લાધી ગઇ. એમાં સેમ કાકા પાસેથી પેટન ટેન્ક, સેબર જેટ વિમાનો, નેપામ બોમ્બ અને બીજું બધું લઈને સુલતાને-એશિયા થવાની કલ્પના ઘડી કાઢી. અમલ ઊતર્યા પછી એણે ચીની મિત્રને અફીણ ખાવાથી સૂઝેલી યોજનાની વાત કરી. ચીની મિત્રે કહ્યું કે દરરોજ અફીણ ખાશો તો તો તમને આનાથા વધારે અફલાતુન યોજનાઓ સૂઝશે અને તમે માલામાલ થઈ જશો.

શેખચલ્લી નંબર બે ઉર્ફે અયુબખાને એક દિવસ સ્પેશિયલ ચીની અફિણની ગોળી ખાધો એટલે એને સ્પેશિયલ નશો ચઢ્યો. નશામાં એ વિચારે ચઢ્યો. સેમકાકા પાસેથી પેટન ટેન્કો અને સેબ જેટ વિમાનો હથિયારો, દારૂગોળો અને સૈનિકોને આપવાના પગારના પૈસા ઉધાર લઇશ, એનું એક લશ્કર બનાવીશ એ લશ્કર મને સલામી આપશે, એ લશ્કરને હું હુકમ કરીશ, કાશ્મીર પર ચઢાઇ કરો, લશ્કર ચઢાઇ કરશે, લશ્કર કાશ્મીર જીતી લેશે, હું નિશાત બાગમાં દરબાર ભરીશ, લોકો મને મુજરો કરશે તે ઝીલીશ અને પછી લશ્કરને હુકમ કરીશ કે દિલ્હી પર કૂચ કરો. પેટ્રન ટેંકો અને સેબ જેટ વિમાનો સાથે લશ્કર કૂચ કરશે અને દિલ્હી જીતી લેશે. પછી હું દિલ્હીની ગાદી પર મયૂરાસન પર બેસીને દરબારનો મુજરો લઈશ. જહાંપનાહને ઘણી ખમ્મા! ઘણી ખમ્મા! અને ત્યાં અમલ ઊતરવા માંડ્યો.

આ વિચારધારા પ્રમાણે એણે સેમકાકાના જનરલ ડિપાર્ટમેન્ટલ સ્ટોર સાથે સોદો કર્યો. સેમકાકાને પાકિસ્તાનમાં સ્ટોરની બ્રાંચ ખોલવાની પરવાનગીના બદલામાં શેખચલ્લીને ટેન્કો, વિમાનો, હથિયાર, પૈસા બધું આપ્યું અને શેખચલ્લીએ ખરેખર ભારત પર હુમલો કર્યો, અને આજે દિલ્હી જાઉં કે કાલે, દરબાર ભરાશે તો કેવી રીતે મુજરો ઝીલીશ. એવા વિચારમાં મૂછ આમળા કર્યા કરે...

પણ શેખચલ્લીનો જેમ ગયા જન્મમાં ઘીનો ગાડવો ભાંગી ગયેલો તેમ આ જન્મે પેટ્રન ટેંકો, સેબ્ર જેટ વિમાનો અને બાજું ઘણું બધુંયે ભાગી ગયું. આથી એની હાલત ચક્રમ જેવી થવા લાગતાં; એના ચીની મિત્રે વધારે ને વધારે અફીણ આપવા માંડતાં એને આખી દુનિયા પર ચઢાઇ લઇ જઇને જીતી લેવાનાં સ્વપ્નાં અફીણના ઘેનમાં આવવા માંડ્યા.

વાણિયાએ ગયા જન્મમાં ઘીનો ગાડવો ફૂટી જતાં ગાડવાના પૈસા માંગેલા તેમ જન્મજાત સંસ્કાર પ્રમાણે એણે ઉધાર આપેલી ટેંકો વિમાનો અને હથિયારોના પૈસા માંગ્યા.

શેખચલ્લીનાયે આગલા જન્મના સંસ્કાર-જાગ્યા. તેમાં વળી અફીણે વધારો કરેલો, એણે સેમકાકા સામે દાવો કર્યો; અલ્યા સેમકાકા તારાં તો ટેંક. ને વિમાનો ભાગ્યાં, પણ મારું તો આખું ઇસ્લામી સામ્રાજ્ય ભાંગી પડયું. તેનું શું? તેં ટેંક વિમાનો ન આપ્યાં હોત તો મારા સૈનિકો લાકડીઓ અને ઇંટોડાં લઇને આખું હિન્દુસ્તાન જીતી લેત એવા બહાદુર એ છે. પણ તેં આવાં હલકાં હથિયારો-સાધનો આપ્યા. અને અમે હારી ગયા એના નુકસાનીનું શું?

'ઇસ્લામી સામ્રાજ્યની વાર્ષિક આવક થાત પાંચ-પચીસ ખર્વ રૂપિયા મારી તો એ આવક ગઇ. મારા સૈનિકો ગયા, હતું તેમાંનુ યે ઘણું એનું શું? ચાલ, એ બધી નુકશાનીનો, આંકડો માંડ અને તેના પૈસા ચૂકવી દે–તેમાંથી તારે ટેંક વિમાનોના સોના સાઠ, સાઠમાંથા આધા ગયા નાઠ, દશ દેંગે, દશ દિલાયેંગે, દશકા લેના દેના ગાંડુકા કામ, એ તો તમે જાણો જ છો. લાવો તો નુકશાનીના પૈસા લાવો, કાકા, તમારી તો ટેંક ગઇ પણ મારું તો ઇસ્લામી સામ્રાજય ગયું તમે સમજો છો શું!'

આ જવાબ સાંભળીને સેમકાકાને હૃદયરોગ થવાને બદલે પથારીના રોગ થયા છે એવું સંભળાયું છે!

'લોકસત્તા'ના સૌજન્યથી

( પાન ૨નું ચાલુ )

ગ્રીક મહાકવિ હોમરના કાવ્યોનો વર્જિત અનુવાદ કર્યો.

ગ્રીક ફિલસોફીના પ્રચાર માટે રોમમાં અનેક ઠેકાણે પાઠશાળાઓ ઉઘાડવામાં આવી. ગ્રીસમાંથી જ વિદ્વાન અધ્યાપકોને બોલાવવામાં આવ્યા. સુક્રાત, અરસ્તૂ અને પ્લેટોની ફિલસોફી જાણવાને માટે રોમન વિદ્વાન પ્રયત્નશીલ રહેતા હતા. ડિમાસ્થનીજનું અનુકરણ કરીને રોમન નેતા સિસરો મહાન નેતા બન્યો. કહેવાનું તાત્પર્ય એ છે જે રોમનોએ ગ્રીક સંસ્કૃતિનો સ્વીકાર કર્યો. રણક્ષેત્રમાં ભલે રોમનો વિજયી બન્યા હશે. પરંતુ અક્ષરક્ષેત્રમાં, સભ્યતામાં સંસ્કૃતિમાં વિદ્યાકાળમાં ગ્રીસે જ રોમનો પર વિજય મેળવ્યો છે.

ભારતના ઇતિહાસમાં પણ એ જ પ્રમાણે બનેલું છે ભારતપર શક, હૂણ, કુશન અંગ્રેજ વગેરે જાતિઓએ આક્રમણ કરી રાજનૈતિક દ્રષ્ટિથી વિજય પ્રાપ્ત કર્યો હશે. પરંતુ અંતમાં ભારતીય સંસ્કૃતિએ જ તેમને સુધાર્યા છે અને પોતાના પ્રવાહમાં મીલાવી દઈ તેમનું અલગ અસ્તિત્વ જ મીટાવી દીધું છે. સંસારમાં સર્વથી પ્રાચીન સંસ્કૃતિ આર્ય સંસ્કૃતિ છે. આર્ય-સંસ્કૃતિનો પ્રભાવ આજે પણ વિદેશોમાં થોડો ઘણો વિદ્યમાન છે. તેમણે ખાતી વખતે છરી-ચમચા ને કાંટાના સાધનોને છોડી દઇ હાથ વડે ખાવાનું શરૂ કર્યું છે.

આર્યસમાજે બૌદ્ધોની સમાનતા વેદોનું પ્રામાણ્ય મુસ્લિમ તથા ખ્રિસ્તીઓની માફક મૂર્તિપૂજાનો અનાદર, સામાજિક સુધારાઓ વ. ના સિદ્ધાંતો સ્વીકારી પૂર્ણ જોસથી આર્ય સંસ્કૃતિનો પ્રચાર કર્યો છે અને પરધર્મનાં મોજાંઓને ખાળવા ખડે પગે તૈયાર રહે છે.

મુસ્લિમોનું ધર્મઝનૂન તેમને પરધર્મના સાહિત્યનો અભ્યાસ કરતાં અટકાવે છે :

પાદરીઓ વિદ્યાવ્યાસંગી તથા પરમત સહિષ્ણુ હોવાથી જગતના ધર્મોનો તુલનાત્મક અભ્યાસ કરે છે. હાલના પાદરીઓ હિન્દુ વિદ્વાનોના સંપર્કમાં જેમ જેમ આવ્યા તેમ તેમ તેમની મનોદશા બદલાતી ગઈ. તેઓ હિન્દુઓના તત્ત્વજ્ઞાનના ગ્રંથોનો શાસ્ત્રીઓની સહાયથી ઊંડો અભ્યાસ કરે છે અને તેની કદર કરે છે. એટલું જ નહિ પરંતુ બાઈબલના અર્થ કરવામાં એ તત્ત્વજ્ઞાનના વિચારોનો ઉપયોગ કરે છે. હવે સ્વર્ગ અને સ્વર્ગના પિતાની સાદી વાતો વિદ્વાન ખ્રિસ્તીઓને તેમજ અન્ય સમાજને સંતોષ આપી શકે તેમ નથી. એમ તેઓ સમજે છે. આ રીતે આર્ય તત્ત્વજ્ઞાનનો ઝળકતો વિજય છે.

હિન્દુ ધર્મમાં વિશ્વ ધર્મ થવાનાં સર્વ તત્ત્વો છે.

આર્યો તો જગતની બધી પ્રજાને પ્રભુનાં બાળ માને છે આર્યોનો એવો આગ્રહ છે કે બધાએ નિર્ગુણની ઉપાસના કરવી જ જોઈએ. અવતારવાદી પુરુષોને સામાન્ય મનુષ્ય ગણી ઇશ્વરને ભજવાની છૂટ છે. સર્વ કોઇને રુચિ પ્રમાણે માનવ-પશુ-પંખીની સેવા કરવાની છૂટ છે. આવી ઉદારતા-વિશાળતા અન્ય ધર્મમાં નથી. હિન્દુઓના તત્ત્વજ્ઞાનની-ધર્મભાવનાની જેમને જરૂર હોય તેમની તૃપ્તિ કરવા આર્ય-સમાજનાં દ્વાર ખૂલ્લાં છે ને આર્ય પંડિતોને વિદ્વાનો ખડે પગે તેમને સેવા આપવા તૈયાર છે.

આજે આર્ય સંસ્કૃતિનો વિનાશ કરવા પાકિસ્તાન અને ચીન તૈયાર થયાં છે. તેમને આર્ય સંસ્કૃતિ મરી પરવારેલી જણાય છે. પરંતુ ગૃહસ્થ સંન્યાસીઓની ભૂમિમાં આજે જનક વિદેહીનું જીવન, મુક્તિના આદર્શ અને જીવન મુક્તની પરમ ભાવના કેવળ ગૃહસ્થોમાં જ પ્રસરેલી છે એમ નથી. કિંતુ સંસારના સિંહાસનોમાંય ઝળહળે છે. ભારત ખંડનાં ભાગ્ય હજુ સદન્તરના ભૂસાયાં નથી. શકુંતલાના મહા પરાક્રમી પુત્રનાં ઠુણો હજુ મરી પરવાર્યાં નથી. પૃથ્વીના કોઈ પણ દેશને કે ઇતિહાસના કોઈ પણ યુગને શોભાવે એવો સંન્યાસ-એવી ધર્મ-પરાયણતા, એવાં ચારિત્ર્ય-જ્યોતિ આજે પણ ભારતમાં પ્રકાશે છે.

અમને દૃઢ વિશ્વાસ છે કે આર્ય સંસ્કૃતિ જ થોડો કાળ વીત્યા બાદ દુનિયાની સંસ્કૃતિ બનીને રહેશે; કારણ કે પશ્ચિમના દેશોને માલમ પડ્યું છે કે આપણી સંસ્કૃતિ તો આપણા વ્યક્તિત્વનો નાશ કરનારી થઈ પડી છે. આર્યત્વની, આર્યોના ગૌરવની સારાયે ભારત દેશમાં જે જીવનભાવના સજીવન થઈ છે. એને સંજીવનનાં પહેલાં જળ છાંટનાર મહર્ષિ દયાનંદ સરસ્વતી. સરલ ગુણગ્રાહક ભારતવાસીઓ તો એ સંજીવની બુટ્ટીના મહા યોગીને-મહા સંન્યાસી તરીકે જ યુગના યુગ સુધી ગુજરાતના એ મહાત્માને સંભારશે અને વંદન કરશે.

ઓ૩મ્ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

( પાન ૮નું ચાલુ )

આર્યોએ આ નિયમનું અક્ષરસઃ પાલન કર્યું હોત તો આજે આર્ય સમાજ મંદિરમાં સાપ્તાહિક સત્સંગોમાં ગણીગાંઠી વ્યક્તિઓની હાજરી નહોત, પણ સમાજ મંદિરોમાં બેસવા માટે જગ્યા ન રહે એવી પરિસ્થિતિ હોત.

ઘણી વાર હું વિચારું છું કે આર્ય સમાજિયો વ્યવહારિક રીતે વર્તવામાં પાછળ છે. વ્યવહારું બન્યા સિવાય આપણે આપણા આર્યસમાજના સંગઠનને મજબુત અને વિસ્તૃત નહીં કરી શકીએ; આપણું સંગઠન જોઇને જનતા આર્યસમાજ તરફ આકર્ષાઇને આવશે; આપણા તરફ જનતા આકર્ષિત થતી નથી. તેની પાછળ આપણા સંગઠનની જ નબળાઇ છે.

અહીં એક વાતનો ખુલાસો કરી લઉં. આ લેખોમાં જે કંઇ મારા વિચારો રજૂ કરું છું. તેના પાછળ છેલ્લા ત્રીસ વર્ષોનું મારું વિચાર મંથન છે. છતાં પણ વિચારોમાં મતભેદને અવકાશ હોવો પણ સંભવ છે. પરંતુ ઉદ્દેશ માત્ર આર્યસમાજને દૃઢ બનાવવાનો છે.

બાકી એક વાત ચોક્કસ છે કે જ્યાં સુધી આપણા આર્ય પરિવારો એકબીજાના સંપર્કમાં નહીં આવે. આત્મિયતા નહીં કેળવે ત્યાં સુધી સાચું સંગઠન થવાનું નથી, એ મારો દૃઢ મત છે.

## આર્યસમાજ લુણસાવાડા, અમદાવાદ

આર્યસમાજ લુણસાવાડા તરફથી ગત ઓકટોબર માસમાં નીચેના સ્થળોએ પ્રચાર તથા સંસ્કાર કરવામાં આવ્યા હતા.

આર્યસમાજ મંદિરમાં શ્રી ભાનુચરણ "આર્યેય" નું 'સૃષ્ટિ ઉત્પત્તિ' વિશેનું ભાષણ ઘણું જ મનનીય હતું.

સિન્ધી બજારમાં શ્રી. ગોપીચંદ ગોરધનદાસના દુકાને બૃહદ્ યજ્ઞ તથા પ્રવચન, શ્રી સ્નાતક સત્યવ્રતજીયે કર્યાં હતાં. દિવાળીના દિવસે શ્રી સ્નાતક સત્યવ્રતજી, શ્રી પ્રેમચંદજી તથા શ્રી સ્વામી સચ્ચિદાનંદજીયે મહર્ષિ દયાનંદને શ્રદ્ધાંજલિ અર્પી હતી.

નૂતનવર્ષ પ્રસંગે સિંધી બજારમાં શ્રી દેવુમલ હીરાનંદની દુકાને શ્રી સ્નાતક સત્યવ્રતજીયે યજ્ઞાદિ પછી પ્રવચન કર્યું હતું.

આ રચનાત્મક કાર્યક્રમમાં ખર્ચ નથી. ભાષણો કરવાના નથી, સભાઓ ગજવવાની નથી. માત્ર દરેક ભાઇએ દૃઢ મનથી નિશ્ચય જ કરવાનો છે. આશા છે કે આ અંગે ગુજરાતના દરેક આર્ય ભાઇઓ વિચારી તેને અમલમાં મૂકે. એ જ નમ્ર પ્રાર્થના.

# "ભગવાનના ભક્ત"

પ્રેષક : આર્યબંધુ વડોદરા

વર્તમાનમાં ભક્તજનો હમેશાં ઇશ્વરના નામની માળા જીવન પર્યંત ફેરવતા રહે છે. જીવનભર માટે આ ઉપાય ઠીક નથી, આ તો ઇશ્વર પંથ પર ચાલવા માટેનું પહેલું પગથિયું છે. અથવા વિજ્ઞાનની દ્રષ્ટિએ જોઇએ તો પહેલો વર્ગ છે. તો શું આ રીતે જીવનભર પહેલા કલાસમાં જ રહેવાનું છે, જેમકે લોટને ઘંટીમાં વારંવાર નાખવાથી લોટ જ નિકળવાનો છે, આ તો મનને રોકવા માટેનો એક નાનો ઉપાય છે, જો આ રીતે મનને રોકવામાં સફળતા ન મળતી હોય તો, એવા બીજા અનેક ઉપાયો મનને રોકવા માટેના છે, તેનો પ્રયોગ કરવો જોઇએ. ફક્ત નામ માત્રના જપથી ઇશ્વર મેળાપ અથવા જ્ઞાન થવું મુશ્કલ છે. ઇશ્વર તો વિજ્ઞાનનો વિષય છે. વિજ્ઞાનનો ક્રમ જાપ નથી, પરંતુ બુદ્ધિદ્વારા અનુસંધાન છે. જીવન પર્યંત માળા ફેરવતા રહેવું અથવા તો ભગવાનના નામની રટના કરતા રહેવાથી, ન તો ભગવાનનો મેળાપ થાય છે, ન તો ભગવાનના વૈજ્ઞાનિક સ્વરૂપનો ભાસ થાય છે, તેથી હંમેશ માટે નામ માત્રનો જીવન પર્યંત જાપ વ્યર્થ છે. તે ઉપાય સફળ પૂરવાર નથી થયો. આગળ ધપતા જ રહેવું જોઇએ, આ મનુષ્ય જન્મ આ સંસાર રૂપી ભવસાગર તરવા માટે મળેલો છે. જો આ કાંઠેથી ધપતા આગળ વધીશું તો જ બીજે સામે કાંઠે પહોંચીશું. તરવા શીખવાના સાધન બાંધી એક જ કાંઠે હાથ પગ હલાવ્યા કરીશું તો ત્યાંના ત્યાં જ રહેવાના. માટે જ આગળ ધપવા બીજા ઉપાયો અપનાવવા જોઈએ.

આ નામ જાપથી પણ એક અતિઉત્તમ ઉપાય છે. મનન કરવાનો અને ધ્યાન ધરવાનો. આથી મન પણ સમાહિત થાય છે અને બુદ્ધિ દ્વારા ઇશ્વરનું ધ્યાન ધરવાનો અવસર મળે છે.

ભક્તરાજ ઉપરની બાબત બ્રહ્મવિજ્ઞાન તથા આત્મવિજ્ઞાનની તમોને જણાવી. સાથે તે પણ જણાવી દઉં કે વેદોમાં, મહર્ષિ દયાનંદ મહારાજે શું કહ્યું છે, જેથી તમો કદાચ વેદને ભૂલેલા ઉપદેશકો ફરી પાછા તમોને ભૂલાવે નહીં ?? જો જો તમો જુદા, જુદા ઈશ્વરના નામોની માળા ફેરવતા હશો ? તે ભૂલી જજો અને વેદમાં એક જ નિરંજન, નિરાકાર, સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્માનું નિરૂપણ છે. એક જ ઈશ્વરને બદલે જુદી જુદી ઈશ્વર વ્યક્તિઓ સ્વીકારવી એ માનવ જાતને ભૂલાવામાં નાંખે છે. પરમાત્મામાં ભેદ માનનાર-ને સત્ય કદિ પણ મળતું નથી અને એથી એ દુઃખોથી મુક્ત પણ થઈ શક્તા નથી પૌરાણિક કલ્પના વેદના અર્થો સમજવા માટે નકામી છે. વેદ અને ઉપનિષદોનો અભ્યાસ લોકોએ છોડયો, નાસ્તિકતા વધી પડી. સાધુ, સંતો અને ભજન કરનારાઓને સમજાવવાનો પ્રયત્ન પણ મિથ્યા થાય છે. ભજનો ખૂબ ગવાય છે, મંદિરો પણ ખૂબ નવાં નવાં બનતાં જાય છે, પણ ધાર્મિકતા, સદાચારિતા અને નૈતિકતા વધતાં નથી પણ ઘટતાં જાય છે. લોકોને સંયમ ગમતો નથી ત્યા યોગની તો વાત જ કેમ કરાય ? ભજનો, ઉપદેશો, દેવનાં દર્શનો વગેરે એક પ્રકારનું મનોરંજન બની ગયું છે.

માણસનું અર્ધું આયુષ્ય તો ઊંઘમાં વ્યતીત થાય છે. બાકીનું ધન અને કીર્તિ કમાવામાં તથા ગુજરાત કેમ કરવું એની ચિંતામાં જ પસાર થતું હોય છે. વળી ઇંદ્રિયોનો વળાંક વિષય તરફ દોરાય છે. એટલે આત્મા તરફનો પ્રકાશ માણસને જરાય પણ મળતો નથી. સારા શિક્ષિત માણસો પણ માનતા હોય છે કે શરીરમાં આત્મા જેવા કોઇ અલગ વસ્તુ નથી. (જેને આસ્તિક લોકો ચેતન સત્તા કહે છે.) પણ પાંચ મહાભૂતોનું જ પરિણામ છે. આવી ખોટી કલ્પનામાં રહી ન જતાં, આત્મા અને પરમાત્માની ચેતન સત્તાને ઓળખવા માટે પ્રયત્ન કરશો તો માનવ જન્મ અમૂલ્ય ફરી મળશે. અસ્તુ.





# આર્યસમાજ અને આર્યોનું કર્તવ્ય

(ગતાંકથી ચાલુ)

લેખક : જીવનલાલ રાઠોડ વડોદરા

## લેખાંક ત્રીજો

આર્યપ્રકાશના તા. ૬-૧૧-૬૫ ના અંકમાં મારી આ લેખમાળાનો બીજો લેખ મેં લખ્યો, તેમાં આર્યસમાજમાં આવનારા નવા ભાઇ બહેનો સાથે આર્યેએ અને આર્યસમાજના પદાધિકારીઓએ કઇ રીતે વર્તવું ? એ જણાવી ગયો છું. આ અંકમાં આર્ય ભાઇઓએ પરસ્પર કેમ વર્તવું ? એ અંગે મારા નમ્ર વિચારો રજુ કરીશ.

ખાસ કરીને આપણા ગુજરાતમાં આર્યસમાજનું વાતાવરણ નથી. પંજાબ, ઉત્તર ભારત, બીહાર અને રાજસ્થાનમાં જે સ્થિતિ પ્રવર્તે છે. તેનો સોમો અંશ પણ અહીં દેખાતો નથી. જ્યાં જ્યાં આર્યસમાજો છે. ત્યાં સાપ્તાહિક સત્સંગ જે રવિવારે મળે છે. તે સિવાય ખાસ કોઇ પ્રવૃત્તિ હોતી નથી. આ સત્સંગોમા પણ સભાસદોની હાજરી જે હોય છે. તેથી સંતોષ અનુભવાય એ હાલત પણ નથી. જે ભાઇઓ આ સાપ્તાહિક સત્સંગમાં આવે છે. તેઓ યજ્ઞ સંધ્યા સમૂહમાં કરે છે. બહારના કોઇ વક્તા આવ્યા હોય તો તેનું પ્રવચન નહીતર સ્થાનિક કોઇ પર આર્ય ભાઇનું પ્રવચન થાય છે પ્રવચન પુરું થએથી નમસ્તે કરીને છુટા પડે છે. વળી પાછા બીજા રવિવારે આ રીતે સાપ્તાહિક સત્સંગમાં મળે છે. અને પરિપાટી મુજબ કામ શરૂ થાય છે અને પુરું થાય છે. આમાં કશી નવીનતા કે પ્રગતિ જોવા મળતી નથી.

મારું કહેવાનું એ છે કે જે ભાઇઓ પોતાને આર્યસમાજી કહેવરાવે છે. તેઓ પણ નિયમીત સાપ્તાહિક સત્સંગોમાં હાજરી આપતા નથા. અને કદાચ હાજરી આપે છે તે માત્ર બતાવવા માટેની જ હોય છે. પરિણામે સાપ્તાહિક સત્સંગોમાં નિરસતાના દર્શન થાય છે.

આનું કારણ મને મારી દૃષ્ટિએ એ લાગ્યું છે કે આપણા આર્યોમાં શ્રદ્ધાનો અભાવ અથવા તો આર્યો આર્યો વચ્ચે પારિવારીક સંબંધોનો અભાવ છે. મને સમય મળતો નથી. મારે કામ હતું. આવા માત્ર બહાનાઓજ હોય છે. મારું કહેવું એમ નથા કે બધા આવું કરતા હોય છે. પરંતુ મોટા ભાગે આ બધી દલીલો પાંગળી છે.

આર્ય સમાજના સંગઠનને જો દૃઢ બનાવવું હશે તો આર્યો આર્યો વચ્ચે પારિવારિક સંબંધોને દૃઢ બનાવવા પડશે. અને આપણા અન્ય કાર્યક્રમો સાથે એક એવો પણ કાર્યક્રમ આપણે બનાવવો પડશે કે દરેક આર્ય ભાઈ અઠવાડીયામાં એક વાર એક આર્ય પરિવારના સંપર્કમાં આવવા માટે તેમને ઘેર જાય. તેમના પરિવારના સ્ત્રી બાળ બચ્ચા અને તેના માતા પિતાને મળે, તેમના કુટુંબથી પરિચિત થાય. કેટલા છોકરા કેટલી છોકરી ? કયો વ્યવસાય ? સંતાનો શું અભ્યાસ કરે છે, કયાં નોકરી કરે છે ? છોકરાઓ અને છોકરીઓ કેટલું ભણ્યા ? પરિવારના અન્ય સભ્યોની ધાર્મિક વિચાર સરણી શું ? આ બધું આપણે પૂરેપૂરી રીતે જાણી લેવું જોઇએ, આપણા સ્વભાવ અને વર્તનથા આર્ય ભાઈના પરિવારમાં જેમ દૂધમાં સાકર ભળે એ રીતે ભળી જવું જોઇએ. અને પ્રેમ સંપાદન કરી લેવો જોઇએ.

આ પરિવારને પોતાને ત્યાં અવશ્ય પધારવા માટે આગ્રહ ભર્યું આમંત્રણ આપવું જોઇએ. આપણે ઘેર આવે એટલે ભાવભીનું સ્વાગત, યોગ્ય આતિથ્ય અને આત્મિયતાના દર્શન કરાવવા જોઇએ. આપણા ઘરના નાના મોટાઓ વચ્ચે પારસ્પરિક પરિચય કરાવવો જોઇએ, અને જાણે એકજ પરિવારના આપણે સૌ છીએ એવી ભાવનાના દર્શન કરાવવા જોઇએ; જો આટલું કરશો. તો તુરતજ આપણે ત્યાં આવેલા આર્ય પરિવારના લોકો તમારા પરિવારને પણ પોતાને ત્યાં આવવા જરૂર આમંત્રણ આપશે. અને સ્નેહમાં દ્રઢતા આવશે. અને આપણે એકદી પણ ભુલવું ન જોઇએ કે જ્યાં સુધી સ્ત્રી વર્ગ અરસપરસ નહીં મળે ત્યાં સુધી આપણું સંગઠન મજબુત નહીં બને. સ્ત્રીઓનો એ સ્વાભાવિક સ્વભાવ હોય છે કે સંબંધ બાંધ્યા પછી એ આગળ નભાવી રાખે છે. અને દિનપ્રતિદિન દ્રઢ બનતા જાય છે.

આપણે સામાજીક જીવ છીએ. આપણા સામાજીક જીવનમાં પણ અનેક સામાજીક પ્રશ્નો ઉભા થતાજ હોય છે. આવા પ્રશ્નોમાં પારિવારિક સંબંધો બહુ ઉપયોગી નીવડે છે. અને જ્યારે આત્મિયતાના ભાવોથી પરસ્પર ઓતપ્રોત થાય છે. ત્યારે ગમે તે પ્રશ્નો હોય પછી તે સામાજિક હોય, આર્થિક હોય કે ગમે તે હોય તેનો સરલતાથી ઉકેલ આવી જાય છે.

આ બાબતમાં આપણા ગુજરાતમાં ખુબજ દુર્લક્ષ સેવાયું છે. માત્ર સમાજ મંદિરમાં પુરુષો મળે, કોઈ કોઈ વચ્ચે પુરેપુરો પરિચય પણ ન હોય. માત્ર અઠવાડિયે એકવાર એકઠા થવું. એ એકજ આપણો કાર્યક્રમ આપણે અપનાવી રહ્યા છીએ. આમાં પ્રગતિ થવીજ જોઇએ.

યાદ રાખજો જે ઘડીએ આર્ય પરિવારો એક બીજાના સંપર્કમાં આવી ઓતપ્રોત થઈ જશે. ત્યારે આર્ય સમાજના પ્રચાર માટે પણ સુંદર વાતાવરણ સર્જાઇ જશે. બહેનોમાં ભાવુકતા અને સંબંધો જાળવી રાખવાની વિશેષ વૃત્તિ હોય છે. આ જાતના સંબંધો બંધાયા પછી તુટતા નથી.

દરેક આર્યોએ આ કાર્યક્રમને અપનાવી લેવો જોઇએ સાપ્તાહિક સત્સંગ પુરો થાય કે તુરત જ નક્કી કરી લેવું જોઇએ કે મારે આજે કોને ઘેર જવું ? અને કયારે જવું ? એ નક્કી કરી સામે મોઢે કહી દેવું જોઇએ. આજે અમો તમારા ઘેર આવવાના છીએ. જેથી તે ભાઈ ખુશીથી હા પાડશે. અને પારિવારિક સંબંધો દૃઢ કરવાના પ્રયાસની શુભ શરૂઆત થશે.

બીજું જૂના આર્યસમાજિયોનો પરિચય મેળવી. તેમનો સંપર્ક શરૂ કરવો જોઇએ અને જો તે સ્વર્ગસ્થ થઇ ગયા હોય તો તેમના છોકરાઓ અને ઘરનાઓની સાથે મળી. આર્ય સમાજ પ્રત્યે તેઓને તેમના પિતાની સેવાઓના સંસ્મરણો કરાવી તેમને પગલે ચાલવા અને તેમના કાર્યમાં સહયોગી થવા માટે પ્રેરણા આપવી જોઇએ. આજે આપણે જોઇએ છીએ કે જુના આર્યસમાજી ભાઇઓના સ્વર્ગવાસી થયા પછી, તેનો પરિવાર આર્યસમાજ પ્રત્યે તદ્દન ઉદાસિન જોગમાં આવે છે. જેમ નવા ભાઇ બહેનોને આર્યસમાજ તરફ વાળવા પ્રયત્ન કરીએ તે રીતે જૂના આર્યસમાજિયોના પરિવારને પણ આપણાં જ કરીને રહીએ.

એક એક આર્યસમાજીની ડાયરીમાં સ્થાનિક આર્યસમાજી ભાઇઓના સરનામાઓની નોંધ રહેવી જોઇએ. અને દર અઠવાડિયે એક આર્ય પરિવારના સંપર્કમાં આવવા માટે ધગશ અને ખંત રાખવી જોઇએ. અને આર્ય પરિવારોને એમ લાગવું જોઇએ કે અમારા આર્ય ભાઇઓ અમારી કાળજી રાખે છે. અમારા પ્રશ્નોમાં રસ લે છે. અમોને સલાહ માર્ગદર્શન અને સહાય રૂપ છે. એમ લાગવું જોઇએ.

આર્યસમાજના કાર્યક્રમો પ્રદર્શનાત્મક કે પ્રચારાત્મક નહિ રહેતા, હવે રચનાત્મક બનાવવાની જરૂર છે. આપણા ઉદ્યોગમાં, આપણા વેપારમાં આપણા વ્યવસાયમાં, આર્ય ભાઇઓને તેમના પરિવારના સભ્યોને તેમના સંબધીઓને પહેલી તક આપવી જોઇએ.

મહર્ષિ દયાનંદજીએ આર્ય સમાજના નવમા નિયમમાં આપણને આદેશ આપ્યો છે કે " દરેક આર્યે પોતાની ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવું જોઇએ, " આ નિયમ એકબીજાને સહાય રૂપ થઇ એકબીજાના ઉત્કર્ષમાં ભાગ લેવાનું સૂચવે છે. શું આપણે આજે આ નિયમનું પાલન કરીએ છીએ ખરા ? આ પ્રશ્ન તમારા અંતરને પૂછજો. જો આપણે

( જુઓ પાન ૬ )

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૬
માલિકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

રજી. નં.



॥ ओ३म् ॥

१०.११.६५

# આર્ય પ્રકાશ



મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂ. ૬-૦૦ | તંત્રી : માધવેન્દ્ર શાસ્ત્રી | [ પરદેશ, શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું ] | સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૪ ☆ વિક્રમ સંવત ૨૦૨૧ દયાનંદ ૧૪૦ ☆ કારતક સુદ ૧૨ને શનિવાર તારીખ ૬—૧૧—૧૯૬૫ | [ અંક ૩૨મો

# વિસ્મૃત ઇતિહાસની અવિસ્મરણીય ઘટનાઓ

## મહર્ષિ જન્મ શતાબ્દી પૃષ્ટભૂમિ

( લેખક : સ્નાતક સત્યવ્રત-માટુંગા )

આર્યસમાજના પ્રસિદ્ધ વૈદિક મિશ્નરી પં. શ્રી કૃષ્ણ શર્માજી એ "મહર્ષિ દયાનંદ સ્મારક કા ઇતિહાસ" નામનું નાનકડું પુસ્તક છપાવ્યું છે. તેઓ 'જન જાગરણ' અને 'વૈદિક-સંદેશ'ના તંત્રી છે. તેમના કામ અંગે તથા પોતાના પુસ્તકના પ્રચાર માટે કાકડવાડી આર્ય સમાજમાં આવ્યા ત્યારે એક પ્રભાતે તેમના તરફથી ટેલિફોનની ઘંટડી વાગી કે, તેઓ મને મળવા માગતા હતા. તે અગાઉ એક સપ્તાહ પૂર્વે શેઠ શ્રી હરગોવિન્દભાઇ કાચવાળા તરફથી મને તે પ્રસ્તક (જેની કેટલીક પ્રતો તેમણે પ્રચાર માટે લીધી હતી) આર્ય સમાજ માટુંગાના સાપ્તાહિક અધિવેશનમાં ભેટ મળેલું તે હું ઉત્સુકતા અને જિજ્ઞાસાથી વાંચી ગયો હતો. તેવામાં પં. શ્રી કૃષ્ણ શર્માજીએ ફોનમાં તે પુસ્તકના પ્રચાર માટે વાતચીત કરવા ઇંતેજારી બતાવી. મેં ખુશીથી તે વાત સ્વીકારી અને તેના પ્રચાર માટે એક નાની યોજના જણાવી, પણ ત્યારે મને એક વાતનું દુઃખ હતું તે પણ મેં પં. શ્રી કૃષ્ણજીને જણાવ્યું કે, તેમણે ઇતિહાસ તો લખ્યો છે. પણ ઇતિહાસની વાસ્તવિકતા ભૂલી જવી ન જોઇએ અને ઇતિહાસની બીનાને પૂર્ણ કરવી જોઇએ. તેમણે મને પુછ્યું કે, હું શું કહેવા માગતો હતો? ત્યારે મને જે વાતનું દુઃખ હતું કે, તે પુસ્તકમાં અનેક મહાનુભાવો અને સમિતિઓનાં નામો જોયા પણ શતાબ્દી ફંડના સાચા કાર્યકર અને મુકસેવક શ્રી હરગોવિંદદાસ ધરમશી કાચવાલાનું નામ તથા દાનવીર શેઠ સ્વ. સૂરજીભાઇનું નામ તથા સ્વ. એમ. પી. બક્ષીજીનું નામ ક્યાંય ન જોયું. એ મને તે પુસ્તકની મોટી ખામી લાગી. તેમ મેં સ્પષ્ટ શબ્દોમાં પંડિતજીને જણાવ્યું એટલે તેઓએ મને પૂછ્યું કે તેની શી હકીકત છે? એટલે ફોનમાં તો અતિ સંક્ષેપમાં જૂની હકીકત યાદ આવી. તેટલી તેમને કહી. તે સાંભળી તેમણે કહ્યું કે, તેમને એ વાસ્તવિક હકીકતની ખબર ન હતી. માટે મારે જરૂર તે વિષે કંઇક લખવું જેથી બીજી આવૃત્તિ વખતે તે સુધારી શકાય તેમને મેં ક્યારેક તેમ કરવા વચન આપ્યું. બાદ પં. શર્માજીના "વૈદિક સંદેશના વર્ષ ૨૮ના અંક ૬માં" "કેટલીક જુની સ્મૃતિઓ" નામે શ્રી શેઠ હરગોવિન્દભાઇનાં થોડાં સ્મરણો એ વિષે પ્રગટ થયાં તેમાં આ સેવકનું નામ પણ જોયું! એટલે આજે હવે એ આપેલ વચનાનુસાર ભુતકાળની જૂની યાદ તાજી કરી આ લખાણુ લખવા માંગું છું. આટલા વર્ષોના મૌન પછી આત્મપ્રશંસાનો જરાય હેતુ ન હોય પણ ઐતિહાસિક હકીકત જેનો હું સાક્ષી અને કાર્યકર મંત્રી રહ્યો છું તેને રજૂ કરવાનો જ હેતુ છે. એથી જો એક પણ યુવાન હૈયામાં ઉત્સાહની એકાદ ચીનગારી લાગે તો મારો હેતુ સફળ છે.

૧૯૨૪માં હું ગુરુકુળ-અંધેરીમાં અભ્યાસ કરતો હતો ત્યારે અમે ચાર બ્રહ્મચારી મિત્રો સ્વ. બ્ર. કૃષ્ણચન્દ્ર (બી. એ. તારકરના જયેષ્ઠ પુત્ર) બ્ર. મણિરાજ (સોમાભાઇ પટેલના પુત્ર) સ્વ. નરેન્દ્રદેવ (રાંદેરના શ્રી ઝવેરચંદભાઇના પુત્ર) અને હું મથુરા શતાબ્દી ઉપર ગયા હતા. ત્યાંના સમારોહથી અમે પ્રભાવિત થયા અને મહર્ષિ દયાનંદની સાચી મહત્તાનું ભાન મનેત યારે થયું અને ત્યાંથી મેં મન સાથે દૃઢ નિશ્ચય કર્યો કે મહર્ષિ દયાનંદ જેવી અલૌકિક વિભૂતિની ક્રીડાસ્થળી સૌરાષ્ટ્રમાં જ હોવા છતાં તેને કોઇ જાણતું નથી માટે મથુરા શતાબ્દી જેવો સમારોહ ટંકારામાં કરી ગુજરાતને પોતાના પનોતા પુત્રની પિછાન કરાવવી! મારો-ઉગતા યુવાનનો-એ મનોરથ હતો! સાધન સંપત્તિ અને ઓળખાણનો સદંતર અભાવ!! પણ એક ભાવના મનમાં ઉદય પામી અને તેણે મને બેચેન બનાવી દીધો. ગુરુકુળના સ્નાતક થવામાં એક વર્ષ બાકી હતું પણ મથુરાએ આપેલા મહર્ષિના ગૌરવે સદા પ્રેરણાના ચાબુકથી મને વિહવલ બનાવ્યા કર્યો, ઉપરાંત ત્યારે લાહોરના દેવ સમાજીઓએ ઋષિ દયાનંદની જ્ઞાતિ, માતાપિતા, જન્મસ્થાન આદિ વિષે જે ઝેર ફેલાવવા માંડેલું તેને પણ જવાબ આપવાના મારા મનોરથ હતા! આપણા પ્રાંતમાં એ ભાવનાને મુર્તસ્વરૂપ આપવા "આર્ય પ્રકાશ"માં સૌથી પ્રથમ મહર્ષિ જન્મ શતાબ્દી ઉત્સવ વિષે મેં લેખો લખવા માંડયા. ભાષા વૈભવ કરતાં મારી ભાવના અને તેણે પ્રેરેલા જોશથી તેમાં મારા સાહિત્યોપાધ્યાય અને મિત્ર સ્વ. કવિરત્ન પં. પોપટલાલજીના આશીર્વાદ મળ્યા અને તેઓએ પણ તે વિષે લેખો લખવા માંડયા. પં. આચાર્ય મયાશંકરજીએ પણ તેમાં પૂરો સાથ આપ્યો, શ્રી સ્વ. પં. વિજયશંકરજી પણ તેમાં મળ્યા, પણ એથી એક મુશીબત ઊભી થઈ. પ્રાંતમાં જેમ જેમ મહર્ષિ જન્મ શતાબ્દી મહોત્સવ કરવાનું વાતાવરણ ઉત્પન્ન થતું ગયું, તેમ તેમ ત્યારે કાકડવાડી આર્ય સમાજ, પ્રતિનિધિ સભા, અને ગુરુકુળના સંયુક્ત કર્ણધારો ઉપર એ સમારોહ કરવા આર્યોનું દબાણુ વધવા લાગ્યું! એ નેતાઓ ત્યારે એ જન્મ શતાબ્દી ઊજવવાના મતના ન હતા ધામેથી વધુ સારી રીતે ઉજવાય તેમ કદાચ

( જુઓ પાન ૨ )

તેમનો મત હતો! પણ મારે અને મારા સાથીઓને તે ઢીલની વાત મંજૂર ન હતી. અને અમે તો "આર્ય પ્રકાશ" ઉપરાંત મુંબઇના બીજા છાપાંઓમાં પણ વધુ જોરથી એ વાત ઉપાડી. પરિણામે એક બાજુ નેતાઓનો રોષ મારે વહોરવાનો વારો આવ્યો અને બીજી બાજુ પરમાત્માની કૃપાથી ઋષિભક્ત સ્વ. શેઠ સુરજીવલ્લભદાસ, આર્ય સમાજના મુકસેવક શ્રી શેઠ હરગોવિંદદાસ ધરમશી કાચવાલા, પં. દ્વિજેન્દ્રજી, સ્વ. દામોદર સુંદરદાસ અને સ્વ. સ્વામી ઓમકાર સચ્ચિદાનંદ જેવા અનેક સહાયકો અને સાથી મળ્યા, પછી એક સમિતિ નિમાઇ અને તેમાં વિજયશંકરજી મંત્રી અને હું પ્રકાશન મંત્રી નિમાયો, ધન સંગ્રહ માટે શેઠ હરગોવિંદદાસ વગેરેની બીજી સમિતિ બની, અને કામ આગળ વધતું ચાલ્યું. મારા નેતાઓને આ ઉતાવળ પસંદ ન પડી, અને મને જણાવ્યું કે, મારી સ્નાતક પરીક્ષા રખડી પડશે. મારે માટે વિકટ પ્રશ્ન ઊભો થયો, પણ ભાવનાએ મને સાહસિક બનાવી દીધો હતો. મારું ભવિષ્ય મેં દયાનંદના નામ ઉપર ભગવાનને સોંપ્યું!! અને સ્નાતક પરીક્ષાને છોડી ૧૯૨૫ના અંતમાં શ્રી વિજયશંકર સાથે ૩ માસ અગાઉ મહર્ષિ ક્રીડાસ્થળીમાં પહોંચી ધામા નાખ્યા!!! મોરબી દિવાન પટવારીની ત્યારે અનિચ્છા તો હતી છતાં તેને પહોંચી વળાયું. કેમકે સારા નશીબે ત્યારે શાંતાક્રુઝ ગુરુકુળમાં મારા વિજ્ઞાનના માજી અધ્યાપક શાંતાક્રુઝની સુપ્રસિદ્ધ પોદાર હાઇસ્કૂલના રિટાયર્ડ પ્રિન્સિપાલ અને પસિદ્ધ સાક્ષર શ્રી રામપ્રસાદ પી. બક્ષીના મોટા ભાઇ સ્વ. ગુણવંતરાય પ્રેમશંકર બક્ષી મોરબીમાં નાયબ દિવાન હતા, તેમનો હું પ્રિય શિષ્ય હતો અને હું તથા શ્રી વિજયશંકરજી મોરબીમાં જેવા તેમને મળ્યા તેમને નવાઇ લાગી કે હું મોરબીમાં ક્યાંથી? અમારું ત્યાંના આગમનનું કારણ તેમને વિગતવાર જણાવ્યું અને મેં તેમને વિનંતી કરી કે, હું તો તમારે ભરોસે આ હિલચાલ ઉઠાવી રહ્યો છું! એમણે આ ગજા ઉપરવટનું કાર્ય મેં આરંભ્યું એમ મીઠો ટોણો માર્યો!! પણ ઠીક છે બનતું કરીશ. એ પહેલાં શ્રી સ્વામી શંકરાનન્દજી પણ આ જ બાબતમાં ના. મોરબી નરેશને મળી ચુક્યા હતા. ત્યાર પછી તેમણે અમારી મુલાકાત સ્વ. મહારાજા લખધીરજી સાથે કરાવી અને મહર્ષિ શતાબ્દી વિષે તથા દયાનંદજી વિષે ચર્ચા થઇ. મહારાજ સહમત થયા. અને પોતાના એક પ્રજાજનના ઉત્સવ વિષે ઉત્સાહમાં આવ્યા, અને બધી વ્યવસ્થા રાજ તરફથી થશે એમ આશ્વાસન આપ્યું! આમ પૂ. બક્ષીજીની કૃપાથી જીવનમાં ન ધારેલી સફળતાથી અમે આનંદ ઘેલા થયા. અને પછી તો વીરપુર નરેશ અને રાજકોટ નરેશનો પણ પરિચય થયો. વીરપુર નરેશ તો પુરા આર્યસમાજી હતા જ. અને સ્વ. સ્વામી શંકરાનંદજી મહારાજના શિષ્ય હતા એટલે પૂ. શંકરાનંદજી મહારાજે વીરપુર સ્ટેટની પણ બનતી સહાય અપાવી. મુંબઇમાં શેઠ હરગોવિન્દદાસજીની આગેવાની નીચે ફંડનું કામ સફળતાથી ચાલુ હતું. યુ. પી. અને પંજાબ અને દેશભરના આર્ય પત્રોમાં મહર્ષિ જન્મ શતાબ્દી ઉત્સવનું એલાન કરી દીધું અને ઉત્સવની તડામાર તૈયારી થતી રહી. તેવામાં ગુરુકુળમાં ભણતા મારા સાથી બ્ર. રામદેવજીના પિતા સ્વ. મનુભા સાહેબ ચેર દરબાર પણ આર્ય સમાજીસ્ટ હતા. તેઓ સ્વ. શ્રી નારુભા રાયજાદા અને પોતાના રાજપુત વીરોનો સાથ લઇ મદદમાં આવ્યા. બાકી હતું તે "સૌરાષ્ટ્ર" રાણપુરના સાપ્તાહિકનો અમે ખાસ "દયાનંદ અંક" કઢાવ્યો. અને સ્વ. અમૃતલાલ શેઠ અને સ્વ. મેઘાણીએ પણ પ્રચારમાં ખુબ દિલ ખોલીને સહાયતા આપી અને સ્વામી શ્રદ્ધાનંદજી મહારાજ, મહાત્મા નારાયણ સ્વામી, સ્વા. સર્વદાનંદજી, પ્રો. રામદેવજી, સ્વા. ઓંકાર સચ્ચિદાનંદજી. પં. મહારાણીશંકરજી, પં. આનંદપ્રિયજી, સ્વ. સ્વતંત્રાનંદજી, આચાર્ય મયાશંકરજી, સ્વ. પરમાનંદજી, ભજનિક નત્થાસિંહજી પંડિત ઇચ્છાદેવીજી, વિચારાનંદજી મૌજી, શ્રી. પં. ધર્મેન્દ્રનાથ, શ્રી ડાહીબેન જે. દેશાઇ, શ્રી કનૈયાલાલ કોઠારી વગેરે અનેક સાધુ નેતાઓ, ઉપદેશકો દેશભરમાંથી ટંકારામાં પધાર્યા અને તે ઉત્સવ એક વાસ્તવિક "અખીલ ભારત આર્ય મહોત્સવ" બની ગયો! વચ્ચે સમય મેળવી મેં મોરબી અને રાજકોટરાજ્યોના સરકારી દફતરોનું ઋષિ દયાનંદના જન્મ સ્થાન, માતાપિતા, કુટુંબ, વંશ અને જાત વિગેરેની માહિતી માટે નિરીક્ષણ આરંભ્યું. લગભગ એ એક માસની મહેનત સફળ થઈ અને તેની ટુંક નોંધ સાથે મેં ઉત્સવનો કાર્ય-વૃત્તાંત તૈયાર કર્યો જે પાછળથી શતાબ્દી સમિતિ તરફથી હિંદીમાં ભાષાંતર કરાવી दयानंद जन्म स्थानादि निर्णय નામે સ્વ. પં. વિજયશંકરજીએ છપાવ્યો, પં. વિજયશંકરજીની પણ અથાગ મહેનત હતી અને ઉત્સવનું આયોજન કરવા પાછળ તેમનું ભેજું સારું કસયેલું તે નિઃશંક છે. આમ આર્ય સમાજનો ઉત્સવ કરવાનો અમને બંનેને પ્રથમ અનુભવ થયો! અમારા ટંકારા નિવાસ દરમ્યાન ઇબ્રાહીમ કાકાનો વારંવાર મને ભેટો થતો અને તેની પાસેથી દયાનંદના બાલ્યજીવનની અનેક વાતો સાંભળવા મળતી. મુળશંકર સાથે ઇબ્રાહીમભાઈ પણ નદીએ નહાવા જતા અને એકવાર કંઈ વાંધો પડતા મુળશંકરના હાથનો મેથીપાક પણ તેમણે ચાખેલો! એ હકીકત પણ આનંદથી ઇબ્રાહીમકાકા કહી સંભળાવતા. પછીની વિગત તો સર્વ વિદિત છે.

પં. શ્રી કૃષ્ણ શર્માએ ટંકારા ટ્રસ્ટ સ્મારક ઇતિહાસ બહાર પાડ્યો છે. તેમાં થોડોક વધારો સૂચવવા માગું છું અને તે એ કે, ત્યારે હું મું. પ્ર. આર્ય પ્રતિનિધિ સભાનો મંત્રી હતો ત્યારે મહર્ષિ સ્મારક ટ્રસ્ટ અંગે પ્રાંતિય સભાનો સહકાર પ્રારંભમાં શેઠ નાનજીભાઈ દ્વારા માંગવામાં આવ્યો હતો, પણ સભાએ એક વાત રજૂ કરી કે, આ ટ્રસ્ટમાં પ્રતિનિધિ સભાના પ્રમુખ એક ટ્રસ્ટી હોવા જોઇએ, દુર્ભાગ્યે શેઠ નાનજીભાઇને ત્યારે સ્વ. વિજયશંકરજી સાથે, વડોદરા આર્ય કન્યા વિદ્યાલયને અંગે થયેલી ચળવળને લીધે, મતભેદ હતો અને વિજયશંકરજી ત્યારે પ્રતિનિધિ સભાના પ્રમુખ હતા! એટલે એમણે સભાને જણાવ્યું કે, સભાના પ્રમુખને આ ટ્રસ્ટના એક ટ્રસ્ટી તરીકે તેઓ લઈ શકતા નથી પણ સભા જો ઇચ્છે તો સ્વ. ડો. કલ્યાણદાસ કે બીજાને ટ્રસ્ટી તરીકે તેઓ લેવા રાજી છે. પણ સભાએ બાંધછોડ કરવાનું ઉચિત ન માન્યું. અને ત્યારથી એ વાત લટકતી રહી છે! આજે પણ પ્રાંતિય સભા સાથે આ ટ્રસ્ટને કાંઈ સંબંધ નથી. એટલે પ્રતિનિધિ સભા પણ તે બાબત ઉદાસ છે!! પણ હવે પરિસ્થિતિ ઘણી પલટાઈ ગઈ છે એટલે પ્રતિનિધિ સભા અને ટ્રસ્ટ હાથમાં હાથ મિલાવી કામ કરે એ જરૂરી બન્યું છે તેમ મારો નમ્ર અભિપ્રાય છે. બંને પક્ષો વિચાર કરી કંઈ રસ્તો કાઢે એ સમયનો પોકાર છે અસ્તુ.

માટુંગા તા. ૧-૧૨-૬૪.

(જન જાગરણના સૌજન્યથી)

# આર્યપ્રકાશ


તંત્રીસ્થાનેથી

## અયુબ અને ભુટ્ટોનાં વલખાં

પરંપરાગત પ્રણાલિકાને અનુસરી મિલટરીના જોરે પાકિસ્તાનની ગાદી પચાવી પાડનાર અયૂબ પોતાની ગાદી ટકાવી રાખવા પાકિસ્તાનની અભણ તેમજ ભોળીભાળી પ્રજામાં "ઇસ્લામ ખતરેમેં હે"નો અવારનવારનારો જગાવી ધર્મઝનૂન ઊભો કરી, ખાનાખરાબી વહોરીને પણ પોતાની ગયેલી પ્રતિષ્ઠા ટકાવી રાખવાનો બેહૂદો પ્રયાસ કરી રહ્યો છે.

તેની પાસે ભારત પ્રત્યે ધિક્કારની લાગણી ફેલાવવી, કાશ્મીરનો હાઊ ઊભો કરવો, તેમજ સાચાં જૂઠાં બણગાં ફૂકીને સંસારને ગેરરસ્તે દોરવાના કીમિયા સિવાય બીજી કોઇ નક્કર હકીકત નથી. સ્વાર્થ સાધુ બ્રિટન અને અમેરિકા પણ ગંદગી ઊછાળવામાં તેની પીઠ થાબડે છે અને કોઇ રીતે ઉશ્કેરણી ચાલુ રાખવામાં પોતાની બુદ્ધીમત્તાનું પ્રદર્શન કરી રહ્યાં છે.

યુ. નો. સમસ્ત વિશ્વની સંસ્થા હોવા છતાં ત્યાં પણ ન્યાયને બદલે અન્યાયને પ્રોત્સાહન આપવામાં આપી રહ્યું છે. પક્ષાપક્ષીનાં તડાંઓ વધારે ને વધારે વધતાં જાય છે. સત્યાસત્યનો નિર્ણય ન્યાય પક્ષાપક્ષીથી પર રહીને નહીં પણ બ્રિટન અને અમેરિકાના ધનના જોરે તોલવાનો નિકૃષ્ટ પ્રયત્ન થાય છે.

ભારત પર પાકિસ્તાને કાશ્મિરમાં ઘૂસણખોરો મોકલી હૂમલો કર્યો તે હકીકત હોવા છતાં. તેને દબાવી દઇ પાકિસ્તાનને હૂમલાખોર કહેતા યુ. નો.ના સેક્રેટરી ઉથાન્ટ આનાકાની કરે છે તે દુ:ખદ છે. એટલુંજ નહીં અમેરિકાએ ચીનની સામેજ વાપરવા આપેલા લખલૂટ શસ્ત્રોનો ઉપયોગ ભારતપર પાકિસ્તાને કર્યો અને કરારભંગ કરેલો હોવા છતાં તેને ધમકાવવાને બદલે આજે ફરીથી પાકિસ્તાનને અદ્યતન શસ્ત્ર-સરંજામથી સજ્જિત કરવામાં મશગૂલ બન્યા છે. વાસ્તવમાં ભારતના રાષ્ટ્રપતિ શ્રી. રાધાકૃષ્ણને જગતને સ્પષ્ટ અને સાચુંજ કહી સમયસરની ચેતવણી આપી દીધી છે કે જો યુ. નો. ન્યાય અન્યાયને તોલવામાં પક્ષપાત પૂર્ણ વલણ નહીં ત્યજે તો તેના પણ હાલ લીગ ઓફ નેશન્સ જેવાજ થશે અને તેથી સંસારમાં ભયંકર હોનારત સર્જાશે.

ભારત તેમજ પાકિસ્તાનની પરિસ્થિતિ દિનપ્રતિદિન વધુને વધુ વણસતી જાય છે. ભારત શાંતિથી ઝગડાને પતાવવા માંગે છે. ત્યારે પાકિસ્તાન તેને ભારતની કમજોરી ગણી એટલો બધો માર ખાધા પછી પણ ઘૂસણખોરી ચાલુ રાખી અવારનવાર અડપલાં કરી વાતાવરણને બગાડી રહ્યું છે. ભાષાનો સંયમ પણ ગુમાવી રહ્યું છે. આનું પરિણામ કયારે અને કેવા રૂપમાં પલ્ટો લેશે તે કહેવું મુશ્કેલ છે. હવે જો ભડકો થશે તો તેનાં પરિણામો બન્ને દેશો માટે ભયંકર વિનાશક નિવડશે તે નિર્વિવાદ છે.

આજે પાકિસ્તાનમાં "ભારતકો કુચલ દો." અને "હંસકે લીયા પાકિસ્તાન, લડકે લેંગે હિન્દોસ્તાન"નાં સૂત્રો ફરીથી પ્રચલિત થયાં છે. એક વખત કમરતોડ માર ખાધા પછી પણ એવી બાલિશ વાતોથી "લેને ગઇ પૂત ઔર ખો આઇ ખસમ" જેવી કફોડી હાલતમાં ન મૂકાય તે જોવાનું પાકિસ્તાનની પ્રજાનું કર્તવ્ય બની રહે છે.

હડકાયેલા શિયાળની જેમ અયૂબના વિદેશપ્રધાન ભૂટ્ટો યૂ નો.માં ફાવે તેમ બકવાસ કરી-બચકાં ભરીને તેમજ ગાળાગાળી ઉપર ઊતરી પોંતાની સંસ્કારિતાનો પરિચય આપી રહ્યો છે. છતાં ભારતે ગાળોનો જવાબ ગાળોથી આપવાની હલકટતા નથી બતાવી તે તેનું ભારતીય સંસ્કૃતિને શોભે તેવુંજ વર્તન છે. ભારતીય જવાનો ભુટ્ટોની આ ભુટ્ટાઇ ભૂલવાના તો નથીજ પણ સમય આવે ગાળોનો જવાબ ગોળીથી આપ્યા સિવાય નહીં રહે તે આ બેઉ પાકિસ્તાનના મદહોશ નેતાઓએ સમજી લેવાનો જરૂર છે.

( પાન ૪નું ચાલુ )

अग्नि मीळे पुरोहितं यज्ञस्य
देवम् ऋत्विजं होतारं रत्न धातमम्
ऋग्वेद પહેલો મંત્ર

આ મંત્રમાં પહેલો અક્ષર અ છે. ત્યાંથી અક્ષર વિજ્ઞાન શરૂ થાય છે. આ એક જ મંત્રમાં અ-ઇ-ઉ ઋ મુખ્ય સ્વર તથા સ્વર સંધિથી થતા ઇ-ઊ-એ-ઔનું જ્ઞાન પણ આપી દીધું છે. હવે આ મંત્રમાં સાત પદ આવેલાં છે. આ દરેક પદનો ભાવાર્થ ટૂંકમાં ગુજરાતીમાં લખવા બેસું તો આ પેપરનાં ચાર પૃષ્ઠ પણ ઓછા પડે તેમ છે. હવે અમો કુરાનશરીફની પહેલી આયાત લખીશું. "અલહમદો લિલ્લાહે રબ્બલ આલમીન" હવે આપણે તુલનાત્મક દષ્ટિથી વિચારશું તો જણાય છે કે બંનેમાં પહેલો અક્ષર અ છે. હજરત મહમદ પયગંબર, સાહેબે કુરાનની રચના કરતી વખતે વેદની જ રચનાને કાયમ રાખી છે અલ્લાહ ને આમીન શબ્દોમાં પણ અને પહેલું સ્થાન અપાયું છે. કારણ કે ઓરૂમ શબ્દ અ-ઉ-મનો જ બનેલો છે.

હવે અમો સંસ્કૃતિનું જરા સિંહાવલોકન કરીએ. સંસારના ઘણાખરા દેશોમાં ભિન્ન ભિન્ન પ્રકારની સંસ્કૃતિ અને સભ્યતા જોવાની ને જાણવાની મળે છે. આ તેમની સંસ્કૃતિ કૃત્રિમ છે. શ્રેષ્ઠ શિક્ષા અને દીક્ષા સંસ્કૃતિ પર અવલંબે છે સારું શિક્ષણ-સંસ્કાર જ અમને ઉન્નતિ પ્રાપ્ત કરાવે છે. આ વાત બધા જ વિદ્વાનો કબૂલ કરે છે.

મિસ મેયોએ, મધર, ઇન્ડિયા નામનું પુસ્તક લખી જગતના ઘણા દેશોનું ધ્યાન આર્યસંસ્કૃતિ તરફ દોર્યું છે. ભગવાનની દયાથી આર્ય સંસ્કૃતિનો સર્વ ઠેકાણે વિજય થયો છે કારણ કે આર્ય સંસ્કૃતિ હજારો ધર્મ સંકટોમાંથી પસાર થઇ છે. અને કંચન સમાન દેદીપ્યમાન બની છે.

ભારતપર શક, હૂણ, કુશન, અંગ્રેજ વગેરે જાતિઓએ આક્રમણ કરી રાજનૈતિક દ્રષ્ટિથી વિજય પ્રાપ્ત કર્યો હશે. પરંતુ અંતમાં ભારતીય સંસ્કૃતિએ જ તેમને અભિભૂત કર્યા છે અને પોતાના પ્રવાહમાં મિલાવી દઇ તેમનું અલગ અસ્તિત્વ જ મિટાવી દીધું છે.

સંસારમાં સર્વથા પ્રાચીન સંસ્કૃતિ આર્ય સંસ્કૃતિ છે. આર્ય સંસ્કૃતિનો પ્રભાવ આજે પણ વિદેશોમાં થોડો ઘણો વિદ્યમાન છે. ચીન અને જાપાન તેનું પ્રત્યક્ષ ઉદાહરણ છે.

"કયા અંતિમ મૂલ્યોથી આર્ય
સંસ્કૃતિ અમર રહી ?"
"શાને લીધે યુગે યુગે
એને નવી કુંપળો ઊગી ?"

કવિ નાનાલાલ

એના મૂલ્યમાં વૈદિક આર્યોનાં અંતિમ મૂલ્યો સમાયાં છે. જેણે રાજકીય સર્વોપરિતા ત્યાગી દેશ-કાળથી અનંત વિચ્છિન્ન એવી ભાવનાઓ પર જીવન ગાળ્યું તે તેનાં અંતિમ મૂલ્યો છે.

જેણે મનુષ્ય માત્રને આ દેહે અપૂર્વતા સિદ્ધ કરવાનો અધિકાર અપાવ્યો તેજ આજની અમારી આર્યસંસ્કૃતિ છે. જે આજે જગત ભરના કલહપ્રિયોને શાંતિનું અમૃત જળનું સિંચન કરી રહી છે. અને જડવાદના સર્વભક્ષી આક્રમણ સામે પ્રતિશબ્દ કરી રહી છે

એક પરબે તમે પાણી પીજો;
સાથે બેસીને અન્નભગ ખાજો;
એક ધુંસરીએ હું તમને જોડું છું.
નાભિની આસપાસ આરાઓ ફરે છે તેમ તમ એકઠા મળી સંસ્કૃતિના પૂજક બનજો આ અમારા ઋષિઓનો સંદેશ છે.

આટલું જાણ્યા પછી આર્યોની માન્યતા એકસંપીના મૂળને જડમૂળથી કાપનારી છે એવું કોઈ કહી શકે એમ નથી, હિન્દુત્વ આર્યત્વ-આર્યસંસ્કૃતિ એ કંઈ હિન્દુઓના જ બાપની નથી પરંતુ જગતભરના લોકો તેને સ્વીકારી શકે છે. અપનાવી શકે છે. આ અમરવાણી મહર્ષિ દયાનંદે ઉચ્ચારેલી છે.

ઓરૂમ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

# હિંદુ-મુસ્લિમ એકસંપી સ્થાપવાનો ખરો રાહ પુસ્તકના લેખક તેમજ ભાષાંતર કરનારને

લેખક :
**રામચંદ્ર કાળિદાસ આર્ય**

પુસ્તકમાં લેખક મહાશય જણાવે છે કે " અમો મુસલમાનો ખીઆબાનના વરૂઓ સાથે તથા જંગલના ઝેરી સાપો સાથે સુલેહ કરી શકીએ પરંતુ આર્યોની સાથે સુલેહ કરી શકીએ નહિ. કારણ કે આર્યોની માન્યતા કાતીલ ઝેર જેવી એક સંપીના છોડને જડમૂળથી કાપી નાખે એવી છે. અને આર્યોની માન્યતા બિલકુલ સાંખી ન શકાય એવી છે. કારણમાં જણાવે છે કે અમારા પયગંબરો ઇબ્રાહીમ-મુસા. મહમદ પેગંબર ક્રાઇસ્ટને ઠગારા કહે છે. "

લેખક મહાશયે જે કારણ જણાવ્યું છે તેનો આધાર (પ્રમાણુ) કોઇ ગ્રંથનો આપ્યો નથી. આ બાબતમાં અમો લેખક તેમજ ભાષાંતર કરનાર મહાશયને જણાવીએ છીએ કે—

આર્યસમાજીઓ પૈકીના કોઇપણ આર્ય પયગંબર સાહેબોને ઠગારા કહેતા નથી. અમો તો હજરત મહમદ પયગંબર સાહેબ તરફ પૂજ્ય ભાવ રાખીએ છાએ. તેમજ તેમની ભલી લાગણીથી આકર્ષાઇ આદરણીય વ્યક્તિઓમાં તેમને સ્થાન આપ્યું છે.

લેખક મહાશયને જણાવવાનું કે-જગતમાં પ્રચલિત મતોમાં ઘણા વિચારો ભેદભાવવાળા જોવામાં આવે છે. તેમ છતાં એવા ઘણા સિદ્ધાતો અને સત્યો છે કે જે ઘણાખરા ધર્મોમાં એકસરખા જોવામાં આવે છે.

વસ્તુતઃ મતમતાંતરોમાં જે બાહ્ય ભેદ જોવામાં આવે છે તેનું ખરૂં કારણ એ છે વેદોના ખરા અર્થ સમજવામાં ભ્રમ કે ભૂલ થયેલી છે. અને આ ભૂલોના કારણેજ ભેદભાવ ઉત્પન્ન થયેલા જોવામાં આવે છે.

ખરી રીતે તો વેદજ એવો સ્રોત છે કે " જેમાંથી જરથુસ્તી યાહુદી, બૌદ્ધ, ઇસાઇ અને મુસલમાની મતોની નદીઓમાં ધાર્મિક જ્ઞાનની ધારાઓ વહી છે. "

અનેક સમર્થ વિદ્વાનોએ કહ્યું છે કે-" આર્યન સેમેટિક કે તુરાનિયન જાતિમાં કોઇ એવો ધર્મ સંસ્થાપક પેદા થયો નથી કે જેણે નવીન ધર્મતત્વની શોધ કરી હોય."

બધા ધર્માચાર્યોએ ફક્ત ધર્મ જ્ઞાન પ્રાપ્ત કરીને તેનો પ્રચાર માત્ર કર્યો છે. ડો. લેગ એટલાજ માટે ચીનના પ્રસિદ્ધ અને પ્રાચીન ધર્મ શિક્ષક મહાત્મા કનફૂશિયસને ધર્મ નિર્માતા નહિ પણ ધર્મ પ્રચારક તરીકે ઓળખાવે છે. એ મહાન ચાઈનીઝ ધર્મવેત્તા પોતે પણ કહે છે કે હું કેવળ પ્રચાર કરૂં છું. કોઈ નવીન વાત ઉત્પન્ન કરી શકતો નથી.

( પ્રો. મેક્ષમૂલરનાં સાયન્સ એફ રિલિજયનમાંથી ઉદ્ધૃત )

પ્રાચીન તર ધર્મની તાત્કાલીન બગડેલી દશાને સંશોધન વડે સુધારવા માટે અને અનાચારો સામે વિરોધ દર્શાવવા માટેજ નવીન ધર્મની ઉત્પત્તિ થાય છે. આ નિયમ પ્રમાણે મહાત્મા ઇસુ ખ્રિસ્તે યહુદી મતમાં પેઠેલા સડાને સાફ કરવાને ભગીરથ પ્રયત્ન કર્યો હતો. અને જે સમયે ઈસાઈ મતનું પતન થતું ગયું. અને તેમાં મિથ્યા વિશ્વાસ તથા મૂર્તિપૂજાનાં લફરાં દાખલ થયાં તે સમયેજ હજરત મહમદ પયગંબર સાહબનો જન્મ થયો. અને તેમણે ખૂબ કષ્ટો સહન કરીને અરબ જાતિને સંસ્કારનું સિંચન કર્યું ને એકેશ્વર વાદનો પ્રબળ પ્રચાર કર્યો છે. આપણા દેશમાં કબીર નાનક, દાદુ અને ચૈતન્ય વગેરે મહાત્માઓ ધર્મ સંશોધકો તરીકે જન્મ્યા હતા. અને તેમણે હિન્દુધર્મમાં મિથ્યા વિશ્વાસ, મૂર્તિપૂજા ને અનેક ઈશ્વરવાદના જે દોષો ઘૂસ્યા હતા તેની સુધારણા કરવાનો ઉપદેશ આપ્યો છે.

આ પ્રમાણે બધા "સુધારકોએ-આચાર્યોએ કે પેગંબરોએ પોતની શૈલી પ્રમાણે પવિત્ર જીવન ગાળીને ભલાઈ કરવાનો ઉપદેશ આપ્યો છે. આ લખાણ વાંચીને સુજ્ઞ મહાશયો સમજી શકશે કે આ બધામાં કોઇને ઠગારા કહેવાનો આશયજ કયાં છે? એટલું ચોક્કસ છે કે તે માંહેના કોઈપણ ધર્મ વૈદિક ધર્મની શ્રેષ્ઠતમ પવિત્રતાની બરાબરી કરી શકે એમ નથી.

લેખક મહાશયને વિનંતી કરવામાં આવે છે કે અલાહાબાદમાં પ્રગટ થતા મુસ્લિમ રિવ્યુમાં સત્યપ્રેમી નામનું કલ્પિત નામ ધારણ કરી **ધર્મના આદિસ્રોત પર વિચાર** નામના લેખો લખાયા હતા. જેમાંના **સૃષ્ટિ અભાવો નહિ હુઇ?** અને **સૃષ્ટિ ઉત્પત્તિવાદનો** જવાબ આર્ય સમાજના પ્રખર પંડિતો તરફથી અપાયો છે અને તે પણ મુસ્લિમ રિવ્યુમાં પ્રગટ થયેલો છે તે વાચી જવાની ભલામણ કરવામાં આવે છે. વળી **વેદોની વ્યાખ્યાનો** જવાબ મિરત નિવાસી બાબુ શ્રી. ઘાસીરામ તરફથી અપાયો છે. અને તે આર્ય મેગાઝનમાં પ્રગટ કરવામા આવ્યો છે.

સેમાઈટ મતમાં ઇસાઈ અને મુસલમાની બંને મતોનો સંબંધ સ્પષ્ટ અને સુપ્રસિદ્ધ છે, અને આ બાબત કલકત્તાથી પ્રગટ થતા **એપિફેની**માં લખેલી છે. આમ એક વખત પ્રગટ થઈ ચૂકેલી બીનાને અત્રે લખી પુનરુકિત કરવી એ અમને વાજબી લાગતું નથી.

મુસલમાની મત યહુદી મતમાંથી અને યહુદી મત જરથોસ્તી મતમાંથી ઉત્પન્ન થયો છે. આ બાબત ઉપર સત્યપ્રેમી નામધારણ કરનાર મહાશયે કલમ ચલાવી નથી. કારણ કે પોતે મુસલમાન છે. અને આ સત્ય બાબતને અનેક ઇસ્લામી વિદ્વાનોએ સ્વીકાર કરેલ તેમની જાણમાં હોવાથી તેમણે કલમ ચલાવી નથી.

સુવિખ્યાત ડો. સેલે કુરાને પાકનો જે તરજુમો કર્યો છે તેમાં બ્રહ્માંડની ઉત્પત્તિ-વિશ્વનો પ્રલય અને યામત ક-ઇન્સાફનો દિવસ વગેરે બાબતોમાં યહુદી ધર્મના કેટલાક સિદ્ધાંતોને મળતા આવે છે, વાચો સેલનું કુરાન. ( ચેન્ડોઝ કલાસિકસ ) પ્રારંભિક વિવેચન-પાનું ૫૬-પ્રકરણ ૪થું પણ જુઓ પ્રસ્તાવના પાનું ૬૧-તથા ૬૮ જુઓ. હવે ગુણિયલ સજ્જન વાંચકો સમક્ષ વેદનો પહેલો એક મંત્ર ને કુરાનની પહેલી આયાત રજુ કરું છું.

( જુઓ પાન ૩ )

# આપણી અમૂલ્ય સંપત્તિ

લેખક :
ડા. ખુશાલભાઇ પટેલ
H. M. D. S.
સંસ્કૃત વિશારદ, ભરૂચ.

આપણું શરીર એ ધર્મનું સાધન છે. શરીર સારું હોય સશક્ત હોય તો બધું જ સુખ ભોગવી શકાય છે. તંદુરસ્તી વિના મહેલ-બંગલા-વાડી-વજીફા, પાક-પકવાન બધું જ ઝેર જેવું બની જાય છે. આપણી તંદુરસ્તીનો પાયો આપણા રજ-વીર્ય ઉપર રહે છે. માટે તેનો પળે પળે વિચાર સમજુ મનુષ્યે કરવો જોઈએ. ચાલો ત્યારે આજે એ દિશામાં કંઈક વિચાર કરીએ. બ્રહ્મચારીની વાત અલગ છે, અહીં તો ગૃહસ્થી સંસારીને કેન્દ્રમાં રાખી વિચાર કરીશું.

સ્ત્રીઓને જનનેન્દ્રિયની અંદરના ભાગમાં કમળ હોય છે અને કમળની અંદર ગર્ભાશય હોય છે. દર મહિને એક વાર માસિક આવે છે ત્યારે એક બીજ સ્ત્રીના બીજાશયમાંથી છૂટું પડે છે.

દર મહિને જ્યારે માસિક આવે છે ત્યારથી મજુરિયાત સ્ત્રીઓને દશ દિવસ અને સુખી લોકોની સ્ત્રીઓને બાર દિવસ સુધી આ કમળ ખુલ્લું રહે છે. આ બાર દિવસમાં ચાર દિવસ માસિકના બાદ જાય છે. કારણ કે તે દિવસમાં લોહી બહાર વહેતું હોય છે, જેમ નદીના પ્રવાહમાં તરી શકાતું નથી, કારણ કે વીર્ય પાછું પડે છે, હવે આ ચાર દિવસ પછી બાકીના આઠ દિવસ રહ્યા.

આ આઠ દિવસમાં ફક્ત એક જ વાર સમાગમ કરવો સ્વાસ્થ્યપ્રદ છે. આયુર્વેદના સિદ્ધાંત પ્રમાણે બેકી દિવસનો સમાગમ પુત્ર આપે છે જ્યારે એકી દિવસનો સમાગમ પુત્રી આપે છે. એટલે જ્યારે માસિક આવે તે દિવસે થયેલો સમાગમ પુત્ર આવે છે.

એક મહિનામાં આ એકજ દિવસ ગર્ભાધાનનો કાળ છે કારણ કે કમળ બીડાયા બાદ પુરુષનું વીર્ય ખાલી જ જાય છે. પુરુષે વિચાર કરવો જોઇએ કે આપણો એકજ વીર્યનો અણું એક બાળક જન્માવવાની શક્તિ ધરાવે છે. તો કરોડો અણુંઓ ફોગટ નાખી દેવા એ શું વ્યાજબી છે?

રજ-વીર્યથીજ આપણા શરીરમાં ધીરજનો ગુણ રહે છે. નપુંસકોમાં ધીરજ નથી હોતી. તેનું કારણ રજ-વીર્યની કમી. માટે યાદ રાખવું જોઇએ કે ખુણામાં આદરેલો સમજણ વિનાનો આ ભોગ આખી સૃષ્ટિ સાથે સંબંધ ધરાવે છે. કારણ જો તમારામાં વીર્ય નહિ હોય તો હવાના જંતુઓ તમારો લાભ લેશે અને આજુબાજુના તમામ માણસો પણ તમારો લાભ લેશે. કારણ કે સબળો નબળા ઉપર જીવે એ આ સૃષ્ટિનો ક્રમ છે. જીવ જીવને આધારે જીવે છે. માટે ખરી સ્વતંત્રતા વીર્યવાનને હોય છે.

સ્ત્રીમાં જે બીજ છે તે અગ્નિરૂપ છે. અગ્નિ હંમેશાં ગતિ કરનાર છે, એ રીતે જોતાં સ્ત્રીને કામેચ્છા વધુ હોય પણ તે દર્શિત નથી. મનુષ્ય જ કુદરતના કાનૂનનો ભંગ કરનાર અને શિખવાડનાર છે.

તુલસીદાસની એક સાખી બહુ પ્રચલિત છે—

कार्तिक मासके कुतरे,
तजे अन्न और प्यास !
तुलसी वाकी क्या गति,
जीनको बारे मास ! !

ભાદરવા માસ ઉપરાંત કુતરા જો કાર્તિક મહિનામાં પણ સેવન કરે તો ભૂખ તરસ પણ લાગતી નથી. મતલબ કે સ્વાસ્થ્ય ગુમાવે છે. તો જે માણસ બારેય માસ સેવન કરે તેની દશા શું થાય? આ પ્રસંગે સ્ત્રી સહવાસના સંબંધમાં ગ્રીસના મહાત્મા સોક્રેટીસે તેમના એક શિષ્ય સાથે કરેલ વાર્તાલાપ યાદ કરવા જેવો છે.

શિષ્ય–મનુષ્યે સ્ત્રી-પ્રસંગ કેટલીકવાર કરવો જોઇએ?

સોક્રેટીસ–જીવનમાં કેવળ એકવાર.

શિષ્ય–જો એનાથી તૃપ્તિ ન થઈ શકે તો?

સોક્રેટીસ–તો વર્ષમાં એકવાર હોઈ શકે.

શિષ્ય–પરંતુ એટલેથી મન ન માન્યું તો?

સોક્રેટીખ–મહિનામાં એકવાર ચાલી શકે.

શિષ્ય–આટલેથી પણ ન ચલી શકે તો?

સોક્રેટીસ–ખૈર, છેવટે મહીનામાં બેવાર પરંતુ એનાથી મૃત્યુ જલ્દી આવશે તે ધ્યાન રાખવા જેવું છે.

શિષ્ય–આટલેથી પણ ઇચ્છા ચાલુજ રહી તો?

સોક્રેટીસ–(ગુસ્સા જેવા ગુસ્સામાં આવીને) પહેલાં કફન મંગાવીને ઘરમાં મૂકી દે, અને પછી ફાવે તેમ કર્યા કરે.

ઉપર્યુક્ત પ્રમાણથી પણ સિદ્ધ થાય છે કે સ્ત્રી સહવાસ જેટલો ઓછો રાખવામાં આવે એટલો શ્રેષ્ઠ છે અને એટલો જ મનુષ્યની પારમાર્થિક ઉન્નતિ માટે ઉપયોગી છે. માટે તંદુરસ્તી બગાડીને હજારો વર્ષ જીવવા કરતાં એક જ દિવસ સિંહ જેવા જીવવું વધુ ઉચિત છે.

સૌને ખબર તો હશે જ કે આજે આપણે જે ખોરાક ખાઈએ છીએ તેનો પાંચ દિવસ અને દોઢ ઘડીએ રસ થાય, બીજા પાંચ દિવસ અને દોઢ ઘડીએ લોહી થાય, ત્રીજા પાંચ દિવસ અને દોઢ ઘડીએ માંસ થાય, ચોથા પાંચ દિવસ અને દોઢ ઘડીએ મેદ થાય, પાંચમા પાંચ દિવસ અને દોઢ ઘડીએ હાડકું થાય, છઠ્ઠા પાંચ દિવસ અને દોઢ ઘડીએ વીર્ય થાય છે.

આ વીર્ય જેમ શેરડીમાં સાકર છે અને દૂધમાં ઘી સમાયેલું છે તેમ શરીરમાં વ્યાપીને રહેલું છે. પુરુષ અને સ્ત્રી ભેગાં થાય ત્યારે બંન્નેયમાં ગરમી થાય છે. ગરમીનો ગુણજ તત્ત્વને છૂટું પાડવાનો છે. દૂધમાં મશિનથી ગરમી પેદા કરો તો માખણ છૂટું પડે છે. સંભોગથી બંન્નેયમાં વીર્ય અને રજ છૂટું પડી જાય છે. પછી માખણ નીકળ્યા બાદ દૂધને આપણે સેપરેટ દૂધ (કસ) માલ વિનાનું કહીએ છીએ તેમ શરીર પણ માલ વિનાનું જ રહે છે.

વીર્ય વધુ જાય તો તેની જગ્યાએ વાયુ ભરાઇ જાય છે. વાયુનું કામ સુકાવવાનું છે. જેવી રીતે ભીનાં કપડાંને વાયુ સૂકવી નાખે છે તેવી જ રીતે વીર્યની ચીકાશ યા ભીનાશ ચાલી જતાં આપણા શરીરમાં વાયુ ભરાઇ જઇ જરીરને સૂકવી નાખે છે. આપણી જે કંઇ કિમ્મત છે તે આપણી નથી પણ આપણા રજ અને વીર્યની છે અને એ જ આપણી અમૂલ્ય સંપત્તિ છે તે ખૂબ ખૂબ યાદ રાખજો. આ વિચાર જો ગળે ઊતરશે તો દર મહિને એક જ વખત ગર્ભાદાન કરવાનો આર્ય સિદ્ધાંત સહજ સમજશો. સંતતિનિયમના નગારાના અવાજમાં આપણી આ સયમની શરણાઇનો સૂર મિલાવવાની ખાસ આવશ્યકતા છે.

આટલું બધું મહત્ત્વ આ રજ, વીર્યનું એટલા માટે છે કે વીર્ય પછીની એક ધાતુ ઓજસ્ છે. તે એક ઓબામાં માય તેટલો ધોળો પ્રવાહી પદાર્થ છે અને તે હૃદયમાં રહે છે.

જીવનમાં હજારો લાખો મુસીબતોના પ્રત્યાઘાતો ઝીલવાનું કામ આ ઓજસ્નું છે. હિંમત, પ્રભાવ, બળ જે કંઇ છે તે આ ઓજસ્ને આભારી છે. એટલા માટે જીવનની સફળતાની ચાવી એ ઓજસ્ છે. પૈસા જાય તો કંઇજ ગયું નથી. પણ ચરિત્ર, બ્રહ્મચર્ય ગયા પછી સર્વસ્વ ગયેલું સમજવું. કારણ આ બધો જ ઇંદ્રિયોનો વેપાર છે. ઇન્દ્રિયોનું બળ વીર્ય છે. એ સૂક્ષ્મ છે. ઉંદર વાસના વહેલો શરૂ કરે છે અને ૭ માસમાં મરી જાય છે. હાથી ૩૦ વર્ષે બ્રહ્મચર્ય તોડે છે અને ૧૦૦ વર્ષ જીવે છે. જે મનુષ્ય સંયમ નથી રાખતો તે વહેલો મરે છે. કારણ વીર્ય જવાથી મન અને પ્રાણનો સંબંધ તૂટી જાય છે. મનુષ્ય ૧૨ વર્ષે જો મનસા, વાચા અને કર્મણા એટલું જ બ્રહ્મચર્ય વ્રતપાળે તોય વીર્ય અને પ્રાણ બંન્નેય કાબૂમાં આવી જાય. અથર્વ વેદ (૧૧-૫-૧૯) પણ સંમતિ આપે છે કે—

ब्रह्मचर्येण तपसा देवा मृत्युमुपाघ्नत ।

એટલે કે બ્રહ્મચર્યના તપ પુરુષાર્થ વડે દેવો-વિદ્વાનો જ્ઞાનીઓ મૃત્યુને પણ પાછું ઠેલી શકે છે, અને ઠેલી શક્યા છે. મહર્ષિ દયાનંદ જેવા મહાપુરુષોનાં આધુનિક ઉદાહરણો પણ છે. વધુ જાણકારી માટે લેખકનું "યુગસંદેશ" પુસ્તક ઉગતાં યુવક-યુવતિઓ જોઈ જશે તો વિષય વધુ સ્પષ્ટ રીતે સમજાઈ જશે. અસ્તુ.

અંતમાં એટલી પ્રાર્થના કે સૌ વીર્યવાન વીરવીરાંગના બને, મન, શરીર અને વાણીથી, જેથી દેશની સામે લીલી પીળી આંખ કરનારાનાં હાંજા જ ગબડી જાય, અને ભારત ગૌરવાશાળી ઉન્નત મસ્તકે સદા ઉભો રહે.

## દયાનંદાષ્ટક

લેખક
આર્યકવિ જીવનલાલ રાઠોડ
વડોદરા

( ભુજંગી છંદ )

( ૧ )

શીખાવ્યા અમોને તમે વેદધર્મો;
ભૂલાવ્યાં અમારાં બધાં હિનકર્મો.
બતાવી અમારી ક્ષતિ સર્વ ખામી;
નમન હો ! તમોને દયાનંદ સ્વામી.

( ૨ )

કહ્યું એક ઇશ્વર, જૂઠાં દેવ દેવી;
કરો ભક્તિભાવે, પ્રભુ એક સેવી.
જનો વેદ રાહે, થશો મુક્તિ ગામી;
નમન હો ! તમોને દયાનંદ સ્વામી.

( ૩ )

વિધર્મી જનોને તમે શુદ્ધ કીધા;
છુતાછુતનાં ભૂત ભગવી જ દીધાં.
મુલ્લા, પાદરીઓ ગયા ધાક પામી;
નમન હો ! તમોને દયાનંદ સ્વામી.

( ૪ )

સુધારા કર્યા, ખૂબ આપે સામાજિક;
ત્યાગ્યા હતા, લાલચ, લોભ બીક.
ના ટીકે ઝીલી શકયા આપ સામી;
નમન હો ! તમોને દયાનંદ સ્વામી.

( ૫ )

પાખંડ દંભો સદંતર મીટાવ્યા;
અનાચારીઓ, પાપીઓને ભગાવ્યા.
ડરી સૌ ગયા, ભય તમારો જ પામી;
નમન હો ! તમોને દયાનંદ સ્વામી

( ૬ )

પડકાર, દીધો, મહંતો મતોને;
કહ્યું સ્પષ્ટ ને સત્ય જગના જનોને.
દીધા મળમાંથા અધર્મો જ ડામી;
નમન હો ! તમોને દયાનંદ સ્વામી.

( ૭ )

અધિકારી છે વેદનાં સર્વ પ્રાણી;
મીટાવી પ્રથા જૂઠ્ઠી સઘળી પુરાણી.
સ્ત્રી, શુદ્ર, સુદ્ધાં થયા વેદ ગામી;
નમન હો ! તમોને દયાનંદ સ્વામી.

( ૮ )

સંદેશ આપ્યો તમે વેદ કેરો;
બતાવ્યો તમે દિવ્ય જે પંથ અનેરો.
ગુરુવર્ય "જીવન" પુનિત ભવ્યગામી;
નમન હો ! તમોને દયાનંદ સ્વામી.

( પાન ૮નું ચાલુ )

નિઃસ્વાર્થી પ્રેમ ભર્યું વર્તન એ એક એવી ચમત્કારી વસ્તુ છે કે સામાવાળો માણસ આપણો જ થઈ જાય છે. આપણા પ્રત્યે માન-ભાવનાથી જ્યારે સામી વ્યક્તિ જોવા માંડશે ત્યારે તે તમારી એક એક વાતને અંગીકાર કરવા માંડશે. તમારું પ્રેમાળ વર્તન અને નિઃસ્વાર્થ ભાવના માત્ર સામી વ્યક્તિ પર જ નહીં પણ તેમના પરિવાર અને તેમના સ્નેહી સંબંધીઓ પર સુંદર પ્રભાવ પાડશે.

આપણા ઉચ્ચ વર્તનની છાપ, આપણી સજ્જનતા, આપણી શાલીનતા અને આપણો પ્રમાણિક વ્યવહાર એ સામી વ્યક્તિને એવી તો આકર્ષી જશે કે તમોને તે તમારો પરિચય તેમના સ્નેહીઓ સાથે કરાવશે અને આર્યસમાજીઓ કેટલા સજ્જન માણસો છે? તેનો ખ્યાલ આવશે. આટલું થયું. એટલે માની લેવું કે આર્યસમાજના પ્રચાર માટે તમારું ક્ષેત્ર ખુલ્લું થઇ ગયું છે. આ માટે ધીરજ ખંત, પ્રેમ, સદ્ભાવ, નિઃસ્વાર્થતા અને પ્રમાણિકતા ખુબ જ આવશ્યક છે.

માત્ર આર્યસમાજના પદાધિકારીઓ જ નહિં પણ એક એક આર્યભાઇએ, આ કાર્ય કરવા લાગી જવું પડશે. એક એક આર્યભાઇ દર વરસે માત્ર એક જ ભાઇને જો આર્ય બનાવવા માટેના પ્રયત્નો કરે તો પોતાના જીવનમાં તે જરૂર પચીસ ભાઇઓને આર્ય-સમાજી જરૂર બનાવી શકે, અને આ માટે દરેક આર્યભાઇઓએ મળીને આ અંગે એક વ્યવસ્થિત કાર્યક્રમને અમલમાં મુકવા માટેના પ્રયત્નો કરવા જરૂરી છે.

( વિશેષ આવતા અંકે )

### આર્યસમાજ મુંબઇ

દિવાળીના પ્રસંગે મુંબઇની સઘળી આર્યસમાજો તરફથી પરેલમાં સામુહિક યજ્ઞ તથા નિર્વાણોત્સવ ઉજવવામાં આવેલો. તે પ્રસંગે સાર્વદેશિક સભાના પ્રધાન શ્રી. શેઠ પ્રતાપસિંહ શુરજીભાઇ, શ્રી. સ્નાતક સત્યવ્રતજી, શ્રી. ઓંકારનાથજી, મું. પ્ર. આ. પ્ર. સભાના પ્રધાન શ્રી. જયદેવજી આર્ય, શ્રી. દીવાનચંદજી સહાની, શ્રી. પં. દયાશંકરજી શર્મા શ્રી. પં. રામચંદ્રજી વગેરેની હાજરી પ્રશંસનીય હતી. તે સિવાય આર્ય સમાજ કાકડવાડી, કમાઠીપુરા, માટુંગા, શિવાજીપાર્ક વગેરે સમાજોમાં પણ ઉત્સવ ધૂમધામથી ઊજવવામાં આવ્યો હતો.

## સ્વિકાર-સમાલોચના

**હરિનામ સંકીર્તન** : મૂળ લેખક પંડિત રાજેન્દ્રજી, પ્રકાશક આર્ય સાહિત્ય પ્રચારમંડળ જ્યુબિલીબાગ પાછળ, વડોદરા : કીંમત ૦-૮ પૈસા.

ગુજરાતી ભાષામાં આર્ય સાહિત્યનો પ્રચાર કરવાનો આ મંડળનો હેતુ ખરેખર પ્રશંસનીય છે. આ સંસ્થા છેલ્લા ત્રણ વર્ષથી ગુજરાતી અને હિંદી ભાષામાં પ્રકટ થએલા આર્ય સાહિત્યનું વિતરણ કરે છે. હવે આ સંસ્થાએ એક વિશેષ કદમ ઉઠાવ્યું છે. "હરિનામ સંકિર્તન"ની પુસ્તિકા આર્ય જગતના વિદ્વાન પંડિત શ્રી રાજેન્દ્રજીએ હિંદી ભાષામાં લખેલી છે તેનો ગુજરાતી ભાષામાં સરલ અનુવાદ કરીને પ્રગટ કરેલ છે.

પૌરાણિકો હરિનામની ધૂન મચાવી પોતાનું કલ્યાણ માગે છે. જ્યારે આ નાનકડી પુસ્તીકામાં ઈશ્વરનું સ્વરૂપ, ઇશ્વરની સાચી પૂજા વગેરે વિગતો દર્શાવી. સાચું કિર્તન વૈદિક સંધ્યા છે એ હકી-કતનું પ્રતિપાદન કરેલ છે. આ પુસ્તિકાઓ દરેક આર્ય સમાજોએ અને ગૃહસ્થોએ મંગાવી મફત વહેંચી પ્રચાર કરવાની બહુ જરૂર છે.

એકંદરે મંડળનો પ્રયાસ સ્તુત્ય અને અનુકરણીય છે.

**સ્નાતક સત્યવ્રત**
તા. ૧-૧૧-૬૫.

## આર્ય જગત્

### આર્યસમાજ નડિયાદ

આર્યસમાજ નડીયાદની સામાન્ય સભાએ અંતરંગ સદસ્યો સિવાય શ્રી. શીતલપ્રસાદ અંગનરામજી તથા શ્રી. રામચંદ્ર કાળિદાસ આર્યને પ્રતિનિધિ સભાના પ્રતિનિધિ તરીકે ચૂંટયા છે.

### સત્સંગ મંડળ

તા. ૨૪-૧૦-૬૫ના રોજ આર્યસમાજ ભવનમાં મહર્ષિનિર્વાણ દિન નિમિત્તે બૃહદ યજ્ઞ રાખવામાં આવ્યો હતો. આર્ય સમાજ અને વૈદિક સત્સંગ મંડળના સભ્યો મળીને આજના ઉત્સવની ઉજવણી કરી હતી. મંત્રીજી ત્રિભોવનદાસે નવા વરસે ૯૯ મિત્રોમાં "દેવ દર્શન" પુસ્તકોની જ્ઞાન લ્હાણી કરી હતી.

સાંજના વૈદિક સત્સંગ મંડળમાં ગીત ભજનોનો કાર્યક્રમ રાખવામાં આવેલો. શ્રી સુદર્શન રચિત શૌર્ય ગીત-ગરબાની પત્રિકાઓ વહેંચવામાં આવી હતી. તથા મંડળ તરફથી પ્રકાશિત શ્રી સુદર્શન રચિત 'યુગ સંદેશ અને 'દેવદર્શન' પુસ્તકો નવા વરસની જ્ઞાન લ્હાણીમાં વહેંચવામાં આવ્યાં હતાં અને વાંચનાલયોમાં પણ ભેટ આપવામાં આવ્યાં હતાં.

# વિશ્વશાંતિનો ઉપાય

( લે. શ્રી રામચંદ્ર કાળિદાસ આર્ય )

આધુનિક રાષ્ટ્રભાવના દરેક દેશને એક બીજા સામે લડાવે છે. જગતના દેશોનું અવલોકન કરતાં જણાય છે કે આજે એક દેશ બીજા દેશની સંપત્તિ લૂંટવાને, તેની સંસ્કૃતિઓનો વિનાશ કરવાને અને બીજાઓને પોતાની ગુલામીમાં પકડી રાખવા પ્રયત્નશીલ છે. એકના વિનાશમાં બીજાની ઉન્નતિ સધાય છે. એકની ગુલામીમાં બીજાની સ્વાધીનતા જોવાય છે એક દેશના માનવો બીજા દેશના માનવોના રક્તના પિપાસુ બન્યા છે. માનવ સંહારનાં રાક્ષસી કૃત્યો, રાષ્ટ્રના નામે ભયંકર શસ્ત્રો, અસ્ત્રો અને રક્તપાત કરનારા મહાપુરુષો મનાય છે. માનવે અજ્ઞાનતાથી માનવી માનવી વચ્ચેના કાલ્પનિક કિલ્લાઓ ઊભા કર્યા છે. પોતપોતાને એક બીજાથી જુદા અને એક બીજાના દુશ્મનો સમજવા લાગ્યા છે. નિર્બળ, ભોળા અને સીધા માણસોને પોતાના સ્વાર્થને ખાતર ગુલામ બનાવી તેમને કાયમને માટે બરબાદ કરવાના પ્રપંચો રમાય છે આ છે અત્યારનો રાષ્ટ્રવાદ.

આવા માનવ વિદ્રોહી મિથ્યા અને ભ્રમયુક્ત રાષ્ટ્રવાદને હાથમાં પકડી રાખી વિનાશ તરફ દોડી જતી માનવ જાતિને કોણ બચાવી શકે તેમ છે. આ જાતનો પ્રશ્ન જાહેર ચર્ચાનો વિષય થઈ રહ્યો છે.

યુનો કે બીજા રાજ્યોના નિઃશસ્ત્રીકરણના ઠરાવો પરસ્પર રક્ત પિપાસુ થએલાં રાષ્ટ્રોને બચાવી શકશે નહિ. આ ભયંકર માનવતા વિહોણી રાષ્ટ્રભાવનાને છોડી મહર્ષિ દયાનંદજીએ બતાવેલા વૈદિક સમાજ-વાદને અપનાવવાથી સર્વ પ્રકારની સુખશાંતિ મળે તેમ છે. વૈદિક સમાજવાદ શીખવે છે કે-

"જેવી રીતે એક મનુષ્ય પોતાની યોગ્યતાનો લાભ બીજાને આપે." "જે દેશમાં વિદ્યા ઉન્નતિના શિખર પર હોય તે દેશ બીજાઓને પોતાની વિદ્યાનો લાભ આપે.

"અને તે નિઃસ્વાર્થ ભાવથી, પરોપકાર વૃત્તિથી, પોતાનું કર્તવ્ય સમજીને આપે." તેવી જ રીતે "જે દેશ ક્ષાત્ર શક્તિમાં ઉન્નત હોય તેણે બીજા નિર્બળ દેશોનું નિઃસ્વાર્થ ભાવથી રક્ષણ કરી તે દેશની ક્ષાત્ર શક્તિને વધારે."

"જે દેશમાં ખેતી વગેરેથી અનાજ પુષ્કળ થતું હોય તે દેશ જ્યાં અનાજ ઓછું પાકતું હોય તેને અનાજ પૂરું પાડે." "જે દેશ હુન્નર ઉદ્યોગમાં આગળ હોય તે દેશના લોકોએ બીજા દેશોમાં જઈ ત્યાંના લોકોને હુન્નર ઉદ્યોગ શીખવવા. જે દેશસેવા વૃત્તિમાં આગળ હોય તેમણે બીજા દેશોને સેવાભાવ શીખવવો જોઈએ." આ જાતનું મંતવ્ય વૈદિક સમાજવાદનું. છે.

મહર્ષિ દયાનંદે બતાવેલા વૈદિક સમાજવાદને જગતના દેશના લોકો અપનાવી પરસ્પર પ્રેમ, સહયોગ અને સહકારથી કાર્ય કરે તો આજે ગૂંચવણ ભરેલા આંતર-રાષ્ટ્રિય પ્રશ્નોનો ઉકેલ આવી જાય અને વિશ્વમાં બંધુત્વ, વિશ્વશાંતિ અને એક જ આર્યધર્મ-વિશ્વધર્મ બની જાય તેમ છે.

કલ્યાણો જગનાં કીધાં
નિજ પ્રાણધન[illegible]અર્પી પ્રભુ
કલ્યાણ સ્વરૂપે વિચરો
પુણ્ય ધામી દયાનંદ વિભુ
આનંદ ઓસરી ગયો છે જગનો
રીસાણી છે માત સરસ્વતી
મહર્ષિ ઝેરના પ્યાલા
પુનઃ પીવો પધારી ભારતમહીં
નિર્વાણદિને સંભારી દયા વિભુ
આપને
શંકાગ્નિમાં અશ્રુવહી કલમ મારી
અટકી પડી.

# આર્યસમાજ અને આર્યોનું કર્તવ્ય

લેખક: જીવનલાલ રાઠોડ વડોદરા

## લેખાંક બીજો

( ગતાંકથી ચાલુ )

હું "આર્ય પ્રકાશ" ના ગયા અંકમાં ત્રીસ વર્ષ પહેલાં આર્યસમાજના પદાધિકારીઓ અને આર્યપુરુષો આર્ય સમાજમાં આવનાર કોઇ શિક્ષીત કે યુવક ભાઈને આર્ય સમાજમાં ખેંચી લાવવા માટે કેવા પ્રયત્નો કરતા હતા તેનો ખ્યાલ તમોને આપી ગયો. આ લેખમાં વર્તમાન આર્યસમાજના પદાધકારીઓના વર્તનનો થોડો ખ્યાલ આપું તો એ અસ્થાને નહીં ગણાય, એમ માનું છું.

આર્ય સમાજના સાપ્તાહિક સત્સંગોમાં આવનારા નવા ભાઇઓનો અંગત પરિચય સાધવા માટે બહુ ઓછા પ્રયત્નો કરવામાં આવે છે. તેના સાથે આત્મિયતાનું જે વર્તન બતાવવું જોઇએ, તેનો અભાવ જોવામાં આવે છે.

સાપ્તાહિક સત્સંગોમાં જે ધાર્મિક ઉપદેશ જ થવો જોઇએ, તેને બદલે ઘણીવાર આંતરિક સંઘર્ષની વાતો થાય છે, અને ઘણીવાર સભામંચ પર વક્તવ્ય આપનાર વક્તાઓ ધાર્મિક સિદ્ધાંતો પર બોલવાને બદલે કાંતો રાજકારણ પર અથવા તો બીજા વિષયો પર બોલે છે, તેની અસર નવા આગંતુકો પર ખરાબ પડે છે, એ એક હકીકત છે.

ભાષણ કરનારાઓ ઘણીવાર વિષયાંતર કરી બેસે છે. જે ભાવના લઇને સત્સંગમાં નવા ભાઈઓ આવે છે. તેની ઇચ્છાપૂર્તિ ન થવાના કારણે બેચાર અઠવાડિયાં પછી સમાજ મંદિરમાં આવતા બંધ થઈ જાય છે.

આર્ય સમાજ તરફ ત્રણ વર્ગના લોકો આકર્ષાય છે. એક વર્ગ એવો છે કે જે મહર્ષિ દયાનંદજીના જીવનચરિત્રથી આકર્ષાઇને આવે છે. સ્વામીજીની નિર્ભિક્તા ! સ્વામીજીનું ક્રાંતિકારી કાર્ય. અને તેની સ્પષ્ટવાદીતા, ત્યાગ ભાવના અને તપ વગેરે ગુણોથી ખેંચાઈને આવે છે.

બીજો વર્ગ આર્ય સમાજની સામાજિક સેવાઓ અને હિંદુધર્મના રક્ષણ માટે આર્ય સમાજે કરેલા કાર્યથી આકર્ષણ પામીને આવે છે.

ત્રીજો વર્ગ આર્યસમાજના સિદ્ધાંતોથી આકર્ષાઈને આવે છે. મારા અનુભવે મને એમ લાગ્યું છે કે આ ત્રણ પ્રકારના આકર્ષણોથી આવનારા નવા ભાઈઓનો નિકટનો પરિચય સાધવામાં આવે તો ખ્યાલ આવે કે આવનારા ભાઈઓ કઈ વસ્તુથી આકર્ષાઈને આવ્યા છે.

પ્રથમ તો તેમના પ્રત્યે પ્રેમાળ વર્તન દાખવી તેમની સાથે સમય મેળવી વાર્તાલાપ કરવો જોઈએ. ફરી મુલાકાત માટે આપણે તેમને આમંત્રણ આપવું જોઇએ. આપણને સમય હોય તો તેમને ત્યાં જઈને મળવું જોઈએ. તેમના વિચારો જાણી, જે ભાઈઓ જે આકર્ષણથી આવ્યા હોય તે અંગે ખુબ ખુબ વાતો કરવી જોઈએ. અને તેમના વિચારોને પુષ્ટ કરવા માટે જરૂરી સાહિત્ય પણ પુરૂં પાડવું જોઈએ. આ કાર્ય ખાસ કરી આર્યસમાજના મંત્રીનું છે. કારણ કે સમાજના મંત્રી અથવા પદાધિકારી પૈકી કોઇ પણ ભાઈ આ રીતે સતત સંપર્કમા આવવા પ્રયત્ન કરે તો આવનાર ભાઇઓને આર્ય સમાજના કાર્યકરો પ્રત્યે માન ભાવના જાગે છે. આપણી નમ્રતા અને ભાવનાની તેના પર છાપ પડવા માંડે છે.

અને ફરી વાર સત્સંગોમાં આ ભાઈઓ અવશ્ય આકર્ષાઇને આવે છે; પણ જો આનાથી ઊલટું વાતાવરણ અને વર્તનની પ્રતિતિ થાય તો આર્ય સમાજ પ્રત્યેનું તેઓનું આકર્ષણ ઓછું થવા પામે એ સ્વભાવિક છે.

આર્યસમાજનો મંત્રી એ કોઈ અમલદાર નથી પણ આર્ય સમાજનો સેવક છે. એ ભાવના જો નવા આવનાર ભાઇને જોવા મળશે તો તેનો પ્રભાવ કંઇક જુદો જ પડે છે. પ્રેમ અને આત્મિયતા એ એવા સદ્‌ગુણો છે કે વિરોધી મત ધરાવતાઓને પણ આપણા પ્રત્યે સદ્‌ભાવના જાગે છે.

નવા આવનાર ભાઇ કે બહેનનું પુરેપુરું સરનામું નોંધી લઈ તેમને ત્યાં રવિવારના સત્સંગ પહેલાં એક વાર તો અવશ્ય મળી જ લેવું જોઈએ, અને રવિવારે સમાજ મંદિરમાં આવવા માટે આગ્રહ ભર્યું આમંત્રણ આપવું જોઇએ. તે ભાઇ જો મહર્ષિ દયાનંદજીના જીવનચરિત્રથી આકર્ષાઇને આવ્યા હોય તો તે અંગેનું સાહિત્ય તેમને વાંચવા માટે પૂરું પાડવું એ આપણું કર્તવ્ય થઇ પડે છે. તે જો આર્ય સમાજની સામાજિક સેવા અને હિંદુ રક્ષાના કાર્યથી પ્રભાવિત થઇને આવ્યા હોય તો આર્યસમાજે કરેલી સેવાઓનો વધુમાં વધુ પરિચય કરાવી. તે અંગેની માહિતિ આપતી પુસ્તિકાઓ. ટ્રેકટો અને સાહિત્ય અવશ્ય આપવું જોઇએ.

અને સિદ્ધાંતોથી આકર્ષાઇને આવ્યા હોય તો સિદ્ધાંતનું સાહિત્ય આપવું જોઇએ. કર્મકાંડ એ આર્યસમાજનું એક અવશ્યક અંગ છે, હવન, સંધ્યા એ એક પ્રભુ ભક્તિનું અંગ છે. છતાં આવનાર ભાઇ જ્ઞાનમાર્ગનો જીજ્ઞાસુ હોય તો તેને કર્મકાંડમાં બહુ રુચી નહીં આવે તો તેને તત્વજ્ઞાનનું સાહિત્ય અને વાર્તાલાપમાં વધુ રસ પડશે. તો તેના રસમાં વધુ રુચી જાગે તે માટે તે ભાઇને આપણે આપણું સિદ્ધાંતનું સાહિત્ય અને આપણા સામયિકો આપવાનો શરૂઆત કરવી જોઇએ અને રૂચી વધારવા માટેના પ્રયત્નો વધારતા રહેવું જોઇએ; આ ઉપરાંત ધીરે ધીરે તેમના મિત્ર વર્ગ અને સ્નેહી વર્ગના પરિચયમાં પણ આવવું જોઇએ.

આપણા વિચારો અને સિદ્ધાંતોનો પ્રચાર કાંઇ એક દિવસમાં કે એક મુલાકાતમાં ન થાય એ સ્વાભાવિક છે. તે માટે તો આપણું પોતાનું વર્તન, આપણી વાર્તાલાપની રીત, આપણું પોતાનું સિદ્ધાંતોનું જ્ઞાન, આપણી મિલનસાર વૃત્તિ આ વધુ ભાગ ભજવતું હોય છે. કદાચ આપણામાં બીજી શક્તિ ન હોય તો કાંઇ નહીં પરંતુ રવિવારના આર્યસમાજ મંદિરના સત્સંગમાં ખેંચી લાવવાની શક્તિ તો દરેક આર્યમાં અવશ્ય હોવી જ જોઇએ.

સાપ્તાહિક સત્સંગમાં આવનાર ભાઇનો દરેક આર્ય ભાઇઓ સાથે પરિચય કરાવવો જોઇએ કે જેથી તે ભાઇ રસ્તામાં કોઇપણ આર્ય ભાઇને મળે તો જરૂર બોલાવે, અને નમસ્તે કરે. તે ભાઇ જો સ્વતંત્ર વ્યવસાયી કે વેપારી હોય અથવા તો સરકારી કર્મચારી કે ખાનગી કોઈ જગ્યાએ કર્મચારી હોય તો પણ આપણે તેમને લાભ આપવો જોઇએ. અને તેમનો લાભ લેવો જોઇએ, અને આ રીતે જ સંબંધો દૃઢ થાય છે. આપણે આ વસ્તુ પ્રત્યે ખૂબ જ દુર્લક્ષ સેવ્યું છે. જેથી કરીને નવા ભાઇઓને આપણા તરફ વાળી શક્યા નથી, આ બાબત પર વધારેમાં વધારે શક્તિ લગાડવાની જરૂર છે.

સામાજિક સંબંધોને દૃઢ કરવામાં આર્થિક સંબંધો પણ મુખ્ય ભાગ ભજવતા હોય છે. આવા મહત્ત્વની બાબતની ઉપેક્ષા કેમ કરી શકાય ?

મહર્ષિ દયાનંદજીએ આર્યસમાજના સાતમા નિયમમાં સ્પષ્ટ આપણને આદેશ આપ્યો છે કે "સર્વની સાથે પ્રીત પૂર્વક, ધર્માનુસાર યથા યોગ્ય વર્તન કરવું જોઇએ."

આ નિયમ રચીને સ્વામીજીએ સામાજિક સંબંધો દૃઢ બનાવવાનો આપણને આદેશ આપેલો છે. તે પ્રત્યે આપણાથી દુર્લક્ષ કરી શકાય જ નહીં.

( જુઓ પાન ૬ )

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરા-૬
માલિકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

૨૭.નં. બી.-૨૦




. મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂા. ૬-૦૦ | તંત્રી : માધવેન્દ્ર શાસ્ત્રી | પરદેશ શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું | સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૬  વિક્રમ સંવત ૨૦૨૨ દયાનંદ ૧૪૧  શનિવાર તારીખ ૨૫-૧૨-૧૯૬૫ અંક ૩૯મો

# મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા

## પ્રાંતીય પ્રતિનિધિ સભાના સદસ્યોને સુચના :-

મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા સાથે જોડાએલી બધી આર્ય સમાજોને આથી જણાવવામાં આવે છે કે, કેટલાક સમયથી કેટલીક વ્યકિતઓ સભા સાથે જોડાએલી આર્ય સમાજો અને તેના પ્રતિનિધિ સભાસદો વચ્ચે ગેરસમજ ફેલાવવાનું કામ કરતા હોય તેમ જણાય છે. જયાં સુધી આ સભાના બંધારણનો સવાલ છે ત્યાં સુધી કોઇપણ કામ ધારાધોરણ વિરૂધ્ધ કરવામાં આવ્યું નથી. તેમ છતાં કેટલાક અસંતુષ્ટ માણસો અગાઉના કોઇ કાર્યકર્તાઓનો પક્ષ લઇ, સભાની વિરૂધ્ધ વાતાવરણ થોડા સમયથી ઉભું કરતાં રહ્યા છે. અને કેટલીકવાર બંધારણના અવાસ્તવિક બહાના નીચે સભાની અંતરંગ સભાઓમાંથી ચાલ્યા જવાનું તેમણે અવાંચ્છનિય કામ કર્યું છે. છતાં તે તરફ અત્યાર સુધી મૌન રાખ્યું. પણ હાલમાં મને જણાવાયું છે કે કેટલાક અસંતુષ્ટ સભ્યો આ સભાના વર્તમાન કાર્યકર્તાઓ વિરૂધ્ધ ખટપટ તથા હિલચાલ કરી રહયા છે અને ફુટ પડાવી સભાના સંગઠનને શિથિલ કરી રહયા છે. તેવા એક પ્રયાસ રૂપે તા. ૨-૧-૧૯૬૬ના રોજ અમદાવાદ આર્ય સમાજમાં એક ગેર બંધારણીય સભા બોલાવવા માટે કેટલાક સમાજના પ્રતિનિધિઓને મ. અંબાલાલભાઇ આર્યે બોલાવ્યા છે. તે સંબંધે આથી હું આ સભાની સાથે જોડાએલી તમામ આર્ય સમાજોના અધિકારીઓ અને પ્રતિનિધિ સદસ્યોને સ્પષ્ટ જણાવું છું કે એવી કોઇ સભા આ સભા તરફથી બોલાવવામાં આવી નથી. અત: સભાની શિસ્તને ધ્યાનમાં લઇ પ્રતિનિધિ સભાસદોએ તેમાં ભાગ લેવો નહિ અને જે લોકો એવી સભા બોલાવશે અને જેઓ તેમાં હાજર રહેશે તે ગેરકાનુની અને સભાની શિસ્તનુ ભગ કરનાર ગણાશે, તેની લાગતા વળગતા સર્વેએ નોંધ લેવી. જે કોઇ પણ સભાસદને સભાના સંબંધમાં કાંઇ પણ જણાવવાનું હોય તો સભાના પ્રધાન યા મંત્રીને જણાવવું જે પર સભા યોગ્ય વિચાર કરશે.

ભવદીય,

મુંબઇ. તા. ૨૧-૧૨-૬૫

જયદેવ આર્ય. (સહી)
પ્રમુખ મું. પ્ર. આ. પ્રતિ. સભા

## અ. ભા. આર્ય-યુવક શિક્ષણ શિવિર

સત ભાવાં આર્ય કન્યા મહાવિદ્યાલય, કરૌલ બાગ, નઇ દિલ્લીમાં તા. ૨૪ થી ૩૧ ડીસેમ્બર સુધી થશે.

આ શિવિર આર્યજગતના મહાન, વિદ્વાન, સંન્યસી સ્વામી શ્રી. સમર્પણાનન્દજીની અધ્યક્ષતામાં થશે તેમજ તેમાં પ્રાણાયામ, આસન વિગેરેનું શિક્ષણ આપવા ઉપરાંત શ્રી. પં. પ્રકાશવીરજી શાસ્ત્રી, શ્રી. રામગોપાલજી શાલવાલે, શ્રી. પં. રઘુવીરસિંહજી શાસ્ત્રી વિગેરે પ્રસિદ્ધ વિદ્વાનોનો પણ સમુચિત પ્રબંધ કરવામાં આવ્યો છે.

લાભ લેવા ઇચ્છતા યુવકોએ યથાસમય મંત્રી આર્ય-યુવક શિક્ષણ શિવિર, ૬૩-૧૩, રોહતક રોડ, નઇ દિલ્હીના સરનામે પત્ર-વ્યવહાર કરી નક્કી કરી લેવું.

# આર્ય સમાજ અને આર્યોનું કર્તવ્ય

લેખક :—
જીવનલાલ રાઠોડ, વડોદરા.

— * * * —

( લેખાંક પાંચમો )

મારી લેખમાળાના ચોથા લેખાંકમાં હું આર્ય સમાજના પદાધિકારીઓએ કંઇ રીતે વર્તવું જોઇએ? અને જાહેર જીવનમાં પણ આગેવાની લેવા માટે જનસંપર્ક સાધવો જોઇએ અને સાહિત્ય પ્રકાશન સંસ્થાઓ સાથે પણ સંપર્કમાં રહેવું જોઇએ. એ વિષય પર મારા વિચારો પ્રગટ કર્યાં હતા. આ લેખાંક પાંચમામાં આર્ય સમાજે પ્રચાર અંગે શું કરવું જોઇએ? એ વિષે મારા નમ્ર વિચારો પ્રગટ કરીશ.

આર્ય સમાજનો પ્રચાર નીચે લખી પદ્ધતિએ થઇ શકે, વ્યકિતગત આર્ય સમાજી તરીકે, ઉપદેશકો દ્વારા, સન્યાસીઓ દ્વારા, આર્ય સમાજ મંદિરના વ્યાસ પીઠથી અને જાહેર સમારંભોમાં વિદ્વાન મહાપુરૂષોને બોલાવીને તેમના પ્રવચનો દ્વારા અને જનહિતના કાર્યો હાથ ધરીને કરી શકાય છે.

માત્ર ઉપદેશકોજ આર્ય સમાજનો પ્રચાર કરવા જવાબદાર છે. એમ આજકાલ આપણે માની બેઠા છીએ, અને તેઓને વેતન આપવામાં આવે છે. એટલે પ્રચારની જવાબદારી માત્ર તેમની જ છે. એવો આપણે આગ્રહ રાખીએ છીએ. આ માન્યતા ઠીક નથી.

એક એક આર્ય પુરૂષે આર્ય સમાજના સિધ્ધાંતોનો પ્રચાર કરવા પ્રચાર કરાવવું જોઇએ. પરંતુ એક માટે બની શકે? કે જ્યારે આપણે વૈદિક સાહિત્યનું પુરેપુરૂં અધ્યયન કરવું જોઇએ. આજે આપણે જોઇએ છીએ ત્યારે સારૂં સારૂં દેખાય છે કે આર્યો સ્વાધ્યાય પ્રત્યે ઘણું દુર્લક્ષ સેવી રહયા છે. જો આપણો સ્વાધ્યાય નહીં હોય તો આપણે આપણા વૈદિક સિદ્ધાંતો બીજાને કંઇ રીતે સમજાવી શકવાના છીએ? એ એક મોટો પ્રશ્ન છે. માટે દરેક આર્ય મહાનુભાવે અવશ્ય સ્વાધ્યાય શીલ થવું જોઇએ.

હિંદુ જનતા ગમે તે મત પંથમાં માનતા હોય પણ તેઓને ધાર્મિક ચર્ચામાં પુરેપુરો રસ તો હોય છે જ. પરંતુ આપણે ખુદ જો સ્વાધ્યાય શીલ નહીં હોઇએ તો સામી વ્યકિતને કંઇ રીતે સિધ્ધાંતો સમજાવી શકવાના છીએ એ આપણે વિચાર જ કરતા નથી. માત્ર મુર્તિપૂજા, અવતારવાદ ઇત્યાદિ પ્રશ્નો પર ઉપર છલ્લુ આપણું જ્ઞાન હોય અને તેના આધારે આપણે માત્ર અંકનાત્મક રીત અપનાવીએ તો તેનું પરિણામ એ આવે કે સામી વ્યકિતના દિલમાં આપણા માટે સારી છાપ નહીં જ પડે.

આપણે પૂર્ણ રીતે ઇશ્વરમાં અસ્તીત્વમાં માનીએ છીએ. ઇશ્વરમાં અમોને પૂર્ણ શ્રદ્ધા છે. અમો પણ ઇશ્વર પુજામાં માનીએ છીએ. ભગવાન કૃષ્ણ અને ભગવાન રામચંદ્ર એ ઇશ્વર ન હતા પણ યુગ પુરૂષ હતા. અને યુગ પુરૂષ તરીકે તેમના જીવનમાંથી બોધ લઇ તેમના ચરિત્રમાંથી અને તેમના ઉપદેશોને જીવનમાં ઉતારવા અમો વધારે માન્યતા ધરાવીએ છીએ. અવતારવાદ એ કંઇ રીતે મીથ્યા છે? તે અંગે આપણા પાસે સમજાવવા માટેની હૃદય સોંસરવી ઉતરી જાય તેવી દલીલો પણ હોવી જોઇએ.

આર્ય સમાજ ત્રૈતવાદમાં માને છે. એ ત્રૈતવાદ સિદ્ધ કરતાં પહેલા શંકરાચાર્યના અદ્વૈતવાદ, રામાનુજાચાર્યનો દ્વૈતવાદ, વલ્લભાચાર્યનો વિશીષ્ટા દ્વૈતવાદ વિગેરે સિધ્ધાંતોનું પણ આપણે પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી લેવું જોઇએ અને તે બધી વસ્તુ સમજાવી પછી ત્રૈતાવાદનું પ્રતિપાદન કરવું જોઇએ.

આપણા પ્રચારમાં કટુતાનો આશ્રય ન લેવામાં આવે તેની પણ કાળજી રાખવી જોઇએ. મહાભારત કાળ પછીના છેલ્લા પાંચ હજાર વર્ષમાં વેદ પ્રતિપાદીત સત્ય સનાતન વૈદિક ધર્મના સ્થાને અન્ય મત મતાંતરો કેવી રીતે સ્થપાયા? અને તેના પરિણામે આપણી અધોગતી કેમ થવા પામી? તેનું સ્પષ્ટ ચિત્ર દોરી શકીએ એટલું આપણું જ્ઞાન હોવું જોઇએ. અને તે સારી રીતે સમજાવી શકવાની આપણે ક્ષમતા પણ પ્રાપ્ત કરવી જ જોઇએ.

મનુષ્ય સામાજીક પ્રાણી છે તેને પરિવાર, સગાવહાલા, સબંધીઓ હોય છે. જ્યાં નોકરી કરતા હોય છે ત્યાં પણ એક વર્તુલ હોય છે વ્યાપારી હોય તો પણ, ધંધા અંગેનું એક વર્તુલ બંધાએલું હોય છે. આ બધા જુદા જુદા મત પંથ અને સંપ્રદાયોના માનનારાઓ હોય છે. સંપ્રદાયવાદીઓ માત્ર પોતાના સંપ્રદાયના મહાપુરૂષોને અને તેના લખેલા ગ્રંથો અને કિર્તનોને જ સર્વસ્વ માનતા હોય છે. કેટલાક સંપ્રદાયવાદથી પર હોય છે અને સંતોના ચાહક હોય છે. તેમની વાણીને જ પ્રમાણ માની તે રીતે વર્તતા હોય છે.

વિવિધ વર્ગ હોય છે. તે અમુક શાસ્ત્રો અને તેના વચનોને જ વળગી રહે છે વધારેનું જ્ઞાન મેળવવા કે સાંભળવા તેઓ તૈયાર જ હોતા નથી. આવા આવા અનેક વિચારસરણી ધરાવતા લોકોના સંપર્કમાં એક યા બીજા બહાને મળવાનું, સંપર્કમાં આવવાનું રહયા જ કરે છે.

છતાં પણ આ લોકોને ધાર્મિક વાતચીતોમાં તો રસ હોય છે જ. આવા

( વધુ માટે જુઓ પાનું આઠમું )

ક્રોધના અગ્નિને શાંત કરવા સમતાનો ઉપયોગ કરો. માનના પર્વતને ભેદવા નમ્રતાનો સહારો લો. માયાની ઝાડીને કાપવા સરળતાનું સાધન વાપરો.




તંત્રીસ્થાનેથી

## પત્ર તત્ર સર્વત્ર કરતું કોઇ નથી

આપ હિન્દુ ધર્મ સમ્મેલનમાં ગયા હતા? ના જી! સમાચાર પત્રોમાં જ વાંચી લીધું. આવી ઉદાસીનતા કેમ?

ભાઇ સાહબ! ત્યાં તો અમારા જેવાની જરૂર જ ન હતી.

કેમ! એવું શું હતું?

મહારાજ! અમે તો રહયા સાધારણ માણસો, અને આ સમ્મેલન થએલું અસાધારણ સ્થાનમાં એટલે વિજ્ઞાન-ભવનમાં. વિજ્ઞાન-ભવનનાં સમ્મેલનો તો કારવાળાઓ માટે થાય છે, બેકારો માટે નહીં.

આપની આ દલીલ તો બેકાર છે. ત્યાં તો આપ બસથી જઇ શકત. ધર્મ પ્રત્યે શ્રદ્ધા હોત તો ચાલીને પણ જઇ શકત.

જી હાં, ધર્મ જયારે વિજ્ઞાન સાથે મળે છે તો અમારી શ્રદ્ધા ડોલવા માંડે છે.

શું તમે હિન્દુ ધર્મને વૈજ્ઞાનિક નથી માનતા?

સિદ્ધ તો કરી શકાય છે, પણ આજના જમાનાના પંડયા-પૂજારીઓએ તેને રૂઢિયો અને ધારણાઓનો જ ધર્મ બનાવી દીધો છે.

પણ હિન્દુધર્મ સમ્મેલનમાં થએલા ભાષણોએ તો આ શંકાઓને નિર્મૂળ બનાવી દીધી છે.

જી હાં, ભાષણોમાં તો શંકાઓ નિર્મૂળ સિદ્ધ થઇ ગઇ પરંતુ વ્યવહારમાં તો તેવું કંઇ જ દેખાતું નથી.

સિદ્ધાંતને વ્યવહારમાં લાવવા માટે જ આવા સમ્મેલનો ભરવામાં આવે છે. તેનાથી વિચારો ફેલાય છે. વિચારોથી વાતાવરણ બને છે. અને વાતાવરણ બને એટલે સિદ્ધાંત વ્યવહારમાં આવવા લાગે છે.

જી ના, સિદ્ધાંત તો ત્યારે જ વ્યાવહારિક બને છે જયારે કથની અને કરણીમાં એકાત્મતા થાય. આજે તો હિન્દુ ધર્મના ઢોલ પિટવાળાઓ જ તેના આજે સહુથી મોટા દુશ્મનો બની બેઠા છે. તેઓ હિન્દુ ધર્મની સહિષ્ણુતાના ગીતો ગાતા તો થકતા નથી પણ જીવનમાં તેમના જેવો અસહિષ્ણુ કોઇ નથી. આ લોકો હિન્દુ ધર્મને ઉદાર કહેતા થાકતા નથી. પણ પોતાના જીવનમાં તેઓ પોતે કેટલાક અનુદાર છે તે બીજાઓ શું જાણે? અલગ અલગ મઠ, જુદા જુદા સંપ્રદાયો અને એક બીજા પ્રત્યે ઘૃણા અને અનાદરને પાલીપોષી શું આ લોકો હિન્દુ ધર્મનું ભલું કરી શકશે ખરા?

જી ના, એક જ ઉદ્દેશથી, એક જ પંથ ઉપર ભેગા થશે તો એમનામાં ભાવાત્મક એકતા ઉભી થશે જ. માટે આવા સમ્મેલનોની આવશ્યકતાથી ઇન્કાર થઇ શકે નહીં.

તેનો તો અમે પણ ઇન્કાર નથી કરતા. અમારૂં તો એટલું જ કહેવું છે કે ફકત ભાષણોથી હિન્દુ ધર્મનો ઉદ્ધાર નથી થઇ શકતો.

તો આ ઉદ્ધાર કેવી રીતે થઇ શકશે?

આ ઉદ્ધાર થશે વર્તમાન યુગની આવશ્યકતાઓને સમજી તે પ્રમાણે હિન્દુ ધર્મને આચરણમાં ઢાલવાથી, કોરી વાતોથી કે ફકત બજાવવાથી નહીં. આ વાત તો મુન્શીજીએ સમ્મેલનના ઉદ્ઘાટન પ્રસંગે જ કહી દીધી હતી.

ફરીથી તમે એ ને એ વાતનો રાગ આલોપો છો. ભાઇ સાહબ! કહેવાથી શું ફાયદો. કહેવાતું શું નથી. પ્રશ્ન તો કરવાનો છે. કોન કરે છે? કેવી રીતે કરે છે? તેનો શો ઉપાય છે? અને તેની શી દશા છે? તેને વ્યવહારમાં લાવવા માટે કયું સંગઠન કામ કરી રહ્યું છે? કેવી રીતે કરે છે? જયાં સુધી આવા સમ્મેલનો માત્ર દેખાવના જ છે.

કાંઇ નહીં તો આવા પ્રદર્શનોથી ધર્મના ઉજ્જવલ સિદ્ધાંતોનો પ્રચાર તો થાય છે જ.

માફ કરજો, હિન્દુઓમાં હિન્દુ ધર્મના પ્રચારની આવશ્યકતા નથી. તેના માટે તો ક્રાન્તીકારી કાર્ય કરવાની જરૂર છે.

કેવું ક્રાન્તીકારી કાર્ય?

તેવું જ, જેવી રીતે ઇસાઇ મિશનરીઓ જે રીતિ નીતિથી કરે છે. જયાં સુધી હજારો હિન્દુઓ હિન્દુ ધર્મની સેવા કાજે પોતાના સુખ અને ભોગોને તિલાંજલી આપી જન કલ્યાણનું વ્રત લઇ ઘરે-ઘરે અલખ નહીં જગાડે ત્યાં સુધી હિન્દુ ધર્મ અંધેરી ખાઇમાં જ પડયો રહેશે, અને દિન પ્રતિદિન તેને એમજ ધુન લાગ્યા કરવાની.

તો આના મૂળમાં વાંધો કયાં છે? આમાં સૌથી મોટી બાધા છે વિચારસરણીની. જયાં સુધી ધર્મ વ્યકિતગત મુકિતનું સાધન બની રહેશે ત્યાં સુધી તેની સામુહિક ઉન્નતિ થઇ શકશે નહીં. જયારે જન જનમાં રામ અને સેવામાં ધર્મ સાધન પરમ તત્વ માની લેવામાં આવશે, ત્યારે હિન્દુ ધર્મ સંસારમાં સુર્યની જેમ ચમકવા લાગશે. બીજું, હવે જુના મઠો અને મઠાધિશોના સહારે હિન્દુ ધર્મમાં ક્રાન્તી આવી શકશે નહીં. તેના માટે તો વ્યાપક રીતે નવા દ્રષ્ટિકોણવાળા સમાજ સેવકોના સેવા મંડળો સ્થાપવા પડશે.

આ લોકો કેવી રીતે સંગઠન સાધશે? તેઓ કરશે ભ્રમોનું ઉન્મૂલન, કુરીવાજોનુ નિવારણ અને સામૂહિક ધર્મનું સંગઠન કેવી રીતે?

જ્ઞાન અને વિજ્ઞાનના સમન્વયથી, આધુનિક સાધનો અને મર્યાદાઓથી, સેવાનું ભાથું અને ત્યાગના સાધનથી.

વિચાર તો સારા છે. પણ અમારી પણ દશા એજ છે.

કેવી?

જેવી ભાષણો આપનારની છે. તેઓ ભાષણો આપી પોતાનું કર્તવ્ય પુરૂં થએલું માને છે અને અમે લખીને કે કહીને. એજ તો મુસીબત છે.

જી હાં, બધા કહે જ છે, કરતું કોઇ નથી.

● ●

# માનવ સમાજના દુઃખનો ઉપાય

લેખક : શ્રી. રામચંદ્ર કાલીદાસ આર્ય



(ગતાંકથી ચાલુ)

આજે જગતમાં દ્રષ્ટિ ફેરવતાં માલમ પડે છે કે દુનિયા અત્યારે વાદની પકડમાં જકડાએલી છે. શાહીવાદ, સામ્યવાદ, સમાજવાદ, સ્ટેલીન વાદ, લ્યુથરવાદ, લેનીનવાદ, માર્કસવાદ વગેરે. અશાંતિને દુર કરવાનો ઉપાય માટે કેટલાક ખરી રીતે વૈદિક સમાજવાદને અપનાવ્યા સિવાય દુનિયાની અશાંતિ દુર થઇ શકે તેમ નથી. વૈદિક સમાજવાદ વિષેનું ટુંક ખ્યાન તા. ૬-૧૧-૬૫ના આર્યપ્રકાશના અંકમાં આપ્યું છે. જેથી અત્રે ફરીથી લખવું વ્યાજબી નથી. વેદ કહે છે કે—

"सर्वे भद्राणि पश्यतु माकश्चिद दुःख भाग भवेत"

કોઈપણ દુઃખી ન હોય. બધાનું કલ્યાણ થાય. કોઇપણ માનવી અન્ન વિના ન રહે, સ્થાન વિના ન રહે, વસ્ત્ર વિના ન રહે અને ઉત્તમ શિક્ષણ વગરનો ન રહેવો જોઇએ. આ છે વેદનો આદર્શ. આ બતાવ્યો વેદનો આદેશ અને ખરેખરી રીતે જોઇએ તો સાચો સામ્યવાદ છે. વેદમાં કહ્યું છે કે "त्यक्तेन भुञ्जी थाः" ભોગ ભોગવો પણ ત્યાગ પુર્વક ભોગ ભોગવો.

વેદે બતાવેલા ત્યાગવાદને છોડવાથી જ આજનો માનવ સમાજ દુઃખી છે. આજે માત્ર ભારતવાસી જ દુઃખી છે એમ નથી. પરંતુ અત્યરે જાહોજલાલી ભોગવતા દેશના લોકોને જરા ખાનગીમાં તપાસશો. અરે અમેરીકાને જઇને પુછશો તો તે પણ કહેશે કે અમે દુઃખી છીએ. કેટલાક કહે છે કે તેનો ઉપાય શસ્ત્રબંધી છે. તો તે જરા પણ સાચું નથી. શસ્ત્ર બધી કહેનારા કપટ રાખીને જ વાત કરે છે. પોતાના ગજવામાં પિસ્તોલ રાખવી છે અને બીજાને શસ્ત્રબંધીનો ઉપદેશ આપવો છે. એ કેવી રીતે સફળ થાય? હાલના જમાનામાં પશ્ચિમના દેશોમાં તો શસ્ત્ર સંન્યાસ થવો અસંભવિત છે. કારણ કે વિજ્ઞાનમાં આગળ વધેલા દેશો યુદ્ધની સમાગ્રીના ગંજ ખડકે છે.

ચોરી બંધ કરવા માટે પોલીસ રાખવામાં આવી. જેલ બનાવી ઉંચા પ્રકારની તીજોરીઓ બનાવવામાં આવી. પરંતુ ચોરીના ગુન્હાઓનું પ્રમાણ તો દિવસે દિવસે વધતું જ ગયું છે. તેવી જ રીતે સંસારમાં હોસ્પીટલો વધી. દવાઓ ને ડોકટરો વધ્યા તેમ રોગ પણ વધતા જ ગયા છે.

ત્યારે હવે સ્વાભવિક રીતે પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આ બધાનો સાચો ઉપાય શો છે? આ બધાનો ઉપાય વેદ આપણને બતાવે છે કે—

"मागृधः कस्य स्विद्धनम"

યજુ ૪૦-૧

કોઇના પણ અધિકારને છીનવા લેવો નહિ. આ સુત્રનો અમલ કર્તવ્ય રૂપે આચરણમાં મુકાય તો ચોરી વગેરે દુર્ગુણો એની મેળે જ બંધ થઇ જાય

જે લોકો પોતે જ રોગી છે. તે બીજાના રોગ શી રીતે મટાડી શકે? દાન અર્થાત ત્યાગ (વિવેકપુર્વક) દમન અર્થાત ખરાબ સંસ્કારોનું અને વૃત્તિઓનું દમન કરવું. દુષ્ટોનું દમન કરવું અને દાક્ષિણ્ય અર્થાત બીજાઓના પ્રતિ ઉદરતા આ ત્રણ ગુણો યુકત ભાવના જ માનવ સમાજ માટે કલ્યાણકારી છે. જે લોકો ઇશ્વર અને ધર્મને માન્યા વગર સુખની પ્રાપ્તી શોધે છે તેઓ આ સસારના રહસ્યને સમજી શકતા નથી.

નિરીશ્વર વાદીઓ કહે છે કે વિજ્ઞાનને જાણનાવાળો માનવ પ્રકૃતિ પર કાબુ મેળવી શકે છે. સજ્જનો આપણે પ્રકૃતિ પર વિજય મેળવવાના બણગાં તો ફુંકીએ છીએ પણ પોતાના મન પર વિજય મેળવવાનું તો ભુલી ગયા છીએ. પરિણામે મન વિફરે છે અને તે આપણી બધી વસ્તુઓને છિન્ન ભિન્ન કરી નાખે છે.

હવે જો વિજ્ઞાનને જ સર્વોપરી માનીએ તો વિજ્ઞાનવાદીઓને મૃત્યુને આધીન શા માટે થવું પડે છે? આ પ્રશ્નનો જવાબ વિજ્ઞાનવાદીઓ આપી શકતા નથી અને તેથી ડાહયા માણસો કબુલ કરે છે કે વિજ્ઞાનવાદીઓ પણ મૃત્યુ સામે નિરૂપાય થઇ જાય છે.

ગુણિયલ સજ્જનો. વિજ્ઞાન નામની જો કોઇ ચીજ છે તો તે વિજ્ઞાનને પેદા કરનાર વિજ્ઞાનના નિયમોનો કાંઇક નિયામક તો જરૂર છે જ એવ માન્યા વિના છુટકો નથી.

વિજ્ઞાનવદીઓ પૈકી કેટલાંક કહે છે કે ઇશ્વરને બતાવો તો અમો ઇશ્વરના અસ્તિત્વનો સ્વીકાર કરીએ. તેમને જણાવું છે કે— ઇશ્વર એ કોઇ ભાતિક વસ્તુ નથી કે જે ચર્મચક્ષુથી જોઇ શકાય. બુરાં કર્મ કરતી વખતે ઇશ્વર પ્રતિક્ષણ પ્રેરણા આપે છે. હર સમય સાવધાન કરે છે કહે છે કે આગળ ન વધો. જોખમ છે મુશ્કેલીઓ છે પ્રતિક્ષણે તેનો આવાજ આવે છે.

કોઇ ભાંઇ કહેશે કે અમને તો ઇશ્વરનો ભીતરનો અવાજ સંભળાતો નથી વસ્તુતઃ કદાચ તે ભાઇને ભીતરનો આવાજ સંભળાતો ન પણ હોય તેનો અર્થ એવો નથી કે તેમની અંદર ઇશ્વરનો અવાજ ઉત્પન્ન થતો નથી.

યાદ રાખો કે એક તરફ ઇશ્વર દર્શન અને તમે પોતે આ બે વચ્ચે કોઇ રૂકાવટ જરૂર છે. આ રૂકાવટ ને દિવાલોને તોડયા વગર તમો તમારા પ્યારા પ્રીતમ પ્રભુની પાસે જઇ શકશો નહી આ રૂકાવટ કરનારી લોભજાળ, મોહજાળ, ક્રોધજાળ છે. આ જાળમા તમો ફસાયેલા છો. વાસનાની જાળમાથી મુકત થયા વગર પ્રભુના દર્શન થવાના નથી પ્રભુ દર્શન માટે પ્રત્યેક પ્રકારની ઇચ્છાનો ત્યાગ કરવો પડે છે. હવે અમારે ભકતરાજ દાદુરામના શબ્દોમાં કહેવું પડે છે કે—

खुशी तुम्हारी त्यों करु हम तो मानी हार
भावे बन्दा बखशिये भावें गही कर मार

જ્યારે લોભ ને લાલચને સ્થાન મળતું નથી ત્યારે કોઇ પોતાનું ને પારકું રહેતું નથી. પોતાપાણું રહેતું જ નથી.

उनका पता मिला तो फिर अपना
पता कहा
अब आशना कहा कोई न आशना कहा

ઇશ્વર અને આપણી વચ્ચે રૂકાવટ કરનારી એક વસ્તુ ભય છે. આ ભય મન, બુધ્ધિ, ચિત્ત અને શરીરને નાશ કરનાર છે. આજે દુનિયામાં નજર કરશો તો રશિયાને અમેરીકાનો ડર છે અને અમેરીકાને રશિયાનો ડર છે આ દેશો ભયના કારણથી જ દુનિયાને વિનાશના માર્ગે ધકેલી રહયા છે. આપણે દુર ન જતાં પાકિસ્તાન તરફ નજર કરો. ભારતે પાકિસ્તાનને કંઇપણ કહયું નથી. તેમને નાના ભાઈ ધણીને હંમેશા કરોડો રૂપીયા આપી, નહેરોના પાણી મફત આપીને મનાવ્યા કર્યું છે તેમ છતાં પાકિસ્તાને નિઃશુલ્ક રીતે હથીયાર લેવાને માટે પોતાની સ્વતંત્રતાની ધરાણે મુકી છે. પોતાની આર્થિક દશાને નષ્ટ કરી છે. અને પ્રજાતંત્ર વિધાનનું સત્યાનાશ વાળીને ડિકટેટર રાજ્ય સ્થાપન કરી છે. આ બધું તેણે શા માટે કર્યું? અમેરીકા પાસેથી સૈનિક સહાયતા લેવાને માટે જ, અને સૈનિક સહાયતા શા માટે? ઇસ્લામી રાજ્યોમાં તે જાહેર કરે છે કે અમોને ભારતનો ભારતનો ડર છે. આ ભય રાખવો વ્યર્થ છે. ભારત તો જીવો ને જીવવા દો નીતિને અપનાવી રહયું છે.

(ક્રમશ)



શ્રી પં. દયાશંકરજી ત્રિવેદી દ્વારા

# પંચમહાલ જીલ્લાના લુણાવાડા તાલુકામાં થયેલ વૈદિક ધર્મનો પ્રચાર

પાદેડી ગ્રામમાં શ્રી પટેલ કાળુભાઇને ત્યાં પરસાળમાં પેટ્રોમેક્ષના પ્રકાશમાં ઉપદેશ કરવામાં આવતો.

તા. ૧૫-૧૧-૬૫ રામપુર (પાદેડી) ગ્રામમાં શ્રી પટેલ ભગાભાઇને ત્યાં બૃહદ્યજ્ઞ તથા વેદ કથા કરવામાં આવી. સત્ય, ધર્મ, ઇશ્વર વિષયો પર સમજ આપવામાં આવી. ભજનો દ્વારા પણ પ્રચાર કર્યો.

તા. ૨૬-૧૧-૬૫ થી તા. ૪-૧૨-૬૫ સુધી પાદેડી (રામપુર) ગ્રામે વેદ સપ્તાહ નિમિત્તે પ્રતિદિન જ્ઞાન યજ્ઞ રાખવામાં આવેલો. પથમ ઇશ્વર વિષય ઉપર સત્ય સ્વરૂપ, શાશન, ન્યાય, દયા, વિષય પર સંગીત દ્વારા ભજનો વિ. થી ઉપદેશ. ધર્મ એક જ છે. ધર્મના લક્ષણો તથા ધર્મનું વાસ્તવિક સ્વરૂપ ઉપર વેદ, ઉપનિષદ શાસ્ત્રોનાં પ્રમાણ આપી સમજાવવામાં આવ્યુ. આત્મા વિષય ઉપર આત્મા અનાદિ છે. તથા જીવ કર્મ કરવામાં સ્વતંત્ર, ને ફલ ભોગવવામાં પરતંત્ર કેવી રીતે છે તે સમજાવવામાં આવ્યું. મનુષ્યની વિષેશતા શા માટે છે. "મનુભવ" આ વિષય ઉપર વિસ્તાર પૂર્વક પ્રમાણ યુકત સાર ગર્ભિત વ્યાખ્યાન આપ્યું. આજકાલનો સંપ્રદાયવાદ મૂર્તિપૂજા, વળી સચી પૂજા કોની કેવા પ્રકારે કરવી વિ. અંધશ્રધ્ધાથી થતા દોષોનું વર્ણન કરવામાં આવ્યું. લગાતાર રાતના સમય ૮-૦ થી ૨-૦ વાગ્યા સુધી ચર્ચા શંકા સમાધાન, ભજનો, ગઝલો, દોહરા, કાવ્યો વિ. ચાલતાં. રામપુર ગામના ભાઇઓ પણ રોજ રાત્રે આવી જ્ઞાન યજ્ઞનો લાભ લેતા રામાયણની શિક્ષા. નીતિ વિષય ઉપર મનોહર પ્રમાણોથી વ્યાખ્યાન આપ્યો. ઇશ્વર શકિત. તેનું સૃષ્ટિ સર્જન, સૃષ્ટિ શા માટે રચી, રચવાનુ પ્રયોજન તથા પ્રકૃતિ શું છે. તે પણ સમજાવવામાં આવ્યુ. ધન ધન હો તેરી કારીગરી કરનાર, સુર્ય કી લલીમેં ઔર ચંદ્રકી ઉજાળીમેં બોલો વહ કોન હૈ, વિ. સુંદર ભજનો સંભળાવવામાં આવ્યાં. રામાયણ મહાભારતનુ જ્ઞાન અને તેનું આચરણ જીવનમાં ઉતારવા વિષે બોધ.

તા. ૭-૧૨-૬૫ રામપુર (પાદેડી ગ્રામે, શ્રી દલસુખભાઇ સેવકને ત્યાં પ્રાત:થી મધ્યાન્હ સુધી. વિશેષ પ્રકારથી બૃહદ્ યજ્ઞ રાખી. સાંજે વેદ કથા કરી ભજનો વિ. થી સત્ય જ્ઞાનનો ઉપદેશ આપવામાં આવ્યો.

મોટાવડદલા ગ્રામે શ્રી પંડયા હીરાલાલ વાલજીભાઇને ત્યાં પ્રાત: બૃહદ્ યજ્ઞ કરાવી "ત્રયો ધર્મ સ્કંધા" વિષય પર પ્રવચન તથા રાત્રે વેદ કથા રાખવામાં આવી. ગ્રામજનોએ ખુબ જ સંખ્યામાં લાભ મેળવ્યો હતો.

પંડયા જેશંકર ભગવાનને ત્યાં બૃહદ્ યજ્ઞ રાખવામાં આવ્યો તથા સાંજના યજ્ઞ, દાન, ધર્મ ઉપર વ્યાખ્યાન આપ્યું હતું.

પંચાલ શંકરભાઇને ત્યાં હવન કરાવી વેદ કથા કરવામાં આવી.

નાના વડદલા ગ્રામે ત્રિવેદી હિરાલાલ તથા શ્રી સરપંચ બાલશંકર તરફથી સ્વસ્તિયાગ રાખવામાં આવ્યો બે દિવસ સુધી સવાર સાંજ યજ્ઞ ચાલુ રહયો તેમજ રાત્રે વ્યાખ્યાન, ભજનો દ્વારા વૈદિક ધર્મનો પ્રચાર કર્યો.

બીજી વાર નાના વડદલા ગ્રામ સમસ્ત જનતા તરફથી યજુર્વેદ યજ્ઞ કરવવામાં આવ્યો. ત્રીજે દિવસે પૂર્ણાહુતિ કરી. યજ્ઞના દર્શનાર્થે દુર દુરથી શ્રદ્ધાળું માતાઓ, ભાઇઓ, ઘી, તલ, ડાંગર. શ્રીફળ વિ. હોમવા આવતા હતા. ત્રણે દિવસ રાત્રે પ્રભુની રચના, વેદજ્ઞાન, વિષયો ઉપર વ્યાખ્યાન થયાં.

સોમારાના મુવાડા ગ્રામે દરેક ભાઇઓ તરફથી બે વાર યજ્ઞો પ્રથમ બે દિવસ તથા પછીથી ત્રણ દિવસ કરવામાં આવ્યા સાથે સાથે રાત્રે ધર્મ, ઇશ્વરનું શાશન, સત્ય સ્વરૂપ, સમાજની કુપ્રથા વિષયો પર વ્યાખ્યાન ઉપદેશ આપવામાં આવ્યો. જેનો પ્રભાવ આજુબાજુના ગામોમાં સુંદર પડેલો.

ભટ્ટવાડા ગોરાડા ગ્રામે જોષી શિવરામને ત્યાં બે દિવસ. યજ્ઞો કરાવી, વેદ કથા તથા ઉપનિષદ કથા કરવામાં આવી. યજ્ઞથી થતા લાભ. તેની પરિપાટી વિ. વિષય ઉપર ગુજરાતીમાં વ્યાખ્યાન આપવામાં આવ્યું હતું.

ગાંગટા ગ્રામે મહાયજ્ઞ ત્રણ દિવસ સમસ્ત ગ્રામભાઇઓના સાથથી રચવામાં આવ્યો તથા સાથે સાથે વધુ ચાર દિવસ ધર્મ, અર્થ, કામ, મોક્ષ, ઇશ્વરની સત્તા, જીવનું અસ્તિત્વ, અંધશ્રધ્ધા, મૂર્તિપૂજા કયારે ચાલી શા માટે ચલાવી. તેથી થયેલ નુકશાન તથા શ્રાધ્ધ, ગરૂડપુરાણની આલોચના કરી દ્રષ્ટાંત આપવામાં આવ્યાં. દેશમાં ચાલી રહેલ સંપ્રદાયવાદ કુરૂઢિયો તથા સંસ્કાર વિષય ઉપર વ્યાખ્યાન આપી જનતાને સાચુ માર્ગદર્શન કરાવ્યું.

નાના વડદલા ગ્રામમાં શ્રી સરપંચ બાલશંકરને ત્યાં બેવાર બૃહદ્ યજ્ઞ રાખી ધર્મનું આચરણ શા માટે કરવું. તેથી થતા લાભ. યજ્ઞનું મહત્વ અને યજ્ઞથી થતા લાભ વિ. સમજાવ્યું.

સોમારાના મુવાડા ગ્રામે ત્રિવેદી અંબાલાલ તથા ત્રિવેદી દલસુખરામને ત્યાં બૃહદ્ યજ્ઞો કરી, વેદ તથા સત્યધર્મનો ઉપદેશ કરવામાં આવ્યો.

# સાસરે જતી જાપાનીસ પુત્રીને માની શિખામણ

રજુકર્તા :— ડા. ખુશાલભાઇ કે. પટેલ

જાપાનમાં જ્યારે પુત્રી પરણીને સાસરે જાય છે, ત્યારે પોતાની મા તરફથી એને ઘણી જ ઉમદા શિખામણ આપવામાં આવે છે. જે પુત્રીના સંસારમાં ઘણી જ ઉપયોગી થઇ પડે છે. આપણા દેશમાં દરેક સ્ત્રીએ એ શિખામણ ગ્રહણ કરવા જેવી એ વૈદિક શિખામણ જેવી જ છે માટે અત્રે રજુ કરવામાં આવે છે.

(૧) આજે લગ્ન પછી તું મારી પુત્રી નહીં રહે. આજ સુધી તું જે રીતે મારી અને તારા પિતાની આજ્ઞા પાળતી આવી છે, તે જ પ્રમાણે હવે તું તારા સાસુની અને સસરાની આજ્ઞાનું પાલન કરજે.

(૨) લગ્ન પછી માત્ર એક પતિ જ તારો સ્વામી થશે. તેની સાથે હંમેશા નમ્રતા અને મોટું મન રાખજે. પોતાના પતિની આજ્ઞાનું અક્ષરશઃ પાલન કરવું એ સ્ત્રીઓની સર્વશ્રેષ્ટ પવિત્ર ફરજ છે.

(૩) તારા સાસરીઆમાં હંમેશા વિનય ને સહનશીલતા રાખજે અને કાર્યકુશળ બનજે.

(૪) સાસરીઆ સાથે અણબનાવ ન કરીશ, જો એમ થશે તો પતિનો પ્રેમ ખોઇશ.

(૫) કદિ ક્રોધ ન કરીશ. પતિ કંઇ અયોગ્ય કહે ત્યારે, તે સમયે મૌન રહેજે અને જ્યારે પતિ શાંત થાય ત્યારે નમ્રતાથી ખરી હકીકત સ્પષ્ટ રીતે સમજાવજે.

(૬) બહુ વાતો ન કરીશ, જુઠું ન બોલીશ અને પડોશીની નિંદા ન કરીશ.

(૭) હાથ જોનાર જોષીને ભૂલેચૂકે પણ તારા ભાગ્યની હકીકત ન પૂછીશ.

(૮) તારું ગૃહકાર્ય કરકસરથી ચલાવજે અને સાવધાનીપૂર્વક બધી ઘરની વ્યવસ્થા કરજે.

(૯) તારા પિતાની ઉચ્ચપદવી અથવા તારા પિયરની ઉચ્ચ ગૃહસ્થાઇનો ગર્વ કે ઘમંડ ન રાખીશ. પતિ સમક્ષ તારા પિયર કે પિતાની ધનાઢ્યતાનાં વખાણ ન કરીશ.

(૧૦) હંમેશા લજ્જાશીલ કપડાં પહેરજે, ઘણા ભપકાદાર કપડા પહેરીશ નહિ અને હંમેશા સાદાઇથી જ રહેજે.

જાપાન દેશ પશ્ચિમી ઉદ્યોગોથી આગળ આવ્યો છતાં, તેણે પોતાની સંસ્કૃતિ જાળવી રાખી છે. એ સ્વામી વિવેકાનંદના શબ્દો અત્રે આપણને તદ્દન સાચા લાગે છે. માટે ભલે આપણે પણ વિજ્ઞાન અને પશ્ચિમની ભૌતિક ઉન્નતિને અપનાવીએ છતાં, જાપાનની માફક આપણી સંસ્કૃતિને ન છોડવી જોઇએ.



# પ્રભુ ઉપાસના

માણસ ઇશ્વરમાં શ્રધ્ધા રાખે છે, તેની સત્તાનો સ્વીકાર સર્વ શક્તિમાન સમજીને-ઇશ્વરની સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના કરે છે તેનો માનવ જન્મ સફળ થાય છે. ઇશ્વરના ગુણગાનને બ્રહ્મવિદ્યા પણ કહી શકાય. બ્રહ્મવિદ્યાનો અર્થ છે કે માણસને પોતાની ઉન્નતિ અર્થાત્ બ્રહ્મપ્રાપ્તિ માટે જે ગુણોની જરૂર છે તે માટે તે ગુણોનું ચિંતન. કથન અને મનન કરવું એ જ સ્તુતિ છે ભજનનો લાભ એ છે કે માણસના દરેક કર્મના સંસ્કાર તેના અંતઃકરણ પર પડે છે અને અંતઃકરણ પર હમેશા સંસ્કાર પડવાથી સ્વભાવનું રૂપ ધારણ કરે છે. પરમાત્માના ગુણોનું કથન, ચિંતન અને મનન કરવાથી સ્વભાવ પવિત્ર બને છે.

— બ્ર. ઉર્મિલાકુમારી

# સામાર-સ્વીકાર

## સંઘદર્શન

આર્ય સેવા સંઘના માસિક પત્રિકા સંઘદર્શનનો બીજો અંક મળ્યો છે. સંઘદર્શનની સાઇઝ તથા ગેટપ સુંદર હોઇ છપાઇ પણ સરસ છે. છતાં માસિક લવાજમ ફક્ત રૂા. ૨) જ છે. સંપાદક તરીકે ગુજરાતી આર્ય સાહિત્યના પ્રચારક શ્રી શ્રીકાંત ર. ભગતજીના તંત્રી પદે આ પત્રિકાની શુભ શરૂઆત થઇ છે. શ્રી. ભગતજી સિધ્ધ હસ્ત લેખક તથા અનુવાદક છે. તેમનો સંપાદકીય અનુભવ ઘણો જ વિશાળ છે. આજ દિન સુધી તેમના હસ્તે અનેક નાના મોટા ગ્રંથોનો થએલો અનુવાદ પ્રશંસાને પાત્ર બન્યા છે. શ્રી. ભગતજીની સાહિત્ય સેવા દિન પ્રતિદિન વધે તેમજ જનતા તરફથી તેમને પુરતો સહકાર મળે એજ મંગલ કામના ચલુ અંકમાં તેમણે આર્ય સમાજીઓને કરેલી ટકોર વિચારણીય તથા અનુકરણીય છે.

પત્ર વ્યવહાર કરવાનું સ્થળ :-
શ્રી. શ્રીકાંત ર. ભગતજી
૮-૫૦૧, યાંલ્લાવાડ, સુરત ૨.

# દુઃખદ અવસાન

ચિખોદરા તાલુકાના અગ્રગણ્ય વેપારી તથા અંબાલાલ આશીભાઇ પટેલની પેઢીના સંસ્થાપક શ્રી. અંબાલાલભાઇના ૬૮ વર્ષની ઉંમરે થએલા દુઃખદ અવસાનના સમાચારોથી દુઃખ અનુભવ્યું.

શ્રી. અંબાલાલભાઇ ૬૮ વર્ષના વયોવૃદ્ધ હોવા છતાં સશક્ત તેમજ ખુબ ઉત્સાહી હતા. તેઓ સ્વભાવે મિલનસાર, પ્રેમાળ, દયાળુ તથા ઉદાર હોવા છતાં સ્પષ્ટવક્તા હતા.

સ્વર્ગસ્થના જવાથી તેમના નાના ભાઇ શ્રી. ઇશ્વરભાઇ ઉપર આવી પડેલી આ અણધારી આપત્તીમાં આર્યપ્રકાશ પરિવાર હાર્દિક સમવેદના પ્રગટ કરીએ છીએ તથા સ્વર્ગસ્થને ચિરશાંતિ તથા શોકસંતપ્ત પરિવાર તથા બહોળા મિત્ર મંડળને ધૈર્ય પ્રદાન કરવા પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ.

# શોક જનક અવસાન

મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધી સભાના ઉપ પ્રમુખ શ્રી એલ. કે. નંદવાણાના સુપુત્રીના નવજાત ફુલ સમા શિશુના શોક જનક અવસાન પ્રત્યે દિલસોજી વ્યક્ત કરી, સ્વર્ગસ્થના આત્માને ચિરશાંતિ તથા પારિવારિક જનોને ધૈર્ય પ્રદાન કરવા પ્રભુને યાચના કરીએ છીએ.

# ભગવાનના ભકત

## લેખાંક ત્રીજો

પ્રેષક:— આર્યબંધુ



આવો, આવો, આર્યબંધુ, નમસ્તે. ભકતરાજ બોલ્યા. (આર્યબંધુએ મનમાં વિચાર્યું હવે રંગ લાગ્યો લાગે છે.) નમસ્તે ભકતરાજ, ચાલો ત્યારે બેસીને ચર્ચા કરીએ તે દા'ળે અધુરી રહી ગઇ છે તે.

આપણા શરીરને ટકાવવા માટે પરમાત્માએ અન્ન ઉત્પન્ન કરેલ છે. કયારેક પ્રવાસમાં ગયા હોઇએ અને સમય થતાં ભુખ કકડીને લાગે અને ભોજન તે સમયે ન મળે ત્યારે આપણા શરીરની તથા મનની સ્થિતિ કેવી થાય છે? એ રીતે આત્માના ખોરાક માટે પરમાત્માએ વેદરૂપી અમૃતપાન આપેલ છે. તેનો આપણે આત્મ કલ્યાણ માટે ઉપયોગ, સ્વાધ્યાયરૂપે, સત્સંગમાં જઇ કે માનસિક જપ વિગેરે ન કરીએ તો આત્મ જ્ઞાન કયારે થાય? એ સઘળું કયારે ભાવે. જે રીતે ભુખથી શરીરને વ્યાકુળતા વેઠવી પડે છે. તે રીતે આત્માની વ્યાકુળતા ઉત્પન્ન થાય ત્યારે સમજવું કે આત્માને જ્ઞાનની ભૂખ જાગી, અને પ્રભુ દર્શનની પ્રેરણા થઇ રહી છે.

આ ગાયત્રી મંત્ર ઘણો જ શકિતશાળી છે. એ માટે અવિદ્યા કાલમાં આ મંત્રને ઉપાસકોએ સ્વાર્થવશ થઇને તેને પોતાના માટે છુપાવી રાખેલો જેથી તેની શકિતનો કોઇ લાભ લઇ ન શકે અને બધા ગુરૂગમના ચરણની સેવામાં રહે. જેથી તો હિન્દુઓમાં આ વાતની પ્રસિદ્ધિ છે કે, "ગુરૂ બિન ગતી નાહી". બીજી કહેવત છે 'ગુરૂ ગોવિંદ દોનો ખડા, કીનારો લાગુ પાય, બલહારી ગુરૂદેવકી જીને ગોવિંદ દીયા બતાય." (આ સાંભળેલું)

(પ્રત્યક્ષ પ્રમાણ)

ગુરૂ મીલા પં. પ્રતાપચંદ્ર જીને બતા દીયા ગોવિંદરામ
બન ગયા પુસ્તક વિક્રેતા ઔર આર્યબંધુ જયર.મ

એના માટે પ્રત્યેક હિન્દુ બચ્ચાએ પોતાની ગતિ માટે ગુરૂ ધારણ કરવાની આવશ્યકતા રહી છે અને રહેશે. આ મંત્ર કાનમાં કહેવાથી અને કોઇ પણ વ્યકિતને સંભળાવવાની આજ્ઞા ન હોવાને કારણે સ્વાર્થી તથા નામ માત્રના દંભી ગુરૂઓને પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાનો અવસર સારો એવો મળી ગયો.

જે સંપ્રદાયમાં જે ભર્યો તે તેના સેવક, યજમાન. પુજારી અથવા શિષ્ય થયા. તેનું પરિણામ એ આવ્યું કે આ જાતિ પૂર્વ દિશાથી પશ્ચિમ દિશા તરફ યાત્રા કરવા લાગી અને આજ સહસ્ત્રો વર્ષોમાં એ દિવસને બદલે રાત્રિના અંધકારમાં કુંભકરણની ઘેરી ઊંઘમાં સુઇ ગઇ. આ જાતિના સ્વાર્થી ગુરૂઓને ગુરૂમંત્રના મુકિત સાધનના બદલે પૈસા કમાવાના સાધન બનાવી લીધા. જે અમૂલ્ય ગુરૂમંત્રનું મૂલ્ય કોઇ પણ ન ચુકવી શકે, તે અત્યારે નવા પૈસામાં વેચાવા લાગ્યો.

પરંતુ જે કોઇ શકિતનો નિરાદર કરે છે તે સ્વયં નિરાદર થઇને નાશ થાય છે, અને અપમાનિત સમય આવે તે થાય છે. જ્યારથી આ ગુરૂમંત્ર વેચાવા લાગ્યો ત્યારથી આ જાતિ અર્થાત્ આ ગુરૂમંત્ર પૈસાથી લેનાર અને દેનાર બેઉ નિરાદરને પ્રાપ્ત થવા લાગ્યા અને અન્ય જાતિયોથી દબાવા લાગી અને પદદલિત થઇ તેના દાસ બનવા લાગ્યા. હાય! જ્યારે એ દિવસ હતો ત્યારે આ ગુરૂમંત્રના ઉપાસક કદાચ કોઇ દુષ્ટ અત્યાચારી ઉપર ક્રોધ થઇ જતો અને શ્રાપ આપી દે તો દુષ્ટ નષ્ટ થઇ જતો. એ સાધક પોતાના મનમાં શુભ સંકલ્પ કરતો પણ પૂર્ણ થઇ જતો. કયાં આજની આ દુર્દશા, એજ આર્ય જાતિ શું આર્યાવર્ત (ભારત દેશ) દરેક રીતે મોખરે રહેલો આજ નિર્ધન અને કંગાલ થઇ રહયો છે.

બુધ્ધિ અને જ્ઞાન હોવા છતાં પણ બુદ્ધિહીન અને મૂર્ખ કહેવાય છે. ભૂમિ હોવા છતાં અન્ન ઉત્પાદનમાં આળસુબની પરદેશી અન્ન મંગાવી નિવાદ કરવાનો સમય લાવ્યા છીએ. ભાઇઓ! હવે સમય પરિવર્તન માગે છે. માટે પ્રાંતવાદ, જાતિવાદના ભેદભાવને દુર કરી ઐકયતાની તલવારથી અજ્ઞાનીઓનો સામનો કરી પ્રાચીન કુસંપના ઇતિહાસને પચાવી, સહકારનો અમર ઇતિહાસ રચી અખંડ આર્યભૂમિ ઉપર સામરાજ્ય સ્થાપો એવી પ્રભુ પાસે પ્રાર્થના.

હે પરમાત્મા! તમોએ કેવી સંસારની લીલા કરી છે. જેમાં પ્રાણી માત્રને કોઇ વસ્તુથી વંચીત રાખેલ નથી. વિશેષમાં મનુષ્ય આત્માને સર્વ પ્રકારની સ્વતંત્યતા આપી છે. જેનો ઉપયોગ જે તે રીતે કરવા ધારે એ રીતે કરી શકે છે. પણ તમારી લીલાનો પાર કોઇ પામી શકતો નથી. ભૌતિક વિજ્ઞાનીઓ ચંદ્રલોકમાં પહોંચવા માટે અથાગ પરિશ્રમ કરી રહયા જણાય છે. છતાં તેઓની કલ્પનાઓ હજુ પાર પામી નથી. હે પરમેશ્વર! તમારી બલીહારી છે. આપ સચ્ચિદાનંદ સ્વરૂપ, નિરાકાર, નિર્વિકાર, સર્વ શકિતમાન, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનંત અનાદિ અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અમર, નિત્ય, પવિત્ર અને સૃષ્ટિકર્તા છો. આત્માને પૂર્ણ સત્તા આપીને એ વસ્તુ તમોએ એવી રાખી છે જેથી તે આત્મા પરતંત્ર છે. કારણ તે કર્મ

(વધુ માટે જુઓ પાનું આઠમું)

# માટુંગામાં આદર્શ વૈદિક વિવાહ તથા ઉપનયન સંસ્કાર!

આર્ય સમાજ પરિવારના પરિચિત અને જાણીતા કાર્યકર્તા શ્રી. સ્નાતક સત્યવ્રતજીના વચલા પુત્રી શ્રી. ભારતીબેનનું શુભ લગ્ન તા. ૧૨-૧૨-૬૫ના રોજ માટુંગા ખાતે રામવાડીમાં પૂર્ણ વૈદિક વિધિથી અતિ સાદાઇથી પણ સુંદર રીતે ઉજવાયું. તે પ્રસંગે પૂ. પં. નાગરદાસ વાનપ્રસ્થ, પં. દયાશંકર શર્મા મહોપદેશક, પં. રવિશંકર દ્વિવેદી, પં. વિભુદેવ શાસ્ત્રી, સ્ના. શાંતારામજી તારકર વેદવિશારદ આદિ વિદ્વાન પુરૂષો દ્વારા વિવાહ સંસ્કાર સંપૂર્ણ વૈદિક વિધિથી રવિવાર પ્રાત: કાળ ૧૦॥ વાગ્યે પ્રારંભ થયો. પારડી નિવાસી શ્રી. લલ્લુભાઇ ગોવિંદજી પરમાર જેઓ નોર્થ રોડેશિયા (ઝામ્બીઆ)માં લાંબો વખત રહ્યા બાદ હાલ ઘાટકોપરમાં સ્થાયી થયા છે તેમના ચિ. પુત્ર શ્રી મહેન્દ્રકુમાર સાથે ભારતીબેનનો વિવાહ થયો તે વખતે મુંબઇ તથા ઉપનગરના અનેક આર્યો, સામાજિક કાર્યકર્તાઓ, કોંગ્રેસના આગવાનો તથા ઉભય પક્ષનાં આપ્તજનો અને મિત્ર વર્ગની મોટી ઉપસ્થિતિ હતી. આણંદ, બોરીઆ, વડોદરા, સુરત, નવસારી, વટાર ઇત્યાદિ સ્થળેથી સારી સંખ્યામાં સ્નેહીઓ ઉપસ્થિત હતા. જેમાં મુખ્ય શ્રી શેઠ હરગોવિંદ ધરમશી કાચવાલા, શ્રી જયદેવજી આર્ય, શ્રી ઓમકારનાથ, શ્રી હિરાલાલ, શ્રી રવજીભાઇ ગણાત્રા, શ્રી નાનાલાલ મહેતા, શ્રી કાશીનાથ તારકર, શ્રી જગજીવનભાઇ પરમાર, શ્રી રમણિકલાલ દેસાઇ, શ્રી રતિલાલ બી. મહેતા, પ્રિન્સીપાલ જયંતિલાલ પી. શાહ. પ્રિન્સીપાલ રામભાઇ પટેલ, શ્રી શરદચંદ્ર મહેશ્વરી, શ્રીમતિ સુલોચનાબેન. મોદી, શ્રી ડો. વસંત દેસાઇ, શ્રી કાંતિલાલ ટી. દેસાઇ, (રીટાયર્ડ ચીફ જસ્ટીસ) શ્રી કપિલદેવ કે. દેસાઇ, (જસ્ટીસ મુંબઇ હાઇકોર્ટ), બાબા મહારાજસિંહ, શ્રી મનસુખલાલ તથા ભાનુભાઇ કપાસી, શ્રી રવિન્દ્રભાઇ પટેલ, શ્રીમતિ રતનબેન દમણિયા, શ્રી શામલાલ અગ્રવાલ, શ્રી પ્રધ્યુમનસિંગજી, શ્રી દેવવ્રત ત્યાગી, શ્રી સરસ્વતિબેન શાસ્ત્રી, શ્રી ત્રિકમજીભાઇ ગજ્જર, શ્રી કૌશિકભાઇ પટેલ, શ્રી રણછોડભાઇ પટેલ, શ્રી ઉત્તમલાલ ભગતજી, શ્રી દલપતલાલ ઝવેરી, શ્રી નટવરલાલ ભાવસાર, શ્રી નટવરલાલ ભગતજી, શ્રી હરકિસનદાસ દેસાઇ, શ્રી ગુણવંતરામ ગુપ્તા, શ્રી નરેન્દ્રભાઇ શિવલાલ, શ્રીમતિ વિમલા પ્રભાત પ્રિન્સીપાલ, શ્રી કે. પી. સિંગ પ્રિન્સીપાલ, શ્રી અનિરૂધ્ધ સંઘવી. એડવોકેટ શ્રી તાપીદાસભાઇ, શ્રી રાજરત્ન પ્રતાપરાયભાઇ મહેતા, શ્રી જયંતિલાલ કામદાર આદિ સજ્જન મુખ્યત્વે હતા.

વૈદિક સસ્કારોની પધ્ધતિથી ઉપસ્થિત રહેલા સજ્જનો અને સન્નારીઓને ઘણો સંતોષ થયો હતો. સ્વામી દર્શનાનંદજી મહારાજે પણ સંસ્કાર વખતે ઉપસ્થિત રહી શોભા વધારી હતી શુભાશિર્વાદ અને મંગલાષ્ટકની ટેપરેકાર્ડ સંભળાવવામાં આવેલ હતી અને સપ્તપદી વગેરેના ભાવના સુંદર ગીતો પણ તેમાં સંભળાયા હતા.

આ વિવાહ સંસ્કાર પૂર્વે શ્રી સત્યવ્રતજીના બન્ને સુપુત્રે ચિ. રાજપ્રકાશ અને કિર્તીકુમારનો ઉપવિત સંસ્કાર પણ સવારે ૮॥ વાગે ઉપલા પંડિતો તથા ગુરૂજનોએ વૈદિક વિધિથી કર્યા હતો અને તે પ્રસંગે ઉપનમનનું મહત્વ વગેરેનું ઉદ્બોધન કરવામાં હતું જેનો ઉપસ્થિત જનતા ઉપર સારો પ્રભાવ પડયો હતો.

ઉક્ત વિવાહ માટે નોંધપાત્ર બાબત એ હતી કે એ વર્તમાન જ્ઞાતિબંધનને તોડીને કરવ માં આવ્યો હતો જે શ્રી. સત્યવ્રતજીના જીવનની એક ખાસિયતને અનુરૂપ હતો. માત્ર આર્ય સમાજના સભ્ય બની, રવિવારે કે કયારેક સત્સંગમાં જવાથી, આર્ય સમાજને લગતું સાહિત્ય વાંચવાથી કે આર્ય લોકમાં મોટી મોટી વાતો કરવાથી ખરા આર્ય બનાતું નથી ખરા આર્ય તરીકે જીવનમાં સિદ્ધાંતો ઉતારી તે પ્રમાણે વર્તવાને માટે તો તલવારની ધાર ઉપર ચાલવા જેવી બાત છે જે ભાગ્યેજ કોઇ અપનાવી શકે છે. તેવ઼ાઓમા શ્રી સત્યવ્રતજી એક છે. એમના જીવનને ખરેખર ધન્ય છે. વરવધુ બન્ને સુશિક્ષિત. ચરિત્રશિલ, વિનયી અને સસ્કારી હોઇ દરેકના આશિર્વાદને પ્રાપ્ત થયા હતા.

સાંજે ૫॥ વાગ્યે ઉપલાજ સ્થળે –રામવાડીમાં–સત્કાર સમારંભ ગોઠવવામાં આવ્યો હતો જે વખતે ઉભય પક્ષના સેંકડો પરિચિત મિત્રો અને સગાઓ હાજર હતા તેમનો યોગ્ય રીતે ફળફળાદિથી સત્કાર કરવામાં આવ્યો હતો અને બાદ આ સમારંભ શાંતિથી પૂર્ણ થયો હતો.

– મૂળજીભાઇ દિપીકર

---

(સાતમા પાનાનુ ચાલુ)

કરવામાં સ્વતંત્ર છે પણ કર્મ ભોગવવામાં પરતંત્ર છે. બીજી વસ્તુ આનંદ જે માટે આનંદ જે માટે આત્મા તમારી ઉપાસના કરે છે. વાહ રે વાહ પરબ્રહ્મ પરમાત્મા! તમારી લીલાની બલીહારી. શું લખી શકુ લખવાની પ્રેરણા પણ પ્રભુ તમારા તરફથી જ મળે છે.

ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકામાં સ્વામી દયાનંદ મહારાજે સાચો અને સરળ માર્ગ બતાવેલ છે.

બહુ જ શ્રધ્ધાથી ગયા સંજ્ઞક પ્રાણ આદિમાં પરમેશ્વરની ઉપાસના કરવાથી જીવન મુકિત થાય છે, પ્રાણમાં બલ અને સત્ય પ્રતિષ્ઠિત છે. કારણ કે પરમેશ્વર પ્રાણોનો પણ પ્રાણ છે અને તેનું પ્રતિપાદન કરનાર ગાયત્રી મંત્ર છે. જેને ગયા કહે છે. અથર્વ વેદના મંત્ર દ્વારા સ્વામીજી પુરાવો આપે છે. જે ગાયત્રીનું ગાયન કરે છે તેને તે તારે છે. અને તેટલા માટે ગાયત્રીને ગયા કહે છે. અસ્તુ.

ચાલો ત્યારે ભક્તરાજ નમસ્તે.

★ ★

## આર્ય વિચાર

સત્ય હમેશા સત્કાર્યો દ્વારા જ પ્રગટ થાય છે જીવન એ એક આપણી સમસ્યા છે. અત્યાર સુધી આપણે સ્વદેશ કાર્યની ઘણીજ ઉપેક્ષા કરી છે, હવે દેશના માટે આપણે કાંઇક કરવું જ જોઇએ. સુખી થવા માટે ઇમાનદારીની જરૂર છે કે જે સુખ અંત:કરણના કશા ડંખ વિના અનુભવી શકાય છે.

– બ્ર. ઉર્મિલાકુમારી

---

(બીજા પાનાનું ચલુ)

લોકોના વિચારો જાણીને તેઓ જે માન્યતા ધરાવતા હોય તેના સાહિત્ય અને વિચારસરણીનો અભ્યાસ બરાબર કરી તેમના સાથે ધર્મિક ચર્ચાઓ શરૂ કરી તેમના વિચારો સૌ પ્રથમ આપણે મોઢે રજુ કરી વાર્તાલાપ કરવાથી સામાવાળાને આપણા પ્રત્યે જરૂર ભાવના પેદા થશે, અને એ રીતે અવાર નવાર મળી સહેલાઇથી વૈદિક સિધ્ધાંતો તેઓને સમજાવી શકાશે.

(ક્રમશ)

---

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર આર. પી. આર્ય પ્રકાશ પ્રી. પ્રેસ, કાકડવાડી, મુંબઇ-૪
માલિકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસિધ્ધ કરવામાં આવ્યું છે.

29-12-65

રજી.નં. બી.-૨૦



॥ ओ३म् ॥

# आर्यप्रकाश

ऋग्. यजु. साम. अथर्व.



મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂા. ૬-૦૦ | તંત્રી : માધવેન્દ્ર શાસ્ત્રી | પરદેશ શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું | સૃષ્ટિ સંવત ૧૯૭,૨૯,૪૯,૦૬૬ ★ વિક્રમ સંવત ૨૦૨૨ દયાનંદ ૧૪૧ ★ શનિવાર તારીખ ૧૮-૧૨-૧૯૬૫ અંક ૩૮મો

## ક્રોધ એ ભંગી છે

### (ઉપદેશનો આધાર આચરણમાં છે)

લેખક : રામચંદ્ર કાળીદાસ આર્ય

સાધુ પુરૂષો-સંત પુરૂષો કહે છે કે ક્રોધ એ ભંગી છે. જો કે સંકુચીત માનસવાળાને આ સમજ પડશે નહિં.

વીત્રક કિનારે આવેલા એક ગામમાં હું નોકરી કરતો હતો કિનારાની તપોવન જેવી ભૂમિમાં એક સંતે થોડા વખત માટે મુકામ કર્યો હતો. એ સમયમાં કેટલાક સધુ ત્યાં પધાર્યાં હતાં. તેમાંથી એક સધુ મહારાજ સ્નાન કરીને આવતા હતા. હું પણ નદીમાં સ્નાન કરીને મારે ઘેર આવતો હતો. રસ્તો જરા સાંકડો હતો. નસીબ સંજોગે એક ભંગી બાઇ સામી મળી. તેથી પેલા સાધુએ બાઇ-ને કહ્યું કે "અરે નીચ ચાલ દુર થઈજા! બાઇએ જરા ગમત ખાતર કહ્યું કે હું દુર નહિ જાઉ. એમ કહીને તે સામી જ ઉભી રહી ને પેલા સાધુ મહા-રાજનો માર્ગ રોકયો. સાધુ મહારાજ ઘણા ગુસ્સામાં આવી ગયા ને અઘટિત ને તેમને ન શોભે તેવાં વચન બોલવા લાગ્યા ને ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યા. આ સાંભળી આજુબાજુના ખેતરમાંથી લોકો આવી એકઠા થયા. તેથી સાધુ મહા-રાજને તાન ચઢયું, ને ઉછળી ઉછળીને બાઇને મારવા લાગ્યા. એક બે ઢેકાં માર્યાં પણ ખરાં પછી એકત્ર થએલા લોકો પૈકી એક સજ્જન માણસે બાઇને પુછયું કે તું કેમ ખસતી નથી? ત્યારે તેણે જવાબ આપ્યો કે "આ સાધુ તો મારો ધણી છે" ને આ શબ્દો સાંભળીને સાધુ મહારાજ ઘણું ઘણું કુદવા લાગ્યા ને બિભત્સવાણી ઉચ્ચારવા લાગ્યા જેમ જેમ સાધુ મહારાજની બિભત્સવાણી સાંભળતી ગઇ તેમ તેમ તે બાઇ પણ એ મારો સ્વામી છે, એ મારો ધણી છે એમ કહેવા લાગી ઘણો વખત પસાર થયો ને સાધુ થકયો. લોકોએ પેલી બઇને સમજાવીને સાચું કારણ જણાવવાનું કહ્યું. ત્યારે બાઇએ કહ્યું જરા સાંભળો સાચી વાત કહું છું. ગઇ કાલે જ કથા થતી હતી હું દુર ઉભી ઉભી કથા સાંભળતી હતી. ત્યારે મહારાજ કહેતા હતા કે ક્રોધ એ ભંગી છે. હવે તમે જ જુઓ છો કે આ સાધુ મહારાજના દિલમાં ક્રોધ વ્યાપ્યો હતો તો તે ભંગી ખરા કે નહિ? જો તે ભંગી હતો ને હું ભંગીયણ હતી તો હું એની સ્ત્રી ખરી કે નહિ?

એકત્ર થયેલા લોકોની સમક્ષ એક ભંગી બાઇના જ્ઞાન રૂપી ઉપદેશ શરમના માર્યા સાધુ મહારાજે નીચું મુખ કરી રસ્તો પકડયો, ને તરત જ પેલા સંતે પણ પોતાનો મુકામ ઉઠાવી લીધો. તાત્પર્ય એટલું જ છે કે જ્ઞાનની કથા કરનારા પોતે આપેલા જ્ઞાનને પોતે આચારમાં મુકતા નથી અને તેથી તેમનો ઉપદેશ સફળ થતો નથી. લોકો અત્યારે જ્ઞાનને આચરણમાં મૂકનારને પૂજે છે.

આ બનેલી વાત ઘણા વરસો પહેલાંની છે. જેથી ભંગી કોમના માણસોએ સમજી લેવું કે તેમને હલકા દેખાવવા માટે આ લેખ લખ્યો નથી તેની નોંધ લેવી.

# હિંદુ સમાજને બદલે આર્ય સમાજ કેમ?

લેખક: પંડિત વિઠ્ઠલેશ આર્ય વૈદિક ધર્મોપદેશક
વડોદરા.

યુગ પ્રવર્તક મહર્ષિ દયાનંદજીએ હિંદુ સમાજને બદલે આર્ય સમાજ નામ કેમ પસંદ કર્યું?

આ દેશનું મુળ નામ આર્યાવર્ત હતું ને આર્યાવર્ત નામ બધા જાણે છે ને કોઇપણ શંકા વગર માને છે. ને પૌરાણિક પંડિતો પણ હાલમાં કોઇ સંસ્કાર કરાવે છે ત્યારે સંકલ્પ કરાવતી વખતે આર્યાવર્ત શબ્દ બોલે છે. ઐતિહાસીક દૃષ્ટિએ મહાભારતના સમય સુધી આ દેશ સર્વત્ર આર્યાવર્તના નામથી પ્રસિદ્ધ હતો ત્યાર પછી ભરત નામના યશસ્વી રાજાએ આ દેશનું ભારત નામ પ્રસિદ્ધ કર્યું. ભારત પછી અંગ્રેજોએ આ દેશનું નામ ઇન્ડિયા રાખ્યું ને તે નામ પરથી આ દેશને, દેશની જનતા હિન્દુ હિન્દુસ્તાન નામથી પ્રસિદ્ધ થઇ.

નામની પાછળ પણ કોઇ અર્થ રહેલો હોય છે. આર્યનો અર્થ શ્રેષ્ઠ પુરૂષ થાય છે. આ દેશની બધી જ જનતા મહાભારતના સમય સુધી વેદને (વૈદિક ધર્મને જ) માનનારી હતી એટલે શ્રેષ્ઠ માનવોનો દેશ ગણાતો હતો. ઘણા વિદ્વાનોનું કથન છે કે, હિન્દુ શબ્દ ધિક્કારવાચક છે. ને આફ્રિકામાં મહાત્મા ગાંધીજીને પણ આ શબ્દથી અપમાન સહન કરવું પડયું હતું.

જાતિય નામના સંબંધથી કરોડો વ્યકિતઓના હૃદયને અને મસ્તિષ્કને પ્રભાવિત કરે છે. હાલમાં સમય છે કે આર્યસમાજીઓ આ આર્ય પદનું મહત્વ અને ગૌરવ અનુભવ કરી સંકિર્ણ મનોવૃત્તિથી ઉપર ઉઠે. અને આ પ્રાચીન નામ હઠ અને દુરાગ્રહ છોડી ધારણ કરે અને બીજાઓને કરાવે.

કોઇ વસ્તુ એટલા માટે શ્રેષ્ઠ અને પ્રિય ન હોવી જોઇએ કે એનો પ્રચાર સર્વસાધારણમાં થઇ ચુકયો હોય અને એનાથી છુટવાનું કઠીન પડતું હોય. કોઇ રોગ સર્વ સાધારણમાં ફેલ ઇ ગયો હોય ત્યારે તેને કોલેરાના નામથી જાહેર કરી જલ્દીથી છુટવા પ્રયત્ન કરવામાં આવે છે

હિન્દુ અથવા ઇન્ડિયા નામનો બહુ પ્રચાર થઇ ગયો છે એટલે એ જ નામ રહેવા દેવું એ કોઈ ઠોસ યુકિત નથી. (बुध्धेः फलमना ग्रहः) બુદ્ધિનું ફળ હઠ નહિ કરવું જોઇએ. એ છે. જ્યારે અમારૂં નામ હિન્દુ નથી એ સિદ્ધ થઈ ગયું છે. તથા એ શબ્દ ધિક્કારવાચક છે, અપમાન છે ત્યારે આ હિન્દુ અગર ઇન્ડિયા ત્યાગવામાં દુરાગ્રહ રાખવો અગર વિલંબ કરવો અશોભાસ્પદ છે. હિંદુ મહાસભા સંગઠનના નામ પર નવી નવી વ્યાખ્યાઓ કરે છે. વીર સાવરકર જેવા વિદ્વાને પણ આના ઉપર ઘણી વ્યાખ્યાઓ કરી હિંદુઓના માથે ઓઢાડી છે. ઘણી દુઃખની અને લજ્જાની વાત છે કે કોંગ્રેસ પણ આ દેશને ઇન્ડિયા નામ રાખવામાં હઠ અને દુરાગ્રહ કર્યો છે. આ ઘણું ખેદજનક છે.

ઘણી કઠિનતાથી ઇન્ડિયા સાથે ભારત શબ્દ વિધાનમાં આવ્યો છે. પરાધીન અવસ્થામાં અમે જે કઇ કર્યું તે કંઇ અંશોમાં ક્ષમ્ય છે પરંતુ સ્વતંત્રતા મેળવ્યા પછી આ નામનો દુરાગ્રહ રાખવો એ અક્ષમ્ય છે. આયરલેન્ડે (Ereland) પોતાના જ દેશનું નામ બદલીને અયયર (Eavr) રાખી દીધું. ફારસ દેશના રહેવાસીઓએ પોતાના દેશનું પ્રાચીન નામ ઇરાન રાખી લીધું સાથમાં ફારસી ભાષા અને અરબી શબ્દ કાઢીને ફેંકી દીધા (અયયર અને ઇરાન બંને શબ્દો આર્ય શબ્દોમાંથી જ બન્યા છે) એક અમે જ કમભાગી લોકો છીએ કે અમારો દેશ સ્વતંત્ર થયા પછી વિદેશીઓ દ્વારા ઇન ભૂસીત અને અપમાનજનક નામોને ચીટકી રહયા છે.

મહર્ષિ દયાનંદે આ નામ કાઢવા માટે યુકિતયુકત ઘણી મહેનત કરી, હિંદુ ઇન્ડિઆ નામ કાઢી આર્યાવર્ત નામ પ્રસિદ્ધ કરવા એ આર્યસમાજીઓનું મુખ્ય કર્તવ્ય હતું અને આર્યસમાજીઓ પણ પ્રવાહમાં દોરાઇ ઢીલા પડવા લાગ્યા છે.

સંગઠનની દૃષ્ટિએ પણ હિંદુ શબ્દ વિશેષ આકર્ષણવાળો નથી, કારણ કે જૈન અને બુદ્ધ પોતાને હિન્દુ કહેવડાવવા આગ્રહ રાખતા નથી, અને શીખો પણ આ નામથી નારાજ છે. અને આર્યસમાજીઓને તો આ નામથી ઘણી જ ઙરૂણા છે અને હોવી જોઇએ એક વખત કાશીમાં હિંદુ અધિવેશન ભરાતી વખતે પારસી પ્રતિનિધિઓએ હિંદુ મહાસભાને બદલે આર્ય મહાસભા રાખવામાં આવે તો તેમાં જોડાવવાની ઇચ્છા પ્રગટ કરી હતી.

કેટલાક લોકો આર્ય નામ અપનાવવામાં અમે આર્યસમાજી ગણાઇશુ એમ બીક રાખે છે. પણ આ યુકિતનો કોઇ સાર નથી. થોડા વખત માટે આ ભ્રમ રહે પણ પછી જ્યારે આર્ય કહેવડાવવામાં તથા લખાવવા લાગશે ત્યારે આપોઆપ ભ્રમ દુર થશે. જેવી રીતે નમસ્તે શબ્દથી અભિવાદન કરવાનો પ્રચાર આર્યસમાજ દ્વારા થયો છે. આજ સર્વ ઠેકાણે વિના સંકોચ તેનો પ્રયોગ કરવામાં આવે છે. ફિલ્મ જગતમાં મુસલમાન એકટરો પણ નમસ્તે દ્વારા અભિવાદન કરે છે. તો આર્ય શબ્દ લખવથી આટલો ભય કેમ થાય છે અને તેમાંય જયારે આર્યસમાજીઓ પણ સંકોચ પામે છે ત્યારે તો વાત જ શી!

હિંદુ જેવો અપમાનજનક શબ્દ ગળે ઉતારી લીધો ત્યારે આર્ય શબ્દ તો રત્નની ખાણ છે. આને ગ્રહણ કરવામાં જરાય સંકોચ રાખવો નહિ જોઇએ. કદાચ રાજ્ય દ્વારા આ નામને અપનાવી લેવામાં આવે તો જરાય કઠિનાઇ રહેતી નથી પણ વર્તમાન સરકારને પુરાણી વાતમાં સંપ્રદાયિકતાની ગંધ આવે છે એવી આશા રાખવી એ દુરાશા માત્ર છે. આ કાર્ય તો અમારે જ કરવું પડશે. આનો ભાર મહર્ષિ દયાનંદની ઉત્તરાધિકારીણી આર્ય સમાજ, જે પ્રાચીન ભારતીય સંસ્કૃતિ પર અભિમાન કરે છે. તેને જ ઉઠાવવો પડશે. આશા છે કે આર્ય સમાજ તેના લીડરો અને આર્યસમાજીઓ હિંદુને બદલે આર્ય અને ઇન્ડિયા ને બદલે આર્યાવર્તનો પ્રચાર કરે તેમાં જ એમનું ગૌરવ અને પ્રતિષ્ઠા છે.



પ્રતિભા એટલે પરાજયને વિજયમાં ફેરવનાર આત્માની એક શકિત! આવી પ્રતિભાવાળો માનવ પરાજયમાં પણ વિજયનું સ્મિત કરી જાણે......




તંત્રીસ્થાનેથી

## રાષ્ટ્રે વયં જાગૃયામ:

ઘણા વર્ષો થયાં એક આર્ય સમાજનો ચોકીદાર રોજ સવારે ચાર વાગે નિયમિત ઊઠી સ્નાન સંધ્યાથી પરવારી ગામના ફળિયાઓમાં કોઇ પણ જાતનું ભજન કે પ્રભાતિયું ન ગાતા ફકત "ઓ સદિયોંસે સોનેવાલો અબ તો જાગો" બોલતો જાય અને આગળ વધતો જાય. લોકોને લલકાર સાંભળીને આશ્ચર્ય લાગતું. કેટલાંકને કડવું પણ લાગતું. છતાં મદના ચોકીદારે તો પોતાનું ક્રમ ચાલુ જ રાખ્યો. ધીમે ધીમે બીજા બાળકો પણ તેની સાથે જોડાવા લાગ્યા. હવે એકી સાથે બધા જ ફળીયાઓમાં એક જ જાતનો આવાજ ગુંજવા લાગ્યો કે "સોનેવાલો જાગો" પરિણામે ગામમાં જાગૃતિ આવી અને આખું ગામ વાસ્તવમાં જાગૃત બન્યું. નવી નવી પ્રવૃત્તિઓ શરૂ થઇ અને રાષ્ટ્રીય જાગૃતિનું ગામડું પ્રતીક બની ગયું.

મહર્ષિ દયાનન્દે લગભગ સો સવાસો વર્ષ પહેલાં ભારતવાસીઓને જગાડવા માટે એવો જ મલમ જગાવેલો "રાષ્ટ્રે વયં જાગૃયામ:" કહી સદીયોથી નશામાં ઊંઘતી જાતીને ઢંઢોળીને જગાડવાનો ભગીરથ પ્રયત્ન આદરેલો. મહર્ષિનો સંદેશો ગામડે ગામડે પહોંચાડવા માટે આર્ય સમાજની સ્થાપના કરી. તેના જાગૃત પેહરેદારોએ અને ભજનિકોએ "તેરી ગઠરીમેં લાગા ચોર જાગ જરા" ના ભજનો લલકારવા માંડયા. કોઇએ કહ્યું "સોવત હૈ સો ખોવત હૈ, જાગત સો પાવત હૈ.

દેશના ખુણે ખુણે આવાજ ગુંજવા લાગી. સુતેલી જાતી જાગી અને સ્વતંત્રતા મેળવવાની તમન્નાએ ભારતીઓને બેચેન બનાવી દીધા આર્ય સમાજે જગાડેલી ભાવનાના પ્રતાપે જ રામપ્રસાદ, બિસમિલા, ચંદ્રશેખર, આઝાદભાઇ, પરમાનંદ, લાલા લજપતરાય, ભગતસિંહ, વીર સાવરકર વિગેરે અનેક ક્રાન્તીકારી વીરોએ પોતાના અમૂલ્ય બલીદાનો આપવાના ભગીરથ પ્રયાસો આદરેલા.

આજ ફરીથી વિદ્યાર્થીઓના તેમજ વિદેશીઓની આંખો ભારતને ગુલામીની જંજીરોમાં જકડવાના કુચક્રો શરૂ થયાં છે. પાકીસ્તાન તો શેતરંજનું એક માત્ર વ્યાહુ જ છે. તેની પાછળ વિદેશોના હાથ તેને રમાડવામાં લાગ્યા છે. અમારી શાંતિને કમજોરી માનીને નિત નવા કારસ્થાનો રચી પરેશાન કરવાનો પ્રયાસ જારી છે. જો કે સરકાર જાગૃત છે છતાં પ્રજાએ પણ ફરીથી હુંકાર કરવાનો સમય આવી લાગ્યો છે. મુસ્લીમ લીગે હિન્દુઓના બલીદાનથી મેળવેલી આઝાદીના ભાગરૂપે મફતમાં મેળવેલા પાકીસ્તાનથી ન ધરાતાં હવે કાશ્મીરના બહાના નીચે દિલ્લી ઉપર આંખ જમાવી છે. પરંતુ હવે તેને સમજી લેવું જોઇએ કે ભારતીય પ્રજા જાગૃત બની છે અને પાકીસ્તાનના દાંત ખટા કરી દેવા પુરતી તંકાત મેળવીને પહાડની જેમ ટક્કર લેવા તૈયાર છે. કહી અડપલું કરતાં લેવા ના દેવા ન પડે તેનો ખ્યાલ પાકીસ્તાને કરી લેવો જોઇએ.

## આર્ય સમાજ – પાટણ

તા ૩૧-૧૦-૬૫ના સાંજે પાંચ વાગે શ્રીમાન વકીલ ડાહ્યાભઇ મોતીલાલ બ્રહ્મભટના ગૃહે તેમના આમંત્રણને માન આપી વૈદિક બ્રૃહદયજ્ઞ તથા સત્સંગ કાર્યક્રમ રાખ્યો "હતો. તેમાં સંધ્યા. ઉપાસના મંત્રો, સ્વસ્તી વાંચનના ૧૦ મંત્રો. શાંત પ્રકરણના ૧૦ મંત્રો, બ્રૃહદયજ્ઞ, ભજન, આરતી તથા "ઇશ્વર સિદ્ધાન્ત" લેખક પંડીતજી રામચંદ દહેલવીજી લીખીતટેકટ તથા 'વિશ્વને આર્ય સમાજનો સંદેશ" ના પાછલા ભાગનું વાંચન અનુક્રમે ડો. આનંદરામજી તથા બાબુભાઇ આર્યે કર્યું હતું. શ્રીમાન ડાહ્યાલાલભાઇએ પ્રસંગોચિત વ્યાખ્યાન મહર્ષિ દયાનંદજી સરસ્વતીજીના કાર્યો વિષે સુંદર રીતે કર્યું હતું અને આર્ય સમાજ પાટણમાં સારી રીતે ફેલાય અને દેશની સારી સેવા કરે તેવી આશા વ્યકત કરી હતી. વૈદિક યજ્ઞ તથા કાર્યક્રમની સારી પ્રસંશા હાજર રહેલ પ્રતિષ્ઠિત વ્યકિતઓ કરતા હતા. તેમના (વકીલશ્રી) તરફથી રૂા. ૧૧-૦૦ દાનની જાહેરાત કરવામાં આવી છે. બાદ પ્રસાદ અલ્પાહારને ન્યાય આપી કાર્યક્રમ સંપૂર્ણ કરવામાં આવ્યો હતો.

## ભરૂચના સમાચાર

ગત માસમાં પોતાના કાર્ય સાથે શ્રી ખુશાલભાઇ પટેલ સુદર્શને વૈદિક સત્સંગ મંડળ તરફથી પ્રકાશિત રાષ્ટ્ર રક્ષા અંગેની પત્રિકાઓ તથા 'દેવદર્શન' અને 'યુગસંદેશ' પુસ્તકો ઓલપાડ તાલુકાના અણીતા. ઓલાવ, વડોલી, સાંઢિએર પરીઆ અને કઠોદરા ગામે વાંચનાલયોમાં જ્ઞાનલ્હાણીમાં આપ્યા હતાં તથા મહર્ષિ દયાનંદ લેખીત આર્યોદ્દેશ્ય રત્નમાળ ટ્રેકટ પણ એક એક વહેંચવામાં આવી હતી. ગામડામાં આવા ગુજરાતી સાહિત્ય પ્રચાર માટે ત્યાંની શાળા અને પંચાયતનો સહકાર લેવાથી સારૂં કામ થાય એમ છે એવું અનુભવે સમજાયુ છે.

મંડળનુ આઠમું પ્રકાશન "દેવ મારો દેશ" તૈયાર થઇ રહ્યું છે. આર્થિક સહકાર મળતાં ટુંક સમયમાં પ્રકાશિત થશે. મંડળના પ્રકાશનો મંગાવી આ બ્રહ્મયજ્ઞમાં આહુતિ આપવા વિનંતી છે. શ્રી ખુશાલભાઇ પટેલ, આચાર્ય મંદીર. ભરૂચના ઠેકાણેથી આ સાહિત્ય મળી શકે છે.

# ભારતીય ઇતિહાસના અજવાળા

લેખક: પંડિત વસિષ્ઠજી યાજ્ઞિક હલવદકર
( આયુર્વેદાલંકાર ) રાજકોટ

( ગતાંકથી ચાલુ )

આર્ય રકત જેના શરીરમાં ધબકતું હશે તેને તો સમજાશે કે ઇસ્લામની તલવારથી જે નથી બન્યું તે કામ પશ્ચિમની પ્રજાએ કર્યું છે છતાં આજે પણ પશ્ચિમના વિદ્વાનોનાં વિચારોને યુનિવર્સીટીમાં સ્થાન છે. પુત્ર પ્રતિ લખાયેલો પત્ર વાંચો. ભારતનો પ્રાચીન ધર્મ નષ્ટ પ્રાય છે. જો ઇસાઇ ધર્મ તેનું સ્થાન નહી લે તો કોનો હોય? મૈક્ષમુલરની હિંદના પ્રાચીન ઇતિહાસ વિરોધી પ્રવૃત્તિમાં મી. અલબર્ટ વેબર પણ તેને સહકાર આપતો હતો અને તેણે પણ ભારતીય સંસ્કૃતિ વિરોધી સાહિત્ય તૈયાર કર્યું છે.

### ભારતમાં અંગ્રેજી શિક્ષણનુ ગૌરવ તે અન્ય પક્ષે આર્ય સંસ્કૃતિનો વિરોધ

મૈક્ષમુલર અંગ્રેજ રાજ્યનો સ્થંભ હતો. બ્રિટીશ શાસકોએ આર્યોના આત્મ ગૌરવનાં નાશ કરવાના ધ્યેયમાં તેને પૂર્તિનો માર્ગ મલી ગયો તે એજ કે:--

જર્મન રાષ્ટ્રનું ભવિષ્ય સમાપ્ત કરવા માટે યુરપના બીજા યુધ્ધ પછી સન ૧૯૪૬માં ઇગ્લેંડથી એક શિક્ષા કમીશન જર્મની મોકલવામાં આવ્યું તેમાં ઇંગ્લાંડના મંડળની એક કુમારી (પુત્રી) પણ સાથે હતી. અંગ્રેજ ઘણા સમયથી જાણતા હતા કે શિક્ષણને વિકૃત કરવા માટે જાતીય ભાવ નષ્ટ કરવામાં આવે છે. સન ૧૮૩૫માં લોર્ડ વિલીયમ બેંટીકના સમયમાં વિખ્યાત લોર્ડ થામ્સ બેબિંગટન મેકોલો તેણે ભારતમાં શિક્ષણ વિષયનું કામ પોતાના હાથમાં લીધું અને કહ્યું કે:—

Indian in blood and colour but english in tastes in opinion in morals and in intellect.

quotedin C H I Vol-V.I.P.

ભારતમાં એક એવી શ્રેણી ઉત્પન્ન કરવાનો પ્રયાસ કરવો જેઓએ કે જે રકત અને રંગમાં ભારતીય હોય પરંતુ રૂચી, સમ્મતિ, સદાચારો અને બુધ્ધિમાં અગ્રેજી હોય. લોર્ડ બેંટિક ભારતમાં ગવર્નર જનરલ નીમાયા તેમણે મૈકોલોના વિચારને સંપૂર્ણ સહાનુભૂતિ આપી. તેથી મૈકોલોની ઇચ્છા મુજબ ભારતમાં શિક્ષણની વ્યવસ્થા થવા લાગી. અગ્રેજ અને જર્મન અધ્યાપકોને ભારતમાં ગોઠવ્યા જેમના નામ, બ્યુહલર. કોલબ્રૂક. હર્નલિ, થામ્સ, ગ્રિફિથ, ટાનિ. બુલનર વગેરે. ભારતની પ્રજાએ તેમનુ (વિદ્યાર્થીઓએ) સન્માન કર્યું તે સમયથી ભારતીય ઇતિહાસનું ખગ્રાસ ગ્રહણ થયું છે. પણ હવે તો ભારત સ્વતંત્ર દેશ છે. આજે ભારતની યુનિવર્સિટીઓ ને નમ્ર પ્રાર્થના છે કે શિક્ષણ ક્ષેત્રે ભારતીય સંસ્કૃતિ અને રાષ્ટ્ર પ્રેમ વધે તેવા પાઠય પુસ્તકોનો સ્વીકાર કરો. વિદ્વાન લેખકો જેઓ ભારતીય સંસ્કૃતિના અડગ ઉપાસક વિદ્વાનો છે તેમના પાસે મેટ્રીકથી એમ. એ. સુધીના ઇતિહાસ ગ્રંથો લખાવો. ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ગુજરાત યુનિ૦ પાસ કર્યો તેમાં ગુજરાત શબ્દની જે હકીકત આપી છે તે ખુબજ વિચાર-વિનિમય માગી લે છે લેખકે પ્રાચીન પુરાણોને પાછળથી લખાયા છે તે માન્યતા રાખીને પુરાણો પ્રતિ ઉદાસીન રહ્યા છે. યુનિવર્સિટી અને ગુજરાત સરકારને વિનંતી કરૂં કે ગુરૂકુલ કાંગડીના સ્નાતક પં. ભગવદત્ત કૃત બૃદદ ભારતના ઇતિહાસ બે ભાગ વાંચો. હિંદીમાં આ ગ્રંથ છે. આ લેખની સામગ્રી પણ "ભારત વર્ષ કા બૃહદ ઇતિહાસ"ના આધારે તૈયાર કરેલી છે "ભારતવર્ષ કા સાંસ્કૃતિક ઇતિહાસ" વાંચવા હું પુનઃ આગ્રહ કરૂં છું. આજે શિક્ષણ દ્વારા પશ્ચિમના વિચારો જ આપણે પચાવતા જઇએ છીએ. ભગવાન સૌને સન્મતિ આપે અને વહેલી તકે પાઠય ગ્રંથો ભારતીય સસ્કૃતિને અનુકૂળ તૈયાર થાય.

( સંપૂર્ણ )

# જગત ઉધ્ધારક મહર્ષિ દયાનંદ

લેખક: શ્રી ગુલાબચંદ પદયાત્રી, વડોદરા.

આપણા સાચા આર્યોનો જો ઉધ્ધાર કર્યાં હોય તો તે એક મહર્ષિ દયાનંદ સરસ્વતીએ જ, અને જો ઇશ્વરે એમને આ દુનિયામાં ન મોકલાવ્યા હોત તો આપણામાં સાચા સત્યને સમજવાની જે બુધ્ધિ ઉપર આવરણ છવાઇ ગયું હતું. તે દૂર થતે નહિં, અને આપણામાં જે પુરાણુની જે ખોટી માન્યતાઓ ઘર કરી ગઇ હતી તે કદાપી નીકળી શકત નહીં કારણ કે શ્રી સ્વામી દયાનંદ મહારાજે આપણને સાચા રામાયણના ગમની અને ગીતાના સાચા કૃષ્ણની ઓળખાણ કરાવી. આપણે તો શું પણ આખી દુનિયા વિચાર મગ્ન થઇ ગઇ અને દિલમાં કહેવા લાગી કે સત્ય એ સત્ય જ છે. આપણા શાસ્ત્રીઓ પંડિતો, સાધુ, સંતો, મહંતો તથા શાસ્ત્રોના અને યોગના ખેરખાં કહેવાતા મોટા મહંતો, મહાત્માએ જેઓ ગીતાને ગાવાવાળા ભાગવતને ભજવાવાળા, સંભળાવવા વાળાઓ પણ જે અર્થ આપણા વૈદિક સનાતનનો હતો તે ન કરી શકયા. પણ જ્યારે તેનો ખરો અર્થ કરીને શ્રી સ્વામી દયાનંદ સરસ્વતીએ સમજાવ્યો તે પણ તેઓ સમજી ન શકયા, અને જેઓ સમજ્યા તેઓ પણ એ સત્યને અને સાચા સનાતન સત્યને પચાવી ન શકયા અને જે પચાવવા તૈયાર હતા તેઓને બીક લાગી કે સાચું સત્ય સમજાવશું તો આપણો રોટલો બંધ થઇ જશે. આથી જેઓ જાણવા છતાં જણાવી ન શકયા પણ જેને આ દુનિયાનું ભલું કરવું હતું અને આર્ય સાથે સમસ્ત મનુષ્ય જાતી તથા હિન્દુ ધર્મનું પણ જેને ભલું કરવું હતું તેવા શ્રી દયાનંદ મહારાજશ્રીએ કોઇની પરવા કર્યા સિવાય સત્ય અને સાચા વૈદિક સનાતન ધર્મને દુનિયાની સામે મુકીને પોતાનો આ પંચભૌતીક દેહનો વિસર્જન કર્યો. જ્યાં સુધી દુનિયા આ વૈદિક સનાતન સત્યનો સ્વીકાર કરશે નહીં તથા મહર્ષિ દયાનંદના શબ્દોને ધ્યાનમાં નહી લે ત્યાં સુધી દુનિયાનું કોઇ રીતે ભલુ થવાનુ નથી. એવી મારી માન્યતા છે.

અત્યારે આપણે સ્વામીજીના પુસ્તકોનું અધ્યન સત્યાર્થ પ્રકાશને સત્ય રીતે વાંચવું. બીજા પુસ્તકોને સમજવા, ચારો વેદના ભાષ્ય વાચી વિચારવા તથા આર્ય પંડિતોના પ્રવચનો પારિવારીક સત્સંગો મોહલ્લે મહોલ્લે ગોઠવીને સાંભળવા જેથી ન સમજાતો વિષય પણ સમજવામાં સહેલા થશે એવો મારો મત છે. માટે આવો અને સમજો, એજ.

# માનવ સમાજના દુઃખનો ઉપાય

લેખક : શ્રી. રામચંદ્ર કાલીદાસ આર્ય



આજે બધી દિશાએ દ્રષ્ટિ ફેરવતાં માનવ સમાજ દુઃખી જણાય છે. કેઇ તનથી દુઃખી તો કોઇ મનથી દુઃખી છે. કોઇ ભૂખના રોગથી દુઃખી છે તો કોઇ અજીરણને અતિસારના રોગથી પીડાય છે. કોઇ સંતાન ન હોવાથી રડે છે તો કોઇ વધુ સંતાન હોવાથી રડે છે. અવસ્થા થવા આવી હોય, કમાણીનું સાધન ન હોય, પ્રજા આજ્ઞાપાલક ન હોય વગેરે કારણોથી સંતતિવાળા પણ દુઃખી છે. કોઇ બેકારીનું દુઃખ ભોગવે છે તો કોઇ ઘણા ધનથી દુઃખી છે. કોઇ વખત ભૂકંપથી તો કોઇ વખત અતિવૃષ્ટિથી તેમજ અનાવૃષ્ટિથી દુષ્કાળ પીડીત થઇ માનવસમાજ જીવન દુઃખી જીવન જીવી રહયો છે. આને લીધે માનવ સુખની શોધમાં ભટકે છે-ફાંફાં મારે છે. કદાચ કોઇકને સુખ પ્રાપ્ત થાય છે તો તો તે પાણીના પરપોટા સમાન નીવડે છે. શાંતિ તો કોઇને મળતી નથી. આ બધું જોતાં માનવ સમાજના સુખના ઉપાય માટે વૈદિક દ્રષ્ટિ અપનાવીશું તો જ સુખી થવાનો ઉપાય મળી શકે તેમ છે. કેટલાક માણસો યુરોપ ને અમેરિકાના લોકોને સુખી માને છે પરંતુ તે તેમની ભુલ છે. હા, ત્યાં ભોગ ને વિલાસ ખુબ વધ્યા છે, હોસ્પીટલો ખુબ વધી છે, વ્યભીચારો વધ્યા છે ખુનો વધ્યા છે. પાગલખાના પણ વધ્યા છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે ધર્મ ભાવ રહીત સંસ્કૃતિ અને પાશ્ચાત્ય અર્થકારણમાં માનવી ને માનવી બનાવીને સુખ શાંતી સ્થાપવાની કોઇ યોગ્યતા નથી. આ બધાનાં કારણ તપાસતાં માલમ પડે છે કે—

યુરોપવાસીઓએ જે ગુરૂઓ પાસેથી મંત્ર લીધો છે તેઓ તત્વવિત્ વા તત્વદર્શી ન હતા બેન અને બેન્દમ ગેન અને સ્પેન્સર, કુન્ત અને કાન્ટ પ્લેટો અને પૈથાગોરસ, જ્ઞાન પર્વત પર ઉંચા તો ચઢી ગયા હતા તેઓ માત્ર તત્વોની શોધ ખોળ કરનાર જ હતા તેઓ કોઇ પણ વસ્તુનું પ્રકૃત સ્વરૂપ અથવા વિષયો વિશેષના યથાર્થ તત્વોનો નિશ્ચય કરવામાં સમર્થ નીવડયા નથી હ સલે અને ટિએડલેનો અવશ્ય વિષય વિશેષની પ્રકૃત તત્વેનો નિશ્ચય કરવામાં યથાશક્તિ પ્રયત્ન કર્યો છે. પરંતુ તેઓ અવિદ્યાના અંધકારમાં જ ડુબેલા હતા. તો તેઓ તત્વાવધારણમાં શી રીતે ફાવી શકે? અને તેઓ મનુષ્ય ને શાંતિ કેવી રીતે આપી શકે! આ કારણથી જ યુરોપ સ્વયં પોતાની અશાન્તિની અગ્નિમાં બળી રહ્યું છે. શાંતિ સમ્રાટ ઇસુના ઉપદેશને માનનારા ભાગ્યે જ એને આચરણમાં મૂકે છે. અને એ માનવ જીવન તરીકેની મોટી ભુલ છે.

માનવ કલ્યાણ માટે વેદમાં આદર્શ બતાવ્યો છે કે— "મનુષ્ય સંસારના સઘળા વ્યવહારો કરવા છતાં દિવ્ય ગુણ કરી દિવ્યતાને પ્રાપ્ત કરી શકે છે." વેદમાં દિવ્યતા પ્રાપ્ત કરવાનું (યજુર્ના મંત્રમાં અમિત્ય) એવી રીતે બતાવ્યું છે કે "તમે તે દિવ્ય શકિતવાળા રચના કરનારને ઓળખો.

શ્રુતિ પણ કહે છે કે "સંસાર પ્રિય અને બુદ્ધિ પૂર્વક છે." ઇશ્વર ક્રાંતદર્શી છે અર્થાત બધી વસ્તુઓને આરપાર જોનાર છે.

"ભોંયમાં પેસી ભોંયરે કરીએ કાંઇક વાત"
"ઘડીએ મનમાં ઘાટ તે જાણે જગનો તાત."

માનવી હિમાલય પર ચડીને કે પાતાળમાં પેસીને તેમજ જંગલોમાં છુપાઇ જઇને કોઇ યોજનાઓ ઘડે તો પણ ઇશ્વર ક્રાંતદર્શી હોવાથી મનુષ્યની અંદરના વિચારો તથા બહારના કૃત્યોને તે જાણી શકેછે. તેનાથી કંઇ પણ છુપું રહેતુ જ નથી. વેદમાં ઇશ્વરને હિરણ્યગર્ભ કહેલો છે. હિરણ્યગર્ભ હિરણ્યપાણિ અર્થાત તેના નિયમો સુવર્ણઅક્ષરોમાં લખવા યોગ્ય આદર્શ છે. આવા પ્રકારના પ્રભુની અમે ઉપાસના કરીએ એવી ઇચ્છા રાખવી જોઇએ. જીવનને ક્રિયાત્મક બનાવવા માનવીએ પ્રયત્ન કરવો જોઇએ. પ્રભુના આદેશ અનુસાર ચાલનાર સુખી થાય છે. ઇશ્વરી નિયમોને અનુસરતું જીવન બનાવવાનો ઉપદેશ વેદ મંત્રોમાં છે. ઘણાખરા લોકો કહે છે કે— "આર્ય સમાજ વેદને આટલું બધું મહત્વ શા આપે છે?" જવાબમાં નમ્ર ભાવે જણાવીએ છીએ કે "વેદના એક એક મંત્રમાં જે કાવ્યમય કળાથી ઉપદેશ આપ્યો છે તે મનુષ્યને સુખ અને શાંતિ એ બન્ને આપી શકે છે." વેદના દરેક મંત્રમાં રહેલું રહસ્ય મનુષ્ય કૃત ગ્રંથોની આખી ગાંસડીમાંથી મળવું મને તો મુશ્કેલ જણાય છે.

(ક્રમશ)

# સાહિત્યમાંથી સારવેલું

સંગ્રાહક:- બ્ર. ઉર્મિલાકુમારી, સ્નાતિકા, C.P.Ed.
શિક્ષિકા આર્ય કન્યા ગુરૂકુલ, પોરબંદર

### શુરવીર કોણ

રણસંગ્રામમાં જઇને લડનાર જ શુરવીરમાં ખપે છે અને લોકોમાં સન્માન પામે છે. એ સિવાય બીજા લોકો ભલે યોધ્ધાનો પોષાક પહેરીને ફર્યા કરે તેમને માટે એ કપડાં ગધેડાની પીઠ ઉપરના લુગડાંની માફક ફક્ત ભારરૂપ જ છે શોભારૂપ નથી, માટે શોભાના ગાંઠીયા નહિં બનતાં કર્મવીર બનવું એ ગીતાનો સદેશ છે.

* *

### સંકલ્પ એટલે શું?

મનનું પ્રધાન કાર્ય મનન કરવાનું છે, તેનું સ્વરૂપ કાર્ય આ મનન છે. મનન અને સંકલ્પ વચ્ચે અંતર એ છે કે મનનમા નિશ્ચય નથી, મનનનો અંત નિશ્ચયમાં પરિણામે ત્યારે સંકલ્પ કહેવાય છે. ૨૪ કલાકમાં મન કોણ જાણી કેટલીક ચીજ વસ્તુઓનું મનન કરે છે. માણસ સંકલ્પ કરે છે ત્યારે જ તેને કાંઇક બોલવા કરવાની ઇચ્છા થાય છે. મનુષ્યના ઉત્થાન તથા જીવન વિકાસનો આધાર સંકલ્પ છે. માનવ તું શિવ સંકલ્પી બન સંકલ્પ કરીશ તેવો તું બનીશ માટે વેદની આજ્ઞા છે "શિવ સંકલ્પ કરો."

* *

### સાચો ધર્મ પ્રચાર

ભારતમાં ધર્મ પ્રચાર એટલે વેદ પ્રચાર અને પરોપકારી કામો ચાલુ રાખવાથી કોઇપણ પ્રદેશનું ભલું કરવું તે આપણી ફરજ છે અને ધર્મથી નવજીવનની પ્રાપ્તિ અને અંતરનો વિકાસ પૂર્ણ રીતે થઇ શકે છે. ધર્મનો રાજકીય પ્રવૃત્તિ સાથે સંબંધ છે. ધર્મમાંથી છુટી પડેલી રાજકીય પ્રવૃત્તિથી દેશનું કે જગતનું ભલું થવાનું નથી, માટે સાચા ધાર્મિક વિચારોનો સાચો સ્વીકાર કરવો જોઇએ.

* *

### ઉત્તમ ભોજન

જ્યાં પ્રેમ છે ત્યાં હમેશા પ્રભુનો વાસ છે. જે માણસ ચોરી કરીને કે અનીતિને માર્ગે ધન મેળવે અથવા તો ગરીબની આંતરડી દુભાવીને પૈસા કમાય તેવા માણસના ઘરનું ભોજન જરૂર પાપમય ગણાય એવા પાપીઓના પાપના પૈસાનું ભોજન કરવાથી જ આપણે ભ્રષ્ટ બનીએ. પરંતુ જે પ્રમાણિકતાથી પૈસા કમાય તેનું ભોજન ઉત્તમ છે ભગવન કૃષ્ણે પણ તેથી જ દુર્યોધનના મેવાચાળ ત્યજી વિદુરની ભાજી આરોગી.

* *

### સમયની કિંમત

તમે બધા [illegible] છો પણ તમે તે હજુ સુધી સમયની કિંમત સમજ્યા નથી, જે માણસ પોતાને સોંપાયેલું કામ સમયસર કરી ન શકે તેનાથી કશું જ થઇ શકે નહીં. માત્ર વાતો કરવાથી કાંઇ વળવાનું નથી. સમયની કિમ્મત સમજો અને સમયને ઓળખીને યથાયોગ્ય રીતે કાર્ય કરો, તોજ સફળતા મળશે.

* *

### તમે અને સત્સંગ

તમે જ નક્કી કરો! સત્સંગથી તમારા ઉપર કેવી અસર થાય છે? પત્થર ઉપર પાણી પડે છે તે ભીંજાય છે પરંતુ થોડીવારમાં સત્સંગનું પાણી સુકાઇ જાય છે, કપડું પાણીમાં ભીંજાય છે અને લાંબે સમયે સુકાઇ જાય છે મીઠું પાણીમાં ઓગળી જાય છે અને પાણી સાથે ઓતપ્રોત રહે છે તો તમારૂં મન સત્સંગ પછી શામાં ઓતપ્રોત બને છે? ઇશ્વરની પ્રાપ્તિ માટે સાધના જરૂરી છે. વાકશક્તિ મહાન છે. તેનાથી પ્રભુની સાધના કરી શકાય પરંતુ વાક કરતાં મન વધુ મહાન છે, જેથી મનથી સરસ રીતે સાધના કરી શકાય છે. મન કરતાંય વધુ મહાન સંકલ્પશક્તિ છે તેનાથી પરમાત્માની પ્રાપ્તિ થઇ શકે છે.

* *

### આપણું ધ્યેય

આપણે વિજ્ઞાનશાસ્ત્ર ભણ્યા તેથી શું? જો આપણને વ્યવહારમાં જ્ઞાન ઉપયોગી ન નીવડે તો શા કામનું? આપણે વિજ્ઞાનને જાણીને માનવતાના હિત માટે તેનો ઉપયોગ કરવો જોઇએ. આજે એ જ્ઞાનને અને આપણી સમગ્ર શક્તિને આપણે દેશના હિત માટે વાપરવી જોઇએ. દેશમાં કારખાનાની જરૂર છે, કાચા માલમાંથી મોટા પાયા ઉપર જરૂરતની ચીજો બનાવવાની જરૂર છે, કોઇ પણ ભોગે દેશનું ધન દેશમાં જ રહે તેમ કરવાની જરૂર છે. દેશના હુન્નર ઉદ્યોગો ખીલવવામાં આપણા જ્ઞાનનો ઉપયોગ કરીશું અને આપણા વૈદિક ધર્મનું જ્ઞાન મેળવીને ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ કરવી એજ આપણું ધ્યેય છે.

* *

## પુનર્લગ્ન

નડિયાદમાં મરીડા ભાગોળે આવેલા ગોહીલવાસમાં પ્રચાર અર્થે તા. ૫-૧૨-૬૫ના રોજ સવારમાં સાપ્તાહિક સત્સંગ રાખવામાં આવ્યો હતો. શરૂઆતમાં યજ્ઞ કર્યો હતો અને ભજન વગેરે ગાયા હતાં. ઉપસ્થિત નરનારીઓની સંખ્યા સુમારે બસોથી વધુ હતી. આ વખતે શ્રીમતી ડાહીબહેન કાનજીભાઇ, જેમનો અભ્યાસ એસ એસ. સી. સુધીનો છે. તે વિધવા હતાં. તેમણે ગોધરાના વતની શ્રી. ડાહ્યાભાઇ ચૌહાણ, જે ટેકનીકલ કોલેજમાં પ્રોફેસર છે. તેમની સાથે સાથે ઉપસ્થિત સભાજનોની સમક્ષ પોતાની રાજીખુશીથી વૈદિક વિધિથી પુર્નલગ્ન કર્યું છે. આ પ્રસંગે નડિયાદ આર્ય સમાજના પ્રખર નેતા શ્રી. શાંતલદાસજી આર્ય હાજર હતા. તેમણે વિધવા લગ્નની મહત્તા સમજાવી હતી. સામાજનો સમક્ષ નવ દંપતિએ પ્રતિજ્ઞા મંત્રોનું ઉચ્ચારણ કર્યું હતું. પ્રતિજ્ઞા મંત્રોનું રહસ્ય તેમને સમજાવવામાં આવ્યું હતુ. પ્રતિજ્ઞા મંત્રોનું રહસ્ય સાંભળીને શ્રોતાજનો મંત્રમુગ્ધ થયા હતા ને નવ દંપતિને પુષ્પ વૃષ્ટિથી વધાવ્યા હતાં. આ વૈદિક વિધિથી લગ્ન ક્રિયા શ્રી. રામચંદ્ર કાલીદાસ આર્યે કરાવી હતી. [illegible] દાસ સવદાસ વૈષ્ણવ તેમજ શ્રી. નારાણભાઇ શામજીભાઇના ઉત્સાહથી સદ્પ્રચાર ઘણી શોભાવાળો બન્યો હતો.

# સંબલપુર (ઓરિસ્સા) માં આર્ય સમાજ

લેખક:—
ડૉ. ધીરૂભાઇ ક. સોનેજી

જંગલ અને ખનિજની સમૃદ્ધિ ધરાવતા ઓરિસ્સામાં પૂર્વના યાત્રા ધામ (જગન્નાથ) પુરીમાં લકડાના જગન્નાથજીને તેમજ પદ્મપુર પાસે આવેલા રળીયામણા સ્થાનમાં નરસી ગનાથને અહીના લોકો પુજે છે. આદિવાસીઓ ખાસ કરી શક્ત પુજક છે એટલે અહીં નવરાત્રીના પર્વોનું અનેરૂં મહત્વ છે.

પ્રાચીન કલાધામ ઓરિસ્સામાં શિવ પુજા પણ સારા પ્રમાણમાં છે. એક કાળે ત્યાં સુર્ય પૂજાનું પરિબળ પણ સારૂં હશે તેમ અહીંના જગવિખ્યાત કલાધામ "કોનાર્ક" ના ભગ્નાવશેષો જોતાં ખાત્રી થાય છે.

બહારથી આવી છેલ્લાં કેટલાંક વર્ષોથી વસેલી પ્રજાઓમાંથી [illegible] મત વર્ગોએ પોતપોતાના ધર્મના મંદિરો પણ ક્યાંક ક્યાંક બંધાવેલા છે. આવા વાતાવરણમાં આ દેશમાં આર્ય સમાજની તો કલ્પના જ ક્યાંથી કરી શકાય?

અહીંના વેપારના મુખ્ય મથક સંબલપુરના મારા થોડા મહીનાના વસવાટ પછી મને એક સાનંદાશ્ચર્ય પમાડે તેવી હકીકત જાણવા મળી.

છેલ્લા ત્રણેક માસ થયા વાન પ્રસ્થ જીવન ગાળવા અહીં આવી વસેલા મારા મુરબ્બી અને રાજકોટ (સૌરાષ્ટ્ર) આર્ય સમાજના ખડતલ અને નીડર સેવા ભવિ કર્યકર શ્રી. મગનલાલ દેવજીભાઇ આર્ય મારફત મને અહીંની વેદ ધર્મની પ્રવૃત્તિ વિષે સૌ પ્રથમ માહીતી મળી.

તેમના આવાગમન પછીની મારી મુલાકાતના પહેલા જ રવિવારે તેમણે મને કહ્યું કે, 'ચાલો, સમૂહ આર્ય યજ્ઞ વિધિમાં ભાગ લેવા જઇશુ ને?

અમો ઘરે તો સાથે જ હંમેશા સંધ્યા હવન કરતા હતા તેમાં વળી આજે બહાર ક્યાં જવાનું હતું? મને આશ્ચર્ય થયું.

તેઓ મને બરાબર મહર્ષિ શ્રી દયાનંદ નિર્વાણ દિને જ એક આર્ય બંધુને ત્યાં લઇ ગયા. જ્યાં સારી સંખ્યામાં આર્ય બંધુઓ એકઠા થયા હતા વિધિપૂર્વક સંધ્યા હવન તેમજ પ્રાસંગીક વાર્તાલાપ. ભજન થયા.

વધારે ચર્ચા અને વિશેષ અનુભવથી જાણવા મળ્યું કે, અહીં આર્ય બંધુઓમાં વિશેષ કરી પંજાબી બંધુઓ છે. પરંતુ એ જાણીને વિશેષ આનંદ થયો કે, આર્ય સમાજના પ્રમુખ ઉચ્ચ સામાજીક દરજ્જો ધરાવતા અહીંના વતની એક વિદ્વાન ઉડીઆ ગૃહસ્થ છે. જ્યારે મંત્રી પંજાબના વયોવૃધ્ધ આર્ય સજ્જન શ્રી તલવાર સાહેબ છે. ઉપરાંત કેટલાંક ઉડીઆ બંધુઓ પણ ધીમે ધીમે વેદ ધર્મ તરફ આકર્ષાઇ આર્ય સમાજના કાર્યક્રમમાં હાજરી આપવા લાગ્યા છે.

સંસ્થાએ એક મોટો હવન કુંડ વસાવેલ છે. પ્રચારના ઉદ્દેશથી દર રવિવારે બહુધા એક અને પ્રસંગોપાત જુદા જુદા આર્ય બંધુઓને ત્યા સમુહ હવન સંધ્યાનો કાર્યક્રમ ગોઠવાય છે. તેમાંય પંજાબી દેવીઓને કાર્યક્રમમાં સક્રિય ભાગ લેતી તેમજ વેદ મંત્રોના શુદ્ધ ઉચ્ચારણો કરતી જોઇ હું ઘણો જ પ્રભાવિત થયો.

આર્ય જગતમાં સૌરાષ્ટ્રના ગર્વ સમા શ્રી મગનભાઇ આર્ય અહીંના આર્ય બધુઓને ત્યાં પ્રસંગોપાત સંસ્કાર વિધિ મુજબ સંસ્કાર કરાવા જાય છે, કારણ કે અહીંના આર્ય બંધુઓ અર્ધદગ્ધ નથી એટલે શુધ્ધ વૈદિક સંસ્કારમાં જ માને છે.

ક્રિશ્ચિયન ધર્મના પ્રચાર માટે અહીંના પોષાક અને ભાષાને અંગીકાર કરી વર્ષોથી આદિવાસી પ્રજા વચ્ચે વસતા યુરોપીયનોથી પ્રભાવિત થયેલી પ્રજામાં વેદ ધર્મની પ્રગટેલી આ જ્યોતના દર્શન કરી ને અમર રીતે પ્રજ્જવલિત રહે એવી અભ્યર્થના કરી વિરમું છું.

## શુધ્ધી સમાચાર

આર્ય સમાજ બાપુનગર, અમદાવાદના પ્રયાસથી તા. ૭-૧૧-૬૫ના રોજ સાપ્તાહીક અધિવેશન પછી ઇસાઇ બાઇ રતીમાની શુધ્ધી કરવામા આવી તેની સાથે તેના ૧૨ સાલના દીકરાની પણ શુદ્ધી કરી તેનું નામ બાબુલાલ રાખવામાં આવ્યું છે

## આર્ય સમાજ ખડકી

આર્ય સમાજ ખડકીની ચુંટણી થઇ નીચેના અધિકારીઓ ચુંટાયા:—
પ્રધાન: શ્રી કૃપાશંકર શ્રીવાસ્તવ
ઉપ પ્રધાન: મથુરાદાસજી
" શ્રી શેઠ કિશોરીલાલજી
મંત્રી: શ્રી કે. પી. સકસેના
ઉપ મંત્રી: શ્રી બલવીરસિંહજી
કોષાધ્યક્ષ: શ્રી યશપુરીજી
પુસ્તકાધ્યક્ષ: શ્રી નિરંજનજી

## આર્ય સમાજ વડોદરા

વડોદરા શહેર આર્ય સમાજના મંત્રી તથા મું. પ્ર આ. પ્ર. સભાના મહોપદેશક શ્રી પં. દયાશંકરજી વડોદરા પધારતા જ કોઇ ન કોઇ ઠેકાણે પ્રચારની વ્યવસ્થા થઇ જાય છે. તા. ૨૩-૧૧-૬૫ થી તા. ૨૯-૧૧-૬૫ સુધી શહેરના જુની કાછીયા વાડ, કબીર મંદીર ફળીયું, કબીર રોડ વિગેરે ફળીયાઓમાં શ્રી. ગુલાબદાસભાઇના શુભ પ્રયાસથી પ્રચારની વ્યવસ્થા કરવામાં આવી હતી.

REG. NO. B-20

# આર્ય સમાજ

## મહર્ષિ દયાનંદ માર્ગ, (કાંકરિયા રોડ)

### અમદાવાદ સમાચાર

તા. ૫-૧૨-૬૫ના રોજ મંત્રી શ્રી અંબાલાલભાઇએ 'શ્રધ્ધાનંદ બલિદાન દિવસ" ઉજવવાની સુચના આપી હતી. અને સારા પ્રમાણમાં હાજરી તે દિવસે થાય તેની અપેક્ષા રાખી હતી. હતી. આગળ બોલતા આપે જણાવ્યું કે આપણે કોઇને ત્યાં જઇએ તો કપડાં ઠીકઠાક કરીને સાફસુફ કરીને જઇએ છીએ. તો પછી પરમાત્માને મેળવવા માટે આપણું દિલ કેટલું શુધ્ધ હોવું જોઇએ. આગળ બોલતા આપે એ વિષય પર પ્રકાશ નાંખ્યો હતો કે કામ કરનાર માણસોનું કામ નજરે પડે છે. ત્યાર બાદ આપ "ઉમરેઠ" યજ્ઞમાં ગયા હતા. ત્યાં પોતાને થયેલ અનુભવો સંભળાવ્યા હતા. યજ્ઞ કરવાથી શું શું લાભ થાય છે તે આપે દૃષ્ટાંત આપી સમજાવ્યું હતું.

ત્યારબાદ શ્રી હીરજીભાઇએ પણ "યજ્ઞ" વિષય પર જ વ્યાખ્યાન આપ્યું હતું. તેમજ "આર્ય સમાજનો ઇતિહાસ" ઉપર નજર નાંખી હતી. જેમાં આર્ય મુસાફર પં. લેખરામજી પં. રામરાજજી, પં. આર્ય મુનિજી વિગેરે પર પ્રકાશ નાંખ્યો હતો. ત્યાર બાદ "આચારઃ પ્રથમો ધર્મ" ઉપર પણ આપના વિચાર દર્શાવી જણાવ્યું હતું કે આર્ય સમાજ જ એક એવી ધાર્મિક સંસ્થા છે જેમાં યમ નિયમ ઉપર ખાસ લક્ષ્ય આપવામાં આવે છે. "આચારઃ હીનં ન પુનન્તિ વેદાઃ" આર્ય સમાજના ઇતિહાસ પર પ્રકાશ નાંખતાં આપે જણાવ્યું હતું કે મહર્ષિજીની હર હંમેશ એજ ઇચ્છા હતી કે મારા દેશમાંથી ક્યારે અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃધ્ધિ થાય.

તાઃ. ૧૨-૧૨-૬૫ના અધિવેશનમાં જણાવ્યું હતું કે કોઇ વસ્તુ બનાવવા માટે પ્રથમ ફ્રેમો બનાવવો પડે છે. તેવી જ રીતે આપણું જીવન માટે સોળ સંસ્કારો સદુપયોગી છે. પૌરાણિકોની સાથે પ્રેમથી આપણા સિધ્ધાંતો રેડ ાના છે.

વિદ્વાન શત્રુ સારો પણ મુર્ખ મિત્ર નકામો. વિદ્વાન શત્રુ સારો કારણ કે તેને સમજાવવાથી તે સમ· માટે ભાઇઓ સારા સંસ્કાર લેવા સત્સંગ (અધિવેશન) માં આવો. ત્યાર બાદ શ્રી હીરજીભાઇએ સત્યાર્થ પ્રકાશના સાતમાં સમુલ્લાસ ઉપર ઘણી જ ચીવટથી સરળ ભાષામાં (કે જેથી દરેક જણા સમજી શકે) એ રીતે રજુઆત કરી હતી. કુરાન અને બાઇબલ દરેકે એક જ ઇશ્વરને માન્યા છે. ઇશ્વર તો ચેતન છે. એની ખાત્રી તો પ્રત્યક્ષ (જ્ઞાન) વડે જ થઇ શકે. આગળ બોલતા આપે ઇશ્વરની પ્રાર્થના ઉપાસના કરવા [illegible] ત્મા પાપને માફ નથી કરતો જ્યારે વિધર્મિયોં ઇશ્વર પાપ માફ કરે છે, એમ માને છે. ફક્ત મહર્ષિ સ્વામીજી એજ 'કર્મ ફળ'ને માન્યો છે ત્યાર બાદ શ્રી સ્વામી બ્રહ્માનંદજીએ દરેકે સંધ્યા હવન યજ્ઞ સવાર સાંજ બે વખત કરવાં જ જોઇએ

સંસ્કારથી માણસનું જીવન બને છે. પ્રથમ સંસ્કાર માતાઓમા રેડવા જોઇએ કે જેથી એઓ પોતાના બાળકોમાં સંસ્કાર રેડી શકે. આપણા સિધ્ધાંતો અટલ છે. પરંતુ આપણને બીજાઓમાં કેવી રીતે આપણે પ્રચાર કરીએ તેનાથી આપણે વેગડા છીએ,

તા. ૧૨-૧૨-૬૫ના રોજ આર્ય સમાજ મંદિર મહર્ષિ દયાનંદ માર્ગ અમદાવાદ ૧૭ના સાધારણ અધિવેશનમાં મળેલી આ શોક આપણી આર્ય સમાજના પ્રમુખ શ્રી એલ. કે. નંદવાણીજીના સુપુત્રીના પુત્રના આકસ્મિક દેહાનસાન પ્રસંગે શોક પ્રગટ કરે છે. તથા પરમપિતા પરમાત્માને પ્રાર્થના કરે છે કે દિવંગમ આત્માને શાંતિ અર્પે તથા એમના લીધે સંતપ્ત પરિવારને દુઃખ સહન કરવાની શક્તિ અર્પે.

### શોક જનક નિધન

તા. ૭-૧૨-૬૫ના રોજ મહર્ષિ દયાનંદ માર્ગ, અમદાવાદ-૧૭ માં દયાનંદ આદર્શ વિદ્યાલયના બાલક બાલિકાઓની અને આર્ય સમાજના અગ્રગણ્ય અધિકારીઓની મળેલી આ શોક સભા ઉપરોક્ત વિદ્યાલયના ભુતઃ પૂર્વ શિક્ષક આર્ય સમાજના સેવાભાવી આર્ય સદસ્ય પાટણ વતની (ઉ ગુ.) સ્વ. શ્રી ચંદુલાલ રણછોડલાલ દવેના આકસ્મિક દેહાવસાન પ્રસંગે શોક પ્રકટ કરે છે તથા પરમપિતા પરમાત્માને પ્રાર્થના કરે છે કે દિવંગત આત્માને શાંતિ અર્પે અને એમના લીધે સંતપ્ત પરિવારને દુઃખ સહન કરવાની પ્રભુ શકિત અર્પે.

ધારાસણાનો વીર સેનાની

## સ્વ. બળદેવભાઇ આર્ય

### પ્રથમ પૂણ્યતિથિ પ્રસગે સ્મરણાંજલી

આર્ય સમાજ અને રાષ્ટ્રિયતાના રંગે રંગાયેલા શ્રી બળદેવભાઇ એક અજોડ કાર્યકર્તા હતા. એમની કાર્યનિષ્ઠા અને કાર્ય પધ્ધતિ અજોડ હતાં. ખુબ જ મિલનસાર અને સાદા હતા. સેવાભાવના એમનર જીવનમાં વણઇ ગઇ હતી અહંકાર એમનથી હમેશા દુર રહયો હતો. આર્યત્વના ખમીરથી ઓપતા શ્રી બળદેવભાઇ આર્ય ગુજરાતના આર્ય જગતના સર્વ સગ્રહ સમા હતા. [illegible] પંડિત નહોતા, પડિતથી અદકા હતા. વિદ્વાન નહોતા છતાં વિદ્વાનથી વધુ હતા. બહુશ્રુત નહોતા છતાં બહુશ્રુતથી બહુદયતાવાળા હતા.

એવા નરવીરનો જન્મ આણંદ તાલુકાના સામરખા ગામે ઇ. સ. ૧૯૦૮માં થયો. જન્મ તારીખ ૨૧ મે પિતાનું નામ મોતીભાઇ પ્રાથમિક શાળાંત પસાર કરી ત્યા ગાંધીજી દક્ષિણ અફ્રિકાથી સત્યાગ્રહનું શસ્ત્ર લઇ આવ્યા સ્વરાજ્ય મેળ વા ખેડાની ધરતી પર તેમણે એ અજમાવવાનુ જાહેર કર્યું ૧૯૨૧ની એ વાત. તેર વર્ષના બળદેવભાઇએ એમાં ઝુકાવ્યું ૧૯૨૭માં રામજી પુજા આર્ય પ્રકાશ પ્રેસમા જોડાયા. ૧૯૨૮મા બારડોલીના સત્યાગ્રહમાં ઝંપલાવ્યું ૧૯૨૯-૩૦માં શુકલતીર્થ ગુરૂકુળમાં આર્ય સમાજના સિધ્ધાંતોનો અભ્યાસ કર્યો. ૧૯૩૦માં ધારાસણાના મીઠા સત્યાગ્રહમાં ભાગ લીધો. ૧૯૩૨ થી '૩૮ સુધી ભીલોમાં સુધારવાનું કાર્ય કર્યું. અમૃતપુરા ભીલ આશ્રમના ગૃહપતિ બન્યા. ૧૯૩૮-૪૦માં ભોનગઢ (સૌરાષ્ટ્ર) ગુરૂકુળમાં આશ્રમાધ્યક્ષ બન્યા ૧૯૪૧ થી ૧૯૪૬ સુધી મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધી સભાના પ્રચારક તરીકે ગુજરાત-સૌરાષ્ટ્ર ખુંદી વળ્યા ૧૯૪૬-૪૭ અને ૧૯૫૮ થી ૧૯૬૩ સુધી આર્યપ્રકાશના તંત્રી તરીકે કામ કર્યું. ૧૯૪૮ થી ૧૯૫૬ સુધી આણંદ તલુકા ગૃહ રક્ષક દળના દળપતિ બન્યા ૧૯૫૬ થી ૧૯૬૩ સુધી મુબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધી સભાના ઉપ મંત્રી રહ્યા. સસ્કૃત અને રાષ્ટ્રભાષા ના પ્રચારક તરીકે પણ એમણે કામ કરેલું ચરોતર પ્રદેશ આર્ય [illegible] સમાજ, આણંદના તેઓ પ્રાણ સ્વરૂપ હતા ૧૯[illegible]માં પંજાબના હિંદી રક્ષા આંદોલનમાં વીસ સત્યાગ્રહીની ટુકડીનું સુકાન સંભાળી સત્યગ્રહ કરી જેલવાસ ભોગવ્યો

સામરખા ગામની અનેક પ્રવૃતિમાં તેમનું સ્થાન મોખરાનું હતું. સમરખા કેળવણી મંડળના પ્રમુખ હતાઃ ગામની પ્રવૃત્તિઓમાં કોંગ્રેસ અને આર્ય સમાજનો સુમેળ તેમણે દીપાવ્યો હતો. દુધ ઉત્પાદક સંઘ અમુલ ડેરીની પ્રવત્તિઓમાં તેનું સ્થાન આદ્ય હતું. તેઓ લેખક હતા કવિ હતા ને પત્રકાર હતા. લોકસાહીત્યનું સંશોધન કર્યું હતું.

મુંબઇમાં મળેલા યુક્રિસ્ટીક સંમેલન સમે શુધ્ધીનું સંગીત કાર્ય મૂકયું ને શુધ્ધી સંસ્કારનું કાર્ય કરતાં કરતાં જ ગોરેગાંવ (મુંબઇ)માં તેમનો જીવન દીપ સદાને માટે બુઝાઇ ગયો.

— શ્રી નીતેશ પટેલ

(સ્વર્ગસ્થની પૂણ્યતિથીએ છપાવવા મોકલું પડેલ)

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર આર. પી. આર્ય પ્રકાશ પ્રી. પ્રેસ, કાકડવાડી, મુંબઇ-૪ માલિકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસિધ્ધ કરવામાં આવ્યું છે.






॥ ओ३म् ॥ रजी. नं. બી.-૨૦

# आर्यप्रकाश




મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું વૈદિક ધર્મ અને જનકલ્યાણના પ્રશ્નો ચર્ચતું સાપ્તાહિક મુખપત્ર

વાર્ષિક રૂા. ૬-૦૦ | તંત્રી : માધવેન્દ્ર શાસ્ત્રી | પરદેશ શિલિંગ ૧૦

વર્ષ ૬૧મું | સૃષ્ટિ સંવત ૧,૯૭,૨૯,૪૯,૦૬૬ ★ વિક્રમ સંવત ૨૦૨૨ દયાનંદ ૧૪૧ ★ શનિવાર તારીખ ૧૧-૧૨-૧૯૬૫ અંક ૩૭મો

# મુસીબત ભલે આવે !

મેં જીવનમાં એક નિશ્ચય કરી રાખ્યો છે કે, આપણે જીવનમાં આગળ વધાવાનું છે, જીવનને લેખે લાગે તેવું જીવી જવા[illegible] છે, પછી, [illegible] માર્ગમાં ગમે તેટલા અંતરાયો આવે તેની શી પરવા કરવી? મુસીબતો તો આવવાની હોય તે ઘડીએ આવવાની જ છે. પણ તે પહેલાં કાલ્પનિક મુસીબતો માટે વિચાર કરીને આપણા મનને વધુ હતાશ કે ભયભીત શા-માટે બનાવવું? મુસીબત આવશે જ– એવું પણ માની શા માટે લેવું!

અરે, જીવનના માર્ગમાં જે આવવું હોય તે ભલે આવે, તે ઘડીએ લડી લેવું, એ જ શ્રેષ્ઠ છે. પણ આવ્યા પહેલાં જ એના ડરથી આપણી જાતને બચાવવાનો પ્રયોગ તો છલના છે અને એવું બને તો પણ ભાગવાથી કે ડરવાથી બચી પણ શકાય ખરું?

માટે, બચાવાની બારી ન શોધો પણ હિંમતથી ભુજાઓ ભરી મુસીબતને મહેબ્બત કરો, બાથમાં ભીડી તેનો મુકાબલો કરો. અને એ વેળા જ તમારી અંદર બેઠેલી શક્તિનો સ્રોત તમારા અંગેઅંગમાં વિદ્યુત[illegible] [illegible] ઉઠશે. અને એ વેળા પહાડ જેવી લાગતી મુસીબત પણ ફુલ જેવી હળવી બનીને હવામાં ક્યાંય ઉડી જશે.

આ સ્થિતિ જીવનને બળ આપનારી છે. જીંદગીના ઝંઝાવાતમાં દૃઢ મનેે મક્કમ પગલે આગળ વધવા પ્રેરનારી છે

પરંતુ, આથી ઊલટી પરિસ્થિતિ છે નિર્બળતાની. વિચાર કર્યા કરીએ, મગજનું દહીં કરી નાખીએ મુશ્કેલી- ઓથી. બચવાના ઉપાયો શોધતા ફરીએ તો આપણી શક્તિ અને સાધનાને ભુલી જઇએ. ચિંતનો પાર રહે નહિ અને મુશ્કેલીઓની ઇંતેજારી કરવાની આદત પડી જાય કોઇની સાચી વાત આપણને રૂચે નહિ અને દરેક માણસ આપણો દુશ્મન હોવાની અને જાણે હમણા મને ખાઇ જશે, મને ખાડામાં હડસેલી દેશે એવી ભીતિ લાગ્યા કરે આ સ્થિતિ શું [illegible] જાય છે?

આવી સ્થિતિમાં જીવનારા જીવતેજીવ મડદું અથવા કહું કે પોતાના હાથે ઝેરનો પ્યાલો પીનારા! આવા માણસોને જોઇને આપણને દુઃખ થાય છે કે, આવી બીમારીનો ચેપ જો સમાજમાં ફેલાતો જશે તો, ભાવિ પેઢી પર શું શું વીતશે! માનવતાના બગીચાના આ ભાવિ છોડ આપણી ભુલને કારણે વિકૃતિઓ લઇને તો નહિ જન્મે કે ઉછરે?

એ માટે આપણે વિચારવું પડશે. ક્રિયાત્મક રૂપે. માત્ર લમણે હાથ દઇને બેસી રહેવાથી કંઇ નહિ વળે કેમકે એથી, આ સ્થિતિમાં પરિવર્તન આવવાનું નથી. એ માટે તો એક અને અજોડ ઇલાજ એ છે કે જે વસ્તુ દુઃખદ છે, તેને નિર્મૂળ કરવાનો મનમાં સંકલ્પ જાગે. જેનો વિચાર કરતાં ભય લાગે, ચિંતા થાય તેને બદલે એવી સ્થિતિ નિર્માણ કરો કે મુરઝાયેલું દિલ મહેકી ઊઠે, કદમમાં જોમ જાગી પડે. સીનો ટટ્ટાર બની મુસીબતોને ભેટવા તૈયાર બને.

જેમનામાં આવો વજ્રકઠોર સંકલ્પ જાગે છે તે જીવનમાં સર્વદા સફળતાને વરે છે, સંકલ્પની આ અપૂર્વ સિદ્ધિને જાણી લેવા તમે પણ આજે જ એ સંકલ્પ તમારા દિલની તકતીમાં મઢી લો અને જુઓ કે તમે પણ આ જગતમાં કેવાં કેવાં સફળ કાર્યો સર્જી રહો છે. કેવાં સ્વપ્નો સાકાર બનાવી શકો છો.

આવો, અવરોધોના પડછાયાથી ડરો નહિ, મુસીબતોની ચિંતા કરો નહિ, જે ઘડીએ થવાનું છે તે ઘડીએ લડી લેવાનું છે.

મુસીબતો લાખ સામટી
તુટી પડે તો ય શું?
સહી લેશું અમે સૌ,
ફુલની વર્ષા જાણી!

– અનુદા

● ●

# આર્ય સમાજ

## મહર્ષિ દયાનંદ માર્ગ, (કાંકરીયા રોડ) અમદાવાદ.

### – સ મા ચા ર –

તા. ૨૮-૧૧-૬૫ ના રોજ સાધારણ અધિવેશનમાં મંત્રી શ્રી. અંબાલાલભાઇએ "વિશ્વાનીદેવ સવિત દુંરિતાનિ પરાસુવ ય ભદ્રં તન્ન આ સુવ" મંત્રની વ્યાખ્યા કરતાં દુરિતાનિપરાસુવ અને પભદ્રં તન્ન આસુવની વિશેષ રૂપથી વ્યાખ્યા કરી હતી ત્યાર બાદ ધિયો યોનઃ પ્રચોધ્યાતની પણ વ્યાખ્યા કરી હતી. હે પરમાત્મન, અમારામાં જે દુર્ગુણો છે તેને દૂર કરાવો અને જે કલ્યાણકારી માર્ગ છે તેને પ્રાપ્ત કરાવો, સાથે સાથે આપે 'યાં મેધાં દેવ ગણા" મંત્રની પણ વ્યાખ્યા કરી હતી. ત્યાર બાદ "તેન ત્યકતેન" મંત્રની વ્યાખ્યા કરતાં આમે જણાવ્યું હતું કે આજે તો "ઇદં ન મમ"ની જગ્યાએ "ઇદં મમ" નું જ ધ્યાન ધરે છે. ત્યારબાદ આર્ય સિધ્ધાંત પ્રેમી સ્વાધ્યાયશીલ શ્રી હીરજી ભાઇએ "સંસ્કાર" એ વિષય પર પ્રકાશ નાખતાં સંસ્કાર સર્વથી શ્રેષ્ઠ વસ્તુ છે એ જણાવતાં દરેક વસ્તુની હરિફાઇ થઇ શકે છે પરંતુ આત્મા પર માંડેલા સંસ્કારની કોઇપણ હરીફાઇ કરી શકતું નથી. આપે વધુમાં જણાવ્યું હતું કે "જન્મના જાય તે શુદ્રઃ સંસ્કારાત દ્વિજઃ ઉચ્યતે" સાથે સાથે આપે "હિરણ્યમયેન પામેણ સયસ્યાપિહિતં મુખમ"ની વ્યાખ્યા કરતાં અંતે સત્યનો જ વિજય થાય છે તે પણ જણાવ્યું હતું,

તા. ૨૯-૧૧-૬૫ ના રોજ દારેસલામ આર્ય સમાજના વયોવૃદ્ધ. ઉત્સાહી પ્રમુખ શ્રી અમૃતલાલ નારણદાસ વતનમાં પધારેલ હોવાથી સ્ટેશન પર આર્યભાઇઓએ એમનું ભાવભીનું સ્વાગત કરવામાં આવ્યું હતું. જેમાં ઉત્સાહી કાર્યકર્તા મંત્રી શ્રી. અંબાલાલભાઇ, વિદ્દવર્ય શ્રી પં. દુર્લભદેવજી, ઉપમંત્રી ધર્મેન્દ્રભાઇ પુસ્તકાધ્યક્ષ શ્રી. માધવલાલ જાનીની હાજરી તરી આવતી હતી

તા. ૩૦-૧૧-૬૫ ના રોજ બપોરે ત્રણ વાગે મહર્ષિ દયાનંદ માર્ગ આર્ય સમાજ મંદિરમાં મળેલી સન્માન સભામાં શાળાના આચાર્યશ્રી તથા સમાજના ઉપમંત્રી શ્રી ધર્મેન્દ્રભાઇ નારાયણજી વેદાલંકરે શરૂઆતમાં શાળાના શિક્ષક શ્રી ડાહ્યાભાઇના ભજનથી કાર્યક્રમની શરૂઆત કરી તેમના પછી બાળકોએ ભજન ગાયું, બાદમાં સમાજમાં પધારેલા માનનીય મહેમાન શ્રી અમૃતલાલભાઇનો પરિચય આપતાં જણાવ્યું કે શ્રી અમૃતલાલભાઇ દારેસલામની આર્ય સમાજના વર્ષો સુધી પ્રમુખ [illegible] અને [illegible] હાલમાં પણ તેઓ કાર્ય કરે [illegible] છે. તે પછી અહીંની આર્ય સમાજના કામોની રૂપરેખા આપી હતી અને લંબાણ પૂર્વક સમજણ આપી હતી. શ્રી. પં. દુર્લભદેવજીએ બોલતા જણાવ્યું હતું કે શ્રી. અમૃતલાલભાઇ સાથે મારે ગાઢ પરિચય છે અને હું સારી રીતે ઓળખું છું. તેઓ સાદા, સરળ અને મિલનસાર સ્વભાવના છે.

તે પછી સમાજના મંત્રી શ્રી. અંબાલાલભાઇએ બોલતા જણાવ્યું કે આજે આપણે સાચા આર્ય મહેમાન મળ્યા છે, આગળ બોલતા લાયબ્રેરી અને પુસ્તકો જે અપ્રાપ્ય છે તેનો ઉલ્લેખ કર્યો હતો અને તેને માટે ભીતમાં ઉંચે કબાટ બનાવવાની રજુઆત કરી હતી તે પછી ફુલહારથી પધારેલ શ્રી. અમૃતલાલભાઇનું ભાવભીનું સ્વાગત સમાજ, શાળા, શિક્ષકો, બાળકો તરફથી કરવામાં આવ્યું હતું.

પોતાનો પરિચય આપી શ્રી. અમૃતલાલભાઇએ જણાવ્યું કે માણસમાં જે સંસ્કારો પડે છે તે જળવાઇ રહે તો માણસ આગળ વધી શકે છે. તેમ નાનપણથી જ મારા ઉપર સંસ્કારો પડેલા અને તેના લીધે હું આજે આટલે સુધી પહોંચ્યો છું. માટે સંસ્કાર વસ્તુ સાચી છે અને દરેકે સંસ્કાર કરવા જોઇએ ભણવાની ઇચ્છા ઘણી હતી પણ પુર્વના કાળે કરી આગળ ભણી શકયો નહિ અને પિતાજીના સ્વર્ગવાસ પછી કાકાઓ સાથે ધંધામાં જોડાઇ ગયો. અને ૧૯૧૪ના યુદ્ધ વખતે માડાગાસ્કર ગયેલો. ત્યાંથી ૧૯૨૩ માં પાછો આવ્યો અને સંન્યાસીઓના સત્સંગથી એમના પ્રસાદથી મારામાં ધર્મ પ્રત્યે ભાવના વધી અને યજ્ઞોપવીત ધારણ કરી સંધ્યા, હવન કરવા લાગ્યો. તે પછી પાછો આફ્રિકા ગયો. ત્યાં ગુજરાતીઓમાં આર્ય સંસ્કારો રેડયા.

પંડિત દુર્લભદેવજી મારી સાથે

સાથે હતા ત્યાં સુધી કંઇ ચિંતા ન હતી તે બધુ કાર્ય સંભાળી લેતા હતા હું ત્યાં આર્યપ્રકાશ આવે છે તેમાં અહીંની સમાજના સમાચારો વાંચતો પણ આજે આપ સૌના રૂબરૂ દર્શન થયા તેથી ઘણો જ આનંદ થાય છે આપ જે નાના બાળકોમાં અને તે પણ પછાત વર્ગના બાળકોમાં સંસ્કારો રેડવાનું કાર્ય કરી રહયા છો તે જાણી ઘણો આનંદ થાય છે. અને આવા કાર્યનુ અનુકરણ સૌ કોઇ કરે એવી મારી આશા છે. સ્ટેશન ઉપર અને સમાજમાં મારૂં ભાવભીનું સ્વાગત કરવા બદલ હું ઘણો જ પ્રભાવિત થયો છું અને આપ સૌનો ઋણી છું ત્યારબાદ મંત્રી શ્રી. અંબાલાલભાઇ દયાનંદ આદર્શ વિદ્યાલય અને આર્ય સમાજ મંદિર વતી ફરી એકવાર આભાર માન્યો હતો.




તંત્રીસ્થાનેથી

## આર્ય સમાજ અને ઉત્સવો

કોઇ પણ સમાજ કે સોસાયટીની પરાસીટની તેના ઉત્સવો છે. વરસમાં એકાદ ઉત્સવ પણ તેમાં નવજીન રેડવાનું સાધન બને છે, વરસભરમાં કરેલી પ્રવૃત્તિઓનું વિશ્લેષણ અને નિરીક્ષણ આગામી કાર્યક્રમ બનાવવાનું પ્રેરણાદાયક સાધન બની રહે છે.

પાછલા સરવૈયાને જોઇને જ ભવિષ્યનું અંદાજપત્ર બનાવાય છે. તેજ રીતે પાછલી ગતિવિધિ તથા ઉતાર ચઢાવનો અભ્યાસ કરીને ભવિષ્યના કાર્યની રૂપરેખા બનાવવામાં વાર્ષિક ઉત્સવો સાધનરૂપ બને છે.

નાનામાં નાના સંપ્રદાયો પણ પોતાના નાના મોટા ઉત્સવો ઉજવે છે વિદ્વાનો ત[illegible]ધુ સંન્યાસીઓના વિદ્વાતા પ્ર[illegible]માથી આખા વર્ષ માટે જીવનનું ભાથુ ભેગું કરે છે દુર દુરથી આવેલા મેહમાનો સાથે પરિચય મેળવી બીજાઓ સાથે ખભેખભા કેળવાનો પ્રયત્ન કરે છે અને કૌટુમ્બિક ભાવનાને વિશાળ બનાવવાનો પ્રયત્ન કરે છે.

જેણે મુંબઇમાં ભરાયેલી પ્રેકટીસ કાંગ્રેસ જોઇ છે તેને ખ્યાલ આવી જ ગયો હતો કે ઉત્સવોનો બીજા ઉપર કેટલો પ્રભાવ પડે છે લાખો ખ્રિસ્તીઓ દુનિયાના જુદા જુદા દેશોમાંથી તીડોના ટોળાની જેમ ભારતના આંગળે ઉતરી પડેલા. ચારે બાજુએ ખ્રિસ્તીઓના ધાડાં ને ધાડાં નજરે પડતાં, તેમનો પોષાક, રહેન-સહેન જોઇ જનતા પ્રભાવિત થતી. તે સિવાય ગલીએ ગલીએ ખ્રિસ્તી ધર્મના સાહિત્યનો પ્રચાર કરતા પાદરીઓના પરિચયમાં આવી તેમની સાથે વાતચીત કરવામાં મશગુલ બનતા હતા ખ્રિસ્તીઓને પણ તેમની શકિતને કયાસ કાઢવાનો મોકો મળ્યો. પોત પોતાના પ્રાંતની પરિસ્થિતિનો ખ્યાલ એક બીજાને આપવાનો પ્રસંગ સાંપડયો, અને પછી તો કાર્યક્રમ બનાવવાનો માર્ગ શોધી કાઢવાનો પ્રયાસ કર્યો.

તે જ રીતે આજે મુસલમાનો પણ જાગ્યા છે. તેમની પણ ઠેર ઠેર પરિષદો ગોઠવાઇ રહી છે. કાન્વેશનો ભરાય છે. નાની મોટી પરિષદો થાય છે. વાયતના નામે ભારતીય સંસ્કૃતિ ઉપર ભર પેટ કાદવ ઉછાળવામાં આવે છે. પાદરીયો પણ ભારતીય જનતાની ગરીબી તેમજ ભોળપણનો લાભ લઇ વટાવ પ્રવૃત્તિ જોરશોરથી મલાવી રહયા છે. બીજી બાજુએ ગામડે ગામડે ગામડે ભાગવતની કથાઓ અને પુરાણોના પારાયણોનો રાફડો ફાટયો છે, છતાં આર્ય સમાજ એક સંસ્થા છે જેની સ્થાપના આ બધા પાખંડોનો નાશ કરવા માટે જ થયેલી હોવા છતાં ચાદર ઓઢીને ઘસઘસાટ ઉંઘે છે. કોઇક વખત જાગે છે તો આપસમાં જ લઠ લેવા મંડે છે. આ દયનીય દશા દુર કરવાની ખુબ જ જરૂર છે. ફકત સંસ્થાઓથી જ આર્ય સમાજનો ઉદય થઇ જશે એ ભૂલભૂલામણીના ચક્કરમાંથી બહાર નિકળી સાચા પ્રચારની દિશામાં કોઇક નક્કર પગલું ભરવાની ખુબ જ આવશ્યકતા છે. માટે વરસમાં એકાદ વખત દરેક આર્ય સમાજ તેનો નાનો મોટો ઉત્સવ ઉજવવાનો વિચાર કરે. પ્રાંતમાં ઘણા વિદ્વાનો તથા કર્મઠ કાર્યકર્તાઓ છે. બાહરના વકતાઓનો મોહ છોડી પ્રાંતના જ વિદ્વાનોનો ઉપયોગ લેશે તો થોડા ખર્ચમાં ઘણું કામ થશે. અને ઉત્સવોની પરિપાતથી નવજીવનના દર્શન થવા લાગશે. ક્રમશઃ ઉત્સવો ગોઠવવામાં આવશે તો માર્ગ તાપ આદિના વધારે પડતા ખર્ચમાંથી પણ બચી શકાશે. આશા છે, પ્રાંતની સમાજો પોતાનો દૃષ્ટિકોણ બદલે અને નિરાશાને ખંખેરી ઉત્સવોનું વાતાવરણ સર્જવાનો [illegible]દરશે. ભવિ[illegible]વળ [illegible] પણ થોડાક પ્રયત્નની જ આવશ્યકતા છે.

---

## વિભિન્નતામાં એકતા

ભારત દેશ ભિન્ન ભિન્ન ભાગોમાં વહેંચાયેલો છે. દરેકની આગવી બોલી છે. આગવો પરિવેષ છે, આગવા રીત રિવાજો છે. સૌની પોતાની એક દુનિયા જે બીજા કરતાં અલગ જ છે. છતાં સમગ્ર વિભિન્નતામાંથી પણ ધ્વનિ તો એકતાનો જ ઉઠે છે, સિતારના તાર જુદાં જુદાં છે, છતાં કલાકાર જ્યારે સંગીત છોડે છે, ત્યારે જુદા જુદા તારો એક બીજાનાં પુરક બને છે. અને સંપૂર્ણ લયબધ્ધ સુરાવલિનું સર્જન થાય છે.

આપણા હિંદમાં શિખ, પંજાબી, સિંધી, મદ્રાસી, ગુજરાતી, મરાઠી, કે પછી મુસલમાન કોઇ પણ ભાષા બોલતો માનવી પ્રથમ હિન્દુસ્તાની છે. આનો સુંદર દાખલો હાજીવલી મહમદે પુરો પાડયો છે, એ જ્યારે રાત્રે ઘેર પાછો ફરી રહયો હતો તો ખેતરમાં થોડાં પાકિસ્તાનીઓને છુપાયેલા' જોયાં. ઘુસણખોરોએ તેને મુસલમાન ગણી પોતાની બાજુ લઇ લેવાની અને પોતાને તમામ સગવડ પુરી પાડવાની ઇચ્છા પ્રદર્શિત કરી, મહમદે જરાય અચકાયા વિના એ વાતનો સ્વીકાર કર્યો. ઘુસણખોરો તો ખુશખુશ થઇ ગયા. મહમદે જણાવ્યું કે તેઓ અત્યારે થાકી ગયા હશે અને ભુખ્યા થયા હશે તેથી ઘરે જઇને સૌથી પહેલાં જમવાનો બંદોબસ્ત કરી આવે પછી નિરાંતે વિચારણા કરીએ. પણ ગામમાં જઇ મહમદે તરત જ પોલીસને ખબર કરી દીધી અને તેઓને પોલીસને સુપ્રત કરી દીધા.

— વર્ષા અડાલજા

ઓ૩મ્

# શૂદ્ર કોણ છે?

## (સેવાના કાર્યમાં જે શ્રેષ્ઠ છે તે)

લેખક : રામચંદ્ર કાલીદાસ આર્ય



(ગતાંકથી ચાલુ)

સરસ્વતીથી મહાકાળીનું કાર્ય ન થાય અને મહાકાળીથી મહાલક્ષ્મીનું કાર્ય ન થાય. માટે સરસ્વતી તે બ્રાહ્મણ અને મહાકાળી તે ક્ષત્રિય અને મહાલક્ષ્મી તે વૈશ્ય. આમાં ઉચુ શું અને નીચું શું? નિઃસ્વાર્થ ભાવથી સેવા કરવાની ઊત્સુકતા-વાળા મનુષ્યોને સેવારૂપી તપ કે તપશ્ચર્યાના કામ માટે નીમો. આ જાતની ઋષિઓની સુચનાનો સ્વીકાર સમાજ રચનારાઓએ કર્યો હતો. વેદની દૃષ્ટિમાં શુદ્ર એ હલકી કોટિનો માણસ નથી. વેદની દ્રષ્ટિમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રમાં કોઇ હલકો નથી, કોઇ નીચો નથી. કોઇ અસ્પૃશ્ય નથી. કોઇ અધમ નથી. વેદની દ્રષ્ટિમાં ભિન્ન ભિન્ન ગુણો ધરાવતા ચારે પ્રકારના મનુષ્યો સમાન છે. જેવી રીતે વિદ્યામાં બ્રાહ્મણની શ્રેષ્ઠતા છે. રક્ષા કરવાના કાર્યમાં ક્ષત્રિયની શ્રેષ્ટતા છે. ધન ધાન્યની વૃદ્ધિના કાર્યમાં વૈશ્યની શ્રેષ્ટતા છે તેવી જ રીતે સેવા કરવાના કાર્યમાં શુદ્રની શ્રેષ્ટતા છે અને તેથી કરીને એક બીજાને ઊં[illegible] [illegible]ણીમાં મૂકી [illegible] પોતપોતાને સ્થાને શ્રેષ્ટ છે એકને બીજા વિના ચાલે નહી. બીજાને પેલા વિના ચાલે નહિ. જેમકે બાહોશ ધારાશાસ્ત્રીની સરખામણી બાહોશ વ્યપારી સાથે, તેમજ બાહોશ સેનાપતિની સાથે થઇ શકે નહિ. તેવી જ રીતે દરેક પોત પોતાને સ્થાને શ્રેષ્ઠ છે. દરેક સમાન રીતે પૂજ્ય છે. કોઇ શ્રેષ્ઠ નથી. કોઇ નિષ્કૃષ્ટ નથી. કોઇ વધારે વિદ્વાન નથી. કોઇ મૂર્ખ નથી. વેદો સિવાય બીજા સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યમાં શુદ્રોની જે નિંદા કરવામાં આવી છે તેની સાથે વેદની સંમતિ છે જ નહિ.

આર્યાવર્તના આદિવાસીઓ શુદ્ર હતાં એવું કે ઇ પ્રમાણુ મળી આવતું નથી. વૈદિક જમાનામાં કોઇ મનુષ્ય શુદ્ર હોવાથી તેના ઉપર અત્યાચાર કરવામાં આવતો હતો એવું કોઇ વિધાન મળી આવતું નથી.

વૈદિક જમાનામાં કોઇ અણુપઢ હતું જ નહિ. જુઓ રાજા અશ્વપતિ કહે છે કે –

नमेंस्तेनो जन पदे, न कदर्यो नमद्यप : ॥
नाना हिताग्निनी विद्वान नस्वैरी स्वरिणी कुतः ।।

અર્થ— મારા રાજ્યમાં કોઇ ચોર-ડાકુ નથી, કોઇ મૂર્ખ નથી, કોઇ શરાબી નથી. અગ્નિહોત્ર વિહીન કોઇ નથી. તેમજ કોઇ વ્યભિચારી પણ નથી. સ્ત્રીઓ પણ પતિવ્રતા અને વિદુષી છે. તો શું અશ્વપતિના સમયમાં કોઇ શુદ્ર(સેવા કરનાર) ન હતું? જો શુદ્ર ન હોય તો અશ્વપતિના રાજ્યમાં વર્ણ વ્યવસ્થા સમાપ્ત થઇ ગઇ હતી એમ માનવું પડે.

સાચી વાત તો એ છે કે શુદ્ર પણ એક ભણેલો ગણેલો સંસ્કારી, તપસ્વી અને અગ્નિહોત્રી બની શકે છે. અને જન-કલ્યાણની ભાવનાથી ભરપુર બની હાલના સ્વયં સેવકની માફક પોતાની ઈચ્છાથી સ્વયં સેવકના કર્મનો સ્વીકાર કરી લે છે. વેદ તો કહે છે કે –

" प्रियं विश्वेषु शुद्रेषु "

પરમેશ્વરે બધાને માટે સમાન ભાવથી વેદનો ઉપદેશ આપ્યો છે. શુદ્રને નીચ સમજ્યો એ તો આપણી પોતાની મેળે જ આપણા પોતાના પગ પર કુહાડી મારવા જેવું છે.

હવે અમો પૌરાણિક પંડિતોના હોળીના નાળિયેર બનીને ચેલેંજ આપનાર પંડિતજી શ્રી અવસ્થીજીને નમ્ર ભાવે સુચવીએ છીએ કે પક્ષપાતરૂપી પડળ કહાડીને આપ જરા વાંચશો તો આપને સ્પષ્ટ દેખાશે કે પ્રાચીન કાળમાં શુદ્રોના પુત્રોને બરાબર ભણાવતા હતા અને ભગવાનની દયાથી તેઓ પણ મોટા મોટા જ્ઞાની બની ચુકયા છે. ઐતિરેય બ્રાહ્મણ ગ્રંથની બીજી પંજિકાના ત્રીજા અધ્યાયના પ્રથમ ખંડમાં લખ્યું છે કે—

ऋषयो वैसरस्वतयां सत्र मास तते कुवष मैलूषं
सोमादन यन दास्याः पुत्रः कि वोड ब्राह्मणः
कथ नो मध्ये दीक्षीष्टेति…… तेवा ऋषयो
ऽब्रुवन 'वदुवी इम देवा : ॥

એક વખત ઋષિ લોકો સરસ્વતિના કિનારે બેસી યજ્ઞ કરતા હતાં તે વખતે ઇલૂપ નામના પુરૂષનો પુત્ર કવષ વચ્ચે આવીને બેઠો. તે વખતે કોઇક બોલ્યું કે "આ દાસીપુત્ર એ બ્રાહ્મણ છે". તે વખતે બધા ઋષિ લોકો બોલી ઉઠયા કે તેને તો દેવતા [illegible] રીતે જાણે છે. આ પ્રમાણથી સિદ્ધ થાય છે કે આ કવષ ઐલુપ એટલા [illegible]ની હતો કે તેની પ્રસિદ્ધિ દેવત એમાં ફેલાઇ હતી ઋગ્વેદ મંડળ ૧૦ [illegible] ૩ સૂકત ૩૦-૩૧ ૩૨ ૩૩ તથા ૩૪ના ઋષિ અર્થાત સમાધિ દ્વારા ઉપરના સૂકતોના મંત્રોના ને તેથી કરીને તેનું નામ

(વધુ માટે જુઓ પાનું છઠુ)

# ભગવાનના ભકત

—૦૦૦—

## લેખાંક બીજો

પ્રેષક : આર્યબંધુ



જ્યુબિલી બાગમાં ભકતરાજને ભેટો. કેમ? ભકતરાજ નમસ્તે આવો આવો આર્યબંધુ રાધેશ્યામ. (હજુ રંગ લાગ્યો નથી મનમાં આર્યબંધુએ વિચાર્યું) ભકતરાજ! તે દહાડે તમારી જોડે સત્સંગ કર્યો એ ઉપર તમોએ બરાબર ધ્યાન આપ્યુ લાગતુ નથી. નમસ્તે કંઇ અમારા ઘરનું લાવીને નથી રાખ્યું. એ વેદ વાકય છે તેની ચર્ચા આજે તમારી સાથે કરવાની નથી. અગાઉના વિષયના અનુસંધાનમાં કહેવું છે. ચાલો ઝાડ નીચે બેસીએ.

વર્તમાન સમયમાં સંસારની અંદર એક મત મતાંતર પ્રચલિત જોવામાં અને સાંભળવામાં આવે છે અને દરેક મત પોતાનો કોઇ પૈ... ઓલીયા ...હાત્મા, અવતાર, ઋષી અથવા ગુરૂ દ્વારા પ્રગટ થયેલા જણાવે છે. પ્રત્યેક મત અવલંબી વ્યકિત પોતાના મત પ્રદર્શન પાછળ પાછળ ચાલવાની ભાવના રાખે છે. અને બધાને પોતાની સાંભળેલી અને જાણેલી સત્યતાના પ્રેમી બનાવવા ઇચ્છે છે. કોઈપણ ધર્મ અથવા મત એવો નથી કે જે પોતાના અનુયાયીને માર્ગદર્શન આપવા પોતાનો પ્રચાર કરવા માટે તેની સામે કોઇ ન કોઇ પુસ્તક ન રાખતા હેય. અને સાથે એવું પણ કહેવામાં આવે છે કે આ પુસ્તકોને ઇશ્વર પ્રાપ્તિ અથવા પરમાત્માના માર્ગનું સાધન બતાવે છે. પરંતુ તેથી વિશેષ તે મનુષ્યો ઉપર તેના જીવન માટે અને કોઇભી કાર્યક્રમ કયારે પણ પ્રગટ નથી કરતા.

દરેક પુસ્તક અને દરેક મતની પૂજન વિધી વિવિધ પ્રકારની હોવા છતાં આ બધા માને છે કે મનુષ્ય જીવનનો મુખ્ય ઉદ્દેશ્ય "મોક્ષ પ્રાપ્તિ" છે અને તે મોક્ષ પ્રભુ સ્મરણ, ઇશ્વર ભજન, પ્રભુ ચિંતન, હરિ નામ આરાધન, ભગવદ્ ભકિત તથા ઇશ્વર જાપથી જ પ્રાપ્ત થઇ શકે છે. આ જાપનું નામ બધાના માટે ગુરૂમંત્ર અથવા "કલ્મા-એ-ઇલાહી" ગણેલ છે. ધાર્મિક દ્રષ્ટિકોણથી બધાને મુકત કંઠે આ વાત કહેવી પડે છે કે આ જાપ અને સ્મરણ જ આપણને આનંદ તથા મુકિત આપે છે. ઇશાઇ, પારસી, યહુદી, હિન્દુ, મુસલમાન બધા આ અજપા જાપ માટે ભ્રમણ કરે છે. મોટા મોટા બ્રાહ્મણ, ભકત, સાધુ સંત, યોગી, તપીશ્વર, સયદ, મુલ્લાં, મૌલવી, મેમીન ગળામાં માળા અથવા તાવીજ પહેરે છે. આ બધાને પોતાના જાપ ... વિશ્વાસ છે.

પરંતુ ભારતની આર્ય સંસ્કૃતિ આદિ સૃષ્ટિથી જ્ઞાનનો આદિ સ્રોત વેદ (ઇશ્વરીજ્ઞાન) વિદ્યમાન છે. વેદોના યથાર્થ જ્ઞાનથી હિન્દુ જાતિ વંચિત થઇ, કેવળ અજ્ઞાનને રસ્તે દોરાઇ અમુલ્ય ગુરૂમંત્ર જે ગાયત્રીને ક્રિયા રૂપમાં પરિત્યાગ કરીને સ્વાર્થી લોકોએ ઉપજાવી કાઢેલ પોતાના મન માનેલા મંત્રોના જપ કરવા લાગી ગયા. આજ તેનું પરિણામ એ આવ્યું કે હિન્દુ જાતિમાં સંપ્રદાયની પરંપરા ચાલી રહી.

એક સંપ્રદયમાં ત્રણ ત્રણ ફાટા જુદા નામ ધારણ કરી, મહંતો પોતાની મોજમાં પોતાના ગુરૂમંત્રો ચલાવા લાગ્યા. ભોળા ભકતજનો તેનો જાપ જપવા લાગ્યા. કેવળ ગુરૂમંત્રો નહીં, પરંતુ આ સંપ્રદાયના રતિરીક અનેક વ્યકિતગત મંત્ર અથવા જપ પણ ચાલવા લાગ્યા. અર્થાત જે તે ને પોતાના ગુરૂ બનાવવા લાગ્યા. એ ગુરૂએ પોતાના મન માન્યા ઉપટાંગ મંત્ર બતાવી ભકતજનોને કેઇએ કાન ફુકયો. કોઇએ માથા ઉપર હાથ ફેરવ્યો, તો કોઇએ ભકતના વાસામાં બે ઢબ્બા માર્યાં. જા બચ્ચા તારૂં કલ્યાણ થઇ જશે. કહો ભગવાનના ભકતરાજને ઇશ્વરનો આર્શીવાદ મળી ગયો? અમો તમોને એ પુછીએ છીએ કે એ તમારા આ માનવ જીવનને સફળ બનાવવાનું સાધન છે? એ ઉપર કોઇ દહાળો વિચાર પણ કર્યો છે. કોઇ મહાત્માને એ મંત્ર વિષે પુછપરછ કરીને ખાત્રી કરી છે? ના પુછયું હોય તો કંઇ નહી પણ તમારા આત્માને એકાંતમાં બેસીને વિચાર કર્યો હોત તો પણ જવાબ મળત. પણ એ સાંભળવાની રીત બતાવનાર કોઇ આર્ય પંડિત મળે ત્યારે થય આ અનુભવની વાતો છે ગુરૂમંત્ર બતાવનાર એ પણ કહી દે છે કે આ ગુપ્ત જ્ઞાન છે હો. તારે કેઇને કેવો કે પુછવું નહીં, નહી તો સિધ્ધિ તને પ્રાપ્ત થશે નહીં. અને મુકિ... તમો શ્રધ્ધાળું ભકતરાજ. કોન પુછે? ઘણા એવા પણ પંથો હોય છે, હિન્દુ અને મુસ્લીમ સંયુકત શિષ્યના જેના ગુરૂ બાપુ મુસલમાન હોય છે. આમાના ભકતો બાપુના નામના ચરણવાળા ભજનો જેવા કે 'બાપુવલી કે છે રે હરિનામ વિના પાર નહી પહોંચાય રે' બીજા ભકતો એવા પણ ભજનો ગાય છે 'પોતાના દેવની પતિન નાવી, મૂર્ખો પાર કે મંદિરે પૂજવા જાય.' છતાં આવા પંથ છોડતા નથી. રાત ઉજાગરા કરી ભજનો ગાયા જ કરે છે બીડીયો-ચા પીયા જ કરે છે પોતાના શરીરના આરોગ્યની પરવા કર્યા વગર (વાયક) આમંત્રણ મળ્યું છે જવું જોઇએ વળી પ્રસાદ લીધા વગર ઘેર જવાય નહીં.

આ સંપ્રદાયના સંકટને લઇને હિન્દુ જાતી અમુલ્ય ફળદાયક કષ્ટ રક્ષક સર્વ સુખદાયક મહા મંત્ર ગાયત્રીથી બહુ દુર નીકળી ગયા છે, એટલે ભુલી ગયા છે. આ ઉપર એક વખતે આર્ય પરિવારી સત્સંગમાં એક ૮૦ વર્ષના વયોવૃધ્ધ બ્રાહ્મણ શરીર ધારી આવેલા જ્યારે ગાયત્રી મંત્રનો અર્થ વાંચવામાં આવ્યો ત્યારે તે સાંભળી તે વૃધ્ધ કહેવા લાગ્યા કે મે મારી આટલી વયે આ સાંભળ્યો ન હતો, આજે સાંભળ્યો. કહો ભકતરાજ! આપણે કેટલા આપણી સંસ્કૃતિથી દુર થએલા છીએ? હિન્દુ જાતીને માટે વાસ્તવ રૂપે આ એક જ ગુરૂમંત્ર છે, હતો અને રહેશે. કારણ આદિ સૃષ્ટિના સાચા ગુરૂ એક પરમાત્મા તરફથી આપણા પૂર્વજો પૂજ્ય ચાર ઋષીઓને તે મંત્ર મળેલો જેથી આદિ જ્ઞાન વેદનો પ્રકાશ થયો. પરંપરાથી આ મંત્ર ગુપ્ત વિદ્યા, ગુઢ વિદ્યા, આત્મ વિદ્યા અથવા બ્રહ્મવિદ્યાના સુચક બન્યા, પ્રત્યેક ગુરૂ પોતાના શિષ્યને અધિકારી સમજીને ગુરૂરૂપથી ગાયત્રી મંત્રનું જ જ્ઞાન બતાવતા અને જપ સિખડાવતા હતા. જ્યારે પાર્વતીએ મહાદેવજીને ઘણી પ્રાર્થના કરી ત્યારે હિમાલયમાં એકાંત સ્થળે જઇને ગાયત્રી મંત્ર કહેલો. આ ગુરૂમંત્રનું અર્થાત મૂલ્ય કોઇ મનુષ્ય આપી શકે નહીં. આ મંત્રમાં જે ગુપ્ત ભેદ તથા રહસ્ય સમાયેલ છે. જેથી તેને મનુષ્ય ગુપ્ત અને એકાંતમાં જ મળવા શકે છે. તે અમૂલ્ય હોવાને કારણ સાચા શિષ્યને ઓળખી, વિશ્વાસપાત્ર અધિકારી સમજી કરીને આ ગાયત્રી મંત્ર સમજાવવામાં આવતો હતો. પ્રાચીન ઋષિ, મહર્ષિઓ આ મંત્ર માટે પરિશ્રમ વેઠી જાતે અનુભવ કરી આનંદ અનુભવતા હતા. સમજ્યા કે ભકતરાજ હવે સમય થવા આવેલો છે. ફરી કોઇ દહાડે મળીશું ત્યારે આ વિષયની ચર્ચા કરીશું. આવજો ત્યારે નમસ્તે.

( ચોથા પાનાથી ચાલુ )

પ્રાચીનકાળથી ઉપરના સુકતોના ઉપર લખેલું ચાલ્યું આવે છે. આ પ્રમાણે ઋગ્વેદ મંડળ ૧ અનુવાક ૧૭ના સુત્ર ૧૧૬ થી ૧૨૬ સુધીના ઋષિ તથા તે મંત્રોના પ્રચારક શુદ્ર ઓશિકનો પુત્ર कक्षीवान्ही મળી આવે છે.

ओरम् क्रतो स्मरः યજુ-અ-૪૦

અર્થ— હે કર્મશીલ મનુષ્ય તું ઓરૂમનું સ્મરણ કર. આ મંત્રમાં કોઇ જગાએ શુદ્રને માટે પ્રતિબંધ મુકેલો જણાતો નથી. તેમજ એકલા બ્રાહ્મણ પંડિતોને જ ઠેકેદારી આપવામાં આવી નથી. સાચી વાત તો એ છે કે ધાર્મિક વિષયોમાં બ્રાહ્મણો જે ઠેકેદારી (ઇજારા પધ્ધતિ) લઇ બેઠા છે તેને આર્ય સમાજે નષ્ટ કરી છે. સુજ્ઞ પંડિતજી અવસ્થીજીને નમ્ર ભાવે જણાવીએ છીએ છે કે સ્મૃતનું પ્રમાણ પણ આપ વાંચવા તસ્દી લેશો.

पंचयज्ञ विधानं तु शुद्रस्यापि विधीयते
तस्या प्राक्तो नमस्कारः कुर्वन्नित्यं न हीयते
(લઘુ વિષ્ણુસ્મૃતિ અ-૫-૧૦)

આમાં શુદ્રને પંચયજ્ઞ તથા નમસ્કાર કરવાનો પુર્ણ અધિકાર આપેલો છે.

શુદ્ર પણ જનોઇ પહેરી શકે છે જુઓ

कुश सुत्र द्विजातीभ्याद्राज्ञां कौशेय पट्टकम
वैश्यानां चीरणं क्षौमं शुद्राणां शण वल्कजम
कापीसं पद्मजं चैव सर्वेष्तं शस्तमीश्वरः
ब्राह्मण्यां कीर्तितं सत्रं त्रिगुणं त्रगुणी कृतम

ગુરૂણ પુરાણ પ્રાન્કા અ-૪૩

[illegible] ને માટે કશનું જનોઇ [illegible] ત્રિયો માટે રેશમનું જનોઇ, વૈશ્યોને માટે સુતરનું [illegible] જનોઇ રાખવું જોઇએ. જો અવગ અલગ ન બને તો સઘળાને માટે સુતરનું જનોઇ બનાવવું. આ ઉપરથી સિધ્ધ થાય છે કે શુદ્ર પણ જનોઇ પહેરી શકે છે.

મહર્ષિ દયાનંદજી લખે છે કે વર્ણ વ્યવસ્થાની સ્થાપના કરવાનું કામ તો રાજાઓનું છે. અમારી દ્રઢ ધારણા છે કે ભારત વર્ષમાં વર્તમાન વાયુ મંડળમાં શુદ્ર કુલમાં જન્મ લેનાર મનુષ્યને માટે સાહસ અને સત્યતાપૂર્ણ જીવન વીતાવવું મુશ્કેલી ભર્યું છે. શુદ્ર કોણ છે? તેનો જવાબ મનુસ્મૃતિમાંથી ન મેળવતા વેદમાંથી મેળવવો જોઇએ વેદ કહે છે કે—

प्रियं विद्येषु शुद्र मयियेति रुचारु चार:

અર્થાત— શુદ્ર પ્રિય છે. एवं तपसे शुद्रम લખીને શુદ્રને તપશ્ચર્યા કરવાનો અધિકાર આપ્યો છે અને એટલા માટે જ દયાનંદજીએ લખ્યું છે કે અમારો ધર્મ વેદ છે.

વર્તમાન સમયમાં ઘણા ધાર્મિક સજ્જનોનું મતવ્ય એવું છે કે એક જ સમાજના ચાર અંગો મહત્વના હોવા છતાં શુદ્ર શબ્દને હલકો ઠરાવવાનું ચાલુ જ રાખવામાં આવે તો આપણે પણ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યને શુદ્રને સ્થાને જ્ઞાન, શકિત, સંપત્તિ ને સેવા આ ચાર શબ્દોનો જ પ્રચાર કરીએ તો મારૂં માનવું છે કે શુદ્રને માટે જે હલકટ ભાવ પેદા થએલો છે તે આપોઆપ નષ્ટ થઇ જાય.

સુજ્ઞ વાંચકો તો સમજી શકયા હશે કે શુદ્ર એ તો મહાન પવિત્ર, જ્ઞાની ને પવિત્રતા ને સેવાનો પાઠ ભણાવનાર ઋષિ-મુની છે એમ કહું તો પણ અસ્થાને નહિ જ ગણાય.

ઓરૂમ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

# વીર પિતા – વીર પુત્રીઓ

મદ્રાસ રેજીમેન્ટના કર્નલ શ્રી હરબક્ષસિંગ મહેતાને જ્યારે મોરચે ફરજ પર હાજર થવાનો હુકમ મળ્યો ત્યારે અતિ આનંદિત થઇ તેમણે તેમની પત્નિને કહ્યું "તું આજે પુત્ર વિહોણી નથી. મારી ટુકડીનાં જ હજાર સૈનિકો આપણા જ પુત્રો છે. દુશ્મનોએ આજે આપણા દેશ પર દેશના ઇજ્જત પર હાથ નાંખ્યો છે. એ લોકોને સ્વાદ ચખાડયા વિના હું તારી પાસે નહીં આવું અને ફરી તને મળીશ ત્યારે મોટું સન્માન મેળવીને જ તારી પાસે આવીશ."

આમ પત્ની અને ત્રણ પુત્રીઓની વિદાય લીધી ત્યારે કોને ખબર હતી કે એ વિદાય અંતિમ નીવડશે? કોને ખબર હતી કે પ્રેમાળ પતિ અને વહાલસોયા પિતાનું મુખ એ ઓ ફરી કદી નીરખવાના ન હતાં? દુશ્મનોને તેમણે ખરેખર સ્વાદ ચખાડયો. જબરી લડત બાદ માતૃભૂમિનાં નામ પોકારતાં તે ૨૨ મી ઓગષ્ટે વીર ગતિ પામ્યાં. પરંતુ પોતાને અપાયેલા વચન મુજબ એ મોટું સન્માન મરણોત્તર મહાવીર ચક્ર તેમને મળ્યું, એ સમાચાર તેમની પત્નીને મળતાં તેમનાં હૃદયે કેવો વજ્રપાત અનુભવ્યો હશે તેની તો આપણે કલ્પનાજ કરવી રહી.

સ્વ. શ્રી. મહેતાની ૧૧ વર્ષની વચલી પુત્રી રંજનાએ તેની સખીને ફોન પર સમાચાર આપતા કહ્યું "પપ્પાના મૃત્યુથી મને તો બહુ જ રડવું આવે છે. ઘરમાં સુનું સુનું લાગે છે. અને તેમનાં વીર મૃત્યુ અને સન્માનનું અપમાન થયું કહેવાય." જ્યારે તેમની ૧૪ વર્ષની સૌથી મોટી પુત્રી પ્રમિલાએ કહ્યું "પપ્પા મને કહેતા ગયા છે કે બેટા તું જ મારો દીકરો છે.' એટલે મારી નાની બહેનો પર ધ્યાન આપવાની જ મારી પ્રથમ ફરજ છે.

મોરચા પર લડી રહેલા જવાનો જેવું અભૂતપૂર્વ સ્વાર્પણ આ [illegible] અપ્યું. એવાં અનેક વીરો દેશને માટે હસતે મુખે મૃત્યુને ભેટી પોતાની પોતાના [illegible] તાં તણખાં મૂકી ગયાં છે જે પ્રચંડ આગમાં પરિણમી તેમનો વિનાશ નોતરશે એ [illegible]

— વર્ષા અડાલજા

# ભારતીય ઇતિહાસના અજવાળા

લેખક: પંડિત વસિષ્ઠજી યાજ્ઞિક હલવદકર
( આયુર્વેદાચાર્ય ) રાજકોટ.

( ગતાંકથી ચાલુ )

**અંગ્રેજોનું ભારતમાં આગમન**

અંગ્રેજો ભારતમાં આવ્યા અને ખ્રિસ્તી ધર્મના પ્રચારને લક્ષમાં રાખીને સૌથી પ્રથમ અંગ્રેજોએ ભારતનો કલ્પિત ઇતિહાસ લખવાની પ્રવૃત્તિ શરૂ કરી. પોતાના પ્રચારને, લક્ષને સિદ્ધ કરવા ભારતનો ઇતિહાસ લખવાનું કામ વિશેષત: જર્મન અને અંગ્રેજ લેખકોને સોંપ્યું તેથી તે લેખકોએ કેવલ કલ્પનાથી ભારતીય ઇતિહાસ તૈયાર કર્યો છે. જર્મન લેખક 'અડોલ્ફ કેગી' લખે છે કે "પુરાતન સંસ્કૃત સાહિત્ય બ્રાહ્મણ આદિ ગ્રંથોમાં ઇતિહાસ શબ્દનો અર્થ લીજેંડ છે ( The Regveda. Note P. lob.) વૈબસ્ટર લીજેંડનો અર્થ કહે છે કે કોઇ કહાના કે પ્રાચીન કાલથી ચાલી [illegible] ને ઇતિહાસો કહાની માને છે. પરંતુ તેની ઐતિહાસીકતા સિદ્ધ થતી નથી." મેકડોનલ અને કીથા પણ પોતાના 'વૈદિક ઇંડેક્સ" ગ્રંથમાં ઇતિહાસ શબ્દની વિકૃત વ્યાખ્યા કરે છે અને કહે છે કે 'સીગ વિચારે છે કે-' ઇતિહાસ પુરાણના સંકેત ને વિશલકામ કલ્પિત અને કહાની રૂપ ઇતિહાસથી અથવા સૃષ્ટિની ઉત્પતિની કલ્પિત કથાઓ છે. જે વૈદિક ઋષિઓને પ્રાપ્ત હતી. અને સ્થુલ કાય રૂપથી તેને પાંચમાં વેદની શ્રેણીમાં રાખી હતી. "કેમ્બ્રીજ હિસ્ટ્રી ઓફ ઇંડિયા" નામનો ગ્રંથ ઇંગ્લાંડમાં લખાયો છે. અને આજકાલ તે ગ્રંથની પ્રતિષ્ઠા પણ છે તે ગ્રંથમાં પણ ભારતના ઇતિહાસની વાસ્તવિકતાથી દુર જઇ ઘણાં આક્ષેપો લખાય છે.

In very ancient time in India no one ever thdught of down and waiting an account of the event which he saw or heard of asoccording in the country and in ensequence of this negligence no trust wort y history was written in India until after the muhammaden conquest. The history of India.

. by Sir Roper Lethbridge
K.G.I.E. M.A.

**ભારતીય ઇતિહાસની વિકૃતિનાં મંગલાચરણ**

પ્લાસીનું યુદ્ધ એ ભારતના ભાગ્ય નિર્માણનું સ્મારક છે. બંગદેશ અંગ્રેજોના હાથમાં ગયો અને સન ૧૭૮૩ અથવા સંવત [illegible] ઉપનિવેશોમાં સર વિલીયમ જોન્જ મુખ્ય ન્યાયાધ્યક્ષ પદે આવ્યો તેણે સંવત ૧૮૪૬માં મહાકવિ કાલીદાસ કૃત શકુન્તલા નાટકનો અંગ્રેજી અનુવાદ કર્યો અને સં. ૧૮૫૧માં તેજ વ્યકિતએ મનુસ્મૃતિનો અંગ્રેજી અનુવાદ કર્યો અને તેજ વર્ષમાં તે જોન્જનો દેહ વિલય થયો. જોન્જનો સહકારી 'હેન્રીટોમસ કોલ બ્રુકે' સંવત ૧૮૬૨માં 'ઓન દીવેદાસ' નામનો વેદ વિષયક નિબંધ લખ્યો તે પછી સં. ૧૮૭૫માં જર્મનીના 'બાન વિશ્વવિદ્યાલય' માં આગસ્ટ, વિલ્યમ ફ્રોન શ્લેગલ પ્રથમ સંસ્કૃતના અધ્યાપક થયા. તેમના ભાઇ ફ્રાઇડિરશ હતા તે બન્ને ભાઇઓને સંસ્કૃત પ્રતિ અધિક પ્રેમ હતો. આગસ્ટ શ્લેગલ સાથે સંસ્કૃત ભાષા પ્રેમી 'હર્ત વિલ્યમ ફ્રોન હામ્બોલ્ટ' નામની વ્યકિત મળતાં બન્નેની દૃષ્ટિ ગીતા પર ગઈ. 'આ સમયમાં જર્મનીમાં પ્રસિદ્ધ દાર્શનિક 'આર્થર શોપન હોર (સંવત ૧૮૪૫ થી ૧૯૧૭) થયા તેમણે ફ્રેંચ લેખક શંક દેતીલ દુપેરોનનો ઉપનિષદોના દારાશિકોએ કરેલા ફારસી અનુંવાદ વાંચ્યા અને તેના લેટીન ભાષામાં અનુવદ પણ વાંચ્યો ત્યારે તેમાં હૃદયમાં ઉપનિષદો વિષે સારી છાપ પડી પછી તેણે લખ્યું કે 'ઉપનિષદો સર્વોચ્ચ માનવ બુદ્ધિની ઊપજ છે' તેમાં માનવતાના વિશેષ વિચારો છે. અને સૌથી સંતોષપ્રદ તથા ઉન્નત કરનારા છે. મારા જીવનમાં [illegible] છે. અમારા માટે સૌથી મોટી વસ્તુ છે. આ જ્ઞાન એક સમય પશ્ચિમમાં પણ વિશ્વસ પ્રિય બનશે આવા પશ્ચિમના જર્મન દાર્શનિકના વિચારો વાંચી શ્રી. વિંટર્નિટજ ગભરાયો અને તે વિચારો અતિશયોકિત તરીકે માન્યા.

Yet I be lieve it is a wild exaggeartion when schop ne Hauet says that the teaching of the upanishads represents The fruit of the highest hum an knowledge and wisdom

જર્મન વિદ્વાનોની ભકિત હોરના વિચારો જાણ્યા પછી ભારતીય સંસ્કૃતિ પ્રતિ શ્રદ્ધા ભકિત વધી પછી મી. વિન્ટનિંટજે લખ્યું કે જ્યારે ભારતીય વાઙ્મય પશ્ચિમમાં સૌથી પ્રથમ જાણવામાં આવ્યું ત્યારે લોકોની રૂચી ભારતના પ્રત્યેક સાહિત્ય પર વધી અને તેને પ્રાચીન માનવા લાગ્યા.

ઓકસફર્ડ વિશ્વવિદ્યાલયના બીજા બોર્ડન મહામહોપાધ્યાય મોનીયર વિલિયમ્સના વિચારો વાંચો તો ખાત્રી થશે. તે લખે છે કે ઇસાઇ ધર્મ ગ્રંથોનો સંસ્કૃત અનુવાદ કરવો જોઇએ જેથી ભારતીઓને ઇસાઇ બનાવવાના કામમાં અંગ્રેજો આગળ વધે. (સંસ્કૃત-ઇંગ્લીશ ડીક્ષનરી, બાઈ મોનીયર વિલ્યમસ ૧૮૯૯) માં માણસની લખેલી સંસ્કૃત ઇંગ્લીશ ડીક્ષનરીના આધારે ગુજરાતી 'વિનીત કોશ' ગુજરાત વિદ્યાપીઠે પ્રસિદ્ધ કર્યો છે. તેમાં કેટલાંક શબ્દોના અર્થ ખોટા હોવા વિષે ગુજરાત વિદ્યાપીઠમાં પત્ર લખી યાદિ આપી હતી. મેંક્સમુલરની વધારે પ્રસિદ્ધિ મહર્ષિ દયાનંદે તેના વિચારોનું ખંડન કર્યું અને તે ખંડનના ગ્રંથોમાં મેક્સમુલરનું નામ વારંવાર લખવું પડયું મેંક્સમુલરે પોતાના પત્નીને પત્ર લખ્યો છે તેમજ સન ૧૮૬૮માં તા. ૧૬ ડીસેમ્બરે પોતાના પુત્રને પત્ર લખ્યો છે તેમાં તેનાં હિંદુ ધર્મ વિરોધી વિચારોનું પ્રતિબિંબ જોવા મળે છે. પોતાની સ્ત્રી પ્રતિ લખાએલા પત્રમાં લખે છે કે વેદના અનુવાદ અને સામણભાષ્ય સહિત ઋગ્વેદનું મારૂં સંસ્કરણ ઉત્તર કાલમાં ભારતના ભાગ્ય પર દુર સુધી પ્રભાવ પાડશે. તે ગ્રંથ તેઓના ધર્મનું મૂલ છે અને મને નિશ્ચય થાય છે કે તેમને મારે બતાવવું છે કે તે મૂલ કેવું છે. ગત ત્રણ હજાર વર્ષમાં તેણે ઉપજાવેલી તમામ વાતોને ઉખેડવાનો માત્ર આ ઉપાય છે.

( ક્રમશ )

# તિતિક્ષા

લેખક: દિલીપરાય ભ. નાગર
વડોદરા.

મનુષ્યે વિજ્ઞાનના સોપાન સર કરવા માંડયા છે. મનુષ્ય એક પછી એક નવિન શોધો કરતો રહયો છે અને એનો લાભ દુનિયાનાં હર કોઇ માનવી ભોગવે છે. અત્યારે તો એની પ્રગતિ દ્વારા માનવી ચંદ્ર વિગેરે ગ્રહો' ઉપર પહોંચવા મથી રહયો છે અને એ સાધ્ય થતાં ચંદ્ર ઉપર મનુષ્ય રહી શકે કે કેમ તે નક્કી કરી ત્યાં રહેવા માટેની જોગવાઈના સ્વપ્નો પણ એ સેવી રહયો છે. ખરેખર! આ સ્વપ્ન સાકર બનતાં મનુષ્ય એક અકથ્ય આનંદ ભોગવશે પણ ત્યાં જ વિજ્ઞાન થોભશે?

મ[illegible] તેમાં પણ આજકાલ સફળતા મળવાની શકયતાઓ છે પણ એ કલા હસ્તગત કરી વિજ્ઞાન અટકશે?

પુરૂષાર્થ કામયાબ નિવડતો જશે, વિજ્ઞાનક્ષેત્રે ઉપર્યુકત પ્રગતિ થતી જશે, પણ કયારેય મનુષ્યને શાન્તિનો અનુભવ થશે? આ બધી શોધોના ફળરૂપી સાધનો હાથ લાગતાં પણ 'ખરેખર મેં બધું જ મેળવ્યું છે એ ભાવના કયારેય આપણને ઉદ્‌ભવશે?

આ બધી હકીકત બુદ્ધિમાન વર્ગને કાંઇક વિચારવા પ્રેરે છે. આપણી શોધોથી આપણને તો ફકત સાધનો જ ઉપલબ્ધ બનશે પણ કદીયે આપણું ધ્યેય જે આપણું સાધ્ય છે તેની પ્રાપ્તિ શકય નથી, પણ આપણું આજે સાંભળે છે કોણ? પાશ્ચિમાત્ય ચશ્મા ધારણ કર્યા પછી આપણું ગૌરવ આપણી સંસ્કૃતિ, અને આપણા મહાન પુર્વજો, જેમને આપણા ધ્યેય સબંધનું, આપણા સાધ્યનું વર્ષોની તપશ્ચર્યા અને અતિકષ્ટ પછી જે તત્વ એકઠું કર્યું છે અને જેનો સાર આ સંસાર અસાર છે એમ દર્શાવ્યું છે તેમને ફકત એક શબ્દમાં સમજી અને સમજાવીને આપણે સંતોષ માન્યો છે.

આપણા મત અનુસાર તેઓ તો ફકત 'અંધશ્રધ્ધાળુ' જ હતા. [illegible] એટલે [illegible] અરવાન જ ગણાય પણ તેઓની પાછળ 'શ્રધ્ધાળુ' એ શબ્દ પ્રયોગ કાંઇ કાઢી નાખવા જેવો નથી. ભાઇઓ! આજના જમાનામાં એ શ્રધ્ધા કોઇનામાં નથી જે શ્રધ્ધા દ્વારા આ શાસ્ત્રોનું તેઓએ સર્જન કર્યું છે અને જેમાં માનવ જીવનનું ધ્યેય શું છે અને આપણું સાધ્ય શું છે એ તત્વજ્ઞાન સમજાવ્યું છે પણ અગાઉ જણાવ્યા પ્રમાણે મનુષ્યને જો ચીર સ્થાયી શાન્તિ જોઇતી હોય તો આપણને જેટલી 'શ્રધ્ધા' વિજ્ઞાનમાં છે તેટલી જ શ્રધ્ધા આપણા પ્રચિન વેદ ગ્રંથોમાં વિગેરેમાં રાખવી એ મારી દ્રષ્ટિએ જરૂરી છે, કારણ કે ખરૂં જોતાં અને વિચાર કરતાં વિજ્ઞાન એ તો ફકત એ મૂળ જ્ઞાનનું વિભાજન જ છે. જ્ઞાન પ્રાપ્ત કરવા અને પોતાના લક્ષ્યબિંદુએ પહોંચવા આપણા વેદોનો આપણે આશ્રય લેવો એ જ યોગ્ય અને દુનિયાના દરેકને માટે કલ્યાણકારી માર્ગ છે. સાચું જ્ઞાન તો એજ છે કે જે મેળવ્યા પછી કાંઇ મેળવવાનું જ ન રહે. જ્યાં દુઃખ કે ગ્લાનિ જેવી વસ્તુ જ ન રહે અને સર્વત્ર આનંદ આનંદ રહે એ આજનું નિમગ્ન મનુષ્ય પોતાને ધન્ય માને. આટલું મેળવ્યા પછી જ્યારે દુનિયામાં કિંમતીમાં કિમતી વસ્તુઓ પણ તુચ્છ લાગે ત્યારે એ સુખની પરાકાષ્ટાએ પહોંચવું સુલભ બની જાય છે પણ તેને માટેની તિતિક્ષા, શ્રધ્ધા અને સતત પ્રયત્નો જ એ સફળતા પ્રાપ્ત કરાવી શકે છે.



## આવશ્યક સુચના

(૧) મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા સબંધીત, આર્ય સમાજોના અધિકારીઓને નમ્ર નિવેદન છે કે પોતાની સમાજોનુ દશાંશ તથા ચાલુ વર્ષ (૧૯૬૫-૬૬) નું ફોર્મ ભરીને સભા કાર્યાલયમાં તરત જ મોકલી આપે.

(૨) આર્ય પ્રકાશના ગ્રાહકો પોતાનું લવાજમ તુરત જ મની-ઓર્ડર દ્વારા નીચે મુજબ શરનામા ઉપર મોકલી આપવા વિનંતી છે.

**આર્ય પ્રકાશ**
(સાપ્તાહિક)
કારેલી બાગ, વડોદરા.

## બનો દયાનંદના ચેલા

[રાગ કાચબા કાચબીનો]

[illegible] ચેલા, થઓ પ્રભુ પ્રેમમાં ઘેલા. ટેક.
સાચો [illegible] વેદનુ લેજો જ્ઞાન;
સત્યનો મારગ સાફ ભળાશે, ટળી [illegible]
ઋષીતણા ગ્રંથને વાંચો; મળી જાશે પંથ તો સાચો. (૧)

અમને નિયમ પાળવા મંડો; જોડો પ્રભુથી પ્રિત;
જાતને પંથના વાડા મૂકો, ઝાલોને પંથ ઉચિત.
કર્મ ભકિત જ્ઞાનમાં લાગો; અવિદ્યાથી દુર તો ભાગો. (૨)

કર્મ વિના ના કાંઇ મળે છે, જાણોને એજ જરૂર;
મૂર્તિ પૂજા વેદમાં નથી. રહેવું તેથી નિત્ય દુર.
પ્રભુ ઘટઘીમાં વ્યાપ્યો; એવો બોધ વેદમાં આપ્યો (૩)

માંગો પ્રભુથી કાયમ એકજ, આપો સુબુદ્ધિ હે નાથ;
દુઃખ તો થાશે દૂર બધાયે, રેશે વ્હાલો નિત્ય સાથ.
વેદ તણા શરણે જાઓ, પ્રભુ તણાં ગુણને ગાઓ. (૪)

'જીવન'માં આનંદ જો ઇચ્છો, પ્રભુ છે આનંદ રૂપ;
સત અત આનંદ નાથ છે મારો, ભુપ તણો એ ભૂપ;
નથી એનો જગમાં જોટો, પ્રભુથી ના કોઈ છે મોટો. (૫)

— આર્ય કવિ જીવનલાલ રાઠોડ,
વડોદરા.

મુદ્રક તથા પ્રકાશક બાલકૃષ્ણ પી. ત્રિવેદી દ્વારા આ પત્ર આર. પી. આર્ય પ્રકાશ પ્રી. પ્રેસ, કાકડવાડી, મુંબઇ-૪ માલિકોએ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા માટે છપાવી પ્રસિધ્ધ કરવામાં આવ્યું છે.

